# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક



'મને હજુ સુધી ઘણી ખોળ કરતાં લાયક માણસ મળી શકતો નથી. તમો લખો છો તેવા જ માણસની મારે જરૂર છે.

મારે કાંઈ ખાલી જ્ઞાનવાળો જોઈએ તેવું નહિ, કેમ કે જ્ઞાન તો હું જોઈએ તેટલું આપી શકીશ પણ તેનામાં ચોકસાઈ, કાળજીના ગુણો જોઈએ; ધીરજ અને સ્વસ્થતા જોઈએ અને કાંઈ જાતની કુટેવ ન જોઈએ.

જ્ઞાન તો જ્યારે જોઈએ ત્યારે મળી શકે પણ કુટેવો પડી હોય તે નીકળી શકે નહિ અને રીતભાત સુધરી શકે નહિ.'

ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર

[(શ્રી ગુલાબભાઈ ગોવિંદજી પરના તા. ૫-૭-૧૯૧૫ના પત્રમાંથી). 'ગજ્જરની જીવનકથા' લેખકો–અશ્વિન ત્રિવેદી, સાં. જે. શાહ, ર. કે. શાહ. સને ૧૯૬૦ પૃ. ૧૨૪]



૩
૧
શરદ · ૧૯૬૩
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

અભ્યાસ સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર વર્ષ ૩ · અંક ૧ ઑગસ્ટ ૧૯૬૩

## અનુક્રમ



૧૪૨૪૯

*

## સંપાદકના બે બોલ

'અભ્યાસ'નું ત્રીજું વર્ષ શરૂ થાય છે તે પ્રસંગે સહુની શુભેચ્છા અને સહાય નવા વર્ષમાં સતત મળતી રહેશે એવી આશા છે. નવા ત્રીજા વર્ષના સહુ ગ્રાહકમિત્રોનો આભાર.

ગુજરાત યુનિવર્સિટીના વિવિધ વિષયોના અભ્યાસક્રમોને અનુલક્ષીને કેટલીક ખાસ લેખમાળાઓ–મૌલિક અને અનુવાદિત–પ્રસિદ્ધ કરવાનું આ અંકથી શરૂ કર્યું છે. વિદ્યાર્થીમિત્રોને તે ઉપયોગી નીવડશે એવી અપેક્ષા છે.

*

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'અભ્યાસ'ના પહેલા તથા બીજા વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ ઉપલબ્ધ છે. દરેક સેટની કિંમત દસ રૂપિયા.

*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

यावद्धेतुफलावेशः संसारस्तावदायतः।
क्षीणे हेतुफलावेशे संसारं न प्रपद्यते॥ ५६॥

—गौडपादाचार्यः॥

**ભાવાર્થ:** જ્યાં સુધી કાર્યકારણભાવનો આગ્રહ રહ્યા કરે છે ત્યાં સુધી સંસાર વિસ્તરેલો રહે છે. જ્યારે કાર્યકારણભાવનો આગ્રહ ક્ષીણ થાય છે ત્યારે પુરુષ સંસારને પામતો નથી.

**નોંધ:** ગૌડપાદાચાર્યે કાર્યકારણભાવને અવાસ્તવિક દર્શાવ્યો છે. અનેક દલીલો દ્વારા તેમણે પ્રતિપાદન કર્યું છે કે કાર્ય અને કારણનો સંબંધ સિદ્ધ થતો નથી. સામાન્ય રીતે મનુષ્યો કાર્યકારણભાવના ચોકડામાં વિચારે છે અને દરેક ઘટના કે પદાર્થનું કારણ શોધવાનો યત્ન કરે છે. જગતનો કોઈ પણ પદાર્થ કોઈ પણ સ્થળમાં કોઈ પણ કાળમાં કોઈ પણ કારણમાંથી ઉત્પન્ન થાય છે એવી વિચારસરણી સ્વાભાવિક રીતે મનુષ્યના મનમાં પ્રગટ થાય છે અને તેને જગતનું કોઈ પણ કારણ માનવાને પ્રેરે છે.

જગતની ઉત્પત્તિ સંબંધી અનેક મતો પ્રચલિત થયા છે. સાંખ્યવાદીઓ ત્રિગુણાત્મિકા પ્રકૃતિમાંથી જગત ઉત્પન્ન થયું છે એમ માને છે. તેમના મત પ્રમાણે પ્રકૃતિ જગતરૂપે પરિણામ પામે છે. તેઓ કાર્યને કારણનું તાત્ત્વિક પરિણામ (Transformation) માને છે. તેમના મતને પરિણામવાદ કહેવામાં આવે છે. કાર્ય પોતાની ઉત્પત્તિ થતાં પહેલાં કારણમાં હોય છે, એમ તેઓ માને છે. ઘટ પોતાની ઉત્પત્તિ થતાં પહેલાં મૃત્તિકામાં હોય છે અને મૃત્તિકા જ ઘટરૂપે પરિણામ પામે છે, એવો મત તેઓ ધરાવે છે. તેમના આ પ્રકારના મતને સત્કાર્યવાદ કહેવામાં આવે છે.

વૈશેષિકો અને નૈયાયિકો કાર્ય પોતાની ઉત્પત્તિ થતાં પહેલાં કારણમાં હોતું નથી એમ માને છે. વસ્ત્ર તેની ઉત્પત્તિ થતાં પહેલાં હોતું નથી; પણ તે તંતુઓમાંથી ઉત્પન્ન થતી નવી જ વસ્તુ છે. તેમના મત પ્રમાણે તંતુઓમાંથી ઉત્પન્ન થતું વસ્ત્ર તંતુસમુદાયથી ભિન્ન જ છે. આ પ્રકારના તેમના સિદ્ધાન્તને આરંભવાદ અથવા અસત્કાર્યવાદ કહેવામાં આવે છે.

સૌત્રાન્તિક અને વૈભાષિક બૌદ્ધોના મત પ્રમાણે ઉપાદાન કારણોનો સમુદાય અથવા સંઘાત જ કાર્ય છે. પટરૂપી કાર્ય તંતુઓનો સમુદાય જ છે. આ સંઘાત જ ક્ષણે ક્ષણે નવો નવો ઉત્પન્ન થાય છે. તેમના આ પ્રકારના મતને સંઘાતવાદ કહેવામાં આવે છે. તેઓ માને છે કે ઉપાદાન કારણ (Material Cause) પોતાના વિનાશ દ્વારા જ કાર્યને ઉત્પન્ન કરે છે.

વિજ્ઞાનવાદી બૌદ્ધોના મત પ્રમાણે વિજ્ઞાનસ્વરૂપ આત્મા જ ક્ષણે ક્ષણે નવા નવા બાહ્ય વિષયો રૂપે ભાસે છે. વિજ્ઞાન જ ઘટ પટ વગેરે સ્વરૂપે ભાસે છે. આ તેમના મતને આત્મખ્યાતિ કહેવામાં આવે છે.

શૂન્યવાદી બૌદ્ધોના મત પ્રમાણે અસત્ જ કાર્યરૂપે પ્રતિક્ષણ ભાસે છે. આ મતને અસત્ખ્યાતિ કહેવામાં આવે છે.

ગૌડપાદાચાર્ય કાર્ય-કારણભાવ (Causality)નું ખંડન કરે છે. કાર્યકારણભાવ અજ્ઞાનજનિત હોઈ મિથ્યા છે એમ તે પ્રતિપાદન કરે છે. તે દર્શાવે છે કે જ્યાં સુધી સમ્યગ્દર્શનથી કાર્યકારણભાવનો આગ્રહ (Attachment) ક્ષીણ થતો નથી ત્યાં સુધી જન્મ-મરણરૂપી સંસારની ઘટમાળનો અંત આવતો નથી.

કાર્યકારણભાવ વિષે પ્રવર્તતા અનેક મતોનું તે ખંડન કરે છે. સાંખ્યવાદીઓના સત્કાર્યવાદનું તે સરસ ખંડન કરે છે. સાંખ્યવાદીઓ અજન્મા પ્રકૃતિ જગતરૂપે પરિણામ પામે છે એવો સિદ્ધાન્ત રજૂ કરે છે. તેનો અર્થ એ થાય છે કે અજન્મા પ્રકૃતિ કાર્યરૂપે જન્મે છે. ગૌડપાદાચાર્ય દલીલ કરે છે કે જે પ્રકૃતિને સાંખ્યવાદીઓ અજ કહે છે તે કાર્યરૂપે જન્મે છે એમ શી રીતે કહી શકાય? પ્રકૃતિ જો જગતરૂપે પરિણામ પામે

– કાર્યરૂપે જન્મે તો તેને અજ (Birthless) કહી શકાય ખરી? સાંખ્યવાદીઓ પ્રકૃતિને નિત્ય માને છે. પરંતુ જેના એક દેશમાં પણ ફેરફાર થાય તેને નિત્ય કહી શકાય? વળી પ્રકૃતિને સાંખ્યવાદીઓ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોરૂપી અવયવોથી યુક્ત–ત્રિગુણાત્મિકા કહે છે. પરંતુ જે સાવયવ છે તેને નિત્ય (Eternal) કહી શકાય ખરી? સાવયવ ઘટ, પટ વગેરેના જેવી તે પણ અનિત્ય જ છે એમ સિદ્ધ થાય. જો કાર્ય અને કારણનો અભેદ માનવામાં આવે તો સ્વાભાવિક રીતે એ પ્રશ્ન ઉત્પન્ન થશે કે અજન્મા પ્રકૃતિ સાથે કાર્યનો અભેદ છે કે (જન્મ પામેલા) કાર્ય સાથે પ્રકૃતિનો અભેદ છે? જો કાર્યનો અજ પ્રકૃતિ સાથે અભેદ છે એમ કહેવામાં આવે તો કાર્ય પોતે અજન્મા છે એમ સિદ્ધ થાય અને જો અજન્મા પ્રકૃતિ ઉત્પન્ન થયેલા કાર્યથી અભિન્ન છે એમ માનવામાં આવે તો પ્રકૃતિ પણ ઉત્પન્ન થાય છે અને અનિત્ય છે એમ પુરવાર થાય. વળી જન્મરહિત પ્રકૃતિમાંથી જગત ઉત્પન્ન થાય છે એવો મત ધરાવતા આ સાંખ્યવાદીઓ કોઈ અનુત્પન્ન વસ્તુમાંથી કાર્યની ઉત્પત્તિ થતી હોય એવું દૃષ્ટાંત આપી શકતા નથી. આથી અનુત્પન્ન વસ્તુ કાંઈ પણ ઉત્પન્ન કરી શકતી નથી, એ પુરવાર થાય છે. જો ઉત્પન્ન થયેલા કારણમાંથી કાર્યની ઉત્પત્તિ થાય છે એમ માનવામાં આવે તો તે કારણનું કોઈ કારણ અને તેનું પણ કોઈ કારણ હોવું જોઇએ એવી અનવસ્થાનો પ્રસંગ આવે.

વૈશેષિકો અને નૈયાયિકો કાર્ય તેની ઉત્પત્તિની પહેલાં કારણમાં હોતું નથી એમ માને છે. તેમનો અસત્કાર્યવાદનો સિદ્ધાન્ત પણ ટકતો નથી કેમકે જે અસત્ છે (અસ્તિત્વ ધરાવતું નથી) તેની ઉત્પત્તિ કદી થઈ શકતી નથી. વળી જો પોતાની ઉત્પત્તિ થતાં પહેલાં કાર્ય કારણમાં હોય જ નહિ તો કારક (Agent) શાના પર વ્યાપાર કરી તેની ઉત્પત્તિ કરે? જો વસ્ત્ર પોતાની ઉત્પત્તિ થતાં પહેલાં કારણમાં હોય જ નહિ તો વણકર (કારક) અને તેની સામગ્રી શાના પર કાર્ય કરી તેને ઉત્પન્ન કરે? જો એમ કહેવામાં આવે કે તંતુઓ પર વણકર વ્યાપાર કરે તો તંતુઓ ઉત્પન્ન થાય છે, પટ નહિ એમ કહેવાનો પ્રસંગ આવે!

સત્કાર્યવાદીઓ – સાંખ્યવાદીઓ અસત્કાર્યવાદીઓનું ખંડન કરે છે અને અસત્કાર્યવાદીઓ – વૈશેષિકો અને નૈયાયિકો સત્કાર્યવાદીઓનું ખંડન કરે છે. આમ કાર્યકારણભાવ વિષે પ્રવર્તતા આ બન્ને મુખ્ય મતો એકબીજાનું ખંડન કરી અજાતિવાદ (The Doctrine of non-origination)ને સિદ્ધ કરવામાં અત્યંત ઉપકારક બને છે.

ગૌડપાદ અનેક યુક્તિઓ દ્વારા કાર્યકારણભાવનું ખંડન કરે છે. કાર્ય અને કારણની પ્રતીતિ થતી હોવાથી જો કોઈ કાર્યકારણભાવને સ્વીકારવા ઇચ્છે તો તેણે કાર્ય અને કારણનો ક્રમ દર્શાવવો જોઇએ. કાર્ય અને કારણ બન્ને એક જ કાળમાં ઉત્પન્ન થયેલાં માનવામાં આવે તો જેમ એક જ કાળમાં ઉત્પન્ન થયેલાં ગાયનાં ડાબા અને જમણા શીંગડા વચ્ચે કાર્યકારણનો સંબંધ સિદ્ધ થતો નથી તેમ તેમનો પણ કાર્ય અને કારણ તરીકે સંબંધ સિદ્ધ થઈ શકે નહિ.

જો કાર્યમાંથી કારણ ઉત્પન્ન થાય છે એમ માનવામાં આવે તો એનો અર્થ એ થાય કે જે હજી અસ્તિત્વમાં આવ્યું નથી, જે ઉત્પન્ન થનારું છે, જન્ય છે તેમાંથી કારણ જન્મે છે. અવિદ્યમાન કાર્યમાંથી કારણ ઉત્પન્ન થતું હોય તો તે પણ અવિદ્યમાન જ થાય અને અવિદ્યમાન કારણમાંથી અવિદ્યમાન કાર્ય જ ઉત્પન્ન થાય. આ રીતે બન્ને કાર્ય અને કારણ અસત્ સિદ્ધ થતાં તેમની વચ્ચે કોઈ સંબંધ સંભવે નહિ. જે અસ્તિત્વ ધરાવતાં જ નથી એવાં બે આકાશકુસુમો વચ્ચે જેમ કોઈ સંબંધ સંભવે નહિ તેમ અવિદ્યમાન કાર્ય અને કારણ વચ્ચે સંબંધ સંભવે નહિ આ રીતે જોતાં કાર્ય અને કારણનો સંબંધ જ સિદ્ધ થાય નહિ કેમકે સંબંધ તો બે વિદ્યમાન પદાર્થો વચ્ચે જ સંભવે છે.

આમ કાર્ય અને કારણ વચ્ચે સંબંધ સિદ્ધ થતો નથી છતાં જો એમ દલીલ કરવામાં આવે કે કાર્ય અને કારણ તેમનાં અસ્તિત્વ માટે એક બીજા પર આધાર રાખે છે એટલે કે કારણ કાર્યમાંથી ઉત્પન્ન થાય છે અને કાર્ય કારણમાંથી ઉત્પન્ન થાય છે એમ કહેવામાં આવે તો પણ તે બન્નેમાંથી કોણ કોની પહેલાં નિષ્પન્ન થયું છે તે કહી શકાશે નહિ. જો બે વસ્તુઓ પોતાનાં અસ્તિત્વ માટે એકબીજા પર આધાર રાખતી હોય તો

તે બન્નેમાંથી કોણ કોની પહેલાં નિષ્પન્ન થઈ તે કહી શકાશે નહિ, અને જો તે બેમાંથી એક વસ્તુ બીજી વસ્તુથી પૂર્વે ઉત્પન્ન થયેલી છે એમ સિદ્ધ થશે નહિ તો બીજી વસ્તુ પોતાના અસ્તિત્વ માટે તેના પર આધાર રાખે છે એ પણ સિદ્ધ થશે નહિ. આ રીતે વિચારતાં પણ કાર્યકારણભાવની સિદ્ધિ થતી નથી. જે કાર્યનું નિયત પૂર્વવર્તી (Invariable antecedent) હોય તે કારણ એવું કારણનું લક્ષણ છે. જો કાર્ય અને કારણ તેમનાં અસ્તિત્વ માટે એકબીજા પર આધાર રાખતાં હોય તો તેમાંથી ઉપરના લક્ષણ પ્રમાણે જોતાં કયું કારણ અને કયું કાર્ય તે કહી શકાશે નહિ.

કારણ અને કાર્ય પરસ્પર સાપેક્ષ હોવાથી તે બન્નેમાંથી કોણ પહેલું અને કોણ પછી – એ સિદ્ધ થઈ શકતું નથી અને પૂર્વાપરભાવ સિદ્ધ થયા વિના કાર્યકારણભાવ સિદ્ધ થતો નહિ. કારણનો ખયાલ જ કાર્યના ખયાલ વિના આવતો નથી અને કાર્યનો ખયાલ કારણના ખયાલ વિના આવતો નથી. આથી તેમનો પૂર્વાપરભાવ સિદ્ધ થતો નથી અને તેથી કાર્યકારણભાવ પણ સિદ્ધ થતો નથી. કાર્યકારણભાવ સિદ્ધ થતો નથી એટલે કશું જ ઉત્પન્ન થતું નથી, એમ આપોઆપ સિદ્ધ થઈ જાય છે. આમ ઉત્પત્તિ અથવા જન્મનો ખયાલ અજ્ઞાનજનિત છે એમ સિદ્ધ થાય છે.

હવે જો એવી દલીલ કરવામાં આવે કે જેમ બીજ અંકુરને ઉત્પન્ન કરે છે અને અંકુર બીજને ઉત્પન્ન કરે છે તેમ કાર્ય કારણને ઉત્પન્ન કરે અને કારણ કાર્યને ઉત્પન્ન કરે એવો પરસ્પર કાર્યકારણભાવ માનવામાં આવતાં કોઈ દોષ આવશે નહિ તો તેનો પ્રત્યુત્તર એ છે કે બીજ અને અંકુરનો કાર્યકારણભાવ સિદ્ધ થયો નથી. કાર્યકારણભાવરૂપી સાધ્યને સિદ્ધ કરવા માટે આપેલું બીજ અને અંકુરનું દૃષ્ટાન્ત સાધ્યના જેવું જ છે એટલે બીજ અને અંકુરનો કાર્યકારણભાવ હજુ સિદ્ધ કરવાનો છે અને જે દૃષ્ટાન્ત સિદ્ધ ન થયું હોય તે સાધ્યની સિદ્ધિ માટે અપાય નહિ.

આ પ્રકારે અનેક યુક્તિઓ દ્વારા ગૌડપાદાચાર્ય કાર્યકારણભાવનું ખંડન કરે છે અને અજાતિવાદનું સ્થાપન કરે છે. તેમના સિદ્ધાન્ત પ્રમાણે વાસ્તવિક દૃષ્ટિએ જોતાં કોઈ પણ વસ્તુનો જન્મ થતો નથી. કોઈ પણ વસ્તુના જન્મ માટે તે શક્ય તેટલા વિકલ્પો દર્શાવે છે અને કશું ય પણ વાસ્તવિક દૃષ્ટિએ જન્મ પામતું નથી એમ સિદ્ધ કરે છે. કોઈ પણ વસ્તુ પોતે પોતાને ઉત્પન્ન કરી શકે નહિ; ઘટ ઘટને ઉત્પન્ન કરી શકે નહિ. કોઈ પણ વસ્તુ બીજી વસ્તુમાંથી ઉત્પન્ન થાય નહિ; ઘટ પટમાંથી ઉત્પન્ન થાય નહિ તેમ જ કોઈ પણ વસ્તુ પોતાનામાંથી તથા પરમાંથી એમ બન્નેમાંથી ઉત્પન્ન થઈ શકે નહિ; ઘટ ઘટ અને પટ એ બન્નેમાંથી ઉત્પન્ન થઈ શકે નહિ. વળી જે વિદ્યમાન છે – સત્ છે તે કદી ઉત્પન્ન થતું નથી, અને જે અવિદ્યમાન છે તે પણ કદી ઉત્પન્ન થતું નથી; શશશૃંગ કદી ઉત્પન્ન થતું નથી અને સદસત્ વસ્તુ પણ ઉત્પન્ન થતી નથી, કેમકે એક જ વસ્તુ સત્ અને અસત્ બન્ને (પરસ્પર વિરોધી હોવાથી) સંભવે નહિ. આ રીતે જોતાં કોઈ જ વસ્તુ ઉત્પન્ન થતી નથી એમ સિદ્ધ થાય છે.

કાર્યકારણભાવના નિયમને તર્ક દ્વારા તપાસી જોતાં તે સિદ્ધ થતો નથી. કારણને સિદ્ધ કરવા માટે કાર્યનો ઉલ્લેખ કરવો પડે છે અને કાર્યને સિદ્ધ કરવા માટે કારણનો ઉલ્લેખ કરવો પડે છે. આમ બન્નેનો અન્યોન્યાશ્રય થતો હોવાથી કાર્યકારણભાવની સિદ્ધિ થતી નથી. વળી જે કાર્યકારણભાવ સર્વ તર્કની પ્રક્રિયાના (The process of reasoning) મૂળમાં છે તેની તર્ક દ્વારા શી રીતે સિદ્ધિ થઈ શકે? જે કાંઈ ઉત્પન્ન થાય છે તે સાપેક્ષ દૃષ્ટિએ (સંવૃતિથી) ઉત્પન્ન થાય છે. વાસ્તવિક દૃષ્ટિએ જોતાં કશું જ કશામાંથી ઉત્પન્ન થતું નથી. સુવર્ણમાંથી ઉત્પન્ન થતા સુવર્ણના વિકારો – અલંકારો વાણીમાંથી ઉત્પન્ન થતાં નામો જ છે, તેમાં સુવર્ણ એ જ સત્ય છે કેમકે અલંકારોનું સુવર્ણથી ભિન્ન એવું સ્વતંત્ર અસ્તિત્વ નથી. જેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી તે સત્ય નથી. કાર્યનું કારણથી ભિન્ન એવું સ્વતંત્ર અસ્તિત્વ નથી માટે કાર્ય સત્ય નથી. આ રીતે વિચારતાં જગતરૂપી કાર્ય પણ અસત્ છે એમ સિદ્ધ થાય છે.

કાર્યકારણભાવ અસત્ છે છતાં તત્ત્વના અજ્ઞાનને લીધે મનુષ્યને તેનો અભિનિવેશ (Obsession) રહ્યા કરે છે. જેમ ભૂત વગેરેનો વળગાડ મંત્રોથી દૂર થાય છે તેમ અસત્નો અભિનિવેશ આત્મજ્ઞાનથી દૂર થાય છે અને તેમ થતાં જન્મ-મરણરૂપી સંસારનો અંત આવે છે – મોક્ષ થાય છે.

[લેખક અને સંપાદક : એ. જી. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# સ્વરાજ્ય અને સુરાજ્ય

**બાળ ગંગાધર ટિળક**

[લોકમાન્ય ટિળકે 'કેસરી'ના તા. ૯ એપ્રિલ ૧૯૦૭ના અંકમાં લખેલા સંપાદકીયનો શ્રીમતી પૂર્ણિમા પુ. માવળંકરે કરેલો અનુવાદ]

**મનમાં** ઉદ્ભવતા વિચારો અને મુખ દ્વારા નીકળનારા શબ્દો વચ્ચેનો સંબંધ નિત્ય હો કે અનિત્ય હો, એટલી વાત તો ચોક્કસ છે કે વિચાર જો અધકચરો અથવા અસ્પષ્ટ હોય તો એ વિચારોના સૂચક જે શબ્દો મુખમાંથી નીકળે તે પણ અસ્પષ્ટ અથવા સંદિગ્ધ હોવાના; અને બીજી તરફ એવું પણ અનુમાન કરી શકાય કે જેમના વક્તવ્યમાં અને શબ્દોમાં ડખો છે, એમના વિચારોમાં પણ ડખો જ હોવાનો. વાણી અને અર્થનો આ સંબંધ ખૂબ મહત્ત્વનો છે અને ઘણી વાર ભણેલા લોકો પણ પોતાના વિચારોમાંની અસંબદ્ધતા અથવા અસ્પષ્ટતા શબ્દોના આડંબરથી ઢાંકવાનો પ્રયત્ન કરતા હોય છે. આપણને શું જોઇએ છે એ વિષે આપણા મનમાં નિશ્ચિત કલ્પના હોય એટલે મુખ દ્વારા અથવા લખાણ દ્વારા નીકળનારા શબ્દો પણ એવા જ નિશ્ચયાત્મક નીકળતા હોય છે; કારણ મનમાં જે વિચાર ચાલતો હોય છે તે પણ શબ્દોથી જ ચાલતો હોય છે એવો સામાન્ય અનુભવ છે. ઘણી વાર એવું પણ બનવા પામે છે કે એકાદ શબ્દ અથવા વાક્ય ક્યાંક આપણે વાંચ્યું હોય કે ખાસ પ્રસંગે સાંભળ્યું હોય તો તે કોઈ કારણસર તરત મનમાં ચોંટી જાય છે. પરંતુ એના અર્થની ચોખવટ થઇ ન હોવાથી એ શબ્દના રૂઢ અર્થની સાથે બીજા જે આનુસંગિક અર્થ હોય છે તે પણ મનમાં ચોંટતાં, સદર શબ્દ અથવા વાકયના એકંદર અર્થ વિષે એક પ્રકારની ભ્રામક બુદ્ધિ મનમાં ઉત્પન્ન થાય છે. આ રીતે ઉત્પન્ન થએલા અર્થની સંદિગ્ધતાને કારણે, તે વિષેની વિચારસરણીમાં પણ એ જ દોષ ઉત્પન્ન થતો હોય છે. એનો તાજો દાખલો, 'બંધારણીય' અને 'કાયદેસર' એ શબ્દો, જે વાખ્યા અમે અગાઉ કરી છે એ ઉપરથી વાચકોના ધ્યાનમાં આવ્યું હશે છે. આજે એ જ રીતે 'સ્વરાજ્ય' અને 'સુરાજ્ય' એ શબ્દોની વાખ્યા કરવાની છે. ગઈ કૉંગ્રેસમાં શ્રી. દાદાભાઈ નવરોજીએ પ્રમુખપદેથી કરેલા પોતાના ભાષણમાં આ બંને શબ્દો વાપરેલા છે; અને ત્યારથી સ્વરાજ્ય-પ્રાપ્તિ કરવી એ આપણી ચળવળોનો અંતિમ હેતુ છે એમ સૌ છડેચોક બોલવા લાગ્યા છે. દાદાભાઇ નવરોજીએ 'સ્વરાજ્યની તરસ સુરાજ્યથી છીપતી નથી' એવા અર્થનું એક પ્રસિદ્ધ અંગ્રેજી મુત્સદ્દીનું વાક્ય પણ પોતાના ભાષણની શરૂઆતમાં કહ્યું હતું અને એમના બોલવાનો આશય એવો હતો કે માત્ર 'સુરાજ્ય'થી આપણી રાજકીય ઉત્કર્ષની ઇચ્છા તૃપ્ત થતી નથી. તેથી આપણે 'સ્વરાજ્ય' જોઇએ છે. આ 'સ્વરાજ્ય' કેવી રીતે મેળવવાનું એ એક અલગ પ્રશ્ન છે; પરંતુ એ પહેલાં 'સ્વરાજ્ય' એટલે શું એ વિષે ખુલાસો થવો જોઈએ. તાજેતરમાં બ્રહ્માણપુરમાં ભરાએલી બંગાળની પ્રાંતિક સભામાં બાબુ સુરેન્દ્રનાથ, બાબુ બિપિનચંદ્ર પાલ વગેરે મોટા નેતાઓમાં આ વિષે ખૂબ મતભેદ થયો હતો. આ શબ્દોનો અર્થવિસ્તાર કરવાનું અને રાષ્ટ્રીય સભાના અંતિમ હેતુ કહેતી વખતે કયા અર્થમાં આપણે એ (શબ્દ) વાપરીએ છીએ એનો થોડો ઘણો ખુલાસો કરવો એ કેટલું જરૂરી છે એ વાચકોને સમજાશે.

'સ્વરાજ્ય' બોલ્યા એટલે અનેક જાતની કલ્પના મન સમક્ષ ખડી થાય છે. 'સ્વરાજ્ય' અને 'સ્વારાજ્ય' એ શબ્દો વૈદિક મંત્રોમાં પણ વપરાએલા દેખાય છે; અને 'સ્વરાજ્ય' શબ્દમાંના 'સ્વ' શબ્દથી પ્રથમ દૃષ્ટિએ પોતાપણાનો ભાવ થાય છે. સામાન્ય મનુષ્યને 'સ્વરાજ્ય' એટલે શું એમ જો પૂછીએ તો એ તરત જ એવો જવાબ આપશે કે, 'એમાં શું છે? સ્વરાજ્ય એટલે આપણું રાજ્ય.' પરંતુ આટલા જવાબથી ચોક્કસાઈવાળા મનુષ્યનું સમાધાન થવું શક્ય નથી. આપણું રાજ્ય એટલે શું? એવો પ્રશ્ન સામે એ ફરી પૂછશે. આપણું એટલે આપણી જ્ઞાતિનું, આપણામાંના નેતાઓનું, આપણા ધર્મવાળાઓનું અથવા આપણી પ્રજાનું અથવા આપણા દેશમાં અગર ધર્મમાં ઉત્પન્ન થએલા રાજાનું? એવા અનેક પ્રશ્નો 'આપણું' એ શબ્દના અર્થનો વિચાર

કરતાં સ્વાભાવિક રીતે ઉદ્ભવે છે. જે વખતે પ્રજા અને રાજા બંને એક જ ધર્મમાંના, એક જ દેશમાંના, એક જ જ્ઞાતિના અને એક જ પ્રકારના હિતાહિત-સંબંધવાળા હોવાથી રાજા હંમેશ પ્રજાના હિત વિષે તત્પર અને દક્ષ હોય છે, ત્યારે પ્રજાને પોતાના પરનું રાજ્ય સ્વરાજ્ય છે એમ લાગવું તદ્દન સ્વાભાવિક છે. 'રામરાજ્ય' એ આવી જ જાતનું સ્વરાજ્ય હતું. પણ રાજાઓ સત્તાના અભિમાનથી અથવા અન્ય કારણોસર અંધ બની પ્રજાના હિત પ્રત્યે દુર્લક્ષ કરવા લાગ્યા અથવા જુલમી બન્યા તેથી સ્વધર્મમાંના અથવા સ્વદેશમાંના રાજા હોવા છતાં પણ એમનું રાજ્ય લોકોને અણગમતું થવા લાગે છે.

પેશ્વાઈની આખરમાં આવી સ્થિતિ હતી, અને તેથી જ બાજીરાવનું રાજ્ય ગયા બાદ અંગ્રેજોનું રાજ્ય થયું એનું લોકોને કંઈ ખાસ દુઃખ થયું નહિ. સ્વદેશી રાજાનું રાજ્ય, એ અર્થમાં તેઓ એ સ્વરાજ્યનો તે વખતે ઉપભોગ કરતા હતા. પણ એમનો રાજ્યકારભાર અવ્યવસ્થિત હોવાથી તે રાજ્ય સુખકારક નહોતું. 'સ્વરાજ્ય' શબ્દનો અર્થ બે રીતે થઈ શકે છે: એક 'સુવ્યવસ્થિત રાજ્ય' અને બીજો 'સુખકારક રાજ્ય'. આ બીજા અર્થમાં, પેશ્વાઈની આખરમાં સ્વદેશી બાજીરાવનું રાજ્ય 'સ્વરાજ્ય' નહોતું એમ કહી શકાય. હવે, આથી વિરુદ્ધ બીજાં ઉદાહરણો પણ છે. રાજા સ્વદેશી હોઈ પોતાના ધર્મનો છે અને એની રાજ્યવ્યવસ્થા પણ શિસ્તબદ્ધ અથવા સીધેસીધી છે. દા. ત. રશિયામાંની હાલની રાજ્યપદ્ધતિ લઇએ: રશિયાના ઝાર રશિયન લોકોને માટે ધર્મથી અથવા જ્ઞાતિથી પરાયા નથી; એટલું જ નહિ પણ એમના હાથ નીચે પ્રજાની સાંપત્તિક સ્થિતિ સુધારી એ પ્રજા જાહોજલાલી ભોગવે અને દેશમાં અધિકાધિક પૈસો આવી તે લોકોમાં કાયમનો રહે એવી એમની ઇચ્છા છે. તેમ છતાં ઝારસાહેબ પોતાની પ્રજાને જેટલું સ્વાતંત્ર્ય આપવું જોઇએ, તેટલું આપતા ન હોવાથી અથવા રાજ્યવહીવટમાં એમની સલાહસંમતિ ન લેતા હોવાથી એમનું રાજ્ય પ્રજાને સુખકારક લાગતું નથી. એક રીતે એમ પણ કહી શકાય કે રશિયામાં 'સ્વરાજ્ય' એટલે સ્વદેશી રાજાનું રાજ્ય છે અને તે શિસ્તની દૃષ્ટિએ જોઇએ તો એ 'સુરાજ્ય' પણ છે; પણ લોકોને સુખકારક રાજ્ય એ અર્થથી જોઈએ તો 'સુરાજ્ય' નથી. સ્વરાજ્ય અને સુરાજ્ય શબ્દોનો ઉપયોગ કરતી વખતે એમના અર્થની છણાવટ કરવાની કેટલી જરૂર છે તે આ ઉપરથી ખયાલમાં આવશે. એક અર્થમાં રશિયામાંનું ઝારસાહેબનું રાજ્ય સ્વરાજ્ય છે અને સુરાજ્ય પણ છે; એટલે તે સ્વદેશી રાજાનું રાજ્ય છે અને ત્યાંનો રાજ્યવહીવટ પણ સરળ ચાલે છે. પણ આ રાજ્ય પ્રજાના મત પ્રમાણે ચાલતું નથી; અને 'સ્વરાજ્ય' શબ્દનો અર્થ 'સ્વ' એટલે પ્રજાના મત પ્રમાણે ચાલનારું રાજ્ય એવો જો કર્યો તો રશિયામાંનું રાજ્ય સુરાજ્ય હોય તો પણ સ્વરાજ્ય નથી એમ જ કહેવું પડશે. રશિયામાંની પ્રજા હમણાં જે ચળવળ કરે છે તે આ બીજા અર્થમાં સ્વરાજ્યની પ્રાપ્તિ થવા માટે છે. એમના દેશમાંના રાજા કંઈ પરાયા નથી અને એમની રાજ્યપદ્ધતિ શિસ્તબદ્ધ નથી એવું પણ કહેવાય નહિ. પરંતુ એમની રાજ્યપદ્ધતિ લોકતંત્રથી ચાલતી ન હોવાથી એની પ્રજાને આપણે સ્વરાજ્યમાં છીએ એમ લાગતું નથી. સારાંશ, સ્વરાજ્ય એ શબ્દ બંધારણીય રાજ્યપદ્ધતિને જ ઘણી વાર લગાડવામાં આવે છે.

જે રાજ્યનો વહીવટ પ્રજાના અથવા પ્રજાપક્ષના તંત્રથી ચાલે તે જ ખરું સ્વરાજ્ય છે, એમ કહેનારા ઘણા લોક છે. એમના મત પ્રમાણે 'સ્વરાજ્ય'માંનો 'સ્વ' શબ્દનો અર્થ માત્ર સ્વદેશી રાજાનું રાજ્ય એવો નહિ પણ 'સ્વ' એટલે પ્રજાના તંત્રથી ચાલતું રાજ્ય એવો છે. આ દૃષ્ટિએ જોઇએ તો રશિયામાં જ શું પણ હિંદુસ્તાનમાંનાં દેશી રજવાડાંનું રાજ્ય પણ સાચું સ્વરાજ્ય નથી, એમ કહેવું પડશે. માત્ર સ્વદેશી રાજા હોય એટલેથી કંઈ કામ પતતું નથી. કદાચ એની રાજ્યપદ્ધતિ શિસ્તબદ્ધ નહિ હોય અને કદાચ જો શિસ્તબદ્ધ હોય તો પણ લોકોને સુખકારક નહિ હોય. કારણ શિસ્ત અને સુખ એ બંને હંમેશ એકત્ર રહે છે જ એવું નથી. જેલમાંની વ્યવસ્થા ખૂબ શિસ્તબદ્ધ હોય છે, પણ એનાથી જેલમાંના કેદીને તે ક્યારે ય સુખકારક લાગતી નથી. પ્રજામાં ઘણુંખરું બધાને, કંઈ નહિ તો સમજદાર લોકોને તો, સ્વાતંત્ર્યસુખનું અત્યંત મહત્ત્વ લાગતું હોય છે, અને જે રાજ્યમાં આ સ્વાતંત્ર્યસુખનો લોપ થાય છે તે બીજી દૃષ્ટિએ ગમે તેટલું શિસ્તબદ્ધ

હોય તો પણ લોકોને સુખકારક થતું નથી. શિસ્તબદ્ધ એ અર્થમાં સુરાજ્ય એ શબ્દ એને લગાડી શકાશે, પણ સુખની દૃષ્ટિએ જોઇએ તો એ રાજ્ય સુરાજ્ય છે એમ કહી શકાશે નહિ. જર્મનીમાં સોશિયલિસ્ટ લોકોની હમણાં જે ચળવળ ચાલુ છે એનું સમર્થન આ જ તત્ત્વ પર કરવું જોઇએ. જર્મન બાદશાહ જર્મનીમાં કંઈ પરાયા નથી; અને જર્મન રાષ્ટ્રનો વેપાર, સંપત્તિ અને દરજ્જો વધારવા માટે તે હંમેશ પ્રયત્ન કરતા હોય છે. છતાં પણ એમની પ્રજામાંના ઘણા લોકોને આ વ્યવસ્થા સુખકારક લાગતી નથી, અને તેથી રાજ્ય-વહીવટ પોતાના તંત્રથી ચાલે એવા પ્રકારની રાજ્ય-વ્યવસ્થા કરવા માટે તેઓ મથામણ કરે છે. બીજા ઘણા દેશોમાં પણ આ જ રીત ચાલુ છે; અને જગતમાં જેમ જેમ શિક્ષણનો વધુ ને વધુ ફેલાવો થશે તેમ તેમ કેવળ સ્વદેશી રાજા અને સુવ્યવસ્થિત રાજ્યવહીવટ માત્રથી લોકોને સંતોષ થવો વધુ ને વધુ મુશ્કેલ બનતું જશે. એટલું જ નહિ પણ 'પ્રજાસત્તાક રાજ્ય સિવાય ખરું સ્વરાજ્ય જ નથી' એવું કહેવા સુધી પણ લોકોની મજલ આવી પહોંચશે; અને આ સિવાય બીજું રાજ્ય સુરાજ્ય હોવાનું નહિ એવું પણ લોકોને લાગવા માંડશે. સ્વરાજ્ય અને સુરાજ્યની આ અંતિમ એકવાક્યતા છે. પરંતુ આ થતા પહેલાં દરેકના જે અનેક વિભાગો છે તે હંમેશ નજર સમક્ષ રાખવાની જરૂર છે.

સુરાજ્ય એટલે માત્ર સરળતાથી અથવા કાયદાથી, શિસ્તથી અગર નિયમથી ચાલતું રાજ્ય – એવો અર્થ જો લઇએ તો અંગ્રેજ સરકારનું હિંદુસ્તાનમાંનું અત્યારનું રાજ્ય સુરાજ્ય છે એવું કોઇને ય કબૂલ કરવું જ રહ્યું. એટલું જ નહિ પણ અંગ્રેજોની આ ટાપટીપને કારણે અને શિસ્તને કારણે જ છેલ્લા બાજીરાવનું અવ્યવસ્થિત સ્વદેશી રાજ્ય ગયાનું કોઇને તે વખતે દુઃખ લાગ્યું નહિ એ ઉપર કહ્યું જ છે. પરંતુ અંગ્રેજ સરકારનું રાજ્ય જો વ્યવસ્થાની અને શિસ્તની દૃષ્ટિએ સુરાજ્ય હોય તો ય તે માત્ર રાજ્યકર્તા ગોરા અમલદાર વર્ગના તંત્રથી ચાલતું હોવાથી, અને એ અમલદાર વર્ગને હિંદુસ્તાનના હિત કરતાં ઇંગ્લેન્ડનું અથવા ગોરા લોકોનું હિત વધુ પ્રિય હોવાથી અંગ્રેજી રાજ્ય આપણને સુખકારક અથવા ફાયદાકારક થયું નથી, અને અત્યારની જ પદ્ધતિ કાયમ રહી તો થવાની શક્યતા પણ નથી. જેલમાંની શિસ્ત જેમ ગૂંગળાવી દે છે તે પ્રમાણે અંગ્રેજી રાજ્યમાંની શિસ્તથી, કાયદાથી ને નિયમોથી પ્રજા ચારે તરફથી ક્ષીણ થઈ ગઈ છે.

અંગ્રેજ વેપારીઓના હિત માટે ખુલ્લા બજારનાં તત્ત્વ શરૂ કરવાથી દેશમાંના વેપારધંધા ડૂબી ગયા છે; દેશમાંની મોટામોટા પગારવાળી જગ્યાઓ હંમેશ ગોરા લોકોને જ આપવાનો નિયમ થયાથી આપણા લોકોમાં તેટલો પૈસો અને અનુભવ દર વર્ષે ઓછો થતો ગયો. ઉપરાંત લશ્કરી ખાતાના વધતા જતા ખર્ચને પહોંચી વળવા જંગલ, મીઠું અને આબકારી, વગેરે અનેક ખાતાંઓ કાઢીને અને જમીન પરનું મહેસૂલ વધારીને કરના રૂપે પણ વધારે દ્રવ્ય પ્રજા પાસેથી સરકારની તિજોરીમાં જવા લાગ્યું. આવી પરિસ્થિતિમાં કોઈ પણ રાજ્ય કેટલું યે વ્યવસ્થિત અને શિસ્તબદ્ધ – એટલે એક અર્થમાં સુરાજ્ય – હોય તો યે તે લોકોને સુખકારક એવા અર્થમાં સુરાજ્ય થઈ શકતું નથી. સ્વરાજ્ય શબ્દ તો આને જોડી શકાય જ નહિ; કારણ રાજા અથવા રાજ્યકર્તાઓ પરધર્મી અને પરદેશમાં રહેનારા જ હંમેશ રહેવાના, એટલું જ નહિ પણ એમનું ખેંચાણ પણ પરદેશમાં રહેનારા જાતિબંધુઓના હિત તરફ જ રહેવાનું. આવા પ્રકારનું રાજ્ય લોકોને સુખકારક થવા માટે એનો રાજ્ય-વહીવટ પ્રજાના અથવા પ્રજાપક્ષના ગૃહસ્થોના તંત્રથી જ ચાલવો જોઇએ.

હમણાં જે વ્યવસ્થા અથવા શિસ્ત છે તે ન જોઇએ એમ કોઈ કહેતું નથી. પરંતુ રાજ્યપદ્ધતિ માત્ર શિસ્તબદ્ધ થવાથી એવું કોઈ પણ રાજ્ય લોકોને સુખકારક થતું નથી. લોકોના તંત્રથી અને એમના હિત માટે એ રાજ્ય ચાલવું જોઇએ. અર્થાત્, લોકોના તંત્રથી ચાલ્યું એટલે તે એમના હિત માટે જ હોય છે એમ કહેશું તો યે ચાલશે. કારણ એક વાર પ્રજાપક્ષની જીત થતાં રાજ્યવહીવટનું ધોરણ પ્રજાની સલાહ-સંમતિથી ચાલવા લાગ્યું એટલે પછી રાજા સ્વદેશી ન હોય તો પણ એના કારણે બહુ નુકસાન થતું નથી. પરકીય અમલદાર તરીકે એને જે પગાર આપવો પડશે એટલો જ દેશની બહાર જવાનો, અને આ ખંડણી નિયમિત મર્યાદાની બહાર ક્યારે ય જઈ શકતી નથી.

આ દૃષ્ટિએ વિચાર કરીએ એટલે પ્રજાના તંત્રથી ને સલાહસંમતિથી રાજ્યવહીવટ ચાલતો હોય ત્યારે રાજા અથવા કેટલાક અમલદારો પરદેશીઓ હોય તો યે 'સ્વ-રાજ્ય' અને 'સુરાજ્ય' આ બંનેનું સુખ લોકોને પ્રાપ્ત થવામાં અડચણ પડતી નથી. પૂર્ણ સ્વરાજ્ય થવા માટે પરાયા અથવા પરદેશી અધિકારી જેટલા ઓછા હોય એટલા સારુ, અને સમૂળગા હોય જ નહિ તો ખૂબ જ ઉત્તમ. પણ આ જ ઉત્તમ સ્થિતિ જો કદાચ એકદમ પ્રાપ્ત થઈ નહિ તો એની લગોલગ સ્વરાજ્યનો એટલે પ્રજાની સલાહસંમતિથી ચાલતા રાજ્યનો હક્ક મેળવવામાં કંઈ વાંધો નથી. જોકે આપણે એવો પ્રયત્ન કરવો રહ્યો. રાજ્ય કેવળ વ્યવસ્થિત અથવા એક દૃષ્ટિએ સુરાજ્ય છે એટલાથી જ સ્વસ્થ બેસી રહીને ચાલશે નહિ. એનું ધોરણ કાયમ કરવામાં અથવા નક્કી કરવામાં પ્રજાનાં સલાહસૂચનો કેટલા પ્રમાણમાં લેવામાં આવે છે એનો વિચાર કરવો જોઈએ, અને પ્રજાનો એવા પ્રકારના રાજ્યવહીવટ પર દાબ ન હોય તો તે જેનાથી સંપાદન થઈ શકે એવા પ્રયત્નો કરવા જોઈએ.

સ્વરાજ્યનો હક્ક મેળવવો એવું દાદાભાઈ નવરોજીએ જે કહ્યું એનો ખરો અર્થ એ કે, આ હક્ક હમણાં આપણને મળેલો નથી, અને એ કારણસર જ અત્યારનું રાજ્ય સુખકારક નથી અને સ્વરાજ્ય પણ નથી, એમ કહેવું પડે છે. આવા પ્રકારના સ્વરાજ્ય માટે માત્ર ખાલસા મુલકોમાં જ પ્રયત્નો થવા જોઈએ એટલું જ નહિ, પણ દેશી સંસ્થાનોમાં પણ આ ચળવળ થવી જરૂરી છે. રાજા સ્વદેશનો કે પરદેશનો એ પ્રશ્ન કરતાં પ્રજાના હાથમાં સત્તા કેટલી એ પ્રશ્ન હમણાં વધારે મહત્ત્વનો થઈ ગયો છે. કેટલાક સૈકાઓ પહેલાંના રાજ-નીતિશાસ્ત્રમાં ને અત્યારના રાજનીતિશાસ્ત્રમાં મોટો ભેદ છે તે આ જ છે.

અમારું તો એવું કહેવું છે કે ઉપર કહ્યા પ્રમાણે સાચા સ્વરાજ્યની એટલે જેમાં રાજ્યસત્તા પ્રજાના હાથમાં છે, એવાની ખોટ માત્ર વ્યવસ્થિત રાજ્યથી અગર સ્વદેશી રાજા હોવાથી યે પૂરી થતી નથી. અને આવા પ્રકારનું ખરું સ્વરાજ્ય જો નહિ હોય તો વ્યવસ્થિત સુરાજ્ય અથવા સ્વદેશી રાજ્ય એમાંથી કશાથી યે લોકોને સુખ મળવાનું નથી. જર્મની અને રશિયા એ રાષ્ટ્રોનાં ઉદાહરણો ઉપર આપ્યાં જ છે. એશિયા ખંડના રાષ્ટ્રોનાં ઉદાહરણો જોઈતાં હોય તો ચીન, જાપાન, ઈરાન એ નજર સમક્ષ છે જ. સર્વત્ર જે ચળવળ ચાલુ છે તે પ્રજાનું પ્રભુત્વ રાજ્યવહીવટ પર હોવું જોઈએ એને માટે જ છે. અને એ પ્રમાણે ઠેકઠેકાણે લોકો થોડા ઘણા સફળ પણ થતા આવ્યા છે. આપણે પણ એ જ વસ્તુ પ્રાપ્ત કરવાની છે અને સ્વરાજ્યપ્રાપ્તિ માટે મથામણ કરો, એમ જ્યારે આપણે લોકોને કહીએ છીએ ત્યારે આ જ અર્થમાં 'સ્વરાજ્ય' શબ્દનો ઉપયોગ કરીએ છીએ. 'સ્વ' એટલે જેનું તે, અથવા લોકો અથવા એકંદર પ્રજા; અને તેમનું રાજ્ય એટલે એમની સલાહથી ચાલતું જે રાજ્ય તે સ્વરાજ્ય.

આવી સ્થિતિમાં રાજા સ્વદેશી હોય તો સરસ જ, પણ પરદેશનો હોય તો પણ કંઈ બહુ હાનિ થતી નથી. આવું રાજ્ય ઘણું ખરું વ્યવસ્થિત અને શિસ્તબદ્ધ અથવા એક દૃષ્ટિએ સુરાજ્ય હોવાનું જ. પણ શિસ્ત થોડી ઓછી હોય તેથી તેની કિંમત કંઈ સ્વતંત્રતા કરતાં વધારે માની ન શકાય. સુરાજ્યથી સ્વરાજ્યની ખોટ ભરી શકાતી નથી એવું જે કહે છે તેનો અર્થ આ જ છે. સૌથી મહત્ત્વની વાત એ કે આપણા મત પ્રમાણે જે આપણને આપણા હિતનું લાગે તે પ્રમાણે રાજ્ય-વ્યવસ્થા ચલાવવાનો આપણને હક્ક હોવો જ જોઈએ એ છે. સાચું સ્વરાજ્ય આ જ છે; અને આ જ અર્થમાં આ શબ્દ આપણે વાપરીએ છીએ. આ પ્રાપ્ત થયું એટલે બીજી બાબતોની વિશેષ કિંમત નથી. એ હોય તો સારું જ, પણ એમાં થોડી ઊણપ હોય તો યે એના વિના કંઈ અટકતું નથી.

સ્વરાજ્ય અને સુરાજ્યનો જ્યારે વિચાર કરવાનો હોય ત્યારે એમના અર્થનું આ ઘટન હંમેશ ધ્યાનમાં રાખવું જોઈએ અને એ જ હેતુથી આજનો લેખ લખ્યો છે. રશિયા અને જર્મનીનાં કેટલાંક ઉદાહરણો લઈને આ વિષય અંગે વધારે ખુલાસો આ જ તત્ત્વ પર કરવાનો છે, પણ તે આગળ ઉપર ક્યારેક કરીશું. હમણાં જે શબ્દો વપરાશમાં આવવા લાગ્યા છે એનો સાચો અર્થ ખયાલમાં આવવા સારુ આટલો અર્થવિસ્તાર પૂરતો છે.

*

# રોજનીશીમાંથી

ગણેશ વાસુદેવ માવળંકર

## તા. ૨૯ સપ્ટેંબર ૧૯૪૭, સોમવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. પછી શ્રી. મણિલાલ તેલીની ખબર કાઢી આવ્યો. હવે એમની તબિયત સારી છે. લેડી ઠાકરસીને ઘેર જઈ આવ્યો. પછી કાગળો—અંગ્રેજી અને ગુજરાતી. લોકોએ શાંતિ રાખવી એ અંગે એક જાહેર વિનંતીપત્રક. શહેરમાંના મુસલમાન ભાઈઓમાં ભયનું વાતાવરણ હોવા વિષેનો એક મુસલમાનનો નનામો પત્ર આવ્યો એ પરથી હું જાહેર વિનંતી કરું છું. શ્રી. ગિરધરભાઈ દામોદરદાસ મળ્યા હતા. શેઠ બચુભાઈ મંગળદાસ તા. ૨૦મીએ મળ્યા હતા તે વખતે થએલી વાતચીતનો સાર કહ્યો. પછી પરચૂરણ કામો.........

આજે અનંત ચતુર્દશી. જમવામાં થોડું મોડું થયું. ભોજનોત્તર આરામ. ૩ થી ૫ સુધી હરિજન આશ્રમમાં હરિજન સેવક સંઘની સભામાં ગયો. ત્યાં કસ્તૂરબા ફંડનું થોડું કામ પણ જોયું. શ્રી. નરહરિભાઈને ત્યાં ચા પીધી. બંગલે આવીને શૌચ તથા થોડું પરચૂરણ કામ અને પછી શેઠ અંબાલાલભાઈને ઘેર ગયો. કસ્તૂરબા ફંડના કામમાં મદદ કરનારા મિત્રોને બોલાવ્યા હતા. ફંડના કાર્યની હકીકત મેં ટૂંકમાં કહી. શ્રી. ઠક્કરબાપા અને સરલાદેવી પણ બોલ્યાં. ત્યાંથી શેઠ કસ્તુરભાઈને ત્યાં ગયો અને ત્યાંથી પછી જમવા માટે સૌ.વતી ને હું શ્રી. મલિકને ઘેર ગયાં. શ્રી. શેઠ (ચીફ ઑફિસર) ડૉ. સિરવાઈ (હેલ્થ ઑફિસર), કૅલિકો મિલના શ્રી. ગિદવાની પણ આવ્યા હતા. હાલની પરિસ્થિતિ વિષે ઘણી બધી વાતો થઈ. ૧૦-૩૦ના અરસામાં અમે પાછાં ફર્યાં.

## તા. ૩૦ સપ્ટેંબર ૧૯૪૭, મંગળવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો જોયાં. રોજનીશી-લેખન...... યુનિવર્સિટી ફંડની બાબતમાં શ્રી. અમૃતલાલ સાથે ફોન પર ચર્ચા. બપોરે ૩ વાગે મળવાનું નક્કી કર્યું. કસ્તૂરબા ફંડની કારોબારી સભાના કામનો અહેવાલ તપાસવાનું કામ. શ્રી. નર્મદાશંકર ત્રિવેદી સાથે વાતચીત. એમને મારા અંગત મદદનીશ (Personal Assistant) તરીકે રાખવાનું મેં સ્વીકાર્યું. માસિક પગાર બસો. આ રકમ મોટી ખરી પણ મારા વહીવટ હેઠળના જુદા જુદા ફંડોમાંથી મદદ લેવામાં વાંધો નથી, અને એ લેવી એવું જ મેં ઠરાવ્યું. સૈજપુર જમીનના દસ્તાવેજની બાબતમાં શ્રી. વામનરાવ ધોળકિયા વકીલે સૂચવેલા ફેરફારો વિષે શ્રી. મોદી અને ચંદુલાલ જોડે બેસીને વિચારણા કરી.

ભોજનોત્તર પરચૂરણ અને આરામ. ૨॥ વાગ્યાથી કામની શરૂઆત. ૩ થી ૩-૩૦ શેઠ કસ્તુરભાઈ અને અમૃતલાલ સાથે ચર્ચા અને વિચારવિનિમય. યુનિ-વર્સિટી માટે ફાળો કેવી રીતે એકઠો કરવો, કઈ કઈ વ્યક્તિઓ પાસે જવું, વગેરે ઠરાવીને તા. ૫મીએ અમે ત્રણે જણે મુંબઈ જવું અને ત્યાં એકાદ અઠવાડિયું રહેવું એમ નક્કી થયું. તા. ૯ મીએ પૂજ્ય સદ્‌ગત પિતાશ્રીનું શ્રાદ્ધ આવે છે. આ પ્રવાસને કારણે એ શક્ય થશે નહિ. એટલે એ પછી કરીશું. ઉપાય નથી. જાહેર કાર્ય એ જ પિતૃચરણે મારી શ્રદ્ધાંજલિ એવું કહેવામાં શો વાંધો? પછી થોડો વખત કસ્તૂરબા કારોબારી અહેવાલ જોઇને ચાહ, શૌચ. આશ્રમની 'સાત ઓરડી'વાળા પ્રકરણમાં આપવાની નોટિસનો મુસદ્દો લઈને શ્રી. નાણાવટી વકીલ આવ્યા હતા. એ જોઇને સુધારી આપ્યો. કસ્તૂરબા ફંડની કારોબારીનો અહેવાલ તપાસવાનું કામ પૂરું કર્યું. ધર્મપરિષદના સલાહકાર મંડળની સભા ૬ થી ૬-૩૦ થઈ એમાં મતભેદોનું નિરાકરણ કર્યું, અને કામની ગાડી આગળ ચલાવાય એવું ઠરાવ્યું. શ્રી. કુબેરદાસ મોદી આવ્યા હતા. એમના દસ્તાવેજ શ્રી. મોદીને આપ્યાનું કહ્યું. પછી શ્રી. ગિરિશચંદ્ર દેસાઈ અને શંકરલાલ શાહ આવ્યા હતા. એમની જોડે ચર્ચા. ચીફ ઑફિસર અને હેલ્થ ઑફિસરને પરમ દિવસે માનપત્ર આપવાનો સમારંભ મારા પ્રમુખપદ હેઠળ થવાનો છે તે વિષે વાત કરવાને તેઓ (શ્રી. દેસાઈ અને શાહ) આવેલા.

પછી સ્નાન આટોપીને સૌ. વતી તથા હું ડૉ. હરિભાઈ દેસાઈને ઘેર જમવા ગયાં. ગપ્પાં સપ્પાં. રાત્રે

૧૦ા વાગ્યાના અરસામાં પાછાં આવ્યાં. ત્યાર બાદ પરચૂરણ વાચન.

હમણાં હમણાં રાત્રિ દરમિયાન ઠીક ઠીક સમય સુધી ઊંઘ આવતી નથી. અસ્વસ્થતા લાગે છે. આ સમય વાચનમાં પસાર કરવો શરીરની દૃષ્ટિએ યોગ્ય થશે ખરું?

### તા. ૧ ઑક્ટોબર ૧૯૪૭, બુધવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. રોજનીશીલેખન. પછી કાગળો. યુનિવર્સિટી કામની બાબતમાં શેઠ કસ્તુરભાઈ અને શેઠ અમૃતલાલને ફોન કરવામાં ઘણો બધો વખત ગયો......

સર ચીનુભાઈની બાબતમાંના લવાદનામાનો મુસદ્દો અને બીજી કેટલીક સૂચનાઓ શ્રી પુષ્કરને લખાવી.

ભોજનોત્તર આરામ. પરચૂરણ વાચન......કેટલાક કાગળો. બેસંટ શતાબ્દિ અંગે આજે સાંજે બોલવાનું છે એનું ટાંચણ કર્યું. બીજાં કામો. શ્રી કુબેરદાસ મળ્યા.

ચાહ-શૌચ આટોપીને અને થોડાં પરચૂરણ કામો કરીને ૬ા વાગ્યે ભદ્રમાં આવ્યો. ૬ા થી ૮ સુધી પ્રેમાભાઇ હૉલમાં બેસંટ શતાબ્દિ ઉત્સવમાં ગયો. શ્રી. સૌ. હંસાબહેન પ્રમુખપદે હતાં. પહેલો જ વક્તા હું હતો. વડોદરામાં હું જે બોલ્યો તે જ મુદ્દાઓ અહીં પણ રજૂ કર્યા. પ્રો. દાવર, ત્રિલોકેકર અને ઇંદુમતી મહેતા પણ બોલ્યાં. એમનાં ભાષણો સારાં થયાં.

ભદ્રમાં આવીને પછી બંગલા પર આવ્યો. ભોજન બાદ છૂટુંછવાયું વાચન અને વિશ્રાંતિ.

### તા. ૨ ઑક્ટોબર ૧૯૪૭, ગુરુવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો જોયાં. રોજનીશીલેખન. ...સર ચીનુભાઈની લવાદીનો મુસદ્દો નક્કી કર્યો. શ્રી બાબુરાવ સાથે ચર્ચા કરી. ડૉ. વિક્રમ સારાભાઇનો સંશોધન ખાતા અંગેનો પત્ર વાંચીને એમની જોડે ટેલિફોન પર ચર્ચા કરી......

શ્રી પુષ્કર ચંદરવાકર આવ્યા હતા. કેટલાક કાગળો લખ્યા અને લખાવ્યા.

ભોજન બાદ આરામ. થોડું વાચન. બપોરે કાગળો લખાવ્યા. પછી શેઠ ...એ યુનિવર્સિટીને... લાખ દાન આપવાનું ત્રણ ત્રણ વાર કબૂલ કર્યા પછી હવે પીછે ફેરવે છે એમને મળવાનું રાખ્યું. શેઠ કસ્તુરભાઈ અને અમૃતલાલ સાથે આવ્યા હતા. ...શેઠ જોડે પોણો કલાક અમે ચર્ચા કરી. તેઓ બહાનાં કાઢવા લાગ્યા કે, '...કબૂલ કરતા નથી, મારા ...ની આમાં સંમતિ નથી, પૈસાની બાબતમાં પરિસ્થિતિ બદલાઈ ગઈ છે, કરભાર ઘણો છે,' વગેરે! આ વાતો નવી નથી. ...માસમાં એમણે...લાખ કબૂલ કર્યા ત્યારે આ બધી બાબતો હતી જ. શબ્દ આપ્યો ત્યાર પછી ફરી જવું એના કરતાં મરણ બહેતર એવું આવા લોકોને લાગતું નથી એનું દુઃખ થાય છે. પરંતુ આજે તો અમે જાણે ગરજવાન છીએ. આવતી કાલે એમના...ને મળવાનું ઠરાવ્યું.

પછી મ્યુનિસિપલ નોકરમંડળ યોજિત સમારંભમાં ગયો. મ્યુનિસિપલ ચીફ ઑફિસર શ્રી શેઠ. અને હેલ્થ ઑફિસર ડૉ. સિરવાઈ મ્યુનિસિપાલિટી છોડીને જાય છે તેથી મ્યુ. નોકરમંડળે એમને માનપત્ર અર્પણ કર્યાં એનો સમારંભ હતો. હું પ્રમુખપદે હતો. ૬ થી ૭ાા સુધીનો સમય અહીં ગયો. મ્યુનિસિપલ અમલદારો અને સભ્યો બન્ને એક જ કામના સાથીદારો છે. એમનો સંબંધ શેઠનોકરનો નથી. મ્યુનિસિપલ વહીવટ એટલે એક રીતે સ્વરાજ્યનો વહીવટ, સ્વરાજ્યની નિશાળ. અહીં જો આપણે સારું કામ – પ્રજાસેવા – કરી ન શકયાં; સત્તામોહ, મોટાઈ, અહંકાર, અદેખાઈ, રાગદ્વેષ એ બધાનું પ્રદર્શન કર્યું તો પછી પ્રાંતિક અને કેન્દ્રીય સરકારોમાં આપણે શું કરવાના? વળી, સ્વરાજ્યની દૃષ્ટિ એટલે ગરીબ વર્ગનું રક્ષણ, પોષણ, શિક્ષણ, ઈ. આસ્ફાલ્ટના રસ્તા, વીજળીની બત્તીઓ, પાણીના નળ, ગટર, બાગબગીચા એટલે જ સ્થાનિક સ્વરાજ્ય એવું નથી. આ બધાં મહત્ત્વનાં અંગો છે. પણ જે શહેરમાં એક તરફ મોટામોટા મહેલો છે અને સામે જ રસ્તા પર ઉઘાડાં પડેલાં અગર અસ્વચ્છ, ગંદાં ઝૂંપડાંઓમાં પડેલાં કુટુંબો છે; અર્ધનગ્ન, અર્ધભૂખ્યાં, અભણ છોકરાંઓ છે એ શહેરમાં સ્વરાજ્ય તો ખાસ નથી જ એવું મને હમણાં હમણાં વિશેષે કરીને લાગવા માંડ્યું છે. આપણને મુઠ્ઠીભર માણસોને વાસ્તે સ્વાતંત્ર્ય, સ્વરાજ્ય નહિ પણ ચાળીસ કરોડ સારુ જોઇએ છે એ જો સાચું હોય તો આપણી દૃષ્ટિ કેવી જોઇએ? આ મહત્ત્વના મુદ્દાઓ મેં કહ્યા.

વાતાવરણમાં ઉછરેલા બે બાળકોમાંથી એક બાળક ભવિષ્યમાં મહાન વૈજ્ઞાનિક થાય છે; અને બીજો બાળક એસ.એસ.સી.ની પરીક્ષામાં પણ માંડ માંડ પાસ થાય છે. એનું કારણ શું? જન્મથી જ એની બુદ્ધિ મંદ હોય છે? એક વિદ્યાર્થી પત્તાં રમવામાં તલ્લીન થઈ જાય છે, જ્યારે ગણિતના વિષયમાં એનું ધ્યાન જરા યે ચોંટતું નથી એનું કારણ શું?

સામાન્યરીતે શાંત દેખાતો માણસ ક્રોધના આવેશમાં આવે છે ત્યારે કેમ ભાન ભૂલે છે અને કેમ ન કરવાનું કરી બેસે છે? મિલખાસિંગ દોડવાની સ્પર્ધામાં પહેલો આવવા આકાશપાતાળ એક કરે છે, ત્યારે કેટલાક લોકોને દોડવાનું તો શું પણ એક માઈલ ચાલવાનું કહો તો પણ એ એમને મહાન સંકટ સમાન લાગે છે એનું કારણ શું? માણસ નવી નવી ક્રિયાઓ અને વિષયો કેવી રીતે શીખે છે? માણસ કેવી રીતે યાદ રાખી શકે છે? કેમ ભૂલી જાય છે? વિચારક્રિયામાં માણસ કયાં સાધનો વાપરે છે? તર્કક્રિયામાં સહાયભૂત પરિબળો કયાં? બુદ્ધિ એટલે શું? બુદ્ધિની બાબતમાં માણસ માણસ વચ્ચે કેટલો તફાવત હોય છે? વ્યક્તિત્વ એટલે શું? વ્યક્તિત્વનું ઘડતર કેવી રીતે થાય છે? વગેરે વગેરે. આ વિષયોનો અભ્યાસ મનોવિજ્ઞાનમાં કરવામાં આવે છે.

પણ આ તો વર્ણન થયું, એને વ્યાખ્યા ન કહી શકાય. મનોવિજ્ઞાનની વ્યાખ્યા આપણે કેવી રીતે કરી શકીશું? એક વખતે મનોવિજ્ઞાન એટલે આત્માનું વિજ્ઞાન અથવા મનનું વિજ્ઞાન એવી મનોવિજ્ઞાનની વ્યાખ્યા કરવામાં આવતી. અંગ્રેજી શબ્દ Psychologyનો અર્થ આત્માનું વિજ્ઞાન થાય છે. Psyche એટલે આત્મા અને logos એટલે વિચાર અથવા વિજ્ઞાન. ગુજરાતી શબ્દ મનોવિજ્ઞાનનો અર્થ મનનું વિજ્ઞાન એમ થાય છે. એમ માનવામાં આવતું હતું કે ધ્યાન, વર્તન, શીખવું, સ્મરણ, વિચાર, બુદ્ધિ, આત્મા અથવા મનના ગુણધર્મો છે. પણ આવી વ્યાખ્યા કરવામાં અનેક મુશ્કેલીઓ છે, આત્મા શબ્દને વિજ્ઞાનમાં સ્થાન નથી. એ તત્ત્વજ્ઞાન અથવા અધ્યાત્મવિદ્યાનો વિષય છે. આત્મા એટલે શું એનો સ્પષ્ટ ખ્યાલ નથી. 'મન' કંઈક વધુ પરિચિત કલ્પના છે, પરંતુ એને વિષે પણ મુશ્કેલી છે. સામાન્ય બોલવામાં આપણે મન અને શરીરને અલગ પાડીએ છીએ. આપણે એમ કહીએ છીએ કે આ માનસિક ક્રિયા છે; આ શારીરિક ક્રિયા છે. દા.ત., ગણિતનો દાખલો ગણવાની ક્રિયા માનસિક ક્રિયા છે; દોડવાની ક્રિયા શારીરિક ક્રિયા છે. પણ આ વિચારસરણી ભૂલ ભરેલી છે. આપણે મનને શરીરથી અલગ કરી શકતા નથી. શરીર અને મન એક અવિભાજ્ય એકમનાં બે પાસાં છે. અત્યંત શારીરિક થાક લાગ્યો હોય તો આપણે માનસિક કામ કરવામાં પણ અસમર્થ થઇએ છીએ; અત્યંત બૌદ્ધિક કામ કરી થાકી જઇએ તો શારીરિક કામ કરવા માટે આપણે અસમર્થ બનીએ છીએ. જે અવિભાજ્ય એકમનો ઉપર ઉલ્લેખ કર્યો છે તેને આપણે જીવંત શરીર અથવા જીવતંત્ર કહીએ છીએ. અંગ્રેજીમાં એને organism કહે છે.

જીવતંત્ર અથવા organism શૂન્ય અવકાશમાં લટકતું નથી. એની આસપાસ અનેક ભૌતિક પદાર્થો અને જીવંત પ્રાણીઓ હોય છે.

એટલે જીવતંત્ર બહારની દુનિયા સાથે સતત સંપર્કમાં હોય છે. એની સાથે એ હમેશાં ક્રિયા-પ્રતિક્રિયા કરતું હોય છે. મનોવિજ્ઞાન જીવતંત્ર અને બહારની દુનિયા વચ્ચેની આંતરક્રિયાનો અભ્યાસ કરે છે. ગૅરેટની ભાષામાં 'Whenever a person is reacting to or interacting with people and things in the world around him, his behaviour falls within the province of psychology, whether it be described as mental or physical.'

(જ્યારે જ્યારે માણસ બહારની દુનિયાના માણસો અને પદાર્થોને પ્રતિક્રિયા કરે છે અથવા તેમની સાથે આંતરક્રિયા કરે છે ત્યારે તેમની ક્રિયા મનોવિજ્ઞાનના અભ્યાસ-ક્ષેત્રમાં પડે છે, પછી એ ક્રિયાને આપણે માનસિક ક્રિયા કહીએ કે શારીરિક ક્રિયા કહીએ.)

જીવતંત્ર બહારની દુનિયાની પ્રતિક્રિયા તરીકે જે ક્રિયા કરે છે તેને મનોવિજ્ઞાનની ભાષામાં વર્તન કહે છે. વર્તનનો આ અર્થ ધ્યાનમાં રાખી આપણે મનોવિજ્ઞાનની સંક્ષેપમાં વ્યાખ્યા આ પ્રમાણે કરી શકીએ: 'મનોવિજ્ઞાન માનવી વર્તનનો અભ્યાસ કરનારું વિજ્ઞાન છે.'

મનોવિજ્ઞાનની દૃષ્ટિએ વર્તનનાં બે પાસાં છે: એક, બાહ્ય વર્તન જે બધાં જોઈ શકે છે. દા. ત., માણસ એક

પુસ્તક વાંચે છે, અને એમાં આપેલો એક પ્રસંગ વાંચી એકદમ મોટેથી હસવા માંડે છે. વર્તનનું બીજું પાસું આંતરિક અનુભવનું છે. ઉપરનો દાખલો ફરીથી લઈએ. માણસ પુસ્તક વાંચે છે, બહારથી દેખાતી કોઈ હાલચાલ કરતો નથી પણ અંદરથી તે વાચનના આનંદની લાગણી અનુભવે છે. આનંદની લાગણી આંતરિક અનુભવ છે. વર્તનનાં બે પાસાં સમજવા માટે બીજો દાખલો લઈએ. માતાનો પુત્ર મરી જાય છે ત્યારે તે રડે છે; રડવાની ક્રિયા વર્તનનું બાહ્ય પાસું છે: દુઃખ એ આંતરિક અનુભવ છે. વર્તનનાં બે પાસાં સ્પષ્ટ કરવા માટે કેટલાક મનોવૈજ્ઞાનિકો મનોવિજ્ઞાનની વ્યાખ્યા સહેજ જુદી રીતે કરે છે: 'મનોવિજ્ઞાન વર્તન અને આંતરિક અનુભવનો અભ્યાસ કરનારું વિજ્ઞાન છે.'

**મનોવિજ્ઞાનનું સ્વરૂપ:** મનોવિજ્ઞાન વિજ્ઞાન છે એ એના નામ ઉપરથી જ સ્પષ્ટ થાય છે. જ્યારે આપણે મનોવિજ્ઞાનને વિજ્ઞાન કહીએ છીએ ત્યારે આપણે એને સાહિત્ય, કલા અને તત્ત્વજ્ઞાનથી જુદું પાડીએ છીએ. વિજ્ઞાન એટલે શું? વિજ્ઞાન એ જ્ઞાન છે. આ જ્ઞાન છૂટીછવાઈ વસ્તુઓનું નથી. વિજ્ઞાનનો કોઈ એક નિશ્ચિત વિષય હોય છે. વિજ્ઞાન પોતાના વિષયનો સાંગોપાંગ અભ્યાસ કરી એના સામાન્ય સિદ્ધાંતો શોધી કાઢે છે: દા.ત., રસાયણશાસ્ત્રમાંથી એક સિદ્ધાંત તપાસીએ. પાણી બે ભાગ હાયડ્રોજન અને એક ભાગ ઑક્સિજનનું બનેલું છે. તે જ પ્રમાણે મનોવિજ્ઞાનનો એક નિશ્ચિત અભ્યાસનો વિષય છે. એ વિષય છે માનવીવર્તન. મનોવિજ્ઞાન માનવીવર્તનના સર્વસામાન્ય અને ચોક્કસ સિદ્ધાંતો શોધી કાઢવા પ્રયત્ન કરે છે. પણ જ્યારે આપણે મનોવિજ્ઞાનને ભૌતિક વિજ્ઞાનોની સાથે સરખાવીએ છીએ ત્યારે સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે માનવીવર્તનની પાછળ કામ કરતાં પરિબળો અસંખ્ય અને અટપટાં છે. ઉપરાંત મનોવિજ્ઞાન હજી બાલ્યાવસ્થામાં છે. તેથી ભૌતિક વિજ્ઞાનમાં આપણે જેટલા ચોક્કસ સિદ્ધાંતો તારવી શક્યા છીએ તેટલા ચોક્કસ સિદ્ધાંતો હજી મનોવિજ્ઞાનમાં શોધી શક્યા નથી. પણ મનોવિજ્ઞાનમાં દિનપ્રતિદિન પ્રગતિ થતી જાય છે, અને આપણે માનવીવર્તનના કેટલાક ઠીકઠીક નિશ્ચિત સિદ્ધાંતો શોધી શક્યા છીએ. એક દાખલો લઈએ. મનોવિજ્ઞાનમાં શીખવાની ક્રિયાનો એક સિદ્ધાંત છે: તેને પરિણામનો સિદ્ધાંત કહે છે. આ સિદ્ધાંત એમ કહે છે કે જે કામ કરવાથી આપણને સમાધાન અથવા સંતોષ મળે છે તે કામ આપણે શીખીએ છીએ; જે કામ કરવાથી આપણને શિક્ષા સહન કરવી પડે છે અથવા આપણી હાનિ થાય છે એ કામ માણસ છોડી દે છે. દા.ત., જે વર્તણૂક માટે માતા બાળકને ઠપકો આપે છે તે વર્તણૂક બાળક છોડી દે છે; અને જે વર્તણૂક માટે માતા બાળકને વખાણે છે અથવા વહાલ કરે છે તે વર્તણૂક બાળક શીખે છે.

**સામાન્ય સમજ (Common Sense) અને વૈજ્ઞાનિક દૃષ્ટિ:** ઘણી વાર સામાન્ય સમજથી શોધી કાઢેલા નિયમો અને વૈજ્ઞાનિક નિયમોની બાબતમાં ગુંચવાડુ થાય છે. ઘણી વાર માણસ પોતાની સમજશક્તિથી અને સૂઝથી (insight) આશ્ચર્યકારક રીતે નિદાન કરી શકે છે, અને આગાહી કરી શકે છે. પણ એને મનોવિજ્ઞાન ન કહી શકાય. સામાન્ય, દરરોજના અનુભવ અથવા અડસટ્ટ અથવા સૂઝથી જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તે હમેશાં વિશ્વાસપાત્ર હોતું નથી. દા.ત., જગપ્રસિદ્ધ હસ્તસામુદ્રિક (palmist) કીરોએ કેટલીક અજાયબ પમાડે તેવી આગાહીઓ કરી હતી; એમાંની કેટલીક સાચી નીવડી, પણ કેટલીક ખોટી નીવડી. સામાન્યબુદ્ધિથી તારવેલું જ્ઞાન અને વૈજ્ઞાનિક જ્ઞાન વચ્ચે ફરક છે. બંને અનુભવ ઉપર રચાયેલાં છે; પણ પહેલામાં મુક્ત અનુભવ હોય છે; એમાં પદ્ધતિસરનું નિરીક્ષણ હોતું નથી. બીજામાં નિયંત્રિત અનુભવ હોય છે, બીજા શબ્દોમાં કહેવું હોય તો વિજ્ઞાન વ્યવસ્થિત નિરીક્ષણ અને પ્રયોગ ઉપર રચાયેલું હોય છે.

નકારાત્મક દાખલો લઈ વૈજ્ઞાનિક પદ્ધતિ એટલે શું એ વધુ સ્પષ્ટ કરીએ. તત્ત્વજ્ઞાનની એક આગવી પદ્ધતિ છે. એને તર્કપ્રધાન પદ્ધતિ કહે છે. દા.ત., આ દુનિયા કોણે બનાવી હશે? એના જવાબમાં કેટલાક તત્ત્વજ્ઞાનીઓ એવો તર્ક કરે છે કે જેમ કોઈ પણ પદાર્થ બનાવવા માટે કોઈ કર્તા (agent)ની જરૂર છે; તેમ આ વિશ્વને બનાવનારો કોઈ કર્તા હોવો જોઇએ. આવું અનંત વિશ્વ બનાવનારો કર્તા કેવો હોવો જોઇએ? એના જવાબમાં એમણે તર્ક કર્યો કે એ સર્વશક્તિમાન,

સર્વવ્યાપી, સર્વજ્ઞ હોવો જોઈએ. આ શક્તિને એમણે ઈશ્વર નામ આપ્યું. ઈશ્વર વિષેનો આ સિદ્ધાંત વૈજ્ઞાનિક સિદ્ધાંત ન કહેવાય. આ સિદ્ધાંત કેવળ તર્ક (speculation) ઉપર રચાયેલો છે. આ તર્કપ્રધાન પદ્ધતિને અંગ્રેજીમાં armchair method પણ કહે છે. મનોવિજ્ઞાનમાં પણ શરૂઆતમાં મોટા મોટા મનોવૈજ્ઞાનિકોએ આ પદ્ધતિનો ઉપયોગ કર્યો હતો. દા. ત., મૅક્ડૂગલ પોતાના સમાજ મનોવિજ્ઞાન (Social Psychology)માં જૂથમનનો સિદ્ધાંત રજૂ કરે છે. આ જૂથમનની પાછળ કોઈ પ્રત્યક્ષ અનુભવ અથવા પુરાવો નથી; એ કેવળ તાર્કિક કલ્પના ઉપર રચાયેલો છે. આજનું મનોવિજ્ઞાન તર્કપદ્ધતિનો ત્યાગ કરે છે, એ અનુભવ–અધિષ્ઠિત (અનુભવ ઉપર આધારિત) છે; એટલે એ નિરીક્ષણ અને પ્રયોગ પદ્ધતિનો ઉપયોગ કરે છે.

**મનોવિજ્ઞાન વાસ્તવિક વિજ્ઞાન છે**: વિજ્ઞાનના બે પ્રકાર છે. વાસ્તવિક વિજ્ઞાન અને આદર્શલક્ષી વિજ્ઞાન. વાસ્તવિક વિજ્ઞાનનો દાખલો ભૌતિક વિજ્ઞાન. વાસ્તવિક વિજ્ઞાનમાં આપણે વસ્તુ જેવી છે તેવી અથવા જેવી રીતે વર્તે છે તેવી રીતે વર્ણવીએ છીએ. દા.ત., ભૌતિક વિજ્ઞાનમાં આપણે એમ કહીએ છીએ કે પાણી ૧૦૦° સેન્ટીગ્રેડ ઉષ્ણતા આપવાથી ઊકળવા માંડે છે. લોહચુંબક ઉત્તર-દક્ષિણ દિશાઓ બતાવે છે. આદર્શલક્ષી વિજ્ઞાનનો એક દાખલો તર્ક વિજ્ઞાન છે, યથાર્થ અને દોષ રહિત અનુમાન કાઢવા માટે આપણે કયા નિયમો પાળવા જોઇએ. વાસ્તવિક વિજ્ઞાનમાં શું છે એનો વિચાર થાય છે; આદર્શલક્ષી વિજ્ઞાનમાં શું થવું જોઈએ એનો વિચાર કરવામાં આવે છે. **મનોવિજ્ઞાન વાસ્તવિક વિજ્ઞાન છે**: માણસ અમુક કામ કેમ કરે છે? ધ્યાનમાં કયાં પરિબળો કામ કરે છે? વ્યક્તિત્વનું ઘડતર કેવી રીતે થાય છે? માણસ સાચું અનુમાન કરતો હોય તો એ કેવી રીતે સાચું અનુમાન કરે છે? એનું અનુમાન ખોટું કેમ પડે છે? વગેરે વગેરે સવાલોનો અભ્યાસ મનોવિજ્ઞાનમાં થાય છે.

*

# ભારતીય અર્થકારણની રૂપરેખા-૧

## ભારતીય જનસંખ્યા

**ન. ઉ. રાજગુરુ**

[અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

### ૧. પ્રાસ્તાવિક:

આર્થિક દૃષ્ટિએ તપાસતાં દુનિયાના દેશોને સામાન્યતઃ બે વિભાગમાં વહેંચી શકાય. એક વિભાગમાં પ્રમાણમાં ધનાઢ્ય રાષ્ટ્રોનો સમાવેશ થાય જ્યારે બીજા વિભાગમાં પ્રમાણમાં ગરીબ રાષ્ટ્રોનો સમાવેશ થાય. ધનાઢ્ય રાષ્ટ્રો ઘણું ખરું આર્થિક રીતે વિકસિત છે જ્યારે ગરીબ રાષ્ટ્રો ઘણું ખરું આર્થિક રીતે પછાત છે. પછાત રાષ્ટ્રોની આર્થિક પ્રવૃત્તિઓનો અભ્યાસ કરતાં તેના પણ બે ભિન્ન પ્રકારો માલૂમ પડ્યા છે. યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાના કોલંબિયા વિશ્વવિદ્યાલયના પ્રાધ્યાપક રાગનર નુર્કસે આ પ્રકારનું સંશોધન કર્યું છે. તેમણે એશિયા, આફ્રિકા અને દક્ષિણ અમેરિકાની આર્થિક પરિસ્થિતિના પ્રતિનિધિ રૂપ એકે એક દેશનો અભ્યાસ કર્યો. અભ્યાસ અને સંશોધનને પરિણામે પછાત દેશોના બે પ્રકારો તેમણે જણાવ્યા છે.

એક પ્રકારના પછાત પ્રદેશો એવા છે જ્યાં જનસંખ્યાના પ્રમાણમાં રાષ્ટ્રની ભૌતિક સંપત્તિનું પ્રમાણ વધુ છે. ઉત્પાદનના ચાર અંગો (ભૂમિ, શ્રમ, મૂડી, નિયોજન શક્તિ) માંથી ભૂમિ અને મૂડીનું પ્રમાણ વધુ છે. વિશાળ જમીનો વણખેડાયેલી પડી છે. દેશમાં જો જનસંખ્યાનું પ્રમાણ વધે તો ખેડાણ વધે, વપરાશ વગરની પડી રહેલી પડતર જમીન ઉત્પાદક બને અને રાષ્ટ્રીય આવકમાં વધારો પણ થાય. ખનિજ સંપત્તિ આવા પ્રદેશોમાં ઘણી છે અને સહેલાઈથી મેળવી શકાય તેમ પણ છે. જો જનસંખ્યાનું પ્રમાણ વધે તો ખાણોમાં ખોદકામની પ્રવૃત્તિ વધે, ખેતરોમાં ખેતીકામ વધે, પરિણામે કારખાનાઓમાં પણ ઔ-

દ્યોગિક ઉત્પાદનની પ્રવૃત્તિ વધે. આ સાથે નાણાવટું, વ્યાપાર-વાણિજ્ય, વાહનવ્યવહાર તથા સંદેશાવ્યવહારની પ્રવૃત્તિઓ પણ વધે અને સમગ્ર અર્થતંત્રનો સાર્વત્રિક વિકાસ થાય.

બીજા પ્રકારના પછાત પ્રદેશો એવા છે જ્યાં ભૌતિક સંપત્તિના પ્રમાણમાં રાષ્ટ્રની જનસંખ્યાનું પ્રમાણ વધુ છે. ઉત્પાદનના ચાર અંગોમાંથી ભૂમિ, મૂડી અને નિયોજનશક્તિનું પ્રમાણ ઘણું જ ઓછું છે, માત્ર શ્રમનું જ પ્રમાણ વધુ છે. એટલે કે માનવપરિબળનું પ્રમાણ જરૂર કરતાં વધુ છે. આર્થિક પ્રવૃત્તિઓના સર્વ ક્ષેત્રે (ખેતીવાડી, ઉદ્યોગ, વેપારવાણિજ્ય વ.) આ પરિબળનું પ્રમાણ વધુ છે, તેનું દબાણ સર્વત્ર દેખાય છે. તેમાં ય ખેતીવાડીમાં જનસંખ્યાના દબાણનું પ્રમાણ ભારે છે. આવા દેશોમાં મૂડીની ઘણી અછત છે. કુદરતી સંપત્તિ (ખનિજ સંપત્તિ વ.) સુષુપ્ત અવસ્થામાં છે અને તેને શોધી કાઢીને વિકસાવવાનું કામ બાકી છે. પણ આમ કરવા માટે મૂડીની જરૂર છે. આમ મૂડી અને જમીન જેવા ઉત્પાદનના અંગોની ખેંચ વર્તાવાને કારણે રોજગારીનું પ્રમાણ નિરાશાજનક છે, બેકારીનું પ્રમાણ ભારે નિરાશાજનક છે.

પહેલા પ્રકારના પછાત પ્રદેશોમાં દક્ષિણ અમેરિકાના ઘણા પ્રદેશો અને આફ્રિકાના અમુક પ્રદેશોનો સમાવેશ થાય છે, જ્યારે બીજા પ્રકારના પછાત પ્રદેશોમાં એશિયાના (અમુક અપવાદો બાદ કરતાં) લગભગ તમામ પ્રદેશોનો સમાવેશ થાય છે. ભારત એશિયાના પછાત પ્રદેશોનાં પ્રતિનિધિરૂપ છે.

આમ ટૂંકમાં, પછાત પ્રદેશોમાં સંતુલિત વિકાસનો પૂરો અભાવ છે. ઉત્પાદનના ચારે અંગો યોગ્ય પ્રમાણમાં બેમાંથી કોઈ પ્રકારમાં મળતા નથી. એકમાં જનસંખ્યાની ખામી છે, બીજામાં મૂડીની ખામી છે. આમ ઉત્પાદનના અંગો વચ્ચે પણ સમતુલાનો અભાવ છે.

પ્રાધ્યા. નુકર્સે પાડેલા પછાત પ્રદેશોના વિભાજનના બીજા પ્રકારમાં ભારતનો સમાવેશ થાય છે. ભારતમાં મૂડીની ભારે ખેંચ છે અને જનસંખ્યાનું પ્રમાણ જરૂર કરતાં વધુ છે. દેશનું ઉત્પાદન જે જનસંખ્યાને સારી રીતે સાચવી શકે તે કરતાં જનસંખ્યાનું પ્રમાણ ઘણું વધુ છે. પરિણામે ઉત્પાદન વધુ લોકોમાં વહેંચાતાં માથાદીઠ આવકનું પ્રમાણ ઓછું છે એટલે કે દેશ ગરીબ છે. લોકોની આવક ઓછી હોવાથી પૂરતું ભરણ-પોષણ મળતું નથી, જીવનની પ્રાથમિક જરૂરિયાતો પણ પૂરતા પ્રમાણમાં મળી શકતી નથી. પરિણામે લોકો અશક્ત, માંદા, બીનકાર્યદક્ષ માલૂમ પડે છે. સામાન્ય તેમજ ટેકનિકલ જ્ઞાનની સગવડ નથી એટલે શારીરિક નબળાઈ અને માનસિક રીતે પછાત એવા મજદૂરોની ઉત્પાદકશક્તિ પણ ઘણી ઓછી છે, અને તેથી પણ આવક ઓછી થાય છે. ઓછી આવકમાંથી બચત કે મૂડી-રોકાણની સંભાવના ઓછી થાય છે, અને એ રીતે મૂડીની ગેરહાજરીથી ઔદ્યોગિક વિકાસ શક્ય બનતો નથી. ઔદ્યોગિક રોજગારી ઓછી છે એટલે મોટા ભાગના લોકો ગામડામાં ખેતીમાં જ જીવન ગુજારે છે, અને આમ વધુ વસતિને કારણે ચારે બાજુ તેનું દબાણ જણાય છે અને દેશ આર્થિક રીતે પછાત જ રહે છે.

આમ જનસંખ્યાની સમસ્યા બે પ્રકારની છે. (૧) ઓછી જનસંખ્યાની સમસ્યા, અને (૨) વધુ જનસંખ્યાની સમસ્યા. ઓછી જનસંખ્યાની સમસ્યાવાળા દેશોમાં જરૂર કરતાં ઓછી જનસંખ્યા છે અને તેને વધારવાની જરૂર છે. ઔદ્યોગિક રીતે આગળ વધી ગયેલા દેશમાં પણ આ પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે. ફ્રાંસ એક વખત આવા દેશોનો દાખલો પૂરો પાડતું હતું. ભારત જેવા દેશમાં વધુ જનસંખ્યાનો પ્રશ્ન છે. અહીં જરૂર કરતાં અથવા રાષ્ટ્રની સંપત્તિ કરતાં જનસંખ્યાનું પ્રમાણ વધુ છે અને આ જનસંખ્યાના પ્રમાણને ઘટાડવાની જરૂર છે.

### ૨. ઈ. સ. ૧૯૦૧ થી ઈ. સ. ૧૯૬૧ સુધીના વસતિ ગણતરીના આંકડા:

**૧૯૦૧ થી ૧૯૬૧ દરમિયાન વસતિની વધઘટ**

| વર્ષ | | વસતિ (કરોડમાં) | દસકાની વધઘટ (કરોડમાં) | (ટકાવારી) |
|---|---|---|---|---|
| ૧૯૦૧ની ગણતરી | | ૨૩·૬૩ | – | – |
| ૧૯૧૧ની | ,, | ૨૫·૨૧ | ૧·૩૫ | ૫·૭% |
| ૧૯૨૧ની | ,, | ૨૫·૧૪ | ૦·૭૦ | ૦·૩% |
| ૧૯૩૧ની | ,, | ૨૭·૯૦ | ૨·૭૬ | ૧૧·૦% |
| ૧૯૪૧ની | ,, | ૩૧·૮૭ | ૩·૯૭ | ૧૪·૨% |
| ૧૯૫૧ની | ,, | ૩૬·૧૧ | ૪·૨૪ | ૧૩·૩% |
| ૧૯૬૧ની | ,, | ૪૩·૯૨ | ૭·૮૧ | ૨૧·૫% |

ઉપરનાઆંકડાઓનું પૃથક્કરણ કરતાં જણાય છે કે ચાલુ સદીના શરૂઆતના વસતિ ગણતરીના ત્રણ અહેવાલો બતાવે છે કે વસતિના વલણમાં વધારો અને ઘટાડો બંને માલૂમ પડ્યા છે. જ્યારે ૧૯૩૧થી શરૂ કરી ૧૯૬૧ સુધીના ચાર વસતિ ગણતરીના અહેવાલો એકધારો વસતિનો વધારો દર્શાવે છે. ૧૯૫૧ની વસતિ ગણતરીમાં વધારો સ્વાભાવિક જ, ૧૯૪૧ની વસતિ ગણતરીમાં જણાતાં વધારા કરતાં થોડો ઓછો છે. હિંદના ભાગલા પછી વસતિનું વિભાજન થયું તે ૧૯૫૧ની ગણતરીમાં પ્રતિબિંબિત થાય છે. એટલે એક રીતે તો આ ગણતરી પણ વસતિ વધારાની જ સાક્ષી પૂરે છે એટલે એમ કહી શકાય કે છેલ્લાં ૪૦ વર્ષમાં વસતિનો વધારો સતત અને પ્રમાણમાં ઝડપી માલૂમ પડ્યો છે. જનસંખ્યાના પ્રમાણની વૃદ્ધિ સતત અને ઝડપી છે.

૧૯૨૧ની વસતિ ગણતરી ૦·૩%નો ઘટાડો સૂચવે છે જે દુષ્કાળ અને રોગચાળાને આભારી હતા તેમ અહેવાલો સૂચવે છે. આ કુદરતી રુકાવટોને બાદ કરીએ તો તો એમ પણ કહી શકાય કે ચાલુ સદી પહેલેથી આજદીન સુધી વસતિનો વધારો જ સૂચવે છે. ચાલુ સદીના બધા જ અહેવાલોને સાથે લઇને તપાસીએ તો પણ ચિત્ર ખાસ ફેરફારો બતાવતું નથી. ઈ. સ. ૧૯૦૧માં ૨૩·૬૩ કરોડથી શરૂ થઇને જન-સંખ્યાનું પ્રમાણ ઈ. સ. ૧૯૬૧માં ૪૩·૯૨ કરોડ એટલે કે લગભગ ૪૪ કરોડ સુધી પહોંચે છે. આ સમય વચ્ચે જનસંખ્યાનો વધારો ૨૦·૨૯ કરોડનો માલૂમ પડે છે. ટકાવારીની દૃષ્ટિએ તપાસતાં જણાય છે કે વૃદ્ધિ લગભગ ૮૬% જેટલી થવા જાય છે. જનસંખ્યાની આ વૃદ્ધિ ઓછી તો ન જ ગણી શકાય. વિદેશોના આર્થિક વિકાસના તબક્કાઓમાં જનસંખ્યાનું પ્રમાણ કદાચ ભારત કરતાં પણ વધતું જોયું છે, પરંતુ વિદેશના અને ભારતના જનસંખ્યાના પ્રવાહોની સરખામણી ન થઈ શકે, કારણ કે તે વખતના વિદેશના અર્થતંત્રોને વિકસવા માટેની પૂર્વ ભૂમિકા અને બીજાં પરિબળો ઘણાં મુક્ત અને શક્તિશાળી હતાં જે આજે નથી. માંગ કદાચ વધી છે પરંતુ હરીફાઈ પણ ખૂબ વધી છે, જે તે સમયમાં આટલી કક્ષાએ નહોતી. ઈ.સ.૧૯૪૧ થી ઈ.સ.૧૯૫૧ના દશકામાં વસતિમાં ૪·૨૩ કરોડનો ઉમેરો થયો, એટલે પ્રતિ વર્ષ લગભગ ૪૦ થી ૪૫ લાખનો ઉમેરો થયો, જ્યારે ઈ. સ. ૧૯૫૧ થી ઈ. સ. ૧૯૬૧ના દસકા દરમિયાન ૭·૮૧ કરોડનો ઉમેરો થયો, જે વાર્ષિક લગભગ ૮૦ લાખનો થવા જાય છે. માત્ર એક જ દશકામાં આટલો ફેરફાર ઘણો મોટો ફેરફાર છે.

ભારતની જનસંખ્યાની વધઘટના આંકડા તપાસતાં જણાય છે કે ભારતમાં જનસંખ્યાની વધઘટ લાંબા ગાળાનું વલણ ધરાવે છે. ઈ. સ. ૧૯૨૧ની સાલથી જનસંખ્યાની જે વૃદ્ધિ શરૂ થઈ છે તે આજે ઈ. સ. ૧૯૬૧ સુધી સતતપણે ચાલુ રહી છે, જેમાં ક્યાં ય પણ અપવાદને સ્થાન નથી. અને અત્યારની પરિસ્થિતિ જોતાં એમ લાગે પણ છે કે આ વૃદ્ધિ પાંચ કે દસ વર્ષના ગાળામાં તો નહિ અટકે. વસતિનું આવું લાંબા ગાળાનું વલણ બીજા દેશમાં પણ માલૂમ પડયું છે. ફાસીવાદી મુસોલિનિની ઘણી શક્તિશાળી સરકાર નીચે ઇટલિએ વસતિ વધારવા પ્રયત્નો કર્યા હતા. સરકારે ભારે દબાણ મૂક્યું, ધમકીઓ આપી, નાણાંકિય પ્રલોભનો આપ્યાં હતાં, પરંતુ વસતિ વધારવાનો આ કાર્યક્રમ સફળ થઈ શક્યો નહોતો. વસતિનો ઘટાડો એકધારો ૪૦ થી ૫૦ વર્ષ સુધી ચાલુ રહ્યો હતો. આમ જનસંખ્યાની વધઘટ લાંબા ગાળાનું વલણ ધરાવે છે એમ લાગે છે.

વળી, ભારતનો જનસંખ્યાનો પ્રશ્ન માત્ર પરિમાણાત્મક જ છે એવું નથી, તે ગુણાત્મક પણ છે. જનસંખ્યાનું પ્રમાણ તો વધુ છે જ, સાથે સાથે ઉત્પાદકતાની દૃષ્ટિએ પણ જનસંખ્યાનો પ્રશ્ન એટલો જ જટિલ છે.

આમ, હવે આપણે કહી શકીએ કે ભારતમાં વધુ પડતી વસતિનો પ્રશ્ન છે અને તે વધુ વસતિ ઘણી ઝડપે (વાર્ષિક ૨·૪%ના દરે) વધી રહી છે. અને આ બાબતે આ પ્રશ્નને આપણી સમક્ષ સમસ્યા રૂપે રજૂ કરેલ છે. જનસંખ્યાનો આ પ્રશ્ન માત્ર સંખ્યાનો જ નથી, જનસંખ્યાનો પ્રશ્ન ગુણાત્મક પણ છે. વળી, તે ઉપરાંત ભારતમાં જનસંખ્યાના પ્રશ્ને લાંબા ગાળાનું વલણ દર્શાવેલું માલૂમ પડે છે.

### ૩. જન્મપ્રમાણ અને મૃત્યુપ્રમાણ:

જનસંખ્યાની વૃદ્ધિ કે ક્ષયને અસર કરનારાં મૂળ તો બે જ પરિબળો છે: એક છે જન્મપ્રમાણ, બીજું છે મૃત્યુપ્રમાણ. જો મૃત્યુપ્રમાણ કરતાં જન્મપ્રમાણ વધુ

હોય તો વસતિ વધે અને જો મૃત્યુપ્રમાણ જન્મપ્રમાણ કરતાં વધુ હોય તો વસતિ ઘટે છે.

### વાર્ષિક જન્મ દર અને વાર્ષિક મૃત્યુ દર

| વર્ષ | | જન્મ દર | મૃત્યુ દર |
|---|---|---|---|
| | | (દર વર્ષે દર હજારે) | |
| ૧૯૦૧ થી ૧૯૧૧ | દરમિયાન | ૫૧·૩ | ૪૩·૧ |
| ૧૯૧૧ થી ૧૯૨૧ | ,, | ૪૯·૨ | ૪૮·૬ |
| ૧૯૨૧ થી ૧૯૩૧ | ,, | ૪૬·૪ | ૩૬·૩ |
| ૧૯૩૧ થી ૧૯૪૧ | ,, | ૪૫·૨ | ૩૧·૨ |
| ૧૯૪૧ થી ૧૯૫૧ | ,, | ૩૯·૯ | ૨૭·૪ |
| ૧૯૫૧ થી ૧૯૬૧ | ,, | ૪૦·૦ | ૧૮·૦ |

ઉપરના આંકડાઓ બતાવે છે કે જન્મપ્રમાણ અને મૃત્યુપ્રમાણ બન્નેમાં ઘટાડો થયો છે. પણ એ બન્નેમાં વધુ ઘટાડો મૃત્યુપ્રમાણમાં થયો છે જે જનસંખ્યાની વૃદ્ધિ તરફ કામ કરે છે. જન્મ દર તપાસતાં જણાય છે કે છેલ્લાં ૬૦ વર્ષમાં જન્મ દરમાં ખાસ નોંધપાત્ર ઘટાડો થયો નથી. પ્રતિ દસકે થોડો થોડો ઘટાડો થતો જોવામાં આવે છે. ઈ. સ. ૧૯૫૧ થી ઈ. સ. ૧૯૬૧ના ગાળામાં જન્મ દર વૃદ્ધિ બતાવે છે. છેલ્લાં ૨૦ વર્ષમાં દર હજારની વસતિએ આ દેશમાં પ્રતિવર્ષ ૪૦ની સંખ્યાનો વધારો થાય છે.

ભારતમાં ઊંચા જન્મ દરને માટે આર્થિક, સામાજિક વ. અનેક કારણો જવાબદાર મનાય છે. જ્યાં જ્યાં આર્થિક સદ્ધરતા છે, સંયુક્ત કુટુંબપ્રથા નાશ પામી છે, કુટુંબોનું સામાજિક સ્થાન ઊંચું છે તથા જ્યાં જ્યાં શહેરી તથા ઔદ્યોગિક જીવન સામાન્ય બન્યાં છે ત્યાં ત્યાં વસતિ વધવાનો દર નીચો માલૂમ પડ્યો છે.

ભારતમાં મૃત્યુપ્રમાણ ઘણું ઘટ્યું છે તે એક દૃષ્ટિએ તો સારી વાત થઈ. ઈ. સ. ૧૯૦૧ થી ૧૯૧૧ના ગાળામાં દર હજારે જે વાર્ષિક દર ૪૩·૧નો હતો તે ઘટીને ૧૯૫૧–૬૧ દરમિયાન ૧૮નો થાય છે તે પ્રમાણમાં ઠીક પ્રગતિ કરી ગણાય. વળી દુનિયાના વિકસિત દેશો સાથે સરખામણી કરીએ તો પણ આપણું મરણપ્રમાણ એટલું બધું વધુ ન ગણી શકાય. દુનિયાના વિકસિત પ્રદેશોમાં પણ મરણપ્રમાણ ૧૨ થી ૧૩નું રહેલું છે. બે અર્થતંત્રોની કક્ષા જ જુદી છે માટે એવી તુલનાનો પ્રશ્ન જ નથી.

પણ, એક બાબત નોંધવા જેવી છે. ઈ. સ. ૧૯૦૧ થી '૧૧ દરમિયાન જન્મ દરમાંથી મરણ દર બાદ કરતાં જનસંખ્યાની વૃદ્ધિનો દર ૮નો માલૂમ પડતો હતો, જ્યારે ૧૯૫૧ થી ૧૯૬૧ દરમિયાન જન્મ દર (૪૦)માંથી મૃત્યુ દર (૧૮) બાદ કરતાં જનસંખ્યાની વૃદ્ધિનો દર ૨૨નો માલૂમ પડે છે. આમ જન્મ દર અને મૃત્યુ દરનો તફાવત પણ આજે જનસંખ્યાની વૃદ્ધિ જ દર્શાવે છે.

સરેરાશ આયુષ્યનો આંક પણ સુધારો જ સૂચવે છે. ઈ. સ. ૧૯૦૧–૧૯૧૧માં જે આંક ૨૪નો છે તે સરેરાશ આયુષ્યનો આંક વધીને ઈ. સ. ૧૯૫૧–૬૧ના ગાળા દરમિયાન ૪૫નો માલૂમ પડે છે.

ભારતના જન્મ દર અને મૃત્યુ દરને દુનિયાના બીજા દેશોના જન્મ દર અને મૃત્યુ દર સાથે સરખાવી જોઈએ, જેથી તુલનાત્મક દૃષ્ટિએ આ મુદ્દાની ચર્ચા થઈ શકે.

### ઈ. સ. ૧૯૬૨ના વર્ષમાં જન્મ દર અને મૃત્યુ દર

| | જન્મ દર (દર હજારે) | મૃત્યુ દર (દર હજારે) |
|---|---|---|
| ભારત | ૪૦·૦ | ૧૮·૦ |
| ઑસ્ટ્રેલિયા | ૨૨·૮ | ૮·૫ |
| કૅનેડા | ૨૬·૦ | ૭·૭ |
| ફ્રાન્સ | ૧૮·૩ | ૧૦·૯ |
| પ. જર્મનિ | ૧૮·૩ | ૧૧·૦ |
| ઈટાલિ | ૧૮·૮ | ૯·૪ |
| જાપાન | ૧૬·૯ | ૭·૪ |
| મેક્સિકો | ૪૪·૯ | ૧૦·૬ |
| યુનાઈટેડ કિંગ્ડમ | ૧૭·૮ | ૧૧·૦ |
| યુ. એસ. એ. | ૨૩·૪ | ૯·૩ |

ઉપરના આંકડાઓ તપાસતાં જણાય છે કે માત્ર મેક્સિકોને બાદ કરતાં ભારતમાં જન્મ દર સૌથી ઊંચો છે અને ભારતના જન્મ દર અને બીજા દેશોના જન્મ દર વચ્ચે તફાવત પણ મોટો છે. મૃત્યુ દર બીજા દેશો કરતાં ભારતમાં સૌથી ઊંચો છે.

### ૪. વસતિની ગીચતા :

વસતિની ગીચતા એક સ્વતંત્ર પરિબળ તરીકે વિશિષ્ટ અસરો ઉપજાવનારું પરિબળ નથી. એક રીતે તો એ સ્વતંત્ર પરિબળ જ નથી. પોતે જનસંખ્યાની વૃદ્ધિનું

જ પરિણામ છે. વસતિની ગીચતા વસતિનું દબાણ બતાવે છે. શહેરો અને ગ્રામીણ વિભાગોમાં આ દબાણ ઘણાં આર્થિક પરિણામો લાવે છે, જે મૂળભૂત રીતે વસતિ વધવાનાં જ કારણો છે.

ઈ.સ. ૧૯૫૧માં દર કીલોમીટર દીઠ ૧૨૦ માણસોનું પ્રમાણ હતું જે વધીને ઈ. સ. ૧૯૬૧માં ૧૪૩ સુધી પહોંચ્યું છે. માઈલની દૃષ્ટિએ જો તપાસીએ તો ભારતમાં ઈ.સ. ૧૯૫૧માં દર ચોરસ માઈલે ૩૧૬ વ્યક્તિઓ હતી જે વધીને ઈ.સ. ૧૯૬૧માં ૩૮૫ સુધી પહોંચે છે. ઑસ્ટ્રેલિયામાં જે માત્ર ૩ છે, યુ. એસ. એ.માં ૫૪, ચીનમાં ૧૨૬, ઇંગ્લેન્ડમાં ૫૩૫ અને જાપાનમાં ૫૯૬નો આંક છે. વસતિની ગીચતા આર્થિક પછાતપણું કે વિકસિત કક્ષા બતાવી ન શકે. જાપાન અને ઇંગ્લેન્ડમાં વસતિની ગીચતા હોવા છતાં તે રાજ્યો વિકસિત છે. ઑસ્ટ્રેલિયામાં વસતિની ગીચતા ખૂબ જ ઓછી હોવા છતાં તે દેશ પણ આર્થિક રીતે ખૂબ જ વિકસિત છે.

ભારતમાં ઈ. સ. ૧૯૬૧ની વસતિ ગણતરીમાં આવેલ વસતિની ગીચતાનો ૩૮૫નો આંક સરેરાશ છે. રાજ્યવાર પરિસ્થિતિ ભિન્ન પ્રકારની છે. કોઈ રાજ્યમાં ગીચતા ઓછી છે જ્યારે કોઈમાં ગીચતાનું પ્રમાણ વધુ છે. જંગલોવાળા પ્રદેશો (દા. ત. આસામ) કે રેતાળ પ્રદેશો (દા. ત. રાજસ્થાન)માં ગીચતા સ્વાભાવિક જ ઓછી હોય છે. જ્યારે ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળ, ઉત્તર પ્રદેશ જેવા સપાટ પ્રદેશોમાં વસતિની ગીચતા વધુ માલૂમ પડે છે.

### ૫. ગ્રામ અને શહેરી વસતિનું પ્રમાણ :

| | ૧૯૫૧ | ૧૯૬૧ |
|---|---|---|
| ૧. શહેરી વસતિ | ૬.૨ કરોડ | ૭.૯ કરોડ |
| ૨. ગ્રામ ,, | ૨૯.૫ ,, | ૩૬.૦ ,, |
| ૩. કુલ વસતિમાં શહેરની વસતિનું પ્રમાણ | ૧૭.૪% | ૧૮.૦% |
| ૪. શહેરો | ૩૦૫૭ | ૨૬૯૦ |
| ૫. ગામડાઓ | ૫,૫૮,૦૦૦ | ૫,૬૭,૦૦૦ |

ઉપરના આંકડાઓનું પૃથક્કરણ કરતાં જણાય છે કે શહેરની વસતિ લગભગ ૨૫% વધી છે અને ગામડાની વસતિનો વધારો ૨૩ થી ૨૪% છે. બન્ને વચ્ચે ઘણો જૂજ તફાવત છે. છતાં એક વાત સ્પષ્ટ છે કે ગામડાં કરતાં શહેરોમાં જનસંખ્યાની વૃદ્ધિ વધુ છે. હવે અહીં પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જેમ જેમ શહેરીકરણનું પ્રમાણ વધુ, તેમ તેમ જન્મ દરનું પ્રમાણ ઓછું અને વસતિ ઓછી વધે છે, તો પણ શહેરોમાં વસતિનું પ્રમાણ વધતું કેમ જણાય છે? જવાબ ઘણો સહેલો છે કે ગામડાં કરતાં શહેરોમાં રોજગારીની આશાએ ગ્રામીણ વિભાગમાંથી શહેર તરફ વસતિનું સ્થળાંતર દેખાય છે.

શહેરોની સંખ્યામાં ઘટાડો થયેલો જોવામાં આવે છે અને ગામડાઓની સંખ્યામાં વૃદ્ધિ થયેલી જોવામાં આવે છે.

### શહેરીકરણનો વિકાસ :

| | ૧૯૦૧ | ૧૯૩૧ | ૧૯૪૧ | ૧૯૫૧ | ૧૯૬૧ |
|---|---|---|---|---|---|
| શહેરની સંખ્યા | ૧૯૧૦ | ૨૨૬૧ | ૨૪૨૭ | ૩૦૫૭ | ૨૬૯૦ |
| ,, વસતિ (કરોડમાં) | ૨.૬ | ૩.૪ | ૪.૫ | ૬.૨ | ૭.૯ |

શહેરોની સંખ્યા ૧૯૦૧ થી ૧૯૫૧ સુધી વધતી રહી છે, પરંતુ ૧૯૫૧ થી ૧૯૬૧ના ગાળા દરમિયાન ઘટતી જણાય છે. વસતિ ગણતરીમાં શહેરની સમજણમાં થયેલા ફેરફારોને કારણે આ પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે તેમ માની શકાય.

### ૬. ધંધાકીય દૃષ્ટિએ જનસંખ્યાનું વર્ગીકરણ :

| ક્ષેત્ર | ૧૯૫૧ |
|---|---|
| ૧. ખેતીવાડી ઉપર આધારિત | ૬૯.૮% |
| ૨. ઉદ્યોગો ,, ,, | ૧૦.૫% |
| ૩. વ્યાપાર ,, ,, | ૬.૦% |
| ૪. વાહનવ્યવહાર ઉપર આધારિત | ૧.૬% |
| ૫. સેવાઓ | ૧૨.૧% |
| ૬. કુલ | ૧૦૦.૦% |

### ધંધાકીય દૃષ્ટિએ રાષ્ટ્રીય આવકની વહેંચણી

| ક્ષેત્ર | ૧૯૫૦-૫૧ | ૧૯૬૦-૬૧ |
|---|---|---|
| ૧. ખેતી | ૫૧.૩% | ૪૮.૭% |
| ૨. ઉદ્યોગો. | ૧૬.૧% | ૧૮.૪% |
| ૩. વેપાર, વાહનવ્યવહાર, સંદેશાવ્યવહાર | ૧૭.૭% | ૧૬.૫% |
| ૪. સેવાઓ | ૧૫.૧% | ૧૬.૭% |
| ૫. પરદેશની આવક (શુદ્ધ) | –૦.૨% | –૦.૩% |
| | ૧૦૦૨% | ૧૦૦% |

ઉપરના આંકડાઓ તપાસતાં જણાય છે કે ૧૯૫૦–૫૧ થી ૧૯૬૦–૬૧ વચ્ચેના ગાળામાં ધંધાકીય દૃષ્ટિએ વિવિધક્ષેત્રોમાં ગણનાપાત્ર ગણી શકાય તેવો ફેરફાર માત્ર એક ખેતીવાડીના ક્ષેત્રે જ માલૂમ પડે છે. ઉદ્યોગોના ક્ષેત્રે સાધારણ ફેરફાર છે, અને બાકીના ક્ષેત્રોમાં ખૂબ જ નજીવા ફેરફારો છે. ખેતીવાડીના ક્ષેત્રે લગભગ અઢી ટકા (૨·૫%) આવકનો પોતાનો ફાળો ગુમાવ્યો છે જે કાંઈક અંશે નોંધપાત્ર છે.

## ૭. ભારતની વસતિમાં શિક્ષિત અને અ-શિક્ષિતનું પ્રમાણ:

ઈ. સ. ૧૯૫૧ની વસતિ ગણતરી મુજબ શિક્ષણના પ્રમાણનો સામાન્ય દર ૧૬.૬%નો હતો, જે ઈ. સ. ૧૯૬૧ની વસ્તી ગણતરી મુજબ ૨૪%નો માલૂમ પડ્યો છે, એટલે દસકાના ગાળા દરમિયાન આ દરમાં ૭થી ૮% નો વધારો થયેલો જોવામાં આવે છે. ૧૯૫૧માં દર હજારે ૧૬૬ વ્યક્તિઓ ભણેલી હતી, જ્યારે ૧૯૬૧-માં દર હજારે ૨૪૦ વ્યક્તિઓ ભણેલી માલૂમ પડી. આથી, એમ કહી શકાય કે સરેરાશ ભારતમાં દર ચાર વ્યક્તિઓ દીઠ એક વ્યક્તિ ભણેલી માલૂમ પડે છે. આ પ્રમાણ રાજ્યવાર જુદું જુદું છે. કોઈ રાજ્યમાં શિક્ષણનું પ્રમાણ વધુ છે, કોઈ રાજ્યમાં શિક્ષણનું પ્રમાણ ઓછું છે. કેરળ જેવા રાજ્યમાં શિક્ષણનું પ્રમાણ વધુ છે જ્યારે રાજસ્થાન કે કાશ્મીર જેવા રાજ્યમાં શિક્ષણનું પ્રમાણ ઓછું માલૂમ પડે છે. રાજ્યો વચ્ચે શિક્ષણના પ્રમાણમાં મોટા તફાવતો છે.

આ ઉપરાંત સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે પણ શિક્ષણ-પ્રમાણનો તફાવત છે અને તે મોટો છે, જે નીચે આપેલા આંકડા દ્વારા જાણી શકાય.

### ભારતનાં સ્ત્રીઓ અને પુરુષોમાં શિક્ષણ-પ્રમાણ

| | ૧૯૫૧ | ૧૯૬૧ |
|---|---|---|
| પુરુષો | ૨૪.૯% | ૩૪.૪% |
| સ્ત્રીઓ | ૭.૯% | ૧૨.૯% |

પુરુષો તથા સ્ત્રીઓ બંનેમાં શિક્ષણ-પ્રમાણમાં વૃદ્ધિ થઈ છે, પરંતુ પુરુષોમાં શિક્ષણ-પ્રમાણની વૃદ્ધિ લગભગ ૪૦%ની છે જ્યારે સ્ત્રીઓમાં શિક્ષણ-પ્રમાણની વૃદ્ધિ લગભગ ૬૦% જેટલી છે, જે નોંધપાત્ર છે. આમ છતાં, સ્ત્રીઓ કરતાં પુરુષોમાં શિક્ષણ-પ્રમાણ વધુ છે. પણ વૃદ્ધિનો દર પ્રમાણમાં ઓછો છે.

જનસંખ્યાના પ્રશ્નની આંકડાઓ સાથેની સામાન્ય માહિતી અને તેનો પૃથક્કરણ સહિતનો અભ્યાસ આપણે કરી લીધો. ભારતમાં જનસંખ્યાના પ્રશ્નનું સ્વરૂપ વગેરેનો પણ અભ્યાસ કર્યો. સ્વરૂપ તથા તેને લગતા બીજા પ્રશ્નો પણ જોઈ લીધા. તો અહીં હવે જનસંખ્યાના સમગ્ર પ્રશ્નને નિચોડરૂપ ટૂંકા સ્વરૂપમાં જોઈ લઈએ:

(૧) ભારતમાં જનસંખ્યાનું પ્રમાણ ઘણું વધું છે. દુનિયામાં બીજા નંબરનો સૌથી વધુ વસતિવાળો દેશ ભારત છે.

(૨) ભારતમાં વસતિ વધુ હોવા સાથે ઠીક ઠીક ઝડપી દરે વસતિ વધી રહી છે.

(૩) વસતિનો વધારો છેલ્લા પચાસ વર્ષથી સતત ચાલ્યો આવે છે. તેથી એમ કહી શકાય કે જનસંખ્યાનો પ્રશ્ન લાંબા ગાળાનું વલણ ધરાવે છે.

(૪) આ ઉપરાંત દેશનાં કુદરતી સાધનો હજુ વિકસ્યાં નથી તેથી વસતિનું દબાણ સમગ્ર અર્થતંત્રમાં જણાય છે. આથી ગરીબાઈ છે. તેથી પ્રજાને અપૂરતું પોષણ મળે છે. તેથી કાર્યદક્ષતા ઓછી છે. તેથી ભારતનો જનસંખ્યાનો પ્રશ્ન પરિમાણાત્મક હોવા ઉપરાંત ગુણાત્મક પણ છે.

(૫) ભારતમાં જન્મ પ્રમાણ અને મૃત્યુ પ્રમાણ બંને બીજા દેશની સરખામણીમાં ઊંચાં છે. ૧૯૦૧થી ૧૯૬૧ સુધીમાં જન્મ દરમાં જે ઘટાડો થયો છે તેના કરતાં મૃત્યુ દરનો ઘટાડો વધુ છે.

(૬) ભારતમાં વસતિની ગીચતા ઘણી છે જેથી શહેરો અને ગ્રામીણ વિભાગોમાં વસતિનું દબાણ માલૂમ પડે છે.

(૭) શહેર અને ગામડાના વસતિવધારા વચ્ચે જબરો તફાવત છે. ગામડામાંથી થયેલા સ્થળાંતરને પરિણામે શહેરમાં વસતિ વધતી જણાય છે.

(૮) ધંધાકીય દૃષ્ટિએ તપાસતાં સૌથી વધુ પ્રમાણ-માં લોકો ખેતીવાડી પર આધારીત છે. છેલ્લાં ૧૦-૧૨ વર્ષમાં ખેતીવાડી ઉપરના આધારનું પ્રમાણ ઘટતું જતું માલૂમ પડે છે.

(૯) ભારતમાં શિક્ષણ પ્રમાણ ઓછું છે. પ્રાદેશિક શિક્ષણ પ્રમાણનો તફાવત ઘણો મોટો છે તેમજ સ્ત્રી-પુરુષ વચ્ચેના શિક્ષણ-પ્રમાણનો તફાવત પણ ઘણો મોટો છે.

ઉપરનાં ૯ વિધાનો ભારતીય જનસંખ્યાના સ્વરૂપને આપણી સમક્ષ ખુલ્લાં કરે છે.

## ૮. વધુ જનસંખ્યા માટે જવાબદાર કારણો અને પ્રશ્નને હલ કરવાના ઉપાયો:

એક પ્રશ્ન સહજ જ ઉપસ્થિત થાય છે કે વધુ પડતી વસતિ હોવાનાં શાં કારણો હશે?

વસતિનો પ્રશ્ન આર્થિક હોવા ઉપરાંત મહદ્ અંશે તો સામાજિક પ્રશ્ન છે. વસતિ પરિબળ એક પ્રજાની સામાજિક ટેવો, રીતરિવાજ વ.થી નક્કી થયેલ એક પરિબળ છે. માટે વધુ પડતી વસતિ માટે અનેક જવાબદાર પરિબળો માં આર્થિક, સામાજિક વ. પરિબળો જવાબદાર છે. સર્વ સામાન્ય લગ્નપ્રથા, સંયુક્ત કુટુંબપ્રથા, કુટુંબનિયોજનથી વિરુદ્ધ પ્રજામાનસ, વ. કારણો સામાજિક ક્ષેત્રે કારણ-ભૂત માની શકાય. દેશમાં આર્થિક દૃષ્ટિએ ગરીબી અને બેકારી વ. કારણો આર્થિક ક્ષેત્રે જવાબદાર માની શકાય.

વધુ પડતી વસતિના પ્રશ્નને હલ કરવા માટે બે સાધનો છે. બન્નેમાંથી ગમે તે એક સાધનનો ઉપયોગ થઈ શકે. અને બન્ને સાધનોનો સાથે ઉપયોગ પણ થઈ શકે. એક સાધન છે વસતિ વધારા ઉપર ગમે તે ઉપાયે નિયંત્રણ, અને બીજું સાધન છે ઉત્પાદનમાં વૃદ્ધિ. બન્ને સાધનોનો સાથે ઉપયોગ વધુ સારો ગણાય. બન્ને સાધનો ઉભાં કરવાનું કામ ઘણું જ મુશ્કેલ છે. વસતિના વધારા ઉપર નિયંત્રણ મૂકવામાં લોકો સ્વેચ્છાથી નિયંત્રણ મૂકી શકે નહિ, અને સામાન્ય રીતે કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરતાં અચકાય છે, કારણ કે વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુનો અભાવ છે. અત્યારે સરકારે આ દિશામાં ઘણા પ્રયત્નો શરૂ કર્યા છે. લાંબે ગાળે આના કાંઈક પરિણામની આશા રાખી શકાય. હાલ તુરત તો ગણનાપાત્ર ફેરફારની આશા આ ક્ષેત્રે રાખવી અસ્થાને છે.

બીજું સાધન છે ઉત્પાદનની વૃદ્ધિ. ખેતીવાડી ઉત્પાદન પણ જો વધી શકે તો જનસંખ્યાનો પ્રશ્ન ઘણે અંશે હળવો પડી જાય, પણ ઉત્પાદનની વૃદ્ધિ કાંઈ સહેલી વાત નથી.

વળી, એક અભિપ્રાય એવો પણ છે કે ભારતમાં અતિવસતિ છે કે કેમ તે સવાલ છે. જો દેશના સુષુપ્ત સાધનોનો ઉપયોગ થાય તો ભારત આથી પણ વધુ વસતિને સારી રીતે પોષી શકે. એ દૃષ્ટિએ ભારતમાં અતિવસતિ છે તેમ સ્વીકારી નહિ શકાય. પણ આ દલીલ સ્વીકાર્ય નથી, કારણ કે એ સાધનોનો ઉપયોગ કેમ કરવો અને કઈ રીતે કરવો તે જ એક સમસ્યા છે. સાધનોનો વિકાસ જો થઈ જાય તો કોઈ મુશ્કેલી જ નથી. તે સાધનોનો વિકાસ તે જ એક આર્થિક પ્રશ્ન છે.

ભારત અણવિકસિત છે અને વસતિ વધે છે. ભારતની આજની સર્વ આર્થિક પરિસ્થિતિ માલ્થસની કલ્પનાના અર્થતંત્રને ઘણે અંશે મળતી આવે છે. આર્થિક વિકાસના આપણા પ્રયત્નો એ ચિત્રને ધીમે ધીમે ફેરવી રહ્યા છે. જનસંખ્યાના અતિકૂટ પ્રશ્નને હલ કરવા માટે આજે બંને બાજુથી કામ ઉપાડવું જરૂરી છે.

માનવબળના ઉપયોગનો પણ એક વિચાર છે. આજે જે માનવબળ આપણી પાસે ઉપયોગ વગરનું છે તેને કામમાં રોકી શકાય અને ઉત્પાદનની વૃદ્ધિ પણ થાય એવી આર્થિકનીતિ ઘડવી જોઈએ એવો આ અભિપ્રાય છે. દેશના વિકાસ માટે આજે જે કાંઈ બાંધકામો મોટી મૂડીનાં સાધનોથી (યંત્રોથી) થાય છે તે મજૂરોની મદદથી થાય તો ઓછી મૂડીથી પણ કામ થઈ શકે. રાષ્ટ્રના આર્થિક વિકાસમાં આ તબક્કે આર્થિક-નિતિની પુનઃવિચારણા થાય તો જનસંખ્યાની સમસ્યા પણ કાંઈક હળવી બને એમ આશા રાખી શકાય.

*

# સદ્‌ગત પ્રોફેસર ગજ્જર

## સાંકળચંદ જેઠાલાલ શાહ

[સદ્‌ગત 'પ્રોફેસર ગજ્જરના અંગત પરિચયમાં આવેલા શ્રી. સાંકળચંદ જે. શાહે 'અભ્યાસ' માટે ખાસ લખાવેલો આ લેખ પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે. ઇ. સ. ૧૯૦૩માં કેમિસ્ટ્રી વિષય લઈને મુંબઈ યુનિવર્સિટીની અનુસ્નાતક ઉપાધિ મેળવ્યા પછી શ્રી. શાહે સને ૧૯૦૬થી ૧૯૧૦ સુધી અમદાવાદની ગુજરાત કૉલેજમાં ડ. ફિઝિક્સ અને કેમિસ્ટ્રીના અધ્યાપક તરીકે કાર્ય કર્યું હતું. હાલમાં તેઓ હૅન્ડરાઈટિંગ એક્સપર્ટ તરીકે કાર્ય કરે છે. આ ખાસ લેખ માટે શ્રી. શાહનો હાર્દિક આભાર!—સંપાદક]

[સ્વ. પ્રોફેસર ત્રિ. ક. ગજ્જરની શતાબ્દી ઊજવાઈ અને તેમના જીવન વિષે ઘણી કૉલેજોમાં ભાષણો પણ થયાં, હું એમના અંગત પરિચયમાં વધારે આવેલો એટલે એમના સંબંધી જાણવા જેવા પ્રસંગોનો ઉલ્લેખ કરીશ.]

પ્રો. ગજ્જર એ સુથાર જ્ઞાતિના હતા, પરંતુ ગજ્જર હતા એટલે કોઈ મકાન બાંધવું હોય અથવા કોઇ પણ ઇમારત તૈયાર કરવી હોય તેનું ઇજનેર તરીકે તેઓ કામ કરતા હતા. નાનપણથી જ તેમને સુથારકામ કરવાનો શોખ હતો. સુથારી કારખાનામાં જતા અને ત્યાં કામ કરતા. એટલે 'Do Something' એ સૂત્ર એમણે નાનપણથી જ અપનાવેલું હતું. સૂરત હાઇસ્કૂલમાં જે Apparatus બગડી ગયાં હોય તેને સુધારી આપતા. સૂરત હાઇસ્કૂલના ઇનામ આપવાના સમારંભમાં Sir Birdwood, ડિસ્ટ્રિક્ટ જજ પ્રમુખ સ્થાને હતા, અને તેમણે તેમને ઇનામ આપતાં એવો ઉદ્‌ગાર કાઢેલો કે, હું આશા રાખું છું કે તમે મોટા વૈજ્ઞાનિક થશો. આ એમની ભવિષ્યવાણી ખરી પડી. જ્યારે પ્રો. ગજ્જરે મુંબઇનું રાણીનું પૂતળું ડામર લગાડીને કોઇ બદમાશોએ ખરાબ કરી નાખ્યું હતું ત્યારે તેમણે એ પૂતળું સાફ કરવાનું માથે લીધું. જ્યારે ગવર્મેન્ટ કેમિકલ એનાલાઇઝર અને બીજા યુરોપીઅન વૈજ્ઞાનિકો નિષ્ફળ ગયા ત્યાર પછી તેમણે તે કામ કરવાની માગણી કરી. આ કામ થઇ ગયા પછી, બર્ડવૂડ સાહેબ જે હિન્દુસ્તાનમાંથી રીટાયર થઇને વિલાયત ગયા હતા, તેમને ખબર પડી કે પ્રો. ગજ્જરે આ કામ કર્યું છે ત્યારે તેઓ ઘણા જ ખુશ થયા અને પોતાની ભવિષ્યવાણી સાચી પડી તે બાબત તેમને ઘણો જ હર્ષ થયો. પૈસાની પ્રાપ્તિ તો નહિ જ જેવી કરી હતી. સર આદમભાઈ પીરભાઈએ રૂ. ૫૦૦૦ (અંકે પાંચ હજાર) આપ્યા હતા.

એમણે Dr. Scott Russellનું Technical Education to the British people— જે વિકટોરિયા મહારાણીને સમર્પણ કરવામાં આવ્યું હતું તે વાંચ્યું. તેમને ખાતરી થઈ ગઈ કે હિન્દુસ્તાનના હુન્નરઉદ્યોગો પડી ભાગ્યા છે અને આપણા પર હુન્નરખાનની સફાઈ થઈ છે. જો આપણે આપણાં ઓઢવા પહેરવા માટે અને જરૂરી વસ્તુઓ માટે બીજા દેશ પર અવલંબન રાખવું પડશે તો આપણો દેશ તદ્દન ગરીબ થઇ જશે. તેઓ એક જર્મન લેખકનું વાક્ય ઘણી વાર કહેતા 'India is the richest country with the poorest people.' એમના જીવનનું ધ્યેય એમણે નવું વિજ્ઞાન જે યુરોપમાં ઘણું વિકસી ગયું છે તે હિન્દુસ્તાનમાં દાખલ કરવા પ્રયત્ન કરવો અને હિન્દુસ્તાનમાં ઉદ્યોગહુન્નર સ્થાપવા.

M. A., B. Sc. થયા પછી વડોદરા કૉલેજમાં Professor of Chemistry નીમાયા. ત્યાં કામ કરતી વખતે પણ સામાન્ય જનમાં વિજ્ઞાનનો ફેલાવો કરવાનો તેમને વિચાર આવેલો અને University Examination Lecture Series ગોઠવવી જેથી આપણા લોકોમાં અજ્ઞાન અને તેમાં ઉત્પન્ન થતા વહેમો દૂર થાય.

તેમણે વિચાર કર્યો કે હાથકારીગીરી આપણી ઊંચા પ્રકારની છે. અને તેને જો પોષણ મળે અને નવા વિજ્ઞાનની મદદ લઈ થાય તો દેશ જલદી સમૃદ્ધ થાય. એમણે એવી એક યુક્તિ અજમાવી તેથી સર સયાજીરાવ ઘણા ખુશ થયા. અને પ્રો. ગજ્જરે વડોદરામાં કલા-ભવન સ્થાપવાની યોજના ઘડી આપી. તે તેમણે મંજૂર કરી અને ૧૮૯૦માં વડોદરામાં કલાભવનની સ્થાપના થઇ. આ સંસ્થામાં બધું શિક્ષણ માતૃભાષા દ્વારા જ આપવાનો હતો. એટલે તેને માટે

પુસ્તકો તૈયાર કરવા તેમણે રૂ. ૫૦,૦૦૦ની ગ્રાન્ટ મેળવી. કલા-ભવનની વિલક્ષણતા એ હતી કે તેમાં Dyeingનું શિક્ષણ આપવામાં આવતું હતું. જર્મનીના કલર્સથી રંગાઈ લાલ સૂતર હિન્દુસ્તાનમાં આવતું તેથી તેમણે અહીં એ રંગો દાખલ કરવા અને તેને રંગવાની પદ્ધતિ અંગ્રેજોને શીખવાડવી, એવી યોજના દાખલ કરી. Dyeingના શિક્ષક તરીકે એક જર્મનને બોલાવ્યો અને તેણે રંગવાનું કામ ઘણી કુશળતાથી વિદ્યાર્થીઓને શીખવાડ્યું.

કલાભવનમાં શીખેલા Dyeingના વિદ્યાર્થીઓ કાપડની મિલમાં કામ કરવા લાગ્યા. પેટલાદમાં એક સ્વતંત્ર Dyeing house સ્થપાયું. આ Dyeing house સાચી રીતે ચાલ્યું એટલે બીજું પણ ત્યાં સ્થપાયું. વિલાયતથી આવતું રંગેલું સૂતર બંધ થયું એટલે આપણા દેશને ઘણો જ લાભ થયો. એમને જર્મન રંગ-કંપનીએ માસિક રૂ. ૧૦૦૦નો પગાર અને ટ્રાવેલિંગ એલાઉન્સ વગેરે આપવા કહ્યું, પણ તેમણે તેમને ના પાડી. તેમને પોતાનું જીવન કમાઇને જ પૂરું કરવું એવું તેમનું ધ્યેય નહોતું. એ પોતે બહુ જ સ્વમાની હતા. તેમણે કલાભવન સ્થાપતી વખતે મહારાજાને કહેલું કે મારા ઉપરી એકલા તમે જ. બીજા કોઈની આજ્ઞાને હું તાબે નહિ થઉં. એમના આ સ્વભાવને લઇને ઘણા અમલદારો એમનો દ્વેષ કરવા લાગ્યા. આ બાબતની તેમને ખબર પડી એટલે તેઓ પોતે વડોદરાથી ચાલ્યા ગયા. તેમણે રાજ્યનો પૈસો ઉચાપત કર્યો નહોતો તેમ પોતાને માટે વાપર્યો નહોતો, એટલે એમના મનને નિરાંત હતી. દી. બ. અંબાલાલ સાકરલાલને વડોદરા છોડતી વખતે તેમણે જ કહેલું કે હું રાજ્યનો પૈસો ખાઈ ગયો નથી. તે વખતના દીવાન મણિભાઈ જશભાઇને તેમણે લખ્યું કે કલા-ભવન રૂપી બાળકને મેં જન્મ આપ્યો છે. તેને ઉછેરવામાં મારું લોહી મેં આપ્યું છે; માટે આ બાળક જીવંત રહે અને એની સંભાળ બરાબર રહે તે હું આપને ભળાવું છું.

હવે એમના કાર્યનું સ્થળ વડોદરા મૂકીને મુંબઈ થયું. મુંબઇમાં પોતે Wilson Collegeના chemistaryના professor તરીકે ૧૮૯૭માં નીમાયા. પોતે કલાભવનમાં ધંધા-ઉદ્યોગોને લગતું કામ કરેલું એટલે કેટલાક મિલવાળા તેમની સલાહ લેતા. તેમના એસિસ્ટન્ટ એક Mr. Billimoria કરીને હતા. તે જ સમયમાં તેમણે Plagueની દવા તરીકે Iodine Techlouide બહાર પાડયું અને તેનાથી ઘણા લોકોને ફાયદો થયેલો. એક ભાટિયા ગૃહસ્થે તો આ દવાનો ઘણો જ ઉપયોગ કરેલો ને તેમણે મુંબઇના નામીચા ડૉક્ટરોને આ દવા ઉપયોગ માટે આપેલી અને તેના ઘણા સારા રિપોર્ટ તેમની પાસે આવેલા.

પોતાનું જીવનધ્યેય પાર પાડવા નાણાં જોઇએ અને તેને માટે તેમને એક વિચાર આવ્યો કે જો હું માર્બલ આરસનું પૂતળું સાફ કરી શકયો તો મોતી કે જેનું રસાયણિક Composition $CaCo_3$ સરખું જ છે તેને સારા lustre વાળા અને ડાઘા વગરના કરી આપું તો મોટો લાભ થવા સંભવ છે. મોતી બધાં પરદેશમાં ખપે છે એટલે ત્યાંથી નાણાં આપણે લાવી શકીએ. આ કામના પ્રયોગ તેમણે ૧૮૯૮થી શરૂ કર્યા. સંપૂર્ણ રીતે તેમનો આ પ્રયોગ ૧૯૦૧માં સફળ થયો. ૧૯૦૨માં તેમણે ઝવેરીઓ સાથે કામ કર્યું. ઝવેરીઓએ તેમને છેતરવાનો પ્રયત્ન કર્યો હતો પણ તે સફળ થયા નહિ. એમનું કામ ચાલુ થયું. આમ એમને બે ત્રણ મહિનાના કામમાં સારો લાભ મળ્યો. આ કામને લઇને તેમને હાઇકોર્ટમાં પણ જવું પડયું. સને ૧૯૦૦માં એમણે એમની Technical Chemical Laboratory શરૂ કરી. અહીં તેમણે B.A. અને B.Sc. થયેલા એવા વિદ્યાર્થીઓને Technical Chemisty શીખવા સગવડ કરી આપી.

એક જર્મન કંપનીનો માલ (Alitywine) કસ્ટમ્સવાળાએ જપ્ત કર્યો હતો એમનું કહેવું એવું હતું કે Aligarine paste એ અમુક ટકાથી ઓછી છે. આ કંપનીએ પ્રો. ગજ્જરની સલાહ લીધી. તેમણે માલના સૅમ્પલનું પૃથક્કરણ કર્યું. અને પોતાનો રિપોર્ટ આપ્યો કે Standard કરતાં ઓછા ટકા નથી. હાઇકોર્ટમાં કેસ ચાલ્યો. Govt. Chemical Analysisનો રિપોર્ટ કોર્ટમાં માન્ય રાખ્યો નહિ. પ્રો. ગજ્જરના રિપોર્ટ પર કોર્ટે આધાર રાખ્યો. એ કેસમાં કંપની પોતાનો કેસ જીતી અને પ્રો. ગજ્જરને તેઓએ સારી મોટી રકમ તેમના મહેનતાણા બદલ આપી. આ જે નાણાં આવ્યાં તેમાં તેમણે તેમની લેબોરેટરી માટે

સારી Technical પુસ્તકોની Library ઊભી કરી. અને ૧૯૦૨માં જ્યારે યુનિવર્સિટી કમિશન નીમાયું અને તેના સભ્યો જ્યારે આ લેબોરેટરીની મુલાકાતે આવ્યા ત્યારે તે કમિશનના એક સભ્ય તરીકે Prof. Pedler F. R. S. જે બંગાળના Director of Public Instruction હતા તે આવ્યા હતા અને તેઓએ જ્યારે આ લેબોરેટરી જોઈ અને તેમાં કામ થતું જોયું ત્યારે તેમણે ઉદ્ગાર કાઢ્યા કે 'Prof. Gujjar, is this Philanthrophy or Speculation?' પ્રો. ગજ્જરે જવાબ આપ્યો કે મારા ગજવામાં ત્રીસ રૂપિયા હતા તેનાથી આ લેબોરેટરીની મેં શરૂઆત કરી છે.

એલ્ફીન્સ્ટન કોલેજમાં તે વખતે M. A. થવા માટે chemistry શીખવવા માટે સગવડ નહોતી તેથી યુનિવર્સિટીએ પ્રો. ગજ્જરની લેબોરેટરીની M.A. ના કેમિસ્ટ્રી વિષય શીખવવાની પરવાનગી આપી અને આ લેબોરેટરીમાંથી ઘણા વિદ્યાર્થીઓ એમ. એ. થઈને બહાર આવ્યા છે. Prof. Kolhatkar જે ફરગ્યુસન કોલેજમાં Chemistryના પ્રોફેસર છે તે આ લેબો-રેટરીમાં પાસ થયા છે. Prof. Kales જે શાહીઓ અને ગમ્સ વગેરે મોટા પ્રમાણમાં બનાવે છે અને વેપાર કરે છે તે આ લેબોરેટરીના વિદ્યાર્થી હતા.

એમના જીવનનું ધ્યેય સાધ્ય કરવામાં જે મોટી સંસ્થા એમણે ઊભી કરી તે Alembic Chemical Works છે. આ કમ્પની ૫૦ વર્ષથી કામ કરે છે. અને હિન્દુસ્તાનની એક મોટી Chemical & Pharmaceutical કંપની છે. Patience & Perse- કેટલા ઉદાર હતા.

દરીઆ મહેલના શેઠ નારણજી દ્વારકાદાસની બેનને એકદમ હાર્ટ પર Attack થયો અને [illegible] આવ્યો એટલે એમણે પ્રો. ગજ્જરને એમની જોડેના બંગલામાં રહેતા હતા તેમને બોલાવ્યા. તે પોતે આવ્યા અને પોતાનાં oxygen તૈયાર કરવાનાં સાધન હતાં તે તૈયાર કરવા મને કહ્યું. તે મેં તૈયાર કર્યું. અમે બંને એમની બેનને ત્યાં ગયા. એમને પ્રો. ગજ્જરે oxygen આપ્યો અને એમને સારું થઈ ગયું.

મુંબઈમાં દફતરી કૈકા અને દીવાન સોલિસિટરની પેઢી છે. તે પેઢીના દીવાન ઘણા જ માંદા પડ્યા. તેમણે ઘણા ડાક્ટરોની દવા કરી પણ તેમને મટયું નહિ એટલે મિ. દફતરી પ્રો. ગજ્જર પાસે આવ્યા અને તેમને વિનંતી કરી કે મારા મિત્ર દીવાનના રોગની ઘણી દવા કરી પણ મટતું નથી. આપ આવો અને જુઓ તો સારું. પોતે તેમની સાથે, પોતાની ટ્રીટમેન્ટ આપી અને દીવાન સારા થઈ ગયા. મને ખબર છે કે પ્રો. ગજ્જરે તેમને શક્તિની દવા બનાવી હતી ને લેવા એ પોતે આવતા.

ઈન્ફ્લુએન્ઝાનો રોગ અમદાવાદ વગેરે ફાટી નીકળ્યો હતો તે વખતે તેમણે તે સંબંધી સાહિત્યનો અભ્યાસ કરી Influanza mixture બહાર પાડ્યું હતું. અને તેની Agency Messrs. Kemp & Company ને આપી હતી. કોઈ ઠેકાણેથી એમને દવા મોકલવા માટે પત્ર આવે તો પોતે દવાનું પાર્સલ (Paid) કરી મોકલી આપતા. આ દવાનો લાભ લોકો સારો લેતા હતા. અને દવા ઘણી જ ગુણકારી જણાઈ હતી.

બનતી મહેનત કરતા હતા.

પોતાના જીવનનું એક સૂત્ર work is worship હતું અને બીજું Do right & Go forward હતું.

પ્રો. ગજ્જરે મુંબઈ યુનિવર્સિટીની પરીક્ષામાં Physics & Chemistry બે વિષય લેવા પડતા. એમણે જોયું કે આ બે વિષય ઘણા વિદ્યાર્થીઓ લેતા નથી. તેથી તેમણે વિચાર કર્યો કે M. A.ની પરીક્ષા માટે Physics અને Chemistry બે જુદા વિષયો કરવા એટલે જેને Physics લઇને પરીક્ષા આપવી હોય તે તે પ્રમાણે આપે. તેમણે આ યોજના મુંબઈ યુનિવર્સિટીમાં પસાર કરાવી અને M. A. ની Chemistryની પરીક્ષા માટે Theoretical & Practical Chemistry માટે અભ્યાસક્રમ ઘડી કાઢયો. અને Theoretical માટે કયાં પુસ્તક વાપરવાં તે પણ નિર્ણય કર્યો. Practicalને માટે તે જ પ્રમાણે કર્યું. આ યોજના ઘડવાથી ઘણા વિદ્યાર્થીઓ M. A.ની પરીક્ષામાં Chemistry લેતા થયા. પરીક્ષા પાસ થયા પછી જેમને Technical કેમિસ્ટ્રી શીખવી હોય તેમને માટે પોતાની Techno-chemical Laboratoryમાં સગવડ કરી આપી.

મુંબઈ યુનિવર્સિટીમાં માતૃભાષાનો ઉચ્ચ અભ્યાસ થઈ શકે અને માતૃભાષા મારફતે ઘણા વિષયો શીખવાય એવી રીતે માતૃભાષાનો અભ્યાસ થાય તો દેશને ઘણો જ લાભ થાય. જસ્ટીસ રાનડે પાસે પોતાની યોજના મૂકી. જસ્ટીસ રાનડે તે પરથી યુનિવર્સિટીમાં ભાષાનો અભ્યાસ M.A.ની પરીક્ષામાં દાખલ કરાવ્યો. આ પ્રમાણે કરવાથી માતૃભાષાના સારા નિષ્ણાત પુરુષો તૈયાર થયા અને બી. એ.ના અભ્યાસક્રમમાં માતૃભાષા શીખવી હોય તેને માટે પણ શિક્ષકો અથવા પ્રોફેસરો તૈયાર થયા.

મારા પૂજ્ય ગુરુનાં મુખ્ય કાર્યોનું વર્ણન આ લેખમાં કર્યું છે. આ મહાન પુરુષમાં અસાધારણ ગુણો હતા. ચોકસાઈ એ ગુણ તો એમનામાં મોટા પ્રમાણમાં હતો. અપૂર્વ બુદ્ધિશાળી હતા અને તેની સાથે મહાન ઉદ્યોગી પુરુષ હતા.

*

## વર્ષામાં

વર્ષા પુનઃ—પુનરપિ ઉઘડે રસીલા
મારા મને સ્મરણના પ્રિય પ્રાન્ત પ્રાન્ત
ઊભાં રહ્યાં તરુ પણે જલસિક્ત શાન્ત
જે સ્પર્શથી કરત લોચનને ય લીલાં!

આ કોઈ કૂણું મુખ કૂંપળ જેમ ફૂટી
આવે અચાનક....થતા શરુ ભાવભીના
શીળા ભર્યા પવન શા લય લાગણીના!
માણી રહું ક્ષણ કશી ફફડાટ લીલા
હું વૃક્ષ શો અચળ તો ય—અનેક જાણે
સૂડા ન હોય સહસા વિટપેથી ઊડ્યા!

પાછાં વસંત પિકના સ્વર શાં પુરાણાં
વર્ષો વીતેલ દૂરથી ટહુકી ઊઠે ને
જાગી ઊઠે રવ ક્યહીંકથી કોઈ ન્યારો
મારા વિશે જીવનને ઝણકાવનારો!

—હેમન્ત દેસાઈ

[ગુજરાતીના ટ્યૂટર, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

# રાજ્યવહીવટ

## નારાયણ ગોવિંદ ચાપેકર

[મહારાષ્ટ્રના જ્ઞાનવૃદ્ધ, તપોવૃદ્ધ અને વયોવૃદ્ધ વિદ્વાન તથા સાહિત્યકાર અને લેખક શ્રી નારાયણ ગોવિંદ ચાપેકરે સને ૧૯૫૪માં ઉપરોક્ત વિષય પર કેટલાક લેખો મુંબઇના મરાઠી દૈનિક 'લોકમાન્ય'માં લખ્યા હતા. તે લેખો તથા થોડું ઉમેરણ મરાઠીમાં 'राज्यकारभार' મથાળા હેઠળ પુસ્તિકા રૂપે પ્રસિદ્ધ થયેલ છે. એનો ગુજરાતી અનુવાદ 'અભ્યાસ'માં ક્રમશઃ પ્રસિદ્ધ થશે. અનો પહેલો હપ્તો આ અંકમાં આપ્યો છે. સદ્‌ગત શ્રી દાદાસાહેબ માવળંકરને આ પુસ્તિકા ખૂબ જ મનનીય અને વિચારપ્રેરક લાગેલી અને શ્રી ચાપેકરને તા. ૩-૧૦-૧૯૫૪ને રોજ લખેલા પત્રમાં શ્રી દાદાસાહેબે જણાવેલું કે 'રોજબરોજની વાતો જ આપે સરળ ભાષામાં કરી છે, પરંતુ એનું મહત્ત્વ રાજ્યવહીવટમાં કેવી રીતે અને કેટલું છે એ દર્શાવનારું દૃષ્ટિબિંદુ એમાં હોવાથી આપના લખાણનું મહત્ત્વ ખૂબ જ અને વિશિષ્ટ પ્રકારનું છે સુરાજ્યનો પાયો મજબૂત કરવા માટે કઈ કઈ ચીજો રોજના વ્યવહારમાં અમલી કરવી જોઈએ એનું માર્મિક દર્શન આપના લેખોમાં થાય છે.'

ત્રણથી ચાર હપ્તામાં આ લેખમાળા 'અભ્યાસ'માં પૂરી પ્રસિદ્ધ કરવાની ઉમેદ છે. ગુજરાતી અનુવાદની પરવાનગી આપવા માટે લેખક તથા મરાઠી પ્રકાશક (પૉપ્યુલર બુક ડેપો, મુંબઇ) પ્રત્યે હાર્દિક આભાર વ્યક્ત કરું છું. –પુ. ગ. મા.]

### ૧

**વહીવટની** વાત કરીએ તો તે અહીં કે ત્યાં એક સરખો જ; એનું સ્વરૂપ એક જ; પછી તે વહીવટ રાજ્યનો હોય કે ગામનો હોય, કુટુંબનો કે સંસ્થાનો અગર નાનકડી કચેરીનો હોય. બધી જગ્યાએ સરખા જ ગુણોની અગર કર્તૃત્વની જરૂર હોય છે. વખતસરપણું, આરોગ્ય, નિયમિતતા, કામ અંગેનું પૂરું જ્ઞાન, હાથ પરના કામનું ચિંતન અને સચ્ચાઈ આ બધા ગુણો કોઈ પણ વહીવટને સારુ અનિવાર્ય હોય છે. જેટલા પ્રમાણમાં આ ગુણોનો અભાવ એટલા પ્રમાણમાં વહીવટ કથળેલો દેખાશે એ ચોક્કસ. નાના ફડણવિસમાં ઘણા બધા ગુણ હતા પણ કામ અંગેનું જ્ઞાન અપૂરું હતું, કાંઈ નહોતું એમ કહીએ તો યે ચાલે. રાજ્ય અને કુટુંબ એ બે વચ્ચેનો ભેદ એમને સમજાયો નહિ. પશ્ચિમના લોકો હિંદુસ્તાનમાં શા સારુ આવ્યા, એમના આગમનનાં શાં પરિણામો દેશ પર થશે એનું આકલન શિવાજીને થયું નહિ, તો પછી નાના ફડણવિસની વાત જ શી કરવાની! બાજીરાવ પહેલા જેટલો વ્યાપક બુદ્ધિનો, મોટા મનનો અને વીર પુરુષ આખી મરાઠાશાહીમાં બીજો દેખાશે નહિ. તેમ છતાં બાજીરાવની બધી કારકિર્દી મુલક મેળવવામાં ગઈ તેથી રાજ્યવહીવટ તેમણે ઝાઝો કર્યો નહિ. વળી ચિમાજી અપ્પાની સહાય રાજ્યવહીવટમાં મળતી હોવાથી બાજીરાવના તે ક્ષેત્રમાંના ગુણોને પૂરતો અવકાશ મળ્યો નહિ. બાજીરાવનું શૌર્ય અને યુદ્ધકૌશલ્ય દિલ્હીની લડાઈ વખતે પૂરેપૂરું જોવા મળ્યું. બાજીરાવની વ્યાપક દૃષ્ટિ રાજ્યવહીવટમાં પણ સફળ નીવડી હોત એમાં શંકા નથી.

### મરાઠાશાહીમાંનો રાજ્યવહીવટ

પરંતુ ખરું પૂછો તો મરાઠાશાહીમાં, રાજાઓએ લડાઈઓ કરવી અને ખર્ચને વાસ્તે પ્રજા પાસેથી કર રૂપે પૈસા પડાવવા એનાથી વિશેષ રાજ્યવહીવટનાં કોઈ ખાસ પગલાં ક્યારે ય લેવાયાં નહોતાં. વ્યવહારની પણ પૂરી ખબર હતી એવું નહિ કહી શકાય. નાશિકના પટવર્ધનના જમાખર્ચના ચોપડાઓ મેં જોયા છે. રઘુનાથરાવદાદાએ ગુજરાત પર સવારી કરી તે ચડાઈ માટે દાદાને પટવર્ધને ઉછીનાં નાણાં આપ્યાં હતાં. પરંતુ એ રકમ દાદાના જ ખાતામાં લખાએલી જોઈ. ખરું જોતાં તે પૈસા પંતપ્રધાનના ખાતામાં ઉધારવા જોઈતા હતા. પંતપ્રધાનનું જુદું ખાતું પણ હતું. ગુજરાત પરની ચડાઈ દાદાએ પેશવે સરકારને માટે કરેલી. રઘુનાથરાવનો પરાજય થયો હોત તો પટવર્ધને કરજની વસૂલાત કોની પાસેથી કરી હોત એ સમજાતું નથી. આ ભેદ જ પટવર્ધનના ખયાલમાં નહોતો આવ્યો. એનું કારણ વિષયનું અજ્ઞાન.

### નિરંકુશતા–ગેરશિસ્ત

આ જ સ્થિતિ આજે પણ છે. પોતાને જે કામ કરવાનું છે એની પૂરેપૂરી માહિતી મેળવી લેનારા કારકુનો અગર અમલદાર કોક જ. સરકારી ઑફિસોની બહાર પણ આ જ સ્થિતિ. સરકારી વહીવટ જ કેવળ નિરંકુશ

અને ગેરશિરતભર્યો હોય છે એવું નથી; ખાનગી વ્યવહારમાં પણ બેવકૂફપણું ડગલે ને પગલે જોવા મળે છે. કોઈ પણ સભા સમયસર શરૂ થતી નથી. લોકસભામાં અધૂરી અને ભૂલભરેલી માહિતીના આધારે સવાલો પુછાય છે. નકશાઓ, સંદર્ભ ગ્રંથો, કોષ ઇત્યાદિ પુસ્તકોનો સંગ્રહ રાખ્યા વિના જ દૈનિક અખબારો ચલાવાય છે. ઘરમાં ઘડિયાળો સત્તર છતાં કોઈ પણ કામનો સમય માત્ર નિશ્ચિત નહિ. અગાઉના સમયમાં શાહૂકારી કરનારાઓને શાહૂકારી અને જમીનદારી એ બે વચ્ચેનો ફરક કદી પણ સમજાયો નહિ. ગામમાંથી સ્ટેશન પર દિવસના દસ ધક્કા ખાનારા ઘોડાગાડીવાળાને આગગાડીનું સમયપત્રક કહેતાં નથી આવડતું.

## વિદ્યા સાથે અણબનાવ

એ જ રીતે સમાજનો વિકાસ સાધવાનું કામ જેમના પર સોંપવાનું તેમની લાયકાત જોવી પડે છે એવું ભાન આપણા પ્રધાનોમાં નથી. રોગીને વૈદ્ય પાસે ન મોકલતાં જોડાં સીવી આપનાર ચમાર પાસે મોકલશે. પ્રધાનમંડળને વિદ્યા સાથે અણબનાવ છે એમ લાગે છે. મુંબઈ ઇલાકામાં સમાજશાસ્ત્રના વિદ્યાલયોમાંથી પાંચ-પચાસ વિદ્યાર્થીઓ શિક્ષણ સંપાદન કરીને તૈયાર થયા છે એમને બાજુ પર મૂકીને 'દિવાનાં પ્રિયાં'ને સમાજ-વિકાસની દક્ષિણા આપવાની એવો વિચિત્ર ને આડો રાજ્યવહીવટ હજી પણ ચાલુ છે જ. સારાંશ, કોઈ પણ વહીવટ — રાજ્યનો, ખાનગી, કૌટુંબિક – કુશળતાથી ચલાવવાનું આપણને આવડતું નથી, પહેલાં પણ આવડયું નથી.

## ૨

વહીવટનું સ્વરૂપ આપણે ધ્યાનમાં રાખવું પ્રથમ આવશ્યક છે. કોઈ પણ વહીવટ પોતા સારુ નહિ, પારકાને અર્થે હોય છે. સરકારનો વહીવટ પ્રજા માટે, કંપનીનો ભાગીદારો માટે અને કુટુંબનો કુટુંબીજનો માટે. એકલ-વાયા માણસના હલનચલનને અગર ક્રિયાને વહીવટ એવો શબ્દ જોડાતો નથી. વહીવટ કરતી વખતે જો કે તે કરનારના હિતસંબંધો એમાં વણાએલા હોય તો પણ અનેક વ્યક્તિઓ પૈકી એ એક વ્યક્તિ એમ જ ગણી લેવું પડે છે. સમષ્ટિમાં વ્યક્તિ લોપ પામે છે, એ પર બને છે. એકલી વ્યક્તિ સ્વચ્છંદી હોય છે. સમષ્ટિમાંની વ્યક્તિ નિગ્રહવાળી બને છે. સંન્યાસીને સારુ વિધિનિષેધ નથી. ઊલટું સમાજાનુબંધી (social) વ્યક્તિ વિધિનિષેધો વડે જકડાએલી હોય છે. ધર્મ, નીતિ, સદાચારનાં બંધનો આવી વ્યક્તિને હોય છે. સામાજિક વ્યક્તિની દરેક ક્રિયા સામાજિક સ્વરૂપની હોય છે; એટલે કે બીજાઓ સાથે એનો સંબંધ જોડાય છે; એની દરેક ક્રિયાનાં પરિણામો ઓછાંવત્તાં પ્રમાણમાં બીજા-ઓને સહેવાં પડે છે. આ વિવેચન પરથી એટલું સ્પષ્ટ થાય છે કે વ્યવહારમાં સ્વાર્થને સ્થાન નથી. સ્વાર્થી માણસ અસામાજિક (anti social) છે. સમાજમાં રહેવાને તે નાલાયક છે. સ્વાર્થપ્રેરિત ક્રિયા સમાજ-વિઘાતક હોય છે. માટે સ્વાર્થ એટલે પાપ, સ્વાર્થ એ ગૂનો છે. આ એક પાપમાં બાકીના બધા પાપોનો સમાવેશ થાય છે.

વ્યવહારમાં એટલે જ વહીવટમાં 'અહમ્'નું સમૂળું વિસર્જન થાય છે. અહંભાવ નષ્ટ કરો એવો વેદાન્તનો ઉપદેશ વ્યવહારમાં જ વધારે ઉપયોગી છે; તે જ પ્રમાણે આ વ્યવહાર-વર્તનમાં જ સદ્ગુણોનું બીજ હોય છે. જેટલા પ્રમાણમાં પદાર્થઘટકતા વધારે તેટલા પ્રમાણમાં વ્યક્તિના સદ્ગુણોનું માપ વધારે. વખતસરપણું એક ગુણ છે. એને ગુણ શા સારુ ગણવો તો તેનું કારણ એ કે બીજાને ત્રાસ ન પડતાં એનાથી કામનો નિકાલ થાય છે. એકલવાયો મનુષ્ય; જંગલમાં રહેનારો મનુષ્ય ક્યારે ઊઠચો અને ક્યારે કામ પર ચડચો એની તપાસ કોઈ કરતું નથી. બીજી બાજુએ, રાજ્યવહીવટમાં સમય-શીલતા અગર જે તે સમયે બરાબર કામો કરવાં એ બહુ મોટો ગુણ મનાય છે. નાના મોટા અમલદારોમાં આ ગુણ નહિ હોય તો કામ ઓછું થાય છે. તેથી રાષ્ટ્રનું નુકસાન થાય છે અને કામ સાથે સંબંધ ધરાવનારા લોકો સમયસર આવે છે એમને હેરાનગતિ ભોગવવી પડે છે. અગિયાર વાગ્યે અગર એનાથી યે વહેલા ઑફિસમાં હાજર થવાની ફરજ સાક્ષીદારો પર પાડનારા અમલદારો પોતે ઑફિસનું મોઢું બાર વાગ્યા પહેલાં નથી જોતા. આવા અમલદારો આપણા દેશમાં અસંખ્ય છે. એમાં ય વિશેષતા તો વળી એ કે, પોતે લોકોને ક્યારે બોલાવ્યા છે એની દાદ સરખી પણ આ અમલદારોને નથી હોતી.

આપણા દેશમાં હાથપગ હાલે છે, મગજ અચલ રહે છે. મગજ સાહેબનું અને હાથપગ આપણા એવી આજ લગીની આપણી સ્થિતિ હતી. તેથી કરીને વિચાર કર્યા સિવાય કામો કરવાની ટેવ આપણને પડી છે.

મારે જે મુખ્ય વાત કહેવાની છે તે એ કે વખતસર ઑફિસમાં ન જનારો અમલદાર પોતે સ્વતંત્ર છે એમ માને છે. તે પોતાની મરજી અને સગવડ જુએ છે; બીજાઓ સાથે મારો સંબંધ બંધાયો હોવાથી હું પરતંત્ર છું એનું ભાન એને હોતું નથી. એનો જ અર્થ તે અસામાજિક બને છે. ઠરાવેલા વખતે હાજર રહેવા માટે સાક્ષીદાર અગર પક્ષકારનો જીવ ગડમથલ કરતો હોય છે; એ જ સ્થિતિ અમલદારની થવી જોઈએ. પણ એની દોડધામ ક્યારે ય થતી નથી. આવો અમલદાર ઑફિસ અગર એવી બીજી સંસ્થા ચલાવવા માટે નાલાયક હોય છે. એનામાં લોકપ્રેમ નહિ પણ કેવળ અહંભાવ રહેલો છે. પોતાની જાતને તે ભૂલી શકતો નથી.

અનેક વ્યક્તિઓનો વ્યવહાર સંભાળવાનો એટલે નિયમ કર્યા વિના છૂટકો જ નહિ અને તેથી એ નિયમો મુજબ વહીવટ ચલાવવાની જવાબદારી વહીવટદાર પર આવી પડે છે. આ જવાબદારીના અજ્ઞાનને કારણે આપણા તરફથી નિયમોનું ઉલ્લંઘન ઘડિયેપડિયે થાય છે. સભામાં વખતસર ન જવું, ઑફિસમાં મોડા જવું, પતિ વખતસર ઘેર ન આવ્યાથી પત્નીએ રસોઈ કરીને વાટ જોતાં અદ્ધર બેસી રહેવું (!) — ફરજપાલનમાં ચૂકી ગયાનાં આ બધાં લક્ષણો છે. ખરેખર આપણે ગુણોનો વિપર્યાસ કર્યો છે. નિયમ પ્રમાણે વર્તે તે કનિષ્ઠ, નોકર, ઊતરતી કક્ષાનો; અને નિયમ બાહ્ય વર્તનારો તે શ્રેષ્ઠ, હોદ્દેદાર અને મોટી યોગ્યતાવાળો, એવું આપણું મૂલ્યમાપન. નિયમ તોડવામાં આપણને મોટાઈ લાગે છે. રાજાને બંધનો શાનાં! આજ કાલ બધા જ રાજા બની ગયા છે. થોડાં વર્ષ પર હું એક લગ્નસમારંભમાં હાજર રહેવાને કોલ્હાપુર ગયો હતો. મહારાજા છત્રપતિ પધારવાના હતા. પણ મુહૂર્ત પર આવે તો છત્રપતિની ગાદીની અપ્રતિષ્ઠા ન થાય વારુ! એક તરફ મુહૂર્ત તો સાચવવું જ રહ્યું, પણ મહારાજાની હાજરી વિના લગ્ન કરાવવાં એ કેટલું મોટું પાપ! યજમાન પરનું આ પ્રાણસંકટ જ હતું! છેવટે પાછલે બારણે રસોડામાં જ છાનાંમાનાં લગ્ન થયાં. બહાર પાન-સોપારી માટે ભેગા થએલા લોકો લગ્નના મુહૂર્તની પ્રતીક્ષા કરતા નિરાંતે બેઠા હતા. તેમ છતાં આ બધા મહેમાનોની સહનશીલતાને પણ ક્યાં સુધી તાણી રાખવી? એટલે મંગલાષ્ટકોના સૂરો વચ્ચે અને વાદ્યસંગીતના ગુંજનમાં વરવધૂએ ફરી એક વાર પરસ્પરને હારતોરા પહેરાવ્યા, પાનસોપારી થઈ. લોકો પોતપોતાને ઘેર ગયા. એટલામાં મહારાજા આવે છે એવો સંદેશો પહોંચ્યો. બધા એકદમ દોડધામ કરવા લાગ્યા. સભામંડપમાંની ચોરી પર પાટલા મુકાયા; વરવધૂ ફરી આવીને બેઠાં; અંતરપટ ધરીને બે માણસો તૈયાર થઈને ઊભા રહ્યા; ગોરમહારાજે મંગલાષ્ટકો ગાવાની શરૂઆત કરી; અને મહારાજા સમક્ષ લગ્નની ત્રીજી આવૃત્તિ પાર પડી! મોટાઈની આ આપણી કલ્પના!

દેશી રજવાડાંમાંના એક કાર્યકર, જેઓ પ્રજા માટે મહેનત કરનારા અને જેલયાત્રા ભોગવી આવેલા હતા, કર્મધર્મ સંયોગથી જ્યારે તેઓ એ સંસ્થાનના મુખ્ય પ્રધાન બન્યા ત્યારે મુસાફરોથી ભરેલી બસને પોતાને વાસ્તે અડધો કલાક રાહ જોતી ઊભી રાખવા માટે એમને જરા પણ સંકોચ કે ફિકર થતાં નહોતાં. આ વસ્તુઓ આપણા લોહીમાં પેઠી છે. પોતાની મોટાઈનો શોખ એટલે સ્વાર્થ — એ જ આવા વર્તનના મૂળમાં હોય છે.

૩

બધાં સરકારી ખાતાંઓનો વહીવટ જનતાને ઉપદ્રવકારક, નુકસાનીભર્યો અને ખૂંચનારો નીવડે છે. એના એક કારણનો ઉહાપોહ ગયા લેખમાં કર્યો. હકીકતમાં, વ્યવહારમાં મનુષ્ય પરતંત્ર અને નિયંત્રિત હોવા છતાં યે પોતે સ્વતંત્ર છે એવા દિમાગથી તે વર્તતો હોય છે, આ જ એ કારણ. અહીં બીજા એક મહત્ત્વના કારણનો વિચાર કરવાનું યોજ્યું છે. પારતંત્ર્યનો અર્થ આપણે સહુ બીજા કોઈના નોકર છીએ. હવે, આપણે જ્યારે નોકર રાખીએ છીએ ત્યારે તેનો આપણને વધુમાં વધુ ઉપયોગ થાય એવી આપણી ઇચ્છા હોય છે. આ ઇચ્છા સફળ થવાને વાસ્તે નોકર હોશિયાર, વિવેકી અને વિકસિત અક્કલનો હોવો જરૂરી છે. આટલા ગુણો જો આપણામાં ન હોય તો વ્યવહાર કરવા માટે આપણે નાલાયક છીએ એમ સમજવું રહ્યું. પરંતુ, આજકાલ કોઈ પણ ઑફિસ-

માં જાઓ, આવા ગુણોથી સંપન્ન એવો એક પણ માણસ નીચેથી ટોચ સુધી તમને નજરે નહિ પડે. કામની ખબર નથી, સારા સારા વિચાર નથી, હોશિયારી નથી. આવા ગુણો જેની પાસે હોય એને સો ગુણ આપીએ તો દરેક જણ કેટલા ગુણ પ્રાપ્ત કરી શકશે એનો વિચાર મન સાથે કરી જોવો, એટલે કામો શા સારુ સરસ થતાં નથી એનો પ્રકાશ પડશે. બુદ્ધિ પ્રગલ્ભ બને, વિવેકશક્તિ વધે, એવું શિક્ષણ જ મૂળમાં આપણને પ્રાથમિક શાળાથી માંડીને કૉલેજ સુધીમાં મળતું નથી. હાલમાં પ્રાથમિક શાળાઓમાં હનુમાનનું સ્તોત્ર અને વંદેમાતરમ્ સવાર-સાંજ બાળકો પાસેથી ગવડાવવાની પ્રથા છે. પરંતુ બાળકોને એનો અર્થ બરાબર સમજાવવાનું કોઈને સ્વપ્નમાં પણ સૂઝતું નથી. વૈદિક બ્રાહ્મણોનો હવે લોપ થયો છે. માટે આ નવા વૈદિકો નિર્માણ કરાઈ રહ્યા છે એવું દેખાય છે. એક તરફ ભૂખમરાથી લોકો મરે છે એમ બહાર બૂમરાણ અને બીજી બાજુ શાળાઓમાં રોજબરોજ ‘સુજલામ્ સુફલાં’ શબ્દો વડે માતૃભૂમિનો જયઘોષ! ખાબોચિયામાંથી કાચલી વડે થોડું થોડું પાણી ભરતી પોતાની માતાને રોજ જોનારા એકાદ ચાલાક છોકરાએ જો પોતાના શિક્ષકને ‘આપણો દેશ સુજલામ્ કેવી રીતે, સાહેબ?’ એવો તોફાની સવાલ પૂછ્યો તો શિક્ષક ઢીલા-ઢચ થઈ જાય એ કહેવાની જરૂર નથી. ખરું જોતાં શિક્ષકને દેશની નહિ તો યે ગામની આર્થિક સ્થિતિ છોકરાઓને સમજાવવાની સોનેરી તક મળતી હોય છે. પણ કહે છે ને કે ‘रुचि विण वाणी तैसी होय!’ (રુચિ વિનાની વાણી એવી જ!). તે જ રીતે ભીમાષ્ટકના નિમિત્તે બાળકોને સમગ્ર રામાયણનો પરિચય કરાવી આપી શકાય. પણ હનુમાનને ‘બુદ્ધિમતાંવરિષ્ઠ’ શા સારુ કહેવાના એવો ગૂંચવાડાભર્યો પ્રશ્ન છોકરાંઓ તરફથી પુછાશે નહિ એવી પાકી ખાતરી હોય છે, તેથી જ તો બિચારા શિક્ષકની આબરૂ બચી જવા પામે છે! તાત્પર્ય, બાળકોની બુદ્ધિને અંકૂર ફૂટે, એનો વિસ્તાર થાય એવું શિક્ષણ નાનપણથી જ નહિ મળવાને કારણે આપણામાં ચોકસાઈ નથી અને તરતમભાવ પણ નથી. આવા ગુણવિહોણા મનુષ્યો ફરજ પર હોય ત્યારે એમના તરફથી કામની નુકસાની ન થઈ તો નવાઈ. મારો અનુભવ એવો છે કે, પોતાના કામમાં પારંગત એવા માણસો બહુ જ થોડા. ગુણવિહોણા માણસોના અજ્ઞાનને લીધે જનતા નકામી હેરાન થતી હોય છે. મૂળમાં શિક્ષણ નહિ અને પછી માણસને કાર્યપ્રવીણ કરનારી પદ્ધતિને કોઈ અપનાવતું નથી. મુલકી ખાતા સાથે લોકોનો સંબંધ વિશેષ હોય છે એટલે એ ખાતાનો જ દાખલો લઈશું. કલેક્ટર જો પોતાના કાર્યપ્રદેશમાંના અમલદારોને ખાનગી મુલાકાત માટે બોલાવે અને એમની કામગીરી વિષે પૂછપરછ કરે, એમને જુદા જુદા સવાલો પૂછે તો તેમના જવાબો ઉપરથી કયો અમલદાર કર્તૃત્વવાન છે એ તરત શોધી શકાશે. અને એ અમલદારની હાજરીમાં નહિ બોલતાં એની લાયકાતનું માપ મેળવ્યા જેવું થશે. વાતચીત દરમિયાન માણસની સાચી પરીક્ષા થાય છે, સારાંશ, અવિકસિત બુદ્ધિ એ વેરવિખેર રાજ્યવહીવટનું એક મહત્ત્વનું કારણ છે. એને માટે જવાબદાર કેળવણી(?) ખાતું. રાજ્યવહીવટ ચલાવનારા છોકરાઓ આપણે તૈયાર કરવાના છે એનો ખયાલ આપણા ‘ગુરુજી’ઓને નથી. છોકરાઓમાં ચોકસાઈ નિર્માણ કરવી એ શિક્ષણનું ધ્યેય નથી રહ્યું અને એ પ્રમાણે પરીક્ષાઓ પણ લેવાતી નથી.

૪

માણસ સ્વાર્થ ખાતર નોકરી કરે છે એમાં શંકા નથી. પરંતુ નોકરીના બે પ્રકાર હોય છે: એક કામ કરવું તે, અને બીજો, કામના બદલા તરીકે પગાર મેળવવો તે. આ બીજો પ્રકાર ચોખ્ખો સ્વાર્થનો જ, પણ કામ કરવું એ માલિક માટે, સમાજ માટે, જનતા માટે અગર રાષ્ટ્ર માટે હોય છે, એ એનું પોતાનું નથી હોતું અને ન હોવું જોઈએ. એને મળનારો પગાર કામને પેટે અપાતો હોય છે. એના પરથી સ્પષ્ટ થશે કે નોકરી દરમિયાનના સમયમાં પોતાનું કામ કરવું એ સામાજિક ગુનો છે. નોકર જો વખતસર ન આવ્યો તો તેણે નોકરીનો સમય પોતાના કામમાં પસાર કર્યો એમ થાય છે. શું આ દ્રોહ નથી? સરકારી નોકરોની બાબતમાં તો તે રાષ્ટ્રદ્રોહ થાય છે. આ વાત આપણને કોઈ સમજાવીને કહેતું નથી. જેમ પગારનો એક પણ નવો પૈસો કોઈ ઓછો નહિ લે તેમ જ કામમાં પણ કસૂર થવી ન જોઇએ. નિશાળોમાં બાળકોને આવી કેળવણી મળવી જરૂરી છે.

જેને કશુંક કામ કરવું છે એવા દરેક કાર્યકરના મનમાં ‘શું?’ અને ‘કેવી રીતે?’ એ બે સવાલો વિષે

જિજ્ઞાસા ઉત્પન્ન થવી જોઇએ. પોતાને કયું કામ કરવાનું છે એનો વિચાર કરીને એ વિષયનું સંપૂર્ણ જ્ઞાન મેળવવું એ એની પહેલી ફરજ છે. પણ નાના મોટા ઘણુા બધા કાર્યકરોને પોતાના વિષયનું જ્ઞાન કેવળ ઉપરછલ્લું હોય છે એવો અનુભવ છે. બીજો સવાલ આ કામ કેવી રીતે કરવું તે છે. કામ કરવાની રીત એ જ સાચો વહીવટ છે. એને અંગ્રેજીમાં ઍડમિનિસ્ટ્રેશન (admini-stration) કહે છે. કામ કરવાની આવી પદ્ધતિનું શિક્ષણ કાર્યકરોને આપવાની જોગવાઈ ક્યાં યે કરેલી નથી. વહીવટની બાબતમાં આપણે એકંદરે ખૂબ પછાત છીએ. કામ કરવાની પદ્ધતિનું મહત્ત્વ છે એનું ભાન સુદ્ધાં આપણામાં જાગ્યું નથી. માણસ પોતાના વિષયમાં હોશિયાર હોય તો પણ તે કર્તા (ઍડમિનિસ્ટ્રેટર- administrator) તરીકે સારો પાકશે એવો નિયમ નથી. આ ફરક ન જાણવાથી ગમે તેવી જ નિમણૂકો કરવામાં આવે છે. વિદ્વાન પ્રોફેસરને પ્રિંસિપાલ અગર ડીન બનાવીને વિદ્યાલયની પ્રતિષ્ઠા ઘટવા લાગ્યાના દાખલા કાંઈ ઓછા નથી. વિદ્વત્તા એટલે વહીવટ-કુશળતા નહિ. હકીકતમાં, જન્મ પામેલો દરેક માણસ કર્તા અગર અમલદાર હોય છે અગર હોવો જોઇએ. એટલે કર્તૃત્વ અગર અમલદારીનો ગુણ જન્મજાત હોવો ઘટે છે, તેવો ગુણ અંગ્રેજ માણસમાં દેખાય છે પણ ખરો; બીજી બાજુ, હિંદી માણસમાં આ ગુણનો અભાવ દેખાય છે. હાલના અસ્તવ્યસ્ત વહીવટનું આ એક મહત્ત્વનું કારણ છે.

લોકશાહીમાં સત્તાનું વિભાજન આપોઆપ થાય છે. કાયદો સત્તાનું મૂર્તિમંત સ્વરૂપ હોય છે માટે કાયદાઓ કરવામાં આવે છે. એને માટે કાયદામંડળ (ધારાસભા) અસ્તિત્વમાં આવે છે. આવા કરેલા કાયદાઓનો અમલ કરવા માટે જે મંડળ નિર્માણ થાય છે એને એકઝીક્યુટિવ (executive) કહે છે. એ જ સરકાર છે. આ મંડળને સારુ મંત્રીમંડળ અગર પ્રધાનમંડળ એવો પ્રચલિત શબ્દ ન હોત તો હું એને પ્રયોજકમંડળ કહેત. આ પ્રયોજકમંડળ કાયદાઓને અનુસરીને વર્તે છે કે નહિ એ જોનારું ન્યાયમંડળ (જ્યુડિશિયલ–Judicial) ઊભું કરવાની ફરજ પડે છે. નાના મોટા અમલદારો નીમીને એમની દ્વારા પોતાનું કામ તે કરાવી લે છે. વહીવટ કરનાર આ સમૂહને નિર્વાહક કહી શકાય. કમનસીબે, એકઝીક્યુટિવ અને ઍડમિનિસ્ટ્રેશન માટે મરાઠીમાં જુદાજુદા શબ્દો નથી. આ બન્ને કલ્પનાઓ તદ્દન જુદીજુદી છે. કોઈ એક કંપનીનું બોર્ડ ઑફ ડિરેક્ટર્સ અને મૅનેજર તથા એમની ઑફિસ એમાં જે ફરક તે જ મંત્રીમંડળ અને જુદાજુદા ખાતાઓમાંના નોકરવર્ગમાં છે. મંત્રીમંડળનું સચિવાલય (સેક્રેટરિયેટ) વહીવટનું સ્થાન નથી. લોકોનાં રોજબરોજના વહેવાર જોડે એનો સંબંધ નથી હોતો. એનો અર્થ, કાર્યપદ્ધતિમાં કુશળ એવો અમલદાર સરકાર પાસે નથી. પ્રધાનોમાં આવી કુશળતા છે એવું ભૂલમાં પણ કોઈ કહેશે નહિ. મોરારજી દેસાઇ જ અત્યારે આના અપવાદ છે. અગાઉના વખતમાં વહીવટમાં કુશળ એવા આઈ. સી. એસ. લોકો દરેક ખાતાના મુખ્ય હતા. તેઓ જ સચિવાલયમાંના પ્રમુખ અને તેઓ જ એકઝીક્યુટિવ કાઉન્સિલર્સ. આને કારણે કામમાં શિસ્ત રહેતી. રાજ્યશાસ્ત્ર વિષયક ચર્ચામાં કાયદામંડળ, મંત્રીમંડળ અને ન્યાયમંડળ એમ ત્રણેનો માત્ર વિચાર ઘણી વાર કરવામાં આવે છે. ઍડમિનિસ્ટ્રેશનનો ચોથો મુદ્દો પૂરેપૂરો અવગણના પામે છે. કાયદામંડળ અને મંત્રીમંડળ બન્નેની વચ્ચે સમતુલા હોવી જોઇએ તે ચાલી જઇને એમાંથી કજોડું કેવી રીતે ઉત્પન્ન થયું છે એનો વિચાર હવે પછી કરીશું.

## ૫

લોકશાહી રાષ્ટ્રોમાં અનિવાર્ય ગણાય એવી જે સંસ્થાઓની વાત અગાઉ કરી એમાં ન્યાયખાતું આગળ પડતું ગણાય છે. સલામતીની દૃષ્ટિએ જનતા માટે આધારસ્તંભ જેવું ન્યાયખાતું છે. સરકાર દ્વારા ઘાયલ થયેલાઓ માટે પણ તે નિદાનનું સ્થાન છે. આપણે અભિમાનપૂર્વક કહી શકીએ તેમ છીએ કે સ્વરાજ્ય પછીનાં વર્ષોમાં ન્યાયખાતાએ આપણું સ્વાતંત્ર્ય ગુમાવવા દીધું નથી.

તેમ છતાં, પરદેશી વિદ્યા અને પરદેશી પરંપરાઓમાં ઊંડા ઊતરેલા ન્યાયધીશોને સ્વદેશની પરિસ્થિતિનો અને લોકોની માનસિક પ્રવૃત્તિઓનો વિચાર કરીને તે મુજબ ન્યાયદાનની પદ્ધતિમાં જરૂરી ફેરફાર કરવાનું સૂઝયું નહિ, એ આપણી કમનસીબી છે. સેંકડો અગર હજારો રૂપિયાનો પગાર જેમને અપાય છે એવા નાના મોટા ન્યાયધીશોનો વખત બાપદાદાની કમાયેલી મિલકતની વહેંચણી કરવામાં, વિધવાને અન્નવસ્ત્ર કેટલાં આપવાં તે ઠરાવવામાં અગર

આવાં જ સટરપટર કામોમાં વપરાઈ જાય એનો વિચાર પણ કોઇ કરતું નથી. ભાવી પેઢીઓને આ હાસ્યાસ્પદ લાગશે. આવી ફરિયાદયુક્ત દાવાઓની રકમ ગમે તેટલી મોટી હોય તો પણ નીચલી કોર્ટોમાં તે દાખલ કરાવી લઇને તેમનો નિર્ણય પંચ મારફત કરાવી લેવો. જ્યુરીના સભ્યોની યાદી જેમ હોય છે તેમ જિલ્લામાંના પંચોની યાદી કોર્ટે કરવી. ધંધામાંથી નિવૃત્ત થયેલા મુરબ્બી વકીલો, પેન્શનર ન્યાયાધીશો અને પ્રતિષ્ઠિત વ્યવહાર-ચતુર ગૃહસ્થો એવા લોકો આ પંચોમાં હોય. દરેક દાવામાં ત્રણ પંચ કરતાં વધારે હોવાની જરૂર નથી. ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં પંચોના આ નિર્ણય ઉપર એક જ અપીલ હોય. એટલા જ ખાતર કે એના વડે બેધ્યાનપણું અને નિષ્કાળજીપણું બન્નેની શકયતા ઓછી થાય છે. જિલ્લામાંનાં જ પંચ હોવાથી આવવાજવાનો ખર્ચ અને દરેક બેઠકના દસ રૂપિયા દરેક પંચને આપવા જતાં પક્ષકાર ઉપર મોટો બોજો પડવાનો અવકાશ રહેશે નહિ. ખર્ચના આ પ્રમાણમાં કોર્ટફી ઓછી કરી એટલે બસ. હોશિયાર અને નિઃસ્પૃહ પંચો માટે ત્રણ બેઠકોમાં કામ પૂરું કરવું અશકય નથી. મોઢેથી દેશાભિમાનનો ઉચ્ચાર માત્ર કરવાનો પણ કામ જે કરવાનું તે પરદેશીઓની અક્કલથી! અંગ્રેજી ભણેલાઓ અંગ્રેજ જ બની જાય છે તે આ પ્રમાણે! આ જાતના ઘણા બધા સુધારાઓ કરવા જેવા છે પરંતુ વિલાયતી બુદ્ધિ છોડી દઇને દેશી બુદ્ધિ નિર્માણ કરવી પડશે.

હાઇકોર્ટના આપણા ન્યાયાધીશો સભા-સમારંભોમાં ભાગ લઇને વિવિધ વિષયો પરના પોતાના અભિપ્રાયો પ્રગટ કરતા રહે છે, એ જોકે ખરાબ લક્ષણ છે એમ મને લાગે છે. રાનડે–તેલંગની ઢાલ આગળ કરીને બચાવ કરવો અયોગ્ય છે. રાનડે–તેલંગના વખતની પરિસ્થિતિ બદલાઇ છે એ વાત આ વિદ્વાનોના ધ્યાનમાં કેમ ના આવવી જોઇએ વારુ? મધ્યપ્રાન્તમાંના ન્યાયાધીશોની મજલ તો મુંબઈ રાજ્યમાંના ન્યાયધીશો કરતાં પણ આગળ ગઈ છે. ખાનગી દાવાઓ કરતાં હવે જાહેર સ્વરૂપના કેસ જ હાઈકોર્ટ આગળ આવશે એ ધ્યાનમાં રાખવું પડશે. લોકોએ પણ હાઈકોર્ટના ન્યાયાધીશોને સમારંભોમાં ન નોતરવા સારા.

સરકારે પણ ન્યાયાધીશોની પ્રતિષ્ઠા રાખવી જોઇશે. દારૂના પરવાના કયા ન્યાયાધીશોએ માગી લીધા છે એ માહિતી વિશેષ તત્પરતાથી આપવાની જરૂર નહોતી. નામો જાહેર કરવાની પરવાનગી આપવામાં અધ્યક્ષે મોટી ભૂલ કરી એવું કોણ નહિ કહે? સવાલ પૂછ્યા બાદ પણ નોટિસ માગવાના બહાના હેઠળ જવાબ આપવાનું ટાળવાનું પ્રધાનને માટે શકય હતું. આ બધી ધમાલ અને ઉતાવળનું સમર્થન કરી શકાય નહિ.

હાઈકોર્ટો અનેક થવાથી એકસૂત્રતા સાધવા માટે સુપ્રિમકોર્ટની સ્થાપના આપોઆપ જ આવશ્યક બની ગઈ હતી. પરંતુ સુપ્રિમકોર્ટના ચુકાદાઓ મોટે ભાગે સર્વાનુમતે અપાતા નથી એ કમનસીબ હકીકત ચિંતાજનક છે. પ્રિવીકાઉન્સિલના ચુકાદાઓ સર્વાનુમતે અપાતા હતા એ ધ્યાનમાં રાખવું આવશ્યક છે. પણ મતભેદો ઠોકીને ભારપૂર્વક વ્યક્ત કરવા એ તો આપણું વૈશિષ્ટ્ય છે! મતભેદ થવાથી ચુકાદાની કિંમત કોડીના મૂલ્ય જેટલી થાય છે એનો વિવેક સુપ્રિમકોર્ટના ન્યાયાધીશોએ કરવો જરૂરી છે. એકમત શકય ન હોય ત્યાં હાઈકોર્ટનો ચુકાદો સુપ્રિમકોર્ટે કાયમ રાખવો એ ઈષ્ટ નથી શું? બહુમતીના જોરે હાઇ-કોર્ટનો ચુકાદો ફેરવવો તે ખોટું છે. બીજી બાજુએ લઘુમતી હોય તો પણ સામાન્ય જનતાને એમ લાગે છે કે હાઈકોર્ટનો આપેલો ચુકાદો જેમને પસંદ છે એવા થોડાક પણ ન્યાયાધીશો સુપ્રિમકોર્ટમાં છે ખરા. આવા ન્યાયાધીશો અને હાઇકોર્ટમાંના ન્યાયાધીશો બન્નેની સંખ્યા ભેગી કરીએ તો કદાચ સુપ્રિમકોર્ટની બહુમતી ટકશે નહિ. બહુમતીએ આપેલા ચુકાદા વિષેનો આદરભાવ આ પ્રકારના કારણોથી નષ્ટ પામે છે. એક જ વિષયની બાબત-માં જુદી જુદી હાઇકોર્ટોમાં મતભેદ પડે ત્યારે જ, તેમજ બંધારણીય બાબતોમાં, સુપ્રિમકોર્ટ પાસે દોડી જવું રહ્યું.

(ક્રમશઃ)

*

# ચા : ઉદ્યોગ અને રસાયણ

**નરસિંહ મૂ. શાહ**
[રસાયણશાસ્ત્રના વિદ્વાન અને લેખક]

આપણા દેશના અર્થતંત્રમાં આજે ચા ગૌરવભર્યું સ્થાન ભોગવે છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી કુલ પરદેશી હૂંડિયામણના લગભગ ૨૦ ટકા જેટલો હિસ્સો એકલો ચા કમાઈ આપે છે: ૧૯૬૦માં ૧૨૧ કરોડ, ૧૯૬૧માં ૧૨૫ કરોડ અને ૧૯૬૨માં આશરે ૧૩૫ કરોડ રૂપિયાનું હૂંડિયામણ ચાની નિકાશને (કુલનિકાશ ૪૭૨૦ લાખ પૌંડ) લીધે મળ્યું હતું. આ વર્ષે (મે મહિના સુધીમાં) ૧૪૭૪ લાખ પૌંડ ચાની નિકાશ થઈ ચૂકી છે, જે ગયા વર્ષ કરતાં ૧૯૦ લાખ જેટલી વધારે છે.

ચાનો સૌથી મોટો ઉત્પાદક અને નિકાશ કરનાર દેશ ભારત છે: પરંતુ બીજા દેશોનો માલ દુનિયાના બજારોમાં હવે વધારે ને વધારે આવતો જાય છે. દુનિયાની ચાની પેદાશનો પચાસ ટકા ઉપરાંત હિસ્સો ભારત પેદા કરે છે અને દુનિયાની ચા-નિકાશમાં આપણો હિસ્સો લગભગ ચાલીસ ટકા જેટલો આવે છે.

દુનિયાને ચાનું પીણું આપનાર ચીન છે. 'ચા' નામ પણ ચીને પાડેલું છે. ચીનનો ચા-ઉદ્યોગ ઘણાં વર્ષો સુધી પડી ભાંગેલ અવસ્થામાં હતો: હવે સજીવન થતો જાય છે અને ઝડપભેર પ્રગતિ કરી રહ્યો છે. અગત્યતાની દૃષ્ટિએ લંકા (સિલોન)નો ચાઉદ્યોગ ભારતથી બીજે નંબરે આવે છે. વસ્તુતઃ લંકાનું અર્થતંત્ર મોટે ભાગે તેના પર નભે છે. અન્ય ચા-ઉત્પાદક દેશોમાં જાપાન, ફૉર્મોસા, ઇન્ડોનેશિયા, વિયેટનામ અને પાકિસ્તાન ગણાવી શકાય. રશિયા, ટર્કી, ઈરાન, મલાયા, કેનિયા ટાંગાનિકા, યુગાન્ડા, ન્યાસાલેન્ડ, મોઝાંબીક, બેલ્જિયન કૉન્ગો, મોરિસિયસ, આર્જેન્ટિના, બ્રાઝીલ, ચીલી, પેરૂ વગેરે દેશોમાં થોડાં વર્ષો થયાં ચાનું વાવેતર શરૂ કરવામાં આવ્યું છે. ન્યૂગીનીમાં પાપુઆ અને ઑસ્ટ્રેલિયામાં ઉત્તર કવીન્સલેન્ડમાં ચા પેદા કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે. દુનિયાનો સૌથી મોટો ચા-ઉત્પાદક વિસ્તાર ઉત્તરપૂર્વ ભારત છે. ભારતમાં ૮૯૨૬ ચા-બગીચાઓ રજિસ્ટર્ડ થયેલા છે. તે ૩૨૯૧૫૪ હેક્ટર્સ (૮૨૨૮૮૫ એકર) જમીનનો વિસ્તાર આવરી લે છે અને તેમાં ૧૧૩ કરોડ રૂપિયાની મૂડી રોકાય છે. ચાના વેપારમાં પડેલા હજારો માણસો ઉપરાંત બગીચાઓમાં દસ લાખ માણસોને રોજી મળે છે.

ઈ. સ. ૧૭૮૦માં કેટલાક ચાના છોડ કેન્ટોનમાંથી લાવી કલકત્તામાં રોપવામાં આવ્યા હતા: ત્યારથી હિંદમાં ચાનો ઇતિહાસ શરૂ થાય છે.

ઈ.સ. ૧૭૮૮માં ઈસ્ટ ઇન્ડીઆ કંપનીએ જાણીતા પ્રકૃતિવિદ્ સર જોસેફ બૅન્કસને ચાના વાવેતરનો અભ્યાસ કરવા માટે નીમ્યા. તેમણે બિહાર અને કુચ બિહારને અનુકૂળ સ્થળો તરીકે પસંદ કરી તે પ્રમાણે સૂચન કર્યું.

ઇ.સ. ૧૮૨૩માં એક અગત્યનો અકસ્માત બન્યો: રૉબર્ટ બ્રુસ નામના બ્રિટિશ વેપારી એજન્ટે આસામમાં ચાના છોડની શોધ કરી. કેટલાક એવું પ્રતિપાદન કરે છે કે આ શોધ રૉબર્ટના ભાઈ ઍલેકઝાંડરે પ્રથમ બર્મીયુદ્ધ દરમિયાન કરી હતી. મેજર જેન્કીન્સ અને લેફ્. ચાર્લ્ટને પુરવાર કર્યું કે ચાના છોડ આસામના વતની હતા. સને ૧૮૩૩માં વાઇસરૉય લૉર્ડ બેન્ટીકે હિંદમાં ચાના વાવેતરની શક્યતાઓ તપાસવા એક સમિતિ નીમી અને આના સંદર્ભમાં સી. એ. બ્રુસની નિયામક તરીકે નિમણૂક કરી, ચાની દશ નર્સરીઓ સ્થાપી. આ રીતે હિંદમાં ચાનો ઉદ્યોગ શરૂ થયો. પ્રથમ ૪૬ પેટી ચા તૈયાર કરવામાં આવી. સમિતિએ આ કામની પ્રશંસા કરી અને સરકારે ચાનો ઉદ્યોગ ખાનગી સેકટરમાં રાખવાનું નક્કી કર્યું. ૧૮૩૯માં આસામના ચાની પહેલી આઠ પેટીઓ હરાજીથી લંડનમાં વેચવામાં આવી. એની કિંમત પૌંડના ૧૬–૨૪ શિલિંગ ઊપજી હતી. તરત જ આસામ ટી કંપની પાંચ લાખ પૌંડની થાપણથી સ્થાપવામાં આવી અને ચીનના ચાના એકહથ્થુ વેપારનો અંત આવ્યો.

આસામમાં ચાનું વાવેતર વિસ્તારવામાં આવ્યું અને કેરાલાની ટેકરીઓમાં પણ ચાનું વાવેતર દાખલ કરવામાં આવ્યું. ૧૮૮૦માં બે લાખ એકર (૮૦,૦૦૦ હેક્ટર) જમીનમાં ચાનું વાવેતર થયું હતું અને તેમાં વૃદ્ધિ થતાં વીસમી સદીની શરૂઆતમાં પાંચ લાખ એકર (૨,૦૦,૦૦૦ હેક્ટર) પર્યંત પહોંચ્યું હતું.

ચાના છોડને વનસ્પતિશાસ્ત્રીઓ કમેલીઆ સીનેન્સીસ (લીન) કહે છે. ચીની છોડ કમેલીઆ સીનેન્સીસ વાર સીનેન્સીસની જાતનો છે. આસામી છોડ કમેલીઆ સીનેન્સીસ આસામીકા કહેવાય છે. દક્ષિણી જાત તરીકે ઓળખાતી ત્રીજી જાત થોડાં વર્ષો થયાં અસ્તિત્વમાં આવી છે. ચાના છોડની ઉપલી બે કે ત્રણ પાંદડાંવાળી ડાળીઓ ચૂંટી લઈ (કળી સહિત) તેમાંથી ચા બનાવાય છે.

ચીની જાતને ચળકાટવિહીન ઉપલી સપાટીવાળા ખડબચડાં નાનાં પાંદડાં હોય છે. બીજી જાતને જરા મોટાં ચકચકિત પાંદડાં હોય છે. દક્ષિણીજાત આસામની જાતને ચીની જાત કરતાં વધારે મળતી આવે છે. પણ તેનાં પાંદડાંમાં રાતા રંગનાં ટપકાં હોય છે એટલો ફેર પડે છે. વાવેતરમાં ચાના છોડ ત્રણે જાતની વર્ણસંકર જાત (હાઈબ્રીડ) છે. દાર્જિલીંગની ચા ચીન– અને ચીન-આસામ જાતોમાંથી પેદા થયેલ જાત વર્ણસંકર જાત છે. દાર્જિલીંગની ચામાં તેની વિશિષ્ટ સુગંધ હોય છે. દક્ષિણ હિંદના બગીચાઓમાં શરૂઆતમાં ચીની જાત ઉગાડવામાં આવતી, પણ હવે આસામી જાત દાખલ થઇ ગઇ છે.

દુનિયાના જુદાજુદા ભાગોમાં ચાનું વાવેતર વિવિધ પ્રકારની જમીનમાં જુદીજુદી આબોહવાના સંજોગોમાં થાય છે. ઉત્તર-પૂર્વ ભારતની જમીન કાંપકૃત (એલ્યુવિઅલ) છે; દાર્જિલીંગ, દક્ષિણ ભારત અને લંકાની જમીન શિલાઓના વિઘટનથી પેદા થયેલ છે. વનસ્પતિના કોહાટથી ફળદ્રુપ માટી અને રેતીયુક્ત મધ્યમ યા હલકી જમીનમાં ચાનો છોડ વૃદ્ધિ પામે છે. અન્ય છોડોની પેઠે ચાનો છોડ ઊંડે સુધી છિદ્રાળુ અને સહેલાઈથી ભૂકો થઇ જાય એવી જમીનમાં સારી રીતે ઊછરે છે, એટલે જંગલોમાંથી તૈયાર કરેલ જમીન ખૂબ અનુકૂળ થાય છે.

ચાના સફળ વાવેતર માટે સતત ગરમ ભેજવાળી હવા, ૦.૧ ટકા ચૂનાના તત્ત્વવાળી એસિડ ગુણ ધરાવતી જમીનની જરૂર ગણાય છે, કઇ જાતની ચા ઉગાડી શકાશે એનો આધાર આબોહવા પર રહે છે. આસામમાં ચાના બગીચાઓમાં સરેરાશ ૨૨.૮–૨૫$^0$ સેન્ટીગ્રેડ (૭૩–૭૭$^0$ ફેહરનહાઇટ) ઉષ્ણતામાન હોય છે. દાર્જિલીંગના બગીચાઓમાં ૧૫$^0$ સે. (૬૦$^0$ એફ.) રહે છે. ઓછામાં ઓછો વાર્ષિક વરસાદ ૧૫૩ સેન્ટીમીટર (૬૦ ઈંચ) હોવો જોઇએ. અને પાણી ભરાઇ ન રહે એ માટે કાર્યક્ષમ ડ્રેનેજ હોવું જોઇએ. ચાના છોડની અધિકતમ વૃદ્ધિ માટે આ ખાસ મહત્ત્વની બાબત છે.

ચાના છોડનાં ફૂલ મોટે ભાગે સ્વયં વંધ્ય હોય છે, એટલે પરપરાગ સંયોજન (ક્રૉસ પોલીનેશન) વડે પેદા કરેલ બી વાપરીને ચાના છોડનું વાવેતર થાય છે. નીવડેલ બી તૈયાર કરનાર બગીચા 'જાત' કહેવાય છે. આવા જાત બેટજાત, ટીંગામીરા, રાજઘર વગેરે સ્થળે છે. ચાના છોડને છાંયડો ખાસ જરૂરી છે. એટલે મોટા ઊંચા ઝાડોની છાયામાં ચાનો છોડ સારી રીતે વૃદ્ધિ પામે છે અને ચાનો સારો ઉતાર આપે છે. ચાના છોડને નાઇટ્રોજનવાળું ખાતર ખૂબ જોઇએ છે એટલે એકર દીઠ ૮૦ પૌન્ડ જેટલું આવું ખાતર નાખવું પડે છે. પોટાશ અને ફૉસ્ફેટ ખાસ ઉપયોગી થતાં નથી. જમીન જો અપૂરતી એસિડિક હોય તો એલ્યુમિનિયમ અને મેન્ગેનીઝના પ્રમાણ પર ચાના છોડની વૃદ્ધિનો સંબંધ રહે છે.

ચાનો છોડ ૪.૫ થી ૯ મીટર (૧૫–૩૦ ફૂટ) શંકુઆકારના ઝાડ તરીકે કુદરતી રીતે વધે છે. વાવ્યા પછી એકાદ વર્ષમાં નવેમ્બર કે ડિસેમ્બરમાં જમીનની સપાટીથી ૪૫ સેન્ટીમીટર (૧૮ ઈંચ) રાખી તેને સપાટ કાપી નાખવામાં આવે છે, અને એક મધ્યસ્થ ડાળી ૬–૯ ઈંચની વચમાં કાપી નાખવામાં આવે છે. પછી આશરે ૭૫ સેન્ટીમીટર (૩૦ ઈંચ)ની ઊંચાઇએ પહોંચે ત્યાં સુધી એની વૃદ્ધિ થવા દેવામાં આવે છે. બીજે વર્ષે તેને ફરી કાપવામાં આવે છે. દર વર્ષે યા ત્રીજા વર્ષે અડધો ઈંચ વધારે રાખી કાપવામાં આવે છે. પચીસ વર્ષ પછી છોડ એટલો ઊંચો થાય છે કે પાંદડાં તોડી ન શકાય. એટલે ફરી કાપવામાં આવે છે. પચાસ વર્ષ પછી છોડને ઉખેડી નાખીને ફરી વાવેતર કરવામાં આવે છે. આસામમાં ૬૦–૭૦ વર્ષ જૂનાં ચાનાં ઘણાં ઝાડ છે, જે અદ્યાપિ એકર દીઠ ૧૫–૧૬ મણ ચા આપે છે. દાર્જિલીંગ અને દક્ષિણ ભારતમાં કાપી નાખવાનું ૫–૬ વર્ષ પછી કરવામાં આવે છે. ચાના છોડનો ગંભીર દુશ્મન 'રેડ સ્પાઇડર' નામનો રોગ છે.

સારી ચા બનાવવા માટે સારાં પાંદડાં પસંદ કરવામાં આવે છે. ફેક્ટરીમાં જે પાંદડાં આવે તે ઓછામાં ઓછાં

નુકસાનવાળાં હોવાં જોઇએ. તેમાં જેટલું નુકસાન વધારે હોય તેટલી હલકી ચા બને છે.

ચાની બનાવટમાં નીચેની ક્રિયાઓ ક્રમવાર કરવી પડે છે: (૧) વિધરિંગ (પાંદડાંની સૂકવણી), (૨) રોલિંગ, (૩) ફરમેન્ટિંગ (આથવણ), (૪) ફ્રાયરિંગ (ભૂંજવણ) અને (૫) જાતો જુદી પાડવી અને પેકિંગ. આ બધી ક્રિયાઓ માટે હવે સંચાઓનો ઉપયોગ દાખલ કરવામાં આવ્યો છે. છેલ્લા દશકામાં પાંદડાંનું ક્રશિંગ (crushing), ટરિંગ (tearing) અને કર્લિંગ (curling)ની ક્રિયા કરવા C. T. C. (દરેક ક્રિયાનો પહેલો અક્ષર) સંચા દાખલ કરવામાં આવ્યા છે. C. T. C. ચા કડક અને રંગીન પીણું આપે છે. લીલી ચા (ગ્રીન ટી) રાંચી, દહેરાદુન, કાંગ્રાની ખીણના બગીચાઓમાં બનાવાય છે. વરાળ વડે પાંદડાંમાં આવેલ ઉત્સેચકોને (enzymes) 'મારી નાખી' (ફરમેન્ટિંગ ન થાય એટલા માટે) બનાવેલ ચા એટલે લીલી ચા.

ચામાં આવેલ રસાયણિક પદાર્થોનો આધાર ઋતુ અને હવામાનની પરિસ્થિતિ પર રહે છે. આસામના બગીચાઓના ચાના છોડનાં બે પાંદડાં અને કળીને સુકવીને કરેલ પૃથક્કરણ નીચે પ્રમાણે છે:

| | |
|---|---|
| પોલીફિનોલ પદાર્થો | ૨૨.૨ ટકા |
| કેફીન | ૪.૩ ટકા |
| ઇથિરદ્રાવ્ય પદાર્થો | ૨.૦ ટકા |
| પ્રોટીન (નાઇટ્રોજન × ૬.૨૫) | ૧૭.૨ ટકા |
| બીજો નાઇટ્રોજન × ૬ | ૭.૨ ટકા |
| રેસાવાળા પદાર્થો (સેલ્યુલોઝ, લીગ્નીન) | ૨૭.૦ ટકા |
| સ્ટાર્ચ | ૦.૫ ટકા |
| પેકટીન | ૬.૫ ટકા |
| સાકર (ગ્લુકોઝ પ્રકારની) | ૩.૫ ટકા |
| કાર્બનિક એસિડો, રંગીન પદાર્થો | ૪.૦ ટકા |
| રાખ | ૫.૬ ટકા |

પોલીફિનોલ અને કેફીન ચાના પીણામાં મહત્ત્વપૂર્ણ અંશો છે. કેફીન ઉત્તેજક છે–તાઝગી આપે છે. સારી જાતની ચામાં પોલીફિનોલ અને કેફીન સારા પ્રમાણમાં હોય છે. તેનો આધાર ચૂંટી કાઢેલ ચાના છોડનાં પાંદડાં પર રહે છે. પહેલા પાંદડા કરતાં કળીમાં, બીજા પાંદડા કરતાં પહેલા પાંદડામાં કેફીન અને પોલીફિનોલનું પ્રમાણ સવિશેષ હોય છે. ચામાં ગ્લુટામિક એસિડનો નાઇટ્રોજન વિસ્થાપિત ઇથાઇલ એમાઇડ–થીઆનાઇન સારી રીતે હોય છે. આથવણ દરમિયાન પોલીફિનોલોનું ઉત્સેચકો વડે ઑક્સિડેશન થાય છે. આથી થીઆ-રૂબીજીન અને થીઆ-ફ્લેવીન વર્ગના પદાર્થો પેદા થાય છે. થીઆ-રૂબીજીન એટલે ચાના ભૂરા રંગના પદાર્થો – લગભગ ૧૦ ટકા જેટલા હોય છે. ચામાં આવેલા એસિડિક પદાર્થો તેને આભારી છે. થીઆ-ફ્લેવીન એટલે ચામાં આવેલા પીળા પદાર્થો – લગભગ બે ટકા જેટલા હોય છે. આથવેલ ચાનાં પાંદડાંમાં સ્વતંત્ર ગેલિક એસિડ પણ હોય છે.

આથવેલ ચાના પાંદડાંમાં પદાર્થોની સંકીર્ણતાને ભુંજવાની ક્રિયામાં અનેક પ્રક્રિયાઓ થતી લાગે છે. આ અંગે સ્પષ્ટ માહિતી–પ્રક્રિયાઓની પદ્ધતિ, ક્રમ વગેરે અંગે–હજી સુધી પ્રાપ્ય નથી. ચામાં કેટલાક ઉડણશીલ પદાર્થો પણ હોય છે. આ પદાર્થો આથવણની ક્રિયા દરમિયાન ઉત્પન્ન થાય છે અને ભૂંજવાની ક્રિયામાં ઊડી જાય છે. જેમકે, ચામાં આવેલ એમાઇનો એસિડો આ ક્રિયા દરમિયાન વિઘટન પામે છે અને એમોનિયા અને કાર્બન ડાયોકસાઇડ નીકળે છે અને બનેલા આલ્ડીહાઇડો ગરમીને લીધે ઊડી જાય છે.

ચામાં વિટામીન બી સમૂહમાંના નિકોટીનિક એસિડ, રિબોફ્લેવિન, પેન્ટોથેનિક એસિડ, થિયામીન અને ફોલિક એસિડ હોય છે. અન્ય વિટામિનોની હાજરી ચામાં હોતી નથી. લીલી ચામાં વિટામિન સી હોય છે.

ચાના ઉકાળાનો રંગ થીઆફ્લેવીન અને થીઆ-રૂબીજીનનું પ્રમાણ નક્કી કરે છે. ઓછા પ્રમાણમાં થીઆ-ફ્લેવીન હોય તો ચા સાદી યા ફીક્કી લાગે છે. જો આથવણની ક્રિયા લંબાવાય તો ચા થીઆફ્લેવીનનું પ્રમાણ ઘટી થીઆ-રૂબીજીનનું પ્રમાણ વધે છે. સારા પ્રમાણમાં કેફીનવાળી ચામાં થીઆફ્લેવીનો સારા પ્રમાણમાં હોય છે. આ ચા સારી ગણાય છે. પ્રોટીનનું પ્રમાણ વધારે હોય એવી ચા 'નબળી ચા' ગણાય છે. સારી ચા બનાવવા માટે નીચેના ગુણો લીલાં પાંદડાંમાં આવશ્યક ગણાય છે.

(૧) સહેલાઇથી દ્રાવ્ય પદાર્થો વધારે પ્રમાણમાં
(૨) પોલીફિનોલ પદાર્થો વધારે પ્રમાણમાં

(૩) કૅફીનનું વધારે પ્રમાણ
(૪) પાણીમાં દ્રાવ્ય નાઇટ્રોજનવાળા પદાર્થોનું વધારે પ્રમાણ
(૫) ઑક્સિડેશન માટે વિશેષ શકયતાઓ
(૬) પ્રોટીનનું ઓછું પ્રમાણ.

દુનિયાના દેશોની હરીફાઈમાં ભારતી ચા ઊભી રહી શકે એ માટે ટી રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ ૧૯૬૧માં સ્થાપવામાં આવ્યું છે. સારી ચા કેવી રીતે બનાવી શકાય એ અંગે ત્યાં સંશોધન – મૂળભૂત અને વ્યવહારુ – હાથ ધરવામાં આવે છે. ચા જેવી રોજિંદા વપરાશની ચીજ સારી રીતે બનાવવા યોજનાઓ હાથ ધરવામાં આવે છે. કોઈ પણ ઉદ્યોગની પ્રગતિ અને સંશોધન એક બીજા સાથે સંકળાયેલ છે. લીલી ચામાંથી સીધો ચાનો ભૂકો બનાવવા ખાનગી સાહસના ક્ષેત્રમાં એક કારખાનું કેરાલામાં બાંધવાનું ચાલે છે.

*

# અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ-૧

## ઍંગ્લો સૅક્સન સાહિત્ય

**જયન્ત પંડ્યા**
[અંગ્રેજીના અનુસ્નાતક અભ્યાસી]

**વર્તમાન** અંગ્રેજી સાહિત્યના મૂળમાં બે મુખ્ય પ્રવાહો ભળેલા છે. ઍંગ્લો-સૅક્સન સાહિત્યનો પહેલો પ્રવાહ અને બીજો નૉર્મનો દ્વારા ફ્રાન્સમાંથી આવેલા સાહિત્યનો પ્રવાહ. અંગ્રેજી સાહિત્યના ઘડતરમાં કોઈ એકનો દાવો ટકી શકે એમ નથી, કેમકે વિદ્યમાન અંગ્રેજી સાહિત્યના સમૃદ્ધ પ્રવાહને મૂળના બન્ને પ્રવાહોએ કરભાર સોંપ્યો છે; એના વળાંકોને ઘાટ આપ્યો છે. એ જ રીતે અંગ્રેજીના શબ્દભંડોળ ઉપર જર્મનિક અને ફ્રાન્કો-લૅટિન શબ્દકોશનું ઋણ ઊભેલું છે.

શરૂઆત આપણે પ્રથમ પ્રવાહથી કરીશું. જેને ઍંગ્લો-સૅક્સન સાહિત્યને નામે ઓળખવામાં આવે છે તે સાહિત્ય આમ તો પાંચમી શતાબ્દીના અંતથી બ્રિટન ઉપર આક્રમણ કરતી ટ્યુટોનિક જાતિઓનું સાહિત્ય; આ બ્રિટનના રહેવાસીઓ, બ્રિટન્સ નામની કેલ્ટિક જાતિમાંથી, રોમનોને હાથે સંસ્કરણ પામી ખ્રિસ્તી થયેલા હતા. પ્રારંભમાં ઇંગલ-લેન્ડમાંથી આક્રમણ કરનારા લોકો ભટકતી જાતિના, ઝનૂની અને વિકરાળ હતા; પરંતુ બે સદીઓ પછી, એટલે કે સાતમી શતાબ્દીમાં ઠરી ઠામ થઈને કંઈક સભ્ય બન્યા હતા. સાતમી શતાબ્દીને અંતે ઍંગલો હમ્બરની ઉત્તરે આવેલા પ્રદેશનો, જ્યૂટો કેન્ટ પ્રદેશનો અને ટેમ્સની દક્ષિણના બાકીના પ્રદેશનો ભોગવટો સૅક્સનો કરતા. છઠ્ઠી શતાબ્દીના અંતમાં આ બધા લોકોએ સાંધિક-ધર્મસ્વીકાર કર્યો હતો. તેઓ ખ્રિસ્તી ધર્મ પાળતા, ઘર બાંધીને રહેતા, જમીન ખેડતા અને ચોરી-લૂંટફાટથી વ્યક્તિમાત્રને સંરક્ષણ આપતા કાયદાનું રક્ષણ મેળવતા હતા. આ પ્રજાનું, સાતમી શતાબ્દીથી અગિયારમી શતાબ્દીનું સાહિત્ય ઍંગ્લો-સૅક્સન સાહિત્યને નામે ઓળખાય છે. મુખ્યત્વે તે પાદરીઓના કર્તૃત્વનું ફળ છે. સમગ્ર સાહિત્ય ભલે પાદરીઓએ ન સર્જ્યું હોય, પરંતુ તેને સાચવી રાખ્યાનો યશ તેમને ફાળે જાય છે. ખ્રિસ્તી સંપાદકોની ધર્મનિષ્ઠ દૃષ્ટિ હેઠળ ચળાઇને આવ્યું હોવાથી તે સાહિત્ય તત્ત્વતઃ ખ્રિસ્તી સાહિત્ય છે.

**લૅટિનિસ્ટ પાદરીઓ:** કેલ્ટિક આયર્લૅન્ડ દ્વારા ઍંગલોનું થયેલું ધર્માન્તર અને રોમના પાદરીઓ દ્વારા થયેલું સૅક્સનોનું ધર્મ પરિવર્તન શરૂઆતમાં, અનુક્રમે નૉર્ધમ્બ્રિયા અને કેન્ટરબરીના જુદા જુદા પંથોમાં પરિણમ્યું હતું. પરંતુ ઇ. સ. ૬૬૪માં કેન્ટરબરીના ચર્ચની સર્વોપરિતાનો સ્વીકાર થયો અને એ દ્વિવિધ પ્રેરણામાંથી ખ્રિસ્તી જગતના એક અગ્રણી ચર્ચનું નિર્માણ થયું એ ઐતિહાસિક ઘટના આ સંદર્ભમાં યાદ રાખીને તે સમયના પાદરીઓનો ફાળો વિચારવો જોઈએ. આ મહાનુભાવોમાં, માલ્મીસબરીના એબટ અને પછીથી શેરબોર્નના બિશપ ઑલ્ધેલ્મ (Aldhelm 640-709); તે સમયના પ્રસિદ્ધ વિદ્વાન, ઇતિહાસવિદ્ અને ધર્મવેત્તા જેરોના

મન્ક, 'માનવંત' બેડે (Bede, 673-735); અને આલ્ક્યૂઇન (Alcuin, 735?-804)નાં નામો જાણીતાં છે. આ બધા પાદરીઓ પોતાની દેશ્ય ભાષા બોલતા અને ઘણી વાર તે ભાષામાં કવિતાઓ પણ લખતા. તેમના લૅટિન લખાણોમાં તત્કાલીન સમાજ જીવનનું ચિત્રણ અને રીતરિવાજોનું આલેખન ઍંગ્લો-સૅકસન કવિતા કરતાં ય વધુ વિશદ રીતે થયેલું જોવા મળે છે. લેખકની દેશ્ય ભાષા ઑલ્ધેલ્મની જેમ સૅકસન હોય કે બેડે અને આલ્ક્યુઇનની જેમ ઍંગલ હોય તેમ છતાં ય તેમની લૅટિન ભાષામાં તેમની પોતાની જાતિની વિશેષતાઓ ઓળી શકાય છે. સહુમાં ઉખાણાં કે સમસ્યાનો રસ નોંધપાત્ર છે.

ઑલ્ધેલ્મ (૬૪૦–૭૦૯). કેન્ટરબરી પંથનો શિષ્ય ઑલ્ધેલ્મ સૅકસન કુટુંબનું સંતાન હતો. જોકે તેનાં લૅટિન લખાણો અસ્તિત્વ ધરાવે છે, છતાં તે દેશ્ય ભાષાનો સફળ કવિ હોવાનું કહેવાય છે. તેના લખાણોમાં કેટલાક પત્રો, પ્રેઇઝ ઑફ વર્જિનિટિ નામે ગદ્ય અને પદ્ય બન્નેમાં લખાયેલું લખાણ, પદ્યમાં લખાયેલી એકસો સમસ્યાઓને સમાવિષ્ટ કરતું હેકઝામીટર ઉપરનું એક ગદ્ય પુસ્તક અને કેટલીક પ્રાસંગિક કવિતાઓનો સમાવેશ થાય છે. એના લૅટિન લખાણોમાં ઍંગ્લો-સૅકસન વાગ્મિતાનું પ્રાચુર્ય છે. તેના 'પ્રેઈઝ ઑફ વર્જિનિટી' માં શીલની પ્રશંસા ગદ્યમાં કરીને તેને 'સદ્ગુણોની સુવર્ણ-માળા,' 'પાત્રતાનું શ્વેતરત્ન', 'લજ્જાનું જમ્બુપુષ્પ' ઈત્યાદિ ઉક્તિઓથી વર્ણવ્યું છે; જ્યારે કુમારિકાઓ (virgins)ની સ્તુતિ માટે હેકઝામીટરનો ઉપયોગ કર્યો છે. સામાન્યતઃ એ સ્ત્રીઓને ખાસ કરીને સાધ્વીઓને સંબોધે છે અને તેના સંબોધનમાં એક પ્રકારનાં નખરાં જોઇ શકાય છે.

જ્યારે નૉર્ધમ્બ્રિયાનો બેડે (૬૭૩–૭૩૫) ઑલ્ધેલ્મથી સાવ ભિન્ન છે. ઑલ્ધેલ્મમાં કલાકારનો જીવ છે. રીતિ કરતાં કથયિતવ્ય (matter)ને તે ઓછું મહત્ત્વ આપે છે. પરંતુ બેડેનો રસ કથયિતવ્યમાં વિશેષ છે. આ યુગમાં ય તેણે યુરોપવ્યાપી ખ્યાતિ મેળવી છે. તેના લખાણોમાં તેનાં અનેકવિધ જ્ઞાન અને રુચિની પ્રતીતિ થાય છે. ધી એક્લેજિએસ્ટિકલ હિસ્ટ્રી ઑફ ધી ઇંગ્લિશ રેસ એ બેડેની ઉત્તમ કૃતિ છે.

આલ્ક્યૂઇન (૭૩૫?-૮૦૪)ના ઉલ્લેખ સાથે આ યુગના ગણનાપાત્ર લેખકોની યાદી પૂરી કરી શકાય. યૉર્કમાં ઊછરેલો, નૉર્ધમ્બ્રિયાનો આ બીજો પાદરી, લેખક તરીકે બહુ મોટો નથી. ગદ્યલેખક તરીકે તે વ્યાકરણ, વાગ્મિતા, વિવાદ-કલા ઇત્યાદિ વિષયો સંબંધમાં સંવાદ-રૂપે લખાણો યોજે છે. આવા સંવાદમાં પૂછાતા પ્રશ્નો મહદ્ અંશે સમસ્યાપ્રશ્નો જેવા હોય છે અને તેના ઉત્તરો હંમેશાં રૂપકો કે ભાવોક્તિઓ–(periphrases માં અપાય છે. દા. ત.,

| | |
|---|---|
| શરીર શું છે?: | આત્માનું આરામગૃહ |
| What is the body?: | The spirits lodging |
| કેશ શું?: | શરીરનાં વસ્ત્રો |
| What is hair?: | The clothing of the head |
| આંખો શું છે?: | શરીરના ભોમિયા, પ્રકાશનાં વાહનો, ઈત્યાદિ. |
| What are the eyes?: | The guides of the body, the vessels of light. |

આ પાદરીઓના લૅટિનમાંથી, અનામી લેખકોની જૂની અંગ્રેજી કવિતા તરફ સહેલાઈથી જઈ શકાય છે. એકને બીજાથી જુદી પાડતી ભેદ રેખા ભાષા અને છંદની જ છે. વિચાર અને વર્ણનમાં બન્ને વચ્ચે કશો ભેદ નથી.

ઍંગ્લો-સૅકસન કવિતા: આ શીર્ષક હેઠળ આવતી બધી જ કવિતા અગિયારમી શતાબ્દીની મનાતી ચાર હસ્તપ્રતોમાં મળે છે.

(૧) મિલ્ટનના મિત્ર જુનિયસના નામ સાથે જોડાયેલી, સીડમોનિયન કવિતાને નામે ઓળખાતી બાઈબલના પ્રસંગોનું સારદર્શન કરાવતી કવિતાઓ જેમાં જોવા મળે છે તે, બૉડેલિયન ગ્રંથાલયની જુનિયસ હસ્તપ્રત.

(૨) અગિયારમી શતાબ્દીમાં બિશપ લિયોફ્રિક એકઝીટર કથીડ્રલને સોંપેલું, લગભગ ૧૮૨૬ સુધી વિસ્મૃત પડેલું કોડેક્સ એકઝોનિયન્સિસ.

(૩) બ્રિટિશ મ્યૂઝિયમની પ્રતમાંનું બ્યોવૂલ્ફ અને બાઈબલનો એક ટૂકડો જ્યુડિથ.

(૪) ઉત્તર ઈટલીમાં વર્સેલીના એક કથીડ્રલની

લાયબ્રેરીમાંથી ૧૮૩૨માં પ્રાપ્ત થયેલી હસ્તપ્રત જેમાં ધાર્મિક કવિતાઓ અને ખાસ કરીને છંદમાં લખાયેલાં સંતોનાં જીવનચરિત્રો મુખ્ય છે.

આ ઉપરાંત, પાછળથી શોધાયેલાં કેટલાંક ચર્મ-પત્રોમાંથી મળતાં કાવ્ય-અવશેષો, જેવાં કે ધી બૅટલ ઑફ ફિનસબર, લાઇફ ઑફ ફિનસ વૉલ્ટરનો એક પ્રસંગ, ધી ડેથ ઑફ બાયર્થનોટ ઑર બૅટલ ઑફ માલ્ડનનો ઉમેરો કરવો જોઇએ. અસ્તિત્વ ધરાવતી આ સામગ્રી ઉપરથી જ ઍંગ્લો-સૅક્સન કવિતા-સાહિત્યનાં પ્રધાન લક્ષણો તપાસી શકાય.

**ભાષા અને છંદ:** ઍંગલો-સૅક્સનો દ્વારા બોલાતી જર્મનિક ભાષાનાં અત્યંત નોંધપાત્ર એવાં બે લક્ષણો છે – સ્વરોનું આધિક્ય અને શ્રુતિ-ભાર; તેમના વર્ણાનુપ્રાસી છંદનું બંધારણ આ બે લક્ષણોથી ઘડાયેલું લાગે છે. કાવ્યની પંક્તિ બે અર્ધ-પંક્તિઓમાં વહેંચાયેલી હોય અને પ્રત્યેક અર્ધ-પંક્તિમાં બે ભાર-શ્રુતિઓ (stressed syllables) હોય તથા બે કે ત્રણ શ્રુતિઓ વર્ણાનુપ્રાસી, એટલે કે એક જ સ્વરથી કે એક જ જૂથના સ્વરોથી (sc,st,sp) શરૂ થતી જોવા મળે છે જેમ કે

steáp stânhlitho — stige nèarwe
(steep stone-slopes — paths narrow)

કેટલીક વાર સ્વરોને બદલે વ્યંજનોથી પણ વર્ણાનુપ્રાસ સાધવામાં આવે છે.

આ ભાષાનું બીજું એક લક્ષણ તે તેની વાક્યઘટના. જૂની અંગ્રેજી એ સમન્વયી બોલી હતી. તેમાં કાળ, વચન અને પુરુષનો ભેદ મૂળ વ્યંજનમાં ફેરફાર કરીને કે વિભક્તિ-પ્રત્યયના ભેદથી દર્શાવવામાં આવતો. નામ અને વચનની વિભક્તિઓ તથા ક્રિયાપદ અને વિશેષણના પ્રત્યયોની સંપૂર્ણ પદ્ધતિને કારણે શબ્દ-ઘટનમાં સરળતા અને મોકળાશ અનુભવાતી જોઇને આજના અંગ્રેજ લેખકને તેના પૂર્વજોની સ્વતંત્રતા આશ્ચર્યજનક લાગે એ સંભવિત છે. આ સ્વતંત્રતાને કારણે સંયુક્ત શબ્દો રચવાની જે શકિત વિકસી તેની અસર કવિતાના પદ-લાલિત્ય ઉપર પણ પડી છે. શબ્દ-ઘટનાના કેટલાક નમૂના નીચે મુજબ છે.

Geal-ādl (Gall-disease) : Jaundice : કમળો
Lic-sang (the corpse-song) : dirge : મરશિયા
Lic-tun (dwelling of corpses): cemetery કબ્રસ્તાન

આ પ્રક્રિયા ભાષામાંથી વિચારો તરફ પણ વળી છે. ઍંગ્લો-સૅક્સન કવિઓએ પોતાની ભાષામાંથી મળતી પ્રત્યેક સગવડનો પૂરો કસ કાઢયો છે; અને આમ કરવામાં ભાષાની જરૂરિયાત કરતાં અલંકરણના તેમના શૉખે મુખ્ય ભાગ ભજવ્યો હોય એમ લાગે છે. દા. ત.,

શરીર માટે bān-cofa : (bone-chamber)
હૃદય ,, hord-cofa : (treasure-room)
યુદ્ધ ,, Aesc, ecg-plega (spear or edge-play)
સૈનિક ,, Byrn-wiga (corslet warrior)
Gar-berend (spear carrier)
Sweord-freca (sword-hero)
તલવાર ,, Beadu-lēoma (battle-gleam)
લોહી ,, heathu-swāt (war-sweat)

ઈત્યાદિ શબ્દોની રમતોમાંથી 'સમસ્યાઓ' (riddles)નો જન્મ થયો હશે. સમસ્યાઓ એ જૂની અંગ્રેજી કવિતાનું એક લાક્ષણિક સર્જન છે. એમાં ઍંગ્લો-સૅક્સન અલંકાર-શૉખ અને તેની વાક્છટા બન્ને જોવા મળે છે. છતાં ઉચ્ચાર, શૈલી અને છંદમાં આ કવિતામાં એકઢાળી એકવિધતા છે. કવનમાં પ્રકાશ કે છાયાની રમણા નથી. ઉલ્લાસ પણ વિષાદ જેવી ગજગતિએ ચાલે છે. પરંપરાગત સ્વરૂપ અને અપૂર્વ છંદ કવિતાને ભવ્યતા આપે છે પરંતુ સાથો-સાથ એ જ એની મર્યાદા બનીને વ્યક્તિત્વને રુંધે છે. ત્રણસો વર્ષના ઍંગલો-સૅક્સન સાહિત્યમાં અભિવ્યક્તિના વૈવિધ્ય તરફની ગતિ ઘણી ઓછી જોવા મળે છે.

**કાવ્યો:** ખ્રિસ્તી સંપાદકો દ્વારા મળેલી હોવા છતાં, ઍંગ્લો-સૅક્સન કવિતામાં, તે પ્રજાના ખ્રિસ્તીધર્મના અંગી-કાર પૂર્વેના જીવનને સ્પર્શતા રાસા (lays)નો સમાવેશ થયેલો છે. જે લહિયાઓએ આ રાસા લખ્યા હશે તેમનામાં ખ્રિસ્તીપણા નીચે ય તેમના પૂર્વજોની અ-ખ્રિસ્તી પરંપરાઓ ત્યારે જીવતી હશે. પોતાના પુરોગામીઓના સ્વૈરવિહારી જીવન સાથે શબ્દદેહે સંધાન પામવાની તેમની વૃત્તિ તેમણે નવા સ્વીકારેલા ધર્મ-પંથની નિષ્ઠા કરતાં

ય બળવત્તર હોવી જોઇએ. તેથી જ તો ચારણો (Scops) અને ગાયકો (Gleeman) દ્વારા કહેવાતી કે ગવાતી શૌર્યગાથાઓ અને રાસાઓની જાળવણી તેમને હાથે થઈ છે. તેમની નિષ્ઠાને પરિણામે પ્રાપ્ત થયેલાં કાવ્યોમાં વિડસિથ અને ડેઓર ચારણ-જીવનને સ્પર્શતાં લઘુ કાવ્યો છે.

વિડસિથ (Widsith) દીર્ઘ-યાત્રી : આ કાવ્યમાં દૂર દેશાવર ફરતા ચારણનું, દરબારે દરબારે પોતે નાખેલી ટહેલનું અને તેને મળેલી બક્ષીસો, ભેટ-સોગાદોનું વર્ણન છે. એ ભાગ્યશાળી જીવે તેને સહાય કરનાર ઠાકોરો અને ઉમરાવોની યાદી આપી છે.

તેથી ઊલટું ડેઓર (Deor) એ વિડસિથ કરતાં ઓછા ભાગ્યશાળી કવિની વિલાપિકા છે. તેના ઉમરાવ માલિકે, તેના હરીફને આશરો આપીને પોતાને છૂટો કર્યો એનું દુઃખ એને હૈયે ઊભરાય છે. પ્રારબ્ધની સ્વાભાવિક ક્રૂરતામાંથી દેવો કે મહાપુરુષો કોઈ બચવા પામ્યા નથી એ એનો આશ્વાસન તંતુ છે અને એ નાનકડા—૪૨ પંક્તિના-કાવ્યનું ધ્રુવપદ છે :

That he overwent; this also may I*
તેણે સહ્યું સૌ; સહું હું ય તે બધું.

પરંતુ આદિમ જાતિના જીવન અને ક્રિયાકાંડોનો તાદશ ચિતાર આપતું કાવ્ય તો છે, ૩૧૮૩ પંક્તિઓનું જર્મનિક સાહિત્યનું સૌથી જૂનું મનાતું મહાકાવ્ય બ્યોવૂલ્ફ (Beowulf). એનો કથાપટ સીલેન્ડના ડેનિશ ટાપુઓ અને દક્ષિણ સ્વીડનને સ્પર્શે છે અને એનું ઐતિહાસિક તત્ત્વ વાચકને છઠ્ઠી શતાબ્દીના પૂર્વાર્ધમાં લઈ જાય છે. જે રાસાઓથી વાર્તા ગૂંથાઈ છે તે સંભવતઃ સ્કેન્ડિનેવિયન મૂળના છે. ગ્રેટિરની શૌર્યગાથા, ઑડીસીના કેટલાક અંશો અને હરક્યુલસની દંતકથા સાથે એ કેટલુંક સામ્ય ધરાવે છે. બ્યોવૂલ્ફની કથાના તાણાવાણાને ગ્રથિત કરી એક આખી રચના નિપજાવનાર એ—સંભવતઃ આઠમી-સદીનો—ઍંગલો-સૅકસન કવિ, કવિ ઉપરાંત અભ્યાસી પણ હોવો જોઇએ. એની કલ્પનાએ પ્રાચીન દિવસોને પુનર્જીવિત કરી સૌંદર્યમંડિત કરવાનું કામ કર્યું છે. એમાં ખ્રિસ્તી અંશો અત્યંત સંયત છતાં ઉમદાપણું અને પવિત્રતા પ્રકટ થાય છે. પુરાણ કાળ અને તેનાં ભીષણ દૃશ્યો એણે મન મૂકીને વર્ણવ્યાં છે પરંતુ વિચાર અને ભાવોન્મેષોનું પરિષ્કરણ કરી તેને ઉદાત્ત બનાવી મૂક્યા છે. એનો શસ્ત્રમંડિત નાયક યુદ્ધનો જ જીવ હોવા છતાં ક્રમેક્રમે આદર્શ રાજવીમાં પરિણત થઇને પ્રજાની રક્ષા કાજે મોતને ભેટે છે.

ચૌદ બહાદુર ગેટસ (Geats) સાથે, ડેન રાજા હ્રૉથગરને સહાય કરવા બ્યોવૂલ્ફ દરિયાઈ સફર ખેડી ડેનિશ કાંઠે ઊતરે છે. રાજા હ્રૉથગરને ગ્રેન્ડેલ નામનો એક માનવભક્ષી રાક્ષસ બાર બાર વર્ષોથી પજવે છે. રોજ રાત્રે પોતાની ગુફામાંથી બહાર નીકળી હ્રૉથગરના મહેલમાંથી તેના સરદારોને ફાડી ખાય છે. બ્યોવૂલ્ફ, ડેન રાજાના મહેલમાં રહી એની પ્રતીક્ષા કરે છે. તે જ રાત્રે ગ્રેન્ડેલ આવીને એક યોદ્ધાને ફાડી ખાય છે. બ્યોવૂલ્ફ ધસીને એને પકડે છે અને ભીષણ દ્વંદ્વયુદ્ધમાં રાક્ષસનો હાથ ઉતરડી નાખે છે; અને રાક્ષસ ગુફામાં પહોંચી મરણ પામે છે. ત્રાસનો અંત એટલેથી નથી આવતો. પોતાના પુત્રના મૃત્યુનું વેર લેવા ગ્રેન્ડેલની માતા આવે છે અને એસ્કેર નામના, હ્રૉથગરના મુખ્ય અંતેવાસીને મારી નાખે છે. સમુદ્રના કાળમીંઢ પાણીમાં આવેલી જળ-રાક્ષસીની ગુફામાં બ્યોવૂલ્ફ તેનો પીછો કરે છે. અહીં પણ દ્વંદ્વયુદ્ધ જામે છે. રાક્ષસી તેને બરાબર ચૂડમાં ભીંસે છે પરંતુ બ્યોવૂલ્ફ ગુફામાં લટકતી એક તિલસ્મી તલવારથી, તેને રહેંસી નાખે છે. પચાસ વર્ષ પછી, ગેટસ્‌ના રાજવી તરીકે ફરી એક વાર રાજ્યને રંજાડનાર રાક્ષસનો પરાભવ કરવા તે જાય છે. રાક્ષસનો અંત આવે છે પણ બ્યોવૂલ્ફને ય એક મરણતોલ ઘા પડે છે. પોતાની પ્રજાને રાક્ષસના પંજામાંથી મુક્ત કરીને તેમને માટે દ્રવ્યભંડાર મેળવ્યો છે એવી આત્મસંતોષની અનુભૂતિ સાથે એ મૃત્યુ પામે છે.

બ્યોવૂલ્ફની આ કથા ત્રણ વાર્તાઓથી ગૂંથાયેલી છે. આકૃતિની (form) એકતા એમાં ખૂટે છે. વાર્તાઓ એકસરખી છે અને ત્રણે રાક્ષસોનું ચિત્રણ ધૂંધળું છે. પરંતુ આ અ-માનવી પ્રાણીઓ અને તેમની નારકી ગુહાઓની આસપાસ રહસ્યમયતા વીંટીને એક પ્રકારની ભવ્યતા સર્જાવવામાં આવી છે. ઉત્તરનાં ભીષણ દૃશ્યોથી અભિભૂત થયેલી કોઈ તિમિરગામી કલ્પના જ આવાં કાજળઘેરાં ચિત્રો ઉપજાવી શકે. વિષાદની સુરાવલિ

*Stopford Brooke નો અનુવાદ

એના આખા પટ ઉપર પથરાયેલી છે અને કેવળ વર્ણનો જ નહિ, તેનું સમગ્ર પ્રાણતત્ત્વ શોકાભિભૂત થયેલું લાગે છે. પરાક્રમ અને કીર્તિ ઉપર કાવ્યનો સારો ઝોક હોવા ઉપરાંત જીવનની અસારતા તે ગાય છે. ઉત્તરી વાતાવરણના માળખામાં અ-ખ્રિસ્તી યુગની એક કથા મઢીને લેખકે લૌકિક વસ્તુઓની નિઃસારતાનો ખ્રિસ્તી-ભાવ રજૂ કર્યો છે.

**વિલાપિકાઓ અને ઊર્મિકાવ્યો :** બ્યોવૂલ્ફનું વિષાદ તત્ત્વ અન્ય કાવ્યોમાં ય પ્રવર્તે છે. વ્યાવર્તક રીતે, આ જૂથનાં કાવ્યોને ખ્રિસ્તી કાવ્યો કહી શકાય એમ નથી, કેમ કે કેવળ અત્ર-તત્ર અને મુખ્યત્વે તેનાં સારભૂત કથનો સિવાય એમાં ખ્રિસ્તી-દર્શનના ઝાઝા અંશો નથી. આવાં કાવ્યોમાં, રોમનોએ બાંધેલા, સંભવતઃ બાથ નામના શહેરની અવદશા ગાતું ધી રુઇન્ડ બર્ગ (The Ruined Burg), એક યુવાન, ત્યક્તા થયેલી વધુની વેદના ગાતું ધી વાઇફ્સ કમ્પલેન્ટ (The wife's complaint), કદાચ એના પ્રત્યુત્તર રૂપ ધી હસબન્ડ્સ મેસેજ (The husband's message)અને પોતાને આશરો આપનાર ઉમરાવના મૃત્યુને પરિણામે બીજા માલિકની શોધમાં દરિયાપાર જતા યુવાનના નિઃસાસા વ્યક્ત કરતું, ૧૧૫ પંક્તિઓનું કાવ્ય ધી વૉન્ડરર (The Wanderer) નોંધપાત્ર છે.

આ બધાં કાવ્યોમાં પ્રતિનિધિરૂપ અને વિશેષ મૌલિક કાવ્ય ધી સી ફેરર (The Seafarer) છે. આ કાવ્યમાં ખામીઓ અને ખૂબીઓ બન્ને જોવા મળે છે. દુર્બોધતા–એની મુખ્ય ખામીને પરિણામે અનેકાર્થી અર્થઘટનની સંભાવના એમાં ભરપૂર પડેલી છે. કેટલાકને મતે તે એકોક્તિ અને બીજા કેટલાકને મતે એ સંવાદ-કાવ્ય છે. એ ગમે તે હોય તો પણ સાગરના આહ્વાને તેનો ખોળો ખૂંદવા તત્પર થતી એક અદમ્ય ઝંખના-નો પ્રભાવ એમાં વરતાય છે. ઓતરાદા સાગરનાં ઘેરાં કાળાં પાણીની ભીષણતા સાથે ભળતાં વિકરાળ મોજાં, પવનના સૂસવાટા અને થીજવી નાખતી ઠંડીના અનુ-ભવો ઉપર ઉદય પામતી વસંત, કોયલનાં કૂંજનો અને નવી ઉષ્મા સાથે 'વ્હેલ જગતમાં' ફરી આરંભાતી સાગરયાત્રા ઈત્યાદી વર્ણનોમાં વાસ્તવિકતા છે. દ્વૈપાયનો (Island-race)ની પ્રિયતમા સમા સાગરના સૂરો આખા કાવ્યમાં સંભળાયા કરે છે. ધી સી ફેરરના અ-જાણ કવિની વાણીમાં, લગભગ દસ સૈકાઓ પછી બાયરન, સ્વિનબર્ન અને કિપ્લિંગ જેવા કવિઓમાં જે ગૂંજન પ્રગટવાનું હતું તેના પ્રારંભના સૂરો સંભળાય છે.

**યુદ્ધગીતો :** ઍંગ્લો-સૅકસન કવિતાના અભ્યાસમાં કાલાનુક્રમ સાચવવો મુશ્કેલ છે. એમાં વિષય ઉપર નજર રાખીને યાદચ્છિક વિહાર કરી શકાય છે. દશમી શતાબ્દીનાં યુદ્ધકાવ્યોમાં, પ્રાચીન કાળની યુદ્ધ-રઢનો ધ્વનિ એની ભીષણતાના પરિવેશમાં પ્રકટ કરતી કવિતા બ્રુનાનબર (Brunanburh) કોઈ એક પાદરીએ લખેલી ગદ્ય-વૃત્તાંતનોંધ (chronicle)માં સમાવિષ્ટ થયેલી મળે છે. ઇ.સ. ૯૩૭માં, વેસેક્સ અને મર્કિયાના રાજા એથેલ્સ્ટને કૉન્સ્ટન્ટાઇનની આગેવાની નીચેના સ્કૉટ અને એન-લેફની સરદારી હેઠળના ડેનિશોને બ્રુનાનબર આગળ હરાવ્યા હતા તેનું, આ કાવ્ય એક પ્રશસ્તિ-સ્તોત્ર છે. કાવ્યમાં ખ્રિસ્તી પંથની કરુણાનું નામોનિશાન નથી. પરાભૂત દુશ્મનોની અનવસ્થા ઉપર કિલ્લોલતો એક આરણ્યક અવાજ એની પંક્તિઓમાં સંભળાય છે. બ્યોવૂલ્ફમાં ય જોવા ન જડતું એવું એક નિબિડ વાતા-વરણ આ લઘુ કાવ્યમાં પથરાયેલું છે. જે રક્તાવસિક્ત રણભૂમિ ઉપર પોતાના જુવાનજોધ દીકરાને હતપ્રાય સ્કૉટો વચ્ચે મૂકીને વૃદ્ધ રાજા કૉન્સ્ટન્ટાઈન પોતાના વહાણ ઉપર ભાગી છૂટયો હતો, જે રણક્ષેત્ર ઉપર રઝળતાં તેમનાં શબો-ની પક્ષીઓ અને પ્રાણીઓ મિજબાની માણતાં હતાં એ જ કુરુક્ષેત્ર ઉપર ઉદય પામતા સૂર્યને બતાવવામાં કવિને અનેરો આનંદ આવે છે. પ્રકૃતિની નિર્દયતાનો સ્પર્શ પામીને પ્રકૃતિ-સંતાન માનવી પણ કુદરતનાં તાંડવો સમો દુઃસહ બની જતો હશે!

લગભગ સાઠ વર્ષ પછી કોઇ અજાણ્યા લેખકે માલ્ડનના યુદ્ધનું બીજું એક વર્ણન કર્યું છે. કાવ્યને બાયર્ટનોથ્સ ડેથને નામે પણ ઓળખવામાં આવે છે. કાવ્યનો નાયક બાયર્ટનોથ, વાચકો સમક્ષ એક આદર્શ સરદાર રૂપે વ્યક્ત થાય છે; પોતાના રાજા પ્રત્યેની એની ભક્તિ પ્રશંસનીય છે એટલી જ આદરપાત્ર છે પોતાના સાથીદારો માટેની તેની કાળજી. કાવ્યનો

આરંભનો ભાગ અને અંત-ભાગ ખોવાઈ ગયેલ હોવા છતાં એમાં મહાકાવ્યનાં લક્ષણો પડેલાં છે અને ઇલિયડ સાથે કેટલુંક સામ્ય ધરાવે છે. કાવ્યનું પ્રાણતત્ત્વ વિભૂતિરૂપ (heroic) છે. કાવ્યનો નાયક સૅક્સન સરદાર બાયર્ટનોથ પોતાની વીરતાથી ડેનિશ ચાંચિયાઓના એક આક્રમક કાફલાને પાછો હઠાવે છે એટલી પ્રસંગકથાની આસપાસ કાવ્ય ગૂંથાયું છે. યુદ્ધભૂમિ ઉપર શત્રુઓ પણ સમાન કક્ષાએ રહી યુદ્ધ આદરી શકે તે માટે પોતાના હિતના ભોગે, તેમને નદી-પ્રવાહ ઓળંગવાની તક આપે છે. શૌર્ય અને આભિજાત્યનો આ પ્રથમ ઉચ્છ્વાસ વીરગતિ અને વીરતાસભર્યા પરાજયને ય બિરદાવે છે. યુદ્ધભૂમિમાં ખપી જતા એના નાયકના ઉદ્‌ગારોમાં, સ્વસ્થ અને મહાનુભાવ જીવનાં દર્શન આપણે કરી શકીએ છીએ. પ્રરાક્રમી મૃત્યુનો એને સંતોષ છે. પોતાના આત્માની ભાળ નાયકોના ય અધિનાયક સર્જનહારને સોંપીને તે સદાને માટે પોઢી જાય છે.

કાવ્યમાં કશું અ-માનવી કે અસાધારણ નથી. આખરી સૈનિક સુધી યુદ્ધ કરતા યોદ્ધાઓની બહાદુરીથી કાવ્ય ઝળહળે છે. એક વૃદ્ધ સરદારની ઉક્તિ એની પ્રતીતિ કરાવે છે.

The braver shall thought be, the bolder the heart
The more the mood, as lessens our might.
Here lieth our lord, all hewn to pieces,
The good on the ground: ever may grieve
Who now from this war-play thinketh to wend.
—*Tr. by J. M. Garnett*

વિચાર દઢતા ભર્યા, પ્રબળ એથી હૈયું, ભલે
થતો ક્ષય મનુષ્યનો, અખૂટ હામ રે'જો સદા.
ધરાધીન વિશીર્ણ ત્યાં સુજન અગ્રણીને ત્યજી
જનાર ઉર અગ્નિથી પ્રજળજો પરિતાપના.

**સમસ્યાઓ:(Riddles)** ઍંગલો-સૅક્સન વાગ્મિતાનો સમસ્યારૂપ વળોટ આપણે યાદ કરીએ તો તેના કાવ્યસમુચ્ચયમાં સમસ્યાઓ જોઇને આપણને આશ્ચર્ય ન થવું જોઇએ. આ સમસ્યા-કાવ્યોનો ઉગમ લૅટિન સાહિત્યની પ્રેરણાથી થયો છે. એમાં લૅટિનનું ઉક્તિલાઘવ નથી. પ્રારંભના લૅટિન અનુકરણ પછી એમાં ઊર્મિ-તત્ત્વનો પ્રવેશ થતાં લઘુ સમસ્યાઓને બદલે આપણને નાનકડાં ઊર્મિ-કાવ્યો મળે છે. પ્રકૃતિ ચિત્રો, પક્ષીઓ, પ્રાણીઓ અને રોજિંદા જીવનવ્યવહારની વસ્તુઓને લઈ ચૈતન્યસભર્યા ઉદ્‌ગારોથી અનુપ્રાણિત આ કવિતા આપણને ઍંગલો-સૅક્સન જીવનની બધી જ માહિતી પૂરી પાડે છે. રણક્ષેત્ર ઉપરની પોતાની યાતના નિરૂપતું લાઈમવૂડ શિલ્ડ, પીવાના પ્યાલા તરીકે અને રણશિંગા તરીકે, એમ દ્વિવિધ રીતે વપરાતુ વૃષભ શૃંગ (Bull-horn) તથા ઝંઝાવાત (Hurricane) ઈત્યાદિ સમસ્યાઓ નોંધપાત્ર છે. 'ઝંઝાવાતમાં' કુદરત સાથેની એકાત્મતામાં જે ઊર્મિ-વરદાન ભળ્યું છે એવું ઊર્મિ-વરદાન શેલીના ઓડ ટુ ધી વેસ્ટ વિન્ડ કે ધી ક્લાઉડ લગીની મજલ સુધીમાં ફરી જોવા મળતું નથી.

**ધાર્મિક કવિતા:** આગળ ઉલ્લેખ પામેલાં બધાં કાવ્યોમાં છૂટાછવાયા અણસાર સિવાય ખ્રિસ્તી-પંથના ધાર્મિક અંશો જોવા મળતા નથી; પરંતુ સમગ્ર ઍંગ્લો-સૅક્સન કવિતા સંબંધમાં એવું નથી. ધર્માભિમુખ કવિતાની સંખ્યા પણ એમાં સારા પ્રમાણમાં છે. બાઇબલના, જેનેસિસ, એક્ઝોડસ અને જ્યૂડિથ જેવા કાંડોનું સારદર્શન, અથવા તો ધી કૉલ ઑફ ધી એન્જલ્સ જેવી બાઇબલ ઉપર આધારિત લૅટિન કવિતાઓ આ કાવ્યપ્રકારના આધાર સ્થંભો છે.

આ ધાર્મિક કાવ્યનું મૂળ બેડેએ ચીંધ્યું છે. નૉર્ધમ્બ્રિયામાં આવેલા વ્હીટબી મઠના એક ગોપાલકને ઉનાળાની એક રાતે સર્જનહારની લીલા વર્ણવવાનો સંકેત મળ્યો. પરિણામે કશાય ભણતર વિનાના એ પશુ-પાલક સીડમોન કે કેડમોન સર્જક અને તેનાં સર્જનનાં ગીતો ગાયાં અને કાવ્યમાં આલેખ્યાં. બેડેએ ટાંકેલું તેનું એક કાવ્ય આ પ્રમાણે છે:

Now must we praise the Guardian of Heaven's Kingdom,
The Creator's might, and his mind's thought;
Glorious Father of men! as of every wonder He
Lord eternal, formed the beginning.
He first framed for the children of earth

The heaven as a roof; holy Creator!
Then mid-earth the Guardian of mankind,
The eternal Lord, afterwards produced;
The earth for men, Lord Almighty!

*(Thorpe's translation)*

આમ તો બાઈબલને સ્પર્શતાં બધાં જ કાવ્યના જૂથને સીડમોનના નામ સાથે જોડવામાં આવ્યું છે તેમ છતાં તે બધાંનું કર્તૃત્વ સીડમોનનું હોય એમ સ્વીકારવામાં આવતું નથી. અનેક હાથોના એ પ્રદાનમાં કેટલીક લાક્ષણિકતાઓ અને ક્ષતિઓ જોવા મળે છે. બાઈબલનાં સારદર્શનોમાં મૂળની સાદગીપૂર્ણ ભવ્યતા નથી, ઉક્તિમાં લાઘવ નથી, ઓજસ નથી. And God said, let there be light: and there was light જેવા સાદા છતાંય સભર કથનના ભાવાનુવાદમાં ગદ્યાળુ સમજૂતિ અને પર્યાયોના ઢગ ખડકીને ભાવ-વેગ શિથિલ કરી નાખવામાં આવ્યો છે. जेनेसिस અને एक्सोडस બન્નેમાં પથરાટને કારણે ભવ્યતા તરફનો ઉપક્રમ કેવળ નિષ્ફળતામાં પરિણમ્યો છે. જ્યારે ज्यूडिथमां, બાઈબલની દઢ અને સામર્થ્યવાન નાયિકા અર્ધ-તરંગી દ્રષ્ટા (prophetess) બની જતી લાગે છે. આ ક્ષતિઓ કવિના વિક્ષિપ્ત દર્શનનું પરિણામ હશે કે ઍંગ્લો-સૅક્સન વાગ્મિતાનું તે કળવું મુશ્કેલ છે. જોકે धी कॉल ऑफ़ एन्जल्स જેવી કૃતિની સામગ્રીનો મિલ્ટને પોતાના પૅરેડાઈઝ લૉસ્ટમાં ઉપયોગ કર્યો છે.

**सायनेवूल्फ़** (Cynewulf): ધાર્મિક કવિતાઓ જેમને નામે ચઢી છે એવા કવિઓમાં, સીડમોન પછીનો બીજો કવિ તે સાયનેવૂલ્ફ. એક શતાબ્દી પૂર્વે તો આ લેખકનું નામ પણ જાણીતું ન હતું. પરંતુ કોડેક્સ એક્ઝોનિયન્સિસનાં બે કાવ્યો, धी क्राइस्ट અને धी लाइफ़ ऑफ सेन्ट जुलियाना તથા વર્સેલીની હસ્તપ્રતની બીજી બે કૃતિઓ सेन्ट हेलेना અને धी फेइट ऑफ धी एपोस्टलस્માં રુનિક મુદ્રામાં કરેલા હસ્તાક્ષરોમાં સાયનેવૂલ્ફનું નામ મળે છે. તે પછી તો ઍંગ્લો-સૅક્સન સાહિત્યની બધી જ ધાર્મિક કવિતા તેને નામે ચઢાવવાનું ચલણ ચાલ્યું હતું. આ સાયનેવૂલ્ફ તે આઠમી શતાબ્દીના મધ્યમાં થયેલા લિન્ડિસફાર્નના બિશપ હશે એમ કેટલાક માને છે. તેની કવિતા પ્રવાહી અને લયમધુર તથા શૈલી સરળ અને મુક્ત છે; તેનાં લખાણોમાં દુર્બોધતા અને વિશીર્ણતા પણ ઓછી નથી. क्राइस्ट (Christ) જેવી કૃતિ ઉપર લૅટિન–ધાર્મિક–સાહિત્યની અસર હોવા છતાં તેના નિરૂપણમાં મૌલિકતા છે. ૧૭૦૦ પંક્તિઓનું આ કાવ્ય, ઈસુખ્રિસ્તનો જન્મ, તેમનું સ્વર્ગારોહણ અને પુનરાગમનના ત્રણ વિભાગોમાં વહેંચાયેલું છે.

દશ્ય સંતોનું કવિતામાં વર્ણન હોવાને કારણે ग्यूथलेक्नां બે કાવ્યો રસપ્રદ છે. ક્રોલેન્ડના ફેલિક્સ નામના પાદરીની લૅટિન-ગદ્ય-કૃતિ ઉપરથી રચાયેલી આ કવિતા, ઍંગ્લો-સૅક્સન કવિતા હાથ આવેલા વિષયને કેવાં વરવાં કરી શકે છે તેનું ઉદાહરણ પૂરું પાડે છે. ગદ્ય નિરામય શ્રદ્ધાથી સૌંદર્ય મંડિત છે અને પશુ-પંખી ઉપર પ્રેમ રાખતા સંત ગ્યૂથલેકમાં સંત ફ્રાન્સિસનાં એંધાણો છે. ગદ્યની એ મધુર મર્માળી વિગતો કાવ્યના વિશેષ મહત્ત્વાકાંક્ષી અને ધૂંધળા ઉત્સરણમાં વિલાઈ જાય છે.

धी ड्रीम ऑफ धी रूड (The Dream of the Rood) એ ઍંગ્લો-સૅક્સન કવિતાનું એક મનોરમ પુષ્પ છે. એમાં કલ્પનાવૈભવ છે. કવિને સ્વપ્નમાં ક્રૂસનો સાક્ષાત્કાર થાય છે. ક્રૂસ સ્વ-મુખે(!) પોતાની કથા નિરૂપે છે તેનાં વર્ણનોમાં કવિતા હૃદ્ય છે.

લૅટિન સાથેની એની પ્રાસંગિક સ્પર્ધામાં, જૂની અંગ્રેજી કવિતા એના ઉત્તમ સ્વરૂપે फ़िनिक्स (Phoenix) માં જોવા મળે છે. તેની શરૂઆતનો કેટલોક ભાગ લેક્ટેન્ટિયસની લૅટિન કૃતિને આધારે રચાયેલો છે. પરંતુ મૂળની શુષ્કતા કરતાં આ કૃતિ સવિશેષ સમૃદ્ધ અને ઉષ્માસભર છે. સળગી ઊડતું ફિનિક્સ અને પોતાની જ રાખમાંથી ઊભું થતું ફિનિક્સ ઈસુ ખ્રિસ્તનું ભાવ પ્રતીક બની રહે છે. એક કલાકૃતિ રચવાનો લેખકનો પ્રયાસ સૌંદર્ય શાસ્ત્રના પ્રથમ ઊગમ સમો લાગે છે. એમાંનું આદર્શ ભૂમિ-ચિત્ર ઉજળું અને આનંદ વિભોર છે. ઍંગ્લો-સૅક્સન કવિતામાં આવું ઝળાંઝળાં, કુસુમિત વર્ણન બીજે ક્યાં ય જોવા મળે એમ નથી.

**ઍંગ્લો-સૅક્સન ગદ્ય**: કવિતા કરતાં મોડું દેખા દેનારું અને ધીમે ધીમે વિકસેલું ઍંગ્લો-સૅક્સન ગદ્ય ભૂતકાળની કોઈ પરંપરા સાથે બદ્ધ નથી. સાતમી શતાબ્દીના અંતમાં થયેલા પશ્ચિમી-સૅક્સન્સના રાજા ઈન (Ine)ના

કાયદા તથા વિન્ચેસ્ટર, કૅન્ટરબરી, એબિંગ્ડન, વોર્સેસ્ટર અને પીટરબરો જેવા મઠોમાં સંગ્રહાયલી વૃત્તાંતનોંધ (chronicle)નાં પાનાંઓમાં જે ગદ્ય-નમૂના જોવા મળે છે તેની પ્રારંભિક ભૂમિકા જૂના રાસાનાં અવશેષોએ પૂરી પાડી હશે. તેમાં કવચિત્ કવિતાનો જુસ્સો અને ઊર્મિ-ઉછાળ બન્ને જોવા મળે છે. પરંતુ વૃત્તાંત-આલેખકને સંક્ષેપથી કહેવાની ફાવટ નથી. શૈલી શિથિલ અને સંકુલ છે; ગદ્યમાં છટા નથી પણ બોલાતી ભાષાનું કેવળ અનુલેખન જ એમાં દેખાય છે.

સાહિત્યિક-ગદ્યના ઉદયનું પ્રથમ કિરણ નવમી સદીમાં, વિસેકસના રાજા આલ્ફ્રેડના રાજ્યારોહણની સાથે ફૂટે છે. આલ્ફ્રેડ (Alfred, 849-901) બહાદુર સૈનિક, કુશળ વહીવટકર્તા અને અભ્યાસી તરીકે લોકપ્રિય થયેલો રાજવી, સાહિત્યના આશ્રયદાતા તરીકે તે યુગનાં ઈતિહાસ-પૃષ્ઠો અજવાળે છે. પોતાની પ્રજા માટે, તેને અત્યંત ઉપયોગી લાગ્યાં તેવાં લખાણોનું, લૅટિનમાંથી તેણે ભાષાન્તર કર્યું છે. અથવા તો કરાવ્યું છે. ઓરોસિયસ ના ધી હિસ્ટ્રી ઑફ ધી વર્લ્ડ નો તેણે પોતે કરેલો અનુવાદ, ઉપરાંત ગ્રેગરી પોપની ક્યુરા પેસ્ટોરાલિસ, બોયેથિયસની દ કોન્સોલેશના ફિલોસોફાઇ અને બેઢેની એક્લેસિએસ્ટિકલ હિસ્ટ્રી ઑફ ધી એન્ગલ્સ જેવી કૃતિઓના, તેની પ્રેરણાથી થયેલા અનુવાદો નોંધપાત્ર છે. આ અનુવાદો કયાંક ખોડંગાતા, કયાંક કિલષ્ટ અને શાબ્દિક લાગે તો પણ એ યુગના પરિવેશમાં એની મહત્તા નાની સૂની નથી.

આલ્ફ્રેડની, મૃત્યુ પછીની એક સદીમાં તેણે આરંભેલું ઘણું ખરું કાર્ય નાશ પામ્યું; પરંતુ દસમી શતાબ્દીમાં એબિંગ્ડનના બેનેડિકટાઇન મઠની પુનઃસ્થાપના સાથે અંગ્રેજી સંસ્કૃતિનો પુનર્ભવ થયો અને મહત્ત્વના સાંસ્કૃતિક કાર્યની દિશામાં પગરણું મંડાયાં. આ બેનેડિકટાઇસ પંથના એક શિષ્ય ઍલ્ફ્રિકને હાથે વિશેષ સંસ્કારી એવા ગદ્યનો આવિર્ભાવ થયો. વિદ્વાન, સંસ્કારી અને લૅટિનના જાણકાર આ લેખકે પોતાના પુરોગામી પાદરીઓની બોધકથાઓમાંથી કૅથોલિક હોમિલિસ (૯૯૦-૨) ની રચના કરી. આ ધર્મોપદેશમાળાનું ગદ્ય સરળ, વિશદ અને સંવાદી છે. એની છટા કવિતાની છે, અને કવિતા ન હોવા છતાં તે વર્ણાનુપ્રાસી છે. એ જ અરસામાં ડેનિશ આક્રમણની યાતનાઓથી ઉત્તેજિત થયેલા યૉર્કના આર્ચબિશપ વૂલ્ફસ્ટાન પ્રજાની અધાર્મિકતા અને અનૈતિકતા સામે છટાપૂર્ણ ઉપદેશ આપે છે અને ખ્રિસ્તી-વિરોધીઓના આગમનમાં દુનિયાના નાશનાં એંધાણો જુએ છે. અલબત્ત, વૂલ્ફસ્ટાનનું એ કથન અંશતઃ સાચું પડયું છે; આક્રમકોના આગમન સાથે દુનિયાનો નાશ તો ન થયો પરંતુ એક દુનિયા નાશ પામી, અને તે ઍંગ્લો-સૅકસન દુનિયા.

સમગ્ર રીતે જોઈએ તો, વિદ્યમાન અંગ્રેજી સાથે કવિતા કરતાં આ ગદ્યનો નિકટવર્તી સંબંધ જોઈ શકાય છે. કવિતા પશ્ચાદ્‌મુખી હતી, મૃતપ્રાયઃ શબ્દો, પ્રાચીન અભિવ્યક્તિ અને વર્ણાનુપ્રાસી અસ્પષ્ટતાઓમાં તે રાચતી હતી. જ્યારે ગદ્ય, યુરોપની સાર્વત્રિક ભાષા લૅટિનને અનુસરીને ઘડાયું હતું અને રોજની વાણીનું માધ્યમ હતું. પરિણામે ગદ્યનો સંપર્ક જીવંત રહ્યો અને પરિવર્તન કાળમાં સૌથી વધુ યાતના કવિતાને ભોગવવાની રહી. (ક્રમશઃ)

*

# નવનીત

## સર વિન્સ્ટન ચર્ચિલ

સર વિન્સ્ટન ચર્ચિલને તેમના લાંબા આયુષ્ય દરમિયાન વિશ્વના બીજા કોઈ પણ રાજનીતિજ્ઞ કરતાં માનવીઓ તથા બનાવોનો વધારે વૈવિધ્યપૂર્ણ અનુભવ થયો હતો. તેમણે સૈનિક, યુદ્ધસંવાદદાતા, લેખક, ચિત્રકાર, ઇતિહાસકાર, રાજદ્વારી પુરુષ, પ્રધાનમંડળના સભ્ય તેમજ વડાપ્રધાન તરીકે વિવિધ કામગીરી બજાવી હતી. રાજકારણમાં તેમણે વિજય તથા વિનાશ બંનેનો અનુભવ કર્યો હતો અને છતાં તેમની જીવનગતિ પર તે બેમાંથી એકની પણ અસર થઈ નહોતી. સર્વનાશે કદી જ તેમના મનમાં કડવાશ ઉત્પન્ન કરી નહોતી અને વિજયે તેમને કદી સામાન્ય જનતાથી ઊંચા કે ઉન્મત બનાવી દીધા નહોતા. આટલાં વર્ષોના અનુભવે તેમનાં

જ્ઞાન તથા સમજણને વિશાળતા તથા ઊંડાણ અર્પ્યાં હતાં. અને છતાં તેમનાં શરીર-મનનાં સ્ફૂર્તિ-શક્તિ, વિચારોની સ્પષ્ટતા, ચર્ચામાં શક્તિશાળી રજૂઆત કે અંગ્રેજી ભાષા પરના પ્રભુત્વમાં કશો જ ફેર પડ્યો નહોતો.

વિન્સ્ટન લીઓનાર્ડ સ્પેન્સર ચર્ચિલનો સને ૧૮૭૪માં રાજકારણ તથા યુદ્ધકલાનાં ક્ષેત્રોમાં નામાંકિત બનેલા એવા એક ઉચ્ચ કુટુંબમાં જન્મ થયો હતો. મહાન સેનાપતિ 'માલ્બ્રુક'ના વંશજ લૉર્ડ રેન્ડોલ્ફ ચર્ચિલ તેમના પિતા અને 'ન્યૂયૉર્ક ટાઈમ્સ'ના એક કાળે માલિક તથા અધિપતિ લીઓનાર્ડ જેરોમની વિખ્યાત પુત્રીઓમાંનાં એક એવાં લેડી રેન્ડોલ્ફ ચર્ચિલ તેમનાં માતા થાય. સર વિન્સ્ટન ચર્ચિલને આંગ્લ-અમેરિકી સમ્બન્ધોમાં અત્યન્ત રસ હતો તેનું આ પણ એક કારણ હતું.

ચર્ચિલે હૅરો ખાતે શાળાનું શિક્ષણ પૂરું થતાંની સાથે જ સૅંડહર્સ્ટ ખાતે ઘોડેસવાર દળમાં શિખાઉ સૈનિક તરીકે નામ નોંધાવ્યું હતું. તેમને ઘોડેસવારીનો અતિશય શૉખ હતો. ઘોડેસવારદળના અધિકારી તરીકે તેમણે ભારતમાં વાયવ્ય સરહદ પ્રાન્તમાં તથા સુદાનમાં નામ કાઢ્યું હતું.

સુદાનમાં પ્રવૃત્તિ પૂરી થતાં વિન્સ્ટન ચર્ચિલે રાજકારણ, પત્રકારિત્વ તથા સાહિત્યના ક્ષેત્રોમાં ઝમ્પલાવવાનું નક્કી કર્યું હતું. તેમણે સને ૧૮૯૯માં ૨૫ વર્ષની વયે પાર્લમેન્ટ માટે રૂઢીચુસ્ત પક્ષના ઉમેદવાર તરીકે ઉમેદવારી કરી હતી પરન્તુ હારી ગયા હતા. પરંતુ એટલામાં બોઅર યુદ્ધ ફાટી નીકળતાં 'મૉર્નિંગ પોસ્ટ'ના પ્રમાણિત સંવાદદાતા તરીકે દક્ષિણ આફ્રિકા જવા ઊપડી ગયા હતા. સને ૧૯૦૦માં તે યુદ્ધ પૂરું થઈ ગયું હોવાનું માનીને ઇંગ્લૅન્ડ પાછા પહોંચી ગયા હતા અને ચૂંટણીમાં ઝુકાવતાં વિજયી નિવડ્યા હતા. આમ તેમની પાર્લમેન્ટની કારકિર્દીના શ્રી ગણેશ મંડાયા હતા. થોડા સમય બાદ રૂઢીચુસ્ત પક્ષ સાથે મતભેદ થતાં તેઓ વિનીત પક્ષના સભ્ય બન્યા હતા. સને ૧૯૦૬–૧૪ સુધીના ગાળામાં તેમણે વિનીત પક્ષના સામાજિક સુધારાઓના કાર્યક્રમને ઉમળકાભેર ટેકો આપ્યો હતો. સને ૧૯૦૬માં તેમને પ્રથમ વાર પ્રધાનપદ પ્રાપ્ત થયું હતું. તેમના મુખ્ય સિદ્ધાન્તો આ પ્રમાણે હતા. 'યુદ્ધમાં દૃઢ નિશ્ચય, પરાજયમાં હુકમનો હિંમતપૂર્વક અનાદર, વિજયમાં હૃદયઔદાર્ય અને શાંતિમાં શુભેચ્છા.'

સને ૧૯૧૪માં જર્મનીએ યુદ્ધની જાહેરાત કરી તે ઘડીએ વિન્સ્ટન ચર્ચિલને લીધે જ બ્રિટનનો કાફલો પૂરેપૂરો તૈયાર હતો એમ કહેવું બિલકુલ અતિશયોક્તિભર્યું નથી. બનનાર બનાવોનો અગાઉથી બરાબર ખયાલ તેમને આવી જતો હતો. તેઓ સને ૧૯૧૫થી એવી માન્યતા સેવતા થઈ ગયા હતા કે મિત્રરાજ્યોનાં દળોને હાલતી ચાલતી યાંત્રિકશક્તિ પ્રાપ્ત થઈ શકે તો તે સૈનિકોની મોટી સંખ્યાનું અસરકારક રીતે સ્થાન લઈ શકે. હવે એ હકીકતનો સર્વત્ર સ્વીકાર કરવામાં આવે છે કે રણગાડી પ્રથમ વિશ્વયુદ્ધની એક નિર્ણાયક શોધ અને બીજા વિશ્વયુદ્ધનું એક નિર્ણાયક શસ્ત્ર બની ગયું હતું.

સને ૧૯૩૦ પછીના દાયકાઓમાં તો વિન્સ્ટન ચર્ચિલ રાજકીય દૃષ્ટિએ તદ્દન એકલા પડી ગયા હતા. તેઓ તત્કાલીન રાષ્ટ્રીય સરકાર સાથે સંરક્ષણ તેમજ વિદેશનીતિ અંગે સહમત થતા નહોતા. પરિણામે તેમણે તે ગાળામાં લેખનકાર્ય પાછળ જ સઘળું લક્ષ આપ્યું હતું. પરંતુ સાથે સાથે યુરોપમાંના બનાવોનો ખૂબ જ કાળજીપૂર્વક અભ્યાસ કરતા હોવાથી જર્મનીની ધમકીને ન અવગણવાની વારંવાર ચેતવણીઓ ઉચ્ચારતા રહેતા. વર્જિનીઆ કાઉલ્સે તેમના પુસ્તકમાં લખ્યું છે કે 'વિન્સ્ટન ચર્ચિલની જરા જેટલી પણ સલાહ ધ્યાન પર લેવામાં આવી હોત તો બીજું વિશ્વયુદ્ધ ઉદ્ભવ્યું જ ન હોત.'

સર ચર્ચિલ બીજા વિશ્વયુદ્ધના આરમ્ભ પછીથી ૧૯૪૦ની વસન્ત ઋતુમાં વડાપ્રધાન બન્યા હતા. ઈતિહાસકાર એ. એલ. રાઉસે સર વિન્સ્ટન વિષે લખ્યું છે કે 'ભૂતકાળની વિચારણા કરતાં રાષ્ટ્ર સલામતી તથા પાકે પાયે વ્યવસ્થા માટે ચર્ચિલ જેટલું બીજા કોઈનું ઋણી નથી.'

૧૯૪૦થી ૧૯૪૫ સુધીનાં ચર્ચિલનાં વર્ષો ઇતિહાસનો એક ભાગ બની ગયા છે. ફ્રાન્સના પતન પછીથી તેમણે બ્રિટનની પ્રજાને પોતાના શબ્દો તથા કૃત્યો વડે હિંમત આપવાનું ચાલુ રાખ્યું હતું: 'લોહી, પરિશ્રમ, આંસુ અને પરસેવો' 'સર્વ પ્રકારે યુદ્ધ ચાલુ જ રાખીશું' 'ગમે તે ભોગે વિજય,' 'આપણે કદી પણ તાબે નહિ થઈએ' વગેરે તેમના પ્રખ્યાત બની ગએલા ઉદ્ગારોએ બ્રિટનની પ્રજામાં નવા પ્રાણ પૂર્યા હતા. પ્રત્યેક પ્રસંગ

માટે તેમની પાસે હમેશાં ઉત્સાહપ્રેરક યોગ્ય શબ્દો તૈયાર જ હતા.

સને ૧૯૪૧ થી ૧૯૪૫ સુધીમાં ચર્ચિલે અમેરિકાના સદ્‌ગત પ્રમુખ રૂઝવેલ્ટ સાથે મંત્રણાઓ કરવા અર્થે પાંચ પ્રસંગે આટલાંટિક પાર કર્યો હતો અને મૉરક્કોની પણ બે વાર મુલાકાત લીધી હતી. સને ૧૯૪૩માં મહત્ત્વની ચાર પરિષદોમાં ભાગ લીધો હતો. કાસાબ્લાંકા, ક્વીબેક, કૈરો, તેહરાન, યાલ્ટા, પોટ્સ્ડામ વગેરે નામો યુદ્ધકાળની ગંભીર સ્મૃતિઓને તાજી કરે છે. 'મલબેરી કૃત્રિમ બારું,' 'પ્લુટો નળ' વગેરે શોધો પાછળ ચર્ચિલના જ મૌલિક વિચારો રહેલા હતા.

યુદ્ધને અન્તે કામદારપક્ષ સત્તા પર આવતાં સર ચર્ચિલ વિરોધપક્ષના નેતા બન્યા હતા. પરન્તુ તે દરમિયાન પણ તેમણે બ્રિટન-અમેરિકા વચ્ચે ઐક્ય અને યુરોપના દેશો વચ્ચે સહકારની પોતાની માન્યતાઓને મૂર્ત સ્વરૂપ અર્પવા અથાક પરિશ્રમ ઉઠાવ્યો હતો.

સને ૧૯૫૧માં સર ચર્ચિલનો પક્ષ ચૂંટણીમાં વિજયી બનતાં તેઓ એક વાર ફરીથી બ્રિટનના વડાપ્રધાન બન્યા હતા અને તત્કાળ તેમણે મિત્રદેશોની સાથે મળીને શાન્તિ માટેના પ્રયાસો આરંભી દીધા હતા. ૮૦મી વર્ષગાંઠની ઉજવણી પછી સને ૧૯૫૫ના એપ્રિલમાં તેમણે વડાપ્રધાનપદેથી રાજીનામું આપ્યું હતું.

લૉર્ડ સૅલિસબરીએ તે પ્રસંગે પાર્લમેન્ટમાં અંજલિ અર્પતાં કહ્યું હતું કે સર ચર્ચિલને અપૂર્વ હિંમત, સર્વવ્યાપી માનવતા અને મુક્તિ માટે અપ્રતિમ સ્નેહરૂપી ત્રણ મુખ્ય ગુણોએ સુધરેલી દુનિયામાં તેમનું વર્તમાન સ્થાન પ્રાપ્ત કરાવી આપ્યું છે.

સર વિન્સ્ટન ચર્ચિલને સને ૧૯૫૩માં ઉચ્ચ કોટિના સાહિત્ય માટેનું નોબેલ પારિતોષિક પ્રાપ્ત થયું હતું. તેમને આ ઉપરાંત દેશવિદેશોનાં બીજાં પણ સંખ્યાબંધ પારિતોષિકો મળ્યાં હતાં.

સને ૧૯૬૩માં સર વિન્સ્ટનને અમેરિકાના માનદ્ નાગરિક બનવાનું અપૂર્વ બહુમાન સાંપડ્યું હતું. વૉશિંગ્ટનમાં વ્હાઈટ હાઉસ ખાતે ૯મી એપ્રિલે ખાસ વિધિ યોજવામાં આવી હતી, જેમાં પ્રમુખ કેનેડીએ આ બહુમાન અર્પણ કરતાં કહ્યું હતું: 'જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે ત્રાસ–ભય ઊભો થયો છે ત્યારે જેમણે હમેશાં સ્વતંત્રતાની હિમાયત કરી છે, ભાવિ તરફ મક્કમતાથી આગળ ધપ્યા છે છતાં ભૂતકાળ કદી ભૂલ્યા નથી...સર વિન્સ્ટન ચર્ચિલનું નામ એક દંતકથા સમાન બની ગયું છે.'

[બ્રિટિશ સમાચાર માહિતીપત્રના તા. ૨૨–૭–૧૯૬૩ના અંકમાંથી સાભાર]

## વિષ્ણુ ગોવિંદ વિજાપૂરકર

ગુરુવર્ય વિજાપૂરકરનો જન્મ કોલ્હાપુરમાં તા. ૨૬ ઑગસ્ટ ૧૮૬૩ ને રોજ થયો હતો. વિજાપૂરકર કુટુમ્બ રાજનિષ્ઠ પણ ટેકવાળું મનાતું. ગુરુવર્ય અણ્ણાના પિતાશ્રી સંસ્થાનના વિદ્યાખાતામાં નોકરી પર હતા. ઘરમાં વિદ્યાનું વાતાવરણ હતું અને ધાર્મિક પ્રવૃત્તિ, સત્યનિષ્ઠા તથા ટેકવૃત્તિ હતાં. અણ્ણાનું પ્રાથમિક તેમજ માધ્યમિક શિક્ષણ કોલ્હાપુરમાં જ થયું. આ જ સમયમાં મરાઠી અને સંસ્કૃતનો એમનો વ્યાસંગ વધ્યો. ૧૮૮૦ની સાલમાં મૅટ્રિકની પરીક્ષા વિજાપૂરકરે રાજારામ હાઇસ્કૂલમાંથી પહેલે નંબરે પસાર કરી. જગન્નાથ શંકરશેઠ સ્કૉલરશિપ મેળવનાર વિદ્યાર્થી કરતાં વિજાપૂરકર માત્ર ત્રણ માર્કથી પાછળ હતા.

શિક્ષણ પ્રત્યે શરૂઆતથી જ વિજાપૂરકરને રસ હતો. બૌદ્ધિક વ્યાસંગને કારણે શરીર બગાડીને નહિ ચાલે એ વાત પણ એમને સમજાવા લાગી હતી. આયુષ્યની હવે પછીની દિશા વિચારપૂર્વક નક્કી કરવાની ગંભીરતા પણ એમનામાં આવી હતી. પૂનાની ડેક્કન કૉલેજમાં ઉચ્ચ શિક્ષણ લેતી વખતે જ ગુરુવર્ય વિજાપૂરકરને શિક્ષણના ખયાલો અને સિદ્ધાંતો વિષે સ્પષ્ટતા થવા લાગી હોય એમ જણાય છે. સર રામકૃષ્ણ ભાંડારકરના તેઓ પ્રિય શિષ્ય બન્યા. ઋગ્વેદ એમનો અભ્યાસનો ખાસ વિષય બન્યો. કૉલેજમાં ભણતાં ભણતાં જ વિજાપૂરકરને હાઈસ્કૂલમાં ભણાવવાની તક મળી. તેથી ગુરુશિષ્યના સંબંધ વિષેના વિચારો સુસ્થિર બન્યા. ૧૮૮૬ની સાલમાં તેઓ બી. એ. થયા અને પાછળથી ઇ. સ. ૧૮૯૫માં એમ. એ. થયા. કોલ્હાપુરની રાજારામ કૉલેજમાં ગુરુવર્ય અણ્ણાએ પ્રથમ વ્યાખ્યાતા તરીકે અને પછી અધ્યાપક તરીકે શિક્ષણનું કામ કર્યું. શિક્ષણની ચાલુ ઘરેડમાં જે દોષો તેમને આ સમયે જોવા મળ્યા

તે દોષો કેવી રીતે દૂર કરી શકાય એની ચિંતા અને વિચારણા પણ એમના મનમાં શરૂ થઈ. રાષ્ટ્રીય વૃત્તિ અને સ્વદેશીનો પુરસ્કાર આ જ સમયમાં વ્યક્ત થયાં હતાં. વિદ્યાર્થીઓમાં વિજાપૂરકર ખૂબ જ લોકપ્રિય હતા. તે સાથે જ પ્રચલિત સામાજિક જીવનથી પોતાની વિદ્વત્તાને એમણે ક્યારે ય છૂટી પડવા દીધી નહોતી. આ એમની વિશેષતા હતી. તે કાળમાં કોલ્હાપુરમાં જે જે ચળવળો થઈ તે તમામની સાથે વિજાપૂરકર જોડાયા હતા. 'ગ્રંથમાલા'ની કલ્પના તે વખતે જન્મી અને એમાંથી પછી 'વિશ્વવૃત્ત' માસિક શરૂ થયું. જ્ઞાનના ફેલાવા વિના કોઇ છૂટકો નથી, બલ્કે એ જ એક માત્ર ઉપાય છે એવો ગુરુવર્ય વિજાપૂરકરનો નિશ્ચય એ જમાનામાં દૃઢ થયો.

'ગ્રંથમાલા'ની પ્રસ્તાવનામાં ગુરુવર્ય અણ્ણાસાહેબે લખ્યું કે, 'દૃઢ ઇચ્છા, અચલ નિશ્ચય, વ્યાવહારિક કાર્યદક્ષતા, દુઃખો સહન કરવાની હરહંમેશ તૈયારી, વણથંભી મહેનત, વિચારપૂર્વકનાં સાહસો, કોઈ પણ પ્રસંગમાં ભાંગી ન જાય એવું ધૈર્યબળ, કર્તવ્યપરાયણતા, સ્વાવલંબન, સ્વહિત, ત્યાગ, અહમ્‌નું વિસ્મરણ, પરસ્પર વિશ્વાસ, ઇત્યાદી ગુણોનાં દર્શન ચોતરફ થયા સિવાય આપણું પછાતપણું જશે નહિ અને આ બધા ગુણો નિર્માણ કરવા સારુ જ્ઞાન-પ્રસાર સિવાય બીજો રસ્તો નથી.' 'ગ્રંથમાલા' ઉપરાંત વિજાપૂરકરે 'સમર્થ' અને 'વિશ્વવૃત્ત' માસિકો શરૂ કર્યાં અને ચલાવ્યાં. એ માટેની સગવડ સારુ સમર્થપ્રસાદ છાપખાનું પણ એમણે શરૂ કર્યું.

એક તરફ આવો વાઙ્મયયજ્ઞ ચાલુ હતો ત્યારે બીજી તરફ ગુરુવર્યના શિક્ષણવિષયક વિચારો ધીમે ધીમે મૂર્તસ્વરૂપ લઈ રહ્યા હતા. પ્રાચીન આશ્રમીય અને ગુરુકુળની પદ્ધતિ પ્રમાણે સ્વતંત્ર શિક્ષણ સંસ્થા સ્થાપ્યા સિવાય લોકશિક્ષણનું ખરેખરું કામ થશે નહિ, શિક્ષણમાં અપૂર્ણતા ચાલુ રહેશે, વગેરે વિચારોની ગડમથલ એમના મનમાં ચાલતી હતી. યોગાયોગ એવો કે ૧૯૦૫ની સાલમાં સ્વદેશી અને બહિષ્કારના મોજામાં કોલ્હાપુર પણ સપડાયું, અને રાજારામ કૉલેજના વિદ્યાર્થીઓએ સ્વદેશી માટે સત્યાગ્રહ કર્યો. એ આખા પ્રકરણમાં પ્રોફેસર વિજાપૂરકર જ જવાબદાર અને પ્રેરણા આપનાર હોવા જોઈએ એવી શંકા ઉપરથી એમને નોકરી પરથી છૂટા કરવામાં આવ્યા. આ મુક્તિનો લાભ લઈને તથા 'ઇશ્વરેચ્છા બલીયસી' એમ કહીને વિજાપૂરકરે ઈ. સ. ૧૯૦૬માં સમર્થ વિદ્યાલયની સ્થાપના કરી.

એ જ સાલમાં (સને ૧૯૦૬) રાષ્ટ્રીય મહાસભાએ સ્વરાજ્યપ્રાપ્તિ માટેની સાધનત્રિપુટીમાં સ્વદેશી અને બહિષ્કારની સાથે રાષ્ટ્રીય શિક્ષણનો સમાવેશ કર્યો. એ વર્ષમાં મહાસભાના અધિવેશનમાં રાષ્ટ્રીય શિક્ષણ અંગેનો ઠરાવ વિજાપૂરકરે રજૂ કર્યો અને એના પર ભાષણ કર્યું. ત્યાર પછી બીજું ભાષણ ઠરાવના ટેકામાં પંડિત મદનમોહન માલવિયાએ કર્યું હતું. એ ઠરાવ મુજબ મહારાષ્ટ્રમાં રાષ્ટ્રીય શિક્ષણનો પ્રસાર કરવા માટે મહારાષ્ટ્ર વિદ્યા પ્રસારક મંડળ સ્થપાયું અને તેમાં લોકમાન્ય ટિળક, ડૉ. નાનાસાહેબ દેશમુખ, શ્રી દાજીસાહેબ ખરે, શ્રી ચિંતામણરાવ વૈદ્ય અને ગુરુવર્ય અણ્ણાસાહેબ વિજાપૂરકર સભ્યો તરીકે હતા. વિજાપૂરકરે આ મંડળના સેક્રેટરી તરીકેનું કામ ઉપાડ્યું અને પોતે સ્થાપેલા સમર્થ વિદ્યાલયને મંડળને સોંપી દીધું. તે વખતે ફાળો એકઠો કરવા માટે લોકમાન્ય ટિળક મહારાષ્ટ્રભરમાં વિજાપૂરકર સાથે ફર્યા હતા.

સમર્થ વિદ્યાલય વિષે વિજાપૂરકરે લખ્યું કે, 'આ વિદ્યાલય એક મહાન રાષ્ટ્રીય ચળવળનું અંગ છે. અહીંના વિદ્યાર્થીઓ સાદાઈ અને સંયમથી વર્તશે પરંતુ દુનિયાના અન્ય પ્રદેશોમાં જે જે ઉત્કર્ષનાં અને સુખની સગવડનાં અને સંતોષનાં સાધનો પ્રાપ્ત કરવા જેવાં હશે તે પોતાના દેશને માટે મેળવવા સારુ જરૂરી બધું શિક્ષણ પ્રાપ્ત કરશે. અને એવું શિક્ષણ મેળવવા માટે ગમે તે પ્રકારનું સાહસ ખેડશે તથા આવી પડનારી બધી આફતો સહન કરશે. અહીંના વિદ્યાર્થીઓ જો આ પ્રમાણે મહેનત કરવા કટીબદ્ધ થશે તો જ આ વિદ્યાલયના સ્થાપકોને પોતાની મહેનત ફળી એનું સમાધાન થશે.'

શ્રી વિજાપૂરકરે પોતાની આસપાસ અનેક વિદ્વાનો અને તેજસ્વી સજ્જનો ભેગા કર્યા હતા. લોકસંગ્રહની વૃત્તિ એમનામાં વિશેષ હતી. પ્રથમ કોલ્હાપુર અને ત્યાર પછી મીરજ અને તળેગાંવમાં એમણે આ શિક્ષણકાર્ય કર્યું. સને ૧૯૧૦માં સરકારે આ સંસ્થાને ગેરકાયદેસર જાહેર કરી. ગુરુવર્ય અણ્ણાસાહેબ અને તેમના સાથીદાર

શ્રી વામન મલ્હાર જોષી તે વખતે સાબરમતી જેલમાં અટકાયતમાં હતા. ઈ.સ. ૧૯૧૨માં ગુરુવર્યનો છૂટકારો થયો. પછીનાં છએક વર્ષ એમણે વિદ્યાલયની પુનર્રચનામાં ગાળ્યાં. ઈ. સ. ૧૯૧૮થી ૧૯૨૪ના વર્ષોમાં એમણે નવીન સમર્થ વિદ્યાલય ચલાવ્યું. સરકારની ચિત્રવિચિત્ર શરતો અને હઠને કારણે વિજાપૂરકરને જૂનું વિદ્યાલય અને એનું તંત્ર કંઇક બદલવું પડેલું. નામ બદલાયું તો પણ વિજાપૂરકરના શૈક્ષણિક સિદ્ધાંતો અગાઉ પ્રમાણે જ હતા અને એ મુજબ છાત્રાલય, શિક્ષક અને વિદ્યાર્થીઓનો હંમેશ સહવાસ, શિક્ષણમાં માતૃભાષા ઉપર ભાર, શારીરિક શિક્ષણનું મહત્ત્વ, શ્રમ અને સ્વાવલંબનનો આગ્રહ, સ્વદેશીનો પુરસ્કાર, ખાદી માટે પ્રોત્સાહન વગેરે ચાલતું હતું.

પાછળથી કારોબારીના સભ્યો સાથે કેટલીક ગેરસમજો ઊભી થઈ. વિજાપૂરકરનું મન અને શરીર પણ પૂર્વવત મજબૂત નહોતાં રહ્યાં. પત્ની અને એકનો એક પુત્ર બન્ને ક્યારનાં ય પરલોકવાસી બની ગયાં હતાં! છેવટે તા. ૧ ઑગસ્ટ ૧૯૨૬ને રોજ બપોરે વિજાપૂરકરનો જીવનદીપ બુઝાઈ ગયો!

[આચાર્ય અત્રે સંપાદિત દૈનિક 'મરાઠા'ના તા. ૨૬ ઑગસ્ટ ૧૯૬૩ના અંકમાંથી વીણેલું, સાભાર.]

# અંગ્રેજી વાચન

A Critical History of English Poetry:
by Herbert Grierson and J. C. Smith
(Publishers: Penguin Books) 12 s. 6 d.

આ ઘણું જાણીતું પુસ્તક જે પહેલાં બે ભાગમાં પ્રસિદ્ધ થયું હતું તે હવે એક જ પુસ્તકમાં અને ઓછી કિંમતે વાચક સમક્ષ મૂકવામાં આવ્યું છે. પ્રકાશક Penguin Booksને આ સ્તુત્ય પગલા માટે ખરેખર અભિનંદન ઘટે છે.

લેખકો શ્રી ગ્રીઅર્સન્ અને શ્રી સ્મીથ સ્કૉટ્લૅન્ડના સુપ્રસિદ્ધ આધુનિક વિવેચકો છે. અહીં તેમણે સરળ અને વિશદ, પ્રવાહી અને સચોટ ભાષામાં છેક ઍંગ્લો-સૅક્સન્ સમયથી તે અર્વાચીન કાળ પર્યંતના અંગ્રેજી કાવ્ય સાહિત્યની મર્મગ્રાહી વિવેચના રજૂ કરી છે. વિચાર તત્ત્વની દૃષ્ટિએ, નિરૂપણની દૃષ્ટિએ, આવિર્ભાવ, કલ્પના અને અભિવ્યક્તિ વગેરે કાવ્યનાં વિશિષ્ટ લક્ષણોની દૃષ્ટિએ આ વિવેચકોએ અંગ્રેજી કવિતાની મીમાંસા કરી છે. કવિ અને કવિતા મૂલવવાની એમની રીત સાહિત્યના અન્ય ઇતિહાસકારોથી કંઇક ભિન્ન છે. મહદ્ અંશે સાહિત્યના ઇતિહાસકારો કવિ અને તેના કાવ્યોને તે તે સમયના સાહિત્યના મુખ્ય પરિબળો સાથે સાંકળે છે, અને સાહિત્યના પ્રવાહોને વધારે મહત્ત્વ આપે છે. આ કાવ્ય-મીમાંસકોએ અંગ્રેજી કવિતાનાં મુખ્ય વલણોનો નિર્દેશ તો કર્યો જ છે પણ સાથે સાથે કવિ તથા તેનાં કાવ્યોનાં વધારે તલસ્પર્શી આલોચન ઉપર ભાર મૂક્યો છે. સાહિત્યની સિદ્ધાંત ચર્ચા અને મીમાંસા તરફ વધારે ધ્યાન કેન્દ્રિત ન કરતાં, તેમણે અંગ્રેજી કવિતા સાહિત્યની ઉત્તમ કૃતિઓનો રસાસ્વાદ કરાવ્યો છે. આ પદ્ધતિથી આ લેખકોએ એમ પ્રતિપાદન કરવા પ્રયત્ન કર્યો લાગે છે કે જે કવિ મહાન છે તે પોતાની પ્રતિભાથી જ સમકાલીન યુગના આત્માને સ્પર્શે છે અને પ્રણાલિકાઓ ઘડે છે. સાથે બીજા ગૌણ કવિઓ તરફ દુર્લક્ષ બતાવ્યું નથી, બલકે તેમને પણ ન્યાય આપ્યો છે. આ રીતે આ કવિતા–ઇતિહાસની કડીબદ્ધ એકતા સારી રીતે જળવાઇ છે.

અંગ્રેજી સાહિત્યમાં વિપુલ રમણીય કાવ્યસૃષ્ટિ છે, તેમાં અનેક પ્રવાહો દૃષ્ટિગોચર થાય છે. તેમાં મુખ્યત્વે romantic (રંગદર્શી) અને classical (શિષ્ટ) દૃષ્ટિ જુદા જુદા સમયે જોવા મળે છે. વળી, આ બન્ને દૃષ્ટિઓ વચ્ચે સમતુલા શોધીને કાવ્ય સાહિત્યને સમૃદ્ધ કરવાના પ્રયત્નો પણ થયા છે. છેવટે, અર્વાચીન કવિતામાં નવીન પ્રયોગો સફળતાપૂર્વક કરવામાં આવ્યા છે. આ પુસ્તકમાં લેખકોએ, આ પરિબળો અંગ્રેજી સાહિત્યના પ્રસિદ્ધ કવિઓની કાવ્યકૃતિમાં કેવી રીતે આવિષ્કાર પામ્યાં છે, તેની તલસ્પર્શી ચર્ચા કરી છે. સમગ્રપણે જોતાં સમય

અને સાહિત્યના પ્રવાહોની પાર્શ્વભૂમિકામાંથી ઉપસ્થિત થતું કવિનું નિશ્ચિત સ્થાન પણ બતાવવામાં આવ્યું છે. છતાં પણ અત્રે કહેવું જરૂરી છે કે અર્વાચીન અંગ્રેજી કવિતા ઉપર જોઈએ તેટલું વિસ્તૃત વિવેચન અહીં મળતું નથી. આ મર્યાદા સ્વીકારી લીધા પછી, અંતે આપણે વિશ્વાસપૂર્વક કહી શકીએ કે આ પુસ્તકમાં અંગ્રેજી કવિતાનો વિશાળ અને વિપુલ વિકાસક્રમ આપણને જોવા મળે છે. અંગ્રેજી સાહિત્યના અભ્યાસકોને આ પુસ્તક જરૂર પ્રેરણાપ્રદ નીવડશે તે નિઃશંક છે.

*

# દેશવિદેશના પ્રવાહો

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

## સલામતી-સમિતિ અને એશિયાઇ તથા આફ્રિકન પ્રતિનિધિત્વ

સંયુક્ત રાષ્ટ્રસંઘના એક અતિ જાણીતા અને મહત્ત્વના અંગ તરીકે સલામતી-સમિતિ વિષે દુનિયા ઠીક ઠીક જાણે છે. પણ છેલ્લાં ૧૮ વર્ષથી સલામતી સમિતિનું સભ્યપદ એવું ને એવું જ સંખ્યાબળમાં અને સત્તાવપરાશની દૃષ્ટિએ રહ્યું છે એનો કદાચ ખયાલ સહુને નહિ હોય.

સલામતી સમિતિ એટલે જાણે વિશ્વ સંસ્થાની કારોબારી. એની આગળ બધી ફરિયાદો આવે, અને એમનું નિરાકરણ કરીને દુનિયામાં શાંતિ તથા સુવ્યવસ્થા સ્થાપવાનું કામ આ સમિતિ કરે. યુનાઇટેડ નેશન્સના ચાર્ટર પ્રમાણે, આ સમિતિ ૧૧ સભ્યોની બનેલી છે અને એમાં પાંચ કાયમી સત્તાઓ (અમેરિકા, રશિયા, બ્રિટન, ફ્રાન્સ અને ચીન) હરહંમેશ સભ્યપદે છે. આ પાંચની સંમતિ દરેક વખતે આવશ્યક છે. એક પણ જો ના પાડે તો તે કામ પસાર ન થાય. આમ આ, પાંચ મહાસત્તાઓને 'વીટો' કરવાની સત્તા મળી છે. બીજા છ સભ્યોની ચૂંટણી દર બે વર્ષે થાય છે અને સામાન્ય સભા એમને ચૂંટે છે.

અત્યારે સલામતી-સમિતિમાં સામ્યવાદી ચીન નથી, પણ ચાંગકાઇ શેકનું ફોર્મોસા ચીન તરીકે એમાં બેસે છે. સામ્યવાદી ચીનના યુ. એન. પ્રવેશ સામે હજી અમેરિકન વિરોધ ચાલુ છે. જોકે યુ. એન.માં હવે સામ્યવાદી ચીનના દાખલ થવાની તરફેણ કરનારાં સભ્ય રાષ્ટ્રોમાં ગણનાપાત્ર વધારો થયો છે. ગયા માસની શરૂઆતમાં યુ. એન.માં એક ઠરાવ સામાન્ય સભાએ પસાર કરીને સલામતી-સમિતિમાં એશિયા અને આફ્રિકાનું પ્રતિનિધિત્વ વધે એ જોવા સારુ પેટાસમિતિ નીમવાનો નિર્ણય લેવાયો છે. આ ઠરાવની તરફેણમાં ૬૨ મત પડ્યા, વિરુદ્ધમાં કોઈ નહિ અને મતદાનમાં ગેરહાજર રહેલાં ૧૦ રાષ્ટ્રો પૈકી એક રશિયા પણ હતું એ વિગતો નોંધપાત્ર છે.

૧૯૪૫–૪૬ માં યુ. એન. સંસ્થા જ્યારે વિધિસર ધમધોકાર શરૂ થઇ ત્યારે એમાં ૫૧ સભ્યો હતા. આજે વિશ્વસંસ્થાની સંખ્યા ૧૧૧ સુધી વધી છે. એટલે મૂળ સભ્યસંખ્યા કરતાં બમણાથી વધુ સભ્યો હવે યુ.એન.માં છે. છતાં સલામતી-સમિતિ હજી એવી ને એવી જ રહી છે. આમાં એશિયન-આફ્રિકન નવાં રાષ્ટ્રોને ભારે અન્યાય થાય છે અને એમનો અવાજ બરાબર રજૂ અને અમલી થઇ શકતો નથી એ મોટી વિચિત્રતા છે. એટલે જ ૬૨ રાષ્ટ્રોએ અને બીજે પક્ષે કોઇના સ્પષ્ટ વિરોધ વિના ઠરાવ્યું છે કે સલામતી-સમિતિને વ્યાપક બનાવવામાં હવે તત્કાળ નક્કર પગલાં લેવાં જોઇએ.

આપણે આશા રાખીએ કે આમાંથી કોઈ ફલશ્રુતિ થશે. ભારત, જાપાન, જર્મની જેવા દેશો કાયમી સભ્યો તરીકે આવે એવાં સૂચનો પણ અનેક વાર થયાં છે. આફ્રિકામાંથી ઘાના કે નાઇજીરીઆ જેવા દેશો એ રીતે આવી શકે. પણ સામ્યવાદી ચીનના પ્રવેશનો વણઉકલ્યો સવાલ આમાં રશિયન વિરોધને જ આવકારશે. એટલે સલામતી-સમિતિમાં જૂનાને બદલે નવા ચીનનો સમાવેશ કરવાનો પ્રશ્ન પણ આમાં આડકતરી રીતે સંકળાયેલો છે.

*

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૩ · અંક ૨
સપ્ટેમ્બર
૧૯૬૩

## અનુક્રમ



*

## સંપાદકના બે બોલ

'અભ્યાસ'ના ત્રીજા વર્ષનો બીજો અંક પ્રસિદ્ધ થાય છે ત્યારે ગ્રાહકોની સંખ્યા માંડ ૧૨૫ સુધી પહોંચી છે. એક રીતે જોતાં 'અભ્યાસ'ની સરિયામ નિષ્ફળતાનો આ પુરાવો ગણી શકાય. એક મુરબ્બી અધ્યાપકે હમણાં પ્રેમપૂર્વક અને મિત્રભાવે એવી વાત કરી કે 'અભ્યાસ'માં આવતાં લખાણો બહુ નીચી કક્ષાનાં અને જાણે બજારુ ગાઈડ જેવાં છે એમ કેટલાક કૉલેજ-અધ્યાપકો પાસેથી એમણે સાંભળ્યું. ટીકા કરવાનો અલબત્ત દરેકને અધિકાર છે અને સારી નરસી દરેક પ્રકારની ટીકા 'અભ્યાસ' આવકારે છે તથા એમાંથી જરૂરી બોધપાઠ લેવાનો પ્રયાસ કરે છે. જો ઉપરોક્ત ટીકા સાચી ગણીએ તો 'અભ્યાસ' ઉપર પરીક્ષાર્થીઓની પડાપડી થવી જોઈએ; પરંતુ એવું કશું આજ લગી થયું નથી. ફરિયાદ તો ઊલટી એવી છે કે 'અભ્યાસ'માં આવતાં લખાણો કંઈક વધુ પડતાં ગંભીર, વજનદાર અને શિષ્ટ શૈલીનાં છે. ખેર, ઉચ્ચ શિક્ષણમાંના કેટલાક વિષયો ગુજરાતીમાં ખેડવાનો પ્રયાસ 'અભ્યાસ' એની શક્તિ-મતિ મુજબ કરી રહેલ છે.

*

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

* 'અભ્યાસ'ના પહેલા તથા બીજા વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ ઉપલબ્ધ છે. દરેક સેટની કિંમત દસ રૂપિયા.

*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः।
तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोऽवधीत्॥

—मनुस्मृतिः। अ. ८-१५॥

**ભાવાર્થ:** ધર્મનું ઉલ્લંઘન કરવામાં આવે તો તે (મનુષ્યનો) નાશ કરે છે; ધર્મનું પાલન કરવામાં આવે તો તે (મનુષ્યનું) રક્ષણ કરે છે. માટે ઉલ્લંઘન કરેલો ધર્મ નાશ ન કરે એમ વિચારીને ધર્મનું ઉલ્લંઘન કરવું જોઇએ નહિ.

**નોંધ:** પ્રાચીન ભારતીય સંસ્કૃતિમાં ધર્મ-પાલનને જીવનમાં સર્વોપરિ મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે. વૈદિક સાહિત્ય અને ધર્મશાસ્ત્રોમાં નિર્દેશેલી કલ્યાણકારક જીવનપદ્ધતિને ધર્મ તરીકે મનુએ માન્ય રાખી છે. માનવતાનાં સર્વમાન્ય શાશ્વત મૂલ્યો જેમાં ઓતપ્રોત થયેલાં હોય એવી જીવનપદ્ધતિને વિશાળ અને વ્યાપક અર્થમાં ધર્મ કહી શકાય. ધર્મ એ કલ્યાણનું અમોઘ સાધન છે. વૈશેષિક–દર્શનમાં 'જેનાથી અભ્યુદય અને નિઃશ્રેયસ એટલે મોક્ષની પ્રાપ્તિ થાય તે ધર્મ (यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः।)' એવું ધર્મનું લક્ષણ આપ્યું છે. ધર્મનું આચરણ કરવામાં આવે તો લૌકિક અભ્યુદયની પ્રાપ્તિ તો થાય તેમાં નવાઈ નથી, પણ નિષ્કામભાવે તેનું અનુષ્ઠાન કરવામાં આવે તો તેનાથી ચિત્તની શુદ્ધિ થાય છે અને આત્મજ્ઞાનનો ઉદય થાય છે. આત્મજ્ઞાનનો ઉદય થતાં મોક્ષની પ્રાપ્તિ થાય છે. આમ ધર્મનું આચરણ મોક્ષની પ્રાપ્તિમાં પણ સહાયક બને છે. ધર્મ અંધકારમાંથી પ્રકાશમાં લઈ જાય છે. મનુ કહે છે તે પ્રમાણે 'ધર્મની સહાયથી દુસ્તર અંધકારને મનુષ્ય તરી જાય છે. (धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम्॥)'

ધર્મથી ઈષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટનું નિવારણ થાય છે. તેનાથી દ્રવ્યની (અર્થની) અને કામોપભોગની પણ પ્રાપ્તિ થાય છે. આ વિષયમાં વ્યાસે કરેલી ઘોષણા સુપ્રસિદ્ધ છે. તે કહે છે:

'ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति माम्।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते॥

બન્ને હાથ ઊંચા કરીને હું મોટે અવાજે જાહેર કરું છું કે ધર્મથી અર્થ અને કામ – એ બન્નેની પ્રાપ્તિ થાય છે (તો) લોકો તેનું કેમ સેવન કરતા નથી?!'

'જે ધારણ કરે તેને ધર્મ કહેવામાં આવે છે; ધર્મ પ્રજાનું ધારણ કરે છે.: (धारणाद्धर्ममित्याहुर्धर्मो धारयते प्रजाः। म. भा.।)' ધર્મ એવી અપૂર્વ શક્તિ છે જે મનુષ્યની અવશ્ય ઉન્નતિ કરે છે અને તેનું અધઃપતન થતું અટકાવે છે. ધર્મથી પ્રાણીમાત્રનું જીવન ફૂલે છે, ફાલે છે અને સર્વ પ્રકારે સમૃદ્ધ થાય છે. ધર્મથી પતિતનું પુનરુત્થાન થાય છે. જે સમાજ અને રાષ્ટ્રના મૂળમાં વિશુદ્ધ ધર્મના જળનું સતત સિંચન થયા કરે છે તેનો કદી નાશ થતો નથી. આવો ધર્મ સંકુચિત હોવો ન જોઇએ, પણ તેનું સ્વરૂપ વ્યાપક અને પ્રાણીમાત્રનું રક્ષણ અને ઉન્નતિ કરે તેવું હોવું જોઇએ. મનુસ્મૃતિમાં દર્શાવેલાં ધર્મનાં દસ લક્ષણો કલ્યાણ-માર્ગના યાત્રિકે જીવનમાં ઉતારવા જેવાં છે. તે લક્ષણો આ પ્રમાણે છે:

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम्॥

ધૈર્ય, ક્ષમા, મનનું દમન, અસ્તેય (અન્યાયથી પરધન વગેરેનું ગ્રહણ ન કરવું તે), શૌચ, ઇન્દ્રિય-સંયમ, શાસ્ત્ર વગેરેનું તત્ત્વજ્ઞાન, આત્મજ્ઞાન, સત્ય અને અક્રોધ – એ દસ ધર્મનાં લક્ષણો છે.

આ સાથે સદાચારને પરમ ધર્મ (आचारः परमो धर्मः।) તરીકે મનુએ દર્શાવ્યો છે એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. મનુષ્યે આળસનો ત્યાગ કરીને સદાચાર પાળવો જોઇએ. સદાચારના પાલનથી મનુષ્યનો ઉત્કર્ષ થાય છે.

आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः।
आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम्॥(मनु०)॥

સદાચારથી દીર્ઘ આયુષ્યની પ્રાપ્તિ થાય છે, અભિમત પ્રજાની (પુત્ર પૌત્ર દુહિતા વગેરેની) પ્રાપ્તિ થાય છે; સદાચારથી અક્ષય ધન મળે છે અને સદાચાર અપમૃત્યુ વગેરે અરિષ્ટોનો પણ નાશ કરે છે.

સદાચારથી ઉન્નતિ અને દુરાચારથી અવનતિ થયા વિના રહેતી નથી. સત્કર્મથી મનુષ્ય પુણ્યશાળી થાય છે અને દુષ્કર્મથી પાપી બને છે. (पुण्यो वै पुण्येन कर्मणा भवति पापः पापेन। बृ. उप.) દુરાચરણથી કેટલીક વાર મનુષ્ય સુખ પામતો દેખાય છે પણ અંતે તેનું દુઃખકારક ફળ પ્રગટ થયા વિના રહેતું નથી. મનુ દર્શાવે છે તે પ્રમાણે—

नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति॥
यदि नात्मनि पुत्रेण न चेत्पुत्रेषु नप्तृषु।
न त्वेव तु कृतोऽधर्मः कर्तुर्भवति निष्फलः॥
अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति।
ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति॥

જેમ ભૂમિમાં વાવેલું બીજ તત્કાળ ફળ આપતું નથી તેમ આચરેલો અધર્મ તરત જ તેનું અશુભ ફળ આપતો નથી; પરંતુ જેમ બીજ ધીમેધીમે અંકુરિત થઈ વૃક્ષનું સ્વરૂપ ધારણ કરી યોગ્ય સમયે ફળ આપે છે, તેમ અધર્મ પણ ધીમેધીમે વૃદ્ધિ પામતો અધર્મનું આચરણ કરનારનાં મૂળ કાપી નાખે છે—તેનો સર્વનાશ કરી નાખે છે.

જો અધર્મ કરનારને તેનું અશુભ ફળ મળતું નથી તો તેના પુત્રને તે મળે છે અને તેમ થતું નથી તો તેના પૌત્રોને તે ભોગવવું પડે છે, પરંતુ આચરેલો અધર્મ કદી નિષ્ફળ જતો નથી.

મનુષ્ય પરદ્રોહ વગેરે અધર્મથી કેટલીક વાર ઉન્નતિ પામે છે, અનેક પ્રકારનું સુખ અને વિવિધ સમ્પત્તિ પામે છે. ત્યાર પછી તે પોતાનાથી ઊતરતા શત્રુઓને જીતી લે છે, પરંતુ અંતે તેનો સમૂળ નાશ થાય છે.

આચરેલો ધર્મ મનુષ્યનો પરમ મિત્ર અને બંધુ છે. મૃત્યુ પછી પણ તે જીવાત્માની સાથે જાય છે. આ વિષયનું વર્ણન મનુ આ પ્રકારે કરે છે:

नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः।
न पुत्रदारा न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः॥
एकः प्रजायते जन्तुरेक एव प्रलीयते।
एकोऽनुभुङ्क्ते सुकृतमेक एव च दुष्कृतम्॥
मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्टसमं क्षितौ
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति॥

પરલોકમાં સહાય કરવા પિતા, માતા, પુત્ર કે સંબંધીજનોમાંથી કોઈ ઊભું રહેતું નથી; માત્ર ધર્મ ત્યાં ઊભો રહે છે.

પ્રાણી એકલો જ જન્મે છે અને એકલો જ મૃત્યુ પામે છે અને એકલો જ સુકૃત અને દુષ્કૃતનાં સારાં અને નરસાં ફળ ભોગવે છે.

કાષ્ઠ અને માટીના ઢેફા સમા અચેતન મૃત દેહને પૃથ્વી પર તજી દઇને તેના સંબંધીઓ મુખ ફેરવી નાખીને ચાલ્યા જાય છે; માત્ર ધર્મ (સાથી તરીકે) તેની પાછળ જાય છે.

આ સંદર્ભમાં નીચેનું વર્ણન ધ્યાનપાત્ર છે:

धनानि भूमौ पशवश्च गोष्ठे भार्या गृहद्वारि जनाः श्मशाने।
देहश्चितायां परलोकमार्गे धर्मानुगो गच्छति जीव एकः॥

ધન જમીનમાં (દાટ્યું હોય ત્યાં) રહે છે, પશુઓ તેમને રાખ્યાં હોય તે સ્થાનમાં રહે છે, પત્ની ઘરના બારણા સુધી આવે છે, સંબંધીજનો સ્મશાન સુધી આવે છે, દેહ ચિતામાં રહે છે. પરલોકમાર્ગે પ્રયાણ કરતો જીવ એકલો જ જાય છે; માત્ર ધર્મ તેની સાથે જાય છે.

ધર્મનું પાલન કરનારની અવશ્ય ઉન્નતિ થાય છે, પણ તેનું પાલન કરવા જતાં મનુષ્યને ઘણી વાર અસહ્ય વિપત્તિઓનો સામનો કરવો પડે છે. ઈશ્વરના અનુગ્રહ વિના તેમાંથી પાર પડી શકાતું નથી. આથી મનુષ્યે ઈશ્વરના અનુગ્રહની સતત યાચના કરવી જોઇએ. ઈશ્વરની કૃપાથી જ મનુષ્ય ગમે તેવી આકરી કસોટીમાંથી પસાર થઈ શકે છે. સદાચારનું અભિમાન પતનકારક છે. ઈશ્વર સન્મતિ આપે તો જ તે માર્ગે પ્રગતિ થઇને ધ્યેયની સિદ્ધિ થાય છે. માટે સદૈવ વિનમ્ર ભાવે ઈશ્વર પાસે સન્મતિની પ્રાર્થના કરવી જરૂરી છે. પ્રાર્થનામાં ન કલ્પી શકાય તેવું બળ રહેલું છે. તેથી ઇશ્વરનો સહારો પામી ધર્મના માર્ગ પર ટકી શકાય છે. આથી જ ગીતામાં દર્શાવવામાં આવ્યું છે કે 'तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर

યુધ્ય ચ ।' 'મારે સર્વ સમયમાં તું મારું સ્મરણ કર અને યુદ્ધ કર –સ્વધર્મનું આચરણ કર'. આ સંદર્ભમાં સેઈન્ટ ફિલિપ નેરિનું નીચેનું વચન સ્મરણમાં રાખવા જેવું છે. "Oh Lord, put no trust in me; for I shall surely fail if Thou uphold me not" "હે ઈશ્વર! મારામાં વિશ્વાસ મૂકીશ નહિ; કેમકે જો તું મને સહારો નહિ આપે તો હું જરૂર મારું ધ્યેય ચૂકી જઈશ."

[લેખક અને સંપાદક એ. જી. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# રોજનીશીમાંથી

ગણેશ વાસુદેવ માવળંકર

**તા. ૬ ઑક્ટોબર ૧૯૪૭, સોમવાર**

સવારે દાદર સ્ટેશન પર શ્રી. દાદામામા ગુર્જર અને ચિ. બાળ તાંબે આવ્યા હતા. સેંટ્રલ સ્ટેશને ચિ. બાપુ મળ્યો. મુકામ શ્રી. કસ્તુરભાઈ લાલભાઈને ત્યાં (ગ્રીન હાઉસ, કારમાઈકલ રોડ, ગામડિયા હિલ).

મુકામ પર આવીને પહેલું કામ એટલે ફાળો એકઠો કરવાના કામમાં જેમની જેમની મદદ લેવાની તે સહુને ફોન કરવાના, કેટલાક મિત્રોને બોલાવવાના, વગેરે. સ્નાન, ચાહ વગેરે આટોપીને મિત્રો સાથે મુલાકાત. ઘેર કાગળ લખ્યો. રોજનીશીલેખન.

ભોજનોત્તર શ્રી. ચિમનલાલ પારેખને મળ્યો. એમની પાસેથી ફાળો લેવાનો, પણ મુખ્ય કામ એટલે શેઠ નવીનચંદ્ર પાસેથી દાન સ્વીકારાવી લેવું. ત્યાંથી શેઠ કસ્તુરભાઈની ઑફિસમાં સાડાપાંચ સુધી. જુદા જુદા લોકો સાથે સંપર્ક સાધવાનું કામ મુખ્યત્વે થયું.

ઘેર પાછો ફર્યા બાદ નાશિકના ડૉ. ખાડિલકર મળ્યા. તા. ૧૭, ૧૮, ૧૯ જાન્યુઆરી ૧૯૪૮ને રોજ નાશિકમાં અખિલ મહારાષ્ટ્ર શારીરિક પરિષદમાં જવાનું સ્વીકાર્યું. શ્રી. મગનલાલ વ્યાસ (ન્યૂ ઈરા હાઈસ્કૂલના પ્રિન્સિપાલ) મળ્યા. અમદાવાદમાં તા. ૨૮ ઑક્ટોબરને રોજ મળનારી હેડમાસ્ટર્સ પરિષદનું ઉદ્ઘાટન કરવાનું મેં સ્વીકાર્યું.

......રાત્રે ભોજનોત્તર...પરચૂરણ વાચન.

**તા. ૭ ઑક્ટોબર ૧૯૪૭, મંગળવાર**

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. પછી ફંડ માટેની યોજના-ચર્ચાઓ, વગેરે. શેઠ અમૃતલાલ હરગોવનદાસ આવ્યા. અમે ત્રણ જણ (શેઠ કસ્તુરભાઈ, અમૃતલાલ અને હું) બહાર પડયા. અમદાવાદમાં સરસપુરમાં રહેતા અને અહીં વેપારધંધો કરતા શ્રી. ભોગીલાલભાઈ (દાસ કંપની)ને ત્યાં ગયા. આ સદ્‌ગૃહસ્થે ખૂબ પ્રેમથી અમારું સ્વાગત કર્યું અને સવા લાખ રૂપિયા આપવાનું એકદમ કહ્યું. થોડો આગ્રહ કરતાં એમણે એક લાખ એકાવન હજાર આપવાનું કબૂલ કર્યું. સરસપુરમાં એક પ્રસૂતિગૃહ હોવું જોઈએ એવી એમની ઇચ્છા છે. એને માટે તેઓ મ્યુનિસિપાલિટીને પાંચ લાખ આપવાને તૈયાર છે, પણ શ્રી. મણિલાલ ચતુરભાઈ વધારે માગે છે! ત્યાંથી શેરદલાલ અમૃતલાલ કાલિદાસને ત્યાં ગયા, અને કોની કોની પાસેથી સવાલાખ અગર વધારે મળવાની શકચતા છે તેનો વિચાર કરીને અમને જણાવવાની તેમને વિનંતી કરી. એમણે આત્મીયતાના ભાવે એ વિનંતી સ્વીકારી. પછી શ્રી. રામેશ્વરદાસ બિર્લાની ખબર કાઢવા ગયા અને બાદ ૧૦–૩૦ વાગે ઘેર આવ્યા.

અહીંના પ્રખ્યાત કૉન્ટ્રેક્ટર અને મકાનમાલિક શેઠ શાપુરજી પાલનજી અમારે ત્યાં આવ્યા હતા. અમારે એમને ત્યાં જવાનું, પણ આ ગૃહસ્થ અમને જવા જ ન દે. "હું જ આવું છું" એમ ચાર વાર ઠોકીઠોકીને ટેલિફોન પર બોલ્યા અને એમની વાત અમારે કબૂલ રાખવી પડી. વાતો કરતાં કરતાં એમણે પોતાની જિંદગી કેવી રીતે શરૂ થઈ, પૈસા કેવી રીતે ભેગા થતા ગયા, કેવી રીતે ચાલ્યા ગયા; મરહૂમ એફ. ઈ. દિનશા સાથેનો પોતાનો સંબંધ, પોતાની તમામ મિલકત ગીરો મૂકીને પૈસા આપીને એમણે દિનશાને કેવી રીતે મદદ કરી, વગેરે

હકીકત કહી, પૈસાનો લોભ શા સારુ કરવો, એક દિવસ બધું અહીં મૂકીને જ જવાનું છે, જેટલું કર્યું તેટલું સાચું, પૈસો દૂર કર્યાથી પાસે આવે છે, આપવાથી વધે છે, વગેરે કહેતા હતા. જેવું બોલે છે એ પ્રમાણેનું એમનું વર્તન છે. તેથી એમને માટે અમને ખૂબ માનની લાગણી થઈ. પોતાનાથી શકય તે મદદ કરશે અને બનતી વધુ રકમ આપશે એમ બોલ્યા. શ્રી. વલ્લભભાઈનો ફોન એમના પર ગયો હતો જ. બે દિવસ પછી જવાબ આપવાના છે. ઓછામાં ઓછા પાંચ લાખની અમારી ધારણા છે.

ભોજન બાદ શ્રી. જીવણલાલ અને માણેકલાલ ચિનાઈ મળ્યા. એમને હકીકત કહી. એમની સહાનુભૂતિ છે, પરંતુ પરિસ્થિતિ જોતાં બહુ આપશે એમ જણાતું નથી.

૧૧ના અરસામાં ઑફિસે ગયો. થોડા વખત પછી શ્રી. કૃપાલાનીને મળી આવ્યો. પંડિત જવાહરલાલની નીતિ સાથે એમને ફાવતું નથી એમ દેખાયું. ભારત સરકારે દરેક બાબતમાં હિંદુઓ સાથે કડકાઈ અને મુસલમાનો સાથે નરમાશ બતાવવાનું રાખ્યું છે એમાં અંતે તો મુસલમાનોને જ નુકસાન છે, અને ભારતનો નાશ છે એમ એમણે કહ્યું. પરદેશમાં પાકિસ્તાનીઓ ઊલટો પ્રચાર કરે છે અને આપણો પ્રચાર નહીં. લોકોનાં મન ઉશ્કેરાઈ જશે એમ કહીને સમાચાર ન આપવા એ મોટી મૂર્ખામી છે એમ તેમણે કહ્યું. ઠીક.

૩ વાગે ઑફિસમાં આવીને ઈવાન્સ ફ્રેઝર કંપની વેચાતી લેનારા શ્રી. ધીરજલાલ શ્રૉફને ત્યાં ગયો. માણસ સરળ અને ભાવનામય જણાયા. પરંતુ અમારી અપેક્ષા (સવા લાખની) પૂરી કરી શકશે એવું ન જણાયાથી અમે આગ્રહ કર્યો નહીં. ફરી ઑફિસમાં આવીને એજ્યુકેશન સેક્રેટરી શ્રી. જોશીની સાથે એન્જિનિયરિંગ કૉલેજ વિષે વાતચીત. આવતી કાલે સવારે એમને મળવા બોલાવ્યા છે. શ્રી. દલાલ ઑડિટર સાથે રેલ્વે નોકરોના સહકારી ઈન્શ્યુરન્સ કંપની પરનો આવકવેરો મુકરર થવા અંગે ચર્ચા, થોડાં પરચૂરણ કામો. પછી દાદર ગયો. સૌ. વતી આજે સવારે આવી છે. એ અને ચિ. બાપુ મળ્યા.

પાછો મુકામ પર આવીને મિત્રો સાથે વાતચીત. ડૉ. મુંજે મળ્યા. પછી રોજનીશી. ભોજન બાદ થોડું વાચન અને આરામ.

## તા. ૮ ઑક્ટોબર ૧૯૪૭, બુધવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો જોયાં. પછી થોડો વખત કાગળો. શેઠ અમૃતલાલ, કસ્તુરભાઈ અને હું શેઠ માણેકલાલ ચુનીલાલ શેરદલાલને ઘેર ગયા. પાછા વળતાં Hanging Gardens પર ગયા. ત્યાં સિંહ, ઘોડેસવાર, હળધારી ખેડૂત વગેરેના આકાર આપેલ મેંદીનાં ઝાડપાન જોઈને બાગવાનની કલાકુશળતાની કદર કરી પછી મુકામ પર આવીને અમારા કાર્યક્રમની ચર્ચાઓ.

ભોજનોત્તર કસ્તુરભાઈની ઑફિસમાં ગયો. ત્યાં જુદા-જુદા લોકોને મળવાનું કામ ચાલુ હતું વચ્ચે ૨ થી ૪॥ સુધી નીચેના લોકોને મળી આવ્યો. (૧) શ્રી. સાંકળચંદ અમૃતલાલ પરીખ—આ સજ્જને મુંબઈથી ટેલિફોન કરીને સવાલાખ રૂપિયાનું દાન મારી પાસે નોંધાવ્યું હતું. એમને મળીને અમને આનંદ થયો. તેઓ સવા વર્ષના હતા ત્યારે જ એમના પિતાશ્રી ગુજરી ગએલા. પિતાશ્રીને જોવાનું સદ્ભાગ્ય પોતાને મળ્યું નહોતું પણ પૈસા કમાયા એટલે પિતાશ્રીની સ્મૃતિ કાયમ રાખવી એવી ઈશ્વરી પ્રેરણા થઈ આવ્યાથી પોતે ફોન કર્યાનું કહ્યું. "સારી વાત સૂઝી કે તરત કરી નાખવી. નહિ તો મન ફરી જાય છે. અને મરણને સમયે અમુક ચીજ સારી કરી એવી યાદ આવતાં જીવ સુખેથી જશે." આ પ્રકારના વિચારો એમણે દર્શાવ્યા. આવા વિચારો ધરાવનાર સજ્જનને મળતાં કોને આનંદ ન થાય? (૨) શ્રી. સાંકળચંદ જી. શાહ. તેઓ સૂતરના વેપારી છે. એમણે પણ અમારું સ્વાગત ઉત્તમ રીતે કર્યું. વિચાર કરીને જે કાંઈ હશે તે કહેશે. (૩) શ્રી. ભોળાભાઈ જેસિંગભાઈ—ગુજરાત વિદ્યાસભા વિષે અને બીજી વાતચીત થઈ.

પછી ૫॥ સુધી શેઠ કસ્તુરભાઈની ઑફિસમાં હતો. ઘેર આવીને ચાહ-શૌચ આટોપીને ચિ. બાળને લઈને (જસાવાલા clinicમાંથી) શ્રી. મણિભાઈ ઝવેરીને ઘેર મળવા જઈ આવ્યો. ૭–૪૫ના અરસામાં મુકામ પર આવીને રોજનીશી-લેખન, ભોજનોત્તર પરચૂરણ વાચન, વાતો વગેરે.

## તા. ૯ ઑક્ટોબર ૧૯૪૭, ગુરુવાર

સવારે નિત્યવિધિ. કેટલાક કાગળો. પછી શેઠ અમૃતલાલ નહીં આવતાં અમે જ ૧૦-૩૦ વાગે ઑફિસે ગયા. અમદાવાદથી શેઠ કસ્તુરભાઈના દલાલ શ્રી. ગિરધરલાલ છોટાલાલને ખાસ બોલાવ્યા હતા. તેઓ આવ્યા. અહીંના એમના ઓળખીતા વેપારીઓ વિષે એમની જોડે ચર્ચા કરી. ઑફિસમાં જ જમણ આટોપીને અવારનવાર જે વખત સાંપડ્યો એમાં મેં કાગળો લખ્યા. કસ્તુરબા-ફંડના કામ અંગે શ્રી. ઠક્કર બાપા અને શ્યામલાલજીને. સર ફીકાભાઈ પ્રેમચંદ, સર હોમી મોદી, એમને ત્યાં જઈ આવ્યા. તેઓ અમારા વિશ્વવિદ્યાલય મંડળના ટ્રસ્ટી છે એથી એમને અમારા કામની હકીકત કહેવી જરૂરી છે. શ્રી. નવીનચંદ્ર મફતલાલને ત્યાં જવાનું મને ઠીક લાગ્યું નહિ એટલે શેઠ કસ્તુરભાઇ અને શેઠ અમૃતલાલ એ જ બે જણ ગયા. શ્રી. હેબળે અને વકીલ શ્રી...... મળ્યા હતા. એક કરારના અર્થ અંગે શેઠ કસ્તુરભાઈ સાથે એમની વાતચીત ચાલતી હતી. ખૂબ જ વાહિયાત અર્થ શ્રી... કરતા હતા! વકીલે આમ કરવું બરાબર નથી. પણ લોકો આને જ વકીલાત સમજે છે! સાંજે ઘેર આવીને ચાહ-શૌચ આટોપીને સૌ. વતી દાદરથી આવી તેની સાથે ચિ. બાળને ત્યાં ગયો, અને એને લઇને અમે ત્રણે જણ શ્રી. બાબુરાવ પુસાળકરને મળવા ગયાં. (શ્રી પાધ્યેના મુકામ પર, શિંગણે બિલ્ડિંગ, પેપર મિલ ગલ્લી, Y-M-C-Aની પાછળ, ગિરગાંવ). થોડો વખત બેસીને એમને સાંત્વન પર બે શબ્દો કહ્યા. પછી શ્રી......ને ઘેરગયો. વાતો નીકળી. કૉંગ્રેસવાળાઓ પોતે કાળાં બજાર કરે છે, મોટા મોટા લોકો એમાં છે; વગેરે બોલતાં એમણે એવા ખબર કહ્યા કે, 'શ્રી... અને એમના...ની સામે પોલીસ કેસ કરવાની છે. ફક્ત ગવર્નરની મંજૂરીની જ રાહ જુએ છે.' મને નવાઈ ન લાગી. લોકો ગમે તેમ ગપ્પાં મારે છે એ જો કે ખરું છે, તો પણ શ્રી......વિષે ઘણી બધી વાતો ગયાં બે વર્ષથી સંભળાય છે. શ્રી.........ને આમાંની કશી પણ માહિતી હોય એવું મને લાગતું નથી. ખેર. કુટુંબમાંના માણસોના વર્તન ઉપર મુખ્ય માણસની આબરૂ હોય છે અને મુખ્ય માણસને માહિતી નથી એમ માનનારા બહુ જ થોડા. એટલે પોતે નિર્દોષ અને નિષ્પાપ હોવા છતાં પણ લોકોની દૃષ્ટિથી દોષી અને પાપી ઠરવાનો વારો આવે છે. શ્રી......ની પણ એવી સ્થિતિ છે. ત્યાંથી જમવા માટે શ્રી.........ને ત્યાં ગયો. ઘણી વાતો થઇ. વિશેષે કરીને...... બાબતમાં......રાત્રે ૧૦ વાગે ઘેર આવીને થોડી વાર વાતોચીતો.

## તા. ૧૦ ઑક્ટોબર ૧૯૪૭, શુક્રવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. રોજનીશી અને કાગળો. કસ્તુરબા-ફંડના કામના. ખંભાતના નવાબને, મહાત્મા ગાંધીને, સરદાર વલ્લભભાઇને કાગળો લખ્યા. ખંભાતના નવાબનો ખૂબ જ નિખાલસતાભર્યો પત્ર આવ્યો છે. શ્રી. વલ્લભભાઇને એની નકલ મોકલી. આજે સવારે ઠીકઠીક કામ થયું. કસ્તુરભાઈ બહાર ગયા હતા (પનવેલની એમની જમીન જોવા માટે). અને હું તથા ચિ. બાળ ઘેર હતા.

ભોજનોત્તર ઑફિસમાં. મિત્રોને મળવાનું. કેટલાક કાગળો અને થોડુંક વાચન. Joad's Opinions. ઉરળી—કાંચનની નિસર્ગોપચાર સંસ્થાનું ટ્રસ્ટડીડ કરવાની દૃષ્ટિથી થએલો પત્રવ્યવહાર જોયો અને શ્રી. મણિભાઈ દેસાઇને કાગળ લખ્યો.

પાંચના અરસામાં ઘેર આવ્યો. ચાહ અને શૌચ. પછી શ્રીમતી સુશીલા પૈ (કસ્તુરબા-ફંડના કામ માટે), શ્રી. હર્ષદભાઈ દિવેટિયા વગેરે લોકો મળ્યા. ભોજન આટોપીને સેંટ્રલ સ્ટેશન પર ગયો. ચિ. બાપુ ત્યાં મળ્યો. ગુજરાત મેલથી નીકળ્યો. દાદર સ્ટેશન પર સૌ.વતી અને બીજા લોકો મળ્યા.

## તા. ૧૧ ઑક્ટોબર ૧૯૪૭, શનિવાર

સવારે અમદાવાદ આવ્યો. બંગલા પર આવીને નિત્યવિધિ. વૃત્તપત્રો અને ટપાલ જોવાનું. કેટલાક કાગળો લખ્યા. કસ્તુરબા-ફંડના કામના અને બીજા. પરચૂરણ કામો.

શેઠ કસ્તુરભાઇને ત્યાં જમવા ગયો. એમના... શ્રી...ની મિલકત વિષે કસ્તુરભાઇએ શું કરવું એની ચર્ચા કરી. શ્રી. ત્રિકમલાલ દ્વારકાદાસ સાથે......ની બાબતમાં લવાદનામાનો મુસદ્દો નક્કી કર્યો. આમાં ઘણો વખત ગયો. ૨॥ વાગે ઘેર પાછો આવ્યો.

આરામ. પરચૂરણ કામ. ડૉ. ફોઝદાર અને શ્રી. બાબુરાવ મહેતા આવ્યા હતા. જાહેર કામ અને ખાસ કરીને યુનિવર્સિટી વિષે ચર્ચા કરી. જમીનની બાબતમાં અને બિનવ્યાજે પૈસા થાપણ તરીકે મેળવવાની બાબતમાં મારી યોજનાઓ કહી.

ચાહ અને શૌચ આટોપીને સાંજે શ્રી...ને ત્યાં

ગયો...... ૮ વાગે પાછો આવ્યો.

થોડો વખત કામ કરી (રોજનીશીલેખન) શ્રી બચુભાઇ મંગળદાસને ત્યાં જમવા ગયો. જબલપુરના શેઠ ગોવિંદદાસ, M.L.A. ત્યાં આવેલા હતા. ઘણી બધી વાતો નીકળી. પોતાને વિષે સરદાર વલ્લભભાઈના મનમાં વિનાકારણ કાંઇક કાંટો છે તે શક્ય હોય તો મારે કાઢી નાખવો એમ કહેતા હતા. શ્રી. બચુભાઈ એમ કહેતા હતા કે 'શેઠ ... એ ... લાખ રૂપિયા આપવાનું કબૂલ કરીને હવે વચનમાંથી છટકવા ધારે છે એ બરાબર નથી.' એવું એમણે (બચુભાઇએ) શેઠ...ને કહ્યું.

ત્યાંથી ૧૦ાના અરસામાં ભદ્રમાં ગયો. ગાંધીજયન્તી નિમિત્તે મિત્રોએ ત્યાં સરસ વ્યવસ્થા કરેલી જોઇને સારું લાગ્યું. ગાંધીજી વિષે ભક્તિ, આદર વગેરે છે. પણ એમની શિખામણ પ્રમાણે ચાલવાનો નિશ્ચય કર્યા વગર અને તે અમલમાં મૂક્યા વગર શો ફાયદો?

પરચૂરણ વાચન અને આરામ.

**તા. ૧૨ ઑક્ટોબર ૧૯૪૭, રવિવાર**

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો-રોજનીશી, વગેરે. પછી કાગળો. શેઠ અમૃતલાલ મુંબઈથી આવ્યા એમની સાથે મુંબઇના કામ સંબંધમાં ફોન પર વાત થઈ. શ્રી. બાબુરાવ મહેતા જોડે સર ચિનુભાઇ લવાદી બાબત વાતચીત......વિશ્વવિદ્યાલયની બાબતમાં લેખ પ્રસિદ્ધિ અર્થે લખ્યો. મુંબઈના કેટલાક અનુભવો. શેઠ શાપુરજી પાલનજી અને શ્રી. સાંકળચંદ પરીખ સાથેની મુલાકાતોના.

ભોજનોત્તર પરચૂરણ વાચન અને વિશ્રાંતિ પછી કેટલાક કાગળો. ૩ાા થી ૪ાા સુધી શેઠ સાકરલાલ બાલાભાઇને ઘેર શેઠ અમૃતલાલ સાથે જઇ આવ્યો. વિશ્વવિદ્યાલય માટે ભિક્ષા. એમણે બીજી બધી વાતો જ ખૂબ ચલાવી. શિક્ષણની બોધભાષા હિંદી જોઇએ, ચોથા ધોરણથી આગળ, એ મુદ્દો. જમીનો દૂર કેમ ન લીધી? વિશ્વવિદ્યાલયનગર શહેરથી બહુ દૂર અને ત્યાં શિક્ષણ લેનારા સહુ ત્યાં જ રહેનારા(Residential) હોવા જોઇએ એ મુદ્દો. કેટલી રકમ આપશે કોને ખબર, પણ સવા લાખ આપશે એમ લાગે છે. 'ગુજરાત સમાચાર'ના કામ માટે શ્રી. ઇન્દ્રવદન આવ્યા હતા.

પછી ઘરનું થોડું કામ. ન્યૂ હાઇસ્કૂલ (ત્રિવેદી) માં ગાંધીપ્રદર્શન જોવા ગયો. સારું હતું. ભદ્રમાં આવીને શ્રી. ભાલૂતાત્યા જાંભેકરને ત્યાં જઇને પગે ચાલતો જ બંગલા પર આવ્યો. સાથે શ્રી. ભાઉકાકા જાંભેકર હતા. શ્રી. કુબેરદાસ મોદી પાસેથી કરાવી લેવાનો દસ્તાવેજ અને હાઉસિંગ લોન ફંડની બાબતમાં સભા યોજવાની, ......વગેરે વાતો થઈ.

પછી Deccan States Unionનું Covenant વાંચતો બેઠો હતો. શ્રી. નાયક (પ્રિન્સિપાલ) સાથે વિશ્વવિદ્યાલય વિષે ફોન પર વિગતવાર વાત થઇ. એ જ પ્રમાણે શ્રી. મલિક જોડે મ્યુનિસિપાલિટી વિષે વાત થઇ. ભોજનોત્તર પરચૂરણ વાચન અને વિશ્રાંતિ. શ્રી. વિષ્ણુપંત આઠલ્યેનું પુસ્તક—क-हाडे ब्राह्मणांचा इतिहास—જોયું.

(ક્રમશઃ)

*

# સામાન્ય મનોવિજ્ઞાન-૨

## મનોવિજ્ઞાનની શાખાઓ


**વિ. સ. વણીકર**

[મનોવિજ્ઞાનના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]


**શારીરિક મનોવિજ્ઞાન:** શરીર અને મન એક જ જીવતંત્રનાં બે અવિભાજ્ય પાસાં છે એ આપણે જોઈ ગયા. ૧૯મી સદીના પ્રારંભમાં જ્યારે શરીરશાસ્ત્રના અભ્યાસની શરૂઆત થઈ ત્યારે આ વાત તરફ વૈજ્ઞાનિકોનું ધ્યાન વધુ ખેંચાયું. શારીરિક ક્રિયાઓ અને માનસિક ક્રિયાઓ વચ્ચે અત્યંત નિકટ સંબંધ માલૂમ પડવાથી શારીરિક મનોવિજ્ઞાન નામની મનોવિજ્ઞાનની એક નવી શાખા અસ્તિત્વમાં આવી. વેંગર, જોન્સ અને જોન્સ નામના ત્રણ લેખકો પોતાની Physiological Psychology નામની ચોપડીમાં શારીરિક મનો-

વિજ્ઞાનની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છે: "It is the study of relationship between bodily processes and behaviour" (શારીરિક પ્રક્રિયાઓ અને માનવી-વર્તનના સંબંધોનો અભ્યાસ કરનારું વિજ્ઞાન એટલે શારીરિક મનોવિજ્ઞાન.)

શારીરિક મનોવિજ્ઞાને માનવી-વર્તન સમજવામાં ઘણો મોટો ફાળો આપ્યો છે. (૧) આ વિજ્ઞાને એમ પુરવાર કર્યું છે કે જ્યારે માણસ કોઈ પણ માનસિક ક્રિયા કરે છે ત્યારે તેના શરીરમાં તદનુસાર કોઇ ને કોઈ શારીરિક ક્રિયા સંકળાયેલી હોય છે. દા. ત. પ્રત્યક્ષ જ્ઞાનનો દાખલો લો. માણસ એક પદાર્થ જુએ છે. જોવાની ક્રિયા મગજના અમુક એક ભાગ સાથે સંકળાયેલી છે. જો મગજનો એ ભાગ કાપી નાખવામાં આવે તો જોવાનું જ્ઞાન થતું નથી. (૨) શારીરિક મનોવિજ્ઞાનનો બીજો એક મહત્ત્વનો ફાળો એ છે કે શરીરની અંદર હંમેશાં ફેરફાર થતા હોય છે, જેને પરિણામે માણસના સ્વભાવમાં અને વર્તનમાં ફેરફાર થાય છે. દા. ત. માણસને અપચન થાય છે ત્યારે તેના સ્વભાવમાં અને વર્તનમાં ફરક પડે છે. (૩) શરીરશાસ્ત્રના જ્ઞાનથી કેટલીક વખતે મનોવૈજ્ઞાનિક બાબતો ઉપર પ્રકાશ પડે છે. દા. ત. પહેલાંના મનોવૈજ્ઞાનની એવી માન્યતા હતી કે મનમાં સ્મૃતિ, કલ્પના, તર્કશક્તિ જેવી અલગ અલગ સ્વતંત્ર શક્તિઓ છે. મનોવૈજ્ઞાનિકોએ આ વાદ ક્યારનો ય ફગાવી દીધો હતો. પણ શરીરજ્ઞાનના અભ્યાસે આ સિદ્ધાંતની પોકળતા હવે સપ્રમાણ પુરવાર કરી છે. શરીરશાસ્ત્રના અભ્યાસમાં એમ માલૂમ પડ્યું છે કે મગજમાં સ્મૃતિ કલ્પના, તર્કશક્તિ માટે જુદા જુદા ભાગ નથી.

મગજ, ચેતાતંત્ર, જ્ઞાનેંદ્રિયો, કર્મેન્દ્રિયો અને ગ્રંથિઓના કાર્યની અસર માનસિક ક્રિયા ઉપર કેવી થાય છે એનો અભ્યાસ વિશેષત: આ વિજ્ઞાનમાં થાય છે.

**બાલ મનોવિજ્ઞાન:** સામાન્ય મનોવિજ્ઞાન મોટે ભાગે પુખ્ત ઉંમરના માણસોના વર્તનનું વિજ્ઞાન છે. જ્યારે શરૂઆતમાં શિક્ષણશાસ્ત્રમાં સામાન્ય મનોવિજ્ઞાનના સિદ્ધાંતોનો ઉપયોગ કરવામાં આવ્યો ત્યારે એ પ્રયોગમાં શિક્ષણશાસ્ત્રીઓને સફળતા મળી નહિ. એનું કારણ બાળક અને પુખ્ત માણસમાં તફાવત છે. બાળક એ કેવળ નાના આકારનો માણસ નથી; બાળક પુખ્ત ઉંમરના માણસ તરફ પ્રયાણ કરતું પ્રાણી છે. A child is a man in the making બાળકનો સ્વભાવ, એનાં લક્ષણો, એના વિકાસના નિયમો જુદા છે. એક દાખલો આપી આ મુદ્દો સ્પષ્ટ કરીએ. ઘણી વાર બાળક અભ્યાસ નથી કરતો ત્યારે માતા કહે છે કે જો તું નહિ ભણે તો તને કન્યા કોણ આપશે? બિચારી માતાને ખબર નથી કે બાળકના જીવનમાં કન્યાને કોઈ સ્થાન નથી. જાતીય વૃત્તિ તરુણ ઉંમરમાં અત્યંત પ્રબળ હોય છે, બાળકમાં એ હોતી નથી. એ સુપ્ત અવસ્થામાં હોય છે. બાળક અને પુખ્ત ઉંમરના માણસમાં આવો તફાવત હોવાથી બાળકના વર્તનનો અભ્યાસ કરવા બાલમનોવિજ્ઞાન નામની મનોવિજ્ઞાનની શાખા અસ્તિત્વમાં આવી.

બાલમનોવિજ્ઞાન ખાસ કરીને બાળક જન્મથી કઈ શક્તિઓ અને વર્તનની તૈયારીઓ લઈ આવે છે; બાળકનો સ્વાભાવિક વિકાસ (growth) અને શિક્ષણ દ્વારા વિકાસ કેવી રીતે થાય થાય છે; આ વિકાસ શારીરિક, બૌદ્ધિક અને સાંવેગિક (emotional) ત્રણે દિશાનો હોય છે. બાળકની જરૂરિયાતો કઈ હોય છે, તેમની પૂર્તિ ન થાય તો બાળકના વર્તનમાં કેવી રીતે વિકૃતિ થાય છે વગેરે વિષયોનો અભ્યાસ આ શાખામાં કરવામાં આવે છે.

**સમાજ મનોવિજ્ઞાન:** સામાન્ય મનોવિજ્ઞાનમાંથી જન્મેલી આવશ્યક પૂરક શાખા તરીકે સમાજ મનોવિજ્ઞાનનો જન્મ થયો છે. સામાન્ય મનોવિજ્ઞાનમાં માણસને અલગ પાડીને એટલે માણસનો માણસ તરીકે અભ્યાસ કરવામાં આવે છે, પણ જેમ માનવી-વર્તનનો બારિકાઈથી અભ્યાસ કરવામાં આવ્યો તેમ એમ માલૂમ પડ્યું કે માણસ-વર્તન મોટે ભાગે માણસમાં જે કંઈ શક્તિઓ અથવા ગુણ છે તેનાથી જ નિર્ણિત થતું નથી, પણ બીજા માણસોના સંપર્કથી નિર્ણિત થાય છે. એટલે માનવી-વર્તન સામાજિક પરિબળોથી ઘડાય છે. સમાજ સાથે આંતરક્રિયા તરીકે વ્યક્તિ જે વર્તન કરે છે તેનો અભ્યાસ સમાજ મનોવિજ્ઞાનમાં કરવામાં આવે છે. સામાજિક વાતાવરણ અને સંસ્કૃતિની વ્યક્તિના વર્તન ઉપર શી અસર થાય છે. તેનો અભ્યાસ આ શાખામાં કરવામાં આવે છે.

આ શાખામાં કરવામાં આવેલાં સંશોધનો માનવી-વર્તન ઉપર ઘણો પ્રકાશ નાખે છે. 'સમાજની અસર

માણસ ઉપર કેટલી થાય છે; સમાજના રીતરિવાજો અને નીતિનિયમોના અનુસાર વર્તન ઘડવાથી જૂથમાં કેવી એકાત્મતા આવે છે; આજના સંકુલ સમાજમાં માણસને અનુકૂલન સાધવામાં કેટલી મુશ્કેલી પડે છે; જે જૂથમાં વ્યક્તિ રહે છે તેની અસર વ્યક્તિ ઉપર કેટલી પડે છે; એક જૂથ બીજા જૂથ સાથે કેવા સંબંધ રાખે છે; જૂથો વચ્ચે આપ-પર ભાવ કેવી રીતે નિર્માણ થાય છે; અને તેથી જૂથ-સંઘર્ષ કેવી રીતે નિર્માણ થાય છે વગેરે વિષયોનો અભ્યાસ આ શાખામાં થાય છે.

**મનોમાપન વિજ્ઞાન :** મનોવિજ્ઞાનની આ શાખામાં મનના અને વર્તનના ગુણધર્મોના માપનનો પ્રયત્ન કરવામાં આવે છે. સૌથી પહેલાં મનોમાપનની પદ્ધતિ બુદ્ધિ-આંક શોધવા માટે વાપરવામાં આવી. હવે બીજી અનેક બાબતોનું માપન કરવામાં આવે છે. દા. ત. વિશિષ્ટ શક્તિઓ જેવી કે યાંત્રિક શક્તિ, સંગીત શક્તિ, ચિત્ર દોરવાની શકિત, વ્યક્તિત્વનાં લક્ષણો અને વલણો માપવામાં પણ મનોમાપનનો ઉપયોગ કરવામાં આવે છે. મનોમાપન પદ્ધતિના પ્રવેશથી મનોવિજ્ઞાન વધુ ચોક્કસ બનતું જાય છે.

**અનુકૂલનનું મનોવિજ્ઞાન :** માણસની આસપાસ સદૈવ ભૌતિક અને સામાજિક વાતાવરણ હોય છે. એ સતત આ વાતાવરણ સાથે ક્રિયા–પ્રતિક્રિયા કરતો હોય છે. ખાસ કરીને વ્યકિત અને સમાજ વચ્ચે જે સતત આંતરક્રિયા ચાલે છે તેનાથી અનેક સમસ્યાઓ નિર્માણ થાય છે. કેટલાક દાખલા આપી આ મુદ્દો સ્પષ્ટ કરીએ. બાળક કુટુંબમાં ઊછરે છે. બાળકની કેટલીક આવશ્યકતાઓ હોય છે. એ હમેશાં પૂરી પડતી નથી. માતા અને પિતા સાથે એ અનુકૂલન સાધી શકતો નથી. માતા-પિતા એને સ્નેહ, સુરક્ષિતતા આપી શકતાં નથી. તેથી માતા પિતા પ્રત્યે એને નફરત નિર્માણ થાય છે.

નિશાળમાં વિદ્યાર્થી અભ્યાસમાં કાચો હોય છે. શિક્ષક તેને વારંવાર ટોકટોક કરે છે. ત્યાં પણ બાળકનું મન ગોઠવાતું નથી.

લગ્નના સંબંધમાં બે વ્યકિતઓ અતિનિકટ સંબંધમાં આવે છે. દરેક વખતે બન્નેની અપેક્ષાઓ પૂરી પડે એ અશકય છે. આવા પ્રસંગે પણ અનુકૂલનનો ભંગ થાય છે. એટલે પતિ અને પત્નીનું મન વાતાવરણમાં ગોઠવાતું નથી.

પોતાના વ્યવસાયમાં પણ કેટલીક વખતે કેટલાક લોકોને સતત અજંપો રહ્યા કરે છે. એમની શક્તિ અથવા રુચિ પ્રમાણે વ્યવસાય ન મળે એટલે મન તેમાં ચોંટતું નથી, વ્યવસાયમાંથી જે સમાધાન મળવું જોઇએ તે મળતું નથી. અને મનઃસ્વાથ્ય નષ્ટ થાય છે.

અનુકૂલન મનોવિજ્ઞાન આના જેવા વિષયોનો અભ્યાસ કરે છે. માણસની જરૂરિયાતો કઈ છે? એ કેવી રીતે પૂરી પાડી શકાય? આવશ્યકતાઓ કેટલીક વખતે અતૃપ્ત રહે છે. આવા સંજોગોમાં માણસ કેવી રીતે પોતાના મનની સમતુલા જાળવી શકે એનો અભ્યાસ આ શાસ્ત્રમાં થાય છે. મૅકડૂગલના શબ્દોમાં જીવન અનુકૂલનોની પરંપરા છે. એક વખતનું અનુકૂલન જાય તો ફરી પાછું અનુકૂલન સાધવાનો પ્રયત્ન કરવાનો રહે છે. (Life is a series of adjustments and readjustments.) આ અનુકૂલન સાધવામાં બને ત્યાં બહારની પરિસ્થિતિને ફેરવી આપણી આવશ્યકતાઓ સાથે ગોઠવવાની કોશિષ કરીએ છીએ; પણ બહારના સંજોગો જો નિષ્ઠુર હોય અને ન બદલી શકાય એવા હોય તો માણસે પોતાના મનને પરિસ્થિતિને અનુકૂળ કરવું જોઇએ. એમાં માણસના માનસિક સ્વાસ્થ્યનું રહસ્ય સમાયેલું છે.

Applied Psychology-વ્યવહાર ઉપયોગી મનોવિજ્ઞાન: ઉપર મનોવિજ્ઞાનની કેટલીય મહત્ત્વની શાખાઓનું બહુ જ ટૂંકમાં વર્ણન કર્યું છે. એ શાખાઓ શુદ્ધ મનોવિજ્ઞાન (pure psychology) કહેવાય છે, કારણકે એમાં કેવળ જ્ઞાનની ખાતર જ્ઞાનની શોધ કરવામાં આવે છે. પણ જ્યારે આ મનોવિજ્ઞાનના જ્ઞાનનો જીવનના કોઈ ક્ષેત્રમાં ઉપયોગ કરવામાં આવે છે. એટલે જ્યારે મનોવિજ્ઞાનના સિદ્ધાંતોને વ્યવહારમાં લાગુ પાડવામાં આવે છે ત્યારે એને Applied Psychology વ્યવહારોપયોગી અથવા પ્રયોજિત મનોવિજ્ઞાન કહે છે. આજે મનોવિજ્ઞાનનો ઉપયોગ અનેક ક્ષેત્રોમાં કરવામાં આવે છે. આપણે અહીં ત્રણ પ્રયોજિત શાખાઓનો વિચાર કરીશું: શૈક્ષણિક મનોવિજ્ઞાન; ઔદ્યોગિક મનોવિજ્ઞાન અને વ્યાવસાયિક માર્ગદર્શન.

**શૈક્ષણિક મનોવિજ્ઞાન :** શૈક્ષણિક મનોવિજ્ઞાન પ્રયોજિત મનોવિજ્ઞાનની સૌથી પહેલી શાખા છે. અસલના

વખતમાં એવી માન્યતા હતી કે શિક્ષક માટે પોતાના વિષયનું જ્ઞાન હોય એટલું પૂરતું છે. પણ એટલું બસ નથી. વિષયના જ્ઞાનની સાથે જે બાળકને વિષય શીખવવાનો છે તેનું પણ જ્ઞાન હોવું જોઇએ. બીજા શબ્દોમાં, શિક્ષકને મનોવિજ્ઞાનનું જ્ઞાન હોવું જોઇએ. શૈક્ષણિક મનોવિજ્ઞાન મનોવિજ્ઞાનના સિદ્ધાંતો શિક્ષણના ક્ષેત્રમાં લાગુ પાડે છે.

શૈક્ષણિક મનોવિજ્ઞાન સામાન્ય રીતે નીચેના વિષયોનો અભ્યાસ કરે છે:

(૧) બાળકની જન્મજાત શક્તિઓ અને તેના વિકાસના નિયમો.

બાળકો વચ્ચે શારીરિક, બૌદ્ધિક, સાંવેગિક અને બીજા તફાવતો.

શિક્ષણના ક્ષેત્રમાં આ વસ્તુનું જ્ઞાન અતિ આવશ્યક છે. બાળકની શક્તિ પ્રમાણે તેનો અભ્યાસક્રમ આંકવો એ એના વિકાસની દૃષ્ટિએ જરૂરનું છે.

(૨) સ્મૃતિ, કલ્પનાશક્તિ, ધ્યાન, તર્કશક્તિ, સર્જનશક્તિ વગેરેનો અભ્યાસ શિક્ષણના કાર્યમાં બહુ જ મદદરૂપ થાય છે.

(૩) વર્તનનાં પ્રેરક બળો, શીખવાની ક્રિયા પાછળનાં પ્રેરક બળો જાણી લેવાં એ બાળકના ચારિત્ર્ય અને શિક્ષણની દૃષ્ટિએ અતિ આવશ્યક છે, વિશેષે કરીને વિદ્યાર્થીઓના વર્તન પાછળ અજ્ઞાત બળો અથવા પ્રયોજનો (motives) કામ કરતાં હોય છે. શૈક્ષણિક મનોવિજ્ઞાન આ વિષયનો પણ અભ્યાસ કરે છે.

(૪) ખાસ કરીને બાળકોની સમસ્યાઓનો અભ્યાસ શૈક્ષણિક મનોવિજ્ઞાનમાં કરવામાં આવે છે. એના શૈક્ષણિક અને ચારિત્ર્ય સંબંધી જે સમસ્યાઓ નિર્માણ થાય છે એના ઉકેલ માટે શૈક્ષણિક મનોવિજ્ઞાન માર્ગ બતાવે છે.

ટૂંકમાં, શિક્ષણના ક્ષેત્રમાં જે જે પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેમનો અભ્યાસ શૈક્ષણિક મનોવિજ્ઞાન કરે છે, અને દિવસે દિવસે શૈક્ષણિક મનોવિજ્ઞાનનું અભ્યાસક્ષેત્ર (scope) વધતું જાય છે.

**ઔદ્યોગિક મનોવિજ્ઞાન:** ઔદ્યોગિક ક્ષેત્રમાં માણસ કેવી રીતે વર્તન કરે છે એનો અભ્યાસ ઔદ્યોગિક મનોવિજ્ઞાનમાં કરવામાં આવે છે. ઔદ્યોગિક ક્ષેત્રમાં અનેક માણસો ભેગા થાય છે. પરિણામે અનેક સમસ્યાઓ નિર્માણ થાય છે. એમનો અભ્યાસ ઔદ્યોગિક મનોવિજ્ઞાન કરે છે.

ઔદ્યોગિક મનોવિજ્ઞાન પ્રયોજિત મનોવિજ્ઞાનની તદ્દન અર્વાચીન શાખા છે. 'ઔદ્યોગિક ક્ષેત્રમાં જ્યાં સેંકડો લોકો અરસપરસ સંબંધમાં આવે છે ત્યાં અનેક સમસ્યાઓ નિર્માણ થાય છે. ખાસ કરીને અલગઅલગ બુદ્ધિના, શક્તિના, સ્વભાવના અને અલગઅલગ અને પરસ્પર વિરોધી સ્વાર્થ લઈ આવનારા માણસો ભેગા થાય ત્યાં આ સમસ્યાઓ બહુ ગંભીર સ્વરૂપ ધારણ કરે છે.

ફક્ત માનવ–માનવ વચ્ચે સંબંધમાં આવે છે ત્યાં જ મુશ્કેલીઓ નિર્માણ થાય છે એમ નથી. કામ કરતી વખતે માણસને થાક લાગે છે, કંટાળો આવે છે, કામ તરફ નફરત નિર્માણ થાય છે; માણસની કેટલીક અપેક્ષાઓ હોય છે એ પૂરી પડતી નથી. તેથી માણસને અસંતોષ થાય છે. કર્મચારીને યંત્ર સાથે કામ કરવું પડે છે તેથી કેટલીક વાર અકસ્માત થાય છે. એવી પણ અનેક સમસ્યાઓ નિર્માણ થાય છે. ઔદ્યોગિક મનોવિજ્ઞાન આવી સમસ્યાઓનો પણ અભ્યાસ કરે છે.

ઔદ્યોગિક મનોવિજ્ઞાનમાં ઔદ્યોગિક શબ્દ વ્યાપક અર્થમાં વાપર્યો છે. એમાં બધા ધંધાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. ઉત્પાદન કરનારાં કારખાનાં, દુકાન, ઑફિસ અને જ્યાં જ્યાં ઉદરનિર્વાહ માટે માણસ કામ કરે છે એવી બધી સંસ્થાઓમાં થતા કામને ઉદ્યોગ કહેવામાં આવ્યો છે. પછી એ કામ મજૂરનું હોય અથવા કારકૂનનું હોય કે અમલદારનું હોય કે મિલમાલિકનું હોય.

ઔદ્યોગિક મનોવિજ્ઞાનમાં કયા વિષયોનો અભ્યાસ કરવામાં આવે છે? કર્મચારીએ કામની પસંદગી કેવી રીતે કરવી જોઇએ? માલિકે અમુક કામ માટે માણસોની પસંદગી કેવી રીતે કરવી જોઇએ? થાક અને કંટાળો કેવી રીતે દૂર કરવો જોઈએ? કર્મચારી અને વ્યવસ્થાપક વચ્ચે વીખવાદ કેમ થાય છે? એ કેવી રીતે દૂર કરી શકાય? કામને માટે શ્રેષ્ઠ પ્રલોભનો કયાં? કામ કરવાની શ્રેષ્ઠ પદ્ધતિ કઈ? અકસ્માત કેમ થાય છે? એ કેવી નિવારી શકાય, ઉત્પાદન કરેલો માલ કેવી રીતે વેચી શકાય? વગેરે વગેરે વિષયોનો અભ્યાસ ઔદ્યોગિક મનોવિજ્ઞાનમાં કરવામાં આવે છે.

# ભારતીય અભિલેખવિદ્યા

હરિપ્રસાદ શાસ્ત્રી
[સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના અધ્યાપક તથા ઉપાધ્યક્ષ, ભો. જે. વિદ્યાભવન, અમદાવાદ]

ભારતનાં પ્રાચીન સાહિત્ય, સંસ્કૃતિ, ઈતિહાસ, પુરાતત્ત્વ ઇત્યાદિથી પ્રભાવિત થઈ કેટલાક અંગ્રેજ વિદ્વાનોએ ૧૭૮૪માં કલકત્તામાં એશિયાટિક સોસાયટી સ્થાપી ત્યારથી ભારતીય વિદ્યાના અર્વાચીન અભ્યાસનાં પદ્ધતિસર પગરણ થયાં. એક બાજુ સંસ્કૃત સાહિત્યના સુપ્રસિદ્ધ ગ્રંથોનું અધ્યયન તથા મુદ્રણ થવા લાગ્યું, બીજી બાજુ ભારતના પ્રાચીન શિલાલેખો તથા તામ્રપત્ર–લેખોનો અભ્યાસ થવા લાગ્યો અને ત્રીજી બાજુ અહીંના પ્રાચીન કલા અને સ્થાપત્યના અવશેષોનું અવલોકન થવા લાગ્યું.

એમાં ભારતીય અભિલેખવિદ્યાનાં પગરણ પણ પહેલેથી મંડાયાં. અભિલેખો એટલે શિલા, તામ્રપત્રો ઇત્યાદિ પર કોતરેલા લેખો અને અભિલેખવિદ્યા એટલે અભિલેખોને વાંચી એમાંથી મળતી રાજકીય તથા સાંસ્કૃતિક માહિતી તારવવાની વિદ્યા. શરૂઆત બંગાળના પાલ વંશના અભિલેખોથી થઈ. એ લેખ નવમી સદીના હતા. દિલ્હીના એક શિલા-સ્તંભ ઉપર ચૌહાણ રાજા વીસલદેવના લેખ કોતરેલા હતા તે પણ વંચાયા. એ લેખ બારમી સદીના હતા. આ લેખોના અક્ષરોનો મરોડ વર્તમાન દેવનાગરી અક્ષરોના મરોડ કરતાં થોડો જ જુદો હોઈ દસમી-બારમી સદીના અભિલેખો ઉકેલવામાં ભારે મુશ્કેલી પડતી નહિ.

પરંતુ ૧૭૮૫માં મિ. હેરિંગ્ટનને બિહારના ગયા જિલ્લાના ડુંગરોની ગુફાઓમાં વધુ પ્રાચીન મરોડના અભિલેખ હાથ લાગ્યા, ત્યારે તેનું લખાણ ઉકેલવું ઘણું મુશ્કેલ જણાયું. મિ. ચાર્લ્સ વિલ્કિન્સ, જે સંસ્કૃત ભાષાના યુરોપીય અભ્યાસીઓમાં અગ્રણી હતા, તેમણે એ ગુફા–લેખોના અક્ષર ઉકેલવા ઘણી જહેમત ઉઠાવી અને છઠ્ઠી સદીના એ મૌખરી રાજાના લેખ ઉકેલી ગુપ્તકાલની પ્રાચીન વર્ણમાલાનો લગભગ અર્ધો ભાગ બંધ બેસાડ્યો.

૧૭૯૫માં સર ચાર્લ્સ મેલેટને એલોરાની ગુફાઓમાં પ્રાચીન લેખ મળ્યા. એ લેખોની છાપ લઈ તેમણે તે સર વિલિયમ જોન્સને મોકલી. સર વિલિયમ જોન્સે તે મેજર વિલ્ફર્ડને મોકલી. પરંતુ આ લેખોની લિપિ કોઈને બંધબેસતી નહોતી. આખરે વિલ્ફર્ડને વારાણસીનો એક પંડિત મળ્યો, જેણે પોતાની પાસેની એક જૂની પોથીમાં આપેલી પ્રાચીન લિપિઓને આધારે એ લેખ વાંચી આપીને એનું ચાલુ લિપિમાં લિપ્યંતર કરી આપવાનું બીડું ઝડપ્યું. એણે લિપ્યંતર કરી આપેલા લેખમાં પાંડવોને એમના વનવાસ દરમ્યાન સલામતી અંગે વિદુર અને વ્યાસે આપેલી સૂચનાઓને લગતી ગાથાઓ આપેલી હતી. વિલ્ફર્ડે આ લેખનું વાચન અને ભાષાંતર મોકલી આપ્યું. ભારતની પ્રાચીન લિપિનો ઉકેલ હાથ લાગ્યો હોવાના સંતોષ સાથે આ લખાણ સર વિલિયમ જોન્સ સાથે વર્ષો સુધી પડી રહ્યું. આગળ જતાં બીજા પ્રાચીન લેખો ઉકેલવા માટે એ લિપ્યંતરને મૂળ લેખની છાપ સાથે સરખાવી જોવામાં આવ્યું ત્યારે માલૂમ પડ્યું કે વારાણસીના એ પંડિતે આપેલા લિપ્યંતરને મૂળ લેખ સાથે લેશમાત્ર સંબંધ નહોતો. એ તો ભળતું લખાણ માથે મારી છેતરી ગયો હતો.

દિલ્હીમાં બે શિલા-સ્તંભ હતા અને અલ્લાહાબાદમાં એક શિલા-સ્તંભ હતો. એ સ્તંભ મૂળ તો અન્ય સ્થળોએ આવેલા હતા, પરંતુ કાળબળે એ સ્થળોનું મહત્ત્વ ચાલ્યું ગયું હતું. આથી ફિરોઝશાહ તગલકે એમાંના બે સ્તંભ દિલ્હીમાં અને એક સ્તંભ અલ્લાહાબાદ ખસેડાવી ત્યાં ખડો કરાવ્યો હતો. એ વખતે એ સુલતાને એ સ્તંભો પરના લેખોના લખાણ વિશે તપાસ કરેલી, પરંતુ એમાંના પ્રાચીન લેખો પંડિતોને પણ ઊકલતા નહોતા. એ દેવલિપિમાં છે ને મનુષ્યની બુદ્ધિથી પર છે એવું કહી એ પંડિતો હાથ ધોઈ નાખતા. આમ ચૌદમી સદીમાં જે લેખ પંડિતોને ઊકલતા ન હતા, તે લેખ ૧૮મી–૧૯મી સદીમાં કોણ રીતે ઊકલે?

પરંતુ પૂરતી સામગ્રી, અથાક ખંત અને અખૂટ ધીરજ તથા સંશોધનની સૂઝ દ્વારા થતો પુરુષાર્થ વહેલોમોડો સફળ થયા વિના ન રહે. ૧૮૩૪માં કૅપ્ટન ટ્રોયરે અલ્લાહાબાદના શિલા-સ્તંભ પર કોતરેલા સમુદ્રગુપ્તના

લેખનો કેટલોક ભાગ વાંચવામાં સફળતા મેળવી ને ડૉ. મિલે એનો બાકીનો ભાગ બંધ બેસાડયો. ૧૮૩૫માં મિ. વૉથને ગુજરાતીમાં મળેલાં વલભીનાં તામ્રપત્ર વાંચવા માંડયાં. એ લેખોની લિપિ પણ ગુપ્ત વંશના લેખોની લિપિ જેવી હતી. આમ ૧૯મી સદીના ચોથા દસકા દરમ્યાન ગુપ્તકાલની પ્રાચીન લિપિનો પ્રશ્ન ઊકલતો ગયો. આખરે મિ. જેમ્સ પ્રિન્સેપે ગુપ્ત વંશના અનેક શિલાલેખો ઉકેલી એ કાલની વર્ણમાલાનું સંપૂર્ણ સ્વરૂપ તૈયાર કર્યું.

છતાં જે લેખ ગુપ્ત કાલથી યે પ્રાચીન હતા, તેના અક્ષરો ઉકેલવાનો પ્રશ્ન હજી લગભગ અણઊકલ્યો રહ્યો હતો. એના અક્ષર ગ્રીક અક્ષરો જેવા દેખાતા હતા. મિ. પ્રિન્સેપે એ પ્રાચીન લિપિમાં કોતરેલા અલ્લાહાબાદ, રધિયા અને મથિયાના સ્તંભલેખોની છાપ મંગાવી એને દિલ્હીના સ્તંભલેખની છાપ સાથે સરખાવી જોઈ, તો માલૂમ પડયું કે એ ચારે ય સ્તંભ લેખોનું લખાણ તદ્દન એકસરખું હતું. પછી એણે એ લેખોના અક્ષરોનું પૃથક્કરણ કર્યું, તો જણાયું કે એ લિપિમાં પણ ગુપ્તકાલીન લિપિની જેમ વ્યંજનોમાં (કાનો માત્રા વગેરે) સ્વરચિહ્ન ઉમેરવામાં આવે છે. આથી એ લિપિ વિદેશી હોવાનો ભ્રમ દૂર થયો. પછી તો એ એના અક્ષરોને ગુપ્તકાલીન લિપિના અક્ષરો સાથે સરખાવીને એના સ્વરો, વ્યંજનો તથા સ્વરચિહ્નોને ઓળખવા પ્રયત્નશીલ રહ્યો. ગુપ્ત લિપિ એ પ્રાચીન લિપિમાંથી જ વ્યુત્પન્ન થઈ જણાતી હતી.

લગભગ એ અરસામાં ફાધર જેમ્સ સ્ટીવન્સને પણ એ લિપિ ઉકેલવાની કોશિશ કરીને એના કેટલાક અક્ષર ઉકેલવામાં સફળતા મેળવી. પરંતુ બીજા અક્ષરો ન ઊકલે ત્યાં સુધી લેખો વાંચવા મુશ્કેલ હતા. વળી ગુપ્ત વંશના લેખોની જેમ આ લેખો પણ સંસ્કૃતમાં લખાયા હોવાનું માની લેવામાં આવેલું, જ્યારે એ લેખો સંસ્કૃતમાં નહોતા. તે લેખોના અક્ષરો બરાબર બંધ ન બેસવાનું એ પણ એક કારણ હતું.

કેટલાક સિક્કાઓ પર એક બાજુએ ગ્રીક લિપિમાં અને ગ્રીક ભાષામાં લખાણ હતું ને બીજી બાજુએ અહીંની એ પ્રાચીન લિપિમાં કોતરેલું લખાણ હતું. ગ્રીક લખાણમાં સિક્કા પડાવનાર ભારતીય-ગ્રીક રાજાનાં નામ હોય ને એ વિશેષ નામ અહીંની ભાષામાં પણ એ જ હોય એ આધારે પણ ભારતની એ પ્રાચીન લિપિ ઉકેલવાની કોશિશ ચાલતી હતી. ૧૮૩૬માં મિ. લૅસને એગેથોકલીસના સિક્કા પરના લખાણના અક્ષર ઉકેલ્યા હતા. એ સિક્કા પરનાં અહીંની લિપિનાં લખાણોની ભાષા રાજાના નામને છેડે આવતા વિભક્તિ-પ્રત્યય પરથી સૂચિત થાય તેમ હતી. પરંતુ ભાષાનો ખરો ખ્યાલ તો સ્તૂપ લેખોમાં આવતા વિશેષ નામના પ્રત્યય પરથી આવ્યો. સાંચીના સ્તૂપનાં તોરણો અને વેદિકાઓ પરના નાના નાના લેખોની છાપોનો તુલનાત્મક અભ્યાસ કરતાં મિ. પ્રિન્સેપને માલૂમ પડયું કે એમાંના દરેક લેખને અંતે અમુક બે અક્ષર આવતા હતા ને એ અક્ષરોની પહેલાં 'स' (પ્રાકૃતમાં ષષ્ઠી એકવચનનો પ્રત્યય, સંસ્કૃતના 'स्य' ના જેવો) આવતો હતો. આ બે અક્ષરોમાંના પહેલા અક્ષરને કાનો હતો ને બીજા અક્ષર ઉપર અનુસ્વાર હતું. આવા નાના નાના લેખોનો વિષય સ્તૂપને લગતા તે તે ભાગના દાનને લગતો હોવો જોઈએ એવું માનીને 'स' પહેલાં તે તે દાતાનું વિશેષ નામ અને 'स' પછીના અક્ષર 'दानं' હોવાની કલ્પના કરવામાં આવી. આનાથી द અને न અક્ષર બંધ બેઠા એટલું જ નહિ, લેખોની ભાષા સંસ્કૃત નહિ પણ પ્રાકૃત હોવાનું પણ નિશ્ચિત થયું. હવે આ પ્રાચીન લિપિના ઘણાખરા અક્ષર ઉકેલી શકાયા. ૭ અક્ષર બાકી હતા, તે સર જનરલ કનિંગ્હામ અને ડૉ. બ્યુહલર જેવા અન્ય વિદ્વાનોએ ઉકેલ્યા. આખરે આ લિપિની વર્ણમાલા સંપૂર્ણ મળી ને હવે દિલ્હી, અલ્લાહાબાદ, સાંચી, મથિયા, રધિયા, ગિરનાર વગેરે સ્થળોએ આવેલા પ્રાચીન લેખો વાંચી શકાયા.

આ લેખ પ્રાકૃતમાં લખેલા છે ને એમાં લેખ લખાવનાર 'દેવોનો પ્રિય પ્રિયદર્શી રાજા' હોવાનું જણાવેલું છે. આ રાજા કોણ અને કયા વંશનો એ પ્રશ્ન ઉપસ્થિત થયો. પહેલાં તો 'પ્રિયદર્શી'ને એ રાજાનું વિશેષ નામ માનવામાં આવ્યું, પરંતુ આગળ જતાં સિલોન સિવિલ સર્વિસના અધિકારી મિ. ટર્નરે પાલી સાહિત્યના અભ્યાસ પરથી એ રાજા મૌર્ય વંશનો અશોક હોવાનું પ્રતિપાદિત કર્યું. આ લેખો જે લિપિમાં કોતરેલા છે તે લિપિ ત્યારે સમસ્ત ભારતમાં પ્રચલિત હોવાનું અને એ ઐતિહાસિક કાલની લગભગ સહુથી પ્રાચીન લિપિ હોવાનું માલૂમ પડયું. જૈન અને બૌદ્ધ સાહિત્યમાં આપેલી પ્રાચીન લિપિ-

ઓની યાદીઓમાં સહુથી પહેલું સ્થાન બ્રાહ્મી લિપિને આપવામાં આવ્યું છે ને એ લિપિ ડાબી બાજુથી જમણી બાજુ તરફ લખાતી. આ પરથી મૌર્ય કાળની આ પ્રાચીન લિપિને બ્રાહ્મી લિપિ તરીકે ઓળખવામાં આવે છે. બ્રાહ્મી લિપિ બ્રહ્માએ શોધી હોવાનું મનાતું. સંસ્કૃત ભાષાની વર્ણમાલાને અનુરૂપ વર્ણમાલા ધરાવતી બ્રાહ્મી લિપિને બ્રહ્માએ નહિ તો ભાષાશાસ્ત્રની શાસ્ત્રીય દૃષ્ટિ ધરાવતા વિદ્વાન બ્રાહ્મણોએ ઘડી હશે એ સ્પષ્ટ છે.

ભારતના પ્રાચીન અભિલેખોમાં હજી એક બીજી લિપિ પ્રયોજાઈ હતી, જેને બ્રાહ્મી લિપિ સાથે લેશમાત્ર સંબંધ રહેલો નહોતો. આ લિપિ ગ્રીક, શક, પહ્લવ અને કુશાણ વંશના દ્વિભાષી સિક્કાઓની એક બાજુ પર દેખા દેતી હતી. પહેલાં તો આ લિપિને સસાનિયન અને આગળ જતાં પહ્લવી માનવામાં આવી. આખરે અફઘાનિસ્તાનમાં પુરાતત્ત્વ-સંશોધન કરતા મિ. મેસનને માલૂમ પડયું કે સિક્કાઓની એક બાજુ પર ગ્રીકમાં જે વિશેષ નામ લખેલાં હતાં તે બીજી બાજુ પર બંધ બેસાડી જોતાં બંધબેસતાં હતાં, માત્ર એમાં ઊલટી દિશાથી અર્થાત્ જમણી બાજુથી ડાબી બાજુ તરફ લખાતી એવો દિશા-ફેર રહેલો છે. મિ. પ્રિન્સેપે આ રીતે સિક્કા પરનાં નામ વાંચવા માંડયાં, તો નામો તથા બિરુદો બંધ બેસતાં હતાં. પરંતુ હજી એની ભાષા પહ્લવી હોવાનો ભ્રમ રહેતો હતો. આખરે ૧૮૩૮માં બે ભારતીય–ગ્રીક રાજાઓના સિક્કા પરની પ્રાકૃત ભાષા પરથી ખરોષ્ઠી લિપિના બીજા બધા લેખ પણ પ્રાકૃતમાં હોવાનું પ્રતિપાદિત થયું. મિ. પ્રિન્સેપે ઘણા અક્ષર ઉકેલ્યા; બાકીના થોડા અક્ષર મિ. નોરિસ અને જનરલ કનિંઘામને ઊકલ્યા ને આ લિપિની વર્ણમાળા પણ પૂરી થઈ. એક ચીની બૌદ્ધ વિશ્વકોષને આધારે આ જમણી બાજુથી લખાતી લિપિનું નામ ખરોષ્ઠી હોવાનું માલૂમ પડયું છે. જૈન તથા બૌદ્ધ સાહિત્યમાં આપેલી પ્રાચીન લિપિઓની યાદીઓમાં પણ આ લિપિનું નામ આવે છે.

'ખરોષ્ઠી' નામ 'ખરોષ્ઠ' નામે ઋષિએ એ લિપિ શોધી એ પરથી પડયું હોવાનું બૌદ્ધ વિશ્વકોષ જણાવે છે. ખર(ગર્દભ)ના ઓષ્ઠ (ઓઠ) જેવા લાંબા ગોળ મરોડ પરથી અથવા ખરોષ્ઠ (ગર્દભ-ચર્મ) પર લખાતી એ પરથી અથવા ખરોષ્ઠ નામે પ્રજાના કે પ્રદેશના નામ પરથી આ લિપિનું નામ ખરોષ્ઠી પડયું હશે એવા પણ તર્કવિતર્ક રજૂ થયા છે.

આ લિપિમાં અક્ષરોનો મરોડ ઘણો વળાંકદાર હોય છે. એમાં દીર્ઘ સ્વરોનાં ચિહ્નો છે જ નહિ. જોડાક્ષરોનું પણ બને તેટલું સરલીકરણ કરવામાં આવે છે. સ્વર-રહિત અનુનાસિક વ્યંજનોને બદલે હમેશાં અનુસ્વાર જ લખવામાં આવે છે. આ લક્ષણો પરથી ખરોષ્ઠી લિપિ વહીવટી અને હિસાબી વર્ગના સરળ અને ઝડપી વ્યવહાર માટે પ્રયોજાઈ હોવાનું સૂચિત થાય છે.

આ લિપિનો ઉપયોગ બહુધા ઉત્તર-પશ્ચિમ ભારતમાં તથા ભારતની (હવે પાકિસ્તાનની) ઉત્તરે ઉત્તર-પશ્ચિમે અને પશ્ચિમે આવેલા પ્રદેશોમાં થતો. કયારેક થોડા છૂટક શબ્દો કે અક્ષરો ઉત્તર પ્રદેશ સુધી કે મધ્ય પ્રદેશ અથવા માયસોર સુધી દેખા દે છે તે તો વિરલ અપવાદ રૂપે જ. આ લિપિમાં કોતરેલા અભિલેખો ઈ. પૂ. ચોથી સદીથી શરૂ થાય છે. અશોકના ખડકલેખોની ઉત્તર-પશ્ચિમ પ્રાંતોની પ્રતો આ લિપિમાં કોતરાઈ છે. ખોતાનમાંથી મળેલી ધમ્મપદની ભોજપત્ર પર લખેલી એક પ્રત આ લિપિમાં લખાઈ છે ને આ લિપિ ભારતીય-ગ્રીક, પહ્લવ, શક તથા કુશાણ રાજાઓના દ્વિભાષી સિક્કાઓ પર ઈ. સ. ત્રીજી સદી સુધી પ્રચલિત રહી. ખરોષ્ઠી લિપિના ઉપયોગની સ્થલમર્યાદા તેમજ સમય-મર્યાદા સૂચક ગણાય.

ઈરાની સામ્રાજ્યમાં આરામાઈક લિપિ પ્રચલિત હતી. એ સામ્રાજ્યની સત્તા ઉત્તર-પશ્ચિમ ભારત પર પ્રસરી હતી. આરામાઈક લિપિ અફઘાનિસ્તાનમાં મૌર્ય કાલ સુધી પ્રચલિત હતી ને ઈરાની સામ્રાજ્યની સૂબાગીરી દરમ્યાન ઉત્તર-પશ્ચિમ ભારતમાં આરામાઈક લિપિમાંથી વ્યુત્પન્ન થયેલી ખરોષ્ઠી લિપિ પ્રચલિત બની. વિદેશી શાસનોની અસર દૂર થતાં કુશાણકાલ પછી એ સદંતર લુપ્ત થઈ.

બ્રાહ્મી લિપિની ઉત્પત્તિનો પ્રશ્ન અટપટો છે. આદ્ય-ઐતિહાસિક હડપ્પા સંસ્કૃતિના અવશેષોમાં નાના નાના હજારો અભિલેખ મળ્યા છે, પરંતુ હજી એ લિપિ ઊકલી શકી નથી. ઐતિહાસિક કાલની બ્રાહ્મી લિપિ એ પુરાતન લિપિમાંથી વ્યુત્પન્ન થઈ હોય એવો સંભવ રહેલો છે, પરંતુ એ લિપિનાં ચિહ્નોનો અર્થ નક્કી ન થાય ત્યાં

સુધી એનો કંઈ નિર્ણય થઈ શકે નહિ. બ્રાહ્મી લિપિની વર્ણમાલાનું ભારતીય સ્વરૂપ જોતાં એ લિપિ વહેલીમોડી ભારતમાં જ ઉત્પન્ન થઈ હોવા સંભવે છે. આ લિપિ ભારતમાં લગભગ તમામ પ્રદેશોમાં પ્રચલિત હતી; માત્ર ઉત્તર-પશ્ચિમ પ્રદેશમાં ગુપ્તકાલ પહેલાં એની જગ્યાએ ખરોષ્ઠી લિપિ વપરાતી એટલું જ.

લગભગ ઈ. પૂ. ૫૦૦ થી ઈ. સ. ૩૦૦ સુધીના એના પ્રાચીન સ્વરૂપને બ્રાહ્મી તરીકે જ ઓળખવામાં આવે છે, પરંતુ એનાં એ પછીનાં સ્વરૂપો જુદા જુદા નામે ઓળખાય છે. ઉત્તર ભારતમાં ગુપ્ત કાલ દરમ્યાન અર્થાત્ ચોથી અને પાંચમી સદીમાં એનું જે સ્વરૂપ પ્રવર્તતું તેને ગુપ્ત લિપિ કહે છે. છઠ્ઠીથી નવમી સદી દરમ્યાન એમાંથી જે કુટિલ (વાંકાચૂકો) મરોડ પ્રચલિત થયો, તેને કુટિલ લિપિ કહે છે. એમાંથી પ્રાચીન નાગરી લિપિ ઉદ્ભવી. એની પૂર્વ શાખામાંથી બંગાળી–આસામી લિપિ નીકળી. પ્રાચીન નાગરીમાંથી હાલની દેવનાગરી, કૈથી અને ગુજરાતી જેવી અર્વાચીન લિપિઓ વિકસી. ઉત્તર-પશ્ચિમ ભારતમાં એની સમકાલીન શારદા લિપિ ઘડાઈ, જેમાંથી હાલની કાશ્મીરી તથા ટાકરી લિપિ નીકળી. પંજાબની ગુરુમુખી લિપિના ઘણા અક્ષર પણ એમાંથી નીકળેલા છે. જૂની બંગાળી–આસામીમાંથી હાલની બંગાળી, આસામી, મૈથિલી અને ઉડિયા લિપિ નીકળી છે.

દક્ષિણ ભારતમાં બ્રાહ્મી લિપિનાં જુદાંજુદાં રૂપાંતર થયાં. પશ્ચિમ ભારતના પ્રદેશમાં પાંચમી સદીથી નવમી સદી દરમ્યાન જે લિપિ પ્રવર્તી, તેને પશ્ચિમી લિપિ કહે છે. ગુજરાતનાં મૈત્રકકાલીન તામ્રપત્ર આ લિપિમાં કોતરાયાં છે. આ દરમ્યાન મધ્ય પ્રદેશમાં વળી જુદું સ્વરૂપ ઘડાયું, એને મધ્યપ્રદેશી લિપિ કહે છે. એના અક્ષરોની આકૃતિ બહુધા સમકોણ હોય છે ને એનાં માથાં ચોખૂણિયાં અથવા પેટીઘાટનાં હોય છે. કલિંગ પ્રદેશમાં પણ લગભગ એવી લિપિ ઘડાઈ, પરંતુ આગળ જતાં એનો મરોડ ગોળ થયો, આન્ધ્ર–કર્ણાટકમાં એક જુદું સ્વરૂપ ઘડાયું, જેમાંથી હાલની તેલુગુ તથા કાનડી લિપિ નીકળી છે. તામિલ પ્રદેશમાં સાતમી સદીથી જૂની તામિલ લિપિ ઘડાવા લાગી. આ લિપિમાં કેટલાક અક્ષરો માટે બબ્બે કે ચચ્ચાર ચિહ્નોને બદલે એક જ ચિહ્ન હોય છે. નાગરીના ૩૩ વ્યંજનોને માટે એમાં માત્ર ૧૪ ચિહ્ન છે, આથી એ પ્રદેશમાં સંસ્કૃત ગ્રંથો લખવા માટે વિશિષ્ટ લિપિ પ્રયોજાઈ, જેને ગ્રંથ-લિપિ કહે છે. એમાંથી હાલની મલયાલમ અને તુળુ લિપિ થઈ. જૂની તામિલમાંથી વર્તમાન તામિલ નીકળી.

આ પરથી જણાશે કે ભારતની લગભગ બધી અર્વાચીન લિપિઓ–દ્રવિડ ભાષાકુલની ભાષાઓ માટે વપરાતી તામિલ તેલુગુ વગેરે લિપિઓ સુદ્ધાં–પ્રાચીન બ્રાહ્મી લિપિમાંથી ઊતરી આવેલી છે. મુસ્લિમ શાસન-કાલ દરમ્યાન અરબી–ફારસીમાંથી ઉર્દૂ લિપિ ઘડાઈ તે એક જ અપવાદ છે.

પ્રાચીન સાહિત્યમાં તે તે સમયની ભાષા સચવાય છે, જ્યારે પ્રાચીન અભિલેખોમાં તો તે તે સમયની ભાષા ઉપરાંત લિપિ પણ સચવાઈ રહે છે. વર્તમાન લિપિઓનાં પ્રાચીન રૂપાંતરોની માહિતી માટે અભિલેખો હસ્તલિખિત ગ્રંથો કરતાં યે વધુ ઉપયોગી નીવડચા છે, કેમકે ભૂર્જપત્ર તથા તાડપત્ર જેવાં સાધનો થોડી સદીઓ સુધી જ ટકે છે, જ્યારે શિલા અને ધાતુ જેવા પદાર્થ સહસ્રાબ્દીઓ સુધી ટકી રહે છે.

અભિલેખો બહુધા શિલા કે ધાતુ પર કોતરાય છે. શિલાલેખો ખડક, તકતી, સ્તંભ, મૂર્તિ, પાત્ર ઇત્યાદિ પર કોતરેલા હોય છે, જ્યારે ધાતુલેખો મોટે ભાગે તામ્રપત્રો, ધાતુપ્રતિમાઓ, ધાતુનાં ઓજારો અને વાસણો પર કોતરેલા હોય છે. તાંબાનાં પતરાંની જેમ ક્વચિત્ સોના તથા ચાંદીનાં પતરાં પર પણ કંઈ લખાણ કોતર્યું હોય છે, ખાસ કરીને ધાર્મિક. તામ્રપત્રો પર મોટે ભાગે ભૂમિદાનને લગતાં રાજશાસન કોતરેલાં હોય છે, જે દાન લેનારના કુટુંબને પેઢીઓ લગી ટકે તેવા જ દસ્તાવેજ તરીકે કામ લાગે છે. પાષાણ તથા ધાતુની પ્રતિમાઓની બેસણી કે પીઠ પર મોટે ભાગે એ પ્રતિમા કરાવનાર તથા એની પ્રતિષ્ઠાને લગતી હકીકત લખેલી હોય છે. શિલાલેખોના વિષય અનેક પ્રકારના હોય છે, જેવા કે રાજાઓ, મંત્રીઓ વિદ્વાનો વગેરે મહાપુરુષોની પ્રશસ્તિઓ, કોઈ પરાક્રમ કે દિગ્વિજયની નોંધ, દેવાલય જળાશય વગેરે કરાવ્યાની હકીકત, રાજકીય કે વહીવટી ફરમાન, ધાર્મિક શાસન, કોઈ યાદગાર પૂર્વજ કે બનાવની નોંધ, ધાર્મિક કે સાહિત્યિક કૃતિઓના ઉતારા વગેરે.

શિલાલેખો, તામ્રપત્રો, પ્રતિમાલેખો ઇત્યાદિ અભિલેખો પરથી તે તે સમયની ભાષા તથા લિપિના સ્વરૂપના સીધા નમૂના મળે છે એટલું જ નહિ, તે તે સમયના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસને લગતી અનેક વિગતો જાણવા મળે છે. અશોકના શિલાલેખો પરથી એની ધર્મભાવના અને એના પ્રચાર વિશે, સમુદ્રગુપ્તના સ્તંભલેખ પરથી એના દિગ્વિજય વિશે, ક્ષત્રપોના સિક્કાલેખો પરથી એમની વંશાવળી તથા સાલવારી વિશે, મૈત્રકોનાં તામ્રપત્રો પરથી એ રાજવંશ ઉપરાંત એ સમયના ધર્મસંપ્રદાયો, અધિકારીઓ, વહીવટી વિભાગો વગેરે વિશે, વસ્તુપાલ તથા તેજપાલના લેખો પરથી એમણે બંધાવેલાં ધર્મસ્થાનો વિશે, સોમનાથ પાટણના શિલાલેખો પરથી ત્યાંના સોમનાથ મંદિર તથા તેના મહંતો અને વિદ્વાનો વિશે, દેવકુલિકાઓમાંની પ્રતિમાઓ પરના લેખો પરથી તે તે પ્રતિમા કોણે, ક્યારે, કોના પુણ્ય માટે કરાવી તે વિશે—એમ વિવિધ અભિલેખો પરથી અનેક પ્રકારની ઐતિહાસિક તથા સાંસ્કૃતિક માહિતી મળે છે.

ઘણાખરા અભિલેખોમાં તે તે ઘટનાને લગતી મિતિ આપી હોય છે. કેટલીક વાર માત્ર વર્ષ, તો કેટલીક વાર વર્ષ ઉપરાંત માસ પક્ષ તિથિ ઇત્યાદિ પણ આપે છે. કેટલીક વાર આ વર્ષ કયા સંવતનું છે તે જણાવતા નહિ. ત્યારે એ પૂર્વાપર સંબંધ પરથી નક્કી કરવું પડે છે. શરૂઆતમાં તો તે તે રાજાના રાજ્યકાલનાં વર્ષ આપવામાં આવતાં. અશોકના શિલાલેખોમાં આવાં વર્ષ આપેલાં છે. શક રાજાઓના લેખોમાં સીધાં વર્ષ આપતા, તે શક સંવતનાં હોવાનું જણાય છે. શક સંવત જ્યોતિષના ક્ષેત્રમાં સમસ્ત દેશમાં અને વ્યવહારમાં દક્ષિણ ભારતમાં પ્રચલિત છે. ભારત સરકારે રાષ્ટ્રીય પંચાંગમાં આ સંવતની પસંદગી કરી છે. વિક્રમ સંવત ભારતના ઘણા પ્રદેશોમાં સૈકાઓથી પ્રચલિત છે. અભિલેખોમાં એનો એ નામે પ્રયોગ છેક નવમી સદીથી મળે છે. એ પહેલાં માલવગણ સંવત અને કૃતસંવત એવા ઉલ્લેખ આવે છે, એ વિક્રમ સંવતનાં પ્રાચીન નામ સૂચવતા જણાય છે. ગુજરાતમાં વિક્રમ સંવત પ્રચલિત છે. અહીં એનાં વર્ષ કાર્તિકાદિ (કાર્તિકથી શરૂ થતાં) ગણાય છે, જ્યારે ઉત્તર ભારતમાં એનાં વર્ષ ચૈત્રાદિ ગણાય છે. શક સંવતનાં વર્ષ બધે ચૈત્રાદિ છે. ઉત્તર ભારતમાં વિક્રમ સંવતનું વર્ષ વહેલું શરૂ થાય છે; ગુજરાતમાં એ પછી સાત મહિને એ વર્ષ બેસે છે. એવો બીજો તફાવત માસની ગણતરીમાં રહેલો છે. ગુજરાતમાં હાલ મહિનો સુદ પડવાએ શરૂ થાય છે ને અમાસે પૂરો થાય છે, જ્યારે ઉત્તર ભારતમાં મહિનો વદ પડવાએ શરૂ થાય છે ને પૂનમે પૂરો થાય છે. બંને પદ્ધતિમાં શુકલ પક્ષ એક જ મહિનાનો ગણાય છે, પણ કૃષ્ણ પક્ષના મહિનાના નામમાં ફેર પડે છે. દા. ત., કાર્તિક સુદને બંને પ્રદેશોમાં કાર્તિકનો શુકલ પક્ષ ગણે છે, પરંતુ એ પહેલાંના કૃષ્ણ પક્ષને અહીં આસોનો કૃષ્ણ પક્ષ ગણીએ છીએ, જ્યારે ઉત્તર ભારતમાં એને કાર્તિકનો કૃષ્ણ પક્ષ ગણે છે. આથી ત્યાં કૃષ્ણ પક્ષ પહેલો આવે છે ને અહીં શુકલ પક્ષ. ગાંધીજીનો જન્મદિવસ અહીં ભાદરવા વદ બારસે ગણાય છે; એ દિવસ ત્યાં આસો વદનો ગણાય છે. વિક્રમ સંવતના વર્ષમાંથી ૫૭–૫૬ બાદ કરવાથી ઈસ્વી સનનું વર્ષ આવે છે ને શક વર્ષમાં ૭૮–૭૯ ઉમેરવાથી.

પ્રાચીન અભિલેખોમાં આ ઉપરાંત બીજા કેટલાક સંવત વપરાતા, જેમકે ગુપ્ત સંવત (આરંભ–ઈ. સ. ૩૧૯), વલભી સંવત (આરંભ–ઈ. સ. ૩૧૮), કલચુરિ સંવત (આરંભ–ઈ. સ. ૨૪૯), હર્ષ સંવત (આરંભ–ઈ. સ. ૬૦૬) વગેરે. મુસ્લિમ લેખોમાં હિજરી સન વપરાય છે, જે ઈ. સ. ૬૨૨માં શરૂ થઈ. બંગાબ્દ ઈ. સ. ૫૯૩થી શરૂ થાય છે.

ભારતીય વિદ્યાની વિવિધ સાધનસામગ્રીમાં ઇતિહાસના પ્રાચીન ગ્રંથોની ઘણી ઊણપ રહેલી છે, પરંતુ રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસનાં સાધનોમાં પ્રાચીન અભિલેખોની સંપત્તિ વિપુલ પ્રમાણમાં રહેલી છે. બસો વર્ષ થવા આવ્યાં, મળેલા અભિલેખો પરથી વધુ ને વધુ માહિતી તારવી શકાય છે તેમજ વર્ષ પ્રતિવર્ષ વધુ ને વધુ અભિલેખ મળતા જાય છે. ભારતીય અભિલેખ-વિદ્યા એ ખરેખર ભારતીય વિદ્યાનું એક મહત્ત્વનું અંગ છે.

*

# ભારતીય અર્થકારણની રૂપરેખા-૨

## ખેતી

ન. ઉ. રાજગુરુ

[અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

### ૧. પ્રાસ્તાવિક

માનવીની આર્થિક પ્રવૃત્તિઓના ચાર ધંધાકીય ક્ષેત્રો સામાન્ય રીતે માની શકાય:

(૧) પ્રાથમિક અથવા ખેતીવાડી વિભાગ,
(૨) બીજો „ ઔદ્યોગિક વિભાગ
(૩) ત્રીજો „ વ્યાપાર વિભાગ અને
(૪) ચોથો „ સેવાઓનો વિભાગ.

### ખેતીવાડી વિભાગની વિવિધ પ્રવૃત્તિઓ:

અહીં આપણે પ્રાથમિક વિભાગ—ખેતીવાડી વિભાગ વિષે વિચાર કરીશું.

પ્રથમ પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે પ્રાથમિક એવા આ ધંધાકીય ક્ષેત્રમાં માનવીની કઈ કઈ આર્થિક પ્રવૃત્તિઓનો સમાવેશ થઈ શકે. આ પ્રશ્નના જવાબ વિષે વિદ્વાનોમાં ખાસ મતભેદ નથી. સામાન્ય રીતે અર્થતંત્રના ગ્રામ્ય વિભાગમાં થતી મોટા ભાગની પ્રવૃત્તિઓનો આમાં સમાવેશ થાય છે. પ્રથમ તો, જમીનમાં પાક ઉગાડવાની પ્રવૃત્તિ તે આ વિભાગની મુખ્ય પ્રવૃત્તિ છે. અને તેથી તો આ વિભાગને ખેતીવાડી વિભાગ તરીકે પણ ઓળખવામાં આવે છે. અનાજ, કઠોળ, તેલીબિયાં (અનાજ અને કાચા માલ)નું ઉત્પાદન જમીનમાંથી લેવામાં આવે છે. આ ઉપરાંત પશુપાલન અને પશુસંવર્ધનનો ધંધો પણ આ વિભાગનો જ ગણાય છે. પશુપાલન, દૂધ તથા દૂધની વિવિધ બનાવટોનું ઉત્પાદન, માંસ, હાડકાં, ચામડાં વ. નું ઉત્પાદન પણ આમાં આવી જાય છે. જ્યાં જ્યાં ઘાસચારાની અને પાણીની પૂરતી સગવડ છે ત્યાં આ વ્યવસાય વિકસે છે. આમાં જો ઘેટાંનો ઉછેર થતો હોય તો ઊન પણ ઉત્પન્ન થાય છે. પ્રાથમિક વિભાગના બધા જ વ્યવસાયોમાં આ બે મુખ્ય છે.

આ ઉપરાંત જ્યાં જ્યાં જળાશયો તથા સાગરકાંઠો છે ત્યાં ત્યાં મત્સ્ય-ઉદ્યોગ પણ વિકસે છે. મત્સ્ય-ઉદ્યોગ એ પ્રાથમિક વિભાગની જ એક આર્થિક પ્રવૃત્તિ મનાય છે. ખાણોમાંથી ખનીજ દ્રવ્યોના ખોદકામની પ્રવૃત્તિને પણ આ વિભાગમાં સમાવી લેવામાં આવી છે. વળી, આ ઉપરાંત ક્યાંક કોશેટા-ઉછેરથી રેશમનો ઉદ્યોગ, મરઘાં, બતકાંનો ઉછેર તથા મધમાખીઓનો ઉછેર પણ ચાલે છે. આ તમામ પ્રવૃત્તિઓનો સમાવેશ પ્રાથમિક વિભાગમાં થાય છે.

પ્રાથમિક વિભાગની ઉપરની તમામ પ્રવૃત્તિઓ તપાસતાં એક સામાન્ય મુદ્દો એ જણાય છે કે આ બધી જ પ્રવૃત્તિઓ કાંઈક કાંઈક ઉત્પાદનને અનુલક્ષીને જ છે અને તે સર્વેમાં મનુષ્ય કરતાં કુદરતનો ફાળો વિશેષ-પ્રભુત્વવાળો—માલૂમ પડે છે. કુદરતી સંપત્તિ (પશુ-સંપત્તિ, વનસ્પતિ-સંપત્તિ અને ખનીજ સંપત્તિ)નો પ્રત્યક્ષ ઉપયોગ કરીને કાંઈક ઉત્પાદન લાવવાનો માનવ-પ્રયાસ આ સર્વ આર્થિક પ્રવૃત્તિઓમાં છે. આનો અર્થ એ છે કે ઉત્પાદનના પ્રમાણ તથા ગુણવત્તાનો આધાર માનવ શક્તિથી પર એવાં કુદરતી પરિબળો ઉપર વધુ છે. જો કુદરતી પરિબળો સાનુકૂળ હોય તો ઉત્પાદન વધુ આવે અને કુદરતી પરિબળો પ્રતિકૂળ હોય તો ઉત્પાદન ઓછું આવે. આધુનિક સંશોધનોથી આ પરિસ્થિતિમાં ફેર જરૂર પડયો છે, પરંતુ આ ફેર નિર્ણાયક ફેર નથી. કુદરત જો પ્રતિકૂળ જ હોય તો ગમે તેવા માનવ પ્રયાસથી પણ ઉત્પાદન વધારે ન જ આવી શકે. આમ આ પ્રાથમિક અથવા ખેતીવાડી વિભાગની તમામ આર્થિક પ્રવૃત્તિઓ કુદરતના ક્ષેત્રે છે અને તેનો આધાર કુદરત ઉપર વધુ છે.

### ૨. ખેતીવાડીનું મહત્ત્વ અને ભારતમાં ખેતીવાડીનું સ્થાન

કોઈ પણ દેશના અર્થતંત્રમાં અનાજ અને કાચાં માલનું મહત્ત્વ ક્યારેય ઓછું આંકવામાં આવ્યું નથી. દેશ ઔદ્યોગિક રીતે આગળ વધેલો હોય કે પછાત હોય, પણ ખેતોત્પાદનનું મહત્ત્વ હમેશાં અગત્યનું રહ્યું છે. દેશ અનાજ અને કાચો માલ પોતે ઉત્પન્ન કરી લે કે પરદેશથી મંગાવીને

વાપરે, પણ આ પદાર્થો વગર ભાગ્યે જ ચલાવી શકાય.

અણવિકસિત પ્રદેશોમાં તો ખેતીવાડીનું પ્રભુત્વ જ માલૂમ પડે છે. રાષ્ટ્રના ઉત્પાદનમાં, વપરાશમાં, રોજગારીમાં તથા રાષ્ટ્રીય આવકમાં ખેતીવાડીનો ફાળો બીજા વિભાગોના ફાળા કરતાં વધુ હોય છે. ઔદ્યોગિક ક્ષેત્રના ફાળા કરતાં ખેતીવાડી ક્ષેત્રનો ફાળો ગણનાપાત્ર છે. તે ઉપરાંત જે દેશો આજે ઔદ્યોગિક રીતે વિકાસ પામી ચૂકયા છે તે દેશોમાં પણ એક સમયે આવી જ પરિસ્થિતિ પ્રવર્તમાન હતી. આમ આર્થિક વિકાસના શરૂઆતના સમયમાં ખેતીવાડી જ પ્રથમ આધારરૂપે હોય છે.

જે જે પ્રદેશોમાં જમીનનું પ્રમાણ વિશાળ છે ત્યાં ઔદ્યોગિક વિકાસ સાથે ખેતીવાડી પણ ખૂબ વિકસાવવામાં આવી છે. અમેરિકા (યુ. એસ. એ.) અને કેનેડા આનાં ઉદાહરણો છે. વળી, તે ઉપરાંત અમુક દેશો તો એવા પણ છે કે જ્યાં જમીનનું પ્રમાણ વિશાળ નથી અને જમીનની ભારે ખેંચ છે ત્યાં પણ ખેતીવાડી ઘણું જ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. જાપાન આ માટે જ્વલંત દાખલો પૂરો પાડે છે. આ ઉપરાંત એવા પણ પ્રદેશો છે જ્યાં ઉદ્યોગોનો વિકાસ માત્ર નહિવત્ છે અને ખેતીવાડીનો વિકાસ એટલો બધો સારો છે કે આ દેશો ઔદ્યોગિક વિકાસ વગર દુનિયાના આગળ પડતા દેશોની હરોળમાં સ્થાન મેળવે છે. ન્યૂઝીલૅન્ડ અને ઑસ્ટ્રેલિયા આનાં ઉદાહરણો છે. ન્યૂઝીલૅન્ડમાં ઔદ્યોગિક વિકાસ નહિવત્ છે. ખેતી, ઢોરઉછેર અને ડેરીઉદ્યોગ તથા મત્સ્ય ઉદ્યોગ વ. નો જંગી વિકાસ થવાથી, આ દેશ એટલું બધું કમાય છે કે ન્યૂઝીલૅન્ડમાં માથાદીઠ આવકનું પ્રમાણ ઈંગ્લૅંડ કરતાં વધુ છે, કદાચ અમેરિકાને પણ આંબી જાય છે. ખેતીવાડી અને તેને લગતા બીજા વ્યવસાયોના વિકાસ માટે કુદરતે ઘણી સારી સગવડ આપી છે. ખેતીવાડી વ.નો ઉત્પન્ન થએલો માલ પરદેશ મોકલાય છે અને બદલામાં જરૂરી તમામ પ્રકારનો ઔદ્યોગિક માલસામાન આયાત થાય છે. આમ, માત્ર ખેતીવાડી ક્ષેત્રના વિકાસથી પણ રાષ્ટ્ર ઘણું ધનાઢ્ય થઈ શકે છે. આવા દેશોમાં ખેતીવાડી ક્ષેત્રના મહત્ત્વ વિષેનો પ્રશ્ન પૂછવો જ અસ્થાને છે.

ખેતીવાડી વિભાગના મહત્ત્વ વિષે હજુ આપણે થોડુંક વધુ તપાસીએ.

કોઈ પણ દેશ જ્યારે આર્થિક વિકાસની શરૂઆત કરે ત્યારે પ્રથમ ખેતીવાડી ક્ષેત્રનો જ વિકાસ કરવો જોઈએ. જો આમ ન થાય અને આર્થિક વિકાસની શરૂઆતમાં ઔદ્યોગિક ક્ષેત્રના વિકાસ માટે શરૂઆત થાય તો આ પ્રયાસો નિષ્ફળ જ જાય છે. ઈંગ્લૅંડમાં જ્યારે ઔદ્યોગિક ક્રાંતિથી ઔદ્યોગિક ક્ષેત્રે આર્થિક વિકાસની શરૂઆત થઈ ત્યારે ખેતીવાડી ક્ષેત્રમાં ગણનાપાત્ર સુધારાઓ અને વિકાસના પરિબળો દાખલ થઈ ચૂકયાં હતાં. જો ખેતીવાડી ક્ષેત્રના આ ફેરફારો ન થયા હોત તો ઇંગ્લેન્ડને પણ ઔદ્યોગિકરણમાં રુકાવટ આવત.

આનું કારણ એ માનવામાં આવે છે કે ઔદ્યોગિકરણ માટે જરૂરી અનાજ અને કાચા માલનો પુરવઠો યોગ્ય અને સતત પ્રમાણમાં મળી રહેવો જ જોઈએ. જો આ પુરવઠો ન મળે તો ઔદ્યોગિક વિકાસનું કામ જ થંભાવી દેવું પડે. જો દેશનો ખેતીવાડી વિભાગ આ પુરવઠો પૂરો પાડી શકે તેમ ન હોય તો ઉદ્યોગોના વિકાસમાં મુશ્કેલી પડે. એક મુદ્દો છે કે આવો પુરવઠો તો વિદેશથી પણ લાવી શકાય. પરંતુ વિદેશથી પણ લાવતાં તેના બદલામાં ભરણું કરવું પડે, જે આર્થિક વિકાસના શરૂઆતના તબક્કામાં મુશ્કેલ પડે. ઇંગ્લેન્ડમાં ખેતીવાડીએ અનાજ અને કાચા માલનો પુરવઠો પૂરો પાડવા ઉપરાંત ઉદ્યોગોમાં જરૂરી મજૂર પુરવઠો પૂરો પાડવામાં પણ સારો ફાળો આપ્યો છે. ખેતીવાડીમાં જો સંશોધનો લાગુ ન પડાયાં હોત અને વ્યવસ્થાતંત્રમાં ફેરફારો ન થયા હોત તો તે દેશના ઔદ્યોગિકરણમાં જરૂર રુકાવટ આવત. જે ઇંગ્લેન્ડ માટે બન્યું છે તે સમગ્ર યુરોપ માટે પણ બન્યું છે.

અમેરિકા (યુ. એસ. એ.)ના આર્થિક વિકાસમાં પણ શરૂઆતમાં ખેતીવાડી સમૃદ્ધ થઈ, અને પછી ઔદ્યોગિક વિકાસ થયો છે. પ્રાથમિક વિભાગના ક્ષેત્રમાંથી ખનીજ સંપત્તિ, કાચો માલ, અનાજ વ. મળતાં ત્યાં પણ ઉદ્યોગો પછી વધુ સારા સ્વરૂપે વિકસ્યાં છે. રશિયામાં વ્યવસ્થામાં કાર્યદક્ષ ગણાતી એવી સામ્યવાદી વહીવટ પ્રથા હોવા છતાં પણ ઉદ્યોગોનો વિકાસ ખેતીવાડી પહેલાં થઈ શકયો નથી. અત્યારે ત્યાં પણ ખેતીવાડી-વિકાસ ઉપર ફરી વાર ધ્યાન કેન્દ્રિત થયું છે. જાપાનમાં પણ ખેતીનો વિકાસ પ્રથમ જ થયો છે. આ મુદ્દો ભારતમાં પણ સ્થાપિત થયો છે. ભારતની બીજી પંચવર્ષિય યોજનામાં

ખેતીવાડી કરતાં ઘણી વધુ ઝડપે અને વધુ પ્રમાણમાં ઉદ્યોગોના વિકાસના પ્રયત્નો થયા પણ જે પરિણામો બીજી યોજનામાં આવ્યાં તે બતાવે છે કે તે ગંભીર ભૂલ હતી, જે સુધારવાના પ્રયત્નો કાંઈક અંશે ત્રીજી યોજનામાં થયા છે. દક્ષિણ અમેરિકાના એકાદ દેશમાં ગંભીર રીતે ઉદ્યોગોને ખેતીવાડી પહેલાં વિકસાવવાના પ્રયત્નો થયા હતા. આનાં એવાં તો ભારે અને ખતરનાક પરિણામો આવ્યાં કે આર્થિક કટોકટી તો આવી જ પણ રાજકીય કટોકટી એવી આવી કે સરકારો જ ઊથલી પડી. દેશોને ભારે નુકસાન સહન કરવું પડયું. આમ પ્રાથમિક વિભાગને વિકસાવવાની શકયતા હોય ત્યારે તેને વિકસાવ્યા વગર જો ઉદ્યોગોના વિભાગને વિકસાવવા પ્રયત્ન થાય તો આ પ્રયત્ન નિષ્ફળ જ જાય છે. અહીં જ ખેતીવાડીનું આર્થિક વિકાસની સમગ્ર પ્રક્રિયામાં રહેલું મહત્ત્વ છતું થાય છે.

ભારતને માટે હાલને તબક્કે ખેતીવાડી વિભાગનું મહત્ત્વ ઘણું છે. દેશને ઉદ્યોગોના પાયા ઉપર વિકસાવવા માટે પણ ખેતીવાડીનો વિભાગ વિકસેલો હોવો જરૂરી છે. અનાજ અને કાચો માલ જો સતત અને પૂરતા પ્રમાણમાં ઉદ્યોગોને ન મળે તો કારખાનાંઓ ચાલતાં અટકી પડે. ભારતની બીજી યોજનામાં અનાજ અને કાચામાલના પુરવઠા કરતાં વધુ ઝડપથી અને વધુ પ્રમાણમાં ઔદ્યોગિકરણનો પ્રયાસ કરવામાં આવ્યો. પરદેશથી પુષ્કળ અનાજ અને કાચો માલ મંગાવવા છતાં પણ તંગી ન જ નિવારી શકાઈ. પરિણામે ભાવો વધ્યા અને બીજી યોજનાએ દેશને ભારે મુશ્કેલીમાં મૂકી દીધો. એટલે આ તબક્કે એ વાત બરાબર ધ્યાનમાં રાખવા જેવી છે કે ભારતના સંગીન આર્થિક વિકાસ માટે, ઔદ્યોગિકરણ જરૂરી હોવા છતાં પણ, ખેતીવાડી વિભાગની સંગીનતા હાંસલ કરવી અનિવાર્ય થઈ પડી છે.

આ મુદ્દાને વધુ સ્પષ્ટ કરવા ખેતીવાડીના થોડાક આંકડાઓ તપાસીએ.

## ભરણ-પોષણનો આધાર

પહેલી વાત તો એ જ કે આપણા દેશની કુલ વસતિનો ૭૦ % ભાગ માત્ર એક ખેતીવાડી વિભાગ ઉપર જ આધારિત છે, અને ૩૦ % ભાગ જ માત્ર ઉદ્યોગ તથા વેપાર-વણજ અને સેવાઓના ક્ષેત્રમાંથી પોતાનું ભરણપોષણ કરે છે. આમ દેશના મોટા ભાગના લોકો માટે ખેતી એ જ જીવન છે.

## રાષ્ટ્રીય આવકમાં ફાળો

કુલ રાષ્ટ્રીય આવક (ઉત્પાદન)માં ખેતીવાડીનો ફાળો કેટલો છે તે નીચેના આંકડાઓ દર્શાવે છે.

| ૧૯૫૦-'૫૧ | ૧૯૫૫-'૫૬ | ૧૯૬૦'-૬૧ | ૧૯૬૧-'૬૨ |
|---|---|---|---|
| ૪૮૯૦ | ૪૫૨૦ | ૬૯૦૦ | ૬૮૫૦ |
| | | | ઉત્પાદન (કરોડ રૂ.) |
| ૫૧.૩ % | ૪૫.૩ % | ૪૮.૭ % | ૪૬.૮ % |
| | | | કુલ રાષ્ટ્રીય ઉત્પાદનમાં ખેતીવાડીનો ફાળો |

ઉપરના આંકડાઓ દર્શાવે છે કે ૧૯૫૦'-૫૧માં કુલ રાષ્ટ્રીય આવકમાં ખેતીવાડીનો ફાળો ૫૧ % હતો તે વધઘટ થઈને અંતે ૧૯૬૧-'૬૨માં લગભગ ૪૭ % જેટલો માલૂમ પડે છે. દસથી બાર વર્ષના ગાળામાં ખેતી ઉપરનો આધાર આપણે માત્ર ૫ % જેટલો જ ઘટાડી શકયા છીએ. એટલે આમાંથી બે મુદ્દાઓ સ્પષ્ટ થાય છે: (૧) આપણા દેશમાં હજુ આજે પણ ખેતીવાડી વિભાગ ઉપર રાષ્ટ્રીય ઉત્પાદનનો ઘણો મોટો આધાર છે, જે લગભગ ૪૭ % જેટલો થવા જાય છે. (૨) ૧૦ થી ૧૨ વર્ષના આપણા આયોજિત વિકાસના પ્રયાસોમાં ઉદ્યોગોના વિકાસ ઉપર વધુ ભાર મૂકયો હોવા છતાં પણ ખેતીવાડી ઉપરના અવલંબનમાં માત્ર ૫ થી ૬ ટકાનો જ ફેર પાડી શકયા છીએ. આમ ખેતી ઉપરનું અવલંબન ઘટે છે, પરંતુ આ ઘટાડો ઘણો ધીમો છે. આમ ભારતમાં રાષ્ટ્રીય આવકના ક્ષેત્રે પણ ખેતીવાડી વિભાગનું મહત્ત્વ છતું થાય છે.

## રોજગારીમાં ફાળો

ભારતમાં રોજગારીના ક્ષેત્રે ખેતીવાડીનું મહત્ત્વ શું છે તે આંકડાઓ દ્વારા સમજવા પ્રયાસ કરીએ.

| વર્ષ | ૧૯૦૧ | ૧૯૫૧ | ૧૯૬૧ |
|---|---|---|---|
| આજીવિકા કમાનાર-ની કરોડ સંખ્યા. | ૧૧.૧૪ ક. | ૧૩.૯૫ ક. | ૧૮.૮૪ |
| પ્રાથમિક ઉદ્યોગોમાં કરોડ રોજગારી | ૮ ક. | ૧૦.૧૫ ક. | ૧૩.૬૨ |
| ટકાવારીમાં | ૭૧.૮૬ % | ૭૨.૬૯ % | ૭૨.૨૮ % |

ઉપરનો કોઠો તપાસતાં જણાય છે કે આજીવિકા કમાનારની કુલ સંખ્યામાં જરૂર વૃદ્ધિ થઈ છે. ઈ. સ.

૧૯૦૧ થી ઈ. સ. ૧૯૫૧ના ૫૦ વર્ષના ગાળામાં જે વૃદ્ધિ થઈ તે કરતાં પણ વધુ વૃદ્ધિ ઈ. સ. ૧૯૫૧ થી ઇ. સ. ૧૯૬૧ વચ્ચેના દસ વર્ષના ગાળામાં થઈ છે. તે જ રીતે આજીવિકા કમાનારની કુલ સંખ્યામાં ખેતીના ક્ષેત્રે આજીવિકા મેળવનારની સંખ્યામાં પણ વૃદ્ધિ થઈ છે. ઇ. સ. ૧૯૦૧ થી ઇ. સ. ૧૯૫૧ વચ્ચેના ગાળામાં જે વૃદ્ધિ થઈ છે તે કરતાં ૧૯૫૧ થી ૧૯૬૧ વચ્ચેના ગાળાની વૃદ્ધિ વધુ છે. પરંતુ જો ટકાવારીની દૃષ્ટિએ તપાસીએ તો જણાય છે કે ઇ. સ. ૧૯૦૧ અને ઇ. સ. ૧૯૬૧ વચ્ચેના સમયમાં પ્રાથમિક વિભાગ ઉપર આજીવિકા માટે આધાર રાખનાર લોકોની સંખ્યા ૭૨ %ની આસપાસ જ ફરતી રહી છે.

અહીં આપણે માટે અગત્યનો મુદ્દો એ છે કે ત્રણે વિભાગમાંથી પ્રાથમિક વિભાગ એકલો જ કુલ આજીવિકા મેળનારાઓમાંથી ૭૦ %ને રોજગારી આપે છે, અને દસ–બાર વર્ષના ઔદ્યોગિકરણના પ્રયાસે આ પરિસ્થિતિમાં નજીવો જ તફાવત પાડયો જણાય છે. આ બાબત પણ પ્રાથમિક ક્ષેત્રના મહત્ત્વનો જ સ્વીકાર કરે છે.

વપરાશના ક્ષેત્રે પણ આ બાબત મળી આવે છે. ભારત રાષ્ટ્રમાં જે કાંઈ વસ્તુઓ વપરાય છે તેમાંની મોટા ભાગની વસ્તુઓ પ્રાથમિક ક્ષેત્રની ઉત્પન્ન થયેલી વસ્તુઓ છે. ઔદ્યોગિક પેદાશની વપરાશ આ દેશમાં પ્રમાણમાં ઓછી છે. આમ વપરાશના ક્ષેત્રે પણ પ્રાથમિક વિભાગની વસ્તુઓનું જ પ્રભુત્વ જણાય છે.

ઉપર તપાસેલ તમામ બાબતો દેશની આર્થિક પરિસ્થિતિની અમુક કક્ષા બતાવે છે. દેશના અર્થતંત્રમાં ખેતીવાડીનું સ્થાન કેવું છે તે સ્પષ્ટ થાય છે, એટલું જ નહિ પણ તેના અમુક વિશિષ્ટ આર્થિક અને સામાજિક પરિણામો આવે છે.

ગામડાના આર્થિક અને સામાજિક વ્યવસ્થા-તંત્રની દૃષ્ટિએ પણ ખેતીનું સ્થાન ભારતમાં આગવું છે. ભારતમાં ખેતીનું વ્યવસ્થાતંત્ર નબળું છે. વધુ પડતી વસતિને લીધે જમીનના નાના નાના ટુકડાઓ થયા છે અને વ્યક્તિગત ખેતીની પ્રથા ભારતમાં પ્રચલિત છે. આ પરિસ્થિતિમાં ખેતીમાં સુધારણાને ઘણો ઓછો અવકાશ છે. જો ખેડાણ-ઘટકના કદમાં ફેરફાર થાય તો ખેતીમાં ઉત્પાદકતા વધવાની સંભાવના છે. સહકારી પ્રવૃત્તિનો ફેલાવો જો ખેતીવાડી અર્થતંત્રમાં થાય તો ખેડાણ-ઘટકના કદમાં વૃદ્ધિ થઇ શકે.

જ્યાં સુધી સંયુક્ત કુટુંબો અસ્તિત્વમાં રહે ત્યાં સુધી તો એક ખેતર પોતાનું કદ સાચવી શકે, પણ જ્યારે કુટુંબ વિભક્ત થાય ત્યારે એક ખેતરના પણ નાના ટુકડાઓ થાય, જે ઉત્પાદનને વિપરીત અસર કરે છે. આમ સામાજિક અને આર્થિક વ્યવસ્થાતંત્રની દૃષ્ટિએ ખેતીવાડી ઘણું મહત્ત્વ ધરાવે છે.

### ૩. ખેત-પેદાશમાં મુખ્ય પાકો, એકર દીઠ ઉત્પાદન તથા જમીનની ઉત્પાદકતા

ભારતીય આર્થિક પ્રવૃત્તિઓમાં ખેતીવાડીનું સ્થાન જોયા બાદ હવે આપણા દેશના આ વિભાગમાં શું ઉત્પન્ન થાય છે, તથા એકર દીઠ ઉત્પાદન શું છે વગેરે બાબતો સમજવા પ્રયાસ કરીએ.

ભારતના ખેતીવાડી વિભાગમાં ઉત્પન્ન થતા કુલ પાકો વિષેનો અભ્યાસ કરીએ ત્યાર પહેલાં કેટલી જમીન ખેડાણ તળે છે તે જોઈ લેવું જરૂરી છે. ભારતમાં કુલ ભૌગોલિક ક્ષેત્રફળ ૧૯૫૮-૫૯ની મોજણી અનુસાર ૮૦·૬૩ કરોડ એકર જમીન જેટલું અંદાજવામાં આવ્યું છે. આમાંથી ૮·૦૨ કરોડ એકર જમીનના ઉપયોગ વિષે કોઈ માહિતી મળતી નથી. બાકી રહેલ ૭૨·૬૧ કરોડ એકરની પરિસ્થિતિ નીચે પ્રમાણે છેઃ

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩·૦૧ | કરોડ | એકર | જમીન | જંગલો તળે. |
| ૧૧·૪૭ | ,, | ,, | ,, | બિન-ખેતીવિષયક ઉપયોગમાં |
| ૯·૭૪ | ,, | ,, | ,, | ઘાસચારા વગેરે ઉપયોગમાં |
| ૫·૯૮ | ,, | ,, | ,, | પડતર |
| ૩૨·૪૧ | ,, | ,, | ,, | ખેડાણ તળે. |
| ૭૨·૬૧ | ,, | ,, | ,, | |

ભારતની કુલ જમીનમાંથી લગભગ ૧૦ % જમીન વિષે કોઈ માહિતી મળતી નથી, જ્યારે બાકીની જમીન (૭૨·૬૧ કરોડ એકર)માંથી ૩૨·૪૧ કરોડ એકર જમીન ખેડાણ તળે છે. આ ખેડાણ તળેની કુલ જમીનમાંથી માત્ર ૧૬ થી ૧૮ % જેટલી જમીનમાં સિંચાઈની સગવડો છે, જ્યારે બાકીની બધી જ જમીનમાં સિંચાઈની સગવડો નથી અને માત્ર કુદરત ઉપર જ આધાર છે.

## મુખ્ય પાકો

આવી પરિસ્થિતિમાં જે કાંઈ ઉગાડવામાં આવે છે તે કેટલા પ્રમાણમાં અને કયા સમયે તે આપણે નીચે આપેલા કોઠા ઉપરથી જાણીએ:

### અનાજનું ઉત્પાદન

| પાકનું નામ | ૧૯૫૦-'૫૧ | ૧૯૬૧-'૬૨ |
|---|---|---|
| ચોખા | ૨૦·૬ મી. ટન | ૩૪·૧ મી. ટન |
| ઘઉં | ૬·૫ „ „ | ૧૧·૮ „ „ |
| જુવાર | ૫·૫ „ „ | ૭·૮ „ „ |
| બાજરી | ૨·૬ „ „ | ૩·૬ „ „ |
| મકાઈ | ૧·૭ „ „ | ૪·૧ „ „ |
| રાગી | ૧·૪ „ „ | ૧·૮ „ „ |
| જવ | ૨·૪ „ „ | ૩·૧ „ „ |
| મિલેટ | ૧·૮ „ „ | ૧·૯ „ „ |
| ચણા | ૩·૭ „ „ | ૫·૯ „ „ |
| બીજાં કઠોળ | ૪·૮ „ „ | ૫·૭ „ „ |
| કુલ અનાજ | ૫૦.૮ „ „ | ૭૯·૮ „ „ |

### વેપારી પાકોનું ઉત્પાદન

| પાકનું નામ | ૧૯૫૦-'૫૧ | ૧૯૬૧-'૬૨ |
|---|---|---|
| મગફળી | ૩૪૮૧૦૦૦ ટન | ૪૭૫૭૦૦૦ ટન |
| તલ | ૪૪૫૦૦૦ „ | ૩૭૨૦૦૦ „ |
| રાઈ | ૭૬૨૦૦૦ „ | ૧૩૦૫૦૦૦ „ |
| સરસવ | ૩૬૭૦૦૦ „ | ૩૯૭૦૦૦ „ |
| એરંડા | ૧૦૩૦૦૦ „ | ૧૦૩૦૦૦ „ |
| કુલ તેલીબિયાં | ૫૧૫૮૦૦૦ „ | ૬૯૩૪૦૦૦ „ |
| તંબાકુ | ૨૬૧૦૦૦ „ | ૩૪૪૦૦૦ „ |
| રૂ | ૨૯૧૦૦૦૦ „ | ૪૫૦૦૦૦૦ „ |
| શણ | ૩૨૮૩૦૦૦ „ | ૬૨૬૯૦૦૦ „ |
| શેરડી | ૫૭૦૦૦ „ | ૯૮૦૦૦ „ |
| ચા | ૨૭૫૦૦૦ „ | ૩૫૪૦૦૦ „ |
| કૉફી | ૨૫૦૦૦ „ | ૪૯૦૦૦ „ |
| રબર | ૧૪૦૦૦ „ | મળતા નથી. |

ઉપરના બંને પરિશિષ્ટોના આંકડા તપાસતાં નીચે પ્રમાણે તારવણી કાઢી શકાય:

(૧) ભારતના ખેતીવાડી અર્થતંત્રમાં બહુવિધ પ્રકારના પાકો ઉગાડવામાં આવે છે. કોઈ એક કે બે પાક ઉગાડવા તરફ તમામ શક્તિ અને ધ્યાન કેન્દ્રિત કરવાની વિશિષ્ટ પ્રકારની પદ્ધતિ આ દેશમાં નથી, પણ પ્રજાને જરૂરી તમામ પ્રકારના પાકો જાતે ઉગાડી લેવાની વૃત્તિ ભારતના ખેતીવાડી અર્થતંત્રમાં માલૂમ પડે છે.

(૨) અનાજના પાકો અને બિનઅનાજના પાકો વચ્ચેના પ્રમાણમાં બિનઅનાજના પાકો ઉપર અનાજના પાકોનું પ્રભુત્વ માલૂમ પડે છે. ઉત્પાદન પરિમાણ અને ઉત્પાદન મૂલ્યના અને ક્ષેત્રમાં બિનઅનાજના પાકો કરતાં અનાજના પાકોનું પ્રમાણ વધુ છે. આ ઉપરથી બીજો મુદ્દો પણ તારવી શકાય કે ઔદ્યોગિકરણના ધસારાએ હજુ અનાજના પાકોના પ્રમાણને ભારે અસર કરી નથી.

(૩) છેલ્લાં ૧૦ થી ૧૨ વર્ષના ગાળામાં ખેતીવાડી ઉત્પાદનમાં સામાન્ય રીતે વૃદ્ધિ માલૂમ પડે છે. ૧૯૫૦-૫૧માં અનાજનું કુલ ઉત્પાદન ૫૦·૮ મીલિયન ટન હતું જે વધીને ૧૯૬૧-૬૨માં લગભગ ૮૦ મીલિયન ટન જેટલું થવા જાય છે. એ જ રીતે તેલીબિયાંનું કુલ ઉત્પાદન ૫૧૫૮ ટન ૧૯૫૦-૫૧માં હતું જે વધીને ૧૯૬૧-૬૨માં ૬૯૩૪ ટન જેટલું થવા જાય છે. અનાજ અને વેપારી પાકોમાં થઈને માત્ર બે પાકો જ અપવાદનું વલણ દર્શાવે છે. તલમાં ઉત્પાદન ઘટ્યું છે અને એરંડામાં ઉત્પાદન સ્થિર રહ્યું છે.

(૪) અનાજમાં ચોખાનો પાક સૌથી વધુ ઉત્પાદનનું પ્રમાણ બતાવે છે અને વેપારી પાકોમાં મગફળી સૌથી વધુ પ્રમાણ બતાવે છે, અને ત્યાર પછી શણ, રૂ અને ચા પ્રમાણની દૃષ્ટિએ ઠીકઠીક મહત્ત્વ ધારણ કરે છે.

## એકર દીઠ ઉત્પાદન

એકર દીઠ ખેતીવાડી ઉત્પાદન આપણે તપાસવાનું છે. આ માટે ખેતીના પાકોના વાવેતર માટે કેટલી જમીન વપરાશમાં આવી છે તે તથા તેટલી જમીનમાં કુલ કેટલું ખેતીવાડી ઉત્પાદન થયું છે તે તપાસી બન્નેની સરખામણી કરતાં આપણી પાસે કુલ વાવેતરના એકમ (એકર અથવા હેકરટ) દીઠ શું વાવેતર છે તેનો ખ્યાલ આવી શકશે.

### ભારતમાં અનાજનું કુલ વાવેતર અને ઉત્પાદન

| | '૫૦-'૫૧ | '૫૫-'૫૬ | '૬૦-'૬૧ | '૬૧-'૬૨ |
|---|---|---|---|---|
| અનાજનું કુલ વાવેતર (મીલિ. હેકટરમાં) | ૯૭·૩ | ૧૧૦·૬ | ૧૧૩·૨ | ૧૧૪·૩ |
| અનાજનું કુલ ઉત્પાદન (મીલિ. ટનમાં) | ૫૦·૮ | ૬૬·૮ | ૮૧·૦ | ૭૯·૮ |
| હેકટર દીઠ અનાજનું ઉત્પાદન (ટનમાં) | ·૫૨ | ·૬૦ | ·૭૧ | ·૭૦ |

### ભારતમાં વેપારી પાકો (તેલીબિયાં)નું કુલ વાવેતર અને ઉત્પાદન

| | '૫૦-'૫૧ | '૫૫-'૫૬ | '૬૦'-૬૧ | '૬૧-'૬૨ |
|---|---|---|---|---|
| કુલ વાવેતર (હજાર હેકટરમાં) | ૧૦૭૨૭ | ૧૨૦૮૬ | ૧૩૫૧૧ | ૧૩૮૯૨ |
| કુલ ઉત્પાદન (હજાર ટનમાં) | ૫૧૫૮ | ૫૭૩૫ | ૬૬૨૪ | ૬૯૩૪ |
| હેકટર દીઠ ઉત્પાદન (ટનમાં) | ·૪૭ | ·૪૭ | ·૫૦ | ·૫૦ |

ઉપર લીધેલા આંકડા આપણને ઘણુંઘણું બતાવે છે. ઈ. સ. ૧૯૫૦-૫૧ થી શરૂ કરી ઈ. સ. ૧૯૬૧-૬૨ સુધીમાં અનાજના વાવેતરમાં ગણનાપાત્ર વધારો થાય છે. ૯૭ મી. હેકટરમાંથી અનાજના વાવેતર માટે ૧૧૪ મી. હેકટર સુધી જમીનની વપરાશ પહોંચે છે, અને ઉત્પાદન ૫૧ મી. ટનમાંથી લગભગ ૮૦ મી. ટન સુધી પહોંચે છે. પરિણામે એક હેકટર દીઠ અનાજનું ઉત્પાદન ·૫૨ ટન હતું તે વધીને ·૭૦ ટન સુધી પહોંચે છે. આમ ઉત્પાદન અને વાવેતર બંનેમાં વૃદ્ધિ જ થાય છે, જોકે આ વૃદ્ધિ પ્રમાણમાં ધીમી છે.

લગભગ આવું જ વાણિજ્ય પાકોમાં પણ બને છે. ઈ. સ. ૧૯૫૦-૫૧માં જે વાવેતર ૧૦૭૨૭ હજાર હેકટરમાં હતું તે ૧૯૬૧-૬૨ સુધીમાં ૧૩૮૯૨ હજાર હેકટર જેટલું થાય છે. કુલ ઉત્પાદનમાં પણ વૃદ્ધિ થાય છે. ૫૧૫૮ હજાર ટનમાંથી ઉત્પાદન વધીને ૬૯૩૪ હજાર ટન સુધી ઉત્પાદન પહોંચે છે. અને તે હેકટર દીઠ ·૪૭ ટનથી વધીને ·૫૦ ટન સુધી પહોંચે છે. આમ અનાજની જ માફક વેપારી પાક (તેલીબિયાં)માં પણ ઉત્પાદન વધે જ છે, પણ આ વૃદ્ધિ ઘણી ધીમી છે.

### આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે સરખામણી

હવે, આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ખેતીવાડી ઉત્પાદકતા શી છે તે જોઇએ. નીચે આપેલ કોઠો આપણને દરેક ખંડના બે પ્રદેશોની ખેતીવાડી ઉત્પાદનના આંક બતાવે છે. એક તે ખંડમાં સૌથી વધુ આંક ધરાવતો પ્રદેશ છે. જ્યારે એક તે ખંડમાં સૌથી ઓછો આંક ધરાવતો પ્રદેશ છે. ભારતને પણ આપણે સાથે લઇએ છીએ. આમ, આપણને તુલનાત્મક દૃષ્ટિએ પણ કાંઈક ખ્યાલ જરૂર આવશે.

### ખેતીવાડી ઉત્પાદનના આંક (૧૯૫૨-૫૩=૧૦૦)

| ખંડ | દેશ | ૧૯૫૨–૫૩ | ૧૯૬૦–૬૧ |
|---|---|---|---|
| આફ્રિકા: | મોરોક્કો | ૧૦૦ | ૧૦૨ |
| | ટ્યુનિશિયા | ૧૦૦ | ૧૨૮ |
| | ઇજિપ્ત | ૧૦૦ | ૧૨૩ |
| ઉ. અમેરિકા: | કૅનેડા | ૧૦૦ | ૧૦૭ |
| | મેક્સિકો | ૧૦૦ | ૧૩૭ |
| | યુ. એસ. એ. | ૧૦૦ | ૧૦૯ |
| દ. અમેરિકા: | ઉરુગ્વે | ૧૦૦ | ૮૭ |
| | બ્રાઝિલ | ૧૦૦ | ૧૩૩ |
| એશિયા: | ઇરાક | ૧૦૦ | ૧૦૦ |
| | ઈઝરાઇલ | ૧૦૦ | ૧૬૩ |
| | ભારત | ૧૦૦ | ૧૧૯ |
| | પાકિસ્તાન | ૧૦૦ | ૧૧૨ |
| | જાપાન | ૧૦૦ | ૧૨૫ |
| યુરોપ: | સ્વીડન | ૧૦૦ | ૧૦૦ |
| | યુગોસ્લાવિયા | ૧૦૦ | ૧૪૮ |
| | ઈંગ્લેન્ડ | ૧૦૦ | ૧૧૭ |
| | ફ્રાંસ | ૧૦૦ | ૧૨૫ |
| | પ. જર્મની | ૧૦૦ | ૧૨૩ |
| | ઑસ્ટ્રેલિયા | ૧૦૦ | ૧૨૧ |
| | ન્યુઝીલેન્ડ | ૧૦૦ | ૧૨૧ |

ઉપરના ખેતીવાડી ઉત્પાદનના આંક તપાસતાં જણાય છે કે બધા દેશોને ઉત્પાદનની વૃદ્ધિના દર મુજબ ત્રણ વિભાગમાં મૂકી શકાય. એક વિભાગ સૌથી વધુ ઉત્પાદનનો છે, જેમાં ઈઝરાઈલ, જાપાન, યુગોસ્લાવિયા વ. દેશોનો સમાવેશ થાય છે. આ બધા દેશોએ ૧૯૫૨-૫૩ થી ૧૯૬૦-૬૧ દરમ્યાન ઉત્પાદનમાં સૌથી વધુ વધારો કર્યો છે. બીજા વિભાગમાં મધ્યમ ઝડપવાળાં ભારત જેવાં રાષ્ટ્રોનો સમાવેશ થાય, જેમણે પ્રમાણમાં ઓછી ઝડપે

ખેતીવાડી ઉત્પાદનમાં વૃદ્ધિ કરી છે અને છેલ્લે ત્રીજા વિભાગમાં સૌથી ઓછા વૃદ્ધિના દરવાળાં રાષ્ટ્રોનો સમાવેશ થાય છે. આમાં સ્વીડન, ઉરુગ્વે, ઈરાક, મોરોક્કો વ. રાષ્ટ્રોનો સમાવેશ થાય છે. આ દૃષ્ટિએ તપાસતાં ભારતે ખેતીવાડી ઉત્પાદનમાં છેલ્લાં દસેક વર્ષમાં ઠીક વૃદ્ધિ કરેલી જણાય છે.

પણ ઉપર જોયેલી સરખામણી માત્ર કુલ ઉત્પાદનને અમુક સમય વચ્ચેના ગાળામાં જ સરખાવે છે. ખેતીવાડી વિભાગની કાર્યદક્ષતા આ આંક બતાવી શકતા નથી. એકર દીઠ ઉત્પાદન એ કાર્યદક્ષતાના માપ માટે ઉત્તમ સાધન છે. ઉપર આગળ આપણે અનાજ અને વેપારી પાકના ઉત્પાદનમાં વિવિધ સમયે હેક્ટર દીઠ ઉત્પાદન ભારત માટેનું જોયું છે. હવે પાક દીઠ જુદા-જુદા પ્રદેશોમાં હેક્ટર દીઠ શું ઉત્પાદન છે તે તપાસીએ, એટલે વિવિધ પાકોના ઉત્પાદનમાં ક્યાં સૌથી વધુ કરકસર અને કાર્યદક્ષતાથી, તથા ઓછામાં ઓછા વ્યયથી ખેતીવાડી ઉત્પાદન થાય છે તેનો સ્પષ્ટ ખ્યાલ આવશે. સરળતા ખાતર માત્ર ૧૯૬૦-૬૧ના સમયનો જ આપણે ચિતાર લઇએ છીએ.

### અનાજ તથા કાચા માલનું ભારત તથા અન્ય દેશોમાં હેક્ટર દીઠ ક્વીન્ટલમાં ૧૯૬૦-૬૧ના વર્ષનું ઉત્પાદન

| દેશ | ઘઉં | મકાઇ | ચોખા | મગફળી | રૂ | શેરડી | તમાકુ |
|---|---|---|---|---|---|---|---|
| ભારત | ૮·૫ | ૯·૨ | ૧૫·૨ | ૭·૧ | ૧·૩ | ૪૪૪·૪ | ૭·૮ |
| અમેરિકા | ૧૭·૬ | ૩૩·૫ | — | ૧૪·૨ | ૫·૦ | — | ૧૯·૧ |
| કૅનેડા | ૧૪·૨ | ૩૫·૮ | — | — | — | — | ૧૭·૭ |
| આર્જેન્ટિના | ૧૧·૦ | ૧૭·૭ | — | ૧૪·૦ | — | — | — |
| રશિયા | ૧૦·૬ | ૧૬·૭ | — | — | — | — | ૧૨·૮ |
| ઑસ્ટ્રેલિયા | ૧૩·૧ | ૨૧·૨ | ૬૧·૧ | — | — | ૬૭૪·૯ | — |
| જાપાન | — | — | ૪૮·૬ | — | — | — | ૨૦·૫ |
| યુ.એ.આર. | — | — | ૫૦·૧ | — | ૬·૧ | — | — |
| ક્યૂબા | — | — | — | — | — | ૪૧૦·૯ | — |
| હવાઇ | — | — | — | — | — | ૧૯૬૩·૧ | — |
| પોર્ટુરિકો | — | — | — | — | — | ૭૬૫·૫ | — |

ઉપરના કોઠાની તમામ વિગતો ખેતીવાડી ઉત્પાદનની આપણી શક્તિ વિષે સારી સ્પષ્ટતા કરે છે. આપણા દેશમાં ઉત્પન્ન થતા મુખ્ય પાકોના ઉત્પાદનમાં જે જે વિદેશો ધ્યાન કેન્દ્રિત કરે છે તે સર્વેની સાથે હેક્ટર દીઠ ઉત્પાદનની સરખામણી કરતાં માલૂમ પડે છે કે આપણે તે સર્વની પાછળ છીએ. ઘઉંમાં અમેરિકા, કૅનેડા અને ઑસ્ટ્રેલિયા આગળ છે. મકાઇમાં અમેરિકા અને કૅનેડા આગળ છે. ચોખાના ઉત્પાદનમાં ઑસ્ટ્રેલિયા જાપાન તથા ઇજિપ્ત, મગફળીના ઉત્પાદનમાં અમેરિકા તથા આર્જેન્ટિના, રૂના ઉત્પાદનમાં અમેરિકા તથા કૅનેડા, શેરડીમાં હવાઈ (યુ. એસ. એ.) પોર્ટુરિકો અને ઑસ્ટ્રેલિયા, અને તમાકુમાં અમેરિકા, કૅનેડા અને જાપાન આપણાથી આગળ છે.

તે દેશોની હેક્ટર દીઠ ઉત્પાદન શક્તિ આપણા કરતાં વધુ છે એટલું જ નહિ, પણ તેમની ખેતીવાડી ઉત્પાદકતા અને ભારતની ઉત્પાદકતા વચ્ચે ઘણો મોટો ગાળો છે.

અનાજ અને કાચા માલની ભારતના ખેતીવાડી વિભાગની ઉત્પાદનશક્તિની તમામ જરૂરી વિગતો લગભગ આપણે જોઈ લીધી છે. ભારત અને બીજા દેશોની સરખામણી પણ આપણે જોઈ લીધી છે, અને છેલ્લે એવા તારણ ઉપર આવ્યા છીએ કે ભારતમાં ઉત્પાદકતાનું ધોરણ પરદેશોના ઉત્પાદકતાના ધોરણો કરતાં ઘણું નીચું છે.

### ૪. વર્તમાન ખેડાણ પદ્ધતિઓ

તો હવે, સ્વાભાવિક જ પ્રશ્ન ઉપસ્થિત થાય છે

કે ખેતીવાડી ઉત્પાદકતાના નીચા ધોરણનાં કારણો શું છે? ખેતીવાડી ઉત્પાદનને અસર કરનારાં જે પરિબળો છે તેમાં આબોહવા, સિંચાઈ, બિયારણ, મૂડીનાં સાધનો, ખાતરની વપરાશ, જમીનધોવણની અટકાયત વ૦નો સમાવેશ થાય છે. આથી આ બધી બાબતોમાં ભારતમાં શી પરિસ્થિતિ પ્રવર્તે છે તે હવે તપાસવા આપણે પ્રયાસ કરીએ.

### સિંચાઇ

### સિંચાઈનાં લક્ષાંકો અને તેની સિદ્ધિઓ

| | | |
|---|---|---|
| ૧. | પહેલી યોજનાની શરૂઆત સમયે (૧૯૫૦-૫૧) | ૫૧·૫ મી. એકર |
| ૨. | પ્રથમ યોજનાનો લક્ષાંક | ૧૯·૭ મી. એકર |
| ૩. | (૧)+(૨) | ૭૧·૨ મી. એકર |
| ૪. | પહેલી યોજનાને અંતે થયેલ ઉપયોગ (૧૯૫૫-૫૬) | ૫૬·૩ ,, ,, |
| ૫. | પહેલી યોજનાની સિદ્ધિ (૪-૧) | ૪·૮ ,, ,, |
| ૬. | બીજી યોજનાનું લક્ષાંક | ૧૮·૦ ,, ,, |
| ૭. | (૪)+(૬) | ૭૪·૩ ,, ,, |
| ૮. | બીજી યોજનાને અંતે કુલ થયેલ ઉપયોગ (૬૦-૬૧) | ૬૯·૮ ,, ,, |
| ૯. | બીજી યોજનાની સિદ્ધિ (૮–૪) | ૧૩·૫ ,, ,, |
| ૧૦. | ત્રીજી યોજનાનું લક્ષાંક | ૨૦·૨ ,, ,, |
| ૧૧. | ત્રીજી યોજનાને અંતે સિદ્ધ કરવાનું લક્ષાંક (૮+૧૦) | ૯૦·૦ ,, ,, |

### સિંચાઇશક્તિનું સર્જન અને તેનો ઉપયોગ

### (મોટી તથા મધ્યમ સિંચાઇ યોજનાઓ)

| વર્ષ | સર્જન | ઉપયોગ | ટકાવારી ઉપયોગ |
|---|---|---|---|
| ૫૫-૫૬ (પ્રથમ યોજના) | ૬·૪ મી.એકર | ૩·૦ મી. એકર | ૪૯ % |
| ૬૦-૬૧ (બીજી યોજના) | ૧૨·૬ મી.એકર | ૮·૮ મી. એકર | ૪૦ % |
| ૬૧-૬૨ (ત્રીજી યોજનાનું પ્રથમ વર્ષ) | ૧૩·૬ મી.એકર | ૯·૭ મી. એકર | ૭૧ % |

ઉપરનાં બન્ને કોઠાઓને આપણે હવે તપાસીએ.

પ્રથમ પંચવર્ષીય યોજના જ્યારે શરૂ કરવામાં આવી ત્યારે ખેડાણ નીચેની કુલ જમીનમાંથી ૫૧·૫ મી. એકર જમીનમાં સિંચાઈની સગવડ હતી, અને પહેલી યોજના જ્યારે પૂરી થઈ ત્યારે ૧૯૫૫–૫૬માં ૪·૮ મી. એકર જમીનમાં સિંચાઈની સગવડો વધારવામાં આવી. તેથી સિંચાઈની સગવડોવાળી જમીનનું કુલ પ્રમાણ પહેલી યોજનાને અંતે ૫૬·૩ મી. એકર જેટલું થયું. બીજી પંચવર્ષીય યોજનાના ગાળામાં ૧૩·૫ મી. એકર જમીનમાં વધારાની નવી સિંચાઈની સગવડો ઊભી કરવામાં આવી, જેથી બીજી યોજનાને અંતે સિચાઈવાળી જમીનનું પ્રમાણ ૬૯·૮% જેટલું થયું. ત્રીજી પંચવર્ષીય યોજનામાં ૨૦·૨ મી. એકરમાં વધારાની સિંચાઈની સગવડો ઊભી કરવાનો લક્ષાંક નક્કી થયો છે. આમ ત્રીજી યોજનાને અંતે ભારતમાં કુલ ૯૦ મી. એકર જમીન સિંચાઈની સગવડોવાળી થશે. પહેલી યોજનામાં લગભગ ૫ મી. એકર જમીનમાં, બીજી યોજનામાં ૧૩·૫ મી. એકર જમીનમાં સિંચાઇની નવી સગવડો ઊભી કરવામાં આવી છે અને ત્રીજી યોજનામાં ૨૦ મી. એકર જમીનમાં સિંચાઈની નવી સગવડો ઊભી કરવાનું ધાર્યું છે. આમ ઉત્તરોત્તર એક પછી એક યોજનાઓમાં સિંચાઈની વધુ ને વધુ સગવડો ઊભી થઈ રહી છે.

બીજો કોઠો પણ રસપ્રદ હકીકતનું સૂચન કરે છે.

મોટી તથા નાની સિંચાઇ યોજનાઓમાં કેટલી શક્તિ ઊભી કરવામાં આવી છે અને કેટલી શક્તિનો ઉપયોગ થયો છે તેની માહિતી આ કોઠામાં આપી છે. ૧૯૫૫-૫૬માં ૬·૪ મી. એકર નવી સિંચાઈની શક્તિ ઊભી કરવામાં આવી, તેમાંથી ૩·૦ મી. એકરમાં સિંચાઈનો ઉપયોગ થયો, જે લગભગ ૪૭% જેટલો થવા જાય છે. બીજી યોજનાને અંતે વપરાશમાં આવેલ સિંચાઈ શક્તિના ટકા વધીને ૭૦ થાય છે અને ત્રીજી યોજનાના પ્રથમ વર્ષમાં આ આંકડો ૭૧% જેટલો થયેલો જણાય છે. એટલે ઉત્પન્ન થયેલ સિંચાઇ સગવડોના ઉપયોગનું પ્રમાણ પણ પ્રતિવર્ષ વધતું જતું જણાય છે.

પરંતુ ખેડાણ નીચેની જમીનમાં કુલ કેટલી સિંચાઈશક્તિ વપરાય છે તેનું માપ જો કાઢીએ તો અત્યારે કુલ ખેડાણ જમીનના માત્ર ૨૧ % જમીનમાં જ સિંચાઇની સગવડો છે જ્યારે બાકીના બધી જ જમીન માત્ર વરસાદ ઉપર જ આધાર રાખે છે. આ આંકડા બતાવે છે કે આપણા દેશમાં ખેતી મુખ્યત્વે કુદરત ઉપર જ આધારિત છે. જો વરસાદ એકદમ વધુ કે એકદમ ઓછો હોય તો વર્ષ આખું દુષ્કાળનું જ પસાર

કરવું પડે. બંધો વ૦ની યોગ્ય સગવડ ન હોવાથી પૂર-પ્રલય વ૦ બનાવો પાકોને તથા જાનમાલને ઘણું જ નુકસાન કરે છે. સામાન્ય રીતે એવું કહેવામાં આવે છે કે દર પાંચ વર્ષમાં બે વર્ષો નબળાં જાય છે, બે વર્ષો સાધારણ હોય છે અને માત્ર એક જ વર્ષ સારું જાય છે. આમ કુદરત ઉપર આધારિત હોવાથી ભારતીય ખેતીવાડીમાં ઉત્પાદન ઓછું આવે તે સ્વાભાવિક છે.

આ ઉપરાંત નોંધવા જેવી બીજી પણ એક બાબત છે કે જેટલી સિંચાઈશક્તિ ઉત્પન્ન થાય છે તેટલી સિંચાઈ-શક્તિનો ઉપયોગ જ થતો નથી. કુલ નવી તૈયાર થયેલી સિંચાઈ-શક્તિમાંથી ૪૦ થી ૪૫% જેટલી શક્તિ તો વપરાશ વગરની જ પડી રહે છે. અહીં વ્યવસ્થાશક્તિનો અભાવ નડે છે. આમ ભારતમાં અત્યારે ખેતીવાડી ઉત્પાદનમાં સિંચાઈ નો ફાળો જે હોવો જોઇએ તેટલો નથી. આમ ખેડાણમાં મદદરૂપ થતું આ પરિબળ આપણા દેશમાં ખાસ મદદરૂપ થઇ શકતું નથી.

**વિવિધ પાકો નીચે કુલ સિંચાઇવાળી જમીન**

**(૧૯૫૮–૫૯)** **(મિલિયન એકરમાં)**

| પાક | ક્ષેત્રફળ | ટકાવારી |
|---|---|---|
| ચોખા | ૨૯.૮ | ૪૫ |
| ઘઉં | ૯.૯ | ૧૫ |
| અન્ય અનાજ | ૮.૨ | ૧૨ |
| કઠોળ | ૫.૧ | ૮ |
| કુલ અનાજ | ૫૩.૦ | ૮૦ |
| શેરડી | ૩.૦ | ૫ |
| રૂ | ૨.૫ | ૪ |
| તેલીબિયાં | ૧.૦ | ૨ |
| બીજા પાકો | ૬.૭ | ૧૦ |
| કુલ | ૬૬.૬ | ૧૦૦ |

ઉપરનો કોઠો બતાવે છે કે કુલ સિંચાઈવાળી જમીનમાંથી ૮૦% સિંચાઈ-શક્તિ અનાજના વાવેતરમાં વપરાય છે અને ૨૦% વ્યાપારી પાકો માટે વપરાય છે. જોકે છેલ્લા પાંચ વર્ષોમાં માલૂમ પડેલું વલણ બતાવે છે કે સિંચાઈવાળી જમીનનો ઉપયોગ ધીરે-ધીરે વ્યાપારી પાકો ઉગાડવામાં વધી રહ્યો છે.

**વિવિધ દેશોમાં સિંચાઇનું પ્રમાણ (૧૯૫૭)**

| દેશો | ખેડાતી કુલ જમીનમાં સિંચાઈવાળી જમીન |
|---|---|
| સિલોન | ૧૯.૭% |
| ચીન | ૨૨.૬% |
| ઇજિપ્ત | ૧૦૦% |
| ભારત | ૧૪.૧% |
| જાપાન | ૪૭% |
| પાકિસ્તાન | ૪૦% |

ઉપરનો કોઠો તપાસતાં જણાય છે કે જાપાન જેવા ખેતીવાડી વિભાગે વિકસિત અને એશિયા આફ્રિકાના પછાત પ્રદેશોની સરખામણીમાં ખેડાતી કુલ જમીનમાંથી, સિંચાઈવાળી જમીનનું પ્રમાણ ભારતમાં ઘણું ઓછું છે. સિલોન જેવો નાનો પ્રદેશ અને ચીન જેવડો મોટો પ્રદેશ જાપાન જેવો વિકસિત પ્રદેશ અને પાકિસ્તાન જેવો અણુવિકસિત પ્રદેશ ભારતથી આ ક્ષેત્રે આગળ છે. સિંચાઈના પ્રમાણના આ આંતરરાષ્ટ્રીય આંકડાઓ ભારતીય ખેતીના પછાતપણા માટે જવાબદાર પરિબળને સ્પષ્ટ કરે છે. આ જવાબદાર પરિબળ છે સિંચાઈ નો અભાવ.

### ખાતર

ખેતીવાડીમાં ઉત્પાદનની વૃદ્ધિ માટે બીજું જવાબદાર પરિબળ છે ખાતર. જો ખાતરનો ઉપયોગ વધે તો ખેતીવાડી ઉત્પાદન પણ વધે. પાણી અને ખાતર તો ખેતીમાં અત્યારે સોના કરતાં વધુ મૂલ્યવાન વસ્તુઓ છે. નિષ્ણાતોનો તો અભિપ્રાય છે કે જો ખાતરનો પુરવઠો સંતોષકારક બને તો ભારતમાં ખેતીવાડી વિભાગમાં ઉત્પાદનમાં ૧૫ થી ૨૦% જેટલી વૃદ્ધિ થાય. ભારતમાં કુદરતી ખાતરની વપરાશની જેટલી શક્યતાઓ છે તેનો પૂરો ઉપયોગ થતો નથી. ઢોરોના ખાતરના વિવિધ ઉપયોગો થાય છે પણ ખાતર તરીકે તેનો ખેતીમાં ઉપયોગ થતો નથી. બળતણ તરીકે તેની વપરાશનું પ્રમાણ ઘણું ભારે છે. પ્રજાને જો સમજાવી શકાય અને તેનો ખેતીવાડી ક્ષેત્રે ઉપયોગ કરાવી શકાય તો ઉત્પાદનને ખૂબ જ સહાયભૂત નિવડે તેમ છે. જાપાનમાં અત્યારે માનવમળનો ખાતર તરીકે બહોળો ઉપયોગ થઈ રહ્યો છે, તે નોંધવા લાયક બાબત છે.

કુદરતી ખાતરનો યોગ્ય ઉપયોગ થતો નથી ત્યારે રાસાયણિક ખાતરના ઉપયોગ વિષે વિચારવું પડે છે.

આપણા દેશમાં બીજા વિશ્વયુદ્ધ પહેલાં રાસાયણિક ખાતરનો ઉપયોગ નહિવત્ હતો પણ સ્વાતંત્ર્ય બાદ આપણા દેશના ખેડૂતોનું ધ્યાન તે તરફ વળ્યું છે અને કૃત્રિમ ખાતરનો ઉપયોગ ધીરેધીરે વધ્યો, અને છેલ્લા ચારેક વર્ષમાં તો ઉપયોગ ઝડપથી વધી રહેલ છે. દેશમાં સરકારે કૃત્રિમ ખાતર ઉત્પન્ન કરવાનાં કારખાનાં નાખ્યાં છે પણ ઉત્પાદન અને પુરવઠા કરતાં પણ માંગ ઘણી વધી છે તેથી પરદેશથી ખાતર મંગાવવું પડે છે. રાસાયણિક ખાતરની ત્રણ જાતો સામાન્યરીતે વપરાશમાં છે. એક છે નાઈટ્રોજનયુક્ત જે આપણે ત્યાં વધુ વપરાય છે, બીજી છે ફૉસ્ફેટ-યુક્ત અને ત્રીજી છે પોટાશયુક્ત. બીજી બે જાતોનો ઉપયોગ આપણા દેશોમાં મર્યાદિત છે. આવા ખાતરોનો કેટલો ઉપયોગ આપણા દેશમાં થાય છે તથા વિદેશોમાં થાય છે તે તુલનાત્મક દૃષ્ટિએ જાણવું ઉપયોગી થઈ પડે તે હેતુથી નીચે આપેલાં બે પરિશિષ્ટો તપાસીએ.

## ભારતમાં રાસાયણિક ખાતરનો ઉપયોગ

| ખાતર | ૧૯૫૧-૫૨ | ૧૯૫૫-૫૬ | ૧૯૬૦-૬૧ |
|---|---|---|---|
| નાઇટ્રોજનયુક્ત | ૫૭,૯૦૦ મેટ્રિક ટન | ૧૦૫,૬૦૦ મેટ્રિક ટન | ૨૩૦,૦૦૦ મેટ્રિક ટન |
| ફોસ્ફેટયુક્ત | ૬,૯૦૦ ,, ,, | ૧૨,૮૦૦ ,, ,, | ૭૦,૦૦૦ ,, ,, |
| પોટાશયુક્ત | ૭,૭૦૦ ,, ,, | ૧૦,૮૦૦ ,, ,, | ૨૫,૦૦૦ ,, ,, |
| કુલ | ૭૨,૫૦૦ ,, ,, | ૧૨૯,૨૦૦ ,, ,, | ૩૨૫,૦૦૦ ,, ,, |

પ્રથમ યોજનાની શરૂઆતના સમયે રાસાયણિક ખાતરની વપરાશ જે હતી તે વધીને પ્રથમ યોજનાના અંતે લગભગ પોણાબે ગણી થઇ, જે વધીને બીજી યોજનાને અંતે લગભગ સાડાચાર ગણી થઈ છે. આ બાબત ઠીકઠીક સુધારો બતાવે છે. પણ, માત્ર એકલા ભારતની જ વપરાશ જાણ્યે તુલનાત્મક ખ્યાલ ન આવી શકે. આથી ભારતની ખાતરની વપરાશને દુનિયાના બીજા દેશો સાથે પણ સરખાવવી જોઇએ.

## દુનિયાના વિવિધ દેશોમાં રાસાયણિક ખાતરનો ઉપયોગ

| દેશ | ૧૯૫૦-૫૧ | ૧૯૬૦-૬૧ |
|---|---|---|
| યુ. એસ. એ. | ૯૬૫,૦૦૦ | ૫૨,૧૭૦૦૦ |
| ફ્રાંસ | ૫૨૭,૦૦૦ | ૧૫,૭૩૦૦૦ |
| નેધરલેંડઝ | ૨૪૧,૦૦૦ | ૩,૮૮૦૦૦ |
| ગ્રેટ બ્રિટન | ૧૯૩,૦૦૦ | ૧૦,૦૮૦૦૦ |
| જાપાન | ૪૬૭,૦૦૦ | ૧૪,૬૯૦૦૦ |
| મેકિસકો | ૧૫,૦૦૦ | ૧,૫૬૦૦૦ |
| બ્રાઝિલ | ૨૮,૦૦૦ | ૧,૮૬૦૦૦ |
| ગ્રીસ | ૩૫,૦૦૦ | ૧,૦૬૦૦૦ |
| યુગોસ્લાવિયા | ૧૪,૦૦૦ | ૧,૮૬૦૦૦ |
| ભારત | ૬૮,૦૦૦ | ૩,૨૫૦૦૦ |

(૪૭૮ % નો વધારો લગભગ)

ઉપરના આંકડાઓ દર્શાવે છે કે ભારતમાં રાસાયણિક ખાતરની વપરાશ ૧૯૫૦–'૫૧ની સરખામણીમાં ૧૯૬૦–'૬૧માં લગભગ પોણાપાંચ ગણી વધી છે. આટલો વધારો મેકિસકો, બ્રાઝિલ, ગ્રીસ વ૦ રાષ્ટ્રોમાં માલૂમ પડતો નથી. પણ અમેરિકા, ફ્રાંસ વ૦ દેશોની સરખામણીએ આપણી વપરાશ વામણી દેખાય છે. આવડા મોટા ખેતીપ્રધાન દેશમાં ખાતરની વપરાશ વધુ હોવી જોઇએ. આમ, આપણે કહી શકીએ કે રાસાયણિક ખાતરની વપરાશ છેલ્લાં દસેક વર્ષમાં પ્રમાણમાં ઘણી વધી છે, પરંતુ કુલ વપરાશ વિદેશોમાં થતી વપરાશની તુલનામાં અને દેશની વિશાળતા તથા ખેતી ઉપરના અવલંબનના પ્રમાણમાં ઘણી ઓછી છે, જે વધારવાની જરૂર છે. જો એમ થાય તો જરૂર ઉત્પાદનમાં વૃદ્ધિ થાય.

## બિયારણ

ખેતીના ઉત્પાદનને વધારનાર બીજું પરિબળ છે સારું બિયારણ. વિકસિત દેશોમાં સંશોધન વગેરેથી ખાસ પ્રયત્નો દ્વારા બિયારણની જાતમાં સુધારાઓ કરવામાં આવે છે, અને ખેતીવાડી ઉત્પાદનમાં ભારે અભિવૃદ્ધિ થયેલી જોવામાં આવે છે. અમેરિકામાં છેક આંતરવિગ્રહના સમયથી સંશોધન વ૦ ઉપર ભાર મુકાય છે. ખેતીવાડીમાં સંશોધન-કેન્દ્રો અને પ્રાયોગિક કેન્દ્રોમાં બિયારણની જાતમાં સુધારાઓ થાય છે અને તે સુધારાયેલ બિયારણનો ઉપયોગ ખેતી ઉત્પાદનમાં કરવામાં આવે છે. ખેતીવાડીના નિષ્ણાતોનો એવો અભિપ્રાય છે કે સારા બિયારણથી ખેતીવાડીના ઉત્પાદનમાં ૧૦% વૃદ્ધિ થઇ શકે છે.

ભારતમાં આ દિશામાં ખાસ પ્રયત્નો થયેલા જોવામાં આવતા નથી. જે પ્રયત્નો થતા તે માત્ર બિયારણની પસંદગી બાબતમાં થતા, પણ બિયારણની જાતમાં સુધારો કરવા માટે કોઈ વિશિષ્ટ પ્રકારનું સંશોધનનું કામ થયેલું જોવામાં આવ્યું નથી. પણ યોજના અમલ દરમ્યાન આવા સામાન્ય પ્રયાસો પણ જોવામાં આવે છે. ઈ. સ. ૧૯૨૮માં ખેતીવાડી-તપાસ માટે નિમાયેલ Royal Commission નિમવામાં આવ્યું હતું. આ પંચે ખેતીવાડી-વિકાસ માટે કરેલી ઘણી ભલામણોમાં સારા બિયારણ માટે પણ ભલામણ કરી હતી. પરંતુ ત્યાર પછી બિયારણની સુધારણા માટે ખાસ પગલાં લેવામાં નથી આવ્યાં. બિયારણ પાછળ બીજી પંચવર્ષીય યોજના પછી જ ખાસ ધ્યાન અપાયેલું જણાય છે, અને વ્યવસ્થિત અને અખિલ રાષ્ટ્રિય ધોરણે પ્રયાસો થયેલા જોવામાં આવે છે. બીજી યોજના દરમ્યાન અનાજના ઉત્પાદનમાં જે ૧૦મી.ટન વૃદ્ધિ કરવાની ધારણા હતી તેમાંથી ૧મી. ટનનો વધારો સારા બિયારણથી હાંસલ કરવાની ધારણા હતી. વળી એવું નક્કી કરવામાં આવ્યું હતું કે બધાં રાજ્યોએ મળીને બીજી યોજનાના પાંચ વર્ષના ગાળામાં ૩૦૦૦ જેટલાં બીનાં ખેતરો ઊભાં કરવાં અને સારા બિયારણનો ઉપયોગ કરવો. વળી આવાં બધાં જ ખેતરોમાં થઈને કુલ ૯૩૦૦૦ એકર જમીનને આવી અસર નીચે મૂકવી. વળી પછીથી આ આંકડો સુધારવામાં આવ્યો અને બિયારણનાં ખેતરોની સંખ્યા વધારીને ૪૩૨૮ની કરવામાં આવી, જે સંખ્યા માર્ચ ૧૯૬૧ સુધીમાં પૂરી થઈ જવી જોઈએ એવો લક્ષ્યાંક નક્કી થયો. બીજી યોજના દરમ્યાનના પ્રયાસોથી માર્ચ ૧૯૬૧ સુધીમાં ૨૫ એકરનું એક એવાં ૪૦૦૦ બિયારણનાં ખેતરો (Seed Farms) તૈયાર થઈ ગયાં છે જેથી લગભગ ૫૫ મીલિયન એકરને સુધારેલા બિયારણનો લાભ મળશે. આ ઉપરાંત હાલ પૂરતું જુવાર તથા બાજરીના બિયારણ માટે ખાસ સંશોધન અને પ્રયોગોથી સુધારણા કરવાનો કાર્યક્રમ વિચારાયો છે, અને ત્યાર પછી તેલીબિયાં અને બીજા વેપારી પાકોને વિષે આ જ પ્રમાણેનો કાર્યક્રમ નક્કી કરવાનું વિચારવામાં આવેલ છે.

ત્રીજી યોજનાના ગાળામાં બિયારણની સુધારણાની પ્રવૃત્તિને વધુ વેગ આપવાનું નક્કી થયું છે અને ૧૪૮ મી. એકર જમીનને સુધારેલ બિયારણનો લાભ આપવાનો લક્ષ્યાંક નક્કી થયો છે.

## જમીનની જાળવણી

જેમ વસવાટના મકાનને સમારકામ વ.થી સમય પ્રમાણે જાળવવું પડે છે અને કાયમને માટે વસવાટ યોગ્ય રાખવા માટે ધ્યાન આપવું પડે છે તેમ જમીનને કાયમ માટે ઉત્પાદક તરીકે ચાલુ રાખવા જમીનની જાળવણી (Soil Conservation) કરવી પડે છે. જમીનની વપરાશથી જમીનનો કસ વપરાય છે જે ખાતર વ. થી આપણે પૂરીએ છીએ. પણ વપરાશ કરતાં બીજાં કુદરતી પરિબળો પણ એવાં છે જેથી જમીનને ઘણો ઘસારો લાગે છે. વરસાદ, પૂર, પ્રલય, વરસાદનો અભાવ, પવનો, પાણીનો પવનો, પાણીનો ઘસારો, ઢોળાવવાળો ભાગ, વ.થી જમીન ઉપરની માટી ઘસડાઈને નદી વાટે દૂર થાય છે અને એમ ધીરેધીરે માટી ઘસડાઈ જવાથી પથરાળ ભાગનું પ્રમાણ વધે છે અને જમીન રેતાળ બને છે અને ઉત્પાદકતા ઘટે છે. જ્યાં જ્યાં રણો આવેલાં છે ત્યાં નજદીકની જમીન રેતાળ બનતી જાય છે. નદીકાંઠે અને સાગરકાંઠે પણ જમીન રેતાળ બનતી જાય છે. ક્યાંક ક્યાંક ક્ષારોનું પ્રમાણ વધતું જાય છે. અને આમ સર્વ કારણોસર જમીનની ઉત્પાદકતા ઘટે છે. ઉત્પાદકતાને ઘટવા ન દેવા માટે વિવિધ પ્રકારના જમીન જાળવણીના પ્રયાસો કરવા જોઈએ.

જમીનની જાળવણી માટે મજબૂત પાળાબંધી (contour bunding)નો એક પ્રયોગ છે. દરેક ખેડૂત પોતાના ખેતરની હદ ફરતી જો મજબૂત પાળાબંધી કરી રાખે અને પાણીની વધારે પડતી, નુકસાનકારક અવરજવરને બંધ કરે તો, જમીન ઉપરથી માટી ઘસડાઈને ચાલી જતી અટકે છે. વૃક્ષારોપણનો બીજો એક પ્રયોગ છે. વધુ વૃક્ષોથી જમીનના દળ બંધાય છે, વરસાદ સારો થાય છે. વૃક્ષો પાળાબંધી જેવું જ કામ કરે છે. ઘસારો અટકાવવા માટે પડતર જમીનનું ખેડાણ કરી તે જમીનમાં ઘાસ ઉગાડવાનો બીજો એક પ્રયોગ છે. આમ ઘાસચારા માટે તૈયાર થયેલી જમીન કસને સાચવી રાખે છે અને જમીનની માટીને ઘસડાતી અટકાવે છે. ક્ષારવાળી જમીનોમાં સુધારો કરવો પડે છે અને તે સિવાય પાકો ઉગાડવાની વ૦ ખેતીની પદ્ધતિઓમાં ફેરફારો કરવાથી જમીન ઘસાતી અટકાય છે.

આ દિશામાં આપણે ત્યાં જૂના સમયથી ખેડૂત પ્રજા જાગ્રત છે અને જમીનની સાચવણીનું કામ તે પ્રજા કરતી હતી. પરંતુ બ્રિટિશ અમલ નીચે આ કામ સારા પ્રમાણમાં ખોરંભે પડ્યું હતું, પરિણામે આજે દેશમાં ઘણી ખેડાણ યોગ્ય જમીન બિન-ખેડાણ લાયક બની જવા પામી છે.

જ્યારે આ દેશમાં આયોજન શરૂ થયું ત્યારે એવી વિચારસરણીનો સ્વીકાર થયેલો કે નવી જમીનને બની શકે તેટલા વધુ પ્રમાણમાં ખેડાણ નીચે લાવવી. આ માટે પ્રયત્નો પણ સારા થયા. Central Tractor Organisation નામની સંસ્થાની સ્થાપના પણ થઈ. આ અને બીજાં પગલાંથી પ્રથમ યોજનામાં ૨૭ લાખ એકર જમીનને ખેડાણ યોગ્ય બનાવવામાં આવી અને માત્ર ૭ લાખ એકર જમીનનું ધોવાણ (soil erosion) અટકાવવામાં આવ્યું. પણ પછીના અનુભવે આ નીતિમાં પલટો આણ્યો.

આપણા દેશની પરિસ્થિતિ અત્યારે એવી છે કે દેશમાં મૂડીનાં અને સિંચાઈ વ.નાં સાધનોના અભાવને કારણે ચાલુ ખેડાણ હેઠળની ઘણી જમીનો ધોવાઈ રહી છે. આવે તબક્કે ક્યારેય ન ખેડાયેલી એવી નવી જમીન વિશાળ ખર્ચે ખેડાણ નીચે લાવવી દરેક દૃષ્ટિએ બિન-આર્થિક કાર્યક્રમ બની જાય છે. જે નવી જમીન ખેડાણ નીચે લાવીએ તે સાચવી શકાતી નથી. માટે અત્યારે જે જમીન ખેડાણ નીચે છે તેનું જ જો ધોવાણ અટકાવવામાં આવે, એટલે કે તેની જ જો સાચવણી થાય તો પણ ઉત્પાદનમાં ઘણી જ વૃદ્ધિ થાય. આથી બીજી યોજનામાં આ નીતિમાં ફેરફાર થયો. બીજી યોજના દરમ્યાન ૧૨ લાખ એકર નવી પડતર જમીનને ખેડાણ યોગ્ય બનાવવી અને ૩૦ લાખ એકર જમીનનું ધોવાણ અટકાવવાનો લક્ષ્યાંક સ્વીકારવામાં આવ્યો. જ્યારે ત્રીજી યોજનામાં ૧૦ લાખ પડતર જમીનને ખેડાણ યોગ્ય બનાવવી અને ૧૩૦ લાખ એકર જમીનનું ધોવાણ અટકાવવાનો લક્ષ્યાંક સ્વીકારવામાં આવ્યો છે. એક અંદાજ મુજબ તો ૧૯૬૦-'૬૧ સુધીમાં ૨·૭ મીલિયન એકર જમીનની જાળવણી થઈ શકી છે, એટલે કે તેનું ધોવાણ અટકાવવામાં આવ્યું છે.

આપણા દેશમાં કુલ જમીનના ૧૮ થી ૨૦% માત્ર જમીન જંગલો નીચે છે જ્યારે એવું માનવામાં આવે છે કે આદર્શ પ્રમાણ ૩૩%નું છે. કુલ જમીનનો ⅓ ભાગ જંગલો નીચે હોવો જોઇએ. આ આદર્શ પ્રમાણને પહોંચવા ભારત સરકારે યોજનાઓમાં પ્રયાસો નક્કી કર્યા છે. પાળાબંધી વ.ના કાર્યક્રમોને પણ પ્રોત્સાહન અપાય છે.

આમ ખેડાણ પદ્ધતિને પૂરક બને એવાં ઘણાં પરિબળોમાંનાં થોડાંકનો અભ્યાસ આપણે કર્યો. જેટલે અંશે આવાં પૂરક પરિબળોનો ઉપયોગ યોગ્ય અને પ્રમાણ વધુ બને, તેટલે અંશે દેશમાં ખેતીવાડી ઉત્પાદનમાં પણ વૃદ્ધિ થાય.

ભારતીય અર્થતંત્રમાં ખેતીવાડીનું સ્થાન, તેમાં ઉત્પન્ન થતા વિવિધ પાકો તથા ઉત્પાદનમાં કામે લાગતી વિવિધ ખેડાણ પ્રથાઓનો અભ્યાસ કર્યા પછી, ઉત્પન્ન થયેલ માલના ખરીદ-વેચાણના ક્ષેત્રે શી પરિસ્થિતિ આપણા દેશમાં પ્રવર્તે છે તે તથા તેને લગતા અન્ય મુદ્દાઓની આપણે તપાસ કરીએ.

## ૪. ખેતીવાડી પાકોનું ખરીદ-વેચાણ

ખેતીવાડી વિભાગમાં અનેક પ્રવૃત્તિઓ ચાલે છે. બિયારણ જમા કરીને, વાવણીથી માંડીને ખેતીવાડી પાકના વેચાણ સુધીની તમામ પ્રક્રિયાઓ ખેતીવાડી વિભાગની પ્રવૃત્તિઓ ગણાય છે. આ દરેક પ્રવૃત્તિને પોતાનું આગવું મહત્ત્વ છે. આમ, ખરીદ-વેચાણની પ્રવૃત્તિનું પોતાનું આગવું મહત્ત્વ છે. રાષ્ટ્ર વિકસિત હોય કે પછાત હોય, ખેતીપ્રધાન રાષ્ટ્રમાં ખેત-પેદાશના ખરીદ-વેચાણનું મહત્ત્વ ઓછું નથી. બધી જ પ્રવૃત્તિઓ વૈજ્ઞાનિક પદ્ધતિથી થતી હોય અને ઉત્પાદન પણ ઘણું જ આવતું હોય, પણ જો ખરીદ-વેચાણની પ્રવૃત્તિ ખામી ભરેલી હોય કે ખરીદ-વેચાણના ક્ષેત્રે ખેડૂતોને સગવડનો અભાવ હોય તો ખેડૂતોને પોતાની મહેનતનો યોગ્ય બદલો મળતો નથી. અને આમ, આર્થિક અન્યાય ખેડૂતોને સહન કરવો પડે છે.

ભારતમાં ખેતી પછાત છે, જૂની પદ્ધતિઓ ઘર કરીને બેસી રહેલ હોવાથી ઉત્પાદન ઓછું આવે છે અને તેમાં પણ ખરીદ-વેચાણના ક્ષેત્રે પણ ભારે મુશ્કેલીઓ છે, અને ભારતનો ખેડૂત આ બાબતથી પણ ઘણો પીડાય છે.

### ખરીદ-વેચાણ એટલે શું?

ખરીદ-વેચાણમાં માત્ર ખરીદી કે વેચાણ એટલું જ નહિ પણ તે ઉપરાંત બીજી બાબતોનો પણ સમાવેશ થાય છે. ઉત્પન્ન થયેલ માલને એકત્ર કરવો, માલનો

સંગ્રહ કરવો, તેને જાતો પ્રમાણે વિવિધ વિભાગોમાં તેની વહેંચણી કરવી, આમ જુદા પાડેલ માલને બજારના સ્થળે વેચવા લઈ જવો અને તેનો સોદો નક્કી કરવો; અને જ્યાં સુધી આ માલ વેચાય નહિ અને બદલામાં પૈસા ન આવે ત્યાં સુધી પોતાનાં નાણાં દ્વારા સર્વ ખેતકામ ચલાવવું વ. તમામ પ્રક્રિયાઓનો સમાવેશ ખેત-પેદાશના ખરીદ-વેચાણમાં થાય છે.

ભારતમાં ખેત-પેદાશના ખરીદ-વેચાણમાં સમાયેલી આ સર્વ પ્રક્રિયાઓ કઇ રીતે ચાલે છે તે તપાસીએ.

તપાસને અંતે એવું જાણવા મળ્યું છે કે ભારતીય અર્થતંત્રના ગ્રામ્ય વિભાગમાં અનાજ તથા કાચા માલનું જે ઉત્પાદન થાય છે તેમાંથી માત્ર ⅓ ભાગ (૩૩%)નો જ ઉપયોગ ગ્રામ્ય વિભાગમાં થાય છે, અને બાકીનો ⅔ ભાગ (૬૬ થી ૬૭%) ખેતીવાડીના વેચાણ યોગ્ય વધારા તરીકે ફાજલ પાડવામાં આવે છે. આ ફાજલ પાડવામાં આવેલ ⅔ ભાગમાંથી માત્ર ⅓ ભાગ (૩૩%)નું જ શહેરના બજારોમાં વેચાણ થાય છે, અને ⅓ (૩૩%) ભાગનું શું થાય છે તે વિષે કોઈ માહિતી નથી. આમ ઉત્પાદનનો ⅓ ભાગ વ્યયમાં જાય છે, એટલે ખેત-ઉત્પાદનની ⅓ ભાગની મહેનત નકામી જાય છે. આનું શું કારણ છે?

## ખરીદ-વેચાણ વ્યવસ્થાની ખામીઓ

ઉપરની પરિસ્થિતિ સર્જાવાનું કારણ મનાય છે ખરીદ-વેચાણની વ્યવસ્થાની ખામી. ખરીદ-વેચાણની વ્યવસ્થામાં કાંઈક મૂળભૂત ખામી એવી રહી જાય છે જેથી દેશને આટલું નુકસાન થાય છે. આ અને આવી બીજી ખામીઓ ખેત-પેદાશના ખરીદ-વેચાણમાં છે જે આપણે સંક્ષેપમાં જોઇએ:

(૧) એક ખામી તો એ જ માનવામાં આવે છે કે સામાન્ય રીતે તો ખેત-પેદાશનું ખરીદ-વેચાણ સ્થાનિક બજારોમાં જ થાય છે. ગરીબ ખેડૂત પોતાની ખેત-પેદાશને પોતાના ગામમાં જ વેચી નાખે છે. માંડ થોડું ફાજલ તે ઉત્પન્ન કરે છે અને જે ફાજલ ઉત્પન્ન કરે તેને જિલ્લાના મુખ્ય બજારમાં વેચવા જવાની તેની શક્તિ જ નથી. રસ્તાઓ સારા તૈયાર નથી અને તેથી કાચા રસ્તાઓ માફક આવતા નથી. ઘણી વાર સ્થળાંતરનો (વાહનનો) ખર્ચ એટલો બધો થાય છે કે પોતાના માલની કિંમત તેટલે અંશે વધારતાં પોતાનો માલ પોતે વેચી પણ શકતો નથી. એવું અંદાજવામાં આવ્યું છે કે ઘણી વાર આ ખર્ચ વધીને ૨૦ થી ૨૫% જેટલો થાય છે, આથી ખેડૂત પોતાના જ ગામમાં પોતાના માલને વેચે છે.

ગ્રામ્ય ખરીદ-વેચાણ સમિતિના અહેવાલમાં આપેલ નીચેની માહિતી આ મુદ્દા પર વધુ પ્રકાશ ફેંકે છે:

(अ) ઉત્તર પ્રદેશમાં ઉત્પન્ન થયેલ ઘઉંના ૮૦% ભાગનું વેચાણ ઉત્તર પ્રદેશમાં જ થાય છે.

(ब) બિહાર, બંગાળ અને મદ્રાસમાં ઉત્પન્ન થયેલ ચોખાનો લગભગ ૮૯% ભાગ ત્યાં જ – ઉત્પન્ન સ્થળે જ વેચાય છે.

(क) ખાનદેશમાં ઉત્પન્ન થયેલ રૂનું ૮૧% વેચાણ ત્યાં જ થાય છે.

(ड) બિહાર અને બંગાળમાં ઉત્પન્ન થતા તેલીબિયાંનો ૮૦% ભાગ ત્યાં જ વેચાય છે અને ઉત્પન્ન થતા શણનો ૯૦% ભાગ પણ ત્યાં જ વેચાય છે.

(૨) ભારતમાં ખેત-પેદાશના ખરીદ-વેચાણમાં બીજી ખામી છે નાણાંકીય સગવડની. ભારતીય ખેડૂત તદ્દન ગરીબ છે અને મોટા ભાગે દેવામાં ડૂબેલો છે. જે કાંઈ ઉત્પન્ન થાય તે વેચીને નાણાં મેળવી પોતાનું દેવું ભરવાની અને પોતાનો સામાન્ય ખર્ચ કરવાની તેને ઉતાવળ છે. માટે પોતે બનતી ત્વરાએ શાહુકારના વ્યાજ અને કનડગતમાંથી બચવાની તેની ઇચ્છા હોવાથી તાત્કાલિક પાક વેચવા ઇચ્છે છે. ઘણી વાર તો લણ્યા વગરના ઊભા પાકનું જ મૂલ્ય નક્કી કરી આપવું પડે છે.

વળી, ગામના લગભગ બધા જ ખેડૂતો આ પરિસ્થિતિમાં છે, એટલે બધા જ સાથે માલ વેચવા જશે. એટલે તરત તો ભાવ ઘટી જશે. આ ઘટેલા ભાવનો લાભ શાહુકાર લેશે. પોતે સંપત્તિવાન છે એટલે આ માલ ખરીદી લેશે, સંઘરશે અને ભાવ વધ્યે વધેલા ભાવે વેચશે. આમ નાણાંની તંગીને કારણે સસ્તા ભાવે માલ વેચી નાખવો પડે છે અને જરૂર પડે તો પોતાને તે જ માલ મોંઘા ભાવે ખરીદવો પડે છે. જો નાણાંકીય સગવડ આપવામાં આવે તો ખેડૂત વેચવાની ઉતાવળ ન કરે, ભાવ ન ઘટે; પૂરા વ્યાજબી ભાવ લઈ શકે

અને ખરીદ-વેચાણની આ ખામી દૂર થાય. આથી ગ્રામ ધીરાણનો કાર્યક્રમ વેગવાન અને સંગીન બનાવવો જોઇએ.

(૩) ઘણી વખત એવું બને છે કે કોઈ ખેડૂત સાધારણ આર્થિક સ્થિતિનો છે અને પોતે ભાવ વધવા સુધી રાહ જોઈ શકે છે. અને તેને તાત્કાલિક વેચાણની ઉતાવળ નથી. આ ખેડૂત આર્થિક મુશ્કેલીમાં નથી, પણ તે ખેત-પેદાશને સંઘરવા માટે તેની પાસે કોઠારો નથી. કોઠારો એવા હોવા જોઇએ, જેમાં ઉંદરો કે બીજાં જીવડાંઓ અનાજનો નાશ ન કરે. આવા કોઠારો બાંધવાની તેની મગદૂર નથી. માટે આર્થિક રીતે ચલાવી શકે તેમ હોવા છતાં સંગ્રહાલયની સગવડના અભાવે તેને પણ માલનું તાત્કાલિક વેચાણ કરવું પડે છે. આ વળી એક નવી ક્ષતિ ખરીદ-વેચાણની છે.

(૪) ખરીદ-વેચાણની બીજી ખામી છે નિયંત્રિત બજારોની.

ખેડૂત પોતાનો માલ લઇને જ્યારે બજારમાં વેચવા જાય છે ત્યારે ત્યાં બજારમાં ભાવ-તોલના કોઈ એકરૂપ નિયમનો નથી. માલની જાતોને જુદીજુદી કક્ષામાં મૂકવામાં નથી આવતી. સારી અને ખરાબ જાતને એક જ ભાવે સમજવામાં આવે છે. દલાલોની કનડગત ભારે છે. તોલમાપના સાધનોમાં ભારે તફાવતો છે અને વેચાણની જૂની પુરાણી વિચિત્ર પદ્ધતિઓથી ખેડૂતોને વેપારીઓ છેતરે છે. આમ ખેડૂતને પોતાની મહેનતના પ્રમાણમાં ઘણું ઓછું મળતર મળે છે.

આનું પરિણામ એ આવે છે કે લોકો અનાજના જે ભાવો આપે છે તેનો ઘણો ભાગ દલાલો અને વ્યાપારીઓ પાસે જાય છે. ખેડૂતોને તેમની મહેનતના બદલામાં વાજબી પૂરો ભાગ મળતો નથી. ઇ. સ. ૧૯-૫૫માં થયેલ તપાસને અંતે એવું જાણવા મળ્યું છે કે જે ભાવો ગ્રાહકો ચોખા ઉપર આપે છે તેનો ૬૯% જેટલો ભાગ, શેરડીના ભાવોના ૬૫% જેટલો ભાગ, બટાટાના ભાવોનો ૫૬% જેટલો ભાગ, તમાકુના ભાવોનો ૪૨% જેટલો ભાગ અને કેરીના ભાવોનો માત્ર ૩૦% જેટલો ભાગ જ ખેડૂતોને મળે છે, જ્યારે બાકીનો ભાગ વેપારીઓ પડાવી જાય છે. આમ, લોકોને વધુ ભાવો આપવા પડે છે, માલમાં ભેળ-સેળ થાય છે, વેપારી વધુ પડતો નફો પડાવે છે અને ખેડૂતને નુકસાન સહન કરવું પડે છે

## ખરીદ વેચાણમાં સગવડો

આવી મુશ્કેલીઓ ભારતમાં ખેત-પેદાશના ખરીદ-વેચાણમાં છે. આ મુશ્કેલીઓના નિવારણ માટે ઘણી સમિતિઓએ ભલામણો કરીને રસ્તાઓ સૂચવેલા છે. આમાંનાં ઘણાં સૂચનો સરકારે સ્વીકાર્યાં પણ છે. પરિણામે અત્યારે જે પગલાં લેવાઇ રહ્યાં છે તે આપણે ટૂંકમાં તપાસીએ.

### (૧) નાણાંકીય સગવડ

પ્રથમ આપણે નાણાંકીય સગવડ વિષે જોઇએ:

આપણા દેશની મધ્યસ્થ બૅંક, રીઝર્વ બૅંક ઑફ ઇન્ડિયામાં એક ખેતીવાડીવિષયક ધીરાણ ખાતું શરૂ કરવામાં આવેલું છે, જે વિવિધ સંસ્થાઓ દ્વારા તેમજ સંશોધનો, તપાસ સમિતિઓના સૂચનોના અમલ દ્વારા ખેતીવાડી વિભાગમાં ખેડૂતોને નાણાંકીય ધીરાણની સગવડો આપવા પ્રયાસ કરે છે.

ખેત-ધીરાણ તપાસ સમિતિ નામની એક સમિતિની ૧૯૫૨માં નિમણૂંક થઈ હતી, તેણે પણ ઘણા સૂચનો ખેતી-સુધારણા માટે કર્યા છે, જેનો કેન્દ્ર સરકારે સ્વીકાર પણ કરેલો છે.

પણ સૌથી રસપ્રદ પ્રયોગ છે બિલ માર્કેટની યોજનાનો.

જાન્યુઆરી ૧૯૫૨ના રોજ આ હૂંડી-બજાર (બિલ-માર્કેટ)ની યોજના અમલમાં આવી, જેમાં જો ખેડૂતને પોતાના ઉત્પન્ન થયેલા માલ ઉપર ધીરાણ જોઇએ તો તેને ધીરાણ આપવાનું નક્કી કરવામાં આવ્યું. ખેડૂત પાસે અમુક મૂલ્યનો માલ છે તેવું સર્ટિફિકેટ કોઈ જવાબદાર સંસ્થા પાસેથી જો મળે તો તેના આધાર ઉપર કોઈ પણ વાણિજ્ય બૅંક આ સર્ટિફિકેટ ઉપર નાણાંનું ધીરાણ કરી શકે. અને આ વાણિજ્ય બૅંકને પોતાને આથી જો નાણાંની તંગી ઊભી થાય તો રીઝર્વ બૅંક મદદ કરે એવી વ્યવસ્થા છે. આ યોજના નીચે સારી પેઠે નાણાંનો ઉપાડ થયો, જે નીચેના આંકડાઓ બતાવે છે.

| | |
|---|---|
| ૧૯૫૨–'૫૩ | રૂા. ૧૬૩ કરોડ |
| '૫૩–'૫૪ | ,, ૨૩૪ ,, |
| '૫૪–'૫૫ | ,, ૩૪૭ ,, |
| '૫૫–'૫૬ | ,, ૪૯૭ ,, |
| '૫૬–'૫૭ | ,, ૧૦૧૭ ,, |

આમ, આ યોજના સફળ થયેલી જોવામાં આવી છે.

આ ઉપરાંત 'અખિલ ભારત ગ્રામ ધીરાણ તપાસ સમિતિ'ની ભલામણ અનુસાર ભારતની ઇમ્પીરીયલ બેંકનું રાષ્ટ્રીયકરણ કર્યું અને તેને સ્ટેટ બેંકમાં ફેરવી નાખવામાં આવી છે.

આ સ્ટેટ બેંકને ગ્રામ-ધીરાણ, ગ્રામ-બેંકિંગ અને ગ્રામ્ય અર્થતંત્રમાં સહકારી પ્રવૃત્તિનાં વિકાસનાં વિશિષ્ટ કાર્યો સોંપવામાં આવ્યાં છે.

## (૨) સંગ્રહાલયની સગવડ

બિલ-માર્કેટની યોજના સાથે સંગ્રહાલયની સગવડતાઓ જો ન અપાય તો આ યોજના બહુ કામની રહેતી નથી. એટલે સરકારે કોઠારો રચવાનું કામ પણ હાથ ધર્યું. કોઠારોની વ્યવસ્થા માટે એ ત્રણ સમિતિઓએ સૂચનાઓ કરેલી હતી, જેમાં અખિલ ભારત ગ્રામ-ધીરાણ તપાસ-સમિતિની ભલામણો અનુસાર નાનામોટા કોઠારો રચવામાં આવ્યા છે. બીજી પંચવર્ષીય યોજનાને અંતે ૧૬૭૦ મોટા અને ૪૧૦૦ મધ્યમ કદના કોઠારો બાંધવામાં આવ્યા છે. ત્રીજી યોજનાને અંતે કોઠારોની આ સંખ્યા વધારીને ૯૨૦૦ની કરવાનો લક્ષ્યાંક સ્વીકારવામાં આવ્યો છે.

## (૩) રસ્તાઓનો વિકાસ

રસ્તાઓના વિકાસ માટે પણ સરકારે પ્રયાસો કર્યા છે. પ્રથમ યોજનામાં રસ્તાઓના વિકાસ માટે રૂા. ૫૩૨ કરોડ, બીજી યોજનામાં રૂા. ૧૨૨૦ કરોડ ખર્ચ્યા છે, ત્રીજી યોજનામાં ૧૪૮૬ કરોડનો ખર્ચ કરવાનો છે. બીજી યોજનામાં ૧,૪૪,૦૦૦ માઇલના પાકા રસ્તા અને ૨,૫૦,૦૦૦માઇલના કાચા રસ્તા તૈયાર કરવામાં આવ્યા છે.

## (૪) સહકારી પ્રવૃત્તિનો વિકાસ

સહકારી પ્રવૃત્તિનો વિકાસ એ પણ ખેત-પેદાશના ખરીદ-વેચાણને ખૂબ જ મદદ કરનાર પરિબળ થઇ શકે તેમ છે. આર્થિક રીતે પછાત અને નબળા ખેડૂતો ખેતીમાં જરૂરી વસ્તુઓની ખરીદીમાં અને ખેત-પેદાશના વેચાણમાં જો સાથે મળીને કામ કરે તો આર્થિક રીતે ઘણો ફાયદો થાય તેમાં શંકા નથી. યુગોસ્લાવિયા અને ઇઝરાઇલમાં આવી સહકારી મંડળીઓએ ઘણું સારું કામ કરી બતાવ્યું છે. ભારતમાં જો ગ્રામીણ અર્થતંત્રમાં સહકારી પ્રવૃત્તિ દાખલ કરવામાં આવે તો ખરીદ-વેચાણને નીચે પ્રમાણે ફાયદાઓ કરી આપી શકે:

(૧) જો ખેડૂતો સહકારથી એકત્ર થાય તો ખરીદ-વેચાણના કાર્યમાં દલાલોની જરૂર નથી. તેમના મહેનતાણાની રકમ બાદ થતાં ભાવ-સપાટી નીચી આવે, ગ્રાહકોને ફાયદો થાય, વધુ વેચાણ થાય, યોગ્ય અને નીચા ભાવે સંગ્રહખોરી નાબૂદ થાય અને આમ ખરીદ-વેચાણનું વ્યવસ્થા તંત્ર સુધરી જાય.

(૨) બધા ખેડૂતો વતી ખરીદ-વેચાણ કરતી સહકારી મંડળી મોટા પાયા ઉપર ખરીદી અને વેચાણ કરી શકે. એટલે એકમ-વિકાસના લાભ તેને મળી શકે, જે નફામાં યોગ્ય વૃદ્ધિ કરે અને આવકને વધારે.

(૩) આવી સહકારી મંડળીઓ ઊભી થતાં તેમાં કંઇક અંશે રોજગારીની પણ સગવડ થઇ શકે અને વહેંચણી તથા વિનિમયનું કાર્ય આજે જે શહેરોમાં કેન્દ્રિત થયું છે તે વિકેન્દ્રિત ધોરણે ગામડાંમાં પણ દાખલ થાય અને આમ ગ્રામીણ વિભાગમાં સમગ્ર આર્થિક વિકાસનાં પરિબળો ઉપસ્થિત થાય.

(૪) ખેત-પેદાશનું વેચાણ કરતાં પહેલાં માલને વ્યવસ્થિત કરવા જે પ્રક્રિયાઓ જરૂરી બને છે તે ખેડૂતોની મંડળી જાતે કરી શકે. આ કામ માટે તેમ જ સહકારી ખરીદ-વેચાણના કામ માટે જરૂરી નિષ્ણાતોની સેવા મંડળી મેળવી શકે, જે ખેડૂત મેળવી શકે નહિ.

(૫) ખરીદ-વેચાણની સહકારી મંડળી પોતાના ભંડોળમાંથી વાહનો વસાવી શકે અને પોતાના કોઠારો પણ બાંધી શકે. આમ ખેત-પેદાશનો બગાડ અટકે, વાહન ખર્ચ ઘટે, ખરીદ-વેચાણની પદ્ધતિમાં સુધારો થાય અને સ્વાવલંબન પ્રાપ્ત થાય.

આવા લાભ ખરીદ-વેચાણમાં સહકારી પ્રવૃત્તિથી મળી શકે. દુનિયાના દેશોમાં જાપાન, યુગોસ્લાવિયા, ઇઝરાયેલ અને સ્કેન્ડીનેવિયન પ્રદેશોએ ખેતીવાડીની દરેક પ્રવૃત્તિમાં સહકારી પ્રવૃત્તિ દાખલ કરીને ઘણો જ આર્થિક વિકાસ સાધેલો છે.

ભારતમાં સહકારી પ્રવૃત્તિનું ચિત્ર નીચેનું પરિશિષ્ટ સ્પષ્ટ કરે છે:

## સહકારી પ્રવૃત્તિનો વિકાસ

| મંડળીઓની | સભ્ય | મૂડી | ધીરેલી રકમ |
|---|---|---|---|

| વર્ષ | સંખ્યા | સંખ્યા | (કરોડ રૂ.માં) | (કરોડ રૂ.માં) |
|---|---|---|---|---|
| ’૫૦-’૫૧ | ૧૮૧૧૮૯ | ૧૩૭૧૫૦૦૦ | ૨૭૬ | ૮૭ |
| ’૫૫-’૫૬ | ૨૪૦૩૯૫ | ૧૭૬૨૨૦૦૦ | ૪૬૯ | ૧૪૧ |
| ’૬૦-’૬૧ | ૩૩૨૪૮૮ | ૩૪૨૪૫૦૦૦ | ૧૩૧૨ | ૩૮૦ |

ઉપરના આંકડાઓમાં બિનધીરાણ મંડળીઓનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. આ પરિશિષ્ટ બતાવે છે કે ઉત્તરોત્તર સમયમાં મંડળીઓની સંખ્યામાં, સભ્ય-સંખ્યામાં, મંડળીની મૂડીમાં તેમજ તેણે પૂરી પાડેલી નાણાંકીય સહાયમાં વૃદ્ધિ જ થતી રહી છે. આમ ગ્રામીણ વિભાગમાં જો સહકારી પ્રવૃત્તિ વિકાસ પામતી હોય તો તેને જરૂરી તમામ સહાય આપવી જોઈએ, સહકારી પ્રવૃત્તિ ખેત-પેદાશના ખરીદ-વેચાણને અને સમગ્ર દૃષ્ટિએ જોતાં સમગ્ર ખેતીવાડી વિભાગને સહાયકર્તા હોય તેમ જણાય છે.

*

# ભારતની તટસ્થ નીતિ

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

[આકાશવાણી, અમદાવાદ પરથી તા. ૭ સપ્ટેમ્બરને રોજ કરેલું આ વાર્તાલાપ, આકાશવાણીના સૌજન્યથી અહીં સાભાર પ્રસિદ્ધ કર્યું છે]

માણસ જે કંઈ કરે છે એની પાછળ કશોક હેતુ હોય છે જ. પ્રયોજન વિનાનું કોઈ કામ હોતું નથી. તેવું જ રાષ્ટ્રોનું. દરેક રાષ્ટ્ર અમુક હેતુઓ અને ચોક્કસ નીતિ વડે પોતાની પ્રવૃત્તિઓ કરે છે. માણસને જેમ ઘણી વાર ખબર નથી પડતી કે પોતે કયા હેતુથી અમુક કામ કરે છે, તેમ રાષ્ટ્રોને પણ કયારેક નીતિ વિષે અસ્પષ્ટતા જણાય ખરી. પરંતુ એને નીતિનો અભાવ તો ન જ કહેવાય. જે તે દેશની સરકાર પોતાના પ્રદેશમાં જે ધોરણો અનુસાર કામ કરે તેને આપણે ગૃહનીતિ કહીશું, જ્યારે અન્ય દેશોની સાથેના પોતાના સંબંધો અંગેની એ સરકારની નીતિને વિદેશનીતિ કહીશું.

પરતંત્ર કે ગુલામ દેશની વિદેશનીતિ ન હોઈ શકે. પોતાના પર જેનું સ્વામિત્વ હોય એવા દેશની સરકાર જે ઠરાવે તે મુજબ પરતંત્ર દેશનો પરદેશો સાથેનો વ્યવહાર ચાલે છે. એ રીતે આપણો વિશ્વસંબંધ સ્વરાજ્ય પૂર્વે રહ્યો હતો. પંદરમી ઑગસ્ટ ૧૯૪૭ થી સ્વતંત્ર અને સાર્વભૌમ રાષ્ટ્ર તરીકે ભારતનો ઉદય થતાં ભારતની વિદેશનીતિ પણ આપોઆપ શરૂ થઈ. સ્વાતંત્ર્ય પહેલાં આપણે બ્રિટિશ વિદેશનીતિ પ્રમાણે ચાલવું પડતું. વસાહતવાદ અને શાહીવાદનો એ જમાનો આજે પણ, ભલે ઓછા પ્રમાણમાં, અસ્તિત્વ તો ધરાવે છે જ. વળી, સરમુખત્યારશાહીનો અને સામ્યવાદી આપખુદીનો નવો પ્રવાહ પણ આજની દુનિયામાં જોવા મળે છે, જેમાં એક રાષ્ટ્રને મહાન માન્યું અગર માનવું પડ્યું તેની ઇચ્છા અને રીતિનીતિ મુજબ બાકીનાં રાષ્ટ્રોએ ચાલવું પડે છે.

સ્વરાજ્ય ભોગવનારાં અને સાર્વભૌમ ગણાવાતાં રાષ્ટ્રો પોતે જ પોતાની ગૃહનીતિ અને વિદેશનીતિ નક્કી કરતાં હોય છે. બહારનાંઓનું અને પારકાંઓનું વર્ચસ્વ અગર એમની દરમિયાનગીરી પણ સાર્વભૌમ રાષ્ટ્રો સાંખી શકતાં નથી. સાર્વભૌમત્વનો અર્થ જ એ છે કે વિદેશ-નીતિમાં એ કોઈનો હુકમ પાળે નહીં, અને કોઈની વણમાગી સલાહને બંધનકર્તા ગણે નહીં.

સામાન્યપણે, કોઈ એક દેશની વિદેશનીતિ એની આંતરિક કે ગૃહનીતિના અનુસંધાનમાં ઘડાતી હોય છે. ગૃહનીતિનો વિસ્તાર એટલે જાણે વિદેશનીતિ એમ પણ એક રીતે કહી શકાય. સ્વાભાવિક જ વિદેશનીતિ રાષ્ટ્રનાં હિતો અને સામૂહિક સ્વાર્થ સાથે બંધબેસતી બનાવાય છે. રાષ્ટ્રની સલામતી અને સમૃદ્ધિને તે પોષક હોય છે. પ્રજાનો મિજાજ અને એની અભિલાષાઓને આબાદ રીતે તે રજૂ કરે છે. વળી, અંતિમ નિદાનમાં તો, કોઈ પણ પ્રાણવાન રાષ્ટ્રની વિદેશનીતિ વિશ્વશાંતિ અને આંતરરાષ્ટ્રીય સહકારની જરૂરિયાતોના સ્વીકાર પર રચાએલી હોય છે.

ભારતનું બંધારણ તા. ૨૬ મી જાન્યુઆરી ૧૯૫૦ થી વિધિસર અમલમાં આવ્યું. એના આમુખમાં ભારતીય પ્રજાની આકાંક્ષાઓ સંક્ષિપ્તમાં અને સચોટ શૈલીમાં રજૂ થઈ છે. ન્યાય, સ્વાધીનતા અને સમતાના ઉચ્ચ આદર્શો ભારતની જેમ અન્ય દેશોમાં પણ પ્રસ્થાપિત

થએલા જોવાની ભારતીય વિદેશનીતિની નેમ છે. બંધારણના ભાગ ૪ માં રાજ્યનીતિના સિદ્ધાંતોવાળા પ્રકરણમાં છેલ્લે ૫૧ મી કલમ તો સ્પષ્ટ માર્ગદર્શન આપે છે કે આંતરરાષ્ટ્રીય શાન્તિ અને સલામતીની અભિવૃદ્ધિ કરવાનો, રાષ્ટ્રો વચ્ચે ન્યાયી અને માનભર્યા સંબંધો જાળવવાનો, સંઘટિત લોકોના એકબીજા સાથે વ્યવહારમાં આંતરરાષ્ટ્રીય વિધિ અને સંધિઓને લગતી ફરજો વિષેનો આદર વધારવાનો, અને મધ્યસ્થ લવાદી દ્વારા આંતરરાષ્ટ્રીય તકરારોની પતાવટને ઉત્તેજન આપવાનો પ્રયત્ન રાજ્ય કરશે. એટલે, ભારતની વિદેશનીતિના પાયામાં બંધારણ-સૂચિત આવી પવિત્ર ભાવના અને ભૂમિકા પડેલી છે. સંવિધાનની ૫૧ મી કલમ એ દૃષ્ટિથી અનોખી છે. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે નીતિમત્તા અને ન્યાય તથા સચ્ચાઇનું મૂલ્ય કેટલું છે તે બંધારણે સરસ સૂચવ્યું છે.

વિદેશનીતિ કોણ ઘડે છે? ઘણી વાર એવું કહેવાય છે કે ભારતની વિદેશનીતિ 'નહેરુનીતિ' છે! વડાપ્રધાન શ્રી. જવાહરલાલ નહેરુ પ્રારંભથી જ વિદેશખાતાના પ્રધાન પણ છે એ ખરું, અને શ્રી નહેરુના વ્યક્તિત્વની ઘેરી છાપ વિદેશનીતિ પર સ્વાભાવિક પડી છે એ પણ સાચું. પરંતુ, તેથી કાંઈ એને એક વ્યક્તિની જ વિદેશ નીતિ ન કહી શકાય. તા. ૯ ડિસેંબર ૧૯૫૮ને રોજ લોકસભામાં કરેલા ભાષણમાં શ્રી. નહેરુએ પોતે જ આ વિષે સુંદર વિવેચન કર્યું છે. ભારતની વિદેશનીતિ ભારતની પરિસ્થિતિમાંથી જ ઉદ્ભવી છે, એમ કહીને વડાપ્રધાને ઉમેર્યું કે, ભારતના ભૂતકાળમાંથી અને ભારતની પ્રાચીન વિચારસરણમાંથી આજની વિદેશનીતિએ પ્રેરણા લીધી છે, ભારતીય પ્રજાના સમગ્ર માનસિક વલણમાંથી એ પરિણમી છે, સ્વરાજ્ય માટેના સંગ્રામ વખતે જે રીતે ભારતીય માનસ ઘડાઈ રહ્યું હતું તેમાંથી એને પોષણ મળ્યું છે. અને આજની દુનિયામાં જે પ્રકારના સંજોગો ઊભા થયા છે તેનો પડઘો એમાં પડેલો છે.

વિદેશ નીતિ એકદમ ઘડાતી નથી, કોઈ એક સમયમાં મુકરર થતી નથી, કોઈ એક વ્યક્તિ કે જૂથ કે પક્ષ મારફત નક્કી થતી નથી, સરકાર એટલે પ્રધાનમંડળ અને તેમાંયે ખાસ કરીને વિદેશ-પ્રધાન તથા વડા પ્રધાન વિદેશનીતિનાં મૂળતત્ત્વો ઘડતા લાગે તો પણ પાર્લમેન્ટ પોતાની ચર્ચા-વિચારણાઓ અને ટીકા-સંમતિ દ્વારા એને ઘાટ આપે છે. રાજનીતિની પણ વિદેશનીતિના ઘડતર પર સારી એવી અસર હોય છે. લોકમત અને અખબારો તથા થોડા નિષ્ણાતો જાણકારોની ટીકા-ટિપ્પણીઓ પણ વિદેશનીતિ બનાવવામાં જવાબદાર હોય છે. પરદેશોની પ્રજાઓ અને સરકારોના પ્રત્યાઘાતો એમાં ભાગ ભજવે છે. વિશ્વસંસ્થા અને એની વિવિધ પાંખોની કાર્યવાહીઓ, વાતચીતો અને એમનાં નિર્ણયોના પ્રત્યાઘાતો દરેક દેશની વિદેશનીતિ પર પડતા હોય છે. દરેક દેશની વિદેશનીતિની પાછળ તે દેશની પ્રાચીન પરંપરાઓ, આધુનિક વિચારસરણી, લોકસંમત ખયાલો અને સ્વપ્નો તથા આદર્શો તો અલબત્ત પડેલાં હોય છે જ.

સ્વતંત્ર ભારતનાં સોળ વર્ષ હજી ગયા મહિને જ પૂરાં થયાં. એટલે વિદેશનીતિનો આપણો અનુભવ એક રીતે જોતાં નવો અને તેથી કદાચ કાચો પણ છે. પણ એકંદરે આપણને આમાં ઝડપથી ફાવટ આવતી ગઈ છે. આપણે સહુ હાલની પરિસ્થિતિના કેવળ પ્રેક્ષકો નથી; બલકે રોજ બનતા બનાવો અને સતત વહેતા પ્રવાહોમાં આપણે સહુ પોતપોતાનો ભાગ ભજવી રહ્યાં છીએ, અને તેથી આપણી દૃષ્ટિ તદ્દન પક્ષપાતરહિત કે વસ્તુલક્ષી ન રહી શકે એ સમજી શકાય તેમ છે. તેથી જ ભારતની વિદેશનીતિ વિષેના આપણાં અનુમાનો કામચલાઉ અને આપણા નિર્ણયો તત્પુરતા સ્વરૂપના ગણાવા જોઇએ. ઝડપથી પલટાતી આજની દુનિયામાં ભારતની વિદેશનીતિ પણ સતત ઘડાતી, ફેરફાર પામતી, નવા નવા વળાંકો લેતી ચાલુ રહી છે. એટલે વિદેશનીતિના પાયાના સિદ્ધાંતો વિષે અને એ અંગેના મૂળભૂત મુદ્દાઓ વિષે વાત કરવી જ વધારે યોગ્ય અને સલામતીભર્યું થશે.

ભારતની વિદેશનીતિના મુખ્ય મુદ્દાઓ કયા? પસંદગીના ક્રમ પ્રમાણે નહિ, પરંતુ એક પછી એક એમ સહજ જોઇએ તો આટલી બાબતો જણાશે: (૧) વિશ્વશાંતિ, (૨) સંયુક્ત રાષ્ટ્રસંઘનો સક્રિય સાથ અને એના પર ભરોસો, (૩) વિવિધ પ્રકારના આંતરરાષ્ટ્રીય ઝઘડાઓનો નિકાલ લડાઈ કે યુદ્ધને બદલે વાતચીત, મંત્રણા અને લવાદ પદ્ધતિ દ્વારા લાવવા વિષે આગ્રહ, (૪) રાષ્ટ્રો વચ્ચે સહકાર–ખાસ કરીને આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક, શૈક્ષણિક અને વૈજ્ઞાનિક ક્ષેત્રોમાં, (૫) જગતમાંની દરેક પ્રજા તથા પ્રત્યેક રાષ્ટ્ર અને દેશના સ્વાતંત્ર્ય

માટેના સ્વયંસિદ્ધ અધિકારોનો સ્વીકાર, (૬) કોઈ પણ પ્રકારના—જૂના કે નવા—શાહીવાદ અને શોષણનો વિરોધ અને (૭) લોકશાહી, લોકકલ્યાણ, સમાનતા અને સ્વમાન ઉપર ભાર.

આ મુદ્દાઓ ભારતની વિદેશનીતિ સાથે કેવળ સૈદ્ધાંતિક રીતે વણાયા નથી. વ્યવહારમાં અને વાસ્તવિક જગતમાં એ બધાનો ઓછોવત્તો અમલ કરવાનો પુરુષાર્થ પણ છેલ્લા સોળ વર્ષમાં થયો છે. એમ કરવા જતાં અનેક ભૂલો થઈ છે એ સ્વાભાવિક જ સ્વીકારવું રહ્યું; પણ તે સાથે અનેક સિદ્ધિઓ પણ સંપાદન થઈ શકી છે એ ભૂલવું ન જોઈએ. ભારતની વિદેશનીતિ વ્યવહારમાં મુખ્યત્વે તટસ્થતાની વર્તણૂકમાં પરિણમી છે. બીજા વિશ્વયુદ્ધના અંત પછી કમભાગ્યે તરત જ જગત જાણે બે સામસામી છાવણીઓમાં વહેંચાતું જણાયું. ગરમ યુદ્ધ માંડ અટક્યું ત્યાં ઠંડું અને વધારે ભયંકર યુદ્ધ શરૂ થયું! એ અરસામાં જ સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે ભારતનો જન્મ થયો. 'સામ્યવાદી' અને 'સ્વતંત્ર' એવા નામધારી વિભાગોમાં વહેંચાએલી તે વખતની ઘણીખરી દુનિયા સાથે નહીં ઘસડાવું અને બન્ને વિરોધી જૂથોથી અલગ રહેવું, એવું વલણ ભારતે શરૂઆતથી જ અખત્યાર કર્યું; ત્યારે, અને આજે પણ, આ પ્રમાણે અને જુદા રહેવાની મથામણ કરવી એ એક અઘરી અને હિંમતભરી કસરત તથા કળા હોવા છતાં ભારતે એ અપનાવી છે તે નોંધપાત્ર છે.

તટસ્થતાની વૃત્તિ અગર તટસ્થ વ્યવહાર એટલે નરી નિષ્ક્રિયતા કે નકારાત્મક વાણી-વર્તન નથી. તટસ્થ નીતિનો પ્રવાહ ગતિશીલ, સક્રિય, સરળ છે અને હોવો જોઈએ. તટસ્થ વિદેશનીતિ કોઈ પણ આંતરરાષ્ટ્રીય સવાલને એનાં ગુણદોષ પરથી જોશે ને માપશે. પૂર્વયોજિત અગર પૂર્વગ્રહયુક્ત કોઈ ભૂમિકા તે લેશે નહિ. વિશ્વના સવાલો વિશ્વદૃષ્ટિથી જોવાનો પ્રયાસ તે કરશે. કોઈ ચોક્કસ એવા એક પક્ષીય કે વિભાગીય દૃષ્ટિકોણને એમાં અવકાશ નથી. વળી સંઘર્ષો થાય તો તેમાં તટસ્થ નીતિ એકદમ વચ્ચે નહીં પડે, અંદર ઘૂસી નહીં જાય, એકને યા બીજાને એકાએક વગોવવા નહીં બેસે. તટસ્થ નીતિ સમજે છે ને સ્વીકારે છે કે જીવનમાં શું તેમ રાજકારણમાં શું, દરેક બાબત કેવળ ધોળી કે કાળી નથી હોતી. ઝઘડાના સવાલો એટલા સહેલાસટ હોત તો પૂછવાનું જ શું હતું! પણ બે બાજુઓ ઉપરાંત અનેક બીજાં મહત્ત્વનાં પાસાંઓ એમાં રહેલાં હોય છે, એ તરફ તટસ્થ નીતિ સજાગ અને વિચારશીલ રહે છે.

દુનિયામાં જ્યારે વિચારના અને આદર્શોના ઝઘડાઓની સામસામી છાવણીઓ ઊભી થાય ત્યારે તેમાં આપોઆપ જ લશ્કરી જમાવટો પણ થવા માંડે છે. એટલે સત્તાનાં જૂથો ખરેખર તો લશ્કરી છાવણીઓ બની રહે છે. આવા સંજોગોમાં ભારતની વિદેશનીતિ એવી રહી છે કે કોઇ પણ પ્રકારના લશ્કરી જૂથ સાથે જોડાવું નહીં. આને બિનજોડાણની નીતિ કહી શકાય. રાષ્ટ્રસમૂહમાં ભારત સભ્ય તરીકે જોડાએલ છે, પણ એના દેશો જ્યારે સંરક્ષણ અને યુદ્ધ અંગેની ચર્ચાઓ કરે છે ત્યારે ભારત એવી વિચારણાથી અલગ રહે છે એ પણ નોંધપાત્ર છે.

હવે, તટસ્થ નીતિનો અર્થ એવો પણ નહીં કે બેફિકરાઇની વૃત્તિ! વિશ્વના સવાલો અને સંબંધો પરત્વે ભારત એમ નથી કહેતું કે 'આમાં અમને કશી પડી નથી! આ બાબતમાં અમને શું લાગે વળગે? આ મુદ્દામાં અમારી કોઈ જવાબદારી નથી!' આ પ્રકારનું માનસ તટસ્થ માનસ કહી જ ન શકાય. તે સાથે જ, કેવળ નૈતિક ઉદ્વેગ અને પુણ્યપ્રકોપ સતત ઠાલવ્યા કરવો એ પણ તટસ્થ નીતિનું તંદુરસ્ત લક્ષણ નથી. ગુરુગ્રંથથી પોતે પીડાઇને પારકાંને પરોપદેશે પાંડિત્યમ્ પીરસવામાં પણ તટસ્થતાની નીતિ નથી.

તો પછી તટસ્થ નીતિ એટલે શું? વિવિધ જાહેર સવાલો પર અને તેમાંય સંઘર્ષો પર જાહેર અભિપ્રાયદર્શન કરવામાં સંયમ રાખવાની શરત તટસ્થ નીતિમાં સમાએલી છે. દરેક સવાલ ઉપર ચોક્કસ, અચલ અને મૂળભૂત સિદ્ધાંતોના આધારે ચર્ચા-વિચારણા કરવાનું એમાં અભિપ્રેત છે. તે સાથે જ તટસ્થ નીતિ પાસે હરહંમેશ એકસરખાં માપદંડ અને સાધનો હોવાં ઘટે. સાથેસાથે જ્યાં દેખીતો અન્યાય થતો હોય અને ખુલ્લી હિંસા ચાલતી હોય ત્યાં તટસ્થ રાષ્ટ્રોએ સ્પષ્ટ અને નક્કર ભૂમિકા લેવી રહી. તટસ્થતાને નામે મૂંગા રહેવાનું ત્યારે નહીં ચાલે.

ભારતની તટસ્થ વિદેશનીતિ વિચાપૂર્વકની છે એટલું જ નહી, પણ તે લાંબા ગાળાના આપણા જ સ્વાર્થમાં અને હિતમાં છે. એ નીતિને કારણે ભારતે

દુનયામાં અનેક પરસ્પર વિરોધી રાષ્ટ્રોની મિત્રતા માણી છે. એવી મિત્રાચારીમાંથી ભારતે પોતાની આંતરિક આર્થિક ક્રાંતિ માટે જરૂરી સહાય પણ અઢળક પ્રમાણમાં મેળવ્યા કરી છે. કોરિયાના પ્રશ્નમાં ભારતે અસરકારક દરમિયાનગીરી પણ કરી છે. અન્ય આંતરરાષ્ટ્રીય સવાલોમાં ભારતના શબ્દો અને ભારતનાં સલાહસૂચનો ઠીકઠીક વજનદાર રહ્યાં છે. કશા ખાસ લશ્કરી સામર્થ્ય વિના ભારતે જોતજોતાંમાં આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ગણનાપાત્ર નામના મેળવી , એને માટે મહદંશે ભારતની તટસ્થ વિદેશનીતિ જવાબદાર છે.

અલબત્ત, તટસ્થ નીતિ અપનાવવી સહેલી છે, પણ એ પ્રમાણેનું વર્તન કઠણ છે, ઘણું જ કઠણ છે. તેમાંય સફળ દરમિયાનગીરી અને અસરકારક લવાદી માટે તો તટસ્થતાની વૃત્તિ ખૂબ જ અણીશુદ્ધ હોવી ઘટે. એ તો ખાંડાની ધાર પર જ ચાલવા જેવું છે. બન્ને વિરોધી પક્ષોનો વિશ્વાસ સંપાદન કરવો એ કાંઈ સહેલી વાત નથી. આપણે પોતે તટસ્થ હોવાનું કહ્યાથી તટસ્થ બની જવાતું નથી! બીજાઓએ, ખાસ કરીને ઝઘડાખોર પક્ષોએ, એવું કહેવું ને સ્વીકારવું જોઈએ ત્યારે ખરી તટસ્થતા જાળવી ગણાય.

ભારતની વિદેશનીતિ તટસ્થ હોવા છતાં ક્યારેક તે પશ્ચિમના જૂથ તરફ ઢળતી તો ક્યારેક વળી સામ્યવાદી જૂથ બાજુ નમી પડતી હોવાના આક્ષેપો અને પ્રહારો ભારતમાં અને પરદેશમાં સતત થયા કરે છે. એમ બચાવ કરી શકાય ખરો કે બન્ને પ્રકારના આવા આક્ષેપો થાય છે એટલે એનો સામસામો છેદ ઊડી જઇને ભારતની વિદેશનીતિ અંતે ખરેખર તટસ્થ નીતિ તરીકે પુરવાર થાય છે! પરંતુ, ઇ. સ. ૧૯૫૬માં હંગેરીના સવાલ પર ભારતીય તટસ્થતા વાસ્તવિક હતી કે કેમ એ પૂછવા જેવું છે. ઇઝરેલને રાજનૈતિક માન્યતા આપ્યા પછી એ દેશમાં ભારતીય રાજદૂત નહિ મોકલવામાં તટસ્થ નીતિ ક્યાં આવે છે, એમ પણ પૂછી શકાય. ટિબેટ પરના બબ્બેવારના સામ્યવાદી ચીની આક્રમણ વખતે ભારતની વિદેશનીતિ કેવા પ્રકારની તટસ્થ હતી એ સવાલ પણ જરૂર પૂછવા જેવો છે. અલબત્ત, આવા બધા સવાલોનો એક જવાબ એમ આપી શકાય કે વિદેશનીતિ પણ છેવટે તો દેશના હિત સંબંધોના સંદર્ભમાં તપાસવી રહી!

એ ગમે તેમ, એટલું તો નિશ્ચિત છે કે ભારતની તટસ્થ વિદેશનીતિ જડ નથી રહી, જક્કી પણ નથી જણાઈ. આદર્શો અને સિદ્ધાંતોને વળગી રહેવાની બાબતમાં ભારતીય નીતિ લોકશાહી અને સ્વાતંત્ર્યના પક્ષે અને પડખે બરાબર ચાલુ રહી છે. માનવી પ્રતિષ્ઠા, સમાનતા, ન્યાય અને પાર્લમેન્ટરી રીતરસમો તથા રાજ્યપદ્ધતિ જેવી મૂળભૂત બાબતોમાં ભારતીય ભૂમિકા તટસ્થતાની જરા પણ નથી.

તટસ્થ નીતિની કસોટી અવારનવાર થતી રહે છે. શાંતિના સમયમાં તટસ્થતા જાળવવી પ્રમાણમાં સહેલી છે. અન્ય રાષ્ટ્રોના ઝઘડાઓ વખતે તટસ્થ નીતિ ચાલુ રાખવી કઠણ છે, પણ અશક્ય નથી. પરંતુ પોતા ઉપર જ જ્યારે આફત આવી પડે ત્યારે તટસ્થ રહેવું એ આત્મવિલોપન કરવા જેવું થશે. તટસ્થતાનો વિચાર આત્યંતિક સ્વરૂપમાં ખેંચી જવાથી કશું નહી વળે. રાષ્ટ પર જ્યારે સીધો ખતરો આવી પડે ત્યારે સલામતી અને સ્વાતંત્ર્ય ખાતર, સ્વમાન અને સ્વાભિમાન ખાતર તટસ્થતાની વૃત્તિ તથા વર્તણૂક સાથે બાંધછોડ કરવી રહી. તેમ કરવું એ પાપ કે ગુનો નથી. કયા સંજોગોમાં અને કઈ રીતે, કેટલા સંયમપૂર્વક તથા સાવચેતીથી જરૂરી બાંધછોડ કરાય છે એ મુદ્દાની વાત છે.

સરવાળે ભારતની તટસ્થ વિદેશનીતિ સારી છે, કારણ કે તે આપણા લાભમાં છે; આંતરરાષ્ટ્રીય તંગદીલી ઘટાડવામાં તે મદદરૂપ છે; નાનામોટા ઝઘડાઓના શાંતિભર્યા નિરાકરણમાં તે સહાયરૂપ છે; વિશ્વશાંતિ અને આંતરરાષ્ટ્રીય સહકાર માટે તે ઉપકારક છે; અને વિશ્વરાજ્ય રચવા માટેની જરૂરી નૈતિક અને વૈચારિક ભૂમિકા ઊભી કરવામાં તટસ્થતાની નીતિરીતિ ઉપયોગી નીવડે છે.

તટસ્થતાની નીતિ સગવડ સાચવનારી હોય, પણ સગવડિયા ન હોય! સ્વહિત સાધનારી હોય, પણ સ્વાર્થસાધુ ન હોય! તટસ્થનીતિ સક્રિય અને હેતુલક્ષી છે. સહુની સાથે મિત્રાચારી અને શુભ નિષ્ઠાથી જોડાવા મથતી ભારતીય તટસ્થ નીતિ કોઈ જૂથને સીધી વળગી નથી જતી. નવોદિત રાષ્ટ્રોની અલગતા, અખંડિતતા અને એકતા ટકાવી રાખવામાં અને વધારવામાં તટસ્થ વિદેશનીતિનો ફાળો ઘણો મોટો અને મહત્ત્વનો છે.

*

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક



'ગાડું આપણી ગતિએ ચાલે તેમાં જ માલ છે. હવે તો યુગ મોટરનો નહિ પણ વૈમાનનો છે એમ કહેવાય ના? પણ એ દોડમદોડ ક્ષણિક છે. આપણા પગ તો મનુષ્યજાતિની હયાતી છે ત્યાં લગી છે જ. એની ગતિ નભે તેથી જેને સંતોષ છે તે જીત્યા જાણવા.'

મહાત્મા ગાંધી

["ગાંધીજીનાં સંસ્મરણો અને બીજી સાંભરણો."
શાંતિકુમાર (બાલગોવિંદ કુબેરદાસની કંપની,
અમદાવાદ; ૧૯૬૩.) છેલ્લું પૃષ્ઠ]

વર્ષ ૩
અંક ૩
ઑક્ટોબર · ૧૯૬૩
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૩ • અંક ૩
ઑક્ટોબર
૧૯૬૩

## અનુક્રમ



*

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'અભ્યાસ'ના પહેલા તથા બીજા વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ ઉપલબ્ધ છે. દરેક સેટની કિંમત દસ રૂપિયા.

*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

विवेको वैराग्यं न च शमदमाद्याः षडपरे
मुमुक्षा मे नास्ति प्रभवति कथं ज्ञानममलम्।
अतः संसाराब्धेस्तरणसरणिं मामुपदिशन्
स्वबुद्धिं श्रौतीं मे वितर भगवंस्त्वं हि कृपया॥

—ब्रह्मानन्दः॥

**ભાવાર્થ:** હે પ્રભુ! મારામાં વિવેક અને વૈરાગ્ય નથી, શમ, દમ વગેરે સાધન-સંપત્તિ નથી, મોક્ષ પામવાની ઇચ્છા નથી તો મને વિશુદ્ધ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય? આથી સંસાર-સમુદ્રને તરી જવાના માર્ગનો ઉપદેશ આપતો તું જ કૃપા કરી મને શ્રુતિજ્ઞાન આપ.

**નોંધ:** બ્રહ્માનંદ સ્વામીએ તેમના 'પરમેશ્વરસ્તુતિ-સારસ્તોત્ર'માં બ્રહ્મવિદ્યાના અધિકાર માટે આવશ્યક ગણેલાં ચાર સાધનોનો ઉલ્લેખ કર્યો છે. તે જાણે છે કે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે અમુક આધ્યાત્મિક ભૂમિકાનું સંપાદન અત્યંત જરૂરી છે. જ્યાં સુધી મનુષ્ય આત્મજ્ઞાન માટે લાયક બનતો નથી ત્યાં સુધી તે જ્ઞાન તેનામાં યથાર્થ સ્વરૂપે પ્રગટ થતું નથી. આત્મજ્ઞાનની પ્રાપ્તિ તેનો યોગ્ય અધિકાર પામ્યા વિના થતી નથી. પરમાત્માનો સ્વ-સ્વરૂપે સાક્ષાત્કાર એ જ સાચા અર્થમાં જ્ઞાનની પ્રાપ્તિ છે. એક જ અદ્વિતીય શુદ્ધ બુદ્ધ, નિત્ય, મુક્ત, સર્વ-વ્યાપક પરમાત્મા સર્વત્ર વિલસી રહ્યો છે; તે સચ્ચિદાનંદસ્વરૂપ છે અને તે જ પોતાનું સાચું સ્વરૂપ છે એવો અપરોક્ષ અનુભવ પ્રગટે નહિ ત્યાં સુધી બ્રહ્મજ્ઞાન કે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ ગણાય નહિ. આત્માને જાણવો એનો અર્થ આત્મ-સ્વરૂપનો અનુભવ કરવો એવો થાય છે. આથી જ 'ब्रह्म वेद ब्रह्मैव भवति। જે બ્રહ્મ જાણે છે તે બ્રહ્મસ્વરૂપે થાય છે' એમ કહેવામાં આવ્યું છે. આ સંદર્ભમાં 'જાણવું એટલે થવું'—'To know is to become'—એવો અર્થ ધ્યાનમાં રાખવાનો છે. બ્રહ્મવિદ્યા એ પરા-વિદ્યા છે, રહસ્ય-વિદ્યા છે. આથી જ આચાર્યે શિષ્યના વિદ્યા-પ્રાપ્તિના અધિકારની સંપૂર્ણ પરીક્ષા કરી તેને આ વિદ્યાનો ઉપદેશ કરવો એવી પ્રણાલિકાનું સ્થાપન પ્રાચીન સમયમાં કરવામાં આવ્યું છે. અનધિકારીને આપેલી વિદ્યા નિષ્ફળ જાય છે એટલું જ નહિ તેનાથી ભારે અનર્થ થવાનો પણ સંભવ છે.

વેદાંતમાં ચાર સાધનોની પ્રાપ્તિને તત્ત્વજ્ઞાનના અધિકાર માટે આવશ્યક માની છે. આ ચાર સાધનો—વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ સંપત્તિ અને મુમુક્ષા છે. નિત્ય અને અનિત્ય વસ્તુના વિવેક (discrimination)-ને વિવેક કહેવામાં આવે છે. બ્રહ્મ નિત્ય છે અને બીજું બધું - આ નામરૂપાત્મક જગત-અનિત્ય (non-eternal) છે એવા જ્ઞાનને વિવેક કહેવામાં આવે છે. સર્વ પ્રકારના ભોગો પ્રત્યે વિરાગને-નિઃસ્પૃહતાને વૈરાગ્ય કહેવામાં આવે છે. શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરમ અને તિતિક્ષાને ષટ્ સંપત્તિ કહેવામાં આવે છે. મનનો નિગ્રહ 'શમ' છે. ચક્ષુ, શ્રોત્ર વગેરે બાહ્ય ઇન્દ્રિયોના નિગ્રહને 'દમ' કહેવામાં આવે છે. પોતાના ધર્મનું અનુષ્ઠાન એ ઉપરમ છે. શીત-ઉષ્ણ, સુખ-દુઃખ, માન-અપમાન વગેરે દ્વંદ્વોને સહન કરવાં તે તિતિક્ષા છે. ગુરુનાં તેમ જ વેદાંતનાં વાક્યોમાં 'શ્રદ્ધા'ને શ્રદ્ધા કહેવામાં આવે છે. ચિત્તની એકાગ્રતા 'સમાધાન' છે અને 'મને મોક્ષ મળો' એવી ઇચ્છા તે મુમુક્ષા છે. આ પ્રકારે સંક્ષેપમાં આ ચારે સાધનોનું નિરૂપણ શંકરના 'તત્ત્વબોધ' નામે ગ્રંથમાં કરવામાં આવ્યું છે.

આ ચારે સાધનોથી સંપન્ન શિષ્યને આત્મજ્ઞાનનો અધિકારી ગણવામાં આવે છે. આવો અધિકારી હાથમાં સમિધ લઈને પરમાત્માના જ્ઞાનની પ્રાપ્તિ માટે બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિય આચાર્યની પાસે જાય છે અને આત્માનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરી જ્ઞાન પ્રાપ્ત થતાં મોક્ષ પામે છે.

આત્મજ્ઞાનના ઉપદેશક ગુરુ પોતે બ્રહ્મવેત્તા હોવા જોઈએ. જેણે આત્મ-સાક્ષાત્કાર કર્યો નથી એવા ગુરુ શિષ્યને આત્મદર્શન કરાવી શકે નહિ. જે સંસાર-સાગરને

તરી ગયા છે એવા ગુરુ જ શિષ્યને તારી શકે છે. આવા ગુરુ બ્રહ્મવિદ્યાના અધિકારીને જ તે વિદ્યાનો ઉપદેશ કરે છે. જેમ કુશળ ખેડૂત ઉત્તમ બીજને ઉષર-ભૂમિમાં વાવતો નથી તેમ તે આત્મજ્ઞાનનો ઉપદેશ અનધિકારીને કરતા નથી.

સદ્‌વિદ્યાના પ્રદાન માટે શિષ્યની યોગ્યતા પર ભારતવર્ષમાં પુરાતન કાળથી અત્યંત ભાર મૂકવામાં આવ્યો છે. કુપાત્રને વેદના અધ્યાપનનો નિષેધ કરતો મનુસ્મૃતિનો આ શ્લોક ધ્યાનમાં રાખવા જેવો છે:

**विद्ययैव समं कामं मर्तव्यं ब्रह्मवादिना।**
**आपद्यपि हि घोरायां न त्वेनामीरिणे वपेत्॥**

વેદને જાણનાર પુરુષ વેદવિદ્યા સાથે ભલે મરી જાય પણ ઘોર આપત્તિ આવે છતાં પણ તેણે કુપાત્રમાં તે વિદ્યાનું બીજ રોપવું જોઈએ નહિ.

પ્રારંભમાં દર્શાવ્યા પ્રમાણે વિવેક, વૈરાગ્ય વગેરે ચાર સાધનો જ્ઞાનની પ્રાપ્તિ માટે આવશ્યક છે. આ સાધનોની પ્રાપ્તિ માટે પણ પૂર્વ-ભૂમિકા રચાએલી હોવી જોઈએ. જો મનુષ્ય સ્વધર્મનું (પોતાના વર્ણ ને આશ્રમ માટે નિયત કર્મનું) ઈશ્વરાર્પણબુદ્ધિથી આચરણ કરે– 'હું કર્તા નથી, ઈશ્વરના સેવક તરીકે મારાં કર્તવ્યકર્મ તેની આજ્ઞા પ્રમાણે કરું છું' એવી ભાવનાથી આચરણ કરે–તો ધીમે ધીમે તેના અંતરમાં શુભસંસ્કારોનો પ્રાદુર્ભાવ થતાં ઉપર દર્શાવેલાં સાધનો તેને પ્રાપ્ત થાય છે. આ સાધનો પ્રાપ્ત થયા પછી તે બ્રહ્મવિચારમાં પ્રવૃત્તિ કરે છે. એટલે આત્મા સંબંધી શ્રવણ, મનન અને નિદિધ્યાસન (મનન કરેલા અર્થનું વારંવાર ચિંતન) કરે છે. આથી તેને આત્મજ્ઞાન — આત્મ–સાક્ષાત્કાર થાય છે, પોતે બ્રહ્મ છે, સંવિત–સ્વરૂપ છે, બીજું સર્વ મિથ્યા અથવા અવાસ્તવિક છે એવો અનુભવ જાગી ઊઠે છે. તેને 'चिदानन्दरूप: शिव: केवलोऽहम्।' 'હું ચિદાનન્દરૂપ કેવળ શિવ (બ્રહ્મ) છું'– એવું જ્ઞાન થાય છે અને જ્ઞાનનો પ્રકાશ થતાં અવિદ્યાનો–અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થાય છે. હવે તેને દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે જડ છે, તેમનું વાસ્તવિક અસ્તિત્વ નથી, સમગ્ર જગતનું પરમાત્માથી ભિન્ન એવું સ્વતંત્ર અસ્તિત્વ નથી–એવી પ્રતીતિ થાય છે.

"વિવેક, વૈરાગ્ય વગેરે સાધનો મારામાં નથી તો નિર્મળ જ્ઞાન મને કેવી રીતે પ્રાપ્ત થાય?"– એમ કહી બ્રહ્માનન્દ પ્રભુને આત્મજ્ઞાનનું પ્રદાન કરવા પ્રાર્થે છે તેથી તેમની સાચી વિનમ્રતા – અહંભાવનો અભાવ અને ભગવત્કૃપાના રહસ્યની ઊંડી સમજણ વ્યક્ત થાય છે. તે જાણે છે કે શરણાગતિપૂર્વક કરેલી ઈશ્વર–પ્રાર્થનાથી જ્ઞાનનાં સાધનોની પ્રાપ્તિ અને આધ્યાત્મિક વિકાસ થાય છે. સાધનો પ્રાપ્ત થયા પછી પણ તેમાં પ્રગતિ થાય, માર્ગ ચૂકી ન જવાય તે માટે ઈશ્વરની કૃપા વિના ચાલે તેમ નથી. જે સાધક ઉત્કટતાથી અને વિનમ્રતાથી સાધનો પ્રાપ્ત કરવા મથે છે અને જ્ઞાન-પ્રાપ્તિની ઉત્કૃષ્ટ ભૂમિકા પોતાને પ્રાપ્ત થાય તે માટે ઈશ્વરને અંતરથી પ્રાર્થે છે તેને ઈશ્વર જરૂર પસંદ કરે છે અને તેના હૃદયમાં જ્ઞાનની જ્યોતિ પ્રગટાવી અજ્ઞાનના અંધકારનો નાશ કરે છે. આથી જ કઠ ઉપનિષદમાં દર્શાવવામાં આવ્યું છે કે–

**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन।**
**यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम्॥**

આ આત્મા પ્રવચનથી, મેધાથી કે શાસ્ત્રોનાં અત્યંત શ્રવણથી પ્રાપ્ત થતો નથી. જેને તે પસંદ કરે છે તે જ તેને પામે છે; તેની સમક્ષ જ આ આત્મા પોતાના સ્વરૂપને પ્રગટ કરે છે.

ઈશ્વર પ્રત્યે સાધકનો પરમ અનુરાગ પ્રગટ થતાં ઈશ્વર જ તેને જ્ઞાનનું પ્રદાન કરે છે. આનું રહસ્ય ગીતામાં આ પ્રમાણે વ્યક્ત થયું છે:

**तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम्।**
**ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते॥१०-१०॥**

જે મારામાં ચિત્તને સતત જોડી રાખે છે અને મને પ્રેમપૂર્વક ભજે છે તેમને હું જ્ઞાનયોગ (સ્વરૂપજ્ઞાન) આપું છું જેથી તે મને પામે છે.

બ્રહ્માનન્દ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે ઈશ્વરના અનુગ્રહની પ્રાર્થના કરે છે, કેમકે તેનો અનુગ્રહ થતાં કશું દુષ્કર રહેતું નથી.

[લેખક અને સંપાદક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્‌સ કૉલેજ, અમદાવાદ]

*

# રોજનીશીમાંથી

ગણેશ વાસુદેવ માવળંકર

**તા. ૧૩ ઑક્ટોબર ૧૯૪૭, સોમવાર**

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. કેટલાક કાગળો અને પરચૂરણ કામો. સવારે અને બપોરે થોડો થોડો વખત મળીને વિઠ્ઠલભાઈ ચરિત્રની પ્રસ્તાવના પૂરી કરી. એક મોટું કામ પાર પડ્યું.

ભોજનોત્તર પરચૂરણ વાચન અને વિશ્રાંતિ. પછી પ્રસ્તાવનાલેખન પૂરું કર્યું. ૪ થી ૫॥ શેઠ ........ ને ઘેર 'ભિક્ષાંદેહિ' માટે જઈ આવ્યો. એમના હાથથી પૈસો છૂટવો કઠણ પણ પોતાની હકીકત કાને નાખવી એ અમારો ધર્મ. ઘણી બધી ચર્ચા થઈ. મારા બોલવાનો ઉપયોગ દેખીતો એવો કશો નહીં: પણ કાંઈ નહીં તો સ્મશાનવૈરાગ્ય જેટલોય ઉપયોગ થયો.

૫॥ થી ૭ સુધી ડૉ. ગોધ, ઘાયગુડે અને મેડિકલ કૉલેજના પ્રિન્સિપાલ રક્ષિત આવ્યા હતા. ચાહ થઈ, અને ગુજરાત વિશ્વવિદ્યાલય વિષે વાતો થઈ. શ્રીયુત........અમારે ત્યાં કમિટીના સભ્ય છે તો પણ........કમિટીના તેઓ અધ્યક્ષ થયા છે! પણ એમાં આશ્ચર્ય શું? જ્યાં જ્યાં સત્તા અને મોટાઈ મળવાનો સંભવ હોય ત્યાં શ્રી ........... જવાના જ. ખેર.

પછી સાસવડના આચાર્ય ભાગવત અને પ્રોફે. રા. બ. આઠવલે આવ્યા હતા. આચાર્ય જમવામાં સાથે હતા. ઘણી બધી વાતો કરી. ગુજરાત વિશ્વવિદ્યાલય અને ગુજરાત વિદ્યાપીઠના સંબંધ કેવા છે એ સવાલ નીકળ્યો હતો.........ની હકીકત અલબત્ત નીકળી જ.

રાત્રે પછી પરચૂરણ વાચન અને આરામ.

**તા. ૧૪ ઑક્ટોબર ૧૯૪૭, મંગળવાર**

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો જોયાં. રોજનીશીલેખન. કેટલાક કાગળો. હેડમાસ્ટર્સ ફેડરેશનની પરિષદ તા. ૨૮-મીએ છે એના ઉદ્‌ઘાટનપ્રવચનની તૈયારી કરવા માટે એમના ઠરાવો અને પ્રમુખનાં ભાષણ વગેરે વાંચવામાં વખત ગયો.

શ્રી. તાત્યાસાહેબ કેળકર ગુજરી ગયાના સમાચાર A. P.એ ૧૨ના અરસામાં જણાવ્યા. પૂનામાં સવારે ૭ વાગે પથારીમાં જ ચાલ્યા ગયા. રાત્રે ક્યારે પ્રાણોત્ક્રમણ થયું એની ખબર ન પડી. મૃત્યુ સરસ આવ્યું. ૭૫ની ઉંમર હતી. એક મહાન પુરુષ ચાલ્યો ગયો. લોકમાન્ય ટિળક સાથેની જીવંત સાંકળરૂપ વ્યક્તિ એવા એકલા નરસોપંત જ હતા. ખેર! અંજલિરૂપ મારું નિવેદન મેં A. P.ને આપ્યું. અને એમને ઘેર તાર પાઠવ્યો.

ભોજન બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ. ૨॥ થી ૩॥ શેઠ કસ્તુરભાઈ સાથે એજ્યુકેશન સોસાયટીએ લેવાની જમીન પર જઈને એન્જિનિયરિંગ કૉલેજ વાસ્તે કઈ જમીન લેવી તે નક્કી કર્યું. ઘેર આવીને પછી તા. ૨૮મીની પરિષદ બાબતનું વાચન. કેટલાક કાગળો.

૫॥ થી ૬॥ સુધી શ્રી. સૌ. સરલાબેન અંબાલાલ કસ્તુરબા ગાંધી ફંડના કામ માટે આવ્યાં હતાં. અહીંથી ૭-૮ માઈલ પર આવેલ કોબા ગામમાં જમીન લેવા વિષે ચર્ચા કરી. ગામડામાં કેન્દ્ર થાય, જમીન લેવી એ મારા ગળે ઊતરે છે. પણ કામ કરનારા માણસો ક્યાં છે? કેવી રીતે આવશે? આપણા શિક્ષણમાં અને સમાજમાં ક્યાંક કશુંક ચોક્કસ ખોટું થાય છે. માણસો ખૂબ બોલે છે પણ અમલ સાવ ઊલટી દિશામાં. દંભ, સ્વાર્થ જાણે આપણા લોહીમાં ઘૂસી ગયા છે! આ સ્થિતિ કેવી રીતે બદલવી?

એમનાં બાળકોનો—વિક્રમ, ભારતી વગેરે—અમારા કામમાં સાથ છે. મને એ ગમે છે એમ મેં કહ્યું તે ઉપરથી વાત નીકળી. ચિ. મૃદુલાની વાત નીકળી. પહેલાં એનું કામ ઉત્તમ હતું. પણ હમણાં એ બીજાઓ સાથે અનુકૂળ થઈને કામ કરતી નથી એવો અભિપ્રાય મેં વ્યક્ત કર્યો. સૌ. સરલાબેનને તે ગમ્યો નહીં, અને મૃદુલાનો બચાવ તેઓ કરતાં હતાં. મને એમ પણ થયું કે એમને થોડુંક ખોટું

પણ લાગ્યું. વધારે વખત નહોતો તેથી ચર્ચા ત્યાં જ અટકી.

પછી ડૉ. રૅાલી સર ચિનુભાઇની બાબતમાં વાત કરવા સારુ આવ્યા હતા. અમારે શું કરવું તે કહો, એવો પ્રશ્ન મેં એમને પૂછ્યો તેનો સંતોષકારક જવાબ નહીં. ઠીક.

રાત્રે ફરાળ માટે ચિ. અણ્ણા, નાના અને હું ડૉ. બર્વેને ઘેર ગયા હતા. આજે એમની દિવાળી છે. ભોજનોત્તર વકીલાતના અનુભવોની વાતો થઈ.

પછી વાચન અને વિશ્રાંતિ.

## તા. ૧૫ ઑક્ટોબર ૧૯૪૭, બુધવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. રોજનીશીલેખન. થોડા કાગળો. પછી તા. ૨૮મીની હેડમાસ્ટર્સ પરિષદના ઉદ્‌ઘાટનનું પ્રવચન પૂરું કર્યું. એમાં ઠીક ઠીક વખત ગયો. પણ મારા વિચારો ઠીક સૂત્રરૂપે મુકાયા એનું સમાધાન મને થયું. આ ભાષણ હિંદીમાં કરવાનું છે. એટલે મૂળ ગુજરાતીનું હિંદી કરવાનું છે.

આજે નવરાત્રિનો પડવો. એટલે દેવદેવક, પુણ્યાહ-વાચન વગેરેમાં આશરે એક કલાક ગયો.

ભોજન પછી ઇતર વાચન. આરામ. પછી પરચૂરણ કામો. West India Cotton Association તરફથી શ્રી. રમણીકલાલ શેરદલાલ, જગાભાઈ જેશિંગભાઇ અને બીજા એક ગૃહસ્થ મળવા આવ્યા હતા. હાલમાં મુંબઈ ઍસેંબ્લીમાં એમને વિષે જે ખરડો ચાલી રહ્યો છે એને અંગે વાત કરવા તેઓ આવેલા. સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસના કહેવા મુજબ અને એમના East India Cotton Associationને લાભ થાય એ રીતે જ કામ થઈ રહ્યું છે એમ એમનું કહેવું હતું. આ વિષય મારા માટે નવો છે. સમજવાનો મેં પ્રયત્ન કર્યો. સર્વ બાબતોમાં વેપારી સરમુખત્યારી (monopoly) એક જ સંસ્થાને સોંપવી મને ઠીક લાગતું નથી. આ બાબતમાં શ્રી. ખેર સાથે વાત કરવી એવું ઠરાવ્યું છે. પણ એમને હાથે કાંઈ થવાનું શકય નથી. એક તો આ વિષય આંટીઘૂંટીનો છે. સમજી લઇને નિર્ણય કરવો કઠણ. એટલે પ્રધાનમંડળમાંના જેમણે આનો વિચાર કર્યો છે, અભ્યાસ કર્યો છે એમના નિર્ણયો બાજુ પર કરવા યોગ્ય નથી. અને વળી શ્રી. ખેર પોતે સ્વભાવથી બહુ નરમ છે. પણ હુંયે એમને આગ્રહપૂર્વક શું અને કેવી રીતે કહેવાનો? મને જ આ આ વિષય સમજાયો નથી. ઠીક. વેપારીઓની વાતને શેઠ કસ્તુરભાઇએ ટેકો આપ્યો છે અને તેથી હું તો મને જે મુદ્દો એક કલાકની ચર્ચા પછી જણાયો તે શ્રી. ખેરને કહેવાનો. ઠીક.

પછી પરચૂરણ કામો, કાગળો, ચાહ અને શૌચ આટોપીને ૫ા થી ૭ સુધી ગુજરાત વિદ્યાસભાની કારોબારીની બેઠક. વિશ્વવિદ્યાલયના કામની પ્રગતિ કેટલી થઈ છે તે છેલ્લે કહ્યું.

ભદ્રમાં આવીને બંગલે આવ્યો સામાન બાંધ્યો અને પછી ભોજન બાદ સ્ટેશન પર ગુજરાત મેલમાં નીકળ્યો.

## તા. ૧૬ ઑક્ટોબર ૧૯૪૭, ગુરુવાર

દાદર સ્ટેશને સવારે ઊતર્યો. મુકામ શ્રી. ગુર્જરને ઘેર. શ્રી. પંડિત મળ્યા. ડૉ. બાપુસાહેબને ચિ. નાનાના ટૉન્સિલ અને આંખો વિષે કાગળ અને ઘેર ચિ. અણ્ણાને કાર્ડ. રોજનીશીલેખન.

ભોજન બાદ ૧૧ વાગે સ્ટેશને આવ્યો અને ૧૧-૨૦ની પૅસેંજરથી નીકળ્યો. કૅપ્ટન ભાગવત નામના ગૃહસ્થ ગાડીમાં મળ્યા હતા. દેશની પુનર્રચનાની ઘણી બધી યોજનાઓ એમણે મનમાં ઘૂંટયા કરી હોય એમ દેખાય છે. ખેતીમાં સુધારાઓ અને લશ્કરી શિક્ષણ એ બન્ને વિષે એમણે મને વાત કરી. ખેતી સુધારાની એમની યોજના પ્રયોગ કરી જોવા જેવી મને લાગી. જેમના કબજામાં વધારે જમીન છે એમની પાસેથી તે લઈ લેવી; ઓછામાં ઓછી જમીન એક માણસ જેટલી ખેડી શકે તેટલી જ એની પાસે રાખવી; જે જમીન લેવાશે એની કિંમત પર સેંકડે ૪ ટકા પ્રમાણે રકમ દર વર્ષે જમીનની માલિકી બદલ આપવી અને આ પ્રમાણે ગામની જે જમીન લઈ શકાય તે ઓછામાં ઓછા માપ મુજબ બીજાઓને આપવી. લીધેલી જમીનનું એક સાથે એકમ કરી શકાય એવી રીતે તે વહેંચવી અને રાખવી, અને tractor થી તેને ખેડીને સહકારી ખેતી કરવી. યોજના ઠીક લાગે છે. પ્રયોગ કરવો જોઈએ. જુદીજુદી અનેક યોજનાઓની પાછળ દોડવાને બદલે આ એક જ યોજના ખેતીવાડી ખાતાના પ્રધાનને મોકલવી

એવું મેં એમને સૂચવ્યું. Cotton Associationનું થોડું સાહિત્ય વાંચ્યું. ૨–૪૫ વાગે કામશેત ઊતર્યો.

મુકામ શ્રી. નાનાસાહેબ સરદેસાઈને ઘેર. બદલાપુરના શ્રી. નાનાસાહેબ ચાપેકર પણ આવ્યા હતા. આખો વખત મિત્રો ભેગા મળીને વાતોચીતોમાં વખત ખૂબ આનંદમાં પસાર થયો.

અહીં "યશોગોવિંદ વિદ્યાલય" નામની છાત્રાલયસહિતની નિશાળ તાજેતરમાં જ શરૂ થઈ છે તે જોઈ. મુખ્ય અધ્યાપક શ્રીયુત ગ. લ. ચંદાવરકર છે તેઓ અને તેમનાં પત્ની બન્નેય સજ્જન દેખાયાં. સાંજે પ્રાર્થના. ભોજનોત્તર કેટલાંક ભજનો શ્રી. ખાડિલકર નામના ગૃહસ્થે ગાયાં. તેઓ મુંબઈના છે. આજે મિત્રોએ શરદપૂર્ણિમાનો ઉત્સવ જ માણ્યો.

શ્રી. જોશી (કરંજગાંવના અને હાલમાં નાણે ગામમાં કાર્ય કરનારા) મળ્યા હતા.

### તા. ૧૭ ઑક્ટોબર ૧૯૪૬, શુક્રવાર

સવારે વહેલા ઊઠીને નિત્યવિધિ. વાતોચીતો. શ્રી. નાનાસાહેબ ચાપેકર અને ચંદાવરકર અગાઉની ગાડીમાં મુંબઈ તરફ રવાના થયા, અને અમે ૮–૪૦ની લોકલમાં નીકળીને ૧૦–૨૫ વાગે પૂના પહોંચ્યા. માર્ગમાં ગાડીમાં ચિ. અપ્પાસાહેબ મોઘે મળ્યા.

પૂના સ્ટેશન પર દક્ષિણનાં સંસ્થાનોની સભાના મંત્રી શ્રી. શિખરે, શ્રી. શાંતિલાલ શાહ અને શ્રી. બાબુરાવ જોશી (પંઢરપુરના) મળ્યા. Cotton Association વિષેનો ખરડો અને દક્ષિણી સંસ્થાનોના કરારપત્ર વિષે શ્રી. શાંતિલાલ શાહ જોડે ચર્ચા કરી. પછી કેટલાક કાગળો અને ભોજનોત્તર મળવા આવેલા લોકો સાથે વાતચીત, વગેરે.

Deccan States Unionના કરારનામાની બાબતમાં સૂચના વગેરે વિષે ચર્ચા કરવા સારુ રાજાઓ (સાંગલી, બુધગાંવ, ફલટણ, કુરુંદવાડ, ભોર) અને સંસ્થાન પ્રજાપરિષદની Regional Councilના સભાસદો શ્રીમંત મજેકરની હવેલીમાં એકઠા થયા હતા ત્યાં હું ગયો. શ્રી. શિખરેના કહેવાથી. શ્રી. નાનાસાહેબ કુંટે પણ ત્યાં હતા. Covenantમાં શો શો ફેરફાર પ્રજાપક્ષને જોઈતો હતો તેની પ્રથમ ચર્ચા કરી. એમાં મુદ્દાની એવી સૂચનાઓ ખાસ નહોતી જ. શાબ્દિક ફેરફારો જ વિશેષ હતા. પછી એ વિષેની ચર્ચા રાજાઓ સાથે કરી. ત્યાં પહેલો સવાલ એ જ નીકળ્યો કે Covenant આખરનું નક્કી થયું તેમાં હવે ફેરફાર કેવી રીતે કરવાનો. વળી, હવે જો ફેરફાર કરવા બેસીએ તો પછી બીજા લોકોની સૂચનાઓ આવી તો શું કરવું? મારે મન આ મુશ્કેલી ઓળંગી ન શકાય એવી જણાઈ નહીં. ફેરફારો એટલા નજીવા હતા કે તે કરવામાં નુકસાન નહોતું અને પ્રજાપક્ષના લોકોને સહાનુભૂતિ દાખવ્યા જેવું હતું. રાજાઓને મેં એ જ સલાહ આપી. પરંતુ એમના મોટમોટા ઑફિસર્સ સલાહકારો એમના હંમેશના ચીલાવામાંથી બહાર કેવી રીતે પડે? એમની પાસે ભાવના અગર કલ્પનાશક્તિ (imagination)જ નથી. ખેર.

૩–૪૫ના અરસામાં ઘેર આવ્યો. શ્રીમંત સરદાર કિબે સાહેબ અને બીજા લોકો આવ્યા હતા. એમને મળીને ૪ા વાગે નીકળ્યો. કાઉન્સિલ હૉલમાં જઈને કાઉન્સિલના સભ્યો, શ્રી. બાળાસાહેબ ખેર, મોરારજી અને એમ. પી. પાટિલને મળ્યો. જુદીજુદી બાબતો વિષે ચર્ચા થઈ. પાાના અરસામાં મુકામ પર આવ્યો.

પછી શ્રી. શિખરે, બાબુરાવ જોશી આદિ લોકો મળ્યા. ત્યારબાદ એસ. પી. કૉલેજમાં સદ્ગત તાત્યાસાહેબ કેળકરના અવસાન નિમિત્તે શોકસભા ગુરુવર્ય અણ્ણાસાહેબ કર્વેના પ્રમુખપદ હેઠળ મળી એમાં ગયો. શ્રી. ભોપટકરના આગ્રહને લીધે મેં પણ ગુજરાત વતી અંજલિ તરીકે ચાર શબ્દ કહ્યા.

ઘેર આવીને મિત્રો સાથે ભોજન સમયે અને પછી ચર્ચા. પ્રોફે. દામલે, કાકા માવળંકર ......... આદિ લોકો આવ્યા હતા.

### તા. ૧૮ ઑક્ટોબર ૧૯૪૬, શનિવાર

સવારે નિત્યવિધિ. રોજનીશીલેખન. લોકો મળવા આવ્યા. શ્રી. કાકાસાહેબ કાલેલકર (ગુજરાત યુનિવર્સિટી વિષે વાત થઈ) શ્રી. અતીતકર, શ્રી. ફડણીસ, આચાર્ય લિમયે આદિ લોકો આવ્યા હતા. ૮ાા થી ૧૨ સુધી સૌ. વતી, ચિ. બાળ અને હું જુદેજુદે સ્થળે કન્યાઓ જોવા ગયાં હતાં. અમે ગયાં એ ઠીક

પણ આવા પ્રકારની પસંદગી માટે કન્યાઓ જોવાની પદ્ધતિ યોગ્ય છે ખરી? છોકરીના મન પર એની શી અસર પડે? વરવધૂએ મળવું અને બોલવું એ જુદી વાત. પણ એમાં જોખમ પણ ઘણું છે. નાની વયના વરવધૂને જોવા એ જુદું અને પ્રૌઢ વયના લોકોએ જોવા એ જુદું. પરંતુ જે છે તે સ્થિતિમાં સુધારો શો કરવો તે કહેવું કઠણ છે. ખેર............

પછી, શ્રી. જોશી (એજ્યુકેશન સેક્રેટરી) આવ્યા હતા. ઍન્જિનિયરિંગ કૉલેજ માટે કઈ જમીન લેવી, એની ચર્ચા એમની જોડે કરી. ગૃહસ્થ બહુ જ ચીકણા અને imagination નહીં. અમારી મુશ્કેલીઓની કલ્પના નહીં, સરકાર અને અમે એક જ–હવે બે જુદા નહીં–એની પૂરી સમજણ નહીં! છેવટે કબૂલ કર્યું કે હું મિલઓનર્સ પાસે મારો બનતો બધો પ્રયત્ન કરીને ઍન્જિનિયરિંગ કૉલેજ માટે અમે જે જમીન ગણીએ છીએ તે એમની ટેકનૉલૉજિકલ ઇન્સ્ટિટ્યૂટ માટે લેવડાવીશ, પણ જો તેમ ન જ થયું તો અમે કહીએ છીએ તે જમીન સરકારે લેવી જોઇએ. શ્રી. કાકાસાહેબ કાલેલકર ફરી આવ્યા હતા. બીજા પણ લોકો આવ્યા હતા.

૧૨–૪૫ થી ૨ સુધી અપ્પાસાહેબ પંતને ઘેર જમવા માટે ગયા હતા. ગઈ કાલે ભોર ખાતે રાજાઓની સભા મળી તેની હકીકત એમણે કહી. રાજાઓએ છેવટે મારી વાત સાંભળીને સૂચનાઓ માન્ય રાખી. તેથી સારું લાગ્યું.

પછી મુકામ પર આવીને આરામ. ૩॥ થી ૪॥ સુધી લોકો મળવા આવ્યા એમની જોડે ચર્ચા અને વાતો. શ્રી. શિખરે અને શાંતિલાલ શાહ આવ્યા હતા. એમની જોડે United Deccan States વિષે ચર્ચા, અને સરદાર વલ્લભભાઇને એક કાગળ લખીને તે શ્રી. શિખરને આપ્યો. શ્રી. મામારાવ દાતે, શ્રી. દામલે (મહારાષ્ટ્ર મંડળ) વગેરે લોકો મળવા આવ્યા હતા. ચાહ અને શૌચ આટોપીને નીકળ્યો ને પાંચના અરસામાં ટિળક વિદ્યાપીઠે સદાશિવ પેઠમાં લીધેલી હવેલી અને ત્યાં ચાલુ રહેલું વિદ્યાપીઠનું કામ જોવા ગયો. આચાર્ય લિમયે, પ્રોફે. અભ્યંકર, શ્રી. કાકાસાહેબ કાલેલકર ઇત્યાદિ લોકો પણ ત્યાં હતા. પછી ત્યાં વિદ્યાપીઠના કામની માહિતી શ્રી. અતીતકરે આપી અને મેં મિત્રો આગળ ગુજરાત વિશ્વવિદ્યાલયની માહિતી રજૂ કરી. અમારી (ગુજરાત વિશ્વવિદ્યાલયની) સફળતા વિષે આ લોકો નિઃશંક જણાયા. અમને પૈસા મળશે એ મને પણ દેખાય છે. પણ તેટલાથી યુનિવર્સિટી સિદ્ધ થતી નથી. વિદ્યોપાસના માટે જોઈતા માણસો મળવા જોઇએ. હું એને વિષે સાશંક છું. ઠીક. શ્રી. મગનલાલ નગીનદાસ (ચોપડા ગામના અને ઉરુળી-કાંચનની નિસર્ગોપચાર સંસ્થાના ટ્રસ્ટી) અને એમના મિત્રો પણ ત્યાં સાથે હતા. સૌ.વતી, ચિ. બાળ, ચિ. બાળ તાંબે મારી સાથે હતાં.

ત્યાંથી અમે સ્વાર ગેટ પાસેની ટિળક વિદ્યાપીઠનો વસવાટ માટેની લીધેલી જમીન જોવા ગયા. જમીનનો એક પ્લૉટ અમારા માટે ત્યાં રાખવાનું મેં શ્રી અતીતકરને કહ્યું છે. પછી મોટર દ્વારા જ ઉરુળી-કાંચન (પૂનાથી આશરે ૧૭ માઈલ) અમે રાત્રે ૮ વાગ્યાના અરસામાં પહોંચ્યાં. ખૂબ જ મોડું થયું.

મોટરમાં અમારી સાથે ત્યાંના સ્વયંસેવક ડૉ. અપ્પા ભાગવત પણ હતા. "પૂર્ણ અન્ન" કેવું હોવું જોઈએ એનો પ્રયોગ અપ્પા છેલ્લાં કેટલાંયે વર્ષોથી કરી રહ્યા હોઈ એમણે કેટલાક સિદ્ધાંતો (theories) ઠરાવ્યા છે. મને એ સિદ્ધાંતો સામાન્યપણે ઠીક જણાયા. ચાહ, બીડી વગેરે વ્યસનો ન હોવાં, આહારવિહાર યુક્ત હોવો વગેરે પર એમનો આગ્રહ છે એમાં શું ખોટું છે? એમને કેવળ Fadist કહેવા ભૂલ છે. ખેર. "ગાંધીને નામે કામ કરવા સારુ લોકો આવે છે, પણ એટલી તત્ત્વનિષ્ઠા નથી અને વર્તનમાં પોતાની સાથે જ તત્ત્વકઠોરતા નથી," આવા લોકો શું કરી શકવાના? એવો એમનો સવાલ હતો. સાચો છે. ઠીક.

ઉરુળી-કાંચનમાં નિસર્ગોપચાર સંસ્થાના ટ્રસ્ટીઓ પૈકી શ્રી. જહાંગીરજી પટેલ અને શ્રીમતી ગુલબાઈ મહેતા (ડૉ. દિનશા મહેતાનાં પત્ની) બપોરથી જ આવ્યાં હતાં. હું પાંચના અરસામાં ગાડીમાં આવીશ એવી એમની કલ્પના. અમને મોડું થવાથી તેઓ સ્વાભાવિક જ થોડા ચિડાએલા હતા. અમારો કાર્યક્રમ અગાઉથી જ મોટરમાં જવાનો નક્કી થયો હતો અને આ લોકો આવવાના છે તેની અમને ખબર પણ નહોતી. આ બધું તો ઠીક પણ મુખ્ય ભૂલ એવી કે અમારો કાર્યક્રમ ત્યાંના લોકોએ એમને જણાવ્યો નહોતો. એનું કારણ અવ્યવસ્થિતપણું

અગર બીક. ગમે તેમ હો. આપણા સ્વરાજ્યની કાર્યક્ષમતાની દૃષ્ટિથી મને આ સારું લાગ્યું નહીં. ખેર.

નિસર્ગોપચાર સંસ્થાના ટ્રસ્ટનો દસ્તાવેજ કરવા માટે પછી મેં મિત્રો સાથે ચર્ચા કરી. મહત્ત્વની બાબતો એટલે ટ્રસ્ટના ઉદ્દેશો, ટ્રસ્ટીઓની સંખ્યા અને લાયકાત (qualifications) અને ગેરલાયકાત (disqualification). બીજી વાતો ગૌણ અને રોજિંદી (routine).

પછી ભોજન. શ્રી. અપ્પા ભાગવતનું "પૂર્ણ અન્ન." ખૂબ જ પ્રેમભાવથી એમણે તે તૈયાર કર્યું અને આદર તથા પ્રેમપૂર્ણ રીતે પીરસ્યું અને જમાડ્યું. મને તે બહુ સારું લાગ્યું.

પટેલ અને ગુલભાઈ રાત્રે ૯ની ગાડીમાં પાછા ફર્યા અને અમે ભોજનોત્તર ગપ્પાંસપ્પાં મારતાં બેઠાં. વિષય બીજો શો હોય? હાલની પરિસ્થિતિ અને દેશનું ભાવિ. કૉંગ્રેસની પરિસ્થિતિ, પ્રધાનમંડળનું કાર્ય, વગેરે. બહાર વરસાદ પડતો હતો. મચ્છર ખૂબ હતા. વળી, ગઈ કાલથી મારી પીઠ દુઃખવા માંડી છે. (Lumbago) તેમ છતાં ઊંઘ ઠીક આવી.

## તા. ૧૯ ઑક્ટોબર ૧૯૪૬, રવિવાર

સવારે ૬ વાગે ઊઠીને નિત્યવિધિ. અહીં "નાસ્તો" (ન્યાહરી) થયો. ચીજો સારી હતી. ઘીમાં ઉતારેલી ખજૂર અને જુવારની કેક. ખૂબ સ્વાદિષ્ટ નાસ્તો થયો. ૭ના અરસામાં નીકળ્યાં. પ્રથમ શ્રી. બાળાસાહેબ ખેરને ત્યાં ગયો. એમની સાથે નીચેની બાબતો વિશે વાતચીત થઈ: (૧) એંજિનિયરિંગ કૉલેજની જમીન વિશે ગઈ કાલે શ્રી. જોશી જોડે જે વાતચીત થઈ તે અને જે જમીન લઈએ એમ અમે કહીએ છીએ તે જ રાખવી એવો આગ્રહ મેં કર્યો. (૨) નાશિકની ભોંસલે મિલિટરી સ્કૂલ ડૉ. મુંજે ચલાવે છે તેને સરકાર લઈ લે એવી ઇચ્છા ગઈ કાલે શ્રી. મગનલાલ નગીનદાસે વ્યક્ત કરી હતી માટે એ વિશે વાત કરી. અલબત્ત, બધા ધર્મોના અને તમામ જાતિઓના લોકોને જો એમાં પ્રવેશ મળવાનો હોય તો જ સરકાર એ સ્કૂલ પોતાને હસ્તક લઈ શકે એમ મેં શ્રી. મગનલાલભાઈને કહ્યું હતું જ. શ્રી. ખેરે આ વિશે સહાનુભૂતિપૂર્વક વિચાર કરવાનું આશ્વાસન આપ્યું છે. આ સિવાય પણ બીજી વાતો નીકળી હતી.

ત્યાંથી શ્રી. નાનાસાહેબ દવેની ખબર કાઢવા ગયો હતો. (ઘર નં ૪૩૧/૬૦ મુંદેરે પ્રેસોની, શુક્રવાર). ચાર દિવસ પર તેઓ દફતરમાંથી પાછા ફરતા હતા ત્યારે રસ્તાની દિશા ભૂલી જઈને ઊંડા ખાડામાં પડ્યા. પગનું હાડકું તૂટ્યું! હવે સારું છે. પણ બે માસ માટે પથારી મળી. ચિ. વિજય દવે ત્યાં મળ્યો. એની તબિયત ઠીક દેખાઈ. ત્યાંથી શ્રી. કાકાસાહેબ ગાડગીળને ઘેર એમનાં પત્નીની તબિયતના સમાચાર માટે જઈ આવ્યો અને પછી ૯ાના અરસામાં ઘેર આવ્યો.

૯ા થી ૧૧ા ઘેર જ હતો. એ સમય દરમિયાન ખૂબ જ ભીડ અને ગડબડ. સ્નાન, શૌચ, દાઢી વગેરે કાર્યક્રમ આટોપ્યા. મિત્રોને મળવાનું. નીચેના લોકો આવ્યા હતા. (૧) સાતારાના ડૉ. મહાજની...(૨) શ્રી. બાળાસાહેબ ખેરના સેક્રેટરી, વલ્લભભાઈનો મારા માટેનો આવેલો આ પ્રમાણેનો તાર લઈને, આવ્યા હતા: "Your presence urgently required here for couple of days. Please arrange to come to Delhi after your Bombay programme." મને આનો અંદાજ આવતો નથી. એટલે શ્રી. ખેરના જવાબી તારમાં મેં વલ્લભભાઈને આવું જણાવ્યું કે, "Mavalankar will contact you by wire or phone from Bombay or Delhi." મને વલ્લભભાઈ શા સારુ બોલાવે છે? Ministry વિશે કશું છે કે શું? તાત્કાલિક (urgently) પણ સગવડ મુજબ (after finishing Bombay programme) એનો અર્થ શો? ઠીક. (૩) શ્રી. અપ્પાસાહેબ અને બળવંતરાવ સરદેસાઈ ભાઈઓ. એમની સાથે માવળંગે દેવસ્થાન વિશે વાત થઈ. એજ્યુકેશન સોસાયટી તરફથી ૧૨૫ એકર જમીન acquire કરવાની છે એ વિશે શું થયું? એમ પણ મેં શ્રી અપ્પાસાહેબ સરદેસાઈને પૂછ્યું. (૪) ભોરના શ્રી. લિમયે, મુકાદમ વગેરે લોકો આવ્યા હતા. ભોર-પ્રકરણ અંગે છાપાંઓમાં આવેલા સમાચાર વિશે મેં એમને ઠપકો આપ્યો. (૫) ટિળક વિદ્યાપીઠના શ્રી અતીતકર વિદ્યાલય વસાહતના plans વગેરે લઈને આવ્યા હતા. સંસ્કૃત વિદ્યાલયની યોજના વિશે શ્રી. ભાગવત શાસ્ત્રી તેમની સાથે આવ્યા હતા પણ વાત થઈ નહીં, થઈ શકી નહીં. (૬) બાર્શીના શ્રી કરંદીકર માસ્તર તરફથી એક ગૃહસ્થ આવ્યા હતા. એમની જોડે પટેલ (વિઠ્ઠલભાઈ) ચરિત્રની એમની હસ્તપ્રત અને મારી

પ્રસ્તાવના મોકલી આપ્યાં. (૭) ચિત્રકાર-રંગોળીકાર શ્રી ખરે. (૮) ઍસેંબ્લીના સેક્રેટરી શ્રી. શેવડે.

૧૧-૩૦ના અરસામાં શ્રીમંત રાજાસાહેબ ફલટણને ત્યાં જમવાં જવા માટે નીકળ્યો. રસ્તામાં સદ્‌ગત તાત્યાસાહેબ કેળકરને ઘેર દિલસોજી માટે ગયો. એમના ભાઈ શ્રી. અપ્પાસાહેબ, પુત્ર, શ્રીમતી કમળાબાઈ વગેરે લોકો મળ્યાં. ત્યાંથી શ્રીમંત ફલટણ રાજાસાહેબને ઘેર. સૌ.વતી, ચિ. બાળ અને હું ઉપરાંત શ્રીમંત અપ્પાસાહેબ પંત, અને ફલટણના દિવાન શ્રી. ગોડબોલે, રાણીસાહેબ, રાજાસાહેબના એક ચિરંજીવી એમ લોકો હતા. દક્ષિણનાં રાજ્યોનો સંઘ એ જ વિષય મુખ્યત્વે હતો. બીજી પણ ઘણી બાબતો નીકળી. હાલની પરિસ્થિતિ, રૅશનિંગથી થતો ત્રાસ અને તેનાથીયે વધુ તો નીતિમત્તાનું પતન એ મુખ્ય મુદ્દો હતો. આ દૃષ્ટિબિંદુ નવું હતું. સંસ્થાનમાં અન્નધાન્યના આંકડા આવ્યા હતા તે ઉપરથી ૧૮,૦૦૦ થેલા જુવાર પોતે મંગાવી પણ ૧૦૦૦ થેલા જ વેચાયા અને બાકીના બગડી ગયા! લોકો પારકી હદ્દોમાં ધાન્ય સંસ્થાનમાંથી મોકલે છે! એનો અર્થ એટલો જ કે આંકડા ખોટા અગર જાણી જોઇને ગેરરસ્તે દોરનાર. વળી, લોકોને કાળા બજારની કિંમતો જોઇએ છે! સરકારી દર મુજબ અનાજ આપવાનું ખેડૂતને પરવડતું નથી એમ કહે છે પણ કરજદાર ખેડૂતોએ કરજ ચૂકવી આપ્યું! ખરેખર, આવી હકીકતો સાંભળીને આપણું સ્વરાજ્ય કેવી રીતે ચાલવાનું એનો મોટો કોયડો જ ઊભો થાય છે. નૈતિક બંધનો તો જાણે નહીં જ પણ આપણે બધાં એક સમાજ છીએ, એક હોડીમાં છીએ, એકમેકને લૂંટવાનો પ્રયત્ન કરવામાં બધાં જ નીચે જઈ રહ્યાં છીએ એ સાદો સ્વાર્થ પણ આપણે જોઈ શકતા નથી! ખેર.

ભોરમાં Covenant પર સહીઓ કરતી વખતે થએલી ચર્ચાની હકીકત કહીને મેં સૂચવેલા બધા (લગભગ) સુધારાઓ સ્વીકાર્યાનું પણ કહ્યું. એ અંગેના ઠરાવની નકલ પણ મને આપી. એમાં આ લોકોએ મારું નામ ઉમેરીને મેં લવાદી કરી એવું નોંધી રાખ્યું છે. એની જો કે વાસ્તવમાં જરૂર નહોતી પણ એમણે લખ્યું તો હરકત પણ નથી.

મુકામ પર આવીને શ્રીમંત કુરુંદવાડના રાજાસાહેબ (જૂનિયર)ને લઇને શ્રીમંત સરદાર કિબેસાહેબ આવ્યા હતા. સંઘરાજ્યમાં જોડાઈ જવા વિષે વિચાર વિનિમય અને સલાહ સેવા સારુ તેઓ આવેલા. એમની હકીકત સાંભળી. પણ એમને મેં કહ્યું કે, 'મને બધા કાગળો મોકલી આપો. હું વાંચીને વિચાર કરીને જણાવીશ.' શ્રીમતી પ્રેમાબાઈ કંટક મળ્યાં. એમની જોડે કસ્તુરબા ટ્રસ્ટના કામ વિષે પૂછપરછ કરી. ૨-૩૦ વાગે સ્ટેશન પર આવ્યો.

સ્ટેશન પર શ્રી. મગનલાલ નગીનદાસ મળ્યા. ભોંસલે મિલિટરી સ્કૂલ (નાશિક) વિષે શ્રી. ખેર સાથે થએલી વાતચીત એમને જણાવી. શ્રી. શેવડે અને પટેલ (ઍસેંબ્લી સેક્રેટરી) આવ્યા હતા.

આગગાડીમાં વાચન વગેરે ન થયું. વાતોચીતો. ૭ના અરસામાં દાદર મુકામે આવ્યો. ઘેર પહોંચીને શૌચ, સ્નાન આટોપીને પછી પોસ્ટ ઑફિસમાં જઇને શ્રી વલ્લભભાઈને દિલ્હી ફોન કર્યો. "બને તેટલો વહેલો હું આવું છું" એમ કહીને કામનું સ્વરૂપ શું છે તે પૂછ્યું. ઍસેંબ્લી સેક્રેટરી શ્રી. કૌલ સાથે કેટલાક મતભેદો થયા છે એથી તમારે આવવું એવું પંડિત નેહરુએ જણાવ્યાથી પોતે તાર કર્યાનું વલ્લભભાઈએ કહ્યું. ડૉ. રાજેન્દ્રપ્રસાદે Food Portfolio છોડ્યો ન હોવાનું વલ્લભભાઇએ કહ્યું. ભોજનોત્તર પરચૂરણ વાચન. વિશ્રાંતિ. કમરમાંનો દુઃખાવો ચાલુ જ છે. (ક્રમશઃ)

*

# સામાન્ય મનોવિજ્ઞાન-૩

## મનોવિજ્ઞાનના અભ્યાસની પદ્ધતિઓ


વિ. સ. વણીકર

[મનોવિજ્ઞાનના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]


### તર્કપ્રધાન પદ્ધતિ

જ્યારે મનોવિજ્ઞાન તત્ત્વજ્ઞાનના ભાગ તરીકે ગણાતું ત્યારે તેનો અભ્યાસ તર્કપ્રધાન પદ્ધતિથી કરવામાં આવતો. આ પદ્ધતિને અંગ્રેજીમાં speculative method કહે છે. તર્ક પદ્ધતિમાં વિષયનો પ્રત્યક્ષ અનુભવ લીધા વગર એનો અભ્યાસ કરવામાં આવે છે. તેથી

એને armchair method (આરામ ખુરશીની પદ્ધતિ) પણ કહે છે, કારણ કે એ પદ્ધતિથી કરેલા અભ્યાસમાં આરામથી ઘરમાં બેસી પ્રત્યક્ષ ઘટનાઓનું નિરીક્ષણ કર્યા વગર મોટે ભાગે તર્ક અથવા બુદ્ધિનો ઉપયોગ કરી સિદ્ધાંતો કાઢવામાં આવે છે. દા. ત., ઈશ્વરના અસ્તિત્વ વિષે અભ્યાસ કરવો હોય તો ઈશ્વરના પ્રત્યક્ષ અનુભવનો આધાર લેવામાં આવતો નથી; પણ કેવળ તર્કથી અથવા દલીલથી ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવામાં આવે છે. તત્ત્વજ્ઞાનમાં ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવા માટે નીચેની દલીલ કરવામાં આવે છેઃ સૃષ્ટિમાં રચના અથવા વ્યવસ્થા જોવામાં આવે છે. એટલે સૃષ્ટિ નિયમબદ્ધ છે. આવી સૃષ્ટિનો નિયામક કોઈ હોવો જોઈએ. એ નિયામક એટલે ઈશ્વર. તર્કપ્રધાન પદ્ધતિનો આ એક નમૂનો છે.

આ પદ્ધતિ વિજ્ઞાનને માન્ય નથી. કારણ કે કેવળ તર્કનો ઉપયોગ કરી કુદરતની ઘટનાઓ સમજાવી શકાતી નથી. દા. ત., પાણી હાઈડ્રોજન અને ઑક્સિજન એ બે મૂળતત્ત્વોનું બનેલું છે એ કેવળ દલીલબાજીથી કેવી રીતે જાણી શકાય! એને માટે પ્રત્યક્ષ નિરીક્ષણ કરવું જોઈએ. દા. ત., હાઈડ્રોજનને જ્યારે બાળવામાં આવે છે ત્યારે તેની સાથે ઑક્સિજનનો સંયોગ થાય છે. ત્યારે એનું પાણી બને છે. આ ઘટના તપાસી આપણે કહી શકીએ કે ઑક્સિજન અને હાઇડ્રોજનના સંયોગથી પાણી બને છે.

**સામાન્ય સૂઝ [Common Sense]**

જેમ કેવળ તર્કથી વિજ્ઞાન બનતું નથી; તેમ જેને આપણે Common Sense કહીએ છીએ તેના આધાર ઉપર પણ વિજ્ઞાન બની શકતું નથી. સામાન્ય સમજશક્તિ વ્યવહારમાં ઘણી ઉપયોગી નીવડે છે એ વાત ખરી; પણ સામાન્ય સમજશક્તિથી કાઢેલા સિદ્ધાંતોને વૈજ્ઞાનિક સિદ્ધાંતો કહી શકાય નહીં. દા. ત., વેપારીઓ લાંબા અનુભવથી ઘરાકના માનસને બરાબર ઓળખી શકે છે અને તેનામાં પોતાનો માલ ખરીદવાની ઈંતેજારી નિર્માણ કરી શકે છે. પણ તેથી તેમને મનોવૈજ્ઞાનિક ન કહી શકાય. પ્રભાવી વક્તા પોતાની વાણીથી શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી તેમની પાસેથી પોતાને જોઈતું કૃત્ય કરાવી લે છે; છતાં એમને મનોવૈજ્ઞાનિક ન કહી શકાય. વિજ્ઞાનનો આરંભ થાય છે સામાન્ય સમજના ઉકેલમાંથી જ; પણ વિજ્ઞાનમાં વધુ ચોકસાઈ હોય છે. વિજ્ઞાનની વિશિષ્ટ પદ્ધતિ હોય છે. એ પદ્ધતિ એટલે નિરીક્ષણ અને પ્રયોગ. આ પદ્ધતિનું વિવેચન આપણે આગળ કરીશું.

સામાન્ય માણસ અને વૈજ્ઞાનિકમાં ઘણો તફાવત છે. વૈજ્ઞાનિકને પોતાના વિષયનું પાકું જ્ઞાન હોય છે. વિષયના અભ્યાસને માટે આવશ્યક સાધનોનું પણ એને જ્ઞાન હોય છે. એ પ્રયોગશાળાનાં સાધનોનો, મનોવૈજ્ઞાનિક કસોટીઓનો, આંકડાશાસ્ત્રનો, ગણિતશાસ્ત્રનો ઉપયોગ કરી શકે છે. પણ વૈજ્ઞાનિકનું મુખ્ય લક્ષણ એનું નિષ્પક્ષપાતપણું અને એનું વસ્તુનિષ્ઠપણું, એ મનમાં કોઈ સિદ્ધાંત તરફ પક્ષપાત રાખી નિરીક્ષણ કરતો નથી, પણ નિરીક્ષણથી જે સિદ્ધાંત નીકળે છે તે સ્વીકારી લે છે. એ વસ્તુનિષ્ઠ હોય છે; એટલે જે વિજ્ઞાનનો એ અભ્યાસ કરે છે એ બીજાને પણ બતાવી શકે છે અને એ જે સિદ્ધાંતો તારવી કાઢે છે એની ચકાસણી બીજા કરી શકે છે. મનોવિજ્ઞાનનો અભ્યાસી આ પદ્ધતિ વાપરે છે માટે આપણે મનોવિજ્ઞાનને વિજ્ઞાન કહીએ છીએ.

## નિરીક્ષણ અને પ્રયોગ

**આંતર નિરીક્ષણ પદ્ધતિ**

આ પદ્ધતિ મનોવિજ્ઞાનની આગવી પદ્ધતિ છે. આંતર નિરીક્ષણ એટલે પોતાના મનની ક્રિયાઓનું નિરીક્ષણ. દા. ત., માણસને ગુસ્સો આવે ત્યારે એ પોતાના મનની સ્થિતિ તપાસી ગુસ્સાની અવસ્થામાં એને શો અનુભવ આવે છે એનું વર્ણન કરી શકે છે. જ્યારે મનોવિજ્ઞાનની વ્યાખ્યા – મનોવિજ્ઞાન બોધાવસ્થા (CONSCIOUSNESS)નું વિજ્ઞાન છે – એમ કરવામાં આવતી ત્યારે મનોવિજ્ઞાનનો અભ્યાસ કરવાની આ એક જ પદ્ધતિ હતી. આ પદ્ધતિમાં એક સગવડ એ છે કે દરેક માણસને મન તો હોય છે એટલે એ પોતપોતાના મનની સ્થિતિનું નિરીક્ષણ કરી સિદ્ધાંત કાઢી શકે છે. પણ ધીરે ધીરે આ પદ્ધતિનું મહત્ત્વ ઘટતું ગયું. કેટલાક મનોવૈજ્ઞાનિકો તો આ પદ્ધતિ તદ્દન ફગાવી દે છે. દા. ત., વર્તનવાદ નામનો એક મનોવિજ્ઞાનનો સંપ્રદાય છે. એના પ્રણેતાનું નામ વૉટ્સન હતું. વૉટ્સનના મત પ્રમાણે બોધાવસ્થા (Conscious-

ness)ને વિજ્ઞાનમાં સ્થાન જ નથી. કારણ કે બોધાવસ્થા દરેકનો ખાનગી વિષય છે. દા. ત., મારા ગુસ્સાનો અનુભવ ફક્ત મારો અંગત અનુભવ છે; મારા ગુસ્સાનો પ્રત્યક્ષ અનુભવ બીજાને થઈ શકે નહીં. તેથી આવો ખાનગી સ્વરૂપનો વિષય વિજ્ઞાનનો વિષય થઈ શકે જ નહીં. વિજ્ઞાનનો વિષય બધા નિરીક્ષણ કરી શકે એવો જોઈએ. હવે જો બોધાવસ્થાને મનોવિજ્ઞાનમાં સ્થાન ન હોય તો આંતરનિરીક્ષણ પદ્ધતિને પણ મનોવિજ્ઞાનમાં સ્થાન ન હોય એ સ્વાભાવિક છે.

જો કે વૉટ્સનના એકાંતિક મતને આજે મનોવૈજ્ઞાનિકો સ્વીકારતા નથી, છતાં આંતરનિરીક્ષણ પદ્ધતિના કેટલાક દોષો અને તેની મર્યાદાઓ બધા મનોવૈજ્ઞાનિકો ઓછાવત્તા પ્રમાણમાં આજે સ્વીકારે છે. એ દોષોનો હવે વિચાર કરીએ.

૧. મનોવિજ્ઞાનની કેટલીક મહત્ત્વની શાખાઓનો અભ્યાસ કરવા આંતરનિરીક્ષણ પદ્ધતિ તદ્દન નકામી છે. દા. ત., બાલમનોવિજ્ઞાન, પ્રાણીમનોવિજ્ઞાન અને વિકૃતમનોવિજ્ઞાનના અભ્યાસમાં આ પદ્ધતિ કામ આવી શકે નહીં, કારણ કે બાળકો, પ્રાણીઓ અને ગાંડા માણસો આંતરનિરીક્ષણ કરી શકતાં નથી.

૨. કેટલીક માનસિક અવસ્થાઓનું નિરીક્ષણ કરવામાં બહુ મુશ્કેલી પડે છે. દા. ત., અત્યંત પ્રબળ આવેગ – અત્યંત ક્રોધ અથવા બીક –નું આંતરિક નિરીક્ષણ કરવા જઇએ તો આવેગની ઉગ્રતા મંદ પડી જાય છે. એટલે આપણે તપાસવા જઈએ છીએ ઉગ્ર લાગણી પણ તપાસવા માટે સિલક રહે છે તદ્દન મંદ અથવા ઓછી લાગણી. આ મુદ્દો સમજાવવા માટે સૅન્ડિફોર્ડ નામનો એક મનોવૈજ્ઞાનિક એક દાખલો આપે છે. જેમ અંધારાનું નિરીક્ષણ કરવા દિવાસળી સળગાવતાં અંધારાનો લોપ થાય છે; તેમ ઉગ્ર લાગણીનો વિચાર કરવા જઈએ ત્યારે લાગણીની ઉગ્રતાનો જ લોપ થાય છે.

ઉપરના આક્ષેપમાં બહુ સત્ય જણાતું નથી, કારણ ઉગ્ર લાગણીનો જ્યારે આપણે ફિલૉસૉફરની માફક વિચાર કરીએ ત્યારે વિચાર કરવાની ક્ષણે લાગણીની ઉગ્રતા ઓછી થાય છે એ વાત ખરી. પણ આપણને લાગણીની ઉગ્રતાનું સ્મરણ તો બરાબર હોય છે.

૩. 'નાઈટ' (Knight) નામના બે દંપતી મનોવૈજ્ઞાનિકો આંતરનિરીક્ષણનો બીજો એક દોષ બતાવે છે. અમુક કાર્ય કરવા પાછળ આપણું પ્રયોજન તપાસવા જઈએ ત્યારે પક્ષપાત થવાનો સંભવ છે. દા. ત., દુશ્મન આગળ શરણાગતી સ્વીકારવામાં ખરી રીતે બીક ભાગ ભજવતી હોય; પણ માણસ એમ કહી શકે કે અહિંસાના સિદ્ધાંતને લીધે તે લડતો નથી.

૪. પ્રયોજન અથવા હેતુનું આંતરનિરીક્ષણ કરવામાં બીજી એક મુશ્કેલી છે. આપણા કેટલાક હેતુઓ અજ્ઞાત હોય છે. એટલે આપણને પોતાને એમનું જ્ઞાન હોતું નથી. આવા હેતુઓ આપણે આંતરનિરીક્ષણ પદ્ધતિથી જાણી શકીએ નહીં જ.

૫. કેટલીક માનસિક પ્રક્રિયાઓ એટલી ઝડપી હોય છે કે આંતરનિરીક્ષણ એની સાથે કદમ રાખી શકે જ નહીં. દા. ત., એકાદ કૂટપ્રશ્નનો ઉકેલ કોઈ વખતે આપણા મનમાં એક ક્ષણમાં આવી જાય છે. એ ક્ષણ દરમિયાન આપણા મનમાં કઈ કઈ ક્રિયાઓ બની એ જાણવા આપણી નિરીક્ષણશક્તિ અસમર્થ છે.

૬. આંતરનિરીક્ષણના નિર્ણયો બહુ ચોક્કસ હોતા નથી. એમાં ચોક્કસ માપન તો અશક્ય જ છે. દા. ત., ટાંકણી ભોંકવાથી જે વેદના થાય છે એના કરતાં દાઝવાની વેદના કેટલા ગણી તીવ્ર છે એ આપણે કહી શકતા નથી.

ઉપરાંત પહેલાં જ્યારે આંતરનિરીક્ષણ પદ્ધતિ બહુ પ્રચલિત હતી ત્યારે જુદાજુદા મનોવૈજ્ઞાનિકોએ આ પદ્ધતિદ્વારા જે નિષ્કર્ષ કાઢયા તે જુદાજુદા માલૂમ પડયા. આવા સંજોગોમાં સાચો જવાબ કોનો અને ખોટો કોનો એ કેવી રીતે ચકાસી શકાય? વૉટ્સનનું કહેવું આ બાબતમાં ખરું છે કે આ પદ્ધતિ આત્મનિષ્ઠ છે; વસ્તુનિષ્ઠ નથી. આ પદ્ધતિ તદ્દન વિશ્વસનીય તો નથી જ.

ઉપર કહ્યા પ્રમાણે આંતરનિરીક્ષણ પદ્ધતિમાં ખામીઓ તો છે જ. પણ એ તદ્દન ત્યાજ્ય નથી. વર્તનવાદીઓ બાહ્ય વર્તનને જ ધ્યાનમાં લે છે. માનસિક ક્રિયા અથવા અવસ્થા બતાવનારા શબ્દો એ વાપરે છે ત્યારે પણ તેમનો અર્થ બાહ્ય વર્તનની દૃષ્ટિએ તેઓ કરે છે. દા. ત., હું વાઘથી ડરું છું એનો અર્થ હું

વાઘથી દૂર રહું છું; અથવા વાઘ જોઇ નાસી જાઉં છું એવો અર્થ મનોવિજ્ઞાનમાં લેવો જોઈએ એવો વર્તનવાદીઓનો આગ્રહ છે પણ મારી નાસી જવાની ક્રિયા ઉપરથી જ્યારે વર્તનવાદી અનુમાન કરે છે કે હું ડરું છું, ત્યારે ડરના પોતાના આંતરિક અનુભવ વગર એ કેવી રીતે કહી શકે કે મારા વર્તનનો અર્થ ડરવું એવો થાય? બીજું માણસ જ્યારે કલ્પના-સૃષ્ટિમાં વિહાર કરે છે, અથવા સ્વપ્ન અનુભવે છે, અથવા કોઈ વિષય ઉપર ઊંડો વિચાર કરે છે ત્યારે કેવળ તેના બહારના વર્તન ઉપરથી એ શું અનુભવે છે એ કેવી રીતે કહી શકાય? આવી બાબતોમાં આપણે માણસના પોતાના વર્ણન ઉપર જ આધાર રાખવો પડે છે. અને એ વર્ણન એ આંતરિક નિરીક્ષણદ્વારા જ કરી શકે. આશ્ચર્યની વાત તો એ છે કે વર્તનવાદીઓ શાબ્દિક વર્ણનના પુરાવાનો સ્વીકાર કરે છે. દા. ત., ગુસ્સે ભરાયેલો માણસ એમ કહે કે મારા દુશ્મનને મારી નાખું એમ મને થયા કરે છે. એ પુરાવો એ સ્વીકારે છે. પણ પોતાના આંતરિક અનુભવ વગર માણસ પોતાને શું લાગે છે એ કેવી રીતે કહી શકે? સારાંશ કે બાહ્ય નિરીક્ષણમાં પણ સીધી અથવા આડકતરી રીતે આંતરનિરીક્ષણ આવી જાય છે. આંતર-નિરીક્ષણ પદ્ધતિનો પૂર્ણ ત્યાગ કરી શકાય એમ નથી. બાહ્ય નિરીક્ષણ પદ્ધતિના પૂરક તરીકે અથવા તેના એક ભાગ તરીકે એ પદ્ધતિનો સાવચેતીથી ઉપયોગ કરવો જોઇએ.

**પ્રયોગ પદ્ધતિ:** વિજ્ઞાનની સર્વશ્રેષ્ઠ પદ્ધતિ પ્રયોગ પદ્ધતિ છે. પ્રયોગ નિરીક્ષણનો એક પ્રકાર છે. એ નિરીક્ષણનો ઉચ્ચ પ્રકાર છે. નિયંત્રિત નિરીક્ષણ એટલે પ્રયોગ. દા. ત., ચંદ્રગ્રહણ અથવા સૂર્યગ્રહણનો અભ્યાસ કરતી વખતે આપણે સાદા નિરીક્ષણનો ઉપયોગ કરવો પડે છે. આપણે ઇચ્છા મુજબ ગ્રહણ નિર્માણ કરી શકતા નથી. સૃષ્ટિના નિયમ પ્રમાણે જ્યારે ગ્રહણ થાય ત્યારે આપણે તેનું નિરીક્ષણ કરીએ છીએ આને 'સાદું નિરીક્ષણ' અથવા 'નિરીક્ષણ' કહે છે. (નિરીક્ષણનો અર્થ હવે બાહ્ય નિરીક્ષણ જ લેવાનો છે; આંતર-નિરીક્ષણ નહીં એ વિદ્યાર્થી યાદ રાખે. આંતરનિરીક્ષણનો ઉપયોગ કેવળ બાહ્ય નિરીક્ષણ અને પ્રયોગના સહાયભૂત પાસા તરીકે કરવાનો છે.) હવે આપણે પ્રયોગનો દાખલો લઇએ. પાણીને કેટલી ઉષ્ણતા આપવાથી ઊકળવા માંડે છે એ શોધી કાઢવું હોય તો આપણે એક વાસણમાં પાણી લઈ તેને સ્ટોવ ઉપર મૂકીએ છીએ. પાણીમાં થર્મોમીટર મૂકીએ છીએ. અને જ્યારે પાણી ઊકળવા માંડે છે ત્યારે થર્મોમીટરનો પારો માપીએ છીએ. આપણે નિષ્કર્ષ કાઢીએ છીએ કે ૧૦૦ સેન્ટીગ્રેડ ઉષ્ણતા આપવાથી પાણી ઊકળવા માંડે છે. આ પ્રયોગનો નમૂનો છે. કારણ કે અહીં બધો પ્રસંગ આપણે ગોઠવીએ છીએ. બધાં પરિબળો કાબૂમાં રાખીને આપણે બનાવનું નિરીક્ષણ કરીએ છીએ.

ધારો કે આપણે બીજા માણસોની હાજરીની કાર્યશક્તિ ઉપર શી અસર થાય છે એ શોધી કાઢવું છે. એટલે બીજા માણસોની વચ્ચે આપણે બેઠા હોઈએ તો વધારે કામ કરી શકીએ કે એકાંતમાં વધુ કામ કરી શકીએ એ આપણી સમસ્યા છે. આ શોધી કાઢવા માટે એક પ્રયોગ નીચે પ્રમાણે કરવામાં આવ્યો. કેટલાક વિદ્યાર્થીઓને વર્તમાનપત્રનું એક છાપેલું પાનું આપવામાં આવ્યું. અને તેમને કહેવામાં આવ્યું કે તમારે આ પાના ઉપરના બધા સ્વર ચેકી નાખવાના છે. પહેલાં એ વિદ્યાર્થીઓને અલગ અલગ ઓરડીઓમાં બેસાડી અમુક સમય સુધી સ્વર ચેકવાનું કામ આપવામાં આવ્યું. ત્યાર પછી એ જ વિદ્યાર્થીઓને એક જ ઓરડામાં બેસાડી એવું જ કામ સોંપવામાં આવ્યું. સમય પહેલાંના જેટલો જ આપવામાં આવ્યો હતો. પરિણામ એવું આવ્યું કે જ્યારે વિદ્યાર્થીઓને એક જ ઓરડામાં સાથે બેસાડવામાં આવ્યા ત્યારે તેઓ વધુ કામ કરી શક્યા એટલે તેઓ વધુ સ્વર ચેકી શક્યા. આ પ્રયોગ ઉપરથી એવો સિદ્ધાંત નીકળે છે કે બીજાની સાંનિધ્યમાં કામ કરવાથી વધુ કામ કરી શકાય છે. આ સિદ્ધાંતને સામાજિક સુકરતા (social facilitation) કહે છે.

હવે, આ પ્રયોગનું વિશ્લેષણ કરીએ. આ પ્રયોગમાં કયાં પરિબળો કામ કરે છે. વિદ્યાર્થીઓ, સ્વર ચેકવાનું કામ અને બેસવાની વ્યવસ્થા. આમાં બે પરિબળો સ્થિર રાખ્યાં છે. એટલે બંને વખતે એના એજ વિદ્યાર્થીઓ હતા. કામનું સ્વરૂપ પણ સરખું જ હતું. એટલે બંને

વખતે સ્વર ચેકવાનું જ કામ હતું. પણ એક પરિબળમાં બેસવાની વ્યવસ્થામાં ફેરફાર કરવામાં આવ્યો. પહેલી વખતે અલગ બેસાડવામાં આવ્યા. બીજી વખતે સાથે બેસાડવામાં આવ્યા. આ પરિવર્ત્યના ફેરફારને લીધે પરિણામમાં ફેરફાર થયો તેથી આપણે એમ કહી શકીએ કે એ પરિબળ પરિણામ સાથે જોડાએલું છે. એટલે સાથે બેસાડવાને લીધે કામમાં વધારો થાય છે. અહીં બેસાડવાની વ્યવસ્થા એ સ્વતંત્ર પરિવર્ત્ય પરિબળ છે. કારણ કે એ વ્યવસ્થામાં પરિવર્તન (ફેરફાર) કરવા આપણે સ્વતંત્ર છીએ. કામના પ્રમાણમાં થયેલો વધારો એ પરતંત્ર પરિવર્ત્ય પરિબળ છે. કારણ કે એ સાથે બેસાડવાની વ્યવસ્થા સાથે અનિવાર્ય રીતે સંકળાએલું છે.

**પ્રયોગ પદ્ધતિના લાભ:** (૧) પ્રયોગ એટલે નિયંત્રિત નિરીક્ષણ એ આપણે જોયું. આપણે પ્રયોગ ગમે ત્યારે, ગમે તે વખતે, અને ગમે તેટલી વખતે કરી શકીએ છીએ. ઉપરાંત કોઈ પણ માણસ એક ને એક પ્રયોગ કરી શકે છે. તેથી પ્રયોગના પરિણામ વિષે આપણને શંકા હોય તો ગમે ત્યારે તેની ખાતરી કરી શકાય છે.

(૨) પ્રયોગમાં બધાં પરિબળો આપણા કાબૂમાં હોય છે. એટલે ગમે તે એક પરિબળમાં હેરફેર કરી, બીજાં પરિબળો સ્થિર રાખી શકાય છે. તેથી કયા પરિબળને લીધે કયું પરિણામ આવે છે એ આપણે ચોક્કસપણે જાણી શકીએ છીએ. અલબત્ત, આ આદર્શ પ્રયોગનું વર્ણન થયું.

**પ્રયોગ પદ્ધતિની મર્યાદાઓ:** પણ આ પદ્ધતિની કેટલીક મર્યાદાઓ પણ છે.

(૧) માનવી મનનાં પરિબળો એટલાં અટપટાં હોય છે કે બધાં ઉપર નિયંત્રણ રાખવું શક્ય નથી. (૨) માણસ ઉપર પ્રયોગ કરવાનું કામ સહેલું નથી. માણસ સાથે આપણે બહુ છૂટ લઈ શકતા નથી. દા.ત., અમુક પ્રકારનાં સ્ત્રી-પુરુષ લગ્નગ્રંથિથી જોડાય તો શું પરિણામ આવે એ તપાસવું હોય તો પણ આપણી ઇચ્છા પ્રમાણે ગમે તે સ્ત્રી–પુરુષનાં લગ્ન ન કરી શકીએ. સભ્યતા અને નીતિના નિયમો આપણને તેમ કરતા રોકે છે (૩) પ્રયોગમાં કેટલીક વખતે કૃત્રિમતા આવી જાય છે. દા. ત., બાળકોનો સ્વભાવ કેવો છે, તેઓ મળતાવડા છે કે કજિયાખોર છે તે તપાસવા માટે જો તેમને નિયંત્રણમાં રાખી નિહાળવામાં આવે તો તેઓ પોતાનો ખરો સ્વભાવ નહીં બતાવે. તેમનું વર્તન કૃત્રિમ થશે. (૪) કેટલાક બનાવો કેવળ નિસર્ગાધીન છે; આપણા કાબૂમાં હોતા નથી. એના ઉપર પ્રયોગ થઈ શકે નહીં. એ કુદરતી રીતે જ્યારે બને ત્યાં સુધી રાહ જોવી પડે છે. ત્યાર પછી જ આપણે તેનું નિરીક્ષણ કરી શકીએ. દા. ત., જોડિયાં બાળકોના દેખાવમાં, રંગમાં આકારમાં કેટલો ફેરફાર હોય છે એ તપાસવું હોય તો આપણે જોડિયાં બાળકો નિર્માણ કરી શકીએ નહીં. એ થાય ત્યાં સુધી રાહ જોવી રહી.

## નિરીક્ષણ પદ્ધતિ

પ્રયોગ પદ્ધતિ વિજ્ઞાનની સર્વશ્રેષ્ઠ પદ્ધતિ છે. પણ મનોવિજ્ઞાનમાં પ્રયોગ કેટલીક વખતે કરી શકાતો નથી. આવા પ્રસંગોમાં નિરીક્ષણ પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવે છે. ખાસ કરીને નાના બાળકોનાં વર્તનનો અને પ્રાણીઓના અભ્યાસમાં નિરીક્ષણ પદ્ધતિનો ઉપયોગ મોટા પ્રમાણમાં કરવામાં આવે છે. મરઘીઓમાં કઈ મરઘી બીજી ઉપર પોતાની સત્તા ચલાવે છે તેનો અભ્યાસ કરવા માટે મરઘીઓની સામે ખોરાક મૂકવામાં આવે છે, અને કઈ મરઘી બીજી મરઘીઓને ચાંચ મારી સૌથી આગળ જઈ દાણા ખાય છે તેનું નિરીક્ષણ કરવામાં આવે છે. આવાં નિરીક્ષણોમાં એમ માલૂમ પડ્યું છે કે મરઘીઓના જૂથમાં એક મરઘી બીજી બધી મરઘીઓને ચાંચ મારે છે. બીજા નંબરની મરઘી પહેલી સિવાયની બાકીની બધી મરઘીઓને ચાંચ મારે છે. આમ બધી મરઘીઓ વર્ચસ્વની દૃષ્ટિએ પહેલેથી માંડી છેલ્લા નંબરમાં ગોઠવાઈ જાય છે. છેલ્લી મરઘીને બધી મરઘીઓ ચાંચ મારે છે! એ બીજી કોઇને ચાંચ મારતી નથી.

બાળકોનાં વર્તનનો અભ્યાસ પણ નિરીક્ષણ પદ્ધતિથી કરવામાં આવે છે. દા. ત., બાળકો મુક્ત રીતે રમતા હોય ત્યારે તેઓનાં વર્તનનો અભ્યાસ બહુ રસપ્રદ અને ઉદ્બોધક હોય છે. આવા પ્રસંગોમાં એક બાળક પોતેજ નેતા બની જાય છે અને બીજા ઉપર હકૂમત ચલાવે છે. બીજા બાળકો એને વશ થઈ વર્તે છે. કેટલાક બાળકો આવા પ્રસંગોથી દૂર ભાગી ખૂણામાં જઈ બેસે છે. બાળકોનો સ્વભાવ ઓળખી એમના દોષોનો ઇલાજ

કરવા માટે આ સારી પદ્ધતિ છે.

બાળકોનાં વર્તનનો અભ્યાસ કરવા કેટલીક વખતે તેમને એક ખંડમાં મૂકવામાં આવે છે. આ ખંડમાં એક કાચની બારી હોય છે! આ કાચ એવો હોય છે કે અંદરના બાળકો બહારના નિરીક્ષકને જોઈ શકતા નથી! પણ નિરીક્ષક અંદરનું બધું જોઈ શકે છે. આ યોજનાને લીધે નિરીક્ષક બાળકોની આંતરક્રિયાનો અભ્યાસ મુક્ત રીતે કરી શકે છે.

આ પદ્ધતિથી પહેલા વર્ષથી માંડી પાંચ છ વર્ષ સુધીના બાળકોના વર્તનનો અભ્યાસ કરવામાં આવે છે. જન્મથી માંડી ક્રમશઃ વિકાસ કેવી રીતે થાય છે: બાળક બેસવા ક્યારે લાગે છે; ઊભો રહેવા ક્યારે માંડે છે; બોલવા ક્યારે માંડે છે; ચાલવા ક્યારે માંડે છે એનો વ્યવસ્થિત અભ્યાસ કરવામાં આવા નિરીક્ષણને સહાયભૂત થાય એટલા માટે બાળકોની ક્રિયાનાં ચલચિત્રો લેવામાં આવે છે; અને તેમનું ધ્વનિમુદ્રણ કરવામાં આવે છે.

## નિરીક્ષણ પદ્ધતિમાં રાખવાની સાવચેતી

નિરીક્ષણ પદ્ધતિ સહેલી નથી. વૈજ્ઞાનિક નિરીક્ષણ માટે લાંબી તાલીમની જરૂર રહે છે. કઈ બાબતો તરફ વિશેષ ધ્યાન આપવું જોઈએ, નિરીક્ષિત બાબતોની ટૂંકમાં અને ચોકસાઈથી કેવી રીતે નોંધ કરવી એને માટે અભ્યાસની જરૂર છે. ખાસ કરીને નિરીક્ષકે પોતાના પૂર્વગ્રહો કોરાણે મૂકવા જોઈએ. પોતાના ગમા-અણગમાની અસર એના સંશોધન ઉપર થવી જોઈએ. એક જ બનાવ જો એકથી વધુ નિરીક્ષક તપાસે તો પરિણામ વધુ વિશ્વસનીય આવવાનો સંભવ છે. નિરીક્ષણ કરતી વખતે જેટલાં પરિબળો ઉપર નિયંત્રણ રાખી શકાય તેટલાં ઉપર નિયંત્રણ રાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. એટલાં બધાં પરિબળો નિયંત્રણમાં રાખવાં શક્ય ન હોય તો પણ નિરીક્ષણ બને ત્યાં સુધી પ્રયોગની નજદીક લઈ જવું જોઈએ.

**વ્યક્તિ ઇતિહાસ પદ્ધતિ:** આ પદ્ધતિનો ઉપયોગ ખાસ કરીને બાળકોના મૂંઝવનારા વર્તનનું નિદાન કરવા અને તેનો ઇલાજ કરવા માટે કરવામાં આવે છે. દા. ત., એક માતા પોતાના બાળકને માનસિક ચિકિત્સા માટે ચિકિત્સા કેન્દ્રમાં લઇ જાય છે. બાળક ખાતો નથી; નિશાળે જતો નથી; બળજબરીથી તેને નિશાળે મોકલવામાં આવે તો ઘેર આવતો રહે છે; અથવા ક્યાંક બહાર રખડવા જતો રહે છે. અથવા માતા ફરિયાદ કરે છે કે પોતાનો પુત્ર કોઇને ગાંઠતો નથી; શિક્ષક અને માતાપિતાની સામું બોલે છે. દિવસે દિવસે તે વધુ ને વધુ વંઠતો જાય છે.

વ્યક્તિ ઇતિહાસ પદ્ધતિમાં પહેલ વહેલા સામાજિક કાર્યકર્તાઓ એ વ્યક્તિની બાળકની અથવા યુવાનની શક્ય હોય એટલી બધી માહિતી ભેગી કરે છે. એ બાળકના ઘરની સાંપત્તિક સ્થિતિ કેવી છે; ઘરમાં કોણ કોણ છે, એમનું બાળક પ્રત્યે વર્તન કેવું છે; બાળકની નિશાળમાં પ્રગતિ કેવી છે; તેના સોબતીઓ કેવા છે, તેના બહારના મિત્ર કોણ કોણ અને કેવા છે. વગેરે અનેકવિધ માહિતી એકત્ર કરવામાં આવે છે.

ત્યાર પછી ચિકિત્સાલયનો મનોવૈજ્ઞાનિક બાળકને અનેક માનસિક કસોટીઓ-બૌદ્ધિક કસોટીઓ, વિશિષ્ટ શક્તિની કસોટીઓ, અભિરુચિની કસોટીઓ, વ્યક્તિત્વની કસોટીઓ વગેરે આવે છે. કેટલીક વખતે માનસિક શક્તિની કમતરતાને લીધે કેટલીક સમસ્યાઓ નિર્માણ થાય છે. દા. ત., મંદબુદ્ધિવાળા વિદ્યાર્થી પાસેથી માબાપ વધુ પડતી પ્રગતિની અપેક્ષા રાખે તો વિદ્યાર્થી વિફલતાની લાગણી અનુભવે છે. અને પરિણામે કાં તો તે દબાઈ જઈ, બધી બાબતોમાં રસ ગુમાવે છે. અથવા તે આક્રમક વૃત્તિનો અને ઉદ્ધત બને છે. ત્યાર બાદ બાળકની શારીરિક તપાસ પણ કરવામાં આવે છે. કેટલીક વખતે શારીરિક ખોડખાંપણને લીધે માણસ બળવાખોર વૃત્તિનો બને છે.

આમ બાળક વિષે બધી માહિતી એકત્ર કર્યા પછી બધાની સામટી બેઠક બોલાવવામાં આવે છે. બેઠકમાં બાળક વિષેની બધી માહિતી રજૂ કરવામાં આવે છે. અને એના ઉપરથી બાળકના વિચિત્ર વર્તનનું નિદાન કરવામાં આવે છે. આવી બાબતોમાં હંમેશાં માલૂમ પડે છે કે ક્યાંક ખટકે છે. બાળકનું મન ક્યાંક ગોઠવાતું નથી. મનોવિજ્ઞાનની ભાષામાં અનુકૂલનનો બાળકમાં અભાવ જોવામાં આવે છે.

## પ્રશ્નાવલી પદ્ધતિ

મોટી સંખ્યાના લોકોનો અભ્યાસ કરવા માટે આ પદ્ધતિ બહુ અનુકૂળ છે. કારણ કે છાપેલી પ્રશ્નાવલીઓ જોઇએ એટલી સંખ્યાના લોકોને આપી તેમના લેખિત જવાબો મેળવી શકાય. સામાજિક સમસ્યાઓનો અભ્યાસ કરવા માટે આ પદ્ધતિ બહુ વ્યાપક પ્રમાણમાં વપરાય છે. દા. ત., કોઇ સવાલ વિષે જનમત કેવો છે એ જાણવા આ પદ્ધતિ વપરાય છે. વ્યક્તિનો અભ્યાસ કરવા માટે પણ આ પદ્ધતિ યશસ્વી રીતે વપરાય છે. દા. ત., ઑલપોર્ટે વર્ચસ્વ લઘુતા તપાસવા માટે એક કસોટી બનાવી છે. આ કસોટી દ્વારા પ્રયોજ્યનો બીજા ઉપર વર્ચસ્વ જમાવવાનો સ્વભાવ છે કે બીજાઓથી દબાઇ જવાની એની વૃત્તિ છે એ સમજાય છે. MMPI (Minnesota Multiphasic Personality Inventory) નામની એક લગભગ ૫૦૦ પ્રશ્નોની પ્રશ્નાવલી વ્યક્તિત્વના મૂલ્યાંકન માટે બહુ ઉપયોગી નીવડી છે.

આ પદ્ધતિને ચોક્કસ બનાવવા માટે બહુ મોટું સંશોધન કાર્ય થયું છે. પહેલાં એક પ્રાથમિક (pilot) પ્રશ્નાવલી બતાવવામાં આવે છે. નિષ્ણાત માણસોને એ બતાવવામાં આવે છે. એ પ્રશ્નાવલી કેટલાક લોકોને આપી તેમના જવાબ મંગાવવામાં આવે છે. આ જવાબ ઉપરથી પ્રશ્નાવલીમાં ક્યાં ખામી રહી ગઈ છે એ સમજાય છે. આમ અનેક સુધારાવધારા કરી છેવટની પાકી પ્રશ્નાવલી બનાવવામાં આવે છે. પ્રશ્નાવલીમાં પુછાતા પ્રશ્નો બે પ્રકારના છે. એક પ્રકારના પ્રશ્નો એવા હોય છે કે જેના જવાબ 'હા' અથવા 'ના,; અથવા 'હા', 'ના' અને 'મને ખબર નથી' એવી રીતે આપી શકાય. દા. ત., અજાણ્યા લોકોની સાથે બોલતા તમે ક્ષોભ અનુભવો છો? બીજા પ્રકારના પ્રશ્નનો જવાબ મુક્ત રીતે આપવાનો હોય છે. દા. ત., જમતી વખતે કોઈ મહેમાન મળવા આવે તો તમે કેવી લાગણી અનુભવો છો?

પ્રશ્નાવલી પદ્ધતિનો ઉપયોગ જૂથની અને વ્યક્તિની અનેક સમસ્યાઓ સમજવા માટે વ્યાપક પ્રમાણમાં અને યશસ્વી રીતે કરવામાં આવે છે એમ ઉપર કહ્યું. પણ આ પદ્ધતિમાં કેટલાક દોષો પણ દેખીતા છે. જો ઉત્તરદાતા પ્રશ્નના જવાબ ન આપે તો સમસ્યા સમજવામાં ભૂલ થાય છે. આ પદ્ધતિને યશસ્વી બનાવવા સામેના માણસના સંપૂર્ણ સહકારની આવશ્યકતા છે. કેટલીક પ્રશ્નાવલીઓ એવી રીતે બનાવવામાં આવી હોય છે કે ખોટા જવાબ બીજા પ્રશ્નના જવાબ ઉપરથી પારખી શકાય. કેટલીક વખતે ઉત્તરદાતા વધારે પડતી સાવચેતીથી બીતાં બીતાં જવાબ આપે છે. આને લીધે પણ નિષ્કર્ષ કાઢવામાં ભૂલ થાય છે.

## મુલાકાત પદ્ધતિ

મૅકોબિ અને મૅકોબિ મુલાકાતની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છે:

A face to face verbal interchange in which one person, the interviewer attempts to elicit information or expression of opinion or belief from another person.

(બે માણસો સામસામે બેસી શબ્દોની આપલે કરે છે. અને એમાં એક માણસ મુલાકાત લેનારો-બીજા માણસ પાસેથી માહિતી અથવા મત અથવા માન્યતા કઢાવી લે છે).

આ પદ્ધતિમાં મુલાકાત લેનાર માણસ સામેના માણસને પ્રશ્નો પૂછે છે. એટલે આ પદ્ધતિ પ્રશ્નાવલી પદ્ધતિ જેવી જ છે. પણ આ પદ્ધતિના જવાબ આપનાર માણસ સામે બેઠો હોય છે. તેથી મુલાકાત લેનારો માણસ સામેના માણસ પાસેથી ફક્ત શાબ્દિક જવાબ મેળવે છે એટલું જ નહીં પણ જવાબ આપતી વખતે ઉત્તરદાતાના હાવભાવ, એની બદલાતી મનઃસ્થિતિ, એના ચહેરા ઉપરના વિકાર, અવાજમાં થતા ફેરફાર વગેરે સામગ્રી ઉપરથી અનેક વસ્તુઓ જાણી લે છે.

મુલાકાત પદ્ધતિ વ્યક્તિને સમજવાની ચોક્કસ પદ્ધતિ નથી. એક જ માણસની બે માણસો મુલાકાત લે તો એ બન્ને માણસોનું એ માણસ જુદુંજુદું મૂલ્યાંકન કરે છે, એમ સંશોધનમાં માલૂમ પડયું છે. વર્નન (Vernon) આ ખામી આ રીતે સમજાવે છે. ધારો કે બે શિક્ષકોએ ૧૦૦ વિદ્યાર્થીઓની મુલાકાત લઈ ઉચ્ચ શિક્ષણ માટે કેટલા લાયક છે એમ નક્કી કરી દરેક પોતાના ૨૦

ઉત્તમ વિદ્યાર્થીઓ પસંદ કરે તો ૯ વિદ્યાર્થીઓની બાબતમાંજ બન્ને એકમતના થશે; ૧૧ની બાબતમાં એમના મત જુદા પડશે. મુલાકાત લેવામાં વ્યક્તિના પૂર્વગ્રહ ગમા-અણગમા વગેરે કામ કરે છે; કેટલીક વખતે સામેના માણસના એકાદા પાસાથી અંજાઈ જઈ મુલાકાત લેનારો માણસ એ માણસના બીજાં પાસાં પ્રત્યે પણ અનુકૂળ દૃષ્ટિથી જુએ છે. મુલાકાત પદ્ધતિના આ દોષ ટાળવા, મુલાકાત લેનાર માણસને લાંબી તાલીમ આપવામાં આવે છે. બીજી રીતે જે બાબતોની જાણ ન થઈ શકે એ બાબતો ઉપર જ મુલાકાત દરમિયાન ધ્યાન આપવામાં આવે છે. દા. ત., માણસ દેખાવમાં કેવો છે, એનો અવાજ કેવો છે, એની રીતભાત કેવી છે વગેરે. મુલાકાત અનેક કસોટીઓમાંની એક પદ્ધતિ છે, અને વ્યક્તિનું માપન કરતી વખતે બધી કસોટીઓનાં પરિણામનો સમગ્રત: વિચાર કરવામાં આવે છે. આ સાવચેતીઓ રાખવામાં આવે તો મુલાકાત પદ્ધતિ વિશ્વસનીય પદ્ધતિ બની શકે છે.

કેટલીક બાબતોમાં તો મુલાકાત અનિવાર્ય બને છે. વિકૃતમાનસવાળી વ્યક્તિનું નિદાન કરવા માટે શૈક્ષણિક અને વ્યાવસાયિક માર્ગદર્શન કરવા માટે મુલાકાત પદ્ધતિનો ઉપયોગ આવશ્યક છે. કેટલીક વખતે મુલાકાત પદ્ધતિ પ્રશ્નાવલી પદ્ધતિનો એક ભાગ બને છે. સેંકડો લોકો પાસેથી પ્રશ્નાવલીના જવાબ મંગાવ્યા બાદ એમાંની થોડીક પ્રાતિનિધિક સ્વરૂપની વ્યક્તિઓની અથવા વિશેષ મત ધરાવનો વ્યક્તિઓની મુલાકાત લેવામાં આવે છે. છાપેલી પ્રશ્નાવલીમાં પ્રશ્નો નિશ્ચિત સ્વરૂપના હોય છે. મુલાકાત પદ્ધતિમાં પ્રસંગ અનુસાર અને આવશ્યકતા. અનુસાર પ્રશ્નોમાં ફેરફાર કરી શકાય છે; અસ્પષ્ટ જવાબનું સ્પષ્ટીકરણ માગી શકાય છે; અને અધૂરાજવાબની વિગતો મેળવી શકાય છે.

*

# સંકલ્પનું સ્વાતંત્ર્ય અને નિયતિવાદ

એમ. કે. ભટ્ટ
(તત્ત્વજ્ઞાન અને મનોવિજ્ઞાન વિભાગોના અધ્યક્ષ, ડી. કે. વી. કૉલેજ, જામનગર)

## નીતિશાસ્ત્રની સ્વીકૃત માન્યતા

કેન્ટના મંતવ્ય મુજબ સંકલ્પનું સ્વાતંત્ર્ય નીતિશાસ્ત્રની મુખ્ય માન્યતા છે. વ્યક્તિનાં કાર્યો સંબંધે શુભાશુભ, ઉચિતાનુચિત, યોગ્યાયોગ્ય વગેરે નિર્ણયો બાંધવામાં આપણે તે વ્યક્તિને તેનાં કાર્યો સંબંધે જવાબદાર ગણીએ છીએ, જો કોઈ માનવીને અમુક કાર્ય કરવાની પસંદગીનું સ્વાતંત્ર્ય ન હોય તો તે કાર્ય માટે તેને જવાબદાર ગણી શકાય નહીં. આવું સ્વાતંત્ર્ય પ્રાણીઓને ન હોવાથી તેના વર્તન સંબંધે ઉચિતાનુચિતપણાનો નિર્ણય બાંધતા નથી. જે વ્યક્તિને પોતાની ઇચ્છા વિરુદ્ધ બીજાના દબાણ હેઠળ કાર્ય કરવું પડે તેને પણ તેનાં કાર્યો માટે જવાબદાર ગણી શકાય નહીં. પાગલ માનવી સંબંધે સંકલ્પ કે તાર્કિક વિચારણાનો પ્રશ્ન રહેતો નથી અને તેથી તેના વર્તન માટે તેને નૈતિક રીતે જવાબદાર ગણવાનો કોઇ અર્થ નથી. આમ માનવીને અમુક કાર્ય કરવા કે ન કરવા માટે સંકલ્પનું સ્વાતંત્ર્ય હોય ત્યારે તેના સંબંધે નૈતિક નિર્ણય બાંધી શકાય. શિક્ષા કે દંડનો પ્રશ્ન પણ આ જવાબદારીના પ્રશ્ન સાથે સંકળાયેલો છે. જે પોતાનાં કાર્યો માટે જવાબદાર નથી તેને શિક્ષા કે દંડ દેવો નૈતિક દૃષ્ટિએ યોગ્ય નથી. સંકલ્પના સ્વાતંત્ર્યના સિદ્ધાંત સાથે જવાબદારી, નૈતિક નિર્ણય અને શિક્ષા કે દંડનો પ્રશ્ન અનિવાર્ય રીતે સંકળાએલા છે. આ કારણે નીતિશાસ્ત્રે પ્રબોધેલા આદર્શો અને ધોરણોના પાયામાં આ માન્યતા જરૂરી ગણાય છે.

નીતિશાસ્ત્રની આ સ્વીકૃત માન્યતા નૈતિક નિર્ણયો બાંધવા માટે આવશ્યક છે પરંતુ આવું સ્વાતંત્ર્ય છે કે નહીં અને હોય તો તે કેવા પ્રકારનું છે તે દર્શનશાસ્ત્ર

(અં મેટાફિઝિક્સ)નો પ્રશ્ન છે; અને તે જણાય છે તેવી સરળ બાબત નથી.

### મુક્તસંકલ્પવાદ વિરુદ્ધ નિયતિવાદ

બર્ગસન માને છે કે સત્‌તત્ત્વના બંધારણમાં જ સ્વાતંત્ર્ય રહેલું છે. જગતનું મૂળભૂત સત્ય માનસિક જીવન છે. તે પોતાનામાં જે સુષુપ્ત છે તેને સ્પષ્ટ કરે છે. માનસિક જીવન સમયનું બનેલું છે. આથી સમયની ગતિ એટલે સંશોધન; સ્વરૂપોનું સર્જન. આમ સ્વાતંત્ર્ય માનસિક જીવન માટે ખૂબ અગત્યની બાબત છે. જીવન પોતે સ્વાતંત્ર્ય છે, પરિવર્તન છે, સર્જન છે. ભાવિ એ કાંઈ પહેલેથી અસ્તિત્વ ધરાવતી અને પસંદ કરવાની બાબત નથી; તેનૂં સર્જન કરવાનું છે.

વિલિયમ જેમ્સ સંકલ્પના સ્વાતંત્ર્યનું પ્રતિપાદન કરતાં પોતાના એક નિબંધ 'ધ ડાયલેમા ઑફ ડિટરમિનિઝમ'માં પૂછે છેઃ જો આપણી સમક્ષ સાચો માર્ગ ખુલ્લો ન હોય તો ખોટો માર્ગ લેવા માટે આપણી જાતને વગોવવાનો શો અર્થ છે?'

મુક્તસંકલ્પવાદના સમર્થકો મુજબ માનવીનાં કાર્યો બહારનાં કોઇ પરિબળો કે વ્યક્તિગત શરતો દ્વારા નિર્ણિત થતાં નથી; પરંતુ કર્તાની સ્વતંત્ર ઇચ્છા કે સંકલ્પથી થાય છે. સામે પક્ષે નિયતિવાદી મંતવ્ય મુજબ માનવીનાં બધાં કાર્યો (જેવાં કે ઇચ્છા, નિર્ણય, સંકલ્પ વગેરે) આનુભવિક શરતોનું પરિણામ હોય છે, અને તેથી તેને નિયમોદ્વારા સમજાવી શકાય. માનવીનાં વારસાગત લક્ષણો અને વાતાવરણજન્ય પરિબળો જે તેનાં ચારિત્ર્યને ઘડે છે તેનું જ્ઞાન હોય તો તેનાં કાર્યોને કાર્યકારણના નિયતિવાદી સિદ્ધાંત મુજબ સમજાવી શકાય.

ઉપરોક્ત બન્ને સિદ્ધાંતો વચ્ચેનો મતભેદ ખૂબ જૂનો છે અને સમયના પ્રવાહ સાથે તેના સમર્થકોએ મુખ્ય સિદ્ધાંત જાળવીને તેના અર્થઘટનમાં ફેરફાર કરી વધુ યોગ્ય રીતે સમજાવવા પ્રયાસો કર્યા છે. શરૂઆતનો નિયતિવાદ 'કડણુ' નિયતિવાદ હતો, અને તેના સમર્થકો 'નસીબ', 'સંકલ્પનું બંધન', 'જરૂરી રીતે' વગેરે શબ્દોનો ઉપયોગ, નિયતિવાદી મંતવ્ય સમજાવવામાં, છૂટથી કરતા. સ્વાતંત્ર્ય અને મુક્તિ ભ્રામક છે તેમ પ્રતિપાદિત કરવામાં આવતું. ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં ડાર્વિનના સિદ્ધાંતોએ આ મંતવ્યને વૈજ્ઞાનિક ટેકો પૂરો પાડયો. માનવી કુદરતથી પર નથી; કુદરતનું ઉત્પાદન છે અને તે માત્ર પ્રાણીજીવનમાં ઉચ્ચ વિકસિત એવું સ્વરૂપ છે. આથી જેવું વનસ્પતિ અને પ્રાણીઓનું કુદરતના નિયમોને આધીન જીવન છે તેવું માનવજીવન છે.

સ્વાતંત્ર્યવાદીઓએ પણ ડાર્વિનના સિદ્ધાંતનો ઉપયોગ કરી સંકલ્પના સ્વાતંત્ર્યને સાબિત કરવા પ્રયાસ કર્યો છે. બર્ગસનનું ઉપરોકત મંતવ્ય જીવન અને સ્વાતંત્ર્યને એકબીજાના પર્યાયો ગણે છે. વળી તે મંતવ્ય સૂચવે છે કે માનવીને અનેક આડખીલીઓ અને બોજાઓ હોવા છતાં તે ઊર્ધ્વગામી રહ્યો છે. વિકાસના આ તબક્કાઓ દરમિયાન માનવીએ યાંત્રિક નિયતિવાદમાંથી મુકત થવાનો પ્રયાસ કર્યો છે. ડાર્વિનનો પોતાનો જીજીવિષાનો સિદ્ધાંત આડકતરી રીતે આ સ્વાતંત્ર્યનું સૂચન કરે છે. વનસ્પતિ અને પ્રાણીઓ કુદરતાધીન દશામાં જ હજી જીવી રહ્યાં છે; માનવીએ પુરુષાર્થ કર્યો છે.

જૂના કાળના નિયતિવાદની સરખામણીમાં આધુનિક નિયતિવાદ 'નરમ' ગણાય. ઉપર દર્શાવેલા 'કડક' શબ્દોનો ઉપયોગ તે કરતો નથી. 'નસીબ' અને 'અનિવાર્યતા' જેવા શબ્દોને આધુનિક નિયતિવાદીઓએ તિલાંજલિ આપી છે. મનોવિજ્ઞાનના સંશોધનોને પરિણામે મનોવૈજ્ઞાનિક નિયતિવાદ અસ્તિત્વમાં આવ્યો. સામે પક્ષે ભૌતિકશાસ્ત્રમાં અણુ સંબંધે થયેલાં સંશોધનોને પરિણામે પ્રાપ્ત થયેલ ભૌતિક અનિયતિવાદ કે 'અચોક્કસતા'નો સિદ્ધાંત મુકતસ્વાતંત્ર્યવાદીઓએ પોતાના સિદ્ધાંતને સમર્થન આપવા ઉપયોગમાં લીધો.

### મુક્તસંકલ્પવાદી મંતવ્યનું વિવરણ: નિયતિવાદી દૃષ્ટિબિંદુથી

સંકલ્પના સ્વાતંત્ર્યનું સમર્થન કરતી અનિયતિવાદની દલીલોના, લેંજર વુડે ત્રણ મુખ્ય પ્રકારો પાડયા છેઃ (૧) મનોવૈજ્ઞાનિક દલીલ, (૨) નૈતિક દલીલ અને (૩) ભૌતિકશાસ્ત્રીના અનિયતિવાદને આધારે થતી દલીલ.

**(૧) મનોવૈનિક દલીલ :** મુકતસંકલ્પવાદના મોટા ભાગના સમર્થકો એમ માને છે કે નિર્ણય કરવાના કાર્યમાં માનસ પોતાના સ્વાતંત્ર્ય સંબંધે સભાન હોય છેઃ બે વિરોધી બાબતો વચ્ચે જ્યારે કોઈ વ્યક્તિ પસંદગી કે નિર્ણય કરે છે ત્યારે તે આંતરિક કે બહારનાં પરિબળોથી સ્વતંત્ર રીતે બૌદ્ધિક નિર્ણય લે છે.

સ્વાતંત્ર્યની લાગણી કે પોતાનાં કાર્યો પરનો આંતરિક કાબૂ એ ભ્રમ છે તેમ નિયતિવાદ માને છે. અનિર્ણયની, તેમજ માનસ અને સ્નાયુઓની ક્રિયાની તંગ પરિસ્થિતિ દૂર થતાં રાહતનું જે ભાન થાય છે તે જ સ્વાતંત્ર્યની લાગણી છે; સ્વાતંત્ર્યની લાગણી પોતે સ્વતંત્ર નથી.

સરખું મહત્ત્વ ધરાવતી વિરોધી બાબતોની પસંદગી કરવામાં આ વૈકલ્પિક બાબતોને મૂલવીને વ્યક્તિ મુક્ત-સંકલ્પદ્વારા નિર્ણય કરે છે એમ કહેવું યોગ્ય નથી. જો હેતુઓ બરાબર સરખા અને વિરોધી હોય તો માનસ કોઈ નિર્ણય લઈ શકે નહીં. તેની દશા શેક્સપિયરના હેમ્લેટ જેવી થાય. હકીકતમાં સરખા લાગતા ઇરાદાઓમાંનો એક ઇરાદો તે ક્ષણે વધુ શક્તિશાળી કે વધુ તીવ્ર હોય છે. અને એટલે અમુક 'વૈકલ્પિક' માર્ગ અનુસરવામાં આવે છે.

મુક્તસંકલ્પવાદીઓની બીજી મનોવૈજ્ઞાનિક દલીલ, વ્યક્તિ પોતાનાં કાર્યો માટે પશ્ચાત્તાપ કે દિલગીરી અનુભવે છે, તેના આધારે રહેલી છે. માનવી ઘણીવાર પોતાના ભૂતકાળનાં કાર્યો તરફ નજર નાખતાં અફસોસ કરે છે કે તેણે તે માર્ગ અનુસરવાને બદલે બીજો માર્ગ અનુસર્યો હોત. નિયતિવાદ મુજબ આ શક્ય નથી કારણકે તે નિર્ણય લેતી વેળાએ જે સંયોગ હતા અને તે વ્યક્તિનું માનસ જે સ્થિતિમાં હતું તેને કારણે તે નિર્ણય સિવાય બીજો નિર્ણય શક્ય હોતો નથી. પશ્ચાત્તાપ કે ભૂતકાળનાં કાર્યો સંબંધેની દિલગીરીનો અનુભવ તેને ભવિષ્યના તેવી પરિસ્થિતિનાં કાર્યોમાં ઉપયોગી થઈ શકે. આમ નિર્ણય કરવામાં કાર્યોનો વિકલ્પ હોતો નથી.

**(૨) નૈતિક દલીલ:** નૈતિક આદર્શો, ધોરણો વગેરે માનવીના સંકલ્પના સ્વાતંત્ર્યનું સૂચન કરે છે. કેન્ટનું સુપ્રસિદ્ધ સૂત્ર, 'મારે કરવું જોઈએ, તેથી હું કરી શકું' એ માનવીની નૈતિક ફરજની સમજ અને તેની ઇચ્છાના સ્વાતંત્ર્યનું સૂચન કરે છે.

નિયતિવાદ મુજબ સ્વાતંત્ર્ય માટેની નૈતિક દલીલ અંતે તો મનોવૈજ્ઞાનિક દલીલ જ છે. નૈતિક આદર્શને સમજવાથી જ કે સ્વીકારવાથી જ માનવીને મુક્ત-સંકલ્પ હોય છે તેવું ફલિત કરી શકાય નહિ. નૈતિક મૂલ્યાંકનો આચારનાં ધોરણોનાં સામાજિક પ્રચારનાં સાધનો છે. નીતિ એ મુખ્યત્વે સામાજિક બાબત છે. નૈતિક મૂલ્યાંકનો વ્યક્તિ પર અસર કરે છે અને તેથી વર્તનની સામાજિકતા જળવાય છે. આમ નૈતિક ટીકા માનવીના વર્તનને નિર્ણિત કરે છે.

મુક્તસંકલ્પવાદની બીજી નૈતિક દલીલ મુજબ જવાબદારી સ્વાતંત્ર્યનું સૂચન કરે છે કારણ કે સ્વાતંત્ર્ય વિના જવાબદારી હોઈ શકે નહીં. પરંતુ નિયતિવાદ મુજબ આ બન્ને બાબતો અનિવાર્ય રીતે સંબંધિત નથી. હકીકતમાં અનિયતિવાદી સ્વાતંત્ર્ય જવાબદારીની ભાવનાને નુકસાન કરે છે. જો નૈતિક ચારિત્ર્ય તથા સંકલ્પ પૂરોગામી શરતોથી તદ્દન મુક્ત કે સ્વતંત્ર હોય તો વ્યક્તિને પોતાનાં કાર્યો માટે જવાબદાર ગણી શકાય નહીં. આવો 'સ્વતંત્ર-સંકલ્પ' વ્યક્તિગત શરતોદ્વારા નિર્ણિત થતો હોવાથી આપણે તે વ્યક્તિને જવાબદાર ગણીએ છીએ.

## (૩) ભૌતિકશાસ્ત્રીનો અનિયતિવાદ:

હેઇસનબર્ગ(Heisenberg)ના ભૌતિક અચોક્કસના કે અનિયતિપણાના સિદ્ધાંતને કારણે આ પ્રશ્નમાં નવી દૃષ્ટિથી નિહાળવાનું શક્ય બન્યું છે. એડિંગ્ટન મુજબ આ સિદ્ધાંત મૂળભૂત અને સર્વમાન્ય છે અને તે સાપેક્ષતાના સિદ્ધાંત જેટલો ભૌતિકશાસ્ત્રીમાં, ઉચ્ચ અને વ્યાપક છે. પી. ડબલ્યુ. બ્રીજમેન માને છે કે આ સિદ્ધાંત આપણું માનસિક વલણ બદલવાની શક્યતાથી સભર છે.

વિજાણુઓ પોતાના કેન્દ્રની આસપાસ વીજળિક ઝડપે ગતિ કરતા હોય છે. માનવી તેની સ્થિતિ અને ગતિ માપી શકે છે, અને તેથી તે તેના માર્ગને અગાઉથી કહી શકે તેમ ન હોવાને કોઈ કારણ નથી. આમ છતાં અનેક પ્રયોગોને અંતે પણ તેમ થઈ શક્યું નથી. આથી વિજાણુઓની સ્થિતિ વિષે ભવિષ્યકથન કરી શકાતું નથી.

જગતના બંધારણના આવા મૂળભૂત અને સૂક્ષ્મ પરમાણુઓ સંબંધેનો અચોક્કસતાનો સિદ્ધાંત મુક્તસંકલ્પવાદીઓ પોતાના સિદ્ધાંતના સમર્થન માટે રજૂ કરે છે. નિયતિવાદીઓ મુજબ પરમાણુઓની સ્થિતિના માપનમાં ક્રિયા પોતે જ અંતરાય પાડે છે અને તેથી ચોક્કસતા પ્રાપ્ત થતી નથી. આથી વિજાણુઓના પ્રત્યક્ષીકરણમાં અને પ્રયોગમાં આ મુશ્કેલી નડે છે. પરંતુ તેથી વિજાણુઓ અમુક નિયમ મુજબ ગતિ કરતા હોતા નથી તેવું ચોક્કસ

રીતે ફલિત થતું નથી.

આ પ્રશ્નને, આમ, ભૌતિક કાર્યકારણનો નિયમ સ્પર્શે છે, આથી આ નિયમ પરત્વેનું મુક્તસંકલ્પવાદી દૃષ્ટિબિંદુ મૂલવવું આવશ્યક છે.

## કાર્યકારણનો નિયમ અને મુક્તસંકલ્પવાદ

માનવીનાં કાર્યો અનેક આંતરિક અને બાહ્ય પરિબળોદ્વારા નિર્ણિત થાય છે એવા નિયતિવાદી મંતવ્યને ડાર્વિનના ઉત્ક્રાંતિવાદનો ટેકો સાંપડ્યો. ડાર્વિન ઉત્ક્રાંતિની યાંત્રિક સમજૂતી આપે છે. તેના મતે જેમ વનસ્પતિ અને બીજાં પ્રાણીઓનું જીવન કુદરતના નિયમોને આધીન છે તેમ માનવજીવન પણ આધીન છે.

નીતિશાસ્ત્ર અને મુક્તસંકલ્પવાદના દૃષ્ટિબિંદુએ પદ્ધતિના આવા ભૌતિક નિયમો જડ પદાર્થોને લાગુ પાડી શકાય; માનવવર્તનને નહીં. માનવવર્તનને સમજાવવા ઉપયોગમાં લેવાતા ભૌતિક કાર્યકારણના સિદ્ધાંત વિરુદ્ધની અનિયતિવાદી દલીલોની સમીક્ષા એડોલ્ફ ગ્રનબૉમ નીચે મુજબ આપે છે:

(૧) મુક્ત-સંકલ્પવાદ મુજબ દરેક વ્યક્તિ અદ્વિતીય હોય છે અને તેથી તેના વર્તનનું ભવિષ્યકથન કાર્યકારણના સામાન્ય અને સાર્વત્રિક નિયમો મુજબ થઈ શકે નહીં. આથી માનવીનાં કાર્યો આવા કોઈ કારણથી નિયત થતાં નથા.

નિયતિવાદ આ મંતવ્ય યથાર્થ ગણતો નથી. દુનિયામાં દરેક વસ્તુ, આમ ગણીએ તો, વિશિષ્ટ અને અદ્વિતીય હોય છે; પછી તે ઝાડ હોય, ભૌતિક પદાર્થ હોય, પ્રકાશ હોય કે માનવી હોય. 'અદ્વિતીય'નો અર્થ તે હકીકત કે બાબત પોતાના વર્ગના બીજા સભ્યો કરતાં કંઈક રીતે ભિન્ન છે તેવો થાય. પરંતુ તેથી તેને કાર્યકારણથી સાંકળવામાં હરકત આવતી નથી. કાર્યકારણનો સંબંધ બનાવોની જાતિ વચ્ચેનો છે અને તેથી આપેલા કારણના બધાં જ તત્ત્વો (અં. ફિચર્સ)ને એ જ અસર ઉપજાવવા માટે ભેવડાવવાની કે ફરી રજૂ કરવાની જરૂર હોતી નથી. આથી માનવવર્તનના નિયમોનું અસ્તિત્વ અસંગત નથી. દા. ત., અમુક વિશિષ્ટ લક્ષણો ધરાવતા નાની ઉંમરના છોકરાને તેના વિકાસના અમુક તબક્કાએ પિતા તરફ તીવ્ર અનુરાગ હોય અને માતાનું પ્રતિકૂળ વલણ સહન કરવું પડે તો તે પુખ્ત ઉંમરે પેરેનોઇઆ (છિન્નમાનસનો એક પ્રકાર)નો દર્દી થાય છે. આવી વ્યક્તિઓએ આ સિવાયની બાબતમાં ભિન્ન હોય છતાં પરિણામ એ જ આવે છે. વળી કોઈ પણ બનાવને વૈજ્ઞાનિક રીતે સમજવો હોય તો સૌ પહેલાં તો તેના બનવા માટેની જરૂરી શરતો જાણવી જોઇએ.

(૨) મુક્તસંકલ્પવાદ મુજબ કાર્યકારણનો ક્રમ માનવવર્તન સંબંધે હોય તોયે તે એટલો બધો જટિલ છે કે તેનું ભવિષ્યકથન થઈ શકે નહિ.

આ મંતવ્યની પોકળતા દર્શાવતાં નિયતિવાદીઓ જણાવે છે કે આવું તો વિજ્ઞાન સંબંધે પણ હતું. અનેકવિધ પદાર્થોની ગતિને થોડા નિયમોથી સમજાવવાનું એક કાળે અશકય ગણાતું હતું. અગણિત પદાર્થોને તેનાં મૂળતત્ત્વોમાં સમજવાનો રસાયણશાસ્ત્રનો પ્રયાસ પણ એક કાળે અશક્ય બાબત ગણાતી હતી.

અત્યારે આ 'અશકયતાઓ' દૂર થઈ છે. આથી જટિલતા કાર્યકરણના નિયમને દૂર કરતી નથી.

(૩) ભૌતિક વિજ્ઞાનોમાં વર્તમાન હકીકત હમેશાં ભૂતકાળની હકીકતથી નિર્ણિત થાય છે; જ્યારે માનવવર્તન ભવિષ્યના હેતુ કે ધ્યેયને અનુલક્ષીને થાય છે. આથી અનિયતિવાદ કે મુક્તસંકલ્પવાદ મુજબ માનવવર્તન સંબંધે ભૌતિક કાર્યકારણનો યાંત્રિક તાસીર ધરાવતો સિદ્ધાંત લાગુ પાડી શકાય નહીં; તેની સમજૂતી હેતુવાદી દૃષ્ટિબિંદુથી આપવી જોઇએ.

આ મંતવ્ય હકીકતમાં નિયતિવાદ વિરુદ્ધ નથી પણ યાંત્રિક દૃષ્ટિબિંદુની વિરુદ્ધ છે. ભૂતકાળના કારણથી નહીં પણ ભવિષ્યના ધ્યેય કે હેતુથી, (જે કારણ છે), માનવીનાં કાર્યો નિર્ણિત થાય છે તેમ આ મંતવ્ય સ્વીકારે છે.

આમ છતાં હેતુવાદી દૃષ્ટિબિંદુને લેવામાં આવે તોયે કાર્યકારણના સંબંધને આંચ આવતી નથી. આપેલ ધ્યેય પ્રાપ્ત કરવાનો ઇરાદો અને તેને માટેનાં કાર્યોની વિચારણા માનવવર્તનની પૂરોગામી શરતો છે. તેના પરિણામે માનવી કાર્યો કરે છે. આમ ભાવિ ધ્યેયની સિદ્ધિની વર્તમાન આશા ભાવિ તરફ જતા વર્તનને નિર્ણિત કરે છે.

(૪) જો માનવ વર્તનનું સૈદ્ધાંતિક રીતે ભવિષ્યકથન કરી શકાય તો સારા-નરસા વચ્ચેની પસંદગીનો કોઈ

અર્થ રહેતો નથી એમ અનિયતિવાદીઓ માને છે. વળી તેથી માનવીને તેનાં કાર્યો માટે જવાબદાર ગણી શકાય નહિ. ભૂતકાળમાં કરેલ ગુનાના પશ્ચાત્તાપની ભાવના અર્થહીન બને છે. જો વ્યક્તિનો સંકલ્પ તેના ઇરાદા અને ચારિત્ર્ય વગેરે બાબતોથી નિર્ણિત થતો હોય તો તેને વૈકલ્પિક માર્ગોની મુક્તપસંદગી રહેતી નથી. આમ નૈતિક જવાબદારી સ્વાતંત્ર્યનું સૂચન કરે છે; કાર્યકારણના બંધનનું નહીં. આવું મંતવ્ય ધરાવનાર અનિયતિવાદીઓ માનવવર્તનમાં જોવા મળતી નિયમિતતા નકારતા નથી. આથી આ મંતવ્ય 'કડક' ગણાતા કે ૧૦૦ ટકા નિયતિવાદના ભૌતિક કાર્યકારણના સિદ્ધાંત (જ્યારે જ્યારે ધાતુને તપાવવામાં આવે ત્યારે ત્યારે તે ફૂલે છે)થી વિરુદ્ધ હોવા છતાં આંકડાશાસ્ત્રની પદ્ધતિ જેવા (અં. સ્ટૅટિસ્ટિકલ) નિયતિવાદથી વિરુદ્ધ નથી. આ પદ્ધતિ મુજબ વિશિષ્ટ શરતોમાં અમુક પરિણામ સ્પષ્ટ જણાવેલ કિસ્સાઓની ટકાવારીમાં ઉત્પન્ન થાય છે. આમ માનવવર્તનમાં જોવા મળતી નિયમિતતા અનિયતવાદીઓને આ 'નરમ' કે આંકડાશાસ્ત્રની પદ્ધતિ જેવા નિયતિવાદી મંતવ્ય સ્વીકારવા પ્રેરે છે.

આ ઉપરાંત નિયતિવાદીઓ માને છે કે કાર્યકારણત્વ અને નૈતિક જવાબદારી અસંગત નથી. ભૌતિક નિયમોની જેમ મનોવૈજ્ઞાનિક નિયમો પ્રાકૃતિક છે; આદર્શલક્ષી નહીં. આવા નિયમો કોઈ વ્યક્તિને અમુક ઇચ્છા કે સંકલ્પ વિરુદ્ધ કાર્ય કરવા ફરજ પાડતા નથી. તે તો માત્ર આપણે અમુક પરિબળો કે શરતોમાં શું ઇચ્છીએ છીએ તે દર્શાવે છે. સરખાં આંતરિક અને બાહ્ય પરિબળો હેઠળ એક કાર્ય થયું તેનાથી ભિન્ન બીજું કાર્ય કરી શકાયું ન હોત કારણ કે તે સમયે જે તીવ્ર ઇચ્છા હતી તે તે કાર્ય માટે કારણભૂત હતી. વળી જો વ્યક્તિના હેતુ કે ઇરાદા ન બદલાય તો ભૂતકાળનાં કાર્યો માટે તેને પ્રશ્ચાત્તાપ ન થાય. આથી આ હકીકત પણ હેતુઓ કે ઇરાદાથી નિર્ણિત થાય છે. નૈતિક જવાબદારી ભૂતકાળના દોષને પાત્ર હોવા કરતાં સુધારાવાદી શિક્ષા (સજા)ને પાત્ર હોવા માટે છે. ભૂતકાળના અનુભવથી ભવિષ્યમાં સુધારો થઈ શકે. મુક્તસંકલ્પવાદી દૃષ્ટિબિંદુ મુજબ શિક્ષા કે સજાનો હેતુ 'જેવું કાર્ય કર્યું તેવો બદલો' આપવાનો (અં. રિટ્રિબ્યુટિવ) છે. જ્યારે નિયતિવાદી દૃષ્ટિબિંદુ સુધારાવાદી (અં. રિફૉર્મેટિવ) છે.

નૈતિક જવાબદારી સંબંધે કાર્યકારણત્વ અસંગત હોવાની માન્યતા નિયતિવાદ અને નસીબવાદને એક ગણવાથી ઉત્પન્ન થાય છે. હકીકતમાં આ બન્ને એક બાબત નથી. નસીબવાદી માને છે કે આપણે ગમે તે કરીએ પણ પરિણામ તો જે અગાઉથી નિર્ણિત થયું છે તે જ આવશે; જ્યારે નિયતિવાદ મુજબ જો અમુક પરિબળો કે શરતો આપવામાં આવે તો અમુક પરિણામ ઉત્પન્ન થાય. નસીબવાદ રહસ્યમય છે; જ્યારે કાર્યકરણનો સિદ્ધાંત બુદ્ધિગમ્ય છે. નિયતિવાદ માનવનાં કાર્યોને કાર્યકારણના દૃષ્ટિબિંદુથી જુએ છે. વિલિયમ જેમ્સ પણ નિયતિવાદી સિદ્ધાંતની ટીકા કરવામાં તેને નસીબવાદના સ્વરૂપ તરીકે માની લે છે. આથી તે કહે છે કે કાર્યકારણનો નિયમ ખાલી (અં. એમ્પ્ટી) નામ છે. તેને તે અજાણ્યા ઈશ્વરની વેદી ગણે છે. પરંતુ કાર્યકારણના સિદ્ધાંતને નસીબવાદ સાથે સંબંધ નથી. તેમાં બનાવોના ક્રમને જાણીને તથા ભૂતકાળના અનુભવ પરથી આગળ વધવાનું છે; અણજાણ નસીબને દોષ દઈને બેસી રહેવાનું નથી. આ કારણે જેમ્સની જગત સંબંધેની માન્યતા નસીબવાદ વિરુદ્ધની હોવાથી નિયતિવાદ વિરુદ્ધ તેટલી પ્રબળ રહી શકે તેમ નથી. તે કહે છે કે જગત એટલું બધું વ્યવસ્થિત, સતત, કે જડ નથી. તેમાં બધું પહેલેથી નિર્ણિત થયેલું હોતું નથી. આથી તેમાં અસંગતિ માટે, સાચી શક્યતાઓ માટે, સાચી શરૂઆત માટે, સાચાં કષ્ટો માટે, સાચા નિર્ણયો માટે અને સાચા પસ્તાવા માટે સ્થાન છે. આધુનિક નિયતિવાદ 'અજાણ્યા' ઈશ્વરે બધાંનું પહેલેથી નિર્માણ કરી દીધું છે તેમ માનતો નથી. વળી કાર્યકારણની ભાવના સંશોધનને પ્રેરે છે; નસીબવાદી નિરાશાને નહીં.

## નિયતિવાદી મંતવ્ય

ઉપરોક્ત ચર્ચા પરથી એવું તારતમ્ય પ્રાપ્ત થાય છે કે મુક્ત–સંકલ્પનો સિદ્ધાંત મુખ્યત્વે નૈતિક અને માનવતાવાદી છે; જ્યારે નિયતિવાદી સિદ્ધાંત વૈજ્ઞાનિક પુરાવાઓને આધારે છે. લેજર વુડ મુજબ નિયતિવાદને શરીરશાસ્ત્ર, મનોવિજ્ઞાન અને સમાજશાસ્ત્રનો ટેકો સાંપડે છે.

**(૧) શારીરિક ક્રિયાઓ:** જટિલ ઉદ્દીપક તરફ પ્રતિક્રિયા કરતા માનવ શરીરની ક્રિયા વણઅટકી કાર્યકારણની સાંકળ છે. વર્તનવાદીઓ નિયતિવાદીઓ છે. તેમણે શારીરિક પ્રતિક્ષિપ્ત ક્રિયાઓનું ઝીણવટભર્યું વર્ણન આપ્યું છે અને તેમાં ઉદ્દીપક અને પ્રતિક્રિયા વચ્ચે કોઈ બીજી બાબત હોવાનું સ્વીકારતા નથી. ઉદ્દીપકની અસરરૂપે પ્રતિક્રિયા મોડી થાય તેવું લાગે છે તે મજ્જાતંત્રની જટિલ પ્રક્રિયાને કારણે હોય છે. આને સંઘર્ષ, નિર્ણય વગેરે કહેવામાં આવે છે. હકીકતમાં તે શારીરિક પ્રક્રિયા જ હોય છે. આવું વર્તનવાદી મંતવ્ય માનવી અનેપ્રાણીઓની પ્રતિક્ષિપ્ત ક્રિયાની સમજૂતી આપતું હોવા છતાં માનવીના બધાં કાર્યોનીસમજૂતી આપી શકતું નથી.

**(૨) મનોવૈજ્ઞાનિક પુરાવો:** મનોવૈજ્ઞાનિક નિયતિવાદનું પ્રશિષ્ટ (અં. ક્લાસિકલ) કહી શકાય તેવું વિધાન સૌ પહેલું ડેવિડ હ્યુમ નામના તત્ત્વચિંતકે આપ્યું છે. તે કહે છે તેમ "માનવીનાં કાર્યોમાં ઘણી એકરૂપતા હોય છે. એ જ ઇરાદો કે પ્રેરક હમેશાં એ જ કાર્યો ઉત્પન્ન કરે છે." તેના મતે દરેક ઇતિહાસવેત્તા ઐતિહાસિક પુરાવાઓની ચોક્કસતાનો નિર્ણય કરવા માટે આ સિદ્ધાંત લક્ષમાં લે છે. માનવસ્વભાવના જ્ઞાન પરથી આ હકીકતો તેને અનુરૂપ છે કે નહીં તેનો તે નિર્ણય કરે છે. નવલકથાકાર કે નાટ્યલેખક પાત્રોનું ચરિત્ર-ચિત્રણ કરે છે તેમાં તેને ચોક્કસ પરિસ્થિતિમાં મૂકે છે અને તે કેમ કાર્ય કરે છે તેનું વર્ણન કરે છે. જો આ વર્તન વાસ્તવિક ન હોય અને ફાવે તેમ મેળ વિનાનું થતું હોય તો તેની રજૂઆતની કલામાં ક્ષતિ આવે છે. આમ ઇતિહાસ, સાહિત્ય, નાટ્યવિવેચન જેવાં ક્ષેત્રોમાં મનોવૈજ્ઞાનિક નિયતિવાદ એક સ્થાપિત ધોરણ તરીકે ઉપયોગમાં લેવાય છે.

વિલિયમ મૅક્ડુગલે વૃત્તિઓને માનવવર્તનનાં પ્રેરક કે ચાલકબળો તરીકે ગણેલી છે. તેના સિદ્ધાંત મુજબ કોઇ પણ કાર્યને મૂળભૂત રીતે સમજાવવામાં આ વૃત્તિઓને આપણે લેવી પડે છે. માનવીમાં બુદ્ધિનો વિકાસ થયેલો હોવાથી વૃત્તિઓનો સંતોષ વિવિધ રીતોએ લઈ શકે છે; જ્યારે પ્રાણીઓમાં આવું વૃત્તિજન્ય વર્તન બૌદ્ધિક આવરણ વિનાનું હોય છે. આમ મૅક્ડુગલનો વૃત્તિનો હેતુવાદી સિદ્ધાંત નિયતિવાદી છે.

મનોવિકૃતિનાં દર્દોના સંશોધનમાં ફ્રૉઇડ, મૅક્ડુગલ યુંગ, વગેરે મનોવૈજ્ઞાનિકો નિયતિવાદી દૃષ્ટિબિંદુ જ અપનાવે છે. માનવ-માનસની પ્રક્રિયા પાછળ રહેલ કારણોની તપાસ દ્વારા કયાં કારણોથી અમુક માનસિક પ્રક્રિયા નિર્ણિત થાય છે તેનું જ્ઞાન માનસોપચારમાં જરૂરી છે. આવો નિયતિવાદ નસીબવાદ નથી કારણ કે કારણો જાણીને ઉપચારદ્વારા દર્દને દૂર કરવાની ભાવના હોય છે; નસીબને દોષ દેવાની નહીં. એમિલ ક્રિપલીનના માનસિક દર્દો સંબંધના 'કારણ, માર્ગ અને પરિણામ' (cause, course, and outcome)ના સિદ્ધાંતને નસીબવાદી ગણવાની ભૂલ આવી જ ગેરસમજૂતને કારણે થયેલી હતી.

આ ઉપરાંત ચેતનાના સ્તર પર ન સમજાવી શકાતી માનસિક ક્રિયાનાં કારણો અચેતનમાં રહેલાં હોવાનું ફ્રૉઇડને સંશોધનમાં જાણવા મળ્યું છે. આથી આ રીતે માનસિક પ્રક્રિયાઓના કાર્યકારણની સાંકળના અંકોડા પૂરેપૂરા મળી રહે છે. આમ છતાં અચેતન માનસને લક્ષમાં લીધા વિના પણ સંકલ્પાત્મક નિર્ણયનાં માનસિક કારણો જાણી શકાય છે.

મનોવૈજ્ઞાનિક નિયતિવાદ આત્મનિયતિવાદ સાથે સુસંગત છે. રેશડોલ અને મૅકેન્ઝી આ વાદનું સમર્થન કરતાં કહે છે કે માનવવર્તન મુખ્યત્વે તેની માનસિક પ્રક્રિયાદ્વારા (સ્વભાવ, ચારિત્ર્ય વ૦) નિર્ણિત થાય છે. આમ અહીં આવું નિર્ણિતપણું એ સ્વ-નિર્ણિતપણું છે. આથી આત્મનિયતિવાદ તેટલા પૂરતું વ્યક્તિસ્વાતંત્ર્ય સ્વીકારે છે. આ મંતવ્ય કાનૂનવિજ્ઞાન (અં. જ્યુરિસપ્રુડન્સ)ની ભાવના સાથે સુસંગત છે. દરેક સામાન્ય સમજદારી ધરાવતો માનવી સારું-નરસું સમજી શકે છે અને તેથી તેનાં કાર્યોની જવાબદારી તેની પોતાની છે. આત્મનિયતિવાદ મુજબ માનવીનાં કાર્યો તેની પહેલાંની પસંદગીદ્વારા, તેની ભૂખો અને લાલસાઓ દ્વારા, ટેવો રુચિઓ, રૂઢિઓ વગેરેથી નિર્ણિત થાય છે. આ ઉપરથી માનવીની કેળવણી અને તેના બીજા ગુણો જોઇને આપણે તેના પર ભરોસો રાખી શકીએ છીએ. આમ ન હોય તો 'ચારિત્ર્ય' શબ્દનો કોઈ અર્થ નથી. 'સ્વાતંત્ર્ય'નો અર્થ 'કોઈ જાતનું નિયમન નહીં' તેવો નથી.

**(૩) સામાજિક પુરાવો :** માનવવર્તનના અનેક નિયતિવાદી પુરાવાઓ સામાજિક વિજ્ઞાનો પૂરા પાડે છે. વ્યક્તિઓના મોટા સમૂહોનાં વર્તનને આંકડાશાસ્ત્રના નિયમ હેઠળ વ્યક્ત કરી શકાય છે. જો કે તેથી એક અમુક વ્યક્તિ અમુક સંયોગોમાં શું વર્તન કરશે તે કહી શકાય નહીં, તેમ છતાં તે વ્યક્તિ જે સમૂહ કે જૂથની સભ્ય છે તેને વિષે આંકડા-શાસ્ત્રના નિયમો તારવી શકાય. આ ઉપરાંત પૂરોગામી શરતોથી તદ્દન સ્વતંત્ર–માનસિક કે શારીરિક રીતે–મુક્તસંકલ્પ સામાજિક વિજ્ઞાનોની દૃષ્ટિએ એક કલ્પના જ ગણાય. લેજર વુડ કહે છે તેમ આવું સ્વાતંત્ર્ય તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ એક વાહિયાત બાબત છે.

## નિયતિવાદની નબળાઇઓ

નિયતિવાદને મનોવિજ્ઞાન, ભૌતિક અને સામાજિક વિજ્ઞાનોનો ટેકો હોવા છતાં આ વાદની કેટલીક નબળાઈઓ કે ક્ષતિઓ રહી જાય છે. વળી તે દેખાય છે તેવો સ્પષ્ટ પણ નથી. તેમાં નબળાં સામાન્યીકરણો પણ કરવામાં આવ્યાં છે. હકીકતમાં કુદરતના નિયમો 'સત્તા' ચલાવતા નથી કે કાંઈ નિર્ણિત કરતાં નથી. વળી તે 'ફરજ પાડે' તેવાં બળો પણ નથી. તે માત્ર કુદરતની એકરૂપતા સંબંધેના અનુભવોનો સાર છે. વિજ્ઞાનો જાણે છે તે સો ટકાની ચોક્કસતા નહીં પણ બનાવોની એકરૂપતા જાણે છે. આવી એકરૂપતા ઘણા સારા પ્રમાણમાં હોવાથી આપણે કોઈ બાબત વિષે ભવિષ્યકથન કરી શકીએ છીએ. આવું ભવિષ્યકથન ચોક્કસતાની વિવિધ માત્રામાં હોય છે; સંપૂર્ણતામાં નહીં.

બર્ટ્રાન્ડ રસેલ મુજબ આપણે નિયતિવાદી મંતવ્યમાંથી 'ફરજિયાતપણા'નું તત્ત્વ કાઢી નાખવું જોઇએ. આમ થાય તો કુદરતની એકરૂપતા જોવા મળે છે તે કોઈ રીતે સ્વાતંત્ર્ય સાથે અસંગત થતી નથી.

## સમાલોચના

બન્ને મંતવ્યો સંકલ્પની ક્રિયા થાય છે તે હકીકત સ્વીકારે છે. અનિયતિવાદ મુજબ એક સંકલ્પને સ્થાને બીજો સંકલ્પ થઈ શક્યો હોત; જ્યારે નિયતિવાદ મુજબ તેમ થઇ શકે નહીં; કારણ કે તે અમુક શરતો દ્વારા તે સમયે નિર્ણિત થયેલ હોય છે.

નિયતિવાદીએ વ્યક્તિના આચરણનું ભવિષ્યકથન થઈ શકે તેમ માને છે; જ્યારે અનિયતિવાદીઓ મુજબ તે શક્ય નથી. બંનેના પરલક્ષી પુરાવાઓ અપૂરતા છે.

વૈકલ્પિક શકયતાઓ 'આકસ્મિક'નો પર્યાય છે. આ મુક્તસંકલ્પવાદી મંતવ્ય નિયમને નકારે છે. નિયતિવાદીઓ નિયમને સ્વીકારે છે, અને માને છે કે આકસ્મિકપણાને સ્વીકારીએ તો તર્કનું ખૂન જ થાય છે.

નિયતિવાદી સિદ્ધાંત શોપનહોરના નિરાશાવાદ જેવો હોવાની મુક્તસંકલ્પવાદની માન્યતા યથાર્થ નથી. નિયતિવાદ પુરુષાર્થને પડકારે છે; પાછો પાડતો નથી.

૧૦૦ ટકા કે કડક નિયતિવાદ નસીબવાદમાં સરી પડે છે. આને ભારતીય તત્ત્વજ્ઞાનના કર્મના સિદ્ધાંત જેવો ગણી શકાય. તે માનવવર્તનની સ્પષ્ટ સમજૂતી આપવાને બદલે પ્રશ્નને ટાળવાનું કાર્ય કરે છે.

નૈતિક જવાબદારી સાથે માત્ર મુક્તસંકલ્પ જ સુસંગત હોઈ શકે તેમ નથી. જો આવો સંકલ્પ વ્યક્તિના પોતાના ગુણોદ્વારા નિર્ણિત ન થતો હોય તો જવાબદારીની ભાવનાને નુકસાનકારક બની રહે છે.

કેટલીક વાર સ્વાતંત્ર્ય વિષેની તેની તરફેણ કે વિરુદ્ધની ચર્ચામાં 'સંકલ્પ'ના અર્થ સંબંધે ગેરસમજૂત થતી હોય છે. મનોવૈજ્ઞાનિક સંશોધનોએ સ્પષ્ટ કર્યું છે તેમ 'સંકલ્પ' નામની કોઈ શક્તિ નથી. વળી તે મગજની કોઈ એકલી–અટૂલી ક્રિયા નથી. 'સંકલ્પ'નો અર્થ સમગ્ર મગજ ક્રિયાશીલ છે તેવો થાય. આથી તેના સંબંધેની અસ્પષ્ટતા નિવારવા માટે 'સંકલ્પનું સ્વાતંત્ર્ય'ને બદલે 'વ્યક્તિનું સ્વાતંત્ર્ય' શબ્દ–પ્રયોગ કરવો જોઈએ. જો 'માનસનું સ્વાતંત્ર્ય' શબ્દ લેવામાં આવે તો તે વળી વધારે સારો શબ્દ છે. આમ છતાં પૅટ્રિક કહે છે તેમ સૌથી ઉત્તમ માર્ગ, આ જૂની પરિભાષા ત્યજી દઈ નવી લેવી એ છે.

જે ચિંતકો તીવ્ર તાર્કિક વલણ ધરાવે છે અને ખૂબ વ્યવસ્થિત તથા ઐક્ય ધરાવતી દુનિયામાં વસવું પસંદ કરે છે તે નિયતિવાદ સ્વીકારે છે. વળી તે કાર્યકારણનો નિયમ બધી બાબતોને લાગુ પડે છે તેમ લેશે, અને આપણાં કાર્યો સ્વ–નિર્ણિત છે તેમ સ્વીકારશે. ટેલર અને મેક્ટેગાર્ટ આવું મંતવ્ય ધરાવે છે.

જેઓનું તાર્કિક વલણ આવું તીવ્ર નથી પણ સાહસની વૃત્તિ તીવ્ર છે તેઓ મુશ્કેલીની, અકસ્માતોની તકોની, જીતની અને સિદ્ધિની દુનિયા પસંદ કરશે. આ કારણે તેઓ સ્વાતંત્ર્યની ઉદાર ભૂમિકાને વધુ પસંદ કરશે. વિલિયમ જેમ્સ જેવા વ્યવહારવાદીઓ (અં. પ્રૅગ્મેટિસ્ટ્સ) આ મંતવ્યને વધુ પસંદ કરે એ સ્વાભાવિક છે. નીતિશાસ્ત્રીઓ શિક્ષાના સિદ્ધાંતને અનુરૂપ વ્યક્તિની તેનાં કાર્યોની જવાબદારી માટે આ મંતવ્ય સ્વીકારે છે.

માર્કસવાદીઓનો આર્થિક નિયતિવાદ નસીબવાદી તાસીર ધરાવે છે. આ મંતવ્ય મુજબ મૂડીવાદ વહેલો-મોડો નષ્ટ થવાનો જ છે. ક્રાન્તિ તો તેમાં એક નિમિત્ત છે. ગીતાનું દૃષ્ટિબિંદુ પણ નિયતિવાદી છે. કૃષ્ણ ભગવાન અર્જુનને 'નિમિત્ત માત્ર' બનવાનો બોધ આપે છે.

આમ છતાં આ પ્રશ્નનું પરલક્ષી નિરાકરણ થતું નથી કારણ કે એ ખૂબ મુશ્કેલ છે. આ સંબંધે વૉર્ડ 'આત્મનિર્ણિતપણું' લે છે. આ શબ્દનો અર્થ તે જુદો કરે છે. અહીં 'નિર્ણિતપણું' એટલે 'માનવીનું સજ્જ થવું–કટિબદ્ધ થવું' (Determined Man). વ્યક્તિમત્તાની આ વિશિષ્ટતા છે. આ મંતવ્ય નિમિત્ત કારણત્વ, સ્વ–દિશાસૂચન અને હેતુનું સૂચન કરે છે. જેને ઉત્ક્રાંતિ કહેવામાં આવે છે એ જગતની ગતિ એક રીતે સ્વ-અભિવ્યકિત છે. જાણે બ્રહ્મ–વ્યક્તિ–આત્મા (self) પોતાની જાતને અભિવ્યક્ત કરવા પ્રયત્ન કરે છે અને તેને માટે તે કટિબદ્ધ (અં. ડિટરમિન્ડ) થયેલ છે.

## ઉપસંહાર

આધુનિક યુગમાં આ પ્રશ્નને સમજવાનું દૃષ્ટિબિંદુ વધુ જીવશાસ્ત્રીય અને વિકાસાત્મક છે. જો માનસમાં અને કુદરતમાં ખરેખર સાહજિકતા (અં. સ્પૉન્ટેનીટી) હોય તો માનવ સંકલ્પ સ્વતંત્ર છે. જેમ પવનને કારણે સૂકાં પાંદડાં આમતેમ ઘસડાય છે તેમ જીવંત એકમો ઘસડાતાં હોતાં નથી. આ એકમો કંઇક શોધતાં, કંઇક જરૂરત ધરાવતાં અને કંઇક ઇચ્છતાં હોય છે. આમ આગેકદમ છે; પીછેહઠ નથી.

ઉત્ક્રાંતિની ક્રિયામાં કુદરત પોતાને મુક્ત કરવા સતત પ્રયત્નશીલ હોય તેવું લાગે છે. ઉત્ક્રાંતિ એ સ્વાતંત્ર્ય માટેની લડત છે. જ્યારે જીવંત પદાર્થો માનવ-માનસની કક્ષાએ પહોંચે છે ત્યારે ચેતનમય હેતુઓ સભાન થાય છે. અમુક હેતુઓ પાર પાડવા ઇરાદાપૂર્વકનું વર્તન થાય છે. માનવમાનસ સંયોગોના નિયમનથી મુક્ત થઈ શકે છે એટલું નહીં પણ તેના પર કાબૂ જમાવી શકે છે. હેતુને પામવા માટેનાં માર્ગો અને સાધનોની ઇરાદાપૂર્વકની પસંદગી થાય છે.

કુદરતની સાહજિકતા જ ઉત્ક્રાંતિને સમજાવે છે. કાર્યકારણના સંબંધથી જે સ્પષ્ટ થતા નથી તેવા સંબંધો ઉત્પન્ન થાય છે. નવાં મૂલ્યો નિર્ણિત થયેલાં હોતાં નથી; તે પ્રાપ્ત કરવામાં આવે છે. જૂના નિયતિવાદની ભાષા (ગરમ કરો અને ધાતુ ફૂલે) મશિન માટે બંધ બેસતી છે પણ જીવંત એકમો માટે તેનો મેળ બરાબર બેસતો નથી. અહીં સાધનો અને હેતુ કાર્ય અને કારણનું (અનુક્રમે) સ્થાન લે છે. કાર્યોની દિશા માટે ભાવિ પરિણામો ઘણી મહત્ત્વની બાબતો છે. જો આવાં કાર્યોની સમજૂતી માટે 'મુક્ત' અને 'નિર્ણિત થયેલાં' એ બેમાંથી એક શબ્દ પસંદ કરવાનો હોય તો આપણે 'મુક્ત' શબ્દ પસંદ કરશું. આથી આપણે જીવંત એકમો સંબંધે નિયતિવાદ ખોટો છે તેમ સાબિત કરતા નથી. પણ તેનાથી પર–આગળ જઇએ છીએ. નિયતિવાદી ભાષા જીવંત એકમની પરિસ્થિતિને માટે પર્યાપ્ત રીતે અનુકૂળ નથી. 'અનિયતિવાદ' શબ્દપ્રયોગ પણ જીવંત એકમની તાસીર પર્યાપ્ત રીતે આપી શકતો નથી. આથી 'મુક્ત' કે 'સ્વતંત્ર' આને માટે યોગ્ય શબ્દો ગણાય.

નૈતિક જવાબદારીના પ્રશ્નને કારણે જો ગૂંચવણ ઊભી ન થઈ હોત તો કદાચ સંકલ્પના સ્વાતંત્ર્ય સંબંધે આવો વિવાદ ઉત્પન્ન થયો ન હોત. આ નૈતિક જવાબદારીનો પ્રશ્ન શિક્ષા સંબંધેના સિદ્ધાંતને અનુલક્ષીને ઉત્પન્ન થયેલ છે. જો માનવીને સંકલ્પનું સ્વાતંત્ર્ય હોય તો તેનાં કાર્યો માટે તેની જવાબદારી છે. આથી તેને તેનાં કાર્યોનો બદલો મળવો જોઇએ. આ સંબંધે આપણે કહી શકીએ કે શિક્ષા બદલો આપે તેવી હોવાને બદલે નૈસર્ગિક કે શિસ્ત માટેની હોઈ શકે છે.

References

(1) Kant: 'Fundamental Principles of The Metaphysics of Morals'

(2) C. E. M. Joad: 'Guide to Philosophy'

(3) Ledger Wood: 'The Free-Will Controversy' in 'Philosophy' Vol. 16 (1941).

(4) William James: 'The Dilemma of Determinism' in 'Essays on Faith and Morals'.

(5) Adolf Grunbaum: 'Causality and The Science of Human Behaviour' in 'American Scientist' Vol.40(1952)

(6) Landis & bolles: 'Text-book of Abnormal Psychology'.

(7) George Thomas Patrick: 'Introduction to Philosophy'

(8) Bergson: Creative Evolution.'

(9) ફિલિપ વ્હીલરાઈટ: 'નીતિશાસ્ત્ર કા આલેચના-ત્મક પરિચય'. (અનુ: મધુકર)

*

# અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ-૨
## નૉર્મનોના વિજયથી ચૉસર સુધી

જયન્ત પંડ્યા
[અંગ્રેજીના અનુસ્નાતક અભ્યાસી]

### જૂના ફ્રેન્ચ સાહિત્યની લાક્ષણિકતાઓ:

ઈ. સ. ૧૦૬૬માં નૉર્મનોના વિજયની સાથે સાહિત્યના આદર્શમાં પણ પરિવર્તન આવ્યું. આ નૉર્મન વિજેતાઓ મૂળ તો લાંબા વખત સુધી બ્રિટનને છિન્નવિચ્છિન્ન કરનારી ડેઇન જાતિના હતા. પરંતુ ફ્રાન્સના નૉર્મન્ડી પ્રાંત ઉપર આધિપત્ય મેળવ્યા પછી તેઓ ફ્રેન્ચ થઇને રહ્યા હતા. વિજય વેળા તેમની ભાષા અને સભ્યતા ફ્રાન્સની હતી. પોતાના વહીવટ અને કાયદા સાથે ફ્રેન્ચ સાહિત્યના આદર્શની આયાત તેમણે ઇંગ્લેન્ડમાં કરી. બીજી બાજુએ, તેમના આધિપત્ય પૂર્વે પ્રાદેશિક બોલીઓ ઘસાઈ ગઇ હતી અને કેવળ નીચલા થરના લોકો એ બોલતા હતા. ઍંગ્લો-સૅક્સન સાહિત્ય તો જાણે સમૂળગું અદૃશ્ય થવા લાગ્યું હતું; અને એક સદીની સુષુપ્ત દશામાં ભૂતકાળ સાથેની એની અનેક ગ્રંથિઓ જીર્ણ થઈ ગઈ હતી.

હવે પછી જે સમય આવવાનો હતો તેમાં, એકમાત્ર લૅટિન સિવાય, વિદ્વાનોની જાણકારીની ભાષા ફ્રેન્ચ થવાની હતી. હેસ્ટિંગ્સના યુદ્ધ વખતે જે ભાષા શિશુ અવસ્થામાં હતી તેનો બારમી અને તેરમી શતાબ્દીમાં એવો તો વિકાસ થયો કે યુરોપના સાહિત્યમાં પ્રથમ સ્થાન પ્રાપ્ત કરી તેણે પોતાનો વૈભવ અને સીમા વિસ્તાર્યાં. તેની વિકાસોન્મુખ ગતિનો એક મુખ્ય આવિર્ભાવ બ્રિટનમાં થયો. બ્રિટનના સાહિત્યને, ક્રમેક્રમે તેણે એવું તો સંભરી દીધું કે અંગ્રેજી રચનાઓ, આકાર અને કથયિતવ્ય પરત્વે, ફ્રેન્ચ ધોરણોને અનુસરીને રચાવા લાગી. પરિણામે અંગ્રેજી સાહિત્યના વિકાસક્રમમાં આ ફ્રેન્ચ સાહિત્યની અસરો ઐતિહાસિક પરિબળો રૂપે વ્યાપેલી જોવા મળે છે. ચૉસરને વાંચવા માટે ઍંગ્લો-સૅક્સન સાહિત્યનું જ્ઞાન નહીં હોય તો પણ ચાલી શકશે, પરંતુ તેના સર્જનોનું મૂળ પામવા-સમજવા માટે પુરોગામી ફ્રેન્ચ કવિતા સમજ્યા વિના ચાલે તેમ નથી. પોતાની ચારુતા અને નાવિન્યથી અનેક નામી-અનામી અંગ્રેજી સાહિત્યકારોને પ્રભાવિત કરનાર ફ્રેન્ચ કવિતાનાં મુખ્ય લક્ષણો, તેથી, તપાસવાં આવશ્યક થઇ પડે છે.

ફ્રેન્ચ કવિતાનું અત્યંત નોંધપાત્ર એવું એક લક્ષણ તે તેની વિશદતા છે. બ્યોવૂલ્ફ, અથવા તો બૅટલ ઑફ માલ્ડનથી ચાન્સન દ રોલાન્ડ (Chanson de Roland)ની યાત્રા એ અંધકારમાંથી પ્રકાશગમનની યાત્રા છે. પ્રકાશની આ વિભાવના એ ફ્રેન્ચ કવિતામાં પ્રાણ રૂપે વસેલી છે. આમાં ફ્રેન્ચ-ભાષાનો ગણનાપાત્ર ફાળો હોવા ઉપરાંત ઉજ્જ્વળ વિગતોને પકડીને ભાષામાં વ્યક્ત

કરવાનો લેખકનો ધખારો ય ઓછો નોંધપાત્ર નથી. ઍંગ્લો સૅક્સન કવિતાના ભયાનક ભૂમિખંડો, ક્યારેક જુગુપ્સા-જનક તો અન્યત્ર વિષાદપૂર્ણ એવાં દૃશ્યો, અને સબળ આલેખનની સામે ફ્રેન્ચ ટ્રુવાર્સે (Trouve'res) આલેખેલી વીર ગાથાઓ ફિક્કી અને સત્ત્વહીન લાગે એ બનવા જોગ છે. પરંતુ એક કરતાં બીજાનો અભિગમ જુદો હતો. ઍંગ્લો-સૅક્સન કવિતા તમિસ્રગામી હતી; જ્યારે નીલ આકાશ નીચે જન્મી, વસંતની અમ્લાન સૌન્દર્યશ્રીમાં રાચનારી બીજી કવિતા જ્યોતિર્મયી હતી.

ફ્રેન્ચ કવિતાની કોઈ વિશેષ કવિત્વ-શૈલી ન હતી. શુભ્રવસના એની દેહ-યષ્ટિને, કુટુંબનાં અલંકરણોનો કોઈ ભાર વેંઢારવાનો ન હતો. નૉર્મનોના વિજય પછી અંગ્રેજી કવિતાને આવી સાદી છતાં ય સુરેખ અને વિગતપૂર્ણ અભિવ્યક્તિનો વારસો મળ્યો. ઍંગ્લો-સૅક્સનો પાસે, બધા જ વિષયો માટે કેવળ એક જ અનુપ્રાસી છંદ હતો. તેની એકઢાળી રીતિની પડછે, એકથી માંડી બાર શ્રુતિઓ સુધીની ભિન્નતામાં વિહરી શકે એવાં છંદોપકરણો અને ભાષાની આગવી ઋજુતા હતી; પ્રત્યેક કાવ્ય સ્વરૂપને વ્યક્ત કરવાની ક્ષમતા ધરાવતાં પ્રાસાનુબંધ હતો. પરિણામે ફ્રેન્ચ-કવિતાની અસર નીચે જે પરિવર્તન થયું તે કેવળ બાહ્ય ન હતું. કવિતાનો સમગ્ર ઢાળો એથી બદલાવાનો હતો.

**ઍંગ્લો-નૉર્મન સાહિત્ય :** નૉર્મનોએ ગ્રેટબ્રિટનમાં જે સાહિત્ય સર્જ્યું અને જે સામાન્ય રીતે ઍંગ્લો-નૉર્મન સાહિત્યને નામે ઓળખાય છે તેની વિશિષ્ટતાઓ અને તેનું સાહિત્યમાં પ્રદાન, આપણે જોવાં જોઇએ.

ફ્રેન્ચ-મહાકાવ્યમાં આ સાહિત્યે કશો ઉમેરો કર્યો નથી. તેથી ઊલટું, ચાન્સન દ રોલાન્ડ જેની વિખ્યાત દંતકથાનું સ્થાન વૃત્તાંત-કથાઓએ લીધું છે. પ્રાસયુક્ત વૃત્તાંત. કથાઓમાં ઘણીખરી કથાઓ તો કેવળ ઇતિહાસ કથાઓ છે. મહદ્ અંશે ગદ્યાળુ આ કથાઓમાં ઉત્સાહ ભાવહીન છે અને સૌન્દર્યસૂઝનો અભાવ છે. માત્ર બુદ્ધિજન્ય કુતૂહલ અને ઉપયોગિતાવાદ એ જ એનાં પ્રભાવક તત્ત્વો લાગે છે. વીરગાથા–કાવ્યની દશ-શ્રુતિ પંક્તિઓ અને ઍલેક્ઝૅન્ડ્રાઇનનું સ્થાન અષ્ટ–શ્રુતિ યુક્ત પંક્તિએ લીધું છે; પંક્તિમાં લય ક્યારેક જ જોવા મળે છે અને પ્રાસબંધ ચલણી છે. ઘણીખરી કથાઓ ઇતિહાસ-કથાઓ છે, અને જ્યાં બોધકથા કે દંતકથા હોય ત્યાં પણ તેનું વલણ ઇતિહાસ ભણી મોઢું કરી ઊભું હોય છે. આ વૃત્તાંત-કથાઓમાં મુખ્યત્વે ગેઇમર (Gaimar)નું હિસ્તોયર દેસ એન્ગલસ (Histoire des Angles; વેઇસ (Wace)નું રોમાન્ દ બર્ટ (Roman de Brut) તથા રોમાન્ દ રો (Roman de Rou) વગેરેનો સમાવેશ થાય છે.

**કેલ્ટિક અસરો :** કેવળ ઉપયોગિતાલક્ષી અને ગદ્યાળુ સાહિત્યમાં ય એકાદ ખૂણો એવો જોવા મળે કે જેમાં રોમાન્સનું અસ્તિત્વ હોય. ઍંગ્લો-નૉર્મન સાહિત્યની વૃત્તાંત-કથાઓમાં પણ રોમાન્સનું સાંધ્ય–તેજ જળવાયેલું છે. ખાસ કરીને વૃત્તાંત-આલેખક જ્યારે કોઈ કેલ્ટિક દંતકથાને નિરૂપે છે ત્યારે તેને અદ્‌ભુતનો સંસ્પર્શ થાય છે. આ કેલ્ટિક અસર આમ તો ઘણી જૂની છે. આયર્લૅન્ડમાંથી આવેલા પાદરીઓએ ઍંગ્લોને ખ્રિસ્તી બનાવ્યા હતા એ વાત તો આપણે જાણીએ છીએ. રગેરગ રોમનિસ્ટ હોવા છતાં બેડે પોતે પણ કેલ્ટિક અસરથી પ્રભાવિત એવા મઠમાંથી આવ્યો હતો અને ઍંગ્લો-સૅક્સન અ-ખ્રિસ્તી કવિતામાં ય કેલ્ટિક રહસ્યવાદના અણસારા પડેલા છે.

વળી પરાભવના સમાન દુર્ભાગ્યથી સમભાવી બનેલા કેલ્ટ અને સૅક્સનો, બન્નેની મૈત્રી-ગ્રંથિ નૉર્મનોના ત્રાસે દૃઢ બનાવી હતી. બીજે પક્ષે, નૉર્મનોમાં પણ પરાજિત પ્રજાની પ્રણાલિકા અને સંસ્કાર-વારસા પ્રત્યે કુતૂહલ-વૃત્તિ જન્મી હતી. આ બેવડાં પરિબળો વચ્ચે, ઓછી સાહિત્યિક મૂલ્યવત્તાવાળી, કૃતિઓ પ્રકટ થઈ. આવી કૃતિઓમાં સહુ પ્રથમ, બારમી શતાબ્દીના પૂર્વાર્ધમાં જ્યૉફ્રી ઑફ મન્માઉથનું લેટિન પુસ્તક હિસ્ટોરિયા રીગમ બ્રિટાનિયા (Historia Rejum Britanniae) સર્જ્યું. વેલ્સના બેનેડિક્ટાઈન મઠમાંથી આવતો જ્યૉફ્રી પાછળથી સેન્ટ આસાફ (St. Asaph)નો બિશપ થયો હતો. પોતાની જાતને તેણે સાચા વૃત્તાંત-આલેખક તરીકે ઓળખાવી છે; અને એક જૂના બ્રિટિશ પુસ્તકના અનુવાદનો એનો દાવો છે, જોકે આ પુસ્તક કોઇએ જોયું નથી. રાજા આર્થરની કથાના સર્જનમાં

એનો મોટો ફાળો છે પરંતુ એ કથાઓમાં કલ્પનાતત્ત્વ કેટલું અને કેટલુંક આપણી પરંપરાનો હિસ્સો કેટલો તે કહેવું મુશ્કેલ છે. દસમી શતાબ્દીના નેન્નિયસ (Nen-nius)ની અનુસાર, બ્રુટસ તે ઈનીઅસ(Aeneas)-નો પ્રપૌત્ર, અને બ્રિટનવાસીઓનો મૂળ પુરુષ મનાયો છે તથા જ્યૉફ્રી ઑફ મૉન્મથ એને જ તે રાજ્યના સ્થાપક તરીકે રજૂ કરે છે. આ પુસ્તકમાં બ્રિટન અને મર્લિનનો વીરતાપૂર્વક ઉલ્લેખ કરનાર આર્થર, અને તેના આધિ-પત્યને ઘણો ભાગ કલ્પનાપૂર્વક આલેખાયો છે. આર્થર, ઍંગ્લો-સૅક્સનો, પીકટ જાતિ (બ્રિટનના ઉત્તર ભાગની એક જાતિ) તથા સ્કૉટ લોકોના વિજેતા તરીકે દેખા દે છે; સ્કૉટલૅન્ડ, આયર્લૅન્ડ, સ્કૅન્ડિનેવિયા અને ફ્રાન્સ ઉપર તે વિજય મેળવે છે; રોમના રાજાની સાથે યુદ્ધ કરી તેને હરાવે છે અને રોમનોને ગુલામ બનાવે છે. અને આ રીતે સદા વિજયી એ રાજા આઠમી સદીના અંત સુધી રહે છે.

જ્યૉફ્રીની આ દંતકથાઓએ તે કાળમાં સારું એવું સ્થાન મેળવ્યું છે. નૉર્મનો અને ઍંગ્લો-સૅક્સનો, સહુએ આ વિભૂતિને પોતપોતાની કથાઓ સાથે ગોઠવીને અને આત્મસાત કરીને જાતિ-દ્વેષનું પ્રક્ષાલન કર્યું છે. આર્થરની કથાનો વિકાસ-વિસ્તાર સમગ્ર યુરોપ ખંડની ભિન્ન-ભિન્ન કવિતાઓમાં પ્રગટ થયો છે. કથાનો કલ્પનાવૈભવ અવિસ્મરણીય છે.

## અંગ્રેજી સાહિત્ય, ૧૦૬૬–૧૩૫૦

ઍંગ્લો-નૉર્મન સાહિત્યની મૂલ્યવત્તા, રસશાસ્ત્રની દૃષ્ટિએ ભલે ઓછી હોય, પરંતુ તે કાળમાં લખાયેલાં અંગ્રેજી લખાણોની સરખામણીમાં ઘણી વધારે છે. આ સમયમાં ફરી વાર લૅટિનનું પ્રભુત્વ વર્તાય છે. લૅટિનમાં લખાયલી-ધી હિસ્ટ્રી ઑફ વિલિયમ–૧, ધી એક્લેસિ-યેસ્ટિકલ હિસ્ટ્રી, માલ્મીસબરીના વિલિયમનું ધી હિસ્ટ્રી ઑફ ઇંગ્લિશ કિંગ્સ અને હન્ટિંગડનના હેનરીની એનાલ્સ જેવી કૃતિઓ નોંધપાત્ર છે.

આ ઉપરાંત, હળવા સાહિત્યમાં વેલ્શમૅનના પત્રો અને વાર્તાઓ, વૉલ્ટર મૅપની કથાઓ અને બિશપ ગૉલિયાસનું કાવ્ય, નાઇજેલ વાયર્કરનું સ્પેક્યુલમ સ્ટલ્ટોરમ અથવા બ્રુનેલસ નામના ગર્દભનાં પરાક્રમો, જીન દ હાઉવિલનું પ્રસિદ્ધિપાત્ર આર્કિટ્રેનિયસ, વગેરે રચનાઓમાં કલ્પના, વિચાર અને સાહિત્યિક ગુણવત્તા જોવા મળે છે.

હેસ્ટિંગ્સના યુદ્ધ પછી લગભગ ત્રણ સૈકાઓ સુધી અંગ્રેજી સાહિત્ય ઍંગ્લો-નૉર્મન અને લૅટિનના, બેવડા ભાર હેઠળ કચડાયેલું પડ્યું હતું. તે યુગની જે થોડીઘણી કૃતિઓ મળે છે તેનું સાહિત્ય તરીકે ઝાઝું મહત્ત્વ નથી. પરંતુ ભાષાશાસ્ત્રીને માટે એમાં મહત્ત્વની સામગ્રી પડેલી છે. ભાષાનાં ક્રમશઃ પરિવર્તનો એમાં ઝિલાયલાં છે.

ભાષાની ઉત્ક્રાંતિ અને પુનર્ઘટનાનો આ ક્રમ ધીમો હતો; પરંતુ ઍંગ્લો-સૅક્સન વાઙ્મિતા તો ઝડપથી અદૃશ્ય થતી જતી હતી. આમ થવાનાં બે મુખ્ય કારણો હતાં: (૧) અંગ્રેજી લખનારાઓનો ફ્રેન્ચ કૃતિઓમાંથી મહદ્-અંશે શબ્દશઃ ભાષાન્તર કરવાનો ઉપક્રમ; (૨) ભાષા-પરંપરા અને આંતરિક બૈદ્ધ્યગુણને અભાવે વિજેતાઓની ભાષાના સંસ્પર્શથી થયેલી ઊંડી અને દૂરગામી અસરો. વળી, જૂની કાવ્ય-પરિભાષા અદૃશ્ય થવાની સાથે, ઍંગ્લો-સૅક્સન શબ્દભંડોળમાં નૉર્મનોના નવા શબ્દોના પ્રવેશથી થયેલાં પરિવર્તનોએ પણ ફાળો આપ્યો હતો. આમાંથી આધુનિક અંગ્રેજીનો જન્મ થયો. જર્મનિક શબ્દો કરતાં, ફ્રેન્ચ મૂળના અથવા તો લૅટિન અને ગ્રીકમાંથી ફ્રેન્ચ દ્વારા આવેલા શબ્દોનું પ્રમાણ વધ્યું. આ પ્રક્રિયાની સાથેસાથે બચેલા ઍંગ્લો-સૅક્સન શબ્દોના આકાર અને ઉચ્ચારણોમાં ફેરફારો થયા અને તે ટૂંકા થયા. અને પોતાના સાદા વ્યાકરણ સહિત ઍંગ્લો-સૅક્સન ભાષા ક્રમશઃ અંગ્રેજીમાં પરિણમી. પરિવર્તનની આ પ્રક્રિયા સોળમી સદી સુધી પૂરી થઈ ન હતી. આ સંક્રાન્તિકાળની ભાષાને ભાષાવિદો 'મિડલ ઇંગ્લિશ' નામથી ઓળખાવે છે.

બ્રિટિશ ધરતી ઉપર બે ભાષાના સંઘર્ષના જુદાજુદા તબક્કા આ પ્રમાણે આલેખી શકાય: શરૂઆતમાં દરેક બોલી જુદી હતી; વિજેતાઓ ફ્રેન્ચ બોલતા અને પરાજિતો ઍંગ્લો-સૅક્સન. પછી તો ઍંગ્લો-સૅક્સન ભાષા રાજ-દરબાર-માં અને લોકવ્યવહારમાં એમ બન્ને સ્થાનેથી ભ્રષ્ટ થઈ. રાજદરબાર, શાળાઓ અને કોર્ટ-કચેરીની ભાષા ફ્રેન્ચ બની તથા લૅટિનની સાથેસાથે દેવળોમાં યે એણે પ્રવેશ કર્યો. તેરમી સદીના આરંભ સુધી નૉર્મનોને અંગ્રેજી

ભાષામાં કશો રસ ન હતો, પરંતુ જ્યાઁ ઇંગ્લૅન્ડે ઇ. સ. ૧૨૦૪માં જ્યારે નૉર્મન્ડી પ્રાંત ગુમાવ્યો અને નૉર્મનોનો સમગ્ર ખંડથી વિચ્છેદ થયો ત્યારથી તેમનામાં સ્વ-ભૂમિ પ્રત્યેની લાગણી દૃઢ બની. અને અંગ્રેજીનું સરલીકરણ બે પ્રજાઓ વચ્ચે એક પ્રકારની સમજૂતી અને સમાધાન રૂપે પરિણમ્યું. નૉર્મનોને બોલવા ન ફાવે, અથવા સમજાય નહીં તેવા શબ્દો કાં તો છોડી દેવામાં આવ્યા કાં તો તેનું સ્થાન ફ્રેન્ચ પર્યાયોએ લીધું. મિશ્ર-શ્રોતાઓ સહેલાઇથી સમજી શકે તે માટે: Meek and humble, Odd and strange, Grief and sorrow, Meet and proper, Nook and corner, વગેરે જેવાં પર્યાયવાચી જોડકાં અસ્તિત્વમાં આવ્યા. તેરમી શતાબ્દી એ ધીમાં પણ શાંતિથી થતાં પરિવર્તનોની સદી છે. આ સમય દરમિયાન નૉર્મનો પણ ફ્રેન્ચ-વસનો ઉતારતા રહ્યા અને વિકસતું અંગ્રેજી હવે માત્ર દેશ્ય કે ગામઠી રહેવા પામ્યું ન હતું. અંગ્રેજી ઉદયકાળ ત્યારથી શરૂ થાય છે અને ઉત્તરોત્તર વિકાસક્રમમાં, ઇ. સ. ૧૩૫૦ પછી શાળાઓમાં અને ૧૩૬૨માં કાયદાની કોર્ટોમાં પ્રવેશ પામી, તે ફ્રેન્ચનું સ્થાન પ્રાપ્ત કરે છે અને ૧૩૯૯ માં પાર્લામેન્ટને સંબોધતાં હેનરી ચોથો પહેલી વાર અંગ્રેજી ભાષા પ્રયોજે છે.

**ધાર્મિક કૃતિઓ :** નૉર્મન-વિજયના લગભગ એક સદીના વણ-નંદવાયલા મૌન પછી બારમી શતાબ્દીના અંત ભાગમાં સ્થાનિક ભાષામાં જે કૃતિઓ પ્રસિદ્ધ થઇ તે મુખ્યત્વે ધાર્મિક પ્રકારની હતી. છેક ચૌદમી શતાબ્દીના મધ્ય સુધી વહેલા આ પ્રવાહમાં સદુપદેશ-કથાઓ, ગદ્ય-પદ્યયુક્ત આદેશો, બાઇબલનાં ભાષાન્તરો ને ભાવાનુવાદો, ધર્મ-તત્ત્વજ્ઞાનો, સ્તોત્રો, મઠ-જીવનનાં નિયમનો અને પ્રાર્થનાઓનો સમાવેશ થાય છે. તેમાંનો ઘણો મોટો ભાગ ફ્રેન્ચ અથવા લૅટિન કૃતિઓનો ઓછેવત્તે અંશે અનુવાદ છે. ગરીબ, દુઃખી અને અભણ લોકો સમજી શકે એટલા માટે જ આ લખાણો અંગ્રેજીમાં લખાયાં છે. પરિણામે ભાષા અત્યંત સાદી, સમજૂતીપૂર્ણ અને વાસ્તવદર્શી છે. આવી નિર્માલ્ય ભાષા વાપરવા માટે લેખક કેટલીક વાર પોતાને દોષ દેતો જોવા મળે છે. જે લોકો ફ્રેન્ચ અથવા બીજી ભાષા નથી સમજી શકતા તેઓના નૈતિક ઉત્કર્ષ માટે, ન છૂટકે આ ભાષા પ્રયોજવી પડે છે, એવા ખુલાસા પણ બિચારાને કરવા પડે છે. પોયેમા મોરેલ (Poeme Morale) અથવા મૉરલ ઓડ એ આ યુગની સૌથી મહત્ત્વની અને રસપ્રદ કૃતિ છે. અસ્તિત્વ ધરાવતી એની સાત જુદીજુદી હસ્તપ્રતો એની લોકપ્રિયતા સિદ્ધ કરે છે. ઇ. સ. ૧૧૭૦ની આસપાસ લખાયેલી આ રચના, ખ્રિસ્તીઓને લૌકિક માર્ગો ત્યજી પવિત્રતા અને મોક્ષને પંથે વિહરવાનો ઉપાલંભપૂર્ણ આદેશ આપે છે. આખા કાવ્ય ઉપર ગુહામય જીવનની રૂક્ષાત, કડકાઇ અને વિષાદ પથરાયેલાં છે. કયામતના દિને આવી પડનારા અંતિમ-ચુકાદાની સજાના તાદૃશ વર્ણનથી કાવ્યનો પ્રધાન સૂર ભયાવહ લાગે છે. પરંતુ તેમાં પરિપક્વ ડહાપણ અને ભલી શીખ સમાયેલાં છે. વસ્તુ અને તેના ભાવમાં કશું નાવિન્ય નથી. જે કંઈ નવીનતા લાગે તે આકાર અને છંદની છે. ચૌદ શ્રુતિયુક્ત ચારસો પંક્તિઓનું આ કાવ્ય ભવિષ્યની લોકપ્રિય ગાથાઓ માટે માર્ગદર્શક નીવડ્યું છે. આ જ છંદનો ઉપયોગ કાઉપરે પોતાના જ્હોન ગિલ્પિનમાં કર્યો છે. આ 'ચતુર્દશી'નાં, પ્રત્યેક, પ્રાસબંધ જોડકાં સહેલાઈથી યાદ રહી જાય એવી સૂક્તિઓથી ભરેલાં છે. એની સંક્ષિપ્ત, વિરોધાભાસી શૈલીમાં ઍંગ્લો-સૅક્સન પ્રણાલિકાથી થયેલા વિચ્છેદનું સૂચન છે. સાદી, અલંકારહીન, સંક્ષિપ્ત અને ઘરેળુ ઉદાહરણોથી સજીવ પરંતુ કંઇક ગદ્યાળુ એવી આ શૈલીમાં નવા પ્રસ્થાનનો સંકેત છે:

Each man with what he hath may buy him heaven,
Both he that hath more and he that hath less,
This one with his penny, the other with his pound
'Tis the most wondrous bargain that any man found.

(Modernised text)

કવિતા ભલે ન હોય પરંતુ ભલાં-ભોળાં લોકોને સાદી ભાષા અને સીધી વાત કહેવા સિવાય ઝાઝી ફાળ ભરવાની લેખકની ઇચ્છા પણ કદાચ નહીં હોય.

એ જ રીતે ઈ. સ. ૧૨૦૦ પછીનાં પહેલા દાયકામાં લખાયેલું ઓર્મ નામના પાદરીનું ધી ઓર્મુલમ

ભિન્ન એવાં કારણે રસપ્રદ છે. ઈસુ ખ્રિસ્તના ઈશ્વરી સંદેશનો એ છાંદસ્ ભાવાનુવાદ છે. ક્યાંક એમાં સૂક્ષ્મતા તો અન્યત્ર બાલીશ વિગતો પડેલી છે. છંદ મોરલ ઓડનો જ પણ અંત્યાનુપ્રાસ વિનાનો છે. જો કે ઓર્મ કવિ કરતાં તો વિશેષ નિષ્ઠાવાન ભાષાશાસ્ત્રી હતો. જોડકણાં કરવાની એની ફાવટ પણ સારી છે.

આ સમયનાં કેટલાંક પ્રાર્થના-ગીતોમાં, ખાસ કરીને એ પ્રેયર ટુ અવર લેડી અને ધી લવ રોન (The Luve Ron) જેવી કૃતિઓમાં, કવિતાનાં દર્શન થાય છે. ભોગ પર્યવસાયી પ્રેમલક્ષણા ભક્તિની આરત અને માર્દવભરી છેલ્લી કૃતિને, આપણાં ભક્તિ-શૃંગાર ગીતો સાથે સરખાવી જોવા જેવું છે.

આ બધી કવિતાનું સમકાલીન ગદ્ય પણ સુખકર છે. તેનો ઉત્તમ નમૂનો એન્ક્રીન રુલ (Ancren Riwle અથવા Anchoresses' rule)માં જોવા મળે છે. એનો લેખક એ ઇતિહાસકારોની શોધનો વિષય છે, છતાં તેની યશકલગી સેલિસબરીના બિશપ રિચાર્ડ પૂઅર-(Richard Poore, 1217–29)ને માથે ચઢાવવામાં આવે છે. લેખકની શૈલી, એના મધુર વ્યક્તિત્વ અને સ-રસ ગદ્ય લઢણનો પરિચય આપી રહે છે.

જ્યારે ચૌદમી શતાબ્દીના પ્રારંભકાળની ધાર્મિક કૃતિઓમાં કૌતુક-ભાવ અને વિસ્મયનું પ્રાધાન્ય વર્તાય છે. ધી લાઇફ ઑફ સેન્ટ બ્રેન્ડાન (The Life of Saint Brendan) કેલ્ટિક દંતકથાની મનોહારિતાથી અને ધી લાઇફ ઑફ સેન્ટ ડન્સ્ટન ઘરેળુ સંસ્પર્શથી સજીવ બન્યાં છે. આ ઉપરાંત, લિંકનશાયર પરગણાના બ્રૂન અથવા બોર્નના રહેવાસી રોબર્ટ મેનિંગનું હેન્ડલિંગ સિન (Handlyng Synne), ઇંગ્લેન્ડના ઉત્તર પરગણામાં લખાયેલું અષ્ટ-શ્રુતિ પંક્તિયુક્ત ચોવીસ હજાર પંક્તિઓનું, ઈ. સ. ૧૩૨૦ની આસપાસ રચાયેલું કર્સર મન્ડી (Cursor Mundi), હેમ્પોલના સાધુ રીચાર્ડ રોલનું મનાતું પ્રિક ઓફ કૉન્શિયન્સ (Pricke of Conscience), ઇત્યાદિ રચનાઓ, એ યુગનાં પરિબળો અને ભાવનાસૃષ્ટિનાં દ્યોતક છે.

**ધર્મ-નિરપેક્ષ કવિતા, ૧૨૦૦ થી ૧૩૫૦:**

આ સમય-માળખામાં રચાયેલા સાહિત્યમાં, સ્થાપિત ધાર્મિક કથા-વસ્તુ સામેનો બળવો દેખાય છે. આ ધર્મ-નિરપેક્ષ સાહિત્યના સર્જનને ફ્રેન્ચ કૃતિઓની પ્રેરણા મળી છે. મૌલિકતા એમાં ઝાઝી નથી, પરંતુ આલેખન-વિષય તરીકે અંગ્રેજી વાતાવરણ અને વિભૂતિઓની પસંદગીમાં સ્વ-દેશ-ભક્તિના ઉદયકાળનો સંકેત જોવા મળે છે.

બારમી શતાબ્દીના અંતકાળમાં લાયામોન (Layamon) નામના પાદરીએ લખેલી બ્રૂટ (Brut) નામની રચનાને માથે ફ્રેંચ લેખક વેસ (Wace)નો ઋણ-ભાર પડેલો છે. તેમ છતાં રચના ઉપર પથરાયેલું કવિનું અંગ્રેજ-વ્યક્તિત્વ કૃતિને 'માત્ર અનુવાદ'માંથી ઉગારી લે છે. ઉછીની આણેલી વિગતો સાથે તે ચોકસાઈથી કામ લે છે. આર્થરની દંતકથા ઉપરાંત, પહેલી વાર અંગ્રેજી સાહિત્યમાં લેર (Leir) અને કિંબેલિન (Kinbelin), ક્લાટન અને આર્વિરેગસની, કથાઓ પ્રવેશે છે. 'મિડલ ઇંગ્લિશ'ની આ પ્રથમ કૃતિમાં આર્થરના વ્યક્તિત્વનો વિકાસ નોંધપાત્ર છે. પ્રાચીન અને તત્કાલીનને સાંધતી એની શૈલી તરલ અને અલંકાર વિહોણી, અને આલેખન પ્રભાવક છે.

મૌલિકતા અને અનુકરણનો આવો જ સમન્વય ૧૨૨૦ના અરસામાં લખાયેલા, નિકોલસ દ ગિલ્ફર્ડના મનાતા ધી ઓઉલ એન્ડ ધી નાઇટિંગેલ (The Owl and the Nightingale)માં જોવા મળે છે. આ રૂપક-કથા દ્વારા એક નવા પ્રકારની કાવ્યરચના રજૂ કરવાનો લેખકનો આશય છે. નાઇટિંગેલ એ સ્વૈરવિહારી, પ્રણયરંગી યૌવનનું પ્રતીક છે, જ્યારે ઘૂવડ વ્યવહાર-દક્ષતાનું પ્રતિનિધાન કરે છે. નિયમિત અષ્ટશ્રુતિયુક્ત યુગ્મોમાં અંત્યાનુપ્રાસ કુશળતાપૂર્વક યોજાએલો છે. વિચાર-પરિવેશમાં ભળેલી નર્મ-મર્મોક્તિઓ, પ્રકૃતિના મૃદુ ભાવોની પ્રશસ્તિ, વસંત, પુષ્પો અને પ્રેમનો ઉલ્લાસ, સંવાદમાં નાટ્યાત્મકતા ઇત્યાદિ સંયોજન કૃતિને નોંધપાત્ર બનાવે છે.

બારમા શતકના સાહિત્યના બળવામાં ધર્મ-કથા સામે ઝૂઝનારાં બે તત્ત્વોને એકીસાથે પ્રેમ-શૌર્ય એવું નામ આપણે આપી શકીએ. આવી પ્રેમ-શૌર્ય અંકિત કથાઓને અંગ્રેજી સાહિત્યે આપેલા રોમાન્સ નામાભિ-

ધાનને એ જ નામથી સ્વીકારીને આપણે ચાલીશું. તેરમા સૈકામાં હેવ્લૉક અને હૉર્ન નામની બે રોમાંસ કથાઓ મળે છે. સ્કૅન્ડિનેવિયન કુલની આ બે કથાઓમાં હેવ્લૉક વિશેષ લોકપ્રિય કથા છે. ડેનિશ રાજકુમાર હેવલોક અને અંગ્રેજ રાજકુમારી ગોલ્ડબર્ગ એનાં મુખ્ય પાત્રો છે. કથાનાયકના દુષ્ટ-બુદ્ધિ વાલી ગોડાર્ડે, રાજકુમાર હેવ્લોકને વારસામાંથી બાતલ કરી, તેનું કાસળ કાઢવાનું કામ ગ્રીમ નામના એક વૃદ્ધ માછીમારને સોંપ્યું હતું. આ માછીમાર કુંવરના મુખ ઉપર વિરાજતું રાજ-તેજ જોઇને અને કંઈક તો અણચિંતવ્યા સંકેતથી તેને ઉગારી લે છે. કુંવર ઇંગ્લેન્ડ જઈ પહોંચે છે અને રાજકુમારી ગોલ્ડબર્ગના કાકાના રસોડામાં કામ કરવા જોડાય છે. ગોડરિચ-કાકા એ પણ પેલા ગોડાર્ડની જ માટીના ઘડેલા છે. રાજકુમારીને માથે એમની પનોતી બેઠેલી છે. રૂપાળો જુવાન હેવલોક, વિકટ સ્થિતિમાં ય, પોતાની શક્તિ અને કુશળતાથી આસપાસના ગ્રામપ્રદેશને પ્રભાવિત કરે છે. કુંવરીને નીચા કુળમાં પરણાવે તો તેનો બધો વારસો પોતાને મળી જાય, એવા હેતુથી ગોડરિચ રાજકુમારી ગોલ્ડબર્ગને, રસોઇયાના સાથીદાર હેવલોક સાથે પરણાવે છે. એમ કરવા માટે તેની પાસે બહાનું ય કેવું છે! કુંવરીને ઉત્તમ પરાક્રમી માણસ સાથે પોતે પરણાવશે એવું વચન ગોડરિચ-કાકાએ પોતાના ભાઈ એથલવોલ્ડને આપ્યું હતું, તેનું આ રીતે તે પાલન કરે છે. અંતે હેવલોક ડેનમાર્ક અને ઈંગ્લેન્ડ, એમ બન્ને રાજ્યો જીતી લઈ પોતાને અને રાજકુમારીને થયેલા અન્યાયનું વેર લે છે.

જ્યારે હૉર્નની કથા એ મુખ્યત્વે પ્રણય કથા છે. આક્રમક ચાંચિયાઓને હાથે પિતાના મૃત્યુ પછી બંદી થયેલા બાળક હૉર્નને ચાંચિયાઓ શઢ-હલેસાં વિનાના વહાણમાં છૂટો મૂકી દે છે. દરિયામાં ઘસડાતાં ઘસડાતાં આ વહાણ વેસ્ટરનીસ પહોંચે છે. અહીં તેને ઉછેરવા–ભણાવવામાં આવે છે. દરમિયાન તેને રાજકુંવરી રાયમન–હિલ્ડનો પ્રેમ સાંપડે છે. રાજાને જ્યારે આ વાતની ખબર પડે છે ત્યારે હૉર્નને, તે પોતાના દરબારમાંથી હાંકી કાઢે છે. વિદાય લેતો હૉર્ન રાજકુમારી પાસેથી પૂરાં સાત વર્ષ રાહ જોવાનું વચન મેળવે છે. આ સાત વર્ષ હૉર્ન સાહસપૂર્ણ પરિભ્રમણમાં વિતાવે છે. સાત વર્ષની મુદત પૂરી થતાંની સાથે રાજા પોતાની દીકરીને બીજા એક રાજા સાથે પરણાવાની વેતરણ કરે છે. રાયમનહિલ્ડનાં થનારાં લગ્નની ખબર સાંભળી હૉર્ન એક ગરીબ યાત્રાળુના વેશમાં બરાબર લગ્નને દિવસે જ આવી પહોંચે છે. રાયમનહિલ્ડ અને હૉર્નની મુલાકાતમાં નાટયાત્મકતા છે. છદ્મવેશી હૉર્ન, રાયમનડહિલ્ડની નિષ્ઠાની કસોટી કરે છે. યુવાન કન્યાના ભાવોત્કંપ અને દૃઢ મનોબળનું લેખકે તાદૃશ્ય વર્ણન કર્યું છે. અંતે સહુ સારાં વાનાં થાય છે. રાજકુમારી અને હૉર્ન લગ્નગ્રંથિથી જોડાય છે.

હેવલોક એ અનિયમિત અષ્ટ-શ્રુતિ-યુગ્મોમાં લખાયેલું છે. જ્યારે હૉર્ન રાસડાના સ્વરૂપનું ગેય કથા-કાવ્ય છે. તેના જેવા જ ફ્રેન્ચ કથા-કાવ્ય કરતાં આ અંગ્રેજી રચના અત્યંત ટૂંકી, ત્વરિત ગતિવાળી, નાટયાત્મક અને સજીવ છે.

આ સિવાય, એડવર્ડ પહેલા (૧૨૭૯–૧૩૦૭)ના સમયમાં લખાયેલાં અંગ્રેજી ઊર્મિગીતોમાં ફ્રેન્ચનું લાલિત્ય પ્રવેશ્યું છે. ઉત્તરનાં ભયાવહ દૃશ્યોને બદલે કવિઓની નજર પ્રકૃતિની વૈભવશ્રી ઉપર મંડાઈ છે. પ્રકૃતિનાં જૂજવાં રૂપો, નિસર્ગની રંગલીલા અને ઉલ્લાસ કવિના અવગાહન અને આલેખનના વિષયો બન્યા છે. વળી એલિસન અને સ્પ્રિન્ગ જેવાં પ્રણય-ગીતોમાં ફ્રેન્ચની સરલતા, વૈચિત્ર્ય અને વિવિધતા જોવા મળે છે. એક ગીતની નીચેની ધ્રુવ-પંક્તિઓ, તો જાણે કાલિદાસના યક્ષના મેઘદૂતે કવિના કાનમાં કહી ન હોય!

Blow blow northern wind,
Send thou me my sweeting;

જો કે પ્રતિભાનો આવિર્ભાવ તેરમી સદી પછીનાં રાજકીય ગીતોમાં વિશેષ છે. અંગ્રેજ પ્રજાની આકાંક્ષાઓ, પ્રકોપ, પ્રેમ અને ધિક્કારને અભિવ્યક્ત કરતાં ગીતો રાષ્ટ્રીય ઘટનાઓમાંથી જન્મ પામ્યાં છે. આમાંથી કેટલાંકની શરૂઆત ધી વૉર ઑફ ધી બૅરોન્સથી થયેલી છે, જ્યારે ધી સૉન્ગ ઑફ ધી હસબન્ડમેન જેવી કૃતિઓમાં પીડિતોની વેદનાનો લલકાર છે.

એડવર્ડ ત્રીજાના વિજયોનો ઉન્માદ લૉરેન્સ માઇનૉટની કાવ્યરચનાઓમાં પ્રકટ થાય છે. આ ગીતો ઍંગ્લો-સૅકસનોના યુદ્ધ સ્તોત્રોની યાદ અપાવે તેવાં છે. એમાં અતિશયોક્તિ પણ છે. રણક્ષેત્રમાં કેવળ એડવર્ડ અને

તેના સાથીઓ, અપ્રતિમ વિભૂતિઓ અને તેમના પ્રતિસ્પર્ધીઓ, ફુલાગૃહ, કાપસો અને ટોપીઓ દિલ એવું આલેખન બાલીશ મગત્વનાં દ્યોતક બની રહે છે. ક્ષીણ-સત્ત્વ આ ગીતોનો ઊર્મિ અભિનિવેશ, વર્ણાનુપ્રાસ, પ્રાસબંધ અને લય ઈત્યાદી લાક્ષણિકતાઓ પણ છે. પરાક્રમના આવા રણકાર જ્યારે લંડનમાં ગાજતા હતા, ગાર્ઈનાટનાં યુદ્ધગીતો લોકજીભે જ્યારે રમતાં હતાં તે વેળા જુવાન ચૅાસર લખવાની શરૂઆત કરતો હતો. (ક્રમશઃ)

*

# નવનીત

## ગાંધીજીને અનુસરીએ

આજે નવા યુગનો ઉદય થઈ રહ્યો છે. નવી આબોહવા પ્રસરવા માંડી છે. નવી જવાબદારીઓ સામે આવવા લાગી છે. ત્યારે આપણા દેશમાં શું એમ થશે કે આપણી નવી પેઢી ગાંધીજીને ભૂલી જશે? જો એવું બનશે તો આભ તૂટી પડશે, દેશ પાયમાલ થશે અને અહીં બરબાદી નોતરાશે. બીજું કશું નહીં થાય.

આપણો આખો દેશ ગાંધીજીની સ્મૃતિ-રૂપે છે. ગાંધીજીની સેવા અને તપશ્ચર્યાના ઋણભારથી આપણા દેશની ધૂળનો એક એક કણ અને આ ધરતીના રંક-વાસીઓનાં જીવન અને ધનનો પ્રત્યેક અંશ દબાએલ છે. વિચારો તો ખરા કે એ પુરુષ કેટલો મહાન અને અપ્રતિમ હતો! ૯૩ વર્ષ પૂર્વે આપણા આ દુઃખી દેશના એક ખૂણામાં કાઠિયાવાડમાં એક બાળક જન્મ્યું હતું. વંશપરંપરાગત તેનું કુટુંબ ગાંધી, તેના પિતાનું નામ કરમચંદ ગાંધી અને તેનું પોતાનું નામ મોહનદાસ કરમચંદ ગાંધી હતું. અત્રે એક વાત નોંધવા જેવી છે કે એ કોઈ અસાધારણ બાળક ન હતું. ભારે શરમાળ, અતિશય એકાન્તપ્રિય અને તદ્દન આત્મરત એ બાળક હતું. ન રમત ગમતમાં ભાગ લે અને ન સહપાઠીઓ કે સમોવડીઆઓનો સંગ કરે. એવું પણ ન હતું કે એ બાળક ભણવામાં કંઈ અસાધારણ કે અદ્વિતીય હતું. તે બહુ પ્રતિભાસંપન્ન પણ નહીં. એનામાં એવી કોઈ વિશિષ્ટતા ન હતી કે જેના લીધે એ બીજાઓ કરતાં આગળ તરી આવે. આમ છતાં એ બાળક બીજાઓ કરતાં સમય જતાં મહાન બન્યું. રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીના પુનિત નામે પ્રખ્યાત થયું. એ મહાન વિભૂતિમાં કેટલાક ઊંચા ગુણો હતા જેણે તેને વિશ્વવંદ્ય બનાવ્યા હતા. તેમના જીવનનું ઉત્કૃષ્ટ લક્ષણ એ હતું કે તેઓ માનવી હોવા છતાં તેમનામાં અસામાન્ય પ્રમાણિકતા હતી. તેને લીધે અને સત્યપ્રિયતાને લીધે જ તેઓ મહાન કાર્ય કરી શક્યા અને મહાન બની શક્યા. અદબથી, સતત સદ્ગુણની શોધથી, ગમે ત્યાંથી બીજાઓની ખૂબીઓ અને ખાસિયતોને શોધી બહાર લાવવાની ટેવથી, કોઈની પણ નબળાઈઓ અને ખરાબીઓ તરફ ધ્યાન ન આપવાથી અને પોતાની ખામીઓ ઉપર કડક નજર રાખવાથી તેઓ પોતાનું વ્યક્તિત્વ સમૃદ્ધ કરી શક્યા. પોતાના જીવનનો જ્ઞાન અને અનુભવનો ભંડાર સમૃદ્ધ કરી શક્યા. આવડું ભગીરથ કાર્ય એક ભારે હિમ્મત-વાળી વ્યક્તિના આખી જિંદગીના પ્રયત્નનું શુભ પરિણામ છે. ગાંધીજીએ પોતાનું જીવન પ્રેમની ભઠ્ઠીમાં તપાવી નિઃસ્વાર્થ સેવા અને શ્રમના હથોડાથી ટીપી તથા ત્યાગ અને સત્યના પયથી પાવન કરી એવું તો ઉજ્જવળ અને પવિત્ર બનાવ્યું હતું કે આજે જગત સામે એક ઉચ્ચ ઉદાહરણ રૂપે તે ઊભું છે. જગતનો પ્રત્યેક સાચો, સારો અને સ્વાશ્રયી માનવી તેમનું અનુકરણ કરી પોતાનું જીવન ઊર્ધ્વગામી બનાવી શકે છે. વહાલા નવ-જુવાન દોસ્તો, તમારું ભાવી જીવન તમારી સમક્ષ ઊભું છે. તેને સુંદર બનાવવાની જવાબદારી તમારી છે. જીવનની કાચી ધાતુ તમારી પાસે છે. ફેંસલો કરો કે શું નિર્માણ કરવા ધારો છો.

ગાંધીજીના જીવન ઘડતરનો મૂળમંત્ર દૃઢ સંકલ્પ છે. માણસે પોતે દૃઢ સંકલ્પ કરવાનો છે. બીજાઓએ કોઇને પણ સંકલ્પની ભીંસમાં લેવાની જરૂર નથી. ગાંધીજી હમેશાં પોતાના આત્મકલ્યાણાર્થે પોતે સંકલ્પ

કરતા અને છેક સુધી તેને દ્રઢપણે વળગી રહેતા. તેઓ પાકા ઇરાદાવાળા હતા. એક વખત પ્રતિજ્ઞા લીધી, એટલે ગમે તે ભોગે પાર પાડચે જ છૂટકો. તેમને કોઈ પણ જાગતિક વસ્તુ ડગાવી શકતી નહીં. તેઓ કદી 'આરંભે શૂરા ને પરિણામે અધૂરા' ન હતા. ગાંધીજીને ખબર હતી કે મહાન કાર્યો કરવા એ કોઈ નાનીસૂની વાત નથી, બાળકની રમત નથી. મહાન સાધના વગર મહાન સિદ્ધિ કદાપિ સંભવી શકતી નથી.

ગાંધીજીના જીવનમાં બીજી વિશેષતા હતી, તેમની સૂઝ. જીવનના ઘડતર અને ચણતરમાં યોગ્ય રીતે વિચારવું, યોગ્ય રીતે સમજવું અને યોગ્ય રીતે નિર્ણય કરવો—આ બધું બહુ જ જરૂરી હોય છે. જીવનમાર્ગના ખાડા-ટેકરા અને ઉતાર-ચઢાણ પાકી સૂઝ વિના કદી જોઈ શકાતાં નથી. જિંદગીના કપરા રસ્તામાં તો ઘણી બધી અગવડો છે. ક્યારેક સ્વાર્થ દગો દે છે, ક્યારેક ગુસ્સો અવળે માર્ગે દોરી જાય છે. ક્યારેક લોભ ટલ્લે ચડાવી દે છે. અને વળી ક્યારેક ઉતાવળ પગ લપસાવે છે. ગાંધીજીએ પોતાના જીવનમાં આ બધી બાધાઓથી સાવચેત રહી સાચી સૂઝ વડે કામ કરવાના અસંખ્ય દાખલા રજૂ કર્યા છે.

અગવડો અને અંતરાયો વચ્ચે મક્કમ વલણ રાખી આદર્શોને સાકાર કરવાની અડગ શ્રદ્ધા ગાંધીજીમાં મૂળમાંથી જ હતી. તેઓ ૧૯૪૭ સુધી બરોબર ટકી રહ્યા. આ કાંઈ સામાન્ય વાત નથી. ઊર્મિઓથી ઊભરાતાં આપણા જીવનમાં ગાંધીજીની આ આસ્થા અને દૃઢતા આપણને માર્ગદર્શક બને છે.

એવું માનશો નહિ કે બાપુનું કાર્ય પૂરું થઈ ગયું છે. એમનું મહાન જીવનકાર્ય તો સદીઓ સુધી ચાલવાનું છે. એમના એકલાથી જ એ પૂરું થાય એમ હતું જ નહીં. અરે, કોઈ એકલા માણસનું તેમ કરવાનું ગજું છે ખરું? ગાંધીજીએ રાષ્ટ્રનિર્માણના કામ માટે દેશને આઝાદ કર્યો ગુલામીનાં બંધનોમાંથી, બેડીઓમાંથી, ખોટા પ્રતિબંધોમાંથી. પણ બંધનો છૂટયા પછી, બેડીઓ તૂટયા પછી કે પ્રતિબંધોના ગયા પછી જો આપણે એટલું જાણતા ન હોઈએ કે કયાં જવું છે, કેમ જવું છે, તો બનશે એવું કે આપણે ગુમરાહ થઈ જઈશું. યાદ રાખજો કે સ્વતંત્રતા એ કોઈ મહાન કાર્ય કે આદર્શને ચરિતાર્થ કરવા માટે હોય છે. ગાંધીજીએ આપણને સારું કામ કરવા, સારા માણસ બનવા, સારો સમાજ રચવા સ્વતંત્રતા અપાવી હતી. એમનો આદર્શ ત્રણ શબ્દો દ્વારા વ્યક્ત થઈ શકે એમ છે: અહિંસા, વિજ્ઞાન અને કર્મ.

ગુલામીની અસરથી વિકૃત થએલા અને પોલા શબ્દોના દંભથી ગૂંચવાએલા આપણા આ મગજે અહિંસાને એક 'ગોરખ-ધંધો' બનાવી મૂકયો છે. અહિંસાની મહત્ત્વપૂર્ણ સમસ્યા મચ્છરોને મારવા કે ન મારવા અથવા ભાઈની હત્યા કરનારને અટકાવવો કે ન અટકાવવો એવા તુચ્છ વિવાદમાં અટવાતી નથી. આવી વાતો તો નાદાનોની સમજમાંથી ઉદ્‌ભવે છે. અહિંસાનો માર્ગ મોહબ્બતનો માર્ગ છે, મિત્રતાનો માર્ગ છે, માનવતાના સમ્માનનો માર્ગ છે, ઇન્સાનને ઇન્સાનના જુલમથી બચાવવાનો માર્ગ છે, પરસ્પરના સહયોગનો માર્ગ છે, સામાજિક અન્યાયને દૂર કરવાનો માર્ગ છે, સેવાનો માર્ગ છે, દિલની સફાઈનો માર્ગ છે, ભાઈનો ભાઇ સાથે મિલાપ કરવાનો માર્ગ છે, દુશ્મનને દોસ્ત બનાવવાનો માર્ગ છે, સત્ય પર વિશ્વાસ કરવાનો માર્ગ છે, શાન્તિનો, સમાધાનનો, સદ્‌ભાવનો માર્ગ છે. આ માર્ગ પર આગળ વધીને આપણે એક નવો દેશ, એક નવો સમાજ બનાવવાનો છે. જ્યાં સુધી આ દેશમાં માનવી પર માનવી અત્યાચાર કરે છે, જ્યાં સુધી આ દેશના રહેવાસી એક-બીજા પર ભરોસો રાખતા નથી, જ્યાં સુધી અહીંના લોકો હિન્દુ, મુસલમાન, શીખ, ખ્રિસ્તી સૌ એક બીજાને ભાઈ નથી સમજતા કે નથી માનતા, જ્યાં સુધી અમીર ગરીબને અને શક્તિશાળી નિર્બળને આગળ આવવા નથી દેતા, જ્યાં સુધી અહીં એક વર્ગ બીજા વર્ગના શ્રમનો ગેરલાભ લઈ શોષણ કરે છે, ત્યાં સુધી આ દેશ ગાંધીજીના વિચારોનો તો દેશ હોઈ શકે જ નહીં. ગાંધીજીનો દેશ બનાવવાની જવાબદારી આપણા સૌની છે.

ગાંધીજીનો બીજો માર્ગ એ વિજ્ઞાનનો માર્ગ છે. ગાંધીજી જેટલા સામાજિક-નૈતિક વિષયોમાં સત્યના આગ્રહી હતા તેટલા જ પોતાની આસપાસ પથરાએલી વિશાળ કુદરતનાં સત્યોના સાક્ષાત્કાર વિષે સપ્રયત્ન હતા. વિજ્ઞાનનો માર્ગ પણ એમને મન સત્યનો માર્ગ

રહ્યો છે. જ્યાંસુધી આપણા દેશમાં કરોડો જનતા માનવીઓને પેટ ભરીને ખાવાનું નથી મળતું, જ્યાંસુધી આપણે ત્યાં કરોડો માણસો માટે માંદગીમાં દવાની વ્યવસ્થા થતી નથી, ત્યાંસુધી ગાંધીજી રાજ્ય ગયાનો સંતોષ મેળવી બેસી રહેવાય નહીં. એ પૂરતું નથી. આપણે તો આ દેશના પહાડો તોડવાના છે, સમુદ્ર ઓળંગવાના છે, ખાણો ખોદવાની છે, નદીઓ નાથવાની છે, રણો લીલાછમ બનાવવાનાં છે, ગરીબી દૂર કરવાની છે, લાચારી દૂર કરવાની છે, બધા રોગો નિર્મૂળ કરવાના છે. આ બધું જ્યારે થશે ત્યારે જ ગાંધીજીના સ્વપ્નનું ભારત સર્જાશે. વિજ્ઞાન દ્વારા જ આ બધું કરવાનું શક્ય બનશે.

ગાંધીજીએ પોતાનાં કાર્યોમાં અહિંસા અને વિજ્ઞાન બન્નેનો ઉપયોગ કર્યો. શિક્ષણના ક્ષેત્રમાં પાયાની કેળવણી દ્વારા તેમણે ઉપર્યુક્ત આદર્શો સાકાર કરવાની અમૂલ્ય યોજના ઘડી આપી. બાળકો કેવળ બૌદ્ધિક અભ્યાસ કરી એકાંગી કે પાંગળાં ન બને. તેઓ જે કામ કરે તે હાથ અને મગજ બન્ને દ્વારા કરે જેથી તેમના જીવનમાં સંવાદિતા આવે અને તેઓ સર્વાંગી વિકાસ સાધી શકે. એક જ કામમાં પરોવાએલાં બાળકોની શાળા તેમની નગરી બની જાય, જ્યાં સૌ હળીમળીને કામ કરે. એકનું કામ નહીં, પણ સૌનું કામ ત્યાં થાય. દુર્ભાગ્યે ગાંધીજીનું આ સ્વપ્ન સિદ્ધ થયું જ નહીં.

ચાલો, આજે આપણે સૌ ગાંધીજીનાં અધૂરાં કામો પૂરા કરવાનો સંકલ્પ કરીએ. આ રીતે આપણે આપણી ફરજ બજાવીએ. આપણે ફરીને નક્કી કરીએ કે ગાંધીજીનાં કામોને આપણે યથાશક્તિ માથે ચડાવીશું, આપણું જીવન તેમાં ખપાવીશું. તેનાં માટે જીવીશું અને જરૂર પડે તેનાં માટે ફના થઈ જઈશું. આપણા એક નાદાન ભાઈએ ગાંધીજીનો જીવ લીધો. આપણે આપણા રક્તના એક એક બિન્દુ દ્વારા, નિઃસ્વાર્થ સેવાના પરસેવાના એક એક ટીપા દ્વારા એમને જીવતા રાખીશું. આપણાં વિચારો અને કામો દ્વારા ગાંધીજીને અમર કરીશું. હવે મિત્રો, આપણે એવું કરીએ કે આપણું જીવન અને દેશનું જીવન, ગાંધીજીનું જ જીવન બની જાય. આ દેશ ગાંધીજીના જીવનની સાકાર મૂર્તિ બને, ગાંધીજી આપણો આખો દેશ બને એવી અભ્યર્થના!!

[ગાંધી સ્મારકનિધિ પુસ્તકાલય, ચંદીગઢ(પંજાબ)-ના ઉદ્‌ઘાટન પ્રસંગે ભારતના ઉપરાષ્ટ્રપ્રમુખ ડૉ. ઝાકિર હુસેને આપેલા હિન્દી ભાષણનો ગુજરાતી ભાવાનુવાદ. 'કસ્તૂરબા-દર્શન' (વર્ષ ૧૫, અંક ૨) ત્રૈમાસિકમાંથી સાભાર.]

*

## વિશ્વવિખ્યાત સખાવતી ઉદ્યોગપતિ લૉર્ડ નફિલ્ડ

બ્રિટનના એક જાણીતા દાનવીર અને મોટર-ઉદ્યોગના અગ્રણી વાઇકાઉન્ટ નફિલ્ડનું તા. ૨૨ ઑગસ્ટે ૮૫ વર્ષની વયે અવસાન નીપજ્યું ત્યારે રાજપુરુષો, વિદ્વાનો, દાક્તરો અને મોટર ઉત્પાદકો તથા તેમના એક વખતના કામદારો સૌએ તેમનાં જીવન અને કાર્યને ભાવભરી અંજલિ આપી હતી.

લંડનમાં વડાપ્રધાન મિ. હરલ્ડ મૅકમિલન જેઓ ઑક્સફર્ડ યુનિવર્સિટીના કુલપતિ છે તેમણે તેમને અંજલિ આપતાં કહ્યું હતું: 'સ. ૧૯૨૬માં લૉર્ડ નફિલ્ડે યુનિવર્સિટીને તેમની પ્રથમ ભેટ આપી હતી. તેમની ઉદાર સખાવતને પરિણામે વિજ્ઞાન અને ચિન્તન એ બન્ને ક્ષેત્રોમાં અનેકવિધ પ્રવૃત્તિઓ હાથ ધરી શકાઇ છે. વિદ્યાપીઠ એ માટે તેમનું ઋણી છે.' કૅન્બેરામાં ઑસ્ટ્રેલિયાના વડાપ્રધાન મિ. રૉબર્ટ મેન્ઝિસે કહ્યું હતું: 'તેઓ એક એવી વ્યક્તિ હતા જેમણે, સફળતા મળતાં પોતાને પોતાની દોલતના લોકોના ભલા માટે ટ્રસ્ટી માન્યા હતા.' મોટર-ઉદ્યોગપતિ લૉર્ડ રૂટ્સે તેમને એક પરદુઃખભંજન ગણાવ્યા હતા અને કહ્યું હતું કે માનવજાતના ભલા માટે તેઓ પોતાથી બનતું બધું કરી છૂટ્યા હતા.

વિલિયમ રિચાર્ડ મૉરિસનો જન્મ સને ૧૮૭૭માં થયો હતો. તેઓ ફ્રેડરિક અને એમિલી એન મૉરિસના સાત પુત્રોમાં જ્યેષ્ઠ પુત્ર હતા. ઑક્સફર્ડ નજીક કાઉલી ખાતેની ગ્રામશાળામાં તેમણે શિક્ષણ લીધું હતું અને ૧૫ વર્ષની વયે સાયકલ દુરસ્ત કરવાની દુકાનમાં જોડાયા હતા. તેઓ પોતાની સાયકલ બનાવવા માગતા હતા અને તેથી પાઉન્ડ ૪ (રૂા. ૫૩)ની મૂડીથી તેમણે દુકાન શરૂ કરી હતી. એ પછી મોટર-સાયકલની ડિઝાઇન બનાવવાનું શરૂ કર્યું હતું અને સને ૧૯૦૦માં પોતાની મોટર-સાયકલ બનાવી

હતી. ભાગીદારીમાં ઉત્પાદન શરૂ કરવાનો પ્રયાસ નિષ્ફળ ગયા પછી તેમણે સને ૧૯૧૨માં મોટર બનાવવાનું કામ હાથ ધર્યું હતું. શરૂઆતમાં છૂટક ભાગો એકઠા કરીને મોટર બનાવવાનું ચાલુ કર્યું હતું અને પહેલે જ વર્ષે ૫૦૦ મોટરો બનાવી હતી. થોડા જ વખતમાં તેમની મૉરિસ મોટર્સ જાણીતી બની ગઈ હતી.

પહેલા વિશ્વયુદ્ધ દરમિયાન યુદ્ધોત્પાદન માટે કારખાનું લેવાયું હતું, પરંતુ સને ૧૯૨૫માં ફરી ઉત્પાદન ચાલુ થતાં એમના કારખાનામાં વર્ષે ૫૦,૦૦૦ મોટર ઉત્પન્ન થતી હતી. સને ૧૯૩૮માં એનો એટલો વિકાસ થયો હતો કે કારખાનાનો વિસ્તાર ૧૨૦ એકર જમીનમાં પથરાયો હતો જ્યારે કામદારોની સંખ્યા ૧૬,૦૦૦ ઉપર પહોંચી હતી. સને ૧૯૫૨માં ઑસ્ટિન્સ સાથે પેઢીનું વિલીનીકરણ થયું ત્યાં સુધી તેઓ પેઢીના અધ્યક્ષપદે હતા અને ઉદ્યોગનું નિયંત્રણ તેમણે પોતાના હસ્તક રાખ્યું હતું.

સને ૧૯૦૪માં તેઓ એલિઝાબેથ મોડ ઍન્સ્ટીને પરણ્યા હતા અને તેમનાં પત્ની સને ૧૯૫૯માં ગુજરી ગયાં હતાં. તેમને કશો પરિવાર ન હતો. સને ૧૯૨૯માં બૅરોનેટ, સને ૧૯૩૪માં બૅરોન અને સને ૧૯૩૮માં વાઈકાઉન્ટના માનદ્ ખિતાબો તેમને એનાયત થયા હતા.

મોટર ઉદ્યોગના એક આદ્યસ્થાપક લૉર્ડ નફિલ્ડ બ્રિટનના મહાન દાનવીરોમાંના એક હતા. તેમણે તેમના જીવન દરમિયાન તબીબી અને કેળવણી ક્ષેત્રોના વિકાસ અને સંશોધન માટે કુલ પાઉન્ડ ૪૦,૦૦૦,૦૦૦ (રૂ. ૫૩.૩૩ કરોડ) જુદાજુદા ટ્રસ્ટોને આપ્યા હતા. સને ૧૯૩૫માં તેમણે તબીબી સંશોધન માટે નફિલ્ડ સંસ્થા ઊભી કરવા પાઉન્ડ ૨,૦૦૦,૦૦૦ (રૂ. ૨.૬૭ કરોડ) આપ્યા હતા. સને ૧૯૩૮માં તેમણે જુદીજુદી ઇસ્પિતાલોને પાઉન્ડ ૭,૫૦૦,૦૦૦ (રૂ. ૧૦ કરોડ) આપ્યા હતા. રાષ્ટ્રસમૂહની ઇસ્પિતાલો અને સંસ્થાઓમાં કૃત્રિમ શ્વાસોશ્વાસનાં સાધન મોકલવા માટે તેમણે પાઉન્ડ ૭,૫૦૦,૦૦૦ (રૂ. ૧૦ કરોડ) આપ્યા હતા. તેમની તબીબી સેવાની કદર તરીકે શસ્ત્રક્રિયા નિષ્ણાતોની કૉલેજ-રૉયલ કૉલેજ ઑફ સર્જન્સે લૉર્ડ નફિલ્ડને સને ૧૯૪૨માં માનદ્ ચંદ્રક અર્પણ કર્યો હતો. સને ૧૯૪૩માં પાઉન્ડ ૧૦,૦૦૦,૦૦૦ (રૂ. ૧૩.૩૩ કરોડ) મોટી સખાવતી સંસ્થા નફિલ્ડ ફાઉન્ડેશનની સ્થાપના માટે આપવામાં આવ્યા હતા.

નફિલ્ડ ફાઉન્ડેશન તરફથી ભારતને પણ સહાય મળી છે. અલ્હાબાદ ખાતેની કેન્દ્રીય શિક્ષણ સંસ્થાને પાઉન્ડ ૪૦,૦૦૦ (રૂ. ૫.૩૩ લાખ) અને વેલોર ખાતેની ક્રિશ્ચયન મેડિકલ કૉલેજ અને ઇસ્પિતાલને પાઉન્ડ ૨૮,૫૦૦ (રૂ. ૩.૮ લાખ) મળ્યા છે.

કરોડપતિ હોવા છતાં લૉર્ડ નફિલ્ડનું જીવન સાદાઈભર્યું હતું. ન હતો કશો દોરદમામ કે મોટાઈ. ગમે તે માણસ તેમને સહેલાઈથી મળી શકતો હતો. તેમના સાલસ સ્વભાવને કારણે તેમની હાથ નીચે કામ કરનારાઓનો તેઓ સદાય પ્રેમ જીતી શક્યા હતા. તેઓ તેમના જીવન દરમિયાન અનેક સખાવતી અને સેવા સંસ્થાઓ સાથે જોડાયા હતા.

તેમને અપાયેલી અનેક અંજલિઓમાં, મૉરિસ મોટર્સના એક વખતના ઉપાધ્યક્ષ અને વ્યવસ્થા નિયામક સર માઈલ્સ ટૉમસે કહ્યું હતું: "તેઓ તેમના જીવન તરફની દૃષ્ટિ માટે સદાય ચિરંજીવ રહેશે. તેમની જીવનદૃષ્ટિ હતી: "પૈસા કમાયા પછી મારી ઇચ્છા છે કે લોકોની યાતનાઓ દૂર કરવામાં તેનો સદ્ઉપયોગ થાય." [બ્રિટિશ સમાચાર માહિતીપત્રના તા. ૩–૧૦–૧૯૬૩ના અંકમાંથી સાભાર]

*

# દેશવિદેશના પ્રવાહો

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

## કેનિયાની આઝાદી

આ વર્ષે તા. ૧૨મી ડિસેંબરે કેનિયા સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે વિધિસર જાહેર થશે. પૂર્વ આફ્રિકામાં આવેલું કેનિયા અત્યારે મોટે ભાગે સ્વાયત્ત અને સ્વતંત્ર જ છે. આ વર્ષના મે માસમાં ત્યાં ચૂંટણીઓ થઈ તેમાં "કનુ" પક્ષની બહુમતી થતાં તેના નેતા મિ. જોમો કેન્યાટા હવે કેનિયાના વડાપ્રધાન તરીકે સર્વ પ્રથમ સ્વાયત્ત હકૂમત ચલાવે છે.

કેનિયામાં બે મુખ્ય પક્ષો છે તેમાં "કનુ"પક્ષ મુખ્યત્વે કિકૂયુ પ્રજાનો બનેલો છે. આફ્રિકન રાષ્ટ્રવાદ અને મજબૂત

# ભ્યાસ

ર અને વિવેચનનું સામયિક



"ન્યાય્ય વહેંચણી કરવાનું નામ દાન છે. યાચના કરવાનું નામ દાન નથી. ભીખ માગવી અથવા પાલવ પાથરવો એનું નામ દાન નથી. અમીરના દરવાજે જઈને અમે એમને એમ નથી કહેતા કે આપ દાન આપો; આપને મુક્તિ મળશે, આપને સ્વર્ગમાં ઊંચી જગ્યા મળશે. અમે તો સમજાવીએ છીએ કે, ભાઈ, એક પગલું આપણે ભરી ચૂક્યા છીએ. જનતાનું રાજ્ય બની ચૂક્યું છે. હવે જેનું રાજ્ય બન્યું છે એ જનતા શું ભૂખી રહી શકશે? જનતાનું રાજ્ય બની જાય, રાજસત્તા અને કાનૂન બન્ને ગરીબના હાથમાં આવી જાય, અને ગરીબ ભૂખે મરે તથા મુઠ્ઠીભર લોકોના હાથમાં સંગ્રહ રહે: શું આ ત્રણે ચીજો સાથે સાથે ચાલી શકે? ગરીબોનું રાજ્ય બને, ગરીબો ભૂખે મરે અને થોડી વ્યક્તિઓના હાથમાં સંગ્રહ રહે એ હવે બનવાનું નથી." વિમલા તાઈ
["સ્નેહ-દીપિકા". યજ્ઞ પ્રકાશન સમિતિ, ભૂમિપુત્ર કાર્યાલય, વડોદરા. પૃષ્ઠ ૯]

૩
૪
બર · ૧૯૬૩
પાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૩ · અંક ૪ નવેંબર ૧૯૬૩


## અનુક્રમ



*

## સંપાદકના બે બોલ

'સામાન્ય મનોવિજ્ઞાન' (વિ. સ. વણીકર) અને 'ભારતીય અર્થકારણની રૂપરેખા' (ન. ઉ. રાજગુરુ) લેખમાળાઓ સ્વતંત્ર રીતે 'અભ્યાસ-પુષ્પ' તરીકે ત્રણેક માસ પછી પ્રસિદ્ધ કરવાની ઉમેદ છે. 'ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા' (જયદેવ મો. શુક્લ) ડિસેંબર ૧૯૬૩માં 'અભ્યાસ-પુષ્પ' તરીકે પ્રસિદ્ધ થશે.

આચાર્યશ્રી સુ. વૈ. દેસાઇના પત્રમાં અનેક ગંભીર અને વિચારણીય મુદ્દાઓ રજૂ થયા છે એ વિષે વિવિધ દૃષ્ટિબિંદુઓ 'અભ્યાસ' આવકારશે.

'અભ્યાસ'ની આર્થિક સંકડામણ હજી ઊભી જ છે—બલ્કે કાંઇક વધી છે—એ હકીકત પણ સહજ, માહિતી ખાતર આપવી જોઇએ.

*

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

* 'અભ્યાસ'ના પહેલા તથા બીજા વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ ઉપલબ્ધ છે. દરેક સેટની કિંમત દસ રૂપિયા.

*


મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

निःश्वासे नहि विश्वासः कदा रुद्धो भविष्यति।
कीर्तनीयमतो बाल्याद्धरेर्नामैव केवलम् ॥

—કૈવલ્યાષ્ટકમ્ શ્લો. ૪॥

**ભાવાર્થ :** શ્વાસનો ભરોસો નથી કે ક્યારે તે અટકી જશે. આથી બાલ્યાવસ્થાથી કેવળ હરિના નામનું જ કીર્તન કરવું જોઈએ.

**નોંધ :** કૈવલ્યાષ્ટકમાં હરિના નામ–સંકીર્તનનું અપૂર્વ માહાત્મ્ય દર્શાવવામાં આવ્યું છે. ભાગવતમાં ભક્તિના નવ પ્રકારો ગણાવ્યા છે તેમાં 'કીર્તન' બીજો પ્રકાર છે. ઈશ્વરના દિવ્ય ગુણો તથા કર્મોનું સંકીર્તન, તેમના મંત્રો કે નામનો જપ, સ્તોત્રોનું પઠન–એ સર્વનો કીર્તનમાં સમાવેશ થાય છે. મનુષ્યના આધ્યાત્મિક વિકાસ માટે ઈશ્વરના નામનું સંકીર્તન અત્યંત ચમત્કારિક અને અમોઘ સાધન છે. માનસિક શાન્તિ માટે તે સરળમાં સરળ ઉપાય છે. ચિત્તના વિક્ષેપો દૂર કરી તેના રાગ દ્વેષ વગેરે અનેક પ્રકારના મળનો નાશ કરનારું તે અચૂક ઔષધ છે. ઈશ્વરના નામરૂપી પારસમણિનો સાચો સ્પર્શ થતાં મનુષ્યનું દિવ્ય રૂપાંતર થઈ જાય છે. હૃદયમાં ઈશ્વર પ્રત્યે વિશુદ્ધ પ્રેમનો ઉદ્રેક તેની પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે દુનિયાના સર્વ પદાર્થોનું હરિ-સ્વરૂપે દર્શન થાય છે; 'हरिरेव जगज्जगदेव हरिः।' 'હરિ એજ જગત અને જગત એજ હરિ' એવો અનુભવ જાગી ઊઠે છે. ઈશ્વરના નામરૂપી સેતુથી મનુષ્ય અત્યંત સહેલાઇથી સંસાર-સમુદ્રનું ઉલ્લંઘન કરી જાય છે. એક પ્રસિદ્ધ શ્લોકમાં નામ–કીર્તનનો મહિમા વર્ણવતાં સંત-કવિ તેની લાક્ષણિક શૈલીમાં કહે છે: "જેણે 'હરિ' એ બે અક્ષરનું નામ માત્ર એક જ વાર લીધું છે તેણે મોક્ષ તરફ પ્રયાણ કરવાની કેડ બાંધી છે. सकृदुच्चरितं येन हरिरित्यक्षरद्वयम्। बद्धः परिकरस्तेन मोक्षाय गमनं प्रति ॥"

હરિના નામરૂપી પારસમણિ વિનામૂલ્યે સર્વને સુલભ હોવા છતાં સાંસારિક વિષયોની આસક્તિ તેનું વિસ્મરણ કરાવી દે છે. કૈવલ્યાષ્ટકમાં દર્શાવ્યા પ્રમાણે:

अहो दुःखं महादुःखं दुःखाद् दुःखतरं यतः।
काचार्थं विस्मृतं रत्नं हरेर्नामैव केवलम् ॥

અહો! દુઃખ છે, મહાન સંકટ છે, સર્વથી ચઢિયાતું દુઃખ છે કે વિષયોરૂપી કાચને માટે હરિના નામરૂપી રત્નનું વિસ્મરણ થયું છે!

મુકુન્દમાલા–સ્તોત્રમાં રાજા કુલશેખર આ હકીકત આ રીતે પ્રગટ કરે છે:

आनन्द गोविन्द मुकुन्द राम
नारायणान्त निरामयेति।
वक्तुं समर्थोऽपि न वक्ति कश्चि–
दहो जनानां व्यसनानि मोक्षे ॥

આનંદ, ગોવિંદ, મુકુંદ, રામ, નારાયણ, અનંત, નિરામય–એવાં ઈશ્વરનાં નામ લેવાની શક્તિ હોવા છતાં કોઇ તે લેતું નથી (ઘણા ઓછા લોકો તે લેવા પ્રેરાય છે). અહો! લોકોને મોક્ષ તરફ જતાં કેવાં પાપો અવરોધ કરે છે!

કૈવલ્યાષ્ટકમાં મનુષ્યને તેની બાલ્યાવસ્થાથી જ હરિનું નામ–કીર્તન કરવા માટે અત્યંત ગંભીરતાપૂર્વક જણાવ્યું છે. નામ–સ્મરણમાં કોઈ પણ પ્રકારનો વિલંબ કરવો યોગ્ય નથી. 'અમુક સમય આવતાં નામ–સ્મરણ કરીશ, તેનો સમય પાક્યો નથી'–એવી વિચારસરણિથી અનર્થ થવાનો સંભવ છે કેમકે શ્વાસનો કોઇ વિશ્વાસ રખાય નહિ; કોણ જાણે ગમે ત્યારે અચાનક તે અટકી જાય. એક કવિ કહે છે તે પ્રમાણે–

उद्घाटितनवद्वारे पञ्जरे सुविहंगम–
स्तिठतीत्येतदाश्चर्यं प्रयाणे विस्मयः कुतः॥

જેનાં (આંખ, કાન, નાક વગેરે ઇન્દ્રિયોરૂપી) નવ દ્વાર ઉઘાડાં છે એવા શરીરરૂપી પાંજરામાં (જીવરૂપી) પક્ષી રહે છે એ ખરેખર આશ્ચર્ય છે; તે તેમાંથી ઊડી જાય એમાં શી નવાઈ!

શ્રદ્ધા અને ભક્તિથી ઈશ્વરનું નામ લેનારનું કદી અકલ્યાણ થતું નથી. નામ–સ્મરણ કદી નિષ્ફળ જતું નથી પરંતુ તેનાથી મનુષ્ય ઇશ્વર પ્રત્યે આકર્ષાતો જાય

છે અને તેનું સાતત્ય રહ્યા કરે તો તે પરમાત્મા પ્રત્યે વધારે ને વધારે અભિમુખ થતો જાય છે અને અંતે ન વર્ણવી શકાય તેવી સાચી શાન્તિ પ્રાપ્ત કરે છે. 'न वासुदेवभक्तानामशुभं विद्यते क्वचित्।'–વાસુદેવનાં ભક્તોનું કદી અશુભ થતું નથી'–એ વાકય મનુષ્યને ઈશ્વર પ્રત્યે વાળવા માટે ભક્તિના મહિમાની પ્રશંસા કરતું માત્ર સ્તુતિ-વાક્ય (અર્થવાદ)નથી પણ તે સાચી પ્રતીતિમાંથી જન્મેલી ઉક્તિ છે. ઈશ્વરનું અંતરથી સ્મરણ કરનાર સાચા સાધકનું કદી અશુભ થતું નથી એ નક્કર હકીકતને જ દર્શાવતું તે વાક્ય છે.

પ્રાણાયામ, પ્રત્યાહાર, વિધિપૂર્વક કરેલાં અનુષ્ઠાનો, યજ્ઞ-યાગ વગેરેથી જે અર્થની સિદ્ધિ થાય છે તે સિદ્ધિ હરિના નામ-સ્મરણથી સહેલાઈ થઈ જાય છે. સંસારના અસહ્ય ઝંઝાવાતોમાં પણ મનની સમતુલા જાળવી રાખી અડગ ઊભા રહેવા માટે નામ-કીર્તન જેવું અત્યંત સરળ અને અવશ્ય સફળ થનારું બીજું કોઈ સાધન નથી. શરૂઆતમાં સંભવે છે કે સાધકને નામ-સ્મરણ માટે પ્રયત્ન કરવો પડે પણ જેમ જેમ તે અચળ શ્રદ્ધાથી પ્રસન્નતાપૂર્વક નામ-સંકીર્તન કરતો જાય છે તેમ તેમ તેને તેમાં વધારેને વધારે રસ પડતો જાય છે અને તે ક્રિયા તેને માટે અત્યંત સ્વાભાવિક બની જાય છે. નામનો સતત જપ કરનાર સાધકને તે ક્રિયા અત્યંત સહજ થઈ જતાં અજપાજપ થયા કરે છે–જપની ક્રિયા આપોઆપ હૃદયમાં નિરંતર ચાલ્યા કરે છે. નામકીર્તનમાં અત્યંત પ્રગતિ થતાં વિષયો પ્રત્યે તીવ્ર વૈરાગ્ય અને ઈશ્વર પ્રત્યે ઉત્કટ અનુરાગ થયા વિના રહેતો નથી. આમ થતાં ઈશ્વરની પ્રસન્નતાનો પદે પદે અનુભવ થાય છે; સાધકના આનંદનો પાર રહેતો નથી. તે ઈશ્વરનો પરમ પ્રેમ પામે છે. આ અનન્ય પ્રેમ નારદના ભક્તિસૂત્રમાં જણાવ્યા પ્રમાણે અમૃત છે. આ અમૃતને પામીને નારદ દર્શાવે છે તે પ્રમાણે–

पुमान् सिद्धो भवति, अमृतो भवति, तृप्तो भवति। यत्प्राप्य न किञ्चिद्वाञ्छति शोचति न द्वेष्टि न रमते नोत्साही भवति। यज्ज्ञात्वा मत्तो भवति स्तब्धो भवति आत्मारामो भवति।

મનુષ્ય કૃતકૃત્ય થાય છે, તેને મૃત્યુનો ભય રહેતો નથી અને તે પૂર્ણકામ થાય છે. ઈશ્વરના અનન્ય પ્રેમરૂપી અમૃતને પામી તે કશાની ઈચ્છા કરતો નથી, શોક કે દ્વેષ કરતો નથી, વિષયોમાં રાચતો નથી અને તેમના પ્રત્યે આકર્ષાતો નથી. ઈશ્વરના પ્રેમનો અનુભવ થતાં તે તેમાં તલ્લીન થઈ જાય છે, શાન્ત અને આત્મારામ બને છે.

ઈશ્વરનું નામ-કીર્તન ચિંતામણિ છે, વાંછાકલ્પતરુ છે. માફકસર આહાર-વિહાર કરનાર, ઈશ્વરમાં શ્રદ્ધા અને અનુરાગવાળા સાધકને નામકીર્તનથી અવર્ણનીય લાભ થાય છે. તેને સાચી આંતરિક શાન્તિ પ્રાપ્ત થાય છે. શ્રદ્ધાથી કરવામાં આવેલા જપથી લાભ થાય છે જ પરંતુ અંતરનું વલણ થયું ન હોય, ચિત્તમાં વિકૃતિ હોય છતાં ય જો નામકીર્તન યંત્રની પેઠે કરવામાં આવે તો તેનાથી પણ લાભ થયા વિના રહેતો નથી આ સંદર્ભમાં નીચેનો શ્લોક ધ્યાનપાત્ર છે:

हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः।
अनिच्छयापि संस्पृष्टो दहत्येव हि पावकः॥

દુષ્ટચિત્તવાળા મનુષ્યો પણ જો હરિનું સ્મરણ કરે તો તેમનાં પાપોને તે બાળી મૂકે છે. અનિચ્છાથી પણ અગ્નિનો સ્પર્શ થાય તો તે બાળ્યા વિના રહેતો નથી.

આધ્યાત્મિક ઉત્કર્ષનાં અનેક સાધનોમાં હરિકીર્તનને આ યુગમાં સવિશેષ મહત્ત્વ આપવામાં આવ્યું છે. ઈષ્ટ-સિદ્ધિ અને અનિષ્ટ-નિવારણનું તે ઉત્તમ સાધન છે. ભાગવતમાં દર્શાવ્યા પ્રમાણે–

यत्फलं नास्ति तपसा न योगेन समाधिना।
तत्फलं लभते सम्यक् कलौ केशवकीर्तनात्॥

જે ફળ તપશ્ચર્યાથી, યોગથી કે સમાધિથી પ્રાપ્ત થતું નથી તે ફળ કલિ-યુગમાં વિષ્ણુના કીર્તનથી ઉત્તમ પ્રકારે પ્રાપ્ત થાય છે.

ઈશ્વરના ગુણોનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ, નામ-સંકીર્તન સ્મરણ વગેરેથી અવશ્ય પાપવિમોચન થાય છે. ચિત્ત-શુદ્ધિ માટે તે સફળ રાજમાર્ગ છે. આ વિષયને ઉદ્દેશીને ભાગવતમાં નીચે પ્રમાણે કરેલી હરિ-સ્તુતિ આકર્ષક છે:

यत्कीर्तनं यत्स्मरणं यदीक्षणं
यद्वन्दनं यच्छ्रवणं यदर्हणम्।

लोकस्य सद्यो विधुनोति कल्मषं
तस्मै सुभद्रश्रवसे नमो नमः ॥

જેનું કીર્તન, સ્મરણ, દર્શન, વન્દન, શ્રવણ અને પૂજન સર્વ લોકોનાં પાપોનો તત્કાળ વિનાશ કરે છે તે પુણ્ય-શ્લોક વાસુદેવને હું વારંવાર નમસ્કાર કરું છું.

ઈશ્વરના નામનું સતત સંકીર્તન કરવાથી તેના સ્મરણનો અખંડિત પ્રવાહ મનમાં આપોઆપ ચાલ્યા કરે છે અને સાધકને માટે ઈશ્વર જ પરમ પ્રેમનો વિષય બની જાય છે. ઈશ્વરના અનન્ય પ્રેમનો અવિરત અનુભવ થવાથી મૃત્યુ સમયે પણ તેનું અનુસંધાન રહ્યા કરે છે અને તેમ થતાં–

यं यं वापि स्मरन् भावं त्यजत्यन्ते कलेवरम्।
तं तमेवेति कौन्तेय सदा तद्भावभावितः॥
गीता. ८–६॥

જે જે ભાવનું સ્મરણ કરતો મનુષ્ય શરીરનો ત્યાગ કરે છે તે તે ભાવથી ભાવિત થવાથી–રંગાઈ જવાથી તે તે જ ભાવને પામે છે–એ ગીતામાં દર્શાવેલાં મરણોત્તર ગતિના સિદ્ધાંત પ્રમાણે તે દેહ પડ્યા પછી પરમાત્માને જ પામે છે.

[લેખક અને સંપાદક એ. જી. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# રોજનીશીમાંથી

ગણેશ વાસુદેવ માવળંકર

**તા. ૨૦ ઑક્ટોબર ૧૯૪૭, સોમવાર**

સવારે નિત્યવિધિ. પછી રોજનીશી લેખન. શ્રી મણીભાઈ ઝવેરી સહકુટુંબ આવ્યા હતા. એ જ પ્રમાણે શ્રી રમણીકલાલ શેરદલાલ અને જગાભાઈ આવ્યા હતા. એમની સાથે શ્રી હાથીભાઈને (કપાસના વેપારી) ત્યાં ગયો. ઉદ્દેશ ગુજરાત વિશ્વવિદ્યાલય માટે ફંડ ભેગું કરવાનો. ઘણી બધી વાતો થઈ. ૧૨ વાગ્યાના અરસામાં મુકામ પર (દાદર) પાછો ફર્યો.

મુકામ પર શ્રી એડિટર (પહેલાં અમદાવાદમાં જિલ્લા ન્યાયાધીશને ત્યાં લઘુલેખક રહેલા) મળ્યા.

ભોજનોત્તર આરામ. પછી પરચૂરણ લેખન (રોજનીશીનું). ચાહ-શૌચ આટોપીને પાંચના અરસામાં નીકળ્યો. પ્રથમ. ડૉ. તળવલકરને ત્યાં ગયો. ત્યાંથી શ્રી રમણીકલાલ શેરદલાલને ઘેર જઈને એમની સાથે મોકલવાનો સામાન તથા કાગળ આપ્યા. પછી આડવલે-શહાડે દુકાનમાં કેટલોક માલ પસંદ કરવાનો હતો તે માટે ગયો. ત્યાંથી શાસ્ત્રી હૉલમાં ચાંદોરકર મંડળીને મળવા ગયો. ચિ. અપ્પાની પત્ની પુત્રવતી થઈ એને 'વાળંતવિડા' કર્યો અને પછી શ્રી મણીભાઈને ત્યાં જમવા ગયો. ત્યાં શ્રી બાપુસાહેબ સરદેસાઈ સહકુટુંબ મળ્યા.

શ્રી મણીભાઈએ વિમાનની તજવીજ કરી. અમદાવાદથી આજકાલ દિલ્હીનું વિમાન ઊડવા લાગ્યું છે. તા. ૨૨મીના વિમાનમાં જગ્યા મેળવવા માટે એમણે કંપનીને જણાવ્યું છે. આવતી કાલે જવાબ મળશે.

વડોદરાના શ્રી. ગુપ્તે માસ્તર તરફથી એક આભારદર્શક કાગળ આવ્યો છે. માસ્તર સાહેબે મને "શ્રીમંત દાદાસાહેબના ચરણે, સપ્રેમ સાષ્ટાંગ નમસ્કાર, વિજ્ઞાપના વિશેષ" એવી રીતે સંબોધવો અને છેવટે "આપનો નમ્ર" લખવું એથી મને ખૂબ જ સંકોચ થયો. એમને વિષે મને પિતૃતુલ્ય આદર. એમણે મને "આશીર્વાદ" જ લખવા રહ્યા. ઠીક.

રાત્રે કમર પર ટરપેન્ટાઈન લગાડ્યું અને શેક કર્યો.

**તા. ૨૧ ઑક્ટોબર ૧૯૪૭, મંગળવાર**

સવારે નિત્યવિધિ. શ્રી. બાપુસાહેબ તળવલકર મળ્યા. ચિ. નાનાના ટૉન્સિલ વિષે એમને કહ્યું. ચિ. બાળ અંગે પણ વાત થઈ. શ્રી. મણીલાલ તેલીનાં પુત્રી સૌ. લક્ષ્મીબેન પણ આવ્યાં હતાં. શ્રી. પંડિત એમના શેઅર્સ પર વધુ રકમ ઉછીની માગવા સારુ આવ્યા હતા. ...

રોજનીશી અને પત્રલેખન. ચિ. બાળ ૧૧–૩૦ના અરસામાં પૂનાથી આવ્યો. ......

ભોજનોત્તર પરચૂરણ વાચન, વિશ્રાંતિ. શ્રી. મામા ક્ષીરસાગર (દરિયાપુરના) કોલ્હાપુરથી પાછા ફરતાં મળ્યા. મારી રોજનીશીના પ્રકાશન વિષે વાત થઇ. પત્રો લખ્યા. ચાહ-શૌચ આટોપીને લૅમિંગ્ટન રોડ પરના ચિ. દાદા તળવલકરને ત્યાંના ડાયાથર્મીનો શેક કમર પર કરાવી આવ્યો.

૮ વાગે દાદર સ્ટેશન પરથી સેંટ્રલ સ્ટેશને આવ્યો. ત્યાં સર હરસિદ્ધભાઈ દિવેટિયા, શ્રી. અપ્પાસાહેબ ગુર્જર, મણીભાઇ ઝવેરી, મયાભાઈ તેલી અને ચિ. બાપુ મળ્યા. ગુજરાત મેલથી અમદાવાદ આવવાને સૌ.વતી અને હું નીકળ્યાં.

## તા. ૨૨ ઑક્ટોબર ૧૯૪૭, બુધવાર

સવારે અમદાવાદ પહોંચ્યાં. બંગલા પર જઇને ૧૨ વાગ્યા સુધીનો સમય તાત્કાલિક જરૂરી પત્રો અને કામો આટોપવામાં ગયો. બપોરે વિમાનથી દિલ્હી જવાનું. બનતાં સુધી તા. ૨૬મી સુધીમાં પાછો આવીશ જ. પણ ન જ ફાવ્યું તો તા. ૨૭ કઠલાલ અને ૨૮ અમદાવાદના કાર્યક્રમો વિષે મિત્રોને ખબર આપી. શ્રી મજુમદાર મળ્યા. ગુજરાત વિશ્વવિદ્યાલય અને એજ્યુકેશન સોસાયટી વિષે વાત થઇ. ગુજ. વિ. વિ. કમિટીના કામ અંગે કેટલાક મુસદ્દાઓ શ્રી પુષ્કર ચંદરવાકરને લખાવ્યા. થોડો વખત વાડીલાલ સારાભાઇ હૉસ્પિટલમાં જઇ આવ્યો. વીજળીનો શેક કરાવ્યો, અને ડૉ. મોહિલેને મળી આવ્યો.

ભોજન બાદ સામાનની તૈયારી. શ્રી. મણિલાલ તેલી મળ્યા. કામો અંગેની સૂચનાઓ સૌ.વતીને અને ચિ. અણ્ણાને આપી. આશરે ૧–૩૦ વાગે નીકળીને ચિ. નાનાને નિશાળમાંથી લઇને વિમાનઘર પર આવ્યો. ૨–૩૫ વાગે નીકળ્યો તે બરાબર ૬ વાગે દિલ્હી. રસ્તામાં વિમાન જયપુર મુકામે થોભે છે ત્યાં ચાહ અને કેક લીધાં. "The Nuremberg Trial" પુસ્તક પ્રવાસમાં વાંચ્યું. સારું લાગ્યું. નવી માહિતી મળી એટલું જ નહીં પણ મારા કેટલાક દૂષિત પૂર્વગ્રહો દૂર થયા.

દિલ્હીમાં મુકામ સરદાર વલ્લભભાઇને ઘેર. ત્યાં પહોંચ્યા બાદ શ્રી. કૌલ મળ્યા. એમણે અહીંની પરિસ્થિતિ જણાવી. જૂની જ વાત. જૂનો જ કોલસો. બંધારણસભાની (Consembly) ધારાકીય શાખા (Legislature) સંપૂર્ણપણે અધ્યક્ષના (President) હાથ નીચે હોવી જોઈએ એવો સર બી. એન. રાવનો પ્રયાસ. એ યોગ્ય છે. પણ મુખ્ય મુશ્કેલી એટલે અધ્યક્ષ (President) જો પ્રધાનમંડળમાં હોય તો ધારાસભાનો Speaker એ સંપૂર્ણ સ્વતંત્ર જ જોઈએ. રાજેન્દ્રબાબુને પ્રધાનપદ છોડવું નથી, એટલે Speaker એ Presidentના હાથ નીચે રાખવો એનો અર્થ સીધે સીધો ધારાસભાને જવાબદાર એવા પ્રધાનમંડળને ધારાસભાના માથા પર બેસાડવું એમ છે એ સૂર્યપ્રકાશ જેટલી સ્પષ્ટ ચીજ હોવા છતાં પણ એ દિશામાં પ્રયત્નો થાય છે! શા સારુ? તો...! ડૉ. રાજેન્દ્રબાબુની તબિયત સારી નથી, અનાજ ખાતાનું અત્યંત મહત્ત્વનું કામ જ્યાં એક માણસનો બધો સમય અને શક્તિ આપવાં જોઈએ એવી પરિસ્થિતિ; પણ એમનો અધ્યક્ષપદના માનનો મોહ છૂટતો નથી! અને પ્રધાનમંડળમાંના આગેવાનોને પણ સાફ સાફ સ્પષ્ટ વાત એમને કરવાની હિંમત નથી!! અમે રાજ્ય કરવાના કામે લાગ્યા છીએ કે પરસ્પરને રાજી રાખવાના કામમાં પડ્યા છીએ? આ બનાવોમાં જનતા ક્યાં છે? એનાં સુખ-દુઃખોની શી સ્થિતિ? પંડિત નેહરુ પરદેશોમાં એલચીખાતાંઓ સ્થાપન કરી રહ્યા છે. એ ઉપયોગી છે ખરાં, પણ દેશમાં પ્રાણ હશે ત્યારે. વળી, એ એલચીખાતાંઓમાં અત્યંત અદૂરદર્શીપણાની નિમણૂકો તેઓ કરે છે. પોતાના સગાંઓ અને મિત્રો એમના સિવાય બીજા કોઈ લાયક એમને મળતા જ નથી! એમને (નેહરુ) વિષે મને એવું નથી લાગતું કે તેઓ આ વસ્તુઓ ઇરાદાપૂર્વક કરે છે. દૃષ્ટિ જ નહીં. ભોળપણ. પરંતુ સહુને આ વાત સાચી કેવી રીતે લાગે? તેઓ તો આને nepotism જ કહેવાના. છેલ્લો હું મુંબાઈમાં હતો ત્યારે એમના સગા બનેવી રાજા હઠીસિંગે પણ આને nepotism જ કહ્યું. આ દેશનું ભાવિ શું છે કોને ખબર?

રાત્રે શ્રીયુત વી. પી. મેનન, દુર્ગાદાસ વગેરે લોકો મળ્યા. શેઠ કસ્તુરભાઈને ફોન કર્યો. લેબર કમિટી અંગે તેઓ અહીં આવ્યા છે. વહેલો જ સૂઈ ગયો. થોડો વખત શ્રી. કૌલે આપેલા કાગળો વાંચ્યા.

## તા. ૨૩ ઑક્ટોબર ૧૯૪૭ ગુરુવાર

સવારે નિત્યવિધિ. પછી આઠથી નવ પંડિત જવાહરલાલ સાથે મુલાકાત. મારું દૃષ્ટિબિંદુ મેં કહ્યું. અને બધું મને જે લાગે છે તે સ્પષ્ટ જ કહ્યું. અન્નપ્રધાનનું પદ અને બંધારણસભાનું અધ્યક્ષપદ બન્ને એક જ વ્યક્તિ પાસે હોય તે ઇષ્ટ નથી. એમાં બન્ને બાજુએ દુર્લક્ષ થાય છે. માણસ ગમે તેટલો હોશિયાર હોય તો પણ એના હાથે બન્ને કામો થશે નહીં. વળી, લોકોની દૃષ્ટિથી પણ આ સારું નથી. લોકોને અનાજ નથી મળતું ત્યાં બધી શક્તિઓ અન્નપુરવઠા પર કેન્દ્રિત કરવાને બદલે પ્રધાન બન્ને બાજુએ ધ્યાન આપે છે અને અન્નપુરવઠા તરફ તેને લીધે દુર્લક્ષ થાય છે એવી લોકોની માન્યતા દૂર કરવા ખાતર પણ રાજેન્દ્રબાબુએ અન્નખાતું છોડી દેવું અગર અધ્યક્ષપદ છોડવું એ મારો મુદ્દો. જો એમણે અન્નખાતું છોડી દીધું તો અધ્યક્ષપદનો સવાલ જ રહેતો નથી. મારા મત મુજબ બંધારણ સભા અને ધારાસભા બન્નેનો અધ્યક્ષ એક જ હોવો જોઈએ. એટલે Constituent Assemblyના બન્ને પ્રકારનાં કામો માટે સ્ટાફ એક જ હોવો જોઈએ કે અલગ, એની પર અંકુશ કોનો હોવો જોઈએ વગેરે પ્રશ્નો જ રહેતા નથી. અને રાજેન્દ્રબાબુ જો અન્નખાતું છોડે તો પછી મને Speaker તરીકે ચૂંટવાનો સવાલ જ રહેતો નથી. મને Speaker ચૂંટવાની વાત ચાલી તેથી મને ચૂંટવો જ જોઇએ એવું લગાડવાનું કારણ નથી એમ મેં સ્પષ્ટ કહ્યું.

પરંતુ જો અન્નખાતું રાજેન્દ્રબાબુ છોડવાના ન હોય તો પછી ધારાસભાનું અધ્યક્ષપદ એમની પાસે જવું ન જોઈએ એ ઉઘાડી વાત છે. એના પર પંડિતજી બોલ્યા કે રાજેન્દ્રબાબુએ અન્નખાતું છોડ્યું તો પણ ખેતીવાડીખાતું એમની પાસે છે અને તે પણ છોડી દીધું તો ધારાસભાના અધ્યક્ષ તરીકે કરવાનું કામ તેમનાથી સહી શકાશે નહીં. સ્વભાવતઃ એમનાથી એ કામ થાય તેમ નથી. એટલે એમણે બંધારણસભાના અધ્યક્ષ જ રહેવું, અને તે કામ ૪–૬ મહિનાઓમાં પૂરું થયું કે પછી એકમુખી એવું જ બધું થશે.

એના ઉપરથી Speakerના અધિકારો શા હોવા જોઈએ, Staff પર અંકુશ કોનો હોવો ઘટે, વગેરે સવાલો નીકળ્યા. Speaker, એટલે ધારાસભા, સરકારથી અલગ અને સ્વતંત્ર હોવાં જોઈએ એ તત્ત્વ જો સ્વીકાર્યું તો પ્રધાનમંડળમાં ચાલુ રહેલા એવા અધ્યક્ષના હાથ નીચે રહેવાને હું તૈયાર નથી. સમગ્ર Staff મારા જ હાથ નીચે રહેવો જોઈએ અને મને સંપૂર્ણ સ્વતંત્ર સત્તા હોવી જોઇએ. આ સવાલ મારી વ્યક્તિગત સત્તાનો નથી; એ જ રીતે કોઇના હાથ નીચે કામ કરવા સારુ હું તૈયાર નથી એવો પણ સવાલ નથી. જરૂર હશે તો પંડિતજીના ચપરાસી તરીકે પણ હું કામ કરીશ. પણ ધારાસભાનું સ્વાતંત્ર્ય એ મહત્ત્વનો સવાલ છે, અને પ્રધાનમંડળમાંની એક વ્યક્તિ અધ્યક્ષ તરીકે જો સત્તા ચલાવવાની હશે તો એનો સીધો અર્થ એ છે કે પ્રધાનમંડળનું પરોક્ષ રીતે ધારાસભા પર વર્ચસ્વ રહેવાનું છે. આ સ્થિતિ મને સંમત નથી. માટે આવી સ્થિતિ હશે તો હું અધ્યક્ષ (Speaker) થવા ઇચ્છતો નથી.

Staffની બાબતમાં પણ મારા વિચારો મેં એમને જણાવ્યા.

મારા બધા વિચારો પોતાને સો ટકા ગળે ઊતરે છે એમ પંડિતજીએ કહ્યું અને એમણે સૂચવ્યું કે આ બધું નક્કી કરીને એ પ્રમાણે બંધારણસભાનો ઠરાવ સૂચવવા સારુ એક કમિટી નીમવી. કમિટીની જરૂર નથી. મુદ્દો એટલો સ્પષ્ટ છે કે એની ખાતરી માટે કમિટી ન જોઈએ. કમિટીમાં જુદાજુદા હેતુઓથી મુદ્દાઓની ખેંચતાણ ચાલે છે એમ મેં કહ્યું. પણ કમિટી હોવી જોઈએ એવો એમનો આગ્રહ. સરદાર વલ્લભભાઇની સલાહ એમણે લેવી એવું મેં સૂચવ્યું.

કમિટી જો નીમવાની જ હોય તો તે પાંચ માણસો કરતાં વધારે લોકોની ન હોવી જોઈએ અને હું એમાં ન હોવો જોઈએ એવું મેં સૂચવ્યું. પરંતુ મારે એમાં રહેવું જ જોઈએ એવું એમણે કહ્યું. લોકોની ટીકાથી ગભરાઈને સ્પષ્ટ લાગે તે કહેવામાં આપણે શા માટે અચકાવું? એવો એમનો મુદ્દો. હું કમિટીમાં હોઉં તો જ તેઓ રહેશે એવો એમનો પ્રેમપૂર્વક આગ્રહ. હું વશ થયો.

અધ્યક્ષપદ (Speakership)ની જવાબદારી મારે જ લેવી જોઈએ એવી સહુની જ ઇચ્છા હોવાનું

કહીને તેઓ આગળ બોલ્યા કે, 'માટે તો તમને સંયુક્ત પ્રાંતોના ગવર્નર કરવાની સૂચના અને વિચાર બાજુ પર રાખીને અધ્યક્ષપદ માટે નિયુક્ત કર્યા છે.'

ત્યાંથી ગાંધીજી પાસે ગયો. આશરે ૧૫–૨૦ મિનિટ બેઠો. એમના બોલવા પરથી ડૉ. રાજેન્દ્રબાબુ અન્નખાતું છોડવાને તૈયાર છે પણ જવાહરલાલને હજી એ વાત ગળે ઊતરતી નથી એમ જાણ્યું! આમાં કાંઈક ગેરસમજ છે એમ મેં કહ્યું. કસ્તૂરબા ફંડ, સામાન્ય પરિસ્થિતિ, controls વગેરે વિશે વાતો થઈ. પછી મુકામ પર આવ્યો. શ્રી કૌલ મળ્યા. Speaker અને President એની ભાંજગડમાં તેઓ ખૂબ જ ગભરાએલા જણાય છે. રાજેન્દ્રબાબુની ઑફિસમાં...... લોકોની ખટપટ, અને રાજેન્દ્રબાબુ કાચા (weak) તેથી આવા બનાવો થાય છે. ઠીક.

ભોજન સમયે શ્રી. કસ્તુરભાઈ હતા. અહીંતહીંની વાતો જમતાં પહેલાં, જમતી વખતે અને પછી પણ થઇ. પંડિતજી જોડે મારી જે વાત થઇ તે વલ્લભભાઇને કહી. કમિટીની જરૂર નથી એવો એમનો પણ અભિપ્રાય છે.

પછી ૪ સુધી આરામ. શ્રી. નાનાસાહેબ ધારપુરે અને ઈચલકરંજીના પૂર્વેના કારભારી શ્રી. કુળકર્ણી મળ્યા. એમને ત્યાંની ખટપટોની હકીકત કહી. શ્રી. વી. પી. મેનનને મળીને તેઓ સરકારમાં અરજી મોકલશે અને ત્યાર પછી હું જે કાંઈ હશે તે જોઈશ એમ મેં કહ્યું.

ચાહ-શૌચ આટોપીને શ્રી. શંકરરાવ દેવને ત્યાં ગયો (૩, ઇલેક્ટ્રિક લેન). આશરે ૭–૩૦ વાગે પાછો ફર્યો. આમતેમ વાતો. વિષય – આજની પરિસ્થિતિ, દક્ષિણનાં સંસ્થાનોનું સંઘરાજ્ય, બ્રિટિશ રાજનીતિ, વગેરે.

૮–૨૦ના અરસામાં વલ્લભભાઈ પ્રધાનમંડળની બેઠકમાંથી પાછા આવ્યા. સવારે મેં પંડિતજી સાથે કરેલી ચર્ચાનો વિષય પંડિતજીએ અવિધિસરપણે (informally) પ્રધાનમંડળ સમક્ષ રજૂ કર્યો. પણ 'બંધારણસભાએ તમામ સત્તા મને આપી છે. ચર્ચા અગર કમિટી શા સારુ?' એવું ડૉ. રાજેન્દ્રપ્રસાદનું કહેવું, અને ગોપાલસ્વામી આય્યંગરે એને ટેકો આપ્યો! વલ્લભભાઈ ચિડાએલા જણાયા. 'આવતી કાલે હવે તમારે કોઈને મળવાની જરૂર નથી. તમે જઈ શકો છો. પણ તા. ૧૭ નવેંબરની બે દિવસ અગાઉ આવજો,' એવું વલ્લભભાઈ બોલ્યા. માટે ભોજનોત્તર હું મહાત્મા ગાંધી, કાકાસાહેબ ગાડગીળ અને પંડિતજીને ત્યાં જઈ આવ્યો. મહાત્માજીની મુલાકાત થઇ. ઉરુળીકાંચનની હકીકત એમને કહી અને ટ્રસ્ટીમંડળ એકમુખી ન હોવાને કારણે કામ સીધું કેવી રીતે ચાલશે, ઘર્ષણ થશે એવી શંકા વ્યકત કરી. પણ આપણે શ્રદ્ધાપૂર્વક અને શુદ્ધ હેતુથી કામ થાય તેટલું કરવું, થયું તો થયું, નહીં તો છોડી દીધું, એવો પોતાનો મિજાજ હોવાનું ગાંધીજીએ કહ્યું.

મુકામ પર આવીને આવતી કાલના વિમાનમાં જગ્યા મેળવવાની કોશિશ કરાવી. પણ પત્તો ન લાગ્યો. વિમાનઘર પર જઇને કોઈ જનારામાંથી ન આવ્યું તો જોઇશું એમ નક્કી કર્યું. થોડો વખત વાચન અને પછી સામાન બાંધ્યો. વિશ્રાંતિ.

### તા. ૨૪ ઑક્ટોબર ૧૯૪૭, શુક્રવાર

આજે દશેરા. એટલે શક્ય હોય તો અમદાવાદ જવું એવી ઘણી ઇચ્છા. માટે પરોઢિયે ઊઠીને તૈયાર થઇને વિમાનઘર પર આવ્યો. જગ્યા મળી તો ઠીક જ, નહીં તો પછી દશેરા નવી દિલ્હીમાં ઉજવીશું એવો વિચાર. પણ છેવટે જગ્યા મળી, અને ૭ વાગે નીકળ્યો. રસ્તામાં જયપુરમાં ચાહ–ટોસ્ટ થયાં. ૧૦–૪૦ વાગે અમદાવાદ આવી પહોંચ્યો.

વિમાનમાં ...... હતા. એમની જોડે Telephoneનું કારખાનું કાઢવાની યોજના વિષે ચર્ચા થઈ. આ કારખાનામાંના માલ માટે કેવળ સરકાર જ ઘરાક હોવાથી એમને બીક લાગે છે. એ બીક ઘણે બધે અંશે સાધાર હોવા છતાં પણ એ ઠીક ઠીક ભ્રામક (panicky) છે એમ મને લાગે છે. દેશમાં આ ઉદ્યોગ સ્થાપવો જોઇએ જ તો થોડું જોખમ સ્વીકારવું જ રહ્યું એવા મતનો હું છું. એમને ...... બાબતમાં હમણાં જ જે અનુભવ થયો (મુંબઈ સરકારનો ......)એ બહુ ખરાબ છે, અને તેના પરથી તેઓ ભયભીત છે એ સાચું પણ આમ કરીને કેમ ચાલશે? આપણાં પગલાં આગળ કેવી રીતે પડશે?

Nuremberg Trial પુસ્તક આગળ વાંચ્યું. વાચન સારું થયું.

ઘેર દશેરાને દિવસે અણધાર્યો આવ્યાથી ઘરનાંઓને સ્વાભાવિક આનંદ થયો. ટપાલ વગેરે જોઈ. જુદા જુદા લોકોને મારા આવ્યાના ફોન કર્યા.

ભોજનોત્તર આરામ. પરચૂરણ વાચન. કેટલાક પત્રો. મિત્રોની મુલાકાતો.

૬ થી ૭–૩૦ સુધી પૂજ્ય માતુશ્રી બાઈ, સૌ.વતી, ચિ. નાના અને હું શેઠ અંબાલાલ સારાભાઈને ઘેર ચિ. ભારતીનાં લગ્ન માટે ગયાં. આંતરરાષ્ટ્રીય એવાં આ લગ્ન હતાં. Dennis Stoll (પ્રખ્યાત અંગ્રેજ લેખક) વર અને ભારતી વધૂ. એક અંગ્રેજ માણસે આપણામાંની એક બુદ્ધિવાન, સુંદર અને બહુશ્રુત સ્ત્રીને પોતાની કરવી એ કલ્પના જ મને દુઃખદાયક લાગી. પરંતુ કેટલાંક વર્ષો પૂર્વે જ્યારે મિ. અરુંડેલ અને એમનાં પત્ની રુક્મિણીદેવીને જોઈને જે ઉદ્વેગ અને ચીડ થયાં હતાં એવું માત્ર થયું નહીં એ સાચું. કદાચ એને ૭ વર્ષ થઈ ગયાં અને વિચારો આગળ વધ્યા એ પણ કારણ હશે. ગમે તેટલું કહીએ તો પણ જ્ઞાતિભાવના તીવ્રપણે છે એમાં શંકા નથી. વંશ (Race) ભાવના જેટલી જ એ ઊંડી છે. ઠીક. લગ્નવિધિ માટે વાઈના તર્કતીર્થ લક્ષ્મણશાસ્ત્રી જોશી ખાસ આવ્યા હતા. લગ્ન વૈદિક વિધિથી થયાં. પુણ્યાહવાચન, લાજા હોમ અને સપ્તપદી. બધો ઠાઠમાઠ પૂરેપૂરો ભારતીય પદ્ધતિનો હતો એ વિશેષતા. વરનો ધર્મ ખ્રિસ્તી, વધૂ હિંદુ અને લગ્નવિધિ વૈદિક.

ઘેર આવીને દશેરા નિમિત્તે "ઓવાળણી," વગેરે. પછી ચિ. અણ્ણા મુંબઈ જાય છે માટે એને વિદાય આપવા સારુ સ્ટેશન પર ગયો, અને ત્યાંથી સૌ.વતી, ચિ. નાના અને હું બારોબાર શેઠ અંબાલાલ સારાભાઈને ત્યાં ગયાં. ત્યાં મિત્રોને મળીને પછી બંગલે પાછાં આવ્યાં.

પૂજ્ય માતુશ્રી બાઈ અને ચિ. સૌ. તાઈ પ્રેમાભાઈ હૉલમાં શ્રી. દામુઅણ્ણા માલવણકરના નાટ્યપ્રયોગો જોવા ગયાં હતાં

### તા. ૨૫ ઑક્ટોબર ૧૯૪૭, શનિવાર

સવારે નિત્યવિધિ: વૃત્તપત્રવાચન, પછી.... કાગળો, વગેરે. કસ્તૂરબા ફંડની બાબતમાં. ચિ. નાનાની બાબતમાં ડૉ. બાપુસાહેબને.....

ભોજનોત્તર પરચૂરણ વાચન અને વિશ્રાંતિ. પછી કાગળો અને ઇતર વાચન...... મિત્રોને મળવાનું.

સાંજે ૬થી ૮ સુધી શેઠ અંબાલાલ સારાભાઈને ત્યાંનાં લગ્ન નિમિત્તેના Receptionમાં ગયો હતો. ઘણા બધા લોકો મળ્યા. પાછળથી કેટલાક નૃત્યપ્રયોગો થયા. સારા થયા.

ત્યાંથી ભદ્રમાં આવીને પૂજ્ય માતુશ્રી બાઈને લઇને બંગલા પર આવ્યો. આજે રાત્રે જમ્યો નહીં. ચિ. બાળનાં લગ્ન વિષે ચર્ચા. પરચૂરણ વાચન. શ્રી. ચિતુ પટવાએ એમનું "નવોઢા" પુસ્તક આજે આપ્યું તે વાંચ્યું.

### તા. ૨૬ ઑક્ટોબર ૧૯૪૭, રવિવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો જોયાં. રોજનીશીલેખન. પછી કેટલાક કાગળોનો નિકાલ. ઈસ્પિતાલમાં ડાયાથર્મી માટે જઈ આવ્યો ...... કેટલાક કાગળો લખાવ્યા. તર્કતીર્થ લક્ષ્મણશાસ્ત્રી જોશી ધર્મકોશના કામ અંગે મળ્યા. એમને જનરલ ભલામણપત્ર લખી આપ્યો. લૅન્ડ ડેવલપમેંટ કૉર્પોરેશનના શ્રી. ચિમનલાલ અને ચંદુલાલ મોહનલાલ મળ્યા. સાંજની સભામાં કરવાના ઠરાવની ચર્ચા થઈ.

ભોજનોત્તર પરચૂરણ વાચન અને આરામ. પછી ઇતર વાચન તથા કેટલાક કાગળો. ૪ થી પાા મહાવીરનગરની સભા (લલ્લુભાઈ કરસનદાસ હૉલમાં) અને પછી મણીલાલ મૅનશનમાં ચાલી રહેલી નિર્વાસિત સેવાનું કામ જોયું.

ઘેર આવીને ચાહ. બાર્શીના શ્રી. કરંદીકરને વિઠ્ઠલભાઈ ચરિત્રની બાબતમાં પત્ર લખ્યો. કાગળ ખૂબ જ લાંબો થયો.

પછી ૭ થી ૮ાા ભદ્રમાં શ્રી. તાત્યાસાહેબ કેળકર માટેની શોકસભા. હું પ્રમુખ હતો. ત્યાંથી ચિ. નાનાને સ્ટેશન પર પહોંચાડવા સારુ સૌ.વતી અને હું ગયાં. પાછાં ફરતાં ચંગપોળમાં શેઠ માણેકલાલ મણીલાલને મળીને ભદ્રમાંથી પૂજ્ય માતુશ્રી બાઈને લઇને બંગલા પર આવ્યો.

પછી રોજનીશીલેખન. આવતી કાલના પ્રવાસ માટેની સામાનની તૈયારી. વિશ્રાંતિ. (ક્રમશઃ)

*

# ભારતીય અર્થકારણની રૂપરેખા-૩

## ઉદ્યોગો

ન. કે. રાજગુરુ

[અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

ભારતીય ઉદ્યોગોનું આજનું ચિત્ર—ઉત્પાદક (Manufacturing) ઉદ્યોગોના ઉત્પાદનના આંકડા – કુટીર ઉદ્યોગો, નાના પાયાના ઉદ્યોગો, મોટા પાયાના ઉદ્યોગો – મૂડીના ઉદ્યોગો અને વપરાશી માલના ઉદ્યોગો – ઉદ્યોગો માટે નાણાં (મૂડી)નો પુરવઠો, મૂડીના પ્રકારો અને તેને પૂરી પાડનાર સંસ્થાઓ – આ સંસ્થાઓનાં કાર્યો. ઔદ્યોગિક મજદૂર – ઉદ્યોગો (મૂડી) અને મજૂર વચ્ચેના સંબંધો, હાલની પરિસ્થિતિ – સરકાર, મજૂર સંઘો અને ઉદ્યોગો (મૂડીનો પક્ષ).

### ૧. પ્રાસ્તાવિક:

આર્થિક પ્રવૃત્તિઓનું વ્યવસાયલક્ષી વર્ગીકરણ ત્રણ વિભાગોમાં થાય છે તે આપણે ખેતીવાડીની ચર્ચાના પ્રારંભે જ જોયું છે. ખેતીવાડીની ચર્ચામાં આપણે પ્રાથમિક વિભાગની તમામ આર્થિક પ્રવૃત્તિઓ વિષે વિચાર કર્યો છે. અહીં આપણે બીજા વિભાગની— ઔદ્યોગિક વિભાગની આર્થિક પ્રવૃત્તિઓ વિષે અભ્યાસ કરવાનો છે.

ઔદ્યોગિક પ્રવૃત્તિમાં સામાન્ય રીતે તો કારખાનાંમાં માલસામાન ઉત્પન્ન (મૅન્યુફૅક્ચરિંગ) કરતી પ્રવૃત્તિ ઉપરાંત ખનીજ પદાર્થો (તેલ, કોલસો વ.)નાં ખોદકામની પ્રવૃત્તિનો સમાવેશ કરવામાં આવે છે. પણ અહીં માત્ર મૅન્યુફૅચરિંગની જે ઔદ્યોગિક પ્રવૃત્તિઓ છે તેની જ ચર્ચા કરવાની છે. મૅન્યુફૅક્ચરિંગ ઉદ્યોગો એટલે એવી ઔદ્યોગિક પ્રવૃત્તિ કે જેમાં એક પદાર્થના રૂપમાં ફેરફાર થાય; દા. ત., કાચા શણમાંથી તેનું કાપડ તૈયાર કરવું. આવી પ્રવૃત્તિઓને મૅન્યુફૅક્ચરિંગના ક્ષેત્રની ઔદ્યોગિક પ્રવૃત્તિ કહી શકાય. આમ ઔદ્યોગિક પ્રવૃત્તિનો ઘણો વિશાળ અર્થ કરીને તેમાં સમાવેશ પામતી બધી જ પ્રવૃત્તિઓનો અભ્યાસ અહીં કરવાનો નથી. ઔદ્યોગિક પ્રવૃત્તિઓમાંની અમુક પ્રવૃત્તિઓને જ અહીં ચર્ચવાની છે.

કોઈ એક પદાર્થનું રૂપાંતર કરનાર ઔદ્યોગિક પ્રવૃત્તિ નાના પાયા પર ચાલતી હોય અને મોટા પાયા પર પણ ચાલતી હોય. આમ નાના કે મોટા પાયા પર ચાલતી ઉત્પાદન (મૅન્યુફૅક્ચરિંગ)ની ઔદ્યોગિક પ્રવૃત્તિઓની અહીં ચર્ચા કરવાની છે.

### ૨. ભારતીય ઉદ્યોગોનું આજનું ચિત્ર:

ભારતમાં અત્યારે આવા (મૅન્યુફૅક્ચરિંગ) ઉદ્યોગનું શું ચિત્ર છે તે આપણે તપાસીએ. પ્રથમ તો કુલ ઔદ્યોગિક ઉત્પાદનનો આંક શો છે તે જોઈએ.

**કુલ ઔદ્યોગિક ઉત્પાદનનો આંક**

| ૧૯૫૦–'૫૧ | ૧૯૫૫–'૫૬ | ૧૯૬૦–'૬૧ | ૧૯૬૧–'૬૨ |
|---|---|---|---|
| ૧૦૦ | ૧૩૪ | ૧૯૪ | ૩૨૯ |

ઉપરના આંકડાઓ તપસતાં જણાય છે કે ૧૯૫૦–૫૧થી જો ઔદ્યોગિક ઉત્પાદનની ગણતરી શરૂ કરીએ તો પ્રથમ યોજનાના અંતે ઉત્પાદનનો આંક ૧૩૪ માલૂમ પડે છે એટલે કે તેમાં ૩૪%ની વૃદ્ધિ થઈ છે. બીજી યોજનાને અંતે ઔદ્યોગિક ઉત્પાદનનો આંક ૧૯૪ સુધી પહોંચે છે. આમ, કુલ બે યોજનાનાં દસ વર્ષના ગાળા દરમ્યાન કુલ ઔદ્યોગિક ઉત્પાદનમા ૯૪%ની વૃદ્ધિ થયેલી માલૂમ પડે છે. અને ત્રીજી યોજના પૂરી થયે ૧૯૬૫–'૬૬ સુધીમાં આ આંક ૩૨૯ સુધી લઈ જવાની ધારણા છે. ઔદ્યોગિક ઉત્પાદનની આ સિદ્ધિ ઘણી સારી ગણી શકાય. કારણ કે એવા થોડા જ દેશો છે જેમણે આર્થિક વિકાસના શરૂઆતના તબક્કામાં જ દસ વર્ષના ગાળામાં ઔદ્યોગિક ઉત્પાદનમાં ૯૪% જેટલી વૃદ્ધિ કરી હોય.

ભારતમાં વિવિધ ઉદ્યોગોનું ઉત્પાદન કેટલું છે તેની તપાસ આપણે આંકડાઓ દ્વારા શરૂ કરીએ ત્યાર પહેલાં દુનિયાના દેશોમાંના ઔદ્યોગિક ઉત્પાદનના આંકડા તપાસીએ.

| વર્ષ | ખાણ ઉદ્યોગોમાં ઉત્પાદનનો આંક | કારખાનાંના ઉદ્યોગોમાં ઉત્પાદનનો આંક | કુલ ઔદ્યોગિક ઉત્પાદનનો આંક |
|---|---|---|---|
| ૧૯૩૮ | ૫૪ | ૪૨ | ૪૪ |
| ૧૯૪૮ | ૬૯ | ૬૨ | ૬૨ |

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૩ | ૮૬ | ૮૬ | ૮૬ |
| ૧૯૫૪ | ૮૭ | ૮૬ | ૮૬ |
| ૧૯૫૫ | ૯૫ | ૯૫ | ૯૫ |
| ૧૯૫૬ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| ૧૯૫૭ | ૧૦૩ | ૧૦૨ | ૧૦૩ |
| ૧૯૫૮ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| ૧૯૫૯ | ૧૦૪ | ૧૧૧ | ૧૧૦ |
| ૧૯૬૦ | ૧૧૧ | ૧૧૮ | ૧૧૮ |
| ૧૯૬૧ | ૧૧૭ | ૧૨૨ | ૧૨૨ |

દુનિયાના દેશોના કુલ ઉત્પાદનનો આંક સારી વૃદ્ધિ બતાવે છે. કુલ ઔદ્યોગિક ઉત્પાદનમાં બે ભાગો છે. ખાણઉદ્યોગો અને કારખાનાંના ઉદ્યોગો. ખાણનાં ઉત્પાદન કરતાં કારખાનાંના ઉદ્યોગોમાં ઉત્પાદન વધુ છે.

દુનિયાના દેશોના ઉત્પાદનના આંક જોયા. હવે આપણે ભારતમાં ઔદ્યોગિક ઉત્પાદનના શું આંક છે તે તપાસીએ. અહીં આપણે કુલ ઔદ્યોગિક ઉત્પાદનના આંક નહિ તપાસીએ, પણ માત્ર મૅન્યુફૅક્ચરિંગ વિભાગના જ ઉત્પાદનના આંક તપાસીશું.

### કારખાનાંના ઉદ્યોગોના ઉત્પાદનના આંક (૧૯૫૬=૧૦૦)

| ઉદ્યોગો (મૅન્યુફૅક્ચરિંગ) | ૧૯૫૧ | ૧૯૫૫ | ૧૯૬૦ | ૧૯૬૧ |
|---|---|---|---|---|
| ૧ ખાદ્ય પદાર્થોનો ઉદ્યોગ | ૮૦ | ૯૩ | ૧૧૮ | ૧૨૯ |
| ૨ વણાટ ઉદ્યોગ | ૭૭ | ૯૪ | ૧૦૫ | ૧૦૯ |
| ૩ સુતરાઉ કાપડ વણાટ | ૭૯ | ૯૫ | ૧૦૩ | ૧૦૭ |
| ૪ કાગળ ઉદ્યોગ | ૬૭ | ૯૬ | ૧૭૩ | ૧૮૨ |
| ૫ ચામડાંનો ,, | ૧૧૦ | ૯૩ | ૧૬૭ | ૧૧૪ |
| ૬ રબરનો ,, | ૭૫ | ૯૨ | ૧૪૧ | ૧૫૭ |
| ૭ રસાયણ ,, | ૭૩ | ૯૬ | ૧૩૮ | ૧૭૮ |
| ૮ પેટ્રોલ ,, | ૬ | ૭૮ | ૧૪૮ | ૧૫૭ |
| ૯ ધાતુનો ,, | ૮૪ | ૯૭ | ૧૮૧ | ૧૮૪ |
| ૧૦ પોલાદ ,, | ૮૧ | ૯૪ | ૧૬૨ | ૨૦૯ |
| ૧૧ યંત્ર ,, (વીજળી સિવાય) | ૪૫ | ૮૩ | ૨૩૪ | ૨૭૦ |
| ૧૨ વીજળીક યંત્રોનો ઉદ્યોગ | ૪૪ | ૭૨ | ૧૭૭ | ૧૮૯ |
| ૧૩ વાહનવ્યવહારનાં સાધનોનો ઉદ્યોગ | ૪૬ | ૭૩ | ૧૧૯ | ૧૩૦ |
| ૧૪ ઓટોમોબાઇલ્સ | ૬૯ | ૭૨ | ૧૬૨ | ૧૬૯ |
| **૧૫ મૅન્યુફૅક્ચરિંગ ઉદ્યોગોના કુલ ઉત્પાદનનો આંક** | **૬૨** | **૯૨** | **૧૨૭** | **૧૩૬** |

ઉપરનું પરિશિષ્ટ તપાસતાં જણાય છે કે ૧૯૫૧માં મૅન્યુફૅક્ચરિંગ ઉદ્યોગોના ઉત્પાદનનો જે આંક ૭૨ હતો તે દસ વર્ષને અંતે, બે પંચવર્ષીય યોજનાઓ પૂરી થતાં ૧૩૬ સુધી પહોંચે છે, જે લગભગ બમણું ઉત્પાદન બતાવે છે. વળી, આવા મૅન્યુફૅક્ચરિંગ ઉદ્યોગોમાં પણ પેટ્રોલ, યંત્રો, વાહનવ્યવહારનાં સાધનો, ઑટોમૉબાઈલ્સ, રસાયણ, કાગળ...તેમ જ રબ્બર વગેરે ઉદ્યોગોનાં ક્ષેત્રે ઉત્પાદનમાં ઘણી વૃદ્ધિ થઇ છે.

હવે આપણે વિશિષ્ટ ઉદ્યોગોને એક પછી એક લઇને તેની હાલની પરિસ્થિતિ તથા તેના પ્રશ્નો વિષે વિચારીએ. જ્યાં જ્યાં શક્ય હશે ત્યાં આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે આપણે તેની સરખામણી પણ કરતા જઇશું. કુલ ઉદ્યોગોને આપણે ત્રણ વિભાગમાં વહેંચી નાંખીએ છીએ અને એક પછી એક વિભાગના ઉદ્યોગોને આપણે તપાસીએ છીએ. આ ત્રણ વિભાગો આ પ્રમાણે છે:

૧ મૂડીના ઉદ્યોગો,(Capital Goods Industries),
૨ માધ્યમિક પ્રકારના ઉદ્યોગો (Intermediary Goods Industries),
૩ વપરાશી માલસામાનના ઉદ્યોગો (Consumers Goods Industries).

ઉત્પાદનની તપાસ ઉપરાંત તે તે ઉદ્યોગમાં ઉત્પાદનની કેટલી શક્તિ છે તે પણ આપણે તપાસીશું, જેથી તુલનાત્મક દૃષ્ટિએ એ પણ ખ્યાલ આવશે કે કુલ ઉત્પાદન શક્તિમાંથી કેટલી આપણે વાપરી શક્યા છીએ.

### ભારતના મુખ્ય મુખ્ય ઉદ્યોગોમાં ઉત્પાદન અને ઉત્પાદનશક્તિ

**મૂડીનાં સાધનોનો ઉદ્યોગો—**

કાપડની સાળોનાં ઉત્પાદનનો ઉદ્યોગ

| | ૧૯૫૦ | ૧૯૫૫ | ૧૯૬૦ | ૧૯૬૧ |
|---|---|---|---|---|
| વણાટની સાળો | | | | |
| ઉત્પન્નકરતાંએકમો | ૪ | ૩ | ૮ | ૧૩ |
| વ. સા.નું ઉત્પાદન | ૧૯૦૦ | ૨૭૦૦ | ૫૬૦૦ | ૭૬૦૦ |
| વ. સા. ઉત્પન્ન કરવાની ઉદ્યોગની શક્તિ | ૫૨૦૦ | ૫૦૦૦ | ૧૦૬૦૦ | ૧૦૬૦૦ |

આ સાથે નીચે આપેલા વિવિધ પ્રદેશોના આ જ ઉદ્યોગના આંકડા તપાસીએ. દરેક દેશમાં કેટલી સાળો વપરાશમાં મૂકી છે તેના આ આંકડાઓ છે:

| રાષ્ટ્ર | ૧૯૫૨ સામાન્ય | સ્વયંસંચાલિત |
|---|---|---|
| ૧ આર્જેન્ટીના | ૮૨૩૭ | ૧૨૯૭૦ |
| ૨ બેલ્જીઅમ | ૨૫૭૦૦ | ૧૦૯૪૦ |
| ૩ બ્રાઝિલ | ૭૦૧૭૦ | ૨૯૯૭૬ |
| ૪ કૅનેડા | ૫૧૦ | ૧૯૩૫૭ |
| ૫ ચીન(સામ્યવાદી) | ૫૬૦૦૦ | ૮૦૦૦ |
| ૬ ઝેકોસ્લોવાકીઆ | ૩૮૦૦૦ | ૨૦૦૦ |
| ૭ ફ્રાંસ | ૯૨૬૯૭ | ૬૪૨૪૭ |
| ૮ પ. જર્મની | ૧૦૪૫૩૫ | ૩૬૦૦૦ |
| ૯ ભારત | ૧૮૯૧૬૦ | ૯૩૧૩ |
| ૧૦ ઈટાલી | ૫૧૨૧૮ | ૮૬૯૭૦ |
| ૧૧ જાપાન | ૨,૩૮૩૫૦ | ૫૧૮૪૩ |
| ૧૨ યુ.એસ.એસ.આર | ૨,૩૫૦૦૦ | ૪૦,૦૦૦ |
| ૧૩ યુ.એસ.એ. | — | ૩૯૮૫૦૧ |
| ૧૪ પાકિસ્તાન | ૮૨૪૯ | ૧૩૩૫ |
| કુલ | ૧૭,૭૪,૧૫૫ | ૯,૧૮,૯૭૦ |

| રાષ્ટ્ર | ૧૯૬૧ સામાન્ય | સ્વયંસંચાલિત |
|---|---|---|
| ૧ આર્જેન્ટીના | ૫૧૦૦ | ૧૪૮૦૦ |
| ૨ બેલ્જીઅમ | ૧૭૪૦૦ | ૧૨૧૦૦ |
| ૩ બ્રાઝિલ | ૭૬૦૦૦ | ૨૭૦૦૦ |
| ૪ કૅનેડા | ૭૬ | ૧૨૨૭૧ |
| ૫ ચીન(સામ્યવાદી) | ૧,૧૫૦૦૦ | ૪૦૮૦૦ |
| ૬ ઝેકોસ્લોવાકીઆ | ૨૦૦૦૦ | ૧૭૦૦૦ |
| ૭ ફ્રાંસ | ૪૪૨૯૩ | ૬૨૦૯૭ |
| ૮ પ. જર્મની | ૩૯૨૩૧ | ૬૮૭૩૧ |
| ૯ ભારત | ૧૮૮૫૨૫ | ૧૮૦૦૦ |
| ૧૦ ઇટાલી | ૧૬૬૮૩ | ૭૭૦૬૬ |
| ૧૧ જાપાન | ૩,૩૦,૭૯૮ | ૫૧૫૦૫ |
| ૧૨ યુ.એસ.એસ.આર. | ૧,૨૫,૦૦૦ | ૯૮૦૦૦ |
| ૧૩ યુ.એસ.એ. | — | ૩૧૪૫૫૧ |
| ૧૪ પાકિસ્તાન | ૧૨૦૦૦ | ૧૮૦૦૦ |
| કુલ | ૧૪,૨૦,૪૪૯ | ૧૧,૧૯,૭૮૫ |

ઉપરના આંકડાઓનું પૃથક્કરણ કરતાં જણાય છે કે વણાટની સાળોનું ઉત્પાદન કરતાં ચાર કારખાનાંઓ આપણે ત્યાં ૧૯૫૦માં હતાં જે વધીને ૧૯૬૧માં તેર થાય છે. વણાટની સાળોનું ઉત્પાદન કરવાની કારખાનાંની શક્તિ ૧૯૫૦માં ૫૨૦૦ સાળો ઉત્પન્ન કરવા જેટલી હતી જ્યારે આપણે માત્ર ૧૯૦૦ જ ઉત્પન્ન કરતા હતા. ૧૯૬૧માં સાળો ઉત્પન્ન કરવાની કારખાનાંઓની શક્તિ ૧૦,૬૦૦ સાળો ઉત્પન્ન કરવા જેટલી થઈ જ્યારે કુલ ૭૬૦૦ જેટલી સાળો આપણે ઉત્પન્ન કરી રહ્યા છીએ. આમ એકમો વધ્યાં, ઉત્પન્ન થતી સાળો પણ વધી, પણ ગણનાપાત્ર ઉત્પાદનશક્તિ કારખાનાંઓમાં જે પડી છે તેનો આપણે ઉપયોગ કરી શકયા નથી તે સૂચક બાબત જણાય છે.

વિવિધ દેશોમાં કામે લગાડેલી કુલ સામાન્ય અને સ્વયંસંચાલિત સાળોના આંકડા તપાસતાં જણાય છે કે સામાન્ય સાળોના ક્ષેત્રે રશિયા, જાપાન તથા સામ્યવાદી ચીન ભારત સાથે હરીફાઈમાં છે. જ્યારે સ્વયંસંચાલિત સાળોના ક્ષેત્રે અમેરિકા (યુ. એસ. એ.), રશિયા, જાપાન, ઇટાલી, પ. જર્મની, સામ્યવાદી ચીન, બ્રાઝિલ વ. રાષ્ટ્રો ભારતની હરીફાઇ કરે છે. સામાન્ય સાળો વાપરવામાં જાપાન મોખરે છે, જ્યારે સ્વયંસંચાલિત સાળો વાપરવામાં યુ. એસ. એ. મોખરે છે.

બીજો એક મુદ્દો પણ માલૂમ પડે છે કે હાલના તબક્કે સામાન્ય સાળોનું પ્રમાણ, સ્વયંસંચાલિત સાળોના પ્રમાણ કરતાં વધુ છે, પણ ૧૯૫૨ અને ૧૯૬૧ ના આંકડાઓ તપાસતાં જણાય છે કે અત્યારનું વલણ દરેક દેશોમાં વધુને વધુ સ્વયંસંચાલિત સાળો તરફ દોરાતું જણાય છે.

મૂડીનાં સાધનોના ઉદ્યોગમાંથી એકને તપાસ્યા પછી બીજા ઉદ્યોગમાંથી માત્ર અમુકની જ તપાસ આપણે આ રીતે કરીશું. પરંતુ આવા ઉદ્યોગો વિષેની વિગતવાર આંકડાવાળી માહિતી આ પ્રકરણને અંતે પરિશિષ્ટ ૧ માં આપી છે.

### મોટર વાહનોના ઉત્પાદનનો ઉદ્યોગ :

પરિશિષ્ટ ૧ માં આપેલા આંકડાઓ જણાવે છે કે વ્યાપારી વાહનો ઉત્પન્ન કરતાં એકમોની સંખ્યા (૪) જેટલી હતી તેટલીને તેટલી ૧૯૬૧ સુધી ચાલુ રહી છે. ૧૯૫૫ માં આવાં વાહનોના ઉત્પાદનની સંખ્યા ૯૫૦૦ જેટલી હતી જે વધીને ૧૯૬૧ માં ૨૫,૬૦૦ સુધી પહોંચી છે. કુલ ઑટોમોબાઇલ્સનું ઉત્પાદન ૧૯૬૧ સુધીમાં ૫૪૩૦૦ સુધી પહોંચે છે. મોટર સાયકલોનું ઉત્પાદન ૪૭૦૦ સુધી અને સ્કુટરોનું ઉત્પાદન ૧૫૩૦૦ સુધી પહોંચે છે.

૧૯૬૫–૬૬ સુધીમાં, એટલે કે ત્રીજી યોજનાના અંત સુધીમાં વ્યાપારી વાહનોનું ઉત્પાદન વધીને ૬૦,૦૦૦ જેટલું કરવાનું લક્ષ્યાંક નક્કી થયું છે. આ ઉદ્યોગમાં ઉત્પાદનશક્તિ અને તેની વપરાશ (ખરેખરું ઉત્પાદન) વચ્ચે કોઈ તફાવત નથી. આમ, આ ઉદ્યોગમાં વધારાની વપરાશ થયા વગરની ઉત્પાદનશક્તિ પડી રહેલી માલૂમ પડતી નથી.

વાહનોના ઉત્પાદનના આ આંકડા આંતરરાષ્ટ્રિય ક્ષેત્રે જો સરખાવવામાં આવે તો ભારત દુનિયાના આ બધા દેશોમાં કયાં છે તેનો આપણને ખ્યાલ આવી શકે. આ આંકડાઓની માહિતી મૂકતાં આપણે વાહનોને બે ભાગમાં વહેંચી દઈએ છીએ. એક ભાગ છે વ્યાપારી વાહનોનો અને બીજો ભાગ છે પૅસેન્જર મોટરગાડીઓનો.

| | પૅસેન્જર મોટરોનું ઉત્પાદન (૧૯૬૧) | વ્યાપારી મોટરવાહનોનું ઉત્પદદન (૧૯૬૧) |
|---|---|---|
| ૧ કૅનેડા | ૩૨૮,૦૦૦ | ૬૨,૯૦૦ |
| ૨ ફ્રાંસ | ૯૮૭,૫૦૦ | ૨૧૪,૨૦૦ |
| ૩ પ. જર્મની | ૧૭૫૨,૦૦૦ | ૩૯૫,૦૦૦ |
| ૪ ભારત | ૨૮,૭૦૦ | ૨૫,૬૦૦ |
| ૫ ઈટાલિ | ૬૯૩,૭૦૦ | ૬૫,૭૦૦ |
| ૬ જાપાન | ૨૪૯,૫૦૦ | ૭૮૯,૦૦૦ |
| ૭ સ્વીડન | ૧૦૭,૮૦૦ | ૨૧,૯૦૦ |
| ૮ યુ. એસ. એસ. આર. | ૧૪૯,૦૦૦ | ૫૩૩,૪૦૦ |
| ૯ યુ. કે. | ૧૦૦૪,૦૦૦ | ૪૬૦,૨૦૦ |
| ૧૦ યુ. એસ. એ. | ૫૫૪૨,૮૦૦ | ૧૧૩૩,૯૦૦ |
| ૧૧ દુનિયાના બધા જ દેશોનું કુલ | ૧૧૪૨૦,૦૦૦ | ૪૦૦૦,૦૦૦ |

ઉપરના આંકડાઓ બતાવે છે કે ભારતમાં પૅસેન્જર મોટરો અને વ્યાપારી મોટર વાહનોનું ઉત્પાદન ઝડપી થયું હોવા છતાં દુનિયાના અગ્રગણ્ય દેશોની તુલનામાં ભારતનો નંબર છેલ્લો આવે છે. જે દેશોના આંકડા અહિ લેવામાં આવ્યા છે તેમાં યુ. એસ. એ. (અમેરિકા), ઇંગ્લૅંડ, પ. જર્મની, ઇટાલી અને જાપાન મુખ્ય હરોળમાં સ્થાન ધરાવે છે. સૌથી વધુ ઉત્પાદન આ ક્ષેત્રમાં છે અમેરિકાનું. આમ ટૂંકા સમયમાં આ ક્ષેત્રના ઉત્પાદનમાં ભારતે સારી પ્રગતિ કરી હોવા છતાં પણ હજુ ઘણો જ લાંબો રસ્તો કાપવાનો છે.

### વીજળીક મોટરોનો ઉદ્યોગ

પરિશિષ્ટ ૧ માં આપેલા આંકડાઓ તપાસતાં જણાય છે કે ૧૯૫૦ માં માત્ર ૧૦ એકમો જ વીજળીક મોટરો ઉત્પન્ન કરતાં કારખાનાંઓ હતાં, જે સંખ્યા વધીને આજે ૧૯૬૧ માં ૨૭ સુધી પહોંચે છે. ૧૯૫૦ માં માત્ર ૮૨,૦૦૦ કુલ હૉર્સ પાવરની શક્તિ આપી શકે તેટલી મોટરોનું ઉત્પાદન હતું. તે વધીને ૧૯૬૧ માં ૮૨૪૦૦૦ હોર્સ પાવરની શક્તિ આપી શકે તેટલી મોટરોનું ઉત્પાદન થતું જણાય છે.

ઉત્પાદનશક્તિનો આ ઉદ્યોગમાં પૂરો ઉપયોગ થાય છે અને જે ઉત્પાદનશક્તિ છે તેથી પણ વધુ પ્રમાણમાં ઉત્પાદન થતું જોવામાં આવે છે. ત્રીજી યોજનાને અંતે તો આ પ્રમાણ વધારીને ૨૫૦૦૦૦૦ હોર્સ પાવરની શક્તિ આપી શકે તેટલી વીજળીક મોટરો ઉત્પન્ન કરવાનો અંદાજ છે. આમ આ ઉદ્યોગની પ્રગતિ પણ પ્રમાણમાં સારી ગણી શકાય તેવી છે.

### (બ) માધ્યમિક પ્રકારના ઉદ્યોગો

હવે માધ્યમિક પ્રકારના ઉદ્યોગોનું ક્ષેત્ર તપાસીએ.

મૂડીનાં સાધનોના ઉદ્યોગોનું તેમજ માધ્યમિક ઉદ્યોગોનું ઉત્પાદન પ્રત્યક્ષ વપરાશમાં નથી આવતું, તેના ઉત્પાદન માટે ઊંચા પ્રકારની યંત્રવિદ્યા, વિશાળ પ્રમાણમાં મૂડી અને સમયની જરૂરત પડે છે. વપરાશી માલના ઉદ્યોગોમાં જે ઉત્પાદન થાય તેની પ્રત્યક્ષ વપરાશ થઈ શકે છે. આમ ત્રણ વિભાગમાં પહેલા બે પ્રકારના ઉદ્યોગોનો વિકાસ દેશના અર્થતંત્રના પાયાને મજબૂત કરે છે.

તો હવે માધ્યમિક પ્રકારના ઉદ્યોગોમાંથી પ્રતિનિધિરૂપ ઉદ્યોગોને તપાસીએ.

## સિમેન્ટ ઉદ્યોગ

| ઉદ્યોગ | ૧૯૫૦ | ૧૯૫૫ | ૧૯૬૦ | ૧૯૬૧ |
|---|---|---|---|---|
| સિમેન્ટનું ઉત્પાદન કરતાં એકમો | ૨૨ | ૨૭ | ૩૩ | ૩૪ |
| સિમેન્ટનું ઉત્પાદન (મી. ટનમાં) | ૨.૭ | ૪.૬ | ૭.૮ | ૮.૨ |
| સિમેન્ટનું ઉત્પાદન કરતાં એકમોની કુલ ઉત્પાદન-શક્તિ (મી. ટનમાં) | ૩.૨ | ૪.૮ | ૮.૭ | ૯.૫ |

ઉપરના આંકડાઓ બતાવે છે કે ૧૯૫૦માં ૨૨ એકમો સિમેન્ટનું ઉત્પાદન કરતાં હતાં તે વધીને ૧૯૬૧-માં ૩૪ થાય છે. વળી, ૩.૨ મી. ટનની ઉત્પાદનશક્તિ વધીને ૯.૫ મી. ટન જેટલી થાય છે જ્યારે ઉત્પાદન ૨.૭ મી. ટનથી વધીને ૮.૨ મી. ટન સુધી પહોંચે છે. ચારે પાસ વૃદ્ધિ થઇ હોવા છતાં આ ઉદ્યોગ પણ એક બાબત બતાવે છે કે કુલ ઉત્પાદનશક્તિનો પૂરો ઉપયોગ આ ઉદ્યોગમાં પણ થતો નથી, અને અમુક ઉત્પાદનશક્તિ વપરાશ વગરની પડી રહેતી જણાય છે.

### વિવિધ દેશોમાં સિમેન્ટનું ઉત્પાદન (૧૯૬૧)

(હજાર મૅટ્રિક ટનમાં)

| | કૅનેડા | સામ્ય. ચીન | ઝેકોસ્લોવાકિયા |
|---|---|---|---|
| ૧૯૪૮ | ૨૨૨૧ | ૬૬૦ | ૧૬૫૮ |
| ૧૯૬૧ | ૫૪૮૩ | ૧૪૦૦૦ | ૫૩૪૩ |

| | ફ્રાંસ | પૂ. જર્મની | પ. જર્મની |
|---|---|---|---|
| ૧૯૪૮ | ૫૮૩૦ | – | – |
| ૧૯૬૧ | ૧૫૬૮૫ | ૫૨૭૫ | ૨૭૧૪૪ |

| | ભારત | ઇટાલી | જાપાન |
|---|---|---|---|
| ૧૯૪૮ | ૧૫૭૮ | ૩૩૫૩ | ૧૮૫૯ |
| ૧૯૬૧ | ૮૨૩૧ | ૧૮૦૩૧ | ૨૪૬૩૨ |

| | પોલૅંડ | યુ.એસ.એસ.આર. | યુ.કે.(ઇંગ્લૅંડ) |
|---|---|---|---|
| ૧૯૪૮ | ૧૮૨૪ | ૬૪૫૫ | ૮૫૫૭ |
| ૧૯૬૧ | ૭૩૬૪ | ૫૦,૯૦૦ | ૧૪૩૭૬ |

| | યુ. એસ. એ. | સ્પેન |
|---|---|---|
| ૧૯૪૮ | ૩૫૨૧૦ | ૧૮૦૩ |
| ૧૯૬૧ | ૫૬૭૧૮ | ૫૯૦૭ |

ભારતમાં સિમેન્ટના ઉત્પાદનમાં સાડા પાંચ ગણો વધારો દેખાય છે. પણ ઉત્પાદનની ઝડપમાં સામ્યવાદી ચીન સૌથી મોખરે જણાય છે. જ્યારે પ્રમાણની દૃષ્ટિએ તપાસીએ તો રશિયા અને અમેરિકા સૌથી મોખરે છે. આ એક ઉદ્યોગ મધ્યમ ગાળાના ઉદ્યોગોના પ્રતિનિધિરૂપ છે. મધ્યમ પ્રકારના આવા બીજા ઉદ્યોગોના વિકાસની માહિતી પાછળ પરિશિષ્ટ નં. ૨માં આપવામાં આવી છે.

## ઍલ્યુમિનિયમ ઉદ્યોગ

પરિશિષ્ટ ૨માં બતાવ્યા પ્રમાણે ઉત્પાદનના ક્ષેત્રે તો આ ઉદ્યોગે પણ સારી પ્રગતિ કરી છે. ઈ. સ. ૧૯૫૦માં ૩૭૦૦ ટન ઉત્પાદનમાંથી ઈ. સ. ૧૯૬૧માં લગભગ સાડા અઢાર ટન સુધી ઉત્પાદન પહોંચ્યું છે. ઉત્પાદનના કારખાનાંઓની સંખ્યામાં માત્ર એકનો જ વધારો થાય છે. કારણ કે ચાલુ બે એકમોને વિસ્તારીને ઉત્પાદન વધારવામાં આવ્યું છે.

ઉત્પાદન વધારવાનો ત્રીજી યોજનાનો લક્ષ્યાંક પણ ઘણો સારો છે. ૧૯૬૫–૬૬ સુધીમાં ઍલ્યુમિનિયમનું ઉત્પાદન વધારીને ૮૧૩૦૦ ટન જેટલું લઈ જવાની ધારણા છે. ઉત્પાદનશક્તિ અને ઉત્પાદન વચ્ચે ઠીક-ઠીક તફાવત આ ઉદ્યોગમાં રહેલો છે. જેટલી ઉત્પાદન-શક્તિ આપણાં કારખાનાંઓમાં છે તેટલું ઉત્પાદન થતું નથી અને થોડીક શક્તિ વપરાશ વગરની પડી રહે છે જે ભારતીય ઔદ્યોગિક વિકાસની એક મોટી પણ સામાન્ય રીતે બધા ઉદ્યોગોમાં માલૂમ પડતી ક્ષતિ અહીં પણ દેખાય છે.

આપણા દેશમાં ઍલ્યુમિનિયમ ઉદ્યોગના ક્ષેત્રે શી પરિસ્થિતિ છે તે જોયા પછી હવે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ઍલ્યુમિનિયમના ઉત્પાદનમાં ભારતની શી પરિસ્થિતિ રહી છે તે જોઈએ.

## દુનિયાના દેશોમાં ઍલ્યુમિનિયમનું ઉત્પાદન (૧૯૬૧)

(હજાર મૅટ્રિક ટનમાં)

| દેશ | ઉત્પાદન |
|---|---|
| કૅનેડા | ૬૦૧.૬ |
| પ. જર્મની | ૩૦૮.૦ |
| ઈટલી | ૧૨૮.૪ |
| નૉર્વે | ૧૭૧.૬ |
| અમેરિકા | ૨૦૩૫.૯ |
| ફ્રાન્સ | ૩૨૨.૮ |
| ભારત | ૧૮.૪ |
| જાપાન | ૨૨૦.૨ |
| યુ. કે. | ૧૫૧.૮ |

ઉપરના આંકડાઓ તપાસતાં માલૂમ પડે છે કે ઍલ્યુમિનિયમના ઉત્પાદનમાં અમેરિકા (યુ. એસ. એ.) સૌથી આગળ છે. બીજે નંબર કૅનેડાનો આવે છે. અને આ બધા દેશોમાં ભારતનો નંબર છેલ્લો છે. ભારતમાં માત્ર ૧૮૪૦૦ મૅટ્રિક ટન જેટલું ઉત્પાદન થાય છે.

### ઍમોનિયમ સલ્ફેટનો ઉદ્યોગ :

પરિશિષ્ટ નં. ૨. માં બતાવ્યા પ્રમાણે આ ઉદ્યોગનાં ૯ ઉત્પાદનએકમો અસ્તિત્વમાં છે, અને કુલ ઉત્પાદન ૩૯૫૦૦ ટન જેટલું છે. આ ઉદ્યોગમાં ઉત્પાદનશક્તિ અને ઉત્પાદન વચ્ચે ઘણો તફાવત છે.

### લોખંડનો ઉદ્યોગ :

ઈ. સ. ૧૯૫૦માં કાચા લોખંડનું ઉત્પાદન ૧૫૯ લાખ ટન જેટલું હતું જે વધીને ૧૯૬૧માં ૪૯૬ લાખ ટન સુધી પહોંચ્યું છે. તે ગણનાપાત્ર પ્રગતિ બતાવે છે. તૈયાર લોખંડનું ઉત્પાદન જે ૧૯૫૦માં ૧૦૨ લાખ ટન જેટલું હતું તે વધીને ૧૯૬૧માં ૨૯૦ લાખ ટન સુધી પહોંચ્યું છે. આ આંક પણ ગણના પાત્ર પ્રગતિ સૂચવે છે. ત્રીજી યોજનામાં તૈયાર લોખંડનો ઉત્પાદનનો આંક ૬૯૦ લાખ ટનનો નક્કી કરવામાં આવ્યો છે. અત્યારે ઉદ્યોગમાં ઉત્પાદનશક્તિ અને વાસ્તવિક ઉત્પાદન વચ્ચે સામાન્ય તફાવત છે.

લોખંડના ઉદ્યોગની ભારત વિષેની પરિસ્થિતિ જોયા પછી આંતરરાષ્ટ્રિય ક્ષેત્રે ભારતની શી પરિસ્થિતિ છે તે જોઈએ.

## દુનિયામાં લોખંડનું ઉત્પાદન : (૧૯૬૧)

(હજાર મૅટ્રિક ટનમાં)

| દેશ | | ઉત્પાદન |
|---|---|---|
| બેલ્જિયમ | કાચું લોખંડ... | ૬૪૪૫ |
| | પાકું લોખંડ... | ૭૦૧૧ |
| ફ્રાન્સ | કાચું „ ... | ૧૪૮૧૪ |
| | પાકું „ ... | ૧૭૫૭૨ |
| જાપાન | કાચું „ ... | ૧૬૩૮૩ |
| | પાકું „ ... | ૨૮૨૬૮ |
| ઇગ્લેન્ડ | કાચું „ ... | ૧૪૯૮૪ |
| | પાકું „ ... | ૨૨૪૪૦ |
| ભારત | કાચું „ ... | ૪૯૯૯ |
| | પાકું „ ... | ૪૦૭૧ |
| સામ્ય.ચીન | કાચું „ ... | ૨૨૦૦૦ |
| | પાકું „ ... | ૧૫૦૦૦ |
| પ. જર્મની | કાચું „ ... | ૨૫૫૭૯ |
| | પાકું „ ... | ૩૩૪૫૮ |
| યુ. એસ. એસ.આર. | કાચું „ ... | ૫૦૯૦૦ |
| | પાકું „ ... | ૭૦૭૦૦ |
| યુ.એસ.એ. | કાચું „ ... | ૬૦૫૨૫ |
| | પાકું „ ... | ૮૮૯૧૭ |

ઉપરના આંકડાઓ તપાસતાં જણાય છે, દુનિયાના લોખંડ ઉત્પન્ન કરતા દેશોમાં ભારતનું સ્થાન સૌથી છેલ્લું છે. સૌથી અગ્રિમ સ્થાન છે યુ. એસ. એ. નું. બીજું સ્થાન છે રશિયાનું. આમ ભારતે લોખંડના (કાચા અને પાકા) ઉત્પાદનમાં પણ હજુ ઘણો જ રસ્તો કાપવાનો બાકી છે. ભારતમાં લોખંડના ઉત્પાદનની શક્યતા ઘણી મોટી છે કારણ કે કાચા લોખંડનો જથ્થો આપણા દેશમાં ઘણો મોટો છે. આથી લોખંડ ઉદ્યોગના વિકાસની તકો આ દેશમાં ઘણી સારી છે. વળી લોખંડ ઉદ્યોગને માટે જરૂરી બળતણ માટે કોલસો

અને વીજળીશક્તિના ઉત્પાદનની શકયતાઓ પણ ઘણી સારી છે. લોખંડના માલસામાનની માંગ પણ આ દેશમાં હંમેશાં સારી જ રહેવાની છે. આમ, આ ઉદ્યોગને વિકસાવવા માટે સમગ્ર દૃષ્ટિએ સારી તકો છે.

**વપરાશી માલના ઉદ્યોગો :**

મૂડીના ઉદ્યોગો તથા મધ્યમપ્રકારના ઉદ્યોગોના પ્રતિનિધિરૂપ ઉદ્યોગોના વિકાસની કક્ષા રાષ્ટ્રીય ધોરણે તથા આંતરરાષ્ટ્રીય તુલનાત્મક ધોરણે તપાસ્યા પછી હવે વપરાશી માલના ઉદ્યોગો વિષે આજ પદ્ધતિથી થોડું તપાસીએ.

## કાપડ ઉદ્યોગ

**કાપડ ઉદ્યોગમાં ઉત્પાદનશક્તિ અને ઉત્પાદન**

| | ૧૯૫૦ | ૧૯૫૫ | ૧૯૬૦ | ૧૯૬૧ |
|---|---|---|---|---|
| ઉત્પાદનનાં એકમોની સંખ્યા | — | ૪૦૩ | ૪૪૫ | ૪૫૫ |
| ઉત્પાદનની કુલ શકિત | — | — | — | — |
| કુલઉત્પાદન(મિલિ.મીટર) | ૩૩૫૧ | ૪૫૨૮ | ૪૬૧૬ | ૪૬૯૪ |

સમગ્ર કાપડ ઉદ્યોગ તરફ દૃષ્ટિ કરીએ તો ખ્યાલ આવે છે કે કાપડ ઉદ્યોગમાં પ્રગતિ તો થઈ છે. ઉત્પાદનનાં એકમોની સંખ્યામાં વૃદ્ધિ થઈ છે અને કુલ ઉત્પાદનમાં પણ વૃદ્ધિ થઈ છે. પણ આ પ્રગતિ ઘણી ધીમી ગણી શકાય. કાપડ ઉદ્યોગની ધીમી ગતિ માટે આપણી સરકારની તે ઉદ્યોગ માટેની નીતિ જવાબદાર ગણાવી શકાય. કારણ કે આ ઉદ્યોગમાં યાંત્રિક સાળો ઉપર નિયમન છે અને તેના ઉપરની કર-આવકથી હાથસાળોને આર્થિક સહાય આપીને વિકસાવવાની સરકારની નીતિને કારણે પ્રગતિનો આંક ઓછો જણાય છે.

ઈ. સ. ૧૯૬૧ના શરૂઆતમાં જે ગણતરી થઈ તેને આધારે એવું જાણવા મળ્યું છે કે કાપડ ઉદ્યોગમાં અત્યાર સુધીમાં કુલ રૂા. ૧૨૨/- કરોડનું રોકાણ થયું છે અને ૮,૯૦,૦૦૦ જેટલા લોકોને આ ઉદ્યોગ રોજગારી પૂરી પાડે છે. ઈ. સ. ૧૯૬૨ની શરૂઆતમાં કુલ એકમોની સંખ્યા લગભગ ૪૮૦ સુધી પહોંચી છે, જેમાં ૧૮૩.૩ લાખ જેટલી ત્રાકો છે અને ૨ લાખ જેટલી સાળો છે. નૅશનલ ઈન્ડસ્ટ્રીઅલ ડેવેલપમેન્ટ કૉર્પોરેશને અત્યાર સુધીમાં આ ઉદ્યોગને લગભગ સાડા તેર કરોડ રૂપિયા જેટલી નાણાકીય મદદ લોન દ્વારા પૂરી પાડી છે.

**કાપડ ઉદ્યોગનું ઉત્પાદન (૧૯૬૧)**

| દેશ | ઉત્પાદન | | |
|---|---|---|---|
| ૧. કૅનેડા | ૨૬૭ | મિલિયન | મીટર |
| ૨. ઝેકોસ્લોવાકિયા | ૪૮૪ | ,, | ,, |
| ૩. ભારત | ૪૭૦૧ | ,, | ,, |
| ૪. પાકિસ્તાન | ૬૩૯ | ,, | ,, |
| ૫. યુ. એસ. એસ. આર. | ૬૪૨૫ | ,, | ,, |
| ૬. યુ. એ. આર. | ૫૪૫ | ,, | ,, |
| ૭. યુ. કે. | ૧૧૨૯ | ,, | ,, |
| ૮. યુ. એસ. એ. | ૮૩૭૨ | ,, | ,, |
| ૯. જાપાન | ૩૨૮૨ | ,, ચો. | મીટર |
| ૧૦. બેલ્જિયમ | ૮૧.૬ | હજાર મૅટ્રિક | ટન |
| ૧૧. ફ્રાંસ | ૨૨૩ | ,, ,, | ,, |
| ૧૨. પ. જર્મની | ૨૭૯ | ,, ,, | ,, |
| ૧૩. ઈઝરાઇલ | ૧૩૧.૨ | ,, ,, | ,, |
| ૧૪. મેકિસકો | ૪૫.૮ | ,, ,, | ,, |

કાપડના ઉત્પાદનમાં ભારત, ઇંગ્લેન્ડ, યુ. એસ. એ. (અમેરિકા), રશિયા, જાપાન તથા ઇઝરાઈલ આગળ પડતા છે. એમાં પણ સૌથી વધુ કાપડ ઉત્પન્ન કરતાં બે દેશોમાં તો અમેરિકા અને જાપાનનો જ સમાવેશ થાય છે. રશિયાનું કાપડનું ઉત્પાદન પણ ઘણું જ છે. ભારતનો કાપડ ઉદ્યોગ એક વખત લગભગ ઈજારાની પરિસ્થિતિ ભોગવતો હતો, પણ આજે એ પરિસ્થિતિ રહી નથી, અને તેની સાથે હરીફાઈ કરનારા દેશોની સંખ્યા દરેક ખંડમાં ઉત્તરોત્તર વધતી જાય છે.

## ખાંડ ઉદ્યોગ

વપરાશી માલના ક્ષેત્રે બીજા એક ઉદ્યોગની સ્થિતિને પણ તપાસીએ. બીજો લઈએ ખાંડનો ઉદ્યોગ. ભારતમાં ખાંડના ઉદ્યોગના ઉત્પાદનના આંકડા નીચે પ્રમાણે છે:

| | ૧૯૫૦-૫૧ | ૧૯૫૫-૫૬ | ૧૯૬૦-૬૧ |
|---|---|---|---|
| ઉત્પાદનશકિત (મિ. ટનમાં) | ૧.૩ | ૧.૬ | ૨.૨ |
| ઉત્પાદન (મિ. ટનમાં) | ૧.૧ | ૧.૯ | ૩.૦ |

આ ઉદ્યોગ એ કાંઇક ભિન્ન પ્રકારની પરિસ્થિતિનું સૂચન કરે છે. ઉત્પાદન તો સતત વધારો બતાવે જ છે પણ તે સતત વધારાની સાથે ઉત્પાદનશક્તિ કરતાં ઉત્પાદનનો આંક પાછો નથી પડચો. ઉત્પાદન-શક્તિનો પૂરો ઉપયોગ થયો છે એટલું જ નહિ પણ ઉત્પાદન-શક્તિનો વધુ ઉપયોગ થયો છે અને કારખાનાંઓનાં યંત્રો પાસેથી વધુ કામ લઈને ઉત્પાદનને પણ વધાર્યું છે. ઉપર જોયેલાં ત્રણ-ચાર ઉદ્યોગોના વલણથી, ઉત્પાદનશક્તિની બાબતમાં, આ ઉદ્યોગનું વલણ જુદું જ અને આશ્ચર્યભર્યું દેખાય છે.

ખાંડ ઉદ્યોગનો વિકાસ ઘણો ઝડપી માલૂમ પડયો છે. ઇ. સ. ૧૯૬૦–૬૧માં ખાંડનાં ૧૭૫ કારખાનાં-ઓ માલૂમ પડયાં હતાં. ઈ. સ. ૧૯૬૧–૬૨માં ભારતે ૩·૭૩ લાખ ટનની નિકાસ કરી હતી. ત્રીજી યોજનાને અંતે ૧૯૬૫–૬૬માં ઉત્પાદનશક્તિ વધારીને ૩·૬ મિ. ટન સુધી લઈ જવાની અને ઉત્પાદનના આંકને પણ ૩·૬ મિ. ટન સુધી લઈ જવાના લક્ષ્યાંકો નક્કી થયા છે.

ખાંડ ઉદ્યોગનું ઉત્પાદન આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે કઈ રીતે ચાલે છે તે તપાસીએ:

**ખાંડ ઉદ્યોગમાં ઉત્પાદન (હજાર મૅટ્રિક ટનમાં)**
**(૧૯૬૧માં)**

| રાષ્ટ્ર | ઉત્પાદન |
|---|---|
| ૧. ઑસ્ટ્રેલિયા | ૧૩૭૧ |
| ૨. બ્રાઝિલ | ૩૩૫૪ |
| ૩. સામ્ય. ચીન | ૧૨૦૦ |
| ૪. કયુબા | ૬૭૬૭ |
| ૫. ઝેકોસ્લોવાકિયા | ૧૧૨૫ |
| ૬. ફ્રાન્સ | ૨૧૮૭ |
| ૭. ૫. જર્મની | ૧૫૩૩ |
| ૮. ભારત | ૩૦૮૬ |
| ૯. મેક્સિકો | ૧૪૮૮ |
| ૧૦. ફિલિપાઈન્સ | ૧૫૩૦ |
| ૧૧. પોલેન્ડ | ૧૬૩૯ |
| ૧૨. પોર્ટુરીકો | ૧૦૦૧ |
| ૧૩. દ. આફ્રિકા | ૧૦૬૯ |
| ૧૪. યુ. એસ. એસ. આર. | ૬૬૩૦ |
| ૧૫. યુ. કે. | ૧૦૧૫ |
| ૧૬. યુ. એસ. એ. | ૨૮૮૦ |

ખાંડનું ઉત્પાદન કરનારાં રાષ્ટ્રો ઘણાં છે જેમાંનાં થોડાંક જ અહીં રજૂ કરવામાં આવ્યાં છે. દુનિયાનું ખાંડનું ઉત્પાદન વધતું જ જાય છે. જે નીચે આપેલા આંકડાઓ દ્વારા જાણવા મળે છે. આ આંકડાઓ હજાર મૅટ્રિક ટનમાં છે.

| ૧૯૫૫ | ૧૯૫૬ | ૧૯૫૭ |
|---|---|---|
| ૩૮,૯૫૧ | ૪૦,૩૨૫ | ૪૪,૦૧૭ |

| ૧૯૫૮ | ૧૯૫૯ | ૧૯૬૦ | ૧૯૬૧ |
|---|---|---|---|
| ૪૭,૧૯૧ | ૪૯,૬૨૮ | ૫૨,૦૯૯ | ૫૪,૭૭૧ |

ઉપરના આંકડાઓ બતાવે છે કે ૧૯૫૫માં દુનિયાનું ખાંડનું કુલ ઉત્પાદન ૩૮,૯૫૧૦૦૦ મૅટ્રિક ટન સુધી પહોંચે છે. ખાંડનું ઉત્પાદન કરવામાં મોખરે છે કયુબા, જે ૬૭૬૭૦૦૦ મૅટ્રિક ટન જેટલી ખાંડ ઉત્પન્ન કરે છે. પછી બીજું સ્થાન છે રશિયાનું, ત્રીજું સ્થાન છે બ્રાઝિલનું અને ચોથું સ્થાન છે ભારતનું, અને પછીનું સ્થાન છે યુ. એસ. એ. (અમેરિકા)નું. આમ, ખાંડનો ઉદ્યોગ ભારતમાં ઠીકઠીક વિકાસ પામેલો માની શકાય. આ સિવાયના વપરાશી માલ ઉત્પન્ન કરતા બીજા ઉદ્યોગો વિષે પરિશિષ્ટ નં. ૩માં પ્રકરણને અંતે માહિતી આપવામાં આવી છે.

## વીજળીનાં સાધનોનો ઉદ્યોગ

આ ઉદ્યોગમાં આપણે વીજળીના પંખા અને વીજળીના ગોળાનાં ઉત્પાદન વિષે તપાસ કરીએ છીએ.

પરિશિષ્ટ ૩માં બતાવ્યા પ્રમાણે વીજળીના પંખા ઉત્પન્ન કરતાં કારખાનાંઓ આ દેશમાં ૧૯૫૦માં ૨૦ હતાં તે વધીને ૧૯૬૧માં ૨૪ થાય છે. વીજળી પંખાઓનું ઉત્પાદન ૧૯૫૦માં ૧૯૪૦૦૦ સુધી પહોંચ્યું હતું જે વધીને ૧૯૬૧માં ૧૦,૭૩,૦૦૦ સુધી પહોંચ્યું છે જે ગણનાપાત્ર વધારો બતાવે છે. ત્રીજી યોજના પૂરી થયે ઉત્પાદનનો આંક ૨૫ લાખ વીજળિક પંખા સુધી પહોંચે તેવી ધારણા છે.

વીજળીના ગોળાનાં ઉત્પાદન વિષે વિચારીએ તો ૧૯૫૦થી ૧૯૬૧ સુધીમાં વીજળીના ગોળા ઉત્પન્ન કરનાં એકમોની સંખ્યા ૧૦ થી ૧૫ સુધી પહોંચી છે,

જ્યારે ઉત્પાદનનો આંક તેજ સમય દરમ્યાન ૧ કરોડ ૪૩ લાખથી વધીને ૪ કરોડ ૭૩ લાખ સુધી પહોંચ્યો છે, ત્રીજી યોજનાને અંતે વીજળીના ગોળાનું ઉત્પાદન ૭ કરોડ ૪૦ લાખ સુધી લઈ જવાની ધારણા છે.

આ ઉદ્યોગમાં બીજા ઉદ્યોગોની માફક ઉત્પાદન-શક્તિ અને ઉત્પાદન વચ્ચે ઠીકઠીક તફાવત દેખાય છે. આથી જે ઉત્પાદનશક્તિ વપરાશ વગરની પડી રહેલ છે તેનો સૌ પ્રથમ ઉપયોગ કરી લેવો જરૂરી બને છે.

## રેડિયો ઉદ્યોગ

પરિશિષ્ટ ૩માં જણાવ્યા પ્રમાણે આપણા દેશમાં રેડિયો રિસિવિંગ સેટ્સનું ઉત્પાદન થવું ૧૯૫૧થી શરૂ થયું છે. ઈ. સ. ૧૯૫૦માં ભારતમાં આ ઉદ્યોગ માટેનાં ૧૧ એકમો હતા જે વધીને ૧૯૬૧માં ૨૦ થયાં છે. રેડિયો રિસિવિંગ સેટ્સનાં ઉત્પાદનનો આંક ૧૯૫૦માં ૪૪૦૦૦ જેટલો હતો જે વધીને ૧૯૬૧માં ૩ લાખ ૨૬ હજાર સુધી પહોંચે છે. ત્રીજી યોજનાને અંતે આ ક્ષેત્રનાં ઉત્પાદનમાં વૃદ્ધિ કરીને ઉત્પાદનના આંકને આઠ લાખ સુધી લઈ જવાનું લક્ષ્ય નક્કી થયું છે.

આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે આ ઉદ્યોગનો સારો વિકાસ થયો છે તો ભારત દુનિયાના દેશોમાં આ ઉદ્યોગના ક્ષેત્રે ક્યાં છે તે તુલનાત્મક દૃષ્ટિએ જોઈએ.

### દુનિયાના દેશોમાં રેડિયો સેટસનું ઉત્પાદન (૧૯૬૧)

| દેશ | ઉત્પાદન |
|---|---|
| કૅનેડા | ૫૯૧૦૦૦ |
| પૂ. જર્મની | ૭૯૬૦૦૦ |
| જાપાન | ૧૪૪૦૩૦૦૦ |
| પોલૅંડ | ૫૮૯૦૦૦ |
| યુ. કે. | ૩૦૭૪૦૦૦ |
| ઈઝરાઈલ | ૩૮૦૦૦ |
| ફ્રાંસ | ૨૫૫૭૦૦૦ |
| પ. જર્મની | ૪૦૩૪૦૦૦ |
| મેકિસ્કો | ૫૩૦૦૦૦ |
| યુ. એસ. એસ. આર. | ૪૨૨૮૦૦૦ |
| યુ. એસ. એ. | ૧૬૫૫૪૦૦૦ |
| ભારત | ૩૨૬૦૦૦ |

ઉપરના આંકડાઓ બતાવે છે કે રેડિયો સેટ્સનાં ઉત્પાદનમાં દુનિયાના અગ્રગણ્ય ગણાતા દેશોમાં ભારતનું સ્થાન લગભગ છેલ્લું છે. માત્ર એક ઈઝરાઈલને બાદ કરતાં ભારતનો ક્રમ છેલ્લો આવે છે. અગ્રિમ સ્થાન ભોગવે છે યુ. એસ. એ. અને પછીનું સ્થાન છે જાપાનનું. આમ, આ ઉદ્યોગમાં પણ ભારતે વિકાસ માટે હજી ઘણું જ કરવાનું બાકી છે.

## બાયસિકલ ઉદ્યોગ

પરિશિષ્ટ ૩ના આંકડાઓ બતાવે છે કે ૧૯૫૦માં બાયસિકલો ઉત્પન્ન કરનારાં માત્ર બે એકમો જ હતાં જે વધીને ૧૯૬૧માં ૨૦ સુધી પહોંચ્યાં છે. ઈ. સ. ૧૯૫૦માં ૧ લાખ ૩૦ હજાર જેટલી બાઇસિકલો ઉત્પન્ન કરવામાં આવતી હતી, જે વધીને ૧૯૬૧માં સાડા દસ લાખની સંખ્યા સુધી પહોંચેલ છે. આ ગણના-પાત્ર સુધારો સૂચવે છે. ત્રીજી યોજનાને અંતે આ ઉત્પાદન લગભગ ૨૦ લાખ સુધી પહોંચે તેવો અંદાજ છે. બાઈ-સિકલોની તો આપણે નિકાસ પણ શરૂ કરી છે.

આમ મૂડીના ઉદ્યોગોના, માધ્યમિક પ્રકારના ઉદ્યો-ગોના તથા વપરાશી માલના ઉદ્યોગોના પ્રતિનિધિરૂપ ગણી શકાય તેવા અમુક ઉદ્યોગોનાં ઉત્પાદનનાં વલણો તપાસ્યાં. છેલ્લાં દસ વર્ષના ફેરફારોને આજના ચિત્ર સાથે સરખાવી જોયાં. એટલું જ નહિ પણ, ભારતના ઉદ્યોગોની આંતરરાષ્ટ્રીય ધોરણે તુલના પણ કરી. આ અભ્યાસમાંથી આપણે આપણા દેશના આ મૅન્યુફૅક્ચ-રિંગ ઉદ્યોગો વિષે કાંઈક તારણ કાઢી શકીએ, જેને ટૂંકમાં નીચે પ્રમાણે રજૂ કરી શકાય.

(૧) આપણા દેશમાં ૧૯૫૧થી આજ દિન સુધીમાં ઔદ્યોગિક વિકાસના જે પ્રયાસો થયા તેમાં વધુ ધ્યાન મૂડીનાં સાધનો ઉત્પન્ન કરતા મોટા પાયાના ઉદ્યોગોના વિકાસ ઉપર આપવામાં આવ્યું છે. દા.ત., ૧૯૫૦–૫૧થી ૧૯૬૦–૬૧ના દસ વર્ષના ગાળામાં ઔદ્યોગિક ઉત્પાદનનો સામાન્ય આંક ૯૪% જેટલો વધ્યો છે જેમાં લોખંડ અને પોલાદના ઉદ્યોગના આંકનો વધારો ૧૩૮%, યંત્રોનો વધારો ૪૦૩% અને રાસાયણિક ઉદ્યો-ગોના આંકનો વધારો ૧૮૮% જેટલો માલૂમ પડ્યો છે. ત્રીજી યોજનામાં પણ ઔદ્યોગિક વિકાસનો જે કાર્યક્રમ

નક્કી કરવામાં આવ્યો છે તેમાં ઔદ્યોગિક ઉત્પાદનનો સામાન્ય આંક ૭૦% વધે તેવો લક્ષ્યાંક છે જેમાં લોખંડ અને પોલાદની વૃદ્ધિનો આંક ૧૬૮%, યંત્રો ૧૪૩% અને રસાયણોની વૃદ્ધિનો આંક ૧૫૦% વધે તેવાં લક્ષ્યો ધારવામાં આવ્યા છે.

(૨) માધ્યમિક પ્રકારના ઉદ્યોગોનો પણ સારો વિકાસ થયો છે પણ વપરાશી માલ ઉત્પન્ન કરતા ઉદ્યોગોનો જરૂર કરતાં ઘણો ઓછો વિકાસ થયો છે. ઈ. સ. ૧૯૫૪માં દુનિયાના કુલ કાપડ-ઉત્પાદનમાં ભારતનો ફાળો ૧૬% હતો તે ઘટીને ૧૯૬૧માં ૧૧% જેટલો થયો છે.

(૩) ભારતનાં કારખાનાંના ઉદ્યોગોમાં બીજું સામાન્ય લક્ષણ એ પણ માલૂમ પડ્યું છે કે મોટા ભાગના ઉદ્યોગોમાં ઉત્પાદનશક્તિનો પૂરો ઉપયોગ થતો નથી અને ઉત્પાદન-શક્તિ વપરાશ વગરની પડી રહે છે. આવા ઉદ્યોગોનાં એકમોની વપરાશ વગરની પડી રહેલી શક્તિનો ઉપયોગ કેમ કરવો એ પણ એક પ્રશ્ન છે.

## નાના પાયાના ઉદ્યોગો

મૅન્યુફૅક્ચરિંગ વિભાગના મોટા પાયાના (કારખાના વિભાગના) ઉદ્યોગો વિષે અભ્યાસ કર્યા પછી હવે નાના-ઉદ્યોગોની પરિસ્થિતિની તપાસ કરીએ.

પ્રથમ પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે નાના પાયાના ઉદ્યોગો કોને ગણવા ? મોટા પાયાના ઉદ્યોગોથી જુદા પાડવા નાના પાયાના ઉદ્યોગોને જાણવા કયા માપદંડનો સ્વીકાર કરવો ? સામાન્ય રીતે ચાર માપદંડો વડે ઉદ્યોગના પ્રકારને જાણી શકાય. એક છે મૂડીનો માપદંડ. આપણને એમ કહેવાની ઈંતેજારી થાય છે કે જેમાં વધુ મૂડી રોકાયેલી હોય તે મોટો ઉદ્યોગ. અને જ્યાં ઓછી મૂડી રોકી છે તે નાનો ઉદ્યોગ. પણ એવા ઘણા નાના પાયાના ઉદ્યોગો છે જ્યાં મૂડીનું ઘણું મોટું પ્રમાણ રોકવામાં આવેલું હોય છે. મોટા પાયાના એકમમાં રોકાયેલી મૂડી કરતાં નાનાં પાયાના એકમમાં કોઈ વાર વધુ મૂડીનું રોકાણ થયેલું હોય છે. આવે તબક્કે મૂડીનો માપદંડ નાના પાયાના ઉદ્યોગોને ઓળખવામાં મદદરૂપ થશે નહિ. બીજો માપ-દંડ છે રોજગારીનો. આ માપદંડ વિશે પણ મૂડીના માપદંડ જેવું જ બને છે. ત્રીજો માપદંડ છે ઉત્પાદનનો અને ચોથો છે વ્યવસ્થાના પ્રકારનો. આ ચારે પ્રકારના માપદંડોમાં એવું બને છે કે કોઈ મોટા પાયાના ઉદ્યો-ગોના એકમમાં કોઈ નાના પાયાના ઉદ્યોગોના એકમ કરતાં ઓછા પ્રમાણમાં મૂડી રોકાયેલી હોય, ઓછા પ્રમાણમાં રોજગારી અપાતી હોય, ઓછા પ્રમાણમાં ઉત્પાદન હોય. અને વ્યવસ્થાનો પ્રકાર નાના પાયાના એકમમાં મોટા પાયાના ઉદ્યોગના એકમ કરતાં વધુ આધુ-નિક પણ હોઈ શકે. અમેરિકા અને જાપાન જેવાં, ઔદ્યોગિક રીતે ખૂબ વિકાસ કરી ચૂકેલાં અર્થતંત્રોમાં નાના પાયાના ઉદ્યોગોના એકમો જરૂર આવાં મળી શકે.

આથી, પ્રથમ દષ્ટિએ તો નાના પાયાના ઔદ્યોગિક એકમને મોટા પાયાનાં ઔદ્યોગિક એકમથી જુદાં પાડવા માટે આપણી પાસે કોઇ સાધન નથી. પણ બંનેને જુદાં તો પાડવાં જ પડશે. માટે વ્યક્તિગત અભિપ્રાયની મદદથી ભલે સાપેક્ષ દષ્ટિએ પણ આપણે ઉપરના જ માપદંડોની કોઈ કક્ષા નક્કી કરવી પડશે. પણ આપણા જ દેશની સરકારે નાના પાયાના અને ગૃહઉદ્યોગો માટે કાંઈક સમજણ અપનાવી છે તો આપણે તેનો જ સ્વીકાર કરીએ. ગૃહઉદ્યોગો અથવા કુટિરઉદ્યોગો એ એવા ઉદ્યોગો છે જેમાં સામાન્ય રીતે ઔદ્યોગિક એકમનો માલિક પોતાનાં કુટુંબીજનો અથવા સગાંઓની મદદથી ઉત્પાદનનું કામ ચલાવે છે અને જેમાં કામ કરનારાઓ ૯થી વધુ ન હોય. જ્યારે નાના પાયાના ઉદ્યોગો એ એવા ઉદ્યોગો છે જ્યાં ઔદ્યોગિક એકમોમાં કામદારોની સંખ્યા ૫૦થી વધુ ન હોય.

ઉપરની જે સમજણ આપણે કુટિરઉદ્યોગ અને નાના પાયાના ઉદ્યોગોની જોઈ તેમાં રોજગારીનો જ માપદંડ સ્વીકારવામાં આવ્યો નથી. રોજગારીની મર્યાદા મૂકવામાં આવી છે. ૫૦થી ઓછા કામદારોને રોજી આપતાં ઔદ્યોગિક એકમો નાના પાયા પરનાં ગણવાં અને ૫૦ થી વધુ કામદારોને રોજી આપતાં ઔદ્યોગિક એકમોને મોટા પાયા પરનાં ગણવાં. અહીં મૂડી વિષે કોઇ મર્યાદા નથી, યંત્રવિદ્યાના ઉપયોગ વિષે કોઈ મર્યાદા પણ નથી. ઉત્પાદનના પ્રમાણની કોઈ પ્રત્યક્ષ મર્યાદા પણ નથી. આ સમજણમાં પણ ખામી તો છે જ, છતાં આપણે તેનો કામચલાઉ સ્વીકાર તો કરવો જ રહ્યો.

નાના પાયાના ઉદ્યોગો વિષે વધુ વિચાર કરીએ

ત્યાર પહેલાં એક પ્રશ્નનું નિરાકરણ થવું ઘટે. પ્રશ્ન છે, નાના પાયાના ઉદ્યોગો આપણા દેશમાં શા માટે? નાના પાયાના ઉદ્યોગોનું સ્થાન કોઇપણ દેશના અર્થતંત્રમાં મહત્ત્વનું છે જ કારણ કે ઔદ્યોગિક રીતે વિકસિત જાપાનના અર્થતંત્રમાં નાના પાયાના ઉદ્યોગનું સ્થાન મહત્ત્વ-નું છે. ઉપરાંત યુ. એસ.એ.માં પણ નાના ઉદ્યોગોનું સ્થાન એટલું જ મહત્ત્વનું છે કારણ કે કુલ ઔદ્યોગિક કામ-દારોમાંથી ૬૦% કામદારોને રોજી આપવાનું કામ અમેરિ-કાના નાના પાયાના ઉદ્યોગો કરે છે. આમ વૈકલ્પિક રોજગારીની તકો પૂરી પાડવા માટે નાના પાયાના ઉદ્યોગો ઘણા મહત્ત્વના માનવામાં આવ્યા છે.

નાના પાયાના ઉદ્યોગોને મહત્ત્વ આપવાનું બીજું કારણ છે આર્થિક સત્તાનું વિકેન્દ્રીકરણ. મોટા પાયાના ઉદ્યોગોથી સંપત્તિ અને ઉત્પાદનનાં સાધનોનું કેન્દ્રીકરણ થાય છે તેથી સમાજમાં આર્થિક અન્યાયની માત્રાને ઘટાડવા નાના પાયાના ઉદ્યોગો સહાયભૂત થાય છે તેમ માનવામાં આવે છે.

નાના પાયાના ઉદ્યોગોને વિશેષ લક્ષમાં લેવાનું ત્રીજું કારણ છે આપણાં દેશમાં મૂડીનો અભાવ. દેશમાં મોટા પાયાનું ઔદ્યોગિકરણ વિકસાવવું હોય તો વિશાળ પાયા પર મૂડી અને તેને લગતી યંત્રવિદ્યાની જરૂર પડે. ભારત-માં મૂડીની ભારે અછત છે અને શ્રમની ભારે છત છે. આથી ઉત્પાદનનું જે સાધન આપણે ત્યાં વિશાળ પ્રમાણમાં ઉપલબ્ધ છે તેનો જ વધારે ઉપયોગ થવો ઘટે અને તેથી જ તેનો ઉપયોગ કરતા નાના પાયાના ઉદ્યોગો-ને રાષ્ટ્રના ઔદ્યોગિકરણના કાર્યક્રમમાં મહત્ત્વનું સ્થાન આપવું જોઈએ.

છેલ્લે એક એવો મુદ્દો ઉઠાવવામાં આવ્યો છે કે નાના પાયાના ઉદ્યોગોનો વિકાસ દેશને માટે અતિ મૂલ્યવાન વિદેશી હૂંડિયામણ કમાઈ આપે છે.

આમ ખેતીવાડી વિભાગમાં પ્રશ્નને બેકારી નિવાર-વાના વૈકલ્પિક ઉપાય તરીકે, વિકેન્દ્રીકરણ હાંસલ કરવા માટે મૂડીનો ઉત્તમ ઉપયોગ કરવા માટે અને વિદેશી હૂંડિયામણ કમાવા માટે નાના પાયાના ઉદ્યોગોને સાધન તરીકે માનવામાં આવેલ છે.

નાના પાયાના ઉદ્યોગનું મહત્ત્વ શું છે તે જોયા પછી હવે નાના પાયાના ઉદ્યોગોના ક્ષેત્રે ઉત્પાદનની શી પરિસ્થિતિ છે તે હવે જોઈએ.

આ વિભાગમાં નીચેના ઉદ્યોગોનો સમાવેશ થઇ શકે. હાથસાળ વણાટ, રેશમ વણાટ, ટોપલાની બનાવટ, બીડી ઉદ્યોગ, માટીનાં વાસણનો ઉદ્યોગ, લાકડાનાં કામનો ઉદ્યોગ, ઘાણી, સુથારીકામ, લુહારીકામ, સોનાના અને ચાંદીના તાર બનાવવાનો ઉદ્યોગ, લાકડું અને હાથીદાંત ઉપર કારીગરી, પિત્તળનાં વાસણો ઉપર કારીગરી, રમ-કડાં ઉદ્યોગ, રેશમ ઉદ્યોગ, કાપડ ઉપર છાપકામનો ઉદ્યોગ, કાપડ રંગવાનો ઉદ્યોગ, દરેક પ્રકારની હસ્તકલા કારીગરી, ઇંટનો ઉદ્યોગ, હોઝિયરીનો ઉદ્યોગ, ઍન્જીનીઅ-રિંગ સામાનનો ઉદ્યોગ, બૉબિન બનાવવાનો ઉદ્યોગ, ચામડાં કમાવવાનો ઉદ્યોગ, ચર્મઉદ્યોગ, છાપકામનો ઉદ્યોગ, ચોખા છડવાનો ઉદ્યોગ, કઠોળ છડવાનો ઉદ્યોગ, ખાંડ, ખાંડસરી અને ગોળનો ઉદ્યોગ. ખાદી અને બીજા ગ્રામોદ્યોગોનો આ વિભાગમાં સમાવેશ થઇ શકે.

હવે નાના પાયાના ઉદ્યોગોમાં ઉત્પાદનની પરિ-સ્થિતિ વિષે થોડું જોઈએ. ૧૯૬૦–'૬૧માં હાથસાળ દ્વારા ૨૩૫૦ મિલિયન વાર કાપડ ઉત્પન્ન થતું હતું. જ્યારે ૧૯૬૫–'૬૬માં ૩૫૦૦ મિલિયન વાર કાપડ ઉત્પન્ન કરવાનો અંદાજ નક્કી થયો છે. રેશમનું ઉત્પાદન ૩·૬ મિલિયન પાઉન્ડનું ૧૯૬૦–૬૧માં થતું નોંધાયું છે જ્યારે ૧૯૬૫–'૬૬માં ૫ મિલિયન પાઉન્ડ જેટલા રેશમના ઉત્પા-દનનો લક્ષ્યાંક નક્કી થયો છે. હાથસાળના ઉદ્યોગમાં ૩૦ લાખ કામદારોને રોજી મળે છે, વાર્ષિક ૩૬ મિ. વાર જેટલી નિકાસ થાય છે જેની કિંમત રૂા. ૫ કરોડ જેટલી થવા જાય છે. દરેક પ્રકારની ખાદીનું કુલ ઉત્પા-દન ૧૯૫૦–'૫૧માં ૭ મિલિયન વાર જેટલું હતું જે વધી-ને ૧૯૬૦–'૬૧માં ૪૮ મિલિયન વાર જેટલું થયું હતું. અંબર ચરખા દ્વારા ઉત્પન્ન થતી ખાદીનો ૧૯૫૬–'૫૭નો આંક ૧·૯ મિલિયન વારનો છે જ્યારે ૧૯૬૦–'૬૧માં અંબર ચરખાની ખાદીના ઉત્પાદનનો આંક ૨૬ મિલિયન વાર જેટલો છે.

## (૩) ઉદ્યોગો માટે નાણું

દરેક પ્રકારના ઉદ્યોગોમાં ઉત્પાદન વ.ની પરિ-સ્થિતિ જોયા પછી હવે આ ઉદ્યોગોની નાણાંકીય જરૂરિ-

યાતો તથા તે સંતોષનાર સંસ્થાઓનો વિચાર કરીએ.

ઉદ્યોગોમાં એકમોના કદ તથા ઉત્પાદનની કક્ષા અનુસાર મૂડીની જરૂર ઊભી થતી હોય છે. મૂડી એ ઉદ્યોગોનો પ્રાણ છે જે વિના વિકાસ તો ન જ થાય પણ માત્ર અસ્તિત્વ ટકાવી રાખવું પણ મુશ્કેલ બને છે. દરેક ઔદ્યોગિક એકમ આથી હંમેશા મૂડીની જરૂરમાં હોય છે જ. વધારે જમીનની ખરીદી કરવામાં કે મકાન બાંધવા માટે કે યંત્રો ખરીદવા કે વધુ પ્રમાણમાં કાચો માલ કે બળતણની સગવડ વધારવા કે પછી મજૂરોને વેતન ચૂકવવા ઔદ્યોગિક એકમોને મૂડીની જરૂર ઊભી થાય છે. આમ વિશાળ પ્રમાણમાં મૂડીની માંગ ઉપસ્થિત થાય છે. આ બધી મૂડી કોઈ ઔદ્યોગિક એકમ જાતે કાઢી ન શકે, માટે તેને અમુક અંશે નાણાંકીય સહાયની જરૂર પડે જ છે. આ નાણાકીય સહાય પૂરી પાડનારી સંસ્થાઓ—નબળી કે સબળી—લગભગ દરેક(ઔદ્યોગિક રીતે) વિકસતા અર્થતંત્રમાં હોય છે જ. આ સંસ્થાઓ વિવિધ પ્રકારની હોય છે: જાહેર પણ હોય, ખાનગી પણ હોય, સરકારી પણ હોય. આમ નાણાંકીય સહાય (માંગ)ની જરૂર પણ વિવિધ પ્રકારની હોય, તેને સંતોષ આપનાર સંસ્થાઓ પણ વિવિધ પ્રકારની હોય.

આવી નાણાંકીય માંગને સામાન્ય રીતે ત્રણ વિભાગમાં વહેંચવામાં આવે છે:

(૧) ટૂંકા ગાળાની નાણાંકીય માંગ,
(૨) મધ્યમ „ „ „
(૩) લાંબા „ „ „

જ્યારે કોઈ ચાલુ ઔદ્યોગિક એકમમાં વધુ પ્રમાણમાં કાચો માલ કે બળતણ ખરીદવાની જરૂર ઊભી થાય કે મજૂરોને વેતન ચૂકવવાની જરૂર ઊભી થાય ત્યારે જે માંગ ઉપસ્થિત થાય તેને ટૂંકા ગાળાની નાણાંકીય માંગ તરીકે ઓળખવામાં આવે છે. આ નાણાંનું ધિરાણ માત્ર ટૂંકા ગાળાનું જ છે. માત્ર થોડા સમયમાં—વધુમાં વધુ એક વર્ષમાં—આ નાણાં પાછાં ભરપાઈ થઈ જાય છે. કારણ કે ઉત્પન્ન થયેલો માલસામાન જેવો વેચાય તે તરત જ તેમાંથી આવેલાં નાણાંમાંથી તે દેવું ભરપાઈ થઈ જાય છે. નાણાંની રકમ પણ પ્રમાણમાં નાની જ હોય છે.

લાંબા ગાળાની નાણાંની માંગ મહદ અંશે વધુ લાંબો સમય અને મોટી નાણાંકીય રકમને આવરી લે છે. જ્યારે કારખાનામાં વિશાળ જમીન ખરીદવાની હોય, કે યંત્રો ખરીદવાનાં હોય કે કોઈ પણ રીતે મોટા પાયા પર કારખાનાનો વિસ્તાર કરવો હોય ત્યારે જે નાણાંકીય માંગ ઉપસ્થિત થાય છે તે લાંબા ગાળાની નાણાંકીય માંગ તરીકે ઓળખાય છે. સમયનો ગાળો ત્રણ કે પાંચ વર્ષથી શરૂ કરી પચીસ કે પચાસ વર્ષ સુધીનો પણ હોઈ શકે છે અને રકમનું પ્રમાણ પણ લગભગ ઘણું મોટું હોય છે.

મુખ્યત્વે તો ઉપર જોયા પ્રમાણેની બે પ્રકારની જ નાણાંની માંગ હોય છે. પણ સગવડ ખાતર ત્રીજો પ્રકાર પણ ઉમેરવામાં આવ્યો છે. જ્યારે એક જરૂરિયાત એવી ઊભી થાય છે કે જે બન્ને પ્રકારની નાણાંની જરૂરિયાતનાં અમુક અમુક લક્ષણોનો પોતાનામાં સમાવેશ કરે છે, અને છતાં તે ટૂંકા ગાળાની નાણાંકીય માંગ પણ નથી તેમજ લાંબા ગાળાની નાણાંકીય માંગ પણ નથી. આવા પ્રકારની નાણાંકીય માંગને મધ્યમ પ્રકારની નાણાંકીય માંગ તરીકે ઓળખવામાં આવે છે. આવી માંગમાં સમયનો ગાળો એક થી ત્રણ વર્ષનો હોઈ શકે અને રકમનું પ્રમાણ ઠીક ઠીક મોટું પણ હોઈ શકે.

નાણાંકીય માંગના આ ત્રણે પ્રકારોને એકબીજાથી જુદા અને સ્પષ્ટ કરવા માટે સમયનો ગાળો અનિવાર્ય માપદંડ છે, નાણાંની રકમ એ અનિવાર્ય માપદંડ નથી. જો સમયનો ગાળો એક વર્ષનો જ હોય તો ટૂંકા ગાળાની, જો સમયનો ગાળો ત્રણ વર્ષ સુધીનો, તો મધ્યમ ગાળાની અને જો સમયનો ગાળો ત્રણ થી પચીસ-પચાસ વર્ષનો હોય તો આ માંગ લાંબા-ગાળાની નાણાંકીય માંગ તરીકે ઓળખાય છે.

## ઉદ્યોગોને નાણાં પૂરાં પાડતી સંસ્થાઓ

ઉદ્યોગોમાં ઉત્પન્ન થતી નાણાંકીય માંગના પ્રકારો આપણે જોઈ લીધા. હવે આવી તમામ પ્રકારની નાણાંકીય માંગ પૂરી પાડનાર વિવિધ સંસ્થાઓ વિષે તપાસ કરીએ. ઉદ્યોગોને નાણાં પૂરાં પાડતી સંસ્થાઓને નીચે પ્રમાણે વિવિધ વિભાગોમાં વહેંચી શકીએ.

(૧) શૅર્સ અને ડિબેન્ચર્સમાં નાણાંનું રોકાણ કરીને

ઉદ્યોગોમાં નાણાં પૂરાં પાડતી વ્યક્તિઓ અને વ્યાપારી પેઢીઓ,

(૨) વેપારી બૅંકો, દેશી બૅંકરો, શરાફો વ.,

(૩) ઇશ્યુ હાઉસીઝ, મૅનેજિંગ એજન્સીની સંસ્થાઓ, કૉન્સોર્ટિયમ વ. સંસ્થાઓ,

(૪) વિવિધ નાણાંકીય કૉર્પોરેશનો,

(૫) જાહેર અને ખાનગી વિદેશી મૂડી.

આ તમામ વિભાગોની ટૂંકમાં ચર્ચા કરીએ.

જ્યારે કોઈ નવી પેઢી ઊભી કરવામાં આવે કે જૂની પેઢીનો વિસ્તાર કરવામાં આવે ત્યારે જે મૂડીની જરૂર પડે તે પ્રથમ તો શૅર્સ અને ડિબેન્ચર્સના દ્વારા થાય છે. વ્યક્તિઓ અને બીજી સંસ્થાઓ આવી પેઢીઓનાં શૅર્સ અને ડિબેન્ચર્સ ખરીદીને તેમાં પોતે બચાવેલાં નાણાંનું રોકાણ કરે છે. આવાં રોકાણથી બચાવેલ મૂડી (નાણું) સચવાય છે અને સાથે સાથે તેના ઉપર વ્યાજ પણ મળે છે. શૅર્સની ખરીદી એ મૂડીની ભાગીદારી ગણાય છે. પેઢીના નફાને કે ખોટને ભાગે પડતે હિસ્સે સહન કરવા પડે છે, જ્યારે ડિબેન્ચરની ખરીદી એક પ્રકારની પેઢીને અપાયેલ લોન છે. પેઢી નફો કરે કે નુકસાન કરે, ડિબેન્ચરનાં નાણાં ઉપર નિયત પ્રમાણનું વ્યાજ પેઢીએ વ્યક્તિને આપવું જ પડે છે.

(૧) આપણા દેશમાં અત્યારે છેલ્લાં દસેક વર્ષથી ઔદ્યોગિક એકમોને આ રીતે શૅર્સ અને ડિબેન્ચર્સ દ્વારા નાણાં ઠીક પ્રમાણમાં મળવા લાગ્યાં છે. જ્યારે પહેલાં આ રીતે નાણાં ઓછાં મળતાં હતાં કારણ કે ઔદ્યોગિકરણનું પ્રમાણ ઓછું હતું, આવાં રોકાણની તકો જ ઓછી હતી અને લોકોને પણ આવાં રોકાણની ટેવો નહોતી. આજે દેશમાં આવું રોકાણ ધીરે ધીરે સામાન્ય બનતું જાય છે. અને તેમાં યે વ્યક્તિઓ કરતાં વધુ તો સંસ્થાઓ જ વેપારી પેઢીના શૅર્સ અને ડિબેન્ચર્સમાં રોકાણ વધારતી જતી જણાય છે. એક અંદાજ એવો છે કે પ્રથમ યોજનામાં જે કુલ ઔદ્યોગિક રોકાણ થયું તેના ૩૨ % પેઢીઓએ પોતે પોતાની નફાની વહેંચણી કર્યા વગર જે બચત ભેગી કરી તેમાંથી જ આ રોકાણ થયું છે. જ્યારે બીજી યોજનામાં આવી બચત દ્વારા કુલ ઔદ્યોગિક રોકાણના ૪૦ % જેટલું રોકાણ થયું છે.

આ પ્રકારના રોકાણમાં ફાયદાઓ છે અને ગેરફાયદાઓ પણ છે. પણ સામાન્ય રીતે તો આવા રોકાણના વિકાસને આવકાર આપવામાં આવે છે.

(૨) ઔદ્યોગિક એકમોને નાણાં પૂરાં પાડનાર બીજો વિભાગ છે આ દેશની વેપારી બૅંકોનો, શરાફોનો અને દેશી બૅંકરોનો. ઉદ્યોગોને તાત્કાલિક જ્યારે નાણાંની જરૂર પડે ત્યારે ટૂંકા ગાળા માટે બૅંકો વ. સંસ્થાઓ મૂડી (નાણું) પૂરી પાડે છે. આમ આ વિભાગ ટૂંકા ગાળાની નાણાંકીય જરૂર સંતોષે છે. બૅંકોને લાંબા ગાળાની અને મધ્યમ ગાળાની નાણાંકીય સહાય આપવાનું પરવડે તેમ નથી, કારણ કે વેપારી બૅંકોને તો તરલતા (Liquidity) અને નફો (Profitability) વચ્ચેની મુશ્કેલ પરિસ્થિતિ સાચવવી પડે છે. તરલતા અને લોકોનો બૅંક ઉપરનો વિશ્વાસ કાયમ ટકાવી રાખવા પડે છે. ઘણા બધા લોકોમાંથી એકાદ પણ જો નાણાં પાછા ન આપી શકે તો બૅંકને પોતાને જ ફડચામાં જવાનો વારો આવે. અને આજ કારણસર બૅંક વધુ લાંબા સમય માટે નાણાંનું ધિરાણ કરી શકતી નથી. બધા દેશોની માફક જ આપણા દેશમાં પણ બૅંકો માત્ર ટૂંકા ગાળાનું જ ધિરાણ કરે છે. જર્મનીમાં બૅંકો ભેગી થઇને મૂડી એકત્ર કરે છે અને એ મૂડીથી ઔદ્યોગિક ધિરાણ કરવામાં આવે છે. પણ ભારતમાં એ દિશામાં પ્રયાસો નિષ્ફળ ગયા છે.

આપણા દેશના દેશી બૅંકરો તથા શરાફો પણ વેપારી બૅંકો માફક જ ટૂંકા ગાળાનું જ ધિરાણ કરે છે.

(૩) ઉદ્યોગોને નાણાં ધીરનાર ત્રીજો વિભાગ છે ઈશ્યુ હાઉસીઝ, અન્ડરરાઇટિંગ હાઉસીઝ વગેરેનો. ઔદ્યોગિક રીતે વિકસિત એવા ઈંગ્લેંડ, અમેરિકા, જર્મની વ. દેશોમાં આવી સંસ્થાઓ વિકાસ પામી છે. જે નવી પેઢી અસ્તિત્વમાં આવે તે પેઢીના શૅર્સ અને ડિબેન્ચર્સમાં શરૂશરૂમાં લોકો નાણાં મૂકતાં અચકાય છે. તેવે અગત્યને તબક્કે આવી સંસ્થાઓ પેઢીના વતી શૅર્સ અને ડિબેન્ચર્સ વેચવાનું તથા જો ન વેચાય તો તેની સંપૂર્ણ જવાબદારી લેવાનું કામ કરે છે. આ કામ ઘણું અગત્યનું છે. આવી પ્રથાથી ઔદ્યોગિક એકમો નુકસાનીના ડર વગર જલ્દીથી ઉત્પાદનક્ષેત્રમાં પ્રવેશે છે, અને એમ ઔદ્યોગિક વિકાસ થાય છે. ભારતમાં કમ-

નસીબે આવી સંસ્થાઓ નથી. જે છે તેના કામનું પ્રમાણ જરૂર કરતાં ઘણું જ ઓછું છે એટલે આવી સંસ્થાઓનું અસ્તિત્વ આપણા દેશમાં ગણતરીમાં લેવાતું જ નથી.

મૅનેજિંગ એજન્સીની પ્રથાનો સમાવેશ પણ આપણે આ વિભાગમાં જ કર્યો છે. આ પ્રથા અત્યાર સુધી જેટલે અંશે ભારતમાં સક્રિય હતી તેટલે અંશે દુનિયાના કોઈ દેશમાં સક્રિય રહી શકી નથી. મૂળ તો આ પ્રથા પોતે પરદેશી છે. ભારતમાં ખૂબ અનુકૂળ લાગતાં અહીં તેનો સ્વીકાર થયો અને બહોળો ફેલાવો થયો. આજે દુનિયાના ૧૦ થી ૧૨ દેશોમાં તે ઠીક ઠીક પ્રમાણમાં કામ કરે છે, પણ ઔદ્યોગિક વિકાસમાં ત્યાં તેમનો ફાળો ગણનાપાત્ર નથી. આ પ્રથામાં એક મોટી વેપારી પેઢી બીજી નાની પેઢીઓની વ્યવસ્થા કરે છે અને બદલામાં કમિશન કમાય છે. આ પ્રથા આ દેશમાં ખૂબ જ વિકાસ પામી અને તેના ફાયદાઓ સાથે ઘણાં દૂષણો પણ વિકાસ પામ્યાં. અંતે ભારત સરકારે કાયદા વડે આવી મૅનેજિંગ એજન્સીઓની સક્રિયતાને ખૂબ દબાવી દીધી છે અને તેના વડે થતું પ્રજાનું શોષણ અટકાવ્યું છે. ભારતના સ્વાતંત્ર્ય પહેલાંના ઔદ્યોગિક વિકાસમાં આવી સંસ્થાઓનો ફાળો સૌથી વિશેષ પ્રશંસાપાત્ર છે. આ મૅનેજિંગ એજન્સીની પ્રથા અત્યારે ખાસ ઉપયોગની નથી રહી. પણ આવી સંસ્થાઓ પાસે હજુ સારા પ્રમાણમાં મૂડી છે એટલે તેમનો ઉપયોગ જરૂર થવો ઘટે. આવી સંસ્થાઓ ઔદ્યોગિક એકમો માટે જરૂરી દરેક પ્રકારની મૂડી પૂરી પાડતી હતી.

### (૪) વિવિધ નાણાંકીય કૉર્પોરેશનો

આમ તપાસતાં માલૂમ પડે છે, કે અત્યારે ભારતીય અર્થતંત્રમાં લાંબા ગાળાની અને મધ્યમ ગાળાની નાણાંકીય જરૂર સંતોષવાનું કામ અત્યાર સુધીમાં જોયેલી સંસ્થાઓ કરતી નથી. ભારતીય નાણાં બજારમાં આથી લાંબા ગાળાની અને મધ્યમ ગાળાની નાણાકીય જરૂર પૂરી પાડતી સંસ્થાની ભારે જરૂર હતી. આથી ભારત સરકારે ખાસ પ્રયત્નોથી આ દેશમા અમુક નાણાંકીય કૉર્પોરેશનોની સ્થાપના કરી છે. આ નાણાંકીય કૉર્પોરેશનો તે ઔદ્યોગિક નાણાંકીય સહાય આપતી સંસ્થાઓનો ચોથો વિભાગ છે. આ બધી સંસ્થાઓમાં ભારતની સંઘ સરકાર, રાજ્ય સરકારો, રિઝર્વ બૅંક ઑફ ઇન્ડિયા, વાણિજ્ય બૅંકો તથા અન્ય નાણાંકીય સંસ્થાઓએ મૂડીનો ફાળો નોંધાવ્યો છે અને તેથી વ્યવસ્થા તથા નિયમન અને તેના સંચાલનમાં આ ઉપર્યુક્ત સંસ્થાઓનો પણ અવાજ છે. આ સર્વેમાં મુખ્ય છે ભારતની સંઘ સરકાર. આથી આ સર્વે નાણાંકીય કૉર્પોરેશનો સ્વાયત્ત હોવા છતાં પણ સરકારના અંકુશ હેઠળ હોવાથી તેમને અર્ધસરકારી સંસ્થાઓ ગણવામાં આવે છે. આ સંસ્થાઓનો ફાળો નાણાં પૂરાં પાડવામાં ઘણો મહત્ત્વનો છે માટે તે કૉર્પોરેશનોનો અભ્યાસ જરા વિગતે તપાસીએ.

### ઇન્ડસ્ટ્રિયલ ફાઇનાન્સ કૉર્પોરેશન (I. F. C.)

અખિલ ભારતીય ધોરણે ઉદ્યોગોને નાણાંકીય સહાય આપનાર કોઈ સંસ્થાની જરૂર ઘણા સમયથી લાગતી હતી જ. છેક ઈ. સ. ૧૯૧૮ ના ઔદ્યોગિક પંચે અને ઈ. સ. ૧૯૨૫ની વિદેશી મૂડી સમિતિએ આ બાબતનાં સૂચનો કર્યા હતાં. તેમાંયે ખાસ કરીને બીજા મહાયુદ્ધ પછી તો ઉદ્યોગોને યુદ્ધ પહેલાના ધોરણે મૂકવાની જરૂર ઊભી થતાં આવી રાષ્ટ્રિય સંસ્થાની ખાસ જરૂર જણાતી હતી. આ માટે ૧૯૪૮માં રાષ્ટ્રની તે વખતની કાયદા-સભામાં ખરડો મુકાયો અને તે પસાર થતાં ૧લી જુલાઈ ૧૯૪૮ ના રોજ ઇન્ડસ્ટ્રિયલ ફાઇનાન્સ કૉર્પોરેશન અસ્તિત્વમાં આવ્યું.

આ કૉર્પોરેશન મોટા પાયાનાં ઔદ્યોગિક એકમોને નાણાંકીય સહાય આપે છે. જે ઔદ્યોગિક એકમને સામાન્ય સંજોગોમાં બૅંકો પાસેથી સગવડ ન મળી રહેતી હોય તેવી પેઢીઓને આ કૉર્પોરેશન લોન દ્વારા નાણાંકીય સહાય આપે છે. ઉછીનાં નાણાં લેનાર પેઢી પબ્લિક લિમિટેડ હોવી જોઇએ કે સહકારી ધોરણે ચાલતી પેઢી હોવી જોઇએ.

નાના પાયા પર ચાલતા ઔદ્યોગિક એકમો આ નાણાંકીય કૉર્પોરેશનમાંથી સહાય લઇ શકે નહિ, કારણ કે તેવા એકમો માટે જુદી વ્યવસ્થા કરવામાં આવી છે જે આપણે આગળ જોઈશું. આ ઉપરાંત પ્રાઇવેટ લિમિટેડ કંપનીઓને પણ આ કૉર્પોરેશનનો લાભ લેવામાંથી બાકાત રાખવામાં આવી છે, કારણ કે તેમને માટે જુદી વ્યવસ્થા વિચારવામાં આવી છે. આ ઉપરાંત જે જે

ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ થઈ ગયું છે અને જે ખાનગી વિભાગમાં નથી આવતા તેમને પણ આ કૉર્પોરેશનનો લાભ ન મળી શકે, કારણ કે રાષ્ટ્રીયકરણ થઈ ગયેલા ઉદ્યોગોનાં નાણાંકીય વહિવટની કાળજી પ્રત્યક્ષ રીતે સરકારને માથે છે.

આ કૉર્પોરેશનની કામગીરીના સ્વરૂપો નીચે પ્રમાણે ગણાવી શકાય:

(૧) જાહેર વેચાણ માટે બજારમાં તરતી મૂકેલી અને જેની મર્યાદા ૨૫ વર્ષથી વધુ નથી એવી લોનોની ગેરંટી આ કૉર્પોરેશન આપીને તે પેઢીને નાણાં ઊભાં કરવામાં મદદરૂપ થઈ શકે.

(૨) ઔદ્યોગિક પેઢીના તરતા મૂકેલાં શૅર્સ, બૉન્ડઝ, ડિબેન્ચર્સ વ.ના વેચાણની ખાતરી આપી શકે. પણ આ માટે સમયનો ગાળો સાત વર્ષથી વધુ ન હોઈ શકે.

(૩) ૨૫ વર્ષથી વધુ જેની સમયમર્યાદા નથી તેવા શૅર્સ, ડિબેન્ચર્સ કે બૉન્ડઝમાં રોકાણ કરી શકે અને એવી લોન પણ આપી શકે.

(૪) ભારતની કેન્દ્ર સરકારના અને વિશ્વ બૅંકના પ્રતિનિધિ તરીકે કામ કરી શકે અને આ બન્ને સંસ્થાઓએ કોઈ ઔદ્યોગિક પેઢીને જો નાણાં આપેલાં હોય તો તે વિષે વહીવટ ચલાવી શકે.

(૫) પરદેશથી આયાત થતા માલનાં ભરણમાં તે વિષે ખાતરી આપી શકે.

કૉર્પોરેશન ઉપર મુજબની કામગીરી બજાવે ત્યારે અમુક મર્યાદાઓ પણ મૂકવામાં આવી છે જે નીચે પ્રમાણે છે:

(૧) કોઈ પણ પ્રકારની પૂરતી જામીનગીરી વિના આ કૉર્પોરેશન લોન આપી શકે નહિ તેમજ કોઈ લોનની ખાતરી પણ આપી શકે નહિ.

(૨) કોઈ એક પેઢીને રૂ. ૧/- કરોડથી વધુ રકમનું ધિરાણ કરી શકે નહિ. પણ જો ભારત સરકારની ખાતરી મળતી હોય તો આ ધિરાણ રૂ. ૧/- કરોડથી વધુ થઇ શકે.

(૩) કોઇ એક પેઢીને ત્રણથી વધુ વખત લોન આપી શકે નહિ.

### કૉર્પોરેશનનું નાણાંકીય માળખું

આ કૉર્પોરેશન નીચેની વિવિધ પદ્ધતિઓ દ્વારા નાણાં ઊભાં કરી શકે.

**(૧) શૅર કૅપિટલ:** આ કૉર્પોરેશનની અધિકૃત મૂડી રૂ. ૧૦ કરોડની છે. અને રૂ. ૫૦૦૦ નો એક એવા કુલ ૨૦,૦૦૦ શૅર્સમાં આ મૂડીને વહેંચી નાંખવામાં આવી છે. આ શૅર્સની ખરીદી ભારત સરકાર, રિઝર્વ બૅંક ઑફ ઇન્ડિયા, આપણા દેશની વ્યાપરી બૅંકો, વીમાની પેઢીઓ, ઈન્વેસ્ટમેન્ટ ટ્રસ્ટ્સ, સહકારી સંસ્થાઓ તથા અન્ય નાણાંકીય સંસ્થાઓ કરી શકે છે. આ બધામાં ભારત સરકાર અને રિઝર્વ બૅંકનો ફાળો મહત્ત્વનો છે. આથી આપણે કહી શકીએ કે આ સંસ્થાની મૂડીમાં કેન્દ્ર સરકાર અને રિઝર્વ બૅંક ઑફ ઇન્ડિયાનો ફાળો જ ગણનાપાત્ર છે.

આ શૅર્સની અદલાબદલી થઈ શકતી નથી અને આ શૅર્સ ઉપર વાર્ષિક ૨$\frac{3}{4}$%ના ડિવિડન્ડની ખાતરી કેન્દ્ર સરકારે આપી છે. તદ્‌ઉપરાંત આ સંસ્થાના શૅર્સ ઉપર ક્યારેય ૫% થી વધુ ડિવિડન્ડ પણ વહેંચી શકાશે નહિ. એવું નક્કી કરવામાં આવ્યું છે.

**(૨) ડિબેન્ચર કૅપિટલ:** આ કૉર્પોરેશન કાયમી મૂડી ઊભી કરવા માટે શૅર્સનો ઉપયોગ કરે છે, જ્યારે ચાલુ મૂડી ઊભી કરવા માટે ડિબેન્ચર તથા બૉન્ડઝનો ઉપયોગ કરી શકે છે.

**(૩) થાપણ:** આ કૉર્પોરેશન થાપણ દ્વારા પણ મૂડી ઊભી કરી શકે છે. આ થાપણ લોકો પાસેથી, રાજ્ય સરકારો તથા ગ્રામ સ્વરાજ્યની સંસ્થાઓ પાસેથી લઈ શકે અને આ થાપણની મર્યાદા ૫ વર્ષથી વધુ સમયની ન હોવી જોઈએ. તે ઉપરાંત થાપણ દ્વારા ઊભી કરેલી રકમ પણ રૂ. ૧૦ કરોડથી વધુ ન હોવી જોઈએ.

**(૪) ભારત સરકાર અને રિઝર્વ બૅંક ઑફ ઇન્ડિયા પાસેથી ધિરાણ:** આ કૉર્પોરેશન આપણા દેશની કેન્દ્ર સરકાર પાસેથી નાણાં ઉછીના લઈ શકે છે. રિઝર્વ બૅંક પાસેથી પણ નાણાં ઉછીના લઈ શકે છે, પણ નાણાંનું ભરણું વધુમાં વધુ ૧૮ માસ સુધીમાં થઈ જવું જોઈએ તેવી મર્યાદા પણ મૂકવામાં આવી છે.

**(૫) વિદેશથી ધિરાણ:** જો ભારત સરકાર ખાતરી આપે તો આ કૉર્પોરેશન વિશ્વબૅંક જેવી સંસ્થા પાસેથી વિદેશી મૂડી ઉછીની લઈ શકે છે.

**(૬) વિશિષ્ટ અનામત ભંડોળ:** ભારત સરકાર અને રિઝર્વ બૅંકના શૅર્સ ઉપર તેમને ફાળે આવતું ડિવિડન્ડ તેમને ન મોકલાવતાં, તે રકમમાંથી આ ખાસ ભંડોળ ઊભું કરવાનું નક્કી થયું છે જેમાં રૂ. ૫૦ લાખ જેટલી રકમ નક્કી કરવામાં આવી છે. આથી આ કૉર્પોરેશનનું નાણાંકીય માળખું મજબૂત બનશે એવી ધારણા છે.

ઇન્ડસ્ટ્રીઅલ ફાયનાન્સ કૉર્પોરેશનની બધી જ સામાન્ય વિગતોનો અભ્યાસ કરી લીધા પછી હવે છેલ્લે આ સંસ્થાએ ૧૯૪૮માં તેની શરૂઆત થઈ ત્યારથી અત્યાર સુધીમાં કુલ કેટલી નાણાંકીય મદદ કયા કયા ઉદ્યોગોને કરી છે તેની માહિતી આપતા આંકડાઓ જોઈ લઈએ, જે નીચે પ્રમાણે છે.

**ઇન્ડસ્ટ્રીઅલ ફાયનાન્સ કૉર્પોરેશનનું ધિરાણ**

| ઉદ્યોગ | પહેલેથી ૩૦ જૂન' ૬૨ સુધીનું કુલ ધિરાણ | |
|---|---|---|
| ૧. ખાંડ ઉદ્યોગ... | રૂા. ૩૭.૫૯ | કરોડ |
| ૨. સુતરાઉ કાપડ ઉદ્યોગ... | રૂા. ૧૩.૭૦ | ,, |
| ૩. રેશમી કાપડ ઉદ્યોગ... | રૂા. ૪.૮૦ | ,, |
| ૪. કાગળ ઉદ્યોગ... | રૂા. ૧૩.૩૯ | ,, |
| ૫. રસાયણ ઉદ્યોગ... | રૂા. ૧૭.૩૫ | ,, |
| ૬. સિમેન્ટ ઉદ્યોગ... | રૂા. ૭.૬૨ | ,, |
| ૭. લોખંડ અને પોલાદ ઉદ્યોગ | રૂા. ૪.૪૭ | ,, |
| ૮. મિકેનિકલ ઈજનેરી ઉદ્યોગ... | રૂા. ૪.૮૦ | ,, |
| ૯. ઇલેક્ટ્રિકલ ઇજનેરી ઉદ્યોગ... | રૂા. ૫.૬૫ | ,, |
| ૧૦. ઑટોમોબાઇલ્સ અને ટ્રેક્ટર ઉદ્યોગ... | રૂા. ૧.૮૮ | ,, |
| ૧૧. બીન-લોખંડી ધાતુનો ઉદ્યોગ... | રૂા. ૧.૫૨ | ,, |
| ૧૨. બીજા ઉદ્યોગ... | રૂા. ૧૭.૫૦ | ,, |
| કુલ મંજૂર થયેલી રકમ ... | રૂા. ૧૩૦.૨૭ | ,, |
| કુલ વહેંચેલી રકમ (અપાયેલી રકમ)... | રૂા. ૬૮.૧૪ | ,, |
| કુલ મંગાયેલી રકમ ... | રૂા. ૨૨૧.૯૫ | કરોડ |

ઉપરના આંકડા બતાવે છે કે કુલ જે અરજીઓ આવી તેમાંથી તપાસતાં કુલ રૂા. ૨૨૧.૯૫ કરોડની માગણી વિવિધ ઉદ્યોગો દ્વારા થઈ, તેમાંથી રૂા. ૧૩૦ કરોડની માંગને મંજૂરી અપાઈ છે, જે ૫૮%નો આંક બતાવે છે. મંજૂર થયેલી રકમમાંથી રૂા. ૬૮ કરોડની વહેંચણી થઈ છે જે મંજૂર થયેલી રકમના ૫૨% થવા જાય છે. આમ ઔદ્યોગિક કૉર્પોરેશને અત્યાર સુધીમાં કુલ રૂા. ૬૮.૧૪ કરોડની વહેંચણી કરીને આટલી રકમ ઔદ્યોગિક એકમોને ઉછીની આપી છે.

આ વ્યવસ્થાનો લાભ લેનારા વિવિધ ઉદ્યોગોમાં સૌથી વધુ લાભ ઉઠાવનારામાં ખાંડ ઉદ્યોગ, સુતરાઉ કાપડ ઉદ્યોગ, કાગળ ઉદ્યોગ તથા રસાયણ ઉદ્યોગનો સમાવેશ થાય છે. આમ મધ્યમ તથા લાંબાગાળાની મોટા પાયાના ઉદ્યોગની માંગ સંતોષવામાં આ કૉર્પોરેશનની કામગીરીએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, એમ માની શકાય.

## રાજ્યોનાં નાણાંકીય કૉર્પોરેશનો: (S.F.C.)

મોટા પાયાના ઉદ્યોગોની મધ્યમ ગાળાની અને લાંબાગાળાની નાણાંકીય જરૂરિયાતો પૂરી પાડવાની વ્યવસ્થા ઇન્ડસ્ટ્રીઅલ કૉર્પોરેશન દ્વારા થઈ ગઇ ત્યારે નાના પાયાના મધ્યમ પ્રકારના ઉદ્યોગોની મધ્યમ ગાળાની અને લાંબાગાળાની નાણાંકીય જરૂરિયાતોનો પ્રશ્ન ઊભો જ હતો. તે પ્રશ્નના નિરાકરણ માટેની યોજના પણ વિચારાઇ. તા. ૨૮ સપ્ટે. ૧૯૫૧ના રોજ ભારતની કાયદા સંસ્થાએ એક કાયદો પસાર કરીને ભારતનાં તમામ રાજ્યોને પોતપોતાના માટે એકએક સ્વતંત્ર નાણાંકીય કૉર્પોરેશન રચવાની ભલામણ કરી અને છૂટ આપી અને વ્યવસ્થા પણ કરી આપી. આજ દિન સુધીમાં દરેક રાજ્યે પોતપોતાને માટે આવા નાણાંકીય કૉર્પોરેશનની સ્થાપના કરી દીધી છે.

આ સંસ્થાઓ પોતપોતાના રાજ્યમાં નાના અને મધ્યમ પ્રકારના ઉદ્યોગોને નાણાંકીય સહાય આપવા માટે ઊભી કરવામાં આવેલ છે. તે ઉપરાંત ખાનગી લિમિટેડ કંપનીઓ, ભાગીદારીની પેઢીઓને પણ આ કૉર્પોરેશનો મદદ કરશે.

રાજ્યોનાં આ કૉર્પોરેશનો મર્યાદિત જવાબદારીવાળી કોઈપણ પેઢીના શૅર્સ કે સ્ટૉકમાં રોકાણ કરી શકે નહિ.

કૉર્પોરેશનની ભરપાઈ થયેલી મૂડીના ૧૦% વધુ મૂડી કોઈ કૉર્પોરેશન કોઈ પણ પેઢીને ધિરાણમાં આપી શકે નહિ. જામીનગીરી વિના પણ આ સંસ્થાઓ કોઈ પ્રકારનું ધિરાણ કરી શકે નહિ.

આ કૉર્પોરેશનોની કામગીરીનું સ્વરૂપ નીચે પ્રમાણે છેઃ

(૧) ૨૦ વર્ષમાં ભરપાઈ થઈ શકે તેવા શૅર્સ કે ડિબેન્ચર્સમાં રોકાણ;

(૨) ૨૦ વર્ષમાં ભરપાઇ થઇ શકે તેવા શૅર્સ કે ડિબેન્ચર્સના વેચાણની ખાતરી;

આ કૉર્પોરેશનોની નાણાંકીય વ્યવસ્થા નીચે પ્રમાણે છે. કોઇ પણ રાજ્યના નાણાંકીય કૉર્પોરેશનમાં મૂડીનું પ્રમાણ ઓછામાં ઓછું રૂા. ૫૦ લાખ અને વધુમાં વધુ રૂા. ૫ કરોડનું નક્કી કરવામાં આવેલ છે. મૂડીની કુલ કિંમતને રાજ્ય સરકારને યોગ્ય લાગે તે રીતે સરખા મૂલ્યના શૅર્સમાં તેની વહેંચણી કરી શકે. રાજ્યના કૉર્પોરેશનમાં રાજ્ય સરકારે, રિઝર્વ બૅંક, વેપારી બૅંકો, સહકારી બૅંકો, વીમાની પેઢીઓ તથા અન્ય નાણાંકીય સંસ્થાઓ પોતાનો મૂડીનો ફાળો આપી શકે. પણ આ ઉપરાંત વધારાની સગવડ તો એ છે કે આ કૉર્પોરેશનોની કુલ મૂડીના ૨૫% મૂડી, લોકો પોતે શૅર્સ દ્વારા આપી શકે. આવો મુદ્દો ઇન્ડસ્ટ્રીઅલ ફાઇનાન્સ કૉર્પોરેશનમાં માલૂમ પડતો નથી. આ બધી મૂડી ઉપર લઘુતમ ડિવિડન્ડની ખાત્રી રાજ્ય સરકારો આપે છે અને કોઈ પણ સંજોગોમાં ડિવિડન્ડની વહેંચણીમાં તેનું પ્રમાણ ૫%થી વધી શકે નહિ.

આ કૉર્પોરેશનોના નાણાંકીય સાધનો નીચે પ્રમાણે છે.

શૅર્સ કૅપિટલ ઉપરાંત, ડિબેન્ચર્સ અને બૉન્ડેઝ દ્વારા પણ આ સંસ્થાઓ જરૂરી નાણાં ઊભાં કરી શકે. પાંચ વર્ષથી ઓછા સમયની ન હોય તેવી થાપણો આ કૉર્પોરેશનો પ્રજા પાસેથી સ્વીકારી શકે છે.

રાજ્યોનાં નાણાંકીય કૉર્પોરેશનોની આટલી વિગત તપાસ્યા પછી હવે તેમના દ્વારા અપાયેલ કુલ નાણાંકીય મદદનું પ્રમાણ તપાસીએ.

### રાજ્યોનાં નાણાંકીય કૉર્પોરેશનોનું કુલ ધિરાણ

| રાજ્ય | ૩૧ માર્ચ ૧૯૬૨ સુધીનું કુલ ધિરાણ |
|---|---|
| ૧. આંધ્ર પ્રદેશ | રૂા. ૧·૨૫ કરોડ |
| ૨. આસામ | રૂા. ૨·૦૨ ,, |
| ૩. બિહાર | રૂા. ૧·૮૧ ,, |
| ૪. ગુજરાત | રૂા. ૦·૫૪ ,, |
| ૫. જમ્મુ અને કાશ્મીર | રૂા. ૦·૦૬ ,, |
| ૬. કેરળ | રૂા. ૧·૪૭ ,, |
| ૭. મધ્ય પ્રદેશ | રૂા. ૦·૭૧ ,, |
| ૮. મદ્રાસ | રૂા. ૪·૮૩ ,, |
| ૯. મહારાષ્ટ્ર | રૂા. ૨·૯૯ ,, |
| ૧૦. મ્હૈસૂર | રૂા. ૦·૬૮ ,, |
| ૧૧. ઓરિસ્સા | રૂા. ૦·૪૩ ,, |
| ૧૨. પંજાબ | રૂા. ૨·૩૯ ,, |
| ૧૩. રાજસ્થાન | રૂા. ૦·૮૫ ,, |
| ૧૪. ઉત્તર પ્રદેશ | રૂા. ૧·૧૨ ,, |
| ૧૫. પ. બંગાળ | રૂા. ૨·૧૩ ,, |
| કુલ | રૂા. ૨૩·૨૮ ,, |

ઉપરના આંકડાઓ તપાસતાં જણાય છે કે બધાં રાજ્યોએ મળીને કુલ રૂા. ૨૩·૨૮ કરોડનું ધિરાણ કરેલું છે. રાજ્યવાર મોટા તફાવતો છે. મદ્રાસ, મહારાષ્ટ્ર, પંજાબ અને પ. બંગાળની કામગીરી બીજાં રાજ્યોની કામગીરીના પ્રમાણમાં આ કૉર્પોરેશનોના ક્ષેત્રે વધુ વિસ્તરેલી જણાય છે. જમ્મુ અને કાશ્મીર, ઓરિસ્સા, મ્હૈસૂર અને ગુજરાતનાં કૉર્પોરેશનો પ્રમાણમાં મંદ જણાય છે. પણ, એકંદરે નાના પાયાના અને મધ્યમ પ્રકારના ઉદ્યોગોને આ રકમથી પણ ઠીક ઠીક પ્રમાણમાં રાહત થઈ ગણાય. આવા ઔદ્યોગિક એકમોનું પ્રમાણ દેશમાં ઘણું છે, એટલે એક દૃષ્ટિએ તો આ રાજ્યનાં કૉર્પોરેશનોની કામગીરી જેટલી વધે તેટલી સારી છે.

### ઇન્ડસ્ટ્રીઅલ ક્રેડિટ ઍન્ડ ઇન્વેસ્ટમેન્ટ કૉર્પોરેશન (I. C. I. C.)

૫મી જાન્યુઆરી ૧૯૫૫ના રોજ આ સંસ્થાની સ્થાપના કરવામાં આવી છે.

અમેરિકાથી જે મદદ આ દેશને મળે તેમાંથી એક ભંડોળ ભારત સરકાર પાસે જમા થયેલું હતું. આ ભંડોળનો ઉપયોગ આ દેશના ખાનગી વિભાગના ઉદ્યોગોના વિકાસ માટે કરવાની ધારણા હતી. અમેરિકન ઉદ્યોગપતિઓ, બ્રિટિશ ઉદ્યોગપતિઓ અને ભારત સરકાર વચ્ચે આ બાબત ઉપર ચર્ચા થઈ અને પરિ-

ણામે નક્કી થયું કે ભારત સરકાર પાસે જમા થયેલ ભંડોળ ઉપરાંત ઈંગ્લૅન્ડ અને બ્રિટન પણ આ કૉર્પોરેશનમાં વિદેશી હૂંડિયામણના સ્વરૂપમાં પોતાનો ફાળો આપશે. વિશ્વબૅંક પણ આમાં જોડાઈ. આમ માત્ર ખાનગી વિભાગના ઉદ્યોગોમાં નવું રોકાણ થાય તેને મદદ કરવા માટે જ ખાસ આ સંસ્થાની સ્થાપના કરવામાં આવી છે.

આ સંસ્થાની કામગીરીનું સ્વરૂપ નીચે પ્રમાણે નક્કી કરવામાં આવ્યું છે. (૧) ઔદ્યોગિક એકમોની રચના, વિસ્તાર અને આધુનિકરણમાં મદદ; (૨) રોકાણ બજારનો વિકાસ થાય અને ખાનગી વિભાગમાં ઔદ્યોગિક વિકાસ વધે તે અર્થે મદદ; (૩) આંતરિક તેમજ બહારની ખાનગી મૂડીનું રોકાણ વધે તે અર્થે મદદ કરવી, એ ખાસ હેતુઓ નક્કી કરવામાં આવ્યા હતા. અને આ હેતુ માટે નવાં ઔદ્યોગિક એકમો માટે તથા જૂના ઔદ્યોગિક એકમોના વિસ્તાર માટે નાણાંકીય મદદ કરવી, તે એકમોના શૅર્સ, ડિબેન્ચર્સ વ.નું વેચાણ થાય તે માટે તેને ખાતરી આપવી, નવાં એકમો ઊભાં પણ કરાવવાં અને જરૂર પડે ત્યારે વહીવટી તેમજ ટેકનિકલ બાબતોમાં સલાહ સૂચનો પૂરાં પાડવાં.

આ કૅાર્પોરેશનમાં મૂડી તથા વહીવટની બાબતમાં સત્તા એક જ સ્થાને કેન્દ્રિત નહિ થાય તેની ખાસ કાળજી રાખવામાં આવી. જો આ કૉર્પોરેશન પોતાની શક્તિની મર્યાદા બહાર જઈને કામ કરવા જાય અને તેથી કૉર્પોરેશનના વહીવટને જો નુકસાન થાય તો આવી બાબતમાં સરકારનો નિર્ણય આખરી ગણાય છે.

આ કૉર્પોરેશનની મૂડી માટેની વ્યવસ્થા નીચે પ્રમાણે હતી.

આ કૉર્પોરેશનની અધિકૃત મૂડીનું પ્રમાણ રૂા. ૨૫ કરોડનું રાખવામાં આવ્યું અને રૂા. ૧૦૦ નો એક એવા સરખી કિંમતના શૅર્સમાં તેને વહેંચી દેવામાં આવ્યું. દરેક શૅર દીઠ એક મત નક્કી કરવામાં આવ્યો છે. આ કૉર્પોરેશનના શૅર્સ ખરીદવામાં વેપારી પેઢીઓ, વીમાની પેઢીઓ, બૅંકો તથા વ્યક્તિગત લોકોએ પણ ભાગ લીધો છે. પણ આ સંસ્થાની વિશિષ્ટતા એ છે કે આ સંસ્થાની મૂડી ઊભી કરવામાં ભારત સરકાર તો ભાગ લે જ છે પણ અમેરિકા અને બ્રિટને પણ ભાગ લીધો છે. બ્રિટિશ ઉદ્યોગપતિઓએ કૉમનવેલ્થ ડેવલેપમેન્ટ ફાયનાન્સ કૉર્પોરેશન દ્વારા પોતાની મૂડીનો ફાળો આ કોર્પોરેશનમાં નોંધાવ્યો છે. બ્રિટિશ ઉદ્યોગપતિઓને માટે રૂા. ૧ કરોડ જેટલી રકમ ફાળવવામાં આવી અને તેમણે આ કૉર્પોરેશનના શૅર્સ ખરીદીને પોતાની મૂડીનો ફાળો નોંધાવ્યો છે. જ્યારે અમેરિકન લોકોએ રૂા. ૫૦ લાખનું રોકાણ આ કૉર્પોરેશનમાં કર્યું છે.

ભારત સરકારે રૂા. ૭½ કરોડ વ્યાજ વિના આપવાનું કબૂલ્યું છે. અને તેના ભરણામાં પણ પૂરી સરળતા છે. જ્યારે આ રૂા. ૭½ કરોડ મળે ત્યાર પછી ૧૫ વર્ષ પછી આ રકમનું ભરણું શરૂ થાય અને પ્રતિવર્ષ માત્ર રૂા. ૫૦ લાખ એમ કરીને પછીનાં ૧૫ વર્ષમાં એ રકમ આ કૉર્પોરેશન ભારત સરકારને ભરપાઈ કરે.

આ ઉપરાંત વિશ્વબૅંકે પણ ભારત સરકારની ખાતરી હોય તો $ ૧૦ મિ. સુધીની રકમ સહાય માટે કૉર્પોરેશનને આપવાની તૈયારી બતાવી છે.

વળી, જરૂર પડે આ કૉર્પોરેશન વધારાની મૂડી નવા શૅર્સ દ્વારા કે રિઝર્વ બૅંક કે ભારત સરકાર પાસેથી ધિરાણ લઈને મેળવી શકે છે. તે ઉપરાંત વિશિષ્ટ અનામત ભંડોળની પણ સગવડ કરવામાં આવી છે.

ઇન્ડસ્ટ્રીઅલ ક્રૅડિટ ઍન્ડ ઇન્વેસ્ટમેન્ટ કૉર્પોરેશનની સામાન્ય માહિતી જોયા પછી હવે તેની ધિરાણની પ્રવૃત્તિ શી છે તે જોઈએ.

**ઈન્ડસ્ટ્રીઅલ ક્રૅડિટ ઍન્ડ ઇન્વેસ્ટમેન્ટ કૉર્પોરેશન શરૂઆતથી ૧૯૬૨ સુધીમાં**

| ધિરાણનો પ્રકાર | થયેલું કુલ ધિરાણ |
|---|---|
| લોન્સ અને ગેરંટી | રૂા. ૪૨·૯૯ કરોડ |
| રૂપિયામાં લોન... | રૂા. ૧૪·૫૬ ,, |
| વિદેશી હૂંડિયામણમાં લોન... | રૂા. ૨૮·૪૩ ,, |
| અન્ડરરાઇટિંગ... | રૂા. ૧૩·૩૩ ,, |
| ઑર્ડિનરી અને પ્રેફરન્સ શૅર્સ... | રૂા. ૯·૨૮ ,, |
| ડિબેન્ચર્સ... | રૂા. ૪·૦૫ ,, |
| શૅર્સ સબ્સ્ક્રીપ્શન... | રૂા. ૩·૮૪ ,, |
| કુલ | રૂા. ૬૦·૧૬ ,, |

ઉપરના આંકડાઓ તપાસતાં જણાય છે કે આ સંસ્થા દ્વારા પણ સારા પ્રમાણમાં નાણાંકીય મદદનું કામ

ખાનગી ક્ષેત્રમાં થયું છે. આપણા દેશના મૅન્યુફૅક્ચરિંગ ઉદ્યોગોની કુલ લગભગ રૂ. ૧૨૦૦/– કરોડની મૂડીમાં છેલ્લાં સાતથી આઠ વર્ષમાં રૂ. ૬૦ કરોડનું રોકાણ ગણનાપાત્ર ગણી શકાય. જે કાંઈ રોકાણો થયાં તેમાં લોન્સ અને ગૅરન્ટીમાં જ વધુ નાણાં વપરાયાં છે. શૅર્સમાં રોકાણનું પ્રમાણ ઘણું જ ઓછું છે. ઔદ્યોગિક પેઢીના શૅર્સમાં જ જ્યારે પ્રત્યક્ષ ભાગીદારી નોંધાય ત્યારે જ ઔદ્યોગિક વિભાગને વધુ પ્રોત્સાહન મળે.

## નૅશનલ ઇન્ડસ્ટ્રીઅલ ડેવેલપમેન્ટ કૉર્પોરેશન (N. I. D. C.)

ઑક્ટોબર ૧૯૫૩ની નૅશનલ ડેવેલપમેન્ટ કાઉન્સિલની પરિષદમાં આયોજન પંચના તે સમયના ઉપાધ્યક્ષ શ્રી. વી. ટી. કૃષ્ણમાચારીને આવા કોઈ કૉર્પોરેશનનો પ્રાથમિક વિચાર આવ્યો. પછીના વર્ષમાં તે સમયના ઉદ્યોગ અને વેપાર ખાતાના પ્રધાન શ્રી. કૃષ્ણમાચારીએ આ વિચારને પકડી લીધો અને મુંબઈ ખાતે ઉદ્યોગપતિઓ વ.ને મળીને આ કૉર્પોરેશનની સ્થાપનાનો નિર્ણય કરી લીધો, અને ૨૦મી ઑક્ટો. ૧૯૫૪ના રોજ આવા કૉર્પોરેશનની સ્થાપના કરવામાં આવી.

આ કૉર્પોરેશન સ્થાપવા પાછળનો હેતુ એ હતો કે વપરાશી માલ ઉત્પન્ન કરતાં ઉદ્યોગોમાં તો ખાનગી વિભાગ જરૂર આગળ વધશે, પરંતુ જ્યાં ખૂબ વિશાળ મૂડીની અને ગૂંચવણભરી લાગે તેવી યંત્રવિદ્યાની જરૂર છે તેવા મોટાપાયાના અને મૂડીના ઉદ્યોગોમાં ખાનગી સાહસ જલ્દી નહિ આવી શકે. કારણ કે તેમની પાસે વ્યક્તિગત રીતે આટલી વિશાળ મૂડી અને વ્યવસ્થાશક્તિ પણ ન મળી શકે. માટે જો સરકાર પ્રેરિત આવી કોઈ નાણાંકીય સંસ્થા ઊભી કરવામાં આવે તો તે આવી મદદ કરી શકે.

કૉર્પોરેશનની સ્થાપના પાછળનો તેનો આ હેતુ એ તેની વિશિષ્ટતા છે. ખાનગી વિભાગ ઉપરાંત જાહેર વિભાગને પણ નાણાંકીય સહાય આપવાનો હેતુ આ સંસ્થાનો છે જ. પણ તે ઉપરાંત મહત્ત્વની બાબત તો એ છે કે આ કૉર્પોરેશનની રચના પાછળનો મુખ્ય આશય છે ઉદ્યોગોની સ્થાપના તથા તેની પ્રગતિ. સ્થાપના માટે જરૂરી તમામ કામગીરી તથા તેના વિકાસને માટેની જરૂરી તમામ કામગીરી જેવી કે ટેકનિકલ સહાય, નાણાંકીય સહાય, વ્યવસ્થા અંગેની સહાય વ. તમામ પ્રકારની સગવડો ઔદ્યોગિક એકમોને આપવાનો મુખ્ય ઉદ્દેશ આ કૉર્પોરેશનની સ્થાપના પાછળનો છે. નાણાંકીય સહાયનું કામ ગૌણ કામ છે. વળી, યોગ્ય લાગે તો આ કૉર્પોરેશન પોતે પણ કોઈ ઔદ્યોગિક એકમની સ્થાપના કરી શકે.

આ કૉર્પોરેશન ગમે તે પ્રકારની ઔદ્યોગિક પેઢીને મદદ કરી શકે, પછી તે સરકારી, બિનસરકારી કે સરકાર સંચાલિત હોય. મદદ કરવાં માટેનું સ્વરૂપ પણ ગમે તે રાખી શકે. લોન દ્વારા, ડિબેન્ચર દ્વારા, બૉન્ડ દ્વારા ખાતરી આપીને કે ગમે તે સ્વરૂપે આ કૉર્પોરેશન ઔદ્યોગિક એકમને મદદ કરી શકે.

આ કૉર્પોરેશન પોતાને જરૂરી નાણાંની મેળવણી નીચે પ્રમાણે સાધનો દ્વારા કરી શકે. પોતાને જે કુલ મૂડી આપવામાં આવી છે તે ઉપર વધારાની મૂડીની જરૂર પડે તો ભારત સરકાર પાસેથી લઈ શકે છે. તે ઉપરાંત શૅર્સ અને ડિબેન્ચર્સ દ્વારા, નાણાંકીય સખાવત દ્વારા, લોન દ્વારા તથા થાપણ દ્વારા મૂડી ઊભી કરવાની સત્તા આ કૉર્પોરેશનને છે.

આ સંસ્થા પાસે કુલ રૂ. ૧ કરોડની મૂડી હાલ છે. પહેલાં રૂ. ૧૫૦ કરોડની મૂડી આ સંસ્થા માટે ફાળવવાનું ધારેલું હતું, પણ અંતે માત્ર રૂ. ૧ કરોડ જ ફાળવવામાં આવ્યા છે. આ સંસ્થાએ અત્યાર સુધીમાં રૂ. ૨૬. ૩૮ કરોડ સુતરાઉ કાપડ ઉદ્યોગ, શણ ઉદ્યોગ અને યાંત્રિક સાધનોના ઉદ્યોગના આધુનિકરણ માટે ધીર્યા છે, જ્યારે યંત્રો, લોખંડ વ. ઉદ્યોગોને માટે બીજા રૂ. ૫૪.૫૮ કરોડ મંજૂર કરી દીધા છે. આમ, જ્યારથી આ સંસ્થા અસ્તિત્વમાં આવી છે ત્યારથી ઑક્ટોબર ૧૯૬૨ સુધીમાં રૂ. ૮૧ કરોડ જેટલી રકમની નાણાંકીય જોગવાઈ કરી આપી છે અને માત્ર રૂ. ૧ કરોડમાં આટલી વિશાળ મૂડી ખાનગી સંગ્રહમાંથી બહાર લાવેલ છે. એકંદરે આ સંસ્થાનું કાર્ય પણ સારું ગણી શકાય.

## નૅશનલ સ્મૉલ ઇન્ડસ્ટ્રીઝ કૉર્પોરેશન (NSIC)

આ સંસ્થાની સ્થાપના ફેબ્રુઆરી ૧૯૫૫માં કરવામાં આવી છે. આ સંસ્થા નાના પાયાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગોને

મદદ કરશે. નાના પાયાના અને ગૃહઉદ્યોગોના મૂડીના, ખરીદ–વેચાણના, ટેકનિકલ સહાયના ૪૦ પ્રશ્નોમાં તમામ પ્રકારની સહાય કરવા માટે જ ખાસ આ સંસ્થાની સ્થાપના કરવામાં આવી છે.

શરૂઆત માત્ર રૂ. ૫૦ લાખની મૂડીથી કરવામાં આવી છે. અત્યાર સુધીમાં રૂા. ૮ કરોડની કિંમતનો નાનાયંત્રોનો માલ નાના પાયાના ઉદ્યોગોને આ કૉર્પોરેશને વેચી આપ્યો છે. આ ઉપરાંત બીજી પણ ઉપયોગી કામગીરી આ સંસ્થાએ બજાવી છે.

## રિફાઇનાન્સ કૉર્પોરેશન

આ સંસ્થાની સ્થાપના જૂન ૧૯૫૮માં થઈ છે. આ કૉર્પોરેશનની સ્થાપના વિશિષ્ટ હેતુઓથી કરવામાં આવી છે. યોજનામાં સમાવાયેલ ઔદ્યોગિક ઉત્પાદનનો લક્ષ્યાંક હાંસલ કરવા માટે જ્યારે પેઢીઓ બૅંક પાસેથી નાણાંકીય મદદ મેળવે અને જ્યારે બૅંકને નાણાંની તંગી દેખાય ત્યારે આ કૉર્પોરેશન બૅંકને તેણે આપેલાં ધિરાણ ઉપર નાણાં આપે છે અને તેની નાણાંકીય સંગીનતા જાળવીને તેને ઔદ્યોગિક ધિરાણની વધુ સગવડ માટે ઉત્સાહી રાખે છે. આવી પ્રક્રિયાને પુનઃવટાવ પણ કહેવામાં આવે છે. આમ, રિફાયનાન્સ કૉર્પોરેશન એ પુનઃવટાવની એક સંસ્થા પણ છે. આવા પુનઃવટાવમાં શરત એ છે કે જે રકમ ઉપર પુનઃવટાવ આપવાનો છે તેનું પ્રમાણ રૂા. ૫૦ લાખથી વધુ ન હોવું જોઈએ અને તેની સમય-મર્યાદા ૩ થી ૭ વર્ષની હોવી જરૂરી છે. વળી આ સગવડ એવી પેઢીઓને જ મળી શકે જેની ભરપાઈ થયેલી મૂડી અને અનામતનું કુલ પ્રમાણ રૂા. ૨½ કરોડથી વધુ ન હોય. ઈ. સ. ૧૯૬૨ના અંત સુધીમાં રિફાયનાન્સ કૉર્પોરેશન દ્વારા રૂા. ૨૭·૧૨ કરોડ મંજૂર કરવામાં આવ્યા છે અને તેમાંથી રૂા. ૧૪.૯૨ કરોડની ચૂકવણી પણ થઈ ગઈ છે. આ કૉર્પોરેશન પોતાની નાણાંકીય કામગીરી બૅંકો દ્વારા જ કરે છે તે સ્વાભાવિક જ ફલિત થાય છે, અને તે માટે તેણે અમુક બૅંકોની પસંદગી કરી છે.

ઔદ્યોગિક નાણાં માટે જે કૉર્પોરેશનોનો અભ્યાસ આપણે હમણાં કર્યો તેને ટૂંકમાં કોઠારૂપે પરિશિષ્ટ ૪માં આપવામાં આવેલ છે. આમ અહીં આપણે ઔદ્યોગિક નાણાં વિષેની તમામ ચર્ચા પૂરી કરી છે અને હવે ઔદ્યોગિક મજદૂર વિષેની ચર્ચાની શરૂઆત કરીએ છીએ.

(૫) વિદેશી મૂડી ઉદ્યોગોને નાણાંકીય સહાય આપે છે, પણ અહીં એ ચર્ચા આપણે નહિ કરીએ.

## (૪) ઔદ્યોગિક શ્રમ

### મહત્ત્વ

કોઈ પણ દેશના આર્થિક માળખામાં ઔદ્યોગિક શ્રમનું મહત્ત્વ જરા ય ઓછું નથી. જ્યાં જ્યાં ઉદ્યોગોનો વિકાસ થાય છે ત્યાં ત્યાં શ્રમના મહત્ત્વનો પણ વિકાસ થાય છે. દેશ ઔદ્યોગિક રીતે વિકસિત હોય કે ઔદ્યોગિક રીતે પછાત હોય, દેશ વધુ વસ્તીવાળો હોય કે ઓછી વસ્તીવાળો હોય, ઔદ્યોગિક શ્રમ આપમેળે જ પોતાનું મહત્ત્વ ધારણ કરે છે. ઉત્પાદનના ચાર અંગોમાંના એક અંગ તરીકે તો તેનું મહત્ત્વ છે જ કારણ કે તે વિના ઉત્પાદન શક્ય નથી. પરંતુ ઉત્પાદનના સાધન તરીકેના તેના મહત્ત્વ ઉપરાંત પણ આધુનિક સમયમાં ઉદારમતવાદી વિચારસરણીના ફેલાવાને કારણે શ્રમ તરફ લોકોની વિશિષ્ટ દૃષ્ટિ છે. ઉત્પાદનના માત્ર સાધન કરતાં તેને રાષ્ટ્રની માનવસંપત્તિ તરીકે અત્યારે ગણવામાં આવે છે. જેટલે અંશે રાષ્ટ્ર આ માનવ સંપત્તિને વધુ ગુણવત્તાવાળી બનાવે તેટલે અંશે તે રાષ્ટ્ર વધુ ઉત્પાદન હાંસલ કરી શકે. આમ, અત્યારે શ્રમની માનવસંપત્તિ તરીકે ગણના થાય છે.

ઔદ્યોગિક શ્રમનું મહત્ત્વ બીજી દૃષ્ટિએ પણ છે. ખેતવિષયક શ્રમ કરતાં ઔદ્યોગિક શ્રમ વધુ સંયુક્ત છે, આર્થિક દૃષ્ટિએ બલવત્તર છે અને કેળવણીનું પ્રમાણ ઔદ્યોગિક શ્રમમાં વધુ છે, અને આથી ઔદ્યોગિક શ્રમ પ્રમાણમાં વધુ વાચાળ છે. વળી દેશ જો લોકશાહીના જ માળખામાં કામ કરતો હોય તો શ્રમનું રાજકીય મહત્ત્વ પણ રહે છે. સત્તાધીશ પક્ષને તેની ઘણી જરૂર રહે છે. દેશ લોકશાહી માળખામાં ન હોય તો પણ ઔદ્યોગિક શ્રમના ક્ષેત્રે જો શાંતિ હોય તો જ દેશના ઔદ્યોગિક ઉત્પાદનમાં સુધારો થાય. આ દૃષ્ટિએ પણ ઔદ્યોગિક શ્રમનું મહત્ત્વ છે.

ભારત જેવા દેશમાં આજના તબક્કે ઔદ્યોગિક શ્રમનું મહત્ત્વ ઘણું છે. દેશ આજે આર્થિક આયોજિત વિકા-

સના તબક્કામાંથી પસાર થઈ રહ્યો છે. દેશના આર્થિક વિકાસના કાર્યક્રમમાં પણ ઉદ્યોગોને પ્રધાનસ્થાન મળ્યું છે. દેશ આજે દુનિયા સાથે સામાજિક, રાજકીય, આર્થિક, લશ્કરી વ. ક્ષેત્રોના વિકાસની હરીફાઈમાં ઊભો છે, ત્યારે ઔદ્યોગિક ઉત્પાદનનું મહત્ત્વ ઓછું આંકી શકાય તેમ નથી. અને તેથી ઔદ્યોગિક શ્રમનું મહત્ત્વ પણ દેશમાં ઓછું નથી.

આટલું મહત્ત્વ શ્રમનું છે તેનું જ્ઞાન શ્રમિકોને છે કે કેમ એવો સામાન્ય પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આપણા દેશના મજૂરોમાં જવાબદારીનું ભાન કેટલું છે તેના આધારે તેના વર્તન વિષેનો અંદાજ કાઢી શકાય. આથી આપણા દેશના મજૂરોનાં વિશિષ્ટ લક્ષણો તપાસીએ. એક રીતે તો એમ કહી શકાય કે જે લક્ષણો બીજા દેશોના મજૂરો બતાવે તે જ લક્ષણો આપણા દેશના મજૂરોમાં પણ હોય. આ વાત અમુક અંશે સાચી હોવા છતાં દરેક દેશની વિશિષ્ટ પરિસ્થિતિને અનુલક્ષીને તેના મજૂરોમાં પણ કાંઈક વિશિષ્ટતા હોવાની.

આપણા દેશમાં ઔદ્યોગિક મજૂરોમાં સ્થિરતા નહોતી. આજે એ સ્થિરતા ઠીક ઠીક પ્રમાણમાં આવી છે. ઔદ્યોગિક રોજગારી અનિશ્ચિત હતી. પ્રથમ યુદ્ધ, મહામંદી અને પાછું બીજું યુદ્ધ તથા સ્વાતંત્ર્ય ચળવળ વ. બનાવોએ રોજગારીમાં ભારે ચડતીપડતી આણી હતી. આથી, મજૂરને રોજગારીની નિયમિતતા ઉપર વિશ્વાસ નહોતો અને ઔદ્યોગિક મજૂરનું ધ્યાન ગામડાંમાં, ખેતી ભણી દોરાયેલું રહેતું. ઔદ્યોગિક વિસ્તારોમાં વસવાટોની ખાતરી, શહેરનું અપરિચિત ધમાલિયું જીવન, કામ કરવાની ખરાબ પરિસ્થિતિ વ. બાબતોએ ઔદ્યોગિક શ્રમના માનસ પર સ્થિરતાની દૃષ્ટિએ વિપરિત અસર કરી હતી. આજે છેલ્લાં દસેક વર્ષથી આ પરિસ્થિતિમાં ગણનાપાત્ર તફાવત પડેલો જણાય છે.

આપણા દેશના ઔદ્યોગિક શ્રમનું બીજું લક્ષણ છે ગરીબાઈ અને નિરક્ષરતા. ગરીબાઈથી માંડ પેટપૂરતું મેળવી લેતા, કેળવણીની સગવડનો લાભ લેવાનું તેમને માટે શક્ય જ નથી. અપૂરતું પોષણ, ગરીબાઈ, નિરક્ષરતાથી ઓછી ઉત્પાદકતા. આથી મજૂરમંડળો ચલાવવાની આર્થિક શક્તિ નથી માટે તેઓ આજે સંયુક્ત નથી. તેમનામાં પોતાનો નેતા નથી. બહારના માણસો ઉપર આધાર રાખવો પડે છે તેથી વિવિધ રાજકીય હેતુઓવાળા લોકો પોતાના રાજકીય હેતુઓ પાર પાડવા તેમનો ઉપયોગ કરે છે. દેશ નવો નવો જ લોકશાહી સમાજવ્યવસ્થાને અપનાવી રહ્યો છે ત્યારે પોતાની ફરજોનું ભાન સામાન્ય ભણેલા નાગરિકને પણ પૂરું નથી તો અભણ મજદૂર પાસેથી શું આશા રાખી શકાય?

દુનિયામાં ફેલાતા નવા વિચારોનો પરિચય તેને ધીરે ધીરે થઇ રહ્યો છે. સ્વાતંત્ર્ય, લોકશાહી, ક્રાંતિ સમાજવાદ વ. વિચારો માનસને ભારે અસર કરી રહ્યા છે. ફરજો કરતાં હક્કોની સભાનતા વધુ મજબૂત માલૂમ પડી છે. આવા ઔદ્યોગિક મજદૂરો આપણા દેશમાં છે. એમની પાસેથી આયોજનની સફળતાના એક આધાર તરીકે સહકાર માગવાનો છે અને ઔદ્યોગિક ઉત્પાદનની વૃદ્ધિ કરવાની છે. આવો ઔદ્યોગિક શ્રમ કેવા પ્રકારની પરિસ્થિતિ ઔદ્યોગિક સંબંધોના ક્ષેત્રે રાખી રહ્યો છે તે આપણે તપાસવાનું છે.

ઉદ્યોગોના ક્ષેત્રે સંબંધો કેવા છે તે જાણવું એટલે માલિકો અને મજૂરો વચ્ચેના સંબંધો જાણવા. જો ઔદ્યોગિક ક્ષેત્રે શાંતિ સ્થાપી શકાઈ હોય, ઝઘડાઓનું પ્રમાણ ઓછું હોય, હડતાળો અને તાળાબંધીઓનું પ્રમાણ નહિવત્ હોય, તો ઔદ્યોગિક સંબંધો સારા સ્થાપી શકાયા છે તેમ કહી શકાય. સારા ઔદ્યોગિક સંબંધમાં માલિકોના પક્ષે કે મજૂરોના પક્ષે કોઈ ફરિયાદ નથી કે ઝઘડો નથી એમ લેખાય. ઉત્પાદન વધે તેની માલિક-મજૂરના અર્થિક જીવન પર તંદુરસ્ત અસર ફેલાય. આથી ભારતમાં ઔદ્યોગિક સંબંધોના ક્ષેત્રે માલિકો મજૂરો વચ્ચે ઝઘડાઓ રહ્યા છે કે કેમ અને રહ્યા છે તો કેટલા રહ્યા છે તેની તપાસ કરીએ.

**ઔદ્યોગિક ઝઘડાઓ**

| વર્ષ | કામબંધીની સંખ્યા | સંડોવાયેલા કામદારોની સંખ્યા | ગુમાવેલ કામના દિવસો |
|---|---|---|---|
| ૧૯૫૦ | ૮૧૪ | ૭,૨૦,૦૦૦ | ૧૨,૮૦૭ |
| ૧૯૫૫ | ૧,૧૬૬ | ૫,૨૮,૦૦૦ | ૫,૬૯૮ |
| ૧૯૫૮ | ૧,૫૨૪ | ૯,૨૯,૦૦૦ | ૭,૭૯૮ |
| ૧૯૫૯ | ૧,૫૩૧ | ૬,૯૪,૦૦૦ | ૫,૬૩૩ |

| | | | |
|---|---|---|---|
| ૧૯૬૦ | ૧,૫૮૩ | ૯,૮૬,૦૦૦ | ૬,૫૩૭ |
| ૧૯૬૧ | ૧,૩૫૭ | ૫,૧૨,૦૦૦ | ૪,૯૧૯ |
| ૧૯૬૨ | ૧,૪૯૮ | ૬,૯૭,૦૦૦ | ૪,૮૦૦ |

ઉપરના આંકડાઓમાં બતાવવામાં આવ્યું છે કે અમુક વર્ષે અમુક સંખ્યા કામબંધીની છે, જેમાં અમુક સંખ્યામાં કામદારો સંડોવાયેલા જણાય છે અને એ કામબંધી અને સંડોવાયેલા મજૂરોને પરિણામે કેટલા દિવસ આઠ કલાકની પાળીનું ઉત્પાદનનું કામ બંધ રહ્યું છે. કામ બંધ પડવાના પ્રસંગોની સંખ્યા વધતી જાય છે. ૧૯૫૦માં ૮૧૪ વખત કામબંધી જાહેર થયેલી જણાય છે, જ્યારે ૧૯૬૨માં ૧૪૯૯ વખત બધા જ ઉદ્યોગોમાં થઈને કામબંધી જાહેર થયેલી જણાય છે. ૧૯૬૦માં કામબંધીનું પ્રમાણ સૌથી વધુ છે, ત્યારપછી થોડોક ઘટાડો નોંધાયો છે. પણ, માત્ર કામબંધી જાણવાથી ઔદ્યોગિક ઝઘડાનું સ્વરૂપ જાણી શકાશે નહિ. આ ઔદ્યોગિક ઝઘડો કેટલા ક્ષેત્રમાં વિસ્તરેલો છે, એટલે કે કેટલા મજૂરો એમાં સંડોવાયેલા તે જાણવાથી આપણને કાંઇક વધારે માહિતી મળે છે. આ બાબતના આંકડાઓમાં ખૂબ ચડતી-પડતી જણાય છે. ૧૯૬૦માં સંડોવાયેલા કામદારોની સંખ્યા સૌથી વધુ માલૂમ પડે છે જ્યારે ૧૯૬૧માં તે સંખ્યાનું પ્રમાણ સૌથી ઓછું છે.

આમ છતાં પણ ઔદ્યોગિક ઝઘડાનું વધુ સ્પષ્ટ ચિત્ર સંડોવાયેલા કામદારોથી પણ નથી આવતું. તે સંખ્યા માત્ર ઝઘડાની એક જ બાજુ બતાવે છે.

ખરી બાબત તો છે ઝઘડાથી થયેલ આર્થિક નુકસાન. એક વર્ષ દરમ્યાન થયેલા ઝઘડાથી કામના કેટલા દિવસો ગુમાવવા પડયા છે તે જાણવાથી આપણને ઝઘડાનું ખરું સ્વરૂપ જાણવા મળે છે. આ બાબતના આંકડાઓ ખરેખર સુધારો જ સૂચવે છે. ૧૯૫૦માં ગુમાવેલા દિવસોનું પ્રમાણ ૧૨૮૦૭નું છે જે સૌથી વિશેષ છે. જ્યારે ૧૯૬૨માં ૪૮૦૦ છે જે સૌથી ઓછું છે. ઝઘડાઓ ઉપસ્થિત થવાનાં કારણો વધે, ઝઘડાઓની સંખ્યા વધે તેથી ઝઘડાઓનું ખરું સ્વરૂપ જાણવા મળતું નથી, પણ ઝઘડાઓનું જે પરિણામ છે– કામના દિવસોની નુકસાની–તેજ આપણને ઔદ્યોગિક ઝઘડાઓનું ખરું સ્વરૂપ સમજાવે છે.

હવે પ્રશ્ન એ છે કે આ બધા ઝઘડાઓ જે ઉત્પન્ન થયા તેનું કારણ શું છે? અને એ કારણોનું નિવારણ ન થઈ શકે? અથવા જો ઝઘડાઓ કોઈ પણ કારણસર ઉત્પન્ન થાય જ છે તો પછી ઝઘડાઓની પતાવટ માટે આપણી પાસે શું વ્યવસ્થાતંત્ર છે? સરકાર, માલિકો અને મજૂરોના પક્ષે શું શું દોષો, ગુણો અને વલણો રહેલાં છે?

## ઔદ્યોગિક ઝઘડાઓની પતાવટ

એક વાત ચોક્કસ છે કે માલિકો અને મજૂરોના ઉભય પક્ષોમાંથી એક પક્ષ મુદ્દો ઊભો કરે અને બીજો પક્ષ સમાધાન માટે જ તૈયારી બતાવે અને કોઈ પણ પ્રકારે ખેંચતાણ ન કરે તો ઝઘડો ઉપસ્થિત થવાની સંભાવના નથી, પણ જ્યારે બન્ને પક્ષોએ સામસામી ખેંચતાણ થાય ત્યારે મુદ્દો ઝઘડાનું સ્વરૂપ પકડે છે. સરકાર કે એવી કોઈ સંસ્થા મધ્યસ્થી ન કરે અથવા કરે અને નિષ્ફળ જાય તો પણ ઝઘડો જીવંત જ રહે. આમ ઝઘડાનાં કારણો સામાન્ય રીતે આ ત્રણ ક્ષેત્રો– મજૂર, માલિકો અને સરકાર–માંથી આપણને મળી રહે છે.

ભારતમાં ઝઘડાનું મુખ્ય અને સામાન્ય કારણ માલૂમ પડયું છે મજૂરને મળતું મહેનતાણું. વેતનના દરો આપણા દેશમાં ઓછા છે. આમ તો મજૂરપક્ષને એનો ખ્યાલ પણ નહોતો. પરંતુ બે યુદ્ધોએ ભાવોમાં જે વૃદ્ધિ આણી તેણે મજૂરોને ઉપયોગી ચીજવસ્તુઓના ભાવો અને મજૂરોના વેતનના ધોરણ વચ્ચે ભારે ગાળો પાડી દીધો. સહન પણ ઘણો સમય કર્યું અને પછી તેમણે વેતનવધારો, બોનસ, ગ્રેચ્યુઇટી વ૦ માટે માગણીઓ શરૂ કરી. જો આ માગણીઓ સંતોષાય તો ઉત્પાદનખર્ચ તો વધવાનો જ હતો. આ કારણથી માલિકો ભારે આનાકાનીથી માગણીને સ્વીકારતા. આને કારણે હડતાળોની પરંપરા ઘણીવાર સર્જાઈ છે.

ભારતમાં ઔદ્યોગિક ઝઘડાનું બીજું કારણ છે નવી યંત્રવિદ્યાવાળાં આપમેળે ચાલતાં અને ઓછા મજૂરોની જરૂર પાડતાં યંત્રો. જ્યારે જ્યારે રેશનાલાઇઝેશનનો મુદ્દો માલિકોએ ઉઠાવ્યો છે ત્યારે ત્યારે મજૂરોએ તેનો વિરોધ કરેલો છે. કારણ સ્પષ્ટ છે કે આવાં યંત્રો લાવે છે બેકારી. જો કે આ બેકારી વાસ્ત-

વમાં ટૂંકજીવી છે, પણ બેકારી સહન કરવી મજૂરો માટે અતિ મુશ્કેલ છે.

મજૂરોને જે કારખાનામાં કામ કરવાનું હોય છે ત્યાંના વાતાવરણની તથા મજૂરો પ્રત્યેના ઉપરી અમલદારોનાં વર્તનને સુધારવા માટેના પ્રયાસો એ હડતાળનું બીજું કારણ છે. કામ કરવાની ખરાબ પરિસ્થિતિ વિષે હડતાળો ઓછી પડી છે. ભારતીય મજદૂરે એ બાબત ચલાવી લીધી છે. પરંતુ ઉપરી અમલદારોના અયોગ્ય વર્તનની સામે વિરોધરૂપે હડતાળોનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

હડતાળોનું ચોથું કારણ છે રાજકીય પક્ષોની દરમિયાનગીરી. ઘણી વખત પોતાના રાજકીયહેતુઓ સિદ્ધ કરવા મજદૂરોને હાથો બનાવી સભા સરઘસો અને હડતાળો યોજવામાં આવેલાં છે.

આમ સામાન્ય રીતે જણાતાં આટલાં કારણો હડતાળો પડવા પાછળનાં રહ્યાં છે. આજે પણ આજ કારણો કામ કરી રહ્યાં છે.

ઔદ્યોગિક ઝઘડાના કારણો આપણે જોયાં. હવે ઔદ્યોગીક ઝઘડાઓના નિવારણ માટે અને જો ઝઘડો ઉપસ્થિત થઈ જ ગયો હોય તો તેના ઉકેલ માટે શું વ્યવસ્થાતંત્ર છે તે જોઈએ. ઔદ્યોગિક ઝઘડાની પતાવટમાં વ્યવસ્થાતંત્રમાં અત્યારે સરકારનો હસ્તક્ષેપ ઘણો જ ગણનાપાત્ર છે. અમુક વિદ્વાનોમાં એવો અભિપ્રાય છે કે સરકારે મજૂરો અને માલિકો વચ્ચેના ઝઘડામાં પડવું જોઇએ નહિ અને એકબીજાની સંઘશક્તિ અને સામસામા ટકી રહેવાની શક્તિ ઉપર નિર્ણય છોડી દેવો જોઇએ. સામૂહિક રીતે મજૂરો અને સામે પક્ષે સામૂહિક રીતે માલિકો પોતાનું કામ કરી લેશે અને ઝઘડાને ઉકેલશે. આમાં જ મજૂરોનું, માલિકોનું અને સમાજનું શ્રેય છે. મજૂરો જો માલિકો સામે હારશે તો સંઘત્વ વધારશે અને માલિકો જો હારશે તો તેઓ પોતાનું સંઘત્વ વધારશે. સરકારે વચ્ચે પડવાની જરૂર નથી. આવો અભિપ્રાય ધરાવનારાઓમાં ભારતના કેન્દ્ર સરકારના ભૂતપૂર્વ મજૂર પ્રધાન શ્રી. વી. વી. ગીરી મુખ્ય છે.

પણ સરકાર પક્ષે તેમજ અમુક નિષ્ણાતોને પક્ષે એવી માન્યતા છે કે શ્રી. ગીરીનો સિદ્ધાંત સાચો હોવા છતાં આ દેશને માટે અત્યારે તો યોગ્ય નથી જ. તેમાં સરકારી હસ્તક્ષેપ જરૂરી છે જ. આ સાબિત કરવા નીચે પ્રમાણે કારણો રજૂ કરવામાં આવે છે.

એક કારણ તો એ જ રજૂ કરવામાં આવે છે કે મજદૂરપક્ષે સંઘત્વ નબળું છે અને આર્થિક દૃષ્ટિએ પણ મજૂરો માલિકો સામે ટકી ન શકે માટે શક્તિની સમતુલા જાળવવા સરકારે હસ્તક્ષેપ કરવો જરૂરી છે. વળી ઔદ્યોગિક ઝઘડાનો વિષય માત્ર માલિકો અને મજૂરો વચ્ચેનો જ નથી સમગ્ર સમાજને એ અસર કરે છે. તે માટે સરકારે તે બાબત ઉપર ધ્યાન આપવું જ જોઇએ. આધુનિક ઔદ્યોગિકરણનાં દૂષણો વિચિત્ર છે. આર્થિક સત્તાના કેન્દ્રિયકરણનાં વલણો હમેશાં પેદા થાય જ છે, અને તેની સામે મજૂરોનું રક્ષણ થવું ઘટે. કોઈક વાર મજૂરસંઘો પણ અયોગ્ય વર્તન કરી બેસે એવી સંભાવના રહેલી છે, તો માલિકોને અને સમાજને પણ સરકાર તરફથી રક્ષણ મળવું જરૂરી બને છે. ભારતમાં અત્યારે તો જાહેર સાહસ વિભાગમાં પણ મજદૂરપ્રશ્નો ઉપસ્થિત થાય છે. જો એક જ સામાન્ય વ્યવસ્થાતંત્ર ખાનગી સાહસ વિભાગ અને જાહેર સાહસ વિભાગ માટે યોજાએલું હોય તો તે જરૂર આવકારદાયક જ છે. આમ આવા કારણોસર સરકારે એક વિશિષ્ટ પ્રકારની યોજના રાખી છે જેના વડે ઔદ્યોગિક ઝઘડાઓના ઉકેલનો પ્રયાસ થાય છે.

પ્રથમ તો જ્યાં જ્યાં ઝઘડાઓ ઉત્પન્ન થઇ શકે તેમ હોય ત્યાં ત્યાં એવા તંત્રની ગોઠવણ કરી છે જેથી સ્થાનિક ઔદ્યોગિક પેઢીમાં કે પેઢીઓમાં જ તેના ઉકેલના પ્રયાસો થાય છે. આમાં સમજાવટનો જ આશરો લેવામાં આવે છે, અને કોઈ પ્રકારના દબાણનો કે ફરજનો ઉપયોગ કરવામાં નથી આવતો. જો આવા સ્થાનિક પ્રયાસો નિષ્ફળ જાય તો રાજ્ય કક્ષાએ એવી સંસ્થાઓ છે જે ફરી મજૂર સંઘોના વડાઓ તથા માલિકોના પ્રતિનિધિઓ તથા ઉચ્ચ સરકારી કર્મચારીઓની મદદથી સમજાવટથી ઝઘડાની પતાવટનો પ્રયાસ થાય છે. તેથી પણ આગળ ઝઘડાની પતાવટ માટે ઔદ્યોગિક અદાલતો રાખવામાં આવી છે. અને છેલ્લે આવે છે ચુકાદો કે લવાદ. આવા ચુકાદાનો કે લવાદનો સ્વીકાર બન્ને પક્ષોએ કરી લેવાનો જ રહે છે.

વળી ઝઘડા દરમિયાન હડતાળ કે તાળાબંધી ન કરવી એવી પણ સમજણો થયેલી છે; દા. ત., હમણાં જ ચીની આક્રમણ પછી મળેલી સંયુક્ત સભામાં મજૂર, માલિક, સરકાર વ. તમામ પક્ષોએ એકમતે જાહેર કર્યું છે કે જ્યાં સુધી આ કટોકટી ચાલુ રહે ત્યાં સુધી ઉત્પાદનને વિપરીત અસર ન થાય તે જોવું. આમ સમજાવટ, મરજિયાત કબૂલ થયા પછી સ્વીકારેલ લવાદી અને પછી ફરજિયાત લવાદી એમ તબક્કામાં મજૂર પ્રશ્નોના ઉકેલના પ્રયાસો થાય છે.

ઝઘડાની ઉત્પત્તિ જ ન થાય તે હેતુથી વર્ક્સ કમિટીની સ્થાપના બની શકે તેટલી ઔદ્યોગિક પેઢી-ઓમાં કરવામાં આવી છે. ૧૯૬૨ સુધીમાં કેન્દ્ર હસ્તકનાં ઔદ્યોગિક એકમોમાં થઈને કુલ ૯૦૮ આવી સમિતિ-ઓ કામ કરી રહી છે.

ઝઘડો ઉત્પન્ન થાય પછી સમજાવટથી પતાવવાના પ્રયાસ પછી તેનો કાયદાની રૂએ નિકાલ લાવવાનો પ્રયાસ થાય છે તે માટે ત્રણ તબક્કાવાળી એક યોજના છે. મજદૂર અદાલત, ઔદ્યોગિક ટ્રિબ્યુનલ અને રાષ્ટ્રીય ટ્રિબ્યુનલ એમ ત્રણ પ્રકારની સંસ્થાઓ અસ્તિત્વમાં છે.

આમ, આ પ્રકારનું વ્યવસ્થાતંત્ર ઝઘડાઓની પતાવટ માટેનું છે જે આપણે સંક્ષેપમાં જોયું. પણ આપણે આગળ જોયું તેમ મહત્ત્વનો સવાલ છે ઔદ્યોગિક ઝઘડો ઉત્પન્ન જ ન થાય તેવી પરિસ્થિતિ ઊભી કરવાનો. આમાં પણ મજૂરો, માલિકો અને સરકાર જ મહત્ત્વના ગણાય.

સરકાર પક્ષે એવી આર્થિક નીતિ ઘડાવી જોઈએ જેથી મજૂર પક્ષને અન્યાય ન થાય. રોજિંદી વપરાશની વસ્તુઓના ભાવો વધે, અપમાનભરી રીતે કામ કરવું પડે, એવી જો પરિસ્થિતિ હોય તો ઝઘડાઓ ઉપસ્થિત થાય જ. માટે સરકારી નીતિ ઘણે અંશે ઔદ્યોગિક શાંતિ હાંસલ કરવામાં ફાળો આપી શકે છે. માલિકોને પક્ષે પણ મજૂરો પ્રત્યે સારો વર્તાવ, ઉત્પાદકતાના પ્રમાણમાં વળતર વ. ની કાળજી રાખવી જોઈએ. ઔદ્યોગિક પેઢી મજૂરની પોતાની જ છે એવી ભાવના મજૂરોમાં જાગે ત્યારે ઉત્પાદનમાં જરૂર વૃદ્ધિ થાય.

### મજૂર સંઘો :

અમુક ફરજો મજૂર સંઘોના પક્ષે પણ છે. મજૂરો જો યોગ્ય રીતે સંગઠિત ન હોય તો કાંઈ જ ભલું કાર્ય ન થઈ શકે.

હવે, મજૂરસંઘોની પરિસ્થિતિની તપાસ કરીએ. નીચે આપેલ કોઠો આપણા દેશના કાયદેસર નોંધાયેલા મજૂર સંઘો તથા તેના સભ્યપદ વિષેની માહિતી આપે છે.

### નોંધાયેલા મજૂર સંઘો તથા સભ્યસંખ્યા

| મજૂર સંઘોનો પ્રકાર | કેન્દ્ર ધોરણે ૧૯૫૫-૫૬ | કેન્દ્ર ધોરણે ૬૦-૬૧ | રાજ્ય ધોરણે ૫૫-૫૬ | રાજ્ય ધોરણે ૬૦-૬૧ |
|---|---|---|---|---|
| નોંધણી થયેલા સંઘો | ૧૭૪ | ૨૧૮ | ૭૯૨૧ | ૧૦૯૫ |
| પત્રકો રજૂ કરતા સંઘો | ૧૦૫ | ૧૬૫ | ૩૯૦૧ | ૬૬૬ |

પત્રકો રજૂ કરતા સંઘોમાં સભ્ય સંખ્યા

**કેન્દ્ર ધોરણે**

૧૯૫૫-૫૬ : ૨,૧૨,૮૪૮ ૧૯૬૦-૬૧ : ૪૪૦,૪૯૪

**રાજ્ય ધોરણે**

૧૯૫૫-૫૬ : ૨૦,૬૧,૮૮૪ ૧૯૬૦-૬૧ : ૩૩,૪૧૧૦

ઉપરના આંકડાઓમાં રાજ્ય ધોરણે એટલે કે મર્યાદિત ક્ષેત્રમાં કામ કરતાં સ્થાનિક સંઘો બતાવવામાં આવ્યા છે. અને અખિલ રાષ્ટ્રીય ધોરણે કામ કરતા સંઘો પણ બતાવવામાં આવ્યા છે. આમાં લેબર કમિશનરની સરકારી ઑફિસે તેમને પોતાના સંઘની નોંધણી કરાવવી પડે છે અને સભ્યસંખ્યા, કાર્યક્ષેત્ર, હેતુઓ, નાણા-ભંડોળ વ. બાબતોની માહિતી આ સરકારી અમલદારને પહોંચાડવી પડે છે. જે કાગળોમાં આ બધી વિગતો મોકલાય છે તેને પત્રકો (Returns) તરીકે ઓળખવામાં આવે છે. આમાં નોંધણી થયેલા સંઘોમાંથી અમુક સંઘો અનિયમિત અને નબળા હોવાથી પત્રકો ભરીને મોકલા-વતા નથી માટે આપણે એવા સંઘોના બે પ્રકારો લીધા છે.

રાજ્ય ધોરણેના સંઘો વિષે પ્રથમ વિચારીએ તો નોંધણી થયેલા સંઘોની સંખ્યામાં પણ ઘટાડો થયો છે, તેમજ પત્રકો રજૂ કરતા સંઘોની સંખ્યામાં પણ ઘટાડો થયો છે. પરિણામે સભ્યસંખ્યાનો ઘટાડો પણ ઘણો મોટો છે. ઝઘડાઓનો નિકાલ, સુધરેલું ઝઘડાના નિકાલનું વ્યવસ્થાતંત્ર અને સ્થાનિક ધોરણે કામ કરતા સંઘોમાંથી તેમની કેન્દ્રીય ધોરણની ફેરવણી, એ બધાં આ બાબતનાં કારણો માની શકાય.

કેન્દ્ર ધોરણે નોંધણી થયેલા તેમજ પત્રકો ભરતા મજૂર સંઘોની સંખ્યામાં વૃદ્ધિ થઇ છે. ૧૯૫૫-૫૬માં ૧૭૪ સંખ્યા નોંધણી થયેલ સંઘોની હતી તે વધીને ૧૯૬૦-૬૧માં (બીજી યોજનાને અંતે) ૨૧૮ની થઈ છે. પત્રકો રજૂ કરતા સંઘોની સંખ્યા ૧૯૫૫-૫૬માં ૧૦૫ની હતી તે ૧૯૬૦-૬૧માં ૧૬૫ની થઈ છે. સભ્યસંખ્યામાં પણ વૃદ્ધિ જ માલૂમ પડે છે. સભ્યસંખ્યાની વૃદ્ધિ બે ગણી માલૂમ પડે છે. આમ, ભારતમાં મજૂર સંઘોનું વલણ હવે વ્યવસ્થિત પાયા પર મજૂરસંઘોને મૂકવા તરફ અને સ્થાનિકને બદલે રાષ્ટ્રીય ધોરણે મૂકવા તરફ દોરાયું હોય તેવું લાગે છે.

આ ઉપરાંત મજૂરસંઘો વિષે બીજી એક બાબત વધુ મહત્ત્વની અને ધ્યાન ખેંચે તેવી છે. સામાન્યરીતે દરેક નાના મજૂરસંઘો કોઈ એક મોટા અને રાષ્ટ્રીય ધોરણે ઊભા થયેલા મજૂર-સંઘ સાથે જોડાય છે. જે નીતિ આ મુખ્ય રાષ્ટ્રીય મજદૂર સંઘ નક્કી કરે તે જ પ્રકારની નીતિ સામાન્ય રીતે રાષ્ટ્રીય મહત્ત્વના તેમ જ સ્થાનિક મહત્ત્વના પ્રશ્નોમાં દાખવે છે. આવા રાષ્ટ્રીય મજદૂર-સંઘો આપણા દેશમાં ચાર છે, જેની વિગત નીચેના કોઠામાં આપવામાં આવી છે.

**રાષ્ટ્રીય કક્ષાના મજૂર-સંઘોમાં સભ્યસંખ્યા અને જોડાયેલાં મજૂર-મંડળો (૧૯૬૦)**

| રાષ્ટ્રીય કક્ષાનો મજૂર સંઘ | જોડાયેલાં મજૂરમંડળો | સભ્ય-સંખ્યા |
|---|---|---|
| ૧. ઇન્ડિયન નેશનલ ટ્રેડ યુનિયન કૉંગ્રેસ (I N T U C) | ૮૬૦ | ૧૦,૫૩,૩૮૬ |
| ૨. ઑલ-ઇન્ડિયા ટ્રેડ યુનિયન કૉંગ્રેસ (A-I T U C) | ૮૮૬ | ૫,૦૮,૬૬૨ |
| ૩. હિંદ મજદૂર સભા | ૧૯૦ | ૨,૮૬,૨૦૨ |
| ૪. યુનાઇટેડ ટ્રેડ યુનિયન કૉંગ્રેસ | ૨૨૯ | ૧,૧૦,૦૩૪ |
| કુલ | ૨૧૬૫ | ૧૯,૫૮,૫૮૪ |

ઉપરના આંકડાઓ બતાવે છે કે સભ્ય-સંખ્યાની દૃષ્ટિએ 'ઇન્ટુક' સૌથી વધુ તાકાત ધરાવે છે. આ સંસ્થા કૉંગ્રેસ પક્ષના વર્ચસ્વ નીચે છે અને સામાન્ય રીતે તે પક્ષની નીતિ અનુસાર પોતાના કાર્યક્રમો યોજે છે. બીજું સ્થાન આવે છે ઑલ-ઇન્ડિયા ટ્રેડ યુનિયન કૉંગ્રેસનું. આ સંસ્થા સામ્યવાદી પક્ષના વર્ચસ્વ નીચે છે અને પોતાના કાર્યક્રમો તે પક્ષની રાજકીયનીતિ અનુસાર ઘડે છે. પછીનું સ્થાન આવે છે હિંદ મજદૂર સભાનું. આ સંસ્થા સમાજવાદી પક્ષોના વર્ચસ્વ નીચે છે અને ઉપરના બન્ને માફક પોતાના કાર્યક્રમો ઘડે છે.

અહીં નોંધવા જેવી બાબત એ છે કે કુલ ઔદ્યોગિક મજદૂરોમાંથી ઘણા જ ઓછા મજદૂરો મંડળમાં સભ્ય બને છે અને તેમાંથી પણ ઘણા જ થોડા સક્રિય ભાગ લે છે. આપણા દેશમાં અત્યાર સુધી મંડળો ભાગ્યે જ ટકતાં. આજે પણ લાંબા આયુષ્યવાળાં અને સ્થિર (સભ્યપદની, આર્થિક અને નેતાગીરીની દૃષ્ટિએ) ગણી શકાય એવાં મજૂર-મંડળો ઘણાં ઓછાં છે. આપણા દેશનાં મજૂર-મંડળો હડતાળ, સભા સરઘસો યોજવામાં પોતાના સમય અને શક્તિ વાપરે છે એમ મનાય છે. માંદા, બેકાર, અકસ્માતના ભોગ બનેલ મજૂરને કે તેનાં કુટુંબીજનોને આર્થિક રાહત આપવામાં વગેરે ખરાં સમાજસેવાનાં કાર્યો તેઓ ભાગ્યે જ કરે છે. આ દિશામાં રચનાત્મક દિશામાં આપણા દેશના મજૂરોનું ધ્યાન હજુ દોરાયું નથી. પરદેશમાં મજૂર-મંડળો કાંઈક સ્થિરતા અને પીઢતા પ્રાપ્ત કરે ત્યારે તેઓ પોતાની શક્તિ આવાં ક્ષેત્રોમાં વધુ વાપરે છે.

ભારતનાં મજદૂર-મંડળોની પરિસ્થિતિ માટે અનેક કારણો જવાબદાર છે. મજદૂર-સંઘો યોગ્ય માર્ગે વિકાસ ન પામવાનાં થોડાંક કારણોને આપણે નીચે પ્રમાણે જણાવી શકીએ.

આપણે ઉપર એક વખત તપાસ્યું પણ છે કે ભારતમાં મજૂરો સ્થાયી કે સ્થિર વસવાટવાળા નથી. શહેરના વસવાટથી અત્યારે માંડ માંડ ટેવાય છે. રોજગારીની અચોક્કસતા, ગામડાના વતનમાં રહેલાં સગાં-સંબંધીઓનું ખેંચાણ, શહેરના વસવાટની તમામ મુશ્કેલીઓ અને વસવાટની સગવડનો અભાવ વ. કારણોથી શહેરોમાં બારે માસ રહેનાર મજૂરોનું પ્રમાણ ઓછું છે. આમ મજૂર-પુરવઠામાં વધઘટ ચાલ્યા જ કરે છે, અને તેથી મજૂર-સંઘોમાં પણ આ નબળાઈનું પ્રતિબિંબ પડે છે.

બીજી નબળાઈ છે આર્થિક પક્ષે. મજૂરો આર્થિક દૃષ્ટિએ નબળા છે, એટલે મજૂર-સંઘોમાં સભ્ય થવાનું અને તેની પ્રવૃત્તિમાં ભાગ લેવાનું તેમનાથી પોષાતું નથી. જેઓ સભ્યો હોય છે તેઓ નિયમિત રીતે સભ્યપદનું લવાજમ ભરતા નથી. આર્થિક નબળાઈથી તેઓ કેળવણી લઈ શકતા નથી, ભાગ્યે જ લખી-વાંચી શકે છે. પરપ્રાંતના મજૂરો સાથે વાતચીતમાં પણ તેમને મુશ્કેલી પડે છે. અને, એ રીતે મજૂર-સંઘોનો વિકાસ થતો નથી.

મજૂરો અભણ હોવાથી તેઓને પોતાનો નેતા નથી. નેતા તરીકે તેઓને બીન-મજૂર વ્યક્તિને જ લાવવી પડે છે, ઘણી વાર, આવી વ્યક્તિઓ કોઈ રાજકીય પક્ષ સાથે સંકળાયેલી હોવાથી મજૂરોના વિશ્વાસનો દુરુપયોગ થાય છે, ધારેલું કાર્ય થતું નથી અને પછી મંડળો ભાંગી પડે છે.

મજૂર-મંડળોની આર્થિક પરિસ્થિતિ નબળી છે તે પણ એક કારણ મજૂર-મંડળોનો વિકાસ ન થવા દેવામાં જવાબદાર છે. મજૂર બાબતોના નિષ્ણાત અને પૂરો સમય કામ આપી શકે તેવા માણસો નાણાભંડોળ વગર રાખી શકાતા નથી, કોઈ પ્રકારની તપાસ કે સંશોધનો કે સામાજિક સેવાના ક્ષેત્રે પણ કંઈ કામ થઈ શકતું નથી. આમ મંડળોના ઉપયોગનું ભાન મજૂરોને કરી શકાતું નથી અને મંડળો લાંબું જીવતાં નથી.

રાજકીય પક્ષાપક્ષીની સાઠમારી એ સૌથી વધુ ગંભીર કારણ છે જે મજૂર-મંડળોના વિકાસની આડે આવે છે.

આટલાં કારણો મજૂર-મંડળોના વિકાસમાં રુકાવટ કરનારાં પરિબળો છે. જો મજૂર-મંડળનો વિકાસ કરવાનો હોય તો આ કારણોને દૂર કરવાં જરૂરી છે.

યોગ્ય અને વિકસિત કક્ષાએ જો મજૂર પ્રવૃત્તિ ચાલતી હોય તો તે સરકારને, માલિકોને અને સમાજને —એમ બધાને ફાયદાકારક છે. માલિકોએ પણ પોતાના વલણને યોગ્ય બનાવીને મજૂરો પ્રત્યેના વર્તાવમાં યોગ્ય ફેરફાર કરવો જરૂરી છે. બની શકે ત્યાં સુધી સરકારને દખલગીરી કરવી ન પડે તેવી રીતે જ ખાનગી વિભાગની પેઢીઓના માલિકો અને જાહેર વિભાગની પેઢીઓના વ્યવસ્થાપકો એક તરફ અને જાહેર તેમજ ખાનગી વિભાગના મજૂરો બીજી તરફ એમ અંદરોઅંદર જ બધા પ્રશ્નોનો ઉકેલ લાવે તો તે સર્વથા યથાયોગ્ય છે. વ્યવસાય દીઠ એક મંડળ જ હોય અને નાના મંડળો ભેગા થઈને મંડળોના કદને જો મોટા બનાવે તો તેમની સંઘ-શક્તિ અને નાણાંકીય-શક્તિ પણ વધે, અને તો મજૂર-વર્ગમાં સામાજિક ક્ષેત્રના સેવાના કામમાં પણ તેઓ લાગી શકે.

ઉદ્યોગોની તમામ પરિસ્થિતિનો આપણે અભ્યાસ કર્યો. આ અભ્યાસમાંથી જે તારણ આપણને મળ્યું છે તેને ટૂંકમાં નીચે પ્રમાણે ગોઠવી શકાય:

(૧) ભારતમાં છેલ્લા દસથી બાર વર્ષમાં ઘણો સારો ઔદ્યોગિક વિકાસ થયો છે અને તેમાં પણ મૅન્યુ-ફેક્ચરિંગ ઉદ્યોગોનો વિકાસ તેથી પણ વધુ સારો છે.

(૨) ભારતમાં મૅન્યુફેક્ચરિંગ ઉદ્યોગોને ત્રણ વિભાગ-માં વહેંચી શકાય. મૂડીના ઉદ્યોગો, માધ્યમિક પ્રકારના ઉદ્યોગો તથા વપરાશી માલ-સામાનના ઉદ્યોગો. આ ત્રણેમાંથી આપણે મૂડીના ઉદ્યોગો અને માધ્યમિક પ્રકારના ઉદ્યોગોના વિકાસ ઉપર વધુ ધ્યાન આપ્યું છે અને વપ-રાશી માલ-સામાનના ઉદ્યોગો પર ઓછું ધ્યાન આપ્યું છે. મોટા પાયાના ઉદ્યોગો ઉપર વધુ ધ્યાન આપ્યું છે અને નાના પાયાના તેમજ ગૃહોદ્યોગો ઉપર ઓછું ધ્યાન આપ્યું છે અને તેના ફાયદાઓ ગુમાવ્યા છે.

(૩) ભારતમાં ઘણાખરા ઉદ્યોગોમાં એકમોની કુલ ઉત્પાદન-શક્તિ અને કુલ ઉત્પાદન વચ્ચે ઘણો તફાવત રહે છે. આ મુદ્દો બતાવે છે કે વપરાશ વગરની ઉત્પાદન શક્તિ આપણા ઉદ્યોગોમાં છે જેનો પ્રથમ ઉપયોગ કરી લેવાની જરૂર છે.

(૪) આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે સરખાવતાં, અમુક વપરાશી માલના ઉદ્યોગો સિવાય બીજા ઉદ્યોગોમાં ભારત વિક-સિત દેશોથી ખૂબ જ પછાત છે, અને વધતી જતી આંતરરાષ્ટ્રીય હરીફાઈમાં ભારત પાછળ પડતું જાય છે.

(૫) ત્રણ પ્રકારની ઉદ્યોગોની નાણાંની માંગમાંથી માત્ર ટૂંકા ગાળાની માંગ જ બૅંકો દ્વારા સંતોષાય છે. વળી મધ્યમ ગાળાની તથા લાંબા ગાળાની મૂડીની માંગની ભારે ખેંચ અર્થતંત્રમાં જણાય છે.

(૬) મધ્યમ ગાળાની અને લાંબા ગાળાની મૂડીની માંગ પૂરી કરવા સરકારે વિવિધ નાણાંકીય કૉર્પોરેશનો-

ની રચના કરી છે. અને પ્રમાણમાં ઘણી સારી મદદ ઉદ્યોગોમાં થઈ છે.

(૭) ભારતમાં ઔદ્યોગિક ઝઘડાઓનું પ્રમાણ ઘટતું જતું હોવા છતાં પ્રમાણ મોટું છે. ઝઘડાઓની પતાવટ માટેના વ્યવસ્થાતંત્રમાં હજુ સુધારાને અવકાશ છે અને સુધારાઓ જરૂરી છે.

(૮) ઝઘડાઓનું પ્રમાણ ઘટાડવા સરકાર પક્ષે, ક્ષતિઓ નિવારવી જરૂરી છે. ઝઘડાઓના કારણોમાં વધુ વેતન, બેકારી, માલિકો વ. તરફથી સારા વર્તાવ વ. કારણો જવાબદાર છે.

(૯) મજૂર-સંગઠન હજુ કાચું છે. આર્થિક, સામાજિક અને રાજકીય તથા દેશના ઐતિહાસિક કારણો જવાબદાર છે. છેલ્લાં દસથી બાર વર્ષનાં વલણો મજૂર-સંગઠનને યોગ્ય દિશામાં લઈ જતાં બતાવે છે.

*

# પરિશિષ્ટ ૧

## મૂડીનાં સાધનોના ઉદ્યોગોમાં ઉત્પાદનશક્તિ અને ઉત્પાદન

| વર્ષ | એકમો | ઉત્પાદન | ઉત્પાદનશક્તિ |
|---|---|---|---|
| **૧. યાંત્રિક શાળોનું ઉત્પાદન (હજારમાં):** | | | |
| ૧૯૫૦ | ૪ | ૧·૯ | ૫·૨ |
| ૧૯૫૫ | ૩ | ૨·૭ | ૫·૦ |
| ૧૯૬૦ | ૮ | ૫·૬ | ૧૦·૬ |
| ૧૯૬૧ | ૧૩ | ૭·૬ | ૧૦·૬ |
| **૨. વ્યાપારી વાહનો (હજારમાં):** | | | |
| ૧૯૫૫ | ૪ | ૯·૫ | |
| ૧૯૬૦ | ૪ | ૨૭·૧ | ૨૮·૦ |
| ૧૯૬૧ | ૪ | ૨૫·૬ | |
| ૧૯૬૫-૬૬ | | ૬૦·૦ | ૬૦·૦ |
| **૩. ડીઝલ એન્જિન (હજારમાં):** | | | |
| ૧૯૫૦ | ૫ | ૪·૬ | ૫·૩ |
| ૧૯૫૫ | ૧૬ | ૧૦·૨ | ૧૭·૮ |
| ૧૯૬૦ | ૨૧ | ૪૧·૭ | ૩૬·૩ |
| ૧૯૬૧ | ૨૭ | ૪૪·૨ | ૪૧·૩ |
| ૧૯૬૫-૬૬ | | ૬૬·૦ | ૭૨·૦ |
| **૪. વીજળીક મોટરો (હજાર હૉર્સ પાવરમાં):** | | | |
| ૧૯૫૦ | ૧૦ | ૮૨ | ૧૫૦ |
| ૧૯૫૫ | ૧૨ | ૨૫૨ | ૨૦૦ |
| ૧૯૬૦ | ૩૨ | ૮૬૧ | ૬૦૨ |
| ૧૯૬૧ | ૨૭ | ૮૨૪ | ૬૦૨ |
| ૧૯૬૫-૬૬ | | ૨,૫૦૦ | ૩,૦૦૦ |
| **૫. વરાળથી ચાલતાં એન્જિનો (નંગમાં):** | | | |
| ૧૯૫૦-૫૧ | | ૭ | |
| ૧૯૫૫-૫૬ | | ૧૭૯ | |
| ૧૯૬૦-૬૧ | ૨ | ૨૭૨ | ૩૦૦ |
| ૧૯૬૫-૬૬ | | ૧,૧૯૧ | ૩૦૦ |
| **૬. રેલવે વેગન (હજારમાં):** | | | |
| ૧૯૫૫ | | ૧૫·૩ | ૧૭·૦ |
| ૧૯૬૧ | ૧૧ | ૧૧·૧ | ૨૨·૩ |
| ૧૯૬૫-૬૬ | | ૧૧૭·૧ | ૩૩·૫ |
| **૭. એન્જિન પંપ (હજારમાં):** | | | |
| ૧૯૫૦ | ૮ | ૩૦ | ૩૫ |
| ૧૯૫૫ | ૨૬ | ૩૪ | ૬૭ |
| ૧૯૬૧ | ૫૦ | ૧૨૫ | ૧૧૯ |
| ૧૯૬૫-૬૬ | | ૧૫૦ | ૧૮૪ |

*

# પરિશિષ્ટ ૨

## મધ્યમ પ્રકારના સાધનોના ઉદ્યોગોમાં ઉત્પાદનશક્તિ અને ઉત્પાદન

૧. ઍલ્યુમિનિયમ (હજાર ટનમાં):

| વર્ષ | એકમો | ઉત્પાદન | ઉત્પાદનશક્તિ |
|---|---|---|---|
| ૧૯૫૦ | ૨ | ૩·૭ | ૪·૧ |
| ૧૯૫૫ | ૨ | ૭·૩ | ૭·૬ |
| ૧૯૬૧ | ૩ | ૧૮·૪ | ૨૨·૧ |
| ૧૯૬૫-૬૬ | | ૮૧·૩ | ૮૮·૯ |

૨. ઍમોનિયમ સલ્ફેટ (હજાર ટનમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૦ | | | |
| ૧૯૫૫ | ૮ | ૩૯૯ | ૪૩૩ |
| ૧૯૬૧ | ૯ | ૩૯૫ | ૪૭૫ |

૩. બૉલ-બેરિંગ્ઝ (હજારમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૦ | ૧ | ૪૧ | ૬૦૦ |
| ૧૯૫૫ | ૧ | ૮૦૬ | ૬૦૦ |
| ૧૯૬૧ | ૨ | ૩,૨૧૬ | ૯૧૨ |
| ૧૯૬૫-૬૬ | | ૧૫,૦૦૦ | ૧૧,૦૦૦ |

૪. કૉસ્ટિક સોડા (હજાર ટનમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૦ | | ૧૧ | ૧૯ |
| ૧૯૫૫ | ૧૨ | ૩૫ | ૪૫ |
| ૧૯૬૧ | ૧૮ | ૧૨૦ | ૧૨૬ |
| ૧૯૬૫-૬૬ | | ૩૪૫ | ૪૦૬ |

૫. શણનું ઉત્પાદન (હજાર ટનમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૦ | | ૮૪૯ | |
| ૧૯૫૫ | ૧૦૪ | ૧,૦૪૩ | |
| ૧૯૬૧ | ૧૦૪ | ૯૭૦ | |
| ૧૯૬૫-૬૬ | | ૧,૩૦૦ | ૧,૩૦૦ |

૬. પોલાદ (મિલિયન ટનમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૦ | | ૧·૦ | ૦ |
| ૧૯૫૫ | ૨૭ | ૧·૩ | ૧·૮ |
| ૧૯૬૧ | ૩૧ | ૨·૯ | ૩·૬ |
| ૧૯૬૫-૬૬ | | ૬·૯ | ૭·૬ |

૭. ઑટોમોબાઇલ્સ ટાયર્સ (હજારમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૦ | | ૬૩૮ | ૮૬૪ |
| ૧૯૫૫ | ૬ | ૮૮૨ | ૯૨૫ |
| ૧૯૬૧ | ૭ | ૧,૫૬૨ | ૧,૫૦૬ |
| ૧૯૬૫-૬૬ | | ૩,૦૦૦ | ૩,૭૦૦ |

૮. સુપરફૉસ્ફેટ (હજાર ટનમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૦ | | ૫૩ | ૧૩૭ |
| ૧૯૫૫ | ૧૪ | ૭૫ | ૨૧૬ |
| ૧૯૬૧ | ૧૮ | ૩૭૧ | ૪૨૪ |

*

# પરિશિષ્ટ ૩

## વપરાશી માલના ઉદ્યોગોમાં ઉત્પાદનશક્તિ અને ઉત્પાદન

૧. બાઈસિકલો (હજારમાં):

| વર્ષ | એકમો | ઉત્પાદન | ઉત્પાદનશક્તિ |
|---|---|---|---|
| ૧૯૫૦ | ૨ | ૧૦૩ | ૧૨૦ |
| ૧૯૫૫ | ૧૦ | ૪૯૧ | ૪૯૨ |
| ૧૯૬૧ | ૨૦ | ૧,૦૪૯ | ૧,૨૧૭ |
| ૧૯૬૫-૬૬ | | ૨,૦૦૦ | ૨,૨૦૦ |

૨. વીજળીક પંખા (હજારમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૦ | ૨૦ | ૧૯૪ | ૨૭૮ |
| ૧૯૫૫ | ૧૮ | ૨૮૨ | ૩૦૪ |
| ૧૯૬૧ | ૨૪ | ૧,૦૭૩ | ૮૮૬ |
| ૧૯૬૫-૬૬ | | ૨,૫૦૦ | ૨,૮૦૦ |

૩. વીજળીના ગોળા (મિલિયનમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૦ | ૧૦ | ૧૪·૩ | ૨૩·૦ |
| ૧૯૫૫ | ૧૨ | ૨૪·૨ | ૨૯·૨ |
| ૧૯૬૧ | ૧૫ | ૪૭·૩ | ૪૮·૭ |
| ૧૯૬૫-૬૬ | | ૭૪·૦ | ૮૩·૦ |

૪. દીવાસળીની પેટીઓ (હજારમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૦ | | ૫૨૪ | ૮૦૦ |
| ૧૯૫૫ | | ૬૧૬ | ૭૦૬ |
| ૧૯૬૧ | | ૭૫૮ | ૧,૧૦૦ |

૫. પેસેન્જરવાહક મોટરો (હજારમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૫ | ૩ | ૧૦·૩ | |
| ૧૯૬૧ | ૩ | ૨૧·૭ | |
| ૧૯૬૫-૬૬ | | ૩૦·૦ | ૩૦·૦ |

૬. રેડિયો રીસીવર્સ (હજારમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૦ | ૧૧ | ૪૪ | ૭૭ |
| ૧૯૫૫ | ૧૫ | ૮૧ | ૧૩૮ |
| ૧૯૬૧ | ૨૦ | ૩૨૬ | |
| ૧૯૬૫-૬૬ | | ૮૦૦ | |

૭. રેફ્રીજરેટર્સ (હજારમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૧ | ૨ | ૦·૫ | |
| ૧૯૫૫ | ૨ | ૦·૫ | ૩·૬ |
| ૧૯૬૧ | ૪ | ૯·૭ | ૧૩·૬ |
| ૧૯૬૫-૬૬ | | ૫૦·૦ | ૫૦·૦ |

૮. સીવવાના સંચા (હજારમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૦ | ૨ | ૩૧ | ૩૮ |
| ૧૯૫૫ | ૨ | ૧૦૧ | ૪૨ |
| ૧૯૬૧ | ૭ | ૩૧૭ | ૧૩૪ |
| ૧૯૬૫-૬૬ | | ૭૦૦ | ૭૦૦ |

૯. સાબુ (હજાર ટનમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૦ | | ૭૪ | ૨૦૨ |
| ૧૯૫૫ | ૭૪ | ૧૦૧ | ૨૪૪ |
| ૧૯૬૧ | ૮૦ | ૧૪૯ | ૨૫૭ |
| ૧૯૬૫-૬૬ | | ૨૨૪ | ૨૫૯ |

૧૦. વનસ્પતિ ઘી (હજાર ટનમાં):

| | | | |
|---|---|---|---|
| ૧૯૫૦ | | ૧૭૪ | ૩૨૫ |
| ૧૯૫૫ | ૫૧ | ૨૬૫ | ૩૮૬ |
| ૧૯૬૧ | ૩૯ | ૩૩૯ | ૫૬૧ |
| ૧૯૬૫-૬૬ | | ૫૦૮ | ૫૫૯ |

*

# પરિશિષ્ટ ૪

## ભારતનાં નાણાંકીય કોર્પોરેશનો

**(૧) ઈન્ડસ્ટ્રિયલ ફાયનાન્સ કોર્પોરેશન–** Industrial Finance Corporation (IFC): સ્થાપના: ૧ જુલાઈ ૧૯૪૮; મૂડી: રૂા. ૧૦ કરોડ; સ્થાપનાનો હેતુ: ઔદ્યોગિક ધીરાણ–લાંબા તથા મધ્યમ ગાળાનું; ધીરાણનું ક્ષેત્ર: ખાનગી વિભાગની પબ્લિક લિમિટેડ પેઢીઓને તથા સરકારી ધોરણે ચાલતાં ઔદ્યોગિક એકમોને.

**(૨) રાજ્યોનાં નાણાંકીય કોર્પોરેશનો–** StateFinanceCorporations(SFC):સ્થાપના: ૨૮ સપ્ટે. '૫૧થી કાયદાથી સ્થાપનાની મંજૂરી; મૂડી: લઘુતમ મર્યાદા = રૂા. ૫૦ લાખ; ગુરુતમ મર્યાદા = રૂા. ૫ કરોડ; સ્થાપનાનો હેતુ: ઔદ્યોગિક ધીરાણ–લાંબા તથા મધ્યમ ગાળાનું; ધીરાણનું ક્ષેત્ર: અમર્યાદિત જવાબદારીવાળી પ્રાયવેટ લિમિટેડ પેઢીઓને, ભાગીદારીની પેઢીઓને તથા વ્યક્તિગત પ્રોપ્રાયટરશીપ પેઢીઓને.

**(૩) ઈન્ડસ્ટ્રિયલ ક્રેડિટ એન્ડ ઇન્વેસ્ટમેન્ટ કોર્પોરેશન** – Industrial Credit & Investment corporation (ICIC): સ્થાપના: ૫ જાન્યુ. ૧૯૫૫; મૂડી: રૂા. ૨૫ કરોડ; સ્થાપનાનો હેતુ: ઔદ્યોગિક (એકમોની સ્થાપના, વિસ્તાર અને આધુનિકરણ માટે) ધીરાણ લાંબા તથા મધ્યમ ગાળાનું; ધીરાણનું ક્ષેત્ર: ખાનગી વિભાગની પેઢીઓને.

**(૪) નેશનલ ઇન્ડસ્ટ્રિયલ ડેવેલપમેન્ટ કોર્પોરેશન** – National Industrial Development Corporation (NIDC): સ્થાપના: ૨૦ ઓક્ટો. ૧૯૫૪; મૂડી: રૂા. ૧ કરોડ, સ્થાપનાનો હેતુ: ઔદ્યોગિક ધીરાણ–લાંબા તથા મધ્યમ ગાળાનું તથા ઔદ્યોગિક રચના માટે ગમે તે પ્રકારની ટેકનિકલ વ. સહાય; ધીરાણનું ક્ષેત્ર: જાહેર સાહસ વિભાગ તથા ખાનગી સાહસ વિભાગની ગમે તે પેઢીને.

**(૫) નેશનલ સ્મોલ ઈન્ડસ્ટ્રિઝ કોર્પોરેશન –** National Small Industries Corporation (NSIC): સ્થાપના: ફેબ્રુઆરી ૧૯૫૫; મૂડી: રૂા. ૫૦ લાખ; સ્થાપનાનો હેતુ: ઔદ્યોગિક ધીરાણ–લાંબા તથા મધ્યમ ગાળાનું તથા ખરીદ-વેચાણના અને ટેકનિકલ ક્ષેત્રે સહાય; ધીરાણનું ક્ષેત્ર: નાના પાયાના ઉદ્યોગોની પેઢીઓને.

**(૬) રીફાઈનાન્સ કોર્પોરેશન–** Refinance Corporation (RC): સ્થાપના: જૂન ૧૯૫૮; સ્થાપનાનો હેતુ: ઔદ્યોગિક ધીરાણ–લાંબા તથા મધ્યમ ગાળાનું, પુનઃ વટાવની સગવડ દ્વારા; ધીરાણનું ક્ષેત્ર: ગમે તે ઔદ્યોગિક પેઢીને, વાણિજ્ય બૅંક દ્વારા.

# ભારતની ભાવાત્મક એકતા—એક દૃષ્ટિબિંદુ

કે. સી. દેસાઈ

[ઇતિહાસ અને રાજ્યશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ અમદાવાદ]

હમણાં બે એક વર્ષથી આ દેશની રાષ્ટ્રીય એકાત્મતા અંગે પોકાર ઊઠયો છે અને ઘણા લોકોને ક્ષુબ્ધ કરી મૂકે છે, એનું હાર્દ શું છે? આપણું 'ઐક્ય' કે 'એકાત્મતા' એટલે શું? ભારતમાં કે ભારતની પ્રજામાં એવું કયું તત્ત્વ ખૂટે છે કે જે બીજા દેશોમાં છે? આ એકાત્મતા અંગે ખળભળાટ કેવી રીતે એકાએક ઊભો થયો?

શું ભારતની પ્રજામાં રાષ્ટ્રભાવના કે ભૂમિ પ્રત્યેની વફાદારીનો અભાવ છે? કે પછી વિવિધ ધર્મો અને સંસ્કૃતિઓ ધરાવતા આ દેશનાં જાતિજૂથો પોતાનું જુદાપણું છોડી દઈને એકબીજા સાથે ઓતપ્રોત નથી થઈ જતાં એવી ફરિયાદ કરવાની છે?

ભારતે ઐક્ય અને સમન્વયની ભાવના હજી હવે બીજા દેશો પાસેથી શીખવાનાં છે? ના, ભારતે આ બધા પ્રયોગો સહજભાવે અને સફળ રીતે યુગોથી કરી જાણ્યા છે. ભારતની સંસ્કૃતિ ચિરકાળ સુધી જીવંત રહી પોતાનું સાતત્ય જાળવી શકી છે, તેમાં જ તેની સમન્વય કરવાની શક્તિ દેખાઈ આવે છે. અનેક પ્રતિકૂળ સંજોગો, રાજકીય ઉથલપાથલો અને આફતો વારંવાર અહીં ઊભી થવા છતાં, ભારતની અંતરતમ ચેતના કદી નષ્ટ થઇ નથી. લગભગ ઘણીખરી બીજી પ્રાચીન સંસ્કૃતિઓ કાળના પેટાળમાં વિલીન થઇ નામ-શેષ થઇ છે, પણ ભારતની સંસ્કૃતિ અનેક મરણતોલ ફટકા અને આઘાતો સહન કરવા છતાં અવિચ્છિન્ન રહી છે એ હકીકતમાં જ આ ભૂમિનું કોઇ વિશિષ્ટ બળ દેખાઇ આવે છે.

ભારતની સંસ્કૃતિની એ મંગલ બાજુ છે કે તે સદા શાંતિપ્રિય, સંયમી અને નિરુપદ્રવી રહી છે. એનું ધ્યેય હમેશાં કલ્યાણકારી રહ્યું છે. ભારતે કદી ઝનૂની આક્રમણોનો આશરો લીધો નથી, પડોશી કે પરદેશીઓને રંજાડયા નથી, કોઇની શાંતિ કે સ્વાતંત્ર્ય જોખમાવ્યાં નથી. બુદ્ધનો અવૈરભાવ, અશોકનો યુદ્ધ-વૈરાગ્ય, અનેક સમ્રાટોની સર્વ ધર્મ સમભાવના, ગાંધીજીનાં સત્ય અને અહિંસા અને સ્વતંત્ર ભારતની પંચશીલ અંગેની ઝંખના અને શ્રદ્ધા, આ ભૂમિની કલ્યાણ-ભાવનાનાં સૂચક છે.

એકતા કે એકાત્મતા વિનાની ભૂમિમાં પરદેશીઓ સામે અસહિષ્ણુતા અને ધિક્કારની ભાવના પોષાતી હોય છે. ભારતે હૃદયની જે વિશાળતા યુગોથી બતાવી છે તેમાં જ તેની સમન્વય શક્તિનો આપણને પરિચય થાય છે. હિંદમાં પ્રાચીન સમયથી માંડીને આજ સુધીમાં આર્યો, ગ્રીકો, અફઘાનો, તુર્કો, મુસ્લિમો, મોગલો, પોર્ટુગીઝ, ડચ, ફ્રેન્ચ, અંગ્રેજ એમ અસંખ્ય પરદેશી પ્રજાઓની વણજાર પોતપોતાની આગવી સંસ્કૃતિ અને સંસ્કાર લઇને આવ્યાં કરી છે, છતાં ભારતે એ સૌને જાકારો દીધા વિના કે કનડયા વિના પોતાના કરીને સમાવી લીધા છે. આ ભૂમિમાં અનેક સંસ્કૃતિઓનો અને જાતિઓનો સમન્વય થતો જ રહ્યો છે. કાશ્મીરથી કન્યાકુમારી સુધી અને દ્વારકાથી છેક ગૌહત્તી સુધીના આ ઉપખંડ જેવા વિશાળ મુલકમાં ભિન્ન ભિન્ન ભાષાઓ, વિવિધ પોશાકો, તરેહતરેહના રીતરિવાજો, પૃથક પૃથક જાતિઓ અને અલગ અલગ ધર્મો જોવા મળે છે, અને છતાં ભારતે આવા અનેકત્વમાંથી ઐક્યનું નિર્માણ કર્યું છે.

આ હકીકત છતાં આજે ભારતમાં રાષ્ટ્રીય ઐક્યની બૂમ કેમ ઊઠી છે? આ સમજવા માટે કેટલાક હમણાં હમણાંના સવાલો ધ્યાનમાં લેવા જરૂરી છે.

૧૯૬૧માં, આસામમાં, આસામી અને બંગાળી લોકો વચ્ચે ખૂબ ભયંકર તોફાનો થયાં અને કમનસીબે, બન્ને પક્ષે દેશની આગળ પડતી નેતાગીરીએ અબૂધ ભોળા લોકોને સાચી સમજ પાડવાને બદલે તેમને ઉશ્કેરવામાં રસ લીધો. આખા દેશનો સમજુ, વિચારશીલ અને જાણકાર વર્ગ આ બધું જોઈ ખળભળી ઊઠયો. આ બનાવો બન્યા તે પહેલાં જબલપુર અને ભોપાળમાં હિંદુ-મુસ્લિમ હુલ્લડો થયાં હતાં કે જે અંગ્રેજ સલ્તનતનો ટકી રહેલો વારસો હતો. આવા નાના અને કેટલાક તો નર્યા અંગત ઝઘડાઓને કોમી-સ્વરૂપ અપાવા લાગ્યું, અને ઘણાને ચિંતા થવા લાગી કે પ્રાંતવાદ અને ભાષાવાદનાં અનિષ્ટો સાથે કોમવાદનું જૂનું અનિષ્ટ પણ

આ દેશમાં ફરીથી માથું ઊંચકતું હતું.

આવા બનાવોથી દેશના કેટલાક મોવડીઓને આઘાત થયો અને લાગણીના આવેશમાં તેમાંના કેટલાકને એમ લાગ્યું કે આ દેશની પ્રજામાંથી રાષ્ટ્રભાવના છિન્ન-ભિન્ન થવા બેઠી છે, અને દેશને ઉગારી લેવો હોય તો ભારતની પ્રજાને રાષ્ટ્રીય એકાત્મતા અંગે જાગૃત કરવી જોઇએ. દેશની ચિંતા ધરાવનારા આવા કેટલાકે આ હેતુ સાધવા માટે એક યોજના પણ ઘડી કાઢી અને ત્યાર બાદ તે અંગે સમગ્ર દેશમાં એકાત્મતા અંગે ભાષણો, લેખો, ઉપદેશો, ચેતવણીઓ વગેરેનો એકધારો પ્રવાહ શરૂ થયો.

સવાલ સહેજે એ ઊઠે છે કે ખરેખર હિંદની પ્રજાના માનસમાં એટલું બધું ભયંકર કંઈ બની રહ્યું છે કે જેને કારણે આવો ગભરાટ ફેલાવવો પડે, અને દેશમાં ભય અને નિરાશા પેદા કરે એવું ચિત્ર જાહેરમાં ઊભું કરવું પડે? આ દેશની સમગ્ર પ્રજા રાષ્ટ્ર પ્રત્યે વફાદાર છે તે વિષે ભાગ્યે જ કોઈ સમજદાર માણસ શંકા ઉઠાવશે. કદાચ મુસ્લિમોની એક નાની, ટોચ પરની સંખ્યા, કે જે આમ-મુસ્લિમો પરની નેતાગીરી અને પકડ ચાલુ રાખવા માગે છે એવા લોકો અવારનવાર કોમવાદનું ઝેર ઓકે છે અને પાકિસ્તાન સાથે વધુ મહોબ્બત ધરાવતા દેખાય છે. પણ ખૂબ મોટા ભાગની મુસ્લિમ આમ-પ્રજા તો આ દેશની હતી તેવી જ આ દેશની રહી છે અને પોતાની રોજબરોજની રીતે પોતાનું જીવન ગુજારે છે. છતાં પણ કેટલાક દેશદ્રોહી, સ્વાર્થી અને સંકુચિત લોકોને કારણે સચિંત રહીએ એ સ્વાભાવિક છે. બાકી દેશની સમગ્ર પ્રજા—કૉંગ્રેસ સાથે તીવ્ર વિરોધ ધરાવતા પક્ષો સુદ્ધાં, અને અનેક ધાર્મિક રંગે રંગાયેલાં મંડળો પણ—દેશ પ્રત્યે તો વફાદાર છે.

ભાષાવાદ, પ્રદેશવાદ કે જાતિવાદ જરૂર અનિષ્ટ વસ્તુઓ છે, પણ એના ચિત્રને વધુ પડતું ઘેરું ચીતરીને દેશને નિરાશામાં ધકેલી દઈ હતાશ કરવાની ભૂલ ન થવી જોઇએ, કેમ કે એથી પ્રજાની હિંમત તૂટવા માંડે છે. જે અનિષ્ટોનું મૂળ ખાનગી, નાનાં સત્તાલોલુપ જૂથોમાં છે તે અંગેની ચર્ચા અને ધાંધલ જાહેરમાં વધારે પડતી કરવાથી દેશને સૂક્ષ્મ રીતે ખૂબ વધુ નુકસાન થતું રહે છે.

ભાષાવાદ કે પ્રદેશવાદ જેવા પ્રશ્નો તમામ લોકશાહી-ઓમાં ઓછેવત્તે અંશે હોય છે. ખુદ રશિયામાં પણ નર્યું ઐક્ય કદી હતું નહિ અને છે પણ નહિ. ત્યાં પણ યુક્રેન, આર્મિનીઆ, જ્યાર્જિયા જેવા પ્રદેશોની પ્રજા પોતપોતાનું આગવું વ્યક્તિત્વ છોડી શકી નથી તેમજ પ્રાદેશિક ભાવનાથી પણ તદ્દન મુક્ત નથી, અને ઘણી બાબતોમાં તેઓ વચ્ચે કંઈક તંગદિલી કે ખેંચતાણ રહેતી હોય છે. તેવી જ રીતે અમેરિકામાં પણ આવા સવાલો હતા અને આજે પણ છે. દા. ત. પહેલા યુદ્ધ દરમિયાન જે જર્મનો ઘણાં વર્ષોથી કાયમના અમેરિકાવાસી બન્યા હતા તેમના દિલમાં પણ જર્મની તરફ મમતા રહેતી હતી અને તેમની વફાદારી દ્વિધામાં પડી હતી. તેવી જ રીતે બીજા વિશ્વયુદ્ધ વખતે પણ પેઢીઓથી અમેરિકામાં વસતા જાપાનીઓની વફાદારી અંગે અમેરિકન સરકાર શંકાશીલ હોવાથી તે લોકોને, સલામતીની દૃષ્ટિએ, અમુક પ્રદેશોમાંથી ખસેડવા પડ્યા હતા. આજે ય અમેરિકાની પ્રજામાં ભાવાત્મક ઐક્ય છે એમ કહી શકાશે? ખુદ અમેરિકન લોકો આવો દાવો પ્રમાણિક રીતે કરી શકશે? ના, હકીકતો એ કરતાં સાવ જુદી છે. ત્યાં વારંવાર રંગભેદને કારણે તોફાનો થયાં છે, અને રંગીન પ્રજાઓને—ખાસ કરીને નીગ્રો લોકોને—જે યાતનાઓ ભોગવવી પડે છે તે જાણીને કોઇ પણ સંસ્કારી માણસનું દિલ કકળે છે અને સમજદાર અમેરિકનોનું માથું પણ શરમથી ઝૂકી પડે છે. નીગ્રો લોકોની કનડગત, તેમને જીવતા સળગાવી મૂકવા, તેમની ચામડી ઉતરડી લેવી, તેમની જાહેર સ્થળોમાં અને સંસ્થાઓમાં પ્રવેશબંધી કરવી એ તો હિંદના હરિજનો કરતાં પણ બદતર દશા કહેવાય. રંગીન પ્રજાઓ તરફ અમેરિકનો હજી સુધી એકાત્મતા કેળવી શક્યા નથી. છતાં તે દેશે ભાવાત્મક એકતાના પ્રયત્નો વધારે પડતી ધુમરાણ કે ગભરાટ વિના કરવા માંડ્યા છે.

આજે જે કંઈ ક્ષુબ્ધતા અને અશાંતિ દેશમાં દેખાય છે તેના સ્વરૂપ અંગે આપણે વિચાર કરીએ તે પહેલાં એ નોંધવું જરૂરી છે કે આ દેશ, જે સૈકાઓથી ટુકડે ટુકડા થઈ વેરવિખેર હાલતમાં પડ્યો હતો તે એક રાષ્ટ્રીય એકમ બન્યો છે. અસંખ્ય દેશી રાજ્યોએ પોતાની આગવી હકૂમત સૈકાઓ બાદ દેશની એકતાને ખાતર જતી કરી છે, તે કોઈ મામૂલી બાબત નથી. ગુપ્ત

યુગમાં, કે મધ્યયુગમાં, કે મોગલોના સમયમાં કે બ્રિટિશ અમલ દરમિયાન આ દેશ કદી આવી સમગ્ર સ્વરૂપે એકતા ધરાવતો ન હતો. આઝાદી પછીની આ એકતાની યોગ્ય કદર કદાચ થઈ નથી. આ એકતા કોઈ રક્તભીની ક્રાંતિથી, કે ત્રાસવાદથી કે કોઇક કૃત્રિમ રીતે ઊભી કરેલી રાજકીય પરિસ્થિતિ નથી, પણ સામાજિક, આર્થિક, રાજકીય અને સાંસ્કારિક પરિબળોથી ઘડાયેલી એકતા છે. આ માટે આ ભૂમિનું ધાર્મિક કે સામાજિક માળખું તોડી નાખવું પડયું નથી. પણ પ્રજાના સંસ્કારોમાં પડેલી સમન્વયની ભાવનામાંથી જ આ બધું કોઈ પણ જાતની અરાજકતા કે ઉથલપાથલ વિના બન્યું છે.

હિંદની આજની જે તે મૂંઝવણનું સાચું નિદાન અને સાચો ઉપાય શું હોઈ શકે?–ભારતમાં એકતાની ભાવનાનો અભાવ નથી. પણ ભારતનો સમાજ બહુમુખી સમાજ હોવાથી કેટલાક મૂંઝવતા પ્રશ્નો ઊભા થાય છે. કેટલા ય સૈકાઓથી હિંદુ અને મુસ્લિમ સમાજો એક બીજા સામે વાડાબંધી કરીને અલિપ્ત રહ્યા છે. ઉપરાંત કેટલાક મુસ્લિમો હજી મોગલ સામ્રાજ્યના દિવસો યાદ કરી પોતે એક રાજ્યકર્તા કોમ હતી તે વાત ભૂલી શકયા નથી, અને બીજી બાજુ કેટલાક હિંદુઓ હિંદુપદ પાદશાહીનું સ્વપ્ન ભૂલ્યા નથી. બન્નેએ પોતપોતાના હિતમાં આ નજર બદલવી પડશે. મુસ્લિમોએ એક હકીકત ઉદાર ભાવે સ્વીકારવી પડશે કે હિંદુઓ આ દેશમાં માત્ર એક બહુમતી કોમ છે તેથી જ મહત્ત્વ ધરાવે છે એવું નથી; હિંદુઓ ખૂબ વિકાસ પામેલા સંસ્કારી સમાજના સભ્યો પણ છે. બીજી બાજુ હિંદુઓએ મુસ્લિમોને પણ અહીંના કાયમ વસવાટ કરનારા ભાઇભાંડુ તરીકે સ્વીકારવા પડશે. હિંદના મુસ્લિમો સૈંકડો વર્ષથી આ ભૂમિને વતન કરી રહ્યા છે.

એક વાત નજર બહાર અવારનવાર જતી રહે છે, તે છે આ દેશના કેટલાક મુસ્લિમોની પાકિસ્તાન તરફી વલણ. આનું પણ કારણ સમજવું જરૂરી છે. મુસ્લિમોના ઉપરના થરમાંના કેટલાકનાં આવાં વલણે અહીંના લોકોના મનમાં તેમની વફાદારી અંગે શંકા પેદા કરી છે. તેઓએ મુસ્લિમ લીગના નેજા હેઠળ કોમવાદનું ખૂબ વિષવમન કર્યું, તેના પરિણામે અસંખ્ય આમ મુસ્લિમોનાં દિલમાં પણ કોમવાદનાં બી જન્મ્યાં હતાં. પાકિસ્તાન થતાં ઉપલા ટોચ વર્ગના ઘણા મુસ્લિમો પાકિસ્તાન જતા રહ્યા. પણ જે એમ જઈ શકે તે શકય ન હતું તેવા કરોડો આમ મુસ્લિમો અહીં જ રહ્યા. તેમના દિલમાં કોમવાદ અને હિંદુઓ તરફની બીક અને નફરત રાતોરાત તો કેવી રીતે ભુંસાય? અલીગઢ યુનિવર્સિટીના વાઇસ-ચેન્સલર કર્નલ ઝાહિદીએ અલીગઢનાં કોમી તોફાનો અંગે પોતાના વિચારો રજૂ કરતાં જણાવ્યું છે કે બિનસાંપ્રદાયિકતાની ભાવના મુસ્લિમોમાં ધીમે ધીમે વધતી જાય છે, પણ કોમી દૃષ્ટિબિંદુની જડ ઊખડતાં સહેજ થોડાંક વર્ષો જશે. જોકે, સાથે સાથે, તેઓ એમ પણ કહે છે કે રાષ્ટ્રવિરોધી તત્ત્વોને કાબૂમાં તો રાખવાં જ જોઇએ.

બહુમુખી સમાજમાં નરી એકરૂપતા કે સંપૂર્ણ ભાવાત્મક તેમજ સામાજિક એકતા ભાગ્યેજ સંભવી શકે. હિંદુ અને મુસ્લિમ સમાજોનું નર્યું ઐકય કદી થયું નથી કે, ભારતની એકતા માટે, ધર્મોનું એવું ઐક્ય જરૂરી પણ નથી–એક કોમ કે ધર્મ બીજી કોમ કે ધર્મ સાથે સંપૂર્ણ એકતા અનુભવે એવું કદી કયાં ય બન્યું નથી. હિંદે વિવિધતા સાથે એકતાવાળો સમાજ રચી જાણ્યો છે તે જ ઠીક છે, અને તે જ આ દેશની એકતાનો યોગ્ય રાહ છે.

બીજું, પ્રદેશ-ભાવનાની વગોવણી પણ વિચારહીન રીતે ન થવી જોઈએ. આપણામાંથી કોઈ જ એવી ભાવનામાંથી મુક્ત નથી. વળી કોઈ પણ લોકશાહીના અને ખાસ કરીને, સમવાય ભાવનાના પાયા પ્રાદેશિક ભાવનાના સ્વીકાર ઉપર જ ઊભા થાય છે. રાજ્યોનાં સંઘો જ્યાં જ્યાં રચાય ત્યાં ત્યાં દરેક પ્રદેશ અને ત્યાંની પ્રજાનું વ્યક્તિત્વ અને સ્વાતંત્ર્ય તો સચવાવાં જ જોઈએ. પાર્લમેન્ટરી પ્રતિનિધિત્વ પણ પ્રાદેશિક હિતો ધ્યાનમાં રાખીને જ નક્કી થતું હોય છે. આવા પ્રાદેશિક પ્રતિનિધિત્વને કોઈ લોકશાહી રાષ્ટ્રીય એકતાના ઘાતક બળ તરીકે ગણતી નથી. તેવી જ રીતે પોતાની પ્રાદેશિક ભાષા તરફનો પ્રેમ દુર્ગુણ નથી પણ નર્યો કુદરતી છે. ભારતના બંધારણમાં પણ ચૌદ ભાષાઓને આ દેશની પ્રાદેશિક ભાષાઓ તરીકે સ્વીકારવામાં આવી છે. દરેક ભાષા પોતપોતાની રીતે દેશના સાહિત્ય અને શક્તિમાં ઉમેરો કરે છે. બીજા પણ ઘણા લોકશાહી દેશમાં અનેક ભાષાઓ બોલાતી હોય છે, પણ તેથી જ કંઈ તે દેશોનું રાષ્ટ્રીય ઐકય હણાયું નથી. હા, ભાષાવાદનો કેટલાક

ઝનૂનીઓ ગુરુગ્રંથીમાં રાચી, આવેશ પેદા કરી, ઘડીભર વાતાવરણ બગાડે છે. પણ રાષ્ટ્રીય ઐક્યને તોડવાની શક્તિ એમનામાં હોતી નથી.

તો પછી કોમવાદ, પ્રદેશવાદ અને ભાષાવાદને કારણુ રૂપે ધરી એકતાની ધુમરાણુ મચી છે તે પાછળ કયા હેતુઓ કામ કરે છે? આ બાબતમાં દૃષ્ટિબિંદુમાં મોટા મતભેદ હોવા સંભવ છે. પણ એક કારણુ સ્થાપિત હિતોની સત્તાલાલસામાં પણ જોવા મળે. જેઓ વધુ પડતાં સાધનો અને સત્તા જમાવીને બેઠા છે તેમની સામે આમ પ્રજામાં અસંતોષ જન્મ્યો છે, અને તેમાંથી ફરિયાદો, ટીકાઓ, ચળવળો ઊભી થવા લાગી છે. આવા નવા પ્રવાહોથી એ સત્તાલોલુપ અને ધનલોલુપ વર્ગ કંઈક ભડકવા લાગ્યો હોય તે સંભવિત છે. તેઓએ જે કંઈ વગે કર્યું છે તે ગુમાવવું ન હોય, બીજી બાજુ જેઓ લગભગ બધું આપી કે ગુમાવી બેઠા છે અને ભારે ભીંસમાં જીવન જીવે છે તેઓ એવી પરિસ્થિતિ વધુ બરદાસ્ત કરવા તૈયાર નથી. પછાત પ્રાંતો, રાજ્યો કે પ્રદેશો આગળ આવવા તકો અને નાણાં માગે છે, ગરીબો યોગ્ય કર-ન્યાય અને હિસ્સો માગે છે, તેમજ વહીવટી શિથિલતા અને ખાયકી સામે છંછેડાય છે. આ બધું બને એ સ્વાભાવિક છે; પણ સ્થાપિત હિતો અને સત્તાપ્રિય લોકોને, આવી બધી માગણીઓ અને ચળવળોને દેશદ્રોહી કે સામ્યવાદી કહેવાનું કોઠે પડી ગયું છે.

દેશને ભેખધારી, પ્રજાવત્સલ ગાંધીજીની નેતાગીરી જેવી નેતાગીરી આજે જેવી જરૂર છે તેવી કદાચ ક્યારે ય ન હતી. થોડા અપવાદો બાદ કરતાં, આજના સત્તાખોરો અને નેતાઓ દેશને યોગક્ષેમે પહોંચાડશે કે કેમ તે વિષે વિચારશીલ વર્ગને આજે પ્રમાણિક ચિંતા થતી દેખાય છે. પ્રજાને હતાશ બની રોકકળ વિના બીજો કોઈ ઉપાય જડતો નથી, કેમ કે યોગ્ય હેતુઓ માટે યોગ્ય બળવો કરવાની તાકાત પણ પ્રજા ગુમાવી બેઠી છે. દેશનું ખમીર તૂટતું જાય છે. પ્રજાને આવી લૂલી-પાંગળી બનાવીને પછી કોને જીવાડવાના છે? સત્તાધારીઓ રાજરમતમાં પાવરધા બનતા જાય છે, અને બીજા કોઈના હાથમાં સત્તા ન જાય તે હેતુથી રાષ્ટ્રીય એકતામાં સુરંગ ચાંપે એવાં તત્ત્વો સાથે બાંધછોડ કરતાં કે હાથ મિલાવતાં એમનું દિલ ડંખતું નથી. તેઓએ લાખોનાં દાન દેનાર એક શ્રીમંત વર્ગ પણ પોતાના પીઠબળ તરીકે ઊછેર્યો છે. પરિણામે સત્તાધારી અને શ્રીમંત વર્ગનું ગાંધી-વૈદ્યના સહિયારા જેવું બનતું દેખાય છે. આ બધા દાવપેચથી તેમનો પક્ષ તો કદાચ અજરામર થશે પણ પ્રજા અને દેશનું આ પદ્ધતિએ નિકંદન નીકળી જશે. ભૂલો અને ગફલતો તેઓ કરે છે, અને શિખામણો પ્રજાને સાંભળવાની હોય છે. કેટલી ય ગફલતોની તપાસ કમિટીઓના હેવાલ પ્રજાને જાણવા પણ મળ્યા નથી, તો પછી તે અંગેનાં પગલાંનું તો વિચારવાનું શું હોય?

સેવાનો દાવો કરનારા સેવકો વૈભવ, દમામ નોકરોની વણઝાર, વિશાળ રાજવી ઠાઠવાળા આવાસો, ભાડાંભથ્થાં, એરોપ્લેનની મુસાફરીઓ વગેરેની માગણી કરે છે ત્યારે પ્રજા સમસમી જાય છે. નેતાઓ કે મોવડીઓ રાષ્ટ્રીય એકતા માટે પરિષદો કે પરિસંવાદો યોજે તેથી કોઈ જાદુ થવાનો નથી. પ્રજાનાં દિલ પર તો ત્યાગી અને ઘસાઈ છૂટનાર માણસો અસર કરી શકે. પોતાનાં ઘર ભરી, જાતને સાચવી બીજાને જતી કરનારની વાતોથી પ્રજાને પ્રતીતિ થતી નથી. બેફામ લાંચ અને લૂંટની વૃત્તિથી પ્રજા પણ, ધીમે ધીમે, ન છૂટકે નીતિ સાથે બાંધછોડ કરવા માંડે છે.

દેશમાં અસંતોષથી એકતા તૂટશે તો તેનો દોષ આમવર્ગ કે ગરીબોને કેવી રીતે દઈ શકાશે? જે પ્રજાએ અનેક યાતનાઓ વેઠી છે અને અપાય તેટલું આપ્યું છે અને જેને લલાટે કંગાળ ગરીબી લખેલી છે તે પ્રજાને માથે દેશની બધી ખરાબીનો દોષ ઢાલવવાની રીત કેટલાકને ફાવી ગઈ છે. આવા કેટલાકની જીભ પર કોઈ લગામ રહેતી નથી. એ રીતે પ્રજાને કદાચ ડરાવી કે દબાવી શકાય પણ પ્રજાનો પ્રેમ તો ન મળે.

દેશમાં અસંતોષ અને ઉગ્રતાનું કારણુ કદાચ એ છે કે આપણી લોકશાહીનો આત્મા ખોવાઈ ગયો છે. પ્રજા ખૂબ નિરાશામાં ઠેલાઈ ગઈ છે. સમૃદ્ધિની ઘણી આશાઓ અપાઈ છે, પણ સમૃદ્ધિનો છેદ ઉડાવી દેનાર કાળાબજાર, લાંચ, જાહેર ખાયકી અને બેફામ ઉડાઉગીરી સામે કોઈ મારણુ શોધાયું નથી. દેશની આર્થિક પરિસ્થિતિની ગંભીરતા કદાચ ઉપર બેઠેલાઓને દેખાઈ નથી. પરિણામે એરોપ્લેનો દ્વારા જનસંપર્ક, હીલ સ્ટેશન પરની અસંખ્ય કોન્ફરન્સો, ભવ્ય રીસેપ્શનો અને પાર્ટીઓ

સાચાં ખોટાં કારણે પરદેશ મોકલાતાં અનેક મિશનો નર્યાં ક્ષુદ્ર ઉદ્ઘાટનો પાછળનો આડંબર અને આંધળો ખર્ચ, એ સર્વસામાન્ય વાત બની છે. સરકારી અમલદારો અને અધિકારીઓનો ઠાઠ રાજાઓ અને લખપતિઓને પણ આંટી જાય તેવો થતો જાય છે. જાણે આ દેશમાં એક નવો રાજવી વર્ગ ન જન્મી રહ્યો હોય?

હિંદ માત્ર એક રાજકીય સંઘ નથી, પણ અનેક સંસ્કૃતિઓ, ધર્મો, જાતિઓ અને સમાજોમાંથી રચાયેલો સમૂહ છે. સહુ હળીમળીને સમકક્ષ રીતે જીવે એવું વાતાવરણ જરૂરી છે. અમુક મુઠીભર જૂથોના લાભ માટે બહુજન સમાજ લૂંટાય, ચુસાય કે પીડાય એ સમાજ ચિરંજીવીપણું ખોઈ બેસે છે. એક જ પક્ષ કે અમુક જૂથના લોકો શાણપણ અને સમજ તેમજ સત્યનો ઈજારો હોવાનો દાવો કરે ત્યારે બીજા કાં તો દુઃખી થાય કે છંછેડાય તે કુદરતી છે. સત્તાખોરીનાં દૂષણો માઝા મૂકે ત્યારે ઝંઝાવાતો જન્મે એ પણ અનિવાર્ય છે. એવા ઝંઝાવાતો વિના નવો સમાજ ઊભો થતો નથી. જે પ્રજાને વિશ્વાસે તેઓ સત્તા પર આવ્યા તે જ પ્રજા કંઈ ફરિયાદ કરે કે અકળાય ત્યારે તે લોકો દેશના દ્રોહી કે દુશ્મનો તરીકે ગાળ ખાય છે.

એકતા અને એકાત્મતાની ગુરુચાવી પ્રજાને ઉપદેશો આપ્યા કરવામાં નથી. પક્ષમાં તાણાતાણ કરનારા સાઠમારી કરનારાઓ જે ચેષ્ટાએ ચઢ્યા છે અને જે દંગલો કરવા લાગ્યા છે એમાં કંઈ કરોડોની આમપ્રજાનો દોષ નથી. ઐક્યનો પોકાર કરનારા પોતાની જૂથબંધીનાં કૌભાંડો જાહેરમાં ન લાવે તો ય ઘણું છે. પ્રજાને તારનાર કે મારનાર તેના નેતાઓ હોય છે. પ્રજા તો બિચારી દોરી દોરવાય છે. સામાન્ય પ્રજાને રાજકારણમાં ઝાઝી સૂઝ કે રસ હોતો નથી. એને માત્ર રોટલાની ચિંતા છે, ગાદી અને રાજ્યાસનની ભૂખ નથી.

સત્તા-ભૂખ્યાં જૂથોએ કોમવાદ કે પ્રાંતવાદને પંપાળીને જે રીતે વટાવી ખાધો છે તેવું દેશની સામાન્ય જનતાએ નથી કર્યું. ઐક્યમાં આમ સુરંગ ચાંપનારા જ ઐક્યની ચિંતા દેખાડે છે એ કેવું વિચિત્ર?

જો આ દેશમાં રાષ્ટ્રીય એકતાની ભાવના ખરેખર ન જ હોત તો ચીને ઊભી કરેલી આફતમાં તમામ ભારતીઓ પોતાના તમામ મતભેદોને ભૂલીને એક પ્રચંડ તાકાત રૂપે પોતાનો ઉગ્ર વિરોધ બનાવી શક્યા તે ન બનત.

બીજી પણ એક બાબત વિચાર માગે છે. આ દેશમાં બિનસાંપ્રદાયિકતાનો અનર્થ થયો છે, અને ધર્મને દેશવટો મળ્યો છે, અને ધર્મ અને જ્ઞાનનું સ્થાન ધન અને સત્તાને મળ્યું છે. પરિણામે આપણા દેશની સમાજવ્યવસ્થા છિન્નભિન્ન થવા લાગી છે અને રાષ્ટ્રજીવન પણ ધ્યેયહીન બનતું જાય છે. ધર્મ અને સંપ્રદાયો દેશની એકતા સાધનારાં મહાન ઉપકારક અને પ્રચંડ બળો હોય છે તે કેમ વિસરાવા લાગ્યું? આ દેશમાં સૈકાઓથી ભક્તો, સંતો અને પંડિતોએ, ઓલિયા અને ફકીરોએ દેશની પ્રજાને એકસૂત્રે સાંધવામાં દેશગૌરવ પેદા કરવામાં અસાધારણ ભાગ ભજવ્યો છે તે કેમ ભૂલાયું?

ધ્યેયહીન પ્રજાના સંસ્કારો ભુંસાઈ જાય છે, અને એવી પ્રજા હતભાગી નીવડે છે. જ્યાં નૈતિક મૂલ્યોની અવગણના થાય ત્યાં બીજા તમામ પ્રયત્નો પરિણામ શૂન્ય બને છે. નૈતિક મૂલ્યોની પુનઃસ્થાપના એ કદાચ આ દેશના દર્દ માટે સાચું ઔષધ હશે. આ કામ દેશના મોવડીઓનું છે, કેમ કે રાજકારણમાં બધો બગાડ ઉપરથી શરૂ થાય છે.

આવું બધું ટોચ પરના લોકોને કોણ કહી શકે કે સારી રીતે સમજાવી શકે?

*

# ઇતિહાસ-એક કલા

પ્રકાશ ન. શાહ

[રાજ્યશાસ્ત્રના અનુસ્નાતક પદવીધર અને 'ભારત' સંસ્થાના સંચાલક]

૨૩ એપ્રિલ, ૧૯૩૨. કારાગારમાંથી જવાહરલાલજી, ઇન્દિરા પ્રિયદર્શિનીને લખે છે: "હું જેલવાસી ન બન્યો હોત તો રોમન ઇતિહાસને લગતા એક પ્રખ્યાત પુસ્તકના વાચનથી વંચિત રહ્યો હોત. એનું નામ છે: The Decline and Fall of the Roman Empire. ગિબન નામના એક અંગ્રેજે

એ લખ્યું છે. સ્વિટ્ઝલન્ડમાં લેક લેમાનના તટે આજથી દોઢસો વર્ષ પૂર્વે એ લખાયું છે. પરંતુ આજે ય એનું વાચન રસિક લાગે છે. અને આલંકારિક છતાં સુગ્રાહ્ય ભાષામાં લખાયેલી એની ગાથા કોઈ પણ નવલકથા કરતાં સવિશેષ ચિત્તહર છે. આશરે દશ વર્ષ પર લખનૌ જેલમાં એ પુસ્તક મેં વાંચ્યું અને લગભગ એક માસ સુધી, એણે જગાવેલી ભૂતકાળની મૂર્તિઓની સૃષ્ટિમાં, ગિબનના સંગી તરીકે હું રહ્યો."

તે પછી પૂરાં અઠ્ઠાવીસ વરસે લંડન યુનિવર્સિટીના પ્રાધ્યાપક રેનિયર નોંધે છે કે ગિબન હતો તો કલાવંત; પણ એનું અર્પણ હવે સ્વીકૃત ઇતિહાસ કરતાં વધુ તો સાહિત્યમાં ગણાય છે.

આ તબક્કે, હું ધારું છું કે, એક સવાલ સોંસરો ઊપસી આવે છે: ઇતિહાસ અને કલાનો સંબંધ શો?

ઇતિહાસ નથી માત્ર બનાવ; નથી માત્ર બયાન. એ બંને છે. ઇતિહાસકાર વાર્તા કહેવા બેઠો છે. (વાન લૂંક કિશોરભોગ્ય બાનીમાં The Story of Mankind લખી છે — આ શીર્ષકમાં આપણે ધારીએ તેનાથી શબ્દ વિલાસ ઓછો અને સૂચકતા અધિક છે.) પોતે ઘટનાઓનું યથાતથ નિરૂપણ કરે તે વખતે લેખન-શૈલીનાં કલા ને કૌશલ્ય સહજસાધ્ય હોય તો જ ઇતિહાસકાર સ્વધર્મનું વહન સુપેરે કરી શકે. આટલું સ્વીકાર્યા પછી, ઇતિહાસ કલા છે કે વિજ્ઞાન એવો વિવાદ્ય પ્રશ્ન, રેનિયરના કહ્યા અનુસાર તરવરિયા વિદ્યાર્થીઓની ચર્ચામંડળી પર છોડી દેવાનું સાહસ ખુશીથી કરી શકાય.

જેને સુશોભિત પાલવની અને સુઘડ વણાટની અપેક્ષા નથી એવું પોત તે ઇતિહાસ – આ માન્યતા યથોચિત નથી. પેલા વિજ્ઞાનીએ સંશોધનને અંતે કોઠાવાર લખી નાખ્યું એટલે પત્યું. પણ ઇતિહાસમાં તો લેખન એ જ મૂળગત કારવાઈ—essential operation છે. ભૂતકાળના મહાસાગરમાં લુપ્તપ્રાય થઈ ગયેલ અવશેષને, ખંત અને આવડતથી એક અભ્યાસી પોતાની સમજમાં સજીવન કરે છે. ત્યારે એને થતો આનંદ એ સર્જનનો આનંદ હોય છે, બ્રહ્માનંદ હોય છે. એથી એની અભિવ્યક્તિ સ્વાભાવિક રસિકતા ધારણ ન કરે તો જ નવાઈ. ટાઢાં હિમ જેવાં બીબાં વાટે મુદ્રિત થતા અક્ષરો હોય છે તો નિર્જીવ, અને છતાં એમણે લેખક ને વાચક વચ્ચે સેતુબંધ સાધવાનો હોય છે. એ ક્યારે બની શકે? ઇતિહાસકાર એના સંશોધનની ફલશ્રુતિને શબ્દના પિંડમાં પ્રાણની પેઠે પૂરી શકે ત્યારે.

ટ્રૅવેલિયન, ગિબન, મેકૉલે આદિનો પુરુષાર્થ આ દિશામાં છે. અલબત્ત, પ્રસ્તુત-અપ્રસ્તુત વિગતો ને પાદટીપોના અતિ અલંકારભારે લદાયેલી સ્થૂલકાય મધ્યા સરખી લેખનરીતિ જેમને આદર્શ લાગે છે તેઓ The Decline and Fall The Roman Empire અગર Garibaldi Seriesના લેખકોનો ઇતિહાસકારોની સૂચિમાંથી એકડો જ કાઢી નાખવાના! પણ થોડી મુદતને માટે ય માનવીની સ્મૃતિને સતેજ રાખવાનું કાર્ય મેકૉલે જેવા કલાસૂઝ ધરાવનારા ઇતિહાસકારોએ યશસ્વીપણે પાર પાડયું છે એનો ઇનકાર નહીં થઈ શકે. ન ભૂલીએ કે જ્ઞાનવિજ્ઞાનની વિકાસફાળ પ્રતિક્ષણ ચાલુ છે: માહિતીમાત્ર ક્ષણાર્ધજીવી હોઈ શકે અને કેવલ કલા જ ચિરંજીવ છે.

હિલેરી બેલોકે આબાદ જણાવ્યું છે કે ઇતર સાહિત્ય પ્રકારોની સરખામણીમાં, સારો ઇતિહાસ લખવાની ઇચ્છા રાખનારે, એક સાથે અસંખ્ય અશ્વોને પોતાના વિષય વસ્તુમાં જોતરવા રહ્યા. ૧૯૩૩થી Laboratory Course in Historical Method શીખવનાર શિકાગો યુનિવર્સિટીના લૂઈ ગૉટ્શોક એમના વિદ્યાર્થીઓ સમક્ષ એક વાત પર ખાસ ભાર મૂકે છે: રસ ઉદ્ભવે નહીં તે રીતે લખનાર ઇતિહાસકાર તેટલે અંશે ઊતરતી કક્ષાનો કહેવાય. આખું યે લખાણ રસિકતાથી રસી શકાય તેવી ક્ષમતા પ્રેરણા ઉપરાંત પરિશ્રમથી પ્રાપ્ય છે એવું કહીને ગૉટ્શોક આટલા ભેરુબંધ–ભોમિયાની ભલામણ કરે છે.

* સાર્થ શબ્દકોશ
* પર્યાયવાચક શબ્દકોશ
* અવતરણ ભંડોળ (જેની સહાયથી ધાર્યા મુદ્દાની ભારપૂર્વકની માંડણી શક્ય બને).
* એક સર્વસારસંગ્રહ (તત્ક્ષણ સંદર્ભ તપાસવા માટે).
* ભાષાની શુદ્ધ લઢણો નિરૂપતો સંગ્રહ (જે વ્યાકરણ ને શૈલીના શંકાસ્પદ મુદ્દાઓમાં માર્ગદર્શન કરી શકે).

એવી એક સાવ સાચી દલીલ થઈ શકે ખરી કે અહીં સુધીનું પીંજણ ઇતિહાસલેખન બાબત થયું છે; પણ ઇતિહાસ-સામગ્રીને લાગે વળગે છે ત્યાં લગી એમાં કલાતત્ત્વ હોઈ શકે ખરું?

માનવ સભ્યતાના ઉષઃકાળમાં તો મહાકાવ્યો–લોકકથાઓ-વીરગાથાઓ વગેરેને જ ઇતિહાસકર્મ અદા કરતા જોવામાં આવે છે. ઇતિહાસનાં મૂળિયાંની ખોજમાં છેવટે દંતકથાઓને આરે અભ્યાસકનું નાવ લાંગરે છે. પરંપરાગત ચાલી આવેલી વાતોનો આદર કરવાનું લક્ષણ હવે આધુનિક ઇતિહાસકલામાં પ્રતીત થઈ રહ્યું છે. પુરાતત્ત્વ સંશોધનના મિષ્ટ સુફલ રૂપે લભ્ય થતી જતી રોમહર્ષક માહિતીના પરિણામે ઇતિહાસવેત્તાઓએ એમની અગાઉની રુખ બદલી છે. ઉત્ખનનો પછી સિદ્ધ થયું છે કે ક્રીટ વિષેનું થુસીડાઇડિઝનું વર્ણન કે પછી એથેન્સ અને ટ્રૉયના બારામાં હોમરનાં કાવ્યોમાં થયેલું નિરૂપણ ઉપેક્ષણીય નથી. સુદીર્ઘ પરંપરા થકી પ્રાપ્ત પુરાણકથાઓ ને દંતકથાઓ સાહિત્યિક કલાવૈભવના નમૂના ઉપરાંત ઇતિહાસ-સામગ્રી પણ હોઈ શકે. નિરક્ષર લોથલવાસી પરંપરાપ્રાપ્ત રૂઢિ અનુસાર 'વહીવટી માતા'ને પૂજતો રહ્યો, અને સૈંકડો સાલ પછી એક સુપ્રભાતે ઉત્ખનનથી ભેદ ખૂલી ગયો કે દેશવિદેશના વાવટા જ્યાં ફરકતા એવું ધીખતું અહીંનું બારું હતું; બાકી હતું તે મમી–રમકડાએ શાખ પૂરી.

રામાયણ અને મહાભારત વગર પ્રાચીન ભારતીય ઇતિહાસવાર્તા કયાં લભ્ય છે? કાલિદાસનાં 'કુમાર સંભવ' ને 'રઘુવંશ'માં ભૂતકાલીન બનાવોનું સાહિત્યિક બયાન જ નથી. ગુપ્તોએ, શુંગોએ અને સાત વાહનોએ વિદેશી આક્રમકોને પરાસ્ત કર્યાની યશઃપૂર્ણ મુદ્રા એમના પર પડેલી છે. ગાંધીયુગીન ગુજરાતના ચિત્રણને માટે રમણલાલની નવલકથા 'દિવ્યચક્ષુ' કે પછી મુનશીની 'તપસ્વિની' અને દર્શકની 'ઝેર તો પીધાં છે જાણી જાણી'માં ડોકિયું કરવાનું અનિવાર્ય ન હોય તો યે ઉપકારક અવશ્ય નીવડશે. આમ, સાહિત્યનું પરોક્ષ ઐતિહાસિક મૂલ્ય કમ નથી. એટલે જ તો G E N E S I નો કર્તા કહે છે: "માત્ર ઇતિહાસકારોને જ વાંચીને મધ્યયુગીન ભાવનાઓ ને ઝંખનાઓને સમજવા મથનાર અર્ધે રસ્તે છે. તત્કાલીન ખ્રિસ્તી દંતકથાઓથી પણ પરિચિત થવું રહ્યું, જો મધ્યયુગનાં પારિવારિક ને સામાજિક જીવનને પડછે લોકજીવનને સાચા અર્થમાં સમજવું હોય તો". રામાયણ-કોકિલ વાલ્મીકિ, શક્ય છે કે, સિલસિલાબંધ ઇતિહાસ-ગ્રંથ લખવા ન યે બેઠા હોય અને એમણે કરેલા પ્રસંગ નિરૂપણમાં કવિન્યાયની દષ્ટિને અગ્રતા અપાઈ હોય, પણ દશરથનંદની સાથે અયોધ્યા, દંડકારણ્ય, કિષ્કિંધા અને શ્રીલંકામાં વિચર્યા વગર ભારતવર્ષની પ્રાચીન સભ્યતાને તમે સમજી શકવાના નથી. માર્ગમાંના કંટકોને ખસેડતો આગળ ચાલતો લક્ષ્મણ, પછી રામ અને એમની પાછળ ચાલતાં જનકતનયા...આ સહુની સંગે,એમનાથી યે અધિક ઉઘાડી આંખે ચાલવાનું છે ઇતિહાસના અભ્યાસીએ.

જેમ મહાકાવ્યમાં તેમ ઇતિહાસમાં પણ નાયક તો હોય જ. કાર્લાઇલ જેવા તો એમ જ કહેવાના કે ઇતિહાસ એટલે મહાપુરુષોની જીવની! એ. જે. પી. ટેલર એમના પુસ્તક From Napoleon to Stalin માં કહે છે: "નેપોલિયન, બિસ્માર્ક અને લેનિન એ ત્રણનાં જીવનકાર્યને અનુલક્ષીને આધુનિક યુરોપીય ઇતિહાસ લખી શકાય." ઇતિહાસ જેની ફરતો રચાય છે તેને અંગે હેગલે Philosophy of Right માં કરેલી રજૂઆત ભારે અસરકારક છે: "યુગની આકાંક્ષાને વાચા આપે, એ આકાંક્ષાથી યુગને અવગત કરે એને એ પરિપૂર્ણ કરીને રહે, તે યુગપુરુષ. એની કરણી એ તે યુગનું સાર સર્વસ્વ હોય છે. એ પોતે યુગમૂર્તિ હોય છે: યુગ એનામાં મૂર્ત થતો હોય છે." આમ, વાચક જોશે કે, મહાકાવ્ય અને ઇતિહાસમાં સ્વરૂપ-સામ્ય છે.

પણ ઇતિહાસ ને નવલકથામાં એથી ય અધિક સરખાપણું જણાઈ આવે છે. ઇતિહાસકાર ને નવલ-કથાકાર બંને પ્રસંગ નિરૂપે છે, પરિસ્થિતિ વર્ણવે છે, પાત્રોનું વિશ્લેષણ કરે છે. નવલકથાકારે કરેલું ચિત્રણ કાલ્પનિક હોવા છતાં એનાં બીજ જીવનની નગ્ન–નક્કર વાસ્તવિકતામાં કયાંક ને કયાંક હોય છે. તો ઇતિહાસ-કારનો સંબંધ પણ જેવું જીવન જિવાયું તેની સાથે છે જ.

આનો અર્થ એમ નથી કરવાનો કે લૂઈ ગૉટ્શૉક જેની ભલામણ કરેલી એ પર્યાયવાચી શબ્દકોશમાં ઇતિહાસકાર ને નવલકથાકાર એક સાથે ગોઠવાયા છે! બંનેનાં લેખનકાર્યમાં ચોખ્ખો ફેર પણ પ્રવર્તે છે. નવલકથાકાર

રસલક્ષી રજૂઆત વારતે, ઇતિહાસકારથી વિપરીત, કલ્પનાતરંગો પર આરૂઢ થઈને ઊડે છે. ૧૮૫૭ના સશસ્ત્ર સ્વાતંત્ર્યસંગ્રામની પૃષ્ઠભૂમિ પર રમણલાલ 'ભારેલો અગ્નિ' લખે અને ગાંધીજી એમાં રુદ્રદત્ત બનીને આવી પહોંચે,– એવો કાલવ્યુત્ક્રમ આર. સી. મઝમુદાર અગર જયચંદ્ર વિદ્યાલંકારથી ન જ કરી શકાય.

એ જ પ્રમાણે ઈતિહાસ-સામગ્રીમાં રહેલ કલાતત્ત્વનું પ્રતિપાદન કરવાની કોશિશ કરતે કરતે દંતકથાની ઐતિહાસિકતા અંગે કરેલ વિધાનોને પણ સ્વાભાવિક મર્યાદા છે. દંતકથામાં ઇતિહાસનું તત્ત્વ આંશિક હોવાની વકી છે ખરી. ઉદાહરણાર્થ, સિકંદરે ભારત ખરેખર જીત્યું ન ગણાય તો પણ પેલી મેર ગ્રીસથી ચાલી આવેલી પરંપરાપ્રાપ્ત વાયકા તો એને ભારતવિજેતા તરીકે ઓળખાવે છે. ખરું પૂછો તો એ વિજય ભારતના સીમાપ્રાન્તો પરની તત્પૂરતી જીતથી વિશેષ નથી. આ દૃષ્ટાંત એમ પણ સૂચવે છે કે લોકહૃદયમાં બિરાજતો નાયક સરાસરી પ્રજાજનની નજરમાં તમામ ઘટમાળનો કર્તા અને અકર્તા લાગે છે; કશું યે નોંધપાત્ર કે પ્રેરક પગલું જાણે એ નેતા વિના ભરાવાનું જ ન હોય! ગાડી પૂરપાટ હાંકયે જતાં ઇતિહાસકારે દંતકથાના 'ડાઈવર્ઝન'થી સભાન રહેવું ઘટે.

એટલું સ્વીકારવું રહ્યું કે, મહાકાવ્ય-લોકકથા-વીરકથા–નવલકથાદિથી વિપરીત, ઈતિહાસકાર સ્થળકાળનાં બંધનોમાં બદ્ધ છે અને પોતે રજૂ કરેલ તારણ, અનુમાન ને વિધાનને માટે એણે પ્રમાણો આપવાનાં છે. સાથે સાથે, એ સહુની જેમ જ, એણે પ્રત્યક્ષ જીવન સાથે પાનું પાડવાનું છે. ઇતિહાસનું એક નવું જ અર્થઘટન આપનાર કાર્લ માર્ક્સે આ વાત તરફ ઉગ્ર ઉહાપોહ કરી ધ્યાન ખેંચેલું: "ઈતિહાસ પોતે થઇને કશું કરતો નથી, અપાર ધનદોલતનો સ્વામી એ નથી, કે નથી એ જુદ્ધે ચઢતો. ખરેખર તો માણસ–વાસ્તવજગતનો જીવંત માણસ–આ બધી પ્રવૃત્તિ કરે છે, ધનદોલતનો ખરો માલિક અને યુદ્ધનો ખરો ખેલંદો એ છે." માર્ક્સની આ ઉક્તિને ઉદ્ધૃત કરતાં ઈ. એચ. કાર કેમ્બ્રિજ ખાતેનાં એમનાં વ્યાખ્યાનો – What is History?–માં જણાવે છે: "કશી શુદ્ધિ-વૃદ્ધિ વગર મારે માર્ક્સના આ મંતવ્યનું સમર્થન કરવું રહ્યું." હવે આ માણસ નામના પ્રાણીનું જીવન એ વિચાર ઉપરાંત ઊર્મિ ને ભાવનાની નીપજ છે. તદ્વિષયક દ્વંદ્વો, વાર્તાકારની જેમ જ, આપણા ઇતિહાસકારે પણ સમજવાં રહ્યાં. કદાચ એથી જ ટ્રેવેલિયન ઇતિહાસને નિરૂપણકલા તરીકે ઓળખાવે છે.

અલબત્ત, અંતિમ વિશ્લેષણમાં, ઇતિહાસ એક ત્રિપરિમાણાત્મક સંઘટના છે: સૂચિત સાધનસામગ્રીની સમીક્ષા વૈજ્ઞાનિક શિસ્તથી કરવાની એની પદ્ધતિ છે; અભિવ્યક્તિ માટે કલ્પકતા ને સાહિત્યિક સુરુચિનો સંગ એ સાધે છે; જીવનના અર્થઘટનનો પ્રશ્ન આવે ત્યારે એણે દાર્શનિકવત્ દૃષ્ટિકોણ અમલી બનાવવાપણું રહેલું છે.

વૈજ્ઞાનિક શિસ્તની વાત કરતી વેળાએ ગારાધાને કહ્યું છે તે યાદ આવવાનું જ: ગમે તે વિજ્ઞાન પ્રત્યક્ષ વ્યવહારમાં મૂર્ત થવાને મથે છે ત્યારે તેનું કલાવતરણ થાય છે. ('Every science, when it becomes an art by being reduced to practice, follows certain rules and directions which insure or help to insure accuracy of result.') જેવું વૈજ્ઞાનિક શિસ્તનું, તેવું જ કંઈક અંશે દાર્શનિક દૃષ્ટિકોણનું પણ સમજવું. "દૃષ્ટાંતો દ્વારા પ્રતિબોધનાર ને શીખવનાર દર્શન તે ઇતિહાસ," એવો અભિપ્રાય ડાયોનિસસે કયારનો યે આપી દીધો છે. ઇતિહાસ આમ 'શીખવતો' હોય, તો પછી એને કલા કેમ ન કહીએ? કરતાં શીખવે તે કલા.

એક પછી એક સંવત્સર સરી રહ્યું છે અને અતીતની ચિર રમણામાં ભ્રમણા જેવા આપણે છીએ. વાન લૂકે નોંધેલી પેલી કિંવદન્તિનું સ્મરણ થઇ આવે છે: સુદૂર ઉત્તરમાં ઊંચે એક ખડક ઊભો છે, સો માઇલ લાંબો ને સો માઇલ પહોળો. એક સહસ્ર વર્ષ વીત્યે, એની ચાંચને ઓર અણિયાળી કરવાને ઘસવા, કો'ક પંખી ત્યાં આવે છે. અને એમ આખરે કયારેક–કદીક પેલો ખડક–સો માઇલ લાંબો ને સો માઇલ પહોળો–આખો યે ઘસાઈ જાય છે ત્યારે અનંતનો એક દિવસ પૂરો થાય છે.

આવી નિરંતર ચાલતી કાલક્રીડાની નાનામાં નાની ક્ષણને અ–ક્ષરરૂપ આપવાનું ગજું સમર્થ કલાપ્રતિભાવંત વિના કોઇનું યે નથી. તેથી જ તો હું એમ કહેવાનું સાહસ ખેડું છું કે ઇતિહાસને કલા અને કલા જ ચાહે ન કહો, પણ એ કલા જરૂર છે.

સંદર્ભ ગ્રંથો

Carr, E. H.: What is History?
Garraghan, G. J.: A Guide to Historical Method
Gottschalk, L.: Understanding History
Joshi, V.: Problems of History and Historiography
Renier, G. J.: History: Its Purpose and Method

*

# હેગલનું દર્શન

જગદીશ વ્યાસ
[રાજ્યશાસ્ત્રના વ્યાખ્યાતા, સેંટ ઝેવિયર્સ કૉલેજ, અમદાવાદ]

રાજ્યનો આદર્શવાદી સિદ્ધાંત પરંપરાગત દાર્શનિક આદર્શવાદનો અંતર્ગત ભાગ છે. હજી હમણાં સુધી અંગ્રેજ અને જર્મન રાજનૈતિક વિચારધારા પર તેનો ઘણો મોટો પ્રભાવ હતો. મૂલતઃ આ સિદ્ધાંત પ્લેટો અને ઍરિસ્ટૉટલના પ્રવચનોની ઉત્પત્તિ છેઃ પરંતુ આધુનિક રૂપમાં જર્મન દાર્શનિક હેગલે એનું સમર્થન કર્યું હતું. અહીં હેગલના આ દર્શનને ખૂબ સંક્ષેપમાં રજૂ કરવાનો પ્રયાસ કરું છું.

હેગલની રચનાઓમાં રાજ્યની નિરંકુશતા અથવા સર્વોપરિતાનું ઉત્તમ રૂપ પ્રતિપાદિત કરવાનો પ્રયાસ થયેલો જોવા મળે છે. હેગલના મત અનુસાર રાજ્ય આત્માનું વિકસિત રૂપ છે. હેગલ એમ માને છે કે આત્મા આપણા આંતરિક જગતમાંથી નીકળી બાહ્ય સંસારમાં કામ કરતી વિવિધ નિયમોવાળી સંસ્થાઓના રૂપમાં પ્રગટ થાય છે. આત્માનો પ્રધાન ગુણ વિવેક છે. જ્યારે આત્મા બાહ્ય જગતમાં પ્રવેશે છે ત્યારે પેલો વિવેકનો ગુણ વિકૃત થઈ જવાનો સંભવ રહે છે.

હેગલના મત પ્રમાણે આત્માનો વિકાસ એક નિશ્ચિત પ્રક્રિયા દ્વારા થાય છે. આત્મા જ્યારે પોતાના વિકાસની પ્રક્રિયામાં બાહ્ય જગત અને વસ્તુઓ સાથે સંયોગ સાધે છે ત્યારે અહંકાર અને મમત્વની ભાવના ઉત્પન્ન થાય છે. આ મમત્વની ભાવનામાંથી સંપત્તિ અને સંપત્તિમાંથી સંપત્તિનો અધિકાર અને અધિકારમાંથી સંપત્તિ લેવા-દેવાના કરારો અસ્તિત્વમાં આવે છે. આ કરારોથી આત્માનો પ્રધાન ગુણ વિવેક વિકૃત બને છે. કરારોનું ઉલ્લંઘન થાય છે, પરિણામે અપરાધની સૃષ્ટિનું સર્જન થાય છે.

અપરાધની આવી સૃષ્ટિના સર્જનને રોકવા માટે નિયમોની આવશ્યકતા ઊભી થાય છે. આ નિયમન નૈતિકતા મારફતે શક્ય બને છે. આ નૈતિકતા આંતરિક હોય છે. તેનો ઉદ્દેશ વિવેકની વિકૃતિને રોકવાનો હોય છે. પણ તે કામ માટે આંતરિક નૈતિકતા પૂરતી નથી. આંતરિક નૈતિકતાની ઊણપને દૂર કરવા બાહ્ય નિયમનની આવશ્યકતા ઊભી થાય છે. આ બાહ્ય નિયમનને આપણે "સામાજિક આચાર"ના નામે ઓળખીએ છીએ. તેનો ઉદ્દેશ પણ આત્માના વિવેકની વિકૃતિને રોકવાનો છે.

કુટુંબ એ સમાજની પાયાની સંસ્થા છે. આ દ્વારા સામાજિક આચાર પ્રાગટ્ય પામે છે. કુટુંબનો સામાજિક આચાર પ્રેમ છે. પરંતુ નિરંતર વિકાસ ઝંખતો આત્મા કુટુંબથી આગળ વધી સમસ્ત સમાજ સુધી પહોંચે છે. જ્યારે આ પ્રક્રિયા ચાલે છે ત્યારે કુટુંબનો આચાર તૂટી પડે છે. કુટુંબના વિરોધમાંથી સમાજનો જન્મ થાય છે. હેગલના મત અનુસાર કુટુંબના આત્માના વિકાસને વાદ (thesis) ગણીએ તો સમાજ તેનો પ્રતિવાદ (Antithesis) થયો ગણાય.

હેગલના મત પ્રમાણે સમાજમાં વિકાસ માટે સામાજિક સંઘર્ષ અને પ્રતિસ્પર્ધા જરૂરી હોય છે કારણ કે તે પ્રત્યેક સભ્યને પોતાના પગ ઉપર ઊભા રહેતાં શીખવે છે. પરંતુ પાછળથી વિવેકપૂર્ણ સંઘર્ષ અને પ્રતિસ્પર્ધા-

માં વિકૃતિ આવે છે; પરિણામે સમાજમાં 'મત્સ્યન્યાય' અથવા 'જેની લાઠી તેની ભેંસ' એવી સ્થિતિ સર્જાય છે. આવી સ્થિતિ કેવી રીતે નિવારી શકાય? તેના જવાબમાં હેગલ લખે છે કે સમાજમાં ચાલતો આ સંઘર્ષ અને પ્રતિસ્પર્ધા વિવેકપૂર્ણ રહે તે માટે જ રાજ્યનો પ્રાદુર્ભાવ થયો છે. આમ સમાજરૂપ પ્રતિવાદ (anti-thesis)ની વિરુદ્ધમાં જે સંવાદ (synthesis) થાય છે તેના પરિણામે સર્વશક્તિમાન રાજ્યનો જન્મ થાય છે. રાજ્ય આત્માના વિકાસની અંતિમ સીડી છે. વિવેક ભાવનાથી યુક્ત વિકાસશીલ આત્માના સંસ્થાગત વિકાસની પૂર્ણતા રાજ્યમાં થાય છે. હેગલ રાજ્યને વિશ્વાત્માનું પ્રતિબિંબ માને છે. હેગલના કહેવા પ્રમાણે પૃથ્વી પર રાજ્ય જ માનો ભગવાન છે, અને જે સમયે આપણે પૃથ્વી પર રાજ્યની કલ્પના કરીએ છીએ ત્યારે આપણને આપણી સામે ભગવાનરૂપી રાજ્યનાં જ દર્શન થાય છે. આવી રીતે હેગલે રાજ્યને સંપૂર્ણ પ્રભુત્વસંપન્ન અને સર્વોચ્ચ સત્તા તરીકે સ્વીકાર્યું છે.

રાજ્યના આવા પ્રકારના સ્વરૂપને સમજીને હેગલે સ્વતંત્રતાની કલ્પના કરી છે. હેગલના કથનાનુસાર રાજ્ય સ્વતંત્રતાની અવસ્થાઓને સંભવિત બનાવે છે, અને મનુષ્ય કેવળ રાજ્યમાં રહીને જ વાસ્તવિક સ્વતંત્રતાનો આનંદ લૂંટી શકે છે. તેના મતે સ્વતંત્રતાની વાસ્તવિક પૂર્ણતા રાજ્ય છે. હેગલ માને છે કે રાજ્ય સ્વયં આત્માનું વ્યાપક રૂપ છે. આમ વ્યક્તિ અને રાજ્ય વચ્ચે કોઈ વિરોધ નથી. રાજ્યના સંકલ્પો તે વ્યક્તિના સંકલ્પો જ છે. તેથી રાજ્યના સંકલ્પો ઉપર ચાલવાનો વ્યક્તિનો ધર્મ છે. વ્યક્તિની સ્વતંત્રતા રાજ્યનો વિરોધ કરવામાં નહિ પણ રાજ્યની આજ્ઞાનું પાલન કરવામાં જ રહે છે. હેગલે વ્યક્તિને રાજ્યાધીન માની છે. રાજ્ય વિરુદ્ધ વ્યક્તિને કોઈ સ્વતંત્રતા નથી કારણ કે હેગલના મતે વ્યક્તિ અને રાજ્ય વચ્ચેનો સંબંધ જીવાત્મા અને વિશ્વાત્મા જેવો છે. હેગલ વ્યક્તિના મૌલિક અધિકારોને માન્ય નથી રાખતા. સામાજિક સ્વતંત્રતાને હેગલ પરમ સ્વતંત્રતા માને છે. તે દઢપણે એમ માને છે કે મનુષ્ય વૈયક્તિક સ્વતંત્રતાને એટલી નથી ચાહતો જેટલી તે સામાજિક સ્વતંત્રતાને ચાહે છે. વ્યક્તિ વાસ્તવિક સ્વતંત્રતાને ચાહે છે અને વાસ્તવિક સ્વતંત્રતા કેવળ રાજ્યનું દાસપણું પ્રાપ્ત કરીને જ પ્રાપ્ત કરી શકાય છે. હેગલ આગળ વધીને એટલે સુધી કહે છે કે, 'એમ માન્યું કે રાજ્ય દમન કરે છે પરંતુ રાજ્યના દમન પાછળ પણ સમાજની સ્વતંત્રતા છુપાયેલી છે. આવી રીતે રાજ્ય દમન કરીને સમાજને સ્વતંત્રતા અપાવે છે.' આ અર્થમાં રાજ્ય નૈતિક પૂર્ણતા છે અને સ્વતંત્રતાનું દાતા છે. આમ હેગલના મતે રાજ્ય સાધન નથી પણ સાધ્ય છે. રાજ્યના આદેશોનું પાલન તે ઈશ્વરના આદેશોનું પાલન કરવા બરાબર છે, કારણ કે રાજ્ય પૃથ્વી પર ઈશ્વરીય વિચારનું મૂર્ત રૂપ છે. રાજ્ય જે કંઈ કરે છે તે ન્યાયી છે. રાજ્ય પોતે જ નૈતિક માનદંડોનું સ્રષ્ટા છે, આથી રાજ્યને કોઈ પણ આંતરરાષ્ટ્રિય કાયદો લાગુ પડતો નથી.

*

# વાચકો લખે છે

['અભ્યાસ'માં પ્રગટ થતાં લખાણો, એમાંથી ફલિત થતી સંબંધક બાબતો, તથા અન્ય મહત્ત્વની અભ્યાસ વિષયક બાબતો વિષે વાચક ભાઈબહેનો સંપાદકને પત્રો પાઠવે એ આવકારદાયક છે. વિવિધ પ્રશ્નો અને મુદ્દાઓની મુક્ત ચર્ચા-વિચારણા હિતકારક નીવડે છે. બીજું, છપાએલા લેખોમાં કદાચ હકીકત-દોષ હોય તો તે તરફ સંપાદક-લેખકનું ધ્યાન દોરવા વાચકોને વિનંતી છે. વાચકોનાં લખાણમાંના અભિપ્રાયો કે દલીલો સાથે સંપાદકની સંમતિ-અસંમતિ જોડી નહીં દેવા વિનંતી છે.]

શ્રી સુરેન્દ્ર વૈ. દેસાઈ, આચાર્ય, એચ. એલ. કૉલેજ ઑફ કૉમર્સ, અમદાવાદ-૯, તા. ૨૦-૧૧-૧૯૬૩ના પત્રમાં લખે છે:

"ઘણા વખતથી તમારું "અભ્યાસ" જોઉં છું. ગુજરાતમાં અભ્યાસવિમુખ અધ્યાપકોને અભ્યાસરત કરવાનો તમારો પ્રયાસ પ્રશંસનીય કહી શકાય. પણ ડૉનક્વીકઝોટનો પવનચક્કીની સાથે લઢવા જેવો ગણી શકાય. આ પ્રવૃત્તિમાં તમારા આશાવાદ અને ઉત્સાહનો હું પ્રશંસક રહ્યો છું.

પણ આ અધ્યાપકોના અભ્યાસના વિષયો જોઈને વળી વધુ આશ્ચર્ય થાય છે. અંગ્રેજી સાહિત્યનો ઈતિહાસ, મનોવિજ્ઞાનનાં પાસાં વગેરે આ જોઈને સ્વ. મેઘાણીના શબ્દો સહેજ બદલી બોલી જવાય છે. "હાય રે હાય અધ્યાપક તને આ શું સૂઝે."

મને આશા હતી કે યુનિવર્સિટીની રોજરોજ નીચી જતી કક્ષા–કે જે છેવટે યુનિ.ને નીતિનાશને માર્ગે લઈ જઈ રહી છે તે વિશે કોઈક અધ્યાપકને રસ પડશે. પણ એ વિષય પર લખવું એ જરા જોખમ છે. કારણકે એ સત્તાધારી ગૃહસ્થોને ન ગમે એ ચોક્કસ.

[૧] નવી નવી કૉલેજો બહુ જ ઝડપથી સ્થપાય છે. ને તેમાં સારા અધ્યાપકો નથી મળતા એટલે શિક્ષણનું ને અભ્યાસનું ધોરણ બહુ જ વેગથી નીચું જતું જાય છે. ને આતો દૂધમાં પાણી નાખી દૂધ વધારવાનો ધંધો થઈ રહ્યો છે. વળી વિદ્યાર્થી અભ્યાસમાં તેજસ્વી હોય કે ખર્ચ કરી શકતો હોય તો તે મોટા ગામમાં જ જાય. ગામડાંની કૉલેજો દ્રવ્યના અભાવે સારું પુસ્તકાલય ન રાખી શકે કે ન સારા પગાર આપી શકે.

સોળ સત્તર વર્ષનો યુવક મોટા શહેરમાં રહે તો અભ્યાસ ઉપરાંત પણ ઘણું શીખી શકે. એ ખરું કે નવી નવી કૉલેજો નીકળતાં યુનિ.માં સત્તાસ્થાને છે તેમની સંખ્યા વધતી જ જાય. આ પણ યુનિ.ના હિતમાં નથી એ લાંબે ગાળે દેખાશે.

[૨] ગુજરાતી માધ્યમ અને અંગ્રેજી વિરોધી ગુજરાત સરકારની નીતિને લીધે ગુજરાતમાં કૉલેજોમાં ભણતા મોટા ભાગના વિદ્યાર્થીઓનું અંગ્રેજીનું જ્ઞાન તો લગભગ શૂન્ય થયું છે. માતૃભાષા દ્વારા શિક્ષણથી વિદ્યાર્થીનું જ્ઞાન તેજસ્વી ને પાકું થશે એવી આશા ફળીભૂત થઈ નથી. વળી અંગ્રેજીના અભાવને લીધે અંગ્રેજીમાં લખાયેલાં પુસ્તકો વિદ્યાર્થી વાંચી નથી શકતા. પરિણામે ઊતરતી જતી કક્ષાના અધ્યાપકોએ અધકચરા જ્ઞાન સાથે ગુજરાતીમાં લખેલાં પુસ્તકો ઉપર એમને આધાર રાખવો પડે છે. ગુજરાતીના અધ્યાપકો તો કહે જ છે કે ગુજરાત યુનિવર્સિટીના વિદ્યાર્થીઓનું ગુજરાતી વાચન ને ગુજરાતી ભાષા પરનો કાબૂ એ પણ આપણે બધા શરમાઈએ એટલાં નીચાં છે. પરીક્ષામાં ઘાલમેલ કરવાની પ્રવૃત્તિ જે ફાલીફૂલી રહી છે તેની પાછળ આ પણ એક કારણ હોય.

[૩] વિદ્યાર્થીઓમાં ગેરશિસ્ત બહુ જ છે. લગભગ દર અઠવાડિયે કોઈ બેએક ઠેકાણે—કોઈ કૉલેજમાં કે કોઈ યુનિવર્સિટીમાં વિદ્યાર્થીઓએ કરેલાં તોફાન ને અધ્યાપકોને મારેલા માર વિશે સાંભળીએ છીએ. હમણાં જ પંડિત નહેરુએ કહ્યું, એમને તો વિદ્યાર્થીઓની ગેરશિસ્ત કરતાં અધ્યાપકોની જ ગેરશિસ્ત દેખાય છે. પંડિતજીનું આ વિધાન ખરું હોય તો અધ્યાપકો માટે કેટલું બધું શરમજનક! આ પ્રશ્ન અધ્યાપકોને અડતો જ નથી! જો પંડિતજીનું વિધાન ખોટી માહિતી ઉપર રચાયું હોય, તો અધ્યાપકોએ એ વિશે કાંઈ કરવું જોઈએ કે નહિ? ને જો પંડિતજીનું વિધાન સાચું હોય–ને મારા નમ્ર મતે એ તદ્દન સાચું છે–તો અધ્યાપકોએ શું કરવું જોઈએ એ વિશે અધ્યાપકો વિચાર અને ચર્ચા કરે છે?

(૪) સમાજમાં અધ્યાપકો ને આચાર્યોની માથાવટી ખૂબ હલકી થઈ ગઈ છે આ કેમ થયું છે એ સંશોધન ને ચર્ચાનો વિષય આપણા બહુશ્રુત અધ્યાપકોને નથી લાગતો! કોઈ વાર અધ્યાપકો વાત કરે છે ત્યારે વિદ્યાર્થીઓનો દોષ કાઢે છે. અધ્યાપકમાં વિદ્વત્તા, સહૃદયતા, ને શુદ્ધ ચારિત્ર્ય હોવાં જોઈએ. એ અધ્યાપકો ને આચાર્યોના મોટા ભાગમાં છે? આનો જવાબ આપણે આપણા હૃદય પર હાથ મૂકીને આપીએ. સમાજે તો આપણને જોયા ને પારખ્યા છે. આપણે પણ પ્રામાણિકપણે આપણી જાતને તપાસીએ તો આપણે આપણા વર્ગને સુધારવામાં કાંઈક કામયાબ પગલાં લઈ શકીશું. ને એમાંથી જ વિદ્યાર્થીઓની ગેરશિસ્તની ચાવી આપણને મળી જશે.

ટ્યૂશનોની બદી ખૂબ જ વધી ગઈ છે. એની પાછળ છે નવી નવી કૉલેજો ને અધકચરા અધ્યાપકોને લીધે વિદ્યાર્થીઓનું અધકચરું જ્ઞાન, એટલે પાસ થવા માટે આ કરવું પડે છે. એ ટ્યૂશનો શીખવવા માટે

નથી પણ માર્ક મેળવવા માટે હોય છે. આમાંથી અધ્યાપકોને ઘણી ધનપ્રાપ્તિ થાય છે.

[૫] યુનિવર્સિટીમાં અધ્યાપકો છે તે સત્તાધારી પુરુષોની શેહમાં એટલા બધા તણાય છે કે સત્તાધારીઓને ખુશ કરવામાં જ એઓ જિંદગીનું સાર્થક્ય માને છે. આ અધ્યાપકો प्रज्वालितो ज्ञानमय: प्रदीप: કેવી રીતે થઈ શકે?

[૬] અધ્યાપકો મોટા ભાગે વિદ્યાર્થીઓ ને સમાજની ગમ્મતનો વિષય થઈ ગયા છે. આમાં સમાજનો વાંક છે કે અધ્યાપકવર્ગનો?

[૭] અધ્યાપકવર્ગનું કામ અધ્યયન ને અધ્યાપન છે. આજના રાજપુરુષો આજનો સમાજ ચલાવે છે—સારી કે નરસી રીતે. પણ અધ્યાપકો તો ભવિષ્યના ઘડવૈયા છે. આ દેશનું ભવિષ્યનું ચિત્ર તમને દિલ્હીમાં નહિ મળે. રૂરકેલા, ભીલાઈ કે દુર્ગાપુરમાં નહિ મળે. એ તો દેશને ખૂણે ખૂણે વેરાયેલી નિશાળો ને કૉલેજોમાં મળશે. એના પ્રણેતા ને પુરસ્કર્તા એના ઝંડાધારી ને જ્યોતિર્ધર અધ્યાપકો છે? પણ જો એ દીવો હોલવાઈ ગયો છે તો પછી પ્રકાશ ક્યાંથી આવશે? દેશના ભાવિ માટે જે નિરાશાજનક ને ભયજનક આજે સ્થિતિ છે તો તે આજની ઉચ્ચ કેળવણીનો—ખાસ કરીને ગુજરાતમાં—જે વિનાશ થઈ રહ્યો છે તે છે, ને આપણા અધ્યાપકોને એમાં કાંઈ જ લેવાદેવા નથી? કે પછી એ વિશે અભ્યાસ કરવો ને લખવું એ જરૂર સત્તાસ્થાને બેઠેલા મહાનુભાવોને ક્રોધ ઉત્પન્ન કરવો એમ થાય, માટે આ બધા પ્રશ્નો ઉપર ચુપકીનો પડદો નાખવો એ જ સહિસલામતીનો માર્ગ છે. માટે જ અધ્યાપકો આવા જ પ્રશ્નોથી ભૂલેચૂકે અભડાઈ જવાય એમ જાણી દૂર ભાગે છે? કે પછી લાભ મળે એ આશાએ ને લાલચે સત્તાધારી પુરુષોને નાખુશ ન કરવા, દેશનું જે થવાનું હોય તે થાય, એવા ક્ષુદ્ર હૃદય-દૌર્બલ્યથી આ કરે છે.”

*

# જૉન કેનેડી અમર છે

## પુરુષોત્તમ ગણેશ માવળંકર

[પ્રમુખ કેનેડીની શહાદતના સમાચાર તા. ૨૩ નવેંબર ૧૯૬૩ને રોજ પરોઢિયે મળ્યા ત્યારે જાણે સ્વજનના વિયોગનું અપાર દુઃખ અનુભવ્યું. તે દિવસે સવારે એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં મેં ભારે હૈયે અને સજળ નયને શોકાંજલિ આપી. સાંજે જ હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ-માંની શોકસભામાં ફરી વેદના ઠાલવી. દરમિયાન, તે દિવસે બપોરે, અમદાવાદના સુપ્રસિદ્ધ દૈનિક ‘સંદેશ’ના મૅનેજિંગ તંત્રીશ્રીની વિનંતીથી, પ્રમુખ કેનેડી વિષે અંજલિ-લેખ લખ્યો જે બીજે દિવસે—તા. ૨૪ નવેંબરે—‘સંદેશ’માં પ્રસિદ્ધ થયો. એ લેખ થોડા સુધારાવધારા સાથે અહીં પ્રસિદ્ધ કરું છું.—પુ. ગ. મા.]

શુક્રવાર તા. ૨૨ નવેંબર ૧૯૬૩નો દિવસ જગત-ના ઇતિહાસમાં શહાદતનો દિન તરીકે અંકિત થઈ ચૂક્યો છે. અમેરિકાના મહાન પ્રમુખ જૉન ફિટ્ઝજેરલ્ડ કેનેડી તે દિવસે ઘાતકી હુમલાના પરિણામે ઢળી પડ્યા, અને ૨૫ મિનિટમાં જ ૩૫મા અમેરિકન અધ્યક્ષનો દુઃખદ દેહાંત થયો. પણ જૉન કેનેડી તો હવે કાયમ માટે જીવી ગયા, અમર બન્યા એની પેલા પાગલ માનવીને ક્યાંથી ખબર હોય? ૪૬ વર્ષના ફાંકડા, હસમુખા, તેજસ્વી, નવજુવાન પ્રમુખ પર ક્રૂર રીતે પૂર્વ તૈયારીથી અને ઠંડે કલેજે ગોળીઓ વરસાવનાર એ પાગલ કોણ હશે? પૂરો સંભવ છે કે એ કોઈ ગોરો ગાંડો અમેરિકન હશે. એનું કાળજું કાળું હશે. એને આંખે અંધારું હશે; એનું મગજ મંદ પડી ગયું હશે. તેથી જ તો એણે આવી ભયંકર વિકૃત તાકાત બતાવી અને કેનેડીને ઠાર કર્યા.

પરંતુ કેનેડી જીવે છે, જીવશે! જ્યાં સુધી માનવતા અને માનવમૂલ્યો આ ગાંડી દુનિયામાં થોડીક માત્રામાં પણ ચાલુ રહ્યાં હશે ત્યાં સુધી જૉન કેનેડી સતત અને જીવંત પ્રેરણા માનવજાતને આપ્યા કરશે. ઈસુ ખ્રિસ્ત, સૉક્રેટિસ, અબ્રાહમ લિંકન, મહાત્મા ગાંધી—શું આ બધા વીરાત્માઓ મૃત્યુ પામ્યા છે? એમનો દેહ ભલે ગયો; એમનો સંદેશો તો હરહંમેશ જીવતો છે જ. જૉન કેનેડી હવે આવા વીરપુરુષ બન્યા છે. લિંકનનું અવસાન શુક્રવારે થયું (તા. ૧૪ એપ્રિલ ૧૮૬૫); ગાંધીજીનું

જોન કેનેડીમાં દિલની મોટાઈ, હૃદયની ઉદારતા, વિચારની વ્યાપકતા, સમજદારીની ઊંડાઈ, અને સહાનુભૂતિની નિઃસીમતા હતી. એવા સાચા અર્થમાં કેનેડી શ્રીમંત હતા. દુનિયાના અડધા ભાગ ઉપરાંતના માણસોનાં શરીર અને મન દરિદ્રતા અને અંધકારમાં લપેટાયાં હતાં તે તરફ જોન કેનેડી સવિશેષ અનુકંપા ધરાવતા હતા. અમેરિકન ઇતિહાસમાં પ્રથમ વાર ૪૩ વર્ષનો એક ઉછળતો પણ વિચારશીલ નવજુવાન અધ્યક્ષ-પદનાં સૂત્રો ધારણ કરી રહ્યો હતો. જોન કેનેડીએ અમેરિકન કૉંગ્રેસ સમક્ષ કરેલા મંગળ પ્રવચનમાં (તા. ૨૦ જાન્યુઆરી ૧૯૬૧ને રોજ) રણકાર કર્યો કે, "To those peoples in the huts and villages of half the globe struggling to break the bonds of mass misery, we pledge our best efforts to help them help themselves." જેટલો સમય જરૂર હશે તેટલો સમય અમે આવી સહાય આપીશું એમ કેનેડીએ ત્યારે કહ્યું અને ઉમેર્યું કે આવું અમે કરીએ છીએ એનું કારણ એ નથી કે સામ્યવાદીઓ કરશે તેથી અમારે કરવું અગર અમને એ બધા દીનદરિદ્રોના મત જોઈએ છે તેથી અમારે સહાય આપવી; પણ આવી મદદ કરવી એ સાચો ધર્મ છે માટે! કેનેડીએ કહ્યું કે "If a free society cannot help the many who are poor, it cannot save the few who are rich."

આમ, નવી દૃષ્ટિ, નવી તાકાત, નવી વિચારશૈલી લઈને કેનેડીએ કામ કર્યું. વીસમી સદીમાં જન્મેલા અને વીસમી સદીમાં જ બે વિશ્વયુદ્ધોની ભયંકર જ્વાળાઓ તથા કઠોર અને કડવી શાંતિમાં ઊછરેલા જોન કેનેડીએ આવી નવી અમેરિકન પેઢીની સમર્થ નેતાગીરી સંભાળી હતી. જવાબદારીઓ તથા પુરુષાર્થનો દીપક હવે નવી અમેરિકન પેઢીને સોંપાયો છે એમ કેનેડીએ કોઈ ઓર ખુમારીથી કહ્યું અને એથી ય વધુ ગૌરવભરી રીતે એ પ્રમાણે અજવાળું કરી બતાવ્યું! કેનેડી પાસે નૈતિક હિંમત તો અખૂટ હતી. એમનું ચારિત્ર્ય અણીશુદ્ધ હતું. એમની માન્યતાઓ અભેદ્ય હતી. કોઈ જ્વલંત ધાર્મિક અને આધ્યાત્મિક શ્રદ્ધા એમની રગેરગમાં વહેતી હતી. તેઓ રોમન કૅથલિક પંથના હતા. એ પંથની વ્યક્તિ અમેરિકાના પ્રમુખપદ પર આરૂઢ થાય એ અમેરિકન ઇતિહાસનો સર્વ પ્રથમ બનાવ હતો.

જોન કેનેડી પાસે અપાર મનોબળ હતું, અને એમની નિશ્ચયશક્તિ પણ એવી જ તીવ્ર અને અડગ હતી. પરિણામે, અધ્યક્ષપદ લેતાં જ જોન કેનેડીને એક પછી એક એમ જે અનેક જોખમો અને ગંભીર કામો વહોરવાં પડયાં તથા સંભાળવાં પડયાં એમાં કેનેડી હાર્યા નહીં. ઊલટું, અમેરિકાએ અને દુનિયાએ જોયું કે આ જુવાન શરીર પર પરિપકવ માથું હતું અને ઉછળતા આ હૈયામાં શાણપણ તથા સ્વસ્થતા ભારોભાર પડેલાં હતાં. તેથી જ તો ગયે વર્ષે ક્યૂબાના અસાધારણ બનાવો વચ્ચે કેનેડી સહીસલામત અને સફળ પુરવાર થયા!

જોન કેનેડીમાં ગજબ હિંમત હતી, અને અજબ ધૈર્યશક્તિ હતી એ તો તેઓ જ્યારે બીજા વિશ્વયુદ્ધમાં નૌકાદળની કામગીરી બજાવતા હતા ત્યારે જ દુનિયાએ જાણી લીધું હતું. પૅટ્રોલ ટૉર્પિડો ૧૦૯ (PT 109) નામની સબમરીનના કપ્તાન તરીકે ૨૫ વર્ષના નવલોહિયા જોન કેનેડીએ ૧૯૪૩ની સાલમાં કેવી હિંમત અને ચતુરાઈ દાખવ્યાં હતાં એનો રસિક ને રોમાંચક ઇતિહાસ Robert J. Donovan નામના અમેરિકાના એક પ્રસિદ્ધ અને સિદ્ધહસ્ત પત્રકારે ("ન્યૂયૉર્ક-હેરલ્ડ ટ્રિબ્યૂન"ના) "PT 109: John F. Kennedy in world war II" પુસ્તકમાં બે વર્ષ પર જ સરસ વર્ણવ્યો છે. બહાદુરી અને વીરતાનાં કેવળ પ્રશંસક જ નહીં પણ તેના આલેખક અને વ્યવહારકાર પણ જોન કેનેડી સતત રહ્યા છે. "Profiles in Courage" નામનું એક અતિ સરસ પુસ્તક કેનેડીએ ઈ. સ. ૧૯૫૫માં લખ્યું. આ પુસ્તકને ૧૯૫૭ની સાલનું 'પુલીટ્ઝર પારિતોષિક' મળતાં એની રાષ્ટ્રીય લોકપ્રિયતા પર જાણે અમેરિકામાં સિક્કો લગાવાયો. અમેરિકાના રાજકીય અને જાહેર જીવનમાં જે અનેક વીરલાઓએ પોતાની મર્દાનગી દાખવી એનાં આબેહૂબ સ્વભાવચિત્રો અને રેખાદર્શનો કેનેડીએ એ પુસ્તકમાં આલેખ્યાં છે. "ધૈર્યશીલોની વીરકથાઓ"

નામે એનો ગુજરાતી અનુવાદ પણ ઈ. સ. ૧૯૫૯માં થયો છે. (અનુવાદક: અમૃતલાલ ભ. યાજ્ઞિક. પ્રકાશક: વોરા ઍન્ડ કંપની, મુંબઈ). 'જનહિત ખાતર પોતાની જવલંત રાજકીય કારકીર્દિની આહૂતિ આપનાર ચારિત્ર્યવાન મહાપુરુષોનાં આ રેખાચિત્રો' દરેકે વાંચવા જેવાં અને મનન કરવા જેવાં છે.

આ પુસ્તકનું પહેલું પ્રકરણ "Courage and Politics" તથા છેલ્લું પ્રકરણ "The Meaning of Courage" વિશેષ કરીને ફરી ફરી વાંચવા જેવાં અને પચાવવા જેવાં છે. વીરતા એ તો માનવનો કદાચ સૌથી મોટો ગુણ છે. સામાન્ય પ્રજાઓ હંમેશા વીરપૂજા કરતી આવી છે. લોકપ્રિય થવા જનારાઓ લોકોમાં અળખામણા થયા છે; પોતાના અંતરાત્માના અવાજ પ્રમાણે સતત સચ્ચાઈથી ને હિંમતથી ચાલનારાઓને લોકોએ અપનાવ્યા છે. જોન કેનેડી આવા બીજા અર્થમાં અને સાચા અર્થમાં લોકપ્રિય બન્યા હતા. સમગ્ર વિશ્વમાં તેઓ સામાન્ય માનવીઓનાં હૈયાંમાં વસ્યા હતા. તેથી જ આજે આખી દુનિયાની આંતરડી કકળી ઊઠી છે, જગત આખું આજે રડી રહ્યું છે; દુનિયા જાણે અનાથ બની ગયાની ભાવના સહુને સતાવી રહી છે! જોન કેનેડીએ પહેલા પ્રકરણમાં લખ્યું કે, "We can compromise our political positions, but not our-selves" પોતાની જાત સાથે છેતરપિંડી કેવી રીતે થઈ શકે? પોતાના અંતરાત્માના અવાજને કઈ રીતે હડસેલી શકાય, કે અટકાવી શકાય? ભય અને ભયભીતપણા સામે કેનેડી નિર્ભયપણે હંમેશ ઊભા રહ્યા. એમણે કહ્યું કે, "We must on occasion lead, inform, correct and sometimes even ignore constituent opinion, if we are to exercise fully that judgment for which we were elected."

પુસ્તકને અંતે – છેલ્લા પાના પર – કેનેડી લખે છે કે: "A man does what he must – in spite of personal consequences, in spite of obstacles and dangers and pressures – and that is the basis of all human morality." આ શબ્દો જોન કેનેડીએ આખરમાં લખ્યા એટલું જ નહીં; આખરે એ શબ્દો કેનેડીએ જીવી બતાવ્યા અને પોતાની શહાદત વડે જીવંત પ્રેરણારૂપ બનાવ્યા!

વીરતાની આવી ગાથા ગાનાર જોન કેનેડી તા. ૨૨મી નવેંબરે એવી જ એક વીરયાત્રાએ દક્ષિણના ટેક્સસ રાજ્યના પ્રવાસે ગયા હતા. ડલાસ શહેરના રાજમાર્ગો પર બન્ને તરફ અઢી લાખ ઉપરાંત માનવ મેદની હર્ષભરી રીતે કેનેડીનો જયજયકાર કરતી હતી. ખુલ્લી મોટરમાં કેનેડી નિત્ય આનંદી એવા જણાતા હતા. એમના હૈયામાં ભારે મોટી વરાળ હતી, પણ એમના દિમાગમાં ભારે ગજબની સ્પષ્ટતા હતી. શું કરવાનું છે એનો એમને બરાબર ખ્યાલ હતો, કારણ કે શું કરવું જોઈએ એનું સ્પષ્ટ ચિત્ર એમની પાસે હતું. ૧૯૪૩ના "પી. ટી. ૧૦૯"ના કપ્તાન હવે સમગ્ર અમેરિકાના, આખી પશ્ચિમી દુનિયાના – એક રીતે જોતાં તમામ વિશ્વના કપ્તાનપદે હતા. જોન કેનેડી જાણતા હતા કે દક્ષિણનાં અમેરિકન ઘટક રાજ્યોમાં વાતાવરણ તંગ છે, લોકોના મગજમાં ગૂંચવાડો છે, લોકશાહી વાતાવરણ ભયમાં છે. નીગ્રો પ્રજાના સ્વાતંત્ર્ય તથા સમાનતાની બાબતમાં કેનેડી જેટલા મક્કમ હતા તેટલી જ દક્ષિણની ગોરી અમેરિકી પ્રજા જડ અને જટિલ જેવી હતી તેની પણ કેનેડીને ખબર હતી. છતાં તેઓ અડગ ઊભા હતા, એકલા અટૂલા ઊભા હતા, ખુલ્લી રીતે ઊભા હતા! જાણે, વીરતાની કથાઓ લખ્યા પછી હવે જોન કેનેડી પોતાના જીવનગ્રન્થ વડે એના પર છેલ્લો કળશ ચડાવવાના ન હોય! ગાંડા માણસે ગોળી મારી અને નિર્ભયતા તથા ટેકથી ઊભેલા કેનેડી ઢળી પડયા! પરંતુ, કેનેડીની વીરતા હવે વધુ ઊંચે ચડી છે, અને કેનેડીની આહૂતિ તથા શહાદત હવે સમગ્ર વિશ્વનો કાયમી અને અણમોલ વારસો બની રહેલ છે.

જોન કેનેડી દેખાવડા હતા, એમનો ચહેરો મોહક હતો, એમનું વ્યક્તિત્વ આકર્ષક હતું. ખરેખર તો સમગ્ર વિશ્વનો ભાર તેઓ વહી રહ્યા હતા. પણ ચિંતા કે દુઃખની છાયાઓ ભાગ્યે જ એમના મુખ પર જણાતી! તેઓ સદૈવ આશાવાદી હતા. ભવિષ્ય વધુ ઉજળું બને તે માટે તેઓ પુરુષાર્થ કરી છૂટયા. અબ્રાહમ લિંકને પોતાની કામગીરી લગભગ પૂરી કર્યા પછી એમનું મૃત્યુ થયું; જોન કેનેડીની કામગીરી અધૂરી રહી એ ભારે મોટી કરુણતા અને કમનસીબી છે. માત્ર બે વર્ષ

અને દસ મહિના માટે જ તેઓ પ્રમુખપદે રહ્યા. આટલી જુવાન વયે પ્રમુખ બનનાર કેનેડી બીજી વાર આવતે વર્ષે પ્રમુખપદે ચૂંટાયા હોત તો પણ કુલ આઠ વર્ષ પછી – ઈ. સ. ૧૯૬૮માં – કેનેડી શું કરશે, શું બનશે, એવી ગણતરીઓ અને ચિંતાઓ રાજકારણીઓ કરતા – પૂછતા હતા. પરંતુ, કેનેડી ગણતરીબાજ નહોતા. કેનેડી અંગત સલામતીમાં સપડાયેલા સ્વાર્થી જીવડા નહોતા.

દુનિયાની સલામતી અને શાંતિ માટે એમણે અથાગ મહેનત ઉઠાવી. ન્યૂકલીઅર શસ્ત્રોના પ્રયોગો બંધ કરવામાં એમણે મોટી મથામણ કરી. પૂર્વ-પશ્ચિમ સંબંધો સુધારવામાં એમણે સફળતા મેળવી. જોન કેનેડીના અચાનક અવસાનથી ખ્રુશ્ચોવ જેવા રશિયન સામ્યવાદી અને વિરોધી એવા નેતાઓએ પણ એક સાચો અને સારો મિત્ર ગુમાવ્યો છે એમ કહી શકાય. પ્રમુખ કેનેડીના ઓચિંતા અવસાનથી અમેરિકાના આંતરિક રાજકીય વાતાવરણમાં અને એકંદર આંતરરાષ્ટ્રીય રાજકારણમાં ભારે મોટી, ઊંડી, ચિત્રવિચિત્ર અસરો પડશે એ ચોક્કસ છે. પણ એ વિષે વાત કરવાનો આજનો સમય નથી. એ અંગે વિચાર કરવા માટે અત્યારે જરૂરી મનઃશાંતિ પણ નથી. આઘાત અને વેદનામાં હૈયું અને મગજ હજી જાણે તરબોળ છે.

પ્રમુખ કેનેડી જબરા આદર્શવાદી હતા, તે સાથે જ અસાધારણ વાસ્તવદર્શી હતા. એમનું વ્યક્તિત્વ ઉષ્માભર્યું હતું, તે સાથે જ એમનામાં વિચારશક્તિ ભારોભાર હતી. બોસ્ટનમાં જન્મેલા, પ્રિન્સ્ટન અને હાર્વર્ડમાં ઉચ્ચ શિક્ષણ મેળવેલા અને સંસ્કારી – શિક્ષિત માતપિતાનો વારસો પામેલા જોન કેનેડી ઈ. સ. ૧૯૩૯–૪૦ના વર્ષોમાં થોડો વખત લંડન સ્કૂલ ઑફ ઇકોનોમિકસ અને પોલિટિકલ સાયન્સમાં પણ ભણ્યા હતા. પિતા જોસેફ કેનેડી એક કાળે બ્રિટનમાંના અમેરિકન રાજદૂત હતા. એટલે, એટલાંટિકને આ પાર (પૂર્વ) રહીને એમણે યુરોપીઅન દુનિયાના આચારવિચાર તથા સંસ્કૃતિનો લહાવો માણ્યો હતો. સંસ્કારી પિતાને સ્વાભાવિક જ એમ થયું કે પુત્ર જોનને પણ આવા નવા, જુદા, સ્વતંત્ર વાતાવરણની તક મળવી જોઇએ. એટલે રાજદૂત કેનેડીએ રાજકુમાર કેનેડીને, ગર્ભશ્રીમંતાઈના વાતાવરણ વચ્ચે, લંડન સ્કૂલમાંની જહાલ અને સમાજવાદરંગી લેસ્કી વિચારધારા હેઠળ સીધો લાવી મૂકયો! પણ, ગંભીર સ્વરૂપની માંદગીને કારણે કેનેડી લંડનમાંની એ જગવિખ્યાત સંસ્થામાં મનધાર્યું ભણી નહિ શકયા. અલબત્ત, એ થોડા સમયમાં પણ જોન કેનેડીએ પ્રોફેસર હેરલ્ડ લેસ્કીના વિદ્યાર્થી બનીને ઘણું બધું વિચારભાથું મેળવ્યું. શિક્ષક લેસ્કીની સમાજવાદી વિચારસરણી, ઉદારતાભરી માનવતા અને સ્વતંત્ર વિચારવૃત્તિ જાણેઅજાણ્યે શિષ્ય કેનેડીમાં પણ ઊતરી.

જોન કેનેડીનું ચરિત્ર હું કેટલું અને કેવી રીતે આલેખું? અત્યાર સુધીમાં કેનેડી વિષે થોડુંઘણું લખાયું છે. હવે તો ચરિત્રો ઉપરાંત ઇતિહાસ પણ કેનેડી માટે ભવ્યતાથી લખશે! આપણે ત્યાં શ્રી. રમેશ સંઘવી કૃત અંગ્રેજી ચરિત્ર "John F. Kennedy: A Political Biography" પ્રસિદ્ધ થએલું છે (જાન્યુઆરી, ૧૯૬૧). શ્રીયુત વી. કે. કૃષ્ણ મેનનને એનો આમુખ લખ્યો છે. વિશ્વભરમાંથી પ્રમુખ કેનેડીએ શુભનિષ્ઠા મેળવી છે એ એમનો અનેરો ખજાનો છે એમ શ્રી. મેનનને લખ્યું તે કેટલું સાચું પુરવાર થયું! એ ખજાનો વાપરવાથી ઘટતો નથી, વધે છે, એ તો કોઈ અદ્ભુત અને વિરલ ખજાનો છે એમ શ્રી. મેનનને છેલ્લે જણાવ્યું તે પ્રમુખ કેનેડીએ પોતાની શહાદત વડે વધુ જ્વલંત રીતે સાચું ઠરાવ્યું છે.

વીસમી સદીમાં અને પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તા. ૨૯ મે ૧૯૧૭ને રોજ જન્મેલા જોન ફિટ્ઝ્જેરલ્ડ કેનેડી ઈ. સ. ૧૯૪૦માં હાર્વર્ડ યુનિવર્સિટીમાંથી ઑનર્સ સાથે સ્નાતક બન્યા. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન એમણે નૌકાદળમાં બહાદૂરીભરી કામગીરી બજાવી. ગંભીર સ્વરૂપની ઈજાઓ સહન કરવા બદલ બે વાર એમને નાવિકદળે સન્માન્યા હતા. જોન કેનેડીની હિંમત, ટકી રહેવાની શક્તિ અને ઉત્તમ નેતાગીરીની આમ તારીફ થઈ. પછી લેખક અને પત્રકાર તરીકે કેનેડીએ થોડાં વર્ષ કામ કર્યું. એ પહેલાં જ, સને ૧૯૪૦માં, એમણે "Why England Slept" નામનું એક નાનકડું પણ સુંદર, દલીલયુક્ત, વિવેચનાત્મક પુસ્તક લખેલું. ઈંગ્લેન્ડની તૈયારી કેવી રીતની અધૂરી અને અધકચરી હતી એનું અપ્રતિમ પૃથક્કરણ એમાં છે. કેનેડીની વિચારધારા સમજવા માટે એ પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે. રાજકારણ અને રાજનીતિનો કૌટુંબિક વારસો જોન કેનેડીને મળ્યો હતો; કારણ કે પિતા જોસેફ પી. કેનેડી

બ્રિટનમાંના અમેરીકી રાજદૂત હતા તો, દાદા બૉસ્ટનના એક કાળે મેયર હતા અને 'કૉંગ્રેસમન' પણ હતા. ૧૯૪૬ની સાલમાં પૌત્ર જૉન ૨૯મે વર્ષે કૉંગ્રેસમાં ચૂંટાયા અને ઈ. સ. ૧૯૪૮ અને ઈ. સ. ૧૯૫૦માં ફરી ચૂંટાતા રહ્યા. ઈ. સ. ૧૯૫૨માં તેઓ સેનેટમાં ચૂંટાયા. આઠ વર્ષે સેનેટર તરીકે રહ્યા બાદ, જૉન કેનેડી સને ૧૯૬૦ના નવેંબરમાં અમેરિકાના પ્રમુખપદે ચૂંટાયા, અને જાન્યુઆરી ૧૯૬૧માં એમણે વિધિસર પ્રમુખપદ સંભાળ્યું.

જૉન કેનેડી અવસાન પામ્યા છે? શ્રીમતી જૅકલિન કેનેડીના એ બે દર્દભર્યા પણ અર્થપૂર્ણ શબ્દો જ મારી કલમમાંથી પણ સરકી પડે છે: 'Oh, No!' ના રે ના, કેનેડી મૃત્યુ નથી પામ્યા, ભલે એમનું શરીર ચાલ્યું ગયું! ગાંધીજી કે લિંકન, સોક્રેટિસ કે કેનેડી કદી મરતા જ નથી! મૃત્યુ માટે આવા પુણ્યાત્માઓ જન્મતા નથી. મૃત્યુને મારી નાખવાને તેઓ ઉદય પામે છે! વીસમી સદીમાં આપણે સહુ શાંતિ અને સમૃદ્ધિ સાથે જીવી શકીએ તે માટે વીસમી સદીમાં જ જન્મેલા જૉન કેનેડીએ તા. ૨૨ નવેંબર ૧૯૬૩ને રોજ ભવ્ય બલિદાન આપ્યું છે! કેનેડીની શહાદત એળે ન જાય એ જોવાની જવાબદારી હવે જગતમાંના આપણા સહુની છે! કેનેડીની કામગીરી આગળ વધારવાનો મોકો આપણે પાછળ રહેલા કમભાગીઓ માટે હજી એવો ને એવો જ પડેલો છે. એ માટે કેનેડીની જેમ આપણે પણ આપણી જાતને બડભાગી માનીને કામ કરતા રહીએ! એ જ કેનેડીને સાચી અંજલિ છે! ત્યારે જ જૉન કેનેડીના આત્માને ચિરશાંતિ મળવાની છે!

*

# પ્રારંભિક પ્રવચન

**જૉન એફ. કેનેડી**

[૧૯૬૧ના જાન્યુઆરીની ૨૦મીએ અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોના રાષ્ટ્રપ્રમુખ તરીકે જૉન એફ. કેનેડીએ જે પ્રારંભિક પ્રવચન કર્યું તેના મહત્ત્વના ભાગનો ગુજરાતી અનુવાદ નીચે આપેલો છે. અનુવાદક શ્રી યશવંત પ્રા. શુક્લ (આચાર્ય, શ્રી. હ. કા. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ)નો હાર્દિક આભાર.—સંપાદક]

આજે આપણે પક્ષનો વિજય મનાવતા નથી પણ સ્વાધીનતાનો ઉત્સવ ઉજવીએ છીએ—જે અંત અને આરંભ ઉભયનું પ્રતીક છે-પુનર્નિમાણ અને પરિવર્તન બંને એમાં ઉદ્દિષ્ટ છે, કેમકે આજે મેં આપની સમક્ષ અને સર્વશક્તિમાન ઇશ્વરની સમક્ષ તે જ ગંભીર શપથ લીધા છે જે પોણા બસો વર્ષો પહેલાં આપણા વડવાઓએ સ્પષ્ટ કરેલા હતા.

જગત આજે સાવ ફેરવાઈ ગયું છે, કેમકે મનુષ્ય આજે પોતાના મર્ત્ય હાથમાં માનવ કંગાલિયતનાં તમામ સ્વરૂપોનો તેમજ માનવ જીવનનાં તમામ સ્વરૂપોનો નાશ કરવાની શક્તિ સાહી રહ્યો છે. અને છતાં તેની તે જ ક્રાન્તિવાદી માન્યતા—મનુષ્યના અધિકારો રાજ્યની ઉદારતામાંથી નહીં પણ ઈશ્વરના વરદ હસ્તમાંથી ઉદ્‌ભવે છે એ માન્યતા—જેને માટે આપણા વડવાઓ ઝૂઝયા હતા તે માન્યતા, આજે પણ વિશ્વગોલકની આસપાસ ચકરાવો લઈ રહી છે.

એ પહેલી ક્રાન્તિના આપણે વારસદારો છીએ એ ભૂલી જવાનું આપણને પાલવે એમ નથી. આ સ્થળેથી અને આ સમયે મિત્ર અને અરિ ઉભય પ્રત્યે આ શબ્દ સંચરો કે આ સૈકામાં અવતરેલા અમેરિકનોની નવી પેઢીના હાથમાં—યુદ્ધે ઘડેલી, આકરી અને કડવી શાન્તિએ તાવેલી, અમારા પ્રાચીન વારસાનો ગર્વ ધરાવતી—અને જે માનવ અધિકારો પ્રત્યે આ દેશ હંમેશાં વચનથી બંધાયેલો છે, જેની પ્રત્યે આજે ઘર આંગણે અને દુનિયામાં સર્વત્ર આપણે વચનથી બંધાયેલા છીએ તેનો ક્રમેક્રમે ઉચ્છેદ થાય તેમાં સંમતિ આપવાને કે તેના સાક્ષી બનવાને નારાજ એવી પેઢીના હાથમાં—મશાલ સોંપાઈ ગઈ છે.

અમારું સારું ઇચ્છનાર કે બૂરું ઇચ્છનાર પ્રત્યક રાષ્ટ્ર આટલું જાણી મૂકે કે સ્વાધીનતાના સાતત્ય અને સાફલ્યને સુનિશ્ચિત કરવા માટે અમે ગમે તે કિંમત ચૂકવીશું, ગમે તે બોજ ઉઠાવીશું, ગમે તે દુઃખ સહન કરીશું, ગમે તે મિત્રને

મદદ કરીશું અને ગમે તે દુશ્મનનો સામનો કરીશું.

આટલી આપણે પ્રતિજ્ઞા લઈએ–અને વિશેષ.

પેલા જૂનાં સાથીઓ જેમની સાંસ્કૃતિક અને આધ્યાત્મિક અસલિયતના આપણે ભાગીદારો છીએ તેમને સંનિષ્ઠ મિત્રની વફાદારીનું આપણે વચન આપીએ છીએ. ભેગા રહીએ તો અગણિત સહિયારાં પરાક્રમો અસિદ્ધ રહે એ શક્યતા ઓછી છે. છૂટા પડી જઈએ તો સિદ્ધ થઈ શકે એવું બહુ ઓછું છે કેમકે દૂર ફેંકાયેલાં ફરચાડિયાં રૂપે વિષમતાની સામે પરિસ્થિતિનો પ્રચંડ પડકાર આપણાથી ઝીલી શકાવાનો નથી.

## નવાં રાજ્યોને વચનો

જે નવાં રાજ્યોનું મુક્ત રાજ્યોની હરોળમાં અમે સ્વાગત કરીએ છીએ તેમને અમે વચન આપીએ છીએ કે સાંસ્થાનિક અંકુશનું એક સ્વરૂપ વિદાય લેતું હોય ત્યારે એની જગ્યા જુલમનું વધારે કઠોર સ્વરૂપ લે એવું અમે નહીં થવા દઈએ. હરેક વખતે તેઓ અમારા દૃષ્ટિકોણનું જ સમર્થન કરે એવું અમે નહીં ઇચ્છીએ પણ હરેક વખતે અમે એટલી આશા તો અવશ્ય રાખીશું કે તેમની પોતાની સ્વાધીનતાનું તેઓ દૃઢતાથી સમર્થન કરશે. વળી તેઓ આટલું પણ યાદ રાખશે કે ભૂતકાળમાં જેઓ બેવકૂફીથી વાઘની પીઠ ઉપર સવાર થઈને સત્તા જમાવવા નીકળ્યા હતા તેઓ વાઘના પેટમાં જ હજમ થઈ ગયા હતા.

ઝૂંપડાંઅને ગામડાંમાં વસનારી આ વિશ્વગોલકની અર્ધા ભાગની જે વસતી, સામુદાયિક દારિદ્રનાં બંધન છેદવા ભારે મથામણ કરી રહી છે, તેને તેની આત્મોત્કર્ષની પ્રવૃત્તિમાં સહાયભૂત થવા માટે પૂરેપૂરો પ્રયાસ કરવાનું અમે વચન આપીએ છીએ–નહીં કે કૉમ્યુનિસ્ટો તેમ કરશે માટે, અથવા તો અમને તેમના મતની જરૂર પડશે એટલા માટે, પણ તે સાચું છે એટલા માટે. જો કોઈ મુક્ત સમાજ બહુજનોના બનેલા ગરીબ સમાજને સહાય નહીં કરી શકે તો જે થોડાક શ્રીમંતો છે તેમને તે ઉગારી પણ નહીં શકે.

અમારી સરહદની દક્ષિણે આવેલાં ભ્રાતૃ રાજ્યોને અમે ખાસ વચનની–અમારાં મધુર વચનોને મધુર કાર્યોમાં પરિવર્તન કરવાના, પ્રગતિ માટેનું નવું જોડાણ સિદ્ધ કરવાના, મુક્ત મનુષ્યો અને મુક્ત શાસનોને દરિદ્રતાની શૃંખલાઓ ફેંકી દેવામાં સહાયભૂત થવાના વચનની લ્હાણ કરીએ છીએ. પણ અભિલાષાની આ શાન્ત ક્રાન્તિને વિરોધી સત્તાઓનો શિકાર બનવા નહીં દઈ શકાય. તેથી અમારા બધા પાડોશીઓ જાણી લે કે અમેરિકા ખંડમાં કોઈ પણ સ્થળે આક્રમણ કે ઊથલપાથલનો સામનો કરવામાં અમે તેમની પડખે ઊભા હોઇશું. અને બીજી સત્તાઓ પણ આટલું જાણી લે કે આ ગોળાર્ધ પોતાના ઘરનો સ્વામી પોતે જ રહેવા માગે છે.

## સંયુક્ત રાષ્ટ્રોને

સાર્વભૌમ રાજ્યોની જગતસભા સમી પેલી સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાને, યુદ્ધનાં ઉપકરણોએ શાન્તિનાં ઉપકરણોને છેક છેવાડે નાખી દીધાં છે તેવા યુગમાં, અમારી અંતિમ અને સર્વશ્રેષ્ઠ અભિલાષા રૂપે, તેને ટેકો આપવાની અમારી પ્રતિજ્ઞાનું અમે પુનરુચ્ચારણ કરીએ છીએ. કેવળ આક્ષેપ–વચનોની સંગમભૂમિ બની રહેવામાંથી અમારે તેને ઉગારવી છે–નવાં અને દુર્બળ રાષ્ટ્રોની ઢાલ બની રહેવાની તેની શક્તિ અમારે વધારવી છે–અને તેના આદેશોના પાલનનો વિસ્તાર વધે એવું અમારે કરવું છે.

છેવટે જે રાષ્ટ્રો અમારાં વિરોધીઓ બનવા ચાહતાં હોય તેમને વચન નહીં પણ વિનંતી ધરીએ છીએ કે વિજ્ઞાને છુટ્ટાં મૂકેલાં સર્વનાશનાં ભયાનક બળો સુનિયોજિત અથવા આકસ્મિક આત્મનાશમાં આખી માનવજાતને ઘેરી વળે તે પહેલાં, ચાલો, બંને પક્ષો સાથે મળીને શાન્તિની ફરી એકવાર ખોજ કરીએ.

અમારી દુર્બળતાથી અમે તેમને લલચાવીશું નહીં. કેમકે અમારું શસ્ત્રબળ નિઃસંશય પર્યાપ્ત બન્યું હશે ત્યારે જ તેનો ઉપયોગ કદાપિ નહીં કરવો પડે તે વિશે અમે નિઃસંશય નિશ્ચિત બની શકીશું.

પણ બંને પક્ષો અદ્યતન શસ્ત્રાસ્ત્રોના આકરા ખરચાથી બેવડ વળી ગયા છે–સર્વનાશક અણુના અવિરામ પ્રસરણથી બંને વાસ્તવિક રીતે ચોંકી ઊઠેલા છે, અને છતાં મનુષ્યજાતિની છેક છેલ્લી યુદ્ધને ખાળી રહેલા પારસ્પરિક ભયની અનિશ્ચિત સમતુલાને ડગાવવા માટે બંને હોડમાં ઊતર્યા છે તેવી અત્યારની આપણી પરિસ્થિતિમાંથી રાષ્ટ્રોની મહાન અને પ્રચંડ એવી બે છાવણીઓ આશ્વાસન મેળવી શકે એમ નથી.

તો, ચાલો, નવેસર શ્રીગણેશ કરીએ — સાથે બંને પક્ષે યાદ રાખીએ કે નાગરતા એ દુર્બળતાની નિશાની નથી અને નિષ્ઠા પણ ચકાસણીને આધીન છે. આપણે ક્યારે ય પણ ભયના માર્યા મંત્રણાઓ ન કરીએ; પણ ત્યારે મંત્રણાઓનો ભય પણ ન સેવીએ.

કયા પ્રશ્નો આપણને વિખૂટા પાડે છે તે શોધવાનો પરિશ્રમ કરવાને બદલે કયા પ્રશ્નો આપણને સાંધે છે તે બંને પક્ષો એકઠા મળીને શોધીએ.

બંને પક્ષો મળીને, પહેલી જ વાર, શસ્ત્રાસ્ત્રોના નિરીક્ષણ અને અંકુશ માટેની ગંભીર અને સુસ્પષ્ટ દરખાસ્તો ઘડી કાઢીએ અને બીજાં રાષ્ટ્રોના સંહાર કરવાવાળી નિરંકુશ સત્તાને બધાં રાષ્ટ્રોની નિરંકુશ સત્તા હેઠળ મૂકીએ.

બંને પક્ષો મળીને વિજ્ઞાનના ભયોનું નહીં પણ એની અદ્‌ભુતતાઓનું આવાહન કરવાનું તાકીએ. સાથે મળીને, ચાલો, આપણે નક્ષત્રોનું સંશોધન કરીએ, ઉષર ભૂમિને ફળદ્રૂપ બનાવીએ, રોગ માત્રને દૂર કરીએ, સાગરોનાં ઊંડાણો તાગીએ અને કલા અને વાણિજ્યને ખીલવીએ.

બંનેપક્ષોભેગા મળીને ઈસાઈઆહનો આદેશ તેને પૃથ્વીમાં ખૂણે ખૂણે ઘૂમતો સાંભળીએ કે "પ્રચંડ દુઃખબોજ ઉતારો...(અને) જે પીડિત છે તેમને મુક્તપણે વિહરવા દો."

અને જો સહકારનો કંકરરાશિ વહેમના જંગલને મારી હઠાવવાનો હોય તો બંને પક્ષો નવો પુરુષાર્થ સરજવામાં — સત્તાની નવી સમતુલામાં નહીં પરંતુ નવા વિશ્વ નિયમમાં — જેમાં સશક્તો ન્યાયી હોય, અશક્તો સુરક્ષિત હોય અને શાંતિ જળવાઈ રહેતી હોય — તેમાં જોડાઈ જાય.

**પણ આરંભ તો કરીએ જ**

આ બધું કંઈ પહેલા સો દિવસોમાં પતી જવાનું નથી. અરે, પહેલા એક હજાર દિવસોમાં પણ પતવાનું નથી કે આ શાસનના જીવનકાળમાં કે પછી આ ઉપગ્રહ ઉપરના આપણા જીવનકાળમાં પણ પતવાનું નથી. પણ આપણે આરંભ તો કરીએ જ.

આપના હાથમાં, મારા સાથી નાગરિકો, મારા કરતાં યે વિશેષ આપના હાથમાં, આપણા ઉપક્રમનો અંતિમ જય કે પરાજય કેન્દ્રિત થયેલો છે. આ દેશની રચના થઈ તે કાળથી અમેરિકન પ્રજાની પ્રત્યેક પેઢીને રાષ્ટ્ર પ્રત્યેની પોતાની નિષ્ઠાનું પારખું આપવાનો સાદ થયેલો છે. રાષ્ટ્રસેવાનો એ સાદ સાંભળનાર જુવાન અમેરિકનોની કબરો દુનિયાભરમાં પથરાએલી છે.

ફરી વાર બૂંગિયો સંભળાય છે — હાકલ પડી છે — શસ્ત્રો ધારણ કરવા માટેની નહીં, જો કે શસ્ત્રાસ્ત્રોની આપણને જરૂર છે જ — યુદ્ધની હાકલ નહીં, જો કે યુદ્ધથી આપણે ઘેરાએલા છીએ — પરંતુ વર્ષો વર્ષ સુદીર્ઘ સંધ્યારંગી સંઘર્ષનો બોજ વહેવાની હાકલ, "આશામાં પ્રફુલ્લ, દુઃખમાં ધૈર્યવાન" રહીને મનુષ્ય જાતિના સર્વ સામાન્ય દુશ્મનો સામે, જુલમ, કંગાલિયત, રોગ અને ખુદ યુદ્ધની સામે, સંગ્રામ ખેલી લેવાની હાકલ.

આ દુશ્મનોની સામે ઉત્તરે અને દક્ષિણે, પૂર્વે અને પશ્ચિમે ભવ્ય અને વિશ્વવ્યાપી એવું જોડાણ આપણે સરજી શકીશું ખરા, જે સારી યે માનવજાતને વધારે ફળદાયી જીવનની બાંહેધરી આપે? આ ઐતિહાસિક મહાપ્રયાસમાં આપ સામેલ થશો ખરા?

સ્વાતંત્ર્યને તેના અધિકતમ સંકટની પળે સંરક્ષવાનો ભાગ ભજવવાનું સોંપાયું હોય એવું જગતના સુદીર્ઘ ઇતિહાસમાં બહુ ઓછી પેઢીઓની બાબતમાં જોવા મળે છે. હું આ જવાબદારીથી હેબતાઈ જતો નથી, હું એને આવકારું છું. હું એવું હરગિજ નથી માનતો કે બીજી કોઈ પ્રજા કે બીજી કોઈ પેઢી સામે આપણી જવાબદારીની અદલાબદલી કરી શકીશું. એટલે આ પુરુષાર્થમાં આપણે જે શક્તિ, શ્રદ્ધા અને સમર્પણવૃત્તિ સીંચીએ તે જ આપણા દેશને અને જેઓ એની સેવામાં લાગેલા છે તે સર્વને ઉજાળશે — અને એ જ આતશનો પ્રકાશ સમસ્ત જગતને પણ અજવાળશે.

તો પછી મારા સાથી અમેરિકનો, આપનો દેશ આપને માટે શું કરી શકે એમ છે એ પૂછશો મા. આપ દેશને માટે શું કરી શકો એમ છો એટલું જ પૂછજો.

જગતના મારા સાથી નાગરિકો, અમેરિકા આપને માટે શું કરી શકે એમ છે એ પૂછશો મા. પણ માનવજાતને માટે ભેગા મળીને આપણે શું કરી શકીશું એટલું જ પૂછજો.

અંતે, આપ અમેરિકાના નાગરિક હો કે જગતના, અમે આપની પાસે શક્તિ અને ત્યાગનાં જે ઉચ્ચ ધોરણોની માગણી કરીએ છીએ તે જ અમારી પાસે પણ કરજો. શુભ અંતઃકરણને આપણને મળનારા એક માત્ર સુનિશ્ચિત ફળ તરીકે અને ઇતિહાસને આપણાં કાર્યોનો અંતિમ ન્યાયદાતા તરીકે સ્વીકારીને, ચાલો, જે ભૂમિને આપણે ચાહીએ છીએ તેને આગળ ધપાવીએ, એને માટે ઈશ્વરના આશીર્વાદ અને સહાય પ્રાર્થીએ પણ એટલું જાણી રાખીએ કે અહીં આ ઈશ્વરની ધરતી ઉપર કાર્યો તો આપણા પોતાનાં જ હોવાં ઘટે.

*

# અધ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક



'વળી ગાંધીજીની ફિલસૂફી એ આધ્યાત્મિક છે અને સમાજવાદ એ જડવાદ છે એ વાતથી આપણે ભડકવાની જરૂર નથી. સમાજવાદ એ જડવાદ (materialism) છે પણ એ સ્વેચ્છાચારવાદ નથી; સમાજવાદ એ આત્મા અનાત્માની પરડમાં પડતો નથી : એ તો ઈતિહાસની નક્કર હકીકતો ઉપર આજની વિજ્ઞાનની દૃષ્ટિથી જુએ છે અને તેનો ઉકેલ આપે છે. છતાં સમાજવાદ પીડિતોનાં દર્દ માટેની કરુણામાંથી જન્મ્યો છે; અને તેથી સમાજવાદની નૈતિક ભૂમિકા ઘણી ઊંચી અને ભલભલા કહેવાતા આસ્તિક ભાઈઓને શરમાવે તેવી છે. આપણા દેશમાં તો નિરીશ્વરવાદી સાંખ્યશાસ્ત્રીને પણ આપણે સન્માન્યા છે તો આ નિરીશ્વરવાદી સમાજવાદને પણ આપણે શા માટે ન સન્માનીએ? જે સમાજવાદીઓ જીવનમાં સ્વેચ્છાચાર સેવનારા હોય, જેમને જીવનનાં સનાતન મૂલ્યો ઉપર પગ મૂકીને ચાલવું જ હોય અને છતાં મોઢેથી સમાજવાદના મંત્રો ઉચ્ચારવા હોય તેઓ આ વાદના ખરા પ્રતિનિધિઓ જ નથી.'

—નાનાભાઈ ભટ્ટ

['બે વિચારધારા'–દર્શક,ના આમુખમાંથી. ભારતીય સાહિત્ય સંઘ, અમદાવાદ સને ૧૯૪૫. પૃ. ૭]

વર્ષ ૩
અંક ૫
ડિસેમ્બર · ૧૯૬૩
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૩ · અંક ૫ ડિસેંબર ૧૯૬૩


## અનુક્રમ



*


* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

* 'અભ્યાસ'ના પહેલા તથા બીજા વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ ઉપલબ્ધ છે. દરેક સેટની કિંમત દસ રૂપિયા.


*


મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

त्यक्तं गृहाद्यपि मया भवतापशान्त्यै नासीदसौ हृतहृदो मम मायया ते।
सा चाधुना किमु विधास्यति नेति जाने तस्मात्त्वमद्य शरणं मम दीनबन्धो॥

—ब्रह्मानन्दः॥

**ભાવાર્થ:** હે પ્રભુ! સાંસારિક સંતાપની શાન્તિ માટે મેં ગૃહ, કુટુમ્બ વગેરે સર્વનો ત્યાગ કર્યો પણ તારી માયાએ મારા ચિત્તને હરી લીધું; આથી મને શાન્તિ મળી નહિ. હજુ પણ તારી માયા બીજું શું શું કરશે તે હું જાણતો નથી. માટે હે દીનબંધુ! હવે તું જ મારું શરણ છે.

**નોંધ:** આ શ્લોકમાં પરમેશ્વરની માયાનું અદ્‌ભુત સામર્થ્ય દર્શાવવામાં આવ્યું છે. ચૈતન્ય-સ્વરૂપ બ્રહ્મની અથવા પરમાત્માની આ માયા અથવા અવિદ્યારૂપી શક્તિથી જે ન હોય તેવા પદાર્થો પ્રગટ થાય છે. જેમ જાદુગર તેની માયાશક્તિથી ન કલ્પી શકાય તેવી સૃષ્ટિ રચે છે તેમ પરમેશ્વર પણ તેની માયાથી આ સમગ્ર જગતનું સર્જન કરે છે. જાદુગર એક વસ્તુને તેના અસલ સ્વરૂપથી જુદા સ્વરૂપે અથવા એક વસ્તુને અનેક સંખ્યામાં રજૂ કરે છે તેનું કારણ તેની માયા છે અને પ્રેક્ષક તે એક જ વસ્તુને જુદે સ્વરૂપે અથવા અનેક આકારે જુએ છે તેનું કારણ પ્રેક્ષકનું તે વસ્તુનું અજ્ઞાન છે. આમ એક જ વસ્તુ જાદુગરની માયાથી કહો કે પ્રેક્ષકના અજ્ઞાનથી કહો, હોય તે કરતાં જુદા સ્વરૂપે અથવા અનેક આકારે ભાસે છે. આ જ રીતે પરમેશ્વરની માયાથી અથવા જીવના અજ્ઞાન અથવા અવિદ્યાથી બ્રહ્મમાં જગત ભાસે છે. જેમ રજ્જુમાં સર્પ અથવા છીપમાં રૂપું અજ્ઞાનથી ભાસે છે તેમ એક અદ્વિતીય બ્રહ્મમાં જગત અને તેના પદાર્થો અજ્ઞાનથી ભાસે છે. આ અજ્ઞાન અથવા અવિદ્યા અથવા માયા બ્રહ્મનું તિરોધાન કરી તેમાં (બ્રહ્મમાં) જગત અને તેના અનેક પદાર્થો પ્રગટ કરે છે. માયા અથવા અવિદ્યા વસ્તુના અસલ સ્વરૂપને ઢાંકી દઈ તેને સ્થાને બીજો જ પદાર્થ દર્શાવે છે. જેમ દોરડીમાં રહેલું અજ્ઞાન અથવા અવિદ્યા દોરડીના સ્વરૂપને ઢાંકી દઈ સર્પને પ્રગટ કરે છે તેમ બ્રહ્મને આશ્રિત અજ્ઞાન અથવા અવિદ્યા બ્રહ્મના સ્વરૂપને ઢાંકી દઈ જગતને પ્રગટ કરે છે. દોરડીના યથાર્થ સ્વરૂપના અજ્ઞાનને લીધે તેમાં સર્પનો ભ્રમ થાય છે તેમ બ્રહ્મ અથવા પરમાત્માના યથાર્થ સ્વરૂપના અજ્ઞાનને લીધે તેમાં જગતનો ભ્રમ થાય છે.

વિવેક-ચૂડામણિમાં માયાનું સ્વરૂપ આ રીતે દર્શાવ્યું છે:

अव्यक्तनाम्नी परमेशशक्ति-
रनाद्यविद्या त्रिगुणात्मिका परा।
कार्यानुमेया सुधियैव माया
यया जगत्सर्वमिदं प्रसूयते॥

પરમેશ્વરની અવ્યક્ત નામની અનાદિ અવિદ્યારૂપ ત્રિગુણાત્મિકા શક્તિ 'માયા' છે. બુદ્ધિશાળી પુરુષો (જગતરૂપી) કાર્ય પરથી તેનું અનુમાન કરે છે. આ માયા-શક્તિથી જગતની ઉત્પત્તિ થાય છે.

આ માયા આત્મા અથવા બ્રહ્મની શક્તિ છે. બ્રહ્મ ચિત્સ્વરૂપ છે—જ્ઞાનસ્વરૂપ છે અને મન અને બુદ્ધિથી પર હોવાથી તેમનાથી જાણી શકાય તેવું નથી. બ્રહ્મની માયારૂપી શક્તિ બ્રહ્મને જ આશ્રયે રહેલી છે અને તે પોતાના જ આશ્રયને ઢાંકી દઇને આકાશ, વાયુ, અગ્નિ વગેરે રૂપોને દર્શાવે છે. માયાને લીધે સત્ ચિત્ આનંદ સ્વરૂપ બ્રહ્મ જ જગત રૂપે પ્રતીત થાય છે. આ માયા આશ્ચર્ય પમાડે તેવાં અનેક કાર્યોને જન્માવે છે. આ માયા ગુણમયી છે—સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોની બનેલી છે. તેનું બ્રહ્મથી સ્વતંત્રપણે અસ્તિત્વ નથી. તે સત્ (Real) કહી શકાય તેમ નથી કેમ કે બ્રહ્મજ્ઞાન થતાં તેનો બાધ થાય છે. જેનો બાધ થાય તેને સત્-સ્વરૂપ કહી શકાય નહિ; સસલાના શીંગડા જેવી તે અસત્-સ્વરૂપ (unreal)—તુચ્છ પણ નથી કેમકે જો તે અસત્ હોય તો તે આ જગતને ઉત્પન્ન કરી શકે નહિ. આથી તેને અનિર્વચનીય સ્વરૂપવાળી ગણવામાં આવે છે. આ માયા ચેતનની—બ્રહ્મની છાયા—પ્રતિબિંબ જેવી છે. જેમ પ્રતિબિંબને બિંબથી ભિન્ન કહી શકાય નહિ કેમકે બિંબથી સ્વતંત્રપણે તેનું

અસ્તિત્વ જ નથી તેમ માયાને બ્રહ્મથી ભિન્ન કહી શકાય તેમ નથી કેમકે બ્રહ્મ સિવાય તેનું અસ્તિત્વ જ નથી અને જેમ પ્રતિબિંબને બિંબથી અભિન્ન પણ કહી શકાય નહિ કેમકે પ્રતિબિંબ હાલતું હોય છે ત્યારે બિંબ હાલતું દેખાતું નથી તેમ માયા પણ બ્રહ્મથી અભિન્ન છે તેમ કહી શકાય નહિ કેમકે બ્રહ્મ કૂટસ્થ–અપરિણામી છે જ્યારે માયા જગતરૂપે પરિણામ પામે છે. આ રીતે જોતાં પણ માયાનું સ્વરૂપ અનિર્વચનીય છે એમ સમજાય છે.

આ માયા વિવેકચૂડામણિમાં વર્ણવ્યા પ્રમાણે જેમ રજ્જુના જ્ઞાનથી સર્પનો ભ્રમ નાશ પામે છે તેમ બ્રહ્મનું જ્ઞાન થતાં નાશ પામે છે. માયાના રજોગુણની ક્રિયારૂપ વિક્ષેપ શકિતથી આ અનાદિ સંસારની પ્રવૃત્તિ ચાલી રહેલી છે અને રાગ-દ્વેષ, સુખ-દુઃખ વગેરે મનના નિત્ય અનુભવાતા સહજધર્મો પણ તે વિક્ષેપ શકિતમાંથી ઉત્પન્ન થએલા છે. કામ, ક્રોધ, લોભ, દંભ, અસૂયા, અહંકાર, ઈર્ષ્યા, મત્સર વગેરે ભયાનક ધર્મો આ રજો-ગુણમાંથી ઉત્પન્ન થાય છે. આ રજોગુણ જીવને સંસારના બંધનમાં નાખે છે. તમોગુણ તેની આવરણશક્તિ દ્વારા આત્માની અન્યથા–જે તેનું સ્વરૂપ છે તેનાથી વિપરીત પ્રકારે–પ્રતીતિ કરાવે છે. આ તમોગુણ સંસારનું–જન્મમરણનું કારણ છે. આ આવરણ શકિતની પ્રબળતા આ પ્રમાણે દર્શાવવામાં આવી છે:

प्रज्ञावानपि पण्डितोऽपि चतुरोऽप्यत्यन्तसूक्ष्मात्मदृक्
व्यालीढस्तमसा न वेत्ति वहुधा संवोधितोऽपि
स्फुटम्।
भ्रान्त्याऽऽरोपितमेव साधु कलयत्यालंबते तद्गुणान्
हन्तासौ प्रवला दुरन्ततमसः शक्तिर्महत्यावृतिः॥

અત્યંત બુદ્ધિમાન હોય, શાસ્ત્રજ્ઞ હોય, વ્યવહારદક્ષ હોય, શાસ્ત્રોના અભ્યાસથી અત્યંત સૂક્ષ્મ આત્મા વિષે જાણતો હોય અને અનેક પ્રકારે શ્રુતિ, સ્મૃતિ તથા દલીલો વડે તેને સ્પષ્ટ બોધ કરવામાં આવ્યો હોય છતાં તમો-ગુણથી વ્યાપ્ત થએલો પુરુષ સ્વરૂપને–આત્માને યથાર્થ રૂપે જાણતો નથી. તે ભ્રાંતિથી આરોપિત–મિથ્યા જગતને જ સત્ય માને છે અને તેના મિથ્યા ગુણોનું જ અવલંબન કરે છે. આ અગાધ તમોગુણની આવરણ-શકિત અત્યંત બળવાન છે–એ ખેદની વાત છે!

'सत्त्वात्सं जायते ज्ञानम्।' એ ગીતાની ઉકિત અનુસાર સત્ત્વગુણના પ્રભાવથી આત્મ–સ્વરૂપનું જ્ઞાન અવશ્ય પ્રગટવું જોઈએ પણ સત્ત્વગુણ નિર્મળ હોવા છતાં રજોગુણ અને તમોગુણથી સંમિશ્રિત થઈને સંસારનું કારણ થાય છે.

આ માયાનાં સર્વ કાર્યો–શરીર, ઈન્દ્રિયો, પ્રાણ, મન, અહંકાર, કામક્રોધ વગેરે વિકારો, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ–એ પાંચ વિષયો, સુખ-દુઃખ વગેરે, આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી એ પાંચ મહા-ભૂતો–આ માયાથી આરંભીને સ્થૂળ શરીર પર્યન્ત સમગ્ર વિશ્વ એ બધું જડ છે, અનાત્મા છે. આ માયા ને મહત્તત્વથી આરંભીને સ્થૂળ શરીર પર્યંત સર્વ પદાર્થો જડ છે, અસત્ છે–મિથ્યા છે અને અનાત્મરૂપ છે. સૂર્યનાં કિરણોના મરુભૂમિ સાથે સંબંધથી ભાસતા ઝાંઝ-વાના જળ જેવું આ જગત મિથ્યા છે.

આ પ્રકારે વિવેકચૂડામણિમાં પરમેશ્વરની માયા-શકિતનું સચોટ વર્ણન કરવામાં આવ્યું છે. આ માયારૂપી ઈશ્વરની મોહિની શકિત ખરેખર અદ્ભુત છે. આ માયા અત્યંત ભ્રામક છે.

દુર્ગા-સપ્તશતીમાં આ મહામાયાના આશ્ચર્યકારક પ્રભાવને આ પ્રમાણે દર્શાવ્યો છે:

ज्ञानिनामाप चेतांसि देवी भगवती हि सा।
वलादाकृष्य मोहाय महामाया प्रयच्छति॥

(જેમના ચિત્તના કષાયો–મળ પાકી ગયા નથી, જેમના મનમાં પરમ વૈરાગ્ય ઉદય પામ્યો નથી એવા) જ્ઞાની-ઓના ચિત્તને પણ તે પ્રસિદ્ધ વૈષ્ણવી મહામાયા પોતાના સામર્થ્યથી વિવેકમાર્ગમાંથી ખેંચીને મોહમાં નાખી દે છે!

બ્રહ્માનંદ પરમેશ્વરની મહામાયાના અચિન્ત્ય મહિ-માને જાણે છે. સંસારનાં દુઃખોનું શમન કરવા માટે સાંસારિક સુખોપભોગ અને તેનાં સાધનોનો ત્યાગ કરવા છતાં ઈશ્વરની માયા જંપીને બેસવા દેતી નથી, શાન્તિ થવા દેતી નથી, વારંવાર ચિત્તને અનાત્મ સાંસારિક પદાર્થો તરફ ખેંચી જાય છે એની ભારે વ્યથાનો અનુભવ આધ્યાત્મિક સાધનાના માર્ગમાં અનેક વાર થયા કરે છે. આથી માયાના બંધનમાંથી મુકત થવા તે માયાપતિ–પરમેશ્વરની શરણાગતિ પ્રાર્થે છે. ઈશ્વરની અનન્યભાવે શરણાગતિ સ્વીકારતાં તેનો અનુગ્રહ થયા વિના રહેતો

નથી અને તેનો અનુગ્રહ થતાં કશું જ દુર્લભ રહેતું નથી. 'तस्मिन्प्रसन्ने किमिहास्त्यलभ्यम् ?' (वि. पु.)—એ વાક્યમાં અચલ શ્રદ્ધા ઉત્પન્ન થતાં ચિન્તાનું કોઈ કારણ રહેતું નથી.

વાસ્તવિક દૃષ્ટિએ જોતાં જીવાત્મા અને પરમાત્મા વચ્ચે કોઈ ભેદ નથી. જીવાત્મા અને પરમાત્મા વચ્ચે અવિદ્યાને લીધે—માયાને લીધે ભેદ ભાસે છે. બ્રહ્મ જ જીવનું વાસ્તવિક સ્વરૂપ છે. જીવ અને બ્રહ્મનો અભેદ હોવા છતાં સ્વરૂપના અજ્ઞાનને લીધે ભેદ જણાય છે. આત્મજ્ઞાન થતાં દ્વૈતની—ભેદની નિવૃત્તિ થાય છે અને અદ્વિતીય, અખંડ, અસંગ, નિર્વિકલ્પ પરમાનંદ બ્રહ્મ જ પોતાનું સ્વરૂપ છે એવો અપરોક્ષ અનુભવ થાય છે.

બ્રહ્માનંદ તેના એક શ્લોકમાં પ્રભુને પ્રાર્થે છે:

अहं ब्रह्मानन्दस्त्वमपि च तदाख्यः सुविदित-
स्ततोऽहं भिन्नो नो कथमपि भवत्तः श्रुतिदृशा।
तथा चेदानीं त्वं त्वयि मम विभेदस्य जननीं
स्वमायां संवार्य प्रभव मम भेदं निरसितुम्॥

હે પરમેશ્વર! મારું નામ બ્રહ્માનન્દ છે અને તું પણ તે જ નામથી સુપ્રસિદ્ધ છે. આ રીતે શ્રુતિની દૃષ્ટિએ—આપણું નામ સાંભળવામાં આવે છે તે દૃષ્ટિએ—(બીજા અર્થ પ્રમાણે શ્રુતિનાં 'तत्त्वमसि' વગેરે વાક્યો અનુસાર) આપણા બન્નેમાં કોઈ ભેદ નથી. છતાં પણ તારી અને મારી વચ્ચે તારી માયાએ ભેદ પ્રગટ કર્યો છે. આની આપણા બન્ને વચ્ચે ભેદ પ્રગટ કરનારી તારી માયાને તું દૂર કરી ભેદનો નાશ કર.

પરમાત્માનો અનુગ્રહ થતાં જીવ અને બ્રહ્મની વચ્ચે રહેલો માયારૂપી અવાસ્તવિક પડદો સરી જાય છે અને તેમ થતાં સર્વ દુઃખોનો અંત આવે છે અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે. આ જ જીવનની ધન્યતા છે. અપાર આનંદના સાગર બ્રહ્મમાં લીન થયા પછી, સ્વ-સ્વરૂપનું અનુસંધાન થયા પછી મનુષ્ય કૃતકૃત્ય થાય છે.

[લેખક અને સંપાદક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# રોજનીશીમાંથી

**ગણેશ વાસુદેવ માવળંકર**

### તા. ૨૭ ઑક્ટોબર ૧૯૪૭, સોમવાર

પરોઢીએ વહેલા ઊઠીને સ્નાન વગેરે આટોપીને ૬-૪૦ના અરસામાં સૌ.વતી અને હું શેઠ માણેકલાલ મણિલાલ રણછોડદાસની મોટરમાં નીકળ્યાં. રસ્તામાં શેઠ સાહેબ તથા તેમનાં પત્નીને લઈને અમે સહુ આગળ ચાલ્યાં. સાડાનવ વાગ્યે કઠલાલ પહોંચ્યાં. પ્રવાસ સરસ થયો. આશરે ૫૫ માઇલ.

કઠલાલમાં મુકામ ત્યાંની એજ્યુકેશન સોસાયટીના સ્થળે જ. કપડવંજના મિત્રો, નડિયાદના શ્રી ચુનીભાઈ પટેલ અને આચાર્ય દેસાઈભાઈ, આણંદના શ્રી ઈશ્વરભાઈ અને શ્રી રાવજીભાઈ તથા બીજા ઘણા બધા પરિચિત લોકો અમદાવાદના આવ્યા હતા. 'ચાહ વગેરે આટોપીને પછી પહેલું કામ એટલે વકીલ કેશવલાલ મોતીલાલ એજ્યુકેશન સોસાયટીની વાર્ષિક સભા. એ પૂરી થયા પછી આજનો મુખ્ય કાર્યક્રમ શરૂ થયો. "સરદાર પટેલ વિદ્યાર્થીગૃહ"નું ઉદ્‌ઘાટન અને "શેઠ માણેકલાલ મણિલાલ રણછોડદાસ હાઇસ્કૂલ"ની શિલારોપણ વિધિનું કાર્ય. નિવેદન, વિનંતી વગેરે થયા પછી હું આ પ્રસંગેના પ્રમુખ તરીકે બોલ્યો. મારા મુખ્ય મુદ્દા: (૧) કઠલાલ મુકામે આ જ સ્થળે ૧૯૧૮માં મહાત્માજીએ સામુદાયિક સત્યાગ્રહની શરૂઆત કરી. સ્થળનું આ મહત્ત્વ. (૨) આ સામુદાયિક સત્યાગ્રહનું મહત્ત્વ. ભારતમાં આ પહેલો પ્રયોગ હતો. તે વખતે સ્વાતંત્ર્યનો માર્ગ હિંસા દ્વારા જણાતો હતો અને હિંસાનું સામર્થ્ય નહોતું તેથી નિરાશા ફેલાયેલી હતી. આ સત્યાગ્રહે આશાનાં કિરણ આપ્યાં અને ભાવી ઇતિહાસ બદલ્યો. (૩) સ્વાતંત્ર્યના યુગમાં સર્વ રચનાનો ભાર આપણા ઉપર છે તેથી હવે રચનાત્મક કામમાં લાગી જવું જોઈએ. શિક્ષણ એ મુખ્ય કામ. (૪) પૈસાની ચિંતા નહિ કરવી. કાર્ય છે ત્યાં

પૈસો આવશે. મોડું થશે, પણ એમાં આપણી કસોટી થાય છે. (૫) વિદ્યાર્થીઓને ઉદ્દેશીને પણ ચાર શબ્દો મેં કહ્યા.

ત્યાર બાદ ભોજન. એમાં એક નાનકડી પણ મહત્ત્વની બાબત લોકોને દાખલારૂપ હું બતાવી શક્યો. પીરસનારે દરેકની થાળીમાં ખૂબ મીઠું પીરસ્યું હતું. એક રકાબીમાં મેં મારી થાળીમાંનું વધારાનું મીઠું જુદું કાઢ્યું. અને એ રકાબી દરેકની પાસે ફેરવી. જેટલું મીઠું ન જોઇએ તે બધું રકાબીમાં મૂકવું એમ કહ્યું. રકાબી બધે ફરતી ફરતી પાછી આવી ત્યારે ભરાયેલી હતી. ઓછામાં ઓછું અર્ધો શેર મીઠું એમા ભેગું થયેલું! કરકસરથી વર્તવાને બદલે આપણે કેટલા બધા ઉડાઉપણાથી વર્તીએ છીએ એનો વધુ પુરાવો કે દાખલો શો જોઇએ? દરેક જાતની અછત વિશે આપણે ખૂમરાણ મચાવતા હોઇએ ત્યારે સાદી કરકસર આપણે ભણેલા લોકોને સૂઝતી નથી, અને સૂઝી તો આપણે તેને અમલી બનાવતા નથી! આ કેટલું દુર્ભાગ્ય! ખેર.

ભોજનોત્તર વિશ્રાંતિ. મિત્રો સાથે વાતચીત. પછી ૩–૩૦થી ૫–૦૦ સુધી હિંદુસ્તાની પ્રચાર સમિતિના કાર્ય માટે ચરોતર એજ્યુકેશન સોસાયટીએ શરૂ કરેલા નાનકડા તાલીમ વર્ગનું મંગલ પ્રવચન મેં કર્યું. સ્વભાષા રાષ્ટ્રિયત્વનો પાયો છે. આંતરપ્રાંતીય વ્યવહાર પણ સ્વભાષામાંથી જ થવો જોઇએ. ભારતની અખંડિતતા રાખવી છે તો રાષ્ટ્રિય ભાષા વિશે પણ આત્મીયતાનો ભાવ જ હોવો જોઇએ. બન્ને લિપીઓ શીખવી જોઇએ. રાષ્ટ્રભાષા પ્રચારનું કામ રાજકીય દૃષ્ટિથી અત્યંત મહત્ત્વનું છે. જ્યાં સુધી હિન્દુ અને મુસલમાન એકમેકને ઓળખી શકતા નથી, બે સ્વતંત્ર પ્રવાહની જેમ જઈ રહ્યા છે ત્યાં સુધી આ દેશને સ્વાતંત્ર્ય અને અખંડિતતા પ્રાપ્ત થવી અશક્ય છે. અને તેથી બન્ને જણાએ પરસ્પરની ભાષા અને લિપી શીખવી જ જોઇએ.

ત્યાર બાદ ચાહ અને શૌચ આટોપીને મોટર માર્ગે મહુધા પહોંચ્યા. આશરે ૬–૭ માઇલ છીપડી નામના ગામમાં જવાનો બહુ આગ્રહ થયો હતો. પરંતુ વખત નહોતો. મહુધામાં શ્રી ભણસાલી નામના એક યુવક છે. નિશાળમાં શિક્ષક છે. એમણે બધી વ્યવસ્થા કરી હતી. સભા મોટી અને સુયોજિત હતી. ગ્રામ પંચાયતની કચેરીમાં પણ જઈ આવ્યો.

સભામાં હું આશરે ૪૦ મિનિટ બોલ્યો. સ્વાતંત્ર્ય એટલે શું? આવેલી જવાબદારી આપણે સેવાભાવના, શિસ્ત અને રચનાત્મક કાર્ય દ્વારા જ પાર પાડી શકીશું; કેવળ બોલવાના દિવસો ગયા; આ પ્રમાણે મારા મુદ્દાઓ હતા. ૮–૪૫ના અરસામાં કઠલાલ પાછો ફર્યો. રાતનું જમણ છાત્રાલયના વિદ્યાર્થીઓ સાથે જ લીધું. પછી હિન્દુસ્તાની તાલીમ વર્ગના વિદ્યાર્થીઓ સાથે પ્રાર્થના અને પરિચય. પછી વાતો અને વિશ્રાંતિ.

## તા. ૨૮ ઑક્ટોબર ૧૯૪૭, મંગળવાર

પરોઢીએ ઊઠીને નિત્યવિધિ આટોપીને સાતની ગાડીમાં અમે નીકળ્યાં. સાથે શ્રી રવિશંકર મહારાજ, ચિ. વનલીલા પરીખ હતાં. ઘણી નવી જૂની વાતો, સંસ્મરણો વગેરે કહ્યાં. નડિયાદથી અમારી સાથે શ્રી. ચુનીભાઈ મૂળજીભાઈ પટેલ હતા. હાલની પરિસ્થિતિ અને રાજકારણ વિશે વાતો થઈ. ગાડી મોડી પડવાથી ઘેર પહોંચતાં ૧૧-૪૫ થયા. પછી સ્નાન વગેરે.

ભોજન બાદ પરચૂરણ વાચન, વિશ્રાંતી, ટપાલ વગેરે જોઈ. ૪ થી ૪-૩૦ ઇસ્પિતાલમાં જઈને Diathermy લઈ આવ્યો. પછી ચાહ આટોપીને હેડ માસ્ટરોની પરિષદમાં ગયો. ઉદ્‌ઘાટન મારે કરવાનું હતું. ૫-૩૦ થી ૮ સુધીનો વખત અહીં પસાર થયો. મિત્રોએ ૧૫ મિનિટ મોડી શરૂઆત કરી! અને શ્રી કાપડિયાએ (સ્વાગત સમિતિના પ્રમુખ) પોતાનું ભાષણ ખૂબ જ લંબાણપૂર્વક (૪૦ મિનિટ) કર્યું! સૂચના અપાઈ ત્યારે જ કેટલોક ભાગ જતો કર્યો અને પૂરું કર્યું. લેખિત ભાષણોનો આ મુખ્ય દોષ છે. અને વધારામાં આપણા લોકોને તારતમ્ય અને પ્રમાણનું (relevancy and sense of proportion) ભાન નહિ એમ દુઃખ સાથે કહેવું પડે છે. મારું ભાષણ મેં હિન્દીમાં જ કર્યું. સર્વ જીવનનું–વ્યક્તિગત અગર સામુદાયિક–કેન્દ્ર એટલે શિક્ષણ છે અને તેની તરફ પ્રથમ ધ્યાન આપીએ તો જ આપણું ગાડું આગળ ચાલવાનું છે એ મુખ્ય મુદ્દો. બાકીના મુદ્દાઓ હંમેશના જ. મારા વિચારો મેં અંગ્રેજીમાં કહેવાને બદલે હિન્દીમાં રજૂ કર્યા એ વાત મિત્રોને ગમી હોય એમ લાગ્યું.

ત્યાંથી પગે ચાલીને ભદ્રમાં શ્રી કૃષ્ણ મંદિરમાં ગયો. ત્યાં તર્કતીર્થ શ્રી લક્ષ્મણશાસ્ત્રીનું વ્યાખ્યાન સાંભળ્યું. સમાજવાદી ભૂમિકા પરથી એમણે વર્તમાન પરિસ્થિતિનું સુંદર અને માર્મિક વિવેચન કર્યું.

૯-૪૫ના અરસામાં ઘેર આવીને પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

## તા. ૨૯ ઑક્ટોબર ૧૯૪૭, બુધવાર

ચિ. બાળ આજે સવારે મુંબઈથી આવ્યો. નિત્યવિધી-સ્નાન આટોપીને સૌ.વતી અને હું મહાવીરનગરના ખાતમુહૂર્તના કામ માટે સૈજપુર બોઘા (નરોડા પાસે) ગયાં. ખાતમુહૂર્તની ક્રિયા મેં કરી અને પછી પ્રસંગને અનુરૂપ નાનકડું ભાષણ કર્યું. નવ વાગે પાછા આવીને ઇસ્પિતાલમાં ગયો અને Diathermy લઈને ૯-૩૦ સુધીમાં ઘેર પાછો ફર્યો. બાદ કાગળો વગેરે લખાવ્યા. બાર્શીના શ્રી કરંદિકરને વિઠ્ઠલભાઈ ચરિત્ર વિષે લખ્યું...

આજે સદ્ગત પિતાજીનું શ્રાદ્ધ હતું. એમના ગયાને ફેબ્રુઆરી ૧૯૪૭માં ૪૩ વર્ષ થયાં. કાળ ઝડપથી ગયો. આ વર્ષથી પૂજ્ય દામુકાકા અને એમનાં પત્નીને પિંડદાન અને તર્પણ કરવાનું શરૂ કર્યું. સને ૧૮૮૪થી એમનાં કોઈ ખબર નથી. તો હવે પછી કેટલાં વર્ષ રાહ જોવાની? તેઓ સ્વર્ગસ્થ થયાનું સમજીને જ ચાલવું રહ્યું.

ભોજન આટોપતાં સુધીમાં બે વાગ્યા.

ચિ. નાનાનું ટૉન્સિલનું ઑપરેશન મુંબઈમાં તા. ૧ અગર ૨ નવેમ્બર (શનિ કે રવિવાર)ને રોજ કરવા અંગે ડૉ બાપુ સાહેબ તળવલકરનો પત્ર તથા ચિ. બાપુનો કાગળ આવ્યાથી આવતી કાલે રાતની ગાડીએ મુંબઈ જવા નીકળીશું એવો તાર ડૉ. બાપુસાહેબને કર્યો, તેમને તથા ચિ. બાપુને પણ કાગળો લખ્યા.

સવારે પ્રોફેસર ગોળે (કસ્તુરબા ફંડના કામ માટે), શ્રીયુત ડી. પી. જોષી (સ્કાઉટ કામ અંગે), પ્રોફેસર સૈયદીન (મુંબઈ સરકારના Educational Adviser) મળવા આવ્યા હતા. ભોજન બાદ આરામ. ઈતર વાચન. પછી નગરશેઠ વિમળભાઈ મળ્યા...

શ્રી કુબેરદાસ મોદી જમીનોનો દસ્તાવેજ લઈને આવ્યા હતા. તેમને કાલે બોલાવ્યા છે.

સાંજે ૬-૩૦ થી ૮-૩૦ સુધીમાં ભદ્રમાં તર્કતીર્થ લક્ષ્મણશાસ્ત્રી જોષીના વ્યાખ્યાનમાં ગયો હતો. પછી શિક્ષણ પરિષદ માટે આવેલા શિક્ષક વર્ગનો સત્કાર સમારંભ થયો તેમાં હાજરી આપી.

ઘેર આવીને શરદપૂર્ણિમા (કોજાગીરી) નિમિત્તેના મંત્રોચ્ચાર અને દૂધ વગેરે. પ્રાર્થના. મિત્રો સાથે વાતો અને પછી પરચૂરણ વાચન. ત્યાર બાદ વિશ્રાંતિ.

## તા. ૩૦ ઑક્ટોબર ૧૯૪૭, ગુરુવાર

સવારે નિત્યવિધિ, વૃત્તપત્રો, થોડું રોજનીશી લેખન. પછી શ્રી કુબેરદાસ મોદી અને શ્રી ભાસ્કરરાવ ઠાકોર (વકીલ) સાથે એજ્યુકેશન સોસાયટીને આપવાની જમીનના દસ્તાવેજ વિશે ચર્ચા. ઘણા કાગળો મોકલ્યા, (૧) દિલ્હીમાં કૌલને અમારા કાર્યક્રમ વિશે સવિસ્તર કાગળ, (૨) વડોદરા પ્રજામંડળના અધ્યક્ષ શ્રી ચુનીલાલ પુ. શાહને વડોદરાના રાજકીય પ્રશ્નો વિષેના એમના કાગળનો જવાબ, (૩) ગુજરાત વિશ્વવિદ્યાલય માટે જમીનો લેવાની બાબતમાં આવેલા કાગળોના જવાબ, (૪) અન્ય કાગળો.

બપોરે શ્રી પાવટે (Director of Public Instruction), પ્રિન્સિપાલ દેસાઈ અને એમનાં બહેન એમ આવ્યાં હતાં.

ભોજનોત્તર આરામ. થોડું વાચન. પછી પત્રો (ઉપર ઉલ્લેખ કર્યો જ છે). શેઠ અમૃતલાલ સાથે ગુજરાત વિશ્વવિદ્યાલય વિશે ચર્ચા.

સાંજે ચિ. ન. વિદ્યાલયમાં સ્કાઉટ કામ અંગે ગયો પણ પરિષદ ચાલુ હોવાથી એમ ને એમ પાછો ફર્યો. સામાનની તૈયારી. ૮-૩૦ વાગે સ્ટેશન પર આવીને સૌ.વતી ને હું ગુજરાત મેઈલમાં મુંબઈ જવા નીકળ્યા.

## તા. ૩૧ ઑક્ટોબર ૧૯૪૭, શુક્રવાર

સવારે મુંબઈ આવ્યાં. દાદર સ્ટેશન પર શ્રી દાદામામા અને ચિ. તાંબે બાળ મળ્યા. સેન્ટ્રલ પર ડૉ. નિળકંઠરાવ લેવા આવ્યા હતા. મુકામ ડૉ. બાપુસાહેબને ઘેર (ઈશ્વરદાસ મૅન્શન, નાના ચોક). બધાંને મળીને પછી નિત્યવિધિ, સ્નાન વગેરે આટોપી લીધાં. પછી બે દિવસની બાકી રહેલી રોજનીશી લખી. 'નવભારત' માંનો શ્રી જાવડેકરનો લેખ વાંચ્યો. કાગળો લખ્યા.

જમ્યા પછી મિત્રો સાથે વાતો. આરામ. વૃત્તપત્રો જોયાં. અધૂરી રોજનીશી પૂરી કરી.... પુસાળકર કુટુંબ મળવા આવ્યું હતું. શ્રી બાબુરાવ પુસાળકર ગઈકાલે રાત્રે સવાનવના અરસામાં અવસાન પામ્યાનું એમણે કહ્યું! ખૂબ જ દુઃખ થયું. પણ શો ઉપાય? ઈશ્વર રાખે તેમ રહેવું રહ્યું. આ કુટુમ્બ ઉપર ગયાં બે વર્ષમાં ખૂબ આપત્તિઓ આવી. આ ચોથું મૃત્યુ! આ લોકોને મારા તરફથી શક્ય તેટલી મદદ હું કરતો રહીશ જ. પહેલાના જ સંબંધો ચાલુ રાખીશ. એવું આશ્વાસન મેં એમને આપ્યું. આ બધું તો હું કરીશ જ પણ મારી પાસે છે એ કામો દિવસે દિવસે મારે ઓછાં કરવાં જોઈએ એવું જો કે મને ચોક્કસ લાગે છે. ઠીક.

શ્રી બાબુરાવ દેવ મળ્યા. ચિ. બાપુ આવ્યો હતો. એની સાથે થોડો વખત બહાર ફરવા જઈ આવ્યો...

ભોજન બાદ चूल व मूल ફિલ્મ જોઈ આવ્યો. પાછા ફરતાં ખૂબ જ મોડું થયું.

## તા. ૧ નવેમ્બર ૧૯૪૭, શનિવાર

સવારે નિત્યવિધિ, પછી ડૉ. બાપુસાહેબ, તાત્યાસાહેબ અને હું તથા સૌ.વતી બધાં સાથે નીકળ્યાં. શેઠ કસ્તુરભાઈનો બંગલો જોઈ આવ્યાં. શ્રી તાત્યાસાહેબને તે ખાસ બતાવવાનો હતો. પાછા ફરતાં અમે શ્રી મણિભાઈ ઝવેરીને ત્યાં ઊતર્યાં. થોડી વાર વાતોચીતો થઈ અને પછી ઘેર પાછાં ફર્યાં. ઘેર આવીને રોજનીશી, વૃત્તપત્રો અને વાચન (Nuremburg Trial). વાતો.

ભોજનોત્તર થોડો આરામ લઈને એક વાગે અમે નર્સિંગહોમ ગયાં. ચિ. નાનાનું ઑપરેશન ત્યાં થયું. ૧-૪૦થી આશરે ૨-૨૦ સુધીમાં ઑપરેશન પૂરું થયું. અમે ૪-૧૫ સુધી ત્યાં હતાં. વાતો અને નૂરેમ્બર્ગ ટ્રાયલ પુસ્તકનું વાચન.

પછી મુકામે આવીને ચાહ વગેરે. ફરી ૬-૧૫ વાગે નર્સિંગ હોમ. થોડો વખત ત્યાં થોભીને પછી પગે ચાલીને જ ડૉ. જી. વી. દેશમુખને ત્યાં ગયો ત્યાં ડૉ. સાઠયે અને શ્રી કાળે મળ્યા. ઘણી વાતો નીકળી. ૮ વાગે મુકામ પર. પછી જમણ. બાદ ૧૧-૧૫ સુધી જૂનાં સંસ્મરણો વિશે વાતો. સૌ.વતી નર્સિંગ હોમમાં હતી. ત્યાં જઈ આવ્યો. શ્રી તાત્યા સાહેબને ત્યાં પણ જઈ આવ્યો.

## તા. ૨ નવેમ્બર ૧૯૪૭, રવિવાર

સવારે નિત્યવિધિ આટોપીને નર્સિંગ હોમમાં ગયો. ચિ. નાનાની તબિયત સારી છે. ત્યાંથી શ્રી પાધ્યેને ઘેર (પેપર મિલ લેન, ગીરગાંવ) શ્રી બાબુરાવ પુસાળકરના અવસાન નિમિત્તે દિલસોજી વ્યક્ત કરવા ગયો હતો. ત્રણ પેઢીનો જૂનો સંબંધ. એ યાદ કરાવતી થોડી વાતો નીકળી. આગળ જતાં છોકરાઓને અગર કોઈને પણ મુશ્કેલીઓ જણાય તો ક્યારે ય પણ કોઈ પણ પ્રકારની મદદની જરૂર જણાય તો એમણે પહેલાંની જેમ જ મારી તરફ વિના સંકોચ જોવું એવું આશ્વાસન મેં આપ્યું.

આપણા મધ્યમવર્ગીય લોકોની રહેણીકરણી કેટલી નીચે ગઈ છે એનું દૃશ્ય અહીં નજર સમક્ષ ખડું થયું. નાની નાની ઓરડીઓમાં – માળામાં પક્ષીઓ રહે તે પ્રમાણે – રહેવાનું, હાથપગ હલાવવા જેટલી પણ જગ્યા નહિ! કુદરતનું દર્શન નહિ! નાનાં બાળકો જોયાં તે પણ પાતળાં, નાજુક, સ્નાયુવિહિન જેવાં જણાયાં. ભાવિ પ્રજા કેવી થશે? અને સ્વરાજ્ય કેવી રીતે ટકશે? ખેર.

ત્યાં શ્રી કાત્રે (પુસાળકરના સગા અને હાલમાં ધૂળીઆ ખાતે જિલ્લા ન્યાયાધિશ) મળ્યા.

ઘેર આવીને પછી જમણ માટે શ્રી મણિભાઈ ઝવેરીને ત્યાં. ચિ. બાપુ પણ આવ્યો હતો. જમતા પહેલાં અને પછી ઘણી વાતો થઈ........... પાછા ફરતાં ફરનિચરના ગલેફ માટેનું કાપડ જોઈને ઘેર. વિશ્રાંતિ અને પરચૂરણ વાચન.

ચાહ બાદ ૫–૩૦ના અરસામાં જ નીકળ્યાં. "માવળંકર બ્રધર્સ"ની દુકાનમાં જઈને માલ જોયો (સાડીઓ વગેરે) અને પછી નર્સિંગ હોમમાં ગયાં. ત્યાંથી સાતના અરસામાં શ્રી દાદાસાહેબ તળવલકર (Radiologist) ને ઘેર જમવાનું હતું. ડૉ. બાપુસાહેબ અને માવશી આવ્યાં હતાં. સંસારની અનુભવની વાતો નીકળી હતી.

મુકામે આવીને વાતો. ચિ. નાનાને રાત્રે મુકામ પર આણ્યો. સૌ.વતી દાદર ગઈ. આવતી કાલે એના પિતાશ્રીનું શ્રાદ્ધ છે. (ક્રમશઃ)

*

# અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ-૪૩

## ચૌદમી શતાબ્દી (૧૩૫૦-૧૪૦૦)

જયંત પંડ્યા
[અંગ્રેજીના અનુસ્નાતક અભ્યાસી]

ચૌદમી સદીના ઉત્તરાર્ધમાં જે સાહિત્ય ખીલ્યું તે અંશતઃ એડવર્ડ ત્રીજાના વિજયોને પરિણામે જન્મેલાં રાષ્ટ્રીય ગૌરવ અને શ્રદ્ધાને આભારી હતું. જોકે આ રાષ્ટ્રીય અસ્મિતા અને શ્રદ્ધાનું નિર્માણ ઘણું મોડું થયું. તે વેળા ફ્રાન્સમાં મેળવેલા બધા પ્રદેશો ઇંગ્લૅન્ડ ગુમાવી બેઠું હતું અને આંતરિક કલહોથી ભૂમિની એકતા જોખમાઈ હતી. વળી નવાઈની વાત તો એ છે કે આ સદીના સાહિત્યનું સૌથી સમૃદ્ધ પાંગરણ રિચાર્ડ બીજાના અત્યંત દુર્ભાગી એવા શાસનકાળ દરમિયાન થયું.

**૧૩૫૦ થી ૧૪૦૦ સુધીનું ગદ્ય :** આ સમયાવધિનું ગદ્ય ઘણું થોડું અને તદ્દન ઓછી સાહિત્યિક મૂલ્યવત્તા ધરાવનારું છે તેમ છતાં તત્કાલીન પરિબળો, વલણો અને રીતરિવાજો સંબંધમાં એ જે માહિતી પૂરી પાડે છે તે રસપ્રદ છે. હિગ્ડન જેવા વૃત્તાંતઆલેખકો અને બીજા ઘણા લેખકો હજુ ય લૅટિનમાં લખે છે. સેન્ટ આલ્બાન્સના વૉલ્સિંગહામ જેવા લૅટિન લેખકોના ગદ્યમાં પ્રાસાદિકતા જોવા મળે છે.

ગ્લાઉસેસ્ટરશાયરના એક પાદરી ટ્રેવિસા ના જ્હોને ૧૩૮૭માં કંઈક કઢંગા અંગ્રેજીમાં કરેલો હિગ્ડનના પૉલીક્રૉનિકૉનનો અનુવાદ, ઉપરાંત બીજા અનુવાદો પણ ચાલ્યા કરે છે. અને ટ્રાવેલ્સ ઑફ સર જ્હોન મેન્ડેવાઇલ જેવી કાલ્પનિક કથા પણ આ યુગમાં જ મળે છે.

ચૉસરે પણ ઠીક ઠીક ગદ્ય ખેડ્યું છે. એમાં, કવિએ કહેલી કૅન્ટરબરીની કથાઓ ઉપરાંત જ્યાં દ મ્યૂનમાંથી અનુવાદ કરેલી ધી ટેલ ઑફ મેલિબ્યૂઅસ અને ફ્રાયર લૉરેન્સના વિખ્યાત ઉપદેશો ઉપરથી રચાયેલી ધી પારસન્સ ટેલ જેવી કથાઓ; પોતાનો, લૅટિન ન જાણનારો પુત્ર ખગોળશાસ્ત્ર શીખી શકે તે માટે કેટલાંક લૅટિન લખાણો ભેગાં કરી લખેલું ટ્રીટાઇઝ ઑન ધી એસ્ટ્રોલેબ, તથા બોએથિયસના દ કૉન્સોલેશન ફિલોસોફીનો વિશેષ મહત્ત્વાકાંક્ષી અનુવાદ ઇત્યાદિ કૃતિઓનો સમાવેશ થાય છે. બોએથિયસનું આ પુસ્તક રાજા આલ્ફ્રેડે ઍંગ્લો-સૅક્સનમાં ઉતાર્યું હતું એ હકીકત આપણે જાણીએ છીએ. આ પછીના કાળમાં રાણી ઇલિઝાબેથ દ્વારા તેનો અનુવાદ થયેલો છે. ચૉસરનાં ગદ્યલખાણોમાં તેની કવિતા જેવી મૌલિકતા નથી.

આ યુગમાં, જેમણે અનુવાદો કરતાં કંઈક વિશેષ કાર્ય કર્યું છે તેવા લેખકોમાં, વૉલ્ટર હિલ્ટન અને મહા સુધારક જ્હૉન વાઇક્લિફનાં નામો નોંધપાત્ર છે. પોતાના સ્કેલ ઑફ પરફેક્શનમાં હિલ્ટને સંક્ષિપ્ત, વિશદ અને ભાવપૂર્ણ ગદ્યનું ઉત્તમ ઉદાહરણ પૂરું પાડ્યું છે. જ્યારે ઇંગ્લૅન્ડના પ્રથમ પ્રોટેસ્ટન્ટ વાઇક્લિફે શરૂઆતનું લખાણ લૅટિનમાં લખ્યું; પરંતુ ૧૩૮૦ના અરસામાં પોપ સામેની પોતાની લડતમાં પ્રજાનો ટેકો મેળવવા અંગ્રેજીમાં લખવા માંડ્યું. એણે વહેંચેલાં ચોપાનિયાં સાહિત્યની દૃષ્ટિએ ઉપયોગી નથી પરંતુ અંગ્રેજી સાહિત્યને એનું સૌથી મહત્ત્વનું પ્રદાન ન્યૂ ટેસ્ટામેન્ટના અનુવાદનું છે. વાઇક્લિફ જ્યારે ન્યૂ ટેસ્ટામેન્ટના અનુવાદમાં પડ્યો હતો તે જ વેળા તેના અનુયાયી નિકોલસ ઓલ્ડ ટેસ્ટામેન્ટનો અનુવાદ કરતો હતો. વાઇક્લિફનું શબ્દશઃ અનુવાદેલું લખાણ લૅટિન રચનાઓથી ઊભરાય છે; પણ અંગ્રેજી ભાષા-શૈલીના એક મહત્ત્વના તત્ત્વ તરીકે જેનો આદર થાય છે તે બાયબલી પરિભાષાનો પાયો એના લખાણથી રચાયો છે. ૧૬૧૧ની પ્રખ્યાત અધિકૃત આવૃત્તિમાં આ પરિભાષા તેના અંતર્ગત ભાગ રૂપે સમાઈ છે. ચૌદમી શતાબ્દીના અંતકાળનું સાહિત્ય સમજવા માટે વાઇક્લિફનાં વલણો અને તેણે આદરેલાં આંદોલનો લક્ષમાં રાખવાં જોઈએ.

**બોલીઓ :** આ કાળનું અંગ્રેજી સાહિત્ય તેના ગદ્ય કરતાં વિશેષ તો કાવ્યરચનાઓ માટે જાણીતું છે. સંપૂર્ણ અને કલામય સાહિત્યના અવતરણનો માર્ગ

હજુ સાફસુથરો થયો ન હતો. જાતિમિશ્રણો ચાલ્યા કરતાં હતાં. અને વર્ગો એકબીજાની નિકટ આવતા જતા હતાં; પરંતુ એક રાષ્ટ્રીય ભાષાનો અમલ પ્રવર્તે એવી એકતા સધાઈ ન હતી: ચૌદમા સૈકામાં, ઉત્તર, દક્ષિણ, પૂર્વમિડલેન્ડ અને પશ્ચિમ મિડલેન્ડની એમ ચાર, ભિન્નભિન્ન બોલીઓ સાર્વભૌમત્વ માટે મથતી હતી. દરેકને નિજનું આગવું સાહિત્ય હતું. રાષ્ટ્રીયતાના આવિર્ભાવ અને વિકાસની સાથે સાથે પ્રત્યેક બોલીનો વૈભવ પણ વધ્યો હતો અને તેથી પ્રારંભમાં સંકુલતા વધી હતી. ઉત્તર અને પશ્ચિમ જૂનાં સ્વરૂપોને વળગી રહ્યાં હતાં અને પર-દેશી શબ્દોનો સ્વીકાર કરવાની તેમની વૃત્તિ નહોતી. પ્રાચીન અનુપ્રાસી રીતિ ફરીથી સજીવન થતી હતી અને મુખ્યત્વે લૅન્કેશાયર અને વેલ્સની સીમાઓમાં એનો પ્રસાર વધતો જતો હતો. નવી કવિતાએ હજુ કોઈ નિશ્ચિત ધોરણ આંક્યું ન હતું, તેની પાસે તેનું રસશાસ્ત્ર ન હતું. ભવિષ્યમાં હીરોઇક લાઇન તરીકે ઓળખાનારો દશ–શ્રુતિ છંદ ચૉસર હજુ ફ્રાન્સમાંથી માંગી લાવ્યો ન હતો. આ સ્થિતિમાં પ્રાચીનનો પુનર્ભવ સ્વાભાવિક હતો. આ પ્રાચીન-પ્રિયતાને પરિણામે અનુપ્રાસને જોઈતાં વિશેષણો અને પર્યાયો ફરી પ્રવેશ પામ્યાં, પ્રાચીન પરિભાષાને નવજીવન સાંપડ્યું અને શબ્દભંડોળમાં જર્મનિક શબ્દોની સંખ્યા વધી. આ પ્રક્રિયા દરમિયાન રચાયેલી કાવ્યકૃતિઓમાં, આજના કાનને કંઈક વિચિત્ર લાગે એવી, બ્યોવૂલ્ફને મળતી, વર્ણાનુપ્રાસી રચનાઓ છે.

કથયિત્વયની રીત જૂની હોવા છતાં, તત્કાલીન રોમાન્સ અને રૂપકકાવ્યોમાંથી ઉછીનો આણેલો વિષય નવીન હતો. એ નવા વિષયને અનુપ્રાસી-પંક્તિઓના વાઘા પહેરાવેલા જોવા મળે છે. ફ્રેન્ચમાંથી અવતરેલી જોસેફ ઑફ ઍરિમિથિયા અને વિલિયમ ઑફ પૅલર્ન જેવી અનુક્રમે ગદ્ય-પદ્ય રચનાઓ આ પ્રકારની છે.

સર ગેવાઈન ઍન્ડ ધી ગ્રીન નાઇટ; પર્લ: ઉપર્યુક્ત કવિતાઓ કરતાં અનેકગણી ચઢિયાતી, ચાર વર્ણાનુપ્રાસી, કાવ્યરચનાઓ એક જ હસ્તપ્રતમાં મળે છે. આ કૃતિઓનાં શીર્ષકો છે: પર્લ, ક્લીનનેસ, પેશન્સ, અને સર ગેવાઈન ઍન્ડ ધી ગ્રીન નાઇટ આ સહુ કૃતિઓ એક જ કર્તાની મનાવામાં આવે છે. પ્રત્યેક કૃતિ વિષય અને આકાર પરત્વે ભિન્ન હોવા છતાં ભાષા અને ભાવનું સામ્ય ધરાવે છે. શીલ અને સદ્‌ગુણોની પ્રશસ્તિ એ સહુ કૃતિઓમાં વ્યાપેલો મુખ્ય વિચાર છે. સર ગેવાઈન અને ગ્રીન નાઇટની કથા આર્થર-કથામાળા સાથે સામ્ય ધરાવતી હોવા છતાં આલેખનની રીતે મૌલિક છે.

ગ્રીન નાઇટનું પ્રાકટ્ય નાટ્યાત્મક છે. નીલરંગી ઘોડા ઉપર નીલ-વસ્ત્રધારી એક પડછંદ સરદાર, હાથમાં ડૅનિશ કુહાડી લઈને અશ્વ ખેલાવતો ખેલાવતો રાજા આર્થરના કેમલોટના વિશાળ દરબાર-ખંડમાં પ્રવેશે છે. રાજા આર્થર અને તેના ગોળમેજી-મંડળના સરદારો ખ્રિસમસની મિજબાની માણી રહ્યા હોય છે. દરબાર ખંડમાં પેસીને પેલો નીલ-રંગી અસવાર સીધો પડકાર ફેંકી કુહાડી વડે પોતાની ઉપર પ્રહાર કરવાનું આવાહન આપે છે; અને એક શરત મૂકે છે કે પડકાર ઝીલી પ્રહાર કરનારા સરદારે એક વર્ષ પછી, બરાબર નવા વર્ષની સવારે વળતો પ્રહાર ઝીલવા તૈયાર થઈ આવવું પડશે. ક્ષણભર તો સહુ ડઘાઈ જાય છે, ખંચકાય છે. પરંતુ આર્થરનો ભત્રીજો અને તેની ગોળમેજી-મંડળીનો એક સરદાર સર ગેવાઈન પડકાર ઝીલીને ગ્રીન નાઇટને માથે પ્રહાર કરે છે. ગ્રીન નાઇટનું શિર છેદાઈ જાય છે, છતાં જરા પણ વિચલિત થયા વિના, છેદાયેલું માથું હાથમાં લઈને, નિર્ધારિત સમયે ગેવાઈનને મળવાનું કહીને ગ્રીન નાઇટ ઘોડો હંકારી જાય છે.

વર્ષ પૂરું થયું. ઊંચા-નીચા પહાડો વટાવતો સર ગેવાઈન ગ્રીન નાઇટની શોધમાં ચાલ્યો આવે છે. ખ્રિસમસની સાંજ ઢળવા આવી છે છતાં ય પેલો ગ્રીન નાઇટ ક્યાં ય દેખાતો નથી. ત્યાં તો એક ભવ્ય કિલ્લો એની નજરે પડે છે. કિલ્લાની પાસે પહોંચતાં, તેનો ઉમરાવ માલિક ગેવાઈનને આવકાર આપી ખ્રિસમસનું આતિથ્ય માણવા વિનવે છે. યજમાનના પ્રેમભર્યા નિમંત્રણનો સ્વીકાર કરી સર ગેવાઈન તેની મહેમાનગતિ માણવા રોકાય છે. ઘરનો માલિક છેલ્લા ત્રણ દિવસ શિકારે જાય છે અને મહેમાનની ભાળવણી ગૃહિણીને સોંપે છે. આર્થરની રાણી ગિનેવાર કરતાં અત્યાધિક લાવણ્યમયી યજમાન પત્ની, ત્રણે દિવસ ગેવાઈનને ઓરડે આવીને તેને લોભાવે છે. પહેલે દિવસે એક, બીજે દિવસે બે અને ત્રીજે દિવસે ત્રણ ચુંબનોનો અર્ઘ્ય મહેમાનને મળે છે પરંતુ સર ગેવાઈન તેથી વિવશ થયા વિના શીલનો

એ કસોટીમાંથી હેમ-ખેમ બહાર આવે છે. પછી તો યજમાન તેને ગ્રીન નાઈટે કહેલું સ્થાન બતાવે છે અને બીજે દિવસે પડકારનો પ્રતિકાર મંડાય છે. યુદ્ધમાં ગ્રીન નાઈટના પ્રહારથી સર ગેવાઇનનો શિરચ્છેદ થતો નથી. નાયકને માથે શીલનાં રખોપાં છે. ગ્રીન નાઈટ – છદ્મવેશી યજમાન, એના ચારિત્ર્યને બિરદાવે છે અને છેલ્લા ત્રણ દિવસની ઘટનાની પોતાને જાણકારી હોવાની વાત ખુલ્લી કરે છે.

કથામાં નાયકની વ્યક્તિતાને ઠીક ઠીક ઉઠાવ મળ્યો છે. સ્પેન્સરના સર ગુયોન જેવો એ કોઈ ભાવવાચક પદાર્થ નથી; પરંતુ પ્રલોભનો વચ્ચે ઝૂઝીને વિજયી નીવડતો એક વાસ્તવિક માનવી છે. આ કથા-કાવ્યમાં વર્ણનો અને ચિત્રાંકનો સુંદર છે. શિયાળામાં, ગેવાઈન જે પહાડો ઓળંગે છે તે હિમાચ્છાદિત પર્વતોનું પ્રભાવક ચિત્ર આલેખાયું છે. તેનું વાસ્તવદર્શી આલેખન અને ચેતનવંતું નિરૂપણ ઍંગ્લો-સૅક્સન કવિતાનાં વર્ણનોની સ્પર્ધા કરી શકે એવાં છે.

જ્યારે પર્લ એ જુદા જ પ્રકારનું કાવ્ય છે. રોમન દ લા રોઝની જેમ તે એક રૂપક છે. પોતાના પ્રણાલિકાગત માળખામાં ય દાન્તેનાં રહસ્ય-દર્શનો સાથે બેસી શકે એવો ભાવાવેગ અને પેટ્રાર્કનાં સૉનેટોનું સ્મરણ કરાવે એવી પરિષ્કૃત મૃદુતા એમાં રહેલાં છે.

કવિનું એક 'મોતી' ખોવાયું છે. પૂરા બે વર્ષનું ય જીવન જેણે જોયું નથી એવી એકની એક દીકરી, એમની અવસાન પામી છે. કવિ તેની કબરે શોક કરવા આવે છે. વિષાદમય મનઃસ્થિતિમાં તે ઊંઘી જાય છે. ઊંઘમાં એક સ્વપ્નું આવે છે. દૂરદૂરના કોઈ રમણીય પ્રદેશમાં એક અદ્ભુત ઝરણું વહે છે અને એ નિર્ઝરને કાંઠે શુભ્રવસના એક કન્યા બેઠી છે. તે જ પોતાનું 'મોતી' છે એમ એને લાગે છે. કન્યા પોતે જ ઊઠીને તેની પાસે આવે છે અને પોતે સ્વર્ગના કિલ્લોલતા બાગમાં સુખ માણતી હોવા છતાં શોક કરતા પિતાને તે હળવો ઠપકો આપે છે. પછી તો એ બાલા કવિને ઝરણને કાંઠે કાંઠે, જ્યાં સુધી નવું જેરુસલેમ ન દેખાય ત્યાં સુધી આગળ વધવા કહે છે. આનંદવિભોર પરંતુ વિક્ષુબ્ધ દશામાં પિતા ઊભા રહીને એ બધું જુએ છે અને સંધ્યાકાળે ક્રાઈસ્ટની કુમારિકા-વધૂઓના સરઘસ વચ્ચે પોતાની પુત્રીને નિહાળે છે. તેની છાતીએ સુખનું મોતી લટકે છે. તેની પાસે ઝડપથી પહોંચી જવાના પ્રયાસમાં એની ઊંઘ ઊડી જાય છે અને જાગીને જુએ તો એ જગત અદૃશ્ય થઈ ગયું છે અને પોતે તો પોતાની પ્રિય પુત્રી માર્ગારેટની કબર પાસે પડેલો છે. સ્વપ્નમાં પુત્રીનો થયેલો સાક્ષાત્કાર અને તેની સંસ્થિતિનું દર્શન કવિને આશ્વાસક નીવડે છે. આ હૃદય-સ્પર્શી કાવ્યનું શિલ્પ નોંધપાત્ર છે. સાચા કવિ ઉપરાંત એક કુશળ કારીગરનો હાથ એમાં વર્તાય છે.

હસ્તપ્રતની બીજી બે કૃતિઓ क्लीननेस અને पेशन्स બોધપ્રધાન રચનાઓ છે. પેશન્સની ૫૩૧ પંક્તિઓની સરખામણીમાં ૧૮૧૨ પંક્તિ ધરાવતું ક્લીનનેસ એ વધારે પથરાટવાળું–છતાં બન્ને કાવ્યોનું ઐતિહાસિક મહત્ત્વ છે.

## વિલિયમ લૅન્ગલૅન્ડ અને તેનું પિયર્સ પ્લાઉમેન

ચૌદમી શતાબ્દીના ઉત્તરાર્ધમાં ખૂબ જ લોકપ્રિય, પરંતુ તદ્દન અકલાત્મક કાવ્ય તે विलियम लॅन्गलेन्ड (૧૩૩૧-૩૨ ?) નું धी विझन ओफ विलियम कन्सर्निंग पियर्स धी प्लाउमन (The Vision of William concerning Piers the Plowman). સ્વપ્નથી શરૂ થતી એ રૂપક કથામાં, જુદાં જુદાં રૂપકો યોજવામાં આવ્યાં છે તે સિવાય આકૃતિ અને સત્ત્વમાં આ રચનાનું કલેવર શિથિલ છે, સૌંદર્ય ઉપેક્ષિત છે. ક્રમશઃ એની ત્રણ વાચનાઓમાં એનો પ્રસ્તાર વધ્યો છે. આંતરિક પુરાવાને આધારે, પહેલી વાચના ૧૩૬૨ પછી, બીજી ૧૩૭૭ની આસપાસ, બ્લૅક પ્રિન્સના અવસાન પછી અને ત્રીજી સંભવતઃ ૧૩૯૮ની આસપાસ લખાઈ હોવાનું મનાય છે. આ ત્રણે વાચનાઓ એક જ કર્તાના કર્તૃત્વનું ફળ છે કે ભિન્ન ભિન્ન હાથોનું એ પણ એક વણઉકલ્યો પ્રશ્ન છે. પરંતુ બધાંમાં સામાજિક કટાક્ષ અને ઊંડી ધાર્મિકતા છે. નામધારી ખ્રિસ્તી સમાજના દુર્ગુણો સામેનો પ્રકોપ છે. પિયર્સ પ્લાઉમેન એ વાસ્તવિક જગતનું ચિત્ર છે; પરંતુ ભગવાન ઈસુના આદેશ-પાલનથી એ જગતનું અન્ય જગતમાં કેવું રૂપાંતર થઈ શકે તેનું ય આલેખન કવિએ કર્યું છે. નૈતિક ઉત્કર્ષ માટે લખાયેલી આ કૃતિનો મુખ્ય હેતુ તો કલાત્મક નથી જ પરંતુ તેનું સ્વરૂપ પણ સુખકર નથી.

મે માસની એક સવારે, ગોપ-વેશ ધારી કવિ મેલ્વર્ન્સ ટેકરીઓની બાજુમાં એક ઝરણા-પાસે ઊંઘી જાય છે. સ્વપ્નસૃષ્ટિમાં તેને લોકસમુદાયથી ખીચોખીચ એવા એક ખેતરનું દર્શન થાય છે. આ સમૂહમાં ગરીબ અને તવંગર, મજૂરો અને બેઠાડુઓ, ઉમરાવો અને વેપારીઓ, નાલાયક પાદરીઓ અને મશ્કરાઓ નજરે પડે છે. આ ધમાચકડીમાં એક દેવી આવીને સહુને, ઉત્તમ વસ્તુ સત્યની શોધ આદરવાનો ઉપદેશ આપે છે. લોકોને પરિસ્થિતિનું ભાન થાય છે. પરંતુ સંત સત્યને શોધવા શી રીતે? પછી કાવ્યનાયક પિયર્સ પ્લાઉમેન આવે છે અને કયો માર્ગ ગ્રહણ કરવો તે સમજાવે છે; જો લોક-સમૂહ તેને તેનું અર્ધો એકર ખેતર ખેડી આપે તો પિયર્સ તેમનો માર્ગદર્શક થવા તૈયાર છે. જેઓ કામ કરવા તૈયાર નથી તેઓને પણ ભૂખમરાને કારણે કામ કરવાની ફરજ પડે છે. કાવ્ય, તેની પ્રથમ વાચનામાં સ્વપ્નસ્થના ઉત્થાનની સાથે પૂરું થાય છે.

કૃતિના માળખામાં મુખ્ય વર્ણનથી લાંબા અને એક બીજાથી સ્વતંત્ર એવા બીજા બે પ્રસંગો – (૧) લેડી મિડનું લગ્ન અને (૨) સાત ભયાનક પાપોનો એકરાર-માં લૅન્ગલેન્ડના કટાક્ષોને વ્યક્ત થવાનો પૂરો અવકાશ મળ્યો છે. બાવાની લંગોટીની જેમ વધતું જ ચાલેલું આ કાવ્ય એની છેલ્લી વાચનામાં લગભગ અઢીગણું લાંબું થઈ ગયેલું છે. કૃતિ સારગર્ભ હોવા છતાં તેનો વરવો અવતાર તેના આસ્વાદની આડે આવે છે. તે જમાનાના પતનોન્મુખ ખ્રિસ્તીઓને લૅન્ગલેન્ડે કર્તવ્ય અને પ્રેમના આવશ્યક ગુણોની ભાળવણી સોંપી છે. પરંતુ લૅન્ગલેન્ડ કલાકાર નથી, એની વાણીમાં માધુર્ય નથી અને સાચી કવિતા જે રીતે ઊર્મિહિલ્લોલ પેદા કરે તેવો રસસભર ભાવાવેગ તેની પાસે નથી. તેથી ઊલટું તેના અવાજમાં એક પ્રકારની કર્કશતા છે, વિચારોમાં બળ છે અને એક શ્રદ્ધાળુ માનવીની ખુમારી છે. વર્ણાનુપ્રાસી કાવ્યરચનાના એ આખરી પ્રયોજકના કોઈ ઉત્તરાધિકારીઓ નથી. અલબત્ત એના જીવન દરમિયાન અંગ્રેજી કવિતાને પોતાનું સ્વત્વ સાંપડયું હતું પરંતુ એ યશકલગી લૅન્ગલેન્ડને શિરે નહીં પણ ચૉસરને શિરે ચઢે છે.

**સ્કૉટલૅન્ડ: બાર્બર નું 'બ્રૂસ':** એક નજર ઉત્તર-પૂર્વ તરફ આપણે નાખીએ તો જેણે ઍંગલોનું સાહિત્ય સર્જ્યું તે નોર્ધમ્બ્રિયનમાં ઘણાં પરિવર્તનો જોઈ શકાશે. ટ્વીડની દક્ષિણે નોર્ધમ્બ્રિયન ભાષા, બોલીમાં ફેરવાઈ ગઈ હતી પરંતુ ટ્વીડની ઉત્તરે તે સ્કૉટ લોકોના જીવન-વ્યવહારની જીવંત અને રાષ્ટ્રીય ભાષા બનતી જતી હતી. ત્યાં ૧૨૮૬ થી ૧૩૧૪ દરમિયાન સ્કૉટિશ સ્વાતંત્ર્યના આંદોલનમાંથી એક રાષ્ટ્રીય લાગણી વિકસી અને પરિણામે જુદા જ સાહિત્યનો જન્મ થયો. સ્વરૂપમાં તો આ સાહિત્યનો વાસ્તવદર્શી નૉર્મનો સાથે મેળ જોઈ શકાય છે. પ્રાસ-યુક્ત અષ્ટશ્રુતિ છંદનું પ્રભુત્વ નાર્મન સાહિત્યની જેમ સ્કૉટ-સાહિત્યમાં પણ જોવા મળે છે. આ છંદમાં જ જૉન બાર્બરે પોતાનું સીજ આફ ટ્રૉય (Siege of Troy) અને કેટલાક સંતોનાં જીવનચરિત્રો આલેખ્યાં છે. પરંતુ સાહિત્યમાં તેનું સ્થાન, ૧૩૭૩ થી ૭૮ વચ્ચે લખાયેલા ધી બ્રૂસ (The Bruce)ને કારણે છે. ચાન્સન દ રોલાન્ડ એ જેમ ફ્રાન્સવાસીઓનું મહાકાવ્ય છે તે જ રીતે બ્રૂસ એ સ્કૉટિશ પ્રજાનું મહાકાવ્ય છે. જોકે એમાં ચાન્સન દ રોલાન્ડનું અદ્દભુત કલ્પનાતત્ત્વ નથી. એનો ઉપક્રમ વૃત્તાંતાભિમુખ છે, એટલો કલ્પનાગામી નથી. રોબર્ટ ધી બ્રૂસના રઝળપાટનું બાર્બરે વિગતપૂર્ણ વર્ણન કર્યું છે.

**કિંગ્સ ઇંગ્લિશ. જૉન ગોવર:** પૂર્વ-નિર્દિષ્ટ સહુ બોલીઓ સાર્વભૌમત્વ માટે મથતી હોવા છતાં વિજયની માળા તો, લંડન, ઑક્સફર્ડ અને કેમ્બ્રિજની બે યુનિવર્સિટીઓ અને રાજાના નિવાસસ્થાનને સમાવિષ્ટ કરતા, પૂર્વ મિડલેન્ડ્ઝ વિભાગને મળી. લંડન અને તેની આસ-પાસનાં સ્થળોની બોલી તે કિંગ્સ ઇંગ્લિશ. સાહિત્યમાં એ સહુથી દરિદ્ર હતી અને તેની મુશ્કેલીઓમાં મુખ્ય એક મુશ્કેલી તે, યુનિવર્સિટીઓના લેટિન અને રાજ-દરબારના ઍંગ્લો–નૉર્મન વચ્ચેથી માર્ગ કરવાની હતી. જૉન ગોવર પોતે જ આ મુશ્કેલીઓનું એક જીવંત ઉદાહરણ છે. પોતાનાં લખાણોમાં એણે લેટિન અને ઍંગ્લો નૉર્મનનો વારાફરતી ઉપયોગ કર્યો છે અને છેક છેલ્લે અંગ્રેજી ભાષામાં લખ્યું છે. તેની ઍંગ્લો-નૉર્મન રચનાઓ ધી સ્પેક્યુલમ મેડિટેન્ટિસ અથવા મિરર ડેલોમ અને સિન્કાન્ટે બેલેડસ્ તત્કાલીન દુર્ગુણો સામે ઉપદેશ રૂપે લખાઈ છે જ્યારે તેની સૌથી બળકટ અને આત્મ-લક્ષી રચના વોક્સ ક્લેમેન્ટિસ લેટિનમાં લખાયેલી છે. વાટ ટિલરના બળવાને એ વર્ણવે છે અને સમાજના સર્વ

વર્ગોનાં દૂષણોને કારણે ૧૩૮૧નો ભયાનક બળવો થયો તે સમાજ અને વર્ગોના દુર્ગુણોને વખોડી કાઢે છે. તેનો આશય પ્રજાનો અવાજ કે જે પર્યાય રૂપે ઈશ્વરનો જ અવાજ છે તેને વાચા આપવાનો છે. કેવળ અંતમાં જ, ઈ. સ. ૧૩૮૩-૮૪ના અરસામાં ૪૦,૦૦૦ અષ્ટ-શ્રુતિ યુક્ત પંક્તિઓમાં લખાયેલું કન્ફે સિઓ એમેંટિસ અંગ્રેજી ભાષામાં છે. તે ય અંગ્રેજીમાં લખાયું કારણ કે રીચાર્ડ બીજાએ તેને તેમ કરવા વિનંતિ કરી હતી.

ગોવર ખૂબ વાચનશોખી, સંસ્કારી અને નીતિમાન માણસ હતો. ઘણી કથાઓ તે જાણતો. વાર્તા કહેવાની તેની રીત સ્પષ્ટ અને સરળ હતી અને લાંબા વખત સુધી તેનો સંગ્રહ ચૉસરની કેન્ટરબરી કથાઓ જેટલો જ લોકપ્રિય રહ્યો હતો. ચૉસરનો એ મિત્ર, તેનો હરીફ પણ હતો. વિદ્વાન અને ઉદ્યમી એવો એ તે જમાનાનો નોંધપાત્ર કવિ હતો. જુવાનીમાં એણે પ્રણય-ગીતો ય આલેખ્યાં છે. જોકે એમાં ઓજસ્ ગુણ ઓછો હોવા છતાં ભાવની કુમાશ જોઈ શકાય છે. ચૌદમી શતાબ્દીના આ કવિનો પ્રણય-રણકાર જોઈને આપણે તેની વિદાય લઈશું.

In the sweet season my fate is bitter
The month of May has changed into winter;
I find the nettle when I look for the rose;
you are free whereas I am fast bound.

(*Translated text*)

(ક્રમશઃ)

*

# સામાન્ય મનોવિજ્ઞાન-૪

## માનવી વર્તનનાં પ્રેરકબળો

વિ. સ. વણીકર

[મનોવિજ્ઞાનના અધ્યાપક, એલ. ડી. આર્ટસ કૉલેજ, અમદાવાદ]

માણસ અમુક સંજોગોમાં અમુક રીતે કેમ વર્તે છે એનો અભ્યાસ મનોવિજ્ઞાનમાં અત્યંત મહત્ત્વનો છે. મિલ્ખાસિંગ ઑલિમ્પિક રમતોમાં દોડવાની સ્પર્ધામાં પહેલો આવવા આકાશપાતાળ એક કરે છે; ત્યારે બીજા માણસને એક ડગલું પણ પગે ચાલવું પડે તો તેને મહાન સંકટ લાગે છે. એક વિદ્યાર્થી પોતાના વિષયોનો અભ્યાસ કરવા રાતદિન મથે છે; ત્યારે બીજા વિદ્યાર્થીને અભ્યાસ તરફ એટલી બધી નફરત હોય છે કે જરા પણ વાંચતો નથી. આમ કેમ થાય છે? શેને લીધે માણસ કોઈ પણ કામ કરવા પ્રેરાય છે? મનોવિજ્ઞાનમાં આ બહુ રસપ્રદ વિષય છે.

### પ્રેરણા આંતરિક બળ છે

વર્તનના પ્રેરક બળને આપણે ટૂંકમાં પ્રેરણા કહીશું. પ્રેરણા આંતરિક બળ છે. એ મુદ્દો ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે. મનોવિજ્ઞાનની ભાષામાં આ મુદ્દો રજૂ કરવો હોય તો આપણે એમ કહીશું કે કેવળ બહાર ઉદ્દીપન છે માટે માણસ પ્રતિક્રિયા કરતો નથી પણ એનામાં કોઈ એવું પરિબળ છે તેથી તે અમુક જાતની પ્રતિક્રિયા કરવા પ્રેરાય છે. દાખલા આપી આ મુદ્દો સ્પષ્ટ કરીએ. ભાણામાં ખોરાક છે માટે માણસ ખાતો નથી. પણ પેટમાં ભૂખ લાગી છે માટે માણસ ખાવાની પ્રતિક્રિયા કરે છે. સામે પથારી પાથરી છે માટે આપણે તરત એના ઉપર આળોટતા નથી, પણ શરીરમાં થાક લાગ્યો છે, માટે આપણે લેટીએ છીએ. વાચનાલયમાં વર્તમાનપત્ર પડ્યું છે માટે હું એ ઉપાડી લઈ વાંચતો નથી; પણ મારા મનમાં સમાચાર સાંભળવાની જિજ્ઞાસા છે માટે હું વર્તમાનપત્ર વાંચું છું. જે આંતરિક માંગ અથવા જરૂરિયાતને (need) લીધે માણસ અમુક ક્રિયા કરવા પ્રેરાય છે તેને મનોવિજ્ઞાનની ભાષામાં "વર્તનનું પ્રેરક બળ" અથવા "પ્રેરણા" કહે છે.

### પ્રેરણાના ત્રણ પ્રકાર

પ્રેરણાના ત્રણ પ્રકાર છેઃ શારીરિક પ્રેરણા, માનસિક પ્રેરણા અને સામાજિક પ્રેરણા. આ ત્રણ પ્રકાર સગવડ ખાતર કરવામાં આવ્યા છે, એટલે ત્રણ પ્રકાર એક બીજાથી તદ્દન અલગ છે, બલકે ત્રણે એક બીજાને વ્યાપે છે. બીજા એક મુદ્દા તરફ અહીં વિદ્યાર્થીએ ધ્યાન આપવું

જોઈએ; શારીરિક, માનસિક અને સામાજિક એવું વર્ગીકરણ પણ ત્રણ પ્રકારની પ્રેરણાઓની વિશેષતા બતાવવા માટે છે. એમ તો ત્રણે પ્રકારની પ્રેરણાઓ માનસિક જ છે. દા. ત., ભૂખને આપણે શારીરિક પ્રેરણા કહીએ છીએ, એનું કારણ શરીરમાંથી પૌષ્ટિક દ્રવ્ય ખૂટી જાય, અને લોહીમાંથી શર્કરા ઓછી થાય એટલે જઠરના સ્નાયુઓ સંકોચાવા માંડે છે ત્યારે આપણને ભૂખ લાગે છે. આમ શરીરમાં રાસાયણિક ફેરફાર થવાને લીધે ભૂખ લાગે છે. માટે ભૂખને શારીરિક પ્રેરણા કહે છે. પણ ભૂખનો અનુભવ તો માનસિક જ હોય છે. તેમજ જેને આપણે સામાજિક પ્રેરણા કહીએ છીએ તે પણ માનસિક પ્રેરણા જ છે. દા. ત., "વર્ચસ્વની વૃત્તિ" સામાજિક પ્રેરણા છે. વર્ચસ્વની વૃત્તિ એટલે બીજાઓ ઉપર પ્રભુત્વ જમાવવાની ઈચ્છા. લોકોમાં સૌથી મોટા થવાની ઈચ્છા. પ્રભુત્વ મેળવવાની ઇચ્છા માનસિક છે. પણ પ્રભુત્વ જમાવવા માટે સમાજ અથવા બીજા લોકોની જરૂર પડે છે માટે આ ઈચ્છાને સામાજિક પ્રેરણા કહે છે. હવે આપણે આ ત્રણ પ્રકારની પ્રેરણાઓના કેટલાક દાખલા લઈ તેમનું વિવેચન કરીએ.

## શારીરિક પ્રેરણાઓ

**૧. ભૂખ અને તરસ:** ભૂખ અને તરસનો અનુભવ દરેક જણને છે. ભૂખનો અનુભવ જઠરમાં થાય છે. જ્યારે ભૂખ લાગે છે ત્યારે જઠરના સ્નાયુ સંકોચાય છે. ભૂખમાં કેટલી પ્રેરક શક્તિ છે એનો આપણને ભાગ્યે જ ખ્યાલ હોય છે. ભૂખ લાગે છે ત્યારે માણસ ખાય છે એટલું કહેવાથી ભૂખની પ્રેરક શક્તિનો અંદાજ આપણે બાંધી શકતા નથી. ખરી વાત તો એ છે દુનિયાના માણસોની મોટા ભાગની કૃતિ સીધી રીતે અથવા આડકતરી રીતે ભૂખનું શમન કરવા માટે છે. ખેતીનું કામ, અન્નધાન્યના વાહનનું કામ; ખાદ્ય પદાર્થોની સાથે સંકળાયેલા બીજા અનેક ઉદ્યોગો; દુષ્કાળના સ્થાનથી કરેલું સ્થાનાંતર વગેરે અનેક માનવી પ્રવૃત્તિઓનું પ્રેરક બળ ભૂખ છે, એટલું જ નહીં પણ દુનિયાનાં ઘનઘોર યુદ્ધો પણ આખરી વિશ્લેષણમાં અંશતઃ તો ભૂખની વેદનાનું શમન કરવા માટે જ છે.

તરસ પણ એજ રીતે માનવી વર્તનનું પ્રેરક બળ છે.

**૨. જાતીય વૃત્તિ:** આ વૃત્તિનો આધાર જાતીય ગ્રંથિ ઉપર છે. આ ગ્રંથિઓમાંથી એક પ્રકારનો સ્રાવ ઝરે છે તે લોહીમાં ભળવાથી જાતીય વાસના નિર્માણ થાય છે. આ વાસનાને લીધે સ્ત્રી-પુરુષ એક બીજા તરફ આકર્ષાય છે.

સામાન્યતઃ જાતીય સમાગમમાં પરિણમે છે.

**૩. કામ અને વિશ્રાંતિ:** સામાન્ય રીતે માણસ લાંબા સમય સુધી શાંત બેસી રહી શકતો નથી. બહાર તેની પ્રવૃત્તિને ચાલના આપે એવું કોઈ પણ ઉદ્દીપન ન હોય તો પણ પ્રાણી સમય સમયને આંતરે હલનચલન કરે છે. એમ પ્રાણીઓ ઉપરના પ્રયોગોએ સાબિત કર્યું છે. એજ હકીકત માણસોમાં પણ જોવામાં આવે છે. An idle mind is Satan's workshop. આ કહેવતમાં પણ એ જ અર્થ સમાયેલો છે. માણસ છાનો બેસી રહી શકતો નથી: એને કંઈ ને કંઈ કરવા જોઈએ. એને સારાં કામ કરવાને અવકાશ ન મળે તો ખરાબ કામ કરશે. બાળકની જાગૃત અવસ્થાનો અભ્યાસ કરીએ તો આ વાત તરત સમજાશે. બાળકનો થનગનાટ એ એની પ્રવૃત્તિશીલતાનું લક્ષણ છે.

કામ કરી થાકેલો માણસ સહજ રીતે વિશ્રાંતિ લેવા અથવા ઊંઘવા પ્રેરાય છે. લોકોની સેંકડો પ્રવૃત્તિઓ—કસરત, રમતગમત, વિશ્રાંતિ સ્થાનો, આરામગૃહો વગેરે—આ પ્રેરણાઓને આભારી છે.

**૪. ઈતર શારીરિક પ્રેરણાઓ:** ઉપર શારીરિક પ્રેરણાઓના પ્રમુખ દાખલાઓ આપ્યા છે. બીજા પણ અનેક દાખલાઓ કેટલાક મનોવૈજ્ઞાનિકો આપે છે, દા. ત., શ્વાસોચ્છ્વાસની ક્રિયા; શરીરને આવશ્યક ઉષ્ણતામાન ટકાવી રાખવાની ક્રિયા; વેદના નિવારણની ક્રિયા; પ્રતિક્ષિપ્ત ક્રિયા, આ ક્રિયાઓ શરીરયંત્રમાં પોતાની મેળે થાય છે. એટલે એનો સમાવેશ સ્વયંસંચાલિત ક્રિયાઓ નામના જુદા વર્ગમાં પણ કરી શકાય.

શારીરિક પ્રેરણાઓ કુદરતી એટલે સહજ છે. એ જન્મથી જ શરીરની સાથે વણાયેલી છે. શારીરિક પ્રેરણાનું લક્ષ્ય નિશ્ચિત હોય છે. ભૂખ લાગે એટલે માણસ ખાય છે, તરસ લાગે એટલે પાણી પીએ છે, થાક લાગે એટલે માણસ આરામ લે છે, જાતીય વાસના

નિર્માણ થાય ત્યારે એનું ધ્યાન વિજાતીય વ્યક્તિ પ્રત્યે આકર્ષાય છે. શારીરિક પ્રેરણાઓમાંથી ભૂખ, તરસ જેવી કેટલીક જીવન ટકાવી રાખવા માટે આવશ્યક છે, અને તેથી બધા માણસોમાં એ હોય એ સ્વાભાવિક છે.

પરંતુ આ પ્રેરણાઓમાં પણ માનવી જીવનમાં સંજોગો અને સંસ્કાર પ્રમાણે ફેરફાર થાય છે. એમના ઉપર સામાજિક વાતાવરણની અસર થાય છે. દા. ત., આજે ભૂખ લાગે એટલે માણસ ખાતો નથી; પણ તેની સગવડ પ્રમાણે અથવા નિશ્ચિત કરેલે સમયે એ ખાય છે. ખાવાના પદાર્થોમાં સંસ્કૃતિ પ્રમાણે બહુ મોટો ફરક દેખાય છે. કેટલાક સમાજોમાં માંસ વગર ચાલતું નથી; આપણા સમાજમાં અનેક લોકો એવા છે કે જેઓ ભૂખે મરી જશે પણ માંસ ખાશે નહિ; જેમને માંસ તરફ એટલી સૂગ છે. સંસ્કારનો શારીરિક જરૂરિયાતો ઉપર એટલો પ્રભાવ હોય છે કે ઇતિહાસમાં એવા અનેક દાખલાઓ જોવા મળે છે કે જેમાં માણસોએ પોતાના લક્ષ્ય ખાતર ઉપવાસ કરી પોતાના પ્રાણનો ત્યાગ કર્યો છે. બીજી શારીરિક પ્રેરણાઓ ઉપર પણ સામાજિક મૂલ્યોની અસર ચોખ્ખી જોવામાં આવે છે. દુનિયાના બધા સુધરેલા દેશોમાં જાતીય વાસના લગ્ન જેવા વિધિના નિયંત્રણ દ્વારા જ વ્યક્ત થાય છે. જાતીય વ્યવહાર કરવા માટે કુળ, શીલ, આર્થિક સ્થિતિ, વિચારસરણી, શિક્ષણ વગેરે અનેક બાબતો ધ્યાનમાં લેવાય છે. એટલું જ નહીં, પોતાના જીવનધ્યેયની પૂર્તિ માટે માણસ જીવન-ભર નૈષ્ઠિક બ્રહ્મચારી રહે છે.

**શારીરિક પ્રેરણાઓમાં ઉદ્ભવતી બીજી તજ્જન્ય (derived) પ્રેરણાઓ :** પ્રેરણા હંમેશા ત્રણ તબક્કામાંથી પ્રસાર થાય છે. (૧) પહેલાં આંતરિક માગ (જરૂરિયાત) ઉત્પન્ન થાય છે. એ માંગને લીધે માણસમા અસ્વસ્થતા અથવા બેચેની અથવા અજંપો (tension) નિર્માણ થાય છે. (૨) આ અજંપાને લીધે માણસ કામ કરવા પ્રેરાય છે. એને લક્ષ્ય પૂરું કરવાને આવશ્યક કામ કહે છે. અંગ્રેજીમાં એને instrumental behaviour કહે છે. (૩) આ ક્રિયા કરવાથી અજંપો દૂર થાય છે. ભૂખની પ્રેરણાનો દાખલો લઈ આ મુદ્દો સમજીએ. માણસને ભૂખ લાગે છે ત્યારે તે અસ્વસ્થ બને છે; તેથી તે ખાવાની ક્રિયા કરે છે; ત્યારે તેની ભૂખનું શમન થાય છે.

હવે આ તબક્કાઓમાંથી પસાર થતી વખતે માણસ બીજી અનેક પ્રેરણાઓ શીખે છે એને તજ્જન્ય પ્રેરણાઓ કહે છે. દા. ત., ભૂખનું શમન કરવા માટે ખોરાકની આવશ્યકતા છે; ખોરાક ખરીદવા પૈસાની જરૂર હોય છે. તેથી મનુષ્યના જીવનમાં પૈસા કમાવાની નવી કૃત્રિમ પ્રેરણા ઉત્પન્ન થાય છે. અસલ ભૂખ-શમનની પ્રેરણા સાથે સંકળાયેલી આ સંપાદિત પ્રેરણા હવે માણસ-ના જીવનમાં સ્વતંત્ર પ્રેરણા તરીકે કામ કરે છે. એટલે એ પૈસાની ખાતર પૈસો કમાવાની પાછળ પડે છે. આમ જીવનની અનેક પ્રેરણાઓ સહજ શારીરિક પ્રેરણાઓ સાથે સીધી અથવા આડકતરી રીતે સંકળાયેલી છે.

**માનસિક પ્રેરણાઓ :** આ પ્રેરણાઓ પણ મૂલત: સહજ છે. પણ એમનો આવિષ્કાર (એ કેવી રીતે પ્રગટ કરવામાં આવે છે) સામાજિક વાતાવરણ અને સંસ્કાર ઉપર આધાર રાખે છે.

માનસિક પ્રેરણાઓમાં માનસિક આવેગો (emotion)નો સમાવેશ થાય છે. ગુસ્સો, બીક, દુઃખ, પ્રેમ, આનંદ વગેરે આવેગના નમૂના છે. આવેગ ક્રિયાનું પ્રેરક બળ છે એ આપણા હંમેશના અનુભવની વાત છે. બીકને લીધે માણસ ભયકારી પદાર્થથી નાસી જવા પ્રેરાય છે, ગુસ્સાને લીધે એ એના લક્ષ્યમાં વિઘ્ન લાવનાર માણસ-નો સામનો કરવા પ્રેરાય છે. આપણે ઉપર જોયું તે પ્રમાણે માનસિક પ્રેરણાઓને શારીરિક પ્રેરણાઓથી અલગ પાડી શકાય નહીં. માનસિક આવેગો શારીરિક પ્રેરણાઓ સાથે સંકળાએલી છે. ભૂખની પ્રેરણા ન સંતોષાય તો માણસને ગુસ્સો આવે છે, અથવા બીક પણ લાગે છે. સંતોષાય તો એને આનંદ થાય છે.

### કેટલાક મહત્ત્વના આવેગો

**ગુસ્સો (યુદ્ધ વૃત્તિ):** બાળકના મુક્ત વર્તનમાં જો કોઈ વિઘ્ન આવે તો તે ચીસ પાડે છે, કરડે છે, લાત મારે છે, મારવા આવે છે. આ ગુસ્સાનો આવિષ્કાર છે. મોટા માણસો પોતાના મુક્ત આવિષ્કાર ઉપર નિયંત્રણ રાખે છે. પણ ગુસ્સાનો હેતુ એક જ હોય છે, પછી તે પ્રાણીનો ગુસ્સો હોય કે બાળકનો હોય કે મોટી ઉંમરના માણસનો ગુસ્સો હોય, ગુસ્સો માણસને પ્રતિકાર કરવા પ્રેરે છે. યુદ્ધ એ જૂથના

ગુસ્સાનો આવિષ્કાર છે. સામાન્ય મનઃસ્થિતિમાં આપણે જે કામ કરવાની હિંમત કરી શકતા નથી, તે ગુસ્સામાં કરી નાખીએ છીએ.

**બીક** (પલાયન વૃત્તિ): નવજાત શિશુમાં આ આવેગનો બાહ્ય આવિષ્કાર 'ચમકવાના' રૂપમાં થાય છે. નાના બાળકને ઉપર ઉછાળીએ અથવા તેની નીચેનો આધાર ખસેડી લઈએ તો અથવા તેની સામે મોટો અવાજ કરવામાં આવે તો તે ચમકે છે. મોટી ઉંમરે અનુભવથી અનેક પદાર્થો અને પ્રસંગોથી માણસ બીએ છે અને ત્યારે બીકની પ્રતિક્રિયા નાસી જવું, રડવું, લપાઈ જવું એ સ્વરૂપમાં થાય છે. એટલે બીકની પ્રેરણા નિષેધાત્મક છે, એટલે ઉદ્દીપનથી દૂર ભાગવાની એ પ્રેરણા છે. બીક માણસને બચાવ કરવાની ન કલ્પી શકાય એવી શક્તિ આપે છે. દા. ત., શાંત મનઃસ્થિતિમાં આપણે દોડી શકીએ તેના કરતાં બીકની પ્રેરણાથી વધુ દોડી શકીએ છીએ એ સામાન્ય અનુભવની વાત છે.

**સ્નેહ:** સ્નેહ જાતીય વાસનાથી અલગ અનુભવ છે. જો કે બંને એકબીજામાં ભળી જાય એવી વૃત્તિઓ છે. સ્નેહને લીધે માણસ બીજા સાથે આત્મીયતા અનુભવે છે. એનાં સુખ-દુઃખ સાથે એ સમરસ થાય છે, એને માટે સર્વસ્વનું સમર્પણ કરવા તૈયાર થાય છે. માતા પુત્રના સ્નેહને લીધે પુત્ર ભલે દૂર રહે પણ એ સુખી રહે એમ ઇચ્છે છે. કેવળ જાતીય વાસના શારીરિક સમાગમને ઝંખે છે.

**કુતૂહલ:** આજુબાજુના વાતાવરણમાં આવેલા પદાર્થો પ્રત્યે બાળકનું ધ્યાન સહજ રીતે જાય છે. નવજાત બાળક નવી દુનિયામાં આવે છે, જે દુનિયા સાથે તેને વ્યવહાર કરવો છે તેની સાથે તેનો પરિચય થાય એ આવશ્યક છે. નાનું બાળક સામે પડેલી વસ્તુ તરફ એકી ટશે જોયા કરે છે આ એની સ્વાભાવિક વૃત્તિ દેખાય છે. ખાસ કરીને અર્ધ-પરિચિત, વસ્તુ તરફ તેનું કુતૂહલ વિશેષ પ્રમાણમાં જાગે છે. જ્ઞાનપ્રાપ્તિ માટે આ આવેગ બહુ જ મહત્ત્વનો છે.

ઉપરના નમૂના તરીકે કેટલાક આવેગો આપ્યા છે. માનવી વર્તનના અભ્યાસી વિદ્યાર્થીએ ધ્યાનમાં રાખવું જોઈએ કે આંતરિક અનુભવ તરીકે આવેગ સહજ (innate) છે, પણ આવેગ ઉપર અનુભવ, શિક્ષણ અને સંસ્કારની બહુ જ મોટી અસર પડે છે. બીજા શબ્દોમાં કહેવું હોય તો ક્રોધ સહજ આવેગ છે; કયા પદાર્થ પ્રત્યે ક્રોધ ઉત્પન્ન થાય છે, એ અનુભવ અથવા સંસ્કારથી નક્કી થાય છે. પ્રેમ સહજ વૃત્તિ છે; પણ દેશપ્રેમ સંપાદિત છે.

આવેગ વિષે બીજી વાત ધ્યાનમાં રાખવા જેવી છે, પ્રત્યક્ષ વ્યવહારમાં આપણા આવેગના અનુભવમાં અનેક પ્રાથમિક આવેગોનું સંમિશ્રણ થાય છે. દા. ત., સન્માનમાં પ્રેમ અને બીક બંને સમાયેલા છે.

**સામાજિક પ્રેરણાઓ:** આ પ્રેરણાઓ મોટે ભાગે શિક્ષિત હોય છે, એને સમાજના વાતાવરણમાંથી આપણે પ્રાપ્ત કરી હોય છે. આ પ્રેરણાઓ અનેકવિધ રૂપ ધારણ કરે છે, એટલે એનું સંતોષીકરણ અનેક રીતે થઈ શકે છે. મનોવૈજ્ઞાનિકો ૨૦–૨૫ જેટલી સામાજિક પ્રેરણાઓનો ઉલ્લેખ કરે છે. નીચે પ્રમુખ સામાજિક પ્રેરણાઓનું વિવેચન કર્યું છે.

**વર્ચસ્વની વૃત્તિ:** બીજા લોકો ઉપર પ્રભુત્વ જમાવવાની ઇચ્છા બહુ સામાન્ય દેખાય છે. આ વૃત્તિ અનેક સ્વરૂપ ધારણ કરે છે. વર્ગમાં પહેલો આવવાની ઇચ્છા, હિટલરની આખા જગતને જર્મન સામ્રાજ્ય નીચે લાવવાની એક જ વૃત્તિના નમૂના છે. જેનામાં આ મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન થઈ છે એ પોતાની વૃત્તિ સંતોષવા આકાશપાતાળ એક કરે છે. કેટલીક વખતે આવા લોકો દુનિયામાં ઉલ્કાપાત મચાવે છે. ખાસ કરીને સ્પર્ધાના આ જમાનામાં આ વૃત્તિ બહુ જ ઉત્કટ બને છે.

**સામાજિક સ્નેહ અને સ્વીકાર મેળવવાની વૃત્તિ:** સમાજના લોકો આપણને ચાહે; આપણી ગણના કરે; આપણો સ્વીકાર કરે એ સમાજમાં રહેતા માણસોની ઇચ્છા હોય છે. કેવળ સ્વૈર જાતીય વ્યવહાર કરતાં વૈવાહિક સંબંધને મહત્ત્વ પ્રાપ્ત થવાનું આ પ્રમુખ કારણ છે. ઓછામાં ઓછી એક વ્યક્તિ તો મને ચાહે છે, એટલું જ નહીં, પણ એ સૌથી વધુ મને ચાહે છે એ કલ્પનામાં કેટલું સુખ છે! આ સ્નેહને માટે વ્યક્તિ ગમે તે કરવા તૈયાર થાય છે. સમાજમાં આપણી કંઈ ગણતરી થાય એને માટે માણસ સમાજની રીતભાત,

સમાજના શિષ્ટાચાર અને સમાજની મર્યાદાઓ પાળે છે.

સમાજમાં આપણી કદર થાય એવી દરેક વ્યક્તિની ઇચ્છા હોય છે. આ ઇચ્છાને લીધે દરેક માણસ પોતપોતાના નાના ક્ષેત્રમાં પોતપોતાની નાની રીતે સમાજની પ્રશંસા મેળવવા પ્રયત્ન કરે છે; વિદ્યાર્થી સારું ભણીને શિક્ષક સારું ભણાવીને, પોળમાં ધોકેણાથી ક્રિકેટ રમતો બાળક ચીંથરાના બોલને ફટકો મારી એટલો જ આનંદ અનુભવે છે જેટલો નામાંકિત ક્રિકેટનો ખેલાડી મોટી મૅચોમાં ફટકા મારી અનુભવે છે. આ વૃત્તિ સહજ નથી પણ સંપાદિત છે એમ લાગે છે.

**સમૂહ વૃત્તિ :** મનુષ્ય સામાજિક પ્રાણી કહેવાય છે. એને બીજા લોકો સાથે ભળવાનું ગમે છે. એની સાથે ભળવા માટે એ અનેક યોજનાઓ ઘડે છે. એ જૂથ બાંધે છે; મંડળો રચે છે; પક્ષો સ્થાપે છે. આ વૃત્તિ સહજ નથી. અનેક મૂળભૂત વૃત્તિઓના મિશ્રણમાંથી આ વૃત્તિ નિર્માણ થાય છે. દા. ત., એમાં પ્રેમની વૃત્તિ, ભૌતિક પ્રેરણાઓ સંતોષવાની વૃત્તિ અને ભયમાંથી બચવાની વૃત્તિ કામ કરે છે.

**સહાનુભૂતિ અને અનુકરણની વૃત્તિ :** આ વૃત્તિઓ પણ સહજ નથી. બીજી વૃત્તિઓમાંથી આ વૃત્તિઓ ઉદ્ભવી છે. ખાસ કરીને સ્નેહની અને આદરની વૃત્તિમાંથી આ વૃત્તિઓ ઉદ્ભવી છે. આપણે ગમે તે કૃતિનું અનુકરણ કરતા નથી. પણ આપણી જરૂરિયાતો જેને લીધે સંતોષાય એવી જ કૃતિઓનું અનુકરણ કરીએ છીએ. ગમે તે માણસનાં સુખદુઃખ સાથે આપણે સહાનુભૂતિ બતાવતા નથી; પણ જેને વિષે આપણા મનમાં સ્નેહ અથવા આત્મીયતા છે એવા માણસની સાથે આપણે સહાનુભૂતિ અનુભવીએ છીએ.

**સહજ અને સંપાદિત પ્રેરણાઓ :** મનોવિજ્ઞાનમાં એક જટિલ સમસ્યા છે કે મનુષ્યજીવનમાં કઈ પ્રેરણાઓ સહજ (inborn) છે અને કઈ સંપાદિત અથવા અનુભવપ્રાપ્ત (acquire) છે. એક વખત એવો હતો કે મનોવિજ્ઞાનમાં આ સમસ્યાના ઉકેલને વધારે પડતું મહત્ત્વ આપવામાં આવતું. "આનુવંશિકતા અને વાતાવરણ"ની માફક આ પણ હજી સુધી અણઉકેલ્યો સવાલ છે. ઉપરના વિવેચનમાં કઈ વૃત્તિઓ સહજ છે એનો ઉલ્લેખ કર્યો છે. પરંતુ મનોવિજ્ઞાનમાં આજે એક સિદ્ધાંત સાર્વત્રિક રીતે સ્વીકારવામાં આવે છે કે માનવીપ્રેરણાઓ મોટે અંશે અનુભવપ્રાપ્ત છે. સહજવૃત્તિઓનો એમાં અંકુર હશે, અથવા બીજ હશે, પણ પ્રેરણાઓનું વૃક્ષ તો બહારની હવા, ખાતર, પાણી અને માવજતથી જ મોટું થાય છે. એ અર્થમાં કહીએ તો એમ કહી શકાય કે માનવીની બધી પ્રેરણાઓ સામાજિક પરિબળોથી નિર્માણ થઈ છે. વલણ, અભિરુચિ, આદર્શો, જીવનનાં મૂલ્યો એ બધાં ક્રિયાના પ્રેરક બળો અનુવભવજન્ય છે.

**પ્રેરણાઓની જટિલતા :** પ્રેરણાઓ વિષે બીજી મહત્ત્વની વાત એ છે કે માનવીવર્તનમાં કોઈ એક શુદ્ધ પ્રેરણા કામ કરતી નથી, અનેક પ્રેરણાઓ એમાં કામ કરે છે : દા. ત., લગ્ન કરવામાં જાતીયતા, સ્નેહ, સહવાસની ઇચ્છા વગેરે અનેક વૃત્તિઓ કામ કરતી હોય છે, એટલું જ નહીં, એક પ્રેરણા બીજી ઉપર ક્રિયા-પ્રતિક્રિયા કરતી હોય છે. દા. ત., જાતીયવૃત્તિ સ્નેહને વધારે છે; સ્નેહ કેટલીક વખતે જાતીયવાસનાને અંકુશમાં રાખે છે.

**અજ્ઞાત પ્રેરણાઓ :** હમણાં સુધી આપણે જ્ઞાત પ્રેરણાઓ વિષે વિવેચન કર્યું. મારા મનમાં પ્રથમ વર્ગ મેળવવાની મહત્ત્વાકાંક્ષા છે, તેથી હું રાત દિન અભ્યાસ કરું છું. આમાં મને મારા હેતુનું સ્પષ્ટ જ્ઞાન છે, અભ્યાસની પ્રેરણાનું મને જ્ઞાન છે. પણ કેટલીક ઇચ્છાઓ વિષે આપણને જ્ઞાન હોતું નથી. મનોવિશ્લેષણવાદના પુરસ્કર્તા ડૉ. સિગ્મુન્ડ ફ્રૉઇડે અજ્ઞાત મન અને અજ્ઞાત પ્રેરણાઓ ઉપર ખૂબ પ્રકાશ નાખ્યો છે. એના અજ્ઞાત મનના સિદ્ધાંતનો પૂરો સ્વીકાર કર્યા વગર આપણા પ્રસ્તુત વિષય પૂરતું અજ્ઞાત પ્રેરણાઓનો આપણે વિચાર કરીશું.

૧. હિપ્નોટિઝમમાં એમ બને છે કે હિપ્નોસિસની અવસ્થામાં જો પ્રયોગકર્તા પ્રયોજ્યને એવું સૂચન કરે કે આવતી કાલે સવારે ૧૦ વાગે મારે ત્યાં આવી તું મને પગે પડી જજે, તો પ્રયોજ્ય સૂચન પ્રમાણે વર્તન કરે છે. પણ જો એને પૂછવામાં આવે કે મને પગે કેમ પડચો? તો એને સાચા કારણનું જ્ઞાન હોતું નથી. તે બીજું જ કારણ ઉપજાવી કાઢે છે. દા. ત., મારા

મનમાં તમારે વિષે અતિશય આદર છે તેથી હું પગે પડવા આવ્યો; વગેરે વગેરે.

૨. ઘણી વખતે કેવળ ટેવથી આપણે અમુક એક ક્રિયા કરીએ છીએ. આપણે એ ક્રિયા કેમ કરી એનું આપણને જ્ઞાન હોતું નથી.

૩. કેટલીક વૃત્તિઓ આપણે મનમાં દબાવી દઇએ છીએ. આપણને એનો ખ્યાલ હોતો નથી. એ દબાવી દીધેલી વૃત્તિઓ કૃતિમાં પરિણમે છે ત્યારે આપણને આશ્ચર્ય થાય છે. દા. ત., મને કોઈ પરિચિત વ્યક્તિ મળે; એને હું આવતી કાલનું ચાહનું નિમંત્રણ આપું. મારા આંતરિક મનમાં તો એને નિમંત્રણ આપવાની ઇચ્છા ન હતી; પણ કેવળ શિષ્ટાચારને લીધે મેં એને નિમંત્રણ તો આપી દીધું. પણ પરિણામ એ આવે છે કે હું એ વાત ભૂલી જઉં છું. બીજે દહાડે પેલા પરિચત ભાઈ મારે ઘેર આવે ત્યારે હું ઘેર હાજર હોતો નથી. હું જાણી જોઈને ઘરની બહાર ગયો નથી; પણ ખરેખર હું વાત ભુલી ગયો હતો. આ ભૂલ કેમ થઈ? કારણ કે મારા મનમાં ઊંડાણમાં મારી નિમંત્રણ આપવાની ઇચ્છા ન હતી.

૪. વિભક્ત વ્યક્તિત્વના કિસ્સાઓમાં અજ્ઞાત પ્રેરણાઓ કામ કરે છે. એક સ્ત્રી સામાન્ય અવસ્થામાં પોતાની સાસુ વિશે સારું બોલે છે; તેના પ્રત્યે આદર બતાવે છે. પણ અંદરખાનેથી સાસુના દુષ્ટ સ્વભાવને લીધે તેના મનમાં સાસુ પ્રત્યે તિરસ્કાર સંચિત થતો જાય છે. તે સ્ત્રી પોતાના સંસ્કારને લીધે પોતાના તિરસ્કારનું દમન કરે છે. પણ અંદર દબાયેલો તિરસ્કાર જ્યારે મોટા પ્રમાણમાં સંચિત થાય છે; ત્યારે એ તિરસ્કાર સંસ્કાર સજાગ અને શિષ્ટાચારસંપન્ન મનને કારણે ધક્કી ઉપર ઊછળી આવે છે, હંમેશનું વ્યક્તિત્વ હવે દબાઈ જાય છે; ઊંડાણમાં દબાયેલી મનોવૃત્તિવાળું વ્યક્તિત્વ ઉપર આવે છે; પરિણામે એક વખતે અતિ મર્યાદા સંભાળનારી પેલી સ્ત્રી હવે સાસુને બેફાટ ગાળો દે છે. આપણે કહીએ છીએ, એ સ્ત્રીને ભૂતનો વળગાટ થયો છે. ખરી રીતે એ વળગાટ નથી; દબાઈ ગયેલી વૃત્તિઓ થોડા સમય માટે મનના પૃષ્ઠ ભાગ ઉપર આવી છે.

૫. જેને આપણે ભૂલ થઈ ગઈ એમ કહીએ છીએ, અંગ્રેજીમાં slip of the pen or slip of the tongue કહીએ છીએ એ ઘણી વાર અજ્ઞાત પ્રેરણાઓનું પરિણામ છે. દા. ત., ઇંગ્લેન્ડમાં એક વર્તમાનપત્રમાં Crown (રાજા)ને બદલે તંત્રીએ Clown (વિદૂષક) એમ છાપ્યું હતું. ઉપર-ઉપરથી જોતાં આ કેવળ સરતચૂકથી થયેલી ભૂલ હતી, પણ એમાં સંપાદકના મનમાં રાજાને માટે લપાઇ બેઠેલો તિરસ્કાર વ્યક્ત થયો હતો. તે જ પ્રમાણે merry અને marry વચ્ચેનો તફાવત બરાબર જાણનાર, અને સ્પેલિંગમાં પાકો વિદ્યાર્થી merry ને બદલે marry લખે તો એના મનના ઊંડાણમાં ચાલતા વિચારોનો આપણને થોડો ખ્યાલ આવે છે.

૬. આપણાં કેટલાંક સ્વપ્નોમાં, આપણા હાવભાવમાં, ચહેરાના આવિર્ભાવમાં પણ આપણી અપ્રગટ વૃત્તિઓ પ્રકટ થાય છે.

કેટલાક મનોવૈજ્ઞાનિકોના મત પ્રમાણે આપણી અજ્ઞાત ઇચ્છાઓ જ્ઞાત ઇચ્છાઓ કરતાં વર્તન ઉપર વધુ અસર કરે છે. (ક્રમશઃ)

*

# ભારતીય અર્થકારણની રૂપરેખા-૪

## વાહનવ્યવહાર

ન. ઉ. રાજગુરુ

[અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારનાં સાધનો —રસ્તાઓ, રેલવે, જળ માર્ગો અને હવાઈ માર્ગો – વાહન અને સંદેશાવ્યવહારના ક્ષેત્રે વિકાસ– પ્રત્યેકની વિશિષ્ટતાઓ.

૧. **પ્રાસ્તાવિક:** વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારનો ઇતિહાસ ઘણો જૂનો છે. ગતિ માનવજીવનમાં

ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે. જો ગતિ ન હોત તો જીવન કેવું હોત તેનો ખ્યાલ કરવો મુશ્કેલ છે. આર્થિક જીવનનાં તમામ પાસાંને જે મૂલ્યવાન અસર ઉપજાવે તે આર્થિક પાસાને પણ એવી જ અસર ઉપજાવે છે. એમ પણ કહી શકાય કે દુનિયાના આર્થિક વિકાસમાં અને આજે જ્યાં જ્યાં સમૃદ્ધિ માલૂમ પડે છે તે સર્વ ક્ષેત્રોમાં ગતિનો ફાળો એટલે કે વાહન અને સંદેશાવ્યવહાર-નો ફાળો બીજા કોઈ પણ પરિબળ કરતાં સૌથી વધુ મહાન છે. માનવના આર્થિક વિકાસમાં જેનો સૌથી વધુ નિર્ણાયક ફાળો છે તેવા પરિબળનો આપણે અહીં અભ્યાસ કરવાનો છે.

અહીં આપણે વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારનાં સાધનોનો અભ્યાસ કરવાનો છે. વાહનવ્યવહારનાં સાધનો-માં રસ્તાઓ, જળવાહનવ્યવહારનાં સાધનો (આંતરિક જળવાહનવ્યવહાર તેમજ બાહ્ય), રેલવે અને હવાઈ વાહનવ્યવહારનાં સાધનો તથા તેને લગતા પ્રશ્નોના અભ્યાસ-નો સમાવેશ થાય છે. સંદેશા વ્યવહારમાં તાર, ટપાલ, ટેલિફોન, ટેલિગ્રાફ, રેડિયો, ટેલિવિઝન વગેરેનો સમાવેશ થાય છે. ભારતીય અર્થતંત્રમાં આ બધાં સાધનોની શી પરિસ્થિતિ છે, કેટલો વિકાસ થયો તથા તેઓના ક્ષેત્રે શી ખામીઓ છે તે જાણવાનો આપણો પ્રયાસ રહેશે.

આર્થિક પ્રવૃત્તિઓનું વ્યવસાયી વર્ગીકરણ આપણે જોયું છે. આ વર્ગીકરણમાં જે ચાર વિભાગો છે તેમાંના ત્રીજા, વાણિજ્યના વિભાગમાં વાહન અને સંદેશાવ્યવહાર-નો સમાવેશ કરવામાં આવે છે. જે કાંઈ ઉત્પાદન ખેતી-વાડી અને ઉદ્યોગોના ક્ષેત્રે થાય તેને સમાજના વિવિધ લોકોમાં વહેંચવાના કાર્યમાં આ પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે. વાણિજ્યના વિભાગનું કામ છે વહેંચણી અને વિનિમયનું. ઉત્પન્ન થયેલો માલ કારખાનાદારો જથ્થાબંધ વેપારીઓને વેચે, જે છૂટક વેપારીઓને વેચે અને છૂટક વેપારીઓ પાસેથી આ માલ ગ્રાહકો ખરીદી લે છે. આ આખી વહેંચણીની પ્રક્રિયામાં વિનિમયનો પણ સમાવેશ થાય છે. આવી વહેંચણીની અને વિનિમયની પ્રવૃત્તિઓમાં વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારનાં સાધનોનો ફાળો ઘણો અગત્યનો છે. માલસામાનની એક સ્થળેથી બીજે સ્થળે હેરફેર કરવી જ પડે છે અને અહીં વાહનવ્યવહારનું કામ તેમજ સંદેશાવ્યવહારનું કામ ઘણું જ મહત્ત્વનું છે.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે માનવની આર્થિક પ્રવૃત્તિઓમાં વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારનું શું સ્થાન છે? કઈ કઈ રીતે વાહન અને સંદેશાવ્યવહાર માનવીની આર્થિક સમૃદ્ધિ કે સુખમાં વધારો કરે છે?

**૨. વાહનવ્યવહારનાં કાર્યો:** વાહનવ્યવહારનું પ્રથમ કાર્ય છે હેરફેરનું. વાહનવ્યહારનું આ હેરફેરનું કાર્ય બે પરિબળોને આવરી લે છે: (૧) માણસોને, અને (૨) માલસામાનને. વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહાર ચીજ-વસ્તુઓની એક સ્થળેથી બીજે સ્થળે હેરફેર કરવામાં મદદ-રૂપ થાય છે. સૌ'પ્રથમ તો કાચો માલ એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવામાં આવે છે. દેશના એક ભાગમાં ઉત્પન્ન થનારું શણ, શેરડી, કોલસો, કાચું લોખંડ વ. એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવામાં આ પ્રવૃત્તિઓનો ફાળો અગત્યનો છે. અત્યારે ત્રીજી યોજનાના ટાણે જ વાહનવ્યવહારની મુશ્કેલીઓને કારણે કોલસો જ્યાં ઉત્પન્ન થાય છે ત્યાંથી જરૂરને સ્થળે પૂરતા પ્રમાણમાં લઈ જવાતો ન હોવાથી ઘણા ભાગમાં બળતણની ખેંચની કટોકટી દેખાય છે.

કાચા માલની હેરફેર ઉપરાંત ઉત્પન્ન થયેલ તૈયાર માલની પણ જંગી પાયા પર હેરફેર થાય છે. ખેતીવાડી વિભાગમાં પકવેલું અનાજ તથા ઉદ્યોગોના ક્ષેત્રે તૈયાર થયેલો ઔદ્યોગિક માલસામાન એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવાય છે. ઉપરાંત, એક દેશમાં જ નહિ પણ એક દેશમાંથી બીજા દેશમાં પણ માલસામાનની હેરફેર થાય છે. કોઈ દેશ સંપૂર્ણ સ્વાવલંબી છે જ નહિ, એટલે કોઇક કોઇક વસ્તુઓ તો પરદેશથી દરેક દેશને મગાવવી જ પડે છે. વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહાર આ કાર્ય કરી આપે છે. આમ કાચા માલની હેરફેરમાં અને તૈયાર માલની હેરફેરમાં એક જ દેશમાં વિવિધ સ્થળો વચ્ચે કે વિવિધ દેશો વચ્ચેના આ વિનિમયમાં, વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારનો ફાળો સૌથી વધુ અગત્યનો છે.

પણ માત્ર ચીજવસ્તુઓની હેરફેરનો જ સવાલ નથી, માણસોની પણ હેરફેર કરવી પડે છે. દેશના એક ભાગમાં અમુક પ્રકારનો ઉદ્યોગ ખીલે ત્યારે ત્યાં તે ઉદ્યોગને માટે જરૂરી મજૂરોની જરૂર પડે છે. તે વિભા-ગમાં મજૂરોની ખેંચ હોય પણ દેશના બીજા વિભાગમાં બેકારીનું પ્રમાણ ઊંચું હોય અને મજૂરોની છત હોય

ત્યારે છતવાળા સ્થાનેથી અછતવાળા સ્થાને મજૂરોને ફેરવવા પડે છે. લાંબા અંતરો વાહનવ્યવહારની કે સંદેશાવ્યવહારની મદદ વગર આધુનિક સમયમાં પગે ચાલીને કાપી શકાય જ નહિ, અને એ રીતે મજૂરોની હેરફેરમાં વાહનવ્યવહારનો ફાળો અગત્યનો બની રહે છે. ઇંગ્લૅંડમાં જ્યારે ઔદ્યોગિક ક્રાંતિની શરૂઆત થઈ ત્યાર પહેલાં નહેરોનો વિકાસ થઈ ચૂકેલો. આંતરિક જળવાહનવ્યવહારમાં આ પ્રાથમિક વિકાસથી ગ્રામીણ વિભાગના લોકો શહેર તરફ સ્થળાંતર કરી શકયા અને નવા ઊભા થતા ઉદ્યોગોને મજૂર-પુરવઠો પૂરો પાડી શકયા. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે પણ આવું જ બને છે. ઓછી વસ્તીવાળા દેશોને ઘણી વાર બીજા દેશોમાંથી મજૂરો આયાત કરવા પડે છે. તે માટે પણ વાહનવ્યવહારનાં સાધનો ઉપયોગી છે. અમેરિકા (યુ. એસ. એ.)માં પૂર્વથી પશ્ચિમને જોડતી મોટી રેલવેલાઇન જ્યારે નખાઈ ત્યારથી પૂર્વથી પશ્ચિમ તરફ અવરજવરનું પ્રમાણ પણ ઘણું જ વધ્યું હતું.

જેમ મજૂરોની હેરફેરમાં વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહાર ઉપયોગી છે તેમ નિયોજકોની હેરફેરમાં અને મૂડીની હેરફેરમાં પણ તેમનો ફાળો છે. બ્રિટિશ અર્થતંત્રમાંથી ઘણા નિયોજકો દુનિયાના વિવિધ દેશોમાં ઉત્પાદનના ક્ષેત્રે રોકાયેલા હતા અને આજે છે પણ ખરા. મૂડીની હેરફેરની પ્રથા પણ એટલી જ પ્રચલિત છે. મૂડીની અને નિયોજકોની આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે હેરફેર દુનિયામાં ઉત્પાદનની વૃદ્ધિમાં ઘણો સારો ફાળો આપે છે.

આમ ઉત્પાદનનાં ચાર અંગોમાંથી ત્રણ અંગોના સ્થળાંતર માટે—ગતિશીલતા માટે, વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારનાં સાધનોનો ફાળો અગત્યનો છે.

વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારનો ફાળો આર્થિક વિકાસમાં માત્ર હેરફેરથી પ્રત્યક્ષ કઈ રીતે છે તે જોયું. પણ હેરફેર ઉપરાંત હેરફેરથી પરોક્ષ રીતે પણ વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહાર વહેંચણી, ઉત્પાદન, વપરાશ અને વિનિમયને મદદ કરે છે. ઉત્પાદનનાં અંગોને થતી મદદ પ્રત્યક્ષ રીતે તેમને ફાયદો કરી આપે છે, સાથે તે સમગ્ર અર્થતંત્રને પણ ફાયદો કરી આપે છે. ઉત્પાદનનાં અંગોની હેરફેર કરીને ઇષ્ટ સંયોજન તૈયાર કરવામાં મદદ કરે છે અને પરિણામે ઓછા ખર્ચે વધુમાં વધુ ઉત્પાદન લઈ જવામાં મદદ કરે છે. વિનિમય અને વહેંચણીને કઈ રીતે મદદ કરે છે તે આપણે જોયું છે. ઉત્પાદનનાં અંગોની હેરફેર કરીને તે સાથે ઉત્પાદનની વૃદ્ધિમાં પણ સહાય કરે છે. ઉત્પાદનમાં જરૂરી ચાર અંગોમાંથી જો કોઈ એક અંગ ઉત્પાદનસ્થળ પર ન મળતું હોય તો તેને લાવી આપે છે. કાચો માલ, બળતણ, અનાજ, યંત્રો, ટેકનિકલ સહાય વ.ને ભેગાં કરી ઉત્પાદનની વૃદ્ધિ હાંસલ કરે છે. જેમ ઉત્પાદનને મદદ કરે છે તેમ વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહાર, વપરાશને પણ મદદ કરે છે. દૂર દૂરના ભાગોમાંથી અલભ્ય માલસામાનને લાવીને લભ્ય બનાવે છે અને વપરાશને સહાય કરે છે.

વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારનો ત્રીજો ફાયદો છે રોજગારીના ક્ષેત્રે. ઉત્પાદનનાં ચાર અંગોને એકત્ર કરીને જ્યારે ઉત્પાદનની વૃદ્ધિ કરે છે ત્યારે તે રોજગારીમાં પણ વૃદ્ધિ કરે છે. આ સાધનોની ગેરહાજરીમાં રોજગારીનું પ્રમાણ કેટલું રહી શકે તેની કલ્પના પણ થઈ શકતી નથી. આ ઉપરાંત વાહનવ્યવહારની અને સંદેશાવ્યવહારની સેવાઓના જ ક્ષેત્રમાં સારી એવી રોજગારીની કક્ષા ઉત્પન્ન થાય છે. ભારતમાં કેન્દ્ર સરકાર હસ્તક જે ઉત્પાદન અને સેવાઓનાં ક્ષેત્રો છે તેમાં સૌથી વધુ મહત્ત્વનો વ્યવસાય છે રેલવેનો અને બીજો નંબર છે તાર-ટપાલના વિભાગનો. આવક, રોજગારી અને મૂડીરોકાણની દૃષ્ટિએ બીજાં બધાં જ ક્ષેત્રોમાં આ બેનો ફાળો સૌથી વધુ છે.

વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારનાં સાધનો સમગ્ર અર્થતંત્રને એક વધુ રીતે પણ ફાયદો કરી આપે છે. વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારનાં સાધનો અર્થતંત્રને ગતિશીલ બનાવે છે અને અર્થતંત્રના સ્થિર અને સમતોલ વિકાસને મદદ કરે છે. વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહાર પુરવઠા અને માંગના તફાવતોને સરખા કરે છે, માંગ અને પુરવઠાનો મેળ બેસાડે છે અને માંગ-પુરવઠાનાં પરિબળોના અસમતોલપણાથી ઉત્પન્ન થયેલ ભાવના તફાવતોને દૂર કરે છે અને ભાવોને સ્થિર કરે છે; અને એ રીતે સમતુલા સ્થાપિત કરે છે. ભારતમાં જ્યારે વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારનાં ક્ષેત્રોનો વિકાસ નહોતો થયો ત્યારે અનાજ-પાણીની અછતથી ઊભા થતા દુષ્કાળો વધુ તીવ્ર બનતા. પણ જ્યારે વાહનવ્યવહાર

અને સંદેશાવ્યવહારનાં સાધનો દેશમાં ઊભાં થયાં ત્યારે દુષ્કાળની તીવ્રતા અને ભયંકરતામાં ઘણો ઘટાડો થયો. આમ માંગ અને પુરવઠાનાં પરિબળોનો મેળ બેસાડવામાં તેમનો ઘણો મોટો ફાળો છે. કોઈ એક અર્થશાસ્ત્રીએ તો વાહનવ્યવહારનાં અને સંદેશાવ્યવહારનાં સાધનોને મનુષ્યશરીરની લોહી લઈ જવા-લાવવાનું કામ કરતી નસો સાથે સરખાવેલ છે. જેમ શરીરમાં લોહીને ફેરવવાનું કામ ધમની–શિરા કરે છે અને મગજને સંદેશા પહોંચાડી લઈ જવાનું કામ કરે છે તેવું કામ એક અર્થતંત્રમાં વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહાર કરે છે એવી સરખામણી કરવામાં આવી છે.

આમ, ઉપર જણાવેલ ચાર ક્ષેત્રોમાં વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારનાં સાધનો અર્થતંત્રને વિકાસમાં સહાય કરે છે.

## ૩. રસ્તાઓનો વાહનવ્યવહાર

વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારનાં સાધનો વિષે હવે વિચારીએ. પ્રથમ આપણે વાહનવ્યવહારનાં સાધનોનો અભ્યાસ કરીએ, જેમાં રસ્તાઓના વિકાસના ક્ષેત્રે શી પરિસ્થિતિ છે તે જોઇએ. રસ્તાઓને મુખ્ય બે વિભાગમાં વહેંચવામાં આવે છે: (૧) પાકા રસ્તાઓ અને (૨) કાચા રસ્તાઓ. આ બન્ને પ્રકારના રસ્તાઓની પરિસ્થિતિ શી છે તે નીચેનું કોષ્ટક સ્પષ્ટ કરે છે.

### ભારતમાં રસ્તાઓનો વિકાસ

(હજાર કી.મી)

| | માર્ચ ૧૯૫૧ | માર્ચ '૫૬ | માર્ચ '૬૧ |
|---|---|---|---|
| ૧. પાકા રસ્તાઓ | ૧૫૭ | ૧૯૬ | ૨૩૨ |
| ૨. કાચા ,, | ૨૪૩ | ૩૧૯ | ૪૦૨ |
| ૩. (૧)+(૨) | ૪૦૦ | ૫૧૫ | ૬૩૪ |

ઉપરના આંકડાઓ તપાસતા જણાય છે કે ભારતમાં પાકા રસ્તાઓ કરતાં કાચા રસ્તાઓનું પ્રમાણ વધુ છે. બીજી યોજનાના અંત સમયે કુલ ૬૩૪૦૦૦ કીલોમીટરના રસ્તાઓ દેશમાં છે એમ જણાય છે. ત્રીજી યોજનામાં નક્કી કરવામાં આવ્યું છે કે ૩૫૦ માઈલના રસ્તાઓ એવી રીતે બાંધવા કે જેથી જ્યાં જ્યાં સળંગ રસ્તામાં ભંગાણ હોય તેનું સંધાણ થઈ જાય, ૬૦ મોટા પુલોનું બાંધકામ કરવું, ૧૨૦૦ માઇલના રસ્તાનું સમારકામ કરવું અને ૯૦૦ માઈલના રસ્તાઓની પહોળાઈ વધારવી જેથી વધુ વાહનો સરળતાથી અવરજવર કરી શકે.

આપણા દેશમાં રસ્તાઓના વિકાસનું કામ કેન્દ્ર, રાજ્ય તથા સ્થાનિક સરકારો વચ્ચે વહેંચી દેવા માટે, રસ્તાઓનું વિભાગીકરણ કરવામાં આવ્યું છે. અમુક રસ્તાઓની જવાબદારી કેન્દ્ર સરકારની, અમુકની જવાબદારી રાજ્ય સરકારોની અને અમુકની જવાબદારી સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓની છે. જે રસ્તાઓ દેશના અગત્યના વેપારઉદ્યોગનાં કેન્દ્રોને જોડનારા છે કે મોટાં બંદરો સાથે જોડનારા છે તેવા મોટા અને લાંબા રસ્તાઓને રાષ્ટ્રીય ધોરીમાર્ગના નામથી ઓળખવામાં આવે છે અને આવા રસ્તાઓની તમામ જવાબદારી કેન્દ્ર સરકારને શિરે છે. ઈ. સ. ૧૯૫૬માં રાષ્ટ્રીય ધોરીમાર્ગ માટેનો એક કાયદો પસાર કરવામાં આવ્યો છે. આ કાયદાની રૂએ અમુક રસ્તાઓને રાષ્ટ્રીય ધોરીમાર્ગો તરીકે જાહેર કરવામાં આવ્યા છે. આવા ધોરી માર્ગોની સંખ્યા કુલ ૪૩ જેટલી થવા જાય છે અને આ માર્ગોની લંબાઈ લગભગ ૧૫૦૦૦ માઇલ જેટલી છે. ભારતના સરહદી વિસ્તારો તથા વ્યાપારી અને ઔદ્યોગિક કેન્દ્રો તથા અગત્યનાં મોટા બંદરોને આ રસ્તાઓ જોડી દે છે. આ રાષ્ટ્રીય ધોરીમાર્ગો દરેક રાજ્ય અને કેન્દ્ર હસ્તકના દરેક પ્રદેશને ફાળે કેટલા કેટલા માઈલ આવે છે તે નીચેના આંકડાઓ બતાવે છે.

### રાષ્ટ્રીય ધોરી માર્ગો (રાજ્ય, પ્રદેશ દીઠ)

| ક્રમ | રાજ્ય-સંઘ પ્રદેશ, | રસ્તાઓ (માઈલમાં) |
|---|---|---|
| ૧. | આંધ્રપ્રદેશ | ૧૪૧૨ |
| ૨. | આસામ | ૭૨૭ |
| ૩. | બિહાર | ૧૧૮૯ |
| ૪. | ગુજરાત | ૬૭૬ |
| ૫. | જમ્મુ અને કાશ્મીર | ૩૩૮ |
| ૬. | કેરળ | ૨૬૦ |
| ૭. | મધ્યપ્રદેશ | ૧૬૬૯ |
| ૮. | મદ્રાસ | ૧૦૫૦ |
| ૯. | મહારાષ્ટ્ર | ૧૫૩૯ |
| ૧૦. | મ્હૈસૂર | ૮૧૬ |
| ૧૧. | ઓરિસ્સા | ૮૫૧ |

| | | |
|---|---|---|
| ૧૨. | પંજાબ | ૭૮૪ |
| ૧૩. | રાજસ્થાન | ૭૮૨ |
| ૧૪. | ઉત્તરપ્રદેશ | ૧૪૫૫ |
| ૧૫. | પશ્ચિમ બંગાળ | ૮૭૨ |
| ૧૬. | નાગભૂમિ | ૬૯ |
| ૧૭. | દિલ્હી | ૪૪ |
| ૧૮. | હીમાચલપ્રદેશ | ૨૦૦ |
| ૧૯. | મણિપુર | ૧૩૯ |
| | કુલ | ૧૪૮૭૨ |

ઉપરના આંકડાઓ જણાવે છે કે કુલ ૧૪૮૭૨ માઈલના રાષ્ટ્રીય ધોરીમાર્ગમાં મધ્યપ્રદેશ, મહારાષ્ટ્ર, ઉત્તરપ્રદેશ, આંધ્રપ્રદેશ અને બિહારના ભાગે રસ્તાઓનું ઘણું વિશાળ પ્રમાણ આવ્યું છે. જ્યારે રાજ્યોમાં નવું જ અસ્તિત્વમાં આવેલ નાગાલેન્ડ, કેરળ અને કાશ્મીર રાજ્યને ફાળે રસ્તાઓનું સૌથી ઓછું પ્રમાણ આવેલું છે. આમ ભારતમાં પ્રદેશ પ્રદેશ વચ્ચે ઠીકઠીક તફાવતો આ બાબતમાં પણ જણાય છે. જે પ્રમાણ રસ્તાઓનું ભારતમાં અત્યારે છે તે માત્ર આંકડાઓની દૃષ્ટિએ વિશાળ લાગતું હોવા છતાં, અત્યારના ઔદ્યોગિક વિકાસ માટે તો અપૂરતું જ જણાય છે. કારણ એ છે કે કુલ ક્ષેત્રફળમાં રસ્તાઓ કેટલા છે અને કુલ વસતિમાં રસ્તાઓ કેટલાં છે તેની દર ચોરસ માઇલની અને દર એક લાખની વસતિની સરેરાશ જ આપણને સ્પષ્ટ માહિતી આપી શકે. ઈ.સ. ૧૯૬૧થી ઈ.સ. ૧૯૮૧ સુધીની રસ્તાઓના વિકાસ માટેની એક મોટી ૨૦ વર્ષની યોજના વિચારવામાં આવી છે, જેની આપણે હમણાં જ ચર્ચા કરીશું, તે યોજનાની વિગતો આપતી પુસ્તિકામાં આવા સરેરાશના આંકડાઓ આપવામાં આવ્યા છે જેમાંના થોડાંક આપણે જોઇએ.

### એક લાખની જનસંખ્યા દીઠ રસ્તાઓ (૧૯૫૫)

| દેશ | રસ્તાઓ |
|---|---|
| ઓસ્ટ્રેલિયા | ૫૯૩૭ માઈલ |
| કેનેડા | ૩૪૭૧ ,, |
| યુ. એસ. એ. | ૨૦૨૧ ,, |
| ફ્રાન્સ | ૧૫૦૮ ,, |
| ઈંગ્લેન્ડ (યુ. કે.) | ૩૭૪ ,, |
| સિલોન | ૧૧૯ ,, |
| ભારત | ૮૨ ,, |

### દર ચોરસ માઈલ દીઠ રસ્તાઓ (૧૯૫૫)

| દેશ | રસ્તાઓ |
|---|---|
| ફ્રાન્સ | ૩·૦૪ ,, |
| યુ. કે. | ૨·૦૦ ,, |
| સિલોન | ૦·૩૮ ,, |
| ભારત | ૦·૨૫ ,, |

ઉપરના આંકડાઓ બતાવે છે કે માત્ર સંખ્યાની દૃષ્ટિએ જેનું ઘણું મોટું પ્રમાણ લાગે છે તે રસ્તાઓ જ્યારે દર એક લાખની વસ્તી દીઠ કે પછી દર ચોરસ માઈલ દીઠ તપાસતાં પ્રમાણમાં ઘણા ઓછા લાગે છે. જે દેશો ઔદ્યોગિક રીતે વિકાસમાં આગળ છે તે દેશોથી તો ભારત પાછળ છે પણ જે દેશો ભારત માફક પછાત પ્રદેશો છે તેવા દેશોથી પણ રસ્તાઓની બાબતમાં ભારત પાછળ છે. આ ઉપરથી એમ લાગે છે કે રસ્તાઓના ક્ષેત્રે હજુ તો ઘણું બધું કરવાનું બાકી જ છે.

ડૉ. આંટિયા નામના રેલવેના એક નિષ્ણાત એમ જણાવે છે કે ત્રીજી યોજનામાં રાષ્ટ્રીય આવકની અમુક વૃદ્ધિ ધારવામાં આવી છે. રૂ. ૧૪,૫૦૦ કરોડથી વધીને તે ૧૯૬૫–'૬૬ સુધીમાં રૂ. ૧૯૦૦૦ કરોડ સુધી વધશે એવા અંદાજો ત્રીજી યોજનાના છે. તો તે પ્રમાણે આર્થિક પ્રવૃત્તિઓની પણ એટલી જ વૃદ્ધિ થાય અને વાહનવ્યવહારની પણ વધુ જરૂર પડે જ. ઈ. સ. ૧૯૬૧–૬૨માં લાંબા અંતરની વાહનો દ્વારા લગભગ ૧૯૨ મિલિયન ટન જેટલા માલની હેરફેર થઇ હતી, એમ આંકડાઓ છે. આ ઉપરથી એવું અંદાજવામાં આવ્યું છે કે ૧૯૬૫–૬૬ સુધીમાં લગભગ ૩૪૨ મિ. ટન જેટલા માલની હેરફેરની જરૂર પૂરી પાડે તેવા વાહનવ્યવહારની જરૂર પડશે. સવાલ એ છે કે આટલી જરૂર પૂરી પડે તેટલી કક્ષામાં વાહનવ્યવહારનો વિકાસ થાય તેમ છે?

જે અંદાજો તૈયાર થયા છે તે અંદાજો મુજબ તો રેલવે ૨૪૫ મિ. ટન જેટલો માલસામાન ફેરવી શકે તો પણ લગભગ ૧૦૦ મિ. ટન જેટલા માલસામાનના હેરફેરનો સવાલ તો ઊભો જ છે.

વાહનવ્યવહાર માટે નિમાયેલી નિયોગી સમિતિનો એવો અંદાજ છે કે કુલ ટ્રાફિકમાંથી ૧૬% જેટલો વાહનવ્યવહાર રસ્તાનાં વાહનો દ્વારા ચાલે છે. બીજી યોજના જ્યારે પૂરી થઈ ત્યારે ભારત પાસે લગભગ ૧,૪૪,૦૦૦ માઈલ પાકા રસ્તાઓ અને ૨,૫૦,૦૦૦ માઈલના કાચા રસ્તાઓ અસ્તિત્વમાં હતા. આ લક્ષ્યાંકો 'નાગપુર યોજના' નામે ઓળખાતી યોજનાના હાંસલ થયેલા લક્ષ્યાંકો છે. ૨૦ વર્ષની આ યોજના ૧૯૬૧માં પૂરી થાય એમ ઘડવામાં આવી હતી. આ 'નાગપુર યોજના'નાં લક્ષ્યાંકો અને સિદ્ધિ નીચે પ્રમાણે છે.

**નાગપુર યોજના**

| | લક્ષ્યાંકો | હાંસલ થયેલ લક્ષ્યાંકો |
|---|---|---|
| ૧. પાકા રસ્તાઓ | ૧,૨૩,૦૦૦મા. | ૧,૪૪,૦૦૦ માઇલ |
| ૨. કાચા | ૨,૦૮,૦૦૦ ,, | ૨,૫૦,૦૦૦ ,, |

ઉપરના આંકડાઓ બતાવે છે કે નાગપુર યોજના તેનાં લક્ષ્યાંકો વટાવી ગયેલ છે. ઉપર્યુક્ત યોજનામાં જે રસ્તા બંધાયા છે તેમાંના લગભગ ૬૦% જેટલા રસ્તાઓ કાચા છે. ૧,૫૦,૦૦૦ માઈલ જેટલા રસ્તાઓ રાષ્ટ્રિય ધોરીમાર્ગના છે. જેમાં લગભગ ૨૩૦૦ માઇલ જેટલા જ રસ્તાઓ બે લેઇન જેટલી પહોળાઈના છે. આ દષ્ટિએ પણ જે ચિત્ર આજે આપણી પાસે છે તે સંતોષકારક તો નથી જ.

ઉપરની તમામ હકીકતોના આધારે આપણે એમ અનુમાન તો કરી શકીએ કે રસ્તાના વાહનવ્યવહારના વિકાસ પાછળ પ્રમાણમાં ઓછું ધ્યાન અપાય છે. અને રેલવે ઉપર પ્રમાણમાં વધુ ધ્યાન અપાય છે. આપણું આ અનુમાન સાબિત કરવા થોડાક બીજા આંકડાઓ તપાસીએ.

**રેલવે અને રસ્તાના વાહનવ્યવહારમાંથી થતી આવક અને તેના વિકાસ માટે થતા ખર્ચની સરખામણી (૧૯૬૨-૬૩)**

| | રેલવે | રસ્તાઓ |
|---|---|---|
| ૧. મળતી આવક ... | રૂા. ૩૬૦ કરોડ | રૂા. ૭૦૦ કરોડ |
| ૨. ખર્ચની ફાળવણી... | રૂા. ૭૦૦ ,, | રૂા. ૨૭૧ ,, |

ઈ.સ. ૧૯૬૨-૬૩ના વર્ષના આ આંકડાઓ પરિસ્થિતિ પર ઘણો સારો પ્રકાશ ફેંકે છે. રાષ્ટ્રની કુલ આવકમાં રેલવેનો ફાળો રૂા. ૩૫૦કરોડ જેટલો છે, જ્યારે તેની પાછળ થતા ખર્ચનું પ્રમાણ તેનાથી બમણું, રૂા. ૭૦૦ કરોડનું છે. જ્યારે રસ્તાઓની આવકનું પ્રમાણ રૂા. ૭૦૦ કરોડનું છે ત્યારે તેના માટે થતા ખર્ચનું પ્રમાણ તેનાથી અર્ધું, રૂા. ૨૭૧ કરોડનું છે. આ આંકડાઓ સ્પષ્ટ બતાવે છે કે રસ્તાઓના વિકાસ પાછળ વધુ રકમની ફાળવણીની જરૂર છે.

ત્રીજી યોજનાના ગાળામાં રસ્તાઓના વિકાસ પાછળ રૂા. ૩૫૩ કરોડ ફાળવવામાં આવ્યા છે, જ્યારે રેલવેના વિકાસ પાછળ રૂા. ૧૩૭૫ કરોડ ફાળવવામાં આવ્યા છે. અહીં પણ રસ્તા પાછળ થતા ખર્ચનું પ્રમાણ ઘણું ઓછું છે.

પ્રશ્ન એ થાય છે કે શા માટે રસ્તાઓ પાછળ થતા ખર્ચનું પ્રમાણ ઓછું રાખવામાં આવે છે? સરકારની વાહનવ્યવહારની નીતિમાં જ કાંઈક ખામી જણાય છે. અત્યારે સરકારે રસ્તા ઉપરના ખૂબ લાંબા અંતરના વાહનવ્યવહાર ઉપર પ્રતિબંધ મૂકેલો છે. રસ્તાઓના વાહનવ્યવહાર ઉપર કરવેરાનું પ્રમાણ પણ ઘણું જ છે, અને તે ઉપરાંત સારા રસ્તાઓની તો જોગવાઈ છે જ નહિ. સરકારને એવો જરૂર ડર છે કે જો રસ્તાઓના વહેવારને મુક્તપણે વિકાસની છૂટ મળે, તો સંભવ છે કે રેલવેને પણ હંફાવી દઈ શકે. રસ્તાઓ ઉપરના ઉતારુ વાહનવ્યવહાર ઉપર તો અત્યારે સરકારનો જ સંપૂર્ણ કાબૂ છે. દરેક રાજ્યમાં આ વ્યવહાર તો રાજ્ય સરકારો હસ્તક જ છે. કોઈ કોઈ રાજ્યમાં તો માલસામાનની હેરફેરનો મુદ્દો પણ વિચારાઈ રહ્યો છે.

વાહનવ્યવહારનાં જે સાધનો આપણી પાસે છે તેમાંથી રસ્તાઓના વાહનવ્યવહાર ઉપર આ તબક્કે વધુ ભાર મૂકવો જોઈએ એવો એક અભિપ્રાય છે, તેને માટે નીચે પ્રમાણે કારણો રજૂ કરવામાં આવે છે:

(૧) રસ્તાના વાહનવ્યવહારમાં બીજા પ્રકારના વાહનવ્યવહાર કરતાં રોજગારીનું પ્રમાણ વિશેષ સાચવી શકાય છે.

(૨) રસ્તાઓના વાહનવ્યવહારના સમગ્ર વિકાસમાં આપણે ત્યાં જેની તીવ્ર તંગી છે તે વિદેશી હૂંડિયામણની બહુ જ ઓછી જરૂર પડે છે, અને તેમાં સ્વાવલંબનનું પ્રમાણ ઘણું છે.

(૩) જો માત્ર એક માઈલ બ્રોડગેજ રેલવે લાઈન બાંધવી હોય તો તેનું ખર્ચ રૂા. ૭ થી ૧૦ લાખ

જેટલું થાય છે, જ્યારે એક ઊંચા પ્રકારનો એક માઈલ રસ્તો બાંધવો હોય તો તેનું ખર્ચ રૂા. ૧॥ લાખ જેટલું જ થાય છે, અને બે લેઈનવાળો પહોળો રસ્તો જો બાંધવો હોય તો લગભગ રૂા. ૨॥ લાખનો ખર્ચ થાય છે.

(૪) ભારતના ૫,૪૩,૦૦૦ ગામડાંઓમાં પહોંચવા માટે રેલવે કરતાં રસ્તાનો વાહનવ્યવહાર જ ઉત્તમ છે.

આમ રસ્તાઓના વાહનવ્યવહારના વિકાસની તરફેણમાં ઉપર મુજબની દલીલો કરવામાં આવે છે.

રસ્તાઓના વિકાસ અંગેની તમામ બાબતોની ચર્ચા કરવા માટે દેશના વિવિધ ભાગોના રસ્તાના નિષ્ણાત ઈજનેરોની એક પરિષદ યોજવામાં આવી હતી. આ પરિષદે ૨૦ વર્ષની રસ્તાના વિકાસ માટેની એક યોજના ઘડી કાઢી. આ યોજનાનો સરકારે સ્વીકાર પણ કરી લીધો છે. આ યોજના ૧૯૬૧ થી અમલમાં આવવી શરૂ થઈ છે અને ૧૯૮૧માં તે પૂરી કરવી એવી ધારણા છે. ઈ.સ. ૧૯૮૧ને અંતે દેશમાં કુલ ૬,૫૭,૦૦૦ માઈલના રસ્તાઓ તૈયાર કરી નાખવા અને તે માટે રૂા. ૫૨૧૩ કરોડનો ખર્ચ કરવાનો અંદાજ કાઢવામાં આવ્યો છે. અને આ યોજનાને તબક્કાઓમાં વહેંચીને દરેક સામાન્ય યોજનાઓમાં તે તબક્કાને સમાવીને તેનો અમલ કરવાનું વિચારવામાં આવ્યું છે. ઈ.સ. ૧૯૮૧માં જ્યારે આ યોજના પૂરી થશે ત્યારે (અ) વિકસિત અને ખેતીવાડી પ્રદેશનું દરેક ગામ પાકા રસ્તાથી ૪ માઈલથી અને કાચા રસ્તાથી ૧॥ માઈલથી વધુ દૂર નહિ હોય; (ચ) પછાત પ્રદેશનું ગામ પાકા રસ્તાથી ૮ માઈલથી અને કાચા રસ્તાથી ૩ માઇલથી વધુ દૂર નહિ હોય, અને (क) જે ઘણો પછાત પ્રદેશ છે તેવા પ્રદેશનું કોઈ પણ ગામ પાકા રસ્તાથી ૧૨ માઇલથી અને કાચા રસ્તાથી ૫ માઇલથી વધુ દૂર નહિ હોય. આ લક્ષ્યાંકો જો સિદ્ધ થાય તો ભારતમાં અત્યારે ૧૦૦ ચોરસ માઇલ દીઠ ૩૧ માઇલના રસ્તાઓ છે તેથી વધીને ૧૦૦ ચોરસ માઇલ દીઠ ૫૨ માઇલના રસ્તાઓ તૈયાર થાય.

વાહનવ્યવહાર માટે ખાસ નિમાયેલ સમિતિએ રસ્તાઓના વાહનવ્યવહારના વિકાસ માટે નીચે પ્રમાણે સૂચનો કર્યા છે:

(૧) રસ્તાના વાહનવ્યવહાર ઉપર સળંગ ૩૦૦ માઇલથી વધુના પ્રવાસ ઉપરનો પ્રતિબંધ ઉઠાવી લેવો,

(૨) આંતર-રાજ્ય હેરફેરની છૂટ કરી દેવી,

(૩) છૂટથી નાણાધિરાણની સગવડો આપવી, અને

(૪) ૨૦ વર્ષની યોજના ઘડી આપનાર મુખ્ય ઈજનેરોની પરિષદના જણાવ્યા અનુસાર રસ્તાઓના વિકાસ માટે વધુ નાણાંની ફાળવણી કરવી.

ઉપરની સૂચનાઓ જો અમલમાં મુકાય તો રસ્તાઓનો વાહનવ્યવહાર ઘણો ઝડપથી વિકસી શકે તેમાં શંકા નથી.

## ૪. રેલવે વાહનવ્યવહાર

રસ્તાઓના વાહનવ્યવહારની વિગતો તપાસ્યા પછી આપણે રેલવેના વાહનવ્યવહારની વિગતો તપાસીએ.

ભારતીય રેલવે વાહનવ્યવહાર દુનિયાના દેશોના રેલવે વાહનવ્યવહારની સરખામણીમાં વિશાળતાની દૃષ્ટિએ બીજે સ્થાને આવે છે અને ભારતમાં રાજ્યહસ્તક જે કાંઈ સાહસો છે તેમાં સૌથી મોટું સાહસ રેલવે છે. લગભગ ૫૭,૦૦૦ કીલોમીટરના પ્રમાણવાળી આ રેલવેમાં લગભગ રૂા. ૧૭૦૦ કરોડનું મૂડીરોકાણ છે. રોજના ૪૬ લાખ માણસોને અને ૪૪ લાખ ટન જેટલા વજનના માલસામાનની હેરફેર કરે છે. રૂા. ૫૦૨ કરોડની વાર્ષિક કુલ કાચી ઉપજ છે, લગભગ ૧૨ લાખ માણસોને રોજગારી આપે છે અને રૂા. ૨૧૪ કરોડના પગારો ચૂકવે છે.

ઈ.સ. ૧૮૫૩ના એપ્રિલની ૧૬મી તારીખે ૩૨ કીલોમીટરની એક પહેલી રેલવે લાઇન નાંખવામાં આવી હતી, અને આજે ભારતીય રેલવેએ ૧૧૦ વર્ષનું પોતાનું અસ્તિત્વ સાબિત કરી બતાવ્યું છે. સ્વાતંત્ર્ય પહેલાં ભારતીય રેલવે વિવિધ વિભાગોમાં વહેંચાયેલી હતી. દરેક વિભાગની વ્યવસ્થા, કારભાર, નાણાંકીય જોગવાઈ વગેરે જુદાં હતાં. અમુક રેલવે લાઇનો ઉપર માલિકીમાં પણ તફાવતો હતા. પણ, ૧૯૫૧માં પસાર કરેલા કાયદા પ્રમાણે હવે તમામ રેલવે લાઇનો ઉપરની માલિકી, વ્યવસ્થા, બાંધકામ વગેરે કેન્દ્ર સરકારે પોતના હસ્તક જ લઇ લીધું છે. ઘણા બધા વિવિધ વિભાગોને સંકલિત કરીને, રેલવેને, વહીવટી સરળતા ખાતર કુલ ૮ મુખ્ય વિભાગોમાં વહેંચી દેવામાં આવેલ છે. આ આઠ વિભાગોનાં નામ, મુખ્ય કાર્યાલયનું સ્થળ વગેરે નીચે આપવામાં આવેલ છે.

## રેલવેના વિભાગો

| અનુ૦ | પ્રદેશ | પ્રદેશ અસ્તિત્વમાં આવ્યાની તારીખ | મુખ્ય કાર્યાલયનું સ્થાન |
|---|---|---|---|
| ૧ | દક્ષિણ વિભાગ | ૧૪ એપ્રિલ ૧૯૫૧ | મદ્રાસ |
| ૨ | મધ્ય ,, | ૫ નવેં. ૧૯૫૧ | મુંબઈ |
| ૩ | પશ્ચિમ ,, | ,, ,, ,, | ,, |
| ૪ | ઉત્તર ,, | ૧૪ એપ્રિલ ૧૯૫૨ | દિલ્હી |
| ૫ | ઈશાન ,, | ,, ,, | ગોરખપુર |
| ૬ | ઈશાન સરહદ વિભાગ | ૧૫ જાન્યુ. ૧૯૫૮ | પાંડુ |
| ૭ | પૂર્વ વિભાગ | ૧ ઑગસ્ટ ૧૯૫૫ | કલકત્તા |
| ૮ | અગ્નિ ,, | ,, ,, ,, | ,, |

દુનિયાના દેશોમાં વિસ્તારની દૃષ્ટિએ બીજા ક્રમમાં આવતી ભારતીય રેલવે એટલી વિશાળ છે કે તેને જો આમ વિવિધ વિભાગોમાં વહેંચવામાં ન આવે તો તેનો વહીવટ જ ન ચાલે. આથી, વહીવટ અને વ્યવસ્થાની સરળતા ખાતર અનુકૂળ એવા આ આઠ વિભાગો ઊભા કરવામાં આવ્યા છે.

રેલવેના વહીવટની સંપૂર્ણ જવાબદારી અને નિયમન તથા વ્યવસ્થાની સત્તા રેલવે બોર્ડને સોંપવામાં આવી છે. આ રેલવે બોર્ડની રચના છેક ઈ. સ. ૧૯૦૫માં બ્રિટિશ સરકારના સમયથી જ થઈ છે. આ બોર્ડમાં અત્યારે કુલ પાંચ સભ્યો છે, જેમાં એક પ્રમુખ છે અને બીજા ચાર સભ્યો છે. રેલવે ખાતાના સર્વોચ્ચ મંત્રી પ્રમુખનો હોદ્દો સંભાળે છે, રેલવેના નાણાંકીય બાબતના એક નિષ્ણાત એક સભ્ય તરીકે બેસે છે અને બીજા ત્રણમાં એક વાહનવ્યવહાર બાબતોના નિષ્ણાત, એક ઈજનેરી બાબતોના નિષ્ણાત અને એક યંત્રવિદ્યાની બાબતોના નિષ્ણાત હોય છે. આમ આવા પાંચ સભ્યોનું રેલવેબોર્ડ બને છે. આ બોર્ડ પાસે રેલવેની તમામ સત્તાઓ હોય છે.

લોકો અને વહીવટી અમલદારો વચ્ચે સંપર્ક જળવાય તે માટે રેલવેની વપરાશ કરનારાઓની સમિતિઓ નીમવામાં આવી છે. આ સમિતિઓના વડાઓ વહીવટી અમલદારો સાથે સંપર્ક જાળવીને પ્રજાની રેલવે વિષેની મુશ્કેલીઓની જાણ કરે છે અને તેના નિવારણના પ્રયાસો કરે છે. આ ત્રણ સમિતિઓ નીચે પ્રમાણે છે:

(૧) ડિવિઝનલ રિજ્યોનલ રેલવે યુઝર્સ કન્સલ્ટીટેવ કમિટી: રેલવેના જેમ પ્રાદેશિક ધોરણે આઠ વિભાગ પાડયા છે તેમ આવા દરેક વિભાગને વળી બીજા પેટા વિભાગો (ડિવિઝન)માં વહેંચવામાં આવેલ છે. આ સમિતિ (કમિટી) ડિવિઝન માટેની છે અને તે કક્ષાએ જ કામ કરે છે, અને તે કક્ષાના પ્રશ્નો સરકાર સમક્ષ પહોંચાડે છે.

(૨) ઝોનલ રેલવે યુઝર્સ કન્સલ્ટેટીવ કમિટી: આ સમિતિ દરેક વિભાગ (zone)ના કાર્યાલયવાળા શહેરમાંથી પોતાનું કાર્ય કરે છે.

(૩) નેશનલ રેલવે યુઝર્સ કન્સલ્ટેટીવ કમિટી: આ સમિતિ અખિલ રાષ્ટ્રિય ધોરણે કામ કરે છે. અને તેથી રેલવેને લગતા રાષ્ટ્રીય પ્રશ્નોની ચર્ચા વિચારણા અને તે પ્રશ્નોના નિવારણના પ્રયાસો કરે છે.

ભારતીય રેલવેના આઠ વિભાગો આપણે જોયા. તે ઉપરાંત, અત્યારે ૧૯૬૨ના સમયે આ રેલવેનાં વિવિધ ક્ષેત્રોમાં શી વિગતો છે તે માત્ર ટૂંકામાં શરૂઆતમાં જોયું. હવે ભારતીય રેલવેનો થોડો ઇતિહાસ આપણે આંકડા દ્વારા તપાસીએ:

## ભારતીય રેલવેનો વિકાસ

| વર્ષ | કીલોમીટર્સ | મૂડી રોકાણ રૂ. લાખ | કુલ ઉપજ રૂ. લાખ |
|---|---|---|---|
| ૧૯૪૭–૪૮ | ૫૪૮૧૪ | ૭૪૨૨૦ | ૧૮૩૬૯ |
| ૧૯૫૦–૫૧ | ૫૪૮૪૫ | ,, ૮૩૮૧૮ | ,, ,, ૨૬૪૬૨ ,, |
| ૧૯૫૫–૫૬ | ૫૫,૯૦૦ | ,, ૯૭૫૯૧ | ,, ,, ૩૧૭૫૧ ,, |
| ૧૯૬૦–૬૧ | ૫૬,૯૬૩ | ,, ૧૫૨૭૮૩ | ,, ,, ૪૫૯૩૮ ,, |
| ૧૯૬૧–૬૨ | ૫૭૦૮૯ | ,, ૧૬૯૦૦૭ | ,, ,, ૫૦૨૨૯ ,, |

| વર્ષ | સંચાલન ખર્ચ | ચોખ્ખી ઉપજ |
|---|---|---|
| ૧૯૪૭–૪૮ | રૂ. ૧૬૩૯૪ લાખ | રૂ. ૧૯૭૫ લાખ |
| ૧૯૫૦–૫૧ | ,, ૨૧૪૩૯ ,, | ,, ૪૦૨૩ ,, |
| ૧૯૫૫–૫૬ | ,, ૨૬૦૧૭ ,, | ,, ૫૭૩૪ ,, |
| ૧૯૬૦–૬૧ | ,, ૩૬૧૮૮ ,, | ,, ૯૭૫૭ ,, |
| ૧૯૬૧–૬૨ | ,, ૩૯૨૩૫ ,, | ,, ૧૦૯૯૩ ,, |

ઉપરનો કોઠો બતાવે છે કે ભારતીય રેલવેએ સારી પ્રગતિ કરી બતાવી છે. સ્વાતંત્ર્ય વખતે ૧૯૪૭–૪૮માં ૫૪૮૧૪ કીલોમીટર્સ લંબાઈની રેલવે હતી તે વધીને

૧૯૬૦–'૬૧માં ૫૭ હજાર કીલોમીટર્સ સુધી પહોંચે છે. આ કરતાં મૂડીરોકાણના ક્ષેત્રે વધુ પ્રગતિ નોંધાઈ છે. સ્વાતંત્ર્ય વખતે લગભગ રૂા. ૪૭૨ કરોડ મૂડી રોકાણમાં હતા તે વધીને ૧૯૬૧–૬૨માં રૂા. ૧૬૯૦ કરોડ થયેલા જોવામાં આવે છે. ખર્ચ બાદ કર્યા વગરની કુલ ઉપજમાં પણ ઘણી વૃદ્ધિ થયેલી દેખાય છે. ખર્ચની પણ વૃદ્ધિ દેખાય છે અને ચોખ્ખી ઉપજ પણ રૂા. ૧૯ કરોડથી વધીને રૂા. ૧૦૯ કરોડ સુધી પહોંચી છે જે ઓછી ન ગણી શકાય.

હવે તપાસ કરીએ ઉતારુઓ તથા માલસામાનની હેરફેર બાબતમાં.

## ભારતીય રેલવેમાં ટ્રાફિક

| વર્ષ | ઉતારુઓની સંખ્યા (હજારમાં) | ઉતારુઓમાંથી ઉપજ (લાખ રૂ.માં) |
|---|---|---|
| ૧૯૫૦–૫૧ | ૧૩૦૭૭૯૦ | ૯૯૨૨ |
| ૧૯૫૫–૫૬ | ૧૨૯૭૪૩૧ | ૧૦૮૭૫ |
| ૧૯૬૦–૬૧ | ૧૬૧૫૮૯૪ | ૧૩૨૫૨ |
| ૧૯૬૫–૬૬ | ૧૭૧૨૮૩૯ | ૧૫૧૮૫ |

| વર્ષ | માલસામાન (હજાર ટનમાં) | માલસામાનની હેરફેરથી કમાણી (રૂા. લાખમાં) |
|---|---|---|
| ૧૯૫૦–૫૧ | ૯૩૮૨૨ | ૧૩૯૭૭ |
| ૧૯૫૫–૫૬ | ૧૧૭૧૨૦ | ૧૭૭૯૨ |
| ૧૯૬૦–૬૧ | ૧૫૭૬૪૩ | ૨૮૧૨૬ |
| ૧૯૬૫–૬૬ | ૧૬૧૮૮૬૦ | ૩૦૦૮૦ |

ઉપરનો કોઠો બતાવે છે કે ઉતારુઓની તથા માલસામાનની હેરફેર ઉત્તરોત્તર રેલવે દ્વારા વધતી જાય છે. ઉતારુઓની તથા માલસામાનની હેરફેરમાંથી થતી ઉપજનું પ્રમાણ પણ દિવસે દિવસે વધતું જાય છે. ઉપરના કોઠામાં ત્રીજી પંચવર્ષીય યોજનાનાં રેલવે વિષેનાં લક્ષ્યાંકો પણ આપવામાં આવ્યાં છે. ઉપજની જો સરખામણી કરીએ તો માલૂમ પડે છે કે ઉતારુઓની ઉપજમાંથી જે આવક મળે છે તે કરતાં માલસામાનની હેરફેરમાંથી વધુ ઉપજ મળે છે. ત્રીજી પંચવર્ષીય યોજનાને અંતે ઉતારુઓની હેરફેરમાંથી લગભગ રૂા. ૧૫૨ કરોડ મળશે જ્યારે માલસામાનની હેરફેરમાંથી લગભગ રૂા. ૩૦૦ કરોડ મળશે તેવા અંદાજો છે.

## રેલવે અને પંચવર્ષીય યોજનાઓનાં લક્ષ્યાંકો

| | પ્રથમ યોજના | દ્વિતીય યોજના | તૃતીય યોજના |
|---|---|---|---|
| ૧. કુલ રોકાણ | રૂ. ૪૭૩.૨૩ કરોડ | રૂ. ૧૧૨૧.૫ કરોડ | રૂ. ૧૪૭૦ કરોડ |
| ૨. મુસાફરોની હેરફેરમાં વધારો | — | ૧૫% | ૧૫% |
| ૩. માલસામાનની હેરફેરમાં વધારો | — | ૧૬૨૦ લાખ ટન સુધી | ૨૬૪૦ લાખ ટન સુધી |
| ૪. નવીલાઈનનું બાંધકામ | — | ૧૨૦૦ માઈલ | ૨૪૦૦ કિ.મી. |
| ૫. જૂની લાઈનોની દુરસ્તી | — | — | ૮૦૦૦ કિલો મીટર |
| ૬. ડબલ લાઈનનું બાંધકામ | — | ૧૩૦૦ માઈલ | ૩૯૨૮ કિલો મીટર |
| ૭. વીજળીકરણ કરવું | — | ૮૮૦ માઈલ | ૨૪૯૮ કિલો મીટર |
| ૮. રેલવે એન્જિનોની સંખ્યા | — | ૧૦,૬૦૦ જવી સુધી લઈ | ૨૦૯૦ નવા ઉમેરવા |
| ૯. ડબ્બાઓની સંખ્યા | — | ૨૮,૯૦૦ સુધી લઈ જવી | ૮૬૦૮ ,, ,, |
| ૧૦. વેગનોની સંખ્યા | — | ૩૫,૪૧,૦૦૦ સુધી લઈ જવી | ૧,૨૭,૪૬૪ નવા ઉમેરવા |
| ૧૧. સ્ટાફ કવાર્ટર્સ | — | — | ૫૪,૦૦૦ નવા બાંધવા |

ભારતની ત્રણે પંચવર્ષીય યોજનાઓમાં રેલવેવિકાસ માટે જે જે લક્ષ્યાંકો નક્કી કરવામાં આવેલા હતા તે ઉપર આપેલા છે. પ્રથમ યોજનામાં ખાસ ભારપૂર્વકનો કાર્યક્રમ રેલવે માટે નક્કી થઈ શક્યો નહોતો. વિકાસનાં કાર્યો તો થયાં જ છે પણ અગાઉથી ખાસ કાર્યક્રમ નક્કી થયો નહોતો. એવું તો જરૂર નક્કી કરવામાં આવ્યું હતું કે પ્રથમ યોજનાના પાંચ વર્ષ દરમ્યાન રૂા. ૪૭૩ કરોડનો ખર્ચ કરવો. બીજી યોજનામાં તે રકમ વધારીને રૂા. ૧૧૨૧ કરોડની કરવામાં આવી અને ત્રીજી યોજનામાં વધારીને તે રકમનું પ્રમાણ રૂા. ૧૪૭૦ કરોડનું કરવામાં આવ્યું. રાષ્ટ્રનાં દરેક પાસાંમાં રોકાણની જરૂર તો છે જ, પણ જે કુલ નાણાંકીય સાધનો આપણી પાસે છે તેમાંથી ખેતી,

ઉદ્યોગ તથા વાહનવ્યવહાર વગેરે ક્ષેત્રો પાછળ કેટલો ખર્ચ કરવો તે એક પ્રશ્ન હતો, અને આજે પણ છે જ. આજે જ્યારે રેલવે પાછળ આપણે અમુક રકમ ફાળવી જ છે તો તેની યોગ્યતા-અયોગ્યતાની ચર્ચા કાંઈક હકીકતના આધારે થાય તે અર્થે આપણે નીચે આપેલ કોઠો તપાસીએ. તે કોઠો છે મૂડી-ઉત્પાદનના પ્રમાણનો. કેટલાં એકમ મૂડીનાં મૂકતાં દેશના ખેતીવાડી, ઉદ્યોગ, વાહનવ્યવહાર વગેરે ક્ષેત્રમાંથી કેટલાં એકમ ઉત્પાદન આપણને મળી શકે તે આ કોઠો બતાવે છે. આ કોઠો બે પંચવર્ષીય યોજનાના અનુભવ પરથી તૈયાર થયેલો છે.

## વાર્ષિક મૂડી-ઉત્પાદન પ્રમાણ

| અનુક્રમ | ક્ષેત્ર | મૂડી-રોકાણ | ઉત્પાદન |
|---|---|---|---|
| ૧. | મોટા ઉદ્યોગો | રૂ. ૫ કરોડ | રૂ. ૧ કરોડ |
| ૨. | નાના ,, | રૂ. ૧.૫ ,, | રૂ. ૧ ,, |
| ૩. | ખેતી | રૂ. ૧·૦૮ કરોડ | રૂ. ૧ ,, |
| ૪. | રેલવેઝ | રૂ. ૧૦ કરોડ | રૂ. ૧ ,, |

ઉપરનો કોઠો બતાવે છે કે ખેતીમાં રૂ. ૧ કરોડ અને ૮ લાખનું મૂડી-રોકાણ થતાં તે સામે એક વર્ષને અંતે રૂ. ૧ કરોડ ઊપજી જાય છે. નાના ઉદ્યોગોમાં રૂ. ૧·૫ કરોડનું મૂડી-રોકાણ કરતાં રૂ. ૧ કરોડ ઊપજે છે, મોટા ઉદ્યોગોમાં રૂ. ૫ કરોડ સામે રૂ. ૧ કરોડ અને રેલવેમાં રૂ. ૧૦ કરોડના મૂડી-રોકાણ સામે રૂ. ૧ કરોડ આપણને મળી શકે છે. સૌથી વધુ ઉત્પાદક ક્ષેત્ર ભારતમાં અત્યારે ખેતીવાડી છે અને સૌથી ઓછું ઉત્પાદક ક્ષેત્ર ભારતમાં અત્યારે લાગે છે રેલવે.

ઉપરની ચર્ચાને આધારે આપણે એમ કહી શકીએ કે ભારતની ત્રણે યોજનામાં રેલવેના વિકાસ માટે ફાળવવામાં આવેલી રકમ પ્રમાણમાં યોગ્ય જ છે.

રેલવેના વિકાસને લગતા બીજા આંકડાઓ પણ છે જ, પણ આપણે તેની ચર્ચા અહીં નહિ કરીએ. પણ અત્યાર સુધીના સમયમાં રેલવેના વિકાસ પાછળના રોકાણે શું શું સિદ્ધ કર્યું છે તે તપાસવા પ્રયત્ન કરીએ.

## રેલવે વિષે યોજનાઓની કામગીરી

| ક્ષેત્ર | પ્રથમ યોજના | બીજી યોજના | ત્રીજી યોજના |
|---|---|---|---|
| જૂની લાઇનોનું સમારકામ | ૪૩૦ માઇલ | — | — |
| નવી લાઇનોનું બાંધકામ | ૩૮૦ ,, | ૭૯૦ માઇલ | ૪૪૮·૬ કિલોમીટર્સ |
| જૂની લાઇનોમાં ફેરફાર | ૪૬ માઇલ-ને.ગે થી મી. ગે. ૫૨ માઇલ મી.ગે.થી બ્રો.ગે. | — | ૨૦૩·૭ કિમી-મી.ગે.થી બ્રો. ગે. |
| નવું બાંધકામ ચાલુ છે. | ૪૫૪ માઇલ | ૧૨૫૭ માઇલ | — |
| તપાસ કામ | ૨૦૦ માઇલ | — | — |
| સ્ટાફ ક્વાર્ટર્સ બાંધ્યાં | ૪૦,૦૦૦ | ૫૭,૦૦૦ | ૧૩,૦૦૦ |
| સ્ટાફ ક્વાર્ટર્સ પાછળ ખર્ચ | રૂ. ૨૦ કરોડ | રૂ. ૫૦ કરોડ | |
| વીજળીથી ચાલતી રેલવે લાઇન | — | — | ૧૨૮૫·૫૫ કિલો મીટર્સ |

આ ઉપરાંત ઉત્પાદનના ક્ષેત્રે કામગીરી નીચે મુજબ છે.

૧. ચિત્તરંજન લોકોમોટિવ ફેક્ટરી ૧૯૬૩ સુધીમાં ૧૦ હજાર ટન કાસ્ટિંગ્ઝ (લોખંડ)નું ઉત્પાદન કરતી થઈ જશે. આ કારખાનામાં ૩૬૦૦ હોર્સ પાવરનાં વીજળીથી ચાલતાં દશ એન્જિનો ઉત્પન્ન કર્યાં અને તેમને વપરાશમાં પણ લઈ લેવામાં આવ્યાં છે.

૨. ૧૯૬૩માં ઇન્ટીગ્રલ કોચ ફેક્ટરી વાર્ષિક ૬૫૦ ઉતારુ ડબ્બાઓનું ઉત્પન્ન કરતી થઈ ગઈ છે.

આમ, જે સ્થાન યોજનાઓમાં રેલવેને અપાયું છે તેના અનુસંધાનમાં કામગીરી પણ સારી ગણી શકાય તેવી છે. ભારતીય રેલવેની કામગીરી વિષે રેલવેની તરફેણમાં નીચેના મુદ્દાઓ આપી શકાય.

૧. ભારતના ખેતીવાડી વિભાગ, ઔદ્યોગિક વિભાગ કે વાણિજ્ય વિભાગમાં રાષ્ટ્રીય આવક કે ઉત્પાદનમાં જે વૃદ્ધિ થઈ છે તેના કરતાં વધુ વિકાસ રેલવેએ કરી બતાવ્યો છે.

૨. કાર્યકુશળતા પણ રેલવેએ બતાવી છે. હેરફેરમાં આવતી કુલ વસ્તુઓમાં રોજ સૌથી વધુ અગત્યની

વસ્તુઓને હેરફેરમાં સૌથી વધુ મહત્ત્વ આપીને રેલવેએ વ્યવહાર-કુશળતા બતાવી આપી છે.

૩. જગતની રેલવેપ્રથાના દરની સરખામણી કરતાં માલૂમ પડે છે કે ભારતીય રેલવેમાં આ દરનું પ્રમાણ સૌથી નીચું છે.

ભારતીય રેલવેની કામગીરીની આટલી પ્રશંસા આપણે જોઈ. તો પણ આજે ભારતીય રેલવેની કામગીરી વિષે હજુ અનેક વાજબી ફરિયાદો પણ ઊભી છે. ગિરદીનું પ્રમાણ પુષ્કળ માલૂમ પડે છે, સમય બરાબર સચવાતા નથી, માલસામાનની પુષ્કળ ચોરી થાય છે, વ્યવસ્થા ખાસ માલૂમ પડતી નથી અને સૌથી વધુ ગંભીર ફરિયાદ તો એ છે કે વારંવાર અકસ્માતો ખૂબ થયા કરે છે જેથી જાનમાલને પારાવાર નુકસાન થાય છે. આ ઉપરાંત ચારેબાજુ દેશના ઉદ્યોગોને માટે જરૂરી બળતણ અને કાચો માલ રેલવે એક સ્થળેથી બીજે સ્થળે જરૂર જેટલા જથ્થામાં અને જલદી ફેરવી આપી શકતી નથી. તો સ્વાભાવિક જ પ્રશ્ન ઉપસ્થિત થાય છે, આ બધાનું શું કારણ હોઈ શકે?

એક વાત તો ખૂબ સાદી જ છે કે ભારતીય રેલવેમાં અત્યારે વપરાતો માલસામાન ખૂબ અથવા વધુ પડતી વપરાશને લીધે સારી પેઠે જીર્ણ થઈ ગયો છે. આથી તેને કાઢીને તેને સ્થાને નવો માલસામાન મૂકવાની જરૂર છે. એક એવો અંદાજ છે કે ભારતીય રેલવેમાં જ્યારે ત્રીજી યોજના પૂરી થશે ત્યારે કુલ એન્જિનો, ડબ્બાઓ, વેગનો, લોખંડના પાટાઓ, સ્લીપર્સ વ.માંથી ૨૭% જેટલો ભાગ તો કાઢી નાખવા જેવો જ થઈ જશે. બીજા મહાયુદ્ધ વખતે આપણા દેશની રેલવે પાસેથી ભારે કામ લેવામાં આવ્યું છે. ત્યારથી અત્યાર સુધી યોજનાના લક્ષ્યાંકો સિદ્ધ કરવા માટે પણ ભારે કામ લેવાઈ રહ્યું છે, એટલે અત્યારે એ માલસામાનને બદલવાની જરૂર ઊભી થઈ છે. જ્યાં સુધી આ સમારકામ ન થાય ત્યાં સુધી મુસ્કેલીઓ (અકસ્માત વ.ના સ્વરૂપની) આવ્યા જ કરશે એમ લાગે છે.

ભારતીય રેલવે વ્યવસ્થામાં બીજી ખામી એ છે કે આપણે આધુનિક યંત્રવિદ્યાની ઝડપ સાથે ચાલી શકતા નથી. યુરોપના વિકસિત દેશોમાં કોલસાથી એન્જિનોને ચલાવવાને બદલે હવે ડીઝલ તેલ અને તેથી પણ આગળ વધીને વીજળીશક્તિનો ઉપયોગ ક્યારનો થવા લાગ્યો છે. આથી ઝડપ વધે છે અને કરકસર પણ થાય છે. જ્યારે આપણે ત્યાં હજુ માત્ર શરૂઆત જ થાય છે. નિષ્ણાત-અભિપ્રાય મુજબ એવું સ્થાપિત થયું છે કે ડીઝલથી ચાલતું એન્જિન એક મહિનાના ૭૫૦૦ માઈલનો પ્રવાસ ખેડી નાખે છે, દિવસના ૨૫૦ માઈલ ખેડે છે. જ્યારે વરાળથી ચાલતું એન્જિન દિવસના ૮૨ માઈલ ખેડે છે. આ તફાવત ગણનાપાત્ર તફાવત છે. રશિયામાં ડીઝલ અને વીજળીશક્તિનો ઉપયોગ ઘણો સામાન્ય થઈ પડયો છે.

રેલવે માટે ત્રીજી મુશ્કેલી છે વૈકલ્પિક વાહનવ્યવહારનાં સાધનનો વિકાસ અને તેની રેલવે સાથે હરીફાઈ. દુનિયાના આગળ પડતા દેશોમાં આજે રસ્તાનો વાહન-વ્યવહાર ખૂબ જ ઝડપથી અગ્રતા ભોગવી રહ્યો છે. દુનિયાના વિકસેલા પ્રદેશોમાં ખૂબ ભારે વજનવાળા અને ખૂબ લાંબા અંતરના માલસામાનની હેરફેર માટે જ રેલવેનો ઉપયોગ થાય છે, બાકી તો રસ્તાના વાહનવ્યવહારનો જ ઉપયોગ થાય છે. ઉતારુઓની હેરફેરમાં આજે રેલવે પોતાનું સ્થાન ઝડપથી ગુમાવી રહી છે. આજે ભારતમાં પણ રસ્તાના વાહનવ્યવહારની આવી હરીફાઈ શરૂ થઈ જ ગઈ છે અને સરકારનાં નિયંત્રણો જો ખેંચી લેવામાં આવે તો રેલવે સાથેની આ હરીફાઈ રેલવેને મુશ્કેલીમાં પણ મૂકે.

જાપાનમાં જળવાહનવ્યવહારની સગવડો સારી છે એટલે ત્યાં રેલવેનો ઉપયોગ ખાસ કરીને ઉતારુઓ માટે જ થાય છે. વસ્તુઓની હેરફેરમાં રેલવેનો ઉપયોગ પ્રમાણમાં ઓછો થાય છે. રશિયામાં ભારે ઠંડીને કારણે જળરસ્તાઓ થીજી જાય છે એટલે તેના ઉપર આધાર રાખી શકાતો નથી. આથી રશિયામાં ૭૫% જેટલો ઉતારુ વાહનવ્યવહાર અને ૮૦% જેટલી માલસામાનની હેરફેર માત્ર રેલવે જ કરે છે. આટલું મોટું કામ રશિયાની રેલવે કરી શકે છે તેનું કારણ એ છે કે રશિયન રેલવેને ખૂબ જ આધુનિક પદ્ધતિથી ચલાવવામાં આવે છે. આમ ભારતીય રેલવેનું પણ આધુનિકરણ કરવું જરૂરી બન્યું છે. આ સાથે રસ્તાના વાહનવ્યવહારનું સંકલન (co-ordination) કરવાનું પણ તેટલું જ જરૂરી બન્યું છે.

નિષ્ણાતોનું એવું પણ માનવું છે કે ભારતીય રેલવેમાં દર નક્કી કરવાની પ્રથામાં ખામી છે. પશ્ચિમના વિકસિત દેશો દર નક્કી કરતી વખતે રેલવેના રક્ષણની અને નિકાસવૃદ્ધિની પૂરી જોગવાઈ રાખે છે, જે આપણા દેશમાં માલૂમ પડતી નથી. આ પણ ઓછી મહત્ત્વની બાબત નથી.

ભારતીય રેલવે માટે મૂડીનો પ્રશ્ન પણ એટલો જ ગંભીર છે. આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ અને વિદેશી સરકારો કિંમતી માલસામાનની મદદ દ્વારા મૂડીની આ ખેંચ પૂરવામાં આપણને મદદ કરે છે, પણ તેટલું પૂરતું નથી. મૂડીની ખેંચને લીધે પણ વિકાસનાં ઘણાં કાર્યો થઈ શકતાં નથી.

આમ, રેલવે વિષેનો આપણો અભ્યાસ અહીં પૂરો થાય છે. હવે જળવાહનવ્યવહાર અને હવાઈ વાહન વ્યવહારનાં ક્ષેત્રોની તપાસ કરીએ.

### ૫. જળવાહનવ્યવહાર

ભારતમાં વહાણવટાનો વિકાસ જેટલો થવો જોઈતો હતો તેટલો થયેલો આજે જોવામાં આવતો નથી. લગભગ ૫૦૦૦ માઈલનો જેને દરિયાકિનારો છે અને જેને લગભગ ૨૫૦ જેટલાં નાનાંમોટાં બંદરો છે તેવા દેશને માટે વહાણવટાનો વિકાસ ઘણો જરૂરી માનવો જોઈએ.

ભારતમાં વહાણવટાના વિકાસને મહત્ત્વ આપનાર મુખ્ય બે પરિબળો છે. (૧) ભારતનું સંરક્ષણ અને (૨) વ્યાપારની વૃદ્ધિ. ઘણા લાંબા દરિયાકિનારાવાળા દેશને માટે વહાણવટાનો વિકાસ થવો જ જોઈએ. વળી માલસામાનની હેરફેર – આંતરિક તેમજ આંતરરાષ્ટ્રીય – પણ વહાણો દ્વારા થવી જોઈએ જેથી એટલો બોજો રેલવેને માટે પણ હળવો થાય. ભારતને ઘણા બધા વિદેશો સાથે વ્યાપારી સંબંધો છે. આ વ્યાપાર હજુ સુધી પરદેશી વહાણો દ્વારા ચાલતો હતો અને આજે પણ ચાલે છે, તો અહીં સ્વદેશી સાધનોનું પ્રમાણ વધવું જ જોઈએ.

વહાણવટાને બે ભાગમાં વહેંચી શકાય. એક ભાગ આંતરરાષ્ટ્રીય વ્યાપારને લગતો અને બીજો ભાગ આંતરિક વ્યાપારને લગતો. આંતરિક વ્યાપારમાં પણ સાગરકાંઠાનો એક ભાગ અને દેશની અંદરનો વળી બીજો ભાગ એમ માની શકાય. અત્યારે કુલ વિદેશ વ્યાપારમાં ભારતીય વહાણવટાનો ફાળો માત્ર ૭ થી ૮% જેટલો જ છે.

પહેલી યોજનામાં વહાણવટાના વિકાસ માટે રૂ. ૧૮ થી ૧૯ કરોડ ખર્ચવામાં આવ્યા હતા. બીજી યોજનામાં રૂ. ૫૨ કરોડ ખર્ચવામાં આવ્યા જે ફાળવણી કરતાં થોડાક વધુ હતા. ત્રીજી યોજનામાં વહાણવટાના વિકાસ પાછળ રૂ. ૫૫ કરોડ ખર્ચવાનું નક્કી થયું છે.

પ્રથમ યોજના શરૂ થઈ ત્યારે અને બીજી યોજના પૂરી થઈ ત્યારે અને વહાણવટાની ભારતની શક્તિ કેટલી માલૂમ પડે છે તે નીચેનું પરિશિષ્ટ બતાવે છે.

### ભારતીય વહાણવટાનો વિકાસ

| ભારતીય વહાણોની કુલ શક્તિ | ૧૯૫૦-૫૧ | ૧૯૫૫-૫૬ | ૧૯૬૦-૬૧ |
|---|---|---|---|
| વિદેશ વ્યાપાર ખાતે | ૧,૭૪,૦૦૦ ટન | ૨,૪૦,૦૦૦ ટન | ૬,૧૩,૦૦૦ ટન |
| કાંઠાના ,, ,, | ૨,૧૭,૦૦૦ ટન | ૨,૪૦,૦૦૦ ટન | ૨,૯૨,૦૦૦ ટન |
| કુલ | ૩,૯૧,૦૦૦ ટન | ૪,૮૦,૦૦૦ ટન | ૯,૦૫,૦૦૦ ટન |

પ્રથમ યોજના શરૂ થઈ ત્યારે ભારતીય વહાણોની માલ હેરફેર કરવાની કુલ શક્તિ લગભગ ૪ લાખ ટન જેટલી હતી, તે બીજી યોજના પૂરી થયે ૯ લાખ સુધી પહોંચી છે, અને લગભગ ૧૭૨ વહાણોનો કાફલો અત્યારે ભારત પાસે છે, જેનાંનાં ૨/૩ ભાગનાં વહાણો ભારતના વિદેશ વ્યાપારમાં કામે લાગેલાં છે. અને ૧/૩ ભાગનાં વહાણો આંતરિક વ્યાપારમાં કામે લાગેલાં છે. ત્રીજી યોજનામાં વહાણવટાની શક્તિને ૧૨-૫૬ લાખ ટન સુધી લઈ જવાની ધારણા છે.

ભારતીય વહાણવટાના વિકાસ માટે નૅશનલ શિપિંગ બોર્ડની સ્થાપના કરવામાં આવી હતી, જેની પુનઃરચના સને ૧૯૬૧માં કરવામાં આવી છે. આ સંસ્થા સરકારને વહાણવટાના વિકાસ માટે સલાહસૂચનો આપે છે. ભારતમાં વહાણવટાના ક્ષેત્રે ખાનગી કંપનીઓ સાથે રાજ્યે પણ પ્રવેશ કરેલો છે. કેન્દ્ર સરકારે શિપિંગ કૉર્પોરેશન ઑફ ઈન્ડીઆ નામની કંપની ઊભી કરી છે. આ સંસ્થાની

ઉપશાખા તરીકે મોગલ લાઈન લિમિટેડ નામની સંસ્થા પણ કામ કરે છે, જે હજ કરવા જનાર યાત્રાળુ માટે ખાસ મુકરર થયેલ છે. ખાનગી સાહસના ક્ષેત્રે સિંધિયા સ્ટીમ નૅવિગેશન કંપની, ગ્રેઈટ ઈસ્ટર્ન કંપની, જયંતી શિપિંગ કંપની જેવી સંસ્થાઓ પણ કામ કરી રહી છે.

વિદેશ વ્યાપારના ક્ષેત્રે વહાણવટાનો વિકાસ ગણનાપાત્ર ગણી શકાય પણ સાગરકાંઠાના વહાણવટાનો વિકાસ નિરાશાજનક પરિણામો બતાવે છે. જે પરિશિષ્ટમાં બતાવવામાં આવ્યું છે.

### સાગરકાંઠાના વહાણવટાનો વિકાસ

| | પ્રથમ યોજના | બીજી યોજના |
|---|---|---|
| લક્ષ્યાંક | ૩·૧૨ લાખ ટન | ૪·૨૦ લાખ ટન |
| સિદ્ધિ | ૨·૪૦ „ „ | ૨·૬૮ „ „ |

ઉપરના આંકડાઓ પરિસ્થિતિ સ્પષ્ટ કરે છે. એના કારણરૂપે સરકારની રેલવેવિષયકનીતિ જવાબદાર છે, એમ વહાણવટાના નિષ્ણાત શ્રી એમ. એ. માસ્ટર જણાવે છે. તેમણે કહ્યું છે, "The Railways continued their policy of diversion... This created a serious crisies for coastal vessels"

આ ઉપરાંત કેન્દ્ર સરકાર પોતાને હસ્તક વહાણનું બાંધકામ પણ ચલાવે છે, વહાણ બાંધવાનો એક ધક્કો વિશાખાપટ્ટનમ ખાતે છે જે દર વર્ષે ચાર મોટાં આધુનિક વહાણોનું બાંધકામ કરી શકે છે. અત્યાર સુધીમાં ૩૩ વહાણો બાંધી નાખ્યાં છે અને બીજા બાર વહાણોનું બાંધકામ ચાલુ છે. વહાણ બાંધવાનો બીજો ધક્કો કોચીન ખાતે ઊભો કરાઈ રહ્યો છે; જે પ્રતિ વર્ષ ૮૦ હજાર ટન જેટલી શક્તિ ઊભી કરશે. રૂ. ૨૦ કરોડની આ યોજના ત્રીજી પંચવર્ષીય યોજનાના ભાગરૂપે નક્કી કરવામાં આવેલ છે.

વહાણવટામાં કેળવાયેલા અને કુશળ માણસોની જરૂર પડે છે તે માટે સરકારે ચાર વહાણો જુદાં ફાળવેલાં છે. મુંબઈ અને મદ્રાસ ખાતે વહાણવટાની ઈજનેરી કૉલેજો પણ સ્થાપવામાં આવી છે.

ભારતમાં ૭ મુખ્ય બંદરો છે. કલકત્તા, કોચીન, કંડલા, મુંબઈ, મદ્રાસ અને વિશાખાપટ્ટનમ. ૧૯૬૦–૬૧માં આ ૭ બંદરોએ ભેગા મળી ૩૩૭ લાખ ટન માલસામાનની હેરફેર કરી હતી જે ૬૧–૬૨માં વધીને ૩૩૯ લાખ ટન વધી હતી. મુંબઈ, કલકત્તા અને મદ્રાસનાં બંદરોની વ્યવસ્થા ખાસ રચવામાં આવેલાં બોર્ડો દ્વારા જ ચાલે છે જ્યારે બાકીનાં ત્રણ બંદરોની વ્યવસ્થા કેન્દ્ર સરકાર પોતે કરે છે. ભારતના સાગરકાંઠા ઉપર લગભગ ૨૨૫ જેટલાં નાનાં બંદરો આવેલાં છે જેમાંનાં ૧૫૦ ચાલુ ઉપયોગમાં લેવાય છે – જે બધાં જ ભેગાં મળીને કુલ ૬૦ લાખ ટન જેટલા કુલ માલસામાનની પ્રતિવર્ષ હેરફેર કરે છે. આ બધાં બંદરોની વ્યવસ્થા અને વિકાસની જવાબદારી રાજ્ય સરકારોને હસ્તક છે. ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન નાનાં બંદરોના વિકાસ માટે જે કાર્ય હાથ ધરાશે તેને પરિણામે આ બંદરો કુલ ૯૦ લાખ ટન માલસામાનની હેરફેર કરી શકશે તેવો અંદાજ છે.

પહેલી પંચવર્ષીય યોજના દરમ્યાન ૨૭·૬ કરોડ, બીજી યોજના દરમ્યાન ૩૩ કરોડ અને ત્રીજી યોજના દરમ્યાન ૧૧૫ કરોડ રૂપિયાનો ખર્ચ બંદરોના વિકાસ માટે કરવાનો નક્કી કર્યો છે. પહેલી યોજનાની શરૂઆતમાં ભારતનાં બંદરો પ્રતિવર્ષ ૨૦૦ લાખ ટન માલસામાનને હેરફેરની સગવડતા આપતાં હતાં જે વધીને યોજનાને અંતે ૨૫૦ લાખ ટન થઈ હતી. બીજી યોજનાને અંતે ૩૩૦ લાખ ટન જેટલી વધી હતી અને ત્રીજી યોજનામાં બંદરોની માલસામાનની હેરફેરની શક્તિ ૪૯૦ લાખ ટન જેટલી કરવાનો અંદાજ છે. ત્રણે યોજનાઓમાં ચાલુ બંદરોને દુરસ્ત કરવાં, તેમની શક્તિ વધારવી વગેરે પર વધુ ભાર મૂકવામાં આવેલ છે. નવાં બંદરોના વિકાસ પાછળ પ્રમાણમાં ઓછું ધ્યાન અપાયું છે. ઈ. સ. ૧૯૬૧–૬૨માં ઉપર જોયેલાં છ બંદરોએ ૫૪૫ લાખ ટન માલસામાનની હેરફેર કરી હતી અને ૪૬૦ લાખ રૂપિયાની ઉપજ આ દેશને આપી હતી.

### ૬. હવાઈ વાહનવ્યવહાર

ભારતમાં નાગરિક હવાઈ વાહનવ્યવહાર એકાદ અપવાદ સિવાય દેશની સરકાર હસ્તક છે. ઈન્ડીઅન એરલાઈન્સ કૉર્પોરેશન નામની એક સંસ્થા સ્થાપવામાં આવી છે જે ભારતનાં અગત્યનાં મોટાં શહેરોને હવાઈ વાહનવ્યવહારની સેવાથી જોડે છે. તે ઉપરાંત નજીકના પડોશી દેશો – અફઘાનિસ્તાન, પાકિસ્તાન, બર્મા, સિલોન અને

નેપાળ – ને પણ ભારત સાથે સેવાથી જોડે છે. આ સંસ્થા પાસે અત્યારે લગભગ ૧૦૦થી વધુ વિમાનોનો કાફલો છે.

આ ઉપરાંત ભારતને પરદેશો સાથે જોડવા માટે એરઈન્ડીઆ ઈન્ટરનેશનલ નામની એક બીજી સંસ્થા ઊભી કરવામાં આવી છે જે ભારતને પોતાની સેવાથી વિદેશો સાથે જોડે છે.

હવાઈ વાહનવ્યવહારનું રાષ્ટ્રીયકરણ થઈ ગયેલું છે. ભારતની પહેલી અને બીજી યોજના દરમ્યાન કુલ રૂા. ૨૩ કરોડ ખર્ચવામાં આવ્યા છે. ત્રીજી યોજનામાં રૂા. ૨૫ કરોડ ખર્ચવાની ધારણા છે.

ભારતમાં ઉડ્ડયનની તાલીમ આપવા માટે ૧૭ જેટલી કલબો સ્થાપવામાં આવી છે. ઈ. સ. ૧૯૬૨ દરમ્યાન આ સંસ્થાઓએ કુલ ૨૨૭ જેટલા લોકોને ઉડ્ડયનની તાલીમ પૂરી પાડી છે. આ ઉપરાંત નાગરિક વિમાન વ્યવહાર ખાતાના હાથ નીચે લગભગ ૮૨ જેટલાં હવાઈ બંદરો છે જેની દેખભાળ, વ્યવસ્થા અને નિયમન તે ખાતાને જ હસ્તક છે. મુંબઈ, કલકત્તા અને દિલ્હીને આંતરરાષ્ટ્રીય હવાઈમથકો તરીકે જાહેર કરવામાં આવ્યાં છે.

વિવિધ દેશો સાથે વિમાની વ્યવહારના કરારો કરીને નાગરિક હવાઈ વાહનવ્યવહારના વિકાસના પ્રયત્નો થાય છે.

વાહનવ્યવહાર તરીકે હવાઈ વાહનોનો ઉપયોગ ભારતમાં હજુ શિશુ અવસ્થામાં છે. વિમાનો બાંધવાનાં કારખાનાંઓ આ દેશમાં શરૂ કરવામાં આવ્યાં છે તે મગરૂબીની બાબત છે.

અહીં આપણે ભારતના સંદર્ભમાં વાહનવ્યવહારનાં તમામ સાધનોનો અભ્યાસ પૂરો કરીએ છીએ.

વાહનવ્યવહારના ક્ષેત્રે જે પરિસ્થિતિ આપણે તપાસી છે તેને ટૂંકમાં નીચે પ્રમાણે રજૂ કરી શકાય:

(૧) વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહાર માણસોની અને ચીજવસ્તુઓની હેરફેરમાં મહત્ત્વનો ફાળો આપે છે તેથી અર્થતંત્રમાં ગતિશીલતાનું તત્ત્વ તે ઉમેરે છે અને કુલ ચાર આર્થિક પ્રવૃત્તિઓમાં વહેંચણી અને વિનિમયને મદદ કરે છે.

(૨) વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારનાં સાધનો રોજગારીને પણ પોષે છે.

(૩) ભારતમાં પાકા રસ્તાઓ કરતાં કાચા રસ્તાઓનું પ્રમાણ વધુ છે. સામાન્ય રીતે રસ્તાઓનું પ્રમાણ જરૂર કરતાં ઘણું જ ઓછું છે. સરકારે રસ્તાનાં વાહનો ઉપર નિયંત્રણો પણ મૂકયાં છે. વધુ ફાયદાકારક હોવા છતાં રસ્તાઓના વિકાસ પાછળ પ્રમાણમાં ઓછું ધ્યાન અપાયું છે.

(૪) પ્રથમ બે યોજનાઓમાં રસ્તાઓનું કામ સારું થયું છે. 'નાગપુર યોજના' જો સફળ થાય તો રસ્તાઓના ક્ષેત્રે ઘણું કામ થયું ગણાશે. બીજાં સાધનો કરતાં રસ્તાના વાહનવ્યવહારના વિકાસ પાછળ વધુ ધ્યાન આપવું જોઈએ એવો એક અભિપ્રાય છે.

(૫) ભારતીય રેલવે દુનિયામાં બીજા નંબરની રેલવે મનાય છે, અને છેલ્લાં પંદર વર્ષમાં કામગીરી તથા ઉપજના ક્ષેત્રે સારી કામગીરી કરી બતાવી છે. ઉતારુઓની હેરફેરની ઉપજ કરતાં માલસામાનની હેરફેરની ઉપજ વધુ છે.

(૬) રેલવેને માટે મૂડીનો અને આધુનિકરણનો – એમ બે મોટા પ્રશ્નો ગંભીર વિચારણા માગે છે. બે યોજનાઓમાં સારો વિકાસ થયો છે પરંતુ મૂડીનો પ્રશ્ન વિકાસના કાર્યક્રમોને રૂંધે છે.

(૭)રેલવેના જરૂરી માલસામાનના પુરવઠા વિષે સ્વાવલંબનના સફળ પ્રયાસો થયા છે, અને મોટા ભાગનો માલ દેશમાં જ ઉત્પન્ન થાય છે.

(૮) જળવાહનવ્યવહારમાં ભારત ખૂબ પછાત છે. વિકાસની તક પણ ઘણી જ ભારે છે. વિદેશ વ્યાપારના ક્ષેત્રે ઉપયોગી વહાણવટું વિકસ્યું છે પણ સાગરકાંઠાનો ક્ષેત્રે ઉપયોગી વહાણવટું લક્ષ્યાંકોમાં પાછળ રહી ગયેલ છે. યોજનાઓમાં જરૂર પૂરતું ધ્યાન જળવાહન-વ્યવહારના ક્ષેત્રે અપાયું નથી.

(૯) નાગરિક હવાઈ વાહનવ્યવહારમાં ભારત માત્ર શરૂઆત જ કરે છે. શરૂઆત સારી ગણી શકાય તેવી છે. હવાઈ વાહનવ્યવહારનાં સાધનોના ઉત્પાદનના ક્ષેત્રે સ્વાવલંબના પ્રયાસો શરૂ થયા છે.

(૧૦) રેલવે અને રસ્તાના તથા જળવાહનવ્યવહારના સંકલનની આ તબક્કે ઘણી જરૂર જણાય છે જેથી આ ક્ષેત્રનાં સાધનોનો દુર્વ્યય અટકે.

*

# પંચોતેરમા વર્ષમાં પ્રવેશ : કેટલીક અંગત વાતો

બેચરદાસ દોશી

[પ્રાકૃત અને અર્ધમાગધીના માનાર્હ અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ.]

[આ વર્ષે સ્વાતંત્ર્ય દિન પ્રસંગે—૧૫મી ઑગસ્ટને રોજ—ભારતના રાષ્ટ્રપતિએ જે થોડા ભારતીય વિદ્વાનો અને શિક્ષકોનું બહુમાન કર્યું તેમાં પંડિત બેચરદાસજીનો સમાવેશ થયેલો જોઈ ગુજરાતમાં આપણને સૌને સ્વાભાવિક આનંદ થયો. તેમાં ય, એલ. ડી. આર્ટ્સ કૉલેજ માટે તો આ બનાવ સવિશેષ ગૌરવ અને ઉત્સાહ આપનારો હતો. તા. ૫ સપ્ટેમ્બરને રોજ—રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણનના જન્મદિન, શિક્ષક દિનની ઉજવણી પ્રસંગે—પંડિત બેચરદાસજીને સન્માનવાનો ખાસ મેળાવડો એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં યોજાયો હતો. ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી. લાલભાઈ દેસાઈ પ્રમુખસ્થાને હતા. સન્માનના જવાબ રૂપે પંડિતજીએ અતિ સંક્ષેપમાં બે શબ્દો કહ્યા હતા. પણ પોતાની વાતો વિષેની વિગતો કહેવાની મેં એમને વિનંતી કરી તે મુજબ નીચેનો લેખ પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે. આ વર્ષે તા. ૧૬ ડિસેમ્બરે ૧૯૬૩ને રોજ પં. બેચરદાસ દોશીએ પંચોતેરમા વર્ષમાં પ્રવેશ કર્યો. એમની વિદ્વત્તા, નમ્રતા અને સાદાઈ આપણને સહુને પ્રેરણાદાયી નીવડો! 'અભ્યાસ' માટે આ લેખ ખાસ લખવા બદલ મુરબ્બી લેખકનો હું હાર્દિક આભાર માનું છું.—પુ. ગ. મા.]

આ લાલભાઈ દલપતભાઈ મહાવિદ્યાલય જ્યારથી સ્થપાયું તેને બીજે જ વર્ષે તેમાં અધ્યાપકના કામ ઉપર ચડેલ છું. એટલે આજકાલ કરતાં મને અહીં તમારા સૌના સમાગમમાં આવ્યે આશરે પચીશેક વસંતો વીતી ગઈ.

એ અરસામાં ચડતી-ઊતરતી કોટીના વિવિધ મનોવૃત્તિવાળા અનેક અધ્યાપક બંધુઓ તથા મારાં વિદ્યાર્થિની-વિદ્યાર્થી બહેન-ભાઈઓના સંપર્કમાં આવવાનો અસાધારણ લાભ મળ્યો. આવો વિરલ લાભ મળવાથી વિદ્યાભ્યાસની દૃષ્ટિએ અને મારા જીવનઘડતરની દૃષ્ટિએ પણ મને એવો ફાયદો થયેલ છે જે બીજા કોઈ ક્ષેત્રમાં કદી ન થાત. એટલે આ અંગત વાત લખતાં પહેલાં મારાં વિશેષ પ્રિય એ સ્વજનોને સાદર સંભારું છું.

મારા જાતઅનુભવથી કહું છું કે જીવનના ઘડતરમાં માતા-પિતા, પત્ની, પુત્રપુત્રીઓ, સહવાસી બહેનભાઈઓ, નાનાથી માંડીને મોટા નોકરચાકરો હરિજનસહિત, કુટુંબ, સમાજ અને દેશ તથા વિશ્વનું વાતાવરણ ઉત્તરોત્તર મને તો ઉપકારક જ નીવડેલ છે એથી એમને સૌને પણ પંચોતેરમા વર્ષમાં પ્રવેશ કરતાં મંગળમય ભાવે યાદ કરું છું.

આ સાથે જીવનનાં ઘડતર, નિર્વાહ, રક્ષણ, પોષણ અને ઉત્તરોત્તર વિકાસના કાર્યમાં માતા પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ અને વનસ્પતિ તથા ગગન અને કાળ એ તમામનો ક્ષણે ક્ષણે ઉપયોગ કરવો પડે છે. કદાચ માતપિતા કે બીજા સહાયકોની ગેરહાજરીમાં પણ જીવી શકાય પરંતુ આ પૃથ્વી વગેરે તત્ત્વોનો ટેકો ન હોય તો જિવાય જ નહિ. એટલે પાણીના નાના ટીપાથી એક નાના તણખલા કે રાખ સુધીના તમામ પદાર્થોને તેમનું ઋણ સ્વીકારી—તેમની ઉપકારકતા કદી પણ વીસરી શકાય એવી નથી—એથી પરમાત્માની પેઠે જ તેમનું પણ મંગલમય સ્મરણ કરું છું. મારે મન આ બ્રહ્માંડ અને પરમાત્મામાં વાસ્તવિક ભેદ નથી એથી આ સ્મરણમાં પરમાત્મા પણ સમાઈ જાય છે.

આ બ્રહ્માંડનું ઋણ તો જ થોડું ઘણું ચૂકવી શકાય કે જો જીવનના નિભાવ સારુ ઓછામાં ઓછો આ બ્રહ્માંડને ઘસારો આપી શકાય એટલે પોતાની જાતને બરાબર ખડતલ બનાવવી, બરાબર કસવી, મર્યાદા, સંયમ અને સહનશીલતા કેળવવી અને કોઈ પ્રકારના ફળની અપેક્ષા રાખ્યા વિના ગીતાજીમાં કહ્યા પ્રમાણે જીવનને ચલાવવું:

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः
अघायुरिन्द्रियारामो मोघं पार्थ ! स जीवति ॥

અધ્યાય ૩, શ્લોક ૧૬

અર્થાત્ બીજાને ભોગે જે મનુષ્ય આરામશીલ છે તે પાપી જીવનવાળો છે એમ ગીતા સ્પષ્ટ કહે છે. તાત્પર્ય–"તેન ત્યક્તેન ભુંજીથા:" એ વાક્યમાં બધું જ કહેવાનું સમાયેલ છે.

અંગત વાત લખવાનું જરૂર ટાળત પણ એક પ્રસંગ આપણી આદરપાત્ર અને નિયામક લોકશાહી સરકારે મારે સારુ ઊભો કર્યો અને તે બધે જ જાહેર પણ થઈ ગયો એટલે આ મહાવિદ્યાલયમાં તેને છુપાવી શકાય એવું ન રહ્યું.

આપણા સૌના સ્નેહી અને સરખા આદરપાત્ર આપણા આચાર્યશ્રીએ એ પ્રસંગને બહાને તમારી સૌની વચ્ચે મને ઊભો કર્યો અને સાથે સૂચના પણ કરી કે તમારી અંગત વાત સંક્ષેપમાં જરૂર લખી આપો. મેં તો "જી હા" જ કર્યા કર્યું. પણ લખવાનું ટાળવાનું ધાર્યું ત્યાં તો આચાર્યશ્રીએ ઉઘરાણી કરી તેથી હવે લખ્યા વિના છૂટકો નથી અને લખવામાં જ વિનય છે એમ ધારી લખવાનું મંડાણ કરું છું.

મારું વતન વલભીપુર એટલે આજનું વળા ગામ. વલભીપુર ઘણું પ્રાચીન નગર છે. તેમાં એક કાળે બૌદ્ધોનાં, જૈનોનાં અને વૈદિકોનાં મોટાં મોટાં વિદ્યાધામો હતાં. જૈનધર્મનાં શાસ્ત્રોનો તો ત્યાં જ ઉદ્ધાર થયેલ છે. ત્યાં ખોદકામ કરવાથી ઘણી પ્રાચીન વસ્તુઓ–શિલાલેખો, તામ્રપત્રો, સીલો, મૂર્તિઓ વગેરે હાથ લાગેલ છે. મોટાં મોટાં નળિયાં અને ધાતુના રસથી બનેલી હોય એવી મોટામાં મોટી મજબૂત ઈંટો પણ ત્યાંથી મળેલ છે. પૂરું ખોદકામ થાય તો હજુ ઘણું જ મળી શકે ખરું.

નામ તો વળા છે પણ હમણાં ત્યાંના ભૂતપૂર્વ રાજવીએ પાછું તેનું અસલ નામ ચાલુ કરેલ છે અને પોસ્ટખાતાએ પણ વલભીપુર નામને મંજૂર રાખેલ છે. રેલવેનું સ્ટેશન નથી પણ ભાવનગર જતાં વચ્ચે ધોળા જંક્શન આવે છે ત્યાંથી ઊતરી બસમાં વળા જઈ શકાય છે. ધોળાથી દશેક માઈલ ખરું.

મારા પિતાનું નામ જીવરાજ દોશી. મારા વડવાઓ દૂષ્ય–કપડા–નો ધંધો કરતા હશે એટલે તેઓ 'દોશી' કહેવાયા. માત્ર મારા નામ સાથે 'દોશી' શબ્દ અર્થ વગરનો છતાં પિતાપિતામહની પરંપરાને સૂચવવા વળગાડી રાખ્યો છે.

મારાં માતાનું નામ ઓતમબાઈ. તેમનું વતન સણોસરા. આમ તો સણોસરાને કોઈ જાણતું જ નહોતું પણ સ્વ. નાનાભાઈ ભટ્ટે પોતાની ખાસ પદ્ધતિની કેળવણીનું કેન્દ્ર "લોકભારતી" સ્થાપીને સણોસરાને એક તીર્થ તરીકે જગજાહેર કરેલ છે.

મારાં પ્રથમ પત્નીનું નામ ચંદન (વતન ભાવનગર). તેઓ તો ૭ મહિનાનો સૌરભમય સહવાસ આપી વિલય પામ્યાં. પછી અજવાળી (વતન અમરેલી). આ સાહચર્ય અમે માણીએ છીએ. મારા જીવનમાં આમણે ઘણો મોટો ભાગ ભજવ્યો છે. દુઃખસુખમાં સદા સાથે રહેતાં આવ્યાં છે. અને તેમને સહન પણ ઘણું જ કરવું પડ્યું છે છતાં તે દૃઢ અને પૂરાં વત્સલ છે.

સંતાનો : ૧. લલિતાબેન. એમ. એ. બી. ટી.
૨. ડૉ. પ્રબોધ પંડિત.[1]
૩. લાવણ્યવતીબેન. મૉંટેસરી ટ્રેઇન્ડ.
૪. શિરીષ પંડિત.[2]

દેશની ગરીબાઈ જાણીતી છે. તેમાં ગામડાની ગરીબાઇ તો વિશેષ પ્રકારની છે. શહેરી લોકોના ખ્યાલમાં એ ગરીબાઈ આવવી કઠણ છે. મારી ઉંમર આશરે દશેક વર્ષની. છપ્પનનો ભયંકર દુકાળ. પિતાનું અવસાન થયાના ત્યાં સમાચાર આવ્યા. મને ભણવા માટે મોસાળ એટલે સણોસરા મોકલેલો. મરણ શું? એ જ હું ન જાણું. રૂઢિ પ્રમાણે કાણમોકાણ થઈ. હવે આધારમાં ઊંચે આભ અને નીચે ધરતી. પિતા હતા ત્યાંસુધી એ આધાર. ગરીબાઈ છતાં જે કાંઈ માતાના અંગ પર રૂપિયા સોએકનું ઘરેણું હતું તે તમામનો ધુમાડો લોકરૂઢિને લીધે કરવો જ પડ્યો. માતા તેજસ્વી, પુરુષાર્થી, પુત્રોની આશા પર તે જીવનસંગ્રામ ખેલવા તત્પર થઈ ગઈ–દળણું, સીવણ, પારકાં ઘરનાં કામકાજ એ બધું માતાએ એવી રીતે ગોઠવેલ કે મને તો દુષ્કાળની ખબર જ ન પડી. રોજ રાતના મોડે સુધી સીવણ ચાલે. ગામની વહુદીકરીઓના કરિયાવરો સુદ્ધાં તૈયાર કરી આપે. છેક મળસ્કા સુધી દળણું–દશ શેરથી પોણો મણ સુધીનું. મળતર માત્ર ચાર કે ૭ આના. સોંઘું એટલું બધું કે માણસ દીઠ માત્ર પાંચ રૂપિયામાં ભયોભયો–ચૂરમાના લાડવા ખાઈ શકાય. પણ નાણું–રૂપિયા–જ ન મળે. કાલાં ફોલવાં, રાખ ચાળવી વગેરે પણ પ્રવૃત્તિ ચાલુ. કંદોઇને ત્યાંથી રાખના ભરેલા તાવડા માતા માથે ઉપાડી લાવે. એક એક તાવડો બે મણનો તો ખરો જ. અમે મા-દીકરો રાખ

ચાળીએ. ચાળતી વખતે મોઢામાં રાખ ન જાય માટે મોઢાં ઉપર કપડું બાંધીએ. એ ચાળેલી રાખ દરબારી કોઠારમાં અનાજમાં નાખવા માટે ખપી જાય. રૂપિયાની સો માણાં અપાતી એમ યાદ છે. આમ માતાએ પોતાના આપબળે અમને બે ભાઈઓ અને એક બહેનને ઉછેર્યાં. ત્રણમાંથી અત્યારે તો એક એકલો હું જ છું. માતાનું કામ જોઇને તેને સહાયતા કરવાનું મન થઈ જાય અને જે જેટલું જેવું આવડે એવું કરું પણ ખરો. મારું શરીર નબળું, માથે અધમણપોણામણની કપાસની ગાંસડી હોય, માથું ડગમગે પણ ધીરેધીરે હેમખેમ પહોંચાડું. માંદગીમાં દવાના સોગન–પરમાત્માનું નામ દવા. ઈશ્વરે જ રખવાળી કરી તેથી જ આટલે સુધી પહોંચાયું. આ અમારી પરિસ્થિતિ છતાં માતાએ કોઇની પાસે હાથ લાંબો નથી જ કર્યો, એ જ એની પુરુષને પણ દુર્લભ વીરતા. આવી કઠણ પરિસ્થિતિમાં મામા જુવારનાં છાલકાં કોકકોક વાર મોકલતા હતા એ એમનું વાત્સલ્ય. માતાને ચરણે પહેલેથી જ ભક્તિ–મહાવીરસ્વામીની પૂજા કરતાં પહેલાં માતાની જ પૂજા કરતો. માતાનું ઋણ ચૂકવી શકાય એમ નથી જ.

વળામાં ધૂડીનિશાળે બેઠેલો. માસ્તર એવા અશક્ત કે સૂતાં સૂતાં જ ભણાવે. ભૂલચૂક આવી કે લાંબી લાકડી છૂટી જ. મોસાળમાં ચારપાંચ ગુજરાતી ભણ્યો. ભણું તો શું પરિણામ આવશે એની ખબર જ નહિ પણ મન ભણવા તરફ જાય. અમારા ગામના બેએક જણ સંસ્કૃત ભણવા બહાર ગયા એથી મેં પણ હઠ લીધી–મારે પણ ભણવું જ છે. માતા માટે પુત્રો આંખ સમાન છે એટલે માતાએ તરત તો રજા ન આપી પણ પછી ભણવા બહાર મોકલ્યો.

મારાં અસલ ગોહિલવાડી ઉચ્ચારણો–'ચ' ને બદલે 'સ' અને 'સ' ને બદલે 'ચ'. 'ચંદ્રમાને' 'સંદરમા' કહું અને 'સસલો'ને "ચચલો" કહું. અમારી પાઠશાળાની શરૂઆત માંડલ (વીરમગામ પાસે)માં નવલખાની મેડીમાં થઈ. "કર્તા ભૂભૃચ્ચ ચન્દ્રમાઃ"માં આવેલા 'ચંદ્રમા'ને 'સંદરમા' બોલું. પાઠશાળાના નિયામકે આ ઉચ્ચારણ સાંભળતાં જ પાઠશાળામાંથી રજા આપી દેવાની વાત કરી. વાત સાંભળતાં જ થોડા જ વખતમાં 'સંદરમા'નું 'ચન્દ્રમા' થઈ ગયું. પછી તો બધાં જ ઉચ્ચારણો સુધરી ગયાં.

ગુજરાતી પાંચ છ ભણેલો એવો પાધરો જ સંસ્કૃતમાં પેઠો. ભણવાનો કોઇ ક્રમ નહિ, ભણીને શું કરવું છે તેની પણ ખબર નહિ. ઇતિહાસ, ભૂગોળ, ગણિત વગેરે માધ્યમિક શાળામાં જે શીખ્યો તેટલું જ. પલાખાં અને લેખાં મને સારાં આવડતાં. વર્ગમાં પહેલો-બીજો નંબર જરૂર રાખું. એક વાર અમારી પરીક્ષા હતી. દાખલો ગણવાનો હતો. માસ્તરે જોયું કે બરાબર ખરો જવાબ આવ્યો નથી તેથી નિશાની કરીને મને ખરો જવાબ લખવાની ચૂપચાપ સૂચના કરી પણ ગમે તે કારણે એ સૂચના મેં ન ગણકારી. પાસ તો થયો જ, માત્ર નંબર ન મળ્યો. એ વખતે માસ્તરની સૂચના માનતાં મનને ગમતું નહોતું તેથી જ તેને નહિ માની.

શ્રીધર્મવિજયજી નામના એક જૈનમુનિ હતા. શ્રાવકોના છોકરાને સંસ્કૃત ભણાવવાનો સૌથી પ્રથમ વિચાર જૈન સમાજમાં તેમના મનમાં જ ઊગ્યો. તે વખતે જૈન સમાજમાં સંસ્કૃત તો સાધુ જ ભણે. પણ સાધુને ભણાવવા ઠેઠ કાશીથી કે મિથિલાથી પંડિતો બોલાવવા પડતા. પંડિતો બ્રાહ્મણો એટલે સાધુની મર્યાદા ન જાળવે એથી શ્રીધર્મવિજયજી મહારાજના મનમાં એમ આવ્યું કે આપણા સમાજના જ શ્રાવકના છોકરા પંડિતો થાય અને સાધુઓને ભણાવે તો દૂરથી પંડિતો બોલાવવાનું મટી જાય અને જૈન પંડિતો સાધુઓની મર્યાદાઓ પણ સાચવે.

જ્યારે માંડલ ગયો ત્યારે જ મેં રેલવે પહેલવહેલી જોઈ. પાંચ છ ગુજરાતી ભણેલો છતાં તાર ટપાલની ખબર જ નહિ. અમારે ત્યાં કોઈના લગ્નની કંકોતરી કોક જ વાર વરસે બે વરસે આવે. એ સિવાય નહિ કોઈ કાગળ કે પતર. એક પૈસાનું પત્તું અને બે પૈસાનું કવર. લોકો કહે રેલના ડબામાં બેસવાનું. 'ડબો' શબ્દ સાંભળીને મને એમ થયું કે લોકો ડબામાં કેવી રીતે બેસતા હશે? ફક્ત મેં ઘાસલેટનો જ ડબો જોયેલો. એટલે મેં ધારેલું કે ઘાસલેટના ડબા હારબંધ ગોઠવીને પછી તેના ઉપર લોકો બેસતા હશે. માંડલ જતી વખતે જ્યારે રેલવેનો ડબો નજરોનજર જોયો ત્યારે મને ભારે અચંબો થયો અને તેમાં બાંકડા ઉપર બેસવાની મજા પણ આવી.

આ જમાનો અને મારો જમાનો–આકાશપાતાળ જેટલું અંતર થઈ ગયું છે. માંડલથી ઘેર આવ્યો પણ

શું કરવું તે જ ન સૂઝ્યું. લઘુકૌમુદીની પાંચ સંધિ કરેલી પણ વળામાં એ સંધિઓ શું કામ આવે? ત્યાં તો કોઇની દુકાને બેસીએ અને આંટાફેરા કરીએ. અબોટિયાં–ધોતિયાં–ધોવાં જઇએ અને સાથે ભેંશ કે ઘોડીને પાણી પાવા લઈ જઈએ તો માંડ મહિને બેથી પાંચ રૂપિયા–પાંચ રૂપિયા તો વધારેમાં વધારે–મળે. આવું મને કાંઇ ન આવડે.

માંડલથી આવીને કપાસ પીલવાના જીનમાં રોજના પાંચ આનાની મજૂરીએ કામ કરેલું. જીનમાં રૂનાં ધોકડાં ભરાય. ધોકડાં એટલે બાંધ્યા વિનાની રૂની ગાંસડી. જ્યારે રૂ ધોકડામાં નાખે ત્યારે પવનને લીધે રૂનાં પુંભડાં ચારે કોર ઊડી જાય. એ પુંભડાંને વીણીને પાછાં ધોકડામાં નાખવાનાં. એક ધોકડે બે પૈસા. રોજ દસેક ધોકડાં ભરાય એટલે પાંચ આના–વીશ જૂના પૈસા મળે. કોકવાર ચણાની દાળને–શેકેલી અને મસાલો ચડાવેલી–મશાલી દાળને તથા એવી જ રીતે મસાલાવાળી કળથીને પણ વેચેલી. ગામમાં થાળી અને માપ લઈને વેચવા જાઉં. એમાં પણ રોજના ત્રણચાર આના મળી જાય. પણ મન તો ભણવા તરફ એટલે વળી મેસાણે જૈન પાઠશાળામાં ભણવા ગયો.

માંડલની કે મેસાણાની પાઠશાળામાં જૈન વિદ્યાર્થીને ખાવાનું, રહેવાનું, કપડાં વગેરે વિના ખર્ચે જ મળતું; ઉપરાંત મહિને બાર આના રૂપિયો વાપરવાનો મળતો એવી સરસ સગવડ હતી. ખાવાપીવાનું સારું જ મળતું અને મહિનામાં બે વાર મિષ્ટાન પણ મળતું. મેસાણામાં ભાંડારકરની સંસ્કૃતમાર્ગોપદેશિકાની પ્રથમ બુક માત્ર મહિનામાં જ પૂરી કરી નાખી.

માતાજીને મેં બનારસ ભણવા જવાની વાત કરેલી પણ આટલે બધે દૂર મોકલવાની તેમની હિંમત ન ચાલે. મેસાણા તો બહુ દૂર ન ગણાય અને ત્યાં જે મેનેજર હતા તે અમારા ગામના જ હતા, એટલે મોકલેલો.

માંડલમાં, મેસાણામાં અને બનારસમાં ભણવા ઉપરાંત ધાર્મિક કર્મકાંડો ફરજિયાત કરવાં પડતાં. મંદિરમાં જવાનું, પૂજા કરવાની, સાંજે પ્રતિક્રમણ કરવાનું, મહિનામાં તિથિએ એકાસણું (એકવાર ખાવાનું વ્રત) વગેરે કરવાનું.

મેસાણાથી પરભાર્યો અમારા ગામના એક ભાઇ સાથે વિક્રમ સંવત ૧૯૬૦ની સાલમાં એટલે ઇસવીસન ૧૯૦૩માં બનારસ પહોંચી ગયો. અને બનારસ પહોંચ્યા પછી માતાને કાગળ લખીને ખબર આપેલા.

જે ભાઈ સાથે બનારસ ગયેલો તે એક તો અમારા ગામના. મારા તરફ વિશેષ કાળજી ધરાવનારા અને મને કોઈ પણ અગવડ ન આવે એવું ચોક્કસ ધ્યાન રાખનારા એટલે માતાજીને થોડી ઘણી નિરાંત ખરી.

માતાજીને ખરી ચિંતા તો એ રહેતી કે ક્યાંક છોકરો સાધુ ન થઈ જાય. જૈન સાધુઓ એ વખતે નાના છોકરાઓને સમજાવી, ફોસલાવી, વિવિધ પ્રકારની લાલચ આપી સાધુ બનાવી દેતા. બનારસ પાઠશાળાના સ્થાપક અને સંચાલક શ્રી ધર્મવિજયજી મુનિ હતા. એટલે માતાજીને મારો સાધુ થઈ જવાનો ભારે ડર. પણ પાઠશાળા બરાબર ચાલે અને દૂર દૂરથી છોકરાઓને માતાપિતા પાઠશાળામાં ભણવા મોકલે માટે જ મહારાજ શ્રી ધર્મવિજયજીએ એવી પ્રતિજ્ઞા જાહેર કરેલી કે જ્યાં સુધી પોતે પાઠશાળાનું સંચાલન કરે છે ત્યાં સુધી એક પણ છોકરાને દીક્ષા નહિ જ આપે. આમ છતાં મારાં માતાજી કહેતાં કે જમનો અને જતિનો–સાધુનો શો ભરોસો?

બનારસમાં પહોંચ્યા પછી શ્રી હેમચંદ્રાચાર્યે રચેલું સિદ્ધહેમલઘુવૃત્તિ નામનું વ્યાકરણ ભણવું શરૂ કર્યું. પં. સુખલાલજી પણ મારા પહેલાં બનારસ પહોંચેલા અને તેમણે પણ સિદ્ધહેમબૃહદ્‌વૃત્તિનું અધ્યયન શરૂ કરેલું. પોતે પ્રજ્ઞાચક્ષુ હોઈને તેમને એક માણસ વાંચવાના કામ માટે પાઠશાળાએ આપેલો. તેની મારફત વાંચીને વ્યાકરણને અક્ષરશઃ કંઠ કરે.

ભણાવનારા ત્યાંના હિંદી બોલનારા બ્રાહ્મણપંડિતો. મારા ભણવાના આરંભની કથા કહેવા પહેલાં બનારસના એ કાળના વાતાવરણનો પરિચય આપી દેવો જરૂરી છે.

બનારસમાં લગભગ સો દોઢસો વર્ષથી કોઈ જૈન સાધુ નહીં જ ગયેલો. સાધુનો વેશ જોઈને લોકો એમને નાટકિયા સમજવા લાગ્યા. 'જૈન' શું છે? એ કોઈને માહિતી જ નહીં. જ્યારે આ જૈની છે એવી ખરેખર ખબર થઈ ત્યારે તો જૈન લોક નાસ્તિક હોય છે એટલે એમને કોઈ અડકે પણ નહીં. વધારે પગારની લોભે જ બ્રાહ્મણપંડિતો પાઠશાળામાં ભણાવવા આવે પણ ઘરે જઈને નાહી જ લે. બનારસમાં રાજ્ય તો અંગ્રેજનું જ અને કૉલેજ વગેરેની કેળવણી ચાલુ થયેલી પણ જૈનો અને બ્રાહ્મણો વચ્ચે ભારે વિરોધ. એને લીધે ભાતભાતની વાતો અને

કહેવતો જૈનો માટે વહેતી થયેલી. જૈનધર્મ જ્યાં પ્રધાન હતો એવા મગધ દેશમાં જે કોઈ મરણ પામે તે ગધેડો થાય અને કાશીમાં મરે તે મોક્ષને પામે. આવી આવી કહેવતો ઘરઘર પ્રચલિત થએલી એટલું જ નહીં પણ એ વિરોધને લીધે બ્રાહ્મણ ગુરુઓએ અને પંડિતોએ જૈનધર્મ અંગે ઘણી જ જૂઠી વાતો ફેલાવેલી. એકવાર શ્રીમદનમોહન માલવિયાજી જેવા મહામના પુરુષ પાઠશાળા જોવા પધાર્યા ત્યારે તેમણે પાઠશાળાના સંસ્થાપક અને સંચાલક મુનિશ્રીને પૂછેલું કે જૈનો ગોહત્યા કરનારા છે, એ સાચી વાત છે? તેઓ જે રજોહરણ બગલમાં રાખે છે તે ગાયના પૂંછડાની નિશાની છે અને તેમના લોટા જેવા પાત્ર (તર્પણી)ની નીચે ચાર પાયા જેવા લાકડાના જે ટેકા છે તે ગાયના આંચળની નિશાની છે. આ બધું ખરું છે? આ સાંભળી સંચાલક મુનિરાજ તો ભારે આશ્ચર્યમાં પડ્યા અને તેમણે શ્રી માલવિયાજીને જૈનધર્મનો અહિંસાનો સિદ્ધાંત વિસ્તારથી સમજાવ્યો અને કહ્યું કે નાનામાં નાની કીડી પણ ન મરે એ માટે અમે રજોહરણ રાખીએ છીએ અને જ્યાં બેસવું હોય ત્યાં રજોહરણ વડે જગ્યાને પૂંજીને–પ્રમાર્જીને એવી રીતે બેસીએ છીએ કે એક ચુંટી પણ ન મરે.

આ વાત સાંભળ્યા પછી શ્રીમાલવિયાજી પણ હસ્યા અને વિરોધી લોકો કેવી કેવી વાતો ફેલાવે છે એવું કહ્યું અને આ પ્રસંગ પછી શ્રીમાલવિયાજી ઉક્ત મુનિરાજના મિત્ર તથા સહાયક બની ગયા.

મહારાજશ્રી ધર્મવિજયજીએ પોતાની પ્રતિભાયુક્ત વ્યવહારુ બુદ્ધિશક્તિથી અને લોકોને મળવાની કુનેહભરી યુક્તિથી તથા પંડિતોના તેમને યોગ્ય આદરસત્કારની પ્રવૃત્તિથી લોકોનાં તથા પંડિતોનાં મન જીતી લીધાં. એ એટલે સુધી કે કાશીના રાજાની પણ મુલાકાત થવા સુધી વાત આવી ગઈ. અહીં એ કહેવું જરૂરી છે કે જૈનસમાજમાં તે વખતે સાધુઓ તો ઘણા હતા પણ આવો વિદ્યાપ્રેમી અને વિદ્યાના પ્રચાર માટે અનેક કષ્ટો વેઠીને પગે ચાલીને બનારસ પહોંચનારો સાધુ તો આ એક જ વિરલો હતો. તેમની વ્યવહારુ કામ કરવાની ધગશને લીધે જ જ્યાં જૈનનું નામ પણ ન લઈ શકાય ત્યાં બનારસ યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળા સ્થપાઈ અને આશરે સો જૈન વિદ્યાર્થીઓ ત્યાં રહીને સંસ્કૃત વિદ્યાને ભણવા લાગેલા.

મેં હેમચંદ્રનું લઘુવૃત્તિ એટલે છ હજાર શ્લોકવાળું વ્યાકરણ ભણવું શરૂ કર્યું. ભણાવનાર હિંદીમાં બોલે, હું કશું સમજી શકું નહીં, તો પણ થોડા દિવસ તો એમને એમ ચલાવ્યું, મારી મેળે પાઠને મારાં ઉચ્ચારણોની ઢબે ગોખું પણ અર્થ ન સમજવાની મૂંઝવણને લીધે મેં પાઠશાળાના સંચાલકને વિનંતી કરી કે પાઠ લેતી વખતે મને કશું જ સમજાતું નથી. માટે મારે સારુ સમજી શકું એવી કોઈ વ્યવસ્થા ગોઠવી આપો. પછી તો મહારાજશ્રીએ મારે માટે નવી વ્યવસ્થા ગોઠવી આપી.

બનારસમાં જેમ જૈન વિદ્યાર્થીઓ ભણતા હતા તેમ જૈન સાધુઓ પણ ભણવા આવેલા. તેમાં શ્રી અમીવિજયજી નામના એક મુનિરાજ હતા. તેઓ વ્યાકરણ વગેરે શાસ્ત્રોમાં ભારે વ્યુત્પન્ન હતા. ન્યાયશાસ્ત્ર – તર્કશાસ્ત્ર – ભણવા માટે કાશીમાં આવેલા. તેમની પાસે મારે વ્યાકરણ ભણવું એવી ગોઠવણ થઈ.

એ મુનિ ભણાવવામાં ભારે કુશળ હતા અને પરીક્ષક પણ એવા જ કડક હતા. જ્યારે પહેલવહેલો તેમની પાસે ભણવા બેઠો ત્યારે તેમણે મને ચાલી ગયેલો પાઠ મુખે બોલીને સંભળાવવાનું જણાવ્યું. જેવો પાઠ મેં ગોખી રાખેલો તેવો તેમને સંભળાવ્યો. મને ખબર ન હોતી કે હું તદ્દન ખોટું સંભળાવી રહ્યો છું. પાઠ સાંભળતાં જ તેમણે મને કાંઈ પણ કહ્યું તો નહીં પણ મારા શરીર ઉપર એક સાથે નેતરના વીસ ફટકા લગાવી દીધા. એ ફટકાઓએ જ મને સમજણ આપી દીધી.

આ બનાવ પછી હું પાઠશાળામાં આવેલા તયખાનામાં–ભોંયરામાં એકાંત સ્થાનમાં જઈને મારી ભૂલો શોધવા લાગ્યો અને ચોપડીમાં છાપેલા પાઠની સાથે જે પાઠ બોલેલો તેની સરખામણી કરવા લાગ્યો તો મને બરાબર માલૂમ પડ્યું કે હું તદ્દન ખોટા જ પાઠ બોલતો હતો. પછી તો ચોપડીના અક્ષરોની સામે બરાબર ધ્યાન રાખી લાગલગાટ આઠ દિવસ સુધી બરાબર શુદ્ધ રીતે ગોખીને મારા પાઠને બરાબર શુદ્ધ કરી નાખ્યો. અને પછી જ્યારે શ્રી. અમીવિજયજી મુનિરાજ પાસે પાઠ લેવા ગયો ત્યારે શુદ્ધ કરેલો પાઠ ફરી વાર તેમને સંભળાવ્યો. એ પછી તેઓએ પ્રસન્ન થઈને મને ભણાવવાનું શરૂ કર્યું તે જ્યાં સુધી વ્યાકરણ ચાલ્યું ત્યાં સુધી તેમની પાસે જ ભણવાનું ચાલુ રહ્યું. આ

દરમિયાન મને તેમણે કોઈ વાર ટુંકારો સરખો પણ કર્યો નથી અને મારો બધો જ પાઠ બરાબર થવા લાગ્યો. જેટલો પાઠ ગોખેલો હોય તે બધો રોજ સાંજે પહેલેથી તેમની પાસે ગણી જવાનો પણ ક્રમ રાખ્યો અને જેમ જેમ પાઠ વધતો ગયો તેમ તેમ તે ગણવાને માટે સમયનો વિભાગ કરવો પડ્યો એટલે અમુક પાઠ એક દિવસે, બાકીનો પાઠ બીજે દિવસે અને વળી બાકી રહે તો ત્રીજે દિવસે. મેં લગભગ વ્યાકરણના ચાર હજાર શ્લોકો કંઠસ્થ કરેલા, તેમાંથી રોજના હજાર-પંદરસો રોજ ગણવા અને એ રીતે બે કે ત્રણ દિવસમાં રોજ સાંજે એ બધા પાઠની પુનરાવૃત્તિ કરી લેવી પડે. આ સાથે ધાતુપાઠ અને શબ્દકોશ પણ મેં કંઠસ્થ કર્યો. તેની પણ એ જ રીતે પુનરાવૃત્તિ કરવાનું ગોઠવ્યું. આમ કરવાથી મારો તમામ પાઠ અર્થ સાથે ખૂબ સ્પષ્ટ અને પાકો થઈ ગયો. અત્યારે પણ કયું સૂત્ર વ્યાકરણના છાપેલા પાના ઉપર કઈ જગ્યાએ છે—કઈ બાજુએ છે એ સુદ્ધાં મારી આંખ સામે બરાબર તરવરે છે. અમુક મર્યાદામાં કંઠસ્થ કર્યા વિના પાઠ બરાબર આવડતો નથી. ઉચ્ચારણો પૂરાં શુદ્ધ કરી શકાતાં નથી અને અર્થની પણ સ્પષ્ટતા થતી નથી એટલે ગોખવાની પ્રવૃત્તિ અમુક મર્યાદામાં ઘણી જ ઉપયોગી છે. એ જાત અનુભવથી કહી શકું એમ છું.

તે મુનિરાજ પાસે અમે બે વિદ્યાર્થીઓ ભણતા હતા અનેઅમેબન્ને—સતીર્થ્ય—સહાધ્યાયીઓ—સહપાઠીઓ—ઠેઠ સુધી રહ્યા. રાધનપુરના વતની શેઠ હરગોવિંદદાસ ત્રિકમલાલ એ મારા સહાધ્યાયી હતા. આ ભાઈ ઘણા જ બુદ્ધિશાળી અને ભારે ચતુર હતા. તેમનો અમારી પાઠશાળામાં પહેલો નંબર અને મારો બીજો નંબર રહેતો. પં. સુખલાલજી તો અમારા બન્નેથી ઘણા આગળ હતા. હું અને શેઠ હરગોવિંદદાસ વ્યાકરણતીર્થ, ન્યાયતીર્થ સાથે જ થયા. આ બન્ને પરીક્ષાઓ અમે સાથેજ ઈસવીસન ૧૯૧૧થી ૧૯૧૪સુધીમાં આપી દીધી હતી. કલકત્તાના સરકારી શિક્ષણ વિભાગના એક ભાગરૂપે સંસ્કૃત પરીક્ષામંડળ હતું. સદ્દગત આશુતોષ મુકરજીએ અમને બન્નેને કલકત્તા યુનિવર્સિટીના કૉન્વોકેશન હૉલમાં વ્યાકરણતીર્થ અને ન્યાયતીર્થની પદવીઓ આપીને શુભ આશીર્વાદ આપેલા. ભાઈ હરગોવિંદદાસ પાછળથી કલકત્તાની પ્રેસીડેન્સી કૉલેજમાં પ્રાકૃત ભાષાના અધ્યાપક નિમાયેલા અને તેમણે પ્રાકૃત ભાષાનો એક અતિ ઉત્તમ શબ્દકોશ पाइअसद्दमहण्णवो નામનો તૈયાર કરેલો છે. હાલ તેઓ આ લોકમાં નથી. એમણે મારી સાથેનો સ્નેહ ઠેઠ સુધી નિભાવ્યો, અમે બન્નેએ મળીને સંસ્કૃત પ્રાકૃત ભાષાનાં પંદરવીશ પુસ્તકોનું સંપાદન કરેલ છે. જે 'યશોવિજય જૈન ગ્રંથમાળા'માં પ્રકાશિત થયેલ છે. પોતે રચેલ શબ્દકોશ "મમ સતીર્થ્યાય" એમ લખીને તેમણે મને સસ્નેહ આપેલ છે. તે હજી તેમની સ્મૃતિરૂપે મેં બરાબર આદર સાથે સાચવી રાખેલ છે.

બનારસમાં વ્યાકરણ, પ્રાચીન ન્યાયશાસ્ત્ર અને અલંકારશાસ્ત્રનો અભ્યાસ પૂરો કર્યા પછી મહાકાવ્યો મેં મારી પોતાની મેળે વાંચેલાં. એ માટે ખાસ કોઈ અધ્યાપકની જરૂર લગભગ નહીં પડેલી. મારા વ્યાકરણના ગુરુએ મને કહેલું કે વ્યાકરણ ભણતાં સુધી બીજું કાંઈ વાંચીશ જ નહીં. મનની તમામ પ્રવૃત્તિ વ્યાકરણમાં જ કેંદ્રિત કર એટલે કાવ્યો તું તારી મેળે જ વાંચી શકીશ. એ ગુરુ એમ પણ કહેતા કે "रण्डागीतानि काव्यानि" એટલે એને માટે કોઈ ગુરુની જરૂર જરૂરી નથી રહેતી. મેં બરાબર તેમની આજ્ઞા મુજબ જ વર્તન રાખ્યું અને ખરેખર મને જે વાત એમણે કરેલી તે બરાબર અનુભવમાં આવી. આમ અભ્યાસ લગભગ પૂરો થવા આવ્યો એટલે પાઠશાળાના સ્થાપક અને સફળ સંચાલક શ્રી વિજયધર્મસૂરીજીએ (જેઓનું પ્રથમ નામ ધર્મવિજયજી હતું તેઓ હવે આચાર્યપદથી સુશોભિત થયા અને તેમનું નામ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિ એવું પ્રસિદ્ધ થયું) અમારા બન્નેનો અભ્યાસ આગળ વધે એ માટે એક નવી યોજના કરી.

સૂરિજીના અને અમારા પણ ખૂબ પરિચિત શ્રી સતીશચંદ્ર વિદ્યાભૂષણજી (કલકત્તા પ્રેસીડેન્સી કૉલેજના પ્રિન્સીપાલ) ડૉક્ટરેટનો અભ્યાસ કરવા કોલંબો જવા તૈયાર થયા. કોલંબો જઈને પાલી ભાષાનો અને બૌદ્ધગ્રંથોનો અભ્યાસ કરવાનો તેમનો મનસૂબો હતો અને તે દ્વારા પી. એચ. ડી. થવું એમ તેમણે નક્કી કરેલું. શ્રી વિજયધર્મસૂરિજીએ અમને બન્નેને કોલંબો જવાની પૂરી સગવડ કરી આપી અને અમે પણ તેમની પછી કોલંબો ગયા.

કોલંબો બૌદ્ધ ધર્મનું મોટું ધામ છે. ત્યાં સેંકડો બૌદ્ધભિક્ષુઓ આપણી નજર સામે હરતાફરતા દેખાય છે. કોલંબો પાસે અનરાધાપુરમ્ અને મિહિંતાલે પર્વત એ બન્ને એક તીર્થરૂપ ગણાય છે. કહેવાય છે કે રાજા

અશોકના પુત્ર મહેન્દ્રના નામ ઉપરથી પર્વતનું નામ મિહિંતાલે (મહેન્દ્રતલ) એવું પ્રસિદ્ધ થયેલ છે. ગયાના બોધિવૃક્ષ–પીપળાના વૃક્ષ–ની ડાળ લઈ જઇને અનરાધાપુરમ્માં રોપવામાં આવેલ છે. એ પીપળાનું વૃક્ષ અત્યારે ત્યાં મોજૂદ છે. કોલંબોમાં બે મોટા વિદ્યાધામ. એક તો વિદ્યોદય-મહાવિહાર પરિવેણ અને બીજું વિદ્યાલંકારમહાવિહાર પરિવેણ. બન્નેના આચાર્યો મહાપંડિત અને મહાસ્થવિર પદથી વિભૂષિત. વિદ્યોદય પરિવેણના આચાર્ય શ્રી સુમંગલ મહાસ્થવિર અને વિદ્યાલંકાર પરિવેણના આચાર્ય શ્રી શીલસ્કંધ મહાસ્થવિર. કોલંબોમાં માલેગાકાંડે નામના જાહેર રસ્તા ઉપર જ આ વિદ્યોદય–પરિવેણ આવેલ છે.

કોલંબોના અમારા પ્રવાસ અંગે પણ અહીં લખવું ઉપયોગી છે. અમે કોલંબો જવા માટે બનારસથી કલકત્તા અને ત્યાંથી રેલવે રસ્તે મદ્રાસ અને ટુટુકોરીન બંદર સુધી પ્રવાસ કર્યો. એ વખતે કોલંબો જતા પ્રવાસીઓને ટુટુકોરીનમાં કવોરેંટાઈનમાં આઠ દિવસ રોકાવું પડતું. અમે બન્ને એકલા હતા. અંગ્રેજી નહીં જાણીએ, માત્ર સંસ્કૃત, હિંદી અને ગુજરાતી જ જાણીએ. અમારી આવી લાંબી આ મુસાફરી પહેલી જ હતી. શ્રીવિદ્યાભૂષણજી તો અમારી પહેલાં જ કોલંબો પહોંચી ગયેલા.

ટુટુકોરીન પહોંચ્યા કે અમારાં કપડાં તથા અમારા શરીરની તપાસ થઇ અને અમારે પણ ત્યાં રોકાવું પડશે એમ ત્યાંના ડોકટરે કહ્યું. અમે ત્યાં છત્રમ્ એટલે ધર્મશાળામાં ઊતરેલા. સ્ટેશને જેવા ઊતર્યા તેવા ગાડીવાળાઓ અમને અજાણ્યા મુસાફર સમજ્યા અને ઘેરી વળ્યા. ગાડીવાળાઓ કહેવા લાગ્યા કે क्या होना? અર્થાત્ તમારે ક્યાં જવું છે? તમામ પ્રવૃત્તિ માટે આ 'क्या होना' શબ્દ અમારે માટે ઇચ્છિત ફળ મેળવી આપનાર નીવડયો. 'છત્ર હોના' એમ ગાડીવાળા બોલ્યા એટલે અમે 'છત્રમ'નો અર્થ ધર્મશાળા સમજ્યા. છત્રમ્માં ગયા. હાથે રાંધી ખીચડી પકાવી–રાંધેલું તો કોઈ વાર જ નહીં પણ અમારું કામ ચાલે એવું રાંધવાનું આવડે અને મુનિમહારાજ શ્રી ધર્મવિજયજીએ અમને રાંધવા વગેરેના કામમાં સહાયક થાય એવો એક ત્રિભોવનદાસ અમરચંદ સલોત નામનો વિદ્યાર્થી અમારી સાથે મોકલેલો. જે અમારો, ખાસ કરીને મારો મિત્ર હતો. તે હવે આ લોકમાં નથી. ધર્મશાળામાં નર્યા તામિલ લોકો 'ઇંગે' 'ઇંગે' એવું બોલ્યા કરે પણ અમે તો કાંઈ જ ન સમજીએ અને એ લોકો અમને જોઇને હસ્યા કરે. ગામમાંથી ખીચડી માટે ચોખાદાળ ખરીદ્યા ત્યારે ચોખાને જોઇને 'ચોખા હોના' અને દાળને જોઇને 'દાળ હોના' એમ અમારા વ્યવહારની ગાડી ચાલી. એકલું "હોના" ક્રિયાપદ જ તમામ કામ માટે ચાલુ થઈ ગયું. અમારે પણ કવોરેંટાઇનમાં રહેવું પડશે જો કોલંબો જવું હોય તો. અમે થોડા મૂંઝાયા પણ કોલંબો પહોંચેલા શ્રી સતીશચંદ્રજી ઉપર તાર કરીને અમે આ ખબર આપ્યા એટલે તેમની લાગવગને લીધે અમારો ત્યાંથી જલદી છુટકારો થયો. કોલંબો જવા અમે બંદરે પહોંચ્યા. અમારા બધાં જ સારામાં સારાં કપડાં પણ બાફમાં નાખવામાં આવ્યાં પણ થોડી દક્ષિણા આપવાથી એ વધારે બગડયાં નહીં, સ્ટીમરમાં કેબીનમાં અમે બેઠા. સમુદ્રની અમારી આ પ્રથમ જ મુસાફરી. કાશીમાં ગંગામાં વહાણમાં બેસીને ફરેલા ખરા પણ આ મુસાફરી તો તદ્દન જુદા જ પ્રકારની. અમને કહેવામાં આવેલું કે સ્ટીમરમાં પ્રવાસ કરવાથી ફેર આવે છે માટે ઓછામાં ઓછું ખાવું અને સાથે લીંબુ રાખવું તથા લવિંગ વગેરે રાખવાં. ફેર આવે ત્યારે લીંબુ ચૂસવું અને લવિંગ ચગળવાં. સ્ટીમર ઊપડી જાણે મોટો હાથી ચાલ્યો. આજુબાજુ અપાર સમુદ્ર, પાણી... પાણી; બીજું કાંઈ જ ન દેખાય. દેખાવ અમને ઘણો મનોહર લાગ્યો પણ મારા સિવાય બીજા અમારા બે ભાઇઓને ઊલટીઓ થવા લાગી, ઊલટીઓનો પાર નહીં. પાણી ત્યાં મળે નહીં, પાણીની જે ટાંકી હતી તેમાંથી બધાં તામિલ લોકો એંઠે લોટે પાણી ભરે એટલે પાણી બધું ગંદું થએલું અને એ બધા જવા-આવવાના રસ્તામાં જ ઊલટીઓ કરે. સ્ટીમરમાં ગંદવાડનો પાર નહીં. પછી તો મેં એ બન્ને ભાઇઓને માટે સ્ટીમરને તળિયે ભંડકમાં જઇને પથારી પાથરી સુવાડચા. ભંડકમાં જવાથી ઊલટીઓ ઓછી થઈ ગઈ પણ ત્યાં દુર્ગંધનો પાર નહીં. પાણી માટે સ્ટીમર ચલાવનાર માણસો પાસે જવું પડયું. બેચાર આના બતાવી મીઠું પાણી મેળવ્યું પણ તે ચોકખું તો નહીં જ. સાંજના સ્ટીમર ઉપર બેઠેલા તે સવારે કોલંબો બંદરે ઊતર્યા. શ્રી વિદ્યાભૂષણજીના છોકરાઓ અમને લેવા માટે બંદર ઉપર આવેલા. અમારો સામાન બધો કસ્ટમમાં તપાસાવા ગયો. ઉતારુઓની ભીડનો પાર નહીં. જેમ તેમ સામાન તો તપાસાયો, પછી બળિયા

ટાંકવાની વિધિ શરૂ થઈ. મારે હાથે તો ટાંકેલા બળિયા સ્પષ્ટ દેખાતા હતા એથી હું તો તેમાંથી બચી ગયો પણ બીજા બે ભાઇઓને જો કે બળિયા ટાંકેલા હતા જ પણ સ્પષ્ટ દેખાતા નહીં હોવાથી ડૉકટરે તેમને ટાંકયા વિના કોલંબોમાં પેસવા દેવાની ચોક્ખી ના પાડી. અમને લેવા આવેલા ભાઇએ અંગ્રેજીમાં ડૉકટરને બધી સમજણ આપી પણ દસ દસ રૂપિયાની બે નોટો જ્યારે તેમને ચરણે ધરી ત્યારે જ અમને છૂટા કરવામાં આવ્યા. આમ અમે હેમખેમ શ્રી. વિદ્યાભૂષણજીને ઘેર પહોંચ્યા. એમનું ઘર વિદ્યોદય કૉલેજની બરાબર સામે જ હતું.

હવે અમારો રહેવાનો પ્રશ્ન ઊભો થયો. અમે ત્રણે જૈન અને તદ્દન નિરામિષભોજી. અમારે સારુ ઘર માટે તપાસ શરૂ થઈ. કાશીમાં અનગારિક ધર્મપાલ નામના એક પ્રસિદ્ધ બૌદ્ધધર્મપ્રચારક રહે.તેઓ અમને ઓળખે. તેઓ કોલંબોના વતની અને ભારે ધનાઢ્ય. પહેલાં તેમને બંગલે જઈ તેમને મળ્યા અને વિનંતિ કરી કે જ્યાં આજુબાજુ માંસ ન રંધાતું હોય એવું ઘર અમારે માટે તેઓ શોધી આપે. તેમણે ચોક્ખું કહ્યું કે આખા કોલંબોમાં આવું ઘર મળવાનો સંભવ જ નથી, એટલે અમે મૂંઝાયા. માંસની ગંધ પણ અમને અસહ્ય લાગે તો નજરે જોવાની તો શી વાત? વિદ્યાભૂષણજી બંગાળી એટલે તેઓ મત્સ્યભોજી ખરા એટલે એમની સાથે રહેતાં પણ રોજ માછલીની ગંધ સહ્યા વિના નહીં જ ચાલે; એટલે ભારે મૂંઝવણ થઈ.

અમે શ્રીવિદ્યાભૂષણજી પાસે અમારી આ મૂંઝવણની વાત કરી. તેઓએ કહ્યું કે દરિયાની માછલી તેઓ ખાતા નથી એટલે કોલંબોના નિવાસ દરમિયાન તેઓ પણ અમારી જેવા નિરામિષાહારી જ રહેવાના છે. પછી તો તેમના જ રહેવાના ઘરમાંથી એક ઓરડો અને પાછળની બે નાની ઓરડીઓ અમે રાખી લીધી અને ત્યાં રોજ રસોઈ હાથે બનાવી સામેની જ વિદ્યોદય કૉલેજમાં ભણવાનો પ્રબંધ કરવાનું નક્કી કર્યું.

સીધું-સામાન ઘી, તેલ, શાક વગેરે બજારમાં લેવા નીકળ્યા તો માલૂમ પડ્યું કે એક પણ દુકાન એવી ન મળી જ્યાં આટો-દાળ-ચોખા અને માછલાંની સૂકવણી પાસે પાસે ન રાખ્યાં હોય. માછલી આપીને એ જ હાથે દુકાનદાર આટો વગેરે આપે. અમારામાંના ભાઈ હરગોવિંદદાસ શાકમારકીટમાં શાક લેવા ગયા તો બેભાન જેવા થઈ ગયા અને માંડ માંડ રિક્ષામાં ઘેર પહોંચી શકયા. શાકમારકીટમાં વનસ્પતિ-શાકની પાસે જ માંસને ટાંગવામાં આવે. આ જોઇને પેલા ભાઈ બેહોશ જેવા થઈ ગયા. ત્યાં રિક્ષા માણસો ખેંચે અને રિક્ષામાં એક માણસ કે મોટી હોય તો બે માણસ બેસે.

હવે સીધું-સામાન લાવવાની ભારે મૂંઝવણ થઈ. તપાસ કરતાં માલૂમ પડયું કે ત્યાં 'પેટા' નામે એક મોટું પરું છે. ત્યાં કાઠિયાવાડી વેપારીઓ રહે છે અને તેમાં જૈનો પણ રહે છે. અમે ત્યાં પહોંચ્યા. અમારા સ્થાનથી ત્યાં રેલવેમાં જ પહોંચાય એટલું એ દૂર. પણ ત્યાંથી અમને બધું સીધું-સામાન ઘી-તેલ વગેરે મળવાની સગવડ થઈ ગઈ. મહિનામાં એક દિવસ ત્યાં જઈ મહિનાનું સામટું ખરીદી લાવીએ અને શાક વગેરે લેવા તો પછી હું જ જવા લાગ્યો. મને એવી કોઈ સૂગ ન હતી. દુર્ગંધ જરૂર આવે પણ શું કરું? દુકાને કાંઈ લેવું હોય તો દુકાનદાર પૂછે: 'કચા હોના?' અમારે 'જીરું' જોઈતું હોય તો 'જીરા' એમ કહીએ એટલે દુકાનદાર પૂછે 'બડા જીરા હોના કે છોટા જીરા હોના?' ત્યાં વરિયાળીને 'બડા જીરા' કહે છે. પછી તો ડાળનું નામ 'પડપુ' એમ સમજી ગયા અને બીજી એવી રોજ રોજ કામમાં આવે એવી ચીજોનાં નામ જાણી ગયા. અત્યારે તો માત્ર એક 'પડપુ' શબ્દ જ યાદ રહ્યો છે.

કોલંબોની અમારી કૉલેજના આચાર્યનું નામ સુમંગલ મહાથેરો અને ઉપાધ્યાયનું નામ ઞાનેસર થેરો—જ્ઞાનેશ્વર સ્થવિર. અમે જૈન છીએ અને પાલિ ભાષા તથા બૌદ્ધધર્મના પિટક ગ્રંથો ભણવા એમની પાસે આવ્યા છીએ એ વાત જ્યારે વિદ્યાભૂષણજીએ એમને જણાવી ત્યારે તેઓ ખુશી તો થયા પણ અચંબો પામ્યા. આટલા નાના નાના છોકરાઓ ઠેઠ કોલંબો સુધી ભણવા આવ્યા એ તેમને માટે ભારે આશ્ચર્ય જેવું થયું. અમે સિંહલી[૩] ભાષા (સિંહલી ભાષા પ્રાકૃત તથા સંસ્કૃતને મળતી આવે છે એટલે ગુજરાતી ભાષા સાથે પણ તેનું સામ્ય છે તેની અમને ખબર પડી) જાણતા ન હતા અને અમારા અધ્યાપક હિંદી જાણતા ન હતા તેથી અમારે માટે પાલિ શીખવાનું માધ્યમ સંસ્કૃત ભાષા બની. અમારા અધ્યાપક ઞાનેસર થેરો મુકરર થયા. અમે બન્ને એટલે હું અને હરગોવિંદદાસ

બન્ને રોજ બપોરે ગ્નાનેસર થેરો પાસે પ્રથમ તો કચ્ચાયનકૃત પાલિ વ્યાકરણ ભણ્યા. તે પૂરું થયા પછી પાલિભાષામાં લખવા તથા બોલવાની યોગ્યતા આવી ગઈ. પછી સુત્તપિટકનો મજ્ઝિમનિકાય નામે ગ્રંથ ભણવો શરૂ કર્યો. આ પુસ્તક દેવનાગરીમાં નહિ પણ સિંહલીલિપિમાં હતું તેથી અમે સિંહલી લિપિ વાંચતાં શીખી ગયા અને એ પુસ્તકનો અમારે સારુ અભ્યાસ માટે નિયત થયેલો ભાગ તેમની પાસે પૂરો કર્યો. શ્રીસુમંગલ થેરો આચાર્ય હોઈને બૌદ્ધ સંપ્રદાયના રૂઢ વલણવાળા હતા અને અમારા અધ્યાપક ગ્નાનેસરજી થેરો ઉપાચાર્ય છતાં સમભાવી વૃત્તિવાળા હતા. અમારા અધ્યયન દરમિયાન મજ્ઝિમનિકાયમાં दीघतपस्सी निग्गंठो नातपुत्तो—दीर्घतपस्वी निर्गन्थो ज्ञातपुत्रः એ રીતે ભગવાન મહાવીરના નામનો ઉલ્લેખ જ્યાં આવતો ત્યાં તેમની નિંદા સાથે આવતો એટલે અમારું મન જરૂર દુભાય. અમારા એ પૂજ્ય અધ્યાપકે અમારા મનની સ્થિતિ પારખી જઈ તરત ખુલાસો કરેલો કે આ તો સાંપ્રદાયિક વાતો છે, કાંઈ શુદ્ધ ઇતિહાસ નથી. સાંપ્રદાયિક વાતોમાં જૈનગ્રંથોમાં ભગવાન બુદ્ધનો અવર્ણવાદ જેમ આવે તેમ બૌદ્ધગ્રંથોમાં મહાવીરનો પણ અવર્ણવાદ આવે એમાં કાંઈ નવાઈ પામવા જેવું નથી. તેમના આ ખુલાસાથી અમને થોડો ઘણો સંતોષ થયો.

કોલંબોમાં અમે આશરે નવેક મહિના રહ્યા. તે દરમિયાન પાલિ વ્યાકરણ અને મજ્ઝિમનિકાયનો જે નિયત ભાગ અમે ભણેલા તેની પરીક્ષા આપી અને વિદ્યોદયવિહારમાં કોલંબોના તે વખતના ગવર્નરને હાથે અમને પાલિપુસ્તકોનું પારિતોષિક પણ મળ્યું તથા શ્રીસુમંગલ સ્થવિર અને ગ્નાનેસર સ્થવિરે અમને (ઈસવીસન ૧૯૦૯ના નવેંબરમાં) 'પાલિભાષાપંડિત'નું પ્રમાણપત્ર પણ આપ્યું. અમે કોલંબો હતા ત્યારે ત્યાં વિહારમાં રહેતા ઘણા બૌદ્ધ ભિક્ષુઓ સાથે ખૂબ મૈત્રી પણ થઈ ગઈ. દેવરક્ષિત, દેવમિત્ર, સિદ્ધાર્થ વગેરે ભિક્ષુઓ તો અમારા અનન્ય મિત્રો બની ગયા. હું જ્ઞાનપાલ નામના એક ભિક્ષુને લઘુસિદ્ધાંત કૌમુદી પણ ભણાવતો. સિદ્ધાર્થભિક્ષુ તો અમારો પરમ સખા બની ગયો. જ્યારે અમે કોલંબો છોડ્યું ત્યારે તે અમને વિદાય આપવા ઠેઠ સ્ટીમર સુધી આવેલો અને તેના ઉપાસક દ્વારા અમને કેટલાંક સંતરાં અને પાણી ભરેલાં નાળિયેરો આપેલાં. એક વાર સિદ્ધાર્થભિક્ષુ હિંદુસ્તાનમાં આવેલો ત્યારે તેને મળવાનું થયેલું. તે ઘણો જ સરળ અને સજ્જન હતો. મિત્ર બનેલા ભિક્ષુઓએ સિંહલીલિપિમાં છપાયેલાં કેટલાંક બૌદ્ધ પુસ્તકો ભેટ આપેલાં જે હાલ મારી પાસે છે.

કોલંબોથી બનારસ પાછા ફર્યા પછી પાઠશાળાના સંચાલકોએ 'યશોવિજય જૈન ગ્રંથમાળા' નામનું સો પાનાંનું એક સંસ્કૃત માસિક શરૂ કરવાનું નક્કી કર્યું. એના સંપાદક ભાઈ હરગોવિંદદાસને અને મને નીમવામાં આવ્યા. એમાં પ્રાકૃત અને સંસ્કૃતના પ્રાચીન ગ્રંથો પ્રકાશમાં લાવવાનું મુખ્ય કામ હતું. એ કામ અમારે માટે તદ્દન નવું હતું પણ અમે સંસ્કૃત ન્યાય વ્યાકરણ વગેરેનો જે અભ્યાસ કરેલો તેને ક્રિયામાં મૂકવા માટેની તે પ્રવૃત્તિ ઉત્તમ હતી. એમાં મને ઘણો જ રસ પડચો અને એ કામ માટે દિનરાત મેં પરિશ્રમ કરવા માંડચો. કેટલીક વાર તો એ સંપાદનના કામ માટે સતત અઢાર અઢાર કલાક કામ કરેલું છે. વળતરમાં કશું લેવાનું ન હતું માત્ર કામ જ કરવાનું હતું. તે માસિકમાં વીશપચીશ કે તેથી વધારે પુસ્તકો પ્રસિદ્ધ થઈ ગયાં છે. દરેક પુસ્તકમાં પ્રસ્તાવના અને અનુક્રમ વગેરે અમે જ સંસ્કૃતમાં લખતા. સંપાદનના કામ દરમિયાન થોડું થોડું અધ્યયન ચાલતું પણ મુખ્ય કામ સંપાદનનું જ હતું. કાશી છોડચા પછી એ ગ્રંથમાળા બંધ પડી ગઈ છે.

અમારી પાઠશાળાના સંચાલકે હવે પાઠશાળા છોડીને બહાર ફરવાનું વિચાર્યું તે વખતે માત્ર અમે વીશ વિદ્યાર્થીઓ તેમની સાથે પગપાળા યાત્રા કરવાને તૈયાર થયા. સ્વર્ગસ્થ શ્રી ભીમજીભાઈ (સુશીલ) પણ તે વખતે અમારી સાથે હતા. કાશીથી કલકત્તા જવાનું હતું. રોજ ચારપાંચ ગાઉ ચાલીએ. હાથે રસોઈ કરવાની અને એક જ વાર તે પણ બપોરે બે વાગ્યા પછી જ જમવાનું. મને સાંભરે છે કે એ વખતે ઘણો જ આનંદ આવતો. રોજ નવાં નવાં ગામો જોવાનાં અને નવા નવા પરિચયો કરવાના. આ દરમિયાન સંસ્કૃતમાં કવિતા કરવાનું હું શીખી ગયો. કાશીથી જે મુખ્ય મુખ્ય સ્થાનો આવેલાં તેનાં નામઃ ગાઝીપુર, આરા, પટણા, બિહાર, રાજગિર, પાવાપુરી, કાકંદી, ગુણાયા, લચ્છવાડ, પારસનાથ પહાડ, રાણીગંજ, આસંસોલ, બર્દવાન વગેરે. કલકત્તા જતાં નદીયા—શાંતિ[૪] (ન્યાયશાસ્ત્રનું મોટું કેન્દ્ર) ભદ્રપલ્લી, હુગલી વગેરે ગામો આવેલાં. રસ્તામાં રહેવાં જેવાં સ્થાનો આવે

ત્યાં ક્યાંક બેચાર દિવસ અને ક્યાંક એક બે મહિના પણ રહેવાનું. જ્યાં જૈન શ્રાવકોની વસ્તી વધારે હોય અને રહેવાનો આગ્રહ થાય ત્યાં જ રહેવાનું. આ વિહારયાત્રા પ્રસંગે બંગાળમાં પણ ફરવાનું મળ્યું. ભલે એક જ વાર ખાવાનું મળતું તે પણ હાથે બનાવવું પડતું છતાં આ યાત્રામાં જેવો આનંદ આવેલો તેવો ફરી કોઈ વાર આવ્યો નથી.

આ યાત્રા દરમિયાન પં. સુખલાલજી પણ કેટલોક વખત સાથે રહેલા અને પગપાળા ચાલેલા. અમે બંને સાથે જ ચાલીએ. એક પુસ્તક કોશ જેવું સાથે રાખીને રસ્તામાં કંઠસ્થ કરી લીધેલ તથા કાવ્યનું પુસ્તક રસ્તામાં વાંચી લીધેલું.

ભણતી વખતે અને વાંચતી વખતે તદ્દન બેફિકર અને વિદ્યાની મસ્તી એટલે એક જાતની સમાધિ જ હતી.

કલકત્તાથી પાછા ફર્યા બાદ પાઠશાળામાં આવ્યા અને મેં મારી જાતે પ્રાકૃત વ્યાકરણનો અભ્યાસ કર્યો. બીજા સાધુઓને પણ તે વ્યાકરણનો અભ્યાસ કરાવ્યો અને મને માતૃભાષાની પેઠે પ્રાકૃતભાષા અનાયાસે આવડી જ ગઈ. આ પછી મારા વિચારોમાં ઘણો ફેરફાર થઈ ગયો.

મારો સ્વભાવ એકદમ ધર્માંધ, રૂઢિચુસ્ત અને અંધ-ગુરુભક્તિવાળો. ગુરુ બોલે એ પરમેશ્વર બોલ્યા જેવું માનતો. ગુરુની સેવા સારી રીતે કરેલી. ગુરુ એટલે પાઠશાળાના સંચાલક શ્રી વિજયધર્મસૂરિજી.

જ્યારે મને પ્રાકૃત ભાષા આવડી ગઈ ત્યારે મેં જાતે જૈન મૂળ સૂત્રોનો અભ્યાસ કરવો શરૂ કર્યો. સૂત્રોનો અર્થ સમજું તેમ તેના ખાસ ખાસ ભાગોને કંઠસ્થ પણ કરું. આમ અભ્યાસ કરતાં મને ખૂબ આનંદ આવતો અને સૂઝ પડતાં મને સ્પષ્ટ જણાયું કે મારો ધર્માંધ સ્વભાવ બરાબર નથી. અને રૂઢિચુસ્તતા પણ યોગ્ય નથી. મને એમ લાગ્યું કે સાધુઓમાં અને શ્રાવકોમાં જે જૈન-ધર્મની આચરણાત્મક પ્રવૃત્તિ ચાલે છે તે કરતાં મૂળ શાસ્ત્રમાં ઘણું જ જુદું બતાવેલ છે. જેમ જેમ સૂત્રો વાંચતો ગયો તેમ તેમ મારી શ્રદ્ધા ઢીલી થઈ ગઈ. અને પછી તો હું તદ્દન ચાલુ પ્રવાહ કરતાં જુદા જ વિચારો ધરાવતો થઈ ગયો. મને એમ જણાયું કે વર્તમાનમાં જૈનસંઘમાં જે જુદા જુદા નામે ભેદો દેખાય છે. તે પરમાર્થ દૃષ્ટિએ નિરાધાર છે. અને કદાગ્રહમૂલક છે તથા અજ્ઞાનતાને લીધે પેદા થયેલ છે. શ્રી જિનભગવાનની જે પૂજાપદ્ધતિ[૫] ચાલે છે, તે ઘણી વિકૃત થઈ ગઈ છે. જે જૈન પ્રતિમા અંતર્નિરીક્ષણના નિમિત્તરૂપ છે, તે શૃંગારમયી પદ્ધતિથી પૂજાવા લાગી છે. દેવદ્રવ્યની પ્રથા યતિઓ અને સંઘે કલ્પેલી છે. જૈન સમાજ દ્વારા સંગ્રહિત દેવદ્રવ્ય જન સમાજનાં જ્ઞાન, દર્શન અને ચરિત્રની વૃદ્ધિ માટે જરૂર વાપરી શકાય. એ કોઈ એક જ ક્ષેત્ર માટે છે એમ નથી. શ્રાવકો, શ્રાવિકા, સાધ્વી, સાધુ, મંદિર, જિનબિંબ, જ્ઞાન, દર્શન અને ચરિત્ર એ તમામ ક્ષેત્રોમાં જરૂરિયાત પ્રમાણે દેવદ્રવ્ય ખર્ચાવું જોઇએ. વર્તમાનમાં 'સાધારણ દ્રવ્ય' એવો જ એક વિભાગ રાખવો યોગ્ય છે. જેથી એમાં સંગ્રહિત દ્રવ્ય પૂર્વોક્ત તમામ ક્ષેત્રોમાં લઈ જઈ શકાય. જિન પ્રતિમાનું આલંબન ઐચ્છિક છે એટલે અંતર્નિરીક્ષણ અને આત્મશુદ્ધિને માટે બીજાં પણ આલંબનો સંભવી શકે છે એથી કેવળ જિન પ્રતિમાની પૂજા ઉપર જ ભાર દેવો અયોગ્ય છે. અનેકાન્તવાદનો વિચાર માત્ર શાસ્ત્રોમાં પુરાયેલ છે. વર્તમાનમાં જૈનોમાં તેનું આચરણ લુપ્તપ્રાય છે અને જૈન કથાસંગ્રહોમાં જે કથાઓ આવે છે તે બે જાતની છે. ચરિતરૂપ—ઐતિહાસિક—પણ છે અને કલ્પિતરૂપ પણ છે. શ્રાવકો જૈનસૂત્રોને જરૂર વાંચી શકે. વર્તમાનમાં ધર્મારાધન માટે ક્રિયાકાંડનું જે ખોખું ગોઠવાયેલ છે તેમાં જડતા વિશેષ છે. અને તેથી જ માનવના આચારવિચારને તેનો સ્પર્શ ઓછામાં ઓછો છે, આડંબર વિશેષ છે. જૈન મુનિઓ જેઓ ઉપદેશકો પોતાને સમજે છે તેઓ પ્રવાહપતિત હોવાથી વાસ્તવિક વિચાર વા પ્રવૃત્તિ તરફ જૈનોનું ધ્યાન ભાગ્યે જ ખેંચે છે. આત્માર્થપરાયણતા ઘણી જ વિરલ દેખાય છે. કદાગ્રહ, પરિગ્રહવૃદ્ધિ, સંકુચિત મનોવૃત્તિ એ બધું જૈનાચાર્યોમાં પણ લગભગ હાડોહાડ વ્યાપેલ છે. સર્વધર્મ-સમભાવ ધર્મસાધનનું મુખ્ય અંગ હોવું જોઇએ એમ મને અનુભવથી જણાવા લાગ્યું. આવી બધી ચાલુ પ્રવાહથી જુદા પ્રકારની મારી વિચારધારા મારા મનમાં સ્થિર થવા લાગી. પરિણામ એ આવ્યું કે જે હું પાઠશાળામાં ધાર્મિક વૃત્તિનો ગણાતો હતો તે હવે મટી ગયો અને અમારા સંચાલકને પણ 'નાસ્તિક' થયો છું એમ જણાવા લાગ્યું. મને સમજાવવા માટે પ્રયાસ થવા લાગ્યો

પણ એની અસર મારા ઉપર મુદ્દલ ન થઇ. મને એમ લાગ્યું કે જો જૈન મૂળસૂત્રોનો ભાષામાં બરાબર અનુવાદ થાય તો લોકોના ખ્યાલમાં શાસ્ત્રોની વાતો આવે અને તે દ્વારા આ જડ પ્રવાહમાં થોડુંઘણું અંતર થાય, એમ વિચારી મેં દૃઢ પ્રતિજ્ઞા કરી કે મારે અહીંથી છૂટીને પ્રથમ એ જ કામ કરવું, ભલે પૈસા ઓછા મળે.

એવો જ મોકો આવી ગયો અને જૈનસૂત્રોના અનુવાદ માટે મેં અમારા સંચાલકની સંમતિ માગી. તેમણે ધસીને ના પાડી. મેં તેમને સવિનય સ્પષ્ટ કહ્યું કે આ કામ ગમે તે ભોગે કરવાનો જ છું.

આ પછી ભગવતી સૂત્રનો અનુવાદ હાથમાં લીધો અને તે કામ શેઠ પુંજાભાઇ હીરાચંદ ગજીયાણીવાળા મારફત મેં શરૂ કર્યું. તે વખતે હું અમદાવાદમાં જ શામળાની પોળમાં રહેતો. જૈન સાધુઓએ મારી આ પ્રવૃત્તિનો સખત વિરોધ કર્યો અને મારે માટે અનેક ખોટી વાતો ફેલાવવા માંડી. મારાં માતાને સુદ્ધાં ખોટું સમજાવવા લાગ્યા અને મને માર મારવાની પણ યોજનાઓ થઇ. એક વાર માણેકચોકમાં એક જૈન સભામાં બોલવા ઊભો થયેલો અને ઉશ્કેરાયેલા લોકો મને મારવા તૈયાર થાય તે પહેલાં અહીંના સુધારક શ્રી. મણિલાલ અભયચંદ (મણિયા અભા) મને રાતના લગભગ અગિયાર વાગે પોતાના આંબલીપોળને ઘરે સૂવા લઈ ગયેલા અને પછી કેટલાક લોકો જ્યારે હું બ્રહ્મક્ષત્રિય સોસાયટીમાં રહેતો ત્યારે મારે ઘરે ખાસ મારવા જ આવેલા પણ મારી વાતો અને દલીલો સાંભળી પાછળથી ગાઢ મિત્રો બની ગયા. આ બધી વાત તેઓએ જ પાછળથી મારાં પત્નીને કરેલી તેથી મને જાણવા મળ્યું. એક જ દાખલો આપી દઉં: દોશીવાડાની પોળમાં એક ધર્મશ્રદ્ધાળુ શેઠ રહે, તેમને અને પં. સુખલાલજીને ગાઢ મૈત્રી. એ વખતે અમે ગુજરાત વિદ્યાપીઠમાં કામ કરીએ. એ શેઠે પંડિતજીને પૂછ્યું કે તમે કોની સાથે કામ કરો છો? પંડિતજીએ મારું નામ લીધું તો શેઠજી કહે એ તો નાસ્તિક માણસ છે, એને તો પૂરો કરવો જોઇએ. તમે એની સાથે કાં ભેખડે ભરાયા? પંડિતજીએ શેઠજીને ઘણી જ શાંતિથી કહ્યું કે તમે એક વાર બેચરદાસને મળો પછી મને સલાહ આપો તો સારું. એ શેઠજી મને ગુજરાત વિદ્યાપીઠમાં પુરાતત્ત્વ મંદિરની ઑફિસમાં (પોપટલાલ હેમચંદના મકાનમાં-એલિસબ્રિજ સ્ટેશનની સામે) મળવા આવ્યા. મેં એમને મારી વાત શાસ્ત્રોના આધારો આપીને સમજાવી અને મારા કેટલાક વિચારો કેમ બંધાયા એ વાત સયુક્તિક તેમને જણાવી ત્યારથી તે શેઠજી મારા પણ ગાઢ સખા બની ગયા. અને જ્યારે જ્યારે તેમને મળવાનો પ્રસંગ આવે ત્યારે તેઓ પોતાની સાથે જમાડ્યા વગર મને પાછો ન જ આવવા દે, એ શેઠ એક જૈનભંડારના ટ્રસ્ટી હતા એટલે મારે જે પુસ્તક-હસ્તલિખિત પોથી જોઇએ, તે મારે ઘરે જ મોકલી આપે એવી વ્યવસ્થા તેઓએ કરી આપી.

ભગવતીસૂત્રનું ભાષાંતર મુંબઈમાં છપાતું તેથી અમારી એ અંગેની ઑફિસ મુંબઈમાં રાખવામાં આવી હતી. વાત લગભગ ઇસિવીસન ૧૯૨૦ની છે. મારા વિચારો હજી હ૨ કોઈ જનસમૂહ સમક્ષ નહીં જાહેર કરેલા પણ મારા જે જે મિત્રો બનતા હતા તેમની પાસે એ બધા વિચારો રજૂ કરતો. સાંભળીને મિત્રો સલાહ આપતા કે અમને ભલે તમે કહ્યા પણ હવે જાહેરમાં આ ચર્ચા ન કરશો. આવી ચર્ચાનું પરિણામ તમોને ઘણી હાનિ પહોંચાડશે. આ સાંભળી મને આશ્ચર્ય થતું કે ખરી વાત કહેતાં આવું કેમ બને? મને રૂઢ ધર્માંધ લોકોના સ્વભાવની પૂરી ખબર નહીં એટલે એક વાર મુંબઈમાં જ જાહેરસભામાં જૈનોમાં પ્રખ્યાત સૉલિસિટર શ્રી મોતીચંદભાઈ ગિરધરલાલ કાપડિની અધ્યક્ષતામાં 'જૈનસાહિત્યમાં વિકાર થવાથી થયેલી હાનિ' એ વિષય ઉપર લગભગ દોઢ કલાક ભાષણ આપ્યું અને મારી વિચારસરણી જાહેરમાં લોકોને સમજાવવા પ્રયત્ન કર્યો. આ પછી મેં આવી પ્રવૃત્તિ અંગે પૂજ્ય ગાંધીજી સાથે પણ ચર્ચા કરેલી તેમણે સ્પષ્ટ સલાહ આપેલી કે દૃઢતાથી રહેવું અને જે ખરું લાગે તે જ પ્રમાણે કહેવું. આ ભાષણના રિપોર્ટો તે વખતે સાંજવર્તમાન, મુંબઈ-સમાચાર, હિન્દુસ્તાન વગેરે ગુજરાતી દૈનિકોમાં છાપાંની રીતે મોટાં મોટાં મથાળાં સાથે આવ્યા અને જૈન લોકો એકદમ ખળભળી ઊઠ્યા. એ અરસામાં મુંબઈની મુક્ત મનની પ્રજાએ તો કોઈ પ્રવૃત્તિ ન વિચારી પણ અમદાવાદમાં વસતા એક જૈનઆચાર્યે ઉશ્કેરાઇ જૈન લોકોને પણ ઉશ્કેર્યા. અને અમદાવાદના નગરશેઠ શ્રી કસ્તૂરભાઈ મણિભાઈની અધ્યક્ષતામાં મને સંઘ બહાર કરવાનો પ્રયાસ કર્યો. આ બધું જોઇને મને તો કેવળ હસવું જ આવતું અને લોકોની —જૈનાચાર્યની સુદ્ધાં પ્રવાહપતિતતા અને વિચારમૂઢતા

દયાજનક લાગતી. એ જ આચાર્યે પોતાની લાગવગવાળાં ગુજરાતનાં ગામોમાં પણ આવી જ પ્રવૃત્તિ આરંભી. મારા પોતાના વતનમાં કે કાઠિયાવાડના કેન્દ્રરૂપ ભાવનગર યા પાલિતાણામાં જ્યારે એ જૈનાચાર્ય પધાર્યા ત્યારે પણ તેમણે પોતાની એ ધોકાપંથી પ્રવૃત્તિ ચલાવવાનો વિચાર તો કર્યો પણ ભાવનગરના આગેવાનોએ તેમને સ્પષ્ટ સંભળાવી દીધું કે અહીંના સંઘમાં કુસંપ નથી ઊભો કરવો. જો તમે આ ધોકાપંથી ચલાવશો તો સંઘના બે ટુકડા થઇ જશે પછી સંધાવા ભારે પડશે. એટલે આચાર્ય ન ફાવ્યા. પાલિતાણામાં પણ આ માટે મહેનત કરવા લાગ્યા પણ ત્યાંના વતની નગરશેઠે સંભળાવ્યું કે મહારાજ! આ કામ નાતનું નથી માટે એમાં નાતના નગરશેઠ વચ્ચે નહીં આવે. પછી જ્યારે તેઓ આચાર્યશ્રી મારા વતનમાં પધાર્યા ત્યારે મારા વતનના આગેવાન જૈન લોકોએ કહ્યું કે ભાવનગર અને પાલિતાણા કરે એથી અમારે જુદું ન કરી શકાય એટલે આચાર્યનું કાંઇ ન ચાલી શક્યું. આ રીતે મારા ઉપર એ વખતે જૈનઆચાર્ય અને જૈનભાઇઓ કોપિત થયા હતા. તે તે વખતે ગુજરાત વિદ્યાપીઠમાં કામ કરતો હતો એટલે કેટલાક જૈનભાઇઓ મને ત્યાંથી કાઢી મુકાવવા માટે પૂજ્ય ગાંધીજીને મળ્યા પણ તેમણે મચક ન જ આપી. જે વિચારો અને આગમોના અનુવાદની પ્રવૃત્તિને અંગે મને સંઘ બહાર કરવામાં આવ્યો તે વિચારો હવે તો સર્વત્ર ફેલાઇ ગયા છે અને આગમોના અનુવાદો પણ વિરોધ કરનારા જૈનો જ છાપવા લાગ્યા છે. સંઘ બહાર કરવાથી મને તો હાનિ ને બદલે લાભ જ થયો છે અને પછી તો મેં એ વિચારોને અંગે કેટલુંક સાહિત્ય છાપ્યું અને હજુ એવાં ભાષણો કરતો રહું છું. ભલું થજો એ સ્વર્ગવાસી જૈન-આચાર્ય શ્રીનેમવિજયજીનું અને ભલું થજો એ સ્વર્ગવાસી અમદાવાદના નગરશેઠ સાહેબનું.

વિક્રમ સંવત ૧૯૬૭માં એટલે આજથી આશરે ત્રેપન વરસ પહેલાં જ્યારે બનારસમાં હતો ત્યારે 'પ્રાકૃત-માર્ગોપદેશિકા' નામનું પુસ્તક મેં રચેલું અને તે યશોવિજય જૈન ગ્રંથમાળાએ બહાર પાડેલું. એ અંગે મને કશું વળતર નહીં મળેલું. શ્રી ભાંડારકર મહાશયે જેમ સંસ્કૃતમાર્ગોપદેશિકા રચેલ છે તે જ ઢબ ઉપર આખા દેશમાં પ્રથમ વાર પ્રાકૃતભાષા અંગેનું સૌથી પ્રથમ પુસ્તક લખવાનો મને મોકો સાંપડ્યો તે માટે પરમાત્માનો અનુગ્રહ સમજું છું. આ પહેલાં પ્રાકૃતભાષાના અભ્યાસ માટે ગુજરાતી કે હિંદીમાં પણ કોઈ પુસ્તક જ ન હતું.

આ સિવાય ગુજરાત વિદ્યાપીઠમાં તથા અહીં રહીને પણ મેં કેટલાંક પુસ્તકોનું સંપાદન, અનુવાદ અને સ્વતંત્ર સર્જન કરેલ છે અને અનેક લેખો પણ લખેલ છે પણ તે અંગે અહીં આથી વિશેષ જાહેરાત કરવાની જરૂર નથી.

બનારસમાં અમે લહેરથી ભણતા પણ અમને રાષ્ટ્રભક્તિ કે દેશપ્રેમનો જરા પણ ખ્યાલ ન હતો, તેમ પાઠશાળામાં એવું વાતાવરણ પણ ન હતું. એક વાર બનારસમાં શ્રી ગોખલેજીના પ્રમુખપણા નીચે રાષ્ટ્રીય મહાસભા – કૉંગ્રેસનું અધિવેશન ભરાયેલું. અમને એ જ ખબર નહીં કે કૉંગ્રેસ શું છે? ત્યાં અમે પ્રદર્શન જોવા ગયેલા છતાં દેશભક્તિ વિશે કોઈ સ્પષ્ટ ખ્યાલ નહીં આવેલો; પણ એક વાર બનારસમાં અમે રસ્તા ઉપર ફરતા હતા, અમારા પગમાં બૂટ-જોડા હતા. કેટલાક ઉઘાડે માથે અને ઉઘાડે પગે ફરનારા બંગાળી જુવાનો અમને ઘેરી વળ્યા અને કહ્યું કે લૉર્ડ કર્જને દેશના – બંગાળના – ભાગલા પાડી નાખ્યા છે માટે તમે તમારા બૂટ કાઢી નાખો અને ઉઘાડે પગે ચાલો. આ વાત થઈ ત્યારે જ અમે જાણ્યું કે દેશ ગુલામીમાં છે અને અંગ્રેજો આપણા ઉપર જોરજુલમ કરતા રહે છે. તે બંગાળી જુવાનોએ એ પણ સમજાવ્યું કે પરદેશી માલનો ત્યાગ કરો અને સ્વદેશી માલ વાપરો. આ સાંભળી મારા મનમાં તો સજ્જડ અસર થઈ. પાઠશાળામાં આવી આ અંગે ચર્ચા કરી પણ અમારા સંચાલક અને વિદ્યાર્થીઓ આ માટે સંમત ન થયા. પછી માત્ર અમે દસ જ વિદ્યાર્થીઓએ તે દિવસથી પ્રતિજ્ઞા કરી કે દેશી કપડાં પહેરશું અને દેશી ખાંડ ખાશું. આ અમારી પ્રતિજ્ઞાથી સંચાલકે અમને કહી દીધું કે તમને પાઠશાળા દેશી કપડાં નહીં આપી શકે અને દેશી ખાંડ પણ નહીં આપે. મેં તો મારા મામાને લખી દીધું કે, મારે માટે ભોજાવદરી પાણકોરું એટલે ખાદી મોકલી આપો. એ પાણકોરું આવ્યું એનાં મેં કડિયાં – અંગરખાં સીવડાવ્યાં અને ગોઠણથી થોડાં નીચાં જાય તેવાં એ પાણકોરાનાં પંચિયાં લાલ-કિનારનાં પહેરવાં શરૂ કર્યા અને દેશી ખાંડ ન મળે તો ગળ્યું કશું જ ન ખાવાનો દૃઢ નિશ્ચય કરી નાખ્યો. પાછળથી બીજા બધા તો ફસકી ગયા પણ હું એકલો જ દૃઢ રહ્યો અને છ મહિના સુધી કોઈ જમણમાં ભાગ ન

લીધો અને મિષ્ટાન્ન પણ ખાધું નહીં. એટલે છેવટે ખાસ મારે માટે પાઠશાળાના સંચાલકે પાઠશાળાના કોઠારમાં દસ શેર દેશી ખાંડ રાખવાની વ્યવસ્થા કરાવી. આ રીતે લગભગ બનારસની કૅાંગ્રેસ પછી એટલે કદાચ ૧૯૧૨–૧૩ની સાલ હશે ત્યારથી હું સ્વદેશીનો પાકો હિમાયતી બન્યો અને મહાત્માજી પધાર્યા ત્યારે તેમની હાકલ સાંભળતાં જ શુદ્ધ ખાદી પહેરવા લાગ્યો. અને તેમના સત્યાગ્રહમાં ૧૯૩૦ પછી જોડાઈને વીસાપુર જેલની શુદ્ધ હવા પણ ખાઈ આવ્યો તથા જેલમાંથી છૂટચા પછી બ્રિટિશહિંદમાં નહીં અવાય એવો મારા ઉપર સરકારે હુકમ બજાવ્યો તેથી લગભગ પાંચેક વરસ મારવાડ વગેરે સ્થળે ભટકતો રહી જૈનસાધુઓને ભણાવી મારો વ્યવહાર ચલાવતો રહ્યો.

તમને જાણીને આનંદ થશે કે મુંબઈની યુનિવર્સિટીએ મને ઈ. સન. ૧૯૩૮–૩૯માં આમંત્રણ આપી 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ' વિષે મારી પાસે ભાષણો અપાવ્યાં અને એ બધાં ભાષણોનું પુસ્તક મુંબઈ યુનિવર્સિટીએ ૧૯૪૦માં પ્રકાશિત કર્યું.

મને પણ મારું પૂર્વ જીવન અને વર્તમાન જીવન એ બેની સરખામણી કરતાં ભારે અચંબો થઈ આવે છે કે કયાં હું રાખ ચાળનારો અને કયાં હું આ કૅાલેજમાં તમને ભણાવનારો. પણ કહ્યું છે કે,

"મૂકં કરોતિ વાચાલં પંગું લંઘયતે ગિરિમ્
યત્કૃપા તમહં વંદે પરમાનંદમાધવમ્ "

તા. ક.

આપણી સભામાં જ્યારે શ્રી ઝીણાભાઇ એટલે સ્નેહરશ્મિ તમારી સામે બોલવા ઊભા થયા ત્યારે તેમણે જણાવેલું કે બેચરદાસને અમદાવાદના જૈનોએ સંઘબહાર કરેલ છે. આ વાત તમને સંભળાવ્યા પછી તેમણે મને સૂચના કરી હતી કે વિદ્યાર્થીઓ આ સંઘબહારની વાતને બરાબર સમજી નથી શકયા એટલે આ અંગે સમજૂતી આપવાની જરૂર છે એ એક કારણે અને બીજું આ અંગત વાત માટે આચાર્યશ્રીની ઉઘરાણી હતી તેથી કાળના ક્રમ વિનાની આ બધી હકીકત તમારી સામે મૂકવાની ધૃષ્ટતા કરેલ છે.

## ટિપ્પણ

૧. પત્નીનું નામ ધીરજબેન. અર્થશાસ્ત્રનાં એમ. એ. અમેરિકા જઇ આવેલાં. સંતાનોનાં નામ રાજશેખર, જયવર્ધન અને પલ્લવીબેન પુત્રી.

૨. પત્નીનું નામ પુષ્પાબેન. હિંદીની નવ કક્ષા સુધી ભણેલાં. મૂળ કુંડલા-કાઠિયાવાડનાં પણ ઘણા વરસોથી ગ્વાલિયરમાં વસવાટ. સંતાનોનાં નામ-હરિત, મયંક અને ભવિક પુત્રો.

૩. સિંહલીભાષા સાથે ગુજરાતીનું સામ્ય આ પ્રમાણે છે:

| સિંહલી શબ્દો | અને ગુજરાતી શબ્દો |
|---|---|
| કિયનુ | કહેવું |
| કિર | ખીર |
| કિહિરિ | ખેર (ખેરનું લાકડું) |
| કુકુરુ | કૂકર (કૂતરો) |
| કુકુળુ | કૂકડો |
| કુદ્દલુ | કોદાળો |
| કુમરુવા | કુમાર |
| કુસ | કૂખ-કુક્ષિ |
| અદ | આજ |
| અદુવા | આદુ |
| આંસ | આંસુ |
| અલેવ | આલેપ-આળપ |

'ભારતની વિવિધ ભાષાઓમાં શબ્દોનું સામ્ય' એ મથાળા નીચે ૧૯૬૨, એપ્રિલના અખંડઆનંદમાં ગુજરાતી, હિંદી, મરાઠી, ઉડિયા, બંગાળી, બિહારી, આસામી, સિંધી, નેપાળી, પંજાબી, કાશ્મીરી અને સિંહાલી–આ બધી ભાષાઓનો પરસ્પર સમાનતા ધરાવતો થોડો શબ્દસંગ્રહ મેં આપેલ છે.

૪. બંગાળમાં નદીયા અને શાંતિ એ બે જુદાંજુદાં ગામનાં નામ છે, પણ તે બન્ને તદ્દન પાસે પાસે હોવાથી 'નદીયા-શાંતિ' એ એક જેવા નામે ઓળખાય છે.

૫. આ વિષય અંગે થોડા સમય પહેલાં વયોવૃદ્ધ મુનિરાજ શ્રીકલ્યાણવિજયજી ગણિજીએ 'જિનપૂજાપદ્ધતિ' એ નામનું એક નાનું પુસ્તક લખીને પ્રકાશિત કરેલ છે. લેખક એક વિશેષ અભ્યાસી અને ખાસ તો ઇતિહાસના અભ્યાસી તરીકે હિંદી લેખકોમાં સુપ્રસિદ્ધ છે અને જૈનસંઘમાં વિશિષ્ટ વિચારક વિદ્વાન મુનિ તરીકે તેમની સુપ્રસિદ્ધિ છે. આ પુસ્તક તમામ જૈનવિદ્યાર્થીઓએ ખાસ વાંચવા અને વિચારવા જેવું છે.

*

# જ્યૉર્જ સેફરિસ

## નોબેલ પારિતોષિક વિજેતા ગ્રીક સાહિત્યકાર વિષે એક નોંધ

હેમન્ત દેસાઈ

[ગુજરાતીના ટ્યૂટર, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

સ્વીડીશ અકાદમી તરફથી પ્રતિવર્ષ એનાયત થતા નોબેલ પારિતોષિકના ચાલુ વર્ષ (૧૯૬૩)ના અધિકારી ગ્રીક કવિ જ્યૉર્જ સેફરિસ આ પુરસ્કાર પ્રાપ્ત કરનાર પ્રથમ ગ્રીક છે. આથી જ તા. ૨૪મી ઑક્ટોબરે સવારે ટેલિફોન પર જ્યારે પોતાને મળેલા એ બહુમાનના સમાચાર જાણ્યા ત્યારે તેમણે આ ઉદ્ગાર કાઢ્યા હતા: "Greece could have won this prize earlier with other poets." કવિના આ શબ્દોમાં કૃતજ્ઞતાથી વિશેષ તો ગ્લાનિની લાગણી જણાય છે અને તે સહજ છે. અત્રે વિશ્વના આ સર્વોચ્ચ પારિતોષિકના અર્પણની રીતિનીતિઓ અંગે કાંઈ કહેવું અપ્રસ્તુત છે છતાં એ અવશ્ય નોંધવું જોઈએ કે ટૉલ્સ્ટોય, ગૉર્કી, કાફકા, વાલેરી રિલ્કે અને છેલ્લે તાજેતરમાં જ અવસાન પામનાર ઝાઁ કોકતો જેવા સમર્થ સાહિત્યકારો એનાથી વંચિત રહી ગયા છે; એટલું જ નહિ જીવંત સાહિત્યકારોમાંથી ય એઝરા પાઉન્ડ, રોબર્ટ ફ્રૉસ્ટ, ઝાઁ પૉલ સાર્ત્ર, લૉરેન્સ ડરેલ અને બીજા ઘણા ઉપર નોબેલ પારિતોષિકનો કળશ ઢોળાવો હજી બાકી છે!

જ્યૉર્જ સેફિરિયાડિસ (જે કવિનું ખરું નામ છે)નો જન્મ સને ૧૯૦૦ના ફેબ્રુઆરીની ૨૯મીએ સ્મીર્ના (જેને કેટલાક હોમરનું જન્મસ્થાન માને છે)માં થયો હતો. તેમનું બાળપણ દરિયાકાંઠે માછીમારો, ખલાસીઓ અને ખેડૂતોની વચ્ચે વીત્યું હતું. ૧૯૧૪માં તેમણે સ્મીર્ના છોડ્યું હતું. ને તે પછી માધ્યમિક અભ્યાસ ઍથેન્સમાં કર્યો હતો. ૧૯૨૨માં તુર્કોએ તેમના વતનનો પ્રદેશ ફરીથી જીતી લીધો ત્યારે કવિ પૅરિસમાં હતા. ત્યાં તેમણે સાહિત્ય અને કાયદાનો અભ્યાસ કર્યો. ત્યાર પછી તેમણે પોતાના દેશની પરદેશ કચેરીમાં નોકરી મેળવી.

સેફરિસે ૧૯૩૧થી ૧૯૪૩ સુધી લંડનમાં રાજપુરુષ તરીકે કામ કર્યું હતું એ ઉપરાંત બીજા વિશ્વયુદ્ધ દરમિયાન તેમણે ક્રીટ, દક્ષિણ આફ્રિકા તેમજ ઇજિપ્તમાં રાજદ્વારી કામગીરી બજાવી હતી. ત્યાર બાદ ૧૯૫૩ અને ૧૯૫૭માં અનુક્રમે લેબેનોન અને યુ. કે.માં પણ તેઓ એલચી તરીકે નિમાયા હતા. ૧૯૫૭ના જૂનથી તેઓ લંડનમાં ફરીથી ગ્રીક એલચી તરીકે રહ્યા હતા. આ તેમની છેલ્લી સેવા હતી જેમાંથી તેઓ ૧૯૬૨ના ઑગસ્ટમાં સાહિત્ય ઉપાસનાર્થે નિવૃત્ત થયા.

ગ્રીસના પરદેશ ખાતામાં સેવા સ્વીકાર્યા પછી પાંચ વર્ષે ૧૯૩૧માં તેમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'The Turning Point' પ્રકટ થયો જે ગ્રીક સાહિત્યને નવો વળાંક આપનાર ગણાયો અને જેનાથી કવિને સ્વદેશમાં પ્રતિષ્ઠા મળી. ત્યાર પછી ૧૯૩૫ અને ૧૯૩૬માં અનુક્રમે 'Mythistorema' અને 'Gymnopedia' નામના કાવ્યસંગ્રહો પ્રકટ થયા. પરંતુ તેમની સૌથી પ્રસિદ્ધ કૃતિ 'The King of Asine' ૧૯૪૮માં પ્રકટ થઈ; જેને વિલિયમ ફ્રોઈલનું ઇનામ મળ્યું હતું અને જેનું અંગ્રેજીમાં ભાષાંતર પણ થયું છે. એ સિવાય 'poems' (૧૯૬૦) એ સેફરિસનું બીજું અંગ્રેજીમાં ઉપલબ્ધ પુસ્તક છે. આ કવિને સદ્ભાગ્યે રેકસ વૉરનર, લૉરેન્સ ડરેલ, બર્નાર્ડ સ્પેન્સર અને નેનોસ વેલોરીટીસ જેવા પ્રતિષ્ઠિત કવિઓ અનુવાદકો તરીકે સાંપડ્યા છે જેને કારણે તેમની કવિતા વિશ્વ સમક્ષ ઉત્તમરૂપે રજૂ થઈ શકી છે.

પોતાના દેશના ભવ્ય વારસા અને પોતાના વિશિષ્ટ વાતાવરણના ફરજંદરૂપ કવિ સેફરિસના ઘડતરમાં પ્રાચીન ગ્રીક કવિ હોમર અને તેના ઑડીસીનો ફાળો ઘણો મહત્ત્વનો છે. પરંતુ પાછળથી પૅરિસ અને લંડનના તેમના નિવાસ દરમિયાન આ સૈકાના શક્તિશાળી સર્જકો પૉલ વાલેરી અને ટી. એસ. એલિયટની પ્રેરણા તેમણે ઝીલી. એલિયટની પ્રસિદ્ધ કૃતિ 'Waste Land'નો તો તેમણે સ્વભાષામાં અનુવાદ પણ કર્યો છે. વિવેચકો સેફરિસની કવિતામાં ડબલ્યુ, બી. યીટ્સની પણ અસર જુએ છે. કદાચ આવાં વિવિધ પ્રેરકબળોને લીધે જ

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક



'ધર્મની આજ્ઞાઓ કે ગુરુઓનાં વચનો,
કે રૂઢીઓ, ગમે તે હોય; બધું બુદ્ધિપૂર્વક તપાસ
સારનો નિર્ણય કર્યા વગર એક પણ પગલું ભ
નથી. ગમે એવા મહાન પુરુષના અભિપ્રાયો
આપણી અક્કલ કબૂલ કરે તો જ સ્વીકાર
તો નહિ. સ્વતંત્ર અભિપ્રાય બાંધવાની ટેવ
વ્યક્તિવિકાસ કર્યાથી જ આપણું શ્રેય થશે;
પ્રવાહ પ્રમાણે ગતાનુગતિક વૃત્તિથી નથી આપણ
થવાનું કે નથી દેશનું થવાનું.' –ડૉ. હરિપ્રસા
['ઉચ્ચ જીવન.' ગુજરાત સાહિત્ય સભા, અમદા
૧૯૪૨. પૃ. ૨૨]

વર્ષ ૩
અંક ૬
જાન્યુઆરી · ૧૯૬૪

# જ્યૉર્જ સેફરિસ

## નોબેલ પારિતોષિક વિજેતા ગ્રીક સાહિત્યકાર વિષે એક નોંધ

હેમન્ત દેસાઈ
[ગુજરાતીના ટ્યૂટર, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

સ્વીડીશ અકાદમી તરફથી પ્રતિવર્ષ એનાયત થતા નોબેલ પારિતોષિકના ચાલુ વર્ષ (૧૯૬૩)ના અધિકારી ગ્રીક કવિ જ્યૉર્જ સેફરિસ આ પુરસ્કાર પ્રાપ્ત કરનાર પ્રથમ ગ્રીક છે. આથી જ તા. ૨૪મી ઑક્ટોબરે સવારે ટેલિફોન પર જ્યારે પોતાને મળેલા એ બહુમાનના સમાચાર જાણ્યા ત્યારે તેમણે આ ઉદ્‌ગાર કાઢ્યા હતા: "Greece could have won this prize earlier with other poets." કવિના આ શબ્દોમાં કૃતજ્ઞતાથી વિશેષ તો ગ્લાનિની લાગણી જણાય છે અને તે સહજ છે. અત્રે વિશ્વના આ સર્વોચ્ચ પારિતોષિકના અર્પણની રીતિનીતિઓ અંગે કાંઈ કહેવું અપ્રસ્તુત છે છતાં એ અવશ્ય નોંધવું જોઈએ કે ટૉલ્સ્ટોય, ગૉર્કી, કાફકા, વાલેરી રિલ્કે અને છેલ્લે તાજેતરમાં જ અવસાન પામનાર ઝૉં કોકતો જેવા સમર્થ સાહિત્યકારો એનાથી વંચિત રહી ગયા છે; એટલું જ નહિ જીવંત સાહિત્યકારોમાંથી ય એઝરા પાઉન્ડ, રૉબર્ટ ફ્રૉસ્ટ, ઝૉં પૉલ સાર્ત્ર, લૉરેન્સ ડરેલ અને બીજા ઘણા ઉપર નોબેલ પારિતોષિકનો કળશ ઢોળાવો હજી બાકી છે!

જ્યૉર્જ સેફિરિયાડિસ (જે કવિનું ખરું નામ છે)નો જન્મ સને ૧૯૦૦ના ફેબ્રુઆરીની ૨૯મીએ સ્મીર્ના (જેને કેટલાક હોમરનું જન્મસ્થાન માને છે)માં થયો હતો. તેમનું બાળપણ દરિયાકાંઠે માછીમારો, ખલાસીઓ અને ખેડૂતોની વચ્ચે વીત્યું હતું. ૧૯૧૪માં તેમણે સ્મીર્ના છોડયું હતું. ને તે પછી માધ્યમિક અભ્યાસ ઍથેન્સમાં કર્યો હતો. ૧૯૨૨માં તુર્કોએ તેમના વતનનો પ્રદેશ ફરીથી જીતી લીધો ત્યારે કવિ પૅરિસમાં હતા. ત્યાં તેમણે સાહિત્ય અને કાયદાનો અભ્યાસ કર્યો. ત્યાર પછી તેમણે પોતાના દેશની પરદેશ કચેરીમાં નોકરી મેળવી.

સેફરિસે ૧૯૩૧થી ૧૯૪૩ સુધી લંડનમાં રાજપુરુષ તરીકે કામ કર્યું હતું એ ઉપરાંત બીજા વિશ્વયુદ્ધ દરમિયાન તેમણે ક્રીટ, દક્ષિણ આફ્રિકા તેમજ ઇજિપ્તમાં રાજદ્વારી કામગીરી બજાવી હતી. ત્યાર બાદ ૧૯૫૩ અને ૧૯૫૭માં અનુક્રમે લેબેનોન અને યુ. કે.માં પણ તેઓ એલચી તરીકે નિમાયા હતા. ૧૯૫૭ના જૂનથી તેઓ લંડનમાં ફરીથી ગ્રીક એલચી તરીકે રહ્યા હતા. આ તેમની છેલ્લી સેવા હતી જેમાંથી તેઓ ૧૯૬૨ના ઑગસ્ટમાં સાહિત્ય ઉપાસનાર્થે નિવૃત્ત થયા.

ગ્રીસના પરદેશ ખાતામાં સેવા સ્વીકાર્યા પછી પાંચ વર્ષે ૧૯૩૧માં તેમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'The Turning Point' પ્રકટ થયો જે ગ્રીક સાહિત્યને નવો વળાંક આપનાર ગણાયો અને જેનાથી કવિને સ્વદેશમાં પ્રતિષ્ઠા મળી. ત્યાર પછી ૧૯૩૫ અને ૧૯૩૬માં અનુક્રમે 'Mythistorema' અને 'Gymnopedia' નામના કાવ્યસંગ્રહો પ્રકટ થયા. પરંતુ તેમની સૌથી પ્રસિદ્ધ કૃતિ 'The King of Asine' ૧૯૪૮માં પ્રકટ થઈ; જેને વિલિયમ ફોઈલનું ઈનામ મળ્યું હતું અને જેનું અંગ્રેજીમાં ભાષાંતર પણ થયું છે. એ સિવાય 'poems' (૧૯૬૦) એ સેફરિસનું બીજું અંગ્રજીમાં ઉપલબ્ધ પુસ્તક છે. આ કવિને સદ્‌ભાગ્યે રેકસ વૉરનર, લૉરેન્સ ડરેલ, બર્નાર્ડ સ્પેન્સર અને નેનોસ વેલેરીટીસ જેવા પ્રતિષ્ઠિત કવિઓ અનુવાદકો તરીકે સાંપડયા છે જેને કારણે તેમની કવિતા વિશ્વ સમક્ષ ઉત્તમરૂપે રજૂ થઈ શકી છે.

પોતાના દેશના ભવ્ય વારસા અને પોતાના વિશિષ્ટ વાતાવરણના ફરજંદરૂપ કવિ સેફરિસના ઘડતરમાં પ્રાચીન ગ્રીક કવિ હોમર અને તેના ઑડીસીનો ફાળો ઘણો મહત્ત્વનો છે. પરંતુ પાછળથી પૅરિસ અને લંડનના તેમના નિવાસ દરમિયાન આ સૈકાના શક્તિશાળી સર્જકો પૉલ વાલેરી અને ટી. એસ. એલિયટની પ્રેરણા તેમણે ઝીલી. એલિયટની પ્રસિદ્ધ કૃતિ 'Waste Land'નો તો તેમણે સ્વભાષામાં અનુવાદ પણ કર્યો છે. વિવેચકો સેફરિસની કવિતામાં ડબલ્યુ. બી. યીટ્સની પણ અસર જુએ છે. કદાચ આવાં વિવિધ પ્રેરકબળોને લીધે જ

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

'ધર્મની આજ્ઞાઓ કે ગુરુઓનાં વચનો, વેદવાક્યો કે રૂઢીઓ, ગમે તે હોય; બધું બુદ્ધિપૂર્વક તપાસી, સારાસારનો નિર્ણય કર્યા વગર એક પણ પગલું ભરવું યોગ્ય નથી. ગમે એવા મહાન પુરુષના અભિપ્રાયો હોય પરંતુ આપણી અક્કલ કબૂલ કરે તો જ સ્વીકારવા, નહિ તો નહિ. સ્વતંત્ર અભિપ્રાય બાંધવાની ટેવ પાડવી. વ્યક્તિવિકાસ કર્યાથી જ આપણું શ્રેય થશે; ગાડરિયા પ્રવાહ પ્રમાણે ગતાનુગતિક વૃત્તિથી નથી આપણું કલ્યાણ થવાનું કે નથી દેશનું થવાનું.' —ડૉ હરિપ્રસાદ દેસાઈ
['ઉચ્ચ જીવન.' ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ. સને ૧૯૪૨. પૃ. ૨૨]

વર્ષ ૩
અંક ૬
જાન્યુઆરી · ૧૯૬૪
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

साधुभिः पूज्यमानेऽस्मिन्पीड्यमानेऽपि दुर्जनैः ।
समभावो भवेद्यस्य स जीवन्मुक्तलक्षणः ॥

સંસાર સંબંધી જેની કલ્પનાઓ શાન્ત (નષ્ટ) થઈ હોય છે, જે સાવયવ હોવા છતાં પણ નિરવયવ હોય છે અથવા જેને સિદ્ધિઓ પ્રાપ્ત હોવા છતાં તેમાં અનાસક્ત હોય છે અથવા જે કલાઓનો જ્ઞાતા હોવા છતાં તેમના અભિમાન વિનાનો હોય છે અને નિશ્ચિન્ત હોય છે તે જીવન્મુક્ત ગણાય છે.

સજ્જનો વડે સત્કાર પામતાં કે દુર્જનો વડે પીડાતાં પણ જેનો તે બન્ને પ્રત્યે સમભાવ રહ્યા કરે છે—જેને રાગદ્વેષ થતા નથી તે જીવનમુક્તનાં—સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોવાળો છે.

ભગવદ્‌ગીતામાં પણ દર્શાવ્યું છે કે ગુણાતીત માન અને અપમાનમાં સમાન—નિર્વિકાર અને મિત્ર તથા શત્રુ પ્રત્યે તુલ્ય હોય છે—સમદર્શી હોય છે. 'मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः' સ્થિતપ્રજ્ઞનું વર્ણન કરતાં તેમાં જણાવ્યું છે કેઃ

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ॥
नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

જે સર્વ સાંસારિક પદાર્થોમાં આસક્તિ વિનાનો હોય છે અને શુભ પદાર્થોને પામીને પ્રશંસા કરતો નથી—હર્ષ પામતો નથી તથા અશુભ—અપ્રિય પદાર્થને પામીને તેનો દ્વેષ કરતો નથી તેની બુદ્ધિ સ્થિર થયેલી છે.

પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલા વિષયો જીવન્મુક્તમાં વિકાર ઉત્પન્ન કરી શકતા નથી. શંકરાચાર્ય જીવન્મુક્તને આમ વર્ણવે છેઃ

यत्र प्रविष्टा विषयाः परेरिता
नदीप्रवाहा इव वारिराशौ ।
लीयन्ति सन्मात्रतया न विक्रिया-
मुत्पादयन्त्येष यतिर्विमुक्तः ॥

જેમ પ્રભુએ પ્રેરેલા નદીના પ્રવાહો સમુદ્રમાં પ્રવેશી તેમાં લીન થાય છે તેમ પ્રારબ્ધે પ્રેરેલા વિષયો જેનામાં સત્સ્વરૂપે—બ્રહ્મસ્વરૂપે લીન થાય છે, કોઈ પણ પ્રકારનો વિકાર કરતા નથી તે યતિ જીવન્મુક્ત છે.

ઉપરનું વર્ણન ભગવદ્‌ગીતામાં કરેલા સ્થિતપ્રજ્ઞના આ વર્ણનને પ્રાયઃ મળતું આવે છેઃ

आपूर्यमाणमचलप्रतिष्ठं
समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशन्ति सर्वे
स शान्तिमाप्नोति न कामकामी ॥

જેમ ચારે તરફ જળથી પરિપૂર્ણ અને પોતાની સીમાનું ઉલ્લંઘન ન કરનારા સમુદ્રમાં (નદીઓનું અને વરસાદનું) જળ પ્રવેશ કરે છે તેમ જેનામાં સર્વે વિષયો પ્રવેશ કરે છે તે શાન્તિ પામે છે; વિષયોની કામના કરનારને શાન્તિ મળતી નથી.

વિવેકચૂડામણિમાં જીવન્મુક્ત પુરુષની સર્વ પ્રવૃત્તિ અનાસક્તભાવે થયા કરે છે એમ દર્શાવ્યું છે. બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી કોઈ પણ પ્રવૃત્તિ આસક્તિપૂર્વક થતી નથી અને આસક્તિપૂર્વક જો પ્રવૃત્તિ થતી હોય તો બ્રહ્મસાક્ષાત્કાર થયો ગણાય જ નહીં. બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી જીવન્મુક્ત થયેલા પુરુષનો સર્વ વ્યવહાર પ્રારબ્ધથી થયા કરે છે; તેની કોઈ પણ પ્રવૃત્તિ આસક્તિથી થતી નથી. છાન્દોગ્ય ઉપનિષદમાં જણાવ્યા પ્રમાણે બ્રહ્મજ્ઞાનીને (જીવન્મુક્તને) વિદેહમુક્તિ પ્રાપ્ત થવામાં ત્યાં સુધી વિલમ્બ થાય છે જ્યાં સુધી તેનાં પ્રારબ્ધ-કર્મ ભોગવાઈ જતાં નથી. ('तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये ।'). જીવન્મુક્તને પણ પ્રારબ્ધ પ્રમાણે સુખ-દુઃખ ભોગવવાં જ પડે છે.

બ્રહ્મજ્ઞાનીનાં સંચિત કર્મો જેમ સ્વપ્નાવસ્થામાં કરેલાં કર્મો જાગ્રદવસ્થામાં નાશ પામે છે તેમ જ્ઞાનાગ્નિમાં વિલય પામે છે. ગીતામાં દર્શાવ્યા પ્રમાણે 'ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ।' 'જ્ઞાનાગ્નિમાં જેનાં કર્મો બળી ગયાં હોય તેને વિદ્વાનો પંડિત—જ્ઞાની કહે છે.' વળી શંકર દર્શાવે છે કે જેમ મદ્ય ભરેલા ઘડાના સંબંધમાં આવતા આકાશને તેની ગંધનો લેપ થતો નથી તેમ જ્ઞાનીને—જીવન્મુક્તને ક્રિયમાણ કર્મનો લેપ થતો નથી.

જ્ઞાનાગ્નિ પ્રજ્વલિત થતાં પ્રારબ્ધ સિવાયનાં બીજાં સર્વે કર્મો નાશ પામે છે; સંચિત તથા આગામી એટલે ક્રિયમાણ કર્મો નિર્બીજ થઈ જાય છે. નિર્બીજ થયેલાં

ક્રિયમાણ કર્મો નવા દેહની ઉત્પત્તિમાં કારણ થતાં નથી. પ્રારબ્ધકર્મોનાં ફળોનો તો ભોગથી જ ક્ષય થાય છે કેમ કે જ્ઞાનની ઉત્પત્તિ થતાં પહેલાં તેમણે ફળ આપવાનો આરંભ કરી દીધો હોય છે. પ્રારબ્ધકર્મથી જ વર્તમાન શરીર અને તે સાથે નિયત સુખ-દુઃખની પ્રાપ્તિ થાય છે. આત્મજ્ઞાન થવા છતાં પ્રારબ્ધકર્મનો નાશ થતો નથી પણ વાઘ ધારીને ગાય પર છોડેલું બાણ, બાણ છોડયા પછી તે ગાય પ્રત્યે છોડયું છે એવું જ્ઞાન થવા છતાં અટકતું નથી પણ તે ગાયરૂપી નિશાનને છેદે જ છે તેમ (છૂટી ગયેલા તીરના જેવું) પ્રારબ્ધકર્મ જ્ઞાનીને પણ તેનું ફળ આપે જ છે. પણ આમ છતાં જીવન્મુક્તને – જ્ઞાનીને ઉદ્દેશીને જે પ્રારબ્ધ અને તેનો ભોગ કહ્યો છે તે બીજાની દૃષ્ટિએ કહ્યો છે કેમ કે જ્ઞાનીને તો આત્મ-સાક્ષાત્કાર થવાથી – સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ થયેલી હોવાથી પ્રારબ્ધકર્મનાં ફળ પણ બ્રહ્મથી ભિન્નરૂપે જણાતાં નથી. જેમ સ્વપ્નમાંથી જાગેલો પુરુષ સ્વપ્નના પદાર્થોમાં અહંતા, મમતા વગેરે કરતો નથી તેમ અવિદ્યારૂપી નિદ્રામાંથી જાગેલો જીવન્મુક્ત દેહ, ગેહ વગેરેમાં અહંતા, મમતા, વગેરે કરતો નથી અને ભોજન વગેરે વ્યવહારને સત્ય માનીને પ્રવૃત્તિ કરતો નથી. જેણે અજન્મા, નિત્ય અને શાશ્વત એવા આત્માનો સાક્ષાત્કાર કર્યો છે તેવા આત્મ-સ્વરૂપે રહેનાર જીવન્મુક્તને ઉદ્દેશીને પ્રારબ્ધની કલ્પના પણ સંભવતી નથી. આ રીતે જીવન્મુક્તને ઉદ્દેશીને વિવેકચૂડામણિમાં અત્યંત હૃદયંગમ નિરૂપણ કર્યું છે.

શંકરાચાર્ય જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ એમ બે પ્રકારની મુક્તિ સ્વીકારે છે. રામાનુજાચાર્યના સિદ્ધાન્ત પ્રમાણે જીવન્મુક્તિ સંભવતી નથી. શંકરાચાર્યના મત પ્રમાણે સુખ-દુઃખના સંસ્પર્શ વિના ચિત્સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર થતાં સ્થૂળ દેહ અસ્તિત્વ ધરાવતો હોવા છતાં મુક્તિ થાય છે. આ પ્રકારની મુક્તિ મનુષ્ય જીવતો હોય તે દશામાં થતી હોવાથી જીવન્મુક્તિ કહેવાય છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે જીવન્મુક્તિને પણ પ્રારબ્ધકર્મ ભોગવવું પડે છે – જોકે તેને જ્ઞાન થયું હોવાથી તેની દૃષ્ટિએ પ્રારબ્ધકર્મ અને તેનું ફળ મિથ્યા છે. જ્ઞાનીનાં પ્રારબ્ધ કર્મનો ક્ષય થયા પછી શરીરનો ત્યાગ થતાં જે બ્રહ્મસ્વરૂપે તેની સ્થિતિ થાય છે તેને વિદેહમુક્તિ કહેવામાં આવે છે.

પ્રથમ દર્શાવ્યા પ્રમાણે જીવન્મુક્તને દેહાભિમાન હોતું નથી. બ્રહ્મ એ જ સત્ય છે અને તે પોતાનું વાસ્તવિક સ્વરૂપ છે. જગત મિથ્યા છે એવી તેને પ્રતીતિ હોય છે. આથી દેહને પણ તે મિથ્યા જ જાણે છે. તેનાં પ્રારબ્ધ-કર્મથી તેનો ભોજન, પ્રવાસ વગેરે વ્યવહાર થયા કરે છે. પ્રારબ્ધને અધીન જે તેની પ્રવૃત્તિ થયા કરે છે તેમાં તેને રાગ કે દ્વેષ હોતો નથી. જેમ જાદુગરે તેની ઇન્દ્રજાળથી પ્રસારિત કરેલો ખેલ મિથ્યા જાણવા છતાં પ્રેક્ષકની તે જોવાની પ્રવૃત્તિ થાય છે તેમ જીવન્મુક્ત જગતના સર્વ પદાર્થો મિથ્યા જાણતો હોવા છતાં પ્રારબ્ધને અધીન તેની તેમાં પ્રવૃત્તિ થયા કરે છે, આત્મસાક્ષાત્કાર થયો હોવા છતાં પ્રારબ્ધકર્મનો નાશ થયો ન હોવાથી પૂર્વ સંસ્કાર પ્રમાણે તેનાં કર્મ થયા કરે છે. તેનો કોઈ પણ વ્યવહાર અહંભાવપૂર્વક થતો નથી. 'હું કરું છું' એવા અભિમાનથી પ્રેરાઈને તે કોઈ કર્મ કરતો નથી. તેને કોઈ કર્તવ્ય કરવાનું બાકી હોતું નથી છતાં લોકસંગ્રહ માટે તેનું કર્મ સંભવે છે.

[લેખક અને સંપાદક : એ. છ. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

ઈતર વાચન.

ભોજનોત્તર વિશ્રાંતિ. પછી રોજનીશીલેખન. Nuremberg Trial વાચન. ચાહ પછી પાંચના અરસામાં ગ્રાંટરોડ મુકામ પર ગયો. શ્રી. ગુલાબચંદ હીરાચંદ. પંડિત વગેરે લોકો મળ્યા. ચિ. નાના પાસે બેસીને વાતોચીતો (બીજા મિત્રો સાથે). ભોજન આટોપીને ૮ના અરસામાં સ્ટેશન પર આવ્યો, અને ૮-૩૦ના ગુજરાત મેલથી અમદાવાદ જવા નીકળ્યો સેંટ્રલ સ્ટેશન પર ડૉ. બાપુસાહેબ તળવલકર, મણિભાઈ ઝવેરી વગેરે લોકો આવ્યા હતા, અને દાદર સ્ટેશન પર સૌ. વતી અને ગુર્જર કુટુંબીજનો આવ્યાં હતાં.

### તા. ૪ નવેમ્બર ૧૯૪૭, મંગળવાર

સવારે અમદાવાદ આવી પહોંચ્યો. ચા, વગેરે. પછી ભેગી થયેલી ટપાલ જોઈ. મહત્ત્વના કાગળો. (૧) સિમલા મ્યુનિ.ને વીજળીના બિલનો ચેક, (૨) ઇંડિયન નૅશનલ રેડિયો કંપનીને શેઅર્સનો ચેક, અને બીજા કાગળો. શેઠ અમૃતલાલ અને શ્રી. મઝમુદાર આવ્યા હતા. એજ્યુકેશન સોસાયટી, વિશ્વવિદ્યાલય વગેરે વિષે ચર્ચા.

ભોજન પછી ચિ. બાળાસાહેબ મહાજનને કાગળ. શ્રી. જયકૃષ્ણ હરિવલ્લભદાસે રૂપિયા પાંચ લાખનું દાન આપ્યું છે એનો મુસદ્દો, વગેરે. ૧ થી ૨ સબ રજિસ્ટ્રારની કચેરીમાં જઈને શ્રી. કુબેરદાસની જમીનોના ભાડાપટ્ટાનો દસ્તાવેજ સહી કરીને સહી કર્યાની કબૂલાત સબ રજિસ્ટ્રાર સમક્ષ આપી. પાછો મુકામ પર આવીને ૩ા સુધી વિશ્રાંતિ અને પછી ફરી કામો.

...પાા થી ૭ સુધી અમદાવાદ જિલ્લા બોર્ડ તરફથી ચાલી રહેલા શિક્ષિકાવર્ગની પૂર્ણાહુતિના સમારંભ માટે ગયો. હું પ્રમુખપદે હતો. શિક્ષણનું મહત્ત્વ અને સાચું શિક્ષણ એટલે શું એ મુદ્દાઓ પર બોલ્યો. ત્યાંથી પાછા આવતાં શ્રી જયંતીલાલ શાહ નામના એક જુવાન વકીલ (ઉંમર ૩૩) ટાયફૉઈડની બીમારીથી અવસાન પામ્યા એમને ઘેર દિલસોજી માટે જઈ આવ્યો. ગૃહસ્થ સારા અને લોકસેવા તરફ એમનું ધ્યાન હતું. એમના મૃત્યુથી મને સદ્દગત ગોવિંદલાલ શાહનું સ્મરણ થયું. ઇશ્વરેચ્છા, બીજું શું?

ઘેર આવીને ભોજનોત્તર સ્ટેશને ગયો. શ્રી મઝુમદાર અમેરિકા જતા હોવાથી એમને વિદાય આપવા ગયો હતો. ડૉ. બર્વે પણ આજે પૂના ગયા.

પાછા ફરતાં શ્રી. કુબેરદાસને ઘેર જઈને ઈનામ દસ્તાવેજના સ્ટૅમ્પ વિષે મારા વિચારો કહ્યા. બંગલા પર આવીને પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

### તા. ૫ નવેંબર ૧૯૪૭, બુધવાર

સવારે જલદી જાગી જવાથી થોડો વખત વાચન (Nuremberg Trial) પછી આશરે ૪૦ મિનિટ બહાર ફરવા જઈ આવ્યો. પછી ચાહ અને સ્નાન. વૃતપત્રવાચન અને પછી ટપાલ. (૧) દિલ્હી શ્રી. કૌલને પત્ર (૨) ચિ. રામુમામાનો કાગળ મૅંચેસ્ટરથી આવ્યો છે. હવે પછીના એના અભ્યાસક્રમ વિષે. એનો જવાબ. બીજા પણ કેટલાક કાગળો. Physical Research Laboratory વિષે ડૉ. વિક્રમ સારાભાઈ સાથે ચર્ચા. બીજા પરચૂરણ કામો.

ભોજન માટે ચિ. બાળ અને ચિ. બાપુ સાથે શેઠ કસ્તુરભાઈને ઘેર ગયો હતો. ત્યાં ઘણીબધી બાબતો વિષેની વાતો નીકળી. બે વાગે ઘેર પાછા ફર્યા બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ. ૩ાથી કામની શરૂઆત. ચિ. બાળાસાહેબ મહાજનને ...... વિષે કાગળ. બીજા થોડા પત્રો.

ગુજરાત વિશ્વવિદ્યાલયની જમીનો વિષે શ્રી. દયાલભાઈ સાથે ચર્ચા. શ્રી. મણિભાઈ દેસાઈ પ્રાથમિક શિક્ષક પરિષદના સબંધમાં મળ્યા. શ્રી. ઝીણાભાઈ દેસાઈ અને રતિભાઈ ત્રિવેદીનાં નામો મેં અધ્યક્ષપદ માટે સૂચવ્યાં. શ્રી. વિમળ શાહ અને જેલના ડૉક્ટર મળવા આવ્યા હતા. શ્રી. કુબેરદાસ, ભાસ્કરરાવ ઠાકોર અને ચંદ્રકાંત એજ્યુકેશન સોસાયટીના કામને અંગે મળ્યા. શ્રી. મલિક એમના પિતરાઈ ભાઈના કામ અંગે મળ્યા હતા.

પછી પગે ચાલીને જ ભદ્રમાં ગયો. ત્યાં થોડી વાર થોભીને મોટરમાં બંગલા પર પાછો ફર્યો. ભોજન બાદ રોજનીશી લેખન. પછી પરચૂરણ વાચન અને આરામ.

### તા. ૬ નવેંબર ૧૯૪૭, ગુરુવાર

પરોઢિયે જલદી ઊઠી જવાથી થોડો વખત વાચન-Nuremberg Trial. પછી ફરવા જઈ આવ્યો.

આશરે ૪૦ મિનિટ ફરવાનું થયું. રોજ સવાર-સાંજ ફરવા જવું જોઈએ. કામના લોભમાં હું ફરવા જતો નથી એ બરોબર નથી. ખોટું છે. પણ થોડી આળસ, કાંઈક લોભ. "સમજાય છે પણ દેખાતું નથી." એમ કહે છે તે આને જ. ઠીક.

પછી નિત્યવિધિ. કાગળો લખાવ્યા. (૧) વિશ્વ-વિદ્યાલય કમિટીના સેક્રેટરીપદ માટે—શ્રી. મજુમદારની ગેરહાજરીમાં ડૉ. મગનભાઈ પટેલ, આણંદને કાગળ. (૨) પંઢરપુરના શ્રી. બાબુરાવ બડવેને પંઢરપુર જવાની બાબતમાં કાગળ. સોલાપુરની જિલ્લા કોર્ટે સનાતની બડવે પૂજારીઓનો વિરોધ રદ કરીને, તા. ૧૦-૫-૧૯૪૭ને રોજ મેં દાખલ કરાવેલું નિવેદન માન્ય થયું અને મંદિર ખુલ્લું થયું. હવે સામુદાયિક અને જાહેર રીતે હરિજનો મંદિરમાં પ્રવેશ કરશે એ પ્રસંગે મારે હાજર રહેવું એવી એમની ઇચ્છા. મારી પણ સ્વાભાવિક ઇચ્છા છે. પણ હવે તો તે ડિસેંબરમાં અગર પછી ફાવે. ઠીક.

.........

ચિ. અણ્ણા સવારે મુંબઈથી આવ્યો. બપોરે ભોજન બાદ ઈતર વાચન અને આરામ. પછી પરચૂરણ કામો.

સાંજે શ્રી શેઠ બાબુભાઈ અને બચુભાઈને ત્યાં જઈ આવ્યો. ગુજરાત વિશ્વવિદ્યાલય માટે ભિક્ષા. આટલી મોંઘી જમીન શા સારુ લો છો? એ પહેલો પ્રશ્ન એમણે કર્યો. યોગ્ય છે. મને લાગે છે કે મેં એમને સંતોષકારક જવાબ આપ્યો. પછી દાનની વાત. રૂપિયા સાડા ત્રણ લાખ સુધી આપશે અને એમાં એમને બે બાબતો જોઈએ: (૧) નામ અને (૨) કૉલેજ. એ બધું કેવી રીતે ફાવે? આનો અર્થ સીધો છે કે વિદ્યા માટે દાન નથી આપતા પણ પ્રતિષ્ઠા ખાતર આપે છે. આમાં વેપાર (business) છે એવું પણ મેં એમને કહ્યું. "નામ જોઇએ" એ એટલી હીન વૃત્તિ થઈ છે! પણ એમાં પૈસાવાળાઓનો દોષ છે એટલો જ સામાન્ય લોકોનો પણ છે. એમની ટીકા કરતાં કરતાં આપણે ફરી પૈસાની પૂજા કરીને એમને (પૈસાવાળાઓને) માન આપતા જ હોઈએ છીએ. અને, વળી, આપણી પાઈ-પાઇ ભેગી કરીને આપણે આપણાં મોટાં કામો કેમ કરતા નથી? જો આપણે આ રીતે વર્તવા લાગીશું અને કામ કરતા થઈશું તો પૈસાવાળાઓ આપોઆપ સીધા થશે! ખેર.

ભોજનોત્તર પરચૂરણ વાચન. ચિ. અણ્ણાએ ઘણા-બધાં મરાઠી અને અંગ્રેજી પુસ્તકો આણ્યાં છે એ જોતો હતો. સદ્ગત દાદોબા પાંડુરંગ (તર્ખડકર)નું આત્મચરિત્ર જોયું. શ્રી. ખેરની પ્રસ્તાવના બહુ કાંઈ સારી (impressive) લાગી નહીં. પરંતુ પ્રાધ્યા. લાગૂનું લખાણ માહિતી-પૂર્ણ અને સરસ જણાયું.

## તા. ૭ નવેંબર ૧૯૪૭, શુક્રવાર

સવારે નિત્યવિધિ. ફરવાનું. પછી...શ્રી. મલિક પોતાના અંગત કૌટુંબિક કામ માટે આવેલા. એમની આશરે...લાખની મિલ્કત રાવળપીંડી વિભાગમાંની હતી તે નાશ પામી અને કેટલાં યે સગાંવહાલાં હવે ગરીબ અને કામધંધા વિનાનાં થયાં? એમનાં ભરણપોષણની ઓછીવત્તી જોગવાઈ કરવી એ શ્રી. મલિક માટે આવશ્યક છે. ગઈ કાલના શ્રીમંતો, આજના દરિદ્રી બન્યા! કાળનો પ્રભાવ છે! ઠીક.

કસ્તુરભાઈ સાથે ઍંજિનીઅરીંગ કૉલેજો વિષે અને શેઠ અમૃતલાલ સાથે યુનિવર્સિટી વિષે ફોન પર વાતચીત અને ચર્ચા થઈ.

ભોજનોત્તર વિશ્રાંતિ—કાગળો. (૧) મૌલાના આઝાદ ......(૨) શ્રી. મગનલાલ નગીનદાસને ઉરુળી કાંચન નિસર્ગોપચાર સંસ્થા વિષે. (૩) ઍજ્યુકેશન સેક્રેટરી શ્રી. જોષીને ઍંજિનીઅરીંગ કૉલેજની જમીન બાબતમાં. બીજા કાગળો.

સાંજે ઘેર જ ફરતાં ફરતાં મિત્રો સાથે વાતો. ચિ. નીલકંઠને વધારે તાવ હોવાથી જરા ચિંતા થઈ. ડૉ. મિસ પંડયાને બોલાવ્યાં.

ભોજન બાદ થોડું વાચન અને વિશ્રાંતિ. ઊંઘ બરાબર ગાઢ આવી નહીં.

## તા. ૮ નવેમ્બર ૧૯૪૭, શનિવાર

સવારે ફરવા જઈ આવ્યો. શ્રી. કે જી. પ્રભુ સાથે હતા. રાયફલ ઍસોસીએશન વિષે ચર્ચા અને વાતો....

ભોજન પછી આરામ. વાચન થોડુંક...ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના કામ માટે શ્રી રસિકલાલ પરીખ મળ્યા. બપોર પછી દિલ્હી શ્રી. કૌલ વગેરે લોકોને કાગળો લખ્યા.

પગે ચાલીને ભદ્રમાં ગયો. મિલઓનર્સના શ્રી. આચાર્ય જોડે ટિળક સ્વરાજ્ય ફંડના ટ્રસ્ટદસ્તાવેજના મુસદ્દાની ચર્ચા.

પાછા આવીને રોજનીશીલેખન – ભોજન બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

**તા. ૯ નવેંબર ૧૯૪૭, રવિવાર**

સવારે નિત્યવિધિ. કાગળો. આજે ફરવા જવાનું ન થયું ......

બપોરે ૩-૩૦થી ૫ સુધી શ્રી. શારદા મંદિરમાં પ્રાથમિક શિક્ષક મંડળની સભામાં ગયો હતો. શ્રી. નાનાભાઈ ભટ્ટ, રમણલાલ ગાંધી (નડિયાદ), પ્રભુદાસ પટવારી વગેરે લોકો હતા. મંડળનું કાર્યક્ષેત્ર શું હોવું જોઈએ એ સવાલ હતો. કેવળ વૈચારિક અને પ્રચારક એવી ભૂમિકા હોય તો મંડળનું તંત્ર મતદાન પર આધારિત લોકશાહી નહીં પણ નિષ્ણાત લોકોનું હોવું જોઈએ એવો અભિ પ્રાય મેં આપ્યો. શૈક્ષણિક વિચારો પ્રદર્શિત કરવ સરકાર જે જે કરે તે જોઇને એના પર વિચાર કરીને સરકારને સૂચના કરવી, લોકમતને એ બાબતમાં તૈયા કરવો એ જ મુખ્ય કાર્યો હાથ પર લીધાં તો અ મંડળમાં નિષ્ણાતો સિવાય બીજાઓને સ્થાન હોવું જોઇએ નહીં અને મંડળ એક રીતે સ્વયંભૂ જેવું જ હોય એવે મારો અભિપ્રાય જણાવ્યો. એ સર્વસંમત થયો.

સાંજે શ્રી. પ્રેમચંદ વિઠ્ઠલદાસ અને નાનુભાઇ દેશસ આવ્યા હતા. નેનપુરની વસાહત વિષે અને ખેતી વિ વાત થઈ. કેટલીક મ્યુનિસિપલ બાબતો પણ કહી.

ભોજનોત્તર વિશ્રાંતિ. પરચૂરણ વાચન. (ક્રમશઃ

*

# અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ-૪

## જ્યોફ્રી ચૉસર (૧૩૪૦ ?-૧૪૦૦)

**જયંત પંડયા**

[અંગ્રેજીના અનુસ્નાતક અભ્યાસી]

### તેનું જીવન અને કવન

ચૉસરના આગમન સાથે અંગ્રેજી સાહિત્યમાં એક મહાન શક્તિનું પદારોપણ થાય છે. જ્યૉફ્રી ચૉસરે કેવળ ગ્રંથો દ્વારા વ્યક્ત થતા અતીતને જ નહીં પરંતુ વર્તમાનમાં જિવાતા જીવનને વિશાળ ફલક ઉપર, નિષ્પક્ષ અને અભ્યાસી આંખે નિહાળ્યું છે. તેના સમકાલીનોથી ઊલટું, તેણે કરેલું જીવનદર્શન સમગ્ર અને પરિપૂર્ણ છે. એને હાથે આલેખાયેલાં સ્વભૂમિ અને સમયનાં ચિત્રો અન્ય કોઈ ભૂમિ કે યુગને માટે પણ પૂરતાં જીવંત અને તાદૃશ લાગે એવાં છે.

લંડન શહેરમાં એક કલાલને ઘેર ઈ. સ. ૧૩૪૦ના અરસામાં ચૉસરનો જન્મ થયો હતો. લેખક ચૉસર અને જ્યૉફ્રી ચૉસર એ બન્ને એક જ વ્યક્તિ હશે કે કેમ એ પ્રશ્ન તો છે જ પરંતુ બીજો કોઈ ઉમેદવાર ન જડી આવે ત્યાં સુધી તો એ બન્ને એક જ હશે એવું સ્વીકારીને જ ચાલવું રહે છે. સત્તર વર્ષની ઉંમરે રાજ-પરિચારક, તે પછીનાં બે વર્ષમાં આર્તોઈસ અને પિકા ર્ડિમાં યુદ્ધ ખેલતો સૈનિક, યુદ્ધ દરમિયાન બાન તરી પકડી લઈ જવાયેલો બંદી અને એ બંદીની પૈસા આપ કરાવવામાં આવેલી મુક્તિ, ફરી રાજસેવા અને લૅન્કે સ્ટરના ડયૂક જ્હૉન ઑફ ગૉન્ટનો આશરો, લગભગ ત્રીસ વર્ષની વયે ફ્રાન્સ, ફ્લેન્ડર્સ અને ઈટલીમાં જુદ જુદાં કામે રાજદૂત તરીકેની કામગીરી, ૧૩૭૪માં લંડન બંદરે ઉની જકાત ખાતાના અધિક્ષક તરીકે નિમણુંક, ૧૩૮૬માં કેન્ટ પરગણાના નાઈટ તરીકે વરણી, રીચાર્ડ બીજાના અમલ દરમિયાન ભોગવેલી વિષમ પરિસ્થિતિ અને ૧૩૯૯માં જ્હૉન ઑફ ગૉન્ટના પુત્રે રાજગાદી મેળવી તે પછીનો અભ્યુદય, ઈત્યાદિ વિગતો ચૉસરના સક્રિય જીવનની અને તેના વિવિધ વ્યવસાયોની માહિતી પૂરી પાડે છે. આ બધી ઉપાધિઓમાં કાર્યરત રહીને વાચન, અધ્યયન અને કવન માટે તે સમય કાઢી શકતો એ સદ્ભાગ્યની વાત છે.

સાહિત્યોપાસનાની એની પૂર્વ-તૈયારીઓ અને તેની કલા-કુશળતા સિદ્ધ કરવા માટેનો ઠીક ઠીક લાંબો સમય તેણે લીધો હોવો જોઈએ. અંગ્રેજી કવિતાના સર્જક તરીકે, એણે આપેલા ફાળાની અને લીધેલા શ્રમની બાબતે જ અતિશયોક્તિ કરી શકાય. વારસામાં મળેલાં કાવ્ય-ઉપકરણોમાં તો તેની પાસે લાંબા કાળથી ચાલ્યો આવતો અષ્ટ-શ્રુતિ છંદ હતો: આ સિવાયનાં, જોઈતાં બધાં જ સાધનો તેણે પોતાને તૈયાર કરવાનાં હતાં. કાર્યનો આરંભ તેણે ફ્રાન્સમાંથી દસ-શ્રુતિ યુક્ત છંદ લાવી અને ઇટલીની પ્રેરણાથી તેને મુલાયમ બનાવીને કર્યો. આ છંદ ભવિષ્યની અંગ્રેજી કવિતાનો મહાછંદ—હેરોઇક લાઇન—ગણાવાનો હતો. વળી લંડનની બોલી કિંગ્સ ઇંગલિશનો જીર્ણોદ્ધાર કરવાનું કાર્ય પણ પ્રતીક્ષા કરતું પડ્યું હતું. ચૉસરે આજ લગી ઉપેક્ષિત રહેલી એ બોલીમાં લખવા માંડ્યું. પણ કાર્ય એટલેથી પૂરું થાય એમ નહોતું. ફ્રેન્ચ કવિતાની મૃદુતા, લાવણ્ય અને સંસ્કારિતા પ્રકટાવી શકે એવી ભાષા બનાવવાની હતી અને તે માટે દસ્ય શબ્દકોશનું ફ્રેન્ચ ભાષા સાથે સંયોજન કરવું એ તેને મન જરૂરી કાર્ય હતું.

ચૉસરે આ દિશામા પગરણ માંડવા, ઍંગ્લો-સૅક્સન રૂપોથી સંપૂર્ણ વિચ્છેદ લઈ લીધો અને દક્ષિણ તરફ નજર માંડીને પોતાના આદર્શની શોધ આરંભી. જો કે પાછલી બે ત્રણ સદીઓના સમૃદ્ધ ફાલથી ફ્રેન્ચ કવિતા ઉડાઉ થઇ ગઇ હતી અને તેની સમૃદ્ધિ ઘસાવા માંડી હતી. તો પણ જે કવિ પાસેથી તે પહેલા પાઠો ભણ્યો હતો તે ફ્રેન્ચ કવિ ગિલોમ-દ્-મેશૉટ (Guillaume de Machaut) પાસે ઉત્તમ શક્તિઓ તો ન હતી પરંતુ તે એક સારા કલાકાર અને સંગીતજ્ઞ હતા. ચૉસર ઉપરાંત ચુસ્ટેક ડેસ્કૉમ્પસ અને ફ્રુઇઝાર્ટ પણ તેના અનુયાયી હતા. પરંતુ ચૉસરે તો રોમન દ લા રોઝ સુધી પાછળ જઇને પોતાનું કાર્ય આરંભ્યું. આ વિશાળ રચનાનું ચૉસરે અંગ્રેજીમાં ભાષાંતર કર્યું અને એ કૃતિ તેની આજીવન સંગિણી બની રહી. રોમન-દ-લા રોઝનું લેખક યુગ્મ ગિલોમ દ લૉરિસ અને જ્યૉં ક્લોપિનલ (જ્યૉં દ-મ્યૂન)નું આકર્ષણ પણ એને હૈયે વસ્યું. ચૉસરની યુવાવસ્થાની કૃતિઓ ઉપર પહેલા કવિના લાવણ્યમય પ્રણયરૂપકની અને જીવનની મધ્યાવસ્થામાં જ્યૉં દ મ્યૂનની ફિલસૂફી અને નર્મ-મર્મની અસર પડેલી લાગે છે.

ચૉસરતું ફ્રાન્સ પ્રત્યેનું ઋણ કેવળ અનુકરણમાં જ પર્યાપ્ત થતું નથી. ફ્રુવાર્સનો પ્રાણ તેણે પોતાનામાં આત્મસાત કર્યો છે. ફ્રાન્સની ઉત્તમ કવિતામાં તેણે જે હીર જોયું તેને પોતાની માતૃભાષા દ્વારા પ્રકટ કરવું એ તેને મન મહત્ત્વની બાબત હતી; અને એમાં સફળતા પણ મળી. ચૉસરની કૃતિઓમાં જે ધવલ-ઉજ્જ્વલ પ્રકાશ ઝળહળે છે તે જોઇને ફ્રાન્સવાસી પોતે પરિચિત જગતમાં વિહરે છે એવો જ ભાવ અનુભવી શકે. પોતાના પરિચિત જગતની ભૂમિ કે આકાશ કશું જ જાણે બદલાયું નથી. તેનામાં ફ્રુવાર્સની હળવાશ છે, જીવનનો આનંદ છે, અવાજમાં સંવાદ અને સમતા છે અને તેની શૈલી સાદી, પ્રવાહી, સંયત, ભાવાવિષ્ટ અને હાસ્યનાં છાંટણાંથી સમ-ધાત છે. ફ્રુવાર્સની જેમ ચૉસર પણ વાતોડિયો છે. સંક્ષેપ એને ફાવતો નથી. તેની કવિતા ગદ્યના સીમાડા ઉપર ચાલે છે પરંતુ તેની સાદગી અને કિલ્લોલથી, વણસી જતાં ઊગરી જાય છે. ક્યારેક તે લોચવાય છે પરંતુ તે પણ તેના હાસ્યનું એક ઉપકરણ બનીને આકર્ષણ વધારી મૂકે છે. આ બધાં લક્ષણો કેવળ પ્રારંભનાં લક્ષણો નથી, પરંતુ તેનાં સમગ્ર લખાણોમાં જન્મજાત પડેલાં છે.

## ઊર્મિકાવ્યો અને રૂપકો

ચૉસરની, આરંભની કૃતિઓ છે તેનાં પ્રણયોર્મિગાન. શરૂઆતની કૃતિઓ લભ્ય નથી પરંતુ પાછળના રાસડા (Ballads) અને વર્તુળકો (Roundels)માં તેના છંદપ્રભુત્વ ઉપરાંત ડહાપણ, સુખદ સાહજિકતા અને હાસ્યની લહરીઓ જોવા મળે છે. આવાં કાવ્યો સંખ્યામાં થોડાં છે; સ્વાદ ચાખવાના થોડા નમૂના આપણી સામે વેર્યા હોય એમ આ કાવ્યો ચૉસરે ઉછાળ્યાં છે. મુખ્યત્વે એનો રસ તો વર્ણનાત્મક કાવ્યોમાં છે.

પોતાના જમાનાનાં ઉપકરણોથી બંધાયેલો આ કવિ દીર્ઘકાળ પર્યંત પરંપરાને જ અનુસરે છે. રોમન-દ લા રોઝથી માંડીને પર્લ અને પિયર્સ-પ્લાઉમન જેવાં લાંબાં કાવ્યો જે સ્વપ્ન-રૂપકો યોજે છે તેમાંથી મુક્ત થઇને રચનાનો અભિનિવેશ બદલવાનો એને ય સૂઝ નથી પડતી.

જેને તવારીખમાં નોંધી શકાય એવી, ચૉસરની, પ્રથમ કૃતિ જહોન ઑફ ગૉન્ટની પ્રથમ પત્ની, બ્લૅન્ચ ઑફ લૅન્કેસ્ટરના અવસાનની સ્મૃતિમાં ઈ. સ. ૧૯૬૯માં ધી બૂક ઑફ ધી ડચેસ ને નામે લખાઈ છે. આ કૃતિની રચના સંકુલ છે. પરંતુ શિલ્પનાં રન્ધ્રોમાંથી ક્યાંક ક્યાંક તાજાં મૃદુ પુષ્પો પ્રકટે છે. જોકે પથરાટ કંટાળાજનક છે પરંતુ કૃતિનું માર્દવભર્યું માધુર્ય, સંયત શોકાવેગ અને ઊર્મિઉત્કંપ ચૉસરને યશ આપે તેવાં છે.

પાર્લમેન્ટ ઑફ ફાઉલ્સ માં રૂપકને સહારે ચૉસર ચાલે છે. ૧૪મી ફેબ્રુઆરી, સંત વેલેન્ટાઇનના દિવસે, પોતપોતે પસંદ કરેલા સાથીઓ સહિત પક્ષીઓ પ્રકૃતિ દેવી સમક્ષ ભેગાં થાય છે. ધરાતલ અને ઉન્નત બન્ને વિચારોનું અહીંયાં મિલન છે. પ્રકૃતિ જાણે કે સંસદ ભરીને બેઠી છે અને એમાં પ્રેમ-શૌર્યની ભાષા બોલતા બાજ, ગરુડ જેવા શિકારોપજીવી પક્ષી-ઉમરાવો અને જન્તુઓ ઉપર જીવનારાં ક્ષુદ્ર-પક્ષીઓ એકઠાં થયાં છે. પેલાં ક્ષુદ્ર-જીવોને પ્રેમ-શૌર્ય અને આભિજાત્યની વાતોમાં રસ નથી. એમને તો દૈહિક સુખ જોઇએ છે. રૂપકમાં પ્રહસન તથા રોમાન્સ સહ-વિહાર કરે છે અને આદર્શ તેમ જ વાસ્તવિકતાના વિરોધને મૂર્ત કરે છે. કવિની રચનાશક્તિ અને નિર્વહણશક્તિનો આ કૃતિમાં આપણને પરિચય થાય છે. કૅન્ટરબરી-કથાઓ માટે જોઈતી સુ-સજ્જતા ચૉસર અહીંથી જ પ્રાપ્ત કરે છે.

તેના બીજા મહત્ત્વાકાંક્ષી રૂપક ધી હાઉસ ઑફ ફેઇમ નું પણ આવું જ પોત છે. કાવ્યમાં પ્રણાલિકાગત સાધનો, અષ્ટશ્રુતિયુક્ત પંક્તિ અને સ્વપ્નરૂપક, પ્રયોજ્યાં છે. ગજગતિએ કાવ્ય ચાલે છે. સ્વપ્નનું ઉદ્‌ભવસ્થાન અને તેની વાસ્તવિકતા, અફવાઓ ઉપજાવવાના અને ફેલાવવાના માર્ગો ઈત્યાદિ બાબતો એમાં આલેખાઈ છે. એક સોનેરી ગરુડ તેને કીર્તિના આવાસે લઈ જાય છે. પોતાના પ્રિય લેખકોનું તેને અહીં મિલન થાય છે; કૃપા વરસાવતાં દેવીનાં પણ દર્શન થાય છે. ત્યાંથી તે અફવા-ઘર — ધી હાઉસ ઑફ રુમર—માં જાય છે. કાવ્ય અહીંથી અટકી જાય છે. કદાચ પોતાની પુખ્ત રુચિને એ તદ્દન કૃત્રિમ કે પ્રતિકૂળ લાગવાથી ચૉસરે એ અધૂરું મૂક્યું હોય એમ બની શકે. છતાં ય તેમાં ઉષ્માભરેલી રીતે હાસ્યના સિકરો કવિએ છાંટ્યા છે અને નિખાલસપણે પોતાની મર્યાદાઓ પણ ઉલ્લેખી છે.

૧૩૮૫ની આસપાસ લખાયેલું લીજન્ડ ઑફ ગૂડ વીમેન પણ અધૂરું છે. કાવ્યના પ્રાક્કથનનું રૂપક સુંદર છે. ચૉસરનો વસંત અને પુષ્પો માટેનો પક્ષપાત એમાં દેખાય છે. આરંભમાં તે સ્વપ્નમાં કામદેવને જુએ છે. પુષ્પ અને પર્ણનું રૂપક, કામદેવની ઉપસ્થિતિ અને પોતાની અવહેલના પ્રત્યેનો તેમનો પ્રકોપ, મનોજ-પત્ની આલ્સેસ્ટિસની દરમ્યાનગીરી, કવિની ક્ષમાયાચના અને પશ્ચાત્તાપ રૂપે સન્નિષ્ઠ સતીઓની કથા આલેખવાનો સંકલ્પ વગેરે કથા-તંતુઓ સાથે ભળેલું પ્રકૃતિવર્ણન કૃતિને અપૂર્વ બનાવે છે. અત્યંત કુમાશથી, ચૉસર, મુખ્યત્વે ઑવિડમાંથી મળેલી, પોતાની નાયિકાઓ થિસ્બ, લુક્રેટિયા, ફિલોમેલાની કથાઓ આલેખે છે પરંતુ સ્ત્રી માત્ર સતી અને પુરુષો એટલા નિષ્ઠુર અને વિશ્વાસઘાતી એવા નિરૂપણથી થાકી – કંટાળીને જ કદાચ, તે અડધેથી છોડી દે છે.

## ચૉસર અને ઇટલીની અસર

ઈ. સ. ૧૩૭૨માં ઇટલીમાંના પોતાના રાજ-કાજ પ્રસંગે, તે જમાનામાં યુરોપભરમાં સુંદર અને ભવ્ય ગણાતા ઈટાલિયન સાહિત્યના સંપર્કમાં ચૉસર આવ્યો. દાન્તેનું ૧૩૨૧માં અવસાન થયું હતું પરંતુ પેટ્રાર્ક અને બોકાશિયો હજુ જીવતા હતા. પેટ્રાર્કને તો કદાચ, પેડુઆમાં ચૉસર મળ્યો હતો. બન્નેનો તે પ્રશંસક હતો અને તેમનાં લખાણોમાંથી તે પ્રેરણા પામ્યો હતો. દરેકનું એક સરખું ઋણ તેના ઉપર હોય એ સંભવિત નથી. દાન્તેની પ્રતિભા તેનાથી અજાણી નહોતી છતાં બન્ને વચ્ચે સામ્ય ઘણું ઓછું હતું. પેટ્રાર્ક પાસેથી પણ એણે ઝાઝું મેળવ્યું નથી. પરંતુ બોકાશિયો પાસેથી, કશા ય ઋણસ્વીકાર વિના, ચૉસરે ઘણું ઉછીનું લીધું છે. જો કે ડેકામેરોનની વિશ્વવિખ્યાત ગદ્યકથાઓનો એને પરિચય હોય એમ લાગતું નથી.

પાર્લમેન્ટ ઑફ ફાઉલ્સ પછી ચૉસરની રૂપક કવિતાઓમાં ઈટાલિયન અસરો દેખાવા માંડે છે, પરંતુ તેની નાઇટ્સ ટેઇલ અને ટ્રૉઇલસ ઍન્ડ ક્રેસીડમાં બોકાશિયોના, અનુક્રમે ટેનીડ અને ઈલ ફિલોસ્ટ્રેટોનું જેટલું

ઋણ છે તેટલું ઋણ રૂપકકાવ્યોમાં નથી. નાઈટસ્ ટેઈલમાં ચૉસરે એક પ્રકારના મહાકાવ્યમાંથી પ્રેમ-કથા લઈને બે પિતરાઈ ભાઈઓ અને મિત્રો સમા બે સરદારોની સ્પર્ધાની કથા આલેખી છે. બન્ને સરદારો એક જ સુંદરી ઍમિલીને ચાહે છે અને તેમાંથી બંને વચ્ચે વેર બંધાય છે. પ્રાસયુક્ત-યુગ્મોમાં આલેખાયેલી આ કથામાં ચૉસરે મૂળનું ઘણું સાચવ્યું છે.

તેથી ઊલટું ટ્રાઇલસ એન્ડ ક્રેસીડમાં લઘુ-કથામાંથી કથાવિસ્તાર એણે કર્યો છે. કથાવસ્તુનો દોર એમાં સળંગ સચવાયો નથી. કાર્યવેગ પણ મંદ છે પરંતુ કથા અને કાવ્ય બન્ને ઉત્તમ છે. બોકાશિયોની કથા પ્રબળ ભાવોર્મિ અને કારુણ્યથી પ્રજ્વળે છે. ટ્રોઈલો અને ક્રેસીડા પરસ્પરને કેવા ચાહતાં, ક્રેસીડાથી તેનું દૂર જવું કેવું હૃદયવલેણ નીવડ્યું, બીજા પ્રેમીને પસંદ કરીને તેણે કેવો વિશ્વાસભંગ કર્યો – એ બધું બોકાશિયોએ વર્ણવ્યું છે. આ કરુણ કથા ચૉસરને હાથે હળવા હાસ્યમાં વીંટાઈને રજૂ થઈ છે. આ હાસ્ય, મુખ્યત્વે ક્રેસીડના કાકા પેન્ડેરસમાંથી ઉત્સરે છે. લહેરી, મશ્કરો, વાતોડિયો અને વારંવાર કહેવતો અને સૂક્તિઓ વાપરતા આ માનવીનો કલબલાટ બે-ત્રણ હજાર પંક્તિઓ લગી પથરાયેલો છે. કાવ્યમાં ચૉસરની મૌલિકતા તેના પ્રહસનાત્મક અંશોમાં પ્રકટ થાય છે. મૂળના ભાવોર્મિપૂર્ણ અને શૃંગારિક ભાવોનું શોધન કરીને અને તેના કરુણાંશો જાળવીને ચૉસરની નવો કથાદેહ ઘડવાની પ્રવૃત્તિ શેક્સપિયરને સહાયક થાય તેવી છે. કથા લઈને તેનું નવ-નિર્માણ કરવાની શેક્સપિયરની મૌલિકતાનો પ્રથમ આવિર્ભાવ ચૉસરમાં થાય છે. ચૉસરની નવલકથાકારની શક્તિનો નવો પરિચય આ કૃતિમાંથી મળે છે.

### કેન્ટરબરી કથાઓ

અત્યાર સુધી ચૉસરની શક્તિઓ અનુવાદ કરવામાં કે મેળવેલી કથાઓને અનુકૂળ રીતે ગોઠવવામાં ખર્ચાઈ હતી. વ્યાપક અર્થમાં, યુસ્ટેક ડેસ્કામ્પસના શબ્દોમાં ચૉસર 'ગ્રાન્ડ ટ્રાન્સલેટર'થી વિશેષ કંઈ ન હતો. પરંતુ જીવનની મધ્યાવસ્થા પછી તેનો હાથ એવા વિષય ઉપર જઈને ઠર્યો કે જેમાં તેને મુક્ત અને પૂર્ણ અભિવ્યક્તિની તક મળી. આ વિષય તે કેન્ટરબરી-કથાઓ. ચૉસરનો હાસ્યરસ અહીં પરિપક્વ અને સંકુલ થઈને તેની પરાકાષ્ઠાએ પહોંચ્યો છે. કોકને ખભે બેસીને એણે આ દુનિયા જોઈ નથી. પોતાના જ અવલોકને જે જગત જોયું તેનું ચિત્રણ કરવાનો ચૉસરનો આ પ્રયાસ તેની કૃતિઓમાં શિરમોર બની રહ્યો છે.

સંભવતઃ ચૉસર પાસે હળવી અને ગંભીર એવી કેટલીક કથાઓ પડી હતી. કોઈ એક સૂત્રે તેને બાંધવામાં ન આવે તો તે કરમાઈ જાય તેમ હતી. આ કથાઓનો ઉદ્ધાર કરવાનું ચૉસરને સૂઝ્યું હશે ત્યારે તેની મનોસૃષ્ટિ સમક્ષ આખી એક વણઝારને પસાર થતાં એણે જોઈ હશે. આ વણઝાર સંત ટૉમસની શહાદતની પવિત્ર ભૂમિની યાત્રાએ જતી એણે કલ્પી છે. આ કથાપટમાં અનેક માણસોને પેટ-છૂટી વાત કરવાની તક આપીને અને પીંછીના એક લસરકાથી વાસ્તવિક જીવનનું ચિત્રણ કરીને ચૉસરે પોતાની કુશળતા ય બતાવી છે. ત્રીસ યાત્રાળુઓનો સંઘ ચૉસરે કાઢ્યો છે અને સ્વ-મુખે તેઓ કંઈ બોલે તે પહેલાં પાત્રોને તેણે ઊપસાવ્યાં છે. આ ચિત્રાંકનો અત્યંત સાદાઈ અને દેખીતી અન્યમનસ્કતાથી જેમાં દોરાયાં છે તે વિભાગ પ્રોલોગ–પ્રાક્-કથનને નામે ઓળખાય છે. પ્રત્યેક જૂથના સભ્ય જીવંત અને વ્યાવર્તક હોવા છતાં તેમાં વ્યક્તિ કરતાં તો વિશેષ એક વર્ગનું આલેખન થયું છે. તે દિવસોમાં દરેક વર્ગ, વ્યાપાર કે ધંધાને પોતાનો આગવો વેશ હતો. આ બાહ્ય ભેદને પકડીને ચૉસર ચાલે છે. નિરૂપ્યમાન પાત્રનાં અંગત લક્ષણો અને ભાવોને તેનાં ધંધાદારી લક્ષણો સાથે વણી લઈને એ વાસ્તવ જેવું ચિત્ર સર્જાવે છે.

વ્યક્તિગત ચિત્રાંકનોથી સંતોષ ન માનતાં ચૉસર આખો યાત્રાળુસમૂહ અને તેમના પરસ્પરના વ્યવહારો પણ બતાવે છે. આપણે તેમને, ટોળટપ્પાં હાંકતાં, દલીલો કરતાં, ટીકાઓ કરતાં અને અંગત જીવનની વાતો દ્વારા અસંપ્રજ્ઞાત રીતે પોતાની જાતને ય છતી કરી દેતાં જોઈએ છીએ. વાર્તાની પસંદગી પણ સમૂહનાં પાત્રો જેવી ભિન્ન-રંગી છે. સરદાર પ્રેમ-શૌર્યની કથા આલેખે, ઘંટીવાળો અને ન્યાયાધીશ, પાદરી અને શિરસ્તેદાર સહુ પોતપોતાની નોખી કથાઓથી સંઘનો માર્ગ ટૂંકો કરે એવી યોજનાને નર્મ-મર્મ અને હાસ્યનાં ઉપકરણોથી રસીને ચૉસરે યાત્રાળુ સંઘ માટે સુખકર અને ઉપકારક

બનાવી છે. આમાં કેટલીક બોધકથાઓ તો અન્ય કેવળ દુનિયાદારીની, કેટલીક હાસ્યકથાઓ તો બીજી લાવણ્ય-ભરી કથાઓના સંમિશ્રણથી વૈવિધ્ય ઉપજાવ્યું છે. કેટલીક કથાઓ કંટાળો પણ આપે છે. તૂકોમાં લખાયેલી ધર્મકથા અને પ્રણયવર્ણનોમાં કાવ્યત્વ અને ચારુતા છે પણ મૌલિકતા ઓછી છે. ચોસરની વ્યક્તિતા તો જીવનની નાની નાની વિગતોને હાસ્યથી મઢી દેવામાં રહેલી છે અને જીવનના ભિન્ન ભિન્ન અંશોને પ્રગટ કરે એવા મહાકાવ્યની એની વિભાવના કેન્ટરબરી કથાઓ દ્વારા સ્ફુટ થાય છે.

ચોસરના ઔત્સુક્યને ય કશી વાણ નથી. એની નજર ચોરીને કોઈ છટકી શકે એમ નથી. જગતની રંગદર્શીતાનો એ ચાહક, તેનાં સ્ખલનોનો ય આભારી છે. કશી ભ્રમણા વિના કે કડવાશ વિના સામાન્ય માનવીની કક્ષાએ ઊભા રહીને પોતાની જાતને અફાટ મહેરામણ વચ્ચે એણે નિહાળી છે. સર્વસામાન્ય નિષ્ફળતાના તંતુએ તેમની મૈત્રી-ગાંઠ બાંધી છે. પરિણામે પ્રત્યેક પાત્રના હૈયા-ધબકારમાં ચોસરનો હૃદય-ધબકાર ધબકે છે. અનેક પ્રતિભાવત લેખકોમાં ચોસર સહેલાઈથી મિત્ર બની શકે એવો છે. માનવજીવનના જાળામાં જે ભિન્ન-રંગી તાણાવાણા ગૂંથાયા છે તેને સ્વીકારીને ચાલનારા અવલોકનકારોનો એ અગ્રણી છે. કોઇ એક પ્રકાશરેખા અન્ય કરતાં કદીક વધારે ઉજ્જ્વળ લાગે પરંતુ તેનું તત્ત્વજ્ઞાન અને તેની કલા તો સમગ્રના વિરોધમાંથી ઊપસતી રેખાઓને દોરે ચાલે છે. દાક્તર અને વકીલ, પાદરી અને વહાણખેડુ, સુથાર અને વણકર, રસોઈઓ અને બાથની પત્નીના સમૂહમાં વિલસતો ચોસર મધ્યકાળ અને નવા જમાનાના સંધિકાળે મરકતો ઊભો છે. (ક્રમશઃ)

*

# ગુજરાતમાં ખેતી

**શિવપ્રસાદ રાજગોર**

**ગુજરાતમાં** ખેતીનો ધંધો ખૂબ મહત્ત્વનો છે. મૂળ ગુજરાતમાં ઈ. સ. ૧૯૩૧માં ૩૫,૧૦,૧૦૨ કામ કરનારાઓ પૈકી ૨૬,૧૩,૬૮૪ લોકો એટલે ૭૩ ટકા ખેતીમાં રોકાયેલા હતા. બીજી રીતે જોઈએ તો ૧૦૦૦ માણસો પૈકી ૮૧૦ માણસો ખેતી ઉપર રોટી માટે આધાર રાખતા હતા. ૧૯૫૧ની વસ્તી ગણતરી પ્રમાણે મૂળ ગુજરાતની વસ્તીના ૬૨·૧૬ ટકા લોકો ખેતી ઉપર આધાર રાખતા હતા. સૌરાષ્ટ્ર અને કચ્છમાં અનુક્રમે ૪૬·૬૨ અને ૪૨·૦૩ ટકા લોકોનો ખેતી મુખ્ય ધંધો હતો. ૧૬૧ લાખની વસ્તીમાંથી ૯૨·૫ લાખ લોકો, ૫૭ ટકા ખેતી ઉપર આધાર રાખતા હતા. સૌરાષ્ટ્ર અને કચ્છની જમીન ઓછી ફળદ્રૂપ હોવાથી અને શહેરી-કરણ વધારે હોવાથી ૫૦ ટકા કરતાં પણ ઓછા લોકો ખેતી ઉપર આધાર રાખતા હતા. ૧૯૬૧ની વસ્તી ગણતરી પ્રમાણે ૮૪,૭૪,૫૮૮ કામ કરનાર લોકો પૈકી ૫૭,૭૧,૦૬૦ લોકો ખેતીમાં રોકાયા હતા એટલે ૬૮·૯ ટકા લોકો ખેતીવાડીમાં રોકાયા છે ત્યારે ભારતમાં ૧૯૬૧માં ૭૦ ટકા લોકો ખેતીવાડીમાં રોકાયા છે. વિભાગવાર જોતાં મૂળ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં અનુક્રમે ૪૧,૩૨,૫૬૫ (૭૦·૦ ટકા) ૧,૪૭,૮૪૪ (૬૫·૨) અને ૧૬૦૦૫૧ (૫૯·૨ ટકા) રોકાયેલા છે. આમ છેલ્લા દસકામાં ખેતી કરનારની સંખ્યામાં આશરે ૧૨ ટકા વધારો થયો છે જ્યારે ખેડાણ નીચેની જમીનમાં ખાસ મહત્ત્વનો ફેર પડ્યો નથી.

## જમીનનો ઉપયોગ

સમગ્ર ગુજરાતનો ભૌગોલિક વિસ્તાર ૪,૪૨,૬૭,૫૦૦ એકર છે. તે પૈકી ૨૨,૭૯,૪૦૦ એકરમાં જંગલો આવેલ છે. વેરાન ઉજ્જડ જમીન ૧,૧૩,૦૪,૦૦૦ એકર છે વાવેતર નીચે ૨,૩૨,૨૦,૮૦૦ એકર જમીન છે. ગૌચર અને ઈતર ઉપયોગમાં આવતી જમીન ૨૫,૭૫,૧૦૦ અને ૪૮,૮૮,૨૦૦ એકર જમીન છે. ૧૯૫૮-૫૯ના ભારત અને ગુજરાતના ઉપલબ્ધ આંકડા નીચે પ્રમાણે છે.

| વિગત | ભારત | ગુજરાત |
|---|---|---|
| પાક નીચેનો વિસ્તાર. | ૪૩·૯ | ૫૨·૪૭ |
| જંગલ | ૧૭·૦ | ૫·૫૯ |
| ઉજ્જડ વેરાન જમીન. | ૧૬·૧ | ૨૬·૧૦ |
| ગૌચર (પડતર) | ૧૩·૬ | ૫·૯૩ |
| ઈતર | ૯·૪ | ૯·૯૧ |
| કુલ | ૧૦૦·૦ | ૧૦૦·૦૦ |

ગુજરાતમાં ઉજ્જડ પ્રદેશ વધારે છે તેનું કારણ કચ્છનું રણ છે જેનો વિસ્તાર ૮૦ લાખ એકર ઉપરાંત છે. (૧,૧૪,૩૨૪ એકર કુલ) બાકીનો વિસ્તાર ડુંગરાળ મુલકનો છે.

## ખેતી અને કુલ આવક

ગુજરાતની કુલ આવક ૫૪-૫૫માં રૂા. ૪૭૯ કરોડ હતી. તે પૈકી ખેતીવાડી અને પશુસંપત્તિની આવક રૂા. ૨૦૯ કરોડ હતી. પાંચ વર્ષ બાદ આ આવક વધીને રૂા. ૬૪૨ કરોડ થઈ હતી જે પૈકી ખેતીવાડી વગેરેની ૩૨૧ કરોડ રૂા. આવક હતી. બીજી રીતે જોઈએ તો ગુજરાતમાં ૫૪-૫૫માં કુલ આવકના ૪૩·૭૪ ટકા આવકનો આધાર ખેતીવાડી ઉપર હતો જ્યારે ભારતની ટકાવારી ૪૫·૩ ટકા હતી. ૧૯૫૯-૬૦માં ગુજરાતની કુલ આવકનો ૪૫·૯૭ ટકા ભાગ ખેતીમાંથી પ્રાપ્ત થયેલ. ભારતની ટકાવારી ૪૮ ટકા છે. આમ કુલ આવકનો મોટો આધાર ખેતીવાડી ઉપર છે. તે નિષ્ફળ જતાં આવકમાં સખત ફટકો પડે છે.

## માથાદીઠ ખેડાણ જમીન

ભારતમાં ૧૯૨૧માં માથાદીઠ જમીન ૧·૧૧ એકર હતી. ૧૯૫૧માં આ પ્રમાણ ઘટીને ૦·૮૪ એકર રહેલ હતું. હાલ ૧૯૬૧માં આ પ્રમાણ માત્ર ૦·૭૪ એકર છે. ગુજરાતમાં આ પ્રમાણ ૧·૪૮ એકર છે. ભારતનાં ઈતર રાજ્યો અને પરદેશોની સરખામણીમાં ગુજરાતમાં માથાદીઠ જમીન ઘણી ઓછી છે. કેરાલા ૨·૪, કાશ્મીર ૩·૮, બિહાર ૪·૧, મદ્રાસ ૪·૫, બંગાળ ૪·૭, આસામ ૫·૩, ઉત્તર પ્રદેશ ૫·૩, ઓરિસ્સા ૫·૬, મૈસૂર ૭·૨, પંજાબ ૧૧·૮, મધ્ય ભારત ૧૨·૭, રાજસ્થાન ૧૬·૯, જાપાન ૨, ઇજિપ્ત ૨·૩, બેલ્જીઅમ ૪·૫, નૉર્વે ૭·૫, યુગોસ્લાવિયા ૧૧·૧, ડેન્માર્ક ૩૭·૭ એકર જમીન ખેડૂત દીઠ આવે છે. યુ. કે., યુ. એસ. એ. તથા ન્યુઝીલેંડમાં આ પ્રમાણ ૬૬·૩, ૨૧૫ અને ૪૯૧ એકર છે. આમ ગુજરાતના ખેડૂત પાસે જમીન થોડી છે. સૌરાષ્ટ્ર અને કચ્છમાં જમીનનું પ્રમાણ ગુજરાત કરતાં ખૂબ વધારે છે.

## પાકના પ્રકારો

૧૯૫૭-૫૮માં અને ૧૯૫૮-૫૯માં ૫૨·૧૬ ટકા અને ૫૩·૩૦ ટકા જમીન ખોરાકી પાક નીચે હતી. તે પૈકી, અનાજ અને કઠોળનાં વાવેતરનું પ્રમાણ ૫૦·૭૪ અને ૫૧·૮૩ ટકા હતું. રોકડિયા પાકોનું આ જ વર્ષોનું વાવેતરનું પ્રમાણ ૪૭,૮૪ અને ૪૬,૭૦ ટકા હતું. તે પૈકી તેલીબિયાંનું વાવેતર ૧૮,૭૯. અને ૧૦,૦૨ ટકા, કપાસ ૧૯,૫૫ અને ૧૮,૧૦ ટકા ઔષધિઓ ૦,૭૨ અને ૦,૭૪ ટકા, ઘાસ વગેરે ૮,૨૪ અને ૮,૩૨ અને ઈતર અખાદ્ય પાક ·૫૪ અને ·૫૨ ટકા હતા. હાલ ૬૧–૬૨માં ૪૬ ટકા જમીન ખોરાકી પાક નીચે છે.

## વિસ્તાર અને પાકનું ઉત્પાદન

સમગ્ર ગુજરાતને આબોહવા, જમીન વગેરેને અનુલક્ષીને (૧) દક્ષિણ ગુજરાત (૨) મધ્ય ગુજરાત (૩) ઉત્તર ગુજરાત (૪) સૌરાષ્ટ્ર અને (૫) કચ્છ; એમ પાંચ વિભાગોમાં વહેંચી શકાય છે. નર્મદાથી દક્ષિણે આવેલા વિસ્તારને દક્ષિણ વિભાગમાં ગણવામાં આવેલ છે. જ્યારે નર્મદા અને સાબરમતી વચ્ચેનો પ્રદેશ મધ્ય વિભાગમાં સમાવિષ્ટ છે. આ વિભાગોમાં ખેતીના જુદા જુદા પાકોનું વાવેતર કેટલા ટકા વિસ્તારમાં થાય છે તે નીચેના કોઠા ઉપરથી સ્પષ્ટ થશે.

**ગુજરાતમાં વિભાગવાર પાકનું વાવેતર—ટકાવારી**

| પાકનું નામ વિભાગ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|
| ચોખા | ૧૫,૬૪ | ૧૨,૨૨ | ૨,૦૮ |
| જુવાર | ૧૨,૮૭ | ૮૮,૫૪ | ૧૫,૧૧ |
| બાજરી | ,૬૩ | ૭,૯૮ | ૨૬,૮૩ |
| ઘઉં | ૧,૧૯ | ૭,૪૯ | ૫,૨૬ |
| ચણા | ૦,૫૫ | ૨,૫૩ | ૧,૦૪ |
| કપાસ | ૩૧,૮૬ | ૨૫,૩૭ | ૯,૭૦ |
| શેરડી | ૦,૨૧ | ૦,૦૨ | ૦,૧૨ |
| મગફળી | ૨,૮૩ | ૬,૧૪ | ૫,૨૯ |
| ઈતર | ૩૪,૨૨ | ૨૯,૭૧ | ૩૪,૫૭ |
| કુલ | ૧૦૦,૦૦ | ૧૦૦,૦૦ | ૧૦૦,૦૦ |

| | ૪ | ૫ |
|---|---|---|
| ચોખા | ,૫૪ | — |
| જુવાર | ૧૮,૪૫ | ૧૭,૪૨ |
| બાજરી | ૨૨,૦૧ | ૨૦,૯૫ |
| ઘઉં | ૩,૩૭ | ૨,૦૧ |
| ચણા | ,૮૫ | ,૦૪ |
| કપાસ | ૧૫,૪૧ | ૧૨,૪૦ |
| શેરડી | ૦,૨૬ | ,૦૪ |
| મગફળી | ૩૦,૧૩ | ૧,૬૪ |
| ઈતર | ૮,૯૩ | ૪૫,૪૮ |
| કુલ | ૧૦૦,૦૦ | ૧૦૦,૦૦ |

ઉપરના કોઠા ઉપરથી એક વસ્તુ સ્પષ્ટ થાય છે કે દક્ષિણ વિભાગ કપાસ, ડાંગર અને જુવારના પાક માટે, મધ્ય વિભાગ બાજરી, કપાસ અને ડાંગરના પાક માટે, ઉત્તર વિભાગ બાજરી, જુવાર અને કપાસના પાક માટે, સૌરાષ્ટ્ર બાજરી, મગફળી અને કપાસ માટે અને કચ્છ વિભાગ બાજરી, જુવાર અને કપાસ માટે અનુકૂળ છે. સિંચાઈની સગવડ વધતાં જુદા જુદા વિભાગમાં પાકનું પ્રમાણ વધશે અને ઉતારો પણ વધશે.

ગુજરાતમાં એકરદીઠ ઉત્પાદન ઓછું દેખાય છે. તેનું મુખ્ય કારણ એ છે કે ગુજરાતના જુદા જુદા વિભાગમાં એકરદીઠ ઉત્પાદન સરખું નથી. જ્યાં ઉત્પાદન ઓછું આવતું હોય ત્યાં તે વધારવા પ્રયત્ન કરવો જોઇએ. નીચેનો કોઠો આ અંગે સ્પષ્ટ પ્રકાશ પાડે છે.

**વિભાગવાર એકરદીઠ ઉત્પાદન (રતલમાં)**

| પાકનું | | | વિભાગ | | | સરાસરી |
|---|---|---|---|---|---|---|
| નામ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ઉત્પાદન |
| ડાંગર | ૮૦૬ | ૮૬૫ | ૮૯૬ | ૮૬૬ | ૨૬૨ | ૭૩૯ |
| જુવાર | ૪૨૪ | ૪૪૧ | ૪૨૦ | ૧૬૮ | ૧૫૨ | ૩૨૧ |
| બાજરી | ૫૩૧ | ૫૦૮ | ૩૯૦ | ૨૬૩ | ૩૪૬ | ૪૦૭ |
| ઘઉં | ૩૪૮ | ૭૪૩ | ૬૭૨ | ૮૯૨ | ૭૩૯ | ૬૭૯ |
| ચણા | ૩૧૩ | ૩૪૭ | ૩૮૪ | ૨૦૦ | — | ૩૦૧ |
| શેરડી | ૪૪૨૮ | ૪૫૧૫ | ૪૭૮૩ | ૫૬૪૧ | ૭૫૪૦ | ૫૩૮૨ |
| કપાસ | ૭૬૬ | ૫૭૯ | ૫૫૩ | ૭૫૮ | ૫૦૪ | ૬૩૨ |
| મગફળી | ૫૬૮ | ૬૧૨ | ૫૮૦ | ૫૦૧ | ૩૭૧ | ૫૨૬ |

ઉપરના કોઠા ઉપરથી સ્પષ્ટ થાય છે કે કચ્છ વિસ્તારમાં ડાંગરનું ઉત્પાદન ઘણું ઓછું છે. અહીં વાવેતર પણ નહિવત્ થાય છે. સૌરાષ્ટ્ર અને કચ્છમાં બાજરી અને જુવારનું વાવેતર ચાલીસ ટકા જેટલા વિસ્તારમાં થાય છે પણ ઉત્પાદન ઘણું ઓછું છે. તે અંગે વિશેષ ઉત્પાદન થઈ શકે તેવા પ્રયત્ન કરવાની જરૂર છે. દક્ષિણ ગુજરાતમાં ઘઉંનો એકરદીઠ ઉતારો ઓછો છે. તેથી તેનું વાવેતર બંધ કરવું વધારે હિતાવહ છે.

## એકરદીઠ ઉત્પાદન

ગુજરાતની ધરતી કાચા સોના જેવી ગણાય છે. અને તેને બગીચા સાથે સરખાવાય છે છતાં એકરદીઠ ઉત્પાદન પરદેશ અને ભારતનાં બીજાં રાજ્યોના મુકાબલે સંતોષકારક નથી. (જુઓ પેજ નં. ૨૨૯ ઉપરનો કોઠો)

## પાકનું ઉત્પાદન

ગુજરાતમાં છેલ્લાં દશ વર્ષમાં અનાજનું ઉત્પાદન ૧૫,૮૬ લાખ ટન અને ૨૪,૧૪ લાખ ટન વચ્ચે રહેલું છે. વધારેમાં વધારે અનાજનું ઉત્પાદન ૧૯૫૩-૫૪માં ૨૩,૫૯ લાખ ટન હતું. ૫૮-૫૯માં ૨૪,૧૪ લાખ ટન અનાજ ઉત્પાદન થયેલ. છેલ્લાં બે વર્ષથી વર્ષા નબળી હોવાથી ઉત્પાદન ઘટયું છે. ૬૦-૬૧માં અનાજનું ઉત્પાદન ૧૭,૬૯ લાખ ટન અને ૬૧-૬૨માં ૨૩,૦૮ લાખ ટન હતું. ખાસ નોંધપાત્ર બીના એ છે કે વાવેતરના વિસ્તારમાં વધારો ન થયો હોવા છતાં અનાજનું ઉત્પાદન નવ લાખ ટન જેટલું વધ્યું છે. તેનું કારણ એ છે કે એકરદીઠ ઉત્પાદનમાં વધારો અને ઘઉં અને ચોખાનાં વાવેતરમાં થયેલો વધારો મુખ્ય જણાય છે. જુવાર અને બાજરીનું એકરદીઠ ઉત્પાદન ઓછું આવે છે. એટલે લોકો મગફળીનું વાવેતર કરે છે. ૫૧-૫૨માં મગફળીનું ઉત્પાદન ૧,૪૨ લાખ ટન હતું. તે વધીને ૫૮-૫૯માં ૧૧,૨૫ લાખ ટન થયેલ. તે પ્રમાણે રૂનું ઉત્પાદન ૫૧-૫૨માં ૬,૮૫ લાખ ગાંસડીથી વધીને ૫૮-૫૯માં ૧૨,૯૭ લાખ ગાંસડી થયું છે. ૬૦-૬૧માં રૂનું ઉત્પાદન ૧૪,૦૧ લાખ ,ગાંસડી અને મગફળીનું ઉત્પાદન ૧૨,૩૮ લાખ ટન થયેલ. તમાકુનું ઉત્પાદન ૧૯૫૧-૫૨માં ૨૩૦૦૦ ટન હતું તે વધીને ૪૬૦૦૦ ટન તમાકુ ૧૯૫૯-૬૦માં ઉત્પન્ન થઈ હતી. ૬૧-૬૨માં

તમાકુનું ઉત્પાદન ૭૪૦૦૦ ટન થયેલ. અનાજમાં ઘઉંનું ઉત્પાદન ૨,૯૧ લાખ ટનથી વધીને ૩,૨૫ લાખ ટન થયેલ છે. જુવારનું ઉત્પાદન ૬૦-૬૬માં ૨,૬૪ લાખ ટન હતું તે ઘટીને ૬૧-૬૨માં ૨,૩૦ લાખ ટન થયેલ છે. બાજરીનું ઉત્પાદન ૪.૧૬ લાખ ટનથી વધીને ૬૧-૬૨માં ૪,૭૮ લાખ ટન થયેલ છે. ૭ ટકા ઓછી જમીન બાજરીના વાવેતરમાં હોવા છતાં બાજરીના પાકમાં નોંધપાત્ર વધારો થયો છે. આમ ઉત્પાદન વધવા છતાં બીજી પંચવર્ષીય યોજનાને અંતે બાર લાખ ટન અનાજની ખાધ પડશે એમ મનાય છે. ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન અનાજનું ઉત્પાદન ૮ લાખ ટન, રૂનું ઉત્પાદન ૩ લાખ ગાંસડીઓ અને તેલીબિયાંનું ઉત્પાદન ૩ લાખ ટન વધારવાનું વિચારાયું છે.

૬૦-૬૧માં ગુજરાત, દેશમાં ઉત્પન્ન થતા રૂના ૨૬.૩૮ ટકા અને મગફળીના ૨૫.૧૫ ટકા ઉત્પાદન કરે છે. તમાકુનું ઉત્પાદન ૨૦.૧૮ ટકા છે. જ્યારે અનાજનું ઉત્પાદન સમગ્ર દેશના ઉત્પાદનના ૨.૨૩ ટકા જેટલું છે. રોકડિયા પાકનું વાવેતર વધવાથી દેશને હૂંડિયામણ વધારે મળે છે.

## અનાજની ખાધનો પ્રશ્ન

ગુજરાતની ખેડાણ નીચેની જમીન પૈકી ૫૪ ટકા જમીનમાં અનાજ ઉગાડાય છે. બાકીનો વિસ્તાર રોકડિયા પાક નીચે છે. દર વર્ષે મગફળી અને કપાસનું વાવેતર વધતું જાય છે. એટલે અનાજનું ઉત્પાદન ઓછું થાય તે શક્ય છે. ૧૯૫૧ની વસ્તી ગણતરી ૧૬૩ લાખ હતી. તે ૧૯૬૧માં ૨૦૬ લાખ થઈ છે. રોજના માથાદીઠ ૧૫ ઔંસ અનાજ અને ૩ ઔંસ કઠોળના હિસાબે દરેક વ્યક્તિની અનાજની વપરાશ ગણીએ તો ૧૯૬૩ સુધીમાં ગુજરાતની વસ્તી બે ટકાના હિસાબે વધીને ૨૧૫ લાખ થઈ હશે. એટલે ૪૦ લાખ ટન અનાજની જરૂરિયાત રહેશે. આપણું સરેરાશ ઉત્પાદન ૨૨ લાખ ટન ગણીએ તો ૧૮ લાખ ટન અનાજની ખાધ પડે છે. ત્રીજી પંચવર્ષીય યોજના નીચે ૭ લાખ ટન પેદા કરીએ તો પણ ૧૨ લાખ ટન જેટલી અનાજની ખાધ રહેવાની પૂરેપૂરી શક્યતા છે.

ગુજરાતના ૧૭ જિલ્લા પૈકી એક જ પંચમહાલ જિલ્લામાં કાંઈક અનાજનો વધારો જણાય છે. બાકીના જિલ્લાઓ પૈકી મહેસાણા, અમરેલી અને ડાંગમાં તુચ્છ વધારો રહે છે (Very low surplus). જામનગર, બનાસકાંઠા, સાબરકાંઠા, સુરેન્દ્રનગર, ભરૂચ, ભાવનગર, કચ્છ અને રાજકોટમાં અનાજની ઘણી ઓછી ખાધ રહે છે. ખેડા, જૂનાગઢ અને વડોદરામાં અનાજની ઓછી ખાધ રહે છે. જ્યારે ખૂબ ખાધવાળો જિલ્લો માત્ર અમદાવાદ છે. જે જિલ્લામાં ખાધ રહે છે, ત્યાં મોટાં શહેરો આવેલાં છે અને અનાજનું ઉત્પાદન ઓછું છે. અનાજની ઓછી પુરાંતવાળા પંચમહાલ જિલ્લાનો વિસ્તાર ૮.૨૩ લાખ એકર છે, અને તેનું અનાજનું ઉત્પાદન ૧.૭૭ લાખ ટન છે. પુરાંત ૫૩ હજાર ટન છે. ઘણી નીચી પુરાંતવાળા જિલ્લાનો વિસ્તાર ૧૬.૨૯ લાખ એકર છે. તેનો અનાજનો ઉપયોગ ૧.૯૮ લાખ ટન છે. એટલે પુરાંત માત્ર ૯૦૦૦ ટનની છે. ઘણી ઓછી ખાધ, ઓછી ખાધ અને ભારે ખાધ ધરાવતા જિલ્લાઓનો વિસ્તાર ૮૫.૬૮ લાખ એકર અને તેનું અનાજનું ઉત્પાદન ૧૦.૨૭ લાખ ટન છે. જ્યારે અનાજનો અંદાજી વપરાશ ૨૧.૬૨ લાખ ટન છે. આમ ખાધ આશરે ૧૧.૩૫ લાખ ટન અનાજની રહે છે.

૫૦-૫૩ અને ૫૫થી ૫૮નાં વર્ષો દરમિયાન અનાજની પુરાંત અને ખાધનો અભ્યાસ કરતાં જણાયું છે કે પંચમહાલ, અમરેલી, જામનગર, બનાસકાંઠા, સાબરકાંઠા, સુરેન્દ્રનગર, ભાવનગર, કચ્છ, રાજકોટ, સુરત અને ખેડા પ્રગતિશીલ જિલ્લા છે. એટલે અહીં અનાજની પુરાંત ૧૦ ટકા કરતાં વધારે રહે છે. ડાંગ, ભરૂચ, જૂનાગઢ અને વડોદરામાં અનાજનું ઉત્પાદન સ્થિર રહેલ છે, જ્યારે અમદાવાદ જિલ્લામાં છેલ્લા દસકા દરમિયાન થયેલ વસ્તીવધારાને લીધે અનાજનું ઉત્પાદન જરૂરિયાત કરતાં ઓછું દેખાય છે.

અનાજનો વધારો કે ઘટાડો થવાનો આધાર ચોમાસાની ઋતુ ઉપર છે. ભારતમાં ૧૮ ટકા વિસ્તાર સિંચાઈ નીચે છે જ્યારે ગુજરાતમાં ૬.૫૩ ટકા વિસ્તાર સિંચાઈ નીચે છે. તેથી ચોમાસું નિષ્ફળ જતાં ૭-૮ લાખ ટન અનાજના ઉત્પાદનમાં ઘટાડો થાય છે. (દા. ત., ૬૦-૬૧માં). મદ્રાસ જેવું રાજ્ય જે અનાજ ઉત્પાદનની દૃષ્ટિએ પુરાંતવાળું રાજ્ય છે ત્યાં પણ સિંચાઈની સારી સગવડ હોવા છતાં ચોમાસું નિષ્ફળ જતાં ૧૦ લાખ ટન અનાજ ઓછું પાકે છે. એટલે આકાશી ખેતી ઉત્પાદનના વધારા કે ઘટાડા માટે જવાબદાર છે. *

# આર્થિક પ્રવૃત્તિની વ્યાખ્યા : એક ચર્ચા

રમેશ શાહ

[અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા, શ્રી હ. કા. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

"અભ્યાસ"માં આર્થિક પ્રવૃત્તિની વ્યાખ્યા વિષે એક ટૂંકી નોંધ આ લેખકે આપી હતી.[૧] આ વ્યાખ્યામાં ચીજવસ્તુઓના વિનિમય (exchange) પર ભાર મૂકવામાં આવ્યો હતો.

કેટલાક લેખકોને આ વિનિમયની શરત "અતાર્કિક" લાગે છે. દા. ત., "અર્થશાસ્ત્ર પ્રવેશિકા"માં[૨] આ વિષે લખતાં પ્રો. શાસ્ત્રી અને પ્રો. દેસાઈ લખે છે:

"અમારું એવું નમ્ર મંતવ્ય છે કે સંપત્તિની વ્યાખ્યામાં આવતી સર્વ ચીજો આર્થિક ચીજો છે અને તેના ઉત્પાદન, વપરાશ, વિનિમય અને વહેંચણીની પ્રવૃત્તિ આર્થિક પ્રવૃત્તિ છે. ......... સંપત્તિમાં ગણાવા માટે વિનિમય થવો જ જોઈએ એ કદી આવશ્યક મનાયું નથી. વિનિમય ન થયો હોય તો પણ ચાલે, પરંતુ વિનિમયક્ષમતા – બદલાપાત્રતા હોવી આવશ્યક છે" ...... (પ્રસ્તાવના)

"...... જે માનવ પ્રવૃત્તિ સંપત્તિના ઉત્પાદનમાં પરિણમે તે બધી પ્રવૃત્તિને આર્થિક પ્રવૃત્તિ ગણવી જોઇએ. એ પ્રવૃત્તિ ભૌતિક કે અભૌતિક પણ હોઈ શકે"–(પૃ. ૮)

આ વ્યાખ્યા સામે બે રીતે ટીકા થઈ શકે તેમ છે. (૧) "ઉત્પાદનનો અર્થશાસ્ત્રીય અર્થ સંખ્યાબંધ અર્થશાસ્ત્રીઓએ નીચે પ્રમાણે આપ્યો છે:

"Production is the making of goods for sale or the rendering of paid services"[૩]

"Production is any activity that results in goods or services intended for exchange"[૪]

" ..... we shall mean by production any activity directed to the satisfaction of other people's wants through exchange"[૫]

વિદ્વાન લેખકોનાં આ ત્રણ મંતવ્યો પર્યાપ્ત ગણાશે. "ઉત્પાદન" કહેવરાવવા માટે વિનિમયનો ઉદ્દેશ એક અનિવાર્ય શરત છે. અને તેથી વિનિમયના ઉદ્દેશ વિનાની પ્રવૃત્તિને "ઉત્પાદન"ની પ્રવૃત્તિ કહી શકાય નહિ. દા. ત., ઘર વપરાશ માટે શાકભાજી ઉગાડવામાં આવે તો તેને "ઉત્પાદન" કહી શકાય નહિ. જો વિનિમયના હેતુની શરતને નાબૂદ કરવામાં આવે તો કોઈ પણ "સેવા"ની પ્રવૃત્તિને ઉત્પાદનની પ્રવૃત્તિ ગણવી આવશ્યક થઈ જાય છે. દા. ત., માતા બાળઉછેર કરે છે તે પણ બીજાની (બાળકની) જરૂરિયાત સંતોષનારી પ્રવૃત્તિ હોઈ "ઉત્પાદન"ની પ્રવૃત્તિ ગણાય. આમ, માનવજીવનની લગભગ બધી જ પ્રવૃત્તિને ઉત્પાદનની પ્રવૃત્તિ ગણવી પડે.

(૨) બીજો મુદ્દો સંપત્તિના અર્થને સ્પર્શે છે. એક અર્થશાસ્ત્રીએ નોંધ્યું છે તેમ,

"Wealth is sometimes used in the sense of capital (i. e. a stock of goods at some point in time) and sometimes in the sense of income (i. e. flow of services over a period of time)"[૬]

"અભૌતિક પ્રવૃત્તિ" (ચીજવસ્તુ?)નો સમાવેશ, પ્રો શાસ્ત્રીએ સંપત્તિમાં કર્યો હોઈ તેઓ "આવક"ના અર્થમાં સંપત્તિનો શબ્દપ્રયોગ કરે છે તે સ્પષ્ટ છે. કારણ કે જો પ્રથમ અર્થમાં સંપત્તિનો અર્થ ઘટાવવામાં આવે તો માર્શલે નોંધ્યું છે તેમ,

"Services and other goods, which pass out of existence in the same instant that they come into it are, of course, not part of the stock of wealth."[૬]

હવે, સંપત્તિની વ્યાખ્યામાં વિનિમયક્ષમતાની શરતને પૂરતી ગણવામાં આવે તે ચર્ચાનો વિષય નથી. પરંતુ "સંપત્તિ" શબ્દને "આવક"ના અર્થમાં પ્રયોજીને વિનિમયક્ષમતાની શરત પર્યાપ્ત લેખવી તે વિવાદગ્રસ્ત મુદ્દો છે.

"આવક"ની વ્યાખ્યા, "ઉત્પાદન"ની વ્યાખ્યાની જેમ જ વિનિમયની શરત દાખલ કર્યા વિના આપવાનું

મુશ્કેલ છે કારણ કે આવકનો તાત્ત્વિક અર્થ 'સંતોષ પ્રાપ્તિ' એવો થાય છે. કોઈ પણ રીતે પેદા થતા સંતોષને આવક સર્જન કહી શકાય નહિ. દા.ત., જાતે હજામત કરવાથી સંતોષ પ્રાપ્તિ થાય છે તેથી આપણે "આવક"નું સર્જન થયું તેમ કહી શકીએ નહિ.

પરંતુ પ્રો. શાસ્ત્રીની વ્યાખ્યા પ્રમાણે તેમ કહેવું જ પડે. કોઈ પણ સેવા જે બજારમાંથી ખરીદી શકાય કે બજારમાં વેચી શકાય અર્થાત વિનિમયક્ષમતા ધરાવતી હોય તે આવક છે અને તેના સર્જનની પ્રવૃત્તિ આર્થિક પ્રવૃત્તિ છે. દા. ત., માંદા બાળકની સારવાર હોસ્પિટલમાં કરાવી શકાય. તે સારવાર માતા ઘેર કરે તો તે "સેવા"ની પ્રવૃત્તિ આર્થિક પ્રવૃત્તિ છે. બાળઉછેર આયા દ્વારા ઘણાં કુટુંબોમાં થાય છે. અર્થાત્ આવી સેવા વિનિમયક્ષમ છે. માટે પ્રત્યેક કુટુંબમાં બાળઉછેરની "સેવા" દ્વારા માતાઓ આર્થિક પ્રવૃત્તિ કરે છે!

### સંદર્ભ


(૧) અભ્યાસ, ઑક્ટોબર, ૧૯૬૨

(૨) અર્થશાસ્ત્ર પ્રવેશિકા, (બીજી આવૃત્તિ) લે. પ્રો. શાસ્ત્રી અને પ્રો. દેસાઈ.

(3) Introduction To Economics, by Cairncross

(4) Elements of Modern Economics, by Meyers

(5) The Social Framework, by Hicks

(6) Principles of Economics, 8th Edition, by Marshal.


*

# સામાન્ય મનોવિજ્ઞાન-૫, ૬, ૭, ૮


વિ. સ. વણીકર

[મનોવિજ્ઞાનના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]


## ૫-સહજવૃત્તિ

માનવી-વર્તનના પ્રેરક બળ તરીકે મૅક્ડૂગલનો સહજવૃત્તિનો સિદ્ધાંત બહુ જાણીતો છે. મૅક્ડૂગલે પહેલવહેલાં ૧૯૦૮માં સમાજમનોવિજ્ઞાન (Social Psychology) નામના ગ્રંથમાં આ સિદ્ધાંત માંડ્યો. આજે સહજવૃત્તિનો સિદ્ધાંત મનોવિજ્ઞાનમાં સ્વીકારાતો નથી પણ એને ઐતિહાસિક મહત્ત્વ હોવાથી અને એ સિદ્ધાંતને લીધે મનુષ્ય-વર્તનના પ્રેરકબળના અભ્યાસને વેગ મળવાથી આ પ્રકરણમાં આપણે એનું ટૂંકમાં વિવેચન કરીશું.

મૅક્ડૂગલે સહજવૃત્તિનો સિદ્ધાંત પ્રાણીવર્તનના અભ્યાસમાંથી તારવી કાઢ્યો. નાનાં પ્રાણીઓનું વર્તન તપાસીએ તો જણાય છે કે એ શીખ્યા વગર અથવા પૂર્વ અનુભવ વગર પોતાનું જીવનકાર્ય કરે છે. આવા કાર્યને સહજવૃત્તિ-પ્રેરિત કાર્ય કહે છે. સહજવૃત્તિપ્રેરિત ક્રિયાનાં નીચેનાં લક્ષણો હોય છે.

૧. પ્રાણી એ ક્રિયા જન્મથી જ કરી શકે છે.

૨. એને માટે શિક્ષણ અથવા પૂર્વ અનુભવની જરૂર પડતી નથી.

૩. એ વર્તન એ જાતિનાં બધાં પ્રાણીઓમાં દેખાય છે.

૪. એ લગભગ કાયમી સ્વરૂપનું હોય છે.

દા. ત., એક જાતની ભમરી (wasp) કોઈ પણ પૂર્વ અનુભવ સિવાય માટીનું ઘર બાંધે છે, તેમાં ઈંડું મૂકે છે, ઈંડામાંથી ઇયળ બહાર નીકળે ત્યારે તેના ખાદ્ય માટે કીડો લાવી મૂકે છે. પછી તે દર બંધ કરે છે. ભમરી આ બધું વર્તન સહજવૃત્તિને લીધે કરે છે.

મૅક્ડૂગલના મત પ્રમાણે માનવીવર્તન પણ સહજ-વૃત્તિપ્રેરિત છે. મૅક્ડૂગલ સહજવૃત્તિની વ્યાખ્યા નીચે પ્રમાણે કરે છે: સહજવૃત્તિ પ્રાણીનું એવું જન્મજાત મનોભૌતિક (psychophysical) વલણ છે કે જેને લીધે પ્રાણી અમુક એક પદાર્થ તરફ ધ્યાન આપવા પ્રેરાય છે; એ પદાર્થની સમક્ષ અમુક આવેગ અનુભવે છે અને એ પદાર્થ પ્રત્યે એ અમુક ક્રિયા કરવા પ્રેરાય છે.

આપણે આ વ્યાખ્યાનું વિશ્લેષણ કરીએ:

૧. સહજવૃત્તિ શારીરિક અને માનસિક વલણ છે; એ ક્રિયા નથી.

૨. સહજવૃત્તિ જન્મજાત છે.

૩. એને લીધે વ્યક્તિનું ધ્યાન અનેક પદાર્થોમાંથી એક વિશેષ પદાર્થ તરફ જ જાય છે.

૪. એ વખતે વ્યક્તિ વિશેષ આવેગ અનુભવે છે.

૫. અને વિશેષ ક્રિયા કરવા પ્રેરાય છે.

નાનાં પ્રાણીઓમાં સહજવૃત્તિનાં લક્ષણો સહેલાઇથી દેખાય છે માટે ઉંદરનો દાખલો લઈ સહજવૃત્તિની વ્યાખ્યા સમજીએ. ઉંદરના મનનું ઘડતર એવી રીતે થયું છે કે જેથી ઉંદરનું ધ્યાન સહજ રીતે બિલાડી તરફ ખેંચાશે; બિલાડીની સમક્ષ ઉંદર ભયનો આવેગ અનુભવશે; અને એ બિલાડીથી દૂર નાસી જશે.

માનવી-વર્તનમાં બહુ ઓછી સહજવૃત્તિઓ મૂળ-સ્વરૂપમાં દેખાય છે. છતાં જાતીયવૃત્તિ જેવો પ્રબળ સહજવૃત્તિનો દાખલો સહજવૃત્તિનો અર્થ સમજવામાં મદદ કરશે.

જ્યારે જાતીય વૃત્તિ જાગૃત થાય છે ત્યારે:

૧. માણસનું ધ્યાન વિજાતીય વ્યક્તિ તરફ દોરાય છે.

૨. એ વ્યક્તિ સમક્ષ જાતીય આવેગ (કામ વાસના) નિર્માણ થાય છે.

૩. અને એ વ્યક્તિની સાથે જાતીય સમાગમ ઇચ્છે છે.

મૅક્ડૂગલે મુખ્ય સહજવૃત્તિઓ ૧૪ આપી છે. એના છેલ્લા પુસ્તકમાં ૧૮ આપી છે. નીચે ૧૪ વૃત્તિઓનાં નામ આપ્યાં છે, અને સામે એ વૃત્તિઓને લીધે કયા પદાર્થ તરફ ધ્યાન દોરાય છે; એ પદાર્થના સાંનિધ્યમાં કયો આવેગ ઉત્પન્ન થાય છે; અને કઈ ક્રિયા કરવાની પ્રવૃત્તિ થાય છે એ કોઠામાં આપ્યું છે.

| **સહજવૃત્તિનું નામ** | **પદાર્થ** | **આવેગ** | **પ્રવૃત્તિ** |
|---|---|---|---|
| અન્નસંશોધન | ખાદ્ય પદાર્થ | ભૂખ | ખાવાની |
| ઘૃણા | ગંદો, ચીકણો પદાર્થ | ચીતરી | ફેંકી દેવાની |
| પલાયન | ભયકારી વસ્તુ | બીક | નાસી જવાની |
| જાતીય | વિજાતીય વ્યક્તિ | કામ વાસના | જાતીય સમાગમ |
| વાત્સલ્ય | નાનું બાળક | સ્નેહ | સંરક્ષણ કરવાની |
| જિજ્ઞાસા | નવી વસ્તુ | આશ્ચર્ય | જાણવાની ઇચ્છા |
| યુદ્ધ વૃત્તિ | વિરોધી વસ્તુ | ગુસ્સો | નાશ કરવાની |
| વર્ચસ્વ વૃત્તિ | નીચી કક્ષાના માણસો | મોટાઈની ભાવના | હકૂમત ગજવવી |
| શરણ વૃત્તિ | ચડિયાતા માણસો | લઘુતાની ભાવના | નમી પડવાની |
| સમૂહ વૃત્તિ | સમાજ; માણસો | એકલવાયા-પણાની ભાવના | સમૂહમાં ભળવાની |
| સર્જનાત્મક વૃત્તિ | આવશ્યક સામગ્રી | સર્જન ભાવના | સર્જન કરવાની |
| સંગ્રહ વૃત્તિ | જરૂરિયાતની વસ્તુઓ | લોભ | પ્રાપ્ત કરવાની |
| આજીજીની વૃત્તિ | સંકટમાં બચાવી શકે એવી વ્યક્તિ | દીનતા | સહાયની યાચના |
| હાસ્ય | વિચિત્ર પ્રસંગ | રમૂજી ભાવના | હાસ્ય |

અનેક વર્ષો સુધી મનોવિજ્ઞાનમાં સહજવૃત્તિના સિદ્ધાંતને મહત્ત્વનું સ્થાન હતું. પરંતુ આજે મનોવૈજ્ઞાનિકો આ સિદ્ધાંત સ્વીકારતા નથી.

સહજ વૃત્તિના સિદ્ધાંત સામે નીચે પ્રમાણે આક્ષેપો છે:

૧. સહજ વૃત્તિ શબ્દનો અર્થ સ્પષ્ટ નથી. પ્રાણીઓની બાબતમાં જ્યારે એ વપરાય છે ત્યારે એ વર્તનને લાગુ પડે છે. માણસોની બાબતમાં એ વર્તનને લાગુ પાડી શકાય નહિ. નાનાં પ્રાણીઓ શીખ્યા વગર બહુ અટપટું કામ કરી શકે છે. દા. ત., પક્ષી બહુ જ અટપટો માળો પૂર્વ-અનુભવ વગર અથવા અનુકરણ વગર બાંધી શકે છે. માણસ આવું કામ (દા. ત., ઘર બાંધવાનું) શીખ્યા વગર કરી શકતો નથી. અંગૂઠો ચૂસવાનું કામ, ધાવવાનું કામ—આવાં કામ માનવી બાળક સહજ રીતે કરી શકે છે. પણ આવી ક્રિયાને પ્રતિક્ષિપ્ત ક્રિયા કહે છે.

[મૅક્ડૂગલ પોતે કબૂલ કરે છે કે માણસોમાં સહજ વૃત્તિ સાથે સંકળાયેલું ધ્યાનનું પાસું અને પ્રવૃત્તિનું પાસું સહજ નથી. કેવળ આવેગનું પાસું સહજ છે.]

સહજવૃત્તિ શબ્દનો અર્થ સ્પષ્ટ નહિ હોવાથી જુદા જુદા મનોવૈજ્ઞાનિકો જુદા જુદા અર્થમાં આ શબ્દ વાપરે છે. પરિણામે દરેક મનોવૈજ્ઞાનિક સહજ વૃત્તિઓની અલગ અલગ સંખ્યા આપે છે: દા. ત., મૅક્ડૂગલ ૧૪ આપે છે; વિલ્યમ જેમ્સ ૩૨ આપે છે; થૉર્નડાઈક ૪૨ આપે છે; વૉરન ૨૬ આપે છે; ફ્રૉઈડ ૧ અથવા ૨ આપે છે.

૨. મૅક્ડૂગલે સહજવૃત્તિની કલ્પનાને બહુ જકડી લીધી છે. દરેક સહજવૃત્તિ સાથે ધ્યાન અથવા પ્રત્યક્ષીકરણ, આવેગ અને પ્રવૃત્તિ સંકળાયેલા છે એમ એ કહે છે. પણ એણે આપેલી યાદીમાં પણ સહજવૃત્તિનાં ત્રણ પાસાં સ્પષ્ટ દેખાતાં નથી, દા. ત., સમૂહવૃત્તિ જાગૃત થાય ત્યારે કયો આવેગ નિર્માણ થાય છે? સર્જનાત્મક વૃત્તિ જાગૃત થાય ત્યારે કયો આવેગ નિર્માણ થાય છે? મારી મચડીને એણે ત્રણ પાસાં આપ્યાં છે.

૩. માનવવંશોનો અભ્યાસ કરનારા વિદ્વાનોએ પુરવાર કર્યું છે કે કેટલાક આદિવાસીઓમાં સંગ્રહવૃત્તિ અથવા યુદ્ધવૃત્તિ જેવી કેટલીક વૃત્તિ દેખાતી જ નથી. એટલે આ વૃત્તિ જન્મજાત નથી. સમાજની અસરથી માણસમાં લોભવૃત્તિ અથવા લડવાની વૃત્તિ નિર્માણ થાય છે.

સમૂહવૃત્તિ પણ જન્મજાત નથી. માણસને પોતાના અનુભવથી, ભયમાંથી બચવા માટે, અથવા સમૂહમાં જ પોતાની જરૂરિયાતો પૂરી પડી શકે છે માટે તે સમૂહમાં રહેતા શીખે છે.

૪. સહજ વૃત્તિના સિદ્ધાંત સામે બીજો એક વાંધો છે. એ વૈજ્ઞાનિક સમજૂતી નથી. માણસ લડે છે કેમ? કારણ કે એનામાં લડવાની સહજવૃત્તિ છે માટે. ભયમાંથી નાસી કેમ જાય છે? કારણકે એનામાં નાસવાની વૃત્તિ છે માટે; આ કંઈ સમજૂતી ન કહેવાય. આ તો ચક્રકન્યાય થયો એટલે માણસને બીકથી નાસતા જોઈએ છીએ માટે આપણે સિદ્ધાંત કાઢીએ છીએ કે એનામાં નાસવાની વૃત્તિ છે. અને પછી એમાંથી અનુમાન કાઢીએ છીએ કે માણસમાં નાસવાની વૃત્તિ છે માટે નાસે છે. આ ગોળ ગોળ ફરવા જેવું થયું. નાસે છે; તેથી નાસવાની વૃત્તિ છે; નાસવાની વૃત્તિ છે; તેથી નાસે છે.

૫. મૅક્ડૂગલના સિદ્ધાંતમાં સાચું એટલું જ છે કે માણસમાં કેટલીક એવી સહજ પ્રેરણાઓ (શારીરિક અને માનસિક) છે કે જે મનુષ્યના વર્તનને પ્રેરે છે. દા. ત., ભૂખ, ગુસ્સો, બીક વગેરે. આ પ્રેરણાઓનો આજે સ્વીકાર કરવામાં આવે છે પણ એને હવે આપણે સહજવૃત્તિ કહેતા નથી. એને શારીરિક અને માનસિક એષણાઓ અથવા જરૂરિયાતો કહીએ છીએ. આજે મનોવિજ્ઞાનમાં માનવીવર્તનના પ્રેરક બળ તરીકે પાંચમા પ્રકરણમાં આપ્યા પ્રમાણે જરૂરિયાતોનો સિદ્ધાંત સ્વીકારવામાં આવે છે.

*

# ૬-પ્રેરક બળોનો સંઘર્ષ અને અનુકૂલન

માણસ હંમેશાં પોતાની ઈચ્છાઓને સંતોષવાનો પ્રયત્ન કરે છે. જ્યાં સુધી એ સંતોષાતી નથી ત્યાં સુધી એના મનમાં અજંપો અથવા તાણ (tension) રહે છે. ઇચ્છા ન સંતોષાવાનાં અનેક કારણો હોય છે. કેટલીક ઇચ્છાઓ એવી હોય છે કે જે પોતાની અશક્તિને લીધે અથવા સંજોગોને લીધે માણસ પૂરી કરી શકતો નથી. દા. ત., વિદ્યાર્થીની પ્રથમ વર્ગમાં પાસ થવાની ઇચ્છા છે, પણ બુદ્ધિ ઓછી હોવાને લીધે, અથવા પ્રતિકૂળ સંજોગોને લીધે અભ્યાસ નહિ થઈ શકવાથી તે પ્રથમ વર્ગમાં આવી શકતો નથી. આમ ઇચ્છાની પૂર્તિ નહિ થવાથી તેના મનમાં સંઘર્ષ નિર્માણ થાય છે. કેટલીક વખતે માણસ બે ઇચ્છાઓ સેવે છે જે પરસ્પર વિરોધી હોય છે. એટલે એક પૂરી થાય તો બીજી ન થઈ શકે એવી હોય છે. દા. ત., ક્રિકેટ મૅચ જોવા જવું છે અને પરીક્ષા માટે અભ્યાસ પણ કરવો છે એ બંને ક્રિયાઓ સાથે ન થઈ શકે. હસવું અને લોટ ફાકવો બંને સાથે ન બને. આવી સ્થિતિમાં મનમાં સંઘર્ષ થાય છે. આવા સંજોગોમાં આપણા મનમાં વિફલતાની ભાવના ઉત્પન્ન થાય છે.

આ વિફલતા દૂર કરવા માટે માણસ અનેક ઉપાયો અજમાવે છે. કેટલાક ઉપાયો પ્રત્યક્ષ અથવા સીધા

સ્વરૂપના હોય છે; કેટલાક પરોક્ષ અથવા આડકતરા હોય છે.

### સંઘર્ષ દૂર કરવાના પ્રત્યક્ષ ઉપાય

માનસિક સંઘર્ષ દૂર કરવાના પ્રત્યક્ષ ઉપાય બે પ્રકારના છે: (૧) બે ઇચ્છાઓમાંથી એકની પસંદગી કરવી અને બીજીને છોડી દેવી (૨) બાંધછોડ કરવી અથવા કોઈ મધ્યમ માર્ગ કાઢવો. વિદ્યાર્થીના મનમાં રમત જોવાની ઇચ્છા છે; સાથે સાથે પરીક્ષા પાસે આવી છે માટે આખો દિવસ અભ્યાસ કરવાની ઇચ્છા પણ છે. આવા સંજોગોમાં વિદ્યાર્થી દૃઢતાપૂર્વક નિર્ણય લે કે મારે મૅચ જોવા જવું નથી; અભ્યાસ જ કરવો છે. આ પહેલો માર્ગ થયો. કેટલીક વખતે એક જ ઇચ્છા હોય છે પણ તે પૂરી થતી નથી; આવે વખતે એ ઇચ્છા જતી કરવી એ પણ સંઘર્ષમાંથી બચવાનો માર્ગ છે. સંઘર્ષ દૂર કરવાનો બીજો માર્ગ છે બાંધછોડનો. ઉપરના દાખલામાં વિદ્યાર્થી એમ નક્કી કરે કે અડધો સમય મૅચ જોઈશ; બાકીનો સમય વાંચીશ તો એ બાંધછોડનો માર્ગ થયો.

### સંઘર્ષ દૂર કરવાના પરોક્ષ ઉપાય

પણ સંઘર્ષ મટાડવાના કેટલાક પરોક્ષ અથવા આડકતરા માર્ગ છે. એ માર્ગ માણસ જાણેઅજાણે અપનાવે છે, જેથી તેનો માનસિક સંઘર્ષ હળવો થાય છે. એ માર્ગોને સંરક્ષણની યંત્રણાઓ અથવા બચાવની યોજનાઓ (defence mechanisms) કહે છે. આ બચાવની યોજનાઓનું સ્વરૂપ સમજવા માટે એવી જ શારીરિક બચાવયોજનાઓનું સ્વરૂપ સમજીએ. કુદરત હંમેશાં માણસ તંદુરસ્ત રહે માટે પ્રયત્નશીલ હોય છે. તંદુરસ્તીને વિઘાતક કોઈ પણ બનાવ બને તો તરત જ હાનિમાંથી બચાવી લેવાની યોજના ક્રિયાશીલ બને છે. દા. ત., માણસે અતિશય ખાધું હોય તો શૌચ-વમન દ્વારા કુદરત વધુ પડતો ખોરાક બહાર ફેંકી દે છે અથવા લાંબા સમય સુધી એની ખાવાની રુચિ જતી રહે છે. માનસિક બચાવની યોજનાઓ આજ રીતે માનસિક આઘાતોને હળવા કરે છે. હવે આપણે કેટલીક માનસિક યોજનાઓનો અભ્યાસ કરીશું.

### સંરક્ષણની યંત્રણાઓ અથવા બચાવની યોજનાઓ

૧. કલ્પનાતરંગ: જ્યારે માણસ સત્યસૃષ્ટિમાં બધી ઇચ્છાઓની તૃપ્તિ કરી શકતો નથી ત્યારે તે કલ્પનાતરંગમાં રાચે છે. અભ્યાસમાં નિષ્ફળતા મેળવેલો વિદ્યાર્થી હવાઈ કિલ્લાઓ બાંધે છે. પોતે પ્રથમ વર્ગમાં પાસ થયો છે. એવી કલ્પના કરે છે; પ્રેમમાં નિષ્ફળતા મળી છે એવો યુવક પોતાના ઉપર અનેક યુવતીઓ મુગ્ધ છે એવી કલ્પના કરે છે. પૈસાદાર થવાની જેની ઇચ્છા અધૂરી રહી ગઈ છે એવો યુવાન પોતે લક્ષાધીશ થયો છે અથવા થશે એવાં સ્વપ્ન સેવે છે.

કલ્પના-તરંગ તરંગી મનને ક્ષણિક સુખ આપે છે. જે સુખ માણસ પ્રત્યક્ષમાં ભોગવી શકતો નથી એ કલ્પના-સૃષ્ટિમાં ભોગવી એ અંશતઃ સમાધાન માની લે છે. તેથી અમુક પ્રમાણમાં કલ્પના-વિલાસ માનસિક સ્વાસ્થ્ય અને આનંદ માટે લાભદાયક છે. પણ જો માણસને હવાઈ કિલ્લા બાંધવાની ટેવ પડી જાય, તો તે તેની કૃર્તૃત્વશક્તિને હાનિકર છે. આવો માણસ ફક્ત કલ્પનામાં રાચે છે, પ્રત્યક્ષ કામ કરવા તે અસમર્થ બનશે.

### શરણાગતિ અથવા પરાવૃત્તિ (withdrawal)

પરાવૃત્તિ એટલે કોઈ પણ કામમાંથી પીછેહઠ કરવી. વિદ્યાર્થીને એમ લાગે કે વૈદકીય અભ્યાસક્રમ અથવા યાંત્રિક અભ્યાસક્રમ બહુ જ અઘરો છે તો એ એ અભ્યાસક્રમ લેવાનો વિચાર છોડી દે છે. સંસાર કરવા અસમર્થ માણસ વૈરાગી થઈ જાય છે. સશસ્ત્રી ક્રાંતિમાં નિષ્ફળ થયેલા કેટલાક ક્રાંતિવીરો પોતાનું કાર્ય છોડી સુંવાળા સંસારમાં પડી ગયાના અનેક દાખલા છે. આ રીતે ગજા ઉપરાંતના કાર્યમાંથી હટી જવાથી માનસિક તાણ ઓછી થાય છે અને મનને શાંતિ મળે છે.

પરાવૃત્તિ માનસિક તાણમાંથી બચવાનો સહેલો માર્ગ છે. અને કેટલીક વખતે એ સ્વીકારવાની જરૂર પડે છે. પોતાની શક્તિનું માપન કાઢી જો માણસને એમ લાગે કે અમુક કામ મારા ગજા ઉપરાંતનું છે, તો એ કામ છોડી દેવામાં ડહાપણ છે, પણ ઘણી વાર કષ્ટ ચૂકવવા માટે માણસ તરત જ પ્રયત્ન છોડી દે છે. એવી ટેવ એના વ્યક્તિત્વને માટે હાનિકારક છે. એનાથી એનામાં લઘુતાગ્રંથિ ઉત્પન્ન થાય છે.

## બૌદ્ધિક સમર્થન

કેટલીક વખતે આપણી નબળાઇને લીધે અથવા બીજા કોઈ હલકા હેતુથી આપણે કોઈ કામ કરીએ છીએ; પણ નબળાઈ અથવા સાચા હેતુનો સ્વીકાર કરવામાં એના સ્વમાનનો ભંગ થાય છે એમ એને લાગે છે. તેથી પોતાના કૃત્યનો બચાવ કરવા તે ખોટી દલીલો શોધી કાઢે છે. આને બૌદ્ધિક સમર્થન કહે છે. દા. ત., અભ્યાસમાં બુદ્ધિ ચાલતી નથી માટે વિદ્યાર્થી અભ્યાસ છોડી દે છે. પણ આજકાલ ભણીને કંઈ ફાયદો નથી, ભણેલા બેકાર રહે છે, વગેરે દલીલો શોધી કાઢે છે. ઇસપનીતિની કથામાં શિયાળ દ્રાક્ષ મેળવવામાં નિષ્ફળ થાય છે અને તેથી કૂદકો મારવાનું છોડી દે છે, પણ દ્રાક્ષ ખાટી છે, મારે નથી જોઈતી એમ કહી પોતાની નબળાઈ છુપાવવાનો પ્રયત્ન કરે છે. આમ કરી તે માનસિક સમાધાન અનુભવે છે. આ માણસની સામાન્ય પ્રકૃતિ છે. પણ કેવળ મજાની ખાતર એનો ઉપયોગ કરવામાં આવે તો એમાં કંઈ વાંધો નથી. પણ જો તે પોતે પોતાના કૃત્યનું સાચું કારણ સમજે નહિ તો તે પોતાની જાતને છેતરે છે; પછી એને ખોટાં બહાનાં કાઢવાની ટેવ પડે છે.

## વળતર અથવા ન્યૂનતાપૂરક પ્રવૃત્તિ
## (Compensation)

માણસ એક કામ કરવામાં અસમર્થ હોય તો એને ન્યૂનતાનો અનુભવ થાય એ સ્વાભાવિક છે. આ સ્થિતિ માનસિક સ્વાસ્થ્યનો ભંગ કરનારી છે. આવી મનઃસ્થિતિમાં માણસ બીજા ક્ષેત્રમાં પોતાની કર્તૃત્વશક્તિ બતાવી સમાધાન મેળવે છે. દા. ત., અભ્યાસમાં તદ્દન પછાત વિદ્યાર્થી રમતગમતમાં નામના મેળવી સમાધાન મેળવે છે. આ વળતર અથવા સારું વાળવાની પદ્ધતિ એક રીતે હિતકારી છે. કોઈ પણ માણસ બધાં ક્ષેત્રોમાં નિષ્ણાત થઈ શકે નહિ. કેટલાંક ક્ષેત્રોમાં તે પછાત હોઈ શકે છે. આવી અવસ્થામાં કોઈ પણ એક પોતાને ફાવે એવા ક્ષેત્રમાં યોગ્યતા પ્રાપ્ત કરી એ પોતનું સ્વમાન સાચવી રાખે છે. પણ આવશ્યક કામોની ઉપેક્ષા કરી જો વળતર તરીકે બીજા અનાવશ્યક વિષયોમાં પ્રગતિ કરી સમાધાન માને એ યોગ્ય નથી.

**પ્રક્ષેપણ :** કેટલીક વખતે પોતાના દોષનો ટોપલો માણસ બીજા ઉપર ઢોળી પોતે દોષમુક્ત થવાનો પ્રયત્ન કરે છે. કૉલેજમાં મોડા આવતા અધ્યાપક બસનો વાંક કાઢે છે. પરીક્ષામાં નપાસ થનારો વિદ્યાર્થી પરીક્ષકનો વાંક કાઢે છે. દેશની સ્થિતિ સુધારવામાં નિષ્ફળ થયેલા પ્રધાનો પ્રજાનો દોષ કાઢે છે. આ પ્રક્ષેપણના નમૂના છે. પોતાની ખામીઓ માટે બીજાને દોષિત ઠરાવવાથી ભલે માણસને સમાધાન મળતું હશે. પણ એમાં આત્મવંચના છે. એ પોતાની જાતને જ છેતરે છે. નૈતિક દૃષ્ટિએ પણ એ અનિચ્છનીય છે.

**ઊર્ધ્વીકરણ :** સહજવૃત્તિઓને સ્વૈરસંચાર આપવો એ વ્યક્તિને માટે અને સમાજને માટે પણ હાનિકારક છે. તેથી સહજવૃત્તિઓને ઉચ્ચ દિશામાં વાળવાની જરૂર હોય છે. સહજવૃત્તિઓની શક્તિઓને આ રીતે ઉચ્ચ વળાંક આપવાની ક્રિયાને ઊર્ધ્વીકરણ કહે છે. દા. ત., પ્રેમમાં નિષ્ફળ થયેલો માણસ પોતાની સૌંદર્યવૃત્તિને કળા, સંગીત, સાહિત્યમાં વાળે છે. જગતની સર્વ-શ્રેષ્ઠ કળાકૃતિઓ સહજવૃત્તિના નમૂના રૂપ છે.

**દમન :** દમન એ પણ સ્વમાન સાચવવાની અથવા માનસિક સમાધાન મેળવવાની એક રીત છે. ઘણી વખતે આપણા મનમાં અસામાજિક અથવા અનૈતિક વાસનાઓ જાગે છે. એ વિચારો આપણા સુસંસ્કૃત મનને દુઃખદાયક હોય છે. આવા સંજોગોમાં આપણું મન એવા વિચારોને દબાવી દે છે. એ વિચારો અજ્ઞાત મનમાં ભરાઈ જાય છે. આ રીત ઘણી સારી તો નથી. પણ મૅક્ડૂગલ કહે છે તેમ જે માણસને ઉચ્ચકક્ષાનું જીવન જીવવું છે તેણે કેટલીક વખતે દમનનો આશ્રય લેવો પડે છે, પણ સમજ્યા વગર કરેલું દમન મનઃસ્વાસ્થ્ય માટે હાનિકારક છે.

## સંઘર્ષ નિવારણ

માનસિક વૃત્તિઓની અતૃપ્તિને લીધે મનમાં સંઘર્ષ ઉત્પન્ન થાય છે. એને લીધે વ્યક્તિ અસ્વસ્થ, ચિંતાતુર અને ખિન્ન બને છે; અને જીવનમાં રસ ગુમાવે છે. વધારામાં એ સમાજ સાથેનું અનુકૂલન ગુમાવે છે. આંતરિક સંઘર્ષને લીધે જેમની સ્થિતિ ગંભીર બની છે એવા લોકોએ મનોવૈજ્ઞાનિક વૈદ્ય (psychiatrist)ની સલાહ લેવાની જરૂર છે. પણ સામાન્ય માનસિક અસ્વા-

સ્થ્ય માટે મનોવૈજ્ઞાનિક ચિકિત્સક અથવા મનોવૈજ્ઞાનિક માર્ગદર્શક પણ સલાહ આપી શકે છે

આવા દર્દીઓ માટે કેવળ વૈચારિક પરિવર્તનની આવશ્યકતા છે. માર્ગદર્શક દર્દીઓના સમગ્ર ઇતિહાસનો અભ્યાસ કરી માર્ગદર્શન આપે છે. બૌદ્ધિક કસોટીઓ, વિશિષ્ટ શકિતની કસોટીઓ, અભિરુચિની કસોટીઓ, અને વ્યકિતત્વની કસોટીઓ આપી કયાં દોષ છે એનો અભ્યાસ કરે છે. દા. ત., બાળકની બુદ્ધિ ઓછી હોય અને શિક્ષક અને માતા-પિતા એની પાસેથી વધારે પડતી અપેક્ષા રાખે છે અથવા ઘરમાં માતા-પિતા અતિ કડક હોય અથવા અતિ છૂટ-છાટ આપનારા હોય: આવા સંજોગોમાં માર્ગદર્શકનું કામ અનુકૂલન કરાવવાનું છે.

### મનોવૈજ્ઞાનિક માર્ગદર્શક

માર્ગદર્શકનું કામ વિદ્યાર્થીની આસપાસ જે પરિબળો કામ કરે છે તે શોધી કાઢી તે વિદ્યાર્થી એ પરિબળો સાથે અનુકૂલન સાધી શકે એને માટે પ્રયત્ન કરવાનું છે. મુશ્કેલીઓના મૂળમાં કયાં પરિબળો કામ કરે છે એનું વિદ્યાર્થીને જ્ઞાન કરી આપવું એ બહુ મહત્ત્વનું કામ છે. વિદ્યાર્થી પોતે પોતાની મુશ્કેલી સમજે અને દૂર કરી શકે એ અત્યંત જરૂરનું છે.

મનોવૈજ્ઞાનિક માર્ગદર્શકનું મુખ્ય કામ સલાહ લેવા આવનારા લોકો પાસેથી હૃદય ખોલાવવાનું છે. તરુણ એની આગળ પોતાનું હૃદય ખોલે તો માર્ગદર્શકનું અડધું કામ થઈ જાય. વિશેષમાં એમની શક્તિ, બુદ્ધિ, આવડત પ્રમાણે તરુણોમાં અભિરુચિ નિર્માણ કરી એમને પોતાનામાં અને એમના કામમાં રસ નિર્માણ કરી શકાય તો એઓને અનુકૂલન અને પરિણામે મનઃસ્વાસ્થ્ય પ્રાપ્ત કરવામાં સફળતા મળશે.

*

## ૭-શીખવાની ક્રિયા

શીખવું એ જીવનનો સામાન્ય અનુભવ છે. આપણે હંમેશાં કંઈ ને કંઈ શીખીએ છીએ. બાળક હાથથી ખાતાં શીખે છે; રમત રમતાં શીખે છે; ભાષા બોલતાં શીખે છે. નિશાળમાં એ લખતાં શીખે છે; ગણિત જેવા વિષય શીખે છે, યોગ્ય ઉમર થતાં ક્રિકેટ, હૉકી જેવી અટપટી રમતો શીખે છે. અઘરા બૌદ્ધિક વિષયો શીખે છે, શારીરિક ક્રિયાઓ શીખે છે, રીતભાત શીખે છે.

ત્યારે શીખવું એટલે શું? પહેલાં જે આવડતું ન હતું એ આવડવા માંડે એટલે આપણે શીખ્યા એમ કહી શકાય. આમાં ફક્ત એક શરત ઉમેરવાની જરૂર છે. બાળકને પહેલાં પાસાં ઉપર ફરતાં નહોતું આવડતું, હવે આવડવા માંડયું, તેથી બાળક પાસાં ઉપર ફરતાં શીખ્યું એમ આપણે નથી કહેતા. અથવા બે મહિનાના બાળકને બેસતાં નથી આવડતું, આઠ મહિનાની ઉમરે એ બેસવા માંડે છે, તે બેસતાં શીખ્યો એમ સામાન્ય વ્યવહારમાં ભલે આપણે કહીએ, પણ મનોવિજ્ઞાનની ભાષામાં બાળક બેસતાં શીખ્યું એમ કહેવું બરાબર નથી. પાસાં ફેરવવાની ક્રિયા, અથવા બેસવાની ક્રિયા એ આંતરિક સ્વાભાવિક વિકાસને લીધે બાળક કરવા લાગે છે. એને મનોવિજ્ઞાનમાં પરિપકવતા (maturation) કહે છે. શીખવાની ક્રિયા અનુભવ દ્વારા અથવા પ્રયત્નને લીધે થાય છે. દા. ત., ક્રિકેટની રમતમાં પહેલાં મને દડો ઝીલતાં નહોતો આવડતો. હવે અભ્યાસને લીધે હું દડો ઝીલી શકું છું, તેથી હું કહું છું કે હું દડો ઝીલતાં શીખ્યો. તેથી ઉપર આપેલા વિધાનમાં થોડો ફેરફાર કરી શીખવાની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી શકાય. શીખવું એટલે જે પહેલાં નહોતું આવડતું એને પ્રયત્ન દ્વારા આવડતું કરવું.

આ સાદી વ્યાખ્યા ધ્યાનમાં રાખી મનોવૈજ્ઞાનિકોએ આપેલી વ્યાખ્યાઓ સમજવાનો પ્રયત્ન કરીએ. એક વ્યાખ્યા નીચે પ્રમાણે છે: Learning is modification of behaviour through experience (શીખવું એટલે પ્રયત્નને લીધે વર્તનમાં ફેરફાર કરવો એટલે નવું વર્તન પ્રાપ્ત કરવું). આ વ્યાખ્યા પહેલી વ્યાખ્યાને મળતી જ છે. બીજી વ્યાખ્યામાં શીખવાની ક્રિયાની કેટલીક વિગતો આપી છે. બીજી વ્યાખ્યા નીચે પ્રમાણે છે: Learning is that process by which we organize our responses into new behaviours. શીખવું એ એવી પ્રક્રિયા છે કે

જેને લીધે આપણે આપણી પ્રતિક્રિયાઓને નવી ભાતમાં ગોઠવીએ છીએ. આ વ્યાખ્યામાં ગોઠવવાની ક્રિયાને મહત્ત્વ આપવામાં આવ્યું છે. ઘટક ક્રિયાઓ તો માણસને સ્વાભાવિક રીતે જ આવડે છે. ફક્ત એ બધાં ઘટકોને યોગ્ય આકારમાં ગોઠવવામાં શીખવાની ક્રિયા સમાયેલી છે. દા. ત., બાળકને આડી, ઊભી, વાંકી લીટીઓ દોરતા સ્વાભાવિક રીતે જ આવડે છે. પણ એને ‘ક’ અથવા ‘ખ’ એવા આકારમાં ગોઠવવી એટલે ‘ક’ અથવા ‘ખ’ અક્ષરો લખતા શીખવા.

## શીખવાની ક્રિયાના સિદ્ધાંતો

માણસ શા માટે શીખે છે? તે કેવી રીતે શીખે છે? એનો વિચાર હવે આપણે કરીએ. એને આપણે શીખવાના મૂળભૂત સિદ્ધાંતો કહીએ છીએ. આ સિદ્ધાંતોને ચાર ભાગમાં વહેંચી નાખીશું. (૧) શીખવાનાં પ્રેરક બળો (૨) શીખવાની રીતો (૩) સંતોષનો સિદ્ધાંત (૪) અભ્યાસનો સિદ્ધાંત.

**૧. પ્રેરકબળ:** આપણે કેમ શીખીએ છીએ? શીખવાની ક્રિયા પાછળ કોઈ પ્રેરણા કામ કરે છે? પ્રાણીઓની શીખવાની ક્રિયા અને માનવીની શીખવાની ક્રિયાના દાખલા લઈ એની પાછળ કયું પ્રેરક બળ સમાયેલું છે એનો આપણે વિચાર કરીએ.

થોર્નડાઈક નામના મનોવૈજ્ઞાનિકે ઉંદર, બિલાડી, અને કૂતરાં કેવી રીતે શીખે છે એનો અભ્યાસ કર્યો. એણે બિલાડીને સળીઆની દિવાલવાળી પેટીમાં મૂકી ઢાંકણું બંધ કર્યું. બહાર માછલી મૂકી હતી. બિલાડી પેટી કેવી રીતે ઉઘાડે છે એનો એને અભ્યાસ કરવો હતો. પેટીનું ઢાંકણું ઉઘાડવા એક ઠેસી ઉપર ધકેલવાની જરૂર હતી. થોર્નડાઈકને જણાયું કે જ્યારે બિલાડીને પૂરું ખવડાવી પેટીમાં મૂકી ત્યારે તે પેટીમાં આરામથી સૂઈ રહેતી. પેટી ઉઘાડવાનો પ્રયત્ન ન કરતી. પણ જ્યારે બિલાડીને ભૂખી રાખી પેટીમાં મૂકવામાં આવતી ત્યારે તે પેટી ઉઘાડવા સખત ધમપછાડા કરતી; સળીઆમાંથી નહોર મારતી; સળીઆને કરડતી; આમતેમ માથું અફાળતી; અને અનેક પ્રયત્નો પછી અકસ્માત્ ઠેસી ઉપર ધકેલાતાં ઢાંકણું ઊઘડી જતું. જ્યારે બિલાડીને ફરીથી પેટીમાં મૂકવામાં આવી ત્યારે તે ઓછા પ્રયત્નો બાદ ઢાંકણું ઉઘાડી શકતી. આખરે અનેક પ્રયત્નો બાદ બિલાડી પેટીમાં મુકાય કે તરત જ યોગ્ય પ્રતિક્રિયા કરી (એટલે ઠેસી ઉપર ધકેલી) ઢાંકણું ઉઘાડી શકતી; આખરે બિલાડી ઢાંકણું ઉઘાડતા શીખી. એ ઢાંકણું ઉઘાડવા કેમ પ્રેરાઈ? ભૂખને લીધે. ભૂખ અહીં શીખવાની ક્રિયાનું પ્રેરક બળ છે.

હવે માનવી ભણતરનો વિચાર કરીએ. વિદ્યાર્થી કેમ ભણે છે? એને પાસ થવાની ઇચ્છા છે એટલા માટે. પાસ થવાની ઇચ્છા એના ભણતરનું પ્રેરક બળ છે. કેટલીક વખતે વિદ્યાર્થી શિક્ષાની બીકથી ભણે છે. અહીં શિક્ષાથી બચવાની ઇચ્છા એનું પ્રેરક બળ છે. કેટલાક વિદ્યાર્થીઓને વિષયમાં રસ પડે છે, માટે તેઓ વાંચે છે. અહીં રસ એ પ્રેરક બળ છે.

**૨. ભણવાની રીત:** માણસ કેવી રીતે ભણે છે? કેવળ ભણવાની પ્રેરણા અથવા ઇચ્છા ઉત્પન્ન થઈ એટલે માણસ ભણે છે એમ નથી. ભણવા માટે પ્રયત્ન કરવાની જરૂર રહે છે. એક ઉદ્દીપન સાથે પ્રતિક્રિયા જોડવી પડે છે. નીચે ભણવાની અનેક રીતો આપી છે.

**(૧) અભિસંધાન:** ભણવાની આ રીત બહુ સામાન્ય છે. અભિસંધાન એટલે શું? એક ઉદ્દીપન સાથે કોઈ પ્રતિક્રિયાને જોડવી.

રશિયાના એક શરીરશાસ્ત્રી પાવ્લૉવે આ સિદ્ધાંતની શોધ કરી, એણે કૂતરા ઉપર પ્રયોગ કર્યો. કૂતરાના મોમાં ખોરાક મૂકવાથી એના મોંમાં લાળ છૂટે છે. આ સ્વાભાવિક ક્રિયા છે. હવે જ્યારે કૂતરાના મોંમાં ખોરાક હતો ત્યારે પાવ્લૉવે ઘંટડી વગાડી. આ ક્રિયા એણે અનેક વાર કરી. એમ કરવાથી લાળ છૂટવાની ક્રિયા ઘંટડીના અવાજ સાથે જોડાઈ ગઈ. આકૃતિ દ્વારા આ જોડાણ નીચે પ્રમાણે દર્શાવી શકાય.

ખોરાક ———— લાળ છૂટવી
(ઉદ્દીપન ૧) ———— (પ્રતિક્રિયા ૧)
|
ઘંટડીનો અવાજ
(ઉદ્દીપન ૨)

લાળ છૂટવી એ ખોરાકની સ્વાભાવિક ક્રિયા હતી. પણ ખોરાકની સાથે ઘંટડીનો અવાજ અનેક વાર

કરવાથી લાળ છૂટવાની ક્રિયા ઘંટડીના અવાજ સાથે જોડાઈ ગઈ; એટલે હવે કૂતરાને ખોરાક ન આપતાં કેવળ ઘંટડી વગાડવામાં આવી તો પણ તેના મોંમાં લાળ છૂટવા માંડી. મનોવિજ્ઞાનની ભાષામાં એમ કહી શકાય કે ઘંટડીનો અવાજ સાંભળી લાળ છૂટવા માંડી એ પ્રતિક્રિયા અભિસંધિત (નવી જોડાયેલી) પ્રતિક્રિયા છે.

વર્તનવાદ નામનો મનોવિજ્ઞાનનો એક સંપ્રદાય છે. એના સંસ્થાપકનું નામ વૉટસન. વૉટસનના મત પ્રમાણે અભિસંધાન ભણતરની એકમાત્ર પદ્ધતિ છે. માનવી ભણતર ઉપર એણે કરેલો એક પ્રયોગ આપણે તપાસીએ. એણે બતાવ્યું કે બાળક સસલાં, કૂતરાં જેવાં પ્રાણીઓથી બીતું નથી. કૂતરાની બીક સંપાદિત અથવા શીખેલી બીક છે. એના પ્રયોગનું સ્વરૂપ નીચે પ્રમાણે હતું: એણે એક બાળકના ખોળામાં સસલું મૂક્યું. બાળક એને થાબડવા માંડ્યું, અને એની સાથે રમવા માંડ્યું. એ જરા પણ બીધું નહીં. હવે જ્યારે બાળકના ખોળામાં સસલું હતું ત્યારે વૉટસને મોટો અવાજ કર્યો. આ કૃતિ એણે અનેક વાર કરી. મોટા અવાજથી બાળક ચોંકે છે એ એની સ્વાભાવિક પ્રતિક્રિયા છે. કોઈ પણ બાળક મોટો અવાજ સાંભળી ચોંકે છે. પણ હવે સસલું ખોળામાં હતું એ વખતે મોટો અવાજ કરવાથી મોટા અવાજ સાથે સંકળાયેલી બીક સસલા સાથે જોડાઈ ગઈ. પરિણામે મોટો અવાજ ન હોય તો પણ કેવળ સસલાથી બાળક બીવા લાગ્યું. શીખવાની ભાષામાં કહીએ તો બાળક પહેલાં સસલાથી બીતું ન હતું એ હવે સસલાથી બીતાં શીખ્યું. બીવાની ક્રિયા અભિસંધિત ક્રિયા છે.

આપણું મોટા ભાગનું ભણતર અભિસંધાનથી થાય છે. આપણે ભાષા અભિસંધાનથી શીખીએ છીએ, શિષ્ટાચાર અભિસંધાનથી શીખીએ છીએ. સામાન્ય અનુભવના દાખલા લઈ શિક્ષણમાં અભિસંધાન કેવી રીતે થાય છે તે જોઇએ. બાળકને પાણી જોઇએ છે. પણ એને "પાણી" શબ્દ આવડતો નથી. એ પાણી તરફ આંગળી બતાવે છે. મા એ વખતે એને પાણી કહેતાં શીખવે છે. આકૃતિ દ્વારા આ પ્રક્રિયા નીચે પ્રમાણે દર્શાવી શકાય:

| | | |
|---|---|---|
| પાણી પદાર્થ (ઉદ્દીપન ૧) | ———— | પાણી જોઈ આંગળી બતાવે છે. (બાળકની પ્રતિક્રિયા ૧) |
| પાણી પદાર્થ (ઉદ્દીપન ૧) | ———— | પાણી જોઈ માતા 'પાણી' શબ્દ બોલે છે તેથી બાળક પણ 'પાણી' બોલવા માંડે છે (પ્રતિક્રિયા ૨) |

ઘેર મહેમાન આવે ત્યારે બાળક એની તરફ કેવળ જોયા કરે છે. એના પિતા મહેમાનને જોઈ 'નમસ્તે' 'આવો' એમ પ્રતિક્રિયા કરે છે. પરિણામે આ મહેમાનને આ પ્રતિક્રિયા બાળકના મનમાં પણ ઠસી જાય છે. એટલે ભવિષ્યમાં બાળક કોઈ મહેમાન આવે ત્યારે 'આવો' કહેતાં શીખે છે. હવે મહેમાન ઉદ્દીપનની સાથે 'આવો' પ્રતિક્રિયા જોડાઈ ગઈ, એથી આ અભિસંધાન દ્વારા શિક્ષણ થયું.

રીંછને સરકસમાં શારીરિક પ્રયોગો કેવી રીતે કરતા શીખવાડવામાં આવે છે એ અભિસંધાન દ્વારા શિક્ષણનો રસપ્રદ દાખલો છે. રીંછને એક ગરમ કરેલા પીપ ઉપર ઊભું રાખવામાં આવે છે. દાઝતાં બચવા રીંછ પહેલાં પાછલા બે પગ ઉપર ઊભું રહે છે. પછી પાછલો એક પગ ઉપાડે છે. બીજા પગે દઝાય છે એટલે પહેલો નીચે મૂકી બીજો ઉંચકે છે. આમ સતત વારાફરતી એક પગ મૂકી બીજો ઉપાડે છે. હવે એને તાલીમ આપનારો માણસ એ પગ ઉપાડે છે તે વખતે ઠેકા આપતો જાય છે. એટલે રીંછના મનમાં ડ્રમના ઠેકા પગ ઉપાડવાની ક્રિયા સાથે જોડાઈ જાય છે. પૂરતી તાલીમ પછી સામાન્ય સંજોગોમાં પણ, એટલે પગ દાઝતા ન હોય તો પણ ડ્રમના ઠેકા સાંભળી રીંછ નાચવા માંડે છે.

### (૨) અજમાયશ અને ભૂલ: પ્રયત્ન અને ભૂલ દ્વારા શિક્ષણ

અનેક વસ્તુઓ આપણે ભૂલચૂક દ્વારા શીખીએ છીએ. દા. ત., આપણે એક પોળમાં કોઈ મિત્રનું ઘર શોધી કાઢવું છે. આપણે પહેલાં એક ગલીમાં શોધ કરીએ. ત્યાં ન જડે તો બીજી ગલીમાં તપાસ કરીએ છીએ. એમ ફાંફાં મારતાં મારતાં આખરે ઘર શોધી કાઢીએ છીએ. કેટલીક વાર આપણે શોધવા માટે આ રીતિ અજમાવવી પડે છે. જો કે એમાં આપણે બને તેટલી બુદ્ધિનો ઉપયોગ કરીએ છીએ પણ મોટે ભાગે એમા અકસ્માત અથવા chance ઉપર આધાર રાખવો પડે છે. ઉપર થૉર્નડાઈકના બિલાડી ઉપરના

પ્રયોગમાં બિલાડી પેટી ઉઘાડતાં શીખે છે તે આ રીતથી. મોટાં મોટાં વૈજ્ઞાનિક સંશોધનોમાં પણ અમુક પ્રમાણમાં આ પદ્ધતિનો ઉપયોગ કરવો પડે છે.

## (૩) યોજનાપૂર્વક અપનાવેલી કેટલીક રીતો

કેટલીક વખતે આપણે નવા વિષયો અથવા નવી નવી ક્રિયાઓ શીખવા સમજપૂર્વક અમુક રીતો અપનાવીએ છીએ. એમાંની કેટલીક રીતોનો નીચે વિચાર કર્યો છે:

(૧) **અનુકરણ:** આપણે અનેક ક્રિયાઓ અનુકરણથી શીખીએ છીએ. ભાષા બોલવાની ઢબ, ફૂલકાં કરવાની રીત, ફૅશન વગેરે અનુકરણને લીધે શીખીએ છીએ. જો કે બાળક કેટલુંક અનુકરણ અજાણતાં કરે છે, છતાં સમજપૂર્વક કરેલું અનુકરણ શીખવાની દૃષ્ટિએ વધુ લાભદાયક હોય છે. ખાસ કરીને શારીરિક ક્રિયા શીખવામાં અનુકરણ મોટો ભાગ ભજવે છે.

(૨) **નિદર્શન** (demonstration): નિદર્શન અનુકરણને મળતી રીત છે. નિદર્શનમાં શિક્ષક અમુક કૃતિ કરી બતાવે છે, તેની સમજણ આપે છે, તેની આંટીઘૂંટી સમજાવે છે, ક્યાં સાવચેતી લેવી તે સમજાવે છે. અને પછી એ જોઈ અને સમજી લઈ વિદ્યાર્થી તે પ્રમાણે કૃતિ કરે છે. વિજ્ઞાનની પ્રયોગશાળામાં demonstrator (નિદર્શક) વિદ્યાર્થીઓને પ્રયોગ આ પદ્ધતિથી શીખવે છે. કેવળ કૃતિ કરતાં કૃતિની સાથે જો સમજૂતી આપવામાં આવે તો વિદ્યાર્થી સહેલાઈથી શીખી શકે છે.

(૩) **સૂઝ (આંકલન):** બૌદ્ધિક સમસ્યા અથવા કૂટપ્રશ્ન સમજવામાં એટલે એનો ઉકેલ શીખવામાં આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ કરીએ છીએ. એ સમસ્યાનાં બધાં અંગો આપણે ધ્યાનમાં લઈએ છીએ અને એ બધાંની યોગ્ય ગોઠવણી કરીને એનો ઉકેલ લાવીએ છીએ. એક દાખલો લઈ આ મુદ્દો સમજીએ. બાલ રામચંદ્ર વિષે એક કથા છે. આકાશમાં ચંદ્રમા જોઈ એમણે હઠ લીધી કે મારે ચંદ્રમા જોઈએ. એ રડવા લાગ્યા. એમને શાન્ત કેવી રીતે કરવા એ મોટો સવાલ હતો. રાજમહેલના અનેક જણાઓએ રામચંદ્રને છાના રાખવા ઘણા પ્રયત્નો કર્યા પણ એ હઠ છોડેના. મહેલના એક ડાહ્યા માણસે રામચંદ્ર સામે અરીસો ધર્યો. અરીસામાં ચંદ્રમાનું પ્રતિબિંબ જોઈ રામચંદ્રને સંતોષ થયો અને તેઓ રડતા અટક્યા.

ભૂમિતિનાં પ્રમેયોનો ઉકેલ અથવા કેટલીક વખતે કેવળ જ્ઞાન સાથે ગમતના ઘરગથ્થુ કાર્યક્રમોમાં પુછાયેલા કોયડાનો ઉકેલ કેટલીક વખતે આપણા મનમાં એકદમ સ્ફુરે છે. આને આપણે 'સૂઝ' દ્વારા ઉકેલ કહીશું. આ પદ્ધતિની વિશિષ્ટતા એ છે કે એમાં (trial and error) ફાંફાં મારવાં પડતાં નથી. વિદ્યાર્થી કેવળ સમસ્યા ઉપર એકાગ્રતા કરે છે, અને વીજળીના ઝબકારા માફક એકદમ ઉકેલ 'સૂઝે' છે. આ પ્રક્રિયામાં વિદ્યાર્થી સમગ્ર પરિસ્થિતિનું આકલન કરે છે, એનું પૃથક્કરણ કરે છે, બધાં અંગોનો પરસ્પર સંબંધ તપાસે છે અને એને ઉકેલ સૂઝે છે. આ સૂઝશક્તિ પૂર્વજ્ઞાન ઉપર અને બુદ્ધિ બંને ઉપર આધાર રાખે છે. ભૂમિતિનું એક પ્રમેય લઈ તેનો ઉકેલ કેવી રીતે આવે છે તે સમજીએ. દા. ત., "સમદ્વિભુજ ત્રિકોણની સમાન બાજુઓની સામેના ખૂણા સરખા હોય છે." એ વિદ્યાર્થી કેવી રીતે સાબિત કરે છે? બે વિદ્યાર્થીઓ આ સાબિત કરવા મથે છે. બંનેની સામે એક જ આકૃતિ છે. પણ એક વિદ્યાર્થીને ભૂમિતિનું પ્રાથમિક જ્ઞાન નથી અથવા તેની બુદ્ધિ મંદ છે તેથી તે સાબિત કરી શકતો નથી. બીજા વિદ્યાર્થીને "બે ત્રિકોણની બે બાજુઓ સરખી હોય અને એ બાજુઓની વચ્ચેના ખૂણા સરખા હોય તો બંને ત્રિકોણ બધી રીતે સરખા હોય છે" એ પ્રમેયનું જ્ઞાન છે. અને એનામાં જ્ઞાનનો ઉપયોગ કરવા જેટલી બુદ્ધિ પણ છે. તો તે આપણા પ્રમેયનો ઉકેલ કેવી રીતે લાવશે એ જોઈએ. એ વિદ્યાર્થી ત્રિકોણને તપાસશે, એના ઉપર વિચાર કરશે, व અને क ખૂણા સરખા સાબિત કરવા છે એ ધ્યાનમાં લેશે. अव અને अक સરખી બાજુઓ છે એ એના ખ્યાલમાં આવશે. व અને क ખૂણા બે સરખા ત્રિકોણના ખૂણા બનાવી શકાય તો એ સરખા સાબિત થાય એ મુદ્દો એના ખ્યાલમાં આવશે. પછી ઉપર આપેલું પ્રમેય તેને યાદ આવશે. કે જો अ व क માંથી એવા બે ત્રિકોણ બનાવી શકાય કે જેની બે બાજુઓ સરખી હોય અને અંદરનો ખૂણો સરખો હોય તો આપણે જોઈતી

સામગ્રી મળી આવે. આમ કરતાં એના મનમાં એકદમ વિચાર આવે છે કે ખૂણાના સરખા ભાગ કરતી એક રેખા બક ને સ્પર્શે એવી દોરવામાં આવે તો કામ થશે. એના ખ્યાલમાં આવે છે, અને એને એકદમ ઉકેલ સૂઝે છે; △ અબડ અને △ અકડ માં અબ = અક (આપેલી છે.) અડ સામાન્ય છે અને ∠ બઅડ = ∠ કઅડ ∴ △ અબડ અને △ કઅડ બધી રીતે સરખા છે.

∴ ∠ બ = ∠ ક

ઉચ્ચ પ્રકારના બૌદ્ધિક સમસ્યાઓના ઉકેલ માટે આ 'સૂઝ' અથવા 'આકલન'નો ઉપયોગ થાય છે.

શીખવાની ક્રિયામાં 'સૂઝ'ના સિદ્ધાંતને મનોવૈજ્ઞાનિક રીતે રજૂ કરનાર પહેલવહેલો કોહલર હતો. એણે ચિમ્પાન્ઝી વાંદરાઓનો અભ્યાસ કર્યો. એ વાંદરાઓ સમસ્યાનો ઉકેલ કેવી રીતે લાવે છે એનું પ્રાયોગિક નિરીક્ષણ કર્યું. એના અનેક પ્રયોગોમાંથી બે-ત્રણ પ્રયોગો લઇએ. કોહલરે એક કેળું વાંદરો જોઈ શકે એવે ઠેકાણે પણ સાધનની મદદ વગર એ પહોંચી ન શકે એટલે ઊંચે લટકાવ્યું. ચિમ્પાન્ઝીએ બાજુમાં પડેલો એક બામ્બુ લઈ એની મદદથી કેળું તોડી પાડ્યું. એક વખતે એણે એક પેટીનો ઉપયોગ કર્યો. એક પેટીથી એ પહોંચી ન શક્યો ત્યારે એક ઉપર બીજી પેટી મૂકી; એના ઉપર ચઢી એણે કેળું લીધું. એક વખતે બામ્બુની લાકડી ટૂંકી પડી ત્યારે એક લાકડીમાં બીજી લાકડી ખોસી લાકડી મોટી કરી વાંદરાએ કેળું તોડી પાડ્યું. આ ક્રિયા અનેક નકામાં ફાંફાં માર્યા પછી કરી હોય એમ કોહલરને લાગ્યું નહીં. પણ વાંદરાએ આખી પરિસ્થિતિનું આકલન કરીને જાણે કે તેને ઉકેલ એકદમ સૂઝ્યો હોય એમ દેખાયું. કેળાની ઊંચાઈ, લાકડીની લંબાઈ, પોતાની ઊંચાઈ બધી બાબતોનો પરસ્પર સંબંધ એના ખ્યાલમાં આવ્યો અને કેળાને કેવી રીતે પહોંચવું એનો ઉકેલ એના મગજમાં આવ્યો હશે. કોહલર આ પ્રક્રિયાને 'સૂઝ' કહે છે.

**૩. પરિણામનો સિદ્ધાંત અથવા સંતોષનો સિદ્ધાંત:** પ્રયત્નો અને ભૂલ કરતાં છેવટે વ્યક્તિ કઈ પ્રતિક્રિયા પસંદ કરે છે? જે પ્રતિક્રિયા સમસ્યાનો ઉકેલ લાવે છે એ પ્રતિક્રિયા વ્યક્તિ અપનાવે છે. મિત્રનું ઘર શોધવા નીકળેલા માણસનો દાખલો લઇએ. એક ગલીમાં એ જાય છે, એને ઘર જડતું નથી; બીજી ગલીમાં જાય છે, ત્રીજી ગલીમાં જાય છે, ઘર જડતું નથી; આખરે એક ગલીમાં એ જાય છે અને એને ઘર જડે છે. એ પ્રતિક્રિયા એ અપનાવે છે, એટલે એ ફરીથી આવશે તો એ જ ગલીમાં જશે.

થૉર્નડાઈકની બિલાડી પણ અનેક ધમપછાડા કરી આખરે ઠેસી ઉપર ધકેલે છે અને પરિણામે ઢાંકણું ઊઘડે છે; તેથી એ પ્રતિક્રિયા એ અપનાવે છે. જ્યારે ફરી ફરી બિલાડીને અંદર મૂકવામાં આવે છે ત્યારે એના ખોટા પ્રયત્નો ઓછા થાય છે, અને યોગ્ય પ્રતિક્રિયા કરતાં એને ઓછો સમય લાગે છે. કેટલાક પ્રયત્નો બાદ બિલાડીને પેટીમાં મૂકવામાં આવે છે કે તરત જ તે ઢાંકણું ઉઘાડી શકે છે.

થૉર્નડાઈક આ સિદ્ધાંત આ રીતે રજૂ કરે છે: જે પ્રતિક્રિયા પરિણામની દૃષ્ટિએ સંતોષ આપનારી હોય છે તે ઠસી જાય છે અને અસંતોષ આપનારી નીવડે છે તે બાતલ કરવામાં આવે છે.

**૪. અભ્યાસનો સિદ્ધાંત:** (Exercise or Practice) એક વખતે યોગ્ય પ્રતિક્રિયા નક્કી થાય તો પણ તે પાકી કરવા અભ્યાસની જરૂર હોય છે, એટલે એ ક્રિયા વારંવાર કરવી પડે છે. ખાસ કરીને શારીરિક અથવા યાંત્રિક નિપુણતાની બાબતમાં અભ્યાસનો અથવા પુનરાવર્તનનો નિયમ બહુ મહત્ત્વનો છે. જોકે કેવળ પુનરાવર્તનથી કામ થતું નથી. સમજપૂર્વક અને વ્યવસ્થિત અભ્યાસ તો જરૂરી હોય છે જ. પણ સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે કેવળ સમજ યાંત્રિક કામો શીખવા માટે પૂરતી નથી. નૃત્ય અથવા સંગીતના સિદ્ધાંતો સમજવા એ પૂરતું નથી, એનો સમજપૂર્વક અભ્યાસ કરવો અનિવાર્ય છે.

**ભણવાની ક્રિયા ને સહાયક બળો:** તાજાપણું, ઉદ્દીપકતા અને સુસંબદ્ધપણું, પુરસ્કાર અને શિક્ષા, પરિણામનું જ્ઞાન અને અતિપઠન ભણવાની ક્રિયાનાં સહાયક પરિબળો છે.

જે વિષય આપણે થોડા વખત પહેલાં શીખ્યા છીએ એ આપણને યાદ આવે છે. એનો વ્યવહારિક અર્થ એવો થયો કે જે વિષય આપણે ભૂતકાળમાં એક વાર ભણ્યા છીએ એનું વચમાં વચમાં પુનરાવર્તન કર્યું

જોઇએ, જેથી એ જોઇએ ત્યારે તાજો જ હોય.

ઉદ્દીપકતાનો ગુણ પણ શીખવામાં સહાયભૂત છે. જે બનાવ આપણી ઇન્દ્રિયો અથવા ભાવનાઓને તીવ્રતાથી સ્પર્શે એ આપણને સારી પેઠે યાદ રહે છે. શીખવાનાં જે અનેક સાધનો આજકાલ વપરાય છે; જેવાં કે નકશો, ચિત્રો, ગ્રાફ, સિનેમા: એમની ઉદ્દીપકતાને લીધે શીખવામાં અસરકારક બને છે.

પુરસ્કાર અને શિક્ષા પણ શીખવાની ક્રિયાનાં સહાયક બળો છે. વિદ્યાર્થીને અમુક એક વિષય શીખવાથી લાભ છે એમ લાગે તો તે એ વિષય ઉમંગપૂર્વક ભણશે અને નહીં ભણવાથી નુકસાન છે એમ એના મનને લાગે તો બીકથી પણ એ ભણશે. શિક્ષા એ ભણાવવાની સારી પદ્ધતિ નથી. પણ કેટલીક વખતે એનો ઉપયોગ પણ કરવો પડે છે. લાભમાં પણ વિવેક વાપરવાની જરૂર પૈસા અથવા માર્કની લાલચથી વિદ્યાર્થી ભણે એ બહુ સારું નથી. વિદ્યાર્થી વિષય વિષયની ખાતર જ શીખે એટલે એનામાં એને રસ નિર્માણ થાય એ આદર્શ સ્થિતિ છે.

**પરિણામનું જ્ઞાન:** પ્રયોગદ્વારા એમ પુરવાર થયું છે કે જો શીખવાના સમયમાં વચ્ચે વચ્ચે વિદ્યાર્થીને એની કેટલી પ્રગતિ થાય છે એમ કહેવામાં આવે તો એને ફાયદો થાય છે અને એ વધુ પ્રગતિ કરી શકે છે.

**અતિપઠન:** વિષય આવડચા પછી એ પાકો થાય એટલા માટે એનું વધુ પુનરાવર્તન કરવું આવશ્યક છે. આ સિદ્ધાંત "અભ્યાસ"ને મળતો જ છે. પણ ખાસ કરીને ભણેલો વિષય લાંબા સમય સુધી મનમાં ટકી રહે એને માટે અતિપઠન આવશ્યક છે.

*

## ૮-અભ્યાસ કરવાની અસરકારક પદ્ધતિઓ

મનોવૈજ્ઞાનિકોએ સેંકડો ઉત્તમ વિદ્યાર્થીઓનો અભ્યાસ કરી એ કઈ પદ્ધતિથી અભ્યાસ કરે છે એની તારવણી કાઢી છે. બટરવીક નામના અભ્યાસકે વિદ્યાર્થીઓની નિષ્ફળતા માટે નીચેનાં કારણો ગણાવ્યાં છે: (૧) એમની સામે અભ્યાસનું સ્પષ્ટ લક્ષ્ય હોતું નથી. (૨) જે વિષય વાંચે છે એની નોંધ (notes) તેઓ લેતા નથી. (૩) વાંચેલા વિષયોને ટૂંકમાં યાદ કરવાનો તેઓ પ્રયત્ન કરતા નથી. અને (૪) વિષય ઉપર જે જાતના પ્રશ્નો પૂછવામાં આવે છે એવા પ્રશ્નોનો વિચાર કરી તેનો જવાબ આપવાની દૃષ્ટિએ તેઓ પ્રયત્ન કરતા નથી.

### અભ્યાસ કરવાની યોગ્ય પદ્ધતિઓ

**૧. અભ્યાસની ચોક્કસ યોજના ઘડી કાઢો:** અભ્યાસ નિશ્ચિત સમયે કરવો જોઇએ. કયા વિષયનો અભ્યાસ ક્યારે કરવો એ નક્કી કરી રાખવું જોઇએ. ઘણા વિદ્યાર્થીઓ આ બાબતમાં બેદરકાર હોય છે. તેમનો અભ્યાસનો સમય નિશ્ચિત હોતો નથી, તેમની યોજના નક્કી હોતી નથી. તેઓ લહેર પ્રમાણે વાંચવામાં માને છે. બળજબરીથી અભ્યાસ કરીએ તો ફાયદો થતો નથી એ ખરું છે, પણ સફળ વિદ્યાર્થીઓની અભ્યાસ કરવાની પદ્ધતિનો અભ્યાસ કરવાથી એમ માલૂમ પડયું છે કે અભ્યાસની બાબતમાં લહેર ઉપર આધાર રાખવાથી સરવાળે ગેરલાભ છે.

**૨. અભ્યાસ પ્રત્યેનું વલણ:** અભ્યાસ પ્રત્યેનું આપણું વલણ બહુ મહત્ત્વની વાત છે. આ વિષય મને નહીં આવડે, આ વિષયનો મને શો ઉપયોગ છે, એવી વૃત્તિ અભ્યાસને માટે હાનિકારક છે.

**૩. વિષયનો દૃઢતાપૂર્વક સામનો કરો:** ભણવાની ક્રિયા ચેતનવંતી (active) ક્રિયા છે. મગજને તકલીફ આપ્યા વગર આરામથી વિષયનો અભ્યાસ કરવો એ તદ્દન બિનઅસરકારક પદ્ધતિ છે. વિષયને સમજવાનો પ્રયત્ન કરો; વાંચ્યા પછી વિચારો; યાદ કરવાનો પ્રયત્ન કરો. આરામથી ભણવાની એકે પદ્ધતિ નથી. વિષય ભણવાને જે શ્રમ પડે તે કરવા તૈયાર રહો. શબ્દકોષનો ઉપયોગ કરો, શિક્ષકને પૂછો, નકશો વાપરો, આલેખ અને આકૃતિ દોરો, મુદ્દાઓની યોગ્ય ગોઠવણી કરો, નોટ્સ લો, સારાંશ કાઢો, મહત્ત્વના ભાગ નીચે લીટીઓ દોરો, કઠિન ભાગનું પુનરાવર્તન કરો વગેરે અનેક ઉપાયોનો ઉપયોગ કરો.

**૪. પ્રગતિના અવરોધ તરફ ધ્યાન આપો:** કેટલીક વખતે આપણી પ્રગતિ અટકી જાય છે. આ

ભયસૂચક નિશાની છે. આ સ્થિતિ તરફ ધ્યાન આપો. પ્રગતિ અટકવાનાં અનેક કારણો છે. વિષયનો કંટાળો એ પ્રમુખ કારણ છે; ભણવાની ભૂલભરેલી પદ્ધતિ એ બીજું કારણ હોઈ શકે. જો એકને એક વિષય વાંચી કંટાળો આવ્યો હોય તો વિષય બદલવો જોઈએ. કેટલીક વખતે શરૂઆતમાં જે રીત અપનાવીએ છીએ તે આગળ ઉપર વિક્ષેપકારી નીવડે છે. દા. ત., સરવાળા બાદબાકી શીખતી વખતે બાળક આંગળીના વેઢા ઉપર આંકડા ગણે છે, પણ એજ રીત મોટી ઉંમરે પણ ચાલુ રહે તો પ્રગતિ ઘણી મંદ થાય એ સ્વાભાવિક છે. આવે વખતે કક્ષા પ્રમાણે પદ્ધતિમાં પણ ફેરફાર કરવો જોઈએ. કેટલીક વખતે શીખેલી વસ્તુઓ પચવા માટે એટલે મનમાં વ્યવસ્થિત રીતે ગોઠવવા માટે સમયની જરૂર હોય છે. એ સમય પૂરતી પ્રગતિ અટકી ગઈ હોય એમ લાગે છે, પણ ખરી રીતે એમ નથી. શીખેલી વસ્તુઓનું યોગ્ય સંગઠન (organization) એ પણ પ્રગતિનો એક તબક્કો છે. અસલના વખતમાં રાજાઓ પારકો પ્રદેશ કબજે કર્યા પછી તેમાં સુવ્યવસ્થા સ્થાપવા માટે વખત આપતા તેમ ભણતરનું પણ હોય છે.

**૫. વિક્ષેપકારી તત્ત્વો દૂર રાખો:** અભ્યાસમાં પ્રગતિ કરવા સંપૂર્ણ એકાગ્રતાની અતિશય આવશ્યકતા છે. વર્ગમાં લેક્ચર ચાલતું હોય તેના તરફ ધ્યાન આપો. ઘેર સ્વાધ્યાય ધ્યાનપૂર્વક કરો; ભણવા બેસો ત્યારે ભણવા યોગ્ય એવી રીતે બેસો. બારીથી દૂર બેસો, વર્તમાનપત્રો, મિત્રોના પત્રો, બીજી ધ્યાનમાં વિક્ષેપ પાડનારી વસ્તુઓ દૂર મૂકી દો. યોગ્ય રીતે શરૂઆત કરવાથી અડધું કામ થાય છે. ભણવાની શરૂઆત કર્યા પછી પાણી પીવા તરફ, કોઈ કામ બાકી રહી ગયું તેના તરફ, કોઈને ટેલિફોન કરવો હોય તેના તરફ; મતલબ કે કોઈ બીજી વસ્તુ તરફ ધ્યાન ન આપો. એક હાથમાં અભ્યાસની ચોપડી લઈ, બીજા હાથમાં વર્તમાનપત્રમાં આવેલ ક્રિકેટરના ફોટો તરફ સહેજ જોઈ લેવાની ઇચ્છા કરવાથી ખરાબ ટેવો પડે છે. આ ટેવ દિવસે દિવસે વધતી જાય છે. એને મક્કમતાથી તોડવાની જરૂર છે.

**૬. પહેલાં સમગ્ર એકમ વાંચી જાઓ:** અભ્યાસમાં વિષયના એકમના કૃત્રિમ ભાગ ન કરો. ધારો કે મનોવિજ્ઞાનમાં 'સ્મૃતિ' વિષયનો અભ્યાસ કરવો હોય તો આખા વિષયનો આછો ખ્યાલ કરી લો. પછી વિગતોમાં ઊતરો. તેજ પ્રમાણે ઇતિહાસમાં શિવાજી વિષે ભણવું હોય તો શિવાજીની આખી કારકિર્દીનો આછો પરિચય પહેલાં શરૂઆતમાં જ કરી લો.

**૭. અભ્યાસના સમયની યોગ્ય વહેંચણી કરો:** એક વિષય એક સામટો અને સળંગ ભણવા કરતાં જો તેના અભ્યાસ માટે સમયના યોગ્ય આંતરા પાડી નાખવામાં આવે તો વધુ કામ થઈ શકે છે એમ પુરવાર થયું છે. દા. ત., ૧૦૦ લીટીની કવિતા એક જ બેઠકમાં મોઢે કરવા કરતાં દરરોજ એને માટે અમુક સમય આપવામાં આવે તો સરવાળે કવિતા મોઢે કરતાં ઓછો સમય લાગશે.

**દિવસના યોગ્ય સમયે અભ્યાસ કરો અને પુનરાવર્તન કરો:** ભણવા માટે કયો સમય સારો છે એ વિવાદાસ્પદ વિષય છે. કેટલાકને રાત્રીનો સમય અનુકૂળ છે, કેટલાકને સવારનો સમય અનુકૂળ હોય છે, પણ સામાન્ય રીતે એમ કહી શકાય કે કૉલેજમાં વિષય ભણ્યા પછી તરત જ તે વિષયનો ઘેર અભ્યાસ કરવો વધુ લાભદાયક છે.

વિસ્મૃતિનો વેગ આરંભમાં એટલે વિષય ભણ્યા પછી તુરત જ સૌથી વધારે હોય છે. તેથી વિષય ભૂલી ન જવાય માટે વિષય ભણ્યા પછી બને તેટલું જલદી એનું પુનરાવર્તન કરવાની જરૂર છે.

**અભ્યાસના નિયમો:**

કફ (Cuff) નામના એક અભ્યાસકે અભ્યાસના ૭૫ નિયમો ઘડી કાઢ્યા અને તે વિદ્યાર્થીઓની આગળ ધરી, તેમને કયા નિયમો પરિણામકારક લાગે છે એ ક્રમવાર લખો એમ પૂછ્યું ત્યારે ૫૦૦ વિદ્યાર્થીઓએ ક્રમવાર જે દસ નિયમો લખ્યા તે નીચે આપ્યા છે.

| ક્રમ | નિયમ |
|---|---|
| ૧. | ભણવા માટે ચોક્કસ સમય અને સ્થળ રાખો. |
| ૨. | એકલા અભ્યાસ કરો. |
| ૩. | વર્ગના વ્યાખ્યાનોની નોટ્સ લો. |
| ૪. | વિક્ષેપકારી વસ્તુઓ દૂર રાખો. |
| ૫. | વિષય વિગતવાર વાંચતાં પહેલાં તેના ઉપર ઝડપી નજર નાખી જાઓ. |
| ૬. | તાત્ત્વિક સિદ્ધાંતો સમજવા દૃષ્ટાંતો આપો. |
| ૭. | ભણવા માટે યોગ્ય વાતાવરણ રાખો. |
| ૮. | વિષયમાં શું અને કેટલું ભણવાનું છે તે સમજી લો. |
| ૯. | આગળ ભણતાં પહેલાં પાછલા ભણતરનું પુનરાવર્તન કરો. |
| ૧૦. | ચોપડીમાં જોઈ વાંચ્યા પછી મનમાં યાદ કરી જાઓ.* |

# એમ. એન. રૉય—દૃષ્ટિવંત વિચારક

દસ વર્ષનો સમય કેટલો ઝડપથી પસાર થઈ ગયો. પણ એમ. એન. રૉયનું અવસાન જાણે ગઈ કાલે કે પરમ દિવસે થયું ન હોય એવી ભ્રમણા મનમાં થયા વિના રહેતી નથી. એમનું મૃત્યુ પણ એમના વિચારો પ્રમાણે જ આંચકો આપનારું તેમજ તાજું રહ્યું છે. તેઓ ચિરનિદ્રામાં પોઢચા તે વખતે હું એ દીવાનખાનામાં હાજર હતો. એમના અવસાનના ખબર જાણીને શ્રીમતી એલન રૉયે ભગ્ન હૈયે જે આવેશપૂર્ણ ઉદ્‌ગારો કાઢચા—'હવે હું શું કરું?'—તે પણ મેં સાંભળ્યા છે. પરંતુ એ કાળરાત્રિ વીતી ગયા પછી જે પરોઢિયું ઊગ્યું ત્યારે, પેલી બરાબર વહેલી સવારે, ૨૬ જાન્યુઆરીની કડકડતી ઠંડીમાં, ૧૩ મોહિની રોડ પરના બગીચામાંથી રૉય સાહેબનાં મનગમતાં ફૂલો ચૂંટીને એમના પાર્થિવ દેહ પર કોમળ હાથ વડે વેરતાં પણ એલન રૉયને મેં જોયાં હતાં—પેલું શાંત, સુશોભિત દીવાનખાનું, એ દીવાનખાનામાંની પોચી મખમલની ગાદી પર ચિરનિદ્રા લઈ રહેલો રૉયનો પાર્થિવ દેહ, એ દેહ પર વેરાએલાં પેલાં તાજાં, વિકસિત ફૂલ—એ શું મૃત્યુની ચાલ? હશે. ચિરનિદ્રાને મૃત્યુ તરીકે ઓળખાવવાનું હોય તો ભલે તેમ કહો. પણ મૃત્યુની આ સંગત સોબત મને અભદ્ર, અમંગલ લાગી નહીં. જીવનના, સૌંદર્યના સહવાસનો જ સાક્ષાત્કાર મને તો એમાં થયો. પણ તેથી જ એમ. એન. રૉયનું મૃત્યુ જેટલો આંચકો આપનારું તેટલું જ મારા મનમાં તાજું, પ્રફુલ્લિત રહ્યું છે; એમના વિચારો પ્રમાણે જ.

એમના વિચારોમાંની આ તાજગી એ કારણથી રહી છે કે એમના વિચારો એક દૂરદર્શી વિચારકના, એક દ્રષ્ટાના વિચારો હતા. માટે જેમ જેમ સમય વીતી રહ્યો છે તેમ તેમ અન્ય રાજકારણી પુરુષો અને એમના વિચારો વાસી થતા ચાલ્યા છે, પણ રૉયની મૂળભૂત વિચારસરણીએ દર્શાવેલા વળાંકો માત્ર વધારે ને વધારે પ્રકાશિત થતા જતા હોય એમ જણાય છે. એમણે કરેલાં ભવિષ્યકથનોની સત્યતા વધારે તીવ્રતાથી દેખાવા લાગી છે. એમ. એન. રૉયની વિચારસરણીની વિશેષતા જ એ છે કે તે ચક્રાવામાંથી માર્ગ કાપી જ શકતી નથી. રૉયના જીવનની ક્ષિતિજ જેમ વિશાળ, જાણે આખું વિશ્વ વ્યાપી રહેલી, તેમ જ એમના વિચારોનું ભાથું પરિસ્થિતિની મર્યાદાઓ નહીં સ્વીકારનારું, તત્ત્વોના બંધનમાં નહીં ગૂંચવાઈ જનારું એવું દેખાઈ આવ્યું. મનુષ્યપ્રાણી કહે છે કે પરિસ્થિતિનો ગુલામ હોય છે. રૉયે આ વાત પોતાની ઉમરના ૧૪મા વર્ષથી જ નહીં માનેલી. આજુબાજુની પરિસ્થિતિમાં ફેરફાર કરવાની જ મહત્ત્વાકાંક્ષા એમણે સેવી, અને ક્રાંતિકારકની સતીની જ્યોતપ્રતિજ્ઞા હાથમાં લીધી. પરંતુ આ ક્રાંતિકારક કેવળ પિસ્તોલધારી જ માત્ર ન રહ્યો. પિસ્તોલની સહાયથી ગુલામીની બેડી તોડવાના પ્રયાસો કરતાં કરતાં જ ક્રાંતિનાં ઉદ્દિષ્ટોની ચકાસણી એણે શરૂ કરી. એની શોધ કરતી વખતે જ રૉયનું મનરૂપી વહાણ માર્કસવાદના બંદર પર આવી ઊભું. પરિસ્થિતિની મર્યાદાઓ જેમ એમણે તે વખતે ગણકારી નહીં તેમ જ તત્ત્વોના બંધનમાં તેઓ જકડાઈ ન રહ્યા. એમણે ભારતનો કિનારો છોડ્યો, અને રાજકીય ક્રાંતિ પરથી તેઓ મૂળભૂત એવી સામાજિક ક્રાંતિ તરફ વળ્યા.

રશિયન ક્રાંતિ પ્રત્યે આકર્ષિત થઈને એ ક્રાંતિનું મહત્ત્વ ઓળખનારા એમ. એન. રૉય પ્રથમ ભારતીય નાગરિક છે. એ ક્રાંતિના વિકાસને અને માર્કસવાદી તત્ત્વપ્રણાલિના ફેલાવાને ટેકો આપનારા ભારતીય ક્રાંતિકારોમાં તેઓ જ સહુપ્રથમ હતા. રૉયનું જીવન નિષ્ફળ ગયું એમ જેઓ માને છે એમને જીવનનો અર્થ જ સમજાયો નથી એમ કહેવું પડે છે. લેનિનના નિમંત્રણથી મેક્સિકોમાંથી રશિયા જવું, લેનિન-ટ્રૉટસ્કી-સ્ટાલિન સાથે ખભેખભા મિલાવીને કૉમ્યુનિસ્ટ ઈંટરનૅશનલની રચના કરવી, પૂર્વના દેશોમાં કૉમ્યુનિસ્ટ ક્રાંતિની ધજા ફરકાવવા માટે સ્થાપન કરવામાં આવેલા કેન્દ્રની નેતાગીરી સ્વીકારવી—આ બધું શું નિષ્ફળ જીવન-

નું લક્ષણ છે? એ બધું રોમાંચક જીવન રૉય જીવ્યા અને એમની વિશેષતા એ કે તેઓ કેવળ નેતાઓના એકનિષ્ઠ અનુયાયી તરીકે, એમની કૃપા પર ન જીવ્યા. સ્વયંપ્રજ્ઞાથી તેઓ નેતાગીરીના ભાગીદાર બન્યા, અને રશિયન ક્રાંતિના વિશ્વમાન્ય નેતાઓને પોતાના સમકક્ષ ગણીને રૉયે એમની જોડે બૌદ્ધિક વાદવિવાદ શરૂ કર્યો અને પોતાની નીતિની તરફેણ કરવા સારુ રૉયે આ નેતાઓ સાથે બાથ ભીડવાની હિંમત પણ બતાવી. એવી બાથ ભીડવામાં એમની તાકાત ઓછી પડી હશે અને નેતાપદ પરથી તેઓ નીચે ઊતર્યા પણ હશે. પરંતુ પોતાની બૌદ્ધિક ભૂમિકા માટે આગ્રહ બતાવવાને કારણે રૉયે સર્વોચ્ચ કૉમ્યુનિસ્ટ નેતાઓની ખફામરજી વહોરી લીધી એ સત્ય ભૂલી જઈને કેવી રીતે ચાલશે? પોતાની નિષ્ઠા પ્રત્યે જાગૃત રહેવું, પોતાના અંતરાત્મા સાથે છેતરપિંડી ન કરવી એ જ ધૈર્યશીલ નેતાગીરીનું રહસ્ય ગણાવું નહીં જોઈએ વારુ? એ રહસ્ય જો સ્વીકારીએ તો, કૉમ્યુનિસ્ટ દુનિયામાં રૉયના ઉત્કર્ષની જેમ તત્ત્વશોધની અક્કડાઈને કારણે થએલો એમનો અસ્ત પણ એવો જ ઉજ્જ્વળ બની રહે છે.

વિચારકના જીવનમાં વિચારધન એ જ સાચી સંપત્તિ હોય છે. રૉયે એ વિચારધન બન્ને હાથ વડે ભેગું કર્યું અને પોતાના સાથીદારોના તથા અનુયાયીઓનાં હિત ખાતર એમનામાં એ ખર્ચી નાખ્યું. કોઈ કંજૂસની જેમ એમણે એ વિચારધનની ચોતરફ પ્રતિષ્ઠાની વાડ બાંધી નહીં, અગર એ ધન વાપરતી વખતે એમણે સ્વાર્થની પરવા કરી નહીં. રૉય પોતે વિચારો કરતા રહ્યા અને એ વિચારો પ્રગટ કરતી વખતે નેતાઓને એ વિષે શું લાગશે, લોકોને એ પસંદ પડશે કે નહીં એની એમણે ક્યારે ય ચિંતા કરી નહીં. એક વિચારકના, અને તેમાં યે દૃષ્ટિવંત વિચારકના, એ વિચારો હતા. સ્વાભાવિક જ, પરંપરાગત વિચારસરણી સાથે એ વિચારો બંધબેસતા ન થયા. 'બાબા વાક્યં પ્રમાણમ્' ગણનારા લોકો માટે પણ એ વિચારો એમની ઉપરવટ ચાલ્યા ગયા. એનું પરિણામ પણ કુદરતી રીતે એ આવ્યું કે નેતાઓની મરજી રૉયે ગુમાવી, લોકોને પણ તેઓ ખુશ કરી ન શક્યા. કેટલાક કહે છે કે રૉયનું જીવન આ કારણથી નિષ્ફળ બન્યું.

પરંતુ ફરી એક વાર મને આ સવાલ પૂછવાનું મન થાય છે: પરિસ્થિતિના દબાણથી સામ્રાજ્યવાદી વસાહતમાંના લોકોના હાથમાં જ પ્રથમ આર્થિક વ્યવહાર અને પછી સમય જતાં રાજકીય સત્તા સોંપશે એવા રૉયના સિદ્ધાંતે હકીકતમાં મૂર્તસ્વરૂપ લીધું એ શું એમના નિષ્ફળ જીવનની જ નિશાની છે? રાજકારણમાં તરબોળ એવા એ વિચારકે બંધારણસભાનું ધ્યેય ભારતીય ક્રાંતિ સમક્ષ મૂક્યું. બંધારણસભાની એમની કલ્પના ક્રાંતિકારી સ્વરૂપની હતી. એટલે કે બંધારણસભા એ પ્રસ્થાપિત સરકારને પડકાર કરીને સ્વતંત્ર, સાર્વભૌમ ભારતનું બંધારણ જાહેર કરશે એવું ધ્યેયસ્વપ્ન રૉયે પોતાની નજર સમક્ષ ચીતર્યું હતું. એ ધ્યેયસ્વપ્નને મૂર્તસ્વરૂપ આપવા માટે દેશવિદેશમાં પ્રચાર કરવો, આ દેશમાં સંગઠન ઊભું કરવું એને નિષ્ફળતાનું લક્ષણ માની શકાય ખરું? સત્તાના ફેરફાર પછી જેઓ સત્તા પર આરૂઢ થયા તેઓ સફળ અને એમની કૃતિને વૈચારિક પ્રેરણા આપનારા નિષ્ફળ એવી રીતે શું શ્રેય-અપશ્રેયની વહેંચણી કરવાની હોય છે? જરા પણ નહીં! જગતવિજેતા બનવા ઇચ્છનારા માણસોનાં નામ જગતના ઇતિહાસમાંથી ભૂંસાઈ ગયાં છે તો પછી કાળક્રમ મુજબ સત્તારૂઢ થનારા નેતાઓની શી વિસાત? પણ રશિયા-જર્મનીના કરારો થયા પછી પણ, નાઝી જર્મની સોવિયેટ રશિયા પર હુમલો કરશે એવી ભવિષ્યવાણી કરનારો વિચારક દૃષ્ટિવંત તરીકે ઇતિહાસમાં અવિચલ રહે છે એ માત્ર ધ્યાનમાં રાખવા જેવું છે. કોઈ દ્રષ્ટાના મિજાજ વડે રૉયે આ ભવિષ્યકથન ૨૨ જૂન ૧૯૪૧ની પહેલાં કેટલા યે દિવસો પર કરી રાખ્યું હતું. આકાશમાંના ગ્રહો-ઉપગ્રહોનાં ભ્રમણ પરથી વર્તાવેલું આ ભવિષ્યકથન નહોતું. સામાજિક તત્ત્વજ્ઞાન અને એનું તર્કશુદ્ધ પરિણામ એ બન્નેની ચિકિત્સા કરીને રાજકીય પ્રજ્ઞાવંતે રાજકીય બનાવોની તૈયાર કરેલી આ તસવીર હતી. હિટલર અને મુસોલીની રસાતાળ પર પહોંચી ગયા, ફાસિસ્ટ અને નાઝી હકૂમતો પડી ભાંગી, નાઝીવાદ અને એના પાયામાં રહેલું વંશશ્રેષ્ઠત્વનું તત્ત્વજ્ઞાન વધારે શ્રેષ્ઠ એવા સામાજિક સામર્થ્યના પ્રભાવ તળે ચગદાઈ ગયાં. પરંતુ, નાઝી તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ સમજી લઈને, સરમુખત્યારશાહી વિરુદ્ધ લોકશાહી શક્તિઓનું સંગઠન કરવાની

પ્રેરણા આપનારા રૉયનો સંદેશો આજે પણ તાજો, ચૈતન્યપૂર્ણ રહ્યો છે.

રૉયની વૈચારિક પ્રેરણાનું મહત્ત્વ હતું તે એ કે એ પ્રેરણા જેટલી વંશશ્રેષ્ઠત્વ પર આધારિત નાઝી સરમુખત્યારશાહી વિરુદ્ધ ભભૂકી ઊઠી એટલી જ તે વર્ગ-વિગ્રહના જડ સિદ્ધાંત પ્રત્યેના ખાસ આગ્રહ વડે જગતને ગુલામગીરીના બંધનમાં જકડી નાખવા મથતી કૉમ્યુનિસ્ટ સરમુખત્યારશાહી સામે પણ બરાબર બળવાખોરી વડે ઘા મારવા માટે પ્રવૃત્ત થઈ માર્ક્સવાદી તરીકે ભરજુવાનીમાં રૉયે જગતની વ્યાસપીઠ પર દેખા દીધી. પણ માર્ક્સવાદનો મંચ ક્રાંતિના મજબૂત કિલ્લામાં જ્યારે એક ધર્મપીઠ તરીકે આગળ આવ્યો ત્યારે માર્ક્સવાદથી પણ આગળ જવા માટેની હિંમત બતાવવામાં રૉયે પાછીપાની કરી નહીં. એમના માનસિક વિકાસની ગતિ અને એમની પ્રજ્ઞાનું વહન વખતોવખત એમણે પ્રગટ કરેલા મૂલગ્રાહી વિચારોમાં જ દેખાઈ આવે છે. આ વિચાર પ્રગતિશીલ હતો તેથી જ તે દેશ, કાળ અને પરિસ્થિતિ પર સવાર થઈને બુદ્ધિવાદીઓને વિચારપ્રેરક અને કાર્યકર્તાઓને પ્રેરણાદાયી નીવડયો. રૉયનું કાર્યક્ષેત્ર વિશ્વવ્યાપી હતું પણ એ વિશ્વમાં જન્મભૂમિનું એક આગવું જ સ્થાન રહ્યાથી રૉયે આખરે ભારત તરફ જ દોડ લીધી. સ્વાતંત્ર્ય-સંગ્રામના સમયમાં ભારતીય ક્રાંતિકારી ચળવળોમાં રૉયે ઉત્સાહભેર ભાગ લીધો. એ આંદોલનોમાં રૉય પોતાની નેતાગીરી ટકાવી ન શકયા એવું નિદાન પહેલી નજરે કોઈ પણ કરી શકે. પરંતુ શાંતપણે, વિકારરહિત દૃષ્ટિથી જેઓ આ આંદોલન તરફ નજર નાખશે એમને એ ચોક્કસ કબૂલ કરવું પડશે કે રૉયે પોતાની વિચારસરણીની છાપ ભારતમાંની રાજકીય ચળવળ ઉપર તો પાડી જ પણ કૉંગ્રેસ, કૉંગ્રેસ સમાજવાદી અને કૉમ્યુનિસ્ટ પક્ષોમાંના અસંખ્ય કાર્યકરોના વિચારોને વળાંક આપવાનું, સત્તારૂઢ નેતાગીરીની સામે પ્રતિનેતૃત્વ ઊભું કરવાનું કાર્ય પણ રૉયે પોતાના વિચારો વડે પાર પાડયું. તેથી આજે એવો સમય આવ્યો છે કે ગાંધીજી, જવાહરલાલ નેહરુ અને સુભાષચંદ્ર બોઝ એ રાષ્ટ્રવાદના શિલ્પકારોનું મૂલ્ય-માપન કરતી વખતે રૉયના ઉપદેશનો, એમની મૂલગ્રાહી વિચારસરણીનો ઉલ્લેખ કરવો અનિવાર્ય થઈ પડે છે. એમ. એન. રાયની સફળતા એ છે કે રાજકીય ચળવળોમાં રૉયવાદની વિચાર-ભૂમિકા ભૂંસી નાખ્યા સિવાય ગાંધીવાદનો બીજો છૂટકો નથી, અને સામાજિક ચળવળોમાં પરંપરાગત, ચાલી આવતી ઘટમાળ પ્રમાણે જે વિચારપ્રવાહ પોતાનું આસન ટકાવી રાખવા માગતો હતો અને માગે છે એને હરીફ એવો આધુનિક, ભૌતિકવાદી અને વિચારપ્રધાન દૃષ્ટિકોણ જો કોઈએ આપ્યો હશે તો તે રૉયે જ એવી ખાતરી આપવાની ફરજ પડવા લાગી છે. રૉય અને નેહરુ, રૉય અને ગાંધીજી એમની સરખામણી કરવાનો આ વખત નથી. પણ જેમ જેમ સમય પસાર થશે, પૂર્વગ્રહો લુપ્ત થતા જશે, અને વિચારકોની નવી નવી પેઢીઓ કેવળ વિચારોના સૌંદર્ય વડે મોહિત બનીને ભારતમાંના નેતાઓનું ફેરમૂલ્યમાપન કરવા લાગશે ત્યારે એક વાત સ્પષ્ટ થશે કે એમ. એન. રૉયનું કર્તૃત્વ, ક્રાંતિસમય દરમિયાનનું એમનું કાર્ય, એ કાળમાં એમણે કરેલું માર્ગદર્શન, એમણે આપેલો રાજકીય અને સામાજિક દૃષ્ટિકોણ અને એ બધા કરતાં યે વધારે મહત્વની એવી એમની જીવનદૃષ્ટિ એ સર્વનો વિચાર કર્યા સિવાય સ્વાતંત્ર્યપૂર્વ અને સ્વાતંત્ર્યોત્તર સમયમાંની ભારતીય ક્રાંતિનું દિગ્દર્શન પૂરું થશે નહીં. આવા સત્યમાં એમ. એન. રૉયની સફળતા સમાએલી છે. એથી જ એમ. એન. રૉય ભારતના ઇતિહાસમાં અમર રહેવાના છે.

[મુંબાઈના મરાઠી દૈનિક મહારાષ્ટ્ર ટાઇમ્સ ના તા. ૨૬ જાન્યુઆરી ૧૯૬૪ના અંકમાં એ પત્રના સંપાદક શ્રીયુત દ્વા. ભ. કર્ણિકના પ્રસિદ્ધ થએલા લેખનો અનુવાદ–સાભાર.]

*

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક



'સામાન્ય માણસને એમ થાય છે કે આપણે આપણો પોતાનો સ્વાર્થ સંભાળવો. પણ ભલા, કયો સ્વાર્થ તું સંભાળી શકશે? એક દિવસ તો તારે આ શરીરને છોડીને જવાનું જ છે. તો તેને લોકસેવામાં સુખડની જેમ ઘસી નાખવું જોઈએ. સુખડ ઘસાતું નથી ત્યાં સુધી તેમાંથી સુવાસ આવતી નથી. સુખડ ઘસાય જ નહીં તો તેમાંથી સુવાસ ક્યાંથી નીકળે? તો પછી બીજાં ઝાડ અને સુખડમાં ફેર શો? આપણે સેવા ન કરીએ તો મનુષ્યજન્મ ધરીને મેળવ્યું શું? ખાવુંપીવું અને મોજશોખ ઉડાવવા એને જ જીવનની સાર્થકતા માનીએ તો પછી જાનવર અને માણસમાં ફેર શો? આપણે મહાપુરુષોનું સ્મરણ શા માટે કરીએ છીએ? કારણ તેઓ પોતાના દેહની ફિકર છોડી આખી દુનિયાના હિતની ફિકર કરતા.'

**વિનોબા ભાવે**

['આદ્મના તેર દિવસ' – નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ. સને ૧૯૪૮. પૃ. ૪૭-૪૮]

વર્ષ ૩
અંક ૭
ફેબ્રુઆરી · ૧૯૬૪
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

અભ્યાસ સંપાદક: પુરુષોત્તમ ગણેશ માવળંકર વર્ષ ૩ • અંક ૭ ફેબ્રુઆરી ૧૯૬૪

## અનુક્રમ



*

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'અભ્યાસ'ના પહેલા તથા બીજા વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ ઉપલબ્ધ છે. દરેક સેટની કિંમત દસ રૂપિયા. (સેટ દીઠ ટપાલખર્ચના રૂપિયા બે અલગ)

*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

प्रकाशमाने परमात्मभानौ नश्यत्यविद्यातिमिरे समस्ते।
अहो बुधा निर्मलदृष्टयोऽपि किंचिन्न पश्यन्ति जगत् समग्रम्॥

— योगतारावली। श्लो. २७॥

**ભાવાર્થ:**—જ્યારે પરમાત્મારૂપી સૂર્ય પ્રકાશિત થતાં સમસ્ત અજ્ઞાનરૂપી અંધકાર નાશ પામે છે ત્યારે અહો! જ્ઞાની પુરુષો નિર્મલ દૃષ્ટિવાળા હોવા છતાં પણ સમગ્ર જગતને કાંઈ પણ જોતા નથી.

**નોંધ:**— શ્રી શંકરાચાર્યના યોગતારાવલી-સ્તોત્રના આ શ્લોકમાં દર્શાવ્યું છે કે સતત યોગના અનુષ્ઠાનથી પરમાત્મારૂપી સૂર્ય અંતરમાં પ્રકાશિત થતાં અવિદ્યાનો અંધકાર નાશ પામે છે. આવી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત થતાં જ્ઞાનીજનો જગતના કોઈ પણ પદાર્થને સત્યરૂપે જોતા નથી—અનુભવતા નથી. જ્ઞાનીજનોની આ અપૂર્વ સિદ્ધિ છે જે પ્રાપ્ત થતાં તેઓ આત્મસાક્ષાત્કારના અવર્ણનીય આનંદમાં લીન થાય છે. આ સિદ્ધિ ઉન્મની-અવસ્થાની સિદ્ધિ છે. ઉન્મની-અવસ્થા પ્રાપ્ત થતાં ચિત્તનો બ્રહ્મમાં વિલય થાય છે. આવી ધન્ય અવસ્થાના આસ્વાદનની ઝંખના આ સ્તોત્રના કર્તા આ રીતે વ્યક્ત કરે છે:

सिद्धिं तथाविधमनोविलयां समर्थां
श्रीशैलशृंगकुहरेषु कदोपलप्स्ये।
गात्रं यदा मम लताः परिवेष्टयन्ति
कर्णे यदा विरचयन्ति खगाश्च नीडम्॥

જેમાં મનનો બ્રહ્મમાં લય થાય છે તેવા પ્રકારની તે સમર્થ સિદ્ધિને હું શ્રી શૈલપર્વતની ગુફાઓમાં ક્યારે પ્રાપ્ત કરીશ કે જ્યારે મારા શરીરની ચોમેર લતાઓ વીંટાશે અને પક્ષીઓ કાનમાં માળા બાંધશે?

મૈત્રાયણી ઉપનિષદ્, શાંડિલ્યોપનિષદ્ વગેરેમાં મનના ઉન્મનીભાવનો ઉલ્લેખ કર્યો છે. મૈત્રાયણી ઉપનિષદ્‌માં દર્શાવ્યા પ્રમાણે જ્યારે લયવિક્ષેપરહિત થયેલું મન નિશ્ચલ થઈને ઉન્મનીભાવ પામે છે ત્યારે પરમપદની પ્રાપ્તિ થાય છે. શાંડિલ્યોપનિષદ્‌માં જણાવ્યું છે કે વિધિપૂર્વક પ્રાણાયામ કરવાથી નાડીઓની શુદ્ધિ થાય છે; નાડીઓની શુદ્ધિ થતાં સુષુમ્ણા નાડીના મુખને ભેદી પ્રાણવાયુ તેમાં (સુષુમ્ણામાં) પ્રવેશે છે અને તેમ થતાં મન સ્થિર થાય છે. આ મનનો નિશ્ચલભાવ—સ્થિરીભાવ એજ મનોન્મની અવસ્થા છે.

આ મનોન્મની અવસ્થાનું અત્યંત આકર્ષક વર્ણન યોગતારાવલી સ્તોત્રમાં આ પ્રમાણે કર્યું છે—

नेत्रे ययोन्मेषनिमेषशून्ये
वायुर्यया वर्जितरेचपूरः।
मनश्च संकल्पविकल्पशून्यं
मनोन्मनी सा मयि संनिधत्ताम्॥
चित्तेन्द्रियाणां चिरनिग्रहेण
श्वासप्रवाहे शमिते समस्ते।
निवातदीपायुतनिश्चलांगो
मनोन्मनी सा मयि संनिधत्ताम्॥

જે અવસ્થા પ્રાપ્ત થતાં નેત્રો ઉન્મેષ-નિમેષ વિનાનાં થાય છે, પ્રાણવાયુ રેચક અને પૂરકની ક્રિયાનો (શરીરમાંથી નીકળવાનો અને પ્રવેશવાની ક્રિયાનો) ત્યાગ કરે છે, મન સંકલ્પવિકલ્પથી રહિત થાય છે તે મનોન્મની અવસ્થા મારી સમીપ આવો—મને પ્રગટ થાઓ.

જે અવસ્થામાં ચિત્ત અને ઈન્દ્રિયોનો દીર્ઘ સમય પર્યંત નિગ્રહ કરવાથી શ્વાસનો સમસ્ત પ્રવાહ શમી જતાં, વાયુરહિત સ્થાનમાં રહેલા દીપકની સમાન શરીર નિશ્ચલ થાય છે તે અવસ્થાની મને પ્રાપ્તિ થાઓ.

ઉપરના શ્લોકોમાં દર્શાવ્યા પ્રમાણે મનોન્મની અવસ્થામાં શરીર અને મનની સ્થિતિ થાય છે. આ અવસ્થામાં પ્રાણ અને અપાનની ગતિ રોકાઈ જાય છે અને માત્ર કુંભક નામનો પ્રાણાયામ થાય છે જેમાં સ્વાભાવિક રીતે પ્રાણ અંતરાકાશમાં સ્થિર થઈ જાય છે. આમ થતાં મન આપોઆપ સંકલ્પવિકલ્પરહિત થઈ જાય છે.

યોગતારાવલીમાં પ્રાણની કેવળ કુંભક અવસ્થાની ભારે પ્રશસ્તિ કરવામાં આવી છે. કેવળ કુંભક નામનો

પછી કામ અંગેની સૂચનાઓ આપી.

શ્રી ......... અને શ્રી ......... એમની વચ્ચેના ઝઘડાની બાબતમાં બન્ને જણુ મળવા આવ્યા હતા....

સાંજે ૬ થી ૭ા ગુજરાત વિદ્યાસભામાં ઝેવિયર્સ કૉલેજના ફાધર હેરાસનું "ભારતીય સંસ્કૃતિ" એ વિષય પર પ્રવચન હતું તેમાં ગયો હતો. હું પ્રમુખપદે હતો. વૈદિક સંસ્કૃતિ સૌથી જૂની એવો ખ્યાલ હતો પણ મોહન-જો-ડારો અને હરપ્પામાંનાં ખોદકામ પરથી એમ જણાય છે કે વૈદિક સંસ્કૃતિની પણ પહેલાં મોહન-જો-ડારોની સંસ્કૃતિ હોવી જોઇએ. એને જ "દ્રાવિડી" કહે છે.

ભદ્રમાં આવીને મોટરમાં ઘેર આવ્યો, અને જમ્યા બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

## તા. ૧૧ નવેમ્બર ૧૯૪૭, મંગળવાર

આજે ફરવાનું થયું નહીં. થોડો વખત રોજનીશી. પછી......... શ્રી પરીક્ષિતલાલ મજમુદાર (નવસારી હરિજન આશ્રમના કામ અંગે) અને શ્રી મલિક (એમના પોતાના કૉન્ટ્રેક્ટર તરીકેના બિઝનેસ અંગે) આવ્યા હતા. ગુજરાત વિદ્યાસભાનાં કામો (પ્રોફેસર બ. ક. ઠાકોરની સૂચનાઓ) જોયાં. ચરોતર એજ્યુકેશન સોસાયટીનું કામ (બાલમિત્ર માસિક અંગેનું) જોયું.

ભોજન બાદ આરામ. ટપાલ જોઈ અને કાગળો લખાવ્યા હતા તેના પર સહીઓ કરી. શ્રી કુબેરદાસ-ભાઈએ જમીનોના દાનનો દસ્તાવેજ (એજ્યુકેશન સોસા-યટીને) કરીને આપવાનો તે રજિસ્ટર કરવા માટે સબ રજિસ્ટ્રારની ઑફિસમાં જઈ આવ્યો. પછી શેઠ જયકૃષ્ણ હરિવલ્લભદાસનું દાન સ્વીકારવાના ઠરાવનો મુસદ્દો કર્યો. શ્રી મણિલાલ તેલીનું લવાદીનું કામ.

સાંજે ૬-૩૦ થી ૭-૩૦ રાયફલ એસોસિયેશનની સભા. ત્યાંથી શેઠ કસ્તુરભાઈ અને મલિકને મળીને, ઘરનાં બધાં સાથે સર ચિનુભાઈને ઘેર જમવા ગયો. દસના અરસામાં પાછાં ફર્યાં. ઇતર વાચન. સદ્‌ગત્ દાદોબા પાંડુરંગનું આત્મચરિત્ર.

## તા. ૧૨ નવેમ્બર ૧૯૪૭, બુધવાર

સવારે ફરવાનું થયું નહીં. નિત્યવિધી. ચરોતર એજ્યુકેશન સોસાયટીના બાલમિત્ર માસિક માટે સરદાર વલ્લભભાઈના જીવન–પ્રસંગોનો લેખ લખ્યો. કેટલીક હકી-કત આપી છે. પરંતુ મને આ લેખ બહુ કાંઈ સારો લાગ્યો નહીં. એજ્યુકેશન સોસાયટીને શ્રી કુબેરદાસ અને શેઠ જયકૃષ્ણે અનુક્રમે ૧૦ અને ૫ લાખનાં દાન આપ્યાં તે અખબારોમાં પ્રસિદ્ધ કરવાના મુસદ્દા તૈયાર કર્યા. શ્રી ચંદ્રકાંત ગાંધી (એજ્યુકેશન સોસાયટીના કામ અંગે), શ્રી રસિકભાઈ (ગુજરાત વિદ્યાસભાના કામ અંગે) અને શ્રી નરોત્તમ તથા સુરોત્તમ હઠીસીંગ (યુનિવર્સિટી માટે દાન આપવાની બાબતમાં) મળવા આવ્યા હતા.

ભોજન બાદ આરામ. અઢી વાગ્યાંથી કામની શરૂ-આત ......... થોડા કાગળો.

શ્રી ગંગેશ્વરાનંદ મહારાજ મળવા આવ્યા હતા. બંધારણ અંગે બે વિષયો પ્રત્યે આગ્રહ રાખવાની વિનંતી એમણે કરી. (૧) હિન્દી ભાષા અને નાગરી લિપી. રોમન લિપી ન હોવી જોઇએ એ મને માન્ય છે. પરંતુ ઉર્દૂ ફરજીઆત ન હોવી જોઈએ એટલું જ નહીં પણ બિલકુલ ન જ જોઈએ એ માત્ર મને માન્ય નથી. આપણે બન્ને લિપીઓ શીખવી. ઉર્દૂનું શિક્ષણ ફરજીઆત ન હોવું જોઈએ એ બરાબર. પણ એને સમૂળો દેશવટો આપ-વાના આગ્રહમાં મને આપણી સંસ્કૃતિ માટેના અભિ-માન કરતાં મુસલમાનો વિશેનો વિરોધ ને વેર વધારે દેખાય છે. (૨) ગોવધબંધી. આ વાત મને પણ માન્ય છે. પરંતુ "મૂળભૂત હક્કો" (Fundamental Rights)માં આ વાત ઉમેરવી મને યોગ્ય લાગતી નથી. ઠીક.

શ્રીમતી ભારતી સારાભાઈ આવ્યાં હતાં. એમને ગુજરાત વિશ્વવિદ્યાલય સમિતિના કામની હકીકતની સમજ પાડી. શ્રી બલ્લુભાઈ મજમુદાર અમેરિકા ગયા છે. એમની ગેરહાજરીમાં સમિતિના મંત્રી તરીકે શ્રીમતી ભારતીએ કામ કરવું એમ મેં કહ્યું છે, અને એ મુજબ નિમણુક કરવા માટે શ્રી ખેરને કાગળ લખ્યો. શ્રી. રંગનાથ કોટવાલ (અમદાવાદ સ્ટેશન સુપરિન્ટેન્ડન્ટ), શ્રી. રતિલાલ વ્યાસ (બ્રહ્મચારી વાડી થીએટરની જમીન બાબતમાં), શ્રી રામનારાયણ પાઠક વગેરે લોકો આવ્યા હતા. બહાર ઓટલા પર જ ફરવાનું અને વાતચીતનું કામ ચાલતું હતું.

રાત્રે જમવા માટે સૌ. વતી અને હું ચિ. માણુકતાઈ રિસવડકરને ઘેર ગયાં હતાં.

જમ્યા પછી વાતોચીતો. પરચૂરણ વાચન.

## તા. ૧૩ નવેમ્બર ૧૯૪૭, ગુરુવાર

વિક્રમ સંવત ૨૦૦૪નો આજે પડવો. નૂતનવર્ષ દિન.

પરોઢીએ વહેલા ઊઠીને અમે બધાએ સ્નાનાદિ, નાસ્તો આટોપીને સૌપ્રથમ ચિ. બાળ, બાપુ અને અણ્ણા જોડે કુટુંબ અને સંસારની વાતો......... આ વાતો કરતો બેઠો હતો ત્યાં જ થોડા વખતમાં નૂતનવર્ષ નિમિત્તે "સાલ મુબારક" ઇચ્છવા માટે મળવા આવનારા મિત્રોની હારમાળા શરૂ થઈ. સવાર, બપોર અને સાંજ આખો સમય મિત્રો અને મુલાકાતીઓ સાથેની વાતચીત વગેરેમાં જ ગયો. વચ્ચે વચ્ચે થોડો સમય મળ્યો એમાં કેટલાક કાગળો લખાવ્યા.

ભોજન બાદ વિશ્રાંતિ. આવેલી ટપાલ જોઈ. પૂનાથી શ્રી પંડિતનો કાગળ આવ્યો છે કે એમની કન્યા (ચિ. પ્રમિલા) ચિ. બાળ સાથે લગ્ન કરવા માટે ખુશી છે. મનને નિરાંત થઈ. જીવ હેઠો બેઠો.........

સાંજે ૭ાા થી ૯ સુધી વિકાસગૃહના ઉપક્રમે પ્રેમાભાઈ હૉલમાં થયેલા રંજનકાર્યક્રમમાં હાજરી આપી. હું જ પ્રમુખપદે હતો. પ્રસંગને અનુરૂપ દશ મિનિટ બોલ્યો. ઘેર આવીને તૈયાર થયેલા કાગળો ઉપર સહીઓ કરી. તા. ૨૯મીએ નાગપુર યુનિવર્સિટીના પદવીદાન સમારંભ માટે નાગપુર જવા વિશે શ્રી મંગળદાસ પકવાસા (મધ્ય પ્રાંતના ગવર્નર)નો તાર આવ્યો છે. શું કરવું એ વિચારવાનું.

ભોજનોત્તર આરામ, થોડું વાચન.

## તા. ૧૪ નવેમ્બર ૧૯૪૭, શુક્રવાર

સવારે સ્નાન વગેરે વહેલા આટોપીને કામે લાગ્યો ......... પછી ઘણા બધા કાગળો લખ્યા. શ્રી મણિલાલ ચતુરભાઈ, શેઠ કસ્તુરભાઈ વગેરે મળવા આવ્યા. ગુજરાત વિદ્યાસભાનું થોડું કામ જોયું. ગામમાં શ્રી બાલકૃષ્ણ પુરાણીનું અવસાન થયું તેમને ઘેર દિલસોજી વ્યક્ત કરી આવ્યો. ડૉ. હરિપ્રસાદને એમના દવાખાનામાં મળ્યો. શ્રી ચંદ્રકાંત ગાંધી, સૌ. તનુમતી ચિનુભાઈ અને બાબુરાવ મહેતા મળ્યા. આજે દિલ્હી જવાનું હોઈ સાથે કયા કયા કાગળો, પત્રો, પુસ્તકો, ફાઈલ્સ વગેરે બધું લઈ જવાનું તે જોઈ લીધું.

જમ્યા પછી વિશ્રાંતિ. પછી આવેલી અને જનારી ટપાલ. શ્રી કુબેરદાસ અને જયકૃષ્ણનાં દાન અંગે A. P.ને આપવાનાં Press Statements લખાવ્યાં.

તા. ૨૯મીએ ધારાસભાની બેઠક ચાલુ છે તેથી ક્ષમા આપવી, છતાં તમારી મરજી વિરુદ્ધ હું નથી એવા અર્થનો તાર શ્રી મંગળદાસને કર્યો હતો એના જવાબમાં એમણે જણાવ્યું છે કે "તમારે આવવું જ એવી મારી ઇચ્છા છે" મેં એમને તારથી ખબર આપ્યાં કે "દિલ્હીથી જણાવીશ."

.........

શેઠ અમૃતલાલ હરગોવનદાસ યુનિવર્સિટીના કામ અંગે મળી ગયા. સામાન વગેરે બાંધવામાં થોડો વખત ગયો. શ્રી. બાબુરાવ મહેતાને ત્યાં ચા, નાસ્તો આટોપીને બધાં સાથે ૮ાા વાગે સ્ટેશન પર પહોંચ્યો અને નવના ગુજરાત મેઈલમાં નીકળ્યો.

આણંદ સ્ટેશન પર ચરોતર એજ્યુકેશન સોસાયટીના શ્રી. રાવજીભાઈ વગેરે મિત્રો મળ્યા. સરદાર વલ્લભભાઈ વિશેનો લેખ એમને આપ્યો.

વડોદરા સ્ટેશને બે કલાક રાહ જોવી પડે છે તેટલા વખતમાં ગામમાં ચિ. બાળાસાહેબ મહાજનને ત્યાં જઈને સહુને મળી આવ્યો. ૧-૩૦ વાગે ફ્રન્ટીઅર મેઈલમાં વડોદરાથી નીકળ્યો.

## તા. ૧૫ નવેંબર ૧૯૪૭, શનિવાર

આજે આખો દિવસ ગાડીમાં જ પ્રવાસમાં ગયો. ઍસેમ્બ્લીના નવા નિયમો તથા દાદોબા પાંડુરંગના જીવન-ચરિત્રનાં કેટલાંક પાનાં, એટલું વાચન થયું. ભોજન બાદ થોડો આરામ. શ્રી. ગુલઝારીલાલ નંદા (મુંબઈના મજૂર પ્રધાન) અમારી સાથે ગાડીમાં હતા. તેઓ થોડો વખત અમારા ડબ્બામાં આવ્યા હતા. વાતો થઈ. કૉંગ્રેસ-નાં પ્રધાનમંડળો અને કૉંગ્રેસ કમિટીઓ એ બન્નેનો પરસ્પર પરિચય અને સહકાર ઓછો થઈ રહ્યો છે. તથા કૉંગ્રેસ કમિટીઓ અને લોકો એ બન્નેનો પણ પરિચય અને સહકાર ઘટવા માંડ્યો છે એ હકીકત સારી નથી; અને આના પર વિચાર કરીને કશુંક કરવું જોઈએ એવું એમનું કહેવું છે. મને પણ તે કબૂલ છે પણ કેવી રીતે કરવું એ સવાલ. પ્રશ્ન કઠણ છે, ગૂંચ-

વાડાલચેર્યો છે પરંતુ કૉંગ્રેસે સત્તા ગ્રહણ કર્યા પછી જે રીતે કૉંગ્રેસનું કામ ચાલી રહ્યું છે—ચારિત્ર્ય તરફ લક્ષ ન આપતાં માત્ર બહુમતી હોય એવાને કૉંગ્રેસમાં લેવાની નીતિ, કોઈ માણસ કેવળ જેલમાં જઇ આવ્યો તેથી જ એને લેવાનું ધોરણ—તેને લીધે ઘણા બધા લુચ્ચા અને સ્વાર્થી લોકોને કૉંગ્રેસે સમાજમાં પ્રતિષ્ઠા આપી અને પોતાની પ્રતિષ્ઠા ઘટાડી. વિચારવંત, સેવાભાવી, બુદ્ધિમાન એવા અનેક લોકોમાં કૉંગ્રેસ પ્રત્યે પ્રેમ છે, દેશભક્તિ છે, પણ મતભેદ અગર સ્વભાવભેદ (temperamental) છે તેથી કૉંગ્રેસમાં એમને સ્થાન નથી! આવો પ્રકાર કેટલાંય વર્ષોથી ચાલતો હોવાથી કૉંગ્રેસ સંસ્થામાં અધિકાર (Office) ભોગવતા લોકો વિશે સામાન્ય જનમનમાં આદર નથી! સરકાર તરીકે જેઓ સત્તા પર છે તેમને તેઓ પ્રેમને બદલે રાજ્યની સત્તાની ભૂમિકાને કારણે વધારે માન આપે છે. ઠીક.

રાત્રે ૮૫ા વાગે નવી દિલ્હી સ્ટેશન પર આવ્યો. ખૂબ ખૂબ લાંબું પ્લૅટફૉર્મ. મુકામ ઓરડી નંબર ૧૫૧, કૉન્સ્ટિટ્યૂશન હાઉસ. મુકામ પર આવીને શ્રી.વલ્લભભાઈને ફોન કર્યો. તે ઉપરથી જાણ્યું કે અધ્યક્ષપદ માટે—Speakership—મારું ઉમેદવારીપત્રક (nomination paper) ગઈ કાલે સુપરત કરાયું.

સુખરૂપ આવી પહોંચ્યાનો તાર ઘેર કર્યો.

## તા. ૧૬ નવેંબર ૧૯૪૭, રવિવાર

સવારમાં જ ચા વગેરે ચાલતી હતી ત્યાં શ્રી. નાનાસાહેબ ધારપૂરે ઇચલકરંજી પ્રકરણ માટે આવ્યા! અમારાં બિસ્તરા—પોટલાં હજી ગોઠવાયાં નથી! વ્યવસ્થા કશી થઈ નથી; "દિલ્હી એકદમ આવશો નહીં" એવું મેં એમને અમદાવાદથી લખેલું; તેમ છતાં શ્રી ધારપૂરે આવ્યા અને તાત્કાલિક મળવા માટે દોડી આવ્યા! મને આ યોગ્ય ન લાગ્યું. એમના કામની તાકીદ ખરી, પરંતુ મારી સગવડ જોવી એ જરૂરી નહોતું શું? વળી, કામ મારા હાથમાં નથી. મારે વલ્લભભાઈને ભલામણ કરવી એ હેતુ. એ કામ હું પોતે આ અંગેના કાગળો જોઈને મને ખાતરી ન થાય ત્યાં સુધી કેવી રીતે કરું? એ કાગળો ઢગલાબંધ છે. એ વાંચવાને ફુરસદ કયાં છે? હું વલ્લભભાઈને કહું તો તે ભલામણના તત્ત્વ પર નહીં પરંતુ જો સાચેસાચ અન્યાય થયો હોય તો તેવો અન્યાય દૂર કરવાની દૃષ્ટિથી. મારી સમક્ષ સવાલ ન્યાય-અન્યાયનો છે. ખેર.

બીજી ગમ્મત એટલે આચાર્ય ઢવણ અને તેમની જોડે શ્રી બેરડે અને આટવણે આવ્યા. પહેલાં મને લાગ્યું કે તેઓ મળવા આવ્યા છે. A. I. C. C.-ની બેઠક ચાલુ છે તેને માટે આવ્યા હશે. પણ પછી જાણ્યું કે અહીં રહેવા આવ્યા છે! અગિયારશને ઘેર શિવરાત્રી! શ્રી કાકાસાહેબ ગાડગીળને પૂછ્યું અને એમણે પોતાને ત્યાં સગવડ કરી.

પછી પંઢરપુરના શ્રી બબનરાવ બડવે આવ્યા હતા. એમણે પંઢરપુરની હકીકત, જિલ્લા ન્યાયાધીશનો ચુકાદો વગેરે વાતો કહી. સાંભળીને આનંદ થયો. સેક્રેટરી શ્રી. કૌલ આવ્યા હતા. એમણે અહીંની ખટપટની વાત કરી. ખટપટ છે એ સાચું પણ જેટલી ખટપટ છે એના કરતાં વધારે પ્રમાણમાં ખટપટનું ભૂત એમના શંકાશીલ મને ઊભું કર્યું છે એમ લાગે છે. શ્રી બાળાસાહેબ ખેર મળ્યા. પછી ઘેર વિગતવાર કાગળ લખવા બેઠો.

ભોજનોત્તર વિશ્રાંતિ. પછી શ્રી કૌલ આવ્યા હતા. આફિસનું કામ જોયું. અને આવતી કાલે Speaker તરીકે ચૂંટણી થયા પછી શું બોલવું એનો વિચાર કરીને એ ભાષણ લખાવ્યું.

સાંજે અહીંના મહારાષ્ટ્ર ક્લબના દિવાળી સંમેલન માટે કૉનૉટ સરકલમાંના ક્લબના સ્થળે ગયો. ત્યાં શ્રી. બાળાસાહેબ ખેર, કાકાસાહેબ ગાડગીળનાં ભાષણો થયાં. હું પણ ચાર શબ્દો બોલ્યો. "આપણા સમાજમાં કોઈ પણ વાત કાન પર પડી તો તે કેટલી સાચી, કેટલી ખોટી એનો વિચાર ન કરતાં, તરતમભાવથી પુરાવો ન જોતાં, આપણે એવી વાતને સાચી માનીએ છીએ તેને કારણે મનમાં હંમેશ ગેરસમજ અને દુઃખ થાય છે", એ મારા બોલવાનો મુખ્ય મુદ્દો હતો.

રાત્રે ભિવંડીના શ્રી ભાગવત (સપત્નીક) અને રત્નાગિરીના શ્રી મોડક (કૉંગ્રેસ સેક્રેટરી) મળ્યા. શ્રી આપ્પાસાહેબ પટવર્ધનને ભેટ આપવાની થેલીમાં મારા ફાળા પેટે રૂપિયા ૫૦૦નો ચેક આપ્યો. શ્રી આપ્પાસાહેબ પટવર્ધન પ્રતિગાંધી છે અને પ્રાતઃસ્મરણીય એવા સજ્જન છે. ઠીક.

પછી પરચૂરણ વાચન. (ક્રમશઃ)

*

# ભારતીય અર્થકારણની રૂપરેખા-૫

## બૅન્કિંગ અને ચલણ

ન. ઉ. રાજગુરુ

[અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

### ૧. પ્રાસ્તાવિક:

આગાઉ ચર્ચામાં આપણે જોયું છે કે આર્થિક પ્રવૃત્તિઓને જુદા જુદા ચાર વિભાગોમાં વહેંચવામાં આવી છે. ત્રીજા, વેપારવણજના વિભાગમાંના એક ક્ષેત્ર–વાહનવ્યવહાર–ની ચર્ચા આપણે કરી લીધી છે. બૅન્કિંગ અને ચલણવ્યવસ્થાનો પણ ત્રીજા વિભાગમાં જ સમાવેશ થાય છે. ઉત્પાદન આ વિભાગમાં થતું નથી, પણ આ વિભાગની તમામ આર્થિક પ્રવૃત્તિઓ ઉત્પાદનને સહાય કરે છે, અને તે ઉપરાંત ઉત્પન્ન થયેલ માલસામાનની વહેંચણી કરવામાં પણ સહાય કરે છે. આમ, બૅન્કિંગ તથા ચલણવ્યવહાર અર્થતંત્રમાં મૂળભૂત રીતે કોઈ સ્વતંત્ર પરિબળો નથી, પણ તેમનું સમગ્ર અસ્તિત્વ ઉત્પાદનના ક્ષેત્રને મહદ્ અંશે આભારી છે. સામાન્યતઃ આ ક્ષેત્રની કામગીરીનું પ્રમાણ અને પ્રકાર પણ ઉત્પાદન પર જ આધારિત છે.

બૅન્કો એક રીતે જોઇએ તો અર્થતંત્રમાં સમતુલા સ્થાપવાનું કામ કરે છે. જે કુટુંબો પાસે પોતાની આવકમાંથી ખર્ચ બાદ કરતાં જે કાંઈ આવકનો ભાગ ફાજલ વધે છે તેનો બૅન્કો સ્વીકાર કરીને, આકર્ષણો દ્વારા તેને ખેંચીને, જેમને આવકના પ્રમાણમાં વધુ ખર્ચ છે અને ખાધ રહે છે તેવાં કુટુંબોને નાણાની સગવડ પૂરી પાડવાનું મુખ્ય કામ તેઓ કરે છે. આ મુખ્ય કાર્યને આનુષંગિક એવાં બીજાં કાર્યો પણ આજે બૅન્કો કરે છે. પણ મૂળભૂત રીતે તો બૅન્કોનું આ જ કામ છે.

બૅન્કિંગ એ એક પ્રકારનો વ્યાપાર જ છે. ઉદ્યોગ તથા ખેતીનાં ક્ષેત્રોને નાણાંનો પુરવઠો પૂરો પાડે છે અને બદલામાં કાંઈ વળતર મેળવે છે. બૅન્કિંગ કામકાજ પોતે કોઈ પ્રકારનું ઉત્પાદન નથી કરી શકતું, પણ ઉત્પાદનની પ્રક્રિયાને ખૂબ જરૂરી એવો ટેકો બૅન્કિંગ પૂરો પાડે છે.

કોઈ પણ અર્થતંત્રમાં રાષ્ટ્રીય ચલણવ્યવસ્થા વિનિમયના કામને સરળ બનાવવા માટે ઊભી કરવામાં આવે છે. રાષ્ટ્રને માટે આંતરિક તેમ જ બાહ્ય વિનિમય વ્યવસ્થા ચલણ કરી આપે છે. આમ, ચલણ માત્ર સાધન છે. પરંતુ, આજે આ સાધન ખૂબ જ બળવાન સાધન થઈ ગયું છે જે રાષ્ટ્રની અર્થવ્યવસ્થામાં વપરાશ, ઉત્પાદન, રોજગારી વગેરે પરિબળોને પ્રબળ અસર પહોંચાડીને તેઓના પ્રમાણ અને પ્રકારને ફેરવી નાખે છે.

### ૨. ભારતીય નાણાબજાર:

દરેક અર્થતંત્રમાં જે વિવિધ પ્રકારનાં બજારો હોય છે તેમાં નાણાબજારનો પણ સમાવેશ થાય છે. આર્થિક રીતે પ્રગતિમાન રાષ્ટ્રમાં નાણાબજાર વિકસિત હોય છે અને આર્થિક રીતે પછાત દેશમાં નાણાબજાર પણ પછાત હોય છે. જ્યાં જ્યાં નાણાબજાર વિકસિત છે ત્યાં ત્યાં લોકોને નાણાં ઉછીના લેવાની સંતોષપ્રદ સગવડ થઈ રહે છે અને નાણાં ઉછીના આપવાની પણ તેવી જ સગવડ મળી રહે છે. જે લોકો પાસે બચત છે તે બચતનું રોકાણ કરવા માટે પૂરતી સંસ્થાકીય સગવડો મળી રહે છે અને જેમને નાણાંની જરૂર છે તેઓને પણ પૂરતી સંસ્થાકીય સગવડો મળી રહે છે. વળી, નાણાંની લેવડ-દેવડની આ સગવડના પ્રમાણ અને પ્રકાર બન્ને વાજબી પણ હોય છે. આ નાણાબજારમાં ઈજારાનાં પરિબળો અસ્તિત્વ ધરાવતાં નથી. નાણાંનો પુરવઠો પૂરો પાડનારાઓ પણ અનેક છે અને નાણાંની માંગ કરનારાઓ પણ અનેક છે, એટલે વ્યાજનો દર પણ પ્રમાણસરનો જ પ્રવર્તતો રહે છે.

આવા વિકસિત નાણાબજારમાંથી ઉત્પાદનાર્થે જરૂરી નાણું મળી રહે છે જેથી રાષ્ટ્રનો ઔદ્યોગિક, વ્યાપારી ક્ષેત્રે વિકાસ સારો થાય છે, ઉત્પાદન વધે છે, સાથે વપરાશ અને રોજગારીનાં ધોરણોમાં પણ વૃદ્ધિ થાય છે. રાષ્ટ્રીય આવકની વૃદ્ધિ થાય છે અને વધેલી રાષ્ટ્રીય આવક બચતની વૃદ્ધિ કરે છે જે બૅન્કિંગના વિકાસને મદદ કરે છે.

આ ઉપરાંત વિકસિત નાણાબજારનાં બધાં જ એકમો અંદરોઅંદર સંપ અને વિશિષ્ટ પ્રકારની વ્યવસ્થાથી કામ

કરે છે. તેઓની વચ્ચે સંકલનનું પ્રમાણ સારું હોય છે. સંકલનનો આ ગુણ વિશિષ્ટ મહત્ત્વ ધરાવતો ગુણ છે. નાણાકીય મુશ્કેલીઓના સમયે એકબીજાને મદદ કરે છે. આવી પરિસ્થિતિમાં રાષ્ટ્રીય ધોરણે નાણાકીય ક્ષેત્રની ગમે તેવી સુધારણા કે ફેરફારો દાખલ થઈ શકે છે.

આવું નાણાબજાર સંકલિત કે વિકસિત નાણાબજાર ગણાય છે. આવાં નાણાબજારોમાં તદ્દન આધુનિક પદ્ધતિથી કામ ચલાવવામાં આવે છે. અણવિકસિત કે બિન-સંકલિત નાણાબજારમાં આવું જોવા મળતું નથી.

ભારત આર્થિક દૃષ્ટિએ પછાત જ છે. ભારતીય નાણાબજારનો સમગ્ર ભાગ વિકસિત કે સંકલિત ન ગણી શકાય. ભારતીય નાણાબજારના બે મુખ્ય ભાગો પાડવામાં આવે છે:– (૧) વિકસિત કે સંકલિત વિભાગ, અને (૨) અણવિકસિત કે બિન-સંકલિત વિભાગ.

જે વિભાગને આપણે વિકસિત કે સંકલિત માનીએ છીએ તે વિભાગમાં તમામ વેપારી બૅન્કો, કો-ઑપરેટીવ તેમ જ લૅન્ડ મૉર્ટગેજ બૅન્કો, સ્ટેટ બૅન્ક ઑફ ઇન્ડિયા, બિલ માર્કેટની યોજના તથા રિઝર્વ બૅન્કનો સમાવેશ થાય થાય છે. આ બધાં જ એકમો આધુનિક પદ્ધતિથી બૅન્કિંગ કામકાજ ચલાવે છે અને અંદરોઅંદર એકબીજા સાથે સારી પેઠે સંકલિત પણ છે. રિઝર્વ બૅન્ક બધાં જ એકમોના નાયક તરીકે કામ કરે છે અને જરૂર પડયે તેઓના ઉપર નિયંત્રણો પણ મૂકે છે.

જે વિભાગને આપણે બિન-સંકલિત કે અણવિકસિત વિભાગ તરીકે ઓળખીએ છીએ તે વિભાગમાં ત્રણ પ્રકારની નાણાકીય સંસ્થાઓનો સમાવેશ થાય છે, જે નીચે પ્રમાણે છે:

(૧) દેશી નાણાવટીઓ (Indigenous Bankers)

(૨) શરાફો (Shroffs)

(૩) નાણાંનું ધીરાણ કરનારાઓ (Money–Lenders)

આ ત્રણેય પ્રકારની નાણાકીય સંસ્થાઓને કામ કરવાની પોતપોતાની વિશિષ્ટ પદ્ધતિ છે. આ વિભાગની થોડી ચર્ચા આપણે કરીએ.

ઉપર લખેલી ત્રણેય પ્રકારની સંસ્થાઓનો બનેલો નાણાબજારનો આ વિભાગ બિન-સંકલિત મનાય છે. આમ થવા પાછળનું મુખ્ય કારણ એ છે કે આ વિભાગ ભારતીય નાણાબજારની બીજી સંસ્થાઓ સાથે ખાસ સંબંધ ધરાવતો નથી. એટલું જ નહિ પણ ભારતની મધ્યસ્થ બૅન્ક – રિઝર્વ બૅન્ક – ની સાથે પણ કોઈ પ્રકારનો વ્યવહાર આ વિભાગ રાખતો નથી. રિઝર્વ બૅન્ક પાસેથી કોઈ રક્ષણની કે કોઈ પ્રકારની મદદની આશા પણ આ વિભાગ નથી રાખતો એટલે રિઝર્વ બૅન્કના કોઈ ધારા-ધોરણોનો સ્વીકાર પણ આ વિભાગ કરતો નથી. આ વિભાગનાં એકમોને અંદરોઅંદર પણ લેવડ-દેવડનો ખાસ સંબંધ નથી.

ભારતીય નાણાબજારનો આ અણવિકસિત વિભાગ છેલ્લાં કેટલાંય વર્ષોથી ભારતના અર્થતંત્રમાં ઘણા લોકોને મૂડી પૂરી પાડી રહ્યો છે. આ વિભાગનું મોટા ભાગનું કામ ગ્રામીણ અર્થતંત્રમાં અને ખાસ કરીને તો ખેતીવાડીને નાણાં પૂરાં પાડવાનું જ ચાલે છે. આ દૃષ્ટિએ આ વિભાગનાં એકમો વિકસિત વિભાગનાં એકમો કરતાં ઘણાં જૂનાં છે. તે ઉપરાંત ગ્રામીણ અર્થતંત્રમાં વિકસિત વિભાગનાં એકમો કામ કરતા અચકાય છે જ્યારે આ અણવિકસિત વિભાગને ગ્રામીણ લોકોનો સારો એવો વ્યક્તિગત પરિચય છે એટલે તેમને ત્યાં જ વધુ ફાવે છે. આમ ગામડાંઓમાં નાણાંની લેવડદેવડમાં તેમનું જ વર્ચસ્વ આજદિન સુધી માલૂમ પડતું હતું.

ગ્રામીણ અર્થતંત્રના અભણ લોકોને ઘણા ઊંચા વ્યાજે નાણાં ધીરીને અને ખોટા હિસાબો બનાવીને, મોટા પાયા પર શોષણની કામગીરી નાણાબજારના બિન-સંકલિત વિભાગે કરી છે. આ શોષણની કામગીરી છેલ્લાં કેટલાંય વર્ષોથી ચાલુ છે. અત્યારે આ શોષણની પરિસ્થિતિમાં ગણનાપાત્ર ફેરફાર થવા પામ્યો છે. બીજી કોઈ ધીરાણની સગવડ ન હોવાથી ગામડાંના ખેડૂતોને તેમની જ પાસે જવું પડતું હતું. આમ શોષણને કારણે જે ભારે નફો તેઓ ઉઠાવી રહ્યા હતા તેથી તેમને આ પરિસ્થિતિ સારી પેઠે ફાવી ગઈ છે. અને માટે જ તેઓ આ પરિસ્થિતિ છોડવા માગતા નથી. વળી, આ ઉપરાંત બિન-સંકલિત વિભાગનાં આ એકમો નાણાંની લેવડ-દેવડ સાથે બીજી ચીજવસ્તુઓનો વ્યાપાર પણ કરે છે. મોસમના સમયમાં

ખેતીવાડી ઉત્પાદનની ચીજવસ્તુઓની સસ્તા ભાવે ખરીદી કરે અને પછી મોસમ પૂરી થયા પછી ઊંચા ભાવે તે જ ચીજવસ્તુઓનું વેચાણ કરે, અને સારો એવો નફો મેળવે. આમ નાણાંના વેપાર ઉપરાંત અન્ય ચીજવસ્તુઓનો વેપાર પણ આ સંસ્થાઓ ચલાવે છે. અને આથી જ તેઓ ગ્રામીણ અર્થતંત્રમાંથી બહાર આવવા તૈયાર નથી.

બિન-સંકલિત વિભાગની આ ત્રણે પ્રકારની સંસ્થાઓ એકબીજાથી અમુક અંશે જુદી પડે છે, માટે તેનાં કાર્યોની તપાસ કરીએ.

દેશી નાણાવટું કરનારાઓ ખાસ કરીને ગ્રામીણ વિભાગમાં કામ કરે છે. તેઓ નાણાંનું ધીરાણ કરે છે અને લોકો પાસેથી થાપણરૂપે સંપત્તિનો સ્વીકાર પણ કરે છે. એક બૅન્ક જે રીતે પોતાની કામગીરી અજમાવે તેમ જ આ દેશી નાણાવટીઓ પોતાનું કામ કરે છે. તક મળ્યે ચીજવસ્તુઓના વેપારમાં પણ ધ્યાન કેન્દ્રિત કરે છે. ગામડાંની તમામ બાબતોથી તેઓ સારી પેઠે જાણકાર હોય છે. શરાફોનું કામ ઘણે અંશે દેશી નાણાવટીઓને મળતું આવે છે પણ શરાફો કમિશન ઉપર વધુ ભાર મૂકે છે. નાણાંની લેવડ અને દેવડ તેઓ પણ કરે છે. શરાફોમાં મહત્ત્વનો મુદ્દો એ છે કે તેઓ અંદરોઅંદર સારા સંબંધો જાળવી રાખે છે. છેલ્લે, નાણાંનું ધીરાણ કરનારાની વાત કરીએ તો તેઓનું કામ માત્ર નાણાંના ધીરાણનું જ છે. લોકો પાસેથી તેઓ થાપણોનો સ્વીકાર કરતા નથી. નાણાં ધીરનારાઓ પણ આ કામ ઉપરાંત બીજી ચીજવસ્તુઓનો વ્યાપાર કરતા રહે જ છે.

આમ, બિન-સંકલિત વિભાગ પોતાની કામગીરી કરે છે. તે વિભાગની કામગીરી શહેરોમાં પણ છે. ઔદ્યોગિક કામદારો, સામાન્ય વેપારીઓ કે નાના પાયાનાં ઔદ્યોગિક એકમો સાથેનો વ્યવહાર તેઓ શહેરોમાં ચલાવે છે. પરંતુ, તેમની કામગીરી ખાસ તો ખેતીવાડીમાં ગ્રામીણ અર્થતંત્રમાં જ ખાસ ચાલે છે. ગામડાંમાં જે કુલ ધીરાણ થાય છે તેના લગભગ ૭૦થી ૭૫% જેટલું ધીરાણ હજુ આજે પણ આ વિભાગ દ્વારા થાય છે.

ઈ. સ. ૧૯૫૩માં શ્રી. એ. ડી. ગોરવાલાના અધ્યક્ષપદે 'અખિલ-ભારત ગ્રામ ધીરાણ સમિતિ' નીમવામાં આવી હતી. આ સમિતિએ તે સમયના ગ્રામધીરાણની ઢબને નીચે પ્રમાણે રજૂ કરી છે.

| ધીરાણ સંસ્થા | ધીરાણનું પ્રમાણ |
|---|---|
| ૧. સરકાર (તગાવી વ.) | ૩.૩% |
| ૨. સહકારી સંસ્થાઓ | ૩.૧% |
| ૩. સંબંધીઓ | ૧૪.૨% |
| ૪. જમીનદારો | ૧.૫% |
| ૫. નાણાં ધીરનાર લોકો | ૨૪.૯% |
| ૬. ધંધાદારી વર્ગ | ૪૪.૮% |
| ૭. બીજા વ્યાપારીઓ અને દલાલો | ૫.૫% |
| ૮. વાણીજ્ય બૅન્કો | ૦.૯% |
| ૯. બીજાઓ | ૧.૮% |
| | ૧૦૦.૦૦% |

ઉપરના આંકડાઓ સ્પષ્ટ કરે છે કે ઈ. સ. ૧૯૫૩માં ગ્રામીણ અર્થતંત્રમાં જે ધીરાણ થતું તેમાં નાણાબજારના બિન-સંકલિત વિભાગના લોકોનું જ પ્રભુત્વ હતું. સરકાર અને વાણિજ્ય બૅન્કોનું સ્થાન અત્યંત ગૌણ માલૂમ પડે છે. ઉપરના કોઠામાં નં. ૩, ૫ અને ૬ તેનો પુરાવો પૂરો પાડે છે.

ખેડૂતોને શહેરોમાં આવેલી આધુનિક બૅન્કિંગ પદ્ધતિનું જ્ઞાન નથી. તેઓને મોટી બૅન્કો પાસેથી ધીરાણ લેવાનું ફાવતું નથી. વર્ષોથી તેઓ ગામના જ શાહુકાર સાથે સંબંધોમાં છે. આથી તેઓ શોષણને વહોરી લઈને પણ તેમને જ પસંદ કરે છે. શાહુકારોનું કામ આથી ચાલે છે. તેઓને નાણાં વસૂલ કરવા માટે ભાગ્યે જ ન્યાયાલયોનો આશરો લેવો પડે છે કારણ કે તેઓને પણ વ્યક્તિગત રીતે લગભગ દરેક ખેડૂતોની પિછાણ છે. આથી કોને કેટલું અને કેવી જામીનગીરીથી ધીરાણ કરવું તે તેઓ સારી રીતે જાણે છે. અને આથી પરસ્પરની સગવડથી તેઓનું કામકાજ ચાલે છે.

આવો બિન-સંકલિત વિભાગ જેને યોગ્ય અને અયોગ્ય રીતે ખાસ્સી આવક મળી રહે છે તે રિઝર્વ બૅન્કનાં ધારાધોરણો સ્વીકારવા તૈયાર નથી. જો રિઝર્વ બૅન્કનાં ધારાધોરણો સ્વીકારવામાં આવે તો હિસાબ-કિતાબ

ખુલ્લા કરવા પડે અને નિયત સમયે રિઝર્વ બૅન્કની પાસે રજૂ કરવા પડે. નાણાંના ધીરાણની સાથે બીજું કોઇ કામ થઇ શકે નહિ અને વ્યાજના દર ઉપર પણ મર્યાદા સ્વીકારવી પડે. આમાંનું કાંઈ જ આ વિભાગને અનુકૂળ નથી આવતું. વળી, આના બદલામાં રિઝર્વ બૅન્ક પાસેથી ખાસ ફાયદો પણ મળતો નથી. આથી, રિઝર્વ બૅન્કનાં નિયંત્રણ નીચે આ વિભાગને લાવવાનું કામ અતિ મુશ્કેલ બન્યું છે. વિવિધ પ્રકારની સમિતિઓએ આ મુદ્દા બાબતમાં તપાસ કરીને, વિચાર કરીને ભલામણો પણ કરી છે. એક મુખ્ય ભલામણ એ છે કે રિઝર્વ બૅન્કે આ વિભાગમાં વપરાતા મુખ્ય શાખ સાધન હૂંડી (Bill)ને માન્ય કરવું જોઇએ અને તેને વેપારી બૅન્કોની હૂંડી (Bill)ની સમકક્ષ ગણવું. જો આમ થાય તો કદાચ આ વિભાગ બહાર આવે અને ભારતના સંકલિત નાણાવિભાગ સાથે સહકાર આચરે.

બિન-સંકલિત વિભાગનું ગ્રામીણ અર્થતંત્ર ઉપરનું આધિપત્ય મિટાવવું હોય તો તેને હંફાવે તેવું નાણા-ધીરાણનું કોઈ વૈકલ્પિક સાધન તૈયાર કરવું જોઈએ કે જે ગ્રામીણ અર્થતંત્રની નાણાંની જરૂરિયાતોને પૂરી પાડે અને નાણાબજારના આ બિન-સંકલિત વિભાગના એકમો-થી વધુ સગવડો આપી શકે. આ દિશામાં સરકારે રિઝર્વ બૅન્કની સહાયથી પ્રયત્નો આદર્યા છે જેમાં ઠીક ઠીક સફળતા પણ પ્રાપ્ત થઈ છે. જાન્યુઆરી ૧૯૫૨માં હૂંડીબજારની એક યોજના અમલમાં મૂકવામાં આવી છે જેની ચર્ચા આપણે આગળ કરીશું.

નાણાબજારના આ બિન-સંકલિત વિભાગની સદંતર નાબૂદી કોઈ રીતે હિતાવહ નથી. આ વિભાગનાં એકમો હજુ આજે પણ ગ્રામીણ વિભાગની નાણાની જરૂરિયાત પૂરી પાડે છે. વળી, મૂડીનો સારી પેઠે સંગ્રહ આ વિભાગ પાસે છે, માટે તેની સદંતર નાબૂદીથી મૂડીના સંગ્રહના મળતા થોડાઘણા લાભો પણ આપણે ગુમાવવા પડશે. આથી, તેને હરીફાઈમાં હંફાવી શકે તેવી કોઈ યોજના જ ઉત્તમ વ્યવહારુ ઉપાય આજને ટાણે છે એમ આ ક્ષેત્રના નિષ્ણાતોનો અભિપ્રાય છે.

### ૩. વાણિજ્ય બૅન્કો :

ભારતીય નાણાબજારના અણુવિકસિત કે બિન-સંકલિત ગણાતા એવા એક વિભાગની તમામ ચર્ચા આપણે પૂરી કરી છે. હવે ભારતીય નાણાબજારના બીજા એક વિભાગ – વિકસિત કે સંકલિત – ની ચર્ચા શરૂ કરીએ. આ વિભાગમાં ઘણી બધી સંસ્થાઓનો સમાવેશ થાય છે. પ્રથમ આપણે વાણિજ્ય બૅન્કો વિષે જોઈએ.

આપણા દેશમાં બૅન્ક ઑફ ઈન્ડિયા, બૅન્ક ઑફ બરોડા, દેના બૅન્ક, પંજાબ નૅશનલ બૅન્ક, યુનાઈટેડ કૉમ-શિયલ બૅન્ક વગેરે બૅન્કો છે. આ બધી વેપારી બૅન્કો તરીકે આપણા અર્થતંત્રમાં કામ કરે છે. આ બૅન્કોને વેપારી બૅન્કો એટલા માટે કહેવામાં આવે છે કે તેઓના બૅન્કિંગ કામકાજનો હેતુ નફાનો છે. જ્યારે કોઈ પણ આર્થિક કામગીરીમાં નફાનો હેતુ સમાયો હોય ત્યારે તે પ્રવૃત્તિ, વાણિજ્ય—વેપારી પ્રવૃત્તિ બની જાય છે. આપણા દેશમાં આપણી મધ્યસ્થ બૅન્ક જે રિઝર્વ બૅન્કના નામે ઓળખાય છે તે વેપારી બૅન્ક નથી કારણ કે તે પોતાની કામગીરી નફાને લક્ષમાં લઇને કરતી નથી. વળી, તે ઉપરાંત શહેરોમાં આવેલી આ બધી જ બૅન્કો 'જોઇન્ટ સ્ટોક બૅન્કો' તરીકે પણ ઓળખાય છે. આમ ઓળખાવાનું કારણ એ છે કે આ બધી જ બૅન્કો (નાણાંનું કામકાજ કરતી વેપારી પેઢીઓ) સંયુક્ત મૂડીના ભાગીદારીના વ્યવસ્થાતંત્રના માળખામાં કામ કરે છે. શૅર્સ અને ડિબેન્ચર્સ દ્વારા આ બૅન્કોની મૂડી ઊભી કરવામાં આવી છે, માટે તે બૅન્કો જોઇન્ટ સ્ટોક બૅન્કો તરીકે પણ ઓળખાય છે.

આ બધી વાણિજ્ય બૅન્કોમાં કોઈ નાની બૅન્કો છે, તો કોઈ મોટી બૅન્કો છે, અને કોઈ મધ્યમ પ્રકારની છે. આ પ્રકાર નક્કી કરવામાં બૅન્કની કુલ મૂડી, ધીરાણ, રોકાણ, નફો, કર્મચારીઓની સંખ્યા, તેની કુલ શાખાઓ વગેરે મુદ્દાઓ ધ્યાનમાં લેવામાં આવે છે. અત્યારે ભારતની વાણિજ્ય બૅન્કોને ઉપરની બાબતો ધ્યાનમાં લઇને એ (A), બી (B), સી (C) અને ડી (D) એમ ચાર કક્ષાઓમાં વહેંચી નાખવામાં આવી છે. આ કક્ષા મુજબ તેના હક્કો અને ફરજો નક્કી થયેલ છે. ભારતની આ બધી વાણિજ્ય બૅન્કો અત્યારે પૂરી આધુનિક પદ્ધતિથી પોતાનું બૅન્કિંગ કામકાજ ચલાવે છે. અત્યારની આ

બૅન્કિંગ પદ્ધતિ ભારતીય નથી, આ પદ્ધતિ પશ્ચિમના વિકસિત અર્થતંત્રોમાંથી આવી છે અને આપણે ત્યાં તેની નકલ કરીને તેને અમલમાં મુકાય છે. અત્યારે દુનિયાના બધા જ ભાગોમાં જ્યાં જ્યાં બૅન્કિંગ કામકાજ ચાલે છે ત્યાં ત્યાં પશ્ચિમની બૅન્કિંગ પદ્ધતિથી જ બૅન્કિંગ કામકાજ ચલાવવામાં આવે છે.

વાણિજ્ય બૅન્કોના સામાન્ય રીતે બે પ્રકાર છે. એક પ્રકાર એવો છે જેમાં કોઈ પણ બૅન્ક પોતાના બૅન્કિંગ કામકાજ માટે એકથી વધુ કાર્યાલયો ક્યાં ય પણ રાખે જ નહિ, એટલે કે આ બૅન્ક પોતાની શાખાઓ ક્યાં ય ખોલતી જ નથી. આવા પ્રકારનું બૅન્કિંગ યુ. એસ. એ.માં જોવા મળે છે. આથી આવા અર્થતંત્રમાં અસંખ્ય બૅન્કો અસ્તિત્વમાં આવે છે. બીજા પ્રકારના વાણિજ્ય બૅન્કિંગમાં કોઈ એક બૅન્ક પોતાનું બૅન્કિંગ કામકાજ વિસ્તારવા માટે અન્યત્ર, તે જ સ્થળે કે બીજે શાખાઓ ખોલે છે, અને અનેક કાર્યાલયો દ્વારા પોતાની આ બૅન્કિંગ પ્રવૃત્તિને વિસ્તારે છે. આવી વ્યવસ્થા આપણને યુ. કે. જેવા રાષ્ટ્રમાં જોવા મળે છે. આથી બૅન્કોની સંખ્યા ઓછી રહે છે. પ્રથમ પ્રકારના બૅન્કિંગને ઘટક બૅન્કિંગ (Unit Banking) કહે છે, જ્યારે બીજા પ્રકારના બૅન્કિંગને શાખા બૅન્કિંગ (Branch Banking) કહે છે. આપણા દેશમાં વાણિજ્ય બૅન્કોએ ઇંગ્લૅંડની બૅન્કિંગ પ્રથા અપનાવી છે એટલે ભારતની વાણિજ્ય બૅન્કો શાખા બૅન્કિંગની પદ્ધતિથી કામકાજ ચલાવે છે. ભારતીય વાણિજ્ય બૅન્કોની શાખાઓ દેશભરમાં પથરાએલી રહે છે એટલું જ નહિ પણ પરદેશમાં પણ કોઈક સ્થળે આપણા દેશની બૅન્ક શાખા ધરાવે છે, અને અનેક કાર્યાલયો દ્વારા બૅન્કિંગ કામકાજ ચલાવવામાં આવે છે.

ભારતની વેપારી બૅન્ક સામાન્ય રીતે નીચેનાં કાર્યો કરે છે.

(૧) બધી જ પ્રકારની થાપણો (ચાલુ થાપણ, બચત-થાપણ અને મુદતી થાપણ)નો સ્વીકાર.

(૨) રાષ્ટ્રમાં જ તૈયાર થયેલ હૂંડીઓ (આંતરિક બિલ્સ)નો વટાવ, માલસામાન સામે ધીરાણ અને સ્થાવર મિલકત સામે ધીરાણ, અને શેર્સ સામે ધીરાણ, તથા માન્ય એવા ગણ્યાગાંઠ્યા ગ્રાહકોને ઓવરડ્રાફ્ટની સગવડ.

(૩) એક સ્થળેથી બીજે સ્થળે નાણાંની હેરફેર કરવી.

(૪) દલાલી લઇને પોતાના ગ્રાહકો માટે શૅર્સનું ખરીદ-વેચાણ.

(૫) સરકારી લોન્સ અને જામીનગીરીઓમાં રોકાણ.

(૬) સેઈફ ડીપૉઝીટ વૉલ્ટ્સની સગવડ.

ઉપર મુજબનાં કાર્યો વાણિજ્ય બૅન્કો કરે છે. પણ ભારતની વાણિજ્ય બૅન્કોનું એક વિશિષ્ટ લક્ષણ એ છે કે અમુક પ્રકારનાં કાર્યો આ વેપારી બૅન્કો કરતી નથી. વિદેશવ્યાપારના કાર્યમાં નાણાંની સગવડ આપવાનું કામ આ બૅન્કો કરતી નથી. આ માટે કારણો પણ છે. પરદેશમાં આપણી બૅન્કોની શાખાઓ ઘણી ઓછી હોય છે એટલે નાણાકીય લેવડ-દેવડ પરદેશમાં બીજી બૅન્કો દ્વારા કરવી પડે છે. વળી આ વ્યાપારમાં જોખમનું પ્રમાણ પણ ઘણું છે અને આ કામમાં વિશાળ મૂડીની જરૂર પડે છે. આવાં પરિબળો હાજર હોવાથી ભારતીય બૅન્કો વિદેશવ્યાપારને નાણાંની સગવડો આપવા તૈયાર નથી. વળી, આ ઉપરાંત ગામડાંમાં ખેતીવાડીને નાણાંની સગવડો આપવા માટે પણ ભારતીય વેપારી બૅન્કો તૈયાર નથી. આપણે હમણાં જ આગળ જોયું કે ખેતીવાડીને વેપારી બૅન્કોથી અપાતી મદદનું પ્રમાણ ૧૯૫૩માં માત્ર ૦.૯% જેટલું જ હતું. આ માટે કારણ એ છે કે ગામડાંના લોકો અભણ હોવાથી તેમને અને બૅન્કોને એકબીજા સાથે ફાવતું જ નથી. વળી, ગામડાંના ખેડૂતો લોન લેતી વખતે જે જામીનગીરી રજૂ કરે છે તે તરલ સ્વરૂપની નથી હોતી. ઉત્પન્ન થયેલ ખેતીવાડીનો પાક જામીનગીરી તરીકે આપે છે અને આનો સ્વીકાર તો ત્યારે જ થાય જ્યારે ગ્રામીણ અર્થતંત્રમાં કોઠારોની સગવડ હોય. આવી સગવડના અભાવથી વેપારી બૅન્કોને ખેતીવિભાગમાં નાણાકીય સગવડો આપવાનું ફાવતું નથી. આથી, ભારતીય વાણિજ્ય બૅન્કિંગનું એ ખાસ લક્ષણ છે કે તેનો વિકાસ શહેરોમાં જ થયા કરે છે, ગ્રામીણ વિભાગમાં થતો નથી. જ્યાં જરૂર છે તેવા ગ્રામીણ વિભાગમાં તેની શાખાઓ સ્થપાતી નથી, અને જ્યાં શાખાઓ ચાલુ છે તેવા શહેરી વિભાગમાં શાખાઓ ખોલવાનું કામ બેવડાય છે.

વાણિજ્ય બૅન્કો વિષે આટલું જાણ્યા પછી વાણિજ્ય બૅન્કોની વર્તમાન પરિસ્થિતિ શી છે તે જોઇએ અને

તે માટે વાણિજ્ય બૅન્કોએ ભારતીય અર્થતંત્રમાં શું કાર્યો કર્યાં છે તથા તેમના સામાન્ય પ્રશ્નો શા છે તે તપાસીએ.

ભારતમાં વેપારી બૅન્કોનું અસ્તિત્વ આમ તો ઘણું જૂનું છે. આધુનિક પ્રકારની બૅન્કોનું અસ્તિત્વ જૂનું નથી. જૂના સમયમાં ભારતમાં સોદાગર લોકો નાણાંની લેવડ-દેવડનું કામકાજ કરતા તેઓનું કામકાજનું ક્ષેત્ર ઘણું વિશાળ હતું. એમ કહેવાય છે કે તે સમયના સોદાગરો જેઓ વ્યક્તિગત બૅન્કરોની કામગીરી કરતાં તેઓ ઈસ્ટ ઈંડિયા કંપનીને, મોટા અમીરોને, રાજા મહારાજાઓને વગેરેને છૂટથી નાણું ધીરતા. પણ તે લોકો ધીમે ધીમે અદૃશ્ય થયા. અંગ્રેજી અમલ દરમિયાન તેમને પોતાને સગવડ થાય, પૂર્વના પ્રદેશો સાથે વ્યાપાર કરતી પેઢીઓને તાકીદના સમયે નાણાં પૂરાં પાડી શકાય, તે અર્થે પશ્ચિમની પદ્ધતિથી ચાલતી બૅન્કોની સ્થાપના થઈ. આવી બૅન્કોની સ્થાપનાની શરૂઆત વિદેશીઓથી થઈ છે. અમુક સમયના ગાળા બાદ જ ભારતીય મૂડીએ બૅન્કિંગના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો, અને આજે ભારતમાં બૅન્કિંગનું કામ લગભગ સંપૂર્ણપણે હિંદીઓના હાથમાં જ છે.

અનેક વિવિધ પ્રકારનાં રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પરિબળોની અસરો નીચે આવેલો ભારતીય બૅન્કિંગ વિભાગ ઘણો વિશાળ અનુભવ આજે ધરાવે છે. પ્રથમ વિશ્વ-યુદ્ધ, ઈ. સ. ૧૯૨૯ની મહાન મંદી, બીજું વિશ્વયુદ્ધ, રાષ્ટ્રના ભાગલા અને પછી આયોજનની પ્રક્રિયાનાં છેલ્લાં બાર-તેર વર્ષના અનુભવો બૅન્કિંગ વિભાગે મેળવી લીધા છે.

ઈ. સ. ૧૯૪૯માં ભારતીય વેપારી બૅન્કો માટે એક ખાસ કાયદો ઘડાયો. આ કાયદાનું નામ છે ઈન્ડીયન બૅન્કિંગ કંપનીઝ એક્ટ, ૧૯૪૯. આ કાયદાએ ભારતીય વેપારી બૅન્કિંગને નિયમિત અને વ્યવસ્થિત પાયા પર મૂકવાનો કાંઈક સફળ પ્રયાસ કર્યો. ત્યાર પછી ઘણા સુધારાવધારા કાયદાની જોગવાઇમાં કરવામાં આવ્યા છે. આ કાયદાઓએ ભારતીય વેપારી બૅન્કિંગની ઘણી ઘણી ક્ષતિઓને નિવારવા પ્રયત્નો કર્યા. ઉપર આપણે જે બનાવો જોયા છે તે બધા રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય બનાવોએ ભારતીય વેપારી બૅન્કિંગ પર સારી-નરસી અસરો કરી હતી. આ માટે પણ આવા કાયદાઓની જરૂર હતી.

બીજા મહાયુદ્ધ પછી ભારતીય વેપારી બૅન્કોની કામગીરીમાં ખૂબ ગંભીર ક્ષતિઓ જણાવા લાગી. યુદ્ધને કારણે સમગ્ર અર્થતંત્રને જે રીતે સહન કરવું પડયું તે રીતે બૅન્કોને પણ સહન કરવું પડયું. તે ક્ષતિઓ આપણે તપાસીએ.

ભારતમાં વેપારી બૅન્કો પાસે મૂડીનું પ્રમાણ ઓછું છે: જે કાંઈ નફો ઉત્પન્ન થાય તે નફો વહેંચી નાખવામાં આવે છે અને તેમાંથી અનામત ભંડોળ ઊભું કરવામાં નહોતું આવતું. આથી મુશ્કેલીઓની સામે થવાની શક્તિ બૅન્કોમાં રહેતી નથી. બીજી ક્ષતિ એ પણ માલૂમ પડી કે વેપારી બૅન્કો પાસે રોકડ પૂંજીનો સદંતર અભાવ હતો. વળી જે કુલ જવાબદારીઓ પોતે ઊભી કરે તેના પ્રમાણમાં અનામતનું પરિમાણ ઓછું રાખવામાં આવતું હતું. વળી વાણિજ્ય બૅન્કો જ્યારે ધીરાણ કરતી ત્યારે લગભગ જામીનગીરી વગરનું જ ધીરાણ કરવામાં આવતું, અને ધીરાણ વ્યવસ્થિત પણ નહોતું. ઉત્પાદન અને વેપારીધધાનું મિશ્રણ ભારતની વેપારી બૅન્કો કરતી જે ગેરવાજબી હતું. ઇજારાપદ્ધતિનું દૂષણ પણ એટલું જ જામેલું હતું. હિસાબોના ભારે ગોટાળા ચાલતા હતા, શાખાઓ ખોલવાની નીતિ પણ ભૂલભરેલી જ હતી અને કેળવાયેલ અમલદારોની ભારે ખેંચ વર્તાતી હતી. વિદેશી બૅન્કોની હરીફાઈ હતી અને સટ્ટાખોરીનું પ્રમાણ વધી ગયું હતું. આ અને આવાં અનેક દૂષણો ભારતની વાણિજ્ય બૅન્કોમાં જામી પડેલાં હતાં. આથી, આ બધી પરિસ્થિતિનો સામનો કરવા માટે ઈ. સ. ૧૯૪૯માં બૅન્કિંગ માટેનો કાયદો પસાર કરવામાં આવ્યો જેણે ભારતીય વાણિજ્ય બૅન્કિંગને યોગ્ય પાયા પર મૂકયું.

આયોજનનાં છેલ્લાં બાર-તેર વર્ષો દરમિયાન ભારતીય વાણિજ્ય બૅન્કોએ ઉત્તરોત્તર પ્રગતિ જ સાધી છે. યુદ્ધ પછીના સમયમાં અને ખાસ કરીને સ્વાતંત્ર્ય પછીના આયોજનના સમય દરમિયાન વાણિજ્ય બૅન્કોના કામકાજમાં ઘણી વૃદ્ધિ થયેલી માલૂમ પડે છે. ચલણીનાણામાં થયેલી વૃદ્ધિને લીધે બૅન્કોને લોકો દ્વારા મુકાતી થાપણોમાં ઠીક ઠીક વધારો થયેલો માલૂમ પડે છે. રોકાણનાં કાર્યો વધવાથી બૅન્કો પાસે નાણાંની માંગમાં પણ સારો વધારો થયેલો માલૂમ પડે છે. બૅન્કોની કમાણીમાં પણ વધારો થયેલો છે. માત્ર શાખાઓ ખોલવાનું કામ કાંઈક ધીરું

જણાય છે. બૅન્કોને તેમના કર્મચારીઓ તરફથી કાંઈક મુશ્કેલીઓ ઉપસ્થિત થઈ હોય તેમ જણાય છે. મોંઘવારીમાં વધારો થતાં કર્મચારીઓએ મહેનતાણાની વૃદ્ધિની માગણી કરી હતી. બૅન્કો આ માગણીઓનો સ્વીકાર કરવા તૈયાર નહોતી. અંતે ભારતની સુપ્રિમ કોર્ટના ન્યાયાધીશ શ્રી. ગજેન્દ્ર ગડકરની આગેવાની નીચે એક પંચ નીમવામાં આવ્યું. આ પંચે બૅન્કોને ચાર વિભાગમાં વહેંચી નાખી અને કર્મચારીઓના વેતનમાં વૃદ્ધિ કરવાનું સૂચવ્યું. સરકારે આ સૂચનોનો સ્વીકાર કરી લીધો, એટલે બૅન્કોને ખર્ચમાં વધારો થયો. આ કારણે બૅન્કોને કમાણીમાં ઘણો ઘટાડો થયો છે એવો એમનો દાવો છે.

ભારતની વેપારી બૅન્કોની વર્તમાન વિવિધ પરિસ્થિતિની તપાસ કરીએ.

### વાણિજ્ય બૅન્કોની સંકલિત વિગતો:

| | ૧૯૫૧ | ૧૯૫૬ |
|---|---|---|
| ૧. માહિતી આપતી બૅન્કોની સંખ્યા | ૪૨૨ | ૪૬૬ |
| ૨. મૂડી અને અનામત ભંડોળ | રૂ. ૬૭ કરોડ | રૂ. ૭૬ કરોડ |
| ૩. ચાલુ થાપણ | રૂ. ૫૯૭ ,, | રૂ. ૬૪૧ ,, |
| ૪. મુદતી ,, | રૂ. ૩૦૬ ,, | રૂ. ૪૫૧ ,, |
| ૫. રોકડ પુરાંત | રૂ. ૯૯ ,, | રૂ. ૮૯ ,, |
| ૬. બીજી બૅન્કો પાસે રહેલ પુરાંત | રૂ. ૧૪ ,, | રૂ. ૧૩ ,, |
| ૭. સરકારી જામીનગીરીઓમાં રોકાણ | રૂ. ૩૨૫ ,, | રૂ. ૩૮૪ ,, |
| ૮. અન્ય રોકાણો | રૂ. ૨૩ ,, | રૂ. ૩૬ ,, |
| ૯. ધીરાણો | રૂ. ૫૭૭ ,, | રૂ. ૭૮૦ ,, |
| | **૧૯૬૧** | **૧૯૬૨** |
| ૧. માહિતી આપતી બૅન્કોની સંખ્યા | ૩૪૫ | ૨૯૨ |
| ૨. મૂડી અને અનામત ભંડોળ | રૂ. ૮૧ કરોડ | રૂ. ૭૮ કરોડ |
| ૩. ચાલુ થાપણ | રૂ. ૮૨૮ ,, | રૂ. ૮૫૪ ,, |
| ૪. મુદતી ,, | રૂ. ૧૦૯૯ ,, | રૂ. ૧૧૭૯ ,, |
| ૫. રોકડ પુરાંત | રૂ. ૧૨૦ ,, | રૂ. ૧૨; ,, |
| ૬. બીજી બૅન્કો પાસે રહેલ પુરાંત | રૂ. ૨૦ ,, | રૂ. ૨૦ ,, |
| ૭. સરકારી જામીનગીરીઓમાં રોકાણ | રૂ. ૫૬૮ ,, | રૂ. ૬૦૭ ,, |
| ૮. અન્ય રોકાણો | રૂ. ૬૫ ,, | રૂ. ૭૫ ,, |
| ૯. ધીરાણો | રૂ. ૧૩૫૨ ,, | રૂ. ૧૪૮૨ ,, |

ઉપરના આંકડાઓ સ્પષ્ટપણે બતાવે છે કે માત્ર બૅન્કોની સંખ્યા સિવાયના અન્ય તમામ ક્ષેત્રોમાં બૅન્કોએ વિકાસ જ હાંસલ કર્યો છે. મૂડી, થાપણ, રોકાણો અને ધીરાણો જેવાં મહત્ત્વનાં ક્ષેત્રોમાં બૅન્કોની પ્રગતિ જ દેખાય છે. આયોજનના અત્યાર સુધીનાં છેલ્લાં બાર-તેર વર્ષો દરમિયાન બૅન્કોએ પ્રગતિ જ કરી જણાય છે. બૅન્કોની સંખ્યામાં થયેલો ઘટાડો સૂચક છે. છાશવારે ઊભી થતી અને છાશવારે બંધ થતી બૅન્કોને પ્રોત્સાહન ન મળ્યું અને જે જે બૅન્કો નબળી હતી તે બૅન્કોને પણ મેદાન ખાલી કરવું પડયું છે. આ પ્રવાહ કાંઈક અંશે સંગીનતા અને સુધારો જ સૂચવે છે.

લોકોને થાપણદારો તરીકે બૅન્કોમાં વિશ્વાસ આવે તે માટે ૧લી જુલાઈ ૧૯૬૦ના રોજ એક સંસ્થાની સ્થાપના થઈ છે. જેને ૧૯૬૩ના જાન્યુઆરીની ૧લી તારીખથી કાયમી કરવામાં આવી છે. આ સંસ્થાનું નામ છે: ગેરંટી ઑર્ગેનાઇઝેશન (Guarantee Organization). બીજી યોજનાના છેલ્લા તબક્કા દરમિયાન કેરળ રાજ્યની મોટી અને પ્રતિષ્ઠાસંપન્ન ગણાતી 'પલાઈ બૅન્ક' નામની બૅન્ક જ્યારે ફડચામાં ગઈ ત્યારે બૅન્કોની શક્તિ ઉપરનો થાપણદારોનો વિશ્વાસ ડગી ગયો હતો. આ વિશ્વાસની પુનઃસ્થાપના માટે વાણિજ્ય બૅન્કોના વહીવટને રિઝર્વ બૅન્કના હાથ નીચે વધુ ગાઢી દેખભાળ માટે મૂકવામાં આવ્યો હતો, અને તે સાથે આ સંસ્થાની સ્થાપના જેવા કામોને પણ લાગુ પાડવામાં આવ્યા હતા.

આજે તાજેતરમાં રાજ્યકર્તા પક્ષના માણસોમાં અને બીજા લોકોમાં એક માન્યતા જોર પકડતી જાય છે કે વેપારી બૅન્કોનું રાષ્ટ્રીયકરણ કરી નાખવું જરૂરી છે. ખાનગી માલિકી અને વ્યવસ્થા અનેક દૂષણો ઊભાં કરે છે. બૅન્કોના વ્યવસ્થાપકો ઉત્પાદનનાં બીજાં ક્ષેત્રો ઉપર પણ પોતાનું વર્ચસ્વ ધરાવે છે, અને આમ ઈજારા-

નાં તથા શોષણનાં પરિબળો ઉપસ્થિત થાય છે. સરકાર જો બૅન્કોની વ્યવસ્થા પોતાને હસ્તક જ લઈ લે તો આ ઈજારાશાહી અને તેમાંથી નિષ્પન્ન થતાં અનેકાનેક દૂષણોને નાબૂદ કરી શકાય. બૅન્કોની પ્રવૃત્તિ ઉપર અત્યારે અનેક મર્યાદાઓ કાયદાઓ દ્વારા તો છે જ, ત્યારે આ એક વિચાર અત્યારે જોર પકડી રહ્યો છે. બૅન્કોના રાષ્ટ્રીય કરણના મુદ્દાનો સૈદ્ધાંતિક સ્વીકાર પણ થઈ શકે તેમ નથી, છતાં પણ માની લઈએ કે રાષ્ટ્રીયકરણ કરવું એમ સ્વીકાર્યું, તો પણ રાષ્ટ્રીયકરણના પ્રશ્નમાંથી ઉપજ્ઞ થતી વ્યવહારુ મુશ્કેલીઓનો સામનો કરવાની શક્તિ સરકારપક્ષે કેટલી છે તે કહેવું મુશ્કેલ છે. સરકારપક્ષે નિષ્ણાત માણસોનો તથા બદલામાં આપવા પૂરતાં નાણાં-નો પુરવઠો તો છે જ નહિ. એટલે રાષ્ટ્રીયકરણનું કામ અતિ મુશ્કેલ બાબત છે.

ભારતીય વાણિજ્ય બૅન્કોને માટે અત્યારે પ્રશ્ન છે સંચાલન ખર્ચનો. આ ખર્ચ અત્યારે વધતો જ જાય છે અને તેમની કમાણીના પ્રમાણને ઘટાડતો જાય છે. બીજો સવાલ છે રોકાણના ક્ષેત્રનો. વાણિજ્ય બૅન્કો દુનિયાના બીજા દેશોની વાણિજ્ય બૅન્કોની માફક જ લાંબા ગાળાની અને મધ્યમ ગાળાની મૂડી માટે ધીરાણ આપતી નથી, જે સર્વથા યોગ્ય જ છે. પણ ગ્રામીણ વિભાગમાં જો શાખાઓ ખોલવાનું કામ શરૂ થાય અને વેગ પામે તો વધુ સારું એવો નિષ્ણાતોનો અભિપ્રાય છે.

અહીં વાણિજ્ય બૅન્કિંગ વિષેની ચર્ચા આપણે પૂરી કરીએ છીએ.

### ૪. ઇમ્પીરીઅલ બૅન્ક ઑફ ઇન્ડીઆ અથવા સ્ટેટ બૅન્ક ઑફ ઇન્ડીઆ

ભારતીય બજારના સંકલિત વિભાગની આ ઘણી મહત્ત્વની બૅન્ક છે. ભારતમાં એક સમયે જે ઇમ્પીરીઅલ બૅન્ક નામે ઓળખાતી હતી તે જ બૅન્ક ઇ. સ. ૧૯૫૫-માં રાષ્ટ્રીયકરણ પછી સ્ટેટ બૅન્કના નામથી ઓળખાય છે. આ સ્ટેટ બૅન્ક વ્યાપારી હેતુથી પોતાની કામગીરી બજાવે છે અને તેથી તેને વ્યાપારી બૅન્ક તરીકે જ ગણવામાં આવે છે. વ્યાપારી બૅન્કોમાં આ બૅન્ક નાયક સમાન છે. બધી જ વ્યાપારી બૅન્કોમાં આ બૅન્ક સૌથી વિશેષ તાકાત ધરાવે છે. આ બૅન્ક પોતાનાં કાર્યાલયો, કામનો વિસ્તાર, રોકાણો, ધીરાણો, થાપણો, મૂડી વગેરે ક્ષેત્રોમાં સૌથી વધુ તાકાત ધરાવતી બૅન્ક છે. ઇ. સ. ૧૯૨૧થી આજ દિન સુધી આ બૅન્ક મોટામાં મોટી વ્યાપારી બૅન્ક તરીકે ચાલુ રહી છે.

આ બૅન્કનો ઇતિહાસ ઘણો જ રસપ્રદ છે. અંગ્રેજો-એ મુંબઇ, મદ્રાસ અને કલકત્તા ખાતે તે સમયના મુંબઇ ઈલાકા, મદ્રાસ ઈલાકા અને બંગાળ ઈલાકા માટે એક એક વ્યાપારી બૅન્કની સ્થાપના કરી હતી. આ ત્રણે બૅન્કોની માલિકી પરદેશીઓની જ હતી. આ બૅન્કો ભારત અને ભારત આસપાસના પૂર્વના પ્રદેશો સાથે વ્યાપાર કરતી પરદેશી પેઢીઓની સેવા કરતી હતી. આ વ્યાપાર જ્યારે ઘણો વધ્યો અને બૅન્કની સેવાઓની પણ ઘણી જરૂર ઊભી થઈ ત્યારે અંગ્રેજોએ ઈંગ્લેન્ડની સરકાર પાસે મધ્યસ્થ બૅન્કની માગણી કરી. પરંતુ અંગ્રેજ સરકારને આ કસમયની માંગ લાગી. આથી આના બદલામાં આ ત્રણે બૅન્કોને ભેગી કરી અને તેમાંથી એક મોટી બૅન્ક ઊભી કરી, અને તેને થોડાંક મધ્યસ્થ બૅન્કિંગ કાર્યો સોંપવામાં આવ્યાં. આ બૅન્ક તે ઇમ્પીરીઅલ બૅન્ક ઑફ ઇન્ડીઆ.

પરંતુ ઇમ્પીરીઅલ બૅન્ક ભારતની બધી જ બૅન્કોમાં સૌથી તાકાતવાળી, મધ્યસ્થ બૅન્કિંગ સંસ્થા તરીકેના થોડાક હક્કો ભોગવતી તથા અંગ્રેજોની માલિકીની અને અંગ્રેજ સરકારની માનીતી હોવાથી તેણે પોતાની પરિ-સ્થિતિનો ગેરલાભ ઉઠાવવો શરૂ કર્યો અને અમુક બાબતો-માં ઈજારી પરિસ્થિતિ ઊભી કરી અને અન્યાયી વર્તન બતાવ્યાનો આક્ષેપ તેના પર મૂકવામાં આવ્યો. ઇમ્પીરી-અલ બૅન્કની કામગીરીની ખામીઓ નીચે પ્રમાણે ગણાવી શકાય:

(૧) સરકારી મૂડી વિનાવ્યાજે મળતી હતી. એટલે તે મૂડીના આધારે તે વધુ કમાણી કરી શકતી હતી. આ મૂડી માટે તેને કાંઈ વ્યાજ ભરવું પડતું નહોતું અને ઉપરથી વ્યાજ મળતું હતું. એમ બન્ને બાજુએથી ફાયદો થતો હતો. જ્યારે બીજી વાણિજ્ય બૅન્કોને આવો કોઈ લાભ મળતો નહોતો. આમ, આ બૅન્ક અયોગ્ય હરીફાઈ કરતી હતી.

(૨) આ બૅન્કમાં પરદેશી હિતોનું પ્રભુત્વ હતું, એટલે મોટા ભાગે તો ભારતમાં રહેલી પરદેશી પેઢીઓને

જ મદદ કરતી હતી. એટલું જ નહિ, પણ ઘણી વખત ભારતીય પેઢીઓ સામે ભેદભાવ પણ અખત્યાર કરતી. ભારતીય પ્રજાની થાપણો સ્વીકારતી, પણ ભારતીય પ્રજાને ધીરાણ ન કરતી. આમ, આ બૅન્કે ભારતીય મૂડીનો પણ વિદેશી પેઢીઓ માટે ઉપયોગ કરતી. વળી આ ઉપરાંત પોતાના કર્મચારીઓમાં ઊંચા હોદ્દાઓ વિદેશીઓને જ મળતા, અને ખૂબ નીચી કક્ષાનાં સ્થાનોમાં જ ભારતીય લોકોને રાખવામાં આવતા. ભારતીય કર્મચારીઓને બૅન્કિંગની તાલીમ પણ ન લેવા દેતી ને આમ ભેદભાવ અખત્યાર કરતી.

(૩) આ બૅન્કમાં મધ્યસ્થ બૅન્કિંગ અને વાણિજ્ય બૅન્કિંગને ભેગાં કરવામાં આવ્યા હતા. તેથી બન્ને વચ્ચે અથડામણ થતી. બન્ને પ્રકારનાં બૅન્કિંગના સિદ્ધાંતો ભિન્નભિન્ન પ્રકારના હોય છે. આ અથડામણ તે ન નિવારી શકી.

(૪) આ બૅન્કને બીજી ખાસ કામગીરી ૧૯૫૦ની ગ્રામ્ય બૅન્કિંગ તપાસ સમિતિએ સોંપી હતી, કે ૧૯૫૬ સુધીમાં ઈમ્પીરીઅલ બૅન્કે ૨૭૪ નવી શાખાઓ ગ્રામીણ અર્થતંત્રમાં સ્થાપવી, અને ગ્રામીણ અર્થતંત્રમાં ગ્રામ-ધીરાણ, ગ્રામ સહકાર તથા કોઠારોના વિકાસનું કામ હાથ ધરવું. આમાંથી જૂન ૧૯૫૫ સુધીમાં માત્ર ૬૩ શાખાઓ આ બૅન્ક ખોલી શકી. આમ, ગ્રામીણ અર્થતંત્ર માટે જે કામ કરવાનું તેને સોંપાયું તેમાં તે સરિયામ નિષ્ફળ નીવડી. આથી કંટાળીને સરકારે તેના રાષ્ટ્રીય-કરણનો રાહ લીધો.

આમ, ૧ જૂલાઈ ૧૯૫૫ના રોજ સ્ટેટ બૅન્ક ઑફ ઈન્ડીઆ અસ્તિત્વમાં આવી જેને ઈમ્પીરીઅલ બૅન્કની તમામ મૂડી અને તમામ જવાબદારી સોંપવામાં આવ્યાં.

શરૂઆત વખતે સ્ટેટ બૅન્ક ઑફ ઈન્ડીઆની અધિકૃત મૂડી રૂા. ૨૦ કરોડની કરવામાં આવી, અને ભરપાઈ થયેલી મૂડીનું પ્રમાણ રૂા. ૬,૬૨,૫૦,૦૦૦નું રાખવામાં આવ્યું. બૅન્કની મૂડીને શેર્સમાં વહેંચી નાખવામાં આવી. એક શેરની કિંમત રૂા. ૩૫૦ રાખવામાં આવી. કુલ શેર્સમાંથી ૫૫% શેર્સ રિઝર્વ બૅન્કે ખરીદી લીધા અને ૪૫% બીજી સંસ્થાઓને આપવામાં આવ્યા.

સ્ટેટ બૅન્કની વ્યવસ્થા માટે એક મધ્યસ્થ બોર્ડ તથા મુંબઈ, કલકત્તા અને મદ્રાસ ખાતે એકેક એમ ત્રણ સ્થાનિક બોર્ડ્ઝ ઊભાં કરવામાં આવ્યાં. મધ્યસ્થ બોર્ડમાં ૧ પ્રમુખ, ૧ ઉપપ્રમુખ, ૨ મૅનેજિંગ ડિરેક્ટરો તથા ૧૪ બીજા ડિરેક્ટરો નીમવામાં આવ્યા. જેમાંથી આઠને રિઝર્વ બૅન્કના પ્રતિનિધિઓ ગણવાનું નક્કી થયું. આ આઠમાં બે સભ્યો સહકારી બાબતોનું જ્ઞાન ધરાવતા હોય અને ૨ આર્થિક બાબતોનું જ્ઞાન ધરાવતા હોય.

સ્ટેટ બૅન્કનાં નક્કી થયેલાં કાર્યોને નીચે પ્રમાણે ગણાવી શકાયઃ– (૧) ઉદ્યોગ અને વ્યાપારને ધિરાણ.

(૨) બૅન્કોને યોગ્ય પાયા પર મદદ.

(૩) ગ્રામ્ય અર્થતંત્રની બચતનો સંચય

(૪) ગ્રામ્ય ધીરાણ, સહકારી ખરીદ-વેચાણ તથા સંગ્રહાલયોનો વિકાસ, અને

(૫) પાંચ વર્ષના ગાળામાં ૪૦૦ નવી શાખાઓ ખોલવી. (જેમાંની મોટાભાગની ગ્રામ્યવિસ્તારમાં હોવી જરૂરી છે).

ઉપર મુજબનાં કાર્યો સ્ટેટ બૅન્ક ઑફ ઈન્ડીઆને સોંપવામાં આવ્યા. ઉપરાંત એક સંકલન અને વિકાસ ભંડોળ પણ રચવામાં આવ્યું જેમાં રિઝર્વ બૅન્કના શેર્સ ઉપરનું ડિવિડન્ડ જે રિઝર્વ બૅન્કને ફાળે જાય તે તેમાં જમા કરવાનું નક્કી થયું હતું.

જે કાર્યો ઉપરનાં નક્કી કરી આપવામાં આવ્યા છે તે કાર્યોની દિશામાં સ્ટેટ બૅન્કે ઝડપથી અને છતાં ઠીક ઠીક સફળતાથી પ્રગતિ કરી બતાવી છે. એટલે ઈમ્પીરીઅલ બૅન્કનું સ્ટેટ બૅન્કમાં થયેલું રૂપાંતર ન્યાયી સાબિત કરી બતાવ્યું છે.

ઈ. સ. ૧૯૬૦ના જૂન માસની ૧લી તારીખે ૪૦૦મી શાખાની સ્થાપના કરીને વિક્રમ સ્થાપેલ છે. ઉત્તર પ્રદેશના કઈરાણા ગામે આ શાખા ખોલવામાં આવી અને તે સમયના નાણાપ્રધાન શ્રી. મોરારજી દેસાઈએ તેનું ઉદ્ઘાટન કર્યું.

સ્ટેટ બૅન્કની ધીરાણ વગેરે બાબતો તપાસતાં જણાય છે કે આ બૅન્કે પોતાનું આગવું અસ્તિત્વ સાબિત કર્યું

છે. અમેરિકાની મદદનાં મળતાં નાણાં જે થાપણ તરીકે આ બૅન્કમાં મુકાય છે તેને જો બાદ કરીએ તો ૧૯૬૧ના અંત સુધીમાં કુલ થાપણોનું પ્રમાણ રૂ. ૬૬૦ કરોડ સુધી પહોંચ્યું હતું. આની સામે ભારતની પ્રથમ કક્ષાની બધી જ બૅન્કોની ભેગી કરેલી કુલ થાપણ રૂ. ૧૮૨૩ કરોડ હતી. આમ, માત્ર એકલી સ્ટેટ બૅન્કે જ કુલ વેપારી બૅન્કોની કુલ થાપણના ૩૬% પોતે જ કબજે કરેલ છે. સ્ટેટ બૅન્ક બધી જ પ્રકારની બૅન્કોને દરેક પ્રકારનું ધીરાણ પણ કરે છે. પોતાની કુલ થાપણના લગભગ ૪૩ થી ૪૪% જેટલું તો તે રોકાણ કરી રાખે છે. ઈ. સ. ૧૯૬૧ના વર્ષમાં રૂા. ૩૨૪ કરોડનું તેણે ધીરાણ કરેલું હતું. પ્રથમ કક્ષાની બધી જ બૅન્કોના કુલ ધીરાણના ૨૫% જેટલું ધીરાણ માત્ર એકલી સ્ટેટ બૅન્કે જ કર્યું હતું. વળી ૩૧મી ડિસે. ૧૯૬૧ના રોજ આ બૅન્ક પાસે કુલ ૧૪૪૪ કાર્યાલયો હતાં, જે બધી જ વેપારી બૅન્કોનાં બધાં જ કાર્યાલયો (૪૩૯૦)ના ૩૩% થવા જાય છે.

અમેરિકા (યુ. એસ. એ.)થી અનાજ તથા કાચા માલની જે મદદ "પી. એલ. ૪૮૦ (Public Law 480)" દ્વારા આપણને મળે છે તેમાંથી ઉત્પન્ન થતાં રોકડ નાણાં રૂપિયાના સ્વરૂપમાં સ્ટેટ બૅન્કમાં થાપણ તરીકે મુકાય છે. આમ, આ રીતે થાપણોનાં રોકાણોમાં તેમજ ધીરાણોમાં તેની શક્તિ આપણને વિશેષ દેખાય છે.

આ ઉપરાંત ભારતમાં દેશી રાજ્યો — રજવાડાંઓનું વિલિનીકરણ થયું ત્યારે, અમુક રાજ્યોમાં આવી સ્ટેટ બૅન્કના પ્રકારની બૅન્કો સ્થાપવામાં આવેલી. આવી બૅન્કો સૌરાષ્ટ્ર, બીકાનેર વગેરે સ્થળોએ છે જે સ્ટેટ બૅન્ક ઑફ સૌરાષ્ટ્ર, સ્ટેટ બૅન્ક ઑફ બીકાનેર વગેરે નામથી ઓળખાય છે. આ બધી બૅન્કોને સ્ટેટ બૅન્ક ઑફ ઈન્ડીઆ સાથે ભેળવી દેવાની યોજના ક્યારની ય વિચારાઈ છે પણ સ્ટેટ બૅન્ક બરાબર સ્થિરતા પ્રાપ્ત કરે ત્યાર પછી આવી ગૌણ સ્ટેટ બૅન્કોને મુખ્ય સ્ટેટ બૅન્ક સાથે ભેળવવા ધાર્યું છે. ત્યાં સુધી આવી બૅન્કો સ્ટેટ બૅન્ક ઑફ ઈન્ડીઆની ગૌણ બૅન્કો તરીકે કામ કરશે, અને બધું કામકાજ સ્ટેટ બૅન્ક ઑફ ઈન્ડીઆ અનુસાર જ ચલાવવામાં આવશે. આ બધી બૅન્કોની સિદ્ધિને સ્ટેટ બૅન્ક ઑફ ઈન્ડીઆ સાથે ભેળવાય છે માટે પણ સ્ટેટ બૅન્કની કામગીરી વિશિષ્ટ પ્રતિભાસંપન્ન દેખાય છે.

ગ્રામીણ અર્થતંત્રમાં કોઠારોની યોજનામાં ગ્રામધીરાણમાં, ગ્રામસહકારમાં તથા ગ્રામ સહકારી ખરીદવેચાણમાં સ્ટેટ બૅન્કે ઘણું કામ કર્યું છે. 'પાયલટ યોજના' નામની એક મોટી વ્યવસ્થા ઊભી કરવામાં આવી છે જે ગ્રામીણ અર્થકારણને નાણાકીય સગવડો વધારી આપવાનું કામ કરે છે. આમ સમગ્ર દૃષ્ટિએ તપાસતાં સ્ટેટ બૅન્કે પોતાનું અસ્તિત્વ ન્યાયી સાબિત કરી બતાવ્યું છે.

અહીં આપણે ઈમ્પીરીઅલ બૅન્ક ઑફ ઈન્ડીઆ તથા સ્ટેટ બૅન્ક ઑફ ઈન્ડીઆ વિષેની ચર્ચા પૂરી કરીએ છીએ.

### ૫. હૂંડી બજારની યોજના
(Bill Market Scheme)

ભારતના ખેડૂતોને નાણાંની એક વૈકલ્પિક સગવડ પૂરી પાડતી સંસ્થા તરીકે આ યોજના અમલમાં મૂકવામાં આવી છે. ઈ. સ. ૧૯૫૨ના જાન્યુઆરી માસમાં આ સંસ્થા ઊભી કરવામાં આવી છે. અત્યાર સુધી ભારતના ગરીબ ખેડૂતોને નાણાંની મદદ માટે શાહુકારોનો જ આશ્રય લેવો પડતો હતો. આપણી શહેરી વ્યાપારી બૅન્કો ગામડાંઓમાં બૅન્કિંગ કામકાજ કરવા નારાજ છે. ગામડાંમાં આથી નાછૂટકે ખેડૂતોને શાહુકારો સિવાય બીજી કોઈ સંસ્થા નહોતી. શાહુકારો આ પરિસ્થિતિ બરાબર સમજતા હતા એટલે તેઓ પણ ખેડૂતવર્ગનું ભારે શોષણ કરતા હતા. ખોટા હિસાબો તથા ઊંચા અને અયોગ્ય વ્યાજના દરો તો સામાન્ય બની ગયા હતા. આમ હૂંડીબજારની જરૂર ઘણા જ લાંબા સમયથી હતી જ. વળી, આ ઉપરાંત ગરીબ ખેડૂતો હંમેશાં દેવામાં ડૂબેલા રહેતા, જેવો પાક તૈયાર થાય એટલે મોટા ભાગના આ પાકને જલ્દીથી વેચી નાખવા તૈયાર થાય, જેથી રોકડ મૂડી જો હાથ ઉપર આવે તો પોતાની વપરાશ માટે કાંઈક ખર્ચી શકાય તથા દેવાનું થોડુંઘણું ભરણું પણ ભરી શકાય. આમ, બધા ખેડૂતો સાથે માલ વેચવા જાય, એટલે તાત્કાલિક તો વસ્તુઓના ભાવો ઘટે. તાત્કાલિક ઘટેલા ભાવોનો લાભ લઈને તે શાહુકારો આ

માલસામાન ખરીદીને સંગ્રહી રાખે. જ્યારે પાછા બજારમાં ભાવો વધે ત્યારે તે જ માલ વધેલા ભાવે વેચે. આમ, કોઠારોની અને વધારાની મૂડીની સગવડથી શાહુકારો ખેડૂતોનું શોષણ કરતા. આમ, હૂંડીબજારમાં નાણાકીય તેમજ કોઠારોની સગવડનો સવાલ એટલો જ મહત્ત્વનો છે.

આપણા દેશમાં ૧૯૫૨ પહેલાં આવી કોઇ યોજના અમલમાં નહોતી. પશ્ચિમના લગભગ દરેક વિકસિત પ્રદેશમાં હૂંડીબજાર જેવી સંસ્થાઓ હોય જ છે. આપણા દેશમાં તે વિકસી ન શકી તેને માટે અમુક કારણો જવાબદાર માનવામાં આવે છે. એક વાત તો એ જ કે હૂંડીબજારની યોજનામાં સમાવી શકાય તેવી હૂંડીઓ જ આપણા દેશમાં ઓછી ઉત્પન્ન થતી એટલે વટાવનું પૂરતું કામ મળી શકે કે કેમ તે જ સવાલ હતો. આ સાથે દેશી હૂંડી અને દેશી નાણાવટીઓ તો હતા જ, અને વેપારી બૅન્કો આવી હૂંડીઓનો તો અસ્વીકાર જ કરે. એક બાબત એ પણ છે કે જરૂર પડયે મદદ કરવા મધ્યસ્થ બૅન્ક તે વખતે તૈયાર પણ નહોતી. વળી, જે હૂંડી તૈયાર થાય તેના ઉપર સરકારી સ્ટેમ્પ લગાવવો પડતો જેનું ઉમેરણ થતાં હૂંડી ઉપરના ધીરાણનો ખર્ચ ભારે વધી જતો. તે ઉપરાંત કોઠારો પણ હતા નહિ. જો કોઠારોની સગવડ ન હોય તો હૂંડીબજારની યોજના ચાલી શકે જ નહિ. આવી બધી મુશ્કેલીઓને કારણે જ હૂંડીબજારનો વિકાસ થઈ શકેલો નહિ.

પરંતુ, જ્યારે તક મળી ત્યારે આપણા દેશની રિઝર્વ બૅન્કે તાત્કાલિક આવી યોજનાની જાહેરાત કરી. આમાં વિશિષ્ટ પ્રકારની ગોઠવણ કરવામાં આવી. પ્રથમ તો ગામડે ગામડે કોઠારો ઊભા કરવા માટેની જોગવાઈ કરી, અને પછી નીચે પ્રમાણેની સગવડોની જાહેરાત કરવામાં આવી.

(૧) ગ્રામીણ વિભાગમાંથી આવતી હૂંડીનો સ્વીકાર કરી તેના ઉપર ધીરાણ (વટાવ) કરનાર વેપારી બૅન્કને રિઝર્વ બૅન્ક જરૂર પડયે તે જ હૂંડીઓ ઉપર પુનઃધીરાણ (વટાવ) આપશે. આથી વાણિજ્ય બૅન્કોની ચિંતા દૂર થઈ.

(૨) મધ્યસ્થ બૅન્કના ચાલુ વ્યાજના દર કરતાં $\frac{1}{2}$% ઓછા દરથી આ વટાવ કરી આપવામાં આવશે.

(૩) સ્ટેમ્પ ડયૂટીનો જે ખર્ચ થાય તેનો અર્ધો ભાગ રિઝર્વ બૅન્ક ભોગવશે.

આવી ઉદાર જાહેરાતથી હૂંડીબજારની સુંદર શરૂઆત થઈ. હવે હૂંડીબજારનું આ વ્યવસ્થાતંત્ર કેમ ચાલે છે તે આપણે જોઈએ. અ નામનો એક ખેડૂત પોતાના તૈયાર થયેલા પાકનો સારો ભાવ લેવા, અત્યારે અને પોતાના જ ગામમાં વેચવા તૈયાર નથી. પણ પોતે ગરીબ છે માટે નાણાં વગર તો ચલાવી શકે જ નહિ. આથી, પોતાનો પાક જેની કિંમત ચાલુ ભાવે માનો કે રૂ. ૧૦૦ થાય છે તે લઈને પોતાના ગામના જ કોઠારમાં મૂકશે. કોઠાર ગામની જ સહકારી મંડળી દ્વારા ચાલે છે. આ કોઠારનો કોઠારી પ્રમાણિત થયેલી મંડળી વતી એક ખતપત્ર ખેડૂતને લખી આપે છે જેમાં કુલ માલસામાનનું વજન, જાત, કિંમત વગેરે માહિતી લખી આપે છે. આ ખતપત્ર તે હૂંડી. આ હૂંડી જો કોઈ પણ બૅન્કિંગ સંસ્થાને આપવામાં આવે તો તેના ઉપર ખેડૂતને નાણાં મળી શકે. આમ ઉધાર લીધેલાં નાણાં તેણે ત્રણ માસમાં પરત કરવા પડે. પણ ત્રણ માસ સુધીમાં જરૂર પોતાનો માલ ઇચ્છા મુજબ વેચી નાખે છે અને તેમાંથી આવેલા પૈસા બૅન્કને પરત કરે છે. આમ હૂંડીબજારની યોજના એ ટૂંકા ગાળાની નાણાકીય સહાયની યોજના છે.

હવે જે બૅન્કે આ હૂંડીનો સ્વીકાર કર્યો તે બૅન્કે આવી ઘણી હૂંડીઓ સ્વીકારી હોય અને પોતાની પાસે જો પૈસા ખલાસ થયા હોય તો આ હૂંડીઓનો થોકડો રિઝર્વ બૅન્કને આપીને ત્રણ માસ માટે તેટલી બધી જ રકમ તે બૅન્ક પણ મેળવી શકે. એટલે એક રીતે તો રિઝર્વ બૅન્કનું નાણું જ હૂંડીબજારના વિકાસમાં વપરાય એવું તંત્ર ગોઠવાયું હતું.

સંગ્રહાલયો રચવા માટે પણ ઘણા સમયથી વિદ્વાનો કહ્યા કરતા હતા, પરંતુ અંગ્રેજી અમલ નીચે તે શકય બન્યું જ નહિ. ગાડગીળ સમિતિ, મધ્યસ્થ બૅન્કિંગ તપાસ સમિતિ અને છેલ્લે અખિલ–ભારત ગ્રામધીરાણ તપાસ સમિતિએ પણ આ બાબતનાં સૂચનો કર્યાં હતાં. અંતે સરકારે આ સૂચનોનો સ્વીકાર પણ કરી લીધો છે અને તે અનુસાર કોઠારોની યોજના પણ આગળ ધપી રહી છે. કોઠારોની વ્યવસ્થા સમજવા જેવી છે. પ્રથમ તો

ગામડાને જ ધોરણે, ગામની જરૂરિયાતને પહોંચી શકે તેવો કોઠાર રચવો. જેની વ્યવસ્થા ગામની સહકારી મંડળી સંભાળે. ત્યાર પછી રાજ્યનાં મુખ્ય મુખ્ય ગામોમાં એક એક એવા કોઠારો રચવા જેની વ્યવસ્થા સમગ્ર રાજ્ય-કક્ષાની સહકારી સંસ્થા સંભાળે અને છેલ્લે દેશનાં મોટાં બંદરો ઉપર અને અગત્યનાં વ્યાપાર-ઉદ્યોગનાં કેન્દ્રોમાં કેન્દ્રીય ધોરણે મોટાં કેન્દ્રો રચવામાં આવે, જેની વ્યવસ્થા અખિલ રાષ્ટ્રીય બોર્ડ સંભાળે. અત્યારે ભારતમાં આવી જ કાંઈક વ્યવસ્થા સ્વીકારવામાં આવી છે.

હૂંડીબજારની આ વ્યવસ્થા ખરેખર ખૂબ ફળદાયી માલૂમ પડી. નીચેના આંકડાઓ તેને સાબિત કરે છે. નીચે આપેલ કોઠો બતાવે છે કે ઉત્તરોત્તર વર્ષોમાં આ યોજના દ્વારા કેટલી નાણાકીય સહાય મેળવવામાં આવી છે.

| | | |
|---|---|---|
| ૧૯૫૨-૫૩ | રૂ. ૧૬૩ | કરોડ |
| ૧૯૫૩-૫૪ | રૂ. ૨૩૪ | ,, |
| ૧૯૫૪-૫૫ | રૂ. ૩૪૭ | ,, |
| ૧૯૫૫-૫૬ | રૂ. ૪૯૭ | ,, |
| ૧૯૫૬-૫૭ | રૂ. ૧૦૧૭ | ,, |

ઉપરના આંકડા હૂંડી-બજારની યોજનાની સફળતા જ બતાવે છે.

હૂંડી-બજારની યોજનાનો પ્રશ્ન અત્યારે છે ભારતીય નાણાબજારના બિનસંકલિત વિભાગની હૂંડીઓના સ્વીકારનો અને આ યોજનાને વધુ લોકપ્રિય તથા વિસ્તૃત બનાવવાનો.

અહીં આપણે હૂંડી-બજારની ચર્ચા પૂરી કરીએ છીએ.

## ૬. રિઝર્વ બૅન્ક ઑફ ઇન્ડીઆ

ભારતીય અર્થતંત્રમાં અને ખાસ કરીને નાણાબજારમાં સેનાપતિ તરીકે કામ કરતી ખૂબ ખૂબ શક્તિઓ અને ભારે પ્રતિષ્ઠા ધરાવતી રિઝર્વ બૅન્ક ઑફ ઇન્ડીઆ પોતે દેશની મધ્યસ્થ બૅન્ક તરીકે કામ કરે છે. પૂરી કાર્યદક્ષતાથી એકધારું કામ કરીને આ બૅન્કે બેનમૂન પ્રતિષ્ઠા આ દેશમાં તેમજ વિદેશોમાં હાંસલ કરી છે. આયોજિત વિકાસના આજના સમયમાં કાયદાની દૃષ્ટિએ પણ આ બૅન્કની સત્તાઓને વિશાળ બનાવવામાં આવી છે, અને આ બૅન્કે ન્યાયપુરઃસર આ સત્તાઓનો ઉપયોગ પણ કરી બતાવ્યો છે. રિઝર્વ બૅન્કની ઉત્પત્તિ તથા તેનાં કાર્યો એટલે કે આ દેશના અર્થકારણમાં તેણે આપેલા ફાળા વિષે સંક્ષેપમાં તપાસ કરવા પ્રયાસ કરીએ.

રિઝર્વ બૅન્ક ઑફ ઇન્ડીઆની સ્થાપના સન ૧૯૩૫માં કરવામાં આવી, પણ મધ્યસ્થ બૅન્કની સ્થાપના માટે તો અંગ્રેજ વેપારીઓ દ્વારા છેક ૧૮૩૬માં બ્રિટિશ સરકાર સમક્ષ માગણી મૂકવામાં આવી હતી. આમ, તેની સ્થાપનાના સમયથી એકસો વર્ષ જૂનો ભારતની મધ્યસ્થ બૅન્કનો ખ્યાલ હતો. આપણે આ જ પ્રકરણમાં આગળ જોયું છે કે વિદેશી વેપારીઓને ભારત અને પૂર્વના બીજા પ્રદેશો જોડે વેપારમાં સરળતા રહે તે માટે તેઓએ વેપારી બૅન્કો સ્થાપેલી હતી. પરંતુ એક મધ્યસ્થ બૅન્કની પણ જરૂર હતી અને માટે તેમણે માગણી કરી હતી. પણ, સમય મધ્યસ્થ બૅન્કની સ્થાપના માટે પરિપક્વ નથી એમ માનતાં અંગ્રેજ સરકારે ભારતના તે સમયના ત્રણે – મુંબઈ, મદ્રાસ અને બંગાળ – ઇલાકાના મુખ્ય શહેરોમાં એકેક વેપારી બૅન્કની સ્થાપના કરી. આ બૅન્કો મધ્યસ્થ બૅન્કો તો નહોતી જ. માટે સમય જતાં ફરી ભારતમાં મધ્યસ્થ બૅન્કની સ્થાપના માટે વિદેશીઓ તરફથી અને હવે તો સાથે હિંદીઓ તરફથી પણ માગણી થઇ. પણ, તપાસ કર્યા પછી જ પાકો નિર્ણય લેવો એવા અભિપ્રાય ઉપર આવતાં ત્રણે ઈલાકાની ત્રણે બૅન્કો ભેગી કરીને એક મોટી શક્તિશાળી વેપારી બૅન્ક બનાવી જેને ઇમ્પીરીઅલ બૅન્ક ઑફ ઈન્ડીયા નામ આપ્યું અને તેને મધ્યબૅન્કનાં અમુક કાર્યો સોંપવામાં આવ્યાં. પરંતુ આ સાથે જ ભારતના તમામ બૅન્કિંગ અને ચલણના પ્રશ્નોની તપાસ માટે એક પંચ નીમવામાં આવ્યું, જેને ભારતમાં મધ્યસ્થ બૅન્ક સ્થાપવાની બાબતની તપાસ પણ સોંપવામાં આવી. આ પંચનું નામ 'હીલ્ટન–યંગ કમિશન' હતું. હીલ્ટન–યંગ કમિશને ભારતમાં મધ્યસ્થ બૅન્ક સ્થાપવા માટે સાનુકૂળ વાતાવરણ છે એવો અભિપ્રાય આપ્યો. પછી, આગળની કામગીરી પંચ માટે કસોટીરૂપ નીવડી. મધ્યસ્થ બૅન્કની સ્થાપના વિષે નીચે પ્રમાણે વિકલ્પોવાળા પ્રશ્નો પંચ સમક્ષ ઉપસ્થિત થયા હતા.

(૧) હાલની ઇમ્પીરીઅલ બૅન્કને જ મધ્યસ્થ બૅન્કમાં ફેરવવી કે નવી જ મધ્યસ્થ બૅન્ક સ્થાપવી?

(૨) જે મધ્યસ્થ બૅન્ક દેશ માટે સ્થપાય તે ખાનગી

માલિકીની સંસ્થા તરીકે રાખવી કે રાજ્યહસ્તકની સંસ્થા તરીકે?

(૩) જે મધ્યસ્થ બૅન્ક સ્થપાય તે ઇંગ્લૅન્ડની મધ્યસ્થ બૅન્ક (બૅન્ક ઑફ ઇંગ્લૅન્ડ) જેવી રાખવી કે યુ. એસ. એ.ની મધ્યસ્થ બૅન્કિંગપ્રથા(ફેડરલ બૅન્કિંગ સીસ્ટમ) જેવી રાખવી?

પંચે, અંતે નિર્ણય કર્યો કે ઇમ્પીરીઅલ બૅન્કનો ઉપયોગ ન કરવો પણ તદ્દન નવી મધ્યસ્થ બૅન્ક જ ઊભી કરવી, રાજ્ય હસ્તક નહિ પણ ખાનગી માલિકીની સંસ્થા તરીકે મધ્યસ્થ બૅન્કને રાખવી, અને અમેરિકાની મધ્યસ્થ બૅન્કિંગ પ્રથા જેમ નહિ પણ બ્રિટિશ મધ્યસ્થ બૅન્કના પ્રકારની બૅન્ક રાખવી.

આ માટેનો કાયદો ઈ. સ. ૧૯૩૪માં પસાર થયો અને તે કાયદા (રિઝર્વ બૅન્ક ઑફ ઇન્ડીઆ એક્ટ, ૧૯૩૪) અન્વયે ૧લી એપ્રિલ ૧૯૩૫થી રિઝર્વ બૅન્ક ઑફ ઇન્ડીઆ ભારતની મધ્યસ્થ બૅન્ક તરીકે કામ કરતી શરૂ થઈ. શરૂઆતમાં રિઝર્વ બૅન્કની મૂડીનું પ્રમાણ રૂ. ૫ કરોડનું રાખવામાં આવ્યું અને તે રકમને રૂ. ૧૦૦/-નો એક એવા એક લાખ શેર્સમાં વિભાજન કરવામાં આવ્યું. આ શેર્સની ખરીદી જાહેર પ્રજાવર્ગ માટે ખુલ્લી મૂકવામાં આવી. પ્રથમથી જ કેન્દ્ર સરકારે સારી એવી સંખ્યામાં શેર્સની ખરીદી કરી લીધી હતી. રિઝર્વ બૅન્કનું મુખ્ય કાર્યાલય મુંબઈ ખાતે રાખવામાં આવ્યું અને તેની શાખાઓ કલકત્તા, મદ્રાસ, દિલ્હી અને રંગૂન; એમ દરેક શહેરમાં એક સ્થળે સ્થાપવામાં આવી. આજે તેનું મુખ્ય કાર્યાલય મુંબઈમાં જ છે પરંતુ તેની શાખાઓનો જરૂર પ્રમાણે વિસ્તાર કરવામાં આવ્યો છે.

રિઝર્વ બૅન્કની વ્યવસ્થા અને દેખરેખ માટે મુખ્ય કાર્યાલયમાં એક સેન્ટ્રલ બૉર્ડ ઑફ ડિરેક્ટર્સની સ્થાપના કરવામાં આવી જેની સંખ્યા ૧૬ની રાખવામાં આવી અને તે જ રીતે દરેક શાખાના સ્થળે સ્થાનિક બૉર્ડ ડિરેક્ટરોનાં રચવામાં આવ્યાં છે જેમાં દરેકમાં આઠ-આઠની સંખ્યા રાખવામાં આવે છે. એક ગવર્નર અને બે ડેપ્યુટી ગવર્નરોની નિમણૂક કરવામાં આવી છે.

ઇંગ્લૅંડની બૅન્ક ઑફ ઇંગ્લૅંડ માફક જ ભારતની રિઝર્વ બૅન્ક ઑફ ઇન્ડીઆને મુખ્ય બે વિભાગમાં વહેંચવામાં આવી છે. એક વિભાગ છે ઇસ્યુ ડિપાર્ટમેન્ટ, જે ચલણી સિક્કાઓ અને નોટ્સને બહાર પાડવાનું તથા તેને લગતું કામકાજ સંભાળે છે. બીજો વિભાગ છે બૅન્કિંગ ડિપાર્ટમેન્ટ, જે દેશના બૅન્કિંગ અને આર્થિક પ્રવાહોને યોગ્ય રાખવાની જવાબદારી સંભાળે છે.

ઈ. સ. ૧૯૪૭માં જ્યારે ભારતને સ્વાતંત્ર્ય મળ્યું ત્યારે સ્વતંત્ર ભારતની સરકારે રિઝર્વ બૅન્કનું ખાનગી માલિકીપણું મિટાવી દેવાનું નક્કી કર્યું. આથી ઈ. સ. ૧૯૪૮માં રિઝર્વ બૅન્ક ઑફ ઇન્ડીઆ (ટ્રાન્સફર ટુ પબ્લિક ઓનરશીપ) ઍક્ટ, ૧૯૪૮નો કાયદો પસાર કર્યો અને રિઝર્વ બૅન્કની માલિકી, વ્યવસ્થા વગેરે તમામ ભારતની કેન્દ્ર સરકારે પોતાને હસ્તક લઈ લીધાં. આ ઉપરાંત ભાગલા વખતે જે કાંઈ પાકિસ્તાનને આપવાનું હતું તેની વ્યવસ્થા માટે, ભારત આંતરરાષ્ટ્રીય નાણાભંડોળનું સભ્ય બન્યું. તેની કામગીરી માટે એવા પ્રસંગોએ રિઝર્વ બૅન્કના કાયદામાં આવી સુધારણાઓ કરવામાં આવી છે અને જરૂર પ્રમાણે રીઝર્વ બૅન્કના માળખામાં ફેરફારો કરવામાં આવ્યા છે.

હવે આપણે રિઝર્વ બૅન્કની કામગીરીની તપાસ કરીએ.

રિઝર્વ બૅન્કનાં કાર્યોમાં પ્રથમ લઇએ ચલણની વ્યવસ્થાનું. ૧૯૩૪ના કાયદાથી એવું નક્કી કરવામાં આવ્યું હતું કે રિઝર્વ બૅન્કને જેટલા પ્રમાણમાં ચલણ તરતું મૂકવું હોય તેના ૪૦% જેટલી કિંમતની અનામતો બૅન્કમાં સંગ્રહી રાખી મૂકેલી હોવી જોઇએ. આ અનામતોમાં સોનું, ચાંદી, ભારત સરકારની જામીનગીરીઓ, અને ઇંગ્લૅંડની સરકારની જામીનગીરીઓનો સમાવેશ થઈ શકે. ભારત જ્યારે આંતરરાષ્ટ્રીય નાણાભંડોળનું સભ્ય બન્યું ત્યારે અનામતોમાં એક નવી બાબત, આઈ. એમ. એફ. જામીનગીરીઓનો ઉમેરો કરવામાં આવ્યો. ફરી વાર ઈ. સ. ૧૯૫૬ના સપ્ટેમ્બર માસમાં રિઝર્વ બૅન્કના કાયદામાં સુધારો કરવામાં આવ્યો ત્યારે ૪૦%ના પ્રમાણની જોગવાઈને રદ કરવામાં આવી. ટકાવારીની આ પદ્ધતિ પ્રમાણસરની અનામત પદ્ધતિ તરીકે ઓળખાય છે. આ પદ્ધતિ રદ થઈ અને નિયત પ્રમાણની નવી પદ્ધતિ અપનાવવામાં આવી. રૂ. ૪૦૦ કરોડનું સોનું + રૂ. ૧૧૫ કરોડની વિદેશી જામીનગીરીનું પ્રમાણ નિયત કરવામાં આવ્યું. આ સુધારાથી નવી નોટ્સ બહાર પાડવાનું રિઝર્વ બૅન્ક માટે સરળ બન્યું. આ વિષે વિગતે આપણે આગળ જોઇશું.

રિઝર્વ બૅન્કનું બીજું કાર્ય છે ધીરાણ-નિયમનનું. જો અર્થતંત્રમાં વધારે નાણાંની જરૂર પડે તો નાણાંનું અર્થતંત્રમાં સિંચન કરવું અને જો અર્થતંત્રમાં નાણાં વધી જાય તો થોડાંક નાણાંને પાછા ખેંચી લેવાનું કાર્ય રિઝર્વ બૅન્ક કરે છે. આ કાર્યમાં રિઝર્વ બૅન્કની કામગીરી ખાસ કરીને વ્યાપારી બૅન્કોને અસર કરે છે. અર્થતંત્રમાં ફુગાવાનાં કે મંદીનાં પરિબળો ન જામે તે જોવાની જવાબદારી રિઝર્વ બૅન્કને શિરે છે. આ માટે રિઝર્વ બૅન્ક પાસે જરૂરી સત્તા અને સાધનો છે. ભારતમાં સૌ પ્રથમ નવેમ્બર ૧૯૫૧માં રિઝર્વ બૅન્કે પોતાનો વ્યાજનો દર ૩% હતો તે વધારીને ૩$\frac{૧}{૨}$% કર્યો. બીજી યોજનાની શરૂઆત સમયે અર્થતંત્રમાં ફુગાવાનાં પરિબળો મજબૂત બનતાં જતાં હતાં તે વખતે નાણાંનું ધીરાણ અટકાવવા રિઝર્વ બૅન્કે નાણાંની કિંમત—વ્યાજ—ના દરમાં ફરી વધારો કર્યો. મે ૧૯૫૭માં ૩$\frac{૧}{૨}$%નો દર વધારીને ૪%નો કરવામાં આવ્યો હતો. ત્યારથી આ દર સ્થિર રહ્યો છે.

પણ આ સાધનની ધારી અસર અર્થતંત્રમાં ન પડતાં રિઝર્વ બૅન્કે ખુલ્લા બજારનાં કાર્યો ઉપાડ્યાં. જામીનગીરીઓનું વેચાણ કરીને રિઝર્વ બૅન્કે નાણાંનો ઠીકઠીક ભાગ ચલણમાંથી ઉપાડી લીધો. આમ, વારંવાર જ્યારે જરૂર પડે ત્યારે ખુલ્લા બજારનાં કાર્યોથી રિઝર્વ બૅન્ક જામીનગીરીઓનાં ખરીદ-વેચાણથી નાણાં અર્થતંત્રમાંથી લે છે અને પાછા મૂકે છે.

વળી, આ ઉપરાંત અનામત પ્રમાણના ફેરફારોનું ત્રીજું સાધન પણ રિઝર્વ બૅન્કે વાપર્યું છે. રિઝર્વ બૅન્કનો કાયદો થયો ત્યારથી એવી વ્યવસ્થા હતી કે દેશની બધી જ વેપારી બૅન્કો પોતાની ચાલુ ખાતાંની થાપણના ૫% અને કુલ મુદતી થાપણના ૨% રકમ રિઝર્વ બૅન્ક પાસે અનામત રાખી મૂકે. રિઝર્વ બૅન્ક આથી વેપારી બૅન્કોની થોડી તરલમૂડી પોતાની પાસે રાખી મૂકતી જેથી એટલા ઓછા પ્રમાણમાં વેપારી બૅન્કો શાખ-સર્જન કરે. પણ ૧૯૫૬ના અરસામાં બૅન્કો દ્વારા ઘણું શાખ-સર્જન થતું હતું અને સાથે ફુગાવાનાં પરિબળો મજબૂત બન્યાં હતાં. વેપારી બૅન્કો જો આ સમયે શાખ-સર્જનની પ્રવૃત્તિ મંદ બનાવે તો જ અર્થતંત્ર સમતોલ રહી શકે. આથી તે સમયે સપ્ટેમ્બર ૧૯૫૬માં રિઝર્વ બૅન્કના કાયદામાં સુધારો રજૂ કરીને ઉપરના અનામત પ્રમાણને વધારી દેવામાં આવ્યું. હવેથી વેપારી બૅન્કો પોતાની ચાલુ થાપણના ૫%ને બદલે ૨૦% અને મુદતી થાપણના ૮% રકમ રિઝર્વ બૅન્કને આપી રાખે એવું નક્કી થયું. આમ, શાખ-સર્જનની પ્રક્રિયાને મંદ બનાવવાનો પ્રયાસ આ સાધન દ્વારા રિઝર્વ બૅન્કે કર્યો છે.

ઉપર આપણે જે ચર્ચા કરી તે પ્રમાણાત્મક શાખ-નિયંત્રણની વાત કરી છે. રિઝર્વ બૅન્કે ગુણાત્મક શાખ-નિયંત્રણના પ્રયોગો પણ કર્યા છે. બીજી યોજનાના ગાળામાં ભાવો ઠીક વધી રહ્યા હતા ત્યારે બૅન્કોને સૂચનાઓ આપવામાં આવી હતી કે અમુક અમુક પાકોની સામે તેમણે ધીરાણ કરવું નહિ. આ ઉપરાંત વેપારી બૅન્કો ઉપર બીજાં નિયંત્રણો પણ મૂકવામાં આવ્યાં છે. અને આ રીતે શાખ-નિયંત્રણના પ્રયાસો થાય છે. પરંતુ આ પ્રયાસો યોગ્ય અને વિકસિત નાણાબજારને અભાવે ધારી અસરો લાવી શકતા નથી.

રિઝર્વ બૅન્કની ત્રીજી કામગીરી છે હૂંડિયામણના દરની જાળવણીનું. આંતરરાષ્ટ્રીય નાણાભંડોળનું સભ્યપદ રાખ્યા પછી આ જવાબદારી વધી છે. દુનિયાના દેશોની સાથેના વેપારમાં આ ફરજ બજાવવાની હોય છે.

રિઝર્વ બૅન્કની ચોથી અને ઘણી મહત્ત્વની કામગીરી છે, ભારત રાષ્ટ્રના આર્થિક વિકાસને સક્રિયપણે મદદ કરવાની. આ વિધાન ઘણું અર્થપૂર્ણ છે. એક સવાલ સહજ જ ઉપસ્થિત થાય છે કે જે કામગીરી રિઝર્વ બૅન્કને સોંપવામાં આવી છે તે આર્થિક વિકાસને મદદરૂપ થાય તે માટે જ છે, તો પછી તેને માટે વિશિષ્ટ મુદ્દો બનાવવાની શી જરૂર? પણ અત્યારે એવું મનાય છે કે રિઝર્વ બૅન્ક અત્યાર સુધી નિષ્ક્રિયપણે પાટા પરથી ઊતરી પડતી ગાડીને પાટા પર ચડાવવાનું માત્ર કામ કરતી હતી. પણ હવેથી પાટા પર ધીમી ચાલતી ગાડીને ધક્કા મારીને ઝડપી ચલાવવા માટે સક્રિયપણે રિઝર્વ બૅન્કે કામ કરવાનું છે. ભારતના અર્થતંત્રના ખેતી, ઉદ્યોગ તથા વેપારના ક્ષેત્રોમાં વિકાસ-લક્ષી નીતિ રિઝર્વ બૅન્કે અપનાવવાની છે. રિઝર્વ બૅન્ક પોતાની આ કામગીરી પ્રશંસનીય રીતે બજાવી રહી છે એવું લાગે છે.

ભારતના ખેતીવાડીના ક્ષેત્રે રિઝર્વ બૅન્કનો ફાળો ઘણો અગત્યનો છે. રિઝર્વ બૅન્કની સ્થાપના થઇ ત્યારથી જ

રિઝર્વ બૅન્કમાં ખેતવિષયક-ધીરાણ ખાતું શરૂ કરવામાં આવ્યું છે. આ ખાતાએ ખેતવિષયક ધીરાણના પ્રશ્નમાં તપાસ તેમ જ સંશોધનો હાથ ધર્યાં છે. સરકારી પ્રવૃત્તિના વિકાસ દ્વારા આ કામના ઉકેલો રિઝર્વ બૅન્કે લાવવા પ્રયાસ કરેલ છે. અયોગ્ય અને ઊંચા વ્યાજના દરનાં ધીરાણો ઉપર નિયમનો લાવવામાં રિઝર્વ બૅન્કનો ફાળો ગણનાપાત્ર છે. પણ સૌથી વધુ મહત્ત્વનું કામ આ ક્ષેત્રમાં રિઝર્વ બૅન્કનું છે હૂંડી-બજારનું. ખાસ સગવડો ઊભી કરીને પણ સરકારોનાં વિવિધ ખાતાંઓમાંથી ધીરાણને વિસ્તૃત બનાવવામાં રિઝર્વ બૅન્કે મહત્ત્વનો ફાળો આપ્યો છે. ૧૯૫૨માં અખિલ ભારત ગ્રામધીરાણ તપાસ સમિતિ નીમી અને તેની તપાસના અંતે જે સૂચનો મળ્યાં તેનો સ્વીકાર પણ રિઝર્વ બૅન્કે સરકાર પાસે કરાવરાવ્યો છે. ઈમ્પીરીઅલ બૅન્કનું રાષ્ટ્રીયકરણ પણ ખાસ આ કારણથી કરવામાં આવેલું જોવામાં મળે છે. સ્ટેટ બૅન્કને પણ આ પ્રકારનાં વિશિષ્ટ કાર્યો સોંપાયાં છે. અત્યારે ખેતીવિષયક ધીરાણનું ખાતું સ્ટેટ બૅન્કને સોંપી દેવાની જ વિચારણા ચાલે છે. વળી, આ ઉપરાંત ખેતધીરાણને માટે મોટાં ભંડોળો પણ રિઝર્વ બૅન્ક દ્વારા જ ઊભાં કરવામાં આવ્યાં છે જેની મદદથી ખેતીવાડી માટે લાંબા તેમ જ ટૂંકા-ગાળાની મદદ પૂરી પાડવાની યોજના અમલમાં મુકાઈ રહી છે.

ઉદ્યોગોને નાણાં પૂરાં પાડવા તથા મોટા પાયે ટેકનિકલ મદદ આપવા માટે રિઝર્વ બૅન્કે સારી મદદ કરી છે. જે પાંચ-૭ ઔદ્યોગિક નાણાંકૉર્પોરેશનો રચવામાં આવ્યાં છે. તે સર્વેમાં રિઝર્વ બૅન્કનો ફાળો અગત્યનો છે. આમ સર્વ ક્ષેત્રે રિઝર્વ બૅન્કે બનતી મદદ કરીને ભારતના આર્થિક વિકાસને મદદ કરી છે, અને એ રીતે વિકાસને મદદકર્તા બૅન્ક તરીકે રિઝર્વ બૅન્કે પ્રશંસનીય કામગીરી બજાવી છે.

આ ઉપરાંત રિઝર્વ બૅન્ક સરકારની બૅન્ક તરીકે પણ કામગીરી બજાવે છે. સરકાર વતી પોતે નાણાંની લેવડ-દેવડ કરે છે. સરકારનાં નાણાં વિનાવ્યાજે પોતાની પાસે સાચવે છે. સરકારી કરજની પણ તમામ વ્યવસ્થા રિઝર્વ બૅન્ક કરે છે. રિઝર્વ બૅન્ક કલીયરિંગ હાઉસ તરીકેની કામગીરી પણ બજાવે છે. વેપારી બૅન્કોના સામસામા જે દાવા કે લહેણું નીકળે તેની તે પતાવટ કરી આપે છે. આમ, લેણદેણ પતાવટ સંસ્થા તરીકે પણ તે કામ કરે છે.

ભારતના અર્થતંત્રનાં વિવિધ પાસાંઓની તપાસ અને સંશોધનનું કામ પણ રિઝર્વ બૅન્ક જ કરે છે. સંશોધન માટે ભારતમાં તટસ્થતાપણું જાળવવામાં અને સંશોધનની ગુણવત્તા ઊંચી જાળવવામાં રિઝર્વ બૅન્ક અજોડ સંસ્થા માની શકાય. દર મહિને દેશની આર્થિક પરિસ્થિતિની સમીક્ષા કરીને તેનો અહેવાલ બહાર પાડે છે. વિવિધ પ્રકારના પ્રશ્નોની ઝીણવટભરી તપાસ માટે નિષ્ણાતોની સમિતિઓ રચીને રિઝર્વ બૅન્ક તપાસ કરીને તેના અહેવાલો પ્રજા તેમજ સરકાર સમક્ષ રજૂ કરે છે. જે આંકડાઓ રિઝર્વ બૅન્ક તૈયાર કરે છે તે તેના સમગ્ર સ્વરૂપમાં પ્રજાને મળતા નથી એ કમનસીબી છે. આ નીતિમાં ફેરફાર કરવાની જરૂર છે અને રાષ્ટ્રને બૅન્કના બધા આંકડાઓ મળતા થવા જોઇએ એવો નિષ્ણાતોનો અભિપ્રાય છે. આ ઉપરાંત અર્થતંત્રમાં વિવિધ પ્રકારની કામગીરી માટે ટેકનિકલ તાલીમ આપવાનું કામ પણ રિઝર્વ બૅન્ક ગોઠવી આપે છે.

ઉપર જણાવેલ બધી જ કામગીરી રિઝર્વ બૅન્કને ઈ. સ. ૧૯૩૪ના કાયદા દ્વારા મળી છે. વળી તે કાયદામાં એવું સ્પષ્ટપણે જણાવવામાં આવ્યું છે કે અમુક પ્રકારનાં કાર્યો રિઝર્વ બૅન્ક ન કરી શકે. દા. ત., રિઝર્વ બૅન્ક પોતે કોઈ પ્રકારના ઉદ્યોગ-વ્યાપારમાં પ્રત્યક્ષ રીતે ભાગ લઈ શકે નહિ. રિઝર્વ બૅન્ક પોતે પોતાના જ શેર્સ ખરીદી ન શકે તેમ જ કોઈ વેપારી બૅન્કના શેર્સ પણ ખરીદી ન શકે અને તેના ઉપર કોઈ જાતનું ધીરાણ પણ ન આપી શકે. અને રિઝર્વ બૅન્કમાં મૂકવામાં આવતી થાપણો ઉપર રિઝર્વ બૅન્ક કોઈ પ્રકારનું વ્યાજ પણ ન આપી શકે. આમ રિઝર્વ બૅન્કને નફાના હેતુથી દૂર રાખવામાં આવી છે. પોતાની કામગીરીથી સ્વાભાવિક જ તે સામાન્ય આવક મેળવે છે પણ રિઝર્વ બૅન્ક નફો કરવા માટે ઊભી થયેલી સંસ્થા નથી.

અહીં રિઝર્વ બૅન્કનો અભ્યાસ પણ આપણે પૂરો કરીએ છીએ, અને હવે ભારતની વર્તમાન ચલણ વ્યવસ્થા વિષે સંક્ષેપમાં જોઇએ.

### ૭. ભારતીય ચલણની વર્તમાન પરિસ્થિતિઃ

રિઝર્વ બૅન્કનાં કાર્યોની ચર્ચા કરતાં આપણે ઉપર જોયું છે કે રિઝર્વ બૅન્કના કાયદામાં જ ચલણ માટેની

એક વ્યવસ્થા ઊભી કરવામાં આવી હતી. ભારતીય ચલણને ઇંગ્લૅન્ડના પાઉન્ડ-સ્ટર્લિંગ સાથે જોડીને સુવર્ણ "વિનિમય ધોરણ" જેવી વિચિત્ર ચલણવ્યવસ્થા ઉપજાવવામાં આવી હતી. ઈ. સ. ૧૯૩૪ના કાયદા અન્વયે એવું નક્કી કરવામાં આવ્યું હતું કે રિઝર્વ બૅન્ક જ્યારે નવું ચલણ બહાર પાડે ત્યારે બહાર પડતા ચલણના ૪૦% ની કિંમતની અનામતો રિઝર્વ બૅન્કના ઇશ્યુ વિભાગમાં રાખી મૂકવી જોઇએ. આ ૪૦% અનામતોમાં સોનું, ચાંદી, ભારત સરકારની જામીનગીરીઓ તથા બ્રિટિશ સરકારની જામીનગીરીઓનો સમાવેશ કરવાનું નક્કી થયું. પણ આ સાથે એવી શરત પણ હતી કે આ અનામતોમાં રૂા. ૨૧ આના ૧૦ના ૧ તોલાના ભાવનું રૂા. ૪૦ કરોડની કિંમતના સોનાનું ઓછામાં ઓછું પ્રમાણ પણ સાથે હોવું જોઇએ. આ પ્રમાણની વ્યવસ્થાને પ્રમાણસરની અનામત પ્રથા (Proportional Reserve System)ને નામે ઓળખવામાં આવતી હતી. આમ સોના અને ચાંદીની ધાતુઓ ઉપરાંત ભારત અને ઇંગ્લૅન્ડની સરકારોની જામીનગીરીઓ પણ અનામત તરીકે વપરાતી. પણ ઈ. સ. ૧૯૪૮માં ભારત જ્યારે આંતરરાષ્ટ્રીય નાણાભંડોળનું સભ્ય બન્યું ત્યારે દુનિયાનું જે કોઈ રાષ્ટ્ર આંતરરાષ્ટ્રીય નાણાભંડોળનું સભ્ય હોય તો તેના ચલણનો પણ અનામતમાં સ્વીકાર થવા લાગ્યો. આ વખતે 'સુવર્ણ વિનિમય ધોરણ' તજી દેવામાં આવ્યું અને દુનિયામાં સર્વમાન્ય થયેલ "આંતરરાષ્ટ્રીય નાણાભંડોળ ધોરણ (I.M.F. Standard)"-નો સ્વીકાર કરવામાં આવ્યો.

આ પ્રથા સારી રીતે ચાલતી હતી પરંતુ આપણી ખાધપૂરક નાણાનીતિને કારણે આંતરિક ભાવો વધતાં નિકાસ ઘટી અને આયાતો વધી. વધેલી આયાતોનું ભરણું કરતાં રાષ્ટ્રની સોનાની અનામતો વપરાઇ ગઈ. અને વિદેશી હૂંડિયામણ પણ વપરાઈ ગયું. સોનું તથા વિદેશી હૂંડિયામણ કમાવાની તક હતી નહીં એટલે ચલણવ્યવસ્થામાં ફેરફારો કરવાની ફરજ પડી. સપ્ટેમ્બર ૧૯૫૬માં રિઝર્વ બૅન્કના સુધારા વખતે આ સુધારો પણ દાખલ કરી દેવામાં આવ્યો. પ્રમાણસરની અનામત પ્રથાને સ્થાને નિયત પ્રમાણ પ્રથા ('Fixed ficluciary system) અમલમાં મૂકવામાં આવી. હવે એવું નક્કી કરવામાં આવ્યું કે ગમે તેટલી ચલણી નોટો ઉપસ્થિત કરવી હોય તો પણ રૂ. ૫૧૫ કરોડની અનામતો ઓછામાં ઓછી મર્યાદા તરીકે રાખી મૂકવી જેમાં રૂા. ૪૦૦ કરોડની કિંમતની વિદેશી જામીનગીરીઓ હોય અને રૂા. ૬૨.૫ના ભાવનું રૂા. ૧૧૫ કરોડની કિંમતનું સોનું રાખી મૂકવામાં આવે. આમ ઓછા સોનાના જથ્થાથી અને ઓછી વિદેશી જામીનગીરીઓના જથ્થાથી કામ પાર પાડવાનું નક્કી થયું. વળી ૩૧મી ઓકટોબર ૧૯૫૭ના રોજ ફરી વાર વિદેશી હૂંડિયામણની મુશ્કેલી નડતાં કુલ અનામતનું પ્રમાણ રૂા. ૨૦૦ કરોડ સુધી લઈ જવાની સત્તા સરકારને આપવામાં આવી. આ કુલ અનામતમાં રૂા. ૧૧૫ કરોડની કિંમતનું સોનું તથા રૂ. ૮૫ કરોડની વિદેશી જામીનગીરીઓનો સમાવેશ કરવામાં આવ્યો હતો. આમ આ રીતે ઉત્તરોત્તર તબક્કામાં અનામતના પ્રમાણને ઘટાડીને નિયત કરી રાખેલ છે જેણે ચલણવ્યવસ્થામાં સારી પેઠે વધુ પડતી સગવડો કરી આપી છે. અત્યારે નવેમ્બર ૧૯૬૩ના રોજ ભારતની રિઝર્વ બૅન્ક ઑફ ઈન્ડીઆ પાસે રૂા. ૨૭૩.૫૬ કરોડ જેટલી કિંમતની વિદેશી જામીનગીરીઓ છે, જે ૧૯૫૧-૫૨માં રૂ. ૭૮૬.૬૯ કરોડ જેટલી કિંમતની હતી. આવા ધરખમ ઘટાડાથી જ ઉપર મુજબના સુધારાઓ કરવા પડચા છે.

ભારતીય ચલણમાં દશાંશ પદ્ધતિ દાખલ કરવામાં આવી છે. રૂપિયા, આના, પાઈને બદલે ગણતરી હવેથી રૂપિયા અને નયા પૈસામાં કરવામાં આવે છે. ટૂંક સમયમાં 'નયા' શબ્દ કાઢીને માત્ર 'પૈસા' શબ્દનો ઉપયોગ સામાન્ય બનવાની જાહેરાત સરકાર દ્વારા થઈ છે. રિઝર્વ બૅન્ક દ્વારા ઇશ્યુ થયેલ ચલણનું પ્રમાણ વિવિધ વર્ષોમાં નીચે પ્રમાણે રહ્યું છે.

| વર્ષ | બહાર પડેલું ચલણ (કરોડ રૂા.માં) |
|---|---|
| ૧૯૫૧-૫૨ | ૧૨૮૫.૫૧ |
| ૧૯૫૫-૫૬ | ૧૫૭૧.૦૧ |
| ૧૯૬૦-૬૧ | ૨૦૯૮.૦૫ |
| ૧૯૬૧-૬૨ | ૨૨૦૧.૭૯ |
| ૧૯૬૨-૬૩ | ૨૩૭૯.૪૭ |

ઉપરના આંકડાઓ દર્શાવે છે કે ઉત્તરોત્તર તબક્કાઓમાં રિઝર્વ બૅન્ક દ્વારા બહાર પડતું ચલણી નાણું

પ્રમાણમાં વધતું જ જાય છે. આયોજનની શરૂઆત વખતે જે પ્રમાણ હતું તે ૧૯૬૨-'૬૩માં વધીને લગભગ બમણું જ થાય છે. આ પરિબળે દેશમાં ફુગાવાનાં પરિબળોને મજબૂત બનાવ્યાં છે. અહીં ભારતીય ચલણવ્યવસ્થા વિષેની ચર્ચા પણ પૂરી થાય છે.

ભારતીય ચલણ અને બૅન્કિંગની જે ચર્ચા આપણે ઉપર કરી છે તેના મુખ્ય મુખ્ય મુદ્દાઓને સંક્ષેપમાં નીચે પ્રમાણે રજૂ કરી શકાય.

(૧) ભારતીય નાણાબજાર સમગ્ર રીતે સંકલિત નથી. ભારતીય નાણાબજારને વ્યવસ્થિત અને બિન-વ્યવસ્થિત એવા બે વિભાગોમાં વહેંચી શકાય.

(૨) ભારતીય નાણાબજારનો બિન-સંકલિત વિભાગ ભારતના ગ્રામીણ અર્થતંત્રને ઘણા ઊંચા ભાવે સેવાઓ આપે છે. ખેડૂતોનું શોષણ કરે છે. પરંતુ આ વિભાગનો હજુ ઘણો ઉપયોગ છે. આથી આ વિભાગને રિઝર્વ બૅન્કની અસર નીચે લાવવાની જરૂર છે અને તે માટે આ વિભાગની હૂંડી (Bill)ને માન્ય કરવાની જરૂર છે એવો નિષ્ણાતોનો અભિપ્રાય છે.

(૩) ભારતીય નાણાબજારના વ્યવસ્થિત વિભાગ-માં આવેલી બહુસંખ્ય બૅન્કો આધુનિક પદ્ધતિથી કામ કરી રહી છે. વેપારી બૅન્કો લગભગ બધી જવાબદારી-માં ઉત્તરોત્તર પ્રગતિ કરી રહી હોય તેમ જણાય છે, જો કે તેમની સંખ્યામાં ઘટાડો થયો છે. વેપારી બૅન્કો ઉપર રિઝર્વ બૅન્ક તેમજ સરકારના પ્રતિબંધો વધ્યા છે. આજે દેશમાં સંપત્તિના કેન્દ્રીયકરણમાં વેપારી બૅન્કો પણ જવાબદાર છે અને તેથી તેમનું રાષ્ટ્રીયકરણ થવું ઘટે એવી હવા જોર પકડતી જાય છે.

(૪) સ્ટેટ બૅન્ક આજે કૃષિવિકાસ માટેની બૅન્ક બની ગઈ હોય એવું જણાય છે. તેનો વિકાસ અને કામગીરી સારાં અને ઉપયોગી જણાય છે.

(૫) હૂંડીબજારની યોજનાથી ભારતીય નાણા-બજારની એક ક્ષતિ પુરાય છે, તેને પણ સમગ્ર અર્થ-તંત્ર તરફથી સારો આવકાર મળ્યો છે.

(૬) ભારતની મધ્યસ્થ બૅન્ક તરીકે રિઝર્વ બૅન્ક હવે માત્ર નિયમન માટેની જ બૅન્ક નહિ પણ આર્થિક વિકાસને સહાયકર્તા બૅન્ક તરીકે પણ સારી કામગીરી બજાવી રહી છે.

(૭) ભારતીય ચલણવ્યવસ્થા ખૂબ ફેરફાર પામી છે. નાણાકીય નીતિના પરિપાકરૂપે આ બધા ફેરફારો કરવાની જરૂર ઉપસ્થિત થઈ છે. આંકડાઓ તપાસતાં માલૂમ પડે છે કે ઈ. સ. ૧૯૫૧થી આજદિન સુધીમાં રિઝર્વ બૅન્ક દ્વારા બહાર પડેલ નાણાંના પ્રમાણમાં બમણો વધારો થયો છે.

*

# અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ-૫

## પંદરમી શતાબ્દી [ચૉસરના મૃત્યુથી રેનેસાં સુધી (૧૪૦૦-૧૫૧૬)]

જયંત પંડ્યા

[અંગ્રેજીના અનુસ્નાતક અભ્યાસી]

### ચૉસરના અનુગામીઓ

ચૉસર પછી લગભગ બે સદીઓ સુધી, ચૉસર-ની કક્ષાએ બેસી શકે એવો કોઈ કવિ ઈંગ્લૅન્ડ પેદા કરી શક્યું નહીં. તેના અનુગામીઓ ચૉસર જેવાં ઊંચાં ઉડ્ડયનો કદી કરી શક્યા નહીં. અનુગામી પેઢીની, ચૉસરને સમજવાની કે તેની બરોબરી કરવાની અસમર્થતા એ અન્યથા ચૉસરની પ્રતિભાનો પુરાવો છે.

આ વળતાં પાણી તરત જ નજરે પડે છે. ચૉસરને ગુરુ માનનારા ઑક્લીવ અને લીડગેટ મુખ્યત્વે અનુવાદકો અને અનુકરણ કરનારા હતા. ટૉમસ ઑક્લીવે (૧૩૭૦? –૧૪૫૦?) ભવિષ્યમાં હેનરી પાંચમા તરીકે ઓળખાનાર વેલ્સના રાજકુમાર માટે, ૧૪૧૧-૧૨માં, લેટિનમાં લખાયેલા द रेजिमाइन प्रिन्सिपम ઉપરથી રેજિમેન્ટ ઑફ પ્રિન્સિસ લખ્યું. ઉદાહરણોથી ભરપૂર આ કાવ્યકૃતિનો પદ્ય-બંધ શુદ્ધ અને પ્રવાહી છે પરંતુ તેનું ખોવતત્ત્વ ચૉસર કરતાં ગોવરની યાદ અપાવે તેવું છે.

જ્હોન લીડગેટ (૧૪૭૦?–૧૪૫૧?) પંદરમી શતાબ્દીનાં થોકબંધ લખાણોના લેખક તરીકે જાણીતો છે. કદાચ મધ્યકાળના સૌથી વિશેષ લખનારા આ લેખકની ૧,૪૦,૦૦૦ પંક્તિઓ મળે છે. આ બેનેડિક્ટાઇન પાદરીની લાંબી કવિતાઓમાં કદાચ ચોસરના અનુકરણમાં કે પછી ફ્રેન્ચ પ્રણયકથાઓ ઉપરથી રચાયેલી ધી સ્ટોરી ઑફ થીબ્સ અને ટ્રૉય બૂક્સ નામની કૃતિઓનો સમાવેશ થાય છે. તેનું ધી ફૉલ ઑફ પ્રિન્સીસ, બોકાશિયોની લેટિન રચના ઉપરથી રચાયેલું, કદાચ, વિશેષ લોકપ્રિય પુસ્તક છે. જ્યારે ધી ટેમ્પલ ઑફ ગ્લાસ રૂપકયુક્ત પ્રણયકથા છે. આ ઉપરાંત પિલગ્રિમેજ ઑફ મેન જેવી અનુવાદિત કૃતિ અને કેટલાંક સંતોનાં જીવનચરિત્રો પણ તેણે લખ્યાં છે. લીડગેટનાં લખાણો વિકાસોન્મુખ નથી. કવિતાની ય તેને હાથે સદ્-ગતિ થઈ નથી. છતાં પણ એ યુગમાં લીડગેટ લોકપ્રિય હોય એમ લાગે છે. ઘણી બધી વાતો કંઈક રસપ્રદ રીતે કહેવા માટે વાચકો તેના ઉપર વારી ગયા હશે! તેની પ્રણાલિકાગત કવિતાનો કંટાળો તેમને નહીં આવ્યો હોય?

ઉપર્યુક્ત કૃતિઓ કરતાં વધારે મોહક એવાં, કોઈક અનામી લેખકોનાં લઘુ-કાવ્યો આ યુગમાં જોવા મળે છે. ઘણા લાંબા સમય સુધી આ રચનાઓ ચોસરની માનવામાં આવતી. પરંતુ ભાષા, છંદના ઝીણવટભર્યા અભ્યાસ પછી એ રચનાઓ પંદરમી શતાબ્દીના ઉત્તરાર્ધની અથવા તો સોળમી સદીની હોય એમ મનાય છે. આ પૈકી, ધી કક્કૂ ઍન્ડ ધી નાઇટિંગેલ સર ટૉમસ કલેનવોવને નામે ચઢાવવામાં આવ્યું છે. તેરમા શતકના ધી ઓઉલ ઍન્ડ ધી નાઇટિંગેલની જેમ બે પક્ષીઓ વચ્ચેનો કલહ, અને પ્રેમ તથા નિર્વેદયુક્ત-ડહાપણ વચ્ચેના વિવાદરૂપે આ કૃતિ યોજાઈ છે. વળી, ચોસરના ધી લીજન્ડ ઑફ ગૂડ વીમેનના પ્રાક્કથન ઉપર અવલંબેલું ધી ફ્લાવર ઍન્ડ ધી લીફ નામનું સંભવતઃ કોઈ સ્ત્રી લેખકનું રૂપાળું રૂપક-કાવ્ય મળે છે. એનો છંદ, ચોસરે પ્રયોજેલો છંદ નથી. પરંતુ એનું લાવણ્ય, એની ઝાકળભીની તાઝગી અન્ય રૂપક-કથાઓમાં ભાગ્યે જ જોવા મળે એવાં છે. પાંદડું એ ગંભીર અને ઉપયોગી જીવનની ક્રિયાશીલતાનું પ્રતીક છે જ્યારે ફૂલ પ્રમાદી આડંબરનું. વિષયની માવજતમાં ચોસરનું વાસ્તવદર્શન, તેનું ટિખળ વગેરે નથી પણ એક નાજુક, હળવું માધુર્ય છે. પંદરમા શતકમાં સર્જાયેલી આ એક અત્યંત લાવણ્યમય આકૃતિ છે.

બીજી એક કૃતિ ધી કોર્ટ ઑફ લવ તેનાં રમતિયાળ નર્મ અને પાત્રાલેખનને કારણે જુદી તરી આવે છે. કૃતિનો જન્મ સોળમા સૈકામાં થયો હશે એમ લાગે છે.

આ યુગની, સાહિત્ય પ્રવૃત્તિને વિક્ષેપક એવી ઘટનાઓમાં એક મુખ્ય ઘટના તે ૧૪૫૪થી૧૪૮૫ સુધી ચાલેલાં વૉર ઑફ રોઝીઝનાં યુદ્ધો. યુદ્ધ પછી પણ કવિતા તો લાંબા કાળ સુધી સુષુપ્ત દશામાં રહી. આ સમયના એક રૂપક-લેખક સ્ટીફન હૉઝ (૧૪૭૫–૧૫૩૦?)નાં લખાણો એ વાતની પ્રતીતિ કરાવે છે. આ લેખક અતીત-વિહારી છે; અને એ જ કારણે તે સ્પેન્સરનો નિર્બળ પુરોગામી છે. ઈંગ્લેન્ડના પ્રેમ-શૌર્ય અને આભિજાત્યના પુષ્પને વૉર ઑફ રોઝીઝે રગદોળી નાખ્યું હતું અને કવિતાને સ્વપ્નસમા ભૂતકાળમાં ફંગોળી દીધી હતી. પરિણામે રોમાંસ એ દૂરનું આકર્ષણ બન્યું અને નિષ્ફળતાના વિષાદ સમું બીજું રોમેન્ટિક તત્ત્વ પ્રવેશ્યું. હૉઝની માધુર્યહીન કવિતા અને સાવ સામાન્ય કથન કેવળ આ ધૂંધળા રોમેન્ટિક વાતાવરણને કારણે જ થોડું મહત્ત્વ પ્રાપ્ત કરે છે. ધી ઍક્ઝામ્પલ ઑફ વર્ચૂ (૧૫૦૩–૪) તથા ધી પાસ્ટાઈમ ઑફ પ્લેઝર, ઓર હિસ્ટરી ઑફ ગ્રાન્ડ ઍમોર ઍન્ડ લા બેલ પ્યુસેલ (૧૫૦૩–૬)એ એની અન્ય કૃતિઓ છે.

રેનેસાંના પુરોગામીઓ, અને મધ્યકાલીન કાવ્યપ્રણાલિના છેલ્લા બે કવિઓ બાર્કલે અને સ્કેલ્ટન વિષય અને નિરૂપણરીતિની પસંદગીમાં નાવિન્ય બતાવે છે.

ઍલેક્સેન્ડર બાર્કલે (૧૪૭૫–૧૫૫૨)એ ૧૫૦૯માં શિપ ઑફ ફોલિઝ નામની અનુવાદિત કૃતિ ઉપરાંત પોતાના દેશબાંધવો માટે, લેટિન કવિ મેન્ટુઆનનો આધાર લઇને શિષ્ટપ્રણાલિનાં ગોપકાવ્યો લખ્યાં છે.

જ્યારે જ્હૉન સ્કેલ્ટન (૧૪૬૦?–૧૫૨૯) પરિભાષા કે વ્યાખ્યાથી ઉફરો ચાલ્યો જાય એવો વિચિત્ર કવિ છે. એક નામાંકિત વિદ્વાન, હેન્રી આઠમાનો ભવિષ્યનો શિક્ષક, નૉરફૉકમાં આવેલા ડિસ્નો રેક્ટર, એવો આ કવિ ડોગેરીલની જેમ પ્રાસયુક્ત પરંતુ અસમાન-બંધની પંક્તિઓ લખે છે. એનાં ઘણાં લખાણો ગુમ થયાં છે. હયાત લખાણોમાં રસપ્રદ એવી કૃતિઓ ધી બૉઝ ઑફ

કૉર્ટ; ધી બૂક ઑફ કોલિન ક્લાઉટ; ધી ગાર્લેન્ડ ઑફ લૉરેલ; અને વાય કમ યીનોટ ટુ કૉર્ટ? જાણીતી છે. એની વક્રોક્તિઓ ગામઠી ભાંડણલીલાથી ભરેલી છે. તેનામાં કેટલીક વાર, જેમ કે બૂક ઑફ ફિલિપ સ્પેરો જેવી ચકલીના મૃત્યુ પર લખાયેલી વિલાપિકામાં, ઋજુતા અને મધુરતા જોવાય છે. પરંતુ મુર્ખાઈના મહાપ્રવાહમાં થોડી મધુર પંક્તિઓ ડૂબી જાય છે. રેનેસાંના એક મુખ્ય લક્ષણ સૌંન્દર્યની તૃષા સિવાયનું બીજું બધું એનાં કઢંગાં લખાણો-માં મળે છે. એની કવિતામાં, મધ્યકાલીન કાવ્યપરંપરાનો મરણોન્મુખ તરફડાટ છે પુનર્ઘટનાના ધબકારા નથી.

**સ્કૉટિશ કવિતા: (૧૪૦૦ થી ૧૫૧૬)** જોકે કશી નવીન પ્રાપ્તિ ન હોવા છતાં અંગ્રેજી કવિતા તરફ-થી સ્કૉટલેન્ડની કવિતા ભણી વળવાનો અનુભવ સુખ-દાયી લાગે છે. રૂપકોની પરંપરા અહીં પણ ચાલે છે અને ચોસરનો પ્રભાવ શિખરે વિરાજે છે પરંતુ સ્કૉટ-લેન્ડના કવિઓની કળાસૂઝ, કાવ્યનો સુદૃઢ લય અને ચૈતન્ય, અંગ્રેજ કવિઓની શિથિલતા અને કલાવિમુ-ખતા કરતાં વધારે આનંદ આપે છે. બાર્બરને બ્રૂસ લખવાની પ્રેરણા આપનાર સ્વદેશભક્તિનો બોજો કંઈક હળવો થયો છે. જોકે ૧૪૬૧ની આસપાસ લખા-યેલું હેનરી ધી મિન્સ્ટ્રેલ (અંધ હૅરી) ને નામે ચઢેલું વૉલેસ, બ્રૂસ જેવું બીજું કાવ્ય મળે છે. બ્રૂસ કરતાં અદ્ભુતનું તત્ત્વ વૉલેસમાં વિશેષ વાચા પામ્યું છે; પરંતુ બાર્બરમાં ગદ્યાળુતા પ્રકટ થાય છે જ્યારે હૅરીમાં અર્થ-હીનતા ડોકાય છે. બ્રૂસના અષ્ટશ્રુતિ છંદનું સ્થાન વૉલેસમાં દસ-શ્રુતિયુક્ત યુગ્મ-પંક્તિઓએ લીધું છે. પરિણામે પંક્તિઓનો સંકોચ થયો છે પણ સાથે સાથે ગૂંચવાડો ઘટ્યો નથી. કાવ્યત્વહીન આ કૃતિને કારણે તે જમાનાની સ્કૉટિશ કવિતાનું અતિ-અલંકરણ અને ઝળહળાટ વધારે પ્રગટે છે.

ચૉસરની પ્રેરણા પામેલો પ્રથમ સ્કૉટ કવિ, જેમ્સ પહેલો, (૧૩૯૪–૧૪૩૭) રાજા હતો. તેના સાહિત્યિક દાવાઓ માટે શંકા સેવવામાં આવે છે; પરંતુ તેના જીવન-ની રંગદર્શી ઘટના વર્ણવતા ધી કિંગ્સ્ ક્વેર (The Kingis Quair) સંબંધમાં એવો મત પ્રવર્તતો નથી. અગિયાર વર્ષની વયે પોતાના વહાણમાં ફ્રાન્સ જતા જેમ્સને અંગ્રેજોએ કેદ પકડી ૧૯ વર્ષ સુધી કારાવા-સમાં રાખ્યો હતો. એ સમયાવધિના અંત પહેલાં, હેન્રી ચોથાની ભત્રીજી જોન બ્યુફર્ટના પ્રેમમાં પડ્યો અને ૧૪૨૪માં તેની સાથે લગ્ન કર્યાં. કારાવાસના એ ભાવો-ત્કંપનું કાવ્યમાં એણે આલેખન કર્યું છે.

કથાનો પ્રારંભ પોતાની વહાણ-યાત્રાથી કર્યો છે. એમાં પોતાને બંદી બનાવવામાં આવ્યો એ ઘટના પણ વણી લીધી છે. પ્રણયભાવનો ઉઘાડ કારાવાસની બારી-એથી થાય છે. નજર સામે રળિયામણો ઉદ્યાન વિલસે છે અને પંખીઓનાં પ્રીતિ-ગીતો એના ભાવજગતની ઝંખનાને હેલે ચઢાવે છે. થોડી વાર પછી ફરી બાગમાં નજર કરે છે ત્યાં તો વસંતના નવજાત પુષ્પ શી એક કન્યા એના અંધકાર-વીંટ્યા જીવનમાં એક પ્રકાશરેખા આંકી જાય છે. આ કન્યા એ જ જોન બ્યુફર્ટ. દુનિયાને ઘેલી કરતી એની આંખોએ નિજનાં ચક્ષુઓમાં વશી-કરણનું આંજણ કેવી રીતે આંજ્યું તેનું હરખભેર વર્ણન કવિ કરે છે. કવિતામાં પરંપરાગત સ્વપ્નનો તેણે ઉપ-યોગ કર્યો છે. તેમાં તાજગી છે, સંનિષ્ઠ ભાવોર્મિ છે, રેલાઈ જતો ઉત્કંપ છે અને વર્ણનને શોભાવતું માધુર્ય છે.

પરંતુ તેથી ય વિશેષ મૌલિક દૃષ્ટિકોણ, ડનફર્મ-લિંગના શિક્ષક રૉબર્ટ હેન્રીસન (૧૪૨૫?–૧૫૦૬?)-માં જોવા મળે છે. ચૉસરના અનુકરણમાં પણ પોતે સ્વતંત્ર રહીને ધી ટેસ્ટીમેન્ટ ઑફ ક્રેસિડમાં ટ્રોઈલસ અને ક્રેસિડની કથા એણે લંબાવી છે. ચૉસરે કંઈક કરુણાર્દ્ર-ભાવે, નાયિકા ક્રેસિડના પતન પછી તેના જીવન ઉપર પડદો પાડી દીધો હતો. હેન્રીસનનું હૃદય પણ કરુણા-થી દ્રવે છે પરંતુ દોષની સજા તો હોવી જ જોઈએ એવો નીતિ-ભાવ એના મનમાંથી જતો નથી પરિણામે ક્રેસિડના યાતનાપૂર્ણ અવસાન સુધી કથા એણે લંબાવી છે. ડાયેમીડથી ત્યજાયલી ક્રેસિડ, પ્રેમની-જ્યોતિ બનીને ગ્રીકો વચ્ચે રહે છે, પરંતુ વિશ્વાસભંગની સજા રૂપે વિધિએ દીધેલો કોઢ–રક્તપિત ફૂટી નીકળે છે. બારણે બારણે ભિક્ષા માટે એ ભમે છે. એક દિવસ ટ્રોઈલસ એની પડખેથી પસાર થતાં તેને જોઈને પોતાને પ્રિય એવી ક્રેસિડના સ્મરણથી તેને છૂટે હાથે દાન આપે છે. તેના ગયા પછી, બીજા રક્તપિતિયાં મારફતે, ભિક્ષા આપનાર ગૃહસ્થ ટ્રોઈલસ હતો એવું જ્ઞાન થતાં તે જમીન ઉપર પછડાય છે અને મૃત્યુ પહેલાં પોતાની

ઈચ્છાઓ વ્યક્ત કરતું વિલ (ટેસ્ટામેન્ટ) કરે છે. તેનો મૃતદેહ પંખી-પ્રાણીઓના ઉપભોગ અર્થે ફેંકી દેવામાં આવે, તેનો સર-સામાન રોગીઓમાં વહેંચવામાં આવે, અને પોતાની નીલમ મઢેલી વીંટી ટ્રોઈલસને પહોંચાડવામાં આવે એવી ઇચ્છા વ્યક્ત કરી તે મૃત્યુ પામે છે. આ બોધ-ગર્ભી કથા કારુણ્યથી અભિષિક્ત છે પરંતુ તેમાં સ-રસતા પણ છે. ચૉસરની તૂક-રચનાને અનુસરીને લખાયેલું આ કથા-કાવ્ય સંવાદી અને છંદ-ક્ષતિ વિનાનું છે.

હેન્રીસનની લાંબામાં લાંબી અને કેટલીક રીતે ઉત્તમ એવી કૃતિ मॉरल फेबि'लिस ऑफ इसप એ બોધ-કથાઓ છે. તેર બોધ-કથાઓ તેણે આ પુસ્તકમાં સમાવી છે. તેની પ્રેરણા તેને ઈસિપની આ પ્રકારની કથાઓ-માંથી મળી છે. कोक ઍન્ડ ધી ज्वेल, लायन ઍન્ड धी माउस, धी टाउन माउस ઍન્ડ ધી फिल्ड माउस ઈત્યાદિ કથાઓમાં વાસ્તવિકતા અને હાસ્ય ધબકે છે. પ્રાણીઓ પ્રત્યે તેને અપાર સહાનુભૂતિ છે અને તેનું ઉલ્લાસ-ભર્યું નિરૂપણ વાચકને ય સહભાગી બનાવે છે. તેની પાસેથી આપણને ऑर्फियस ઍન્ड युरीडाइस જેવાં લઘુ-કાવ્યો ઉપરાંત रोबीन ઍન્ड मेकीन નામનું ગોપકાવ્ય મળ્યું છે. બધા જ સ્કૉટ-કવિઓમાં હેન્રીસન પોતાની ધરતીની વાસ્તવિકતા અને ફોરમ મહેકાવે છે.

નોંધપાત્ર એવા આ કવિ-જૂથમાં માનભર્યું સ્થાન આપી શકાય એવો કવિ છે विलियम डनबार (૧૪૬૩?-૧૫૩૦?) સ્કૉટલેન્ડના મોભીલા રાજાનો આ રાજકવિ ઉમદા કુળનો હતો. લગભગ સો જેટલાં, અસ્તિત્વ ધરાવતાં તેનાં કાવ્યો વિષય અને છંદનું આશ્ચર્યજનક વૈવિધ્ય દર્શાવે છે. ડનબાર એક કલાકાર જીવ છે. એની આ ફળદ્રૂપતા લીડગેટની કંટાળાજનક લેખનપ્રવૃત્તિ સાથે સરખાવી શકાય નહીં. જો કે ડનબારે મધ્યકાલીન માળખામાં જ વિહાર કર્યો છે, વિચાર કે અનુભૂતિની બહુ મૌલિકતા દર્શાવી નથી, તેમ છતાંય આગવી કલાસૂઝ અને શૈલીથી રસેલાં તેનાં ચિત્રણો જેટલા વૈવિધ્ય-ભરપૂર રંગો કોઈએ પૂર્યા નથી. છંદ હિલ્લોલ અને રસે-ત્સરણ નિપજાવ્યાં નથી. હૃદય કે મનને ઉદ્દેશીને કહેવા જેવી કોઈ વાત એની પાસે ભલે ન હોય પરંતુ આંખને આંજી નાખે અને કાનમાં સતત ગૂંજ્યા કરે એવો ઝળહળાટ અને મધુરપ એનાં રૂપકોનાં વિશિષ્ટ લક્ષણો છે. હેન્રી સાતમાની પુત્રી માર્ગારેટ ટયુડરના જેમ્સ ચોથા સાથે થયેલાં લગ્ન (૧૫૦૩) ને ઇંગ્લેન્ડ અને સ્કૉટલેન્ડના મિલનનું પ્રતીક કલ્પી યોજાયેલું ધી થ્રિસિલ ઍન્ડ ધી રાઇસ; અથવા ધુમ્મસઘેરા સ્કૉટલેન્ડ કરતાં એરેબિયન નાઈટ્સનાં સામ્રાજ્યોનાં દૃશ્યોને વધુ લાગુ પડે એવું, ભભકભર્યાં વર્ણનોથી ભરેલું પ્રણય કાવ્ય ધી ગો ગોલ્ડન ટાર્જ; એ એની લાક્ષણિક કૃતિઓ છે. છંદ પ્રભુત્વની એની અદ્‌ભુત શક્તિ डान्स ऑफ धी सेवन डेडली सिन्स કે જેમાં અગિયાર-બાર શ્રુતિની પંક્તિઓને પૈશાચિક નૃત્યની રીતે પાપની આસપાસ ઘુમરાવીને એણે દર્શાવી છે. ઈસ્ટર વિજયને બિરદાવતા ધાર્મિક કાવ્ય न इज ए बेटल ऑन धी ड्रेगन ब्लेक-માં આવો જ ધબકાર છે.

ડનબાર વક્રોક્તિઓનો ય સ્વામી છે. સ્કૉટ લોકોમાં આવી વક્રોક્તિઓ 'ફ્લાઇટિંગ્સ' કહેવાય છે. આ ફટાણાં-માં ડનબારની ઊછળતી શક્તિ અને ભાંડણના શબ્દકોશ ઉપરનું પ્રભુત્વ જોવા મળે છે. આ ઉપરાંત धी टु मेरिट वीमेन ઍન્ड धी विडो જેવા રૂપકમાં તેના દરબારી-ચાબખા, એ જ શક્તિ ઉછાળ અને સુરુચિની સીમા ઓળંગતો ભાષા-વિલાસ પ્રગટ થાય છે. તેની શૈલી, તેનો ઊર્મિ-ઉત્કંપ, તેની છંદો-લીલા કોઈ નકશીદાર, ભવ્ય સ્થાપત્યની યાદ અપાવે તેવાં છે. આ ઉપરાંત टाइडिंग्स फ्रोम धी सेशन; सॅटायर ऑन अेडिनबरा, धी अेपिटाफ ऑन डोनाल्ड ओर અને धी क्लेमेन्ट फोर धी मॅकारिस જેવી કૃતિઓનો તેનાં લખાણોમાં સમાવેશ થાય છે.

ડનબાર જેવી જ શક્તિમત્તા ધરાવતો બીજો કવિ છે, गेविन डग्लास (૧૪૭૫?–૧૫૨૨). ઊંચા ઘરાનાનો, વધારે વગદાર અને દુન્યવી સફળતાઓમાં વિશેષ ભાગ્યશાળી ડન્કેલ્ડનો આ બિશપ સ્કૉટલેન્ડના ઇતિહાસ સાથે જોડાયેલો છે. પોતાની જાતને એક માનવતાવાદી અને રેનેસાંના પુરોગામી તરીકે વ્યક્ત કરે છે. તેની રચનાઓમાં धी पेलेस ऑफ ओनर, किंग हार्ट, कोन्स्यन्स અને अेइनीड નો અનુવાદ મુખ્ય ગણી શકાય. ધી પેલેસ ઑફ ઓનરમાં રૂપક પરંપરાનો આશ્રય લઇને તે ચૉસરના 'હાઉસ ઑફ ફેઈમ' ને અનુસરે છે. ૨૧૬૬ પંક્તિઓમાં વિસ્તરેલી આ કૃતિ તેની મહત્ત્વાકાંક્ષી રચના છે અને

જેમ્સ ચોથાને તે અર્પણ કરવામાં આવી છે. જ્યારે કિંગ હાર્ટ વિષાદ અને હાસ્યનું આલંબન લઈને ચાલે છે. આ રૂપકની ગુણવત્તા ભલે હોય પરંતુ એમાં કશી નવીનતા નથી. જે રચના દ્વારા તે વધુ ઓળખાય છે તે તો ૧૫૧૨-૧૩માં સ્કોટિશ ભાષામાં એણે કરેલો એનીડનો અનુવાદ. ગ્રેટબ્રિટનની સ્થાનિક ભાષામાં આ પહેલો પ્રયાસ હતો. હીરોઈક યુગ્મો યોજીને ડગ્લાસે લેટિનમાંથી જ એનું ભાષાન્તર કર્યું છે. એમાં ઉર્જસ્વિતા છે અને પ્રત્યેક ભાગ સાથે જોડેલા પ્રાક્કથનમાં મૌલિકતાનો સ્પર્શ છે. આ પ્રાક્કથનમાં એ પોતાને વિશે વાત કરે છે, સ્કોટલેન્ડ અને તેની ઋતુઓના વૈભવને વર્ણવે છે. એની શબ્દસમૃદ્ધિનો પિંડ ભિન્ન ભિન્ન ક્ષેત્રોના વાગ્વ્યાપારોથી તથા પ્રાચીન-સમકાલીનના સમન્વયથી બંધાયલો છે. તત્કાલીન લેખકોમાં એને સમજવો સહુથી અઘરો છે. બહુ જ ઓછા અંગ્રેજો, અને તેના દેશવાસીઓમાં પણ ઘણા થોડા માણસો, તેને ટિપ્પણ વિના વાંચી શકે. તેની પાસે હેન્રીસનની કલાસૂઝ નથી અને ડનબારની ફળદ્રૂપ વિપુલતા નથી. હૉજની જેમ તેનાં લખાણોમાં પણ મધ્યકાલીન સંધ્યાની ઝાલર વાગે છે. આડી પડેલી રેનેસાંની રેખા તદ્દન સમીપ હોવા છતાં ડગ્લાસ એને કદી વટાવી શકચો નહીં.

## જન-સાહિત્ય; રાસડા

જે સાહિત્ય વિશે આપણે વિચાર કર્યો તે પંદરમા સૈકાનું ઇંગ્લિશ-સ્કૉટિશ સાહિત્ય 'રાજ-દરબારી સાહિત્ય' કહી શકાય. પરંતુ તે કાળના પરિઘમાં ન બાંધી શકાય એવું અનામી, લોકપ્રિય, અપરિષ્કૃત પણ અત્યંત જીવતું સાહિત્ય અસ્તિત્વમાં હતું. શતાબ્દીઓની સીમારેખાનાં એને બંધન નહોતાં. લાંબાં કે ટૂંકાં વર્ણનકાવ્યોનો આ લોકપ્રિય પ્રકાર આખા યુરોપમાં ઠેર ઠેર જોવા મળે છે; પરંતુ એક વેળાના ઇંગ્લિશ-સ્કૉટ સંઘર્ષોની લોહિયાળ, સીમાન્ત ભૂમિ એને માટે સવિશેષ ફળદ્રૂપ ભૂમિ હતી. રાસડાઓનું કથાવસ્તુ પરાક્રમી પાત્રો અને જાણીતી ઘટનાઓ ઉપર રચાયેલું હોય છે.

પ્રસિદ્ધ બાણાવળી અને 'સમાજવાદી' બહારવટિયા રોબિનહૂડને નામે લોકપ્રિય કવિતો ચૌદમા શતકથી રચાયાં હતાં. પરંતુ અસ્તિત્વ ધરાવતા રાસડા સોળમી સદી પૂર્વેના હોવાનો સંભવ નથી. રેનેસાં પૂર્વેના કહી શકાય એવા બે જ રાસડા હયાત છે. આ બે રાસડા તે, ચેવીચેઇઝ અને ધી નટ બ્રાઉન મેઇડ.

ચેવી ચેઇઝ: સૌથી જૂનો, મહાકાવ્ય પ્રકારનો ઉત્તમ રાસડો છે. પંદરમા શતકનો, નોર્થમ્બરલેન્ડના પર્સી અને સ્કૉટલેન્ડના ડગ્લાસ વચ્ચેનો વિગ્રહ એ એનું કથાવસ્તુ છે. ઉદાત્ત અને ગામઠી બન્નેનું એમાં પ્રગટીકરણ થયેલું છે. પર્સી તેના દુશ્મનને છંછેડવા તેના પ્રદેશમાં હરણનો શિકાર કરવા જાય છે. યુદ્ધ શરૂ થાય છે ત્યારે એ ખૂબ આનંદમાં આવી જાય છે. પરંતુ ડગ્લાસની હત્યા થતાં તેના મૃતદેહ પાસે જઇને આક્રંદ કરે છે. યુદ્ધની વિગતો સીધેસીધી અને ચોકસાઇથી આલેખાઈ છે. અંગ્રેજ બાણાવળીઓનાં પરાક્રમ, ડગ્લાસની વ્યૂહરચના અને હાથોહાથની લડાઈના આલેખનમાં શૌર્યનાં સ્પંદનોનો ધબકાર છે, પક્ષાતીત દૃષ્ટિકોણ છે. પછીની સદીના અંતમાં આ કવિતના વીરધ્વનિ અને ઉમદાપણાની ભાવનાએ સર ફિલિપ સિડનીનું હૃદય જીતી લીધું હતું. છંદની ઉપલ-ગતિ પ્રાસબંધ યુગ્મ, દ્રુત લય, ઈત્યાદિ ઉપકરણોનો પ્રભાવ ભવિષ્યના રોમેન્ટિસ્ટો ઉપર પડવાનો હતો.

ધી નટ બ્રાઉન મેઇડ: નિશ્ચિતપણે રાસડાના સ્વરૂપનું નથી. એની છંદ-રચના અઘરી અને સંકુલ છે. પુનરાવર્તન પામતી પ્રાસબંધ તૂક્ો અને એકાંતરા ધ્રુવપદવાળું આ કાવ્ય તેના નિર્વહણમાં સાદું અને કલામય છે. કૃતિનું શિલ્પ, તેની ભાષા અને ભાવને વિક્ષેપકારક નથી. પુરુષોએ સતત મૂકેલા બેવફાઈના આળમાંથી સ્ત્રીઓને મુક્ત કરવાના હેતુથી એક સ્ત્રી અને એક પુરુષ, નટ બ્રાઉન મેઈડની કથા લાગણીભર્યા સંવાદમાં ભજવે છે. એક બેરનની એ દીકરી પોતે જેને ચાહે છે તે જુવાન સાથે જવા માગે છે. જુવાન પોતે જંગલમાં બહારવટિયા તરીકે ભાગી જવાનું કહે છે. આમ કહીને એ જુવાન તેની નિષ્ઠાની કસોટી કરે છે. ખરેખર તો એ યુવાન એક ઉમરાવ છે અને ભવિષ્યમાં તે સ્ત્રીને વેસ્ટમોરલેન્ડની કાઉન્ટેસ બનાવવાનો છે. આ કૃતિનું મૂલ્ય તેની અનાયાસ કલામાં અને આલેખનની સચ્ચાઈમાં રહેલું છે. ૧૫૦૨માં છપાયેલું આ કાવ્ય હેનરી સાતમાના શાસનકાળનું છે.

કૌતુક નાટકો – મિરેકલ પ્લેયૂઝ : જેવું રાસડાનું તેવું જ મધ્યકાલીન નાટકોનું. પંદરમી સદીમાં તેનો ઉદય થયો ન હતો કે ન હતો અંત. પરંતુ આ સદીમાં કૌતુક નાટકોનું સૌથી વધારે સંપાદન થયું અને આ યુગમાં જ સર્વોચ્ચ શિખરે આ નાટચપ્રકાર વિરાજતો હતો. ગને નૂતન રંગભૂમિને કદાચ વિક્ષેપકારી નીવડે એવો પડછાયો પડવાને હજુ વાર હતી. તેથી જ રેનેસાં પહેલાનાં, ઇંગ્લેન્ડનાં, ધાર્મિક નાટકોની સમીક્ષા કરવાની તક આ શતાબ્દી પૂરી પાડે છે.

આ નાટચપ્રકારમાં નોંધપાત્ર અંગ્રેજી લક્ષણો ઓછાં છે. ધર્મને લાગેવળગે ત્યાં સુધી તો સમગ્ર ખ્રિસ્તીધર્મી યુરોપ ભિન્ન ભિન્ન પ્રદેશોમાં વહેંચાયેલા એક રાષ્ટ્ર જેવું હતું. તેથી વિકાસરેખા સર્વત્ર એકસરખી જોવાય છે. તેથી, ઇંગ્લેન્ડનો વિચાર કરતાં પહેલાં કૌતુક નાટકોનાં સર્વસામાન્ય લક્ષણો તપાસવાં જોઇએ.

કૌતુક નાટકોનો જન્મ મુખ્યત્વે ચર્ચના પવિત્ર કર્મકાંડ અને સ્તોત્રોચ્ચારની વિધિમાંથી થયો. ટૂંકા સંવાદો દ્વારા આરંભ પામીને તે ક્રમશઃ નાનકડાં નાટકો રૂપે ચર્ચના પટાંગણોમાં ભજવાવા માંડયાં. આમાં બારમા શતકના કોઈ નૉર્મન કે ઍંગ્લો-નૉર્મને લખેલું આદમ નામનું નાટક અગત્યનું છે. એના ત્રણ અંકો, અનુક્રમે આદમ અને ઈવનું પતન, આબેલનું અવસાન, અને કોઈક તારણહારનું આગમન ભાખતી આર્ષ–દ્રષ્ટાઓની શ્રેણીની કથા નિરૂપે છે. સુસંસ્કૃત અને કાવ્યત્વ ધરાવતું આ નાટક ફ્રેંચમાં લખાયું હતું અને રુએન તથા સંભવતઃ ઇંગ્લેન્ડમાં ભજવાયું હતું. આવાં નાટકો સ્થાનિક ભાષામાં લખાય તો વધારે લોકપ્રિય બને. તેથી અંગ્રેજી ભાષાના વિકાસની સાથોસાથ આ નાટચ-પ્રકારનું પણ ખેડાણ થતું ગયું. હેન્રી ત્રીજાના શાસનકાળ દરમિયાન, બાઇબલની કથાઓ ઉપરથી યોજાઈને આવાં નાટકોની હારમાળા ભજવાવા માંડી. અંગ્રેજી સાહિત્યમાં 'સાયકલ પ્લેઝ'ને નામે ઓળખાતાં આ નાટકો જે જે સ્થાનોએ ભજવાયાં તે તે સ્થાનોના નામથી જાણીતાં થયાં છે. ચેસ્ટર, કૉવેન્ટરી, યૉર્ક, નૉરૂવિચ, ન્યૂકેસલ, વેકફિલ્ડનાં નામાભિધાન પામેલાં નાટકો છે. પાછળથી આ નાટચ પ્રકારનું, આપણી રામલીલાને મળતા એક પ્રકારમાં પરિવર્તન થઈને 'પેજન્ટ'–વેશનું નામ મળ્યું છે. આવાં નાટકના પ્રેક્ષકો, ધજાઓથી નિશ્ચિત કરેલા સ્થાને શહેરમાં ઊભા રહેતા. ભિન્ન ભિન્ન વેશોની હારમાળા એક પછી એક આગળ ચાલતી અને એમાં ઝડપ રાખવી પડતી. એક વેશ ત્વરિત ગતિએ બીજાને અનુસરતો અને આ રીતે ઉનાળાના લાંબા દિવસની વણ-થંભ યાત્રા ચાલતી. નાટચ-લેખનની શૈલી કંઈક કઢંગી છતાં સાદી, અનલંકૃત અને કશાયે દેખાડા વિનાની હતી. છંદની તથા બીજાં ઉપકરણોની મર્યાદા હોવા છતાં કેટલાક કવિઓ ઉન્નત અને કરુણ દશ્યો અને પ્રહસનો સર્જવામાં સફળ નીવડયા છે.

આ નાટકોમાં સવિશેષ કરુણાર્દ્ર નાટક अब्राहम ॲन्ड आइझेक ખૂબ વેધક છે. ઈશ્વર પ્રત્યેની ભક્તિ અને પુત્રપ્રેમ વચ્ચે અબ્રાહમને વિખાતો વર્ણવવામાં આવ્યો છે. આ નાટચલેખકોએ ચૉસરની જેમ દશ્ય-નિર્માણમાં મૌલિકતા બતાવી છે. બાઈબલનાં ગંભીર દશ્યો સાથે જ્યારે છૂટ ન લઈ શકાઈ ત્યારે નાનાં નાનાં પાત્રો ઉપજાવીને પ્રજાને હળવું મનોરંજન આ નાટકોએ પૂરું પાડયું છે.

બોધ નાટકો: મૉરલ પ્લેઝ: કૌતુક નાટકો પછી જન્મેલાં બોધ નાટકોની ઉત્પત્તિ રૂપકોમાંથી થઈ છે. બાઈબલના પાત્રોનું સ્થાન અહીં મૂર્તિમંત સદ્‌ગુણો કે દુર્ગુણોએ લીધું છે. કૌતુક નાટકોની જેમ તેનો હેતુ પણ ધર્મનિષ્ઠા પ્રકટાવવાનો હોવા છતાં તેની અસર બુદ્ધિસ્પર્શી છે. કૌતુક નાટકો અભણ પ્રજા માટે હતાં, દશ્ય-સ્વરૂપે હતાં અને તેની અસર આંખને સીધેસીધી હતી; જ્યારે બોધનાટકોનો ઝોક શબ્દ ઉપર વિશેષ હતો, દશ્ય કરતાં વાચનાનું વિશેષ મૂલ્ય હતું. પરિણામે રચનામાં વધારે કૃત્રિમતા હતી. લેખકના હાથ છૂટા હતા તેથી વિષયને માનસપૃથક્કરણની રીતે પણ તે અજમાવી શકતો. ગુણ-અવગુણને નાટકમાં રજૂ કરવા માટે તેનો પાત્ર-ગત અભ્યાસ આવશ્યક ગણાતો. આ નાટકોએ રંગભૂમિને ય આકાર આપ્યો. કૌતુક નાટકોનો તો चरैवेति चरैवेति એ જ ધર્મ હતો; જ્યારે બોધ નાટકો માટે સ્થિર, અચલ રંગભૂમિ જરૂરી બની. પંદરમા સૈકાના આરંભનું પ્રથમ બોધ નાટક धी केमल ऑफ प्रीझरवन्स પથરાટવાળું અને જૂનું નાટક છે. મધ્યમાં એક કિલ્લાનું સ્થિર દશ્ય યોજવામાં આવ્યું છે અને તેના જુદા જુદા ખૂણાઓમાં દુનિયા, માયા, સેતાન અને ઈશ્વરના ગોખલા મૂકેલા છે.

સુધારણાના આંદોલન પૂર્વેનાં બોધ નાટકો—મેન્કાઇન્ડ, મુન્સ ઑર ઇન્ફન્સ, ધી ઇન્ટરલ્યૂડ ઑફ હાઇક્સ કૉર્નર—સત્ય અને દુરિત, ઈશ્વર અને સેતાન વચ્ચે ઝોલાં ખાતી માનવજાતના વિશાળ પ્રશ્નોને સ્પર્શે છે. બધાં નાટકોમાં, અસરકારક સાદગીથી એક ખ્રિસ્તીના પવિત્ર મૃત્યુને વર્ણવતું ઍવ્રરામેન સહુથી સુંદર નાટક છે. મૃત્યુ કોઈને છોડતું નથી. એનાં ફરમાન અફર હોય છે. જાગતિક સંબંધો ક્રમશઃ ઘસાતા જાય છે પરંતુ સત્કાર્યોનો સાથ અનંત અને અવિચલ હોય છે અને ઈશ્વર સમીપ ઊભવામાં એનો જ સથવારો હોય છે, ઈત્યાદિ ભાવોને સ્ફુટ કરતા આ નાટકનું ઉત્સ્ફુરણ સાહજિક અને તેનું વાસ્તવદર્શન સંન્નિષ્ઠ લાગે છે. નિરાભરણ અને રંગહીન હોવા છતાં આ મૂળભૂત ટ્રેજેડીના કારુણ્ય સમક્ષ અન્ય નાટકો નિરર્થક લાગે એવું એનું આલેખન છે. બોધ નાટકોનો આ પ્રકાર પછીના સમયમાં સુધારક લેખકો અને રેનેસાંના નાટ્યકારોએ પણ અજમાવી જોયો છે.

**પંદરમી શતાબ્દીનું ગદ્ય:** જો કલાત્મક અને મૌલિક લખાણને જ ગદ્યનું નામ આપવાનું હોય તો પંદરમા સૈકાના ગદ્ય લખાણોનું મૂલ્ય ન-જેવું છે. કારણ એનું સ્પષ્ટ છે. અનુવાદકો ન હોય તેવા લેખકો પોતાનાં લખાણો, ઉપયોગિતાવાદી દૃષ્ટિથી પર રહી લેટિનમાં લખતા, બીજી બાજુ અંગ્રેજી ભાષા વાપરનારા વાયક્લિફના અનુયાયીઓની હિલચાલ કાબૂમાં આવી ગઈ હતી. પંદરમી શતાબ્દીનો પૂર્વાર્ધ સંકુચિત અને રૂઢિચુસ્ત હતો તેથી તે કાળમાં મૂલ્યવત્તાવાળાં લખાણો દેખાયાં નથી. આમ છતાં લોકોનું વાચન ઘટ્યું ન હતું. એનો ઉત્તરોત્તર વધારો થતો હતો. આ વેળા નૉરફૉક પરગણામાં રહેતા એક મધ્યમવર્ગી કુટુંબની ત્રણ પેઢીઓ વચ્ચે ઈ. સ. ૧૪૨૫ થી ૧૫૦૩ના ગાળા દરમિયાન ચાલેલા પત્રવ્યવહારનો એક સંગ્રહ ધી પેસ્ટન લેટર્સ મળે છે. તે સમયનાં ગૃહજીવન અને સામાજિક સ્થિતિની ઇતિહાસોપયોગી માહિતી તેમાંથી મળે છે.

૧૪૫૫માં લખાયેલી ચિચેસ્ટરના બિશપ રેજિનાલ્ડ પ કૉક ની કૃતિ ધી રીપ્રેસર ઑફ ઓવરમચ બ્લેમિંગ ધી ક્લર્જી મહત્ત્વની છે. વાયક્લિફના, લોલાર્ડ્સ્ નામે ઓળખાતા અનુયાયીઓએ પાદરી-જગત સામે કરેલા આક્ષેપોનો, ઘણા વખત સુધી લેટિનમાં રદિયો આપ્યા પછી રેજિનાલ્ડ પીકોકે ઇંગ્લિશમાં લખવાનું શરૂ કર્યું. વાયક્લિફના બાઈબલ-પ્રેમી અનુયાયીઓ જેને વહેમ કહીને વગોવતાં તે સર્વનો તેણે તર્ક-શુદ્ધ બચાવ કર્યો છે. અને પુસ્તકિયાં આચરણો સામે માનવના અંતરમાં ઈશ્વરે પોતાની અંગુલિથી આલેખેલું ધર્માચરણ એણે ચીંધ્યું છે. જો કે આ વિવાદે તેને ઓછું નુકસાન પહોંચાડયું નથી. તેનાં ઘણાં પુસ્તકો બાળી નાખવામાં આવ્યાં; અને વિધિની વક્રતા તો એ છે કે કેટલાક તેને વાયક્લિફનો અનુયાયી માનવા લાગ્યા હતા.

આવી જ રીતે, રાજ-દરબારના મુખ્ય ન્યાયમૂર્તિ સર જ્હૉન ફૉરટેસ્કે (૧૩૯૪?–૧૪૭૬?) પણ લેટિન છોડીને અંગ્રેજીમાં લખ્યું છે. પોતાના ધી ગવર્નન્સ ઑફ ઈન્ગલૅન્ડ; અથવા ધી ડીફરન્સ બીટવીન એન એબ્સોલ્યૂટ એન્ડ લિમિટેડ મોનાર્કીમાં સ્વ-દેશ બંધારણની અને પ્રજા દ્વારા ભોગવાતા વ્યક્તિ સ્વાતંત્ર્યની એણે પ્રશંસા કરી છે.

ઇ.સ. ૧૪૭૪માં જ્યારે પ્રથમ મુદ્રકે અંગ્રેજીનું મુદ્રણકાર્ય શરૂ કર્યું ત્યારે ગદ્ય ઘડાયેલું ન હતું. વિલિયમ કેક્સ્ટન (૧૪૨૧–૧૪૯૧) પ્રથમ મુદ્રક, પણ ભાષાનાં પરિવર્તનોથી કેવો મુઝાતો હતો તે તેણે સમજાવ્યું છે. પોતાની બાળપણની ભાષા અને પ્રૌઢ વયની ભાષા વચ્ચે કેવું અંતર પડી ગયું હતું! બધા સમજી શકે તેવું માધ્યમ શોધી કાઢવામાં એને ઘણી મુશ્કેલી પડી હતી. એ કોઇ વિદ્વાન—અભ્યાસી ન હતો. એણે છાપેલી કૃતિઓ ત્રણ વિભાગમાં વહેંચી શકાય: (૧) બોધપ્રધાન કૃતિઓ (૨) વૃત્તાંતો અને (૩) ગદ્યરોમાન્સિઝ ઉપરાંત ચોસર, ગોવર અને લિડગેટની કૃતિઓ. કેક્સ્ટન પોતે મધ્યમ કક્ષાનો અનુવાદક હતો. તેનું ઉત્તમ ગદ્ય લખાણ સમજૂતિ આપતા આમુખોમાં જોવા મળે છે અને તે તેના આનંદી સ્વભાવનું દ્યોતક છે.

૧૪૮૪માં સર ટોમસ મેલોરી નામના, ૧૪૭૧માં અવસાન પામેલા એક લૈંકેસ્ટ્રિયન સરદારે સંપાદિત કરેલું મોર્ટ—દ—આર્થર કેક્સ્ટને પ્રકટ કર્યું છે. મેલોરીનું ગદ્ય આધુનિક વાચકને સમજાય એવું છે. અને તેની વાક્યરચના મુગ્ધકર છે. કથા નાયકોના એક ઢાળાં સાહસ-પરાક્રમો ઉપર દૂરનું અને અવાસ્તવિકતાનું વાતાવરણ ઢાળીને કૃતિને કાવ્યની ચારુતા અને અ-ધર પદાર્થની ગૂઢતા એણે બક્ષી છે. એની શૈલી સાદી, છોકરવાદી, પ્રાચી

અને પરીકથાઓને યોગ્ય છે. ભૂતકાળની દંતકથાને કાપ-કૂપ કરીને અને તેને એકતા અર્પીને મેલરીએ અંગ્રેજ પ્રજાની પ્રેમ-શૌર્યની ભાવનાને ય જીવતી રાખી છે.

મોર્ટ-દ-આર્થર પછીનું બીજું મહત્ત્વનું ગદ્ય-લખાણ ફ્રૂઈઝાર્ટનાં – ક્રૉનિકલ – વૃત્તાંતોનો લૉર્ડ બર્નર્સે કરેલો અનુવાદ છે. આ અનુવાદ ૧૫૨૩-૨૫ વચ્ચે પ્રસિદ્ધ થયો હતો. પોતાના બીજા અનુવાદ માટે લૉર્ડ બર્નર્સે મધ્યયુગી રોમાન્સ હ્યુઓન ઑફ બોર્દેવક્સ પસંદ કરીને સ-રસ ગદ્યમાં ભાષાંતર કર્યું છે. મૂળ કૃતિ સાથેનું એનું તાદાત્મ્ય એવું સબળ છે કે કૃતિ અનુવાદ છે એવી છાપ ઊભી થતી નથી. વળી રેનેસાંથી આકર્ષાઈને સ્પેનિશ લેખક એન્ટોનિયો દ-ગ્યૂવારાની "માર્કસ ઓરેલિયસ ની ધી ગોલ્ડન બૂક' નામની કૃતિનો તેણે કરેલો અનુવાદ ગદ્ય લેખક તરીકેની તેની શક્તિનો પરિચય કરાવે છે. રેનેસાંના નવતર ગદ્યનો એ વૈતાલિક બે યુગોના ગદ્યને સાંધનારો લેખક પણ છે.

*

## આજીવન જીવનસાર્થક્યની શોધ કરનાર

# આલ્ડસ હક્સ્લી

**હેમન્ત દેસાઈ**

[ગુજરાતીના ટ્યૂટર, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

વિશ્વવિખ્યાત સાહિત્યકાર અને ચિંતક આલ્ડસ લિયોનાર્ડ હક્સ્લીનું તેમના છેલ્લા નિવાસસ્થાન કૅલિફૉર્નિયામાં ગઈ તા. ૨૩મી નવેમ્બરે કૅન્સરમાં અવસાન થયું, તેથી જગતને એક સારા માર્ગદર્શકની ખોટ પડી છે.

માનવજીવનની વિચિત્રતાઓ પ્રત્યે હક્સ્લીએ એક પ્રકારની અતૃપ્ત જિજ્ઞાસા કેળવી હતી અને જીવનભર તેઓ સત્યાન્વેષણ અર્થે મથતા રહ્યા હતા. તેમણે વિદ્યાનાં સર્વ ક્ષેત્રોમાં પોતાની પ્રજ્ઞાને કસીને વિકસાવી હતી; પરિણામે હક્સ્લી એક કાળે જીવંત વિશ્વકોશ સમાન મનાતા હતા. તેમની વિદ્યોપાસના અને સર્જકતા એક રીતે વારસાગત હતી. તેઓ વિખ્યાત વૈજ્ઞાનિક ટૉમસ એચ. હક્સ્લીના પ્રપૌત્ર અને તેવા જ પ્રસિદ્ધ જીવશાસ્ત્રનિષ્ણાત જુલિયન હક્સ્લીના બંધુ હતા. માતૃપક્ષે તેઓ પ્રસિદ્ધ કવિ-વિવેચક મૅથ્યૂ આર્નોલ્ડ અને નવલકથાકાર હમ્ફ્રી વૉર્ડના સમ્બન્ધી હતા. આવા સંસ્કારસંપન્ન પરિવારમાં તેમનો જન્મ ઈ. સ. ૧૮૯૪માં ઈંગ્લૅંડમાં થયો હતો.

શરૂમાં હક્સ્લીએ ઑક્સફર્ડની એટન કૉલેજમાં વિજ્ઞાનનું શિક્ષણ લીધું હતું; પરન્તુ અભ્યાસ દરમિયાન આંખ બગડતાં અને પ્રયોગશાળામાં આંખની અતિ કસરત કરવાને એ અશક્ત હોઈ, વિજ્ઞાનના વિદ્યાર્થી તરીકેની કારકિર્દીમાંથી સદાયને માટે મુક્તિ લેવી પડી. યુનિવર્સિટીનું શિક્ષણ પૂરું થયા બાદ તેમણે ત્યાં જ અધ્યાપનકાર્ય કર્યું અને પછી લેખનને જ વ્યવસાય તરીકે સ્વીકારવાનું નક્કી કર્યું; તે વેળાએ જીવનમાંગલ્યની દૃષ્ટિ કાલવિશેષને લીધે કેળવાયેલી હોઈ તેઓ પ્યુરિટન રહ્યા હતા. પણ પાછળથી તેમનામાં અનેકવિધ પરિવર્તનો થતાં રહ્યાં હતાં.

પશ્ચિમના ફ્રાન્સ, ઈટાલી દેશો ઉપરાંત પૂર્વના દેશોની પણ તેમણે સારી એવી સફર કરી હતી. તેઓ ભારતમાં આવ્યા, ત્યારે તેમણે પોતાના પ્રવચનમાં 'ગીતા'નો વારંવાર ઉલ્લેખ કર્યો હતો. વર્તમાનયુગના પાશ્ચાત્ય લેખકોમાં ભારતીય વિચારસરણીના તેઓ કદાચ સૌથી વધુ પુરસ્કર્તા રહ્યા હતા.

હક્સ્લીએ કવિતાથી શરૂઆત કરીને, નવલકથા, વાર્તા, ઈતિહાસ, પ્રવાસ, વિવેચન અને નીતિ તથા અધ્યાત્મચિંતન જેવાં વિવિધ ક્ષેત્રોમાં પોતાની કલમ ચલાવી છે, તથાપિ તેઓ નવલકથાકાર તરીકે જ સૌથી વધુ જાણીતા રહ્યા છે. સાહિત્યિક વિવેચકો તો તેમને સફળ નવલકથાકાર તરીકે સ્વીકારતાં પણ અચકાતા હોય તેમ લાગે છે; તેમ છતાં વાચકોએ તેમને ખૂબ ઉમળકાથી વધાવ્યા છે, તે તેમની નવલોમાં થયેલાં મનુષ્યજીવનનાં સમભાવી આલેખનોને લીધે જ. તેમની વિચારસરણી

સાથે સંપૂર્ણ સમ્મત ન થનાર વર્ગ પણ તેમનાં લખાણોનો પ્રશંસક રહ્યો છે એ હક્સલીની લેખક તરીકેની ગણનાપાત્ર સિદ્ધિ છે.

એક સમીક્ષકે નિર્દેશ્યા પ્રમાણે, જીવનમાં કોઈ વ્યક્તિ, વિચાર કે સ્થળ પરત્વે સ્થિર ન રહી શકનાર હક્સલીની બાબતમાં ટી. એસ. એલિયટનું સૂત્ર–

"Last year's words belong to Last year's Language,
And next year's words await another voice."

–કોઈ પણ સાહિત્યકાર કરતાં વધુ સાચું પડ્યું છે. અને એથી જ તેઓ મિડલ્ટન મરી, ડી. એચ. લૉરેન્સ અને બીજા ઘણાની અસરમાંથી ઝડપથી મુક્ત થઈ ગયા હતા; એટલે પરિવર્તન એ જ તેમની પ્રગતિનું ચાલકબળ હોય એમ જણાય છે. અને એ જ કારણે હક્સલીના બૌદ્ધિક જીવનના પ્રત્યેક અકસ્માતની અસર તેમની કૃતિઓમાં બદલાતાં વલણોરૂપે આવી છે.

તેમની વિચારણાનો મુખ્ય મુદ્દો એ હતો કે, ક્રમે ક્રમે માનવજાતિ બુદ્ધિવિમુખ થતી જાય છે અને આપણે આપણાં જ્ઞાન અને સમૃદ્ધિનો માનવીના મહિમાભંગ માટે જ ઉપયોગ કરી રહ્યા છીએ. આ વિચારણામાં તેઓ સ્વીફ્ટની લગભગ નજીક હોય એમ જણાય છે. સ્વીફ્ટની જેમ જ હક્સલી પણ મનુષ્યનું મન પશુશરીરમાં સ્થિત અને તે ઉપર જ અવલંબિત હોય એમ માને છે. અને આમાં તેઓ માનવજીવનની વિડંબના નિહાળે છે. કદાચ આથી જ તેમનાં લખાણોમાં પશુતત્ત્વના આલેખનનું પ્રાધાન્ય વરતાય છે.

'Brave New World'માં જે બુદ્ધિવાદ-વિરોધનું વલણ જણાય છે, તે જો કે ક્ષણિક હતું, તો પણ આ પ્રખર બુદ્ધિવાદી ચિંતકને બુદ્ધિમાં શ્રદ્ધા નહોતી. એનું કારણ એ છે કે તેમના સમયના કોઈ પણ નવલકથાકાર કરતાં બુદ્ધિતત્ત્વનો વધુ ઉપયોગ કરવા છતાં, મનુષ્યના નક્કર અસ્તિત્વની ભવ્યતા અને સમૃદ્ધિને છતી કરવામાં તેમને તે અપૂરતું લાગ્યું. અને પરિણામે ઉત્તરાવસ્થામાં તેઓ રહસ્યમય દવાના પ્રયોગો તરફ વળ્યા. અને, છેલ્લી વીસીમાં ઇટાલીમાં જેની સાથે તે રહ્યા હતા તે ડી. એચ. લૉરેન્સની અસર ઝીલ્યા છતાં, હક્સલીએ એ રીતે પણ રહસ્યોનું સંશોધન કર્યા કર્યું. આમ, અનેક માનસિક પીડાઓ અનુભવતાં અનુભવતાં તેમણે સતત માનવકલ્યાણના જ માર્ગો વિચાર્યા હતા અને તેથી એમ કહી શકાય કે અર્વાચીન યુગની સમસ્યાઓને આ સદીના બહુ ઓછા લેખકો હક્સલી જેટલી દઢતાથી પકડીને પોતાની મજલ કાપી શક્યા છે.

હક્સલીએ રચનાત્મક શાંતિવાદ, સહકારી સમાજવાદ અને પ્રાયોગિક રહસ્યવાદને લક્ષીને પુષ્કળ સાહિત્યનું સર્જન કર્યું છે. લેખક તરીકેની પોતાની ચાળીસેક વર્ષની કારકિર્દી દરમિયાન તેમણે ૫૦ કરતાં યે વધુ પુસ્તકો આપ્યાં છે; જેમાં ઉલ્લેખનીય છે તેમની મહત્ત્વની નવલકથાઓ: Crome Yellow (1921); Antic Hay (1923); Point Counter Point (1928); Eyeless in Gaza (1936) અને After Many a Summer (1944) તથા ચિંતન-ગ્રન્થો Ends and Means (1937) અને The Perennial Philosophy (1946.)

'Ends and Means'માં ગાંધીજીની અહિંસાની અને સાધ્યપ્રાપ્તિ માટેની સાધનશુદ્ધિની ભાવનાનું સમર્થન કર્યું છે, તથા 'Perennial Philosophy'માં તેમણે અનેક તત્ત્વવિચારણા સહિત ભારતીય વિચારણાની દૃષ્ટિ પણ રજૂ કરી છે એ નોંધપાત્ર હકીકત છે.

આટલું વિપુલ સાહિત્ય આપનાર હક્સલીની બાબતમાં એક વિચિત્રતા તો એ છે કે, તેમના મિત્ર ડી. એચ. લૉરેન્સની પેઠે 'Art for my sake'નું તત્ત્વજ્ઞાન વિકસાવવાનું સાહસ તેઓ કદી કરી શક્યા નહિ અને તેઓ જાણે લખવા ખાતર જ લખતા હોય તેવી છાપ હમેશાં પોતાના વાચકો પર પાડતા રહ્યા. છતાં યે પ્રત્યેક લખાણમાં તેમની બૌદ્ધિક સજ્જતા અને સત્યાન્વેષણની દૃષ્ટિ સભાનપણે પ્રયોજાતી રહી છે. કદાચ, એ જ એમના સર્વ લેખનનું મહત્ત્વનું પ્રેરક બળ હોય. છેલ્લે છેલ્લે તેમણે કરેલા રહસ્યમય દવાઓના પ્રયોગો પાછળ પણ સત્યશોધનવૃત્તિ જ લાગે છે. આ અન્વેષણ તેમણે હજુ પણ વધુ લંબાવ્યું હોત. પોતાને વિશે કેમ્બ્રિજના એક મિત્રના શબ્દોમાં તેમણે એક વાર કહ્યું હતું:

"I should be distinctly more irritated than surprised if I were to find myself surviving after death."

[નોંધ: આ લેખ તૈયાર કરવામાં પ્રોફેસર એચ. સી. ત્રિવેદીના તાજેતરના એક લેખનો થોડો ઉપયોગ કર્યો છે, તેની સાભાર નોંધ લઉં છું. —હે. દે.]

## વાતાયને

જોઉં બહાર: મુજ ચક્ષુમહીં દડી પડ્યાં
દશ્યો અપાર....રૂપનાં રૂપ લોભણાં કશાં
આવે ધસ્યાં! હસિત આભ તળે લહેરી
વૃક્ષો–વિશાળ–લઘુ જે પર નીલપર્ણ
લ્હેરાય લોલ, પરશે દરશે સુવર્ણ,
દેખાય આંહી વળી ત્યાંહી ઉડંત પંખી!
પાછી પ્રદેશ ગતમાં જતી દષ્ટિ, ખીલતી
સૃષ્ટિ પ્રસન્ન નિત જે મન રહેતું ઝંખી!

રે પંખી શું મન ગયું બસ આકુડું ઊડી
ત્યાં ચૂગવા કણ ઘણાં ફુમળાં; ફરી એ
આવી નીડે કિલકિલાટ ચ નૃત્ય આદરે!
એ શબ્દ...એ પદની ઠેક અહો! ત્વરાથી
જ્યાં ફેરવું દગ, સુણું ફફડાટ પાંખનો?
—પંખો ફરે સ્થિર હરે ઉકળાટ આંખનો!

હેમન્ત દેસાઇ

# ભારતીય અર્થકારણની રૂપરેખા-૬

## કેન્દ્ર સરકારનાં આવક અને ખર્ચ

ન. ઉ. રાજગુરુ

[અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

ભારતમાં સરકાર અને નાણાંની ફેડરલ પદ્ધતિની પ્રાથમિક સમાલોચના. કેન્દ્ર સરકારનાં આવક અને ખર્ચ.

### ૧. પ્રાસ્તાવિક

એક સમય એવો જરૂર હતો જ્યારે અર્થશાસ્ત્રનો અભ્યાસ મુખ્ય ચાર (વપરાશ, ઉત્પાદન, વહેંચણી અને વિનિમય) વિભાગોમાં સમાઈ જતો હતો. પરંતુ આજે આધુનિક યુગમાં આ ચાર વિભાગો સાથે પાંચમો 'રાષ્ટ્રિય અર્થવિધાન'નો વિભાગ પણ અર્થશાસ્ત્રના અભ્યાસ માટે ઉમેરવામાં આવે છે. આ ઉમેરણ ઈ. સ. ૧૯૨૯ની મહામંદી પછીથી સામાન્ય બનતું આવ્યું છે. સમાજની આર્થિક પ્રવૃત્તિમાં રાજ્યનો હસ્તક્ષેપ જે એક વખત અસામાન્ય બીના હતી તે આજે સામાન્ય હકીકત બની ગઈ છે. રાજ્યનાં કાર્યો આજે અનેકગણાં વધ્યાં છે, જવાબદારીઓ વધી છે, આજનું રાજ્ય માત્ર 'પોલીસ રાજ્ય' નથી, પણ 'કલ્યાણ રાજ્ય' મનાય છે. આથી સરકારોને આ જવાબદારીઓ પૂર્ણ કરવા માટે સાધનો જોઈએ. આ સાધનો તે નાણું. સરકાર પોતાની તમામ સત્તાનો ઉપયોગ કરીને નાણાકીય સાધનો ઊભાં કરે છે. આમ સરકારનાં આવક અને ખર્ચનો અભ્યાસ તે આપણો વિષય છે. ભારતમાં આવક અને ખર્ચ વિષે શી પરિસ્થિતિ છે તે તપાસીએ.

ભારતના બંધારણમાં વિશિષ્ટ પ્રકારની જોગવાઈ છે. ભારતીય બંધારણે કેન્દ્ર સરકાર, રાજ્ય સરકારો તથા સ્થાનિક સ્વરાજ્યની સરકારો માટે અલગઅલગ ક્ષેત્રો આવકના અને ખર્ચના નક્કી કરી આપ્યા છે. આવકના સાધનોનું આ રીતે વિભાજન થયેલું જોવામાં આવે છે. અમુક ક્ષેત્રો કેન્દ્ર સરકારનાં છે, અમુક ક્ષેત્રો પ્રાંતીય સરકારોનાં છે અને અમુક ક્ષેત્રો એવાં છે જેમાં કેન્દ્ર સરકાર તેમ જ પ્રાંતીય સરકારો સહીયારો હિસ્સો ભોગવે છે. આવા સ્પષ્ટ રીતે આર્થિક સંબંધો નક્કી કરવામાં આવ્યા છે. વળી તે ઉપરાંત કેન્દ્ર સરકાર તેમજ પ્રાંતી સરકારો વચ્ચે અમુક વિશિષ્ટ પ્રકારના સંબંધો પણ ઊભા કરવામાં આવ્યા છે. અમુક કરવેરાઓ એવા છે જે કેન્દ્ર સરકાર ઉઘરાવે છે અને તે ઊપજની સમગ્ર કે થોડી રકમ કે તેનો થોડો ભાગ રાજ્યોને આપે છે. અમુક કરવેરાઓ એવા પણ છે જે પ્રાંતીય સરકારો ઉઘરાવે છે અને ઊપજની રકમ ભાગરૂપે કેન્દ્ર સરકારને સોંપે છે. વળી તે ઉપરાંત કેન્દ્ર સરકાર અમુક રકમ ગ્રાન્ટ તરીકે પ્રાંતીય (રાજ્ય) સરકારોને પ્રતિવર્ષ આપે છે. આ બાબતો નક્કી કરવા માટે બંધારણમાં જોગવાઈ છે કે દર પાંચ વર્ષે એક સરકારી પંચ નીમવામાં આવે જે આ બાબતમાં સલાહ-સૂચનો આપે અને તેનો અમલ કરવામાં આવે. પણ અહીં આપણે માત્ર કેન્દ્ર સરકારની આવક અને જાવકની જ તપાસ કરવાની છે.

કેન્દ્ર સરકારના આવક અને જાવકના પ્રમાણમાં છેલ્લાં ૨૫ વર્ષોમાં ભારે ફેરફારો થયાં છે. ભારત સરકારનાં આવક અને જાવકનાં પાસામાં ઉત્તરોત્તર વૃદ્ધિ જ થઈ રહેલી જોવામાં આવે છે જે નીચે આપેલા કોઠા દ્વારા જાણી શકાશે.

**કેન્દ્ર સરકારની કુલ આવક**

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૮–૩૯ | રૂા. | ૮૪·૪૭ | કરોડ |
| ૧૯૬૦–૬૧ | રૂા. | ૮૯૬·૪૫ | ,, |
| ૧૯૬૧–૬૨ | રૂા. | ૧૧૩૬·૭૩ | ,, |
| ૧૯૬૨–૬૩ | રૂા. | ૧૫૦૦·૨૫ | ,, |
| ૧૯૬૩–૬૪ | રૂા. | ૧૮૫૧·૬૩ | ,, |

**કેન્દ્ર સરકારનો કુલ ખર્ચ**

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૮–૩૯ | રૂા. | ૮૫·૧૧ | કરોડ |
| ૧૯૬૦–૬૧ | રૂા. | ૯૮૦·૩૫ | ,, |
| ૧૯૬૧–૬૨ | રૂા. | ૧૦૧૧·૮૮ | ,, |
| ૧૯૬૨–૬૩ | રૂા. | ૧૫૨૨·૩૧ | ,, |
| ૧૯૬૩–૬૪ | રૂા. | ૧૮૫૨·૪૦ | ,, |

ઉપરના આંકડાઓ જણાવે છે કે બીજા મહાયુદ્ધ પહેલાં ભારતની કેન્દ્ર સરકારનાં આવક અને ખર્ચનું જે પ્રમાણ હતું તે મહાયુદ્ધ પછી ઘણું જ વધ્યું છે. ખાસ કરીને તો આયોજનના દશકા દરમ્યાન તેનું પ્રમાણ ઘણું જ વધ્યું છે. ઉપર ત્રીજી યોજનાનાં ત્રણે વર્ષના કેન્દ્ર સરકારની આવક અને ખર્ચના આંકડાઓ આપ્યા છે. આ ત્રણે વર્ષના આંકડાઓ આવક અને ખર્ચની વૃદ્ધિ જ બતાવે છે. ઈ. સ. ૧૯૬૩–૬૪ના આ ચાલુ વર્ષમાં અને તે પહેલાના વર્ષમાં વૃદ્ધિનો દર ઘણો ઝડપી માલૂમ પડે છે.

## ૨. કેન્દ્ર સરકારની આવકનાં ક્ષેત્રો:

આમ, આવકની અને ખર્ચની આ વૃદ્ધિ તપાસતાં સ્વાભાવિક જ પ્રશ્ન ઉદ્ભવે છે કે આ આવક કેન્દ્ર સરકાર કઇ રીતે ઊભી કરે છે? ખર્ચ કરવા માટે આ આવકનાં કયા સાધનો કેન્દ્ર સરકાર પાસે છે? કેન્દ્ર સરકારને આવકનાં સાધનો મુખ્યત્વે ચાર છે, જે નીચે પ્રમાણે છેઃ—

૧ કેન્દ્ર સરકાર હસ્તક જે સેવાઓ છે તેમાંથી થતી આવક. ન્યાયાલય માટેની કૉર્ટ ફી, સ્ટેમ્પ ડ્યૂટી વગેરે તથા રેલવે, પોરટ, ટેલિગ્રાફ વગેરે સેવાઓમાંથી થતી આવક. આ ઉપરાંત રાજ્ય હસ્તક જે ઔદ્યોગિક એકમો છે તેના નફામાંથી થતી આવક.

૨. કરવેરા.

૩. ધીરાણ. ધીરાણના બે પ્રકાર છેઃ (अ) આંતરિક, જેમાં નાની બચત યોજના તથા લોન. વ.નાં ધીરાણનો પણ સમાવેશ થાય છે, (ब) બાહ્ય, જે પરદેશથી મેળવવામાં આવે છે.

૪. ખાધપૂરક નાણાતંત્ર દ્વારા ઊભા કરવામાં આવતાં નાણાકીય સાધનો.

આ ચારે પ્રકારની આવકનાં સાધનોને આપણે એક પછી એક તપાસીએ.

## પ્રથમ ક્ષેત્ર: સેવાઓ, વગેરે

પ્રથમ આપણે તપાસીએ છીએ કેન્દ્ર સરકાર હસ્તકનાં સેવાઓના ક્ષેત્રની અને વ્યાપારી-ઔદ્યોગિક એકમો વગેરેની આવક. કેન્દ્ર સરકારની આવકનાં આ સાધનો ઉત્તરોત્તર વધુ ને વધુ આવક આપતાં જાય છે, જે નીચેના આંકડાઓ દ્વારા જાણી શકાય છે.

| | | |
|---|---|---|
| ૧૯૬૧-૬૨ | ૧૯૬૨-૬૩ | ૧૯૬૩-૬૪ |
| રૂ. ૨૬૧·૩૫ | રૂ. ૫૫૬·૦૭ | રૂ. ૫૮૨·૨૫ |

કરવેરા, લોન-ધીરાણ તથા પરદેશી મદદ સિવાયનાં ક્ષેત્રમાંથી મળતી આવકનું પ્રમાણ વધતું જતું માલૂમ પડે છે. ચાલુ આવકનાં આ સાધનો યુદ્ધ પહેલાં ઘણી જ ઓછી આવક આપતાં હતાં. યુદ્ધ પછી અને તેમાં ય ખાસ કરીને આયોજનના તબક્કા હેઠળ આવક વધતી જતી માલૂમ પડે છે. સરકાર હસ્તક આ સેવાઓનાં ક્ષેત્રો વિસ્તાર પામી રહ્યાં છે. ઔદ્યોગિક એકમોની સંખ્યા પણ વધતી જાય છે, એટલે આવકનું પ્રમાણ પણ વધતું જાય છે.

## બીજું ક્ષેત્ર: કરવેરા

કેન્દ્ર સરકારની આવકનું બીજું ક્ષેત્ર છે કરવેરા. કરવેરામાં મુખ્ય બે પ્રકાર છેઃ એક પ્રત્યક્ષ પ્રકારના કરવેરાનો વિભાગ છે અને બીજો પરોક્ષ પ્રકારના કરવેરાનો ભાગ છે. આ બન્ને પ્રકારના કરવેરાથી કેન્દ્ર સરકારને જે આવક થાય છે તેની માહિતી નીચે આપેલા કોઠામાં આપવામાં આવી છે.

### પ્રત્યક્ષ અને પરોક્ષ કર દ્વારા થતી કેન્દ્ર સરકારની આવક

| વર્ષ | પ્રત્યક્ષ કરની આવક | ટકાવારી |
|---|---|---|
| ૧૯૫૦-૫૧ | રૂ. ૧૭૩ કરોડ | ૪૨·૮% |
| ૧૯૬૦-૬૧ | રૂ. ૨૯૧ ,, | ૩૨·૦% |
| ૧૯૬૧-૬૨ | રૂ. ૩૩૬ ,, | ૩૧·૯% |
| ૧૯૬૨-૬૩ | રૂ. ૩૭૪ ,, | ૩૧·૮% |
| ૧૯૬૩-૬૪ | રૂ. ૪૫૪ ,, | ૩૦·૮% |

| વર્ષ | પરોક્ષ કરની આવક | ટકાવારી | કુલ કરઆવક* |
|---|---|---|---|
| ૧૯૫૦-૫૧ | રૂ. ૨૨૫ કરોડ | ૫૫·૬% | રૂ. ૪૦૫ કરોડ |
| ૧૯૬૦-૬૧ | રૂ. ૬૦૨ ,, | ૬૬·૨% | રૂ. ૯૦૯ ,, |
| ૧૯૬૧-૬૨ | રૂ. ૭૦૨ ,, | ૬૬·૬% | રૂ. ૧૦૫૪ ,, |
| ૧૯૬૨-૬૩ | રૂ. ૭૮૫ ,, | ૬૬·૭% | રૂ. ૧૧૭૭ ,, |
| ૧૯૬૩-૬૪ | રૂ. ૯૯૮ ,, | ૬૭·૮% | રૂ. ૧૪૭૨ ,, |

ઉપરના આંકડાઓમાંથી આપણે નીચે પ્રમાણે મુદ્દાઓ તારવી શકીએ.

---

* બીજી કર-આવક આમાં ઉમેરી છે.

૧. આયોજનની શરૂઆત કરી ત્યારથી આજ સુધીમાં કુલ કરવેરામાંથી થતી આવકનું પ્રમાણ વધતું રહ્યું છે. આ વધારો પ્રત્યક્ષ તેમજ પરોક્ષ બન્ને પ્રકારના કરવેરાઓમાં માલૂમ પડે છે.

૨. પરંતુ તુલનાત્મક દૃષ્ટિએ તપાસતાં જણાય છે કે પ્રત્યક્ષ આવકમાં થયેલ વધારા કરતાં પરોક્ષ કરની આવકનો વધારો વધુ પ્રમાણનો માલૂમ પડ્યો છે.

૩. ટકાવારીની દૃષ્ટિએ તપાસતાં જણાય છે કે પ્રત્યક્ષ કરની આવક ઘટતી જાય છે જ્યારે પરોક્ષ કરની આવકમાં વૃદ્ધિ થાય છે.

૪. ઈ. સ. ૧૯૫૦-૫૧ અને ઈ. સ. ૧૯૬૦-૬૧ના સમયમાં થયેલ વધારા કરતાં ઈ. સ. ૧૯૬૦-૬૧ થી ઈ. સ. ૧૯૬૩-૬૪ના સમય વચ્ચેનો કરની આવકનો વધારો પ્રમાણની દૃષ્ટિએ વધુ ગણનાપાત્ર છે.

આમ કરવેરા દ્વારા થતી આવક વૃદ્ધિ પામતી જણાય છે. કરવેરાની કુલ આવકમાં પ્રત્યક્ષ અને પરોક્ષ કરનો વ્યક્તિગત શું ફાળો છે તે તપાસવા પ્રયાસ કરીએ. આ કરવેરાનાં નામો નીચે પ્રમાણે છે.

(૧) જકાત (Customs Duty),
(૨) કેન્દ્રહસ્તકની આબકારી જકાત(Central Excise),
(૩) આવક-વેરો,
(૪) સુપર-ટૅક્સ,
(૫) કૉર્પોરેશન–ટૅક્સ,
(૬) મૂડી-લાભ વેરો (Capital-gains Tax),
(૭) સંપત્તિ વેરો,
(૮) મૃત્યુ વેરો (Estate Duty),
(૯) બક્ષીસ વેરો,
(૧૦) ખર્ચ વેરો.

ઉપર મુજબના દસ પ્રકારના કરવેરાઓ કેન્દ્ર સરકારને હસ્તક છે જેમાંથી કેન્દ્ર સરકાર પોતાના ખર્ચને પહોંચી વળવા માટેની મોટા ભાગની રકમ મેળવે છે. આ બધા પ્રકારના કરવેરામાંથી બધા જ મોટી રકમ આપતા નથી. આથી આપણે ગણનાપાત્ર આવક ઊભી કરી આપતા મહત્ત્વના કરોની જ ચર્ચા કરીશું.

## આવક-વેરો

ઈ.સ. ૧૮૬૦થી કેન્દ્ર સરકાર આવક ઉપર કર લે છે. તે સમયે ખેતીવાડી વિભાગ તેમ જ બિનખેતીવાડી વિભાગ ઉપર આવક-વેરો લેવામાં આવતો હતો. પરંતુ ઈ.સ. ૧૮૮૬ પછી માત્ર બિનખેતીવાડી વિભાગ ઉપર જ આવક-વેરો નાંખવામાં આવે છે. ઈ.સ. ૧૮૮૬ પછીથી કોઈ કોઈ રાજ્ય સરકારો ખેતીવાડી વિભાગ ઉપર આવક–વેરો નાખીને ઉઘરાવે છે.

પ્રથમ મહાયુદ્ધ પૂરું થયું ત્યારે ઈ.સ. ૧૯૧૯માં વધારાના નફા ઉપર Excess Profits Tax નામનો કર આવકવેરાના જ ભાગ રૂપે પ્રથમ વાર નંખાયો, જે તે સમયે માત્ર એક જ વર્ષ અમલમાં રહ્યો. ત્યાર પછી ફરી વાર બીજા મહાયુદ્ધ સમયે ઈ.સ. ૧૯૪૦થી ઈ. સ. ૧૯૪૬ સુધી આ કર ફરી વાર નાંખવામાં આવ્યો. ઈ.સ. ૧૯૪૬માં વેપારી પેઢીઓના નફા ઉપર Business Profits Tax નામનો કર નાંખવામાં આવ્યો જે આવક-વેરાના એક ભાગ રૂપે જ હતો. આ કર ઈ. સ. ૧૯૪૯માં રદ કરવામાં આવ્યો.

ઈ.સ. ૧૯૫૩માં કરમાળખાની તપાસ માટે ડૉ. જહોન મથાઈના પ્રમુખપણા નીચે એક પંચની નિમણૂક કરવામાં આવી. આ પંચે એવી ભલામણ કરી કે આવક-વેરામાં અત્યાર સુધી રૂ. ૪૨૦૦ કે તેથી વધુ રકમની વાર્ષિક આવક ઉપર આવક-વેરાની આકારણી થાય છે તેને બદલે રૂ. ૩૦૦૦ની વાર્ષિક આવક ઉપરથી જ આવક-વેરાની આકારણી થવી જોઈએ. અને વધુ લોકોને આવક-વેરાની જાળમાં સમાવી લેવા જોઈએ, આ ભલામણોનો અમલ ૧૯૫૭-૫૮ના અંદાજપત્રમાં તે સમયના નાણા-પ્રધાન શ્રી. કૃષ્ણમાચારીએ કર્યો. આ સાથે અમુક છૂટછાટો પણ આપવામાં આવી હતી. પરિણીત વ્યક્તિને તથા બાળકોવાળી વ્યક્તિને અમુક છૂટછાટોના લાભો આપવામાં આવ્યા.

ઇ.સ. ૧૯૫૫-૫૬માં ફરી વખત પ્રત્યક્ષ કરવેરાના માળખાની તપાસ માટે જાણીતા બ્રિટિશ અર્થશાસ્ત્રી પ્રો. નીકોલસ કેલ્ડોરને હિંદ બોલાવવામાં આવ્યા. તેમણે તપાસ અને અભ્યાસને અંતે ક્રાંતિકારક સૂચનો કર્યાં. તેમણે જણાવ્યું કે ભારતમાં પ્રત્યક્ષ કરવેરાના ક્ષેત્રે અમુક નવા કરવેરા ઉમેરવાની જરૂર છે. દા.ત.; સંપત્તિવેરો, ખર્ચવેરો વગેરે પરંતુ આ સાથે આવક-વેરાનું ગુરુત્તમ પ્રમાણ લગભગ ૮૫%થી ૮૭% જેટલું છે તે ઘટાડીને

૪૫ ટકા સુધી લઈ જવું જોઈએ. આ સૂચનોમાંથી બીજા પ્રત્યક્ષ કરવેરાઓ તો ઉમેરવામાં આવ્યા પણ આવક-વેરાનું ગુરુત્તમ પ્રમાણ ઘટાડવામાં ન આવ્યું. સરકારનું આ પગલું રાષ્ટ્રમાં તેમ જ પરદેશમાં ટીકાને પાત્ર ઠર્યું છે.

જેમ આવક-વેરો વ્યક્તિઓની આવક ઉપર નાખવામાં આવે છે તેમજ પેઢીઓની આવક ઉપર પણ ટૅક્સ નાખવામાં આવે છે. પેઢીઓને નફામાંથી થતી આવકની ઉપર આવક-વેરો નાખવામાં આવે છે. આ આવક-વેરો કૉર્પોરેશન ટૅક્સ તરીકે ઓળખાય છે. વ્યક્તિ ઉપર તથા પેઢી ઉપર નંખાતો આવક-વેરો જ્યારે અમુક હદથી વધે ત્યારે તે સુપર ટૅક્સના નામે ઓળખાય છે. આમ આવક-વેરાના આવાં ત્રણ સ્વરૂપો છે. વ્યક્તિગત આવક-વેરો, કૉર્પોરેશન ટૅક્સ તથા સુપર ટૅક્સથી કુલ શું ઊપજ કેન્દ્ર સરકારને થતી હતી અને આજે થાય છે તે નીચે આપેલા આંકડાઓ દર્શાવે છે.

| વર્ષ | કુલ રકમ | કુલ આવકના ટકા |
|---|---|---|
| ૧૯૩૮-૩૯ | રૂ. ૧૭.૨૮ કરોડ | ૨૨.૯% |
| ૧૮૫૧-૫૨ | રૂ. ૧૮૭.૬૦ ,, | ૩૬.૨% |
| ૧૯૫૫-૫૬ | રૂ. ૧૮૮.૪૦ ,, | ૩૯.૩% |
| ૧૯૬૦-૬૧ | રૂ. ૨૭૮.૪૩ ,, | ૩૭.૪% |
| ૧૯૬૧-૬૨ | રૂ. ૩૦૨.૦૦ ,, | ૩૬.૭% |
| ૧૯૬૨-૬૩ | રૂ. ૩૪૧.૯૦ ,, | ૩૮.૪% |
| ૧૯૬૩-૬૪ | રૂ. ૩૭૫.૦૦ ,, | — |

ઉપરના આંકડાઓ બતાવે છે કે આવક-વેરાની ઊપજનું પ્રમાણ વધતું જ જાય છે. બીજા મહાયુદ્ધ પહેલાં ૧૯૩૮-૩૯ના વર્ષમાં જે આવક હતી તે યુદ્ધ પછી ઘણી વધી અને બે યોજનાઓને અંતે પણ વધારો થયેલો જ જણાય છે. ત્રીજી યોજનાના ગાળામાં પણ કુલ રકમનું પ્રમાણ ઉત્તરોત્તર વધતું જ જાય છે. ટકાવારી-ની દૃષ્ટિએ પણ આવક-વેરાની રકમ વૃદ્ધિ જ બતાવે છે, અને કુલ આવકમાં ગણનાપાત્ર ફાળો આપે છે.

**કેન્દ્રની આબકારી જકાત(Central Excise)**

ભારતની કેન્દ્ર સરકારનાં અંદાજપત્રમાં અત્યારે આ કરનું મહત્ત્વ ખૂબ જ વધ્યું છે કારણ કે બીજા બધા જ કરવેરાની ઊપજના પ્રમાણને હંફાવીને આ કરવેરાએ પોતાની ઊપજના પ્રમાણને ખૂબ જ વધારી મૂક્યું છે. આ પરોક્ષ કરવેરાનો પ્રકાર છે. કોઈ પણ ઉત્પાદન સ્થળેથી જ્યારે માલસામાન ઉત્પન્ન થઈને બહાર જાય એટલે તુરત જ ત્યાં આ કરની આકારણી કરવામાં આવે છે. કેન્દ્ર સરકાર તેમજ રાજ્ય સરકારો પણ આ કરનો ઉપયોગ કરી શકે છે. અહીં આપણે માત્ર કેન્દ્ર સરકારને આ કરથી થતી આવકની જ ચર્ચા કરવાની છે.

સૌ પ્રથમ ઈ. સ. ૧૯૩૪માં જ્યારે ખાંડ-ઉદ્યોગ તથા દીવાસળી ઉદ્યોગને આંતરરાષ્ટ્રીય હરીફાઈની સામે રક્ષણ આપવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો અને રક્ષણ અપાયું ત્યારે કેન્દ્ર સરકારની આવકમાં ઘટાડો થયો. આથી રક્ષણથી મળેલા લાભથી ઉદ્યોગોને ફાયદો થયો તેમ જ સરકારને આવક ગુમાવવી પડી તેથી આ બન્ને ઉદ્યોગો ઉપર આબ-કારી જકાત નાંખવામાં આવી. ત્યારથી જ માત્ર આ કરવેરાની શરૂઆત થયેલી જોવામાં આવે છે. ઈ. સ. ૧૯૩૯થી ૧૯૪૫ના બીજા મહાયુદ્ધ દરમ્યાન યુદ્ધ માટે નાણાકીય સાધનો ભેગા કરવાની સરકારને જરૂર હતી તેથી સરકારે આ કર નીચે-બે વસ્તુઓથી વધીને વધારે ચીજવસ્તુઓ ઉપર કર નાંખ્યો અને કરના દરમાં વૃદ્ધિ કરવામાં આવી.

ઈ.સ. ૧૯૪૭ના સ્વાતંત્ર્ય સમય પછી આબકારી જકાતમાંથી ઊપજનું પ્રમાણ વધતું જ રહ્યું છે. કારણ કે દેશના ઔદ્યોગિક ઉત્પાદનમાં વધારો જ થયા કરે છે અને કરના દરો પણ ઉત્તરોત્તર તબક્કાઓમાં વધી જ રહ્યા છે. નવી વસ્તુઓ જેવી કે તમાકુ, ખાંડ, ચા, કૉફી, કાગળો, વ.ને આબકારી જકાતમાં સમાવી લેવામાં આવેલ છે. ઈ. સ. ૧૯૫૦થી શરૂ થતા આયોજનના તબક્કામાં નાના પાયા પરના ઉદ્યોગોના વિકાસ માટે મોટા પાયા પરના ઉદ્યોગો ઉપર પરોક્ષ નિયંત્રણ મૂકવા આ કરનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ખાદી અને હાથસાળના કામને ઉત્તેજન આપવા માટે સરકારે મિલ ઉદ્યોગના ઉત્પાદન ઉપર આબકારી જકાત નાખી છે. ઈ. સ. ૧૯૫૪ થી ૧૯૫૮ સુધીમાં તે સમયના નાણાપ્રધાન શ્રી. કૃષ્ણ-માચારીએ રેશમી કાપડ, સિમેન્ટ, સાબુ, ઇલેક્ટ્રિક પંખા, વીજળીના ગોળા, બેટરીઝ, કાગળ, ઊનની બનાવટ, રંગ અને વૉર્નિશ જેવી નવી વસ્તુઓને આવરી લીધી અને ખાંડ, મોટર સ્પીરીટ, વેજીટેબલ તેલ, સિમેન્ટ, તમાકુ,

દીવાસળી, કાગળ તથા ડીઝલ તેલો ઉપરના કરના દરોમાં વધારો કરી દીધો અને ઊપજના પ્રમાણને વધાર્યું.

ત્યાર પછીના નાણાપ્રધાન શ્રી. મોરારજીભાઈએ ૧૯૫૯-૬૦થી શરૂ થતાં વર્ષોનાં અંદાજપત્રોમાં ક્રમશઃ કુલ ૩૨ નવી ચીજવસ્તુઓને આ કરની અસર નીચે લાવીને મૂકી અને ઊપજમાં ભારે વધારો કરી દીધેલો માલૂમ પડે છે. આ પ્રકારના કરથી ઉપજ વધે છે પણ ઉત્પાદનને માઠી અસર થવાની સંભાવના રહે છે અને તે સાથે ગરીબો ઉપર કરનું ભારણ વધે છે. કારણ કે અંતે તો આ કર કરપાત્ર વસ્તુઓની વપરાશ ઉપર જ પડે છે. ઈ. સ. ૧૯૫૩માં નિમાયેલા કરવેરા તપાસ પંચે પણ આ કરની હિમાયત કરી હતી.

આ કરની ઊપજ ઉત્તરોત્તર વધતી જ રહી છે તે નીચે આપેલ આંકડાઓ દ્વારા જાણી શકાય છે.

| વર્ષ | કેન્દ્રીય જકાતની આવક | કુલ કરની આવકના ટકા |
|---|---|---|
| ૧૯૩૮-૩૯ | રૂા. ૮.૬૫ કરોડ | ૧૧.૭% |
| ૧૯૫૦-૫૧ | રૂા. ૬૭.૫૪ „ | ૧૯ % |
| ૧૯૫૫-૫૬ | રૂા. ૧૪૫.૨૫ „ | ૩૪ % |
| ૧૯૬૦-૬૧ | રૂા. ૩૯૫ „ | ૫૬ % |
| ૧૯૬૧-૬૨ | રૂા. ૪૧૬.૩૫ „ | ૫૭ % |
| ૧૯૬૨-૬૩ | રૂા. ૫૨૬.૧૬ „ | ૫૯ % |
| ૧૯૬૩-૬૪ | રૂા. ૫૮૩.૯૬ „ | — |

કેન્દ્રીય આબકારી જકાતની ઊપજનું પ્રમાણ દિવસે દિવસે વધતું જ જાય છે તેમ ઉપરના આંકડા બતાવે છે. આ વધારો માત્ર રૂપિયામાં જ છે એવું નથી પરંતુ ટકાવારીની દૃષ્ટિએ પણ, આ પ્રમાણ વધતું જ જણાય છે. બીજા મહાયુદ્ધ પહેલાંના ૧૯૩૮-૩૯ ના વર્ષમાં આ પ્રમાણ માત્ર રૂા. ૮.૬૫ કરોડનું હતું જે વધીને, આજે ૧૯૬૩-૬૪ ના વર્ષમાં રૂા. ૫૮૩.૯૬ કરોડ સુધી પહોંચે છે જે લગભગ નવાઈ પમાડે તેવું છે. આ કરનો સારો ઉપયોગ સરકારે કરી બતાવ્યો છે એમ જરૂર કહી શકાય.

### આયાત-નિકાસ વેરો (Customs Duty)

પરદેશથી માલની જ્યારે આયાત થાય કે પરદેશ ખાતે નિકાસ થાય ત્યારે બંદરો ઉપર માલ ઉતારતી વખતે કે બંદરો ઉપરથી માલ ચઢાવતી વખતે કેન્દ્ર સરકાર કર ઉઘરાવે છે. આ કરને પણ જકાત તરીકે ઓળખવામાં આવે છે. આ કર દ્વારા થતી આવકનું પ્રમાણ નીચે આપેલા આંકડાઓ દર્શાવે છે.

| ૧૯૬૧-૬૨ | ૧૯૬૨-૬૩ | ૧૯૬૩-૬૪ (અંદાજ) |
|---|---|---|
| રૂા. ૨૧૨.૨૫ કરોડ | રૂા. ૨૩૧.૬૫ કરોડ | રૂા. ૩૦૮.૫૯ કરોડ |

સામાન્ય રીતે જેમ બીજા કરવેરાઓ ઊપજની વૃદ્ધિ બતાવે છે તેમ આ કર પણ ઊપજની વૃદ્ધિ જ બતાવે છે. જેમ દેશમાં ઔદ્યોગીકરણની પ્રવૃત્તિ વધે અને આયાત-નિકાસ વધે તેમ આ કરની ઊપજ પણ વધે છે. પણ એક મુદ્દો ખાસ નોંધવા જેવો છે કે જેટલું બીજા કરોની ઉપજનું પ્રમાણ વધે છે તેટલું આ કરનું પ્રમાણ વધી શકે નહિ. કારણ કે નિકાસ પ્રોત્સાહનની નીતિ અત્યારે સરકારની ચાલે છે તે સમયે નિકાસ ઉપરના કરની ઊપજ ખૂબ વધે તેવી શક્યતાઓ ઓછી આંકવામાં આવે છે.

### મૃત્યુવેરો (Death Duty or Estate Duty)

મૃત્યુવેરો કે જાગીરવેરો કોઈ પણ વ્યક્તિની જાગીર ઉપર લેવાય છે અને વારસોને સંપત્તિ મળે તે પહેલાં તેના ઉપર કર નંખાય છે અને જાગીરનો થોડો ભાગ સરકાર લઈ જાય છે. આ કરની શરૂઆત ૧૫મી ઑક્ટોબર ૧૯૩૫માં કરવામાં આવી. આ કરના કાયદામાં એવી જોગવાઈ કરવામાં આવી હતી કે ખેતીવાડીની જમીન સિવાય જાગીરો ઉપર કેન્દ્ર વેરો ઉઘરાવી શકે અને જે ઊપજ આવે તે કેન્દ્ર સરકાર રાજ્ય સરકારોને સોંપે. આ ઉપરાંત એવું પણ નક્કી કરવામાં આવ્યું કે રૂા. ૧ લાખ કે તેથી વધુ મૂલ્યની જાગીરો ઉપર જ કર નાખવામાં આવે.

ઈ. સ. ૧૯૫૮માં મૃત્યુવેરામાં ફેરફાર કરવામાં આવ્યો. કરમુક્તિની મર્યાદા રૂા. ૧ લાખથી ઘટાડીને રૂા. ૫૦,૦૦૦ ની કરવામાં આવી. તે ઉપરાંત, લશ્કરના યુદ્ધમાં મરેલાઓનાં કુટુંબીજનોને માટે પણ છૂટછાટો આપવામાં આવી.

મૃત્યુવેરાના ક્ષેત્રે એક મોટી મુશ્કેલી એ ઉપસ્થિત થઈ છે કે મરતાં પહેલાં વ્યક્તિ પોતાની જાગીર ભેટ તરીકે વ્યક્તિઓને આપીને કરમાંથી છટકી જવાની પ્રવૃત્તિ શરૂ થઈ છે. આથી, પ્રોફે. કૅલ્ડોરે બક્ષિસવેરો

નાંખીને આ છટકબારી બંધ કરી દેવી એવું સૂચન કર્યું. આ સૂચનનો સ્વીકાર થયો છે. મૃત્યુવેરાથી થતી ઊપજનું પ્રમાણ નીચે બતાવેલ આંકડાઓ દર્શાવે છે.

| ૧૯૬૧–૬૨ | ૧૯૬૨–૬૩ | ૧૯૬૩–૬૪ અંદાજ) |
|---|---|---|
| રૂા. ૪.૨૧ કરોડ | રૂા. ૪.૦૦ કરોડ | રૂા. ૪.૦૦ કરોડ |

આ કરની ઊપજ ઘટતી જાય છે અને તેનું પ્રમાણ પણ નજીવું છે.

## સંપત્તિવેરો (Wealth Tax)

સ્કેન્ડીનેવીઅન પ્રદેશોમાં આ પ્રકારનો કર લેવામાં આવે છે. ઈ. સ. ૧૯૫૬માં પ્રો. કેલ્ડોરે આ કર માટે સૂચન કર્યું હતું. આ સૂચનનો સ્વીકાર થયો. પ્રો. કેલ્ડોરે જણાવ્યું હતું કે મિલકતવેરો કરક્ષ્રનક્ષમતાને અસર કરશે નહિ. વળી આ કરમાં છટકબારીની શકયતાઓ પણ ઓછી છે. કારણ કે આવક છુપાવી શકાય, પણ મિલકત છુપાવવી મુસ્કેલ છે. વળી, આ કરમાંથી ટ્રસ્ટની મિલકત, ફર્નિચર, વાસણો, કાપડ વ. ઘરવપરાશની ચીજો, રૂા. ૨૫૦૦૦ સુધીનું ઝવેરાત, રૂા. ૨૦,૦૦૦ સુધીનાં ધંધાદારી સાધનો, જમીન તથા દેવાની રકમને મુકિત આપવાનું નક્કી થયું.

સંપત્તિવેરાથી થતી આવકનું પ્રમાણ નીચે બતાવવામાં આવેલ છે.

| ૧૯૬૧–૬૨ | ૧૯૬૨–૬૩ | ૧૯૬૩–૬૪ |
|---|---|---|
| રૂા. ૮.૨૬ કરોડ | રૂા. ૯.૦૦ કરોડ | રૂા. ૯.૪૦ કરોડ |

સંપત્તિવેરાની આવક સામાન્ય મનાય છે, અને તેની વૃદ્ધિ પણ એટલી જ સામાન્ય જણાય છે.

ઉપર આપણે અમુક મુખ્ય પ્રકારના કરવેરા જોયા. આ ઉપરાંત થોડાક કરવેરા કેન્દ્ર હસ્તક છે પણ તેમાંથી થતી ઊપજનું પ્રમાણ પણ ઘણું જ થોડું છે. આથી તે કરોની ચર્ચા આપણે કરીશું નહિ.

## ત્રીજું ક્ષેત્ર: જાહેર ધીરાણ

કરવેરા કેન્દ્ર સરકારની આવકનું બીજું સાધન છે. કેન્દ્ર સરકારની આવકનું ત્રીજું સાધન છે ધીરાણ. કેન્દ્ર સરકાર પોતાના ખર્ચને પહોંચી વળવા માટે લોકો પાસેથી નાનીમોટી લોનરૂપે ઉછીનાં નાણાં લે છે અને મુકરર સમયે વ્યાજ સાથે લોકોને પાછાં આપે છે. આ દેશમાંથી જ લીધેલાં નાણાં છે. પણ સરકાર પરદેશની સરકારો પાસેથી પણ ધીરાણ સ્વીકારે છે. આને પરદેશી મદદ તરીકે ઓળખવામાં આવે છે.

ઈ. સ. ૧૯૫૧ થી શરૂ કરી આજ સુધીની પરિસ્થિતિ તપાસવામાં આવે તો આપણને આ સાધનના કાર્ય વિષે ખ્યાલ આવી શકે. લાંબા સમયની લોન સરકાર તરતી મૂકે છે. આ લોનમાં વ્યક્તિઓ, પેઢીઓ, વેપારી બેંકો વગેરે સંસ્થાઓ નાણાં ધીરે છે. ત્રણે યોજનાઓમાં લોનથી ઊભાં કરેલાં નાણાંની પરિસ્થિતિ નીચે પ્રમાણે માલૂમ પડે છે.

| | પ્રથમ યોજના | બીજી યોજના | ત્રીજી યોજના |
|---|---|---|---|
| અંદાજેલા: | રૂા. ૧૧૫ કરોડ | રૂા. ૭૦૦ કરોડ | રૂા. ૮૦૦ કરોડ |
| વાસ્તવિક: | રૂા. ૧૮૦ ,, | રૂા. ૭૮૦ ,, | |

ઉપરના આંકડાઓ તપાસતાં જણાય છે કે દર વખતે દરેક યોજનામાં લાંબા ગાળાની ધીરાણની લોનમાં જે ધારણા હોય છે તે કરતાં વધુ નાણાં કેન્દ્ર સરકારને મળતાં જણાય છે. આ મુદ્દો એમ બતાવે છે કે સરકારી લોનની પ્રતિષ્ઠા સમાજમાં ભારે છે અને સરકારી લોન કે આવી જામીનગીરીઓમાં કરેલું રોકાણ વધુ સલામત છે એમ લોકોમાં માન્યતા છે. માત્ર વ્યક્તિઓ જ નહિ પણ વેપારી પેઢીઓ તથા બેંકો પણ લોનમાં રોકાણ કરે છે અને લોનના ધીરાણનો પ્રકાર ઘણો લોકપ્રિય લાગે છે.

જાહેર ધીરાણમાં બીજો પ્રકાર છે નાની બચતનો. નાની બચતની યોજના એક વિશિષ્ટ યોજના છે. જે વ્યક્તિ પાસે થોડી બચત છે તે થોડી બચતને જમા કરાવી શકે છે. એમ વ્યક્તિની બચત એકત્ર થાય છે જ્યારે સરકારને જરૂરી નાણાં મળે છે. નાની બચત દ્વારા નાણાં મેળવવા સરકારે જે પ્રયાસો કર્યા અને જે નાણાં મેળવ્યાં તેના આંકડાઓ નીચે આપવામાં આવ્યા છે.

| | પ્રથમ યોજના | બીજી યોજના | ત્રીજી યોજના |
|---|---|---|---|
| અંદાજેલા: | રૂા. ૨૦૦ કરોડ | રૂા. ૫૦૦ કરોડ | રૂા. ૬૦૦ કરોડ |
| વાસ્તવિક: | રૂા. ૨૦૦ કરોડ | રૂા. ૪૦૦ કરોડ | |

ઉપરના આંકડાઓ એકરૂપ પરિસ્થિતિ દર્શાવતા નથી. પ્રથમ યોજનામાં આ ક્ષેત્ર દ્વારા ધાર્યા મુજબની રકમ લગભગ મળી ગઇ છે. બીજી યોજનામાં જે રકમ

અંદાજવામા આવી હતી તેમાંથી ૨૦% લક્ષ્યાંક સિદ્ધ થઈ શકેલ નથી. અને ત્રીજી યોજનામાં જે રકમ અંદાજવામાં આવી છે તે બીજી યોજનાના આંકડાઓ કરતાં માત્ર થોડી (૨૦%) જ વધુ રાખવામાં આવી છે. આ સાધનની સફળતા માટે બે અભિપ્રાયો છે. એક અભિપ્રાય એવો છે કે ગરીબ પ્રજાવર્ગ પાસે આવક ઓછી છે અને બચત પણ થોડી છે અથવા નહિવત્ છે. આ નહિવત્ પ્રમાણ એક વખત નાની બચતના ખાતામાં મૂક્યા પછી ફરી વાર નાણાંની જરૂર પડતાં તેને પાછી ખેંચી લેવામાં આવે છે. એટલે હકીકતમાં સ્થાયી કહી શકાય તેવું નાની બચતનું પ્રમાણ ઘણું જ ઓછું છે. બીજો એક અભિપ્રાય એવો છે કે આ સાધનનો હજુ બરાબર ઉપયોગ જ થયો નથી અને સાધનનો વિકાસ પણ આપણે ત્યાં જોઈએ તેટલો થયો નથી. નાની બચતની યોજનાનો પ્રચાર ગામડાંઓમાં થયો નથી. જો યોગ્ય પ્રચાર થાય તો આ ક્ષેત્ર હજી ઘણું સારું કામ આપી શકે તેમ છે એવો અભિપ્રાય છે.

આ ઉપરાંત પ્રૉવિડન્ટ ફંડની જમા થયેલી રકમ તથા સ્ટીલ ઇકવોલીઝેશન એકાઉન્ટની જમા થયેલી અને પડી રહેતી રકમનો સરકાર ઉપયોગ કરે છે. આ રકમને ઉછીની લઇને તેનો ઉત્પાદક ક્ષેત્રમાં ઉપયોગ કરે છે. આમ જાહેર ધીરાણના ક્ષેત્રે લોન, નાની બચત તથા આવા એકાદ ભંડોળની રકમને ધીરાણ તરીકે લઇને તેનો સરકાર ઉપયોગ કરે છે.

હવે સવાલ એ છે કે આવા પ્રકારનું ધીરાણ સરકાર જો કરે તો તે આ દેશના અર્થતંત્ર માટે કેવું ગણાય? આનો કોઈ સીધો કે સ્પષ્ટ જવાબ નથી, કારણ કે ઘણાં પરિબળો આની પાછળ કામ કરી રહ્યાં છે.

એક વાત તો એ જ છે કે ધીરાણરૂપે લીધેલી રકમનો ઉપયોગ સરકાર ઉત્પાદન વધારવામાં સફળતાથી કરે તો આ ધીરાણનું કામ ફાયદો કરે છે. જો ધીરાણ રૂપે લીધેલી રકમ જેમ તેમ વાપરવામાં વેડફાઈ જાય તો તે રાષ્ટ્રને નુકસાન કરે છે. સરકાર જે રકમ ધીરાણ તરીકે લે છે તે રકમ તથા વ્યાજ પ્રજાને નિયત સમયે પાછાં આપવાં પડે છે. ધિરાણ તરીકે લીધેલી રકમ તો ઉપયોગમાં આવી જાય છે. સમય પાકયે લોકોને પરત કરવાનો વારો આવે ત્યારે સરકાર વધુ કરવેરાથી અથવા નવાં-તાજાં ધીરાણથી રકમ ઊભી કરે અને પ્રજાને પાછી સોંપે છે. આમ, અંતે તો પ્રજાનું જ નાણું વપરાય છે. સરકારની ધીરાણ લેવાની આ પ્રવૃત્તિની ઘણી આર્થિક અસરો અર્થતંત્ર ઉપર પડે છે. સરકારની આ પ્રવૃત્તિ વપરાશ, ઉત્પાદન, રોજગારી માથાદીઠ આવક વગેરેને અસરો પહોંચાડે છે. એટલે ખૂબ જ કાળજીપૂર્વક આ સાધનનો ઉપયોગ થવો ઘટે. કેન્દ્ર સરકારે જે કરજ ઊભું કર્યું છે તે નીચેના આંકડા દ્વારા જાણવા મળે છે.

| | ૧૯૫૧ | ૧૯૫૬ |
|---|---|---|
| (૧) વિદેશી | રૂ. ૨૯ કરોડ | રૂ. ૧૧૮ કરોડ |
| (૨) ભારતીય | રૂ. ૨૭૨૦ ,, | રૂ. ૩૩૯૫ ,, |
| (૩) કુલ | રૂ. ૨૭૪૯ કરોડ | રૂ. ૩૫૧૩ કરોડ |
| | **૧૯૬૩** | **૧૯૬૪ (અંદાજ)** |
| (૧) વિદેશી | રૂ. ૧૩૫૮ કરોડ | રૂ. ૧૭૭૦ કરોડ |
| (૨) ભારતીય | રૂ. ૬૬૩૮ ,, | રૂ. ૭૫૯૪ ,, |
| (૩) કુલ | રૂ. ૭૯૯૬ કરોડ | રૂ. ૯૩૬૪ કરોડ |

ઉપરના આંકડાઓ બતાવે છે કે ઈ. સ. ૧૯૬૪ સુધીમાં માત્ર કેન્દ્ર સરકારનું દેવું રૂ. ૯૩૬૪ કરોડ સુધી પહોંચે છે. આ ઘણી ભારે મોટી રકમ ગણી શકાય. વળી તેના વ્યાજની રકમ પણ ઘણી મોટી હોય તે સ્વાભાવિક છે. આમ મુદ્દલ તથા વ્યાજનું ભરણું કેન્દ્ર સરકાર માટે ભારે મોટા પ્રશ્નો ઉપસ્થિત કરે તે પણ સ્વાભાવિક જ છે. આંતરિક તેમજ વિદેશી કરજનું પ્રમાણ ઘણી ઝડપથી વધી રહ્યું છે. આટલી કરોડોની રકમ કેન્દ્ર સરકાર હસ્તક જાય અને કેન્દ્ર સરકાર તેનો ઉપયોગ કરે એટલે ભારતીય અર્થતંત્રનાં વિવિધ પાસાંઓ ઉપર ઘણી દૂરગામી અસર પાડે તે પણ એટલું જ સ્વાભાવિક છે.

કેન્દ્ર સરકારના ત્રીજા સાધન, ધીરાણ વિશેની અત્યાર સુધીની ચર્ચામાં આંતરિક કરજ વિશે જ આપણે તપાસ કરી છે પરંતુ ભારત સરકારે વિદેશી સરકારો અને વિદેશી પ્રજાનું ઘણું કરજ માથે ચઢાવ્યું છે તે પણ જાહેર ધીરાણનો જ એક પ્રકાર છે.

પ્રથમ યોજનામાં વિદેશી મદદના સ્વરૂપમાં ભારતે રૂ. ૪૨૧ કરોડનું વિદેશી કરજ ઊભું કર્યું. આમાંથી પ્રથમ યોજના દરમ્યાન રૂ. ૨૨૮ કરોડ વાપર્યા. એટલે

બીજી યોજનાની શરૂઆતના સમયે વિદેશી મદદની પુરાંત વધી. બીજી યોજનામાં વિદેશી મદદના સ્વરૂપમાં કેન્દ્ર સરકારે રૂ. ૨૫૬૯ કરોડનું વધારાનું કરજ ઊભું કર્યું. આમ બીજી યોજના માટે વિદેશી મદદના કુલ રૂ. ૨૭૬૨ ઉપયોગમાં લઈ શકાય તેમ હતા. આ કુલ રકમમાંથી બીજી યોજના દરમ્યાન રૂ. ૧૪૬૦ કરોડનો ઉપયોગ થયો, અને રૂ. ૧૨૯૫ કરોડની પુરાંત ત્રીજી યોજના માટે માલૂમ પડી. ત્રીજી યોજનાનાં પ્રથમ બે વર્ષ દરમ્યાન રૂ. ૧૨૧૪ કરોડ ભારતને મળશે એવી બાંહેધરી વિદેશી સરકારોએ આપી દીધી. એટલે ત્રીજી યોજનાની શરૂઆતથી ભારતની કેન્દ્ર સરકારને લગભગ રૂ. ૨૫૦૦ કરોડ મળી ચૂક્યા હતા. કેન્દ્ર સરકારે વિદેશી મદદની જે ધારણા રાખી હતી તે નીચે પ્રમાણે છે.

| પ્રથમ યોજના | બીજી યોજના | ત્રીજી યોજના |
|---|---|---|
| રૂ. ૨૦૦ કરોડ | રૂ. ૮૦૦ કરોડ | રૂ. ૨૨૦૦ કરોડ |

ઉપર જોયેલ વિદેશી મદદનું પૃથક્કરણ દર્શાવે છે કે કેન્દ્ર સરકારે વિદેશી મદદની જે ધારણા રાખી હતી તે કરતાં વધુ પ્રમાણમાં મદદ મળી છે એટલે કે જે કરજ કરવાની ધારણા હતી તે કરતાં કરજનું પ્રમાણ વધ્યું છે. આંતરિક કરજનાં જેમ આર્થિક પરિણામો આવે છે તેમ વિદેશી કરજનાં પણ અમુક આર્થિક પરિણામો આવે છે. આંતરિક કરજ કરતાં વિદેશી કરજની સામે ભારે તકેદારી રાખવાની જરૂર છે. વિદેશી કરજની રકમને સૌથી વધુ ઉત્પાદક ક્ષેત્રોમાં જ વાળવાની જરૂર છે. જો એમ ન થાય અને વિદેશી મદદ અયોગ્ય માર્ગે વેડફાઈ જાય તો રાષ્ટ્રને ભારે આર્થિક હાનિ સહન કરવી પડે છે. વળી, વિદેશી મદદનું ભરણું ઘણું જ મુશ્કેલ છે. જે દેશનું ભરણું કરવાનું હોય તે દેશનું ચલણ જ આપણે મેળવવું જોઇએ અને તે માટે આપણો માલસામાન તે દેશમાં જ મોકલવો જોઇએ. આ માટે આપણા ઉદ્યોગોને તેવો માલસામાન ઉત્પન્ન કરવા માટે પ્રવૃત્ત કરવા પડે છે. આથી અર્થતંત્રમાં ઉત્પાદનનાં સાધનોને પરાણે અમુક રીતે જ ઉપયોગમાં લેવા પડે છે. આ વિદેશી કરજની નબળી બાજુ છે.

જે વિદેશી કરજ આપણે અત્યાર સુધીમાં કર્યું છે તે વિવિધ રાષ્ટ્રોનું અને વિવિધ સંસ્થાઓનું છે. આ કુલ કરજનો અમુક ભાગ ડોલરમાં ભરવાનો છે અને અમુક ભાગ રૂપિયામાં ભરવાનો છે. પ્રતિવર્ષ લીધેલી લોનમાંથી અમુક મુદ્દલરૂપે તથા અમુક ભાગ વ્યાજરૂપે ભરવાનો રહે છે. નીચે આપેલ આંકડાઓ આ અંગેની માહિતી આપે છે.

**ત્રીજી યોજના દરમ્યાન ભરપાઈ કરવાનું વિદેશી કરજનું ભરણું**

| ભરણાનો પ્રકાર | વિદેશી ચલણમાં રૂ. કરોડ | રૂપિયામાં રૂ. કરોડ | કુલ રૂ. કરોડ |
|---|---|---|---|
| મુદ્દલ | ૨૬૭.૩૬ | ૪૬.૬૦ | ૩૧૩.૯૬ |
| વ્યાજ | ૨૦૨.૫૨ | ૭૫.૬૦ | ૨૭૮.૧૨ |
| કુલ | ૪૬૯.૮૮ | ૧૨૨.૨૦ | ૫૯૧.૦૮ |

ઉપરના આંકડાઓ જણાવે છે કે અત્યાર સુધીમાં લીધે રાખેલી લોનની રકમો પાકતી જાય છે અને ૧૯૬૫-૬૬ સુધીમાં પાકેલી લોનના ભરણા પેટે જ રૂ. ૩૧૩.૯૬ કરોડ ભરવાના રહે છે. આ જ સમય દરમ્યાન વ્યાજ પેટે રૂ. ૨૭૮.૧૨ કરોડ ભરવાના રહે છે. એટલે વ્યાજ અને મુદ્દલ થઇને કુલ રૂ. ૫૯૨.૦૮ કરોડ ભરવાની જરૂર ઉપસ્થિત થઈ છે. ત્રીજી યોજનાના કુલ રોકાણના લગભગ ૫ થી ૬% જેટલી થતી રકમ ઓછી તો ન જ ગણી શકાય. આમ વિદેશી કરજની આ અસરો ધ્યાનમાં લેવી જ જોઇએ એમાં બે મત નથી.

વિદેશી કરજની બીજી અને સબળી બાજુ એ છે કે વિદેશી મદદ વગર, આર્થિક વિકાસની શરૂઆતમાં, વિકાસ કરવાનું કામ મુશ્કેલ છે. દુનિયાના લગભગ બધા જ દેશોએ, વિદેશી મદદ લઇને જ શરૂઆતમાં આર્થિક વિકાસ કરેલો માલૂમ પડે છે. દુનિયાના અત્યારે ધનાઢ્ય અથવા વિકસિત ગણાતા દેશોએ પણ વિદેશી મદદ લીધેલી છે: કારણ કે યંત્રવિદ્યા અને વિશાળ મૂડી શરૂઆતમાં એકત્ર કરી શકાતાં નથી, અને તે પરદેશથી જ લાવવાં પડે છે. એટલે શરૂઆતમાં લોખંડ-પોલાદ, સિમેન્ટ, વીજળીશક્તિ વગેરેનાં ઉત્પાદનમાં વિદેશી મૂડી સહાયભૂત થઈ શકે છે. આપ ભારતમાં કેન્દ્ર સરકારની આવકના ત્રીજા સાધનની ચર્ચા અહીં પૂરી થાય છે.

## ચોથું ક્ષેત્ર: ખાધપૂરક નાણાતંત્ર

કેન્દ્ર સરકારની આવકનું ચોથું સાધન છે ખાધપૂરક નાણાતંત્ર. સરકારી આવક-જાવક વચ્ચે જ્યારે ખાધ પડે

ત્યારે પૂરવા જે કાંઈ પગલાં લેવાય તેને ખાધપૂરક નાણાતંત્ર તરીકે ઓળખવામાં આવે છે. દર વર્ષના કેન્દ્ર સરકારના અંદાજપત્રમાં આ ખાધ વર્તાય છે. ભારતમાં કેન્દ્ર સરકાર જ્યારે ટ્રેઝરી બિલનું વેચાણ રિઝર્વ બૅંકને કરે અને રિઝર્વ બૅંક જ્યારે આ બિલને સુવર્ણના મૂલ્ય સમકક્ષ ગણીને નવી નોટ છાપે અને કેન્દ્ર સરકારને નાણાં ઉછીનાં આપે ત્યારે તેને ખાધપૂરક નાણાતંત્ર કહેવામાં આવે છે. સરકાર સહિત ઘણા બધા લોકો આજે સ્વીકારે છે કે ખાધપૂરક નાણાતંત્રથી દેશમાં ફુગાવાનાં પરિબળો ઉત્પન્ન થયા છે. ફુગાવો એ અર્થતંત્રનો સડો છે, જે અર્થતંત્રને ભારે નુકસાન પહોંચાડે છે.

ભારતમાં પંચવર્ષીય યોજનાઓના અમલમાં નાણાકીય સાધનોની તંગી હતી ત્યારે ખાધપૂરક નાણાતંત્રનો છૂટથી ઉપયોગ થયો છે. ખાધપૂરક નાણાતંત્ર દ્વારા કેટલું નાણું ઊભું કરવામાં આવ્યું હતું તે નીચે બતાવેલા આંકડાઓ સ્પષ્ટ કરે છે.

| | પ્રથમ યોજના | બીજી યોજના | ત્રીજી યોજના |
|---|---|---|---|
| અંદાજેલા | રૂ.૫૩૨ કરોડ | રૂ.૧૨૦૦ કરોડ | રૂ.૫૫૦ કરોડ |
| વાસ્તવિક | ,, ,, ,, | રૂ. ૯૪૮ ,, | |

ઉપરના આંકડાઓ બતાવે છે કે બીજી યોજનામાં આ સાધન દ્વારા વધુ પ્રમાણમાં નાણું ઉત્પન્ન કરવાનો પ્રયાસ કર્યો હતો. પણ, પરિણામે જ્યારે ભાવોની વૃદ્ધિ અસાધારણ માલૂમ પડી ત્યારે વળી પાછું ત્રીજી યોજનામાં આ સાધનનો ઉપયોગ ઢીલમાં મૂકવામાં આવેલો જણાય છે. પણ ઉપરના સર્વે આંકડાઓ તો સરકારદ્વારા પ્રકાશિત થયેલ આંકડાઓમાંથી લીધેલ છે. જાણીતા અર્થશાસ્ત્રી પ્રો. બી. આર. શિનોય જણાવે છે કે જાહેર ન થયું હોય તેવું છૂપું, ખાધપૂરક નાણાતંત્રનાં નાણાંનું પ્રમાણ ઘણું છે અને તેમના અભિપ્રાય મુજબ તો બે યોજનાનાં દશ વર્ષના ગાળામાં સરકારે રૂ. ૧૭૦૦થી રૂ. ૧૮૦૦ કરોડનું નાણું ખાધપૂરક નાણાતંત્રથી ઊભું કર્યું છે. બીજી યોજના દરમ્યાન, તેમના મત પ્રમાણે, જો રૂ. ૫૦૦થી રૂ. ૬૦૦ કરોડ જેટલું નાણું ખાધપૂરક નાણાતંત્રથી ઊભું કર્યું હોત તો અર્થતંત્રને જે નુકસાન થયું તે નિવારી શકાયું હોત. ત્રીજી યોજનામાં ખાધપૂરક નાણાતંત્રનું પ્રમાણ ઓછું રાખવામાં આવ્યું છે તે સુખદ બાબત છે.

**૩: કેન્દ્ર સરકારનો ખર્ચ:** આગળ આપણે ભારતની કેન્દ્ર સરકારનાં આવકનાં સાધનોની વિગતો તપાસી. હવે કેન્દ્ર સરકારના ખર્ચની વિગતો તપાસવા પ્રયાસ કરીએ. ભારતની કેન્દ્ર સરકારના ખર્ચને ત્રણ વિભાગમાં વહેંચી શકાય.

(૧) મુલ્કી વહીવટી ખર્ચ, જેમાં મુલ્કી વ્યવસ્થાનો ખર્ચ, કરજના મુદ્દલ તથા વ્યાજનાં ભરણાં, નિર્વાસિત વસવાટ અને અનાજ સહાયનો સમાવેશ કરી શકાય.

(૨) સંરક્ષણ ખર્ચ જેમાં ભૂમિસેના, નૌકાસેના તથા વાયુસેના માટેના ખર્ચનો તથા તે સર્વનાં પેન્શનના ખર્ચનો પણ તેમા સમાવેશ કરી શકાય.

(૩) મૂડીનિર્માણનો કે વિકાસલક્ષી ખર્ચ જેમાં ઉદ્યોગો, રેલવે, પોસ્ટ, ટેલિગ્રાફ, મુલ્કી વાહનવ્યવહાર, નદી ઉપરના બંધોની યોજનાઓના ખર્ચ વ. નો સમાવેશ કરી શકાય.

આમ મુખ્ય ત્રણ વિભાગમાં કેન્દ્ર સરકારના ખર્ચને મૂકી શકાય. ઈ.સ. ૧૯૨૯ની મહામંદી પછી અને તેમાં ય ખાસ કરીને બીજા મહાયુદ્ધ પછી સરકારોના ખર્ચનું પ્રમાણ ઘણું જ વધ્યું છે. અત્યારે મુલ્કી વ્યવસ્થા તથા સંરક્ષણ કરતાં વિકાસલક્ષી ખર્ચનું મહત્ત્વ વધ્યું છે અને તે ખર્ચના આધારે આજે રાજ્ય પ્રગતિશીલ છે કે નહિ તેનું માપ કઢાય છે. આજે રાજ્ય માત્ર 'પોલીસ રાજ્ય' નથી પણ 'કલ્યાણ રાજ્ય' હોવાનો તેનો દાવો છે, જેમાં નાગરિકો વચ્ચે બની શકે તેટલી દરેક ક્ષેત્રની સમાનતા, સ્વાતંત્ર્યને રાખીને, સ્થાપવાના પ્રયાસો સરકારના છે એમ આજનાં રાજ્યોનો દાવો છે.

ભારતમાં જ આજે કેન્દ્ર તેમજ રાજ્ય સરકારોના ખર્ચનું પ્રમાણ ઘણું બધું વધ્યું છે. નીચેના આંકડાઓ કેન્દ્ર સરકારના ખર્ચની માહિતી આપે છે.

**કેન્દ્ર સરકારનો કુલ ખર્ચ**

| ૧૯૩૮–૩૯ | ૧૯૬૦–૬૧ | ૧૯૬૧–૬૨ |
|---|---|---|
| રૂ. ૮૫·૧૧ કરોડ | રૂ. ૮૪૫·૩૨ કરોડ | રૂ. ૯૩૧·૨૩ કરોડ |

| ૧૯૬૨–૬૩ | ૧૯૬૩–૬૪ (અંદાજ) |
|---|---|
| રૂ. ૧૩૯૭·૪૦ કરોડ | રૂ. ૧૭૨૪·૩૩ કરોડ |

ઉપરના આંકડાઓ દર્શાવે છે કે બીજા મહાયુદ્ધ પહેલાં જે ખર્ચ કેન્દ્ર સરકારનો હતો તે અનેકગણો વધી ગયો છે. ભારત પરના ચીનના આક્રમણ પછી, ખાસ કરીને ૧૯૬૨–૬૩ અને ૧૯૬૩–૬૪નાં વર્ષમાં

તો ખર્ચનું પ્રમાણ ખૂબ જ વધારવું પડ્યું છે. જ્યારથી આ દેશમાં આયોજન શરૂ કરવામાં આવ્યું ત્યારથી વિકાસલક્ષી ખર્ચનું પ્રમાણ વધતું જતું હતું. પરંતુ ત્રીજી યોજનાના બીજા વર્ષથી આક્રમણનો ભોગ બનવાથી સંરક્ષણ પાછળ થતું ખર્ચ વધ્યું છે. કેન્દ્ર સરકારના ખર્ચના જે વિભાગો આપણે જોયા છે તે વિભાગવાર ખર્ચ શું છે તે જોઈએ.

**કેન્દ્ર સરકારનો વિવિધ ક્ષેત્રનો ખર્ચ** (રૂા. કરોડમાં)

| | ૧૯૬૦–૬૧ | ૧૯૬૧–૬૨ |
|---|---|---|
| ૧. સંરક્ષણ | ૨૪૭·૫૫ | ૨૮૯·૫૪ |
| ૨. વિકાસલક્ષી | ૨૩૬·૪૦ | ૧૪૯·૮૯ |
| ૩. ઋણ ચૂકવણી | ૭૭·૦૯ | ૮૨·૮૫ |
| ૪. મુલ્કી વહીવટ | ૫૮·૬૬ | ૫૯·૧૭ |

| | ૧૯૬૨–૬૩ | ૧૯૬૩–૬૪ (અંદાજ) |
|---|---|---|
| ૧. સંરક્ષણ | ૪૫૧·૮૧ | ૭૦૮·૫૧ |
| ૨. વિકાસલક્ષી | ૧૫૭·૨૬ | ૧૫૫·૪૦ |
| ૩. ઋણ ચૂકવણી | ૨૪૬·૦૩ | ૨૮૦·૨૪ |
| ૪. મુલ્કી વહીવટ | ૭૬·૩૯ | ૮૮·૨૮ |

ઉપરના આંકડાઓ દર્શાવે છે કે સંરક્ષણના ખર્ચમાં છેલ્લાં ચાર વર્ષમાં ગણનાપાત્ર વધારો થયો છે. ઋણ ચૂકવણી પેટે થતી જાવક પણ ખૂબ વધી છે. મુલ્કી વહીવટ માટે થતા ખર્ચમાં પણ વધારો જ દેખાય છે. માત્ર વિકાસલક્ષી અને સામાજિક સેવાના ખર્ચમાં જ ઘટાડો થતો જણાય છે. જે ખર્ચના પ્રમાણમાં વધારો થવો જોઈએ તે ખર્ચમાં છેલ્લાં ચાર વર્ષમાં ઘટાડો થયેલો છે તે એક ભારે કમનસીબ હકીકત દેખાય છે.

હવે આપણે ભારતની ત્રણે પંચવર્ષીય યોજનાના ખર્ચનો તુલનાત્મક દૃષ્ટિએ ટૂંકમાં અભ્યાસ કરીએ. ભારતના આયોજનમાં દરેક યોજનામાં જે કુલ ખર્ચ થાય છે તેને ચાલુ ખર્ચ અને મૂડીનિર્માણના ખર્ચ નામના બે વિભાગમાં વહેંચી શકાય. આ ચાલુ ખર્ચ અને મૂડીનિર્માણ ખર્ચનો ગુણોત્તર ગણતા ત્રીજી યોજના અને બીજી યોજનાનો આંક નીચે પ્રમાણે આવે છે.

| યોજના | મૂડી નિર્માણનો ખર્ચ | ચાલુ ખર્ચ |
|---|---|---|
| બીજી યોજના | ૮૮ | ૧૨ |
| ત્રીજી યોજના | ૯૧ | ૯ |

ઉપરના આંકડાઓ તપાસતાં જણાશે કે ચાલુ ખર્ચની ફાળવણીમાં ૩%નો ઘટાડો અને રોકાણ માટે ૩%નો વધારો થયો છે. એક દૃષ્ટિએ આ સુખદ હકીકત છે, કારણ કે ચાલુ ખર્ચ તો વહીવટી ખર્ચ જ છે અને રાષ્ટ્રનાં સાધનો તેના કરતાં મૂડીનિર્માણમાં વપરાય તે વધુ ઇચ્છનીય છે.

ભારતની યોજનામાં જાહેર વિભાગ અને ખાનગી વિભાગ એમ બે વિભાગ જોવા મળે છે. તો હવે આપણે આ બે વિભાગો વચ્ચેના ખર્ચની ફાળવણીની ચર્ચા કરીએ. ત્રણે યોજનાઓમાં ખર્ચની જે ફાળવણી થઈ છે તેને આંકડાઓદ્વારા નીચે પ્રમાણે મૂકી શકાય.

| | પ્રથમ યોજના | બીજી યોજના | ત્રીજી યોજના |
|---|---|---|---|
| | (રૂપિયા કરોડમાં) | | |
| કુલ રોકાણ | ૩૩૬૦ | ૬૭૫૦ | ૧૦૪૦૦ |
| જાહેર વિભાગ | ૧૫૬૦ | ૩૬૫૦ | ૬૩૦૦ |
| | (૪૬%) | (૫૪%) | (૬૧%) |
| ખાનગી વિભાગ | ૧૮૦૦ | ૩૧૦૦ | ૪૧૦૦ |
| | (૫૪%) | (૪૬%) | (૩૯%) |

ઉપરના આંકડાઓ તપાસતાં જણાય છે કે પ્રથમ યોજનામાં ખાનગી સાહસને મોટું ક્ષેત્ર મળ્યું હતું અને જાહેર સાહસને તેનાથી નાનું ક્ષેત્ર મળ્યું હતું. બીજી યોજનામાં આ પરિસ્થિતિ તદ્દન ઊલટી થયેલી દેખાય છે. બીજી યોજના દરમિયાન જાહેર સાહસ વિભાગ પોતાને ફાળે આવતો મૂડીનિર્માણનો ખર્ચ પૂરો કરી શકેલ નથી જ્યારે ખાનગી સાહસે પોતાની કામગીરી પૂરી બજાવી છે. આમ છતાં જાહેર સાહસ બીજી યોજનામાં જે કાર્ય કરી શકેલ નથી તે કાર્યનું પ્રમાણ ત્રીજી યોજનામાં વધારીને જાહેર સાહસ ઉપર ત્રીજી યોજનાનો વધુ બોજો નાંખવામાં આવ્યો છે.

યોજનાઓના ખર્ચની કેન્દ્ર અને રાજ્યો વચ્ચે થયેલી ફાળવણી વિશે વિચાર કરીએ તો જણાય છે કે સિંચાઈના ખર્ચની જવાબદારી કેન્દ્ર સરકારે લીધી નથી. ઉદ્યોગો અને ખનિજની બાબતમાં બધી જવાબદારી કેન્દ્ર સરકારે ઉઠાવી છે. વાહનવ્યવહારના ખર્ચની બાબતમાં પણ કેન્દ્ર સરકારે વધુ પડતી જવાબદારી ઉઠાવી છે.

આમ, ભારતની કેન્દ્ર સરકારના ખર્ચની ચર્ચા આપણે અહીં પૂરી કરીએ છીએ.

**૪. સમવાયી નાણાતંત્ર:** હવે આપણે સમવાયી નાણાતંત્ર વિશે સંક્ષેપમાં તપાસીએ.

ભારતમાં નાણાતંત્રની વિશિષ્ટ પ્રકારની જોગવાઈ છે. કેન્દ્ર સરકાર અને રાજ્ય સરકારો વચ્ચેના નાણાકીય સંબંધોની વ્યવસ્થાને સમવાયી નાણાતંત્ર તરીકે ઓળખવામાં આવે છે. ઘણા જૂના સમયથી કરની ઊપજના ભાગ કેન્દ્ર સરકાર અને રાજ્ય સરકારો વચ્ચે થતા હતા. અને તેમાં વારંવાર ફેરફારો પણ થયા કરતા હતા. અમુક કરવેરાઓ કેન્દ્ર સરકાર ઉઘરાવે અને ઊપજની સમગ્ર રકમ કે તેનો ભાગ રાજ્ય સરકારોને સોંપવામાં આવતો. અમુક કરવેરાઓ રાજ્ય સરકાર ઉઘરાવે અને તેનો અમુક હિસ્સો કેન્દ્ર સરકારને સોંપવામાં આવતો; પરંતુ આ નાણાકીય સંબંધોમાં કોઈ ચોક્કસ નિયમ કે સ્થિરતા કે કાયમીપણું માલૂમ પડતા નહોતા. અંતે જ્યારે ગવર્નમેન્ટ ઑફ ઈન્ડીઆ ઍક્ટ પસાર કરવામાં આવ્યો ત્યારે ઈ.સ. ૧૯૩૫માં આ સંબંધોમાં સ્પષ્ટતા આવી. આ કાયદાથી એવું નક્કી કરવામાં આવ્યું કે આવકનાં ખાતાંઓની વહેંચણી માટે ત્રણ યાદીઓ તૈયાર કરવામાં આવે અને તેમાં એક યાદીનાં ખાતાંઓની આવક સંપૂર્ણપણે કેન્દ્ર સરકાર હસ્તક જાય, બીજી યાદીનાં ખાતાંઓની આવક સંપૂર્ણપણે રાજ્ય સરકારોને હસ્તક જાય અને એક ત્રીજી યાદી તૈયાર કરવામાં આવે જેવાં ખાતાંઓની આવક ઉપર કેન્દ્ર સરકાર તથા રાજ્ય-સરકારો સંયુક્ત રીતે હક્કો ભોગવે.

આ વ્યવસ્થા લગભગ કાયમી બની અને કેન્દ્ર સરકાર તથા રાજ્ય સરકારો વચ્ચેના નાણાકીય સંબંધોમાં સ્પષ્ટતા પણ આવી. આ વ્યવસ્થામાં જરૂર પડયે ફેરફારો થયા કરતા હતા. ઈ. સ. ૧૯૩૬માં સર નીમેયરે આ બાબતમાં જે ચુકાદો આપ્યો તેનો પણ સ્વીકાર થયો હતો. ત્યાર પછી ઈ. સ. ૧૯૪૮માં શ્રી. સરકારે આપેલ ચુકાદાનો પણ સ્વીકાર થયો હતો. આમ કેન્દ્ર સરકાર તથા રાજ્ય સરકારો વચ્ચે નાણાકીય વહેંચણીની ખેંચતાણ તો ચાલ્યા જ કરતી હતી. ઈ. સ. ૧૯૪૯માં સર દેશમુખે આપેલ ચુકાદાનો પણ સ્વીકાર થયો હતો. પરંતુ આ બાબતને આગળ ન લઈ જવા અને એક કાયમી વ્યવસ્થા ઊભી કરવા, બંધારણમાં જ તેની જોગવાઈ કરવામાં આવી.

ભારતના બંધારણમાં એવી જોગવાઈ કરવામાં આવી કે બંધારણની ૨૮૦ (૧) કલમ મુજબ ભારતના રાષ્ટ્રપ્રમુખ દર પાંચ વર્ષને તબક્કે એક નાણાપંચની નિમણૂક કરશે અને આ પંચની ભલામણો અનુસાર તે પછીનાં પાંચ વર્ષ સુધી કેન્દ્ર અને રાજ્ય સરકારો વચ્ચેના નાણાકીય સંબંધો નક્કી થશે. આ ભલામણો ઉભય પક્ષોની સરકારોને બંધનકર્તા રહેશે. ભલામણો થાય ત્યાર પહેલાં પોતાના પક્ષની રજૂઆત માટે પૂરી સ્વતંત્રતા રહેશે એવી ગોઠવણ કરવામાં આવી.

આ ગોઠવણ અનુસાર ભારતના રાષ્ટ્રપ્રમુખે નવેંબર ૧૯૫૧માં એક નાણાપંચની નિમણૂક કરી જેમાં કુલ પાંચ સભ્યો હતા અને તેમાં પ્રમુખ તરીકે શ્રી. કે. સી. નિયોગીની નિમણૂક કરવામાં આવી હતી. આથી આ પ્રથમ નાણાપંચ નિયોગી-પંચ તરીકે પણ ઓળખાય છે. આવા દરેક પંચ પાસે નીચે પ્રમાણે મુખ્ય બે મુદ્દાઓ વિચારવાના હોય છે.

(૧) કુલ આવકમાંથી કેટલો ભાગ કેન્દ્ર અને રાજ્ય સરકારોના બે પક્ષો વચ્ચે વહેંચવો?

(૨) જે ભાગ રાજ્યોને સોંપવાનો આવે તેની વહેંચણી બધાં જ રાજ્યો વચ્ચે કઈ રીતે કરવી?

આમ, આ બે પ્રમુખ સમસ્યાઓ દરેક પંચે વિચારવાની રહે છે.

સામાન્ય રીતે તો આવકવેરાની તથા કેન્દ્રીય આબકારી જકાતની ઊપજમાંથી રાજ્યોને નાણાં આપવાનું નક્કી થાય છે. રાજ્યોને આ રકમ આપવા ઉપરાંત થોડી વધારાની રકમ અનુદાન (ગ્રાન્ટ) તરીકે પણ અપાય છે. અનુદાન તરીકે રકમ આપવા પાછળ આર્થિક પછાતપણું, વધુ વસતિ, પાકિસ્તાનની સરહદો પાસેનાં રાજ્યોને આવી પડેલી ભાગલાની જવાબદારી, વધુ ઊપજ તથા ઔદ્યોગીકરણથી ઉપસ્થિત થતા પ્રશ્નો વગેરે કારણોને જવાબદાર ગણીને આ પ્રશ્નોના ઉકેલમાં મદદ તરીકે કેન્દ્ર સરકાર અનુદાન દ્વારા થોડીક નાણાકીય સહાય આપે છે.

પ્રથમ નાણાપંચે નીચે પ્રમાણે ભલામણો કરી હતી.

(૧) આવકવેરાની ઊપજની વહેંચણી:–

સામાન્ય રીતે બધાં જ રાજ્યોની ઇચ્છા હતી કે રાજ્યોને આવકવેરાની ઊપજમાંથી વધુ પ્રમાણમાં રકમ

મળે. પ. બંગાળની સરકારનો અભિપ્રાય હતો કે જે પ્રદેશમાંથી આવકવેરા દ્વારા વધુ રકમ મળે તે પ્રદેશને બીજા પ્રદેશોની સરખામણીમાં વધુ રકમની ફાળવણી થવી જોઇએ. પંચે જણાવ્યું કે આવકવેરાની કુલ ઊપજમાંથી અત્યાર સુધી જે ૫૦% રકમ રાજ્યોને અપાતી તે વધીને ૫૫% કરવામાં આવે છે, અને આમ રાજ્યોને ફાળે આવતી રકમ રાજ્યો વચ્ચે વહેંચવા માટે પંચે નીચેના સિદ્ધાંતો અપનાવ્યાઃ–

(અ) વસતિ ૮૦%

(બ) ઊપજ ૨૦%

આનો અર્થ એ થાય છે કે રાજ્યો વચ્ચેની વહેંચણીમાં વસતિ અને ઊપજના મુદ્દાઓ ધ્યાનમાં લેવાશે જેમાં વસતિના મુદ્દાને ૮૦% મહત્તા અપાશે.

(૨) આબકારી જકાતની ઊપજની વહેંચણીઃ–

દીવાસળી, તમાકુ અને વેજીટેબલ તેલોમાંથી ઉત્પન્ન થતી ઊપજના ૪૦% ભાગ રાજ્યોને સોંપી દેવાનું નક્કી થયું, અને આમાં પણ મહત્ત્વ વસતિના મુદ્દાને જ આપવામાં આવ્યું.

(૩) શણ નિકાસ સામે અનુદાનઃ–

જે રાજ્યો શણ ઉત્પન્ન કરીને શણની નિકાસ કરે છે તેમને ખાસ વાર્ષિક અનુદાન આપવાનું નક્કી થયું. જેનું પ્રમાણ નીચે આપેલ આંકડાઓ દર્શાવે છેઃ–

| | |
|---|---|
| પ. બંગાળ | : રૂ. ૧૫૦ લાખ |
| આસામ | : રૂ. ૭૫ ,, |
| બિહાર | : રૂ. ૭૫ ,, |
| ઓરિસ્સા | : રૂ. ૧૫ ,, |
| કુલ | : રૂ. ૩૧૫ લાખ |

(૪) સામાન્ય અનુદાન (ગ્રાન્ટ–ઈન–એઈડ) :–

ભારતના ભાગલાને કારણે પછાતપણાથી કે વધુ વસતિને કારણે જે પ્રશ્નો રાજ્યોને ઊભા થાય તેનો સામનો કરવા માટે અમુક પ્રમાણમાં અનુદાનની રકમ રાજ્યોમાં વહેંચવામાં આવી. આ નાણાંપંચની ભલામણોને સરળ, વિશાળ ફલકવાળી, સંતુલિત તથા આર્થિક રીતે ન્યાયી ભલામણો તરીકે ગણવામાં આવે છે. આ પંચની ભલામણોથી રાજ્યોને રૂ. ૨૧ કરોડ વધુ મળ્યા.

જૂન ૧૯૫૬માં શ્રી. સંથનમના પ્રમુખપદે બીજું નાણાપંચ નીમવામાં આવ્યું. સપ્ટેમ્બર ૧૯૫૭માં આ પંચે પોતાનો અહેવાલ સરકારને સુપરત કર્યો. પંચની બધી જ ભલામણોનો સરકારે સ્વીકાર કર્યો છે. પંચની ભલામણો નીચે પ્રમાણે હતી.

(૧) આ પંચે એક બાબત ખાસ ભારપૂર્વક જણાવી કે કેન્દ્ર સરકારની સંરક્ષણની અને આર્થિક વિકાસની જવાબદારીઓ વધવા પામી છે તે ધ્યાનમાં લેવી જરૂરી છે. પ્રથમ નાણાપંચની ભલામણોથી રૂ. ૯૩ કરોડ રાજ્યો વચ્ચે વહેંચવામાં આવ્યા હતાં જ્યારે આ બીજા નાણાંપંચની ભલામણોથી રૂ. ૧૪૦ કરોડ રાજ્યો વચ્ચે વહેંચવા માટે ફાળવવામાં આવ્યા. પંચ સમક્ષ: (૧) આર્થિક સમાનતા (૨) આર્થિક વિકાસ; એમ બે મુદ્દાઓ હતો. પંચે આર્થિક વિકાસના મુદ્દા પર વધારે ભાર આપેલો છે.

(૨) આવકવેરાની કુલ ઊપજમાંથી ૫૫% ને બદલે ૬૦% જેટલો ભાગ રાજ્યોને માટે ફાળવવાનું નક્કી કરવામાં આવ્યું. રાજ્યોને હિસ્સે આવતી રકમ રાજ્યો વચ્ચે વહેંચવામાં બીજા નાણાપંચે વસતિના માપદંડ ઉપર ૯૦% ભાર મૂકયો; જ્યારે ઊપજના માપદંડ ઉપર ૧૦% ભાર મૂકયો. આથી મુંબઈ ને બંગાળ જેવાં રાજ્યોને સહન કરવું પડયું જ્યારે બિહાર, ઉત્તર પ્રદેશ અને મધ્યપ્રદેશને ફાયદો થયેલો જોવામાં આવે છે.

(૩) કેન્દ્રીય આબકારી જકાતની વહેંચણીમાં ત્રણ વસ્તુઓ ઉપરના કરની આવકને બદલે ચીજવસ્તુઓ ઉપરની આવકની વહેંચણી કરવા સૂચવ્યું. પરંતુ આ આઠેય વસ્તુઓ ઉપરના કરની આવકના ૪૦% પ્રમાણને બદલે ૨૫% પ્રમાણની વહેંચણી રાજ્યો વચ્ચે કરવાનું નક્કી કરવામાં આવ્યું. આ વહેંચણી માટે વસતિનો માપદંડ સ્વીકારવામાં આવ્યો.

(૪) મૃત્યુવેરાની બાબતમાં સ્થાવર મિલકતની ઊપજનો અમુક ભાગ રાજ્યો વચ્ચે વહેંચવાનું નક્કી થયું. રેલવેનાં ભાડાંમાંથી થતી આવકની વહેંચણીમાં દરેક રાજ્યના માઇલેજ ઉપર તથા કુલ ટ્રાફિક-દબાણ ઉપર આ વહેંચણીનો આધાર રાખવો એમ સૂચવવામાં આવ્યું. તે ઉપરાંત શણ નિકાસ–કરની આવકની વહેંચણીમાં રાજ્યોને ફાળે જતી રકમનું પ્રમાણ તેટલું જ ચાલુ

રાખવામાં આવ્યું અને ૧૯૬૦માં આ પ્રમાણને બંધ કરવાનું સૂચવવામાં આવ્યું.

(૫) અનુદાન–ખાસ મદદના અનુદાનના પ્રમાણમાં વધારો કરવામાં આવ્યો કારણ કે અર્થતંત્ર વિકાસલક્ષી બન્યું હતું. પ. બંગાળને રૂ. ૮૦ લાખથી વધારીને પ્રતિ-વર્ષ રૂ. ૩૨૫ લાખ આપવાનું નક્કી કરવામાં આવ્યું જે ૧૯૬૦–૬૧માં વધીને રૂ. ૪૭૫ લાખ સુધી પહોંચે તેવી ગોઠવણ કરવામાં આવી.

ડિસેમ્બર ૧૯૬૦માં શ્રી. ચંદાના પ્રમુખપણા નીચે ત્રીજું નાણાપંચ નીમવામાં આવ્યું, અને તેણે પોતાનો અહેવાલ ડિસેમ્બર ૧૯૬૧માં કેન્દ્ર સરકારને સુપરત કર્યો. ત્રીજા નાણાપંચ સમક્ષ ભારે પ્રશ્નો ઉપસ્થિત થયા હતા. ત્રીજી યોજનાના સમય માટે આ ભલામણો કરવાની હતી. બે યોજનાઓ પસાર થઇ ગઈ હતી એટલે પરિસ્થિતિમાં પણ ઠીકઠીક ફેર પડી ગયો હતો. આ સમયે પણ લગભગ બધાં જ રાજ્યોએ વધુ હિસ્સાની માગણી કરી હતી, જે માટે નીચે પ્રમાણે કારણો આપવામાં આવ્યાં હતાં: (૧) આર્થિક પછાતપણું, (૨) શહેરીકરણનું દબાણ. (૩) પછાત જાતિઓ પાછળ થતા ખર્ચનું દબાણ, અને (૪) નિરાશ્રિતો પાછળના ખર્ચનું દબાણ.

આ તબક્કે રાજ્યોની જવાબદારીઓ પણ વધી હતી. સાથે સાથે કેન્દ્ર સરકાર ઉપર તેઓ વધુ આધારિત પણ બન્યાં હતાં. કેન્દ્ર તરફથી મળતી મદદમાં પણ ગ્રાન્ટસનું પ્રમાણ બધી દૃષ્ટિએ વધ્યું છે. આથી રાજ્યોની એવી ઇચ્છા હતી કે અનુદાન (ગ્રાન્ટ) કરતાં કરવેરાની ઊપજમાં વધુ ભાગીદારી મળે તો રાજ્યોની આવકમાં સ્થિરતાનું તત્ત્વ ઉમેરી શકાય. રાજ્યોની એવી દલીલ હતી કે ઔદ્યોગીકરણ અને શહેરીકરણનું પ્રમાણ વધતું જાય છે. સામાન્ય વહીવટી ખર્ચ, ન્યાય, પોલીસ, કેળવણી, તબીબી સારવાર, વાહનવ્યવહાર વગેરે પાછળ થતા ખર્ચનું પ્રમાણ વધતું જાય છે. આથી રાજ્યોને ફાળે વધુ રકમ આવવી જોઈએ એવો એક સામાન્ય અભિપ્રાય હતો.

ચંદા પંચે નીચે પ્રમાણે વહેંચણી સૂચવી હતી.

૧. આવકવેરો: રાજ્યોને ફાળે કુલ ઊપજમાંથી ૬૦% ને બદલે ૬૬·૬૬% નક્કી કરવામાં આવ્યા. અને આ રકમ જ્યારે રાજ્યો વચ્ચે વહેંચવામાં આવે ત્યારે વસતિના માપદંડ ઉપર ભલે વધુ ભાર મૂકવામાં આવે, પણ ઊપજના મુદ્દા ઉપર પણ અત્યાર સુધી અપાયો છે તે કરતાં વધુ ભાર મૂકવાનું સૂચવવામાં આવ્યું.

૨. કેન્દ્રની આબકારી જકાત: અત્યાર સુધી માત્ર કુલ આઠ વસ્તુઓ ઉપરની આબકારી જકાતની ઊપજ રાજ્યોને આપવામાં આવી હતી. તેને બદલે હવેથી ૧૯૬૦–૬૧ના અંદાજપત્રમાં મૂકેલ કુલ ૩૫ વસ્તુઓ ઉપરની જકાતની ઊપજને રાજ્યો વચ્ચે વહેંચવાનું નક્કી કરવામાં આવ્યું.

૩. રેલવે પેસેંજરના ટ્રાફિક ઉપર જે કર લેવામાં આવતો હતો તેમાંથી રૂ. ૧૨·૫૦ કરોડ રાજ્યો વચ્ચે વહેંચવાનું નક્કી કરવામાં આવ્યું. વળી આ ઉપરાંત રાજ્યોએ અમુક ૭ વસ્તુઓ ઉપરથી વેચાણવેરો રદ કર્યો હતો તે બદલ કેન્દ્રને મળતી આબકારી જકાતમાંથી રૂ. ૩૨·૫૪ કરોડ રાજ્યોને આપવાનું નક્કી કરવામાં આવ્યું. વાહનવ્યવહારની સુધારણા માટે રાજ્યોને વધારાના રૂ. ૯ કરોડ આપવામાં આવ્યા.

૪. બંધારણની કલમ ૨૭૫(૧) નીચે રાજ્યોને કુલ રૂ. ૧૧૦·૨૫ કરોડ ખાસ મદદના અનુદાનરૂપે આપવામાં આવ્યા.

૫. ત્રીજા નાણાપંચે એક મહત્ત્વનું સૂચન એ પણ કર્યું કે દરેક રાજ્યની કર ઊભા કરવાની શક્તિ, કરમાળખાની પુનઃતપાસ વગેરે બાબતોના અભ્યાસ માટે એક સ્વતંત્ર પંચની નિમણૂક કરવી.

ઉપર મુજબની ભલામણોથી જે પરિસ્થિતિ અસ્તિત્વમાં આવી તે કેન્દ્ર સરકાર અને રાજ્ય સરકારો વચ્ચેના નાણાંકીય સંબંધો બતાવે છે અથવા તો બીજા શબ્દોમાં કહીએ તો આ વ્યવસ્થાને સમવાયતંત્રી નાણાવ્યવસ્થા તરીકે ઓળખાવી શકાય.

ઉપર જે ચર્ચા આપણે કરી છે તેને સારરૂપે નીચે પ્રમાણે રજૂ કરી શકાય.

(૧) ભારતની કેન્દ્ર સરકારની આવકમાં છેલ્લાં ૨૫ વર્ષોમાં ભારે વધારો થયેલો જણાય છે, તે સાથે ખર્ચમાં પણ તે જ રીતે વધારો થયેલો જોવા મળે છે.

(૨) કેન્દ્ર સરકાર હસ્તક સેવાઓનાં ક્ષેત્રો, કોર્ટ ફી, સ્ટેમ્પ ડયૂટી વગેરે ક્ષેત્રોમાંથી મળતી આવકનું પ્રમાણ વધતું જતું માલૂમ પડે છે.

(૩) કેન્દ્ર સરકારને પ્રત્યક્ષ તેમજ પરોક્ષ કરવેરા-દ્વારા પ્રાપ્ત થતી આવકનું પ્રમાણ વધતું જાય છે જેમાં પ્રત્યક્ષ કરની આવક કરતાં પરોક્ષ કરની આવકનો વધારો વધુ પ્રમાણમાં માલૂમ પડયો છે. આવકવેરો, કેન્દ્રની આબકારી જકાત, આયાત-નિકાસ વેરો વગેરે ક્ષેત્રોમાંથી ઉત્તરોઉત્તર ઊપજનું પ્રમાણ વધતું જાય છે જેમાં કરની આબકારી જકાતમાંથી થતી વૃદ્ધિ સૌથી વધુ માલૂમ પડી છે.

(૪) જાહેર ધીરાણના ક્ષેત્રે નાની બચત યોજ-નાઓ લક્ષ્યાંકો સિદ્ધ કરવામાં નિષ્ફળ નીવડી છે જ્યારે આંતરિક લોન ધીરાણે પોતાના લક્ષ્યાંકો વટાવી દીધા છે. તે જ રીતે વિદેશી કરજનું પ્રમાણ પણ વધ્યું છે જેના મુદ્દલનું તેમજ વ્યાજનું ભરણું દેશના અર્થતંત્રને બોજારૂપ થાય તેટલી કક્ષાએ પહોંચ્યું છે. આમ વિદેશી મદદનું પ્રમાણ પણ ધારણાં કરતાં વધ્યું છે, પણ આ બાબત-માં હવે ચેતી જવાની જરૂર હોય તેવું સ્પષ્ટ દેખાય છે.

(૫) ખાધપૂરક નાણાતંત્ર દ્વારા નક્કી કર્યા કરતા વધુ પ્રમાણમાં નાણું અર્થતંત્રમાં ઉમેરાયું છે જેણે દેશમાં ફુગાવાની પરિસ્થિતિ સર્જી છે. ભારતના હવે પછીના આર્થિક પ્રયાસોમાં આ ક્ષેત્રનું સ્થાન બિલકુલ દેખાતું નથી.

(૬) ભારત સરકારના વિવિધ પ્રકારના ખર્ચમાં સંરક્ષણનો ખર્ચ સૌથી વધુ માલૂમ પડયો છે. વિકાસ-લક્ષી ખર્ચનું પ્રમાણ પણ ઘણું ભારે રહ્યું છે.

(૭) ભારતના આયોજનમાં ટકાવારીની દૃષ્ટિએ ચાલુ ખર્ચ ઘટયો છે અને મૂડીનિર્માણનો ખર્ચ વધ્યો છે જે સુખદ હકીકત છે તેમ કહી શકાય. જાહેર વિભાગ અને ખાનગી વિભાગ વચ્ચે જાહેર વિભાગની અશક્તિ સાબિત થઈ હોવા છતાં જાહેર વિભાગને વધુ કામગીરી સોંપવામાં આવી છે.

(૮) કેન્દ્ર સરકાર અને રાજ્ય સરકારો વચ્ચેના નાણાકીય સંબંધોમાં કેન્દ્ર સરકાર તરફથી રાજ્ય સર-કારોને વધુ ને વધુ પ્રમાણમાં નાણાકીય સાધનો મળતાં જાય છે જેમાં અનુદાનનું પ્રમાણ વધુ છે જે બતાવે છે કે રાજ્યો દિવસે દિવસે વધુ ને વધુ પ્રમાણમાં કેન્દ્ર સરકાર પર આધારિત બનતાં જાય છે.

(૯) રાજ્યોને ફાળે આવેલી રકમ રાજ્યો વચ્ચે વહેંચવામાં વસ્તી અને ઊપજના બે મુદ્દાઓમાં અત્યાર સુધીનાં ત્રણે નાણાપંચોએ વસ્તીના મુદ્દા પર વધુ ભાર મૂકેલો છે જે સૂચક છે. વિશિષ્ઠ જવાબદારી ઉઠાવતાં રાજ્યોને વિશિષ્ઠ નાણાકીય મદદ અનુદાનના સ્વરૂપમાં આપવામાં આવી છે.

*

# વાચકો લખે છે

[વાચકોના લખાણમાંના અભિપ્રાયો કે દલીલો સાથે સંપાદકની સંમતિ-અસંમતિ જોડી નહીં દેવા વિનંતી છે]

(૧) **શ્રી હેમન્ત દેસાઈ**, અમદાવાદ, તા.૪-૨-'૬૪-ના પત્રમાં લખે છે:

"આપના પત્ર સહિત ગત માસનો 'અભ્યાસ'નો અંક મળ્યો. આભાર. એમાં પ્રકટ થયેલી જ્યૉર્જ સફ-રિસ વિશેની મારી નોંધ મુદ્રિતરૂપે ફરી વાંચતાં જણાયું કે નકલ કરનારની લેખિની ચૂક (slip of pen)ને કારણે એમાં એક હકીકત દોષ થવા પામ્યો છે: પહેલા ફકરાના અંતિમ વાક્યમાં આવતું રૉબર્ટ ફ્રૉસ્ટનું નામ આગલા વાક્યમાં મુકાવું જોઈએ. તે પ્રસિદ્ધ અમેરિકન કવિનું ૧૯૬૩ના જાન્યુઆરીની ૨૯મી તારીખે અવસાન થયું હતું."

(૨) **શ્રી પ્રકાશ શાહ**, અમદાવાદ, તા. ૫-૨-'૬૪-ના પત્રમાં લખે છે:

"ડિસેમ્બરના 'અભ્યાસમાં', શ્રી હેમન્ત દેસાઈના લેખમાં, કવિ રૉબર્ટ ફ્રૉસ્ટના જીવંત હોવાનો ઉલ્લેખ બરાબર નથી. આ સરતચૂક ધ્યાનમાં આવી તો હશે જ.

નવેમ્બરના મારા લેખમાં એક ગંભીર છાપભૂલ રહી ગઈ છે.—સોથલની 'વહાણવટી માતા'નું મેં ઉદાહરણ

આપેલું, એ 'વહીવટી માતા'માં ફેરવાઈ ગયું છે!"

[મહત્ત્વની સરતચૂક તરફ મૂળ લેખકે તેમજ વાચક મિત્રે લગભગ એક સાથે જ તરત ધ્યાન દોર્યું તે બદલ આભાર. મુદ્રણદોષ બદલ દિલગીર છીએ. 'અભ્યાસ'માંનાં લખાણો ઝીણવટથી વંચાય છે એના આવા પરોક્ષ પૂરાવાથી જોકે સંતોષ પણ થયો ખરો! —સંપાદક]

(૩) શ્રી કે. જી. શુક્લ, અમદાવાદ, તેમના પત્રમાં લખે છે:

"આપના 'અભ્યાસ'ના નવેમ્બર ૬૩ના અંકમાં પ્રગટ થએલ મુ. દેસાઈ સાહેબનો તા. ૨૦-૧૧-૬૩નો વિચાર-પ્રેરક પત્ર વાંચ્યો; અને પરિણામે આટલું કાંઈક લખવા હાથ હાથમાં ન રહ્યો.

હાલનાં શિક્ષણની (અને ખાસ કરીને ગુજરાત યુનિવર્સિટીમાં મળતાં શિક્ષણની) કંગાલિયતનું એમણે ખૂબ જ થોડા શબ્દોમાં રજૂ કરેલ ચિત્ર ખરે જ સચોટ છે. એની જ રીતે શિક્ષણની આ હાલત કરવામાં કેટલેક અંશે (અને ખરેખર કેટલે અંશે, તેની ચર્ચા કરવા જ આ પત્ર લખાયો છે) જે જવાબદાર છે એ 'આજના શિક્ષકની મર્યાદાઓ' વિષે, પોતે એક શિક્ષક હોવા છતાં ય, પાડેલ પ્રકાશ ખરેખર નીડર, પ્રશંસનીય અને એમની બૌદ્ધિક સચ્ચાઈની પ્રતીતિ કરાવનાર છે. સમસ્ત લખાણમાં ક્યાં ય જો અપૂર્ણતા રહી જતી લાગતી હોય તો તે છે એમણે રજૂ કરેલ 'મર્યાદિત સત્ય'– the limited truth –માં અને એ દૃષ્ટિએ જોતાં, 'આજનાં શિક્ષણ' અને 'શિક્ષકોની મર્યાદાઓ' વચ્ચેના કાર્યકારણનું એમનું વિશ્લેષણ અધૂરું, છીછરું એકપક્ષીય અને static લાગે છે. અલબત્ત એનો અર્થ એમ નથી કે તેઓશ્રી 'પૂર્ણ સત્ય–the whole truth'–થી અજ્ઞાત છે. સાવ ઊલટું તેઓશ્રી તે જાણે છે અને પ્રથમ મુદ્દામાં જ એને છેડે પણ છે. પરંતુ SUPRESSIO FALSI & SUGGESTIOVERI ના સૂત્ર પ્રમાણે પ્રત્યેક દલીલકાર પોતે જે સાબિત કરવા માગે તેને જોરદાર બનાવતા મુદ્દાઓ પર ભાર મૂકી, એ સિવાયના અન્ય મુદ્દાઓને કાં તો નષ્ટપ્રાય કરવા અથવા તો એનું અસ્તિત્વ જ નથી એવું વાચકોનાં મગજમાં ઠસાવવા પ્રયત્ન કરે છે. સદ્‌ભાગ્યે કે દુર્ભાગ્યે મુ. દેસાઈ સાહેબે એવું કશું ન કરતાં માત્ર આવા મુદ્દાઓ પ્રત્યે શક્ય તેટલું મૌન સેવી તેમને ઉવેખ્યા છે. અને પરિણામે કેટલાક વાચકોની નજરે આવા ઉવેખાએલ મુદ્દાઓ છાપેલી લીટીઓની વચ્ચેથી તરી આવે છે. એવા જ એક વાચક તરીકે મને જે નજરે પડ્યું તે હું અહીં લખું છું.

મારા કથનને બે પાસાં છે, એક તો એ કે 'આજના શિક્ષકોની મર્યાદાઓ' અને 'આજનાં શિક્ષણ' વચ્ચે કશો કાર્યકારણ સંબંધ છે જ નહીં અને બીજું એ કે, ધારો કે એવો સંબંધ છે તો પણ તે માત્ર મર્યાદિત પ્રમાણમાં છે.

તર્કશાસ્ત્રનો એક સિદ્ધાન્ત છે કે બે સાથે સંભવતી વસ્તુ વચ્ચે કાર્યકારણનો જ સંબંધ હોવો આવશ્યક નથી. કદાચ એક જ સામાન્ય કારણનાં એ બેઉ સહગામી પરિણામો પણ હોઈ શકે: જેમ કે દિવસ અને રાત. મારા ખ્યાલ પ્રમાણે આજના શિક્ષકોની મર્યાદાઓ તથા આજનું શિક્ષણ એ બેઉ કોઈ એક સામાન્ય કારણના સહગામી પરિણામો છે. (અને નહીં કે એકને કારણે બીજું છે) અને આ મૂળ કારણની શોધ જ આપણને 'પૂર્ણસત્ય'ની વધુ નજીક લઈ જઈ શકે.

વળી ધારો કે આ જાતની રજૂઆત અસંતોષકારક છે તો પણ આજના શિક્ષકની મર્યાદાઓને આજના શિક્ષણ માટે મુ. દેસાઈ સાહેબે ગણી છે એટલી જવાબદાર ગણવી એ અતિઆગ્રહ (અત્યાગ્રહ?) છે. આ વસ્તુ સ્પષ્ટ કરવા એક જ પ્રશ્ન પૂછવો આવશ્યક છે. 'આજના શિક્ષકમાં આ મર્યાદાઓ આવી ક્યાંથી?' આ પ્રશ્નના જવાબમાં કદાચ કહી શકાય કે જેમ આવતી કાલના શિક્ષકોની નબળાઈઓ માટે આપણે આજના શિક્ષણને જવાબદાર ગણીશું તેવી રીતે આજના શિક્ષકોની નબળાઈ માટે ગઈ કાલ – immediate yesteryears – નું શિક્ષણ જવાબદાર છે [આ વાત ઈ. સ. ૧૯૬૪ છે કે જેને માટેની ગઈ કાલ આપણને બહુ ઊંડા ભૂતકાળ સુધી નથી લઈ જતી.] પણ તો પછી 'શિક્ષણ' અને 'શિક્ષક' બન્ને independent variables થયાં કહેવાય; અને બન્નેનાં અન્યોન્ય પરના આઘાતપ્રત્યાઘાત – interaction – ની હારમાળાને શિક્ષણની હાલત માટે જવાબદાર ગણવી પડે. પણ આ જાતના Dynamic વિશ્લેષણ–કે જેની મુ. દેસાઈ સાહેબના લખાણમાં ગંભીર ગેર-

હાજરી છે—ની દૃષ્ટિએ તો આજના શિક્ષણને માટે એ પરિબળ જવાબદાર હશે કે જેણે આ આઘાતપ્રત્યાઘાતની હારમાળા શરૂ કરી હશે. આમ એક વધુ વખત આપણા માટે, આ 'પૂર્ણ સત્ય'ની શોધ આવશ્યક બને છે.

મારી દૃષ્ટિએ આ 'પૂર્ણ સત્ય' રહ્યું છે. શિક્ષણનાં અતિ વિસ્તરણ—overexpansion—માં. (જેને માપવા માટે આપણે કદાચ 'વિસ્તરણ÷સમયનો ગાળો' જેવાં ગણીતશાસ્ત્રીય આંકનો ઉપયોગ કરી શકીએ); હા, કદાચ એવો પ્રશ્ન ઊઠે કે અહીં અટકી ન જતાં, શા માટે આગળ આ અતિવિસ્તરણના કારણની તપાસ સુધી ન જવું? પરંતુ એનો જવાબ એ હોઈ શકે કે એવી તપાસ આપણને જવાબરૂપે જે પરિબળો સૂચવશે તે શિક્ષણક્ષેત્રને માટે બાહ્ય પરિબળ હશે; અને Compact વિશ્લેષણમાં હંમેશાં આંતરિક પરિબળ સુધી જ તપાસ મર્યાદિત રહેતી હોય છે. આ રીતે આજના શિક્ષણને માટે જવાબદાર પરિબળની શોધનું Compact વિશ્લેષણ આપણને 'શિક્ષકોની મર્યાદા' આગળ અટકી જતા રોકે છે જ્યારે બીજી બાજુએ 'શિક્ષણના અતિવિસ્તરણ'થી આગળ જવા દેતું નથી.

હવે, બાહ્ય કારણોસર શિક્ષણનાં આ અતિવિસ્તરણે, શિક્ષણના ક્ષેત્રે કામ કરનારાં ભિન્નભિન્ન પરિબળો—જેવાં કે, કૉલેજો, આચાર્યો, પ્રાધ્યાપકો, પરીક્ષકો અને વિદ્યાર્થીઓ સુદ્ધાં—નાં extra marginal એકમોને આ ક્ષેત્રમાં આકર્ષ્યાં. એટલે કે જે એકમો આ ક્ષેત્રને માટે આવશ્યક એવી ગુણવત્તા પૂરતાં પ્રમાણમાં નહોતી ધરાવતા હોવાને કારણે આ ક્ષેત્રમાં આજ સુધી નહોતાં પ્રવેશી શકયાં, તેવાં એકમો હવે આ ક્ષેત્રમાં પ્રવેશ્યાં. (મુ. દેસાઈ સાહેબે વર્ણવેલ 'મર્યાદાઓવાળો શિક્ષક' પણ આમાંનો એક હતો). દુર્ભાગ્યે આ નવાં એકમો, જૂનાં એકમો કરતાં સંખ્યામાં વધી ગયાં. અને પરિણામે પ્રત્યેક એકમોની સરેરાશ કાર્યક્ષમતા વિ. ઘટચાં. વળી નવાં ઓછી કાર્યક્ષમતા વ. વાળાં એકમોની કેટલાંક જૂનાં એકમો પર Demonstration Effect થઈ. જ્યારે બીજાં કેટલાંક જૂનાં એકમોને અનિચ્છાએ ચાલતા પ્રવાહ સાથે ઘસડાવું પડયું. આમ મુ. દેસાઈ સાહેબ જેને 'નીતિનાશ' કહે છે તેમાં સૌ ઘસડાવા માંડયું—હા, સૌની ઘસડાવાની ગતિ ભિન્નભિન્ન હતી. અને તેનો આધાર સૌની પોતપોતાની પ્રતિકારશક્તિ પર રહ્યો. કોઈ વિરલાઓ સાચે જ અડીખમ રહ્યા તો કોઈક વળી બહારનાઓ આગળ, 'બીજા ઘસડાઈ રહ્યા છે જ્યારે અમે અડીખમ રહ્યા છીએ' એવા બતાવવાના દાંત જુદા દેખાડીને અંદરખાને ઘસડાતા રહ્યા. પણ એકંદરે આ પ્રવાહ તો આગળ વધતો જ રહ્યો. હવે એને અટકાવવાનું કામ અસરકારક રીતે તો ત્યારે જ બને કે જ્યારે એનાં મૂળ કારણને—શિક્ષણના અતિવિસ્તરણને—કાબૂમાં આણવામાં આવે. સમસ્ત પ્રક્રિયાના માત્ર એક ભાગ—પ્રાધ્યાપકોના દોષ—નું દર્શન નથી તો આ રોગનું મૂળ કે નથી તો એ એની દવા.

અન્તમાં શિક્ષણના માધ્યમ વિષે એક શબ્દ—'માધ્યમબદલી'એ ગુજરાતમાં શિક્ષણક્ષેત્રે અક્ષમ્ય નુકસાન કર્યું છે એ તો સૌ સમજી શકે એવી વાત છે. પણ તેને માટે 'ગુજરાતી માધ્યમ' અને સાથે સાથે 'માતૃભાષા દ્વારા શિક્ષણ'ની સમસ્ત વિચારધારાને વખોડી નાખવાની મુ. દેસાઈ સાહેબની રજૂઆત અપ્રસ્તુત છે. એને માટે જો કોઈ દોષપાત્ર હોય તો તે છે ગુજરાતમાં જે રીતે માધ્યમ બદલાયું છે તે રીત: એટલે કે અપૂરતાં સાધનોતથા પરિણામોની અપૂરતી વિચારણા સાથે ગુજરાતમાં થઈ રહેલ 'માધ્યમબદલી'નો પ્રયોગ સૈદ્ધાંતિક ભૂમિકાએ વખોડી ન કઢાતાં, વહેવારિક ભૂમિકાએ અયોગ્ય કહેવાવો જોઇએ.

અને આ પત્ર પૂરો કરતાં પહેલાં એ જણાવી દેવું આવશ્યક છે ખરુ? કે આ કાંઈ 'અધ્યાપકોનું બચાવનામું' નથી—આ તો છે માત્ર misplaced Correctness-માં રહેલ બેઉ વિરોધાભાસી તત્ત્વોનું વિશ્લેષણ."

[આચાર્યશ્રી સુ. વૈ. દેસાઈના પત્રના અનુસંધાનમાં એમની જ કૉલેજના અર્થશાસ્ત્ર વિભાગના વ્યાખ્યાતાનો ઉપર્યુક્ત પત્ર પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે. આ ચર્ચાને અધ્યાપક મિત્રો ઉત્કટતાથી ઝીલી લેશે તો 'અભ્યાસ' તેને આવકારશે.
—સંપાદક]

*

# અભ્યાસ

ાચાર અને વિવેચનનું સામયિક

'મોટાઈ એટલે જગતમાં કેટલીક વ્યક્તિઓના હોઠ ઉપર પોતાનું નામ કેટલાક કાળ સુધી નાચ્યા કરે એવો અર્થ હું કરતો નથી. હિમાલયની ગુફાઓમાં કે ખીણોમાં એવાં પ્રચંડ અને ગગનચુંબી વૃક્ષો હશે કે જેનાં નામની જગતને જાણ નથી; વનવગડે, ખૂણેખાંચરે એવું એકાદ રમણીય અને સુગંધી પુષ્પ ખીલ્યું હશે કે જેનો પત્તો કોઈને પણ લાગેલો નથી; સમુદ્રને તળિયે એવાં ગોળાકાર ને પાણીદાર મોતી હશે કે જેની જગતને ખબર નથી; પૃથ્વીના પેટાળમાં તારા જેવા તેજસ્વી હીરા હોય છે, પરંતુ માનવજાતિને હજી સુધી તેનાં દર્શન થયાં નથી. ઉપર અનંત આકાશમાં એવા અનંત તારા હશે કે જે દૂરદર્શી દૂરબીનમાંથી પણ હજી દેખાવા નથી. મોટાઈ એટલે જગતમાં ઓળખાવું એવો અર્થ હું કરતો નથી. હું નિર્દોષ બનતો જાઉં છું, ધીરે ધીરે ઉન્નત થતો જાઉં છું એવું જેને જ્ઞાન છે, તે મોટા જ છે. આ મોટા થવાની પ્રવૃત્તિ, વ્યક્તિમાં તેના માબાપ જ ઉત્પન્ન કરે છે. માતાપિતા તરફથી મળેલો આ ઈશ્વરી પ્રસાદ છે. માતાપિતા જાણ્યે કે અજાણ્યે બાળકને મોટું કે નાનું બનાવે છે.'

સાને ગુરુજી

['શ્યામની મા'–ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ, અમદાવાદ. સને ૧૯૫૫. પૃ. ૧]

૩
૮
ર્ચ • ૧૯૬૪
ાદક • પુરુષોત્તમ ગણેશ માવળંકર

અભ્યાસ સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર વર્ષ ૩ · અંક ૮ માર્ચ ૧૯૬૪

## અનુક્રમ



*

## 'અભ્યાસ' સામયિક અંગેની માહિતી


[ધિ રજિસ્ટ્રેશન ઑફ ન્યુઝપેપર (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં. ૪, રૂલ નં. ૮)]

૧ પ્રકાશન સ્થળ : માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૨ પ્રકાશન સમય : માસિક : દર મહિનાની છેલ્લી તારીખે

૩ મુદ્રકનું નામ : પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા : ભારતીય. સરનામું : માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૪ પ્રકાશકનું નામ : પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા : ભારતીય. સરનામું : માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૫ તંત્રીનું નામ : પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા : ભારતીય. સરનામું : માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૬ માલિક કે માલિકોનું નામ–સરનામું : પુરુષોત્તમ ગણેશ માવળંકર, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

હું, પુરુષોત્તમ ગણેશ માવળંકર, આથી જાહેર કરું છું કે, ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**
પ્રકાશક

તા. ૩૧–૩–'૬૪


*

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'અભ્યાસ'ના પહેલા તથા બીજા વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ ઉપલબ્ધ છે. દરેક સેટની કિંમત દસ રૂપિયા. (સેટ દીઠ ટપાલખર્ચના રૂપિયા બે અલગ)

મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# नैवेद्य

લેખક અને સંપાદક :
**એ. છ. ભટ્ટ**
[સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]



वाग्वैखरी शब्दझरी शास्त्रव्याख्यानकौशलम् ।
वैदुष्यं विदुषां चैव भुक्तये न तु मुक्तये ॥

—विवेकचूडामणिः ६० ॥

**ભાવાર્થ :** જેમાંથી શબ્દોનો પ્રવાહ ચાલે છે એવી વૈખરી વાણી (બોલવામાં આવતી વર્ણાત્મક વાણી), શાસ્ત્રોના વ્યાખ્યાનની નિપુણતા, વિદ્વાનોનું પાંડિત્ય – આ બધાથી સાંસારિક ભોગની સિદ્ધિ થાય છે, મોક્ષની પ્રાપ્તિ થતી નથી.

**નોંધ :** ઉપરના શ્લોકમાં ઊંડું રહસ્ય સમાયું છે. ધારાપ્રવાહરૂપે વહેતી છટાદાર વાણી, અનેક શાસ્ત્રોનું અવગાહન કરી પ્રાપ્ત કરેલી (પદચ્છેદ, પદાર્થોક્તિ, વિગ્રહ, વાક્યયોજના અને આક્ષેપરૂપી) વ્યાખ્યાનની કુશળતા, પંડિતોનું અપૂર્વ પાંડિત્ય વગેરે લોકોના સાંસારિક ભોગનાં સાધન બને છે, મોક્ષનાં સાધન થતાં નથી. મંત્રમુગ્ધ કરી નાખે તેવા ભાષણથી વક્તા લોકોનું રંજન કરી કીર્તિ કે મોભો પ્રાપ્ત કરે પણ તેથી લોકૈષણાની સિદ્ધિ થાય છે, મોક્ષની નહિ. શાસ્ત્રોનાં કેવળ અધ્યયન-અધ્યાપન કે વ્યાખ્યાનની કુશળતાથી પરમ પુરુષાર્થની સિદ્ધિ નથી પરંતુ તેથી લોકવાસના અથવા શાસ્ત્ર-વાસનાની વૃદ્ધિ થવાનો પૂરો સંભવ છે. આ પ્રકારની વાસનાઓ તત્ત્વજ્ઞાનની વિરોધી છે. આત્મજ્ઞાનની પ્રતિબંધક આ વાસનાઓને લીધે મોક્ષની સિદ્ધિ થતી નથી. વિવેકચૂડામણિમાં દર્શાવ્યા પ્રમાણે—

लोकवासनया जन्तोः शास्त्रवासनयाऽपि च ।
देहवासनया ज्ञानं यथावन्नैव जायते ॥

મનુષ્યને લોકવાસનાને લીધે (પોતાના ગુણોની પ્રશંસા થાય એવી લાલસાને લીધે), શાસ્ત્રવાસનાને કારણે (અનેક શાસ્ત્રોનાં પઠન કરવાની અથવા એક જ શાસ્ત્રનું અનેક વાર વાચન કરવાની લાલસાથી) અને દેહની વાસનાને લીધે (દેહનું ભરણ-પોષણ કરી તેને પુષ્ટ તથા મનોહર બનાવવાના નિરંતર સંકલ્પને લીધે) યથાર્થ જ્ઞાન (આત્મા અને પરમાત્માના એકત્વનું જ્ઞાન – આત્મસ્વરૂપનું અપરોક્ષ જ્ઞાન) થતું નથી.

મોક્ષની પ્રાપ્તિ અનેક શાસ્ત્રોનાં શાબ્દિક જ્ઞાનથી થતી નથી. આત્માનું અપરોક્ષ જ્ઞાન જ મનુષ્યને સંસારના બંધનમાંથી મુક્ત કરે છે. જે મનુષ્ય વિવિધ શાસ્ત્રોના કેવળ પાંડિત્યમાં અને વ્યાખ્યાનમાં જ રાચે છે તેને તત્ત્વનો સાક્ષાત્કાર થતો નથી. પરમ તત્ત્વનો સાક્ષાત્કાર તો નિષ્કામભાવે સ્વકર્મનું અનુષ્ઠાન કરવાથી ચિત્તશુદ્ધિ થતાં તેમ જ યોગ, ઉપાસના વગેરે વડે ચિત્તનો વિક્ષેપ દૂર થતાં જ્યારે આત્મજ્ઞાનનું સ્ફુરણ થાય છે ત્યારે થાય છે. આત્મજ્ઞાન પ્રગટ થવામાં પરમાત્માનો અનુગ્રહ આવશ્યક છે. પરમાત્માનો અનુગ્રહ બાહ્ય સાધનો જેવાં કે શાસ્ત્રોનું અગાધ શબ્દ-પાંડિત્ય, વ્યાખ્યાન-કૌશલ વગેરે પર આધાર રાખતો નથી. ઈશ્વરની કૃપા બાહ્ય સાધનોનાં અનુષ્ઠાન વગેરેને અધીન નથી. ઈશ્વરની કૃપા સ્વતંત્ર છે. કોણ કૃપાનું અધિકારી છે તે ઈશ્વર જ જાણે છે. જેની તે વરણી – પસંદગી કરે છે તે મનુષ્યમાં તત્ત્વજ્ઞાનની જ્યોતિ પ્રગટે છે. અનેક શાસ્ત્રોનું અગાધ પાંડિત્ય હોય, અનેક પ્રકારનાં અનુષ્ઠાનો કર્યાં હોય, યમ-નિયમ વગેરેનું પાલન કર્યું હોય તેને તત્ત્વજ્ઞાનના અધિકારી તરીકે ઈશ્વર પસંદ ન પણ કરે અને કોઈ નિરક્ષર મનુષ્ય જેણે વિવિધ પ્રકારનાં અનુષ્ઠાનો વગેરે ન કર્યાં હોય, તેને પણ ઈશ્વર આત્મજ્ઞાનના અધિકારી તરીકે પસંદ કરે તે સંભવે છે. ઈશ્વરની કૃપા તો

સર્વ પર સમાન ભાવે વરસી રહી છે, આત્મજ્ઞાન પ્રકાશિત કરવા તે સદૈવ તત્પર રહે છે; પરંતુ જેનું ચિત્તરૂપી પાત્ર તે ઝીલવા માટે યોગ્ય થયું નથી તે મનુષ્ય તેની કૃપા પામી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો અધિકારી થતો નથી. જેનું ચિત્ત વિશુદ્ધ થઈ ઈશ્વર પ્રત્યે અનન્ય નિષ્ઠા અને અનુરાગથી રંગાઈ ગયું હોય છે તેની વરણી કરી ઈશ્વર તેના હૃદયમાં આત્મજ્ઞાનનો દીપક પ્રગટાવે છે. આથી જ મુંડકોપનિષદ્માં દર્શાવ્યું છે કે–

नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष
आत्मा विवृणुते तनुं स्वाम्॥

આ આત્મા પ્રવચનથી, મેધાથી કે અનેક શાસ્ત્રોનાં શ્રવણથી પ્રાપ્ત થતો નથી; જેની તે પરમાત્મા વરણી (પસંદગી) કરે છે તે જ તેને પામે છે. તેની સમક્ષ જ આ પરમાત્મા પોતાના સ્વરૂપને પ્રકાશિત કરે છે.

આત્મજ્ઞાન જ મનુષ્યને સંસારના બંધનમાંથી મુક્ત કરે છે એવો ઉપનિષદોમાં, ભગવદ્ગીતા, બ્રહ્મસૂત્રો વગેરેમાં સ્પષ્ટપણે રજૂ કરેલો સિદ્ધાંત છે. જેનાથી મુક્તિ થાય છે તે જ 'વિદ્યા' છે–'सा विद्या या विमुक्तये।' જેનાથી શુદ્ધ, બુદ્ધ, નિત્ય, મુક્ત, અવિનાશી, સમરસ, નિષ્પ્રપંચ પરમાત્મતત્ત્વ (Highest Reality)નું જ્ઞાન થાય છે તે 'પરા વિદ્યા' (Highest Knowledge) કહેવાય છે; આત્મા સિવાયના અન્ય પદાર્થોનું જેનાથી જ્ઞાન થાય તે 'અપરા વિદ્યા' (Lower Knowledge) છે. આ બન્ને વિદ્યાઓનો ઉલ્લેખ મુંડકોપનિષદ્માં કરવામાં આવ્યો છે. આ સમગ્ર જગત અને તેના પદાર્થો અપરા વિદ્યાનો વિષય છે. આ વિદ્યાનાં પ્રતિપાદક અનેક શાસ્ત્રોનાં અધ્યયનથી પરમ તત્ત્વ જે સર્વ પ્રકારનાં જ્ઞાનોનું મૂળ છે તેનું જ્ઞાન થતું નથી. આ વિદ્યાથી વ્યાવહારિક અર્થોની સિદ્ધિ થાય છે પણ સ્વરૂપજ્ઞાન પ્રગટતું નથી કેમ કે તેના (અપરા વિદ્યાના) સર્વ વિષયો સંસારના વિવિધ પરિચ્છિન્ન (Finite) પદાર્થો છે. આથી આ વિદ્યાથી 'ભૂમાનું' અનંત સર્વવ્યાપક બ્રહ્મરૂપી પરમ તત્ત્વનું જ્ઞાન થતું નથી. ચારે વેદો, વેદાંગો (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, જ્યોતિષ, છંદ અને નિરુક્ત) વગેરે આ અપરાવિદ્યાના ક્ષેત્રમાં જ આવી જાય છે. પરાવિદ્યાથી જ પરમ તત્ત્વનો અપરોક્ષ અનુભવ થાય છે. આથી આત્માના અપરોક્ષ સાક્ષાત્કાર માટે જ મનુષ્યે પ્રયત્નશીલ થવું આવશ્યક છે કેમ કે તે જ પરમ પુરુષાર્થ છે. આ પરમ લક્ષ્યને ઉદ્દેશીને મુંડકોપનિષદ્માં ઉદ્ઘોષણા કરવામાં આવી છે કે, 'तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथ अमृतस्यैष सेतुः।' તે જ એક આત્માને જાણો; અન્ય સર્વ પ્રકારની વાણીનો (અપરાવિદ્યારૂપ અન્ય વાણીનો ત્યાગ કરો) આ (આત્માનું જ્ઞાન જ સંસાર-સમુદ્રને તરી જવા માટે) સેતુ છે. છાંદોગ્ય ઉપનિષદ્માં ઉદ્દાલક આરુણિ સર્વવેદોનું ગુરુના આશ્રમમાં અધ્યયન કરી પાછા આવેલા અને જ્ઞાનના અભિમાનથી સ્તબ્ધ (નમ્રતારહિત) થયેલા પોતાના પુત્રને પૂછે છે: 'જેનાથી અશ્રુત (ન સાંભળેલું) શ્રુત થાય છે, અમત (જેનું મનન ન કર્યું હોય તે) મત થાય છે, અવિજ્ઞાત (ન જાણેલું) જ્ઞાત થાય છે તેનો ઉપદેશ તેં આચાર્યને પૂછ્યો છે?' તે પ્રશ્ન પણ પરમાત્મ-તત્ત્વને ઉદ્દેશીને જ કરવામાં આવ્યો છે. જે 'એક'ના વિજ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે તે 'એક' આત્મા છે. આત્મજ્ઞાનથી મનુષ્ય સર્વજ્ઞ થાય છે. આત્મજ્ઞાન થયા પછી બીજું કાંઈ જાણવાનું રહેતું નથી. આથી જ ઉપનિષદ્માં કહેવામાં આવ્યું છે કે नानुध्यायेद् बहूञ्‌ शब्दान् वाचो विग्लापनं हि तत्' – મનુષ્યે બહુ શબ્દોનો અભ્યાસ ન કરવો કેમ કે તે વાણીનું વિગ્લાપન છે, થકાવટ છે. શાસ્ત્રોની શબ્દજાળમાં જ રાચતો મનુષ્ય અત્યંત સંમાનિત થતાં અહંકાર વગેરેનું પોષણ થવાથી, સમૃદ્ધિ, વિષય-ભોગ વગેરેની પ્રાપ્તિ થવાથી, સંસારનાં બંધનમાંથી મોક્ષરૂપી પરમ લક્ષ્યને ચૂકી જાય એવો પૂરો સંભવ છે. આથી અનેક વિદ્યાઓ તેની શાખા-પ્રશાખાઓ વગેરેનો અભ્યાસ, વ્યાખ્યાન વગેરે ન કરવું એવો આશય નથી પણ મનુષ્યે તે બધી પ્રવૃત્તિઓમાં મુખ્યપણે ડૂબી જઈ, જેથી જીવનની સાર્થકતા થાય છે તે પરમ લક્ષ્યને ચૂકી ન જવું જોઈએ એ જ આશય છે. આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરી સંસૃતિના બંધનમાંથી મુક્ત થવું એમાં જ જીવનની સાર્થકતા છે. મનુષ્ય-દેહની પ્રાપ્તિ અનેક પૂર્વાર્જિત પુણ્ય વિના થતી નથી. તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થતાં મનુષ્ય ધન્ય બને છે, કૃતકૃત્ય થાય છે. સર્વમાં એક જ આત્મા વિલસી રહ્યો છે, જે આત્મા સર્વ પ્રાણીઓમાં

પ્રકાશી રહ્યો છે, જેમાંથી સમગ્ર વિશ્વ પ્રગટ થાય છે, જેનાથી ચઢિયાતું બીજું કોઈ તત્ત્વ નથી તેનું જ્ઞાન જ મુક્તિનું સાધન છે. આવું જ્ઞાન પ્રાણીમાત્ર પ્રત્યે સમત્વ-ભાવ જન્માવે છે. અધ્યાત્મવિદ્યાના પ્રકાશથી સર્વ પ્રકારના કલહો, વિગ્રહો વગેરેનો અંત આવે છે. આ વિદ્યાની ઉપાસનાથી વધારે શ્રેયસ્કર કોઈ ઉપાસના નથી. આ વિદ્યાનું સાંસ્કૃતિક મૂલ્ય (cultural value) સર્વ વિદ્યાઓથી ચઢિયાતું છે. આથી તેનો પ્રચાર થવો અત્યંત આવશ્યક છે. અનેક પ્રકારના વાદો, વિગ્રહો, કલહોનો નાશ કરી શાન્તિની સ્થાપના કરવા માટે તે અમોઘ સાધન છે. 'सत्यम् शिवम् सुन्दरम्,' એવા પરમાત્મતત્ત્વનું જ્ઞાન થતાં સમદર્શિતાનો ઉદય થાય છે. આથી જીવન સત્યનિષ્ઠ, કલ્યાણમય અને સૌન્દર્યમય થાય છે. સમાજ-જીવનને, રાષ્ટ્ર-જીવનને સુન્દર અને સમૃદ્ધ કરવા માટે, તેમાં શાન્તિ અને કલ્યાણની પ્રતિષ્ઠા કરવા માટે અધ્યાત્મવિદ્યાનો પ્રચાર અને પ્રસાર શ્રેષ્ઠ સાધન છે. 'હું સર્વ વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા છું'-अध्यात्मविद्या विद्यानाम्'- એ ગીતામાં કરેલી ઉક્તિ દ્વારા શ્રીકૃષ્ણે આ વિદ્યાને સર્વોચ્ચ સ્થાન આપ્યું છે. આત્મજ્ઞાન થતાં ભેદભાવનો સમૂળ નાશ થાય છે. આથી આ જ્ઞાન કરતાં વધારે વ્યષ્ટિ અને સમષ્ટિનું કલ્યાણકારક બીજું કોઈ જ્ઞાન નથી એમ સિદ્ધ થાય છે.

શંકરાચાર્ય તેમના ચર્પટપંજરિકાસ્તોત્રમાં કોઈક વ્યાકરણના અભ્યાસમાં જ ડૂબી ગયેલી જીવનને આરે આવી ગયેલી વૃદ્ધ વ્યક્તિને ઉદ્દેશીને જે ઉદ્બોધન કરે છે તેમાં ઊંડો મર્મ સમાયેલો છે. સ્તોત્રમાં આ પ્રમાણે ઉક્તિ છે:

भज गोविन्दं भज गोविन्दं भज गोविन्दं मूढमते !
प्राप्ते सन्निहिते मरणे, नहि नहि रक्षति डुकृञ्करणे॥

મરણ નજીક આવતાં 'डुकृञ्करणे' ('कृ'ધાતુનો અર્થ 'કરવું' થાય છે—એ તથા બીજાં અનેક વ્યાકરણનાં વિધાનો) તારું રક્ષણ નહિ જ કરે. માટે હે મૂઢબુદ્ધિ! તું ગોવિંદને ભજ, ગોવિંદને ભજ, ગોવિંદને ભજ. વ્યાકરણ વગેરે શાસ્ત્રોમાં જ ડૂબી જઈ તેના જ અભ્યાસમાં જીવન સમાપ્ત કરવું, અપરાવિદ્યામાં જ રચ્યાપચ્યા રહેવું એ ઇષ્ટ નથી, પરંતુ સર્વના અંતર્યામી અને નિયામક ઈશ્વરનું સ્મરણ-કીર્તન કરી, તેના અનુગ્રહ દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરી, સંસારમાંથી મુક્ત થવું એ જ ઉત્તમ ધ્યેય છે એવો આ શ્લોકનો ભાવાર્થ છે.

મનુષ્ય-જન્મ અત્યંત દુર્લભ છે. આથી તે પ્રાપ્ત કરીને મનુષ્યે તત્ત્વવેત્તા ગુરુ પાસેથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો સતત યત્ન કરવો જોઈએ અને અનેક પ્રકારની શબ્દજાળથી ભરેલાં વ્યાકરણ વગેરે શાસ્ત્રોનાં અધ્યયનમાં જ પરોવાયેલા રહીને આત્મજ્ઞાનરૂપી મહારત્નને પ્રાપ્ત કરવાના પ્રબળ પુરુષાર્થનો ત્યાગ કરવો જોઈએ નહિ. વિવેકચૂડામણિમાં દર્શાવ્યા પ્રમાણે શબ્દજાળથી વ્યાપ્ત અનેક ભિન્ન ભિન્ન વાદોથી ભરેલાં શાસ્ત્રોના અધ્યયનને જ અભિનિવેશપૂર્વક પરમ કર્તવ્ય માનવાથી પરમ પુરુષાર્થ ચૂકી જવાય છે. તેમાં ચેતવણી આપવામાં આવી છે કે,

शब्दजालं महारण्यं चित्तभ्रमणकारणम्।
अतः प्रयत्नाज्ज्ञातव्यं तत्त्वज्ञात्तत्त्वमात्मनः॥

(અનેક પ્રકારના મતમતાંતરોથી ભરેલાં શાસ્ત્રોનું) શબ્દજાળરૂપ અરણ્ય ચિત્તના ભ્રમનું કારણ બને છે. માટે મનુષ્યે પ્રયત્નપૂર્વક બ્રહ્મવેત્તા આચાર્ય પાસેથી આત્માનું યથાર્થ સ્વરૂપ જાણવું જોઈએ.

તત્ત્વજ્ઞાન પ્રગટવા માટે ચિત્તશુદ્ધિ આવશ્યક છે. આથી ચિત્તને શુદ્ધ કરવાનાં સાધનોનું સતત અનુષ્ઠાન કરવું જોઈએ. ચિત્તમાં રહેલા રાગદ્વેષ વગેરે મળને નિષ્કામ કર્મો વગેરેથી દૂર કરવા જોઇએ, યોગ વગેરેના અનુષ્ઠાન દ્વારા વિક્ષેપરૂપી દોષ દૂર કરી ચિત્તને સ્થિર-નિસ્તરંગ કરવું જોઈએ અને આત્માનું સતત શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરી તેના અવિદ્યા (અજ્ઞાન) રૂપી આવરણનો નાશ કરી સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો જોઇએ. આ જ પુરુષાર્થ મોક્ષનું કારણ બને છે. શાસ્ત્રોનું અધ્યયન ને વ્યાખ્યાન મુખ્ય પુરુષાર્થ નથી; સતત પરમ-તત્ત્વનો વિચાર કરી સ્વરૂપનો (આત્માનો) સાક્ષાત્કાર કરવો એ જ પરમ પુરુષાર્થ છે, કેમ કે વિવેકચૂડામણિમાં દર્શાવ્યા પ્રમાણે–

अविज्ञाते परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला।
विज्ञातेऽपि परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला॥

જો પરમ તત્ત્વનું (પરમાત્માનું) જ્ઞાન ન થાય તો શાસ્ત્રોનું અધ્યયન નિરર્થક છે અને પરમાત્માનું જ્ઞાન થાય, આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય તો પણ શાસ્ત્રોનું પઠન

નિરર્થક છે (કેમ કે આત્મસાક્ષાત્કાર થયા પછી કોઈ કર્તવ્ય કરવાનું રહેતું નથી.)

આ શ્લોકનું તેમજ પ્રારંભના શ્લોકનું તાત્પર્ય મનુષ્યે શાસ્ત્રોનું અધ્યયન-અધ્યાપન ન કરવું જોઈએ એમ કહેવામાં નથી પરંતુ શાસ્ત્રવાસનાનો તેણે ત્યાગ કરવો જોઈએ, શાસ્ત્રૈષણાની જાળમાં ફસાવું ન જોઈએ અને આત્મજ્ઞાનના સંપાદનને જીવનનું મુખ્ય લક્ષ્ય બનાવવું જોઈએ એવું પ્રતિપાદન કરવામાં છે.

મનુષ્ય-જન્મ પામીને આત્મજ્ઞાન પ્રાપ્ત ન થાય તો તે મોટી હાનિ છે એવું કેનોપનિષદ્‌માં દર્શાવ્યું છે. તે ઉપનિષદ્‌ના મંત્રમાં કહ્યા પ્રમાણે—

इह चेदवेदीदथ सत्यमस्ति
नो चेदवेदीन्महती विनष्टिः

જો આ જન્મમાં આત્મજ્ઞાન થયું તો મનુષ્યનો વિનાશ થતો નથી(કેમ કે તે પોતાના અવિનાશી સ્વરૂપનો સાક્ષાત્કાર થયો હોવાથી અમૃત બને છે, પુનર્જન્મ પામતો નથી); જો તેને આત્માનો સાક્ષાત્કાર થતો નથી તો તેને મોટી હાનિ (વિનાશ) થાય છે (કેમ કે તે ફરીથી જન્મ-મરણરૂપ સંસારના પ્રવાહમાં પડી અનેક પ્રકારનાં સુખ-દુઃખ વગેરે ભોગવે છે).

આમ પ્રારંભના શ્લોક દ્વારા સૂચન કરવામાં આવ્યું છે કે શાસ્ત્રવાસનામાં ન ફસાતાં મનુષ્યે આત્માનો સાક્ષાત્કાર કરવાનો યત્ન કરવો જોઈએ કેમ કે કઠોપનિષદ્‌માં જણાવ્યા પ્રમાણે—

निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते।

તે આત્મરૂપી પરમ તત્ત્વનો સાક્ષાત્કાર કરી મનુષ્ય મૃત્યુના મુખમાંથી છૂટી જાય છે – અમૃત બને છે – ફરી જન્મતો નથી.

*

# રોજનીશીમાંથી

ગણેશ વાસુદેવ માવળંકર

### તા. ૧૭ નવેમ્બર ૧૯૪૯, સોમવાર

સવારે નિત્યવિધિ. કાગળો વગેરે. શ્રી. કૌલ આવ્યા હતા. એમની જોડે આજનાં કામોની ચર્ચા કરી. ૧૦–૩૦ થી ૧–૧૫ ઍસેમ્બ્લીની બેઠક. અધ્યક્ષપદ (Speaker) પર હું ચૂંટાયો. હું એકલો જ ઉમેદવાર હોવાથી ચૂંટણી બિન-હરીફ થઈ. પાછલા વર્ષની ચૂંટણીની જેમ મુકાબલો ન હોવાને કારણે ચૂંટણીવિધિ મોળી થઈ. અધ્યક્ષ તરીકે મારું નામ ડૉ. રાજેન્દ્રબાબુએ જાહેર કર્યું કે તુરત જ પંડિત જવાહરલાલ અને સરદાર વલ્લભભાઈ મારી પાસે આવ્યા અને મને અધ્યક્ષસ્થાન પર દોરી ગયા. પછી જુદી જુદી વ્યક્તિઓએ મને અભિનંદન આપ્યા અને તેનો મેં જવાબ આપ્યો. પંડિતજીએ તો વિશેષણોનો અણધાર્યો ભારે વર્ષાવ કર્યો. મને "friend, philosopher and guide" વર્ણવ્યો અને મારા જેવો અધ્યક્ષ મળ્યો તેથી ઍસેમ્બ્લીને અભિનંદન આપ્યા! આથી મારી જવાબદારી વધી અને મને સંકોચ પણ થયો. ઈશ્વરની કૃપા, વડીલોના આશીર્વાદ અને મારા શુદ્ધ હેતુઓ તથા સેવાભાવના—એ બધાંય મને યોગ્ય માર્ગદર્શન આપશે અને મારી પાસેથી જવાબદારી પાર પડાવશે એવી શ્રદ્ધા છે.

૧–૧૫ સુધી બેઠકનું કામ પૂરું કરીને મુકામ પર આવ્યો. ભોજન બાદ આરામ. ચા આટોપીને ફરવા ગયો. શ્રી. કાકાસાહેબ ગાડગીળને ત્યાં આચાર્ય દ્વવણ, બાપુ સાહેબ ગુપ્તે આદિ મિત્રો મળ્યા. રસ્તામાં શ્રી. કાનજીભાઈ આદિ ગુજરાતીમંડળ મળ્યું.

ડૉ. રાજેન્દ્રબાબુને કૉંગ્રેસના પ્રમુખ ચૂંટ્યા. તેને કારણે હવે ધારાસભાના અધ્યક્ષપદની બાબતમાં પરિસ્થિતિ બદલાઈ ગઈ. એમણે હવે પ્રધાનપદનું રાજીનામું આપવું જોઈએ. અને પછી મારે Speaker તરીકે રહેવાનું શું પ્રયોજન? જોઈએ, શું કેવી રીતે થાય છે. સ્થાન છોડવા માટે મારી તૈયારી છે.

સાંજે શ્રી. શંકરરાવ દેવ આવ્યા હતા. એમની જોડે ખૂબ વાતો થઈ.

રાત્રે ભોજન બાદ પરચૂરણ વાચન અને પછી વિશ્રાંતિ.

### તા. ૧૮ નવેમ્બર ૧૯૪૭, મંગળવાર

સવારે નિત્યવિધિ. શ્રી. બાળાસાહેબ ખેર સાથે

જુદી જુદી બાબતો વિષે વાતચીત કરવાની હતી તે કરી. એકંદરે બાર મુદ્દાઓ હતા: (૧) યુનિવર્સિટી કમિટીના સેક્રેટરી તરીકે ચિ. ભારતી સારાભાઈની નિમણૂક (૨) અમદાવાદની એન્જિનીઅરીંગ કૉલેજ. (૩) શ્રીમતી ક્ષમા રાવના "तुकाराम चरितम्"ના પ્રકાશન વગેરે બાબતમાં ચર્ચા. બધા મુદ્દાઓનું ટાંચણુ સંઘરી રાખ્યું છે અને આ રોજનીશીના છેલ્લે પાને જોડયું છે. આ મુલાકાત દરમ્યાન શ્રી. ખેરે મને કહ્યું કે "Bombay Ministry is both corrupt and inefficient" એવું મેં કહ્યાનું એક મોટા માણસે એમને જણાવ્યું. (વધુમાં શ્રી. ખેરે કહ્યું કે), "એમનું નામ હું કહેતો નથી. પરંતુ તેઓ અમસ્તી વાતો ફેલાવે એવા નથી. શ્રી. મોરારજીના કાન પર પણ આ વાત ગઈ છે. તેઓ પણ આ જ કહેતા હતા." સાંભળીને મને દુઃખ થયું. પ્રથમ તો હું આવું કોઈની આગળ બોલ્યો નથી. કૉંગ્રેસમાં લાગવગશાહી છે એવું મેં કહ્યું હશે પણ મીનીસ્ટ્રી corrupt અને inefficient એવું કયાંય પણ બોલ્યો નથી. વ્યક્તિગત પ્રધાનો વિષે, ...... મેં ટીકા અવશ્ય કરી છે. ........... ખેરના સૌજન્યનો અતિરેક એમના નરમપણામાં થાય છે અને તેને કારણે એમના વ્યક્તિત્વની છાપ રાજ્યના કારભાર પર પડતી નથી, ...... એવું મેં કહ્યું હશે, પરંતુ સામાન્યપણે પ્રધાનમંડળ corrupt અને inefficient એવું હું કદી પણ બોલ્યો નથી. મેં શ્રી. ખેરને પૂછ્યું કે, "તમે જે સાંભળ્યું તે પેલા સદ્‌ગૃહસ્થે મારે મોઢેથી સીધું સાંભળેલું કે એક કાનથી બીજા કાને એ રીતે સાંભળેલું એમણે જણાવ્યું?" શ્રી. ખેરે કહ્યું કે, "એમણે પ્રત્યક્ષ તમારે મોઢેથી સાંભળ્યું નથી પણ વિશ્વાસપાત્ર એવા મિત્ર પાસેથી એમણે સાંભળ્યું છે!" Dame Rumour! અમારા તલાટી માસ્તરે (સને ૧૯૦૩માં) અમને એક વાર્તા કહીને rumour (એક કાનેથી બીજા કાન પર આવેલી વાત) પર વિશ્વાસ ન રાખવાનું અમને કહ્યું હતું તેનું સ્મરણ થયું. ગામગપાટો હતો કે કોઈ એક માણસને ઊલટી થઈ અને એમાંથી ત્રણ કાગડા નીકળ્યા! બધા કહે છે એટલે તે સાચું જ એમ ઘણા બધાએ માન્યું, પણ એક જરા ચબરાક હતો એણે સાચું શું છે તે શોધી કાઢવાનો પ્રયત્ન કર્યો. જેણે આ વાત કહી તેણે કોની પાસેથી તે સાંભળી એની તપાસ કરતો તે ફર્યો. એટલે જેણે ત્રણ કહ્યા એના બાતમીદાર પાસે ગયો. તે બોલ્યો, "ના રે ના, એ માણસ અતિશયોક્તિ કરતો હતો. ત્રણ નહિ, બે જ કાગડા નીકળ્યા." આગળ તપાસ કરતાં એક જ કાગડો નીકળ્યો. અને છેવટે એમ નીકળ્યું કે ઊલટીમાં કશુંક કાળું બહાર પડયું એનો આકાર કાગડા જેવો હતો!! માવળંકર શું બોલ્યા, સાંભળનારે એનો અર્થ શો કર્યો, એણે બીજાને કહ્યું તે શું કહ્યું, પેલા સાંભળનારાએ શો અર્થ કર્યો અને છેવટે તૈયાર થયેલી વાત કેટલે અંશે લેવા જેવી અને કાઢી નાખવા જેવી છે એ જોવાની જવાબદાર માણસોની ફરજ નથી વારુ? શ્રી. ખેરે કહ્યું ખરું કે "મને આ સાચું લાગતું નથી. માટે જ તમને જણાવું છું." એમણે વાત કરી એ સારું થયું. નકામો મનમાં ઉચાટ રાખ્યા કરવાથી શો ફાયદો? પરંતુ આનાથી યે વધુ મહત્ત્વની બાબત એ કે શ્રી. ખેરે જ પેલા ગૃહસ્થને તરત કહેવું જોઈતું હતું કે, "ના, ના; તમારી કાંઈક ગેરસમજ થતી લાગે છે. માવળંકર આવું બોલે તે સંભવિત નથી." જેમની પાસે સત્તા હોય છે તેમની આગળ ચાડી ખાનારાઓ જતા હોય છે, અને કાચા કાન હોવાનો સંભવ હોય છે. આપણા સાથીદારો, કાર્યકરો, મિત્રસમુદાય જો આ પ્રમાણે કાચા કાન રાખવા લાગ્યા તો કામ શું અને કેવી રીતે થવાનું? ઠીક!

પછી બીજાં કામો. ૧૦-૩૦ થી ૫-૧૫ સુધી ધારાસભાનું કામ. પ્રાંતિક ધારામંડળોમાં જેઓ સભ્યો હોય તેમણે હવે અહીંની ધારાસભામાં સભ્યપદે રહેવું નહીં એ વિશે પંડિત જવાહરલાલનો કાગળ આવ્યો છે. સાથે એમણે એક નોંધ-નિવેદન-મોકલેલ છે તે સુધારીને એમને ત્યાં પાછી રવાના કરી. એમનો મુદ્દો મને માન્ય છે.

ચાહ વગેરે આટોપીને સરદાર વલ્લભભાઈને ત્યાં અમે બન્ને જઈ આવ્યા. ભોજન બાદ પરચૂરણ વાચન. વહેલો જ સૂઈ ગયો.

આજે રાત્રે એક વિચિત્ર સ્વપ્નું આવ્યું. (એટલે તા. ૧૭મીએ સૂતો તે રાત્રે). હું જાણે કે રાજપુરના જૂના રહેઠાણવાળા ઘરમાં છું (બગીચામાં). ઘણી ખરી વસ્તુઓ બદલાઈ ગએલી. એક ભાઈ બધું બતાવતા મારી સાથે ફરી રહ્યા હતા. સંડાસ પાસે આવ્યો. એટલો જ

ભાગ જૂનો રહેલો. ત્યાં ઊભો રહ્યો અને એ ભાઈને મેં પૂછ્યું, તમને અહીં શું શું દેખાય છે? આ બગીચો, આ ઝરણું, એનામાં વિલીન થતું આ નાનકડું ઝરણું, સામે ડુંગરો, કુદરત અને ઝાડપાન વગેરે, એટલું જ ને? પણ મને તો એનાથી વિશેષ દેખાય છે! મારું બાળપણ, તે વખતના મારા ગોઠિયાઓ, મારા પિતાશ્રી દેખાય છે, વગેરે. તેઓનાં પ્રત્યક્ષ દર્શન મને થતાં નહોતાં પણ માનસચક્ષુ આગળ, સ્મૃતિમાં, દેખાતા હતા." વગેરે વગેરે. એ જ રાત્રે સૌ.વતીને પણ સ્વપ્નું આવ્યું. અને એને મારા પિતા દેખાયા. એણે એમને નમસ્કાર કર્યા, અને "હું પૂજ્ય બાપ્પાની વહુ" એ રીતે પોતાનું ઓળખાણ આપ્યું. અમને બન્નેને આમ પ્રથમ સ્વપ્ને ય કે મનમાં કે ખ્યાલમાં પણ કશું ન હોવા છતાં મારા પિતાશ્રી સ્વપ્નામાં દેખાય એ શો ચમત્કાર છે વારુ? એનો અર્થ શો? આવાં સ્વપ્નાં કેમ આવે છે? કેમ આવ્યાં? આ કેવળ મનનો વ્યાપાર છે કે એમાં કાંઈક વધુ ગૂઢ છે? શરીર સ્વાસ્થ્યનો અને સ્વપ્નોનો શો સંબંધ છે? વગેરે અનેક પ્રકારના કુતૂહલના વિચારો જાગે છે. જેલમાં ૧૯૪૩-૪૪નાં વર્ષોમાં આ વિષેનું કેટલુંક સાહિત્ય વાંચ્યું હતું. પણ એ ઇચ્છા અધૂરી જ રહી. ગમે તેમ હોય. સ્પીકર તરીકે મારી ચૂંટણી થઇ, હું અત્યુચ્ચ હોદ્દા પર આરૂઢ થયો, એ જ રાત્રે પિતાશ્રીનાં માનસિક દર્શન થયાં એ મારે મન કેટલો મોટો યોગ! મને લાગે છે કે અમને બન્નેને આશીર્વાદ આપવા માટે જ તેઓ આવ્યા હશે (સ્વપ્નામાં). ઇશ્વરની કૃપા.

### તા. ૧૯ નવેંબર ૧૯૪૭, બુધવાર

સવારે ઑફિસકામ. અભિનંદન આપતા અનેક તાર અને કાગળો આવ્યા છે અને આવી રહ્યા છે. આ વખતે દરેકને જવાબ આપવાનું ઠરાવ્યું છે. આજે વીસ કાગળ અને તારના જવાબ મોકલ્યા.

૧૦-૩૦ થી ૫-૧૫ ધારાસભાની બેઠક. આજે સવારે અને વચલા વિરામમાં મળીને ઘણા બધા પત્રો થયા.

સાંજે ચાહ વગેરે. ફરવા જઈ આવ્યો. સાથે આચાર્ય દવણ હતા. સાસવણે આશ્રમના વ્યાપાર વિદ્યાલય માટે ફાળો એકઠો કરવાના કામમાં મારે મદદ કરવી એવો વલ્લભભાઈનો આદેશ લઈને આવ્યા હતા. શ્રીમંતો સાથે મારે સારી ઓળખાણો છે. મારે વિશે એમને થોડો આદર અને પ્રેમ પણ છે. પરંતુ તેટલાં ખાતર નાણાં મળશે જ એ મુશ્કેલ છે. શ્રીમંત માણસનું અને તેમાં યે ફાળો આપનારો જે હોય છે તેના મનના ઘડતરની આ લોકોને ખબર નથી. નાણાં આપનાર લોકોના પ્રકાર આ પ્રમાણેના છે (૧) કેવળ કામ જોઈને કામને ખાતર આપનારા: આવા જવલ્લે જ — નહીં જ (૨) માગનાર માણસ માટે આદર હોવાથી આપનારા. આવા લોકો પણ થોડા જ. વળી એમાં પણ મોટી રકમો અગર ઉપરા-ઉપરી માગવાનું બનતું નથી. ફરી ફરી માગવાનો સંકોચ અને તે સાથે દાતાને ગળે ન ઊતરનારી બાબતો માટે માગવાનો સંકોચ માગનારને થાય એ પાછું જુદું ખરું જ (૩) લોકચાહના માટે આપનારા. દાન કરવાથી પ્રતિષ્ઠા મળે છે. માન મરતબો મળે છે. ઘણાખરા આ વર્ગમાંના. (૪) બીકથી આપનારા. સત્તાધારી માણસોને નારાજ કરવામાં નકામી આગળપાછળ કેટલીક મુશ્કેલીઓ આવે તેના કરતાં તેમને (સત્તાધારીઓને) કશુંક આપવું. આ પ્રકાર લાંચ જેવો જ જણાય છે. પરંતુ આનું પ્રમાણ ઓછું. આમાં માગનારા વિશે આદર કરતાં એને વિશે ભડક લાગે છે. કદાચ એ વેર વાળશે એવી પણ કલ્પના હોય છે. એકંદરે પાયા વગરની વાત (૫) "आवळा देऊन कोहाळा काढण्याची वृत्ति" (આમળું આપીને કોળું કાઢવાની વૃત્તિ.) આને Shrewd business કહી શકાય. શોષણ (exploitation) પણ કહી શકાય. સત્તાધારી માણસોને ખુશ રાખીને એમના પર દબાણ કરવું અને એ પ્રકારના વજનનો પોતાના ફાયદા માટે પુરેપુરો ઉપયોગ કરવો. આ પણ લાંચ-રુશ્વત (corruption)નો જ એક પ્રકાર. સત્તાનો દુરુપયોગ આને વડે થાય છે. એક પ્રકારનું મીંઢાપણું પણ સત્તાધીશોમાં આવે છે.

મને પહેલો પ્રકાર ગમે છે. કોઇએ પણ મારે ખાતર કશુંક પણ આપવું મને ઈષ્ટ લાગતું નથી. એવું કહેવામાં અને એવી રીતે દાન લેવામાં સંકોચ થાય છે. આ મનની ઘરેડ છે, અને તે સારી છે તેમજ હું સમજુ છું. એટલે કોઇ પણ સારા કામને સહાય કરવી એવો હેતુ હોવા છતાં પણ મારી મર્યાદાઓ છે. મને કહેવા આવનારા લોકોને આ વાતની કદર નથી અગર સમજણ નથી એવું નથી. પણ એમને એમનું પોતાનું કામ એજ તેથીયે વધું મહત્ત્વનું લાગે છે! વળી પ્રત્યક્ષ સીધું દેખાય તેવા

કામ માટે, પોતાના ગામના અને પ્રાંતના કામ માટે જે ભાવનાની તીવ્રતા હોય છે તેવી ભાવના દૂર હોય તેવા કામો માટે કેવી રીતે જાગે?

મહાત્માજીને મળવા જઇ આવ્યો. ગાંધીજીને ત્યાંથી મુકામ પર આવ્યો. શ્રી. હરીભાઉ પાટસકર (ચાળીશગાંવ) મળ્યા હતા. નિઝામ રાજ્યની હકીકત કહેતા હતા. સરહદ પરનાં ગામડાંઓમાં ભયનું વાતાવરણ છે. શ્રી....... ...... ને એમણે કહ્યું પણ એવું............શ્રી.... .........ના સ્વભાવ પ્રમાણે પરિણામ આવ્યું!

## તા. ૨૦ નવેમ્બર ૧૯૪૭, ગુરુવાર

સવારે ઑફિસકામ. કાગળો વગેરે. અભિનંદનના તાર અને કાગળોના જવાબો અને બીજા મળીને આજે પચીસ કાગળો થયા!

૧૦–૩૦થી ૬–૩૦ સુધી ધારાસભાનું કામ. ૫–૦૦-થી ૬–૩૦ ડૉ. મથાઈનું રેલવેબજેટનું ભાષણ થયું. અતિશય સુંદર ભાષણ થયું. વાંચવાને બદલે નોંધેલા મુદ્દાઓ પરથી તેઓ બોલ્યા. દેશના ભાગલા અને હુલ્લડો–એ બન્નેને કારણે શાં અને કેવાં પરિણામો આવ્યાં એનું એમણે ઉત્તમ વર્ણન કર્યું.

સાંજે ૭–૦૦થી ૮–૦૦ ગવર્નર–જનરલ (રાજાજી) ને ત્યાં પાર્ટીમાં ગયો. બધો જૂનો જ રિવાજ– છેક દારૂના ગ્લાસ સુધી! દુઃખ થયું કે જે પ્રમાણે અંગ્રેજો કરતા હતા તે જ અમે પણ કરીએ છીએ. ગવર્નર–જનરલની ચામડીનો રંગ અને પોશાક દેશી, એટલું જ; બાકી બધું પહેલાની જેમ—એ જ ઠાઠમાઠ. પણ એ બધું ઠીક. અહીં પાર્ટીમાં દારૂ શા માટે?

શ્રીમતી સરોજીની નાયડુ(યુ. પી. ગવર્નર) ત્યાં જ હતાં. નાદુરસ્ત તબિયતને કારણે એમને ઉપર મળવા ગયો હતો. મને નવાઈ લાગી કે હાલના જે મારામારી લુંટ-ફાટ વગેરેના બનાવો ચાલી રહ્યા છે એના દોષનો ટોપલો આ માજીએ શીખલોકોના પર ઢોળ્યો! ફરી શરૂઆત કરવામાં શીખો નિમિત્તમાત્ર થયા હશે! પરંતુ મૂળ શરૂઆત કોણે કરી, કયા કયા અવર્ણનીય કૃત્યો મુસલમાન તોફાનીઓએ કર્યાં એ જોવું નહિ જોઇએ વારુ? ઠીક!

## તા. ૨૧ નવેમ્બર ૧૯૪૭, શુક્રવાર

સવારે ઑફિસકામ. આજે ૨૪ કાગળો થયા. ૧૦–૩૦થી ૫–૦૦ ધારાસભાનું કામ. સાંજે ફરવા જઈ આવ્યો. જમવા માટે પંડિત ઠાકુરદાસ ભાર્ગવને ઘેર ગયો હતો.

અગાઉ દર શુક્રવારે ૧૨–૪૫ વાગે ધારાસભાનું કામ બંધ રાખતા હતા. મુસલમાન સભ્યોને જુમ્માબંદગી કરવાની ફાવે તે ખાતર. આ વખતે ૧–૦૦ વાગે કામ બંધ કર્યું. મુસલમાન સભ્યોએ આ અંગે કશી પણ ફરિયાદ કરી નહિ. એમનો ચઢી ગયેલો પારો ઊતરી ગયેલો જણાયો. પાકિસ્તાનને કારણે હિંદુસ્તાનમાં એમની શી સ્થિતિ થઈ એનું હવે એમને ભાન થયેલું દેખાય છે.

## તા. ૨૨ નવેમ્બર ૧૯૪૭, શનિવાર

સવારે ઑફિસ કામ. ૨૬ કાગળો. ૧૦–૩૦ થી ૫–૦૦ ધારાસભાની બેઠક. સાંજે શ્રી વલ્લભભાઈને ત્યાં જઈ આવ્યો. હૈદ્રાબાદની ઇત્તિહાદ મુસલમીન સંસ્થાએ તૈયાર કરેલા ગુપ્ત પરિપત્રની નકલ શ્રી. કાશીનાથરાવ વૈદ્યે મારા પર મોકલી હતી તે લઈને વલ્લભભાઈને ત્યાં ગયો. શ્રી ખેર અને મોરારજી ત્યાં જ મળ્યા.

રાત્રે પરચૂરણ વાચન.

## તા. ૨૩ નવેમ્બર ૧૯૪૭, રવિવાર

સવારે કાગળો. પછી ઑફિસકામ. ઘેર ચિ. અણ્ણાને કાગળ, ભોજન બાદ આરામ. પછી પરચૂરણ કામો. બપોર બાદ શ્રી. ડહાણુકર અને શંકરરાવ દેવ આવ્યા હતા. એમની જોડે ડૉ. રાજેન્દ્રપ્રસાદના એકંદર વલણ વિષે વાત થઈ. મારા મનમાં શ્રી. રાજેન્દ્રબાબુ વિષે ઓછો આદર થાય એ એમને ઠીક લાગતું નથી. મને પણ એનું દુઃખ છે. પરંતુ ઉપાય શો? મને જે દેખાય છે તે ભૂલ છે એવું મારે ગળે ઊતર્યા સિવાય ઓસરી ગયેલો આદર ફરી કેવી રીતે નિર્માણ થાય? ઠીક!

રાત્રે જમવા માટે હું શ્રી. કાનજીભાઈને ત્યાં ગયો હતો. સૌ.વતી, શ્રીમતી દુર્ગાબાઇ (મદ્રાસ વતી બંધારણ સમિતિનાં સભ્ય)ને ત્યાં જમવા ગઇ હતી. (ક્રમશઃ)

*

# કવિતાવિચાર

લેખક • સંપાદક : હેમન્ત દેસાઈ
[ગુજરાતીના ટ્યુટર. એલ ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

['To write or talk about poetry should be, of all literary behaviours, the most obvious and natural'
—H. W. Garrod]

**Stoping By Woods On A Snowy Evening**

Whose woods these are I think I know.
His house is in the village though;
He will not see me stopping here
To watch his woods fill up with snow.

My little horse must think it queer
To stop without a farmhouse near
Between the woods and frozen lake
The darkest evening of the year.

He gives his harness bells a shake
To ask if there is some mistake.
The only other sound's the sweep
Of easy wind and downy flake.

The woods are lovely, dark and deep.
But I have promises to keep,
And miles to go before I sleep,
And miles to go before I sleep.

*Robert Frost*

## બરફની સાંજે વનમાં વિરામ

(શાલિની • મંદાક્રાંતા)

હું ધારું હું જાણું આ વંન કોનાં.
જોકે એનું ઘર અહીં રહ્યું ગામમાં તોય એ ના
જોશે કે હું થંભિયો છું અહીં હા
જોવા એના વન પર છવાતો કશો બર્ફ હાવાં.

મારા નાના અશ્વને મન થાશે–
પેલા થીજ્યા સરવર અને વંન આ બેની વચ્ચે

માંહી ખેતી-વાસ ના તોય થંભું
સૌથી કાળી વરસભરની સંધિકાએ, વિચિત્ર!
થાતી કૈં ના ભૂલ તો?-જાણવાને
જાણે એ હા નિજ ધૂંસરીના ઘૂઘરા લે હલાવી.
ને બીજો છે માત્ર આંહીં અવાજ
આસ્તે થાતો પવન-પડતો પિચ્છ શો બર્ફ-એનો.
રૂડાં આ છે વંન, શાં શ્યામ, ઊંડાં
કિંતુ મારે કંઈક કંઈ છે વાયદા પૂરવાના,
ને જાવાના કોશ કૈં નીંદ પ્હેલાં,
ને જાવાના કંઈક કંઈ રે કોશ હા નીંદ પ્હેલાં.

૧૫-૭-'૬૩

['સંસ્કૃતિ', ઑક્ટોબર ૧૯૬૩] અનુવાદક: સુન્દરમ્

## વનરાજિએ શોભતાં

(વસંતતિલકા • મૃદંગ)

હું જાણું કોની વનરાજિ ખીલી અહીં આ.
છે ગામમાંહી ઘર તેનું મને ઊભો હ્યાં
આ તેની શાંત વનરાજિ-હિમે છવાઈ-ને
નીહાળતો ઘડીક વાર કદી ન જાણશે.

આ અશ્વને મુજ ખરે જ વિચિત્ર લાગે
કો ખેડૂના ઘર વિના અહીં સ્હેજ શોભતાં
થીજી ગયેલ સર ને વનરાજિ મધ્યે
રે વર્ષની સહુથી ઘેરી પ્રશાંત સાંજના.

એ કંઠની ઘુઘરી મંદ હલાવી ઝૂકતો
કૈં ભૂલ તો થઈ ગઈ નથી એમ પૂછતો.
આંહીં ન કોઈ ધ્વનિ; માત્ર વહે સમીર
આછો, સરે મસૃણ કૈં હિમ તેય ધીર.

સોહામણી સઘન આ વનરાજિ રોકે.
મારે અનેક પણ ધર્મ બજાવવા અરે,
નીંદે ઢળ્યા પૂરવ જાવું છ જોજનો હજી,
નીંદે ઢળ્યા પૂરવ જાવું છ જોજનો હજી.

['જનસત્તા', તા. ૯-૨-'૬૩] અનુવાદક: હેમન્ત દેસાઈ

# સમર્થ કૃતાર્થ શબ્દ

કવિતાની દુનિયા પણ એક રીતે જોઈએ તો, ફ્રોસ્ટે વર્ણવેલી વનરાજિ જેવી જ છે—lovely, dark and deep. એની પાસે ઘડીક વાર થોભનારને અવશ્ય પ્રસન્ન શાંતિ અને સૌન્દર્યનો અનુભવ થાય છે. તેથીસ્તો વ્યવહારની જંજાળનાં અનેક જટિલ બંધનો હોવા છતાં સ્વાભાવિકપણે જ રસિકજનો કવિતા પ્રત્યે આકર્ષાય છે. પરન્તુ કાવ્યને—ઉત્તમ કવિતાને ઉત્તમ રીતે પામવા માટે કાવ્યરસિકે પોતાની સમજ અને સજ્જતા ઉત્તરોત્તર વિકસાવતા રહેવું પડે છે. કાવ્યનો સાચો આસ્વાદ એ જ લઈ શકે છે જે કાવ્યને સારી પેઠે પામી શકે છે. અને કાવ્યને સારી પેઠે પામવા સારુ વાચકે નિષ્ઠાપૂર્વક કાવ્યનો નિકટ પરિચય કરવો પડે છે. કાવ્યનો પરિચય એટલે કવિના શબ્દનો પરિચય. આથી કોઈ પણ કાવ્યકૃતિ સાથે કામ પાડનારે પ્રથમથી જ એક મહત્ત્વની બાબત સ્વીકારીને જ ચાલવું પડે છે કે કાવ્યમાં પ્રયોજાયેલ શબ્દ માત્રનું, તે કાવ્યમાં, તેના સંદર્ભમાં, કોઇને કોઈ સાર્થક્ય હોય છે.

કવિના શબ્દના એ સાર્થક્યની દૃષ્ટિએ રોબર્ટ ફ્રોસ્ટનું આ કાવ્ય જોવા જેવું છે. કાવ્ય ઘણું સરળ છે (જો કે એની સરળતા છેતરામણી છે.) તોયે એના બે અનુવાદો આપ્યા છે જેની મદદથી એ બરોબર સમજી શકાશે. અલબત્ત, બન્ને અનુવાદને, પરસ્પર નહિ, મૂળ કૃતિ સાથે અલગ અલગ સરખાવાના છે એ ન ભુલાય.

આ કાવ્ય, એક સાંજે થોડાક સમય માટે હિમાચ્છાદિત વનરાજિ આગળ થોભતા—પોતાની ગાડી થોભાવતા, કોઈ ખેડૂતની લઘુ એકોક્તિ છે. બોલનાર જન—કદાચ કવિ પણ હોય—સૌંદર્યાનુભૂતિના વિસ્મયમાં થંભી જાય છે. જ્યારે અમુક જ જગાએ થોભવાને ટેવાયેલો એનો ઘોડો જુદી જ વૃત્તિથી આશ્ચર્ય પામે છે. અહીં થોભવાથી શો ફાયદો? અહીં શા માટે થોભવું જોઈએ? કાંઈ ભૂલ તો નથી થઈ?—આ પ્રશ્નો જાણે કે તે પૂછે છે! અશ્વની આવી વૃત્તિના નિરૂપણથી જણાય છે કે કવિએ વ્યવહારમગ્ન—દુનિયાદારી માણસના પ્રતિનિધિ તરીકે જ તેને મૂક્યો હોવો જોઇએ.—પણ ત્યારે, પ્રકૃતિ-સૌંદર્યથી પ્રભાવિત થઈ ભાવસૃષ્ટિમાં વિહરતા એ યાત્રિકને ય તરત જ દુન્યવી જવાબદારી સાંભરે છે!—ખ્યાલ આવે છે કે એને અનેક ધર્મ બજાવવાના છે. આમ, વ્યવહારજગતનો કાર્યરત માનવી, ઈચ્છા હોવા છતાં, પોતાના માર્ગમાં આવતાં રમણીય સ્થળે ઝાઝું થોભી શકતો નથી એ પરિસ્થિતિ અહીં આલેખાઈ છે.

ક્ષણિક મનઃસ્થિતિ આલેખતા આ કાવ્યની વાત અહીં પૂરી થઈ એમ માનીએ તો ચાલે. પણ નહિ, છેલ્લી પંક્તિની પુનરુક્તિ (જે કાવ્યની ખૂબી છે) એ સાદા અનુભવને એથી યે ઊંચી કોટિએ સ્થાપે છે. ને અનેક અર્થવર્તુળો વિસ્તરે છે. આયુષ્યના માર્ગમાં પ્રલોભક વિરામસ્થાન આવે છે ત્યારે, અંતિમ નિદ્રા (મૃત્યુ)ની સામે પ્રલંબ પથ (જવાબદારી)નું ભાન થતાં એકાએક કાર્યોદ્ધાર માટે તત્પર થઈ જતા માણસનો સહજ વેદનાભર નિશ્વાસ મને અહીં સંભળાય છે. બીજાને બીજા ભાવ અર્થ મળી શકે.

કાવ્યમાંથી આટલું (ઓછામાં ઓછું) ગ્રહણ કર્યા પછી એ વિચારવાનું રહે છે કે ભાવકના મનમાં એ વસ્તુનું સંક્રમણ કરવામાં કવિ શી રીતે સફળ થાય છે? કદાચ પોતાના શબ્દસામર્થ્ય—શબ્દસાર્થક્યથી જ. છંદ, લય, પ્રાસ, કલ્પન, પ્રતીક—આ બધી કવિની સામગ્રી છે. પણ તેનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ નથી. સંદર્ભમાં જ એ જે છે તે છે. એ સર્વ માટે શબ્દો જોઈએ છે—સમર્થ કૃતાર્થ શબ્દો. એવા શબ્દો જ કવિકૃતિને કાવ્યત્વ અર્પે છે. તો કવિના શબ્દો પ્રતિ જાગરુકતા (awareness) રાખીને કાવ્યનું પુનઃ પઠન કરવું લાભકર થશે.

પ્રથમ ચાર પંક્તિઓમાં વિરામ સ્થાનને નિર્દેશતું નર્યું કથન જ છે. પણ લય અને પ્રાસથી તે સુશ્લિષ્ટ થયેલ છે. તેમાં 'ઊ' અને 'ઈ'નાં આવર્તનો નોંધપાત્ર છે. બીજી ચાર પંક્તિઓમાં કથન આગળ વધે છે ને નિર્દિષ્ટ સ્થાનનું વર્ણન ઉમેરાય છે. શબ્દોની કરકસર તો સર્વત્ર વરતાય છે. અહીં વિશેષાર્થને લક્ષમાં લેતાં બે શબ્દો અગત્યના છે: Between અને darkest. ત્રીજી ટૂંકમાં, પહેલી

પંક્તિમાં 'gives...a shake' દ્વારા મૂગા પ્રાણીની વૃત્તિ બતાવી, ઘૂઘરીના રણકાર સિવાયના બીજા અવાજનો ઉલ્લેખ કરતાં કવિ સલૂકાઈથી વર્ણ્યસ્થાનની આકર્ષકતા– આહ્‌લાદક શાંતિ–સૌંદર્ય, દર્શાવે છે. એ પંક્તિઓમાં ઇન્દ્રિયગ્રાહ્ય કલ્પન (image) આછા સમીર અને ધીમેથી સરતા બરફનો અનુભવ કરાવે છે. અને છેલ્લી ટૂંકમાં રજૂ થયેલી વક્તાની વિવશતા 'lovely dark and deep' અને 'promises. to keep'ના વિરોધમાં રહેલી છે. અંતે પ્રાસ અને પુનરુક્તિ વડે 'sleep' શબ્દની સધાયેલી દ્રઢતા સમજાયા પછી વનરાજિનાં ઉપર્યુક્ત ત્રણે વિશેષણો પ્રતીક તરીકે જ વપરાયાં છે તે સ્પષ્ટ થાય છે. આ પ્રતીકયોજનાની જાણીતા વિવેચકોએ નોંધ લીધી છે:

"Frost's poems, some of the best of them, use natural symbols the reference of which we find it difficult to control......... In 'Stopping by woods,' 'miles to go before I sleep' is literally true of the traveler, we assume, but in the language of natural symbolism, to 'sleep' is to 'die'; and, if one couples by contrast the 'woods are lovely, dark and deep' (all three adjectives panegyric) with the moral and social check of promises to keep,' one can't wholly reject the passing, not insisted on, equation of aesthetic contemplation with some kind of ceasing to be as a responsible person ..........."*

કાવ્યની સમગ્ર આકૃતિની પકડથી જ શબ્દોની શક્તિની પ્રતીતિ થઈ શકે. એટલે કાવ્યના અનુભાવનમાં વાચક માટે સમજ અને કલ્પનાની ઘણી આવશ્યકતા રહે છે. અહીં સગવડ ખાતર થોડાક શબ્દો જુદા તારવી જોયા પરન્તુ તેમનું ખરું મહાત્મ્ય તો કવિએ રચેલી સૃષ્ટિમાં, તેમના નિશ્ચિત સ્થાને જ જોઈ-જાણી શકાય છે. કાવ્ય અંગેની આ અત્યંત મહત્ત્વની હકીકત સ્પષ્ટ કરવાના આશયથી જ આપેલા બન્ને અનુવાદો હવે મૂળ કૃતિથી થોડા દૂર રહ્યા હોય એમ લાગશે.

કવિના શબ્દોને પામ્યા વિના એકે અનુવાદ થયો નથી, થઈ પણ ન શકે. બન્ને અનુવાદ સમશ્લોકી અને છંદોબદ્ધ છે, તેમાં પોતપોતાની રીતે કાવ્યને શક્ય એટલું ઉતારવાનો સંનિષ્ઠ પ્રયત્ન છે. વળી અનુવાદક ખુદ કવિ છે. તેમ છતાં અહીં અનુવાદ મૂળ કૃતિ જેટલો રસાનુભવ કરાવવાની ક્ષમતા ધરાવે છે એમ કહી શકાશે નહિ. આ વસ્તુ અનુવાદકની અશક્તિ નહિ, મૂળ કવિની શક્તિ જ દર્શાવે છે. કાવ્યનું વક્તવ્ય અનુવાદમાં ઝીલી શકાય છે ખરું પણ તેનું કવિનિર્મિત સ્વરૂપ અન્ય ભાષામાં તો શું તેની તે ભાષામાં પણ, તેનું સૌન્દર્ય ખંડિત કર્યા વિના, અન્યથા રજૂ ન કરી શકાય. કેમકે કવિનો સમર્થ કૃતાર્થ શબ્દ હંમેશાં પરિવૃત્ત્યસહ (irreplaceable) હોય છે:

*

*Austin warren & René wellek in 'Theory of Literature' –p. 194–195

# ભારતીય અર્થકારણની રૂપરેખા-૭

## આયોજન

ન. ઉ. રાજગુરુ

[અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

ભારતમાં આયોજનનો પ્રારંભ – ભારતની પંચવર્ષીય યોજનાઓની રૂપરેખા.

**૧. પ્રાસ્તાવિક:** આયોજનના ખ્યાલથી આજે કોઈ પણ સરકાર અપરિચિત નથી. દુનિયાના ઘણા દેશોમાં આજે એક યા બીજા પ્રકારે આયોજનનો સ્વીકાર સિદ્ધાંતમાં અને વ્યવહારમાં, આર્થિક વિકાસના હેતુ માટે, થઈ રહ્યો છે. પ્રથમ શરૂઆત આજના સોવિયેત રશિયાએ કરી છે. રાજાશાહી રશિયાના રાજાને ગાદી ઉપરથી ઉઠાડીને, તમામ રાજ્યવ્યવસ્થામાં ધરમૂળથી ફેરફાર કરીને જે ક્રાંતિ સામ્યવાદીઓએ આણી તે સાથે સાથે જે નવા ક્રાંતિકારક વિચારો તેઓ લાવ્યા તેમાંનો આયોજનનો પણ એક ક્રાંતિકારક વિચાર જ છે. રશિયાએ પહેલી પંચવર્ષીય યોજના ઈ. સ. ૧૯૨૮માં શરૂ કરી ત્યારે દુનિયાભરમાં આયોજનથી આર્થિક વિકાસની શરૂઆત કરનાર રશિયા જ પ્રથમ રાષ્ટ્ર હતું. ત્યાર પછી ઘણાં રાષ્ટ્રોએ આ અભિનવ પ્રયોગને અપનાવી લીધો છે. જે જે પ્રદેશોમાં માર્ક્સવાદી સમાજરચના અમલમાં મુકાઈ રહી છે ત્યાં તો આયોજન છે જ પરંતુ તાજેતરમાં સ્વતંત્ર થયેલાં અને થતાં આફ્રિકા અને એશિયા તેમજ લેટિન અમેરિકાનાં ઘણાં રાષ્ટ્રોમાં સરકારોએ આયોજનની પદ્ધતિ આર્થિક વિકાસ હાંસલ કરવા માટે અપનાવી છે. આમ આર્થિક વિકાસ કરવાના એક સાધન તરીકે આયોજનનો વિકલ્પ આજે સામાન્ય બની ગયેલો છે.

આયોજનને વિશાળ દૃષ્ટિએ તપાસતાં પશ્ચિમનાં મૂડીવાદી સમાજ વ્યવસ્થાવાળાં અર્થતંત્રોમાં પણ, આયોજનનો સ્વીકાર થયેલો છે. ઈ. સ. ૧૯૨૯માં જ્યારે અમેરિકામાં ભારે મોટી મંદી આવી પડી ત્યારે ઈ. સ. ૧૯૩૩માં સત્તા પર આવેલા પ્રમુખ રૂઝવેલ્ટે અમેરિકાના અર્થતંત્રમાંથી મંદીને ખાળવા જે પ્રયાસો કર્યા તે પ્રયાસો એક પ્રકારનું આયોજન હતું. આમ આયોજનનો આજે લગભગ સર્વસામાન્ય સ્વીકાર થયેલો જોવામાં આવે છે.

પરંતુ, હાલના તબક્કે પશ્ચિમના મૂડીવાદી ગણાતાં અર્થતંત્રોમાં આર્થિક વિકાસની જે પદ્ધતિ અમલમાં આવી છે તે પદ્ધતિ આયોજિત અર્થતંત્રવાળા દેશોની આર્થિક વિકાસની પદ્ધતિ કરતાં ભિન્ન છે. જે પ્રકારનું આયોજન સામ્યવાદી રાષ્ટ્રોમાં ચાલે છે અને ભારત જેવા પછાત પ્રદેશોમાં ચાલે છે તેમાં વ્યક્તિની બે મૂળભૂત આર્થિક સ્વતંત્રતાઓ પર કાપ મુકાય છે. વ્યક્તિને પોતાને ઠીક લાગે તે પ્રકારનો વ્યવસાય કરીને કમાણી કરવાની છૂટ હોવી જોઈએ અને પોતે જે કમાણી કરે એટલે કે આવક ઉપજાવે તેનો ઉપયોગ કરવા માટે તેને પૂરી સ્વતંત્રતા આપવી જોઈએ. આમ, ઉત્પાદનની એટલે કે વ્યવસાયની પસંદગીની અને વપરાશની એમ બે પ્રકારની સ્વતંત્રતાનાં પ્રમાણ અને પ્રકારનું અસ્તિત્વ તે અર્થતંત્રના આયોજનનો પ્રકાર દર્શાવે છે. પશ્ચિમના મૂડીવાદી દેશોમાં આ બન્ને પ્રકારની સ્વતંત્રતા પ્રજાને આપવામાં આવે છે. વપરાશ અને ઉત્પાદનના ક્ષેત્રે પૂરી છૂટ છે. આથી આવા અર્થતંત્રને "મુક્ત અર્થતંત્ર"ના નામે પણ ઓળખવામાં આવે છે. અહીં કોઈ કેન્દ્રીય કે મધ્યસ્થ સંસ્થા આયોજનનો કાર્યક્રમ ઘડીને તેને પ્રજા ઉપર મૂકતી નથી. અહીં આવા પ્રકારનું આયોજન નથી. અહીં દરેક વપરાશ કરનાર વ્યક્તિ અને દરેક ઉત્પાદક પોતાની જરૂરિયાત પૂરતું આવક-જાવકનું વ્યક્તિગત આયોજન કરી લે છે.

બીજી બાજુ છે સંપૂર્ણ કેન્દ્રિત પ્રકારનું આયોજન જે રશિયા જેવા દેશમાં જોવા મળે છે. અહીં વપરાશની કે ધંધાની પસંદગીની છૂટ જરા પણ નથી. રાજ્ય નક્કી કરી આપે તે વ્યવસાય અપનાવવાનો અને રાજ્ય જે વસ્તુઓ આપે તે વાપરવાની. જે આવક થાય તે આવકમાંથી સંગ્રહ ન થઈ શકે અને ખાનગી માલિકીનાં ખેતરો કે કારખાનાંઓ કે બૅન્કો ઊભાં થઈ શકે નહિ. આવા અર્થતંત્રમાં ઉત્પાદનનાં તમામ સાધનો સરકારની માલિકીનાં છે. આવા અર્થતંત્રમાં સરકારનો ઈજારો સર્વત્ર ફેલાયેલો દેખાય છે. સરકાર કેન્દ્રીય કે મધ્યસ્થ

સંસ્થા તરીકે આયોજન તૈયાર કરે છે અને આખા રાષ્ટ્રની પ્રજાને આવા આયોજનનો ઇચ્છા-અનિચ્છાએ પણ સ્વીકાર કરવો જ પડે છે, અને આર્થિક વિકાસના મધ્યસ્થ સંસ્થાએ તૈયાર કરેલા કાર્યક્રમમાં પ્રજાએ બંધ-બેસતું થવું જ પડે છે. અહીં વ્યક્તિગત આયોજનને કોઈ અવકાશ નથી. રાષ્ટ્રની દરેક વ્યક્તિને માટે મધ્યસ્થ સંસ્થા પોતે જ રાષ્ટ્રીય આયોજન ઘડી કાઢે છે.

ભારત જેવા દેશોમાં જે આયોજન ચાલે છે તે ઉપરના બે પ્રકારો કરતાં ભિન્ન છે. ઉપરના બન્ને પ્રકારોના દોષોને દૂર રાખીને ગુણોનું સંમિશ્રણ કરીને આયોજનનો પ્રયાસ ભારતમાં થાય છે. આ પ્રયાસ હજુ સુધી સફળ થયો નથી, તે આપણે આ પ્રકરણમાં આગળ જોઈશું. ભારતમાં એવું નક્કી કરવામાં આવ્યું છે કે વ્યક્તિને પૂર્ણ સ્વાતંત્ર્ય કે સંપૂર્ણ છૂટ ઉત્પાદન કે વપરાશના ક્ષેત્રે નહિ અપાય તેમ જ તેની વપરાશ અને ઉત્પાદનની સ્વતંત્રતા ઉપર સંપૂર્ણ કાપ પણ નહિ મુકાય એવી કોઈ વ્યવસ્થા ઊભી કરવાનો પ્રયાસ છે. માત્ર નફા માટે જ ઉત્પાદન કે માત્ર મોજમજા ખાતર કિંમતી વસ્તુઓની મનફાવે તેવી વપરાશ માટે છૂટ આપવામાં ન આવે. વળી, વ્યક્તિને પોતાની આવકનો જેમ ઉપયોગ કરવો હોય, જે વ્યવસાયની પસંદગી કરવી હોય તેની પણ છૂટ આપવામાં આવે. એક મધ્યસ્થ સંસ્થાના આયોજનના કાર્યક્રમો ઉપર પ્રજા ફેરફારો કરાવે અને પ્રજાનાં સૂચનોથી તૈયાર થયેલ યોજના લોકોના જ સહકારથી અમલમાં મૂકવાનો પ્રયાસ થાય. આમ ઉપર જોયેલી બન્ને પ્રથાનાં સારાં પાસાંઓને વણી લેવાનો અહીં પ્રયાસ છે. ઉત્પાદનનાં અમુક ક્ષેત્રો એવાં છે જ્યાં સરકાર પોતે જ ઉત્પાદન કરશે. સંરક્ષણ ઉત્પાદન, ચાવીરૂપ ઉદ્યોગો કે સેવાઓના ક્ષેત્રે સરકાર ખાનગી સાહસને પ્રવેશ ન આપે અને જાહેર સાહસને દાખલ કરે. વળી, અમુક ક્ષેત્રોમાં (દા. ત., ખેતી, વપરાશી માલનું ઉત્પાદન વગેરે) ખાનગી સાહસને ઉત્પાદન માટે છૂટ આપવામાં આવે. આવા પ્રકારની મિશ્ર વ્યવસ્થા ઊભી કરવાનો અહીં પ્રયાસ છે માટે ભારતના અર્થતંત્રને મિશ્ર અર્થતંત્રના નામે પણ ઓળખવામાં આવે છે. આવા મિશ્ર અર્થતંત્રના માળખામાં આયોજન કેમ ચાલી રહ્યું છે તેનો આપણે અભ્યાસ કરવાનો છે.

ભારતની અત્યારની પંચવર્ષીય યોજનાઓની ચર્ચાની શરૂઆત કરીએ ત્યાર પહેલાં ભારતમાં આયોજનના ઈતિહાસ વિષે ટૂંકમાં તપાસ કરવા પ્રયાસ કરીએ.

ભારતના આર્થિક સામર્થ્યની વૃદ્ધિને માટે થયેલા પ્રયાસો અને આર્થિક આયોજનના પ્રયાસો વચ્ચે ઘણું સામ્ય છે. ભારતને સ્વાતંત્ર્ય મળ્યું ત્યાર પહેલાંથી આ દિશામાં પ્રયાસો તો શરૂ થયેલા હતા જ. છેક ઈ. સ. ૧૮૭૬માં રાષ્ટ્રવીર દાદાભાઈ નવરોજીએ આ દેશની રાષ્ટ્રીય આવકની ગણતરી સૌ પ્રથમ કરી અને ગરીબાઈનાં કારણોનું પૃથક્કરણ કર્યું. પણ, અંગ્રેજ સરકારના વહીવટ હેઠળના ભારતમાં ગરીબાઈ અને બેકારી નિવારણ માટે કોઈ પગલાં લેવામાં આવ્યાં નહિ. આયોજનના ક્ષેત્રે વ્યવસ્થિત પ્રયાસ ભારતમાં પ્રથમ શરૂ કરવાનું માન ભારતના જાણીતા ઈજનેર અને રાજનીતિજ્ઞ શ્રી. વિશ્વેશ્વરૈયાને ફાળે જાય છે. તેમણે ભારતના આર્થિક વિકાસને માટે એક યોજના તૈયાર કરી હતી. આ યોજનામાં શુદ્ધ તાર્કિક દૃષ્ટિએ અર્થતંત્રનાં પરિબળોની ચર્ચા કરવામાં આવી, અને અમુક હકીકતોની સ્પષ્ટ રજૂઆત કરવામાં આવી.

ઉપર જણાવ્યા પ્રમાણેના પ્રયત્ન પછી ઈ. સ. ૧૯૪૩માં મુંબઈ ખાતે આઠ અગ્રગણ્ય ઉદ્યોગપતિઓએ મળીને એક યોજના ઘડી કાઢી. આ યોજના "મુંબઈ યોજના (Bombay Plan)"ને નામે ઓળખાય છે. આ યોજના ૧૫ વર્ષ માટેની હતી અને કુલ ખર્ચ રૂા. ૧૦,૦૦૦ કરોડનું અંદાજવામાં આવ્યું હતું. આ યોજનામાં ઉદ્યોગોને ખાસ વિશિષ્ટ સ્થાન આપવામાં આવ્યું હતું.

આ પછી જાણીતા માનવતાવાદી શ્રી. એમ. એન. રોય દ્વારા એક યોજના તૈયાર થઇ. આ યોજના દસ વર્ષ માટેની હતી અને રૂા. ૧૫,૦૦૦ કરોડનો કુલ ખર્ચ કરવાનો લક્ષ્યાંક હતો. આ યોજનામાં ખેતીને, વપરાશી માલના ઉદ્યોગોને અને સમાજસેવાના ક્ષેત્રને મહત્ત્વ અપાયું હતું. રાષ્ટ્રની આમજનતાના ભલાનું ધ્યેય આ યોજના સમક્ષ હતું એટલે આ યોજના "જનતાની યોજના (Peoples Plan)" તરીકે ઓળખાય છે.

આમ એક પછી એક એવા પ્રયાસો આયોજન માટે ભારતમાં થયા હતા, પરંતુ આ યોજનાઓ મહદ્ અંશે વ્યક્તિઓની યોજનાઓ હતી અને ઉપરાંત દેશ પણ પરતંત્ર

હતો એટલે આ યોજનાઓ અમલમાં મૂકી શકાઈ નહીં.

ઉપર જે પ્રયાસો આયોજનના ક્ષેત્રે આપણે જોયા તે બધા વ્યક્તિગત પ્રયાસો હતા. સામૂહિક કહી શકાય તેવો પ્રયાસ થયો હજુ સુધી જાણ્યો નહોતો. પરંતુ ઇ. સ. ૧૯૩૮માં તક મળી કે તરતમાં જ હિંદી રાષ્ટ્રીય મહાસભા (Indian National Congress) પક્ષના આગેવાનોએ મળીને આર્થિક વિકાસના ખ્યાલને મૂર્ત સ્વરૂપ આપવા માટે 'રાષ્ટ્રીય આયોજન સમિતિ'ની રચના કરી અને ભારતના હાલના વડા પ્રધાનને તેના પ્રમુખ બનાવ્યા હતા. આ સમિતિએ આયોજનને લગતું થોડુંક કામ કર્યું ત્યાં તો બીજા વિશ્વયુદ્ધને કારણે કામમાં રુકાવટ આવી. છતાં આ સમિતિએ લગભગ ૨૫ જેટલા અહેવાલો તો તૈયાર કરી નાંખ્યા.

સત્તાની સંપૂર્ણ સોંપણી થયા પહેલાં પણ વચગાળાની સરકારે સલાહકારી આયોજન બોર્ડની રચના કરી હતી. આ બોર્ડની એક મહત્ત્વની ભલામણ એ હતી કે રાષ્ટ્રના આર્થિક ક્ષેત્રે સતત અને પૂરતું ધ્યાન આપી શકે તેવા એક આયોજન પંચની નિમણૂક કરવી. અને આ છે આપણા આજના આયોજન પંચની ઉત્પત્તિનું મૂળસ્થાન. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીનાં ત્રણેક વર્ષ દેશની રાજકીય અને વહીવટી બાબતોની સુધારણા પાછળ ગયાં. બંધારણ ઘડયું અને તેનો સ્વીકાર થયો અને દેશી રજવાડાંઓ વગેરેને એકત્ર કરી રાષ્ટ્રને વધુ સુયોગ્ય ઘટક બનાવાયું. ભારતના બંધારણના "રાજ્યનીતિના માર્ગદર્શક સિદ્ધાંતો"ના પ્રકરણમાં પ્રજાના આર્થિક સામર્થ્યની વૃદ્ધિ વિષે ઠીકઠીક વાતો લખી છે. આથી પ્રજાની આર્થિક શક્તિ વધે તે રાજ્યની જવાબદારી બની. આથી બંધારણમાં સ્વીકૃતિ પામેલ સિદ્ધાંતોને વ્યવહારમાં અમલી બનાવવા માટે માર્ચ ૧૯૫૦માં 'રાષ્ટ્રીય આયોજન પંચ'ની સ્થાપના કરવામાં આવી. ત્યારથી આયોજન પંચે પોતાનું કામ શરૂ કરી દીધેલું છે.

રાષ્ટ્રીય સંસદના કાયદા દ્વારા જે કામગીરી આયોજન પંચને સોંપવામાં આવી છે તે નીચે પ્રમાણે રજૂ કરી શકાય :–

(૧) રાષ્ટ્રની ભૌતિક અને માનવસંપત્તિનો અંદાજ કાઢવો અને જરૂરિયાતોના પ્રમાણમાં જેટલે અંશે સાધનો અપૂરતાં જણાય તેટલે અંશે તેના વિકાસની વિવિધ શક્યતાઓની તપાસ કરવી.

(૨) રાષ્ટ્રનાં સાધનોનો ગુરુત્તમ અને બની શકે તેટલો સમતોલ ઉપયોગ કરે તેવી યોજના ઘડવી.

(૩) ઉપર્યુક્ત યોજનામાં કાર્યક્રમોની કક્ષા તથા ક્રમ નક્કી કરવો અને તેથી યોજનાને તેના વિવિધ તબક્કાઓમાં વહેંચીને દરેક તબક્કાને માટે યોગ્ય પ્રમાણમાં સાધનોની ફાળવણી કરવી.

(૪) આર્થિક વિકાસને અવરોધક પરિબળોનો નિર્દેશ કરવો અને યોજનાના સફળ અમલ માટે જરૂરી સામાજિક તેમજ રાજકીય વાતાવરણનું નિદર્શન કરવું, અને આયોજનની સફળતા માટે જરૂરી વ્યવસ્થાતંત્રનું સૂચન કરવું.

(૫) યોજનાના દરેક તબક્કામાં થયેલ કાર્યનું મૂલ્યાંકન' કરવું અને આ મૂલ્યાંકનને આધારે નીતિ તેમજ વ્યવહાર વચ્ચેના તફાવતને ઘટાડવાનાં પગલાંઓ બતાવવાં, તેમજ વારંવાર જ્યારે જ્યારે કેન્દ્ર સરકાર કે રાજ્ય સરકારો સૂચવે ત્યારે વિશિષ્ટ પ્રશ્નોના નિરાકરણ માટે અભ્યાસ કરી તેના માર્ગો દર્શાવવાં.

ઉપર મુજબની કામગીરી ફળીભૂત કરવા માટે જે બે પંચવર્ષીય યોજનાઓ અમલમાં આવી ગઈ છે તે તથા જે ત્રીજી યોજના આજે અમલમાં મુકાઇ રહી છે તેના તુલનાત્મક અભ્યાસનો આપણે પ્રયાસ કરીએ. ભારતની કોઈ પણ યોજનાને પૃથક્કરણ માટે મુખ્ય ચારપાંચ વિભાગમાં વહેંચી શકાય. આપણે આ વિભાગોને યોજનાવાર તુલનામાં તપાસીશું.

## ૨. ભારતની પંચવર્ષીય યોજનાઓ :–

ભારતની યોજનાઓની સમય-મર્યાદા નીચે પ્રમાણે છે

| **પ્રથમ યોજના** | **બીજીયોજના** | **ત્રીજી યોજના** |
|---|---|---|
| ૧ એપ્રિલ ૧૯૫૧ | ૧ એપ્રિલ ૧૯૫૬ | ૧ એપ્રિલ ૧૯૬૧ |
| થી | થી | થી |
| ૩૧ માર્ચ ૧૯૫૬ | ૩૧ માર્ચ ૧૯૬૧ | ૩૧ માર્ચ ૧૯૬૬ |

દરેક યોજનાને પાંચ પાંચ વર્ષના તબક્કામાં વહેંચવામાં આવેલ છે. બે યોજનાઓ સમયની દૃષ્ટિએ પૂરી થઈ છે અને ત્રીજી યોજના ચાલુ છે.

હવે આપણે ત્રણે પંચવર્ષીય યોજનાઓનાં ધ્યેયો અને આ ધ્યેયોની સ્વીકૃતિ કરાવનાર પરિબળ તરીકે યોજના પહેલાની પૂર્વભૂમિકારૂપે રહેલી આર્થિક અને રાજકીય પરિસ્થિતિની ચર્ચા કરીએ.

## પ્રથમ પંચવર્ષીય યોજનાનાં ધ્યેયો અને પૂર્વભૂમિકા

(૧) ઉત્પાદનમાં વધારો અને

(૨) આર્થિક અસમાનતામાં ઘટાડો.

ઉપર જણાવેલાં બે ધ્યેયો નક્કી કરવા પાછળ પૂર્વભૂમિકારૂપે વિશિષ્ટ પરિસ્થિતિ અસ્તિત્વમાં હતી. બીજા મહાયુદ્ધે દુનિયાનાં ઘણાં અર્થતંત્રોને જેમ આંચકા આપ્યા તેમ ભારતના અર્થતંત્રને પણ સારા આંચકાઓ આપ્યા હતા. યુદ્ધને કારણે વિશાળ પ્રમાણમાં યંત્રસામગ્રીનાં ભાગો ટુકડે અર્થતંત્રમાં ફરતાં થઈ ગયાં હતાં અને માલ-સામાનની નિકાસ થવાને કારણે દેશના જ અર્થતંત્રમાં ભારે તંગી જણાતી હતી. વપરાશી માલની ભારે તંગી હતી. તેમ જ કાચા માલની પણ ભારે તંગી હતી. ઈ. સ. ૧૯૩૭માં બર્મા ભારતથી જુદું પડ્યું એટલે ચોખાના પુરવઠા ઉપર અસર પડી. ઈ. સ. ૧૯૪૭માં પાકિસ્તાનને પંજાબ, બંગાળ અને સિંધના ફળદ્રુપ પ્રદેશો આપી દેવા પડયા. આ પ્રદેશો અનાજના કોઠારો તરીકે જાણીતા હતા. એટલે ઈ. સ. ૧૯૪૭થી ભારતમાં ચોખા ઘઉં તથા કપાસની આયાતમાં ભારે મુશ્કેલી જણાતી હતી. અનાજ અને કાચા માલના ક્ષેત્રે આથી ખેંચ જણાતી હતી.

આ ઉપરાંત યુદ્ધને લીધે તેમ જ બ્રિટિશ સરકારની નીતિને લીધે દેશના અર્થતંત્રમાં ઇજારાશાહી અને નફાખોરીને લીધે આવક અને સંપત્તિની ભારે અસમાનતા ઉપસ્થિત થઈ હતી, અને અસામાજિક તત્ત્વો જેવાં કે કાળાબજાર વગેરે આર્થિક ક્ષેત્રે ભારે દબાણ કરી રહ્યાં હતાં. આમ લગભગ દરેક વસ્તુઓની માંગ અને પુરવઠાનાં પરિબળો વચ્ચે મોટી અસમતુલા ઉપસ્થિત થઇ હતી. આથી સરકારની પ્રાથમિક ફરજ એ હતી કે આ અસમતુલાનું નિવારણ કરવું અને સામાન્ય પરિસ્થિતિને વિકાસને યોગ્ય એવી પૂર્વભૂમિકા તરીકે તૈયાર કરવી. જો ખેતીવાડી ઉપર પ્રથમ ભાર દેવાય તો ખેતોત્પાદનના ક્ષેત્રે મુશ્કેલીઓનું નિવારણ થતાં ઉદ્યોગોના વિકાસની ભૂમિકા રચાય. આથી પ્રથમ યોજનામાં ખેતીવાડી ઉપર જ ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. પણ અગત્યનો મુદ્દો એ છે કે રાજકીય અને આર્થિક દૃષ્ટિએ જે મુશ્કેલીઓ હતી તેના સામના માટે ઉત્પાદનમાં વૃદ્ધિ એ જ એક ઉપાય હતો. અને તે સાથે અસમાનતામાં ઘટાડો કરવાનું ધ્યેય પણ સાથે સાથે જ નજર સમક્ષ રાખવામાં આવ્યું હતું. આ માટે ઔદ્યોગિક નીતિ, કરવેરાની નીતિ, નાણાકીય નીતિ વગેરે સાધનોનો ઉપયોગ એવી રીતે કરવાનું વિચારવામાં આવ્યું જે અસમાનતા વિરોધી પરિબળો અર્થતંત્રમાં કામ કરતાં શરૂ કરે.

## દ્વિતીય પંચવર્ષીય યોજનાનાં ધ્યેયો અને પૂર્વભૂમિકા

(૧) રાષ્ટ્રીય આવકમાં (૨૫%નો) વધારો,

(૨) ભારે અને પાયાના ઉદ્યોગોના પ્રભુત્વવાળું ઝડપી ઔદ્યોગીકરણ,

(૩) રોજગારીની તકોમાં વધારો અને

(૪) આવક અને સંપત્તિની અસમાનતામાં ઘટાડો

પ્રથમ યોજનાનાં ધ્યેયો ઉપરાંત બીજાં ધ્યેયો પણ બીજી યોજનામાં સ્વીકારવામાં આવ્યાં છે. ઉત્પાદનમાં વધારો કરવાનું કામ તથા આવક અને સંપત્તિની અસમાનતામાં ઘટાડો કરવાનું કામ તો ધ્યેયો તરીકે ચાલુ જ રહે છે. પરંતુ બીજી યોજનામાં એક વાતની વધુ સ્પષ્ટતા કરવામાં આવે છે કે ઉત્પાદનનો વધારો પ્રતિવર્ષ ૫%નો એટલે કે પૂરાં પાંચ વર્ષો દરમિયાનમાં રાષ્ટ્રીય આવકમાં ૨૫%નો વધારો કરવાનું સ્પષ્ટ ધ્યેય સ્વીકારવામાં આવ્યું. આ સ્પષ્ટતા થવા પાછળ મહત્ત્વનું પરિબળ કામ કરી ગયું છે. પ્રથમ યોજનાના ગાળા દરમિયાન રાષ્ટ્રીય આવક ૧૦% વધશે એમ ધારણા હતી અને વાસ્તવિક વધારો ૧૮%નો માલૂમ પડ્યો. આ ગણનાપાત્ર વધારા પાછળ સરકારના આયોજનનું કારણ જ જવાબદાર છે એમ મનાવા લાગ્યું. હકીકતમાં તો આ સમય દરમિયાન કુદરતે પોતાનું કામ કર્યું હતું. આથી પ્રેરાઈને બીજી યોજનામાં રાષ્ટ્રીય આવકના ક્ષેત્રે વાર્ષિક ૫%ના વધારાનું ધ્યેય સ્વીકારવામાં આવ્યું.

પ્રથમ યોજના દરમિયાન ખેતીવાડી ક્ષેત્રે સારી સફળતા દેખાઈ. આ સફળતા મહદ્ અંશે કુદરતને જ આભારી હતી, તેને બદલે આયોજનને જ આભારી છે એમ સરકારપક્ષે અભિપ્રાય હતો. આથી એવું માનવામાં

આવ્યું કે રાષ્ટ્રને માટે જરૂરી અનાજ અને કાચા માલના ઉત્પાદનમાં રાષ્ટ્ર સ્વાવલંબી થઈ ગયું છે અને ખેતીવાડી સ્વાવલંબી ક્ષેત્ર બની ગયું છે. અને હવે ખેતીવાડી ઉપરથી ઉદ્યોગો ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાની જરૂર છે એમ અભિપ્રાય બંધાયો. આથી બીજી યોજનામાં સરકારે નક્કી કર્યું કે હવે ઔદ્યોગીકરણનો સમય પાકી ગયો છે. એટલું જ નહિ પણ આ ઔદ્યોગીકરણ ઝડપી હોવું જરૂરી છે અને તે ઉપરાંત ઔદ્યોગીકરણમાં ભારે અને પાયાના ઉદ્યોગોનું પ્રભુત્વ હોવું પણ જરૂરી છે એમ સરકાર પક્ષ માનવા લાગ્યો. અને તેથી જ આ નવો મુદ્દો ધ્યેય તરીકે સ્વીકારવામાં આવ્યો છે.

બીજી યોજનાની શરૂઆત સમયે બેકારીના પ્રશ્ને ભારે ઉહાપોહ મચાવ્યો. સરકારે બેકારી વિષેના આંકડાઓ બહાર પાડ્યા એટલે લોકોનું ધ્યાન તે તરફ જ દોરાયું. સરકારનું ધ્યાન પણ બેકારીના પ્રશ્ન પર દોરાયું, અને બેકારીનિવારણના ધ્યેયનો આયોજનમાં સ્વીકાર કરવામાં આવ્યો. રોજગારીની તકોમાં વૃદ્ધિ કરવી એટલે માનવ-બળનો ઉપયોગ કરવો.

## તૃતીય પંચવર્ષીય યોજનાનાં ધ્યેયો અને તેની પૂર્વભૂમિકા:

(૧) રાષ્ટ્રીય આવકમાં (૨૫%નો) વધારો

(૨) અનાજ અને કાચા માલના ઉત્પાદનમાં સ્વાવલંબન

(૩) લોખંડ, બળતણ, વીજળી વગેરે પાયાના ઉદ્યોગોનો વિસ્તાર

(૪) રોજગારીની તકોમાં વધારો અને માનવશક્તિનો ઉપયોગ, અને

(૫) આવક અને સંપત્તિની અસમાનતામાં ઘટાડો.

બીજી યોજનાની સફળતા ઘણી જ મર્યાદિત માલૂમ પડી. આથી, બીજી પંચવર્ષીય યોજનામાં રાષ્ટ્રીય આવકનું જે ધ્યેય નક્કી કરવામાં આવ્યું હતું તે જ ધ્યેય ત્રીજી યોજનામાં પણ નક્કી કરવામાં આવ્યું. પાંચ વર્ષના ગાળામાં ૨૫%નો રાષ્ટ્રીય આવકનો વધારો બીજી યોજનામાં ધાર્યો હતો તે માત્ર ૧૮%નો જ માલૂમ પડ્યો. આથી ત્રીજી યોજનામાં તે જ ધ્યેયનો સ્વીકાર કરવામાં આવ્યો, અને તેથી વધુ રાષ્ટ્રીય આવકના ધ્યેયનો સ્વીકાર કરવામાં આવ્યો નહિ. આવક અને સંપત્તિની અસમાનતા ચાલુ જ રહી હતી એટલે એ ધ્યેયને પ્રથમ યોજના તેમજ બીજી યોજના માફક જ ચાલુ રાખવામાં આવ્યું.

બેકારીના પ્રમાણમાં ભારે વધારો થયેલો હતો. અને રાષ્ટ્રની માનવસંપત્તિનો યોગ્ય ઉપયોગ થઈ શકતો નહોતો. વળી, બેકારીના પ્રશ્નની તીવ્રતાએ પ્રજામાનસ ઉપર પણ ભારે અસર કરી હતી. આથી, આ ધ્યેયને પડતું મૂકવાનું શક્ય જ નહોતું. આમ, ત્રીજી યોજનામાં બીજી યોજના માફક જ આ ધ્યેયનો સ્વીકાર કરવામાં આવ્યો.

પણ ત્રીજી યોજનાનાં ધ્યેયોમાં મહત્ત્વની બાબત છે બે નવા મુદ્દાઓનું ઉમેરણ. બીજી યોજનાની સફળતા પૂરી ન થવા પાછળ અનાજ અને કાચા માલની તંગીનો પ્રશ્ન જવાબદાર હતો. મહામૂલ્યવાન વિદેશી હૂંડિયામણનો ઉપયોગ અનાજ અને કાચા માલને પરદેશથી મંગાવવામાં જતો હતો. ખેતીવાડીની ઉત્પાદનશક્તિ રજા આપે તે કરતાં વધુ ઝડપે અને વધુ પ્રમાણમાં ઔદ્યોગીકરણનો કાર્યક્રમ બીજી યોજનામાં ઉપાડ્યો હતો અને પરિણામે અનાજ અને કાચા માલની (ખેતવિષયક વેચાણ યોગ્ય વધારાની) તીવ્ર તંગી માલૂમ પડી હતી. તેથી ત્રીજી યોજનામાં અનાજ અને કાચા માલના ઉત્પાદનમાં સ્વાવલંબનના મુદ્દાનો પ્રત્યક્ષ રીતે ધ્યેય તરીકે સ્વીકાર કરવામાં આવ્યો.

બીજી યોજનાના સમય દરમ્યાન બળતણની અને વીજળીની ભારે ખેંચ માલૂમ પડી હતી. કોલસાની તંગી બીજી યોજના દરમ્યાન એકદમ સામાન્ય બની. વાહન-વ્યવહાર વધતા જતા ટ્રાફિકને જાળવી ન શકવાથી ઘણાં બધા પ્રદેશોમાં કોલસાની તંગી માલૂમ પડી. કોલસાને અભાવે વીજળીની પણ તંગી માલૂમ પડી. બળતણનો અને વીજળી શક્તિનો જેટલો પુરવઠો રાષ્ટ્રનાં સાધનો આપી શકે તેમ હતાં તે કરતાં વધુ પ્રમાણમાં અને વધુ ઝડપી ઔદ્યોગીકરણ હાથ ધરવામાં આવ્યું. આથી જેમ અનાજ અને કાચા માલના ક્ષેત્રે બન્યું તેમ જ આ ક્ષેત્રે પણ પુરવઠાની ખેંચની કટોકટી જણાઈ. આથી, આના ઉપર પણ આયોજનનું ધ્યાન ખેંચાતાં લોખંડ, બળતણ, વીજળી વગેરે પાયાના ઉદ્યોગોના વિસ્તારને એક ધ્યેય તરીકે સ્વીકારવામાં આવ્યો. આ મુદ્દો નવો

જ ઉમેરવામાં આવ્યો છે.

અત્યાર સુધીમાં આપણે યોજનાઓનાં ધ્યેયો અને આ ધ્યેયો નક્કી કરાવનાર પરિસ્થિતિની વિગતો તપાસી. હવે આપણે યોજનાઓના ખર્ચની તુલનાત્મક દૃષ્ટિએ ચર્ચા કરીએ.

### ૩. યોજનાઓમાં ખર્ચના લક્ષ્યાંકો

પહેલી, બીજી અને ત્રીજી એમ દરેક યોજનામાં નીચે જણાવ્યા પ્રમાણે ખર્ચની ફાળવણી કરવામાં આવી હતી.

| પ્રથમ યોજના | બીજી યોજના | ત્રીજી યોજના |
|---|---|---|
| રૂ. ૩૭૬૦ કરોડ | રૂ. ૭૭૦૦ કરોડ | રૂ. ૧૧,૬૦૦ કરોડ |

આ ખર્ચને ચાલુ ખર્ચ અને મૂડીનિર્માણના ખર્ચ તરીકે, એમ બે વિભાગમાં વહેંચવામાં આવેલ છે જે ટકાવારીમાં નીચે આપેલ છે.

| યોજના | મૂડીનિર્માણ ખર્ચ | ચાલુ ખર્ચ |
|---|---|---|
| પ્રથમ યોજના | ૮૯ | ૧૧ |
| બીજી યોજના | ૮૮ | ૧૨ |
| ત્રીજી યોજના | ૯૧ | ૯ |

ઉપર આપેલા આંકડાઓ જણાવે છે કે યોજનાઓનું કુલ ખર્ચનું પ્રમાણ ઉત્તરોત્તર વધતું જાય છે. અને કુલ ખર્ચને બે વિભાગમાં વહેંચતાં મૂડીનિર્માણનું ખર્ચ ૧% જેટલું બીજી યોજનામાં ઘટીને પાછું ત્રીજી યોજનામાં વધી ગયેલું માલૂમ પડે છે. આ જ રીતે ચાલુ ખર્ચનું પ્રમાણ બીજી યોજનામાં ૧% વધીને ત્રીજી યોજનામાં ઘટી ગયેલું છે, એ એક સુખદ પરિસ્થિતિનું દર્શન કરાવે છે. ચાલુ ખર્ચ તો ઘણુંખરું વહીવટી ખર્ચ જ છે અને તેમાં વધારે પ્રમાણમાં રાષ્ટ્રનાં સાધનો વપરાય તેના કરતાં મૂડીનિર્માણમાં જ વપરાય તે વધુ ઇચ્છનીય છે. આ દૃષ્ટિએ ચાલુ ખર્ચની ફાળવણીમાં ત્રણ ટકાનો ઘટાડો અને રોકાણ માટે ત્રણ ટકાનો વધારો એ સુધારાની પરિસ્થિતિનું સૂચન કરે છે.

હવે આપણે ત્રણે યોજનાઓમાં જાહેર વિભાગ અને ખાનગી વિભાગ વચ્ચે થયેલ ખર્ચની ફાળવણી તપાસીએ. ચાલુ ખર્ચની રકમને બાજુ પર મૂકી મૂડી-રોકાણના ખર્ચની ફાળવણી બે વિભાગોમાં કેવા પ્રકારની છે તે તપાસીએ. ટકાવારીની દૃષ્ટિએ આ ખર્ચની ફાળવણી નીચે જણાવ્યા પ્રમાણેની છે.

| | પ્રથમ યોજના | બીજી યોજના | ત્રીજી યોજના |
|---|---|---|---|
| જાહેર વિભાગ | ૪૬% | ૫૪% | ૬૧% |
| ખાનગી ,, | ૫૪% | ૪૬% | ૩૯% |
| કુલ | ૧૦૦% | ૧૦૦% | ૧૦૦% |

આપણે અગાઉ જોયું છે કે ભારતના આયોજનમાં મિશ્ર અર્થતંત્રની પદ્ધતિ અપનાવવામાં આવી છે અને તેથી જ ખાનગી સાહસના વિભાગની સાથે જ જાહેર સાહસવિભાગ પણ પોતાની કામગીરી શરૂ કરે છે. ભારતમાં જાહેરસાહસના ક્ષેત્રે રેલવે, તાર-ટપાલ, વિમાની વાહનવ્યવહાર વગેરે સેવાઓ તો હતી જ, પણ હવે યોજનાઓના ગાળામાં ઔદ્યોગિક ક્ષેત્રે પણ સરકારે પ્રવેશ કર્યો છે. આમ સરકારની નીતિ જાહેર ક્ષેત્રના વિસ્તારની માલૂમ પડે છે. ઉપર આપેલા આંકડાઓ પણ આ પરિસ્થિતિ જ બતાવે છે. જે પ્રમાણ પહેલી યોજનામાં હતું તે ફેરીને તેથી ઊલટું પ્રમાણ જ બીજી યોજનામાં નક્કી કરવામાં આવ્યું છે. પહેલી યોજનામાં ખાનગી સાહસના ક્ષેત્રે વધુ ખર્ચ હતું જ્યારે બીજી યોજનામાં જાહેર સાહસના ક્ષેત્રે વધુ ભાર મુકાયો છે; અને ત્રીજી યોજનામાં ૭%નો વધુ તફાવત પાડીને જાહેર સાહસના ક્ષેત્રે ૬૧% ખર્ચ અને ખાનગી સાહસના ક્ષેત્રે ૩૯% ખર્ચ નક્કી કરવામાં આવ્યો છે. એવો અંદાજ મૂકવામાં આવ્યો છે કે ત્રીજી યોજના જો પૂરી સફળ થાય તો ત્રીજી યોજનાને અંતે કુલ રાષ્ટ્રીય આવકમાં જાહેર સાહસનો ફાળો જે અત્યારે ૧૪% થી ૧૬% છે તે વધીને ૨૫% થાય.

ઉપર મુજબની ફાળવણી હકીકતો તપાસતાં યોગ્ય લાગતી નથી. જાહેર સાહસ બીજી યોજનામાં જે કાર્ય મુશ્કેલીથી કરી શકેલ છે તે કાર્યનું પ્રમાણ ત્રીજી યોજનામાં વધારીને જાહેર સાહસ ઉપર ત્રીજી યોજનાનો વધુ બોજો નાખવામાં આવ્યો છે. આનાથી સાધનો ઊભાં કરવાનો પ્રશ્ન વિકટ બને છે. અમુક કરવેરાએ બીજી યોજના દ્વારા જે સંતોષકારક કામગીરી બજાવી છે તેથી ઉત્સાહિત થઈને આ ફાળવણી થઈ લાગે છે.

યોજનાઓના ખર્ચની આટલી પ્રકીર્ણ બાબતો તપાસ્યા પછી હવે રાષ્ટ્રીય અર્થતંત્રનાં વિવિધ ક્ષેત્રોમાં પ્રત્યેક યોજનામાં શું શું પ્રમાણ ખર્ચનું નક્કી થયું હતું તે જોઈએ.

| ક્ષેત્ર | પ્રથમ યોજના | બીજી યોજના |
|---|---|---|
| ૧. ખેતી અને સામૂહિક વિકાસ | ૧૪.૯% | ૧૨% |
| ૨. સિંચાઈ અને વિદ્યુત શક્તિ | ૨૭.૨% | ૧૮% |
| ૩. ઉદ્યોગો અને ખાણો | ૭.૯% | ૧૯% |
| ૪. વાહનવ્યવહાર | ૨૪.૦% | ૨૯% |
| ૫. સમાજસેવાઓ | ૨૨.૪% | ૨૦% |
| ૬. પ્રકીર્ણ | ૩.૬% | ૨% |
| ૭. કુલ | ૧૦૦.૦૦% | ૧૦૦.૦૦% |

પહેલી યોજનામાં વિવિધ ક્ષેત્રોમાં થયેલ ખર્ચની ફાળવણી તપાસતાં માલૂમ પડે છે કે પ્રથમ યોજનામાં ખેતીવાડીના વિકાસ પાછળ ખૂબ રકમ ફાળવવામાં આવી છે. સિંચાઇ માટેની રકમનું પ્રમાણ ખેતીવાડીના ક્ષેત્રમાં સૌથી વિશેષ મહત્ત્વ ધરાવે છે. આ યોજના દરમિયાન ઘણાં અગત્યનાં એવાં સિંચાઈનાં કામો શરૂ કરવામાં આવ્યાં. મોટે ભાગે વિશાળ કદનાં, વધુ સમય માગે તેવાં અને સાથે વધુ રકમની ફાળવણી માગી લે તેવાં સિંચાઈનાં કામો ખાસ હાથ ધરવામાં આવ્યાં હતાં.

બીજો મહત્ત્વનો મુદ્દો એ છે કે પ્રથમ યોજનામાં ઉદ્યોગો અને ખાણોના ક્ષેત્રને માટે ઘણી જ ઓછી રકમ ફાળવેલી માલૂમ પડે છે. કુલ ખર્ચમાંથી માત્ર ૮% જેટલી રકમ જ આ ક્ષેત્રને માટે રાખવામાં આવેલી જણાય છે. કુલ ખર્ચમાંથી લગભગ ૫૦% જેટલી રકમ માત્ર ખેતીવાડી માટે છે. આથી પહેલી યોજનાને 'ખેતીવાડીની યોજના' તરીકે ઓળખાવી શકાય.

બીજી યોજનામાં ખર્ચની ફાળવણીની ઢબમાં તફાવત પડે છે. ખેતીવાડીના વિકાસ માટે લગભગ ૧૫% થી ૨૦% જેટલી રકમ ઘટાડી નાખવામાં આવી અને ઉદ્યોગો માટે ૧૦% થી ૧૨% જેટલી વૃદ્ધિ થઈ અને વાહનવ્યવહાર માટે ૫% જેટલી વધુ રકમની ફાળવણી કરવામાં આવી. આમ, ખર્ચની ફાળવણી તપાસતાં જણાય છે કે આયોજનમાં જે ધ્યાન પહેલી યોજનામાં ખેતીવાડી ઉપર હતું તે ફેરવીને બીજી યોજનામાં ઉદ્યોગો ઉપર દોરવામાં આવ્યું છે. આથી આ યોજનાને ઉદ્યોગોની યોજના તરીકે ઓળખાવી શકાય. પહેલી યોજના દરમિયાન જેમ સિંચાઇનાં વિશાળ અને ખર્ચાળ કામો કરવામાં આવ્યાં તેમ બીજી યોજના દરમિયાન ઉદ્યોગોના ક્ષેત્રે લોખંડનાં કારખાનાં કે વાહનવ્યવહારનાં સાધનો ઉત્પન્ન કરવાનાં કારખાનાંઓ ઊભાં કરવામાં આવ્યાં.

સામાજિક સેવાના ક્ષેત્રમાં થનારા ખર્ચનું પ્રમાણ ઘણું જ સારું છે. આ પ્રમાણમાં બીજી યોજનામાં ઘટાડો થયેલો દેખાય છે, પણ બીજી યોજનામાં ખર્ચની રકમનું પ્રમાણ જ મોટું હોવાથી તે રકમ પણ ગણનાપાત્ર ગણી શકાય. પહેલી અને બીજી યોજનાના ખર્ચની સરખામણી કર્યા પછી હવે બીજી યોજના અને ત્રીજી યોજનાના ખર્ચની વિગતો જોઈએ.

## બીજી યોજના અને ત્રીજી યોજનાના જાહેર ક્ષેત્રના ખર્ચની ફાળવણી

| ક્ષેત્ર | બીજી યોજના | ત્રીજી યોજના |
|---|---|---|
| (૧) ખેતીવાડી અને નાની સિંચાઈ યોજનાઓ | ૬.૯% | ૮.૬% |
| (૨) ગ્રામવિકાસ યોજના અને સહકાર | ૪.૬% | ૫.૫% |
| (૩) મધ્યમ અને મોટા કદની સિંચાઈ યોજના | ૯.૮% | ૯.૦% |
| (૪) (૧), (૨) અને (૩)નો સરવાળો | ૨૧.૩% | ૨૩.૧% |
| (૫) (વિદ્યુત) શક્તિ | ૮.૯% | ૧૨.૮% |
| (૬) ગ્રામઉદ્યોગ અને નાનાપાયાના ઉદ્યોગ | ૩.૯% | ૩.૪% |
| (૭) ઉદ્યોગો અને ખનિજ | ૧૯.૧% | ૨૦.૭% |
| (૮) વાહનવ્યવહાર | ૨૮.૧% | ૨૦.૦% |
| (૯) (૫), (૬), (૭) (૮)નો સરવાળો | ૬૦.૦% | ૫૬.૯% |
| (૧૦) સામાજિક સેવાઓ | ૧૮.૭% | ૧૭.૨% |
| (૧૧) માલસંગ્રહ (Inventories) | — | ૨.૮% |
| (૧૨) કુલ | ૧૦૦% | ૧૦૦% |

બીજી યોજના અને ત્રીજી યોજનાના જાહેરક્ષેત્રના ખર્ચની સરખામણી કરતાં માલૂમ પડે છે કે ખેતીવાડી પાછળ થતા કુલ ખર્ચમાં ત્રીજી યોજનામાં ૨% જેટલી વૃદ્ધિ કરવામાં આવી છે. વીજળીશક્તિના ઉત્પાદન માટે

ખર્ચની ફાળવણીમાં ૩½થી ૪%ની વૃદ્ધિ કરવામાં આવી છે. ઉદ્યોગો અને ખનિજના ક્ષેત્ર ખર્ચની ફાળવણીમાં ૧½%ની વૃદ્ધિ કરવામાં આવી છે. વાહનવ્યવહારના ક્ષેત્રે ૮% નો ઘટાડો માલૂમ પડે છે. સામાજિક સેવાઓના ક્ષેત્રે ઘટાડો થયેલો માલૂમ પડે છે. છેલ્લે પ્રથમ બે યોજનામાં ક્યાંય ન દેખાયું એવું ખર્ચનું ક્ષેત્ર ત્રીજી યોજનામાં ઊભું કરવામાં આવ્યું છે. આ ક્ષેત્ર છે માલસંગ્રહનું. બીજી યોજનાના સમય દરમિયન જ્યારે ભાવમાં વૃદ્ધિ થઇ રહી હતી ત્યારે માલનો સંગ્રહ ન હોવાથી ભાવોને રોકવામાં તકલીફ પડી ને સફળતા ન મળી. ત્રીજી યોજનામાં ભાવોની સ્થિરતાનો મુદ્દો આયોજનકારો ભૂલ્યા નથી તેથી તે માટે ત્રીજી યોજનામાં માલનો સંગ્રહ કરી રાખવાની સગવડ ઊભી કરવાનો અહીં પ્રયાસ છે. માલસંગ્રહ માટે કુલ ખર્ચના લગભગ ૩% જેટલી રકમ ફાળવવામાં આવી છે.

ખર્ચની આ ફાળવણી વિશે નોંધવા જેવી વાત એ છે કે બીજી યોજનામાં ભારે ઉદ્યોગોના પ્રભુ-વવાળું ઝડપી ઔદ્યોગિકરણ કરવાનો પ્રયાસ થયો હતો જે નિષ્ફળ ગયો હતો. આથી નિષ્ણાતોની એવી ધારણા હતી કે ત્રીજી યોજનામાં ઉદ્યોગોનું મહત્ત્વ ઘટશે. વળી બીજી યોજનામાં ખેતીવાડી ઉત્પાદનની ખેંચ પડી હતી. એટલે એવી ધારણા કરવામાં આવી હતી કે ખેતીવાડી માટે ખર્ચની ફાળવણીમાં વૃદ્ધિ થશે. પરંતુ એવો કોઈ ગણનાપાત્ર તફાવત માલૂમ પડતો નથી.

અત્યાર સુધી ત્રણે યોજનાઓના ખર્ચની ફાળવણી જે આપણે તપાસી તે ટકાવારીમાં હતી પણ કુલ કેટલા રૂપિયાનો ખર્ચ જાહેર સાહસના ક્ષેત્રે રાષ્ટ્રીય અર્થતંત્રના વિવિધ ભાગોમાં કરવામાં આવ્યો છે તે તપાસીએ.

### જાહેર સાહસ ક્ષેત્રે યોજનાઓમાં થયેલ ખર્ચ (કરોડ રૂપિયામાં)

| ક્ષેત્ર | પહેલી યોજના | બીજી યોજના | ત્રીજી યોજના (અંદાજ) |
|---|---|---|---|
| (૧) ખેતી અને સામૂહિક વિકાસ | ૨૯૧ | ૫૨૯ | ૧૦૬૮ |
| (૨) સિંચાઈ | ૩૧૦ | ૪૨૦ | ૬૫૦ |
| (૩) (વીજળી) શક્તિ | ૨૬૦ | ૪૪૫ | ૧૦૧૨ |
| (૪) ગ્રામોદ્યોગ અને નાનાપાયાના ઉદ્યોગ | ૪૩ | ૧૭૬ | ૨૬૪ |
| (૫) મોટાપાયાના ઉદ્યોગો અને ખાણો | ૭૪ | ૯૦૦ | ૧૫૨૦ |
| (૬) વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહાર | ૫૨૩ | ૧૩૪૫ | ૧૪૮૬ |
| (૭) સામાજિક સેવાઓ અને વસવાટ | ૪૫૯ | ૯૪૭ | ૧૩૦૦ |
| (૮) માલસંગ્રહ (Inventories) | — | — | ૨૦૦ |
| (૯) કુલ | ૧૯૬૦ | ૪૮૦૦ | ૭૫૦૦ |

## ૪. સાધનપ્રાપ્તિ

અત્યાર સુધીની આપણી ચર્ચામાં યોજનાઓમાં નક્કી થયેલા ખર્ચના લક્ષ્યાંકો અને સિદ્ધ થયેલા લક્ષ્યાંકોની વાત કરી. હવે યોજનાઓના ખર્ચના લક્ષ્યાંકો સિદ્ધ કરવામાં કયાં કયાં સાધનોનો ઉપયોગ કરવામાં આવ્યો તેની તપાસ કરવાની છે. જાહેર સાહસ વિભાગ અને ખાનગી સાહસ વિભાગને પોતપોતાનાં સાધનો જાતે પ્રાપ્ત કરી લેવાનાં હતાં. નાણાકીય સાધનો પ્રાપ્ત કરવામાં ખાસ કરીને કરવેરા, જાહેર ધીરાણ, ખાધપૂરક નાણાતંત્ર, તેમજ વિદેશી મદદનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. આ ઉપરાંત બીજાં થોડાંક ઓછાં મહત્ત્વનાં સાધનોનો પણ ઉપયોગ કરવામાં આવ્યો હતો. પહેલી યોજનામાં સાધનપ્રાપ્તિનાં ક્ષેત્રોનો ખાસ કાળજીપૂર્વક ઉપયોગ થયેલો દેખાતો નથી. જેટલા પ્રમાણમાં નાણાકીય સાધનો સ્વાભાવિક જ ઉપસ્થિત થયાં તેનો સ્વીકાર કરી લેવામાં આવ્યો. લગભગ ૧૨૦૦ કરોડ રૂ. જેટલી રકમ કરવેરા દ્વારા મેળવવામાં આવી. રૂપિયા ૨૦૦ કરોડ નાની બચત યોજનાઓ દ્વારા અને રૂપિયા ૧૮૦ કરોડ સહકારી લોન ધીરાણ દ્વારા મેળવવામાં આવ્યા હતા. લગભગ રૂપિયા ૫૦૦ કરોડ વિદેશી મદદ દ્વારા અને લગભગ રૂ. ૫૩૨ કરોડ ખાધપૂરક નાણાતંત્ર દ્વારા મેળવવામાં આવ્યા હતા. પહેલી યોજનાના ગાળા દરમિયાન સાધનપ્રાપ્તિના અંદાજો અને સિદ્ધિ વચ્ચે કોઈ વિશેષ તફાવત જોવામાં આવ્યો નથી. આ દૃષ્ટિએ પ્રથમ યોજનાની સાધનપ્રાપ્તિની કામગીરી વિશેષ મહત્ત્વ ધારણ કરતીનથી.

| ક્ષેત્ર | દ્વિતીય યોજના | |
|---|---|---|
| નં | અંદાજ | વાસ્તવિક |
| ૧ ચાલુ મહેસૂલની પુરાંત | ૩૫૦ | –૫૦ |
| ૨ રેલવેનો ફાળો | ૧૫૦ | ૧૫૦ |
| ૩ લોકો પાસેથી લોનધીરાણ | ૭૦૦ | ૭૮૦ |
| ૪ નાની બચત યોજના | ૫૦૦ | ૪૦૦ |
| ૫ પ્રૉવિડન્ટ ફંડ | — | ૧૭૦ |
| ૬ સ્ટીલ ઈક્વૉલિઝેશન ફંડ | ૨૫૦ | ૩૮ |
| ૭ બીજાં જાહેર સાહસોની પુરાંત | — | — |
| ૮ બીજી મૂડીની આવકોની પુરાંત | — | ૨૨ |
| ૯ (૧)થી (૮)નો સરવાળો | ૧૯૫૦ | ૧૫૧૦ |
| ૧૦ વધારાના કરવેરા | ૪૫૦ | ૧૦૫૨ |
| ૧૧ સરકારી ધોરણે સ્વીકૃત મદદ | ૮૦૦ | ૧૦૯૦ |
| ૧૨ ખાધપૂરક નાણાતંત્ર | ૧૨૦૦ | ૯૯૮ |
| | ૪૮૦૦ | ૪૬૦૦ |

| ક્ષેત્ર | તૃતીય યોજના | | |
|---|---|---|---|
| નં | કુલ અંદાજ | કેન્દ્ર સરકાર-નો ફાળો | રાજ્યસરકારો-નો ફાળો |
| ૧ ચાલુ મહેસૂલ-ની પુરાંત | ૫૫૦ | ૪૧૦ | ૧૪૦ |
| ૨ રેલવેનો ફાળો | ૧૦૦ | ૧૦૦ | — |
| ૩ લોકો પાસેથી લોનધીરાણ | ૮૦૦ | ૪૭૫ | ૩૨૫ |
| ૪ નાની બચત યોજના | ૬૦૦ | ૨૧૩ | ૩૮૭ |
| ૫ પ્રૉવિડન્ટ ફંડ | ૨૬૫ | ૧૮૩ | ૮૨ |
| ૬ સ્ટીલ ઈક્વૉલિ-ઝેશન ફંડ | ૧૦૫ | ૧૦૫ | — |
| ૭ બીજાં જાહેર-સાહસોની પુરાંત | ૪૫૦ | ૩૦૦ | ૧૫૦ |
| ૮ બીજી મૂડીની-આવકોની પુરાંત | ૧૭૦ | ૪૨૮ | –૨૫૮ |
| ૯ (૧)થી (૨)નો સરવાળો | ૩૦૪૦ | ૨૨૧૪ | ૮૨૬ |
| ૧૦ વધારાના કરવેરા | ૧૭૧૦ | ૧૧૦૦ | ૬૧૦ |
| ૧૧ સરકારી ધોરણે સ્વીકૃત મદદ | ૨૨૦૦ | ૨૨૦૦ | — |
| ૧૨ ખાધપૂરક નાણાતંત્ર | ૫૫૦ | ૫૨૪ | ૨૬ |
| | ૭૫૦૦ | ૬૦૩ | ૧૪૬૨ |

બીજી યોજના અને ત્રીજી યોજનાના સાધનપ્રાપ્તિના ઉપર આપેલા આંકડાઓ રસપ્રદ છે. બીજી યોજનાના અંદાજેલા કુલ ખર્ચના રૂ. ૪૮૦૦ કરોડમાંથી કરવેરા વગેરેના ક્ષેત્રમાંથી રૂ. ૧૨૦૦ કરોડ(૨૫ %) મેળવવાના હતા, સરકારી ધીરાણમાંથી રૂ. ૧૨૦૦ કરોડ(૨૫ %) મેળવવાના હતા, ખાધપૂરક નાણાતંત્ર દ્વારા રૂ. ૧૨૦૦ કરોડ (૨૫ %) મેળવવાના હતા અને છેલ્લે બાકીના વિદેશી મદદ દ્વારા મેળવવાના હતા. આ અંદાજ જ્યારે તૈયાર કરવામાં આવ્યો ત્યારે નિષ્ણાતોની સમિતિના સભ્ય પ્રાધ્યા. બે. ર. શિનોયે આ અંદાજની ભારે ટીકા કરતાં જણાવ્યું હતું કે સાધનપ્રાપ્તિના આ અંદાજો વાસ્તવિક પરિસ્થિતિથી દૂર છે અને દેશને આર્થિક કટોકટીમાં મૂકી દેશે. તેમણે પોતાની ટીકા ખાધપૂરક નાણાતંત્રના સાધન ઉપર કેન્દ્રિત કરી હતી. બીજી યોજનામાં કેન્દ્ર સરકાર ખાધપૂરક નાણાતંત્ર દ્વારા રૂ. ૧૨૦૦ કરોડ ઊભા કરવા ધારતી હતી. પ્રથમ યોજના દરમિયાન લગભગ રૂ. ૫૦૦ કરોડ જેટલાં નાણાં આ સાધન દ્વારા ઊભાં થઈ ગયેલાં હતાં જ, અને તેમણે મે ૧૯૫૫ પછી ભાવોમાં વૃદ્ધિ આણી હતી. આથી જો હજુ વધુ પ્રમાણમાં નાણું આ રીતે જ ઊભું કરવામાં આવે તો ભાવો વધશે અને સમગ્ર અર્થતંત્રને નુકસાન કરશે એવો તેમનો અભિપ્રાય હતો. પ્રાધ્યા. શિનોયના અંદાજ પ્રમાણે બીજી યોજના દ્વારા રૂ. ૫૫૦ કરોડ ખાધપૂરક નાણાતંત્રના સાધન દ્વારા ઊભા કરવામાં આવે તો જ ભાવો વધશે નહિ. અને જો આથી વધુ પ્રમાણમાં નાણું આ રીતે ઊભું કરવામાં આવે તો ભાવો વધશે અને અર્થતંત્રને નુકસાન કરશે. પણ પ્રાધ્યા. શિનોયની આ વાતનો તે સમયે સ્વીકાર કરવામાં આવ્યો નહિ.

પરિણામે આજે આ અંદાજના વાસ્તવિક આંકડાઓ મળી શકે છે ત્યારે જાણવા મળે છે કે ખાધપૂરક નાણાતંત્ર દ્વારા બીજી યોજના દરમિયાન સરકારે રૂ. ૯૯૮ કરોડ ઊભા કર્યા છે. પ્રાધ્યા. શિનોય જણાવે છે કે અંદાજ જૂઠો અને પ્રજાને છેતરામણો છે. હકીકતમાં ૧૯૫૧ થી ૧૯૬૧ સુધીમાં, બે યોજનાઓના ગાળા દરમિયાન ખાધપૂરક નાણાતંત્ર દ્વારા રૂ. ૧૭૫૦ કરોડ જેટલું નાણું

ઊભું કરીને રાષ્ટ્રના અર્થતંત્રમાં ફરતું કરવામાં આવ્યું છે. આથી જ દેશમાં આજે ફુગાવાની પરિસ્થિતિ પ્રવર્તમાન છે અને અનાજ તથા કાચા માલની તંગી, વિદેશી હૂંડિયામણની કટોકટી, બળતણની કટોકટી, વાહન-વ્યવહારની કટોકટી વગેરે બધું જ તેને આભારી છે. બીજી યોજના પૂરી અમલમાં મૂકી શકાઈ નથી. આ પ્રકારની નાણાનીતિએ દેશને ભારે આર્થિક નુકસાન પહોંચાડ્યું છે.

આ ઉપરાંત બીજાં એકએ સાધનોનું કામ પણ તપાસવા જેવું છે. નવા કરવેરા દ્વારા રૂ. ૪૫૦ ઉપજાવવાની ધારણા હતી. આને બદલે રૂ. ૧૦૫૨ ઉપજ્યા છે તે નવાઈની વાત છે. અંદાજ કરતાં આ સાધનની કામગીરી ગણનાપાત્ર કક્ષાએ સારી લાગી છે. વિદેશી સહાયના ક્ષેત્રે પણ લગભગ એવું જ બન્યું છે. જેટલો અંદાજ હતો તે કરતાં સારી રીતે વધુ પ્રમાણમાં વિદેશી સહાય મળી છે એટલે આયાત વગેરે બાબતોમાં સારી સગવડ થઈ ચૂકી છે. ચાલુ મહેસૂલની પુરાંત પાંચ વર્ષમાં રૂ. ૩૫૦ જેટલી જમા થવા આશા હતી તેમાં ખાધ પડી છે. જો કે ધીરાણના ક્ષેત્રે ખાતું લગભગ સરભર થયું ગણાય. નાની બચતનું સાધન પાછું પડયું છે, જ્યારે લોનધીરાણ દ્વારા ધાર્યા કરતાં વધુ પ્રમાણમાં નાણાં ઊભાં થઈ શક્યાં છે.

બીજી યોજનાની વિવિધ ક્ષેત્રોની કામગીરીના આધારે જ ત્રીજી યોજનાના અંદાજો નક્કી કરવામાં આવ્યા છે. પરંતુ પ્રાધ્યા. શિનોયના અભિપ્રાય પ્રમાણે અંદાજની આટલી રકમ ઊભી થઈ શકશે નહિ. ત્રીજી યોજનાના કુલ ખર્ચની જ ગણતરી ધ્યાનમાં લેવી જોઇએ. ત્રીજી યોજનામાં રૂ. ૧૧,૬૦૦ કરોડનો કુલ ખર્ચ કરવાનું નક્કી થયું છે. પ્રાધ્યા. શિનોયના અંદાજ પ્રમાણે સ્થાનિક બચતથી આંતરિક સાધનો દ્વારા રૂ. ૫૯૦૦ કરોડ ત્રીજી યોજનાના પાંચ વર્ષના ગાળા દરમિયાન ઊભા થઈ શકશે. આમ થાય તો પણ રૂ. ૫૭૦૦ કરોડની ખાધ રહેશે. વિદેશી મદદ દ્વારા મેળવવાના કુલ રૂ. ૩૨૦૦ કરોડ બાદ કરીએ તો પણ રૂ. ૨૫૦૦ કરોડની ચોખ્ખી ખાધ રહે તેમ અંદાજો જણાવે છે. પ્રાધ્યા. શિનોયનું માનવું છે કે દેશમાં રાષ્ટ્રીય આવકનું જે પ્રમાણ છે અને જે બચતનો દર છે તે જોતાં પાંચ વર્ષમાં રૂ. ૫૯૦૦ કરોડથી વધુ રકમ મળે તેવી શકયતા જ નથી. વધુમાં વધુ વિદેશી મદદની રકમ રૂ. ૩૨૦૦ (રૂ. ૨૫૦૦ કરોડ યોજનાના રોકાણ માટે + ૫૦૦ વ્યાજ તથા મુદ્દલના ભરણા માટે + રૂ. ૨૦૦ કરોડ બફર તરીકેના માલસંગ્રહ માટે) મળે તેમ ધારી લઈએ તો પણ રૂ. ૨૫૦૦ કરોડની ખાધ દેખાય છે. આમ જો રૂ. ૧૧,૬૦૦ કરોડની સમગ્ર રકમનો ખર્ચ કરવો જ હોય તો રૂ. ૨૫૦૦ કરોડ મેળવવા માટે ખાધપૂરક નાણાંતંત્રના સાધનનો ઉપયોગ કરવો પડે તેમ સાબિત થાય છે.

ત્રીજી યોજનાના આવકના સાધનની ચર્ચાથી આ મુદ્દો વધુ સ્પષ્ટ થશે. રૂ. ૪૫૦ કરોડ બીજાં જાહેર સાહસોની આવકમાંથી પુરાંત તરીકે બચશે એવો ત્રીજી યોજનાનો અંદાજ છે. આ અંદાજ ખોટો છે. બીજી યોજનાના ગાળા દરમિયાન તાર-ટપાલ ખાતા તરફથી રૂ. ૩૭ કરોડ મળ્યા હતા. અને કેન્દ્ર સરકાર હસ્તકનાં વેપારી સાહસોમાંથી નફાના રૂ. ૫.૪ કરોડ મળ્યા હતા. એમ કુલ્લે રૂ. ૪૨.૪ કરોડ બીજી યોજનામાં મળ્યા હતા. આ ક્ષેત્રમાંથી ત્રીજી યોજના દરમિયાન વધુમાં વધુ રૂ. ૧૦૦ કરોડ મળી શકે. જ્યારે ત્રીજી યોજના આ ક્ષેત્રમાંથી રૂ. ૪૦૦ કરોડની આશા રાખે છે. આનું મૂળ કારણ એ છે કે સરકારનાં વ્યાપાર સાહસોમાં સંચાલન ખર્ચ ઘણું ભારે છે અને જરૂર કરતાં વધુ પડતું મૂડીરોકાણ થયેલું છે. મૂડીનાં ઘણાં સાધનો વપરાશ વગરનાં પડ્યાં છે, ઉત્પાદન થતું નથી જ્યારે ખર્ચ ચાલુ છે. આમ નફો અને તેમાંથી ઉપસ્થિત થતી પુરાંત ઊભી થઈ શકે એવી સંભાવના ઘણી ઓછી છે.

ત્રીજી યોજનામાં રૂ. ૮૦૦ કરોડ લોનધીરાણ માટે તથા રૂ. ૬૦૦ કરોડ નાની બચત યોજના દ્વારા મેળવીને કુલ જાહેર ધીરાણ દ્વારા રૂ. ૧૪૦૦ કરોડ મેળવવાનું ધારવામાં આવ્યું છે. આ અંદાજ પણ વધુ પડતો છે. બીજી યોજનામાં આ કુલ જાહેર ધીરાણ દ્વારા રૂ. ૧૨૦૦ કરોડ જરૂર મળ્યા હતા પરંતુ જે રકમ ઊભી થઈ હતી તેનો મોટો ભાગ ટ્રેઝરી બિલ્સના વેચાણથી મેળવાયો હતો. રૂ. ૯૫૦ કરોડ આ દ્વારા મેળવાયા હતા. આથી હકીકતમાં પ્રજાએ પોતે લોન ધીરાણના સાધનને અપનાવ્યું હતું એમ માનવું ખોટું છે. આથી ત્રીજી યોજનાના ગાળા દરમિયાન રૂ. ૧૪૦૦ કરોડ જાહેર ધીરાણ દ્વારા મળી શકશે નહીં એવો પ્રાધ્યા. શિનોયનો અભિપ્રાય છે.

આવકનું હજુ એક વધુ સાધન છે કરવેરા. બીજી યોજનામાં વધારાના કરવેરા દ્વારા રૂ. ૪૫૦ કરોડને બદલે રૂ. ૧૦૫૨ કરોડ મળ્યા તેથી ઉત્સાહિત થઈને ત્રીજી યોજનામાં વધારાના કરવેરા દ્વારા રૂ. ૧૭૧૦ કરોડ મેળવવાનું ધારવામાં આવ્યું છે. કરવેરાના ક્ષેત્રે અત્યારે પ્રજા પર ભારે દબાણ થઈ ચૂકેલું છે. અને નવા કરવેરા વધારવાની હવે જગ્યા છે નહિ. જો કરવેરા વધારવાનો પ્રયાસ થશે તો મધ્યમ વર્ગ પરની ભીંસ વધશે ને મહેસૂલ ઉઘરાવવાનું મુશ્કેલ થશે. આ બધું તપાસતાં જણાય છે કે ત્રીજી યોજનાના ગાળામાં વધારાના કરવેરા દ્વારા રૂ. ૧૭૧૦ કરોડ મેળવવાનું સંભવિત નથી.

હવે વિદેશી મદદના સાધન વિશે વિચારીએ. પ્રથમ યોજનાના સમય દરમિયાન રૂ. ૪૨૧ કરોડ આપણને વિદેશી મદદના મળ્યા હતા. પ્રથમ યોજના દરમિયાન આમાંથી રૂ. ૨૨૮ કરોડનો ઉપયોગ થયો એટલે રૂ. ૧૯૩ કરોડની બચત રહી જે બીજી યોજનામાં પુરાંત તરીકે લઈ જવામાં આવી. બીજી યોજનાના ગાળામાં રૂ. ૨૫૬૯ કરોડ વિદેશી મદદના મળ્યા જેમાં રૂ. ૧૯૩ કરોડ પહેલી યોજનાની પુરાંત ભેળવતાં બીજી યોજનામાં વિદેશી મદદના કુલ વાપરી શકાય તેવા રૂ. ૨૭૬૨ કરોડ હતા. આ રકમમાંથી બીજી યોજના દરમિયાન રૂ. ૧૪૬૭ કરોડનો ઉપયોગ થયો. એટલે બીજી યોજનાને અંતે અણવપરાયેલા વિદેશી મદદના રૂ. ૧૨૯૫ કરોડ પડ્યા રહ્યા જે ત્રીજી યોજનામાં પુરાંત તરીકે ખેંચવામાં આવ્યા. ત્રીજી યોજનાની શરૂઆતનાં પ્રથમ બે વર્ષના વિદેશી મદદના રૂ. ૧૨૧૪ કરોડ મળ્યા. તેમાં રૂ. ૧૨૯૫ કરોડની બીજી યોજનાની પુરાંત ભેળવતાં ત્રીજી યોજનામાં ઉપયોગમાં લઈ શકાય તેવા રૂ. ૨૫૦૯ કરોડ મળી ચૂક્યા હતા એમ કહી શકાય. આમ વિદેશી મદદનું ચિત્ર આશાજનક દેખાય છે. પણ આ સાથે વિદેશી મદદની નબળી બાજુ ભૂલવી ન જોઈએ. વિદેશી મદદનાં વ્યાજ અને મુદ્દલનાં ભરણાં કોઈ પણ અર્થતંત્રને ભારે મુશ્કેલીમાં મૂકી દે છે તેવો અનુભવ જર્મની જેવા રાષ્ટ્રોને થઈ ચૂકેલો છે તે ભૂલવું ન જોઈએ. એવો અંદાજ કાઢવામાં આવ્યો છે કે ૧૯૬૧ થી ૧૯૬૬ના ત્રીજી યોજનાના ગાળામાં ભારતે વિદેશોને વ્યાજ અને મુદ્દલના ભરણા માટે કુલ ૫૯૨ કરોડ રૂપિયા તૈયાર કરવા પડશે. આ નાની રકમ નથી. આમ વિદેશી કરજનું પ્રમાણ વધાર્યે જવું એટલું જ જોખમભર્યું લાગે છે.

ઉપરની તમામ ચર્ચાને આધારે કહી શકાય કે ત્રીજી યોજનાના ગાળા દરમિયાન તમામ સાધનોનો ઉપયોગ કરી લેવામાં આવે છતાં રૂ. ૨૫૦૦ કરોડની ખાધ પડવાની છે. ત્રીજી યોજનામાં જણાવવામાં આવ્યું છે કે ત્રીજી યોજનાના સમય દરમિયાન ખાધપૂરક નાણાંતંત્ર દ્વારા રૂ. ૫૫૦ કરોડ માત્ર ઊભા કરવામાં આવશે. પરંતુ ઉપરની ચર્ચા સાબિત કરે છે કે ખાધપૂરક નાણાંતંત્ર દ્વારા ઊભી થનારી રકમ રૂ. ૫૫૦ કરોડ નહીં પરંતુ રૂ. ૨૫૦૦ કરોડની હોવાનો સંભવ વધુ છે અને જો આમ જ થવાનું હોય તો ફુગાવાનાં પરિબળો પૂરાં જોરદાર બનશે અને રાષ્ટ્રનું આર્થિક હિત પૂરેપૂરું જોખમાશે.

## ૫. યોજનાઓની સિદ્ધિ

યોજનાઓનાં નાણાકીય સાધનોની વ્યવસ્થા વિષે જોયા પછી હવે અંદાજો હાંસલ કરવા વિષે યોજનાઓમાં શું કામ થયું છે તે તપાસીએ. ખેતીવાડીના ક્ષેત્રે નીચે પ્રમાણે પ્રગતિ માલૂમ પડી છે.

### યોજનાઓમાં ખેતીવાડી ક્ષેત્રે પ્રગતિ

| ક્ષેત્ર | ૧૯૫૦-૫૧ | ૧૯૫૫-૫૬ |
|---|---|---|
| (૧) ખેતીવાડી ઉત્પાદનનો-આંક (૧૯૪૯-૫૦=૧૦૦) | ૯૬ | ૧૧૭ |
| (૨) અનાજનું ઉત્પાદન (લાખ ટનમાં) | ૫૨૨ | ૬૫૮ |
| (૩) નાઇટ્રોજન ખાતરની વપરાશ (૧૦૦૦ ટનમાં) | ૫૫ | ૧૦૫ |
| (૪) સિંચાઈ હેઠળની જમીન (લાખ એકરમાં) | ૫૧૫ | ૫૬૨ |
| (૫) સહકારી પ્રવૃત્તિ: ખેડૂતોને ધિરાણ (રૂ. કરોડમાં) | ૨૨.૯ | ૪૯.૬ |

| ક્ષેત્ર | ૧૯૬૦-૬૧ | ૧૯૬૫-૬૬ | ત્રીજી યોજનામાં ટકાવાર વધારો |
|---|---|---|---|
| (૧) ખેતીવાડી ઉત્પાદનનો આંક(૧૯૪૯-૫૦ = ૧૦૦) | ૨૩૫ | ૧૭૬ | ૩૦ |

| | | | |
|---|---|---|---|
| (૨) અનાજનું ઉત્પાદન(લાખ ટનમાં) | ૭૯૩ | ૧૦૦૦ | ૨૬ |
| (૩) નાઇટ્રોજન ખાતરની વપરાશ (૧૦૦૦ટનમાં) | ૨૩૦ | ૧૦૦૦ | ૩૩૫ |
| (૪) સિંચાઈ હેઠળની જમીન (લાખ એકરમાં) | ૭૦૦ | ૯૦૦ | ૨૯ |
| (૫) સહકારી પ્રવૃત્તિ: ખેડૂતોને ધીરાણ (રૂ. કરોડમાં) | ૨૦૦ | ૫૩૦ | ૧૬૫ |

ઉપરના આંકડાઓ ખેતીવાડી ક્ષેત્રની ત્રણે યોજનાની કામગીરી દર્શાવે છે. દરેક ક્ષેત્રમાં વધારો દેખાય છે પરંતુ અનાજના ઉત્પાદનનો વધારો ધીમો છે તેવી જ રીતે સિંચાઈ હેઠળ લાવવામાં આવેલી જમીનનું પ્રમાણ ઓછું છે. ખાતરની વપરાશ ઘણી સારી છે અને સહકારી પ્રવૃત્તિ દ્વારા ખેડૂતોને થયેલા ધીરાણની મદદનું પ્રમાણ પણ સારું છે.

શેરડીનું ઉત્પાદન ૧૯૬૦-૬૧માં ૧૦૬ લાખ ટન સુધી પહોંચ્યું હતું. તે જ વર્ષમાં તેલીબિયાંનું ઉત્પાદન ૬૬લાખ ટન, કાચા રૂનું ઉત્પાદન ૫૪ લાખ ટન, કાચા શણનું ઉત્પાદન ૪૦ લાખ ટન, અને ચાનું ઉત્પાદન ૩૨૧૦ લાખ કિલોગ્રામ જેટલું માલૂમ પડ્યું છે. ખેતીવાડી ઉત્પાદન પ્રથમ યોજનામાં અંદાજ પ્રમાણે હાંસલ થઈ રહ્યું છે જ્યારે બીજી યોજનામાં પાછળ પડયું છે.

## યોજનાઓમાં ઔદ્યોગિક ક્ષેત્રે કામગીરી

| ક્ષેત્ર | ૧૯૫૦–૫૧ | ૧૯૫૫–૫૬ |
|---|---|---|
| (૧) ઔદ્યોગિક ઉત્પાદનનો આંક | ૧૦૦ | ૧૩૯ |
| (૨) પોલાદનું ઉત્પાદન (લાખ ટનમાં) | ૧૪ | ૧૭ |
| (૩) એલ્યુમિનિયમનું ઉત્પાદન(૧૦૦૦ટનમાં) | ૩.૭ | ૭.૩ |
| (૪) યાંત્રિક સાધનો | રૂ. ૩૪ લાખ | રૂ. ૭૮ લાખ |
| (૫) સલ્ફ્યુરિક એસિડ- (૧૦૦૦ટનમાં) | ૯૯ | ૧૬૪ |
| (૬) પેટ્રોલ ખનિજ તેલ અને તેની બનાવટો(લાખ ટનમાં) | — | ૩૬ |
| (૭) કાપડનું ઉત્પાદન (લાખ વારમાં) | ૪૬૧૭૦ | ૬૮૭૫૦ |

| ક્ષેત્ર | ૧૯૬૦-૬૧ | ૧૯૬૫-૬૬ | ત્રીજી યોજનામાં ટકાવાર વધારો |
|---|---|---|---|
| (૧) ઔદ્યોગિક ઉત્પાદનનો આંક | ૧૯૪ | ૩૨૯ | ૭૦ |
| (૨) પોલાદનું ઉત્પાદન(લાખ ટનમાં) | ૩૫ | ૯૨ | ૧૬૩ |
| (૩) એલ્યુમિનિયમનું ઉત્પાદન (૧૦૦૦ ટનમાં) | ૧૮.૫ | ૮૦ | ૩૩૨ |
| (૪) યાંત્રિક સાધનો | રૂ.૫.૫કરોડ | રૂ.૩૦કરોડ | ૪૪૫ |
| (૫) સલ્ફ્યુરિક એસિડ (૧૦૦૦ટનમાં) | ૩૬૩ | ૧૫૦૦ | ૩૧૩ |
| (૬) પેટ્રોલ ખનિજ તેલ અને તેની બનાવટો(લાખ ટનમાં) | ૫૭ | ૯૯ | ૭૦ |
| (૭) કાપડનું ઉત્પાદન (લાખ વારમાં) | ૭૪૭૬૦ | ૯૩૦૦૦ | ૨૪ |

ઉપરના આંકડાઓ તપાસતાં માલૂમ પડે છે કે પ્રથમ યોજનામાં ઔદ્યોગિક ઉત્પાદનનું પ્રમાણ ઘણું ધીમું હતું. જ્યારે બીજી યોજનામાં ઔદ્યોગિક ઉત્પાદનનું પ્રમાણ ઘણું ભારે હતું. આમાં પણ મૂડીના ઉદ્યોગોના ક્ષેત્રે કામગીરી પ્રશંસનીય ગણી શકાય જ્યારે વપરાશી માલને ક્ષેત્રે ઉત્પાદનનું પ્રમાણ વામણું ગણાય. ત્રીજી યોજનામાં પણ લક્ષ્યાંકો જોતાં જણાય છે કે ઉદ્યોગોના ક્ષેત્રે ભારે પ્રયાસ કરવાની ધારણા છે.

| ક્ષેત્ર | ૧૯૫૦-૫૧ | ૧૯૫૫-૫૬ |
|---|---|---|
| (૧) કાચું લોખંડ (લાખ ટનમાં) | ૩૨ | ૪૩ |
| (૨) કોલસો (લાખ ટનમાં) | ૩૨૩ | ૩૮૪ |
| (૩) વીજળી શક્તિ (લાખ કી. વો. માં) | ૨૩ | ૩૪ |

| | | |
|---|---|---|
| (૪) રેલવે: માલનું વહન (લાખ ટનમાં) | ૯૧૫ | ૧૧૪૦ |
| (૫) રસ્તાનો વાહન-વ્યવહાર રસ્તા પર ફરતાં વાહનો (હજારમાં) | ૧૧૬ | ૧૬૬ |
| (૬) વહાણવટું (લાખ ટનમાં) | ૩.૯ | ૪.૮ |
| (૭) શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા (લાખમાં) | ૨૩૫ | ૩૧૩ |
| (૮) ઇસ્પિતાલોમાં પથારીઓની સગવડ (હજારમાં) | ૧૧૩ | ૧૨૫ |
| (૯) દાક્તરોની સંખ્યા (હજારમાં) | ૫૬ | ૬૫ |
| (૧૦) અનાજની વપરાશ (માથાદીઠ દૈનિક) કેલરીમાં | ૧૮૦૦ | ૧૯૫૦ |
| (૧૧) કાપડની વપરાશ (વાર્ષિક માથાદીઠ વારમાં) | ૯.૨ | ૧૫.૫ |

| ક્ષેત્ર | ૧૯૬૦-૬૧ | ૧૯૬૪-૬૫ | ત્રીજી યોજનામાં ટકાવાર વધારો |
|---|---|---|---|
| (૧) કાચું લોખંડ (લાખ ટનમાં) | ૧૦૭ | ૩૦૦ | ૧૮૦ |
| (૨) કોલસો (લાખ ટનમાં) | ૫૪૬ | ૯૭૦ | ૭૬ |
| (૩) વીજળી શક્તિ (લાખ કી. વો. માં) | ૫૭ | ૧૨૭ | ૧૨૩ |
| (૪) રેલવે: માલનું વહન (લાખ ટનમાં) | ૧૫૪૦ | ૨૪૫૦ | ૫૯ |
| (૫) રસ્તાનો વાહન-વ્યવહાર–રસ્તા પર ફરતાં વેપારી વાહનો (હજારમાં) | ૨૧૦ | ૩૬૫ | ૭૪ |
| (૬) વહાણવટું (લાખ ટનમાં) | ૯.૦ | ૧૦.૯ | ૨૧ |
| (૭) શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા (લાખમાં) | ૪૩૫ | ૬૩૯ | ૪૭ |
| (૮) ઇસ્પિતાલોમાં પથારીઓની સગવડ (હજારમાં) | ૧૮૬ | ૨૪૦ | ૨૯ |
| (૯) દાક્તરોની સંખ્યા (હજારમાં) | ૭૦ | ૮૧ | ૧૬ |
| (૧૦) અનાજની વપરાશ (માથાદીઠ દૈનિક) કેલરીમાં | ૨૧૦૦ | ૨૩૦૦ | ૧૦ |
| (૧૧) કાપડની વપરાશ (વાર્ષિક માથાદીઠ વારમાં) | ૧૫.૫ | ૧૭.૨ | ૧૧ |

ઉપરના આંકડાઓ તપાસતાં જણાય છે કે કાચું લોખંડ અને કોલસાના ઉત્પાદનમાં સારો એવો વધારો થયો છે જે બીજી યોજનાના ગાળામાં વધુ નોંધપાત્ર છે. પરંતુ માત્ર કાચા લોખંડ કે કોલસાના ઉત્પાદનથી ન ચાલે. કાચા લોખંડમાંથી પોલાદ વધુ પ્રમાણમાં તૈયાર થવું જોઈએ અને કોલસો ઉત્પાદન સ્થળેથી દેશના વિવિધ ભાગોમાં પણ જવો જોઈએ. ત્રીજી યોજનામાં પણ આ ક્ષેત્રોમાં સારો અંદાજ રાખવામાં આવ્યો છે.

વીજળી શક્તિના ઉત્પાદનમાં બે યોજનાઓ દરમિયાન ખાસ વધારો થયેલો જણાતો નથી. પરંતુ ત્રીજી યોજનામાં આ ક્ષેત્રના ઉત્પાદનનો આંક ઘણો ઊંચો નક્કી કરાયો છે. વાહનવ્યવહારના ક્ષેત્રે રેલવેની કામગીરી પ્રથમ યોજનામાં ગણનાપાત્ર નથી, જ્યારે બીજી યોજનામાં ગણનાપાત્ર વિકાસ રેલવેએ કરી બતાવ્યો છે. ત્રીજી યોજનામાં પણ રેલવેના ક્ષેત્રે ઊંચો લક્ષ્યાંક બાંધવામાં આવ્યો છે. રસ્તાના વાહનવ્યવહારમાં રસ્તા ઉપર ફરતાં વેપારી વાહનોની સંખ્યામાં ઉત્તરોત્તર યોજનાઓમાં એકધારો વધારો થઇ રહેલો દેખાય છે. ત્રીજી યોજનાનો આ ક્ષેત્રનો લક્ષ્યાંક પ્રમાણમાં ઘણો જ ઊંચો ગણાવો જોઇએ. વહાણવટાના ક્ષેત્રે પ્રથમ યોજનામાં કોઈ ખાસ ફેરફાર જણાતો નથી, જ્યારે બીજી યોજનામાં આ ક્ષેત્રે ગણનાપાત્ર પ્રગતિ થયેલી નોંધી શકાય છે.

અને ત્રીજી યોજનામાં આ ક્ષેત્રના વિકાસ માટેનો લક્ષ્યાંક મામૂલી છે.

ઉપરની જે ચર્ચા થઈ તે મૂડીના ઉદ્યોગો તથા માધ્યમિક ઉદ્યોગોની તથા તેને મદદ કરતા વાહનવ્યવહારની છે. આ ક્ષેત્રનો વિકાસ પ્રજાને લાંબાગાળામાં સુખ-સગવડમાં વધારો કરે છે. પરંતુ પ્રજાને પ્રત્યક્ષ તાત્કાલિક વપરાશમાં, ઉપયોગમાં આવે તથા પ્રજાની સુખસગવડમાં વૃદ્ધિ કરે તેવી બાબતોના ક્ષેત્રે તપાસ કરીશું તો માલૂમ પડશે કે આ ક્ષેત્રનો વિકાસ ઘણો ધીમો છે. ઉપર આપેલા આંકડાઓ આનું સમર્થન કરે છે.

પ્રજાને માટે શાળાઓ તેમજ મહાશાળાઓ તથા ટેકનિકલ કેળવણીના ક્ષેત્રના વિકાસ પાછળ યોજનાઓમાં પ્રમાણમાં ઓછો ખર્ચ થયો છે. હોસ્પિટલોની સગવડ, દવાદારૂની સગવડ, અનાજ તથા કાપડની માથાદીઠ વપરાશ વગેરેમાં જે વિકાસ થયો છે તે ગણનાપાત્ર તો નથી જ. વળી, ત્રીજી યોજનામાં આ ક્ષેત્રે જે લક્ષ્યાંકો રાખવામાં આવ્યા છે તે પણ એટલા જ વામણા જણાય છે. ટૂંકમાં આપણે એમ કહી શકીએ કે અર્થતંત્રના વિવિધ ભાગોમાં ખેતીવાડી ઉપર પ્રથમ યોજનામાં ખાસ અને ત્રીજી યોજનામાં સાધારણ ધ્યાન અપાયું છે. ઉદ્યોગોના ક્ષેત્રે બીજી યોજનામાં ખાસ અને ત્રીજી યોજનામાં સાધારણ ધ્યાન અપાયું છે. પરંતુ અત્યાર સુધીના આયોજનને સાથે ગણતાં એમ કહી શકાય કે આયોજનના ક્ષેત્રે જે કામગીરી અને સિદ્ધિ હાંસલ થઈ છે તે સિદ્ધિ બીજા કોઇ પણ ક્ષેત્રે માલૂમ પડતી નથી. ખેતીવાડીના ક્ષેત્રે લક્ષ્યાંકો સિદ્ધ થઈ શક્યા નથી એ મોટી કમનસીબીની વાત છે.

આમ અત્યાર સુધીના આયોજનની કામગીરી અને સિદ્ધિની ચર્ચા કર્યા પછી હવે આપણે યોજનાઓના મૂલ્યાંકનનો પ્રયાસ કરીએ.

## ૬. યોજનાઓનું મૂલ્યાંકન

પ્રથમ યોજનાનાં બધાં જ પાસાંઓનો વિચાર કરતાં જણાય છે કે અર્થતંત્રમાં સ્થિરતા પ્રત્યે ખાસ ધ્યાન અપાયું છે. બીજા મહાયુદ્ધનાં અને ભાગલાનાં આર્થિક પાસાંઓએ રાષ્ટ્રની રાજકીય, આર્થિક અને સામાજિક સમતુલાને વેરવિખેર કરી નાંખી હતી. આ સમતુલાની સ્થાપના માટે પ્રથમ યોજનામાં પ્રયાસ થયો હતો. આ સમતુલાની સ્થાપના માટે અનાજ અને કાચા માલની તંગીનો પ્રશ્ન ઉકેલવાનો હતો. આ પ્રશ્ન ઉપર પ્રથમ યોજનાએ પોતાનું સમગ્ર ધ્યાન કેન્દ્રિત કર્યું હતું. પ્રથમ યોજનામાં કુદરત સાનુકૂળ હતી એટલે ખેતીવાડી ઉત્પાદનની વૃદ્ધિનું કામ સરળ બન્યું હતું.

આયાત અને નિકાસના ક્ષેત્રે લેણદેણની તુલાની કોઇ ખાસ મુશ્કેલીઓ આ સમય દરમ્યાન માલૂમ પડી નથી. આથી વિદેશી હૂંડિયામણની કોઇ મુશ્કેલી ઉદ્ભવી નથી. સ્ટર્લિંગ પુરાંતોનો જથ્થો સારો જમા થયો હતો એટલે આ ક્ષેત્રે કોઈ મુશ્કેલી નહોતી. આ ઉપરાંત જાહેરસાહસ વિભાગના ખર્ચમાં એટલો બધો વધારો થયેલો પણ જોવામાં આવ્યો નથી.

ઉપર જે કાંઇ આપણે જોયું તેમાં પ્રથમ યોજનાનાં વખાણ સમાયલાં છે. પરંતુ પ્રથમ યોજનાની ક્ષતિઓ પર પણ આપણું ધ્યાન દોરાવું જોઇએ. અભ્યાસીઓનું એવું મંતવ્ય છે કે પ્રથમ યોજનામાં ભૌતિક સાધનો કરતાં નાણાકીય સાધનો ઉપર વધુ ધ્યાન અપાયું છે. વળી, તે ઉપરાંત આયોજનની શરૂઆતમાં જ આયોજનનું મુખ્ય કાર્ય તો એ હતું કે રાષ્ટ્રની કુલ કુદરતી સાધન સંપત્તિનું માપ કાઢવું. પરંતુ આ ઘણું મહત્ત્વનું કામ પ્રથમ યોજનામાં કરવામાં ન આવ્યું. લગભગ શુદ્ધ નાણાકીય કહી શકાય તેવી આયોજનની પદ્ધતિ પણ ભૂલભરેલી હતી. આથી વારંવાર લક્ષ્યાંકોમાં ફેરફાર કરવા પડતા હતા. યોજનાને એક એક વર્ષના એમ પાંચ વિભાગમાં વહેંચી નાખવાની જરૂર હતી. આવું વાર્ષિક આયોજનનું કામ પણ કરવામાં આવ્યું નથી.

ખેતીવિકાસ તરફ વધુ ધ્યાન અપાયું હોવાથી, મોટા પાયાના ઉદ્યોગો તરફ દુર્લક્ષ સેવાયું છે. અને ખેતીમાં પણ આયોજનની ખામીઓ હતી. પાકના પ્રકારોઉગાડવાની બાબતમાં કે ઊગેલા પાકનો વીમો ઉતારવા જેવી મહત્ત્વની બાબતોમાં પ્રથમ યોજનામાં કાંઇ જ કરવામાં આવ્યું નહિ. આમ, આટલી ખામીઓ પણ પ્રથમ યોજનાની આપણે તપાસવી જોઇએ. આમ છતાં પ્રથમ યોજના પાછળની બન્ને યોજનાઓ કરતાં વધુ સફળ યોજના ગણી શકાય. પ્રથમ યોજનાએ સ્થગિત થયેલાં અર્થતંત્રને

વિકાસલક્ષી બનાવ્યું અને બીજી યોજનાના વિશાળ અને ઝડપી ઔદ્યોગીકરણના કાર્યક્રમને માટે અર્થતંત્રને તૈયાર કર્યું.

પ્રથમ યોજનાની ટીકાના મુદ્દાઓ તપાસ્યા પછી હવે બીજી યોજનાની ટીકાના મુદ્દાઓ તપાસીએ.

પહેલી વાત તો એ જ કે પ્રથમ યોજના જેટલી સરળ નીવડી તેટલી જ બીજી યોજના ખતરનાક નીવડી. બીજી યોજનાનો અમલ પણ પૂરો થઈ શક્યો નથી. બીજી યોજનાની નિષ્ફળતાના જે જવાબદાર કારણો છે તેમાં કુદરત અને આંતરરાષ્ટ્રીય રાજકીય પરિસ્થિતિનો પણ સમાવેશ થઈ જાય છે. પ્રથમ યોજનામાં કુદરત પ્રતિકૂળ જ રહી. પ્રથમ જ વર્ષમાં મોસમ ભારે નબળી નીવડી અને ખેતીવાડી ઉત્પાદનમાં ખૂબ જ ઘટાડો થયો. વળી સુએઝ નહેરનો ઝઘડો ફાટી નીકળ્યો અને તેણે ભારે ગંભીર સ્વરૂપ પકડયું. આથી જરૂરને સમયે જ ભારતના આયાતનિકાસને પ્રતિકૂળ અસરો પડી. ધારેલાં યંત્રો વગેરે માલસામાન મગાવી શકાયો નહિ અને ધારેલો માલસામાન મોકલી શકાયો નહિ અને વિદેશી હૂંડિયામણની કમાણીની ભારે ખેંચ પડી.

બીજી યોજના ઉદ્યોગોની યોજના હતી. બીજી યોજનામાં વધુ પડતો ઝોક ઔદ્યોગીકરણ ઉપર મુકાયો હતો. તેમાં પણ આ ઔદ્યોગીકરણ ઝડપી અને પાયાનું પણ હોવું જોઈએ એવો આગ્રહ હતો. આથી બીજી યોજનામાં ઘણાં યંત્રો અને યંત્રવિદોને પરદેશથી મંગાવ્યાં. ઘણાં બધાં ઔદ્યોગિક એકમો તૈયાર થઈ ચૂક્યાં. આ એકમોને ચલાવવા માટે મજૂરો તો હતા, પરંતુ અભણ અને તાલીમ વગરના હતા. પરંતુ સૌથી વધુ ગંભીર બાબત તો એ હતી કે આ યંત્રોને માટે કાચા માલનો પુરવઠો અને મજૂરોને માટે અનાજનો પુરવઠો, પૂરતો અને સતત પ્રમાણમાં મળી શકે તેવો કોઈ પ્રબંધ જ ન હતો. આ પ્રબંધ દેશનો ખેતીવાડી વિભાગ કરી આપશે જ એવી ધારણા હતી. પ્રથમ યોજનાની કામગીરીએ ખેતીવાડી વિભાગની બધી સુધારણા કરી નાખી જ છે અને હવે ખેતીવાડી ઉત્પાદનમાં ભારતીય અર્થતંત્ર સ્વાવલંબી જ છે એમ માની લેવામાં આવ્યું. આ બધું જ ખોટું ઠર્યું. પ્રથમ યોજનામાં ખેતીવાડીનું જે ઉત્પાદન થયું તેમાં યોજનાની કામગીરી કરતાં કુદરત જ વધુ જવાબદાર હતી. કુદરત પ્રથમ યોજનામાં સાનુકૂળ હતી જે બીજી યોજનામાં પ્રતિકૂળ માલૂમ પડી અને તમામ ખેતીવાડી ઉત્પાદન બીજી યોજનાના પ્રથમ વર્ષથી જ પાછું પડયું અને યોજનાના અમલમાં ભંગાણ પડયું.

કાચા માલની ભારે તંગી જણાવા લાગી, એટલે ખેડૂતોએ અનાજ નીચેથી જમીન લઈને તેમાં કાચા માલનું વાવેતર શરૂ કર્યું. આથી અનાજનું ઉત્પાદન ઘટયું અને કાચા માલના ભાવો સાથે અનાજના ભાવો પણ વધવા લાગ્યા. અનાજની આ તંગીને પહોંચી વળવા માટે પરદેશથી લાખો ટન અનાજ મંગાવવું પડયું, જેના ભરણારૂપે ઘણું મૂલ્યવાન વિદેશી હૂંડિયામણ ખર્ચાઈ ગયું. ખેતીપ્રધાન રાષ્ટ્રને પોતાના દેશના ખેતઉત્પાદનની માંગ સંતોષવા પરદેશથી અનાજ અને કાચો માલ મંગાવવા પડયા. વધુ પડતા ઉદ્યોગીકરણના પ્રયાસનું આ પ્રત્યક્ષ પરિણામ છે.

વાત હજી આટલેથી અટકતી નથી. અનાજના વધેલા ભાવોને લીધે કામદાર વર્ગોએ વધતા ભાવોને પહોંચી વળવા માટે વધુ વેતનની માગણી કરી. જો વધુ વેતનો આપવામાં ન આવ્યાં હોત તો હડતાળો પડત, ઉત્પાદનમાં રૂકાવટ થાત અને ભાવોનો વધારો થાત. આ પરિસ્થિતિ ન આવવા દેવા માટે વેતનમાં વધારો આપવામાં આવ્યો. વેતનના આ વધારાથી અને કાચા માલના ઊંચા ભાવોથી ઉત્પાદન ખર્ચ વધ્યો અને સામાન્ય ભાવોની આખી સપાટી ઘણી ઊંચી આવી. ૧૯૫૧થી ૧૯૬૧ સુધીમાં ભાવોમાં ૩૦ થી ૩૨% જેટલો વધારો થયો છે. ઊંચા ભાવની આપણી ચીજવસ્તુઓ વિદેશી બજારમાં હરીફાઈમાં વેચી શકાઈ નહીં અને પરિણામે નિકાસ ઘટી, આયાતો વધી અને તેને જ પરિણામે વિદેશી હૂંડિયામણની ભારે વિષમ કટોકટી આવી પડી. આ બધું વધુ પડતા ઉદ્યોગીકરણને આભારી હતું.

ખાધપૂરક નાણાંતંત્રના સાધન દ્વારા ઘણું નાણું ઊભું કરવામાં આવ્યું હતું એટલે તેણે પણ ભાવોમાં ઘણો વધારો કર્યો. વધેલા ભાવોને કારણે ઉત્પાદનનાં સાધનો બિનઉત્પાદક અને અયોગ્ય માર્ગે વળવાથી જરૂરી માલસામાનનું ઉત્પાદન થઈ શક્યું નહીં અને જરૂરી સેવાઓ મેળવી શકાઈ નહીં, આથી વીજળી, કોલસો

વગેરેની ખેંચ પડતાં બળતણની કટોકટી પણ ઉપસ્થિત થઈ. રેલવે વાહનવ્યવહારની કટોકટી પણ ઉપસ્થિત થઈ. સરકાર પક્ષે યોજનાને પરાણે અમલમાં મૂકવાના પ્રયાસરૂપે અર્થતંત્રમાં નિયમનો મૂકવામાં આવ્યાં જે નિષ્ફળ જ ગયાં પરંતુ લાંચ-રુશવત અને વહીવટી ગેરવ્યવસ્થા ઊભી થઈ અને અંતે યોજના અમલમાં આવી શકી નહીં.

સામ્યવાદી રશિયામાં આયોજનની એક વિશિષ્ટતા એ છે કે પંચવર્ષીય યોજનામાં સૌ પ્રથમ તો ઉત્પાદનના અને સેવાઓના અમુક લક્ષ્યાંકો નક્કી કરવામાં આવે છે અને આ લક્ષ્યાંકોને પહોંચી વળવા માટે કોઈ ને કોઈ પ્રકારે પણ નાણાંકીય સાધનો ઊભાં કરવામાં આવે છે. દેશમાં જે નાણાકીય સાધનો લોકો સ્વેચ્છાથી બચાવીને સરકારને સોંપે તેટલાથી જ ઉત્પાદન અને સેવાના નક્કી થયેલા લક્ષ્યાંકો હાંસલ થઈ શકે નહીં કારણકે લક્ષ્યાંકો ઘણા ઊંચા મૂકવામાં આવે છે. આમ પ્રથમ લક્ષ્યાંકો નક્કી કરવા અને પછી તે માટે નાણાકીય સાધનો મેળવવાની પદ્ધતિને ભૌતિક આયોજન પદ્ધતિ તરીકે ઓળખવામાં આવે છે. ભારતની બીજી યોજના ભૌતિક આયોજનના પ્રકારની હતી. સમાજવાદી સમાજરચનાનો સિદ્ધાંત સરકારે સ્વીકારેલો એટલે તે સિદ્ધાંતને અમલમાં મૂકવાના પ્રયાસરૂપે સરકારે નવી ઔદ્યોગિકનીતિ ૧૯૫૬માં બહાર પાડીને જાહેરસાહસ હસ્તક ઘણા ઉદ્યોગો સોંપ્યા હતા જે ઉત્પાદન વધારવામાં નિષ્ફળ નીવડ્યા. આમ બીજી યોજના આવી અનેક ક્ષતિઓથી ભરેલી યોજના હતી જેણે પ્રથમ યોજનાના આર્થિક વિકાસની સિદ્ધિ પર પાણી ફેરવી દીધું.

બીજી યોજનાની ટીકાના મુદ્દાઓ તપાસ્યા પછી હવે ત્રીજી યોજનાની ટીકાના મુદ્દાઓ તપાસીએ.

ત્રીજી યોજનાની શરૂઆત કરવામાં આવી ત્યારે પ્રથમ બંને યોજનાના થઈને ૯૦ લાખ બેકારો અર્થતંત્રમાં હતા. ત્રીજી યોજનાના ગાળા દરમિયાન વસ્તીવધારાને કારણે ૧૭૦ લાખ નવા બેકારો ઉપરની સંખ્યામાં ઉમેરતાં કુલ ૨૬૦ લાખ બેકારોને રોજી આપવાની જવાબદારી ત્રીજી યોજનાને ફાળે આવી છે. ત્રીજી યોજના દરમિયાન ૩૫ લાખ લોકોને ખેતીમાં અને ૧૦૫ લાખ લોકોને બિનખેતીવાડી વિભાગમાં—એમ મળીને કુલ ૧૪૦ લાખ લોકોને ત્રીજી યોજના રોજગારી પૂરી પાડશે એવો અંદાજ મૂકાયો છે. આ લક્ષ્યાંકો પાર પડે તો પણ ૧૨૦ લાખ લોકો રોજગારી વગરના ચોથી યોજના માટે રહેશે એમ અત્યારે માનવામાં આવે છે. આમ ત્રીજી યોજનાનું આ મુખ્ય કાર્ય હતું.

બીજી યોજનાના અનુભવો ત્રીજી યોજના માટે પદાર્થપાઠો સમાન નીવડ્યા. બીજી યોજનાના અનુભવે જણાવ્યું કે જમીનસુધારણા વિષેની નીતિમાં ફેરવિચારણા કરવાની જરૂર છે. આ ઉપરાંત ગ્રામઉદ્યોગ પર વધુ ભાર મૂકવાની જરૂર છે તેમ જ વહીવટીતંત્રની સુધારણાની તેટલી જ જરૂર છે એમ બીજી યોજનાથી જાણવા મળે છે. ત્રીજી યોજના તપાસતાં જણાય છે કે ખેતી વિભાગનું મહત્ત્વ ફરી સ્વીકારવામાં આવ્યું છે. યોજનાનું કદ પણ વિશાળ બનાવવામાં આવ્યું છે અને યંત્રો ઉત્પન્ન કરતા ઉદ્યોગોને પણ આગવું સ્થાન આપવામાં આવ્યું છે. આ મુદ્દાઓમાં ત્રીજી યોજના યોગ્ય જણાય છે.

પરંતુ, આયોજકોનું ધ્યાન બીજા મહત્ત્વના મુદ્દાઓ પર ગયું નથી. અને ત્રીજી યોજનામાં ગંભીર ખામીઓ રહી જવા પામી છે. જે ક્ષેત્રોમાં ઓછું ઉત્પાદન છે અને વધુ મૂડીરોકાણ કરવું પડે છે તેવાં ક્ષેત્રોમાં સરકાર વધુ રોકાણ કરે છે એવી બીજી યોજનાની ખામી ત્રીજી યોજનામાં પણ ચાલુ રાખવામાં આવી છે. આ ઉપરાંત ઉદ્યોગોનાં જે કામો ત્રીજી યોજનામાં નક્કી થયાં છે તે બધાં વિદેશી હૂંડિયામણની વધુ જરૂર પડે તેવાં રોકાણો છે. આ ઉપરાંત જાહેર વિભાગને શક્તિ કરતાં વધુ અને ખાનગી સાહસને શક્તિ કરતાં ઓછું ઉત્પાદનક્ષેત્ર આપવાની બીજી યોજનાની ભૂલ ત્રીજી યોજનામાં પણ ચાલુ છે. અને છેલ્લે ત્રીજી યોજનામાં આયોજન પંચે ભાવવિષયક, રોજગારી વિષયક નીતિની સ્પષ્ટતા કરેલી જોવા મળતી નથી. આમ આર્થિક વિકાસના મોટા દુશ્મન ફુગાવાની સામે ભારતીય અર્થતંત્રની રક્ષા માટે કોઈ વિશિષ્ઠ કામગીરી ત્રીજી યોજનામાં સ્વીકારવામાં આવી હોય તેમ માલૂમ પડ્યું નથી.

તાજેતરમાં થયેલા ચીની આક્રમણને કારણે દેશની ઘણી સંપત્તિ આર્થિક વિકાસને માટે વપરાવાને બદલે સંરક્ષણના કામમાં વપરાવા લાગી છે. આ નવા પરિબળે

ત્રીજી યોજનાનું ભાવી અનિશ્ચિત બનાવેલું જણાય છે. આપણે આશા રાખીએ કે ત્રીજી યોજના બની શકે તેટલી વધુ પ્રમાણમાં ફળદાયી નીવડે.

આ વિભાગમાં આયોજનની જે ચર્ચા આપણે કરી છે તેને નીચે પ્રમાણે ટૂંકમાં રજૂ કરી શકાય.

(૧) ભારતમાં જે આયોજન પદ્ધતિ અપનાવવામાં આવી છે તે સામ્યવાદી રશિયાના પ્રકારની નથી તેમ જ પશ્ચિમના મુક્ત અર્થતંત્રના પ્રકારની પણ નથી, પરંતુ મિશ્ર અર્થતંત્ર પદ્ધતિ અપનાવવાનો પ્રયાસ છે.

(૨) ભારતમાં "રાષ્ટ્રીય આયોજન પંચ" પહેલાં પણ આયોજનના પ્રયાસો કરવામાં આવ્યા હતા, પરંતુ તે પ્રયાસો વ્યક્તિગત પ્રયાસો જ હતા એટલે તેમના પ્રત્યે કોઈનું વિશેષ લક્ષ દોરાયું નથી.

(૩) આયોજન પંચને જે કામગીરી સોંપાઈ છે, તેમાં રાષ્ટ્રીય સાધનોની મોજણી, મેળવણી, લક્ષ્યાંકો તૈયાર કરવાની અને તે સિદ્ધ કરવાના પ્રયાસોના સૂચનની જવાબદારી મુખ્ય છે.

(૪) પ્રથમ યોજનાને 'ખેતીવાડીની યોજના' તરીકે ઓળખાવી શકાય. આ યોજના સફળ થઈ છે.

(૫) બીજી યોજનાને 'ઉદ્યોગોની યોજના' તરીકે ઓળખાવી શકાય. આ યોજના સફળ થઈ નથી. નિષ્ફળતા માટે શક્તિ કરતાં વધુ પ્રમાણમાં અને વધુ ઝડપવાળા ઉદ્યોગીકરણના પ્રયાસો જ મહદ્ અંશે જવાબદાર છે.

(૬) ત્રીજી યોજનામાં ખેતી અને ઉદ્યોગોના વિકાસ વચ્ચે સમતુલા જાળવવાના પ્રયાસનો દાવો છે. સંરક્ષણનો વધેલો બોજો આ યોજનાને પણ પૂર્ણપણે અમલમાં આવવાની તક આપે તેમ જણાતું નથી.

*

**ત્વચા:** ત્વચામાં ચાર ઇંદ્રિયો આવેલી છે અને એ દ્વારા ચાર પ્રકારનાં સંવેદનો થાય છે: સ્પર્શનું સંવેદન, ઉષ્ણતાનું સંવેદન, શીતનું સંવેદન અને વેદનાનું સંવેદન. ત્વચામાં આવેલાં ચાર પ્રકારનાં બિંદુઓનું ઉદ્દીપન થતાં આ પ્રકારની સંવેદનાઓ થાય છે.

હવે આપણે શરીર-અંતર-ગત ઇંદ્રિયોનો વિચાર કરીએ.

(૧) શરીરની સમતુલા સમજનારી ઇંદ્રિયો. માણસ સાધારણ રીતે ટટાર ઊભો રહે છે. ટટાર સ્થિતિમાંથી તે આગળ, પાછળ અથવા બે બાજુએ અમુક હદ સુધી ઝૂકી શકે છે; પણ જ્યારે તેની સમતુલા છૂટી જાય છે અને તે પડી જાય એટલે સુધી ઝૂકે છે ત્યારે સમતુલન ગયું એવું ભાન તેને થાય છે. આ સમતુલાનું ભાન કરી આપનારી ઇંદ્રિયો કાનના અંદરના ભાગમાં આવેલી છે. ટાંકણીના માથા જેટલી ત્રણ નળીઓમાં પ્રવાહી દ્રવ્ય આવેલું છે. એમાં કેશતંતુકોષ (haircells) જ્યારે માથાની હાલચાલ થાય છે ત્યારે આ પ્રવાહી દ્રવ્યમાં હલનચલન થાય છે. પરિણામે કેશતંતુકોષ ઉદ્દીપિત થાય છે જે જ્ઞાનતંતુઓ દ્વારા મગજ સુધી સંદેશો લઈ જાય છે. ત્યારે આપણને શરીરની સમતુલાનું ભાન થાય છે.

(૨) બીજી પ્રમુખ ઇંદ્રિયો શરીરનાં અંગોની સ્થિતિ અને ગતિસૂચક ઈંદ્રિયો છે. આ ઈંદ્રિયો સ્નાયુ, અસ્થિબંધ અને સાંધાઓની બનેલી છે. આની સાથે જોડાયેલા જ્ઞાનતંતુઓ સ્પંદનોને મગજના જુદા જુદા ભાગો સુધી લઈ જાય છે, અને પરિણામે આપણને આપણાં અંગોની સ્થિતિનું અથવા ચલનનું જ્ઞાન થાય છે. દા. ત., આપણે હાથ ઊંચો કરીએ છીએ, અથવા લાંબો કૂદકો મારીએ છીએ એની સંવેદના આપણને આ ઇંદ્રિયો-દ્વારા થાય છે.

(૩) ઇતર ઇંદ્રિયોમાંની ત્રીજી પ્રમુખ ઈંદ્રિયો અંતઃસ્થ અંગો અથવા આંતરિક ઈંદ્રિયો છે; આ ઈંદ્રિયોમાં જઠર, આંતરડાં, લીવર, હૃદય, ફેફસાં, મૂત્રાશય વગેરેનો સમાવેશ થાય છે, કેટલાંક ઉદ્દીપનો આ ભાગોમાં ઉત્પન્ન થાય છે. અને તેનું સંવેદન આપણને થાય છે. દા. ત., જઠરની દિવાલોનું સંકુચન થવાથી ભૂખનું સંવેદન થાય છે.

**સંવેદનનાં લક્ષણો**

સંવેદનનાં લક્ષણો એટલે સંવેદનના વર્ણનની વિગતો. સંવેદનનું વર્ણન કરતી વખતે આપણે કઈ દૃષ્ટિ સામે રાખી શકીએ અથવા કયાં પાસાં વિષે વિચાર કરી શકીએ? એ રીતે જોતાં સંવેદનનાં લક્ષણો ૬ છે. (૧) સંવેદનનો વિશેષ ગુણ અથવા પ્રકાર (૨) સંવેદનની તીવ્રતા (૩) સંવેદનનો વિસ્તાર (૪) સંવેદનની સમય-અવધિ (૫) સંવેદનની સ્પષ્ટતા (૬) સંવેદનનું સ્થાનચિહ્ન. આ ૭ ગુણોનો આપણે વિગતવાર વિચાર કરીએ.

**૧. ગુણ અથવા પ્રકાર:** દરેક સંવેદનમાં એવી વિશિષ્ટતા હોય છે કે જેથી આપણે એને બીજા પ્રકારના સંવેદનથી જુદું પાડી શકીએ. દા.ત., દૃષ્ટિસંવેદન શ્રવણ-સંવેદનથી જુદું પડે છે; શ્રવણસંવેદન ગંધસંવેદનથી તદ્દન જુદુ પડે છે. સંવેદનની વિશિષ્ટતાને લીધે આપણે સંવેદનના પ્રકાર નક્કી કરીએ છીએ. ઉપર આપણા વર્ગીકરણ પ્રમાણે આપણે સંવેદનના ૧૧ પ્રકાર પાડયા છે

**૨. તીવ્રતા:** સંવેદનને તીવ્રતા હોય છે. એક જ પ્રકારનું સંવેદન હોય તો પણ એની તીવ્રતામાં ફરક હોય છે. દા.ત., બહુ તેજસ્વી તારો અને ઝાંખો તારો. બંને સંવેદનો દૃષ્ટિસંવેદનો છે, પણ બંનેની તીવ્રતામાં ફરક હોય છે. તેમજ બહુ મોટો અવાજ અને બહુ ધીમો અવાજ તીવ્રતાની બાબતમાં જુદા પડે છે.

**૩. વિસ્તાર:** સંવેદનને વિસ્તાર હોય છે. સંવેદનનો વિસ્તાર સમજવાની દૃષ્ટિએ સ્પર્શસંવેદનનો દાખલો સહેલો પડશે. આપણા હાથના પૃષ્ઠ ભાગ ઉપર ટાંકણીની અણીનો સ્પર્શ થાય અને સપાટ ફૂટપટ્ટીનો સ્પર્શ થાય એ બંને સ્પર્શસંવેદનો જ છે; પણ બંનેના વિસ્તારમાં ફરક છે. ટાંકણીનો સ્પર્શનો અનુભવ બિંદુ જેટલા વિસ્તારમાં થાય છે; ફૂટપટ્ટીના સ્પર્શનો અનુભવ લાંબા, પહોળા વિસ્તારમાં થાય છે. બીજી ઇંદ્રિયોનાં સંવેદનોમાં પણ વિસ્તારનું લક્ષણ હોય છે. એક દિશામાંથી આવતી વ્હીસલનો તીણો અવાજ અને આકાશને વ્યાપતો મેઘ-ગર્જનાનો અવાજ વિસ્તારમાં જુદા હોય છે. માથાનો એક બાજુનો દુખાવો અને આખા શરીરનો દુખાવો વિસ્તારની બાબતમાં જુદા પડે છે.

**૪. સમય-અવધિ:** સંવેદનને સમય-અવધિ હોય છે. એક ચિત્ર આપણી સામે એક સેકન્ડ સુધી રાખવામાં આવે અથવા એક મિનિટ સુધી રાખવામાં આવે;

બંનેના અનુભવમાં સમયની દૃષ્ટિએ ફરક છે.

**૫. સ્થાન ચિહ્ન:** સંવેદનને સ્થાનચિહ્ન હોય છે. એટલે સંવેદન શરીરના કયા ભાગ ઉપર થાય છે એનું જ્ઞાન આપણને થાય છે. આપણી ગરદનના પાછલા ભાગ ઉપર કોઈ સ્પર્શ કરે તો જોયા વગર સ્પર્શ કયા ભાગ ઉપર થયો છે એ આપણે કહી શકીએ છીએ. વેદના માથામાં થાય છે કે પેટમાં થાય છે એનું જ્ઞાન આપણને સંવેદન દ્વારા થાય છે.

*

## ૧૦. ધ્યાન

આપણી આસપાસ અનેક પદાર્થો છે. એમાંથી નીકળતાં ઉદ્દીપનો આપણા ઉપર સતત આઘાત કરતા હોય છે. પણ એ બધાંનું જ્ઞાન આપણને થતું નથી. એ જ્ઞાન થવા માટે બે શરતોની જરૂર હોય છે. એક ઉદ્દીપનની તીવ્રતા. ઉદ્દીપનની તીવ્રતા અમુક પ્રમાણ સુધી પહોંચે તો જ તેનું સંવેદન માણસને થાય છે. આપણી આસપાસ અનેક અવાજ થતા હોય છે પણ એ એટલા સૂક્ષ્મ હોય છે કે તે આપણને સંભળાતા નથી. ઉદ્દીપનનું જ્ઞાન થવા બીજી શરતની પણ જરૂર છે. એ એટલે માણસની આંતરિક સ્થિતિ. માણસ પોતાના વિચારોમાં તદ્દન મગ્ન હોય તો તેને આસપાસ થતા ઘોંઘાટનું ભાન હોતું નથી. જ્યારે કેટલાંક ઉદ્દીપનો આપણી બોધાવસ્થાના કેન્દ્રમાં આવે છે; કેટલાંક બોધાવસ્થાના ક્ષેત્રને આવી સ્પર્શ કરે છે, જ્યારે આપણી બોધાવસ્થા કોઇ પદાર્થ ઉપર કેન્દ્રિત થાય છે ત્યારે આપણે એ પદાર્થ તરફ ધ્યાન આપીએ છીએ એમ કહેવાય છે. બીજા શબ્દોમાં પદાર્થ ઉપર મનને એકાગ્ર કરવાની ક્રિયાને ધ્યાન આપવાની ક્રિયા કહે છે. ધ્યાન એ જ્ઞાનનું પહેલું પગથિયું છે, પછી એ જ્ઞાન પ્રત્યક્ષ જ્ઞાન હોય અથવા વૈચારિક જ્ઞાન હોય.

### ધ્યાનનાં લક્ષણો

ધ્યાન ચંચળ હોય છે. એટલે ધ્યાન એક પદાર્થથી બીજા પદાર્થ તરફ ખસતું હોય છે. સામાન્ય કલ્પના એવી હોય છે કે આપણે લાંબા સમય સુધી એક વિષય ઉપર મન એકાગ્ર કરી શકીએ છીએ. કલાકો સુધી આપણે એક નવલકથા વાંચવામાં મગ્ન હોઈએ છીએ એ વાત સાચી છે; પણ સૂક્ષ્મ રીતે તપાસીએ તો વાંચતી વખતે આપણું ધ્યાન એક શબ્દ ઉપરથી બીજા શબ્દ ઉપર, એક વિચાર ઉપરથી બીજા વિચાર ઉપર એક પ્રસંગ ઉપરથી બીજા પ્રસંગ ઉપર ખસતું હોય છે. પ્રયોગશાળામાં કરેલા પ્રયોગ પુરવાર કરે છે કે આપણું ધ્યાન ચાર પાંચ સેકન્ડ પછી વિચલિત થતું હોય છે.

**ધ્યાન સંશોધનાત્મક હોય છે:** ધ્યાન પદાર્થ અથવા વિષયને જાણવાનો પ્રયત્ન કરે છે. આપણે મિત્રના ચહેરા તરફ ધ્યાન આપીએ છીએ. એટલે મિત્રનો ચહેરો કેવો છે, તેના ઉપર કઈ જાતનો ભાવ છે વગેરે જાણવાનો પ્રયત્ન કરીએ છીએ. ન્યૂટનનું ધ્યાન ઝાડ પરથી પડતાં સફરજન તરફ ગયું. તેમાંથી ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતનું સંશોધન થયું.

**ધ્યાન વસ્તુલક્ષી હોય છે:** ધ્યાન હંમેશાં કોઈ પદાર્થ અથવા વિચાર સાથે સંબંધિત હોય છે. એટલે જ્યારે આપણે ધ્યાન આપીએ છીએ ત્યારે કોઈ ને કોઈ પદાર્થ અથવા વિચાર તરફ આપણે ધ્યાન આપીએ છીએ.

**ધ્યાન મર્યાદિત હોય છે:** આપણી આસપાસ અસંખ્ય પદાર્થો હોય છે; પરંતુ એ બધા તરફ આપણે ધ્યાન આપતા નથી, અથવા એ બધા તરફ આપણું ધ્યાન દોરાતું નથી. થોડાક મર્યાદિત પદાર્થો તરફ જ આપણું ધ્યાન દોરાય છે. એક અર્થમાં આપણે એકી વખતે એક જ એકમ તરફ ધ્યાન આપી શકીએ. ટૅકિસ્ટોસ્કોપ સાધન દ્વારા પ્રયોગમાં એમ માલૂમ પડે છે કે પ્રયોજ્ય એક ધ્યાનની ક્રિયામાં ૭, ૮ અથવા ૯ ટપકાંનું આકલન કરી શકે છે. પણ એ ૯ ટપકાંને એકમ (એક જ રચના) તરીકે જુએ છે. કેટલીક વખતે માણસ એક વખતે બે ત્રણ બાબતો તરફ ધ્યાન આપી શકે છે એમ આપણે જોઈએ છીએ. પણ ખરી રીતે તે એક બાબત ઉપરથી બીજી બાબત ઉપર બહુ ઝડપથી ધ્યાન ખસેડતો હોય છે, એકી વખતે બે અથવા ત્રણ વસ્તુ તરફ ધ્યાન આપતો નથી.

**ધ્યાનમાં શારીરિક અનુકૂલન હોય છે:** ધ્યાનની સાથે ધ્યાનને મદદ કરે એવા શારીરિક ફેર-

ફારો જાણતા અજાણતા થાય છે. અવાજ સાંભળતી વખતે આપણે અવાજની દિશામાં કાન સ્થિર કરીએ છીએ અથવા એ દિશામાં પાસે લઈ જઈએ છીએ. કોઈ વિષય ઉપર બહુ ઊંડો વિચાર કરતી વખતે અથવા તેનું મનન કરતી વખતે કેટલીક વખતે આપણે આંખો બંધ કરીએ છીએ, જેથી આપણું ધ્યાન બહારના પદાર્થો તરફ આકર્ષાઈ આપણા વિચારમાં વિક્ષેપ ઉપન્ન ન થાય. કેટલીક વખતે તો પૂર્ણ એકાગ્રતાની સ્થિતિમાં આપણો શ્વાસોચ્છ્વાસ પણ તદ્દન ધીમો બને છે. ફૂલ અથવા અત્તર જેવી વસ્તુની ગંધ બરાબર પારખવા આપણે નસકોરાંથી હેતુપૂર્વક ગંધનો વાયુ અંદર ખેંચીએ છીએ. નાનું બાળક જ્યારે ચોપડી એકાગ્રતાથી વાંચે છે ત્યારે તેના આખા શરીરની સ્થિતિમાં ફરક પડે છે.

## ધ્યાનનાં નિર્ણાયક બળો

હું સંગીત તરફ ધ્યાન આપું છું એમ કહેવું જેટલું સાચું છે એટલું જ સાચું સંગીત મારું ધ્યાન ખેંચે છે એમ કહેવું સાચું છે. એટલે ધ્યાનનો આધાર કેવળ મારા ઉપર નથી. બહારની વસ્તુ ઉપર પણ ધ્યાનનો આધાર છે. મારી ઇચ્છા ન હોય તો પણ મોટા અવાજથી મારું ધ્યાન ખેંચાવાનું જ. બીજા શબ્દોમાં કહેવું હોય તો ધ્યાનનાં નિર્ણાયક પરિબળો બે પ્રકારનાં છે: (૧) વસ્તુનિષ્ઠ, અને (૨) આત્મનિષ્ઠ. આપણે બંને બળોનું વિવેચન કરીશું.

**વસ્તુનિષ્ઠ બળો :** ધ્યાનનાં મુખ્ય પરિબળો ૭ છે: (૧) ઉદ્દીપનની તીવ્રતા (૨) કદ (૩) ફેરફાર અથવા નવીનતા (૪) વારંવારિતા (૫) નિશ્ચિત આકૃતિ અથવા રચના (૬) ગતિ (૭) બિનહરીફતા.

(૧) **તીવ્રતા:** તીવ્ર પ્રકાશ મંદ પ્રકાશ કરતાં આપણું ધ્યાન દોરે છે; તેમ જ તીવ્ર વેદના, મોટો અવાજ, સખત દુર્ગંધ પણ આપણું ધ્યાન સહેલાઈથી ખેંચી શકે છે.

(૨) **કદ:** કદ પણ ધ્યાન આકર્ષનારું બળ છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે મોટા કદની વસ્તુ નાના કદની વસ્તુ કરતાં જલદી ધ્યાન ખેંચે છે. કીડી કરતાં હાથી તરફ આપણું ધ્યાન સહેલાઈથી જાય છે.

(૩) **ફેરફાર અથવા નવીનતા :** કોઈ વસ્તુ હંમેશ કરતાં નવીન સ્વરૂપમાં આપણને દેખાય તો આપણું ધ્યાન તરત જ ખેંચાય છે. સ્ત્રીએ પુરુષનો પોશાક પહેર્યો હોય અથવા પુરુષે સ્ત્રીનો પોશાક પહેર્યો હોય તો તરત જ આપણું ધ્યાન ખેંચાય છે.

(૪) **વારંવારિતા:** ઉદ્દીપન જો વારંવાર આપણી સામે ધરવામાં આવે તો તે આપણું ધ્યાન વધુ સફળતાપૂર્વક ખેંચી શકે છે. રાજકીય અથવા સામાજિક આંદોલન વખતે સૂત્રો વારવાર પોકારવામાં આવે છે તેનું આ જ રહસ્ય છે. બારણા ઉપર વારંવાર ટક ટક કરવાથી ધ્યાન જલદી ખેંચાય છે.

(૫) **નિશ્ચિત અથવા સુબદ્ધ રચના :** મનુષ્યના મનનું એવું વલણ છે કે અસ્તવ્યસ્ત ઉદ્દીપનો કરતાં યોગ્ય આકારમાં બંધાયેલાં ઉદ્દીપનો આપણું ધ્યાન સહેલાઇથી ખેંચે છે. કાગળ ઉપર આડીઅવળી ફેલાયેલી લીટીઓ કરતાં એ જ રેષાઓની આકૃતિ બનાવી છાપી હોય તો આખી આકૃતિ તરફ એકી વખતે ધ્યાન જાય છે.

(૬) **ગતિ:** સામાન્ય અનુભવ એવો છે કે સ્થિર વસ્તુ કરતાં, હલનચલન કરતી વસ્તુ તરફ આપણું ધ્યાન જલદી ખેંચાય છે–ખૂણામાં છાનામાના બેઠેલા કૂતરા તરફ ખેંચાય તેના કરતાં દોડતા કૂતરા તરફ આપણું ધ્યાન તરત ખેંચાય છે.

(૭) **બિનહરીફતા :** જો કોઇ પદાર્થ તદ્દન એકલો રજૂ કરવામાં આવે અને એની પાસે એની સ્પર્ધા કરે એવી બીજી કોઈ વસ્તુ ન હોય તો તે તરફ ધ્યાન વધું જલદી જાય છે. દા. ત., વર્તમાનપત્રના એક પાનાની મધ્યમાં એક નાની સરખી જાહેર ખબર છપાવી હોય અને આજુબાજુનો ભાગ તદ્દન કોરો હોય તો તે જાહેરખબર તરફ ધ્યાન જલદી ખેંચાય છે.

## આત્મનિષ્ઠ બળો

ધ્યાનનાં આત્મનિષ્ઠ બળો ચાર છે. (૧) આંતરિક જરૂરિયાતો (૨) અભિરુચિ અને માનસિક વલણ (૩) માનસિક તત્પરતા અને અપેક્ષા (૪) સૂચન

(૧) **આંતરિક જરૂરિયાત :** અંદરની જરૂરિયાતની ધ્યાન ઉપર અસર થાય છે. આ વિષય ઉપર અનેક પ્રયોગ કરવામાં આવ્યાં છે; ભૂખ્યા માણસોનું ધ્યાન ખાદ્ય પદાર્થો તરફ વધુ ખેંચાશે.

(૨) **અભિરુચિ અને માનસિક વલણ :** અભિરુચિની અસર ધ્યાન ઉપર ઘણી હોય છે. જે વિષય પ્રત્યે આપણને રસ હોય છે તેના પ્રત્યે આપણું ધ્યાન સહેલાઈથી જાય છે. જેને રમતનો શોખ છે તે રમત જોવા જશે, જેને સંગીતનો શોખ છે તે સંગીત સાંભળવા જશે. અભિરુચિ અને ધ્યાનનો એટલો ગાઢો સંબંધ છે કે એમને એક જ સિક્કાની બે બાજુઓ કહે છે. અભિરુચિ સુપ્ત ધ્યાન છે અને ધ્યાન એ સક્રિય અભિરુચિ છે. તે જ પ્રમાણે આપણું વલણ જે વસ્તુ પ્રત્યે હોય તે વસ્તુ તરફ ધ્યાન સહેલાઈથી જાય છે.

(૩) **માનસિક તત્પરતા અને અપેક્ષા :** આપણે અમુક વખતે કોઈ બનાવ બનવાની અથવા કોઈ મિત્ર આવવાની અપેક્ષા રાખતા હોઈએ ત્યારે આપણું મન નિશ્ચિત વખતે એ બનાવ અથવા મિત્રને જોવાને મનથી તૈયાર હોઇએ છીએ. તેથી જ્યારે એ બનાવ બને અથવા મિત્ર આવે ત્યારે એના તરફ ધ્યાન તરત દોરાય છે.

(૪) **સૂચન :** સૂચન પણ ધ્યાનમાં ઠીક ઠીક ભાગ ભજવે છે. સૂચન એટલે બીજાના વિચારોની અને પ્રભાવની અસર. આપણને કોઈ કહે કે જુઓ ઝાડ ઉપર પોપટ છે, તો આપણું ધ્યાન પોપટ તરફ જાય છે. કેટલીક વખતે સૂચનથી આપણે ભૂલ પણ કરીએ છીએ. એટલે ઝાડ ઉપર પોપટ ન હોય તો પણ આપણને પોપટ દેખાય છે.

*

## ૧૧. પ્રત્યક્ષીકરણ

જે માનસિક ક્રિયાથી આપણને ઇન્દ્રિયજ્ઞાન અથવા પ્રત્યક્ષ જ્ઞાન થાય છે એને પ્રત્યક્ષીકરણની ક્રિયા કહે છે. જ્યારે હું ઘર જોઉં છું ત્યારે, ઘરનું જ્ઞાન એ પ્રત્યક્ષ જ્ઞાન છે. જે પ્રક્રિયાથી હું આંખો દ્વારા ઘર જોઉં છું તે પ્રક્રિયાને પ્રત્યક્ષીકરણ કહે છે.

પ્રત્યક્ષજ્ઞાનનો મૂળ આધાર સંવેદન છે; પણ સંવેદનની તુલનામાં પ્રત્યક્ષજ્ઞાન બહુ સંકુલ જ્ઞાન છે. વર્ણનની સગવડ ખાતર આપણે એમ કહી શકીએ કે જે ઉદ્દીપનનું સંવેદન થાય છે એનો જ્યારે આપણે અર્થ ઘટાવીએ છીએ ત્યારે એને પ્રત્યક્ષ જ્ઞાન કહે છે. દૃષ્ટિ સંવેદનનો દાખલો લઈ સંવેદન અને પ્રત્યક્ષીકરણ વચ્ચેનો ભેદ સમજીએ.

મને ઘરનું દૃષ્ટિજ્ઞાન થાય છે એટલે શું? પહેલાં મને દૃષ્ટિસંવેદન થાય છે. ઘરમાંથી નીકળતાં કિરણો મારી આંખો ઉપર પડે છે અને નેત્રપટ ઉપર તેની પ્રતિમા પડે છે. ફક્ત મારી આંખ સામેનો દર્શનીય (દેખી શકાય એટલો) ભાગ મારા નેત્રપટ ઉપર અસર કરે છે. અને મને સંવેદન એટલા ભાગ પૂરતું જ અને કેવળ દૃષ્ટિસંવેદન થાય છે. પણ ઘરનું પ્રત્યક્ષ જ્ઞાન આટલા પૂરતું જ મર્યાદિત નથી. એમાં બીજી અનેક બાબતોનો સમાવેશ થાય છે. હું ઘર જોઉં છું એ દૃષ્ટિજ્ઞાનમાં ફક્ત ઘરની આગળનો ભાગ જ નહીં, પણ તેની પાછળનો ભાગ, ઘરની અંદરનો ભાગ, ઘરમાં આવેલી ઓરડીઓ, ઘરનાં બારણાં, બારીઓ વગેરે અનેક વિગતોનો સમાવેશ થાય છે. કેટલીક વખતે સંવેદન + અર્થ = પ્રત્યક્ષ જ્ઞાન એવું સમીકરણ મૂકવામાં આવે છે. આ સમીકરણ સમજવામાં જો યોગ્ય સાવચેતી રાખવામાં આવે તો પ્રારંભિક વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ જ્ઞાનનો અર્થ સમજવા માટે એ સમીકરણનો યોગ્ય ઉપયોગ કરી શકાય. દા. ત., બે મિત્રો એક જ ધ્વનિ સાંભળે છે. ભૌતિક ધ્વનિ એક જ પ્રકારનો છે. બંનેના કાન પણ સરખા છે. પણ એક મિત્ર એ અવાજ સાંભળી કહે છે કે કેવું દિવ્ય સંગીત! બીજો મિત્ર કહે છે આ કોણ મોટે મોટેથી બરાડા પાડે છે. એક જ સંવેદન પણ બંનેને માટે એના અર્થ જુદા જુદા. બંનેનું સંવેદન ધ્વનિનું; પણ એકનું પ્રત્યક્ષ જ્ઞાન દિવ્ય સંગીતનું, બીજાનું પ્રત્યક્ષજ્ઞાન બરાડાનું.

પણ ઉપર કહ્યું તેમ આ સમીકરણ સગવડ ખાતર ઠીક છે. ખરી રીતે પ્રત્યક્ષીકરણની પહેલાં શુદ્ધ સંવેદન અને પછી એના ઉપર મનની અર્થ ઉમેરવાની ક્રિયા થાય છે એમ નથી. સંવેદન અને પ્રત્યક્ષ જ્ઞાન બે સ્વતંત્ર અને જુદી પાડી શકાય એવી માનસિક પ્રક્રિયાઓ નથી. સંવેદન અને પ્રત્યક્ષ જ્ઞાન એક જ માનસિક પ્રક્રિયાનાં બે પાસાં છે. શુદ્ધ સંવેદનનો અનુભવ આપણને

ભાગ્યે જ થાય છે. કદાચ જન્મેલા બાળકનો સર્વપ્રથમ અનુભવ શુદ્ધ સંવેદનના સ્વરૂપનો ગણી શકાય.

જોકે સંવેદન અને પ્રત્યક્ષ જ્ઞાનને છૂટા પાડી શકાય નહીં, છતાં બંને વચ્ચેના તફાવતનો આછો ખ્યાલ આપણને અસ્પષ્ટ આકૃતિઓના પ્રત્યક્ષીકરણ ઉપરથી આવશે. આકાશમાં એકઠાં થયેલાં વાદળાંને ચોક્કસ આકાર હોતો નથી. થોડી વાર એની તરફ જોતાં રહીએ ત્યાં સુધી આપણને કંઈ દેખાતું નથી, પછી ધીરે ધીરે એમાં ઝાડ, પર્વત, રાક્ષસ વગેરે દેખાવા માંડે છે. સંવેદન અને પ્રત્યક્ષ જ્ઞાનનો તફાવત કંઈક આના જેવો છે.

**સંવેદન અને પ્રત્યક્ષીકરણમાં તફાવત**: સંવેદન અને પ્રત્યક્ષ જ્ઞાનમાં ફરક છે એમ આપણે જોયું. હવે આ ફરક કેમ પડે છે એનો વિચાર કરીશું. આપણું પ્રત્યક્ષ જ્ઞાન કેવળ ઉદ્દીપનની જાત ઉપર આધાર રાખતું નથી; પ્રત્યક્ષ જ્ઞાનનો વધુ આધાર જ્ઞાન પામનારી વ્યક્તિ ઉપર છે. પ્રત્યક્ષ જ્ઞાનમાં વર્તમાન ઉદ્દીપન અને પ્રસંગનો ભૂતકાળના અનુભવના આધાર ઉપર અર્થ ઘટાવવાની ક્રિયા થાય છે. કાન્ટ નામના તત્ત્વવેત્તાના શબ્દોમાં સંવેદન અને પ્રત્યક્ષ જ્ઞાનનો તફાવત બતાવવો હોય તો એમ કહી શકીએ કે (We see things not as they are but as we are.) આપણે પદાર્થ જેવો છે તેવી રીતે જોતા નથી પણ આપણે જેવા છીએ તેવી રીતે જોઈએ છીએ. આ મુદ્દાનો ફોડ પાડવાનો હોય તો એમ કહી શકાય કે (What we perceive at any time will depend not only on the nature of the actual stimulus but also on the background or setting in which it exists—our own previous sensory experiences, our feeling of the moment our general prejudices, desires, attitudes and goals—from "Psychology made easy" by Sperling.) આપણને જે પ્રત્યક્ષ જ્ઞાન થાય છે તે ફક્ત તત્કાલીન ઉદ્દીપનની જાત ઉપર આધાર રાખતું નથી; પણ એ ઉદ્દીપનની પાર્શ્વભૂમિકા ઉપર અથવા જે સંદર્ભમાં એ ઉદ્દીપનનો અનુભવ થાય છે એના ઉપર પણ આધાર રાખે છે—એટલે આપણા ભૂતકાળના ઈંદ્રિય અનુભવો, એ વખતની આપણી લાગણીઓ, આપણા પૂર્વગ્રહો ઇચ્છાઓ, માનસિક વલણો અને લક્ષ્યોના આધાર ઉપર આપણે તત્કાલીન ઉદ્દીપનનો અર્થ ઘટાવીએ છીએ.

### આપણે કેવી રીતે પ્રત્યક્ષીકરણ કરીએ છીએ?

પ્રત્યક્ષીકરણમાં આપણને સમગ્ર એકમનો અનુભવ થાય છે. પ્રત્યક્ષીકરણમાં થતી એકીકરણની ક્રિયાઓ આપણે હેતુપૂર્વક, જ્ઞાનપૂર્વક કરતા નથી. એ આપમેળે થાય છે. આપણે ઘડિયાળ જોઈએ છીએ, ગીત સાંભળીએ છીએ, સફરજનનો સ્વાદ અનુભવીએ છીએ. એટલે આપણને સમગ્ર એકમનો સીધો અનુભવ થાય છે. આ મનની અથવા મગજની સહજ પ્રવૃત્તિ છે. જે કંઈ આપણે અનુભવીએ છીએ તે સમગ્ર એકમ તરીકે, તેની વિશિષ્ટ આકૃતિમાં અનુભવીએ છીએ. એક સહેલો દાખલો લઈ આ મુદ્દો સ્પષ્ટ કરીએ. હું ટેબલ જોઉં છું એમાં ટેબલનું જ્ઞાન એકમ તરીકે થાય છે. મને પહેલાં ટેબલના પાયાનું જ્ઞાન, પછી ઉપરના પાટિયાનું જ્ઞાન, પછી ખાનાંનું જ્ઞાન, પછી એના ઉપયોગનું જ્ઞાન, પછી એના રંગનું જ્ઞાન એમ અલગ અલગ જ્ઞાન થઈ એનો સરવાળો થાય છે અને છેવટે એમાં પૂર્વ અનુભવના આધાર ઉપર અર્થ ઉમેરાય છે એમ નથી.

આમ પ્રત્યક્ષ જ્ઞાનમાં આપણને સમગ્ર એકમ (organized whole)નો અનુભવ થાય છે. પણ સમગ્ર એકમનો અનુભવ થયા પછી આપણે તેનું વિશ્લેષણ કરી શકીએ છીએ.

### પ્રત્યક્ષીકરણમાં ભાગ ભજવતાં આત્મનિષ્ઠ અથવા આંતરિક બળો

પ્રત્યક્ષીકરણમાં ધ્યાન, પૂર્વ-અનુભવ, અપેક્ષા અને મનઃસ્થિતિ મોટો ભાગ ભજવે છે.

**ધ્યાન**: પ્રત્યક્ષીકરણમાં ધ્યાન આવશ્યક પગથિયું છે. ધ્યાન વગર જ્ઞાન થઈ શકે નહીં.

**પૂર્વ-અનુભવ**: પ્રત્યક્ષીકરણની ક્રિયામાં સૌથી વધુ ભાગ પૂર્વ-અનુભવનો હોય છે. લાકડાની બનાવટને જોઈ આ ટેબલ છે એમ આપણે કહીએ છીએ એનું કારણ આપણે પહેલાં ટેબલ જોયું હોય છે. આપણને

સંગીત આવતું હોય તો અમુક સ્વરોની રચના સાંભળી એ અમુક રાગ છે એમ આપણે કહીએ છીએ.

**અપેક્ષા અને માનસિક તત્પરતા (Mental set):** માનસિક તત્પરતાની પ્રત્યક્ષીકરણ ઉપર ઘણી અસર થાય છે. અમુક ટ્રેનમાં આપણો મિત્ર છે એમ આપણને પહેલેથી ખબર હોય તો આપણું ધ્યાન સહેલાઈથી એના તરફ જાય છે. મનની પૂર્વતૈયારી પ્રત્યક્ષીકરણ માટે સહાયક પરિબળ છે. કેટલીક વખતે મનની પૂર્વતૈયારી જુદા પ્રકારની હોય તો પ્રત્યક્ષીકરણમાં ભૂલ થવાનો સંભવ છે. દા. ત., આગગાડીના પ્રવાસમાં ટિકિટ ખરીદી ન હોય તો આપણા મનમાં ડર હોય છે કે ટિકિટ તપાસનારો આવશે તો શું થશે. એવી મનની સ્થિતિમાં કોઈ પેસેન્જર ચાલતી ગાડીમાં ચઢે તો આપણને લાગે છે કે એ ટિકિટ તપાસનારો જ છે.

**મનઃસ્થિતિ:** તત્કાલ મનઃસ્થિતિની અસર પ્રત્યક્ષીકરણ ઉપર થાય છે. ભૂખ્યા માણસોને કેટલાંક અસ્પષ્ટ ચિત્રો બતાવવામાં આવ્યાં ત્યારે એ ચિત્રોમાં એમને ખાદ્ય પદાર્થો દેખાયા. કૃષ્ણ ભગવાન જ્યારે કંસના દરબારમાં ગયા ત્યારે યુવાન સ્ત્રીઓને તે પ્રત્યક્ષ મદન દેખાયા; મલ્લોને તે મલ્લ દેખાયા; વૃદ્ધ સ્ત્રી-પુરુષોના મનમાં વાત્સલ્ય ઊભરાઈ આવ્યું; કંસને તે પ્રત્યક્ષ યમના અવતાર સમા દેખાયા.

## પ્રત્યક્ષીકરણમાં ભાગ ભજવતાં બાહ્ય પરિબળો

પ્રત્યક્ષીકરણમાં ફક્ત આંતરિક બળો ભાગ ભજવતાં નથી. બહારથી ઉદ્દીપન જ ન આવતું હોય તો પ્રત્યક્ષીકરણ થઈ શકે નહીં. કેટલીક વખતે આપણી ઇચ્છા હોય અથવા ન હોય, આપણા મનની પૂર્વ-તૈયારી હોય અથવા ન હોય; ઉદ્દીપન એટલું તીવ્ર હોય છે અથવા આકર્ષક હોય છે કે આપણું ધ્યાન ખેંચાય છે અને આપણને પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. તેથી હવે પ્રત્યક્ષ જ્ઞાનમાં બહારનાં ઉદ્દીપનોમાં કઈ કઈ ક્રિયાઓ થાય છે એનો વિચાર કરીએ. પ્રત્યક્ષ જ્ઞાન એ હંમેશાં સમગ્ર એકમનું જ્ઞાન હોય છે એ મુદ્દો ધ્યાનમાં રાખીએ તો સમગ્ર એકમનું જ્ઞાન બનાવવામાં બાહ્ય પરિબળો કેવી રીતે કામ કરે છે એનો આપણે વિચાર કરવાનો છે. આમાં મુખ્ય બે પ્રક્રિયાઓ (processes) બને છે: (૧) ઉદ્દીપનનું એકત્રીકરણ થાય છે, અને (૨) મુખ્ય આકૃતિ પાર્શ્વભૂમિમાંથી જુદી પડે છે.

**ઉદ્દીપનોનું એકત્રીકરણ:** જ્યારે આપણને કોઈ ચિત્ર-જ્ઞાન થાય છે, ત્યારે આપણને સમગ્ર એકમનું જ્ઞાન થાય છે એ આપણે ઉપર જોઈ ગયા. આ પ્રકારનું અથવા મનનું સ્વાભાવિક વલણ છે એમ લાગે છે. આપણને ઘડિયાળનું જ્ઞાન થાય છે ત્યારે આખી ઘડિયાળ સમગ્ર એકમ તરીકે આપણને દેખાય છે; જ્યારે આપણે ઘડિયાળનો કાંટો જોઈએ છીએ ત્યારે કાંટો સમગ્ર એકમ તરીકે આપણને દેખાય છે. આ સમગ્ર એકમ કયાં ઘટકોનું બનેલું છે એ પાછળથી વિશ્લેષણથી આપણે જાણીએ છીએ.

**એકત્રીકરણનાં પરિબળો:** એકત્રીકરણનાં પાંચ પરિબળો છે: (૧) સમીપતા (૨) સમાનતા (૩) સતતતા (૪) પૂરકતા, અને (૫) આકૃતિની સંમિતિ અથવા સમરૂપતા (symmetry).

નીચેની આકૃતિઓ આ પાંચ નિયમોને સ્પષ્ટ કરે છે.

૧. o o    oo    oo    ૪. ◇

૨. oxoxox    ૫. % %

૩. ∘∘∘°∘∘∘∘∘°

**સમીપતા:** પહેલી આકૃતિમાં આપણને ટપકાંની ત્રણ જોડીઓ દેખાય છે. મનનું એવું વલણ છે કે પાસે પાસે આવેલાં ઉદ્દીપનોને સાથે એટલે એક એકમ તરીકે જુએ છે.

**સમાનતા:** બીજી આકૃતિમાં આપણને ત્રણ ટપકાં અને ત્રણ ચોકડીઓ દેખાય છે. મનનું એવું વલણ છે કે સમાન ઉદ્દીપનોનું એકત્રીકરણ કરે છે.

**સતતતા:** ત્રીજી આકૃતિમાં આપણને ટપકાંની બનેલી વક્રાકૃતિ દેખાય છે. કેટલાંક ટપકાંઓની સાથે આવેલી ચોકડીઓને આપણે અલગ પાડીએ છીએ. મનનું એવું વલણ છે કે ઉદ્દીપનની સળંગતાને એ સાચવે છે.

**(૪) પૂરકતા :** ચોથી આકૃતિમાં આપણને ત્રિકોણ દેખાય છે. જોકે આકૃતિ પૂરા ત્રિકોણની નથી છતાં મનનું સ્વાભાવિક વલણ છે કે પૂરી આકૃતિ બનાવવામાં ખૂટતા ભાગોને એ પૂરી નાખે છે.

**(૫) સંમિતિ અથવા સપ્રમાણતા** (Symmetry : પાંચમી આકૃતિમાં આપણને બે એકમ દેખાય છે. કારણ કે બંને એકમ એક જ રચનાનાં છે. બંનેમાં બે ટપકાં વચ્ચે એક આડી રેખા આવેલી છે.

**વિભક્તિકરણ અથવા પાર્શ્વભૂમિમાંથી આકૃતિને અલગ પાડવાની પ્રક્રિયા:** એકત્રીકરણની સાથે સાથે વિભક્તિકરણ પણ થાય છે. જ્યારે હું ભીંત ઉપર ટાંગેલું ઘડિયાળ જોઉં છું ત્યારે ઘડિયાળને ભીંતથી અલગ કરું છું. અહીં ભીંત પાર્શ્વભૂમિ છે, ઘડિયાળ મુખ્ય આકૃતિ છે. પાર્શ્વભૂમિ કઈ અને આકૃતિ કઈ એ આપણા હેતુ ઉપર આધાર રાખે છે. દા. ત., કપડાંની જાહેરખબરમાં કોઈ સ્ત્રી અથવા પુરુષને કપડાં પહેરાવ્યાં હોય એમાં સ્ત્રી અને પુરુષ પાર્શ્વભૂમિ છે અને કપડાં એ મુખ્ય આકૃતિ છે.

**પ્રત્યક્ષીકરણમાં ભૂલ:** કેટલીક વખતે આપણા પ્રત્યક્ષીકરણમાં ભૂલ હોય છે. એટલે આપણા પ્રત્યક્ષજ્ઞાનનો હકીકત સાથે મેળ ખાતો નથી. આવા અનુભવને ભ્રમ કહે છે. બીજા શબ્દોમાં કહેવું હોય તો ભ્રમમાં આપણે સંવેદનનો ખોટો અર્થ ઘટાવીએ છીએ. ઓછા પ્રકાશમાં દોરી સાપ દેખાય છે; આ ભ્રમનો દાખલો છે.

દૃષ્ટિભ્રમનો ઉત્તમ નમૂનો મુલર-લાયર ભ્રમ છે. મુલર અને લાયર નામના બે વૈજ્ઞાનિકોએ આ ભ્રમનો નમૂનો રજૂ કર્યો. મુલર–લાયરનો નમૂનો સામેની આકૃતિમાં આપ્યો છે:




ઉપરની આકૃતિમાં અબ અને કડ સરખી રેખાઓ છે. પણ અબ કડ કરતાં લાંબી દેખાય છે. આ ભૌમિતિક આકૃતિનો ભ્રમ છે.

કેટલીક વખતે બહારનું વાતાવરણ પ્રત્યક્ષ જ્ઞાનને માટે અનુકૂળ નહિ હોવાથી આપણને સાચું પ્રત્યક્ષજ્ઞાન થતું નથી. દા.ત., પ્રકાશ પૂરો ન હોય તો દોરીને બદલે આપણે સાપ જોઈએ છીએ.

ઈંદ્રિઓની ખામીને લીધે પણ આપણને વસ્તુનું સાચું જ્ઞાન થતું નથી. દા.ત., આંખ નબળી હોય તો અપરિચિત માણસને આપણો મિત્ર માની લઈએ છીએ.

કેટલીક વખતે મનની સ્થિતિ પણ ભ્રમ ઉત્પન્ન કરે છે. ટિકિટ વગર પ્રવાસ કરનાર પૅસેન્જર ડબ્બામાં ચઢનાર માણસને ટિકિટ તપાસનાર માની લે છે.

**વિભ્રમ અથવા ચિત્તભ્રાંતિ :** ભ્રમ અને વિભ્રમમાં તફાવત છે. ભ્રમમાં ઉદ્દીપન આપણી સમક્ષ હોય છે. પણ આપણે ઉદ્દીપનને ખોટી રીતે સમજીએ છીએ. મારી સામે દોરડું છે, પણ હું એને સાપ સમજું છું. વિભ્રમ અંદરથી એટલે મગજના કેન્દ્રથી ઉશ્કેરાયેલી (Centrally excited) ક્રિયા છે. સામે કોઇ પણ પદાર્થ અથવા ઉદ્દીપન નહીં હોવા છતાં મને એનું જ્ઞાન થાય છે. દા.ત., મારી સામે કોઇ પણ ઊભું ન હોય અને મને લાગે કે કોઈ માણસ મારી સામે ઊભો છે. જ્યાં કોઇ પણ અવાજ નથી ત્યાં મને અવાજ સંભળાય છે. વિભ્રમ એ શારીરિક અથવા માનસિક વિશેષ સ્થિતિનું પરિણામ છે. આપણે અત્યંત થાકી ગયા હોઇએ, અથવા બીમાર હોઇએ તો આપણને આવો અનુભવ થાય છે. ખાસ કરીને કેટલીક માનસિક વિકૃતિઓમાં વિભ્રમ સામાન્ય લક્ષણ છે.

*

## ૧૨. સ્મરણ અને વિસ્મરણ

ધારો કે શિક્ષકે વિદ્યાર્થીને એક કવિતા મોઢે કરવાનું કહ્યું. વિદ્યાર્થી કવિતા મોઢે કરી લાવે છે, અને વર્ગમાં આખી કવિતા મોઢે બોલી જાય છે. આ મુખપાઠમાં –મોઢે બોલી જવામાં– કઈ પ્રક્રિયાઓ સમાયેલી છે એ જોઇએ. (૧) વિદ્યાર્થીએ તે મોઢે કરી છે એટલે કવિતાની છાપ એના મનમાં અથવા મગજ ઉપર અંકાઈ ગઈ છે. (૨) મોઢે કરેલી કવિતા એણે અમુક સમય સુધી મનમાં સંઘરી રાખી છે, અને (૩) મનમાં સંઘરી રાખેલી કવિતા જ્યારે પૂછવામાં આવે ત્યારે તે મોઢે બોલી જાય છે. આ આખી ક્રિયાને સ્મરણક્રિયા કહે છે; સ્મરણક્રિયાનાં

ત્રણ પાસાંને અનુક્રમે (૧) સંસ્કાર(છાપ) ગ્રહણ, (૨) ધારણ, અને (૩) પ્રત્યાવાહન કહે છે. આખી સ્મરણ-ક્રિયાના અંગ તરીકે એક ચોથું પાસું પણ હોય છે. એને પ્રત્યભિજ્ઞાન કહે છે.

પ્રત્યાવાહન અને પ્રત્યભિજ્ઞાન બંને લગભગ સરખી ક્રિયાઓ છે; પણ બંનેમાં તફાવત છે. મને કોઈ પૂછે કે ગઈ કાલે તમે સામાન્ય મનોવિજ્ઞાનની ચોપડી લાવ્યા હતા એના લેખકનું નામ શું છે અને હું કહું કે એનું નામ ગૅરેટ. આ પ્રત્યાવાહનનો દાખલો છે. પ્રત્યાવાહનમાં વસ્તુ સામે હોતી નથી. ભૂતકાળમાં અનુભવેલી વસ્તુને હું યાદ કરું છું. હવે આપણે પ્રત્યભિજ્ઞાનનો અર્થ સમજીએ. તમારા હાથમાં સામાન્ય મનોવિજ્ઞાનની ચોપડી હતી એના લેખક-નું નામ મને કોઇ પૂછે છે, પણ મને એ નામ યાદ આવતું નથી. એટલે પ્રત્યાવાહન થતું નથી. પણ જો પ્રશ્ન પૂછનારો માણસ મને ફરીથી કહે કે એ ચોપડી મૉર્ગનની હતી, કે ગીલફર્ડની હતી કે ગૅરેટની હતી, તો તરતજ મને યાદ આવે છે કે હા, એ ચોપડી ગૅરેટની હતી. આ દાખલો પ્રત્યભિજ્ઞાન છે. પ્રત્યાભિજ્ઞાન એટલે ઓળખાણ પડવી. પ્રત્યભિજ્ઞાનમાં આપણી સામે વસ્તુ હોય છે અને એ જોઈ આ વસ્તુ મેં ભૂતકાળમાં અનુભવેલી હતી તે જ છે એવું જ્ઞાન થાય છે.

સ્મરણની ક્રિયાનો ઉપર દાખલો આપ્યો એ શાબ્દિક સ્મૃતિ અથવા વૈચારિક સ્મૃતિનો હતો. બીજા પ્રકારની સ્મૃતિ પણ છે. એને શારીરિક સ્મૃતિ અને સ્નાયુની સ્મૃતિ કહી શકાય. હું સાયકલ ચલાવતાં શીખ્યો હોઉં તો ફરીથી જ્યારે જ્યારે સાયકલ ચલાવવાની જરૂર પડે ત્યારે હું સાયકલ ચલાવી શકું છું. આ પણ વ્યાપક અર્થમાં સ્મૃતિનો જ દાખલો છે. સ્મૃતિના બંને પ્રકાર અલગ અલગ છે. પણ બંનેમાં એક જ ક્રિયાનો સમાવેશ થાય છે. બંનેમાં ભૂતકાળમાં શીખેલી પ્રતિક્રિયાનું પુનર્ ઉજ્જીવન થાય છે. ભૂતકાળના અનુભવનો ફરીથી અનુભવ થાય છે. તેથી સ્મરણક્રિયાની તદ્દન સહેલી વ્યાખ્યા નીચે પ્રમાણે કરી શકાય. **સ્મરણ એટલે ભૂતકાળના અનુભવોનું વર્તમાન જ્ઞાન.**

### સ્મરણક્રિયાનાં ત્રણ અંગો

આખી સ્મરણની ક્રિયા એ એક સળંગ ક્રિયા છે. પહેલાં કવિતા શીખીએ છીએ; પછી તેનું મનમાં ધારણ કરીએ છીએ; પછી પ્રસંગ આવે ત્યારે મોઢે બોલી જઈએ છીએ. છતાં આ સમગ્ર ક્રિયાનાં ત્રણ અંગો ઉપર બતાવ્યાં છે એમનો આપણે સ્વતંત્ર વિચાર કરી શકીએ છીએ. એ અંગો એટલે ગ્રહણ, ધારણ અને પ્રત્યાવાહન. આ દરેકનો આપણે વિચાર કરીએ.

**ગ્રહણ અથવા શિક્ષણ:** કોઈ પણ વિષય ભણવો હોય તો પહેલાં એ શીખવો પડે છે. એટલે એની છાપ મન ઉપર પાડવાની જરૂર હોય છે. ગુજરાતના મુખ્ય પ્રધાનનું નામ મેં સાંભળ્યું જ ન હોય તો એ કેવી રીતે કહી શકું? વર્ગમાં શિક્ષક વિષય શીખવતા હોય તેના તરફ વિદ્યાર્થીનું ધ્યાન ન હોય તો એ વિષય એના મગજમાં પેસતો જ નથી; તો પછી સંઘરાવાની અને પરીક્ષા વખતે બોલી જવાની તો વાત જ ક્યાં?

કેટલીક વખતે શીખવાની ક્રિયા થાય છે, પણ એ છાપ એટલી આછી હોય છે કે એ તરત ભૂંસાઈ જાય છે, મનમાં ટકતી નથી, તેથી શીખેલી વસ્તુ યાદ આવતી નથી.

**ધારણ:** માટે ધારણ આવશ્યક છે. કેટલાક માનસિક રોગોમાં મગજની પેશીઓનો નાશ થાય છે ત્યારે, અથવા અકસ્માતમાં મગજને ઈજા થાય છે ત્યારે માણસ ભૂતકાળના અનુભવો ભૂલી જાય છે.

કેટલીક વખતે મગજમાં વિષયનું ધારણ હોય છે; પણ એ વિષય આપણને યોગ્ય વખતે યાદ આવતો નથી. અતિશય થાક લાગ્યો હોય ત્યારે, હિસ્ટીરિયા જેવા માનસિક રોગોમાં, અથવા મગજને ઈજા થઈ હોય ત્યારે આપણને ભૂતકાળના અનુભવો યાદ આવતા નથી. એનો અર્થ એ વિષયનું આપણા મનમાં ધારણ થયું નથી એમ નથી. કારણ શારીરિક અને માનસિક સ્થિતિ સારી થયા પછી ભુલાઈ ગયેલા અનુભવો પાછા યાદ આવે છે. કેટલાક સાજી સ્થિતિમાં યાદ ન આવે એવા બનાવો માંદગીમાં અથવા હિપ્નૉસિસની સ્થિતિમાં યાદ આવે છે.

કદી યાદ ન આવે એવા અનુભવો પણ મનમાં સંઘરાવા છે એને માટે પ્રાયોગિક પુરાવા છે. પુનઃપઠન (relearning) નામનો પ્રયોગ આ બાબતમાં સ્પષ્ટ પ્રકાશ નાખે છે. એક કવિતા મોઢે કર્યા પછી ઘણા દિવસો

વીતી જાય અને આપણે તે કવિતા તદ્દન ભૂલી જઇએ છીએ, એટલે એની એકે લીટી આપણને યાદ આવતી નથી. પણ જ્યારે એ કવિતા ફરીથી મોઢે કરવા લઇએ તો પહેલાં કરતાં ઓછાં આવર્તનોથી આપણે એ આખી મોઢે કરી શકીએ છીએ. દા. ત., પહેલી વખતે એ મોઢે કરવા ૨૫ વાર વાંચી જવી પડી હતી. બીજી વખતે ૧૫ વાર વાંચી હું મોઢે કરી શકું છું. આમ કેમ બને છે? કારણ કે પહેલાનાં ૨૫ આવર્તનોની અસર મારા મનમાં બાકી છે.

**પ્રત્યાવાહનઃ** પ્રત્યાવાહન માટે શિક્ષણ અને ધારણની જરૂર છે. પણ શિક્ષણ થયા પછી અને ધારણ હોવા છતાં પ્રત્યાવાહન હંમેશાં શક્ય બનતું નથી એ આપણે 'ધારણ'નું વિવેચન કરતી વખતે જોઈ ગયા.

**સારી સ્મૃતિનાં લક્ષણોઃ** સ્મૃતિનાં મુખ્ય ત્રણ અંગોનો વિચાર કર્યા પછી સારી સ્મૃતિ કોને કહેવાય એનું વિવેચન કરીએ. સારી સ્મૃતિનાં લક્ષણો ૩ છેઃ ઝડપી શિક્ષણ, લાંબા સમય સુધી ધારણ અને યોગ્ય વખતે આવશ્યક વસ્તુઓનું પ્રત્યાવાહન. જે માણસ કોઈ પણ વિષય તરત જ શીખી (યાદ કરી) શકે છે; શીખેલો વિષય લાંબા સમય સુધી યાદ રાખી શકે છે; અને જોઇએ તે બાબતો યોગ્ય વખતે યાદ લાવી શકે છે તે માણસની સ્મૃતિ સારી એમ કહેવાય.

**સ્મરણ શક્તિને સહાયક પરિબળોઃ** આપણે સ્મરણ શક્તિનાં ત્રણ પાસાં વિષે અલગ અલગ વિચાર કરીશું.

**શીખવાની ક્રિયાને મદદ કરનારાં પરિબળોઃ** વિષય જલદી યાદ કરવામાં કઈ શરતો જરૂરી છે તે નીચે ક્રમવાર આપી છેઃ

**૧. વિષયનો પૂર્ણ શક્તિથી સામનો કરોઃ** આમાં અનેક બાબતોનો સમાવેશ થાય છે. બને તેટલી વધુ ઇંદ્રિયોનો ઉપયોગ કરો. દા. ત., કવિતા મોઢે કરવી હોય તો તે વાંચો, મોઢેથી બોલો, કાગળમાં લખી જાઓ. પૂર્ણ એકાગ્રતાથી અભ્યાસ કરો. એમાં **રસ** કેળવો. **અર્થ** સમજવાનો પ્રયત્ન કરો. અર્થ સમજવાથી યાદ કરવાનું કામ બહુ સહેલું બને છે.

**૨.** વાંચેલો વિષય વચ્ચે વચ્ચે મોઢે બોલી જાઓ. પ્રયોગ દ્વારા એમ પુરવાર થયું છે કે, આખી કવિતા મોઢે થતાં સુધી ચોપડીમાં જોઈ વાંચ્યા જ કરીએ તેના કરતાં થોડો વખત વાંચ્યા બાદ મોઢે બોલી જવાનો પ્રયત્ન કરીએ તો ઓછા સમયમાં કવિતા મોઢે થઈ શકે છે.

**૩. વાંચવાના સમયની યોગ્ય વહેંચણીઃ** પ્રયોગશાળામાં પુરવાર થયું છે કે એક વિષય એક સામટો અનેક કલાક વાંચવા કરતાં જો વાંચવાના સમયની યોગ્ય વહેંચણી કરવામાં આવે તો વધુ લાભ થાય છે. દા. ત., ૫૦ લીટીની એક કવિતા એક જ બેઠકમાં મોઢે કરવા ધારો કે ૮ કલાક લાગે છે એને બદલે જો દરરોજ ૧ કલાક કવિતા મોઢે કરવામાં આવે તો ૫ દહાડામાં એ કવિતા મોઢે કરી શકાશે. એટલે ૮ ને બદલે ૫ કલાકમાં કવિતા મોઢે થઈ શકે છે.

**૪. સમગ્ર પદ્ધતિઃ** યાદ કરવા માટે અંશ પદ્ધતિ સારી કે સમગ્ર પદ્ધતિ સારી એને વિષે મતભેદ છે. પણ નાનાં એકમ યાદ કરવા માટે સમગ્ર પદ્ધતિ વધુ લાભદાયક છે. દા. ત., ૧૨ લીટીની એક કવિતા મોઢે કરવી હોય તો પહેલાં ૪ લીટીની એક ટૂંક યાદ કરવી, પછી બીજી ટૂંક વગેરે એમ કરવા કરતાં આખી કવિતા એક જ વખતે વાંચવાથી ઓછો સમય લાગે છે. એનું કારણ એક ટૂંક યાદ કરતી વખતે, ૧લી, ૨જી, ૩જી અને ૪થી લીટી વાંચ્યા પછી ફરીથી ૧લી વાંચવી પડે છે આમ દરેક વખતે ૪થી સાથે ૧લી લીટીનું સાહચર્ય બંધાય છે. એમ જ ૮મી સાથે ૫મીનું જોડાણ થાય છે. હવે આખી કવિતા મોઢે કરવા માટે ૪થી સાથે ૫મી; ૮મી સાથે ૯મી લીટી જોડવી પડે છે. એટલે પહેલાં જોડાણો તોડી નવાં જોડાણો કરવાં પડે છે. એમાં સમય અને શક્તિ નકામાં થાય છે.

## ધારણને સહાયભૂત પરિબળો

**યોગ્ય શિક્ષણઃ** જો શિક્ષણ બરાબર થયું હોય તો તે ધારણને મદદ કરે છે એટલે વિષય લાંબા સમય સુધી યાદ રાખવો હોય તો શિક્ષણ બરાબર કરવું જોઇએ.

**અતિપઠનઃ** વિષય લાંબા સમય સુધી યાદ રહે એટલા માટે વિષય આવડયા પછી પણ એનું અનેક વાર પુનરાવર્તન કરવું જોઇએ. દા. ત., આપણી માતૃભાષાનો અભ્યાસ એટલો બધો થયો હોય છે કે પરદેશમાં અનેક વર્ષો રહી આવ્યા પછી પણ આપણે એ ભૂલતા નથી.

**યાદ રાખવાની ધગશ:** અમુક વિષય યાદ રાખવાની આવશ્યકતા જો આપણને લાગે એટલે એ વિષય શીખવા પાછળ આપણું વિશેષ લક્ષ હોય. એ યાદ રાખવાનો આપણો સંકલ્પ હોય તો એ યાદ રહે છે. પરીક્ષાનો વિષય આપણને પરીક્ષા થતાં સુધી યાદ રહે છે; પરીક્ષા પૂરી થયા પછી તરત જ ભૂલવા માંડીએ છીએ.

**વિષયની યોગ્ય ગોઠવણી:** જો વિષય સમજીને એની મગજમાં યોગ્ય ગોઠવણી કરી હોય તો એ લાંબા સમય સુધી યાદ રહે છે.

**પ્રત્યાવાહન અથવા યાદ લાવવું (recall):** પ્રત્યાવાહન માટે યોગ્ય ઉદ્દીપનની જરૂર છે. પરીક્ષાના પ્રશ્નપત્રમાં સવાલ જોઈ જવાબ યાદ આવે છે.

કોઈ પણ પ્રેરણા (motivation) પ્રત્યાવાહનમાં મોટો ભાગ ભજવે છે. પાસ થવાની ઇચ્છા, અથવા બીજું કોઈ લક્ષ્ય અથવા સંકલ્પશક્તિ હોય તો આપણને વિષય યાદ રહે છે અને યોગ્ય વખતે આપણને એનું સ્મરણ થાય છે.

**લાગણી અને સંવેગ (emotion)** પ્રત્યાવાહનમાં મોટો ભાગ ભજવે છે. લાગણી ભરેલા શબ્દો અથવા પ્રસંગો જલદી યાદ આવી શકે છે.

પ્રયોગ દ્વારા એમ પુરવાર થયું છે કે **અધૂરાં રહેલાં કામો** જલદી યાદ આવે છે, અધૂરાં કામો મનમાં અજંપો નિર્માણ કરે છે તેથી યોગ્ય વખતે યાદ આવે છે.

સ્મરણનાં બે પાસાં–**શિક્ષણ અને ધારણ–બરાબર થયાં હોય તો** પ્રત્યાવાહન પણ સહેલાઈથી થાય છે, એટલે જો અભ્યાસ અર્થ સમજીને કર્યો હોય, લક્ષ્ય સામે રાખી કર્યો હોય એની મનમાં યોગ્ય ગોઠવણી કરી હોય તો યોગ્ય વખતે તે આપણને યાદ આવે છે.

**વિસ્મરણના સિદ્ધાંતો:** ભણેલી વસ્તુઓ આપણે ભૂલી જઈએ છીએ એ બધાનો અનુભવ છે. એબિન્ગૉસે કરેલા પ્રયોગો એમ બતાવે છે કે એક વિષય ભણ્યા પછી તરત જ વિસ્મરણની ક્રિયા શરૂ થાય છે. અને શરૂઆતમાં વિસ્મરણની ગતિ બહુ ઝડપી હોય છે. વખત જતાં એ ગતિ ધીમી પડે છે. આપણે કેમ ભૂલી જઈએ છીએ એ મનોવિજ્ઞાનમાં એક મોટો સવાલ છે. મનોવૈજ્ઞાનિકોએ કેટલાક સિદ્ધાંતો રજૂ કર્યા છે. એ સિદ્ધાંતોનો વિચાર કરીએ.

**છાપ ભૂંસાઈ જવાનો સિદ્ધાંત:** આપણને પૂર્વઅનુભવનું સ્મરણ થાય છે એનું કારણ કે એની છાપ આપણા મગજ અથવા ચેતાતંતુઓ ઉપર અને મન ઉપર પડે છે. સ્મરણની ક્રિયામાં મગજ ઉપર કેવા ફેરફાર થાય છે એનો ચોક્કસ ખ્યાલ શરીરશાસ્ત્ર આપી શકતું નથી. પણ એના ઉપર કંઈક અસર થાય છે એમાં શક નથી.

આ સિદ્ધાંતમાં થોડા પ્રમાણમાં સત્ય છે. વિષય શીખ્યા પછી લાંબો સમય વીતી જાય તો આપણા મન ઉપરની છાપ ભૂંસાઈ જાય છે અને આપણે તે વિષય ભૂલી જઈએ છીએ. એ હકીકત છે, પણ આ સિદ્ધાંત સંપૂર્ણ સત્ય નથી. કેટલીક વખતે એક જ વાર થયેલો અનુભવ આપણને જિંદગીમાં કાયમને માટે યાદ રહે છે.

**અવરોધનો સિદ્ધાંત:** વિસ્મરણના સિદ્ધાંતોમાં આ સિદ્ધાંત સૌથી મહત્ત્વનો છે. એક વિષય ભણ્યા પછી તરત જ બીજો વિષય ભણવામાં આવે તો પહેલા વિષયની છાપ દબાઈ જાય છે અને એનું વિસ્મરણ થાય છે. અનેક પ્રયોગ દ્વારા આ સિદ્ધાંત સાચો પુરવાર થયો છે. વિષયના પઠન પછી જો પ્રયોજ્યને આરામ આપવામાં આવે અથવા એને ઉંઘાડવામાં આવે તો એને વધારે યાદ રહે છે.

**મગજને ઇજા અને શારીરિક થકાવટ:** અકસ્માત અથવા બીજાં કારણોથી જો મગજને શારીરિક ઇજા થાય તો તેને પાછલા અનુભવો યાદ આવતા નથી. શારીરિક થકાવટને લીધે પણ માણસ થોડા સમય સુધી ભૂલી જાય છે.

**માનસિક આઘાત:** અચાનક માનસિક આઘાતથી પણ માણસ વિસ્મૃતિશીલ બને છે.

**દમનનો સિદ્ધાંત:** આ ફ્રૉઈડનો વિશિષ્ટ સિદ્ધાંત છે. ફ્રૉઈડ અજ્ઞાત મનમાં માને છે. માણસના મનમાં કેટલીક અનિચ્છનીય ઇચ્છાઓ અથવા વિચારો આવે છે. જાગૃત મન હમેશાં એવા વિચારોને દાબી દેવાનો પ્રયત્ન કરે છે. પરિણામે માણસ એ વિચાર ભૂલી જાય છે. આ વિસ્મરણને સક્રિય વિસ્મરણ કહે છે. કારણ માણસ પોતે અજ્ઞાત રીતે એ વિચારો ભૂલવાનો પ્રયત્ન કરે છે. દા. ત., ડૉક્ટરને બિલના આપવાના પૈસા ખીસામાં લઈ હું નીકળું, પણ દવાખાનું આવે ત્યારે હું પૈસા

આપવાનું ભૂલી જાઉં છું. દમનનો સિદ્ધાંત આ ભૂલી જવાની ક્રિયાને એવી રીતે સમજાવે છે કે એ માણસના મનના ઊંડાણમાં (અજ્ઞાત મનમાં) ડૉકટરના પૈસા આપવાની ઇચ્છા જ ન હતી. ફક્ત વિવેકને લીધે એ પૈસા આપવા નીકળ્યો હતો.

**સ્મરણ શક્તિ સુધરી શકે ?** આપણે સામાન્ય વ્યવહારમાં એમ કહીએ છીએ કે આ માણસની સ્મરણશક્તિ સારી છે, બીજાની સ્મરણશક્તિ ખરાબ છે. આ વિધાનમાં ઠીક ઠીક સત્ય છે. સ્મરણશક્તિ અમુક પ્રમાણમાં જન્મદત્ત શક્તિ છે. પણ યોગ્ય પદ્ધતિઓનો ઉપયોગ કરવાથી, આપણે આપણી સ્મરણશક્તિને વધારે કાર્યક્ષમ બનાવી શકીએ છીએ. એ અર્થમાં સ્મરણશક્તિ સુધારી શકાય એમ ચોક્કસપણે કહી શકાય.

સ્મૃતિ ઉપર કરેલા પ્રયોગ એમ બતાવે છે કે જેમ સામાન્ય બુદ્ધિ (G) જેવું એક તત્ત્વ છે, તેમ સામાન્ય સ્મૃતિ જેવું પણ તત્ત્વ છે. એ દરેકમાં હોય છે પણ ઓછાવત્તા પ્રમાણમાં હોય છે. આ ઉપરાંત વિશિષ્ટ સ્મૃતિ જેવું પણ કંઈક છે. કેટલાક માણસોની નામની સ્મૃતિ, કેટલાકની ચહેરાની સ્મૃતિ, કેટલાકની સ્થાનની સ્મૃતિ સારી હોય છે. **શીખવાની શક્તિ** (learning) સામાન્ય બુદ્ધિ સાથે સંકળાયેલી છે, એટલે એટલા પ્રમાણમાં એ જન્મદત્ત શક્તિ છે. પણ શીખવાના નિયમો ઉપર આપ્યા છે તેમના ઉપયોગથી આપણી કુદરતી શીખવાની શક્તિ વધુ કાર્યક્ષમ બની શકે છે. એ નિયમો ફરીથી અહીં આપ્યા છે; વિદ્યાર્થીએ વિગતો ઉપરના ભાગમાં જોઈ લેવી

(૧) વિષયનો એકાગ્રતાપૂર્વક અભ્યાસ કરો, અને દઢતાપૂર્વક સામનો કરો. અર્થ સમજો. રસ કેળવો

(૨) મોઢે બોલી જવાની ટેવ રાખો

(૩) વાંચવાના સમયની યોગ્ય વહેંચણી કરો.

**ધારણ** (retention): આ શક્તિ કેટલાક અંશે જન્મજાત છે. મગજ અને ચેતાતંતુ સાથે જોડાયેલી છે. પણ અતિપઠન, દઢ સંકલ્પ, લક્ષ્ય તરફ દૃષ્ટિ, વિષયની યોગ્ય ગોઠવણી, અભિરુચિ વગેરે બળો ધારણ ક્રિયામાં મદદ કરે છે.

**પ્રત્યાવાહન:** યોગ્ય વખતે યોગ્ય વાતનું સ્મરણ થવું એ પણ થોડા પ્રમાણમાં જન્મજાત શક્તિ છે. પણ યોગ્ય રીતે વિષયનો અભ્યાસ કર્યો હોય, આપણે એ વિષય સમજ્યા હોઈએ, આપણને એ વિષયમાં રસ હોય અને એ વિષય યાદ કરવાનો આપણો દઢ સંકલ્પ હોય તો પ્રત્યાવાહનમાં મદદ થાય છે.

તાલીમથી અસલ સ્મૃતિની શક્તિ સુધરતી નથી. પણ યોગ્ય પદ્ધતિઓનો ઉપયોગ કરવાથી જે શક્તિ છે એનો ઉત્તમ ઉપયોગ થઈ શકે છે. જેમ માણસની આવકમાં વધારો ન થઈ શકે એમ હોય તો પણ જેટલી આવક છે એટલી આવકનો ઉપયોગ યોગ્ય રીતે કરીએ તો વધુ સારો સંસાર કરી શકાય, તેમ જ સ્મરણશક્તિનું છે.

ટૂંકમાં યાદ કરવાની યોગ્ય પદ્ધતિઓ અપનાવીએ તો ધારણશક્તિ વધે છે. યોગ્ય સમયે ભણવાથી અને અભ્યાસને વિક્ષેપકારી વાતાવરણ દૂર કરવાથી સ્મરણક્રિયામાં ફરક પડે છે. **શારીરિક અને માનસિક આરોગ્ય** પણ આ બાબતમાં બહુ મહત્ત્વનું છે, અને **વિષય તરફનું વલણ** એ કદાચ સૌથી મહત્ત્વનું કહી શકાય.

*

# વાચન

**પ્રાચીન ભારતીય રાજ્યશાસ્ત્ર** – લેખક: ડૉ. રમણલાલ કકલભાઈ ધારૈયા, પ્રકાશક: અનડા બુક ડીપો, અમદાવાદ. પૃ. ૨૯૪. કિં. રૂ. ૧૨/– સને ૧૯૬૩.

આપણી ભાષામાં હજુ લગી ખાસ નહીં ખેડાયેલ વિષયને લગતાં પુસ્તકને આવકારવાનું મન થાય જ. એકત્રીસ વરસ પર શ્રી કાશીપ્રસાદ જયસ્વાલ કૃત 'Hindu Polity'નો અનુવાદ ગુજરાત વિદ્યાસભા–ત્યારની 'વર્નાક્યુલર સોસાયટી'–દ્વારા પ્રકાશિત થયેલો. તે પછી તો, જયસ્વાલને ખભે ચઢીને, અભ્યાસકો વિશાળતર દૃષ્ટિફલકને નજરોમાં સમાવી શક્યા હોવાથી 'Hindu Polity'ના વિચારો સંપૂર્ણ સ્વીકાર્ય રહ્યા નથી. આ સંજોગોમાં, તત્પશ્ચાત્ થયેલાં સંશોધનોને આધારે, શ્રી ધારૈયાનું પુસ્તક ગુજરાતીમાં લભ્ય બને તે આનંદથી વાત છે. અલબત્ત, આ કોઈ સ્વતંત્ર શોધ-પ્રબંધ નથી પણ પાઠ્યપુસ્તક છે, એટલે એની પાસે કશી વધુ પડતી અપેક્ષા ન રાખી શકાય.

પ્રાચીન ભારતમાં રાજ્યની ઉત્પત્તિ, રાજ્યનાં હેતુઓ ને કાર્યો, ગણરાજ્યો, ગ્રામવહીવટ, ન્યાયતંત્ર આદિની આ પુસ્તકમાં રજૂઆત થઈ છે. કેટલેક ઠેકાણે પ્રાચીન ભારતીય સ્થિતિ ને સિદ્ધાંત તત્કાલીન ગ્રીસ-રોમ સાથે અને આધુનિક યુરોપ સાથે લેખકે સરખાવ્યાં છે તે વિદ્યાર્થીને તૌલનિક દૃષ્ટિબિન્દુ કેળવવામાં સહાયભૂત નીવડશે.

ગણરાજ્યોના નિરૂપણમાં બૌદ્ધ સાધન-સામગ્રી ઉપ-રાંત એની સમકાલીન જૈન સામગ્રીનો પણ પૂરતો પરામર્શ લેવાયો હોત તો ઠીક થાત,–શ્રમણ મહાવીર પોતે લિચ્છવી ગણતંત્રના હતા અને જૈન પરંપરામાં અગ્ર-પંક્તિના નૃપતિ શ્રેણિક બિંબિસારે પોતાના રાજતંત્રમાં ગણતાંત્રિક તત્ત્વો આમેજ કરેલાં એ લક્ષમાં લેતાં. એ જ પ્રમાણે, અન્ય સાધનોની ચર્ચા દરમ્યાન, કૌટિલ્ય પછી રાજ્યશાસ્ત્રીય ક્ષેત્રે ભારતની સર્જક પ્રતિભા ઠીંગરાવા લાગેલી એ દર્શાવવા માટે શ્રી ધારૈયાએ ઈસુના બારમા શતકના સોમેશ્વર કૃત 'માનસોલ્લાસ'નું ઉદાહરણ આપવા સરખું હતું: એ ચાલુક્યરાજના ગ્રંથમાં વિલાસિતા, હાથી-ઘોડા ને ઝવેરાતને અગ્રતા મળી હોવાના નિર્દેશથી 'વળતાં પાણી'નું તાદશ ચિત્રણ થયું હોત

એક વાત તરફ ધ્યાન ખેંચ્યા વિના રહી શકાય નહીં. લેખકે, સ્પષ્ટ ઋણ સ્વીકાર વગર, અમુક ચોક્કસ ગ્રંથોને અક્ષરશ: અનુસરવું મુનાસિબ માન્યું છે... 'પ્રાચીન ભારતીય રાજ્યશાસ્ત્ર'ના પૃ. ૧૨૨–૨૮ અને અલ્તેકરના 'State and Government in Ancient India'ના પૃ. ૧૪૬/૫૪ (૧૯૫૮ની આવૃત્તિ) એક સાથે વાંચતાં એની પ્રતીતિ થશે.

આ પુસ્તકમાં શ્રી ધારૈયાએ પ્રયોજેલા શબ્દો વિષે પણ કંઈક કહેવું પ્રાપ્ત થાય છે. Religion માટે 'પંથ' શબ્દ વાપરવામાં એમણે અર્થવિવેક જાળવ્યો છે, અને પરિણામે પ્રાચીન ભારતીય રાજ્ય 'પાંથિક' નહોતું પણ 'ધાર્મિક' અવશ્ય હતું એવું એમનું કહેવું વધુ વિશદ બન્યું છે. ઉપનિષદાદિને અંગે વપરાયેલ 'પશ્ચાત્ વૈદિક' એ સંજ્ઞા ભ્રામક નથી શું? રૂઢ શબ્દ 'પૌરજાનપદ'ને બદલે આ પુસ્તકમાં ઠેકઠેકાણે વાપરવામાં આવેલ 'પૌર જનપદ' છાપભૂલ છે કે સમજફેર? મ્યુનિસિપાલિટી, દીવાની, ફોજદારી, જ્યુરી, જેલ જેવા શબ્દો પ્રાચીન ભારતના વાતાવરણ સાથે બંધબેસતા ન હોઈ કઠે છે.

'પાશ્ચાત્ય દેશોમાં વિદ્યાક્ષેત્રે આદરભાવ ઉત્પન્ન કરે એવો અને બુદ્ધિને સંતર્પક જે ફાલ આવે છે તેનું એક કારણ ત્યાં પ્રાચીન ગ્રીસ અને રોમથી વહી રહેલી જે વિદ્યાકલાપરંપરાનું અનુસંધાન રહ્યું છે તે છે,' છેલ્લી સાહિત્ય પરિષદના અધ્યક્ષીય અભિભાષણમાં શ્રી રસિકલાલ છો. પરીખે કરેલ આ ચિંત્ય વિધાન લક્ષમાં લેતાં, ખાસ તો સ્વરાજ્યયુગમાં, પ્રાચીન ભારતીય વિદ્યાઓનાં અધ્યયનની આવશ્યકતા સમજાશે. ઇચ્છીએ કે, ભારતીય ભાષાઓ બોધભાષાનું સ્થાન લઈ રહી છે ત્યારે નર્યા પાઠ્યપુસ્તકપણા કે અનુવાદબાહુલ્યની વિપરીત અસરોથી મુક્ત ગ્રંથો લખાશે.

*

# અભ્યાસ

ચાર અને વિવેચનનું સામયિક

'કોઈ કહેશે કે હવે તો આપણું રાજ્ય થયું છે જેથી રાજ્યની મદદથી રાજ્યસત્તાના જોરે આપણા ગૃહ અને ગ્રામઉદ્યોગો ફરીથી કૃષીક્ષાલી દેશને સમૃદ્ધ કરશે અને દેશના કરોડો માણસોને ધંધે લગાડી રોજરોટી ખાતા કરશે. આવી વાત કરનારા ભાઈઓ એક વાત ભૂલી જાય છે કે હવે તો અણુશક્તિની શોધ થઈ છે અને ઉદ્યોગોમાં એને લીધે ભારે ઊથલપાથલ થશે એમાં કંઈ જ સંશય નથી. હાથકારીગીરીથી ચાલતા કોઈ પણ ઉદ્યોગ યંત્રની સ્પર્ધામાં ટકી શકવાના નથી, અને દેશમાં ઊંડાં મૂળ ઘાલીને ચોટેલાં યંત્રો હસ્તઉદ્યોગથી ઊખડી જવાનાં નથી.

આપણું જ રાજ્ય થયા પછીથી શ્રીમંતો વધારે શ્રીમંત થતા જાય છે, ગરીબો વધારે ગરીબ થતાં જાય છે, મધ્યમ વર્ગ તૂટતો જાય છે અને બેકારી વધતી જાય છે એ એક હકીકત છે. મહાત્માજીની પ્રિય ખાદી વેચવા માટે સરકારી અમલદારોનો આશ્રય લેવો પડે છે એ પણ એક હકીકત છે. કારણ ખાદી આર્થિક રીતે ગરીબોને પોષાતી નથી. આજે તો ખાદી એ શ્રીમંતોનું જ વસ્ત્ર થઈ પડ્યું છે. આ રીતે આપણા ગૃહઉદ્યોગો પગભરન થઈ શકે. જો આ પ્રમાણે ચાલશે તો હિન્દમાં અતિ શ્રીમંત અને અતિ ગરીબના બે વર્ગો ઊભા થશે અને દેશમાં ભારે વંટોળ થશે.' — ભાઈલાલભાઈ દ્વાભાઈ પટેલ

['ગામડાનું વાસ્તવ દર્શન' (સ્વાનુભવ) — ચરોતર વિદ્યામંડળ, વલ્લભવિદ્યાનગર, સને ૧૯૫૬, પૃ. ૧૫૭]


3

૯

મિલ · ૧૯૬૪

પાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૩ · અંક ૯
એપ્રિલ
૧૯૬૪


## અનુક્રમ



*

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

* 'અભ્યાસ'ના પહેલા તથા બીજા વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ ઉપલબ્ધ છે. દરેક સેટની કિંમત દસ રૂપિયા. (સેટ દીઠ ટપાલખર્ચના રૂપિયા બે અલગ)

*


મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય



લેખક અને સંપાદક :
**એ. જી. ભટ્ટ**
[સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

सकलभुवनमध्ये निर्धनास्तेऽपि धन्या निवसति हृदि येषां श्रीहरेर्भक्तिरेका।
हरिरपि निजलोकं सर्वथातो विहाय प्रविशति हृदि तेषां भक्तिसूत्रोपनद्धः॥

—श्रीमद्भागवते—३-७३॥

  

**ભાવાર્થ :** આ સમગ્ર જગતમાં જેમના હૃદયમાં શ્રીહરિની કેવળ ભક્તિ જ નિવાસ કરે છે તેઓ નિર્ધન હોવા છતાં પણ ધન્ય છે; કેમકે ભક્તિરૂપી સૂત્રથી બંધાયેલા હરિ પણ પોતાના ધામને સર્વથા છોડીને તેમના હૃદયમાં આવીને વાસ કરે છે.

**નોંધ :** શ્રીમદ્દ્ભાગવતના આ શ્લોકમાં ભક્તિનું અપૂર્વ માહાત્મ્ય ગાયું છે. એક કવિએ દર્શાવ્યા પ્રમાણે 'દરિદ્રતારૂપી દોષ ગુણોના સમૂહનો નાશ કરે છે—दारिद्र्यदोषो गुणराशिनाशी।'— છતાં પણ દરિદ્ર મનુષ્યના હૃદયમાં પરમાત્માએ જો નિવાસ કર્યો હોય તો તે કૃતકૃત્ય જ થયેલો છે. પરમાત્માની ભક્તિરૂપી ધન સર્વશ્રેષ્ઠ છે. પરમાત્માની પ્રેમરૂપિણી ભક્તિ હૃદયમાં ઉદય પામતાં નિર્ધન પણ શ્રેષ્ઠ ધનિક બની જાય છે કેમકે ભક્તિરૂપી રજ્જુથી બંધાયેલા શ્રીહરિ તેના હૃદયમાં પ્રવેશ કરે છે. આનાથી ચઢિયાતો બીજો કયો લાભ હોઈ શકે? ઈશ્વર પ્રત્યે પ્રગટેલી અનન્ય ભક્તિ નિર્ધનનું અસાધારણ ધન છે, નિર્બળનું અપૂર્વ બળ છે. નિત્ય સ્વતંત્ર અને સર્વદા સ્વમહિમામાં પ્રતિષ્ઠિત હોવા છતાં ઈશ્વર ભક્તોને અધીન રહે છે અને તેમને વશ વર્તે છે. મીમાંસાધુરંધર શ્રી અનંત દેવ ઈશ્વરના ભક્તપરાધીન સ્વભાવનો ઉલ્લેખ કરતા એક મધુર શ્લોકમાં તેમની આ પ્રકારે સ્તુતિ કરે છે:

नाम्नैव नाशयति यो भवपाशबन्धं
दाम्नैव यो व्रजवधूभिरयत्नबद्धः।
एवं दयाजलनिधिर्निजवर्गवश्यः
सेव्यः स मेऽस्तु सततं सुखसिन्धुरेकः॥

જે તેમના નામમાત્રના ઉચ્ચારણથી ભવરૂપી પાશનો નાશ કરે છે, વ્રજાંગનાઓએ જેમને (પ્રેમરૂપી) રજ્જુથી વિનાપ્રયત્ને બાંધ્યા છે—એવા કૃપાના મહાસાગર, પોતાના ભક્તોને વશ રહેનારા સુખસિન્ધુ એકમાત્ર ભગવાનની જ સેવા મારાથી નિરંતર થયા કરો.

ભાગવતમાં દુર્વાસાને ઉદ્દેશીને ભગવાન તેમના ભક્તપરાધીન સ્વભાવને આ રીતે વ્યક્ત કરે છે:

अहं भक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज।
साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनप्रियः॥

હે દ્વિજ! હું ભક્તોને અધીન હોઈ અસ્વતંત્ર જેવો છું. મારા સજ્જન ભક્તોનો મારા હૃદય પર અધિકાર છે. ભક્તજનો મને પ્રિય છે.

શ્રી લક્ષ્મીધરરચિત ભગવન્નામકૌમુદીમાં ભગવાન પ્રત્યે પ્રગટ થયેલી રતિને—પ્રેમાતિશયને ભક્તિ કહી છે. ભગવાન પ્રત્યે ઉદય પામેલો અવર્ણનીય ઉત્કૃષ્ટ પ્રેમ—રતિરૂપી ભાવ વિભાવ, અનુભાવ વગેરે દ્વારા ભક્તિરસરૂપે પરિણામ પામે છે—વ્યક્ત થાય છે. કૃષ્ણને ઉદ્દેશીને વ્યક્ત થયેલા ભક્તિરસનો આલંબન વિભાવ કૃષ્ણ પોતે થાય છે. જે જે દેવને ઉદ્દેશીને ભક્તિરસનો આવિષ્કાર થયો હોય તે તે દેવ તે રસનો આલંબનવિભાવ બને છે કેમકે તે દેવ ભક્તિરસનું આલંબન બને છે. જે રસનું ઉદ્દીપન કરે તે સર્વને ઉદ્દીપન-વિભાવ કહેવામાં આવે છે. ભાગવતમાં વર્ણવેલી રાસક્રીડાના પ્રસંગમાં વસંત, મલ્લિકાનાં પુષ્પો જેમાં ખીલ્યાં હતાં તેવી રાત્રિઓ, ચન્દ્ર વગેરે કૃષ્ણ પ્રત્યે પ્રગટ થયેલી રતિનાં ઉદ્દીપક બને છે. કૃષ્ણનું

મુરલીવાદન પણ રતિને ઉત્તેજિત કરે છે. ઉદ્‌બુદ્ધ થયેલા રતિ વગેરે સ્થાયીભાવને બહાર પ્રકાશિત કરતા હાવભાવ વગેરે અંગજ ભાવો તથા સ્તંભ, સ્વેદ, રોમાંચ વગેરે સ્વભાવજ સાત્ત્વિક ભાવો, કટાક્ષપાત વગેરે ચેષ્ટાઓને અનુભાવ ગણવામાં આવે છે. કૃષ્ણને મળવા ઉત્સુક થયેલી ગોપીઓ, મુરલીનો ધ્વનિ સાંભળતાં જ પોતાનાં કર્તવ્ય-કર્મોનો ત્યાગ કરી ચાલી નીકળે છે. કેટલીક ગોદોહનની ક્રિયાનો ત્યાગ કરીને, કેટલીક ભોજન પીરસતાં પીરસતાં, કોઈ પોતાનાં બાળકને દૂધ પાતાં પાતાં, કેટલીક આંખમાં અંજન આંજતાં આંજતાં – તે તે ક્રિયાનો ત્યાગ કરીને ઉત્સુકતાપૂર્વક કૃષ્ણને મળવા નીકળી પડે છે. આ ગોપી-ઓનાં વસ્ત્રો ને આભરણો ઊલટ-પુલટ – અસ્તવ્યસ્ત થઈ જાય છે; જે અવયવ પર જે અલંકાર ધારણ કરવો જોઈએ તેનાથી જુદે જ સ્થાને ધારણ કરીને, વસ્ત્રોને પણ તેવી જ રીતે ગમે તેમ ધારણ કરીને તેઓ કૃષ્ણને મળવા નીકળી પડે છે. આમાં કૃષ્ણ પ્રત્યે જાગૃત થયેલી રતિને બહાર પ્રકાશિત કરતા અનુભાવ દર્શાવવામાં આવ્યા છે.

ભાગવતના એકાદશ સ્કંધમાં ભગવાન પ્રત્યે જાગેલી રતિને પ્રકાશિત કરતા અનુભાવોનું સુંદર ઉદાહરણ આપતા જે શ્લોકનો ભગવન્નામકૌમુદીમાં ઉલ્લેખ કર્યો છે તે મનોહર શ્લોક આ પ્રમાણે છે:

एवंव्रतः स्वप्रियनामकीर्त्या
जातानुरागो द्रुतचित्त उच्चैः।
हसत्यथो रोदिति रौति गाय–
त्युन्मादवन्नृत्यति लोकबाह्यः॥

જે આ પ્રકારનું વ્રત લે છે (ભગવાનના જન્મની અને લીલાઓની કથાનું શ્રવણ કરે છે; તેમના ગુણ, પ્રભાવ, વિવિધ લીલાઓનું સ્મરણ કરાવતાં અનેક નામોનું સંકોચ, લાજ વગેરેનો ત્યાગ કરીને ગાન કરે છે) તેના હૃદયમાં પોતાના પ્રિયતમ પરમેશ્વરના નામ-સંકીર્તનથી અનુરાગના અંકુર ફૂટે છે. આવા ભગવત્પ્રેમીનું હૃદય દ્રવિત થઈ જાય છે અને તે સામાન્યપણે લોકોમાં પ્રચલિત રીત-રિવાજ, માન્યતાઓ વગેરેથી પર થાય છે અને કોઈ વાર ખડખડાટ હસે છે ને કોઈ વાર રડે છે, કદીક ઊંચેથી ભગવાનને પોકારે છે તો કદીક તેમના ગુણોનું ગાન કરે છે અને કોઈ વાર નૃત્ય કરવા લાગે છે.

ભગવાનમાં સ્થાયી પ્રેમ – નૈષ્ઠિકી ભક્તિ કઈ રીતે જાગી ઊઠે છે તે દર્શાવતાં ભાગવતમાં કહ્યું છે કે-

शुश्रूषोः श्रद्दधानस्य वासुदेवकथारुचिः।
स्यान्महत्सेवया विप्राः पुण्यतीर्थनिषेवणात्॥
श्रृण्वतां स्वकथां कृष्णः पुण्यश्रवणकीर्तनः।
हृद्यन्तःस्थो ह्यभद्राणि विधुनोति सुहृत्सताम्॥
नष्टप्रायेष्वभद्रेषु नित्यं भागवतसेवया।
भगवत्युत्तमश्लोके भक्तिर्भवति नैष्ठिकी॥

હે વિપ્રો! પવિત્ર તીર્થોના સેવનથી, મહાપુરુષોની સેવા, કથા-શ્રવણની ઇચ્છા, શ્રદ્ધા અને તે પછી ભગવાનની કથામાં અભિરુચિ ઉત્પન્ન થાય છે. શ્રીકૃષ્ણના ગુણોનું શ્રવણ તથા કીર્તન પવિત્ર કરનારું છે. જે તેમની કથાનું શ્રવણ કરે છે તેવા સજ્જનોના હૃદયમાં શ્રીકૃષ્ણ નિવાસ કરે છે અને તેમનાં સર્વ અશુભોનું – દુરિતોનું નિવારણ કરે છે. ભગવાનના ભક્તોના નિરંતર સેવનથી જ્યારે મલિન વાસનાઓ હૃદયમાંથી નાશ પામે છે ત્યારે પુણ્ય-શ્લોક ભગવાનમાં નૈષ્ઠિક – સ્થાયી ભક્તિ ઉત્પન્ન થાય છે.

ઈશ્વર-નામના સંકીર્તનમાત્રથી પાપનો નાશ થાય છે. એક વાર પણ તેના નામનું કીર્તન કરવામાં આવે કે તરત જ પાપરૂપી રૂના ઢગલામાં અગ્નિ પડે છે – પાપનું દહન થવા લાગે છે. આ રીતે નામ-કીર્તનથી મનુષ્યોનાં પાપ ક્ષીણ થતાં – 'नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते' – એ કથન પ્રમાણે શ્રીકૃષ્ણના ચરણકમળમાં ભક્તિ ઉદય પામે છે.

શ્રીભગવન્નામકૌમુદીમાં સ્પષ્ટપણે દર્શાવવામાં આવ્યું છે કે કેવલ નામ સ્મરણ પાપનો નાશ કરવા સમર્થ છે. નામ-કીર્તન એક વાર કરવામાં આવે કે તરત જ તે પાપનાશનું કારણ બને છે કેમકે-

अवशेनापि यन्नाम्नि कीर्तिते सर्वपातकैः।
पुमान्विमुच्यते सद्यः सिंहत्रस्तैर्मृगैरिव॥

–એ શ્લોકમાં દર્શાવ્યા પ્રમાણે 'જે મનુષ્ય અવશપણે પણ ભગવાનના નામનું કીર્તન કરે છે તેને જેમ નાનપણથી પાળેલા સિંહની સાથે નિઃશંકપણે ફરતા રાજકુમારને સિંહથી ભયભીત થયેલાં બીજાં વાઘ, વરુ, વનગજ વગેરે પ્રાણીઓ તરત જ દૂરથી તજી દે છે તેમ નામરૂપી

સિંહથી ભય પામેલાં પાપ તરત જ (सद्यः) છોડી દે છે. આમાં 'सद्यः' (તરત જ)–એ શબ્દ જરૂર વિવક્ષિત છે. ભાગવતમાં વાસુદેવનું નામ-કીર્તન તરત જ પાપનું નિવારણ કરે છે એ ભાવાર્થના શ્લોકની 'लोकस्य सद्यो विधुनोति कल्मषम्।' એ પંક્તિમાં પણ 'सद्यः' (તરત જ) એ શબ્દ સાભિપ્રાય જ યોજાયો છે. જે પૂર્વે આચરેલાં પાપોએ તેમનું ફળ આપવાનો આરંભ કર્યો નથી તેમનો ક્ષય નામ-કીર્તનથી થાય છે એમ કહેવાનો આ શ્લોકોનો આશય છે. વળી એક જ વાર ભગવાનના નામોચ્ચારણથી પાપમાંથી મુક્તિ થાય છે એ આશયનો સ્કન્દપુરાણનો આ શ્લોક પણ ધ્યાનમાં લેવા જેવો છે:

अवशेनापि संकीर्त्य सकृद्यन्नाम मुच्यते।
भयेभ्यः सर्वपापेभ्यस्तं नमाम्यहमच्युतम्॥

અવશપણે–નાછૂટકે પણ એક વાર જેના નામનું કીર્તન કરીને ભયમાંથી, સર્વપાપોમાંથી મુક્ત થવાય છે તે અચ્યુતને હું નમું છું. આ ઉપરાંત રામના જન્મવ્રતનો આ પ્રકારે કરેલો ઉલ્લેખ પણ મનનીય છે:

सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते।
अभयं सर्वदा दास्य इति जन्मव्रतं मम॥

ઉપરના શ્લોકમાં સત્યપ્રતિજ્ઞ રામ પોતાનું જન્મવ્રત જાહેર કરે છે: "જે એક જ વાર મારે શરણે આવ્યો છે અને તારો છું એમ કહી મને યાચે છે તેને સર્વદા અભય આપવું એ મારું જન્મવ્રત છે." આ બધા ઉલ્લેખો પરથી એક વાર (सकृत्) ઈશ્વરના નામનું કીર્તન કરવાથી જેમણે ફળ આપવાનો આરંભ કર્યો નથી એવાં પ્રાચીન પાપોનો નાશ થાય છે એમ ભગવન્નામકૌમુદીમાં દર્શાવ્યું છે. તેમાં દર્શાવ્યા પ્રમાણે 'ભગવાનના નામનું કીર્તન સ્વતંત્રપણે એટલે શ્રદ્ધા, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, અભ્યાસ, દેશ, કાલ, શૌચ વગેરેથી નિરપેક્ષપણે, જેમણે ફળ આપવાનો પ્રારંભ કર્યો નથી એવાં પૂર્વજન્મોમાં કરેલાં પાપનો નાશ કરે છે, પરંતુ મહાપુરુષનું–બ્રહ્મવેત્તા કે ભગવદ્-ભક્તનું અપમાન કરવાથી થયેલા પાપના ફળને તો ભોગવવાથી અથવા મહાપુરુષના અનુગ્રહથી જ નિવારી શકાય છે. નામકીર્તનથી ઉપર દર્શાવ્યાં તે પાપોની નિવૃત્તિ થાય છે અને જો તેનું (નામકીર્તનનું) આવર્તન કરવામાં આવે–વારંવાર કીર્તન કરવામાં આવે તો દુર્વાસનાઓના નાશ દ્વારા શ્રદ્ધા, ભક્તિ, વૈરાગ્ય ને જ્ઞાન ઉત્પન્ન કરીને મોક્ષનું તે સાધન બને છે. ઉપાસકની ઇચ્છાથી કદાચિત્ તે પ્રારબ્ધપાપનું–દેહના આરંભક પાપનું નિવર્તક થાય છે.'

(श्रद्धाभक्तिज्ञानवैराग्याभ्यासदेशकालविशेषादिनिरपेक्षं भगवन्नामकीर्तनमेव महद्वमानातिरिक्तमप्रारब्धं प्राचीनमंहः सर्वमेव संहरति, आवर्त्यमानं पुनर्दुर्वासनाविध्वंसद्वारेण श्रद्धाभक्तिवैराग्यज्ञानान्युत्पादयदपवर्गसाधनं; प्रारब्धपाप – निवर्तकं च कदाचिदुपासकेच्छावशाद्, महद्वमानस्य तु भोग एव निवर्तकः तदनुग्रहो वा, न पुनरन्यत् किंचिदिति स्थितम्।)

આ વિષયમાં ઉત્તરોત્તર આધ્યાત્મિક પ્રગતિનો જે ક્રમ દર્શાવ્યો છે તે પણ ધ્યાનપાત્ર છે. 'કીર્તનથી પાપનો ક્ષય થાય છે, તેનું (કીર્તનનું) આવર્તન કરવામાં આવે તો ભગવાનના કીર્તનની વાસનાઓની વૃદ્ધિ (પ્રચય) થાય છે, પાપવાસનાઓનો અપચય (ક્ષીણતા) થતો જાય છે, પછી ભગવત્પરાયણ મહાપુરુષોની સતત સેવા થાય છે, પછી ભગવાનમાં નૈષ્ઠિક ભક્તિનો ઉદય થાય છે, ત્યાર પછી શોક વગેરેનો આત્યંતિક નાશ થાય છે. આમ થયા પછી ક્રમશ: સત્ત્વગુણનો પરમ ઉત્કર્ષ, તત્ત્વનો સાક્ષાત્કાર અને અંતે મુક્તિ થાય છે.

(तत्रायं क्रमः–कीर्तनात् पापक्षयः, तदावृत्त्या तद्विषयाणां वासनानां प्रचयः; अपचयश्च पापवासनानां, ततो भगवज्जनसेवासातत्यं, ततस्तदुपवर्णितमहिमनि भगवति पुण्यश्लोकशेखरे भगवति नैष्ठिकी भक्तिः, ततः शोकादीनामत्यन्तोच्छेदः, ततः सत्त्वस्य परमोत्कर्षः, ततस्तत्त्वसाक्षात्कारः, ततो मुक्तिः।)

ઇશ્વરમાં વિશ્વાસ આધ્યાત્મિક વિકાસ માટે અત્યંત આવશ્યક છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે નામકીર્તનના આવર્તનથી તે ઉત્પન્ન થાય છે. નામકીર્તનનો પ્રારંભ થવો એ મનુષ્યના સૌભાગ્યનો ઉદય દર્શાવે છે. અશ્રદ્ધાથી પણ લેવામાં આવતું ઇશ્વરનું નામ પાપનો ક્ષય કરે છે. પાપનો નાશ કરવો એ ઇશ્વરના નામનો સ્વભાવ છે.

અગ્નિનો જેમ બાળવાનો સ્વભાવ મનુષ્ય દુષ્ટ છે કે સજ્જન છે તેના પર આધાર રાખતો નથી; તે તો દુર્જન હોય કે સજ્જન હોય તેનો સ્પર્શ થતાં તેને બાળે જ છે તેમ નામ પણ મલિનચિત્તવાળા મનુષ્યથી પણ ઉચ્ચારવામાં આવતાં તેનાં પાપને બાળે જ છે. શ્રદ્ધાથી કે અશ્રદ્ધાથી અગ્નિનો સ્પર્શ કરવામાં આવે તો અગ્નિ બાળ્યા વિના રહેતો નથી તેમ ઇશ્વરનું નામ પણ શ્રદ્ધાથી કે અશ્રદ્ધાથી લેવામાં આવે તો પાપનું દહન કર્યા વિના રહેતું નથી. અગ્નિનો એક વાર સ્પર્શ થયો કે તે તરત જ બાળે છે તેમ નામ પણ એક વાર લેવામાં આવ્યું કે પૂર્વે કરેલાં પાપોને બાળે જ છે. ઉપર નિરૂપણ કર્યા પ્રમાણે વારંવાર નામ-કીર્તન થતાં ચિત્તની મલિન વાસનાઓનો નાશ થઇ શ્રદ્ધાનો ઉદય થાય છે. અને ઇશ્વરમાં નૈષ્ઠિકી શ્રદ્ધાનો ઉદય મનુષ્યના સાચા આધ્યાત્મિક જન્મનો નિદર્શક છે.

પૂર્વજન્મનાં સુકૃત વિના ઇશ્વર પ્રત્યે ભકિત જન્મતી નથી. ભગવદ્‌ગીતાની 'न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः।' (પાપી, મૂઢ, અને અધમ પુરુષો મારે શરણે આવતા નથી.) અને 'चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन।' ચાર પ્રકારના પુણ્યશાલી–જેમણે પૂર્વે સુકૃત કર્યાં છે તેવા મનુષ્યો–મને ભજે છે)–એ બન્ને ઉક્તિઓથી ઉપરની વાતને સમર્થન મળે છે. દુઃખનિવારણ કરવા માટે, દ્રવ્યની કામનાથી કે ઈશ્વર-તત્ત્વ જાણવાની ઇચ્છાથી જે ઈશ્વરને ભજે છે તેમને પણ ગીતા ભક્તકોટિમાં મૂકે છે, કેમ કે અત્યંત દુઃખ ભોગવતાં હોય, દ્રવ્યની જરૂર હોય, ગમે તેટલી મુશ્કેલી હોય છતાં પણ આસુરી સ્વભાવવાળા પાપી મનુષ્યો (दुष्कृतिनः) ઈશ્વરને ભજતા નથી. ગીતામાં તો સ્વાર્થની સિદ્ધિ માટે ઈશ્વરને ભજતા આર્ત ને અર્થાર્થી મનુષ્યોને પણ ઉદાર–ઉત્તમ ભકતો તરીકે ગણાવ્યા છે, જોકે જ્ઞાની ભકતોને તેમાં સર્વોત્તમ ગણ્યા છે. આમ ગીતાના પ્રમાણથી પૂર્વજન્મનાં પુણ્યથી જ ભગવાન પ્રત્યે અનુરાગનો ઉદય થાય છે–એ સત્યનું પ્રતિપાદન થાય છે.

શ્રીમદ્‌ભાગવત ભગવાનમાં ભકિતભાવની પ્રાપ્તિને મનુષ્યના પરમધર્મ તરીકે પ્રકાશિત કરે છે :

एतावानेव लोकेऽस्मिन् पुंसां धर्मः परः स्मृतः।
भक्तियोगो भगवति तन्नामग्रहणादिभिः॥

આ જગતમાં નામકીર્તન વગેરે સાધનોથી ભગવાનમાં ભકિતભાવની પ્રાપ્તિ કરવી–એ મનુષ્યોનો પરમધર્મ છે.

ભકિતભાવનો અંતરમાં ઉદય થતાં સર્વના આત્મારૂપે વિલસી રહેલા હરિનો સાક્ષાત્કાર થાય છે. ભાગવતમાં ભક્તિભાવની સિદ્ધિનું આવું ફલ પ્રગટ કર્યું છે–

प्रोक्तेन भक्तियोगेन भजतो मासकृन्मुने।
कामा हृदय्या नश्यन्ति सर्वे मयि हृदि स्थिते॥
भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः।
क्षीयन्ते चास्य कर्माणि मयि दृष्टेऽखिलात्मनि।

મેં કહેલા ભક્તિયોગ દ્વારા જે મને સતત ભજે છે તેના હૃદયમાં હું નિવાસ કરું છું અને મારો નિવાસ થતાં તેના હૃદયની સર્વે વાસનાઓ નાશ પામે છે. સર્વાત્મસ્વરૂપ મારો સાક્ષાત્કાર થતાં તેના હૃદયની સર્વ અવિદ્યારૂપી ગ્રંથિનો નાશ થાય છે, સર્વ સંશયો વિલય પામે છે અને કર્મો ક્ષય પામે છે.

*

# રોજનીશીમાંથી

ગણેશ વાસુદેવ માવળંકર

તા. ૨૪ નવેંબર ૧૯૪૭, સોમવાર

આજે કાર્તિકી અગિયારસનો ઉપવાસ. શ્રી... ...કંપની શરૂ કરવાના વિચારમાં છે. એમને વધારે પૈસો ભેગો કરવો છે તે સારુ આ કંપની કાઢવી નથી પણ દેશમાં આ ઉદ્યોગ સ્થપાય, દેશના સામાજિક અને આર્થિક વિકાસમાં ... એક મહત્ત્વનું અંગ છે, દેશના રક્ષણ માટે તો એની જરૂર છે જ. એટલે આ ઉદ્યોગ હિંદુસ્થાનમાં સ્થપાવો જોઈએ એમાં શંકા નથી.

આ માલના ઘરાક તરીકે એકલી સરકાર જ, એટલે સરકારે ટેકો આપવો જોઇએ પણ તે સાથે જ ડગલે ને પગલે સરકારની દરમિયાનગીરી ન જોઇએ. લોકશાહીના યુગમાં હીન પ્રકારના લોકપ્રતિનિધિઓ હંમેશ માથું મારતા રહેવાના એ નહિ જોઇએ. ખાનગી વ્યવસ્થાની (Private Management) કાર્યક્ષમતા અને સરકારનાં ઘરાકી તથા ઉત્તેજન એ બન્નેનો સમન્વય કેવી રીતે કરવો એ સવાલ. સરકાર સાથે કરાર કેવી જાતનો કરવો, કયા મુદ્દાઓ મહત્ત્વના અને કઇ રીતે રજૂ કરવા એ વિષેનો ...નો મુસદ્દો સુધારવામાં, આનુષંગિક મુસદ્દાઓ તૈયાર કરવામાં અને સવિસ્તર કાગળ લખવામાં સવારનો બધો વખત ગયો.

ફરાળ પછી આવેલી ટપાલ જોઈ. ૨૪ કાગળો લખાવ્યા. પછી આરામ. પ્રધાનમંડળમાંથી ડૉ. રાજેન્દ્રબાબુના રાજીનામાને કારણે ઊભી થએલી પરિસ્થિતિમાં, ધારાસભાના નિયમોમાં શા શા ફેરફાર કરવા જોઇએ એ નક્કી કરવા સારુ શ્રી કૌલ આવ્યા હતા. એમની જોડે ચર્ચા. આ અંગે શ્રી રાજેન્દ્રબાબુ સાથે વાતચીત થઈ હતી. ધારાસભાના સ્ટાફના એકીકરણ વિષેના મારા વિચારો મેં એમને જણાવ્યા હતા, અને નિયમોમાં શા ફેરફારો કરવા જોઇએ એવું એમણે પૂછતાં "તે વિષે હું પાછળથી જણાવીશ" એમ મેં એમને કહ્યું હતું. એ મુજબ શ્રી કૌલ સાથે ચર્ચા કરીને મેં પરિસ્થિતિ જાણી લીધી આખો દિવસ આમાં ગયો.

સાંજે લેફ્ટનંટ કર્નલ બખલે સહકુટુંબ મળવા આવ્યા હતા. ઠીક ઠીક સમય સુધી વાતોચીતો થઈ. સવારે લેફ્ટ. કર્નલ ચાંદવડકર અને શ્રી કાકાસાહેબ પુરાણિક આવ્યા હતા.

રાત્રે થોડો વખત ફરવા જઇ આવ્યો. પછી પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

## તા. ૨૫ નવેંબર ૧૯૪૭, મંગળવાર

સવારે ઑફિસ કામ. થોડા કાગળો. શેઠ અમૃતલાલને ગુજરાત વિશ્વવિદ્યાલય તથા બીજી બાબતો વિષે કાગળ. ધારાસભાના નિયમોમાં કરવાના ફેરફારોની સૂચનાઓ અને કાગળ ડૉ. રાજેન્દ્રબાબુને લખીને એની નકલ પંડિત જવાહરલાલને મોકલી.

૧૦-૩૦ થી ૫ ધારાસભાનું કામ. ચાહ, શૌચ આટોપીને સાંજે એકલો જ વલ્લભભાઈને ત્યાં ગયો. ચિ. મણિને તાવ આવતો હતો.

રાત્રે જમ્યા બાદ થોડું કામ.

આજે ચિ. બાળને ૨૫ વર્ષ પૂરાં થઈને ૨૬મું બેઠું તેથી અભિનંદન અને આશીર્વાદ આપતો તાર કર્યો. A. G. Charitiesની બાબતમાં શેઠ અમૃતલાલને તાર. શેઠ અમૃતલાલ અને કસ્તુરભાઇને કાગળો.

## તા. ૨૬ નવેંબર ૧૯૪૭, બુધવાર

અંગ્રેજી તારીખ પ્રમાણે આજે મારી વર્ષગાંઠ. જિંદગીનાં ૫૯ વર્ષ પૂરાં થયાં (૨૬ નવેંબર ૧૮૮૮). આ સમયમાં દુનિયા કેટલી બદલાઈ! મારું બચપણ – જ્યારથી મને યાદ છે તે સમય – જાણે ગઈ કાલે જ હોવા જેટલું નજીક લાગે છે. એ વખતનો સમાજ, આપણા આચાર-વિચાર, રહેણીકરણી, દૃષ્ટિ એ બધામાં કેટલું જમીન-આસમાનનું અંતર!! મારા વ્યક્તિગત જીવનમાં પણ કેટલો ફેરફાર! વિદ્યાર્થી, વકીલ અને જાહેર સેવક એમ જીવન-માંનાં ત્રણ કાર્યક્ષેત્રોમાંનાં પગલાં પણ કેટલાં જલદ અને એક પછી એક એમ ઉચ્ચ સપાટી પર! કોઈ એક ચલચિત્રની જેમ આ પ્રકાર જણાય છે. ઠીક.

સવારે કાગળો. બાવીસ પત્રો. ધૂળિયાના શ્રી રાજવાડે સંશોધન મંદિરના મ્યૂઝિયમ માટે ઇન્દોરના દીવાન શ્રી નાનાલાલ મહેતાને ભલામણપત્ર પાઠવ્યો. કસ્તુરબા-ફંડના કામ અંગે શ્રી શ્યામલાલજીને કાગળો. ઑફિસ કામ.

૧૦-૩૦ થી ૫ ઍસેમ્બ્લી. આજે અંદાજપત્રક મૂકવામાં આવ્યું તેથી ૫ થી ૬॥ વધારે સમય બેસવાનું થયું. પછી મુકામ પર આવીને ફરવા જઇ આવ્યો અને શ્રી વલ્લભભાઇને ત્યાં જઈ આવ્યો.

## તા. ૨૭ નવેંબર ૧૯૪૭, ગુરુવાર

સવારે ૧૭ કાગળો. ઑફિસ કામ. ૧૦-૩૦ થી ૫ ધારાસભા. બપોરે જમવા માટે શ્રી મુનશીને ત્યાં ગયો હતો. બ્રિટનના હાઈકમિશનર શોન અને જસ્ટિસ બેનેટ આવ્યા હતા. શ્રી. સત્યનારાયણ સિંહા પણ હતા. સાંજે ફરવાનું થયું. ભોજનોત્તર પરચૂરણ વાચન.

## તા. ૨૮ નવેંબર ૧૯૪૭, શુક્રવાર

સવારે કાગળો લખ્યા. ૨૫ પત્રો. ઘેર ચિ. અણ્ણાને અને કોલ્હાપુર કાગળો. ચિ. રામૂમામા ચાંદોરકરને એના ભાવિ કાર્યક્રમ વિષે વિલાયત કાગળ મોકલ્યો. ઑફિસ કામ. શ્રીમતી દુર્ગાબાઈ (ધારાસભ્ય) મળવા આવ્યાં હતાં. આવેલી અને જનારી ટપાલ.

ભોજન બાદ આરામ. પૂનાના Hindustan Spun Pipes Ltd.ના શ્રી ગોરે અજિનિયર મળવા આવ્યા હતા. શ્રી. ગુલાબચંદ હીરાચંદ, રાવસાહેબ પટવર્ધન, અપ્પાસાહેબ પંત એમ મિત્રો મળવા આવ્યા હતા. ઘણી બધી વાતોચીતો થઈ. પછી શ્રી. રંગા આદિએ એક ચાહપાર્ટી આપી તેમાં ગયો. આંધ્ર પ્રાંત અલગ કરવાનું આશ્વાસન ગઈ કાલે શ્રી. જવાહરલાલે આપ્યું તેથી આ પાર્ટી હતી.

ડૉ. રાજેન્દ્રબાબુએ શ્રી કૌલને એક કાગળ લખીને ઍસેંબ્લી ડિપાર્ટમેન્ટ સ્ટાફની બાબતમાં તપાસ કરી છે. આનો સીધો અર્થ એ કે તેઓ મારા વહીવટમાં માથું મારીને મારા હાથ નીચેના સ્ટાફ પર એમની સત્તા છે એવું સિદ્ધ કરવા માગે છે! મારે જો અધ્યક્ષ રહેવાનું હોય તો એ કામ માટેનો સ્ટાફ મારા હાથ નીચે નહિ જોઈએ વારુ? આટલી સાદી અને સીધી વાત રાજેન્દ્રબાબુ કેવી રીતે સમજતા નથી, થોડાક સ્ટાફ પર સત્તા ચલાવવાની એમની વૃત્તિ શા સારુ છે, પ્રધાનમંડળમાં પોતે છે ત્યારે એમના હાથ નીચે સ્ટાફ શું ઓછો છે, કૉંગ્રેસ પ્રમુખની હેસિયતથી એમની સત્તા શું થોડી છે, – આ બધી ચીજો હોવા છતાં પણ તેઓ આમ કેમ કરે છે એ સવાલ જ છે. મને દુઃખ થાય છે. આનો વિરોધ કરવો જ રહ્યો. પણ તે કરવો એટલે એક રીતે ઝઘડો જ શરૂ કરવાનો થશે. બે મોટાં અધિકારપદ પરના કૉંગ્રેસીઓએ એક ક્ષુદ્ર બાબત પર લડવું કેટલું ખરાબ? પરંતુ જો ધારાસભાનું સ્વાતંત્ર્ય સિદ્ધ ન કર્યું તો હું અધ્યક્ષ રહીને ય શો ઉપયોગ? એટલે આ બાબતમાં ટેકો મળે, અને અભિપ્રાય પણ મેળવવો એ દૃષ્ટિથી ભોજનોત્તર વલ્લભભાઈને ત્યાં જઇ આવ્યો. એમનો અભિપ્રાય મારા પ્રમાણેનો જ થયો. રાજેન્દ્રબાબુને મારે protestનો એક સૌમ્ય કાગળ લખવો એમ નક્કી થયું.

રાત્રે ઈતર વાચન અને આરામ.

## તા. ૨૯ નવેંબર ૧૯૪૭, શનિવાર

સવારે ઑફિસ કામ. પછી ૧૭ કાગળો. ડૉ. રાજેન્દ્રબાબુને આજે બે કાગળો મોકલ્યા. પ્રથમ એમને જણાવ્યું કે, "આપે શ્રી કૌલ પાસેથી બારોબાર માહિતી મંગાવી એને બદલે મારી મારફત મંગાવી હોત તો સારું થાત." આ સૌમ્ય કાગળના જવાબમાં એમનો અક્કડ પત્ર આવી મતલબનો આવ્યો કે, "કાયદા પ્રમાણે હું અધ્યક્ષ છું. તમારું આમાં સ્થાન જ ક્યાં છે?" ત્યારે પછી મેં લખ્યું કે, "મારી સ્થિતિ શી હોવી જોઈએ એની સ્પષ્ટતા મેં અધ્યક્ષપદ સ્વીકાર્યા પહેલાં કરી છે. આપનો અભિપ્રાય મને મંજૂર નથી. પરંતુ એ જો માન્ય રાખ્યો તો પણ શ્રી. કૌલ મારા હાથ નીચે હોવાથી એમને જે કાંઈ લખવાનું તે મારી મારફત લખવું જોઇએ એ સૌજન્ય (etiquette) છે. આપના પત્રથી મને સ્વાભાવિક દુઃખ થયું." આ કાગળના જવાબમાં લગભગ દિલગીરીદર્શક પત્ર એમના તરફથી સાંજે આવ્યો. પણ આ પ્રકરણ પર પડદો પડ્યો એવું નથી.

૧૦–૩૦થી ૫ ઍસેંબ્લી બેઠક. સાંજે શ્રી. રાવસાહેબ પટવર્ધન, શ્રી અપ્પાસાહેબ પંત, શિખરે, ભાઉ ધર્માધિકારી, શ્રી ગુલાબચંદ, લાલચંદ, શંકરરાવ દેવ વગેરે મિત્રો આવ્યા હતા. શ્રી. ધર્માધિકારીને મારી રોજનીશીઓ ક્રમાંક ૧-૨ આપી. રોજનીશી-પ્રકાશનના કામમાં તેઓ ધ્યાન આપવાના છે. શ્રી. શંકરરાવ દેવ સાથે શ્રી રાજેન્દ્રબાબુના પ્રકરણ વિષે વાત કરી.

પછી શ્રીયુત વી. પી. મેનનની પાર્ટીમાં ગયો. પંડિત જવાહરલાલ ત્યાં મળ્યા. "રાજેન્દ્રબાબુ સાથે આપનો પત્રવ્યવહાર ચાલી રહ્યો છે" એવું તેઓ હસતાં હસતાં બોલ્યા. એટલે એમને બધી હકીકત કહી. ભોજન સમયે શ્રી સિધવા મળ્યા. બોલવા દેવાની બાબતમાં એમને સંતોષ નથી એ વિષે કહેતા હતા. મેં મારું દૃષ્ટિબિંદુ કહ્યું. જલદી સૂતો.

## તા. ૩૦ નવેંબર ૧૯૪૭, રવિવાર

સવારે થોડી વાર બાકી રહેલી રોજનીશીનું લેખન. પછી ૧૪ કાગળો. ગઇ કાલે રત્નાગીરીના શ્રી બાબુરાવ માવળંકરની શાળાને એકાવન રૂપિયા તથા લાંજે ગામમાંના કુણબી સેવાસંઘના છાત્રાલયને આજે એકાવન રૂપિયા

એ પ્રમાણે ફોટા મોકલ્યો. છાપાં જોયાં.

શેઠ કસ્તુરભાઈ આવ્યા હતા. એમની જોડે આટલી બાબતો વિષે વાતો થઈ. (૧) સર ચિનુભાઈ લવાદી (૨) એજ્યુકેશન સોસાયટી. એન્જિનિયરિંગ કૉલેજ (૩) વિશ્વવિદ્યાલય. A G. Charitiesનું દાન. (૪) ...... કસ્તુરભાઈની ભાણી શ્રીમતી ટાગોર પણ આવી હતી. બંગાળ સરકારે એના પતિ (સૌમ્યેન્દ્રનાથ ટાગોર)ને કશી પણ તપાસ વિના અટકાયતમાં રાખ્યા છે એટલું જ નહિ પણ એમને ક્યાં રાખ્યા છે એનું ઠેકાણું પણ સરકાર આપતી નથી! સ્વરાજ્યની આ પહેલી ઝલક!!

ડૉ. અગ્રવાલ સાથે જઈને Central Asian Museum જોઈ આવ્યો. મુસલમાનોનાં આક્રમણને કારણે કેટલોક પ્રદેશ કેવો વેરાન પડી ગયો અને સંસ્કૃતિ કેવી રીતે નાશ પામી એ જોવા મળ્યું. આજે પણ એમનું એવું જ વર્તન છે.

ભોજનોત્તર વિશ્રાંતિ. ઑફિસકામ. ૫ થી ૭-૩૦ મહારાષ્ટ્ર મંડળનું સંમેલન શ્રી. કાકાસાહેબ ગાડગીળના બંગલા પર થયું એમાં ગયો હતો.

જમ્યા પછી થોડું પરચૂરણ કામ. ચીની પ્રવાસી હ્યુ એન સાંગનું પ્રવાસવર્ણનનું પુસ્તક જોયું. રાત્રે જમવા માટે શ્રી. કાનજીભાઈને ત્યાં ગયો હતો. મુનશી, શંકરરાવ દેવ, ગાડગીળ વગેરે મિત્રો હતા. (ક્રમશઃ)

# કવિતાવિચાર

લેખક • સંપાદક: હેમન્ત દેસાઈ
[ગુજરાતીના ટ્યુટર, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

['We learn what poetry is – if we ever learn – from reading it.'
—T. S. Eliot]

## નયણાં

ઊનાં રે પાણીનાં અદ્ભુત માછલાં–
એમાં આસમાની ભેજ,
એમાં આતમાનાં તેજ:
સાચાં તો યે કાચાં જાણે કાચનાં બે કાચલાં:
ઊનાં રે પાણીનાં અદ્ભુત માછલાં.

સાતે રે સમંદર એના પેટમાં,
છાની વડવાનલની આગ,
અને પોતે છીછરાં અતાગ:
સપનાં આળોટે એમાં છોરુ થઈને ચાગલાં:
ઊનાં રે પાણીનાં અદ્ભુત માછલાં.

જલના દીવા ને જલમાં ઝળહળે,
કોઇ દિન રંગ ને વિલાસ,
કોઈ દિન પ્રભુ! તારી પ્યાસ,
ઝેર ને અમરત એમાં આગલાં ને પાછલાં:
ઊનાં રે પાણીનાં અદ્ભુત માછલાં.

['સિંજારવ'] —વેણીભાઈ પુરોહિત

## શબ્દશક્તિ

કવિતામાં પ્રયોજાયેલ શબ્દની ઘણી મહત્તા છે. ચોકસાઇ, સૂચકતા, સામર્થ્ય અને સમુચિતતા જે શબ્દથી સધાય છે તેનું કવિતામાં ઘણું મૂલ્ય છે, ને એવા સિદ્ધ શબ્દથી જ કવિની વાણીમાં ભાવકને અભિભૂત કરી દેવાની અદ્ભુત શક્તિ આવે છે. એવી શક્તિસંપન્ન વાણી જ આહ્લાદક બને છે. કાવ્યગત શબ્દ તે કાવ્યના સંદર્ભમાં કેટલો યોગ્ય છે તેનું માપ તે કાવ્યથી જ આંકી શકાય. પોતાને સ્થાને સપ્રયોજન અને અનિવાર્ય બનેલો શબ્દ જ્યારે જે તે સંદર્ભમાં લાગણી કે વિચારનું વાહન બને છે ત્યારે તે કૃતાર્થ થાય છે. પરંતુ સમગ્ર કાવ્યને જ્યારે એનું કોઈ વિશિષ્ટ પ્રદાન પ્રાપ્ત થાય છે ત્યારે તે શબ્દ સમર્થ થયો કહેવાશે. બધા કૃતાર્થ શબ્દો સમર્થ ન પણ હોય. પણ પ્રત્યેક સમર્થ શબ્દ કૃતાર્થ હોય છે જ. શબ્દશક્તિથી કાવ્યનું કે કવિનું મૂલ્યાંકન કરનાર કાવ્ય રસિકે આ વાત હંમેશાં લક્ષમાં રાખવી પડશે. સાચા કવિની પ્રતિભાના રસાયણથી કયો શબ્દ કયારે કયાં સમર્થ બની જશે તે કોઈથી (ખુદ કવિથીયે) કયારેય ન કહી શકાય, પણ કાવ્યને સમજનાર વ્યક્તિ પોતાની પાસે આવેલી

કૃતિમાંથી એવા શબ્દને આસાનીથી ઓળખી કાઢશે – ગમે તેવી મેદનીમાં કે મેળામાંય પ્રિયજનને આંખ તરત શોધી કાઢે છે ને! અલબત્ત, પ્રિય એટલે પરિચિત અથવા પરિચિત એટલે જ પ્રિય 'A man cannot know a thing unless he loves it'. અર્થાત્ કોઈ પણ વસ્તુને ચાહ્યા વગર માણસ તેને પૂરી જાણી ન શકે કેમકે આપણે પ્રિયવસ્તુને જ નિકટતાથી અવલોકીએ છીએ. કવિના શબ્દને નિકટતાથી ન જોનાર વાચક કાવ્ય વાંચે છે તો ય તેનું એ કાર્ય – ખાલી કપમાં ચમચો હલાવવા જેવું જ–નિરર્થક નીવડવાનું. સહૃદય કે ભાવક એને જ કહીશું કે જેને કવિના શબ્દો પ્રત્યે પ્રીતિ હોય છે – કવિના સમર્થ શબ્દોને યથાર્થપણે પામીને પોતાના કરવાની પ્રીતિ, કેવળ જાજરમાન શબ્દોથી અંજાઈ જનારી લાલસા નહિ. આવો ભાવક જ કાવ્યાસ્વાદનો અધિકારી છે ને એ અધિકાર સાથે તેનામાં પરિશીલનવૃત્તિ હશે તો તે કૃતિના પઠને પઠને તેનાં નવાં નવાં રહસ્યો પ્રાપ્ત કરશે એટલું જ નહિ કવિના શબ્દોમાં કશુંક પોતાનું પણ ઉમેરણ કરવાને શક્તિમાન થશે. એ સ્થિતિએ પહોંચનાર કવિ સમકક્ષ કે કવિસદૃશ ભાવક બનવાની કેળવણી અર્થાત કવિતાના અનુભાવન માટેની સજ્જતા પ્રાપ્ત કરવી એ જ ખરી કાવ્યપ્રવૃત્તિ છે. એવી કાવ્યપ્રવૃત્તિમાં રત ભાવક કે વિવેચક શબ્દશક્તિની અનંત શક્યતાઓનો તાગ લેવાને સતત સયત્ન રહે છે.

અવાજ અને અર્થ એ શબ્દની દ્વિવિધ શક્તિ સર્વવિદિત છે. આગળ કહેલ સિદ્ધ શબ્દમાં એ અભિન્નપણે હોય છે. છતાં અનુકૂળતા ખાતર ઘણી વાર શબ્દના અવાજ–નાદ અને અર્થને વિભક્ત કરીને તપાસવામાં આવે છે. એવી તપાસમાં વિવેચનની પરિભાષા પણ આવે. એ પરિભાષાના શબ્દો બહુ સહેલાઈથી સમજી શકાય એમ છે તે કોઈ વાર જોઈશું. શબ્દશક્તિના ઉપલક્ષમાં ઉપરનું કાવ્ય આ ચર્ચા માટે લીધું છે. આ કૃતિમાં 'કાવ્યત્વ શી રીતે સિદ્ધ થાય છે' તે જાણીતા વિવેચકે પોતાની રીતે વિસ્તારપૂર્વક દર્શાવેલું છે. * તે ચર્ચાનો સરવાળો બાદબાકી કે ગુણાકાર ભાગાકાર કરવાનો આશય તો નથી, છતાં એવું કંઈ થઈ જાય તો યે કાવ્યને હાનિ થવાનો કોઈ સંભવ નથી. શીર્ષક સિવાય ક્યાંયે નામ સુદ્ધાં લીધા વિના વર્ણ્ય વસ્તુનો પૂર્ણ અનુભવ કરાવનાર આ કાવ્યમાં કવિએ શબ્દશક્તિની શક્યતાઓનો કેવો કસ કાઢ્યો છે તે જોવા માટે આપણા પ્રતિભાવોનું જ થોડું નિરીક્ષણ કરવાનું રહેશે.

આમ જોઈએ તો સાદૃશ્યનું દર્શન અને તેનું વિશિષ્ટ પ્રયોજન એ જ આ કાવ્યની ખૂબી છે. સાદૃશ્યથી નયણાંને કવિએ માછલાં કહ્યાં પણ તે ઊનાં પાણીનાં એટલે અદ્ભુત – અસામાન્ય છે એમ કહેતાં વિરોધ થયો – ટકી ન શકે એવો વિરોધ; એટલે વિરોધાભાસ. આમ સાદૃશ્યનું વિશિષ્ટ–વક્ર નિરૂપણ થયું જેને ઠેઠ સુધી લંબાવતાં કવિનો અર્થ સરે છે. નયણાંમાં ભેજ છે અને તેજ પણ છે, એ સાચાં છે તો યે કાચ જેવાં કાચાં છે, એ છીછરાં છે અને પાછાં અતાગ છે, એમાં રંગવિલાસ છે અને પ્રભુની પ્યાસ પણ છે, ઝેર અને અમૃત બંને છે. આમ એકમેકથી વિરોધી લક્ષણોની સહસ્થિતિના વર્ણનથી જ અહીં નયણાંનું સ્વરૂપ પ્રગટે છે એ ઘટના પોતે જ ચમત્કારિક છે. પણ એથી ય આગળ, આવાં નયણાંનાં વર્ણનદ્વારા કવિએ વર્ણવ્યું તો માનવહૃદય જેની અંદર એ બધી જ વસ્તુઓ સમાયેલી છે અને તે નયણાં દ્વારા જ ઊભરાય છે કે સંગોપાય છે. મનુષ્યના હૃદયમાં કેટલી બધી પરસ્પર વિરોધી લાગણીઓ રહેલી છે એ વાત કવિએ સીધી રીતે કહી જ નથી છતાં કાવ્યમાંથી તે આપોઆપ સ્ફુરે છે. તો વસ્તુ નહિ, તેનું કલાત્મક નિરૂપણ જ કૃતિને કાવ્યત્વ અર્પે છે. 'Poetry is not the thing said but a way of saying it.' (A. E. Houseman) કવિતાના શબ્દો પ્રત્યે અપ્રમાદી પ્રતિભાવ દર્શાવનારને જો એટલું સમજાય કે આ માછલાંની વાત નથી, આંખની છે તો એ આંખની જ નથી પણ આંખ જેની આરસી છે તે હૃદયની છે; એ ય સમજાશે. અહીં સધાયેલી બેવડી વક્રતાથી જે તિરોધાનની પ્રક્રિયા થાય છે તે શબ્દશક્તિને આભારી છે.

ઉપલક દૃષ્ટિએ જોતાં ન કળી શકાય એવી શબ્દયોજના આ કાવ્ય ધરાવે છે. 'કાચલાં' 'ચાગલાં' 'આગલાં ને પાછલાં' આદિ શબ્દો કેવળ પ્રાસ ખાતર નથી આવ્યા. એમનું કાવ્યને આગવું અર્પણ છે. છતાં ટૂંકી પંક્તિઓની સરખામણીમાં લાંબી પંક્તિઓની પ્રાસસિદ્ધિ અવશ્ય નોંધપાત્ર છે. શબ્દનાદની ઉપકારતાનો કવિએ

* 'ગુજરાતી કવિતાનો આસ્વાદ' – સુરેશ હ. જોષી

નિર્ગમ અને સાહજિકપણે લાભ લીધો છે. 'કાચલાં' 'છોર' અને 'દીવા' એ શબ્દો પોતે જ કલ્પનો (images) છે. પણ આપણાં મનમાં એનાં ચિત્રો સર્જવામાં તો આખી પંક્તિના શબ્દ–લયનો ય ફાળો છે. સંદર્ભમાં યથોચિત ગોઠવાઈ જઈને અર્થપ્રકાશ પાથરતા એ શબ્દો પોતાના નાદથી કાવ્યના પોતને વધુ દૃઢ બનાવે છે વળી 'સમંદર' 'છીછરાં' આદિ શબ્દોના ઘણા સંકેતો અધ્યાસો આપણા ચિત્તમાં ઉપસ્થિત થાય છે. તે બધાયને મેળવવાથી જ અર્થગ્રહણ સુલભ થઈ શકે. શબ્દાર્થ અંગે કૉલરિજે યોગ્ય જ કહ્યું છે:

'Be it observed, that I include in the *meaning* of a word not only its correspondent object, but likewise all the associations which it recalls.' કાવ્યના શબ્દોનું સ્થૂળ પૃથક્કરણ કોઈ પણ સંજોગમાં દુષ્કર છે. ક્યારેક નિરર્થક પણ છે. છતાં કાવ્યરસિકો એવા પ્રયત્નો કરે જ છે. અમુક વ્યક્તિ સુંદર છે એમ કહ્યા પછી ય કોઈ તેની આંખની મોહકતા કે હોઠનો મરોડ અલગ ચીંધી બતાવે તો તેથી તેની સુંદરતા ખંડિત થાય છે એમ ભાગ્યે જ કહી શકાશે. એવો થોડો અંગુલિનિર્દેશ અહીં આત્મસંતોષ ખાતર જ કર્યો છે.

સાદૃશ્યથી લાવેલું માછલાંનું કલ્પન પ્રથમ પંક્તિના રૂપકમાં યોજ્યા પછી કવિ નયણાંને છેક ભૂલી જ જાય છે એવું લાગતું નથી. એથી 'એ' ને નયણાંના દર્શક તરીકે સ્વીકારવામાં બાધ નથી. ભેજ અને તેજને એક સાથે પોતામાં સમાવતાં ચર્મચક્ષુ જગતનું દર્શન કરાવે છે, દૃષ્ટિ આપે છે એટલે એ સાચાં ખરાં પણ જો એની સાથે આંતરદૃષ્ટિ ન હોય તો એ કાચાં–કાચનાં કાચલાં જેવાં નિરર્થક. એમાં સાત સાત સમુદ્રની ગહનતા ને ઉજ્જાટ છે, ભાવની ભરતી અને ઓટ છે. એમાંથી વડવાનલ જેવી આગ ઝરે છે (અહીં 'છાની' શબ્દ લયમાં હોવા છતાં કાવ્યની બહાર નીકળી જાય છે. નયણાંની આગ–રોષની લાગણી, તો છાની રહેતી જ નથી!) બધું જ, બધા જ ભાવો પ્રકટ કરી દે એવાં એ છીછરાં છે, છતાં ક્યારેક કેવાં અતાગ હોય છે! 'છીછરાં અતાગ', શબ્દોથી 'સમંદર' અને પેટના જ અનુસંધાનમાં એને ધારનાર પાત્રનો સંકેત સાંપડે છે.

'સપનાં આળોટે એમાં છોરુ થઈને ચાગલાં'

આ પંક્તિમાં 'આળોટે' ક્રિયાપદ અને 'ચાગલાં' વિશેષણથી રચાતું દૃશ્ય-કલ્પન સપનાંના સ્વરૂપ અને ગતિનું ખૂબ સ્વાભાવિકતાથી દર્શન કરાવે છે. જલથી જલતા ને જલમાં–જલના પાત્રમાં ઝગઝગતા દીવાને ચિત્તમાં જરી ઠરવા દીધા પછી 'રંગવિલાસ' અને 'પ્રભુની પ્યાસ'નો ખ્યાલ કરતાં વિલાસભવનની અને પ્રભુમંદિરની કલ્પના કરવી હોય તો વાંધો નહિ આવે. પછી ભજનના ભાવની દૃષ્ટિએ વિચારતાં રંગવિલાસ અને પ્રભુપ્યાસ સાથે ઝેર અને અમરત બહુ સહેલાઈથી ગોઠવાઈ જાય છે. 'સાચાં તોયે કાચાં' કહેવાનું તાત્પર્ય પણ આ સંદર્ભમાં બરોબર સમજાય છે. અલબત્ત, આટલાથી કે આટલામાં જ કાવ્ય બંધાઈ જતું નથી. ભાષાની–શબ્દની શક્તિને પ્રીછનાર વાચક આ ચર્ચા ભલે ભૂલી જાય, કાવ્ય એની સમક્ષ છે, રહેશે–આ કે આવી કોઇ પણ ચર્ચાને ઝીલતું અને પડકારતું. સાચી કવિતાનું એ લક્ષણ છે કે તે ભિન્ન ભિન્ન વાચકને તેમજ એક જ વાચકને ભિન્ન ભિન્ન મનઃસ્થિતિમાં પણ કોઇ ને કોઇ રીતે આહ્લાદક નીવડે છે.

*

# સામાન્ય મનોવિજ્ઞાન-૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭, ૧૮, ૧૯

વિ. સ. વણીકર
[મનોવિજ્ઞાનના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

## ૧૩. વ્યક્તિત્વ

સામાન્ય વ્યવહારમાં આપણે વ્યક્તિત્વ એટલે બીજા લોકો ઉપર પ્રભાવ પાડવાનો ગુણ એમ સમજીએ છીએ. આ માણસમાં વ્યક્તિત્વ છે; આ માણસમાં વ્યક્તિત્વ નથી એવી ભાષા આપણે વાપરીએ

છીએ. વ્યક્તિત્વ શબ્દ હજી ગુજરાતીમાં બહુ રૂઢ થયો નથી. મોટે ભાગે તો આપણે અંગ્રેજી શબ્દનો જ ઉપયોગ કરીએ છીએ, આ માણસમાં પર્સનાલિટી (personality) છે અથવા પેલા માણસમાં પર્સનાલિટી નથી એમ આપણે કહીએ છીએ. મનોવિજ્ઞાનમાં આપણે વ્યક્તિત્વનો વ્યાપક અર્થ કરીએ છીએ. વ્યક્તિત્વમાં કેવળ વ્યક્તિના બીજા ઉપર પ્રભાવ પાડવાના ગુણનો જ સમાવેશ થતો નથી, બીજા અનેક ગુણોનો સમાવેશ એમાં થાય છે. મનોવિજ્ઞાનની દૃષ્ટિએ દરેક માણસને વ્યક્તિત્વ હોય છે, જ્યાં વ્યક્તિ છે ત્યાં વ્યક્તિત્વ હોય છે. અંગ્રેજીમાં વ્યક્તિત્વની તદ્દન સહેલી સમજૂતી આ શબ્દોમાં આપેલી છે: Personality is what a person is (વ્યક્તિત્વ એટલે વ્યક્તિ જે છે તે).

વ્યક્તિત્વમાં વ્યક્તિનાં બધાં વિશિષ્ટ લક્ષણોનો સમાવેશ થાય છે. વ્યક્તિની વિશિષ્ટ પ્રકારની ઢબ, એના શરીરના ગુણધર્મો, એનો દેખાવ, એની બુદ્ધિ, એની અભિયોગ્યતાઓ (aptitudes) અને એના ચારિત્ર્યનાં લક્ષણો અને બીજાં અનેક લક્ષણોનો સમાવેશ થાય છે. વ્યક્તિત્વ વ્યક્તિનાં બધાં લક્ષણોનું બનેલું છે. પણ એનો અર્થ એવો નહીં કે વ્યક્તિત્વ એટલે બધા ગુણોનો સરવાળો. વ્યક્તિત્વમાં બધાં લક્ષણોનું સુગ્રથન થાય છે. સુગ્રથિત (well organized) આકૃતિમાં અનેક ભાગ હોય છે; પણ દરેક ભાગ બીજા ભાગ ઉપર અસર કરે છે. જીવંત શરીર સુગ્રથિત એકમનો સુંદર નમૂનો છે. શરીરમાં હૃદય હોય છે, ફેફસાં હોય છે, જઠર હોય છે અને બીજા અનેક અવયવો હોય છે. બધા અવયવો પોતપોતાનું અલગ કામ કરે છે; પણ એમાં એકબીજાનો પરસ્પર સંબંધ હોય છે; અને બધા મળીને એક જીવંત શરીરનું કાર્ય સારે છે. જો પેટમાં ગૅસ થાય તો હૃદય નબળું પડે છે; અને દાંત દુખવા માંડે તો આખા શરીર ઉપર એની અસર થાય છે. વ્યક્તિત્વનાં લક્ષણોનું આ પ્રમાણે જ છે. દા. ત., એક વ્યક્તિ અત્યંત બુદ્ધિમાન છે, પણ સાથે સાથે એ બીકણ પણ છે. એ વ્યક્તિમાં બુદ્ધિમત્તા અને બીકણપણું સ્વતંત્ર રીતે કાર્ય કરતાં નથી. દા. ત., બુદ્ધિમાન વિદ્યાર્થી પરીક્ષામાં પાસ થશે એવી આપણી અપેક્ષા હોય છે; પણ એ વિદ્યાર્થી બીકણ હોવાથી પરીક્ષાનાં પેપર જોઈ ગભરાઈ જાય છે. પરિણામે એ નાપાસ થાય છે. ઊલટું બીકણ માણસ બીજાથી ડરતો રહેશે એવી આપણી અપેક્ષા હોય છે; પણ પોતાની બુદ્ધિમત્તાના પ્રભાવથી એ પોતાની આસપાસ અનેક બળવાન માણસોને ભેગા કરશે અને એમની મદદથી બીજા લોકો ઉપર પોતાનું વર્ચસ્વ જમાવશે. આ પ્રમાણે વ્યક્તિનાં અસંખ્ય લક્ષણો એકબીજા ઉપર અસર કરી વ્યક્તિનું જે સમગ્ર એકમ (Integration) બને છે તેને વ્યક્તિત્વ કહે છે.

વ્યક્તિનાં વિશિષ્ટ લક્ષણોનો વિગતવાર વિચાર કરતાં પહેલાં ફરીથી વ્યક્તિના એકમ તરફ ધ્યાન આપવાની જરૂર છે. લક્ષણોનો સ્વતંત્ર વિચાર થઈ શકે નહિ. દરેક લક્ષણનો વિશેષ સંદર્ભમાં વિચાર કરવો જોઈએ. દા. ત., વ્યક્તિ પ્રેમાળ છે એમ કહેવું તદ્દન સાચું નથી, વ્યક્તિ કુટુંબ પ્રત્યે પ્રેમાળ હોય; પણ પારકાંઓ સાથે એટલો જ અતડો અને લડકણો હોઈ શકે. પૉલ ગ્રેબે (Paul Grabbe) "We Call it Human Nature' નામની ચોપડીમાં વ્યક્તિનાં લક્ષણોને તળાવમાં ઊઠતી પાણીની નાની લહરીઓ (મોજાં) સાથે સરખાવ્યાં છે. દરેક મોજું બીજાં મોજાં ઉપર આધાર રાખે છે; દરેક લહરી આજુબાજુ, ઉપર નીચે થનારી પાણીની ક્રિયાઓનું પરિણામ છે. અને દરેક લહરીનો પાણીમાં થતા બીજા ફેરફારોમાં પણ ફાળો હોય છે.

**વ્યક્તિત્વનાં વિશિષ્ટ લક્ષણો:** વ્યક્તિત્વનાં લક્ષણોની વ્યાખ્યા ગૅરેટ નીચે પ્રમાણે આપી છે: Personalitiy traits are distinctive ways of behaving, more or less permanent for a given individual, and depending upon both native and environmental factors (વ્યક્તિત્વનાં લક્ષણો વ્યક્તિની સામાન્ય રીતે કાયમી સ્વરૂપની વર્તવાની રીતો છે; આ વર્તનપદ્ધતિઓ સહજ અને વાતાવરણજન્ય બંને પરિબળોથી બનેલી હોય છે) દા. ત., સહાનુભૂતિ, ખંત, ઉદારતા, પ્રસન્નતા, મૌલિકતા, ધીરજ, વિશ્વસનીયતા, સંયમ વગેરે ગુણો વ્યક્તિનાં લક્ષણો છે. વ્યક્તિત્વના અભ્યાસમાં વ્યક્તિત્વનાં લક્ષણોને અત્યંત મહત્ત્વ પ્રાપ્ત થવાથી કેટલાક અભ્યાસકોએ વ્યક્તિમાં કયાં કયાં લક્ષણો હોઈ શકે એની યાદી બનાવી છે. એક અભ્યાસકે મોટી ઑક્સફર્ડ ડિક્શનરીમાંથી લગભગ

૧૮,૦૦૦ શબ્દો શોધી કાઢ્યા છે કે જે વ્યક્તિનું વર્ણન કરી શકે. સાહિત્યની સમૃદ્ધિ તરીકે ભલે આટલા શબ્દો બહુ ઉપયોગના નીવડે, પણ વૈજ્ઞાનિક ચોકસાઈ તરીકે આ યાદી કામની નથી. કારણકે એમાંના ઘણા સમાનાર્થી છે. દા. ત., બહાદુર, શૂર, વીર, નિર્ભય જેવા શબ્દો લગભગ સમાનાર્થી છે. બીજા અનેક શબ્દો એવા છે કે જે એવા ગુણો બતાવે છે કે જે એકબીજાને અતિવ્યાપે છે (overlap; દા. ત., શરમાળ, એકાંતપ્રિય, અતડો. ઘણા શરમાળ માણસો એકાંતપ્રિય અને અતડા હોય છે. એકાંતપ્રિય માણસો મોટાભાગે અતડા અને શરમાળ હોય છે. ઘણા અતડા માણસો શરમાળ અને એકાંતપ્રિય હોય છે. કેટલાંક લક્ષણો એવાં હોય છે કે વ્યક્તિને ઓળખવા માટે અથવા એનું મૂલ્યાંકન કરવા માટે એમની બહુ અગત્ય નથી. તેથી મનોવૈજ્ઞાનિકોએ વ્યક્તિત્વનાં કેટલાંક મૂળભૂત લક્ષણો શોધી કાઢવાનો પ્રયત્ન કર્યો છે. જુદાજુદા મનોવૈજ્ઞાનિકોએ વ્યક્તિત્વનાં પાયાભૂત લક્ષણો અલગઅલગ આપ્યાં છે. અલગઅલગ ચોપડીમાં અલગ-અલગ શક્તિઓ અથવા ગુણોની યાદી વાંચી વિદ્યાર્થી મૂંઝાય નહીં એટલે આ સાવચેતી અહીં આપી છે. આ વિવેચનમાં કૅટલ નામના મનોવૈજ્ઞાનિકે આપેલી વ્યાખ્યા સ્વીકારી છે. કૅટલ એ લક્ષણોને Dimensions એટલે પરિમાણ કહે છે. Dimensions એટલે લક્ષણ. પણ આ લક્ષણ ઓછાવત્તા પરિમાણમાં હોય છે અને એને બે છેડા હોય છે જે પરસ્પર વિરોધી ગુણ બતાવે છે. દા. ત., દયાળુ અને ક્રૂર; પ્રામાણિક અને અપ્રામાણિક. કૅટલે ૧૨ મૂળભૂત પરિમાણો આપ્યાં છે, જે ટૂંકાવીને નીચે આપ્યાં છે:

| એક ટોચ | બીજી ટોચ |
|---|---|
| આરામપ્રિય | કામમાં ચીવટવાળો |
| બુદ્ધિમાન | મંદ |
| સ્થિર | અસ્થિર |
| અભિમાની | નમ્ર |
| પ્રસન્ન | ઉદાસ |
| સહૃદયી | લાગણીહીન |
| વિવેકી | અવિવેકી |
| જવાબદાર | બેજવાબદાર |
| સહકાર આપનાર | અતડો |
| શક્તિમાન | ઢીલો |
| ગરમ મિજાજનો | શાંત |
| મિત્રાચારી રાખનારો | વહેમી |

આ લક્ષણોનો અર્થ એવો છે કે જો આપણને કોઈ પણ વ્યક્તિનું વર્ણન કરવું હોય તો આપણે ઉપર આપેલાં વિશેષણો દ્વારા એના આખા વ્યક્તિત્વનો ખ્યાલ આપી શકીએ. દા. ત., કોઈ પણ વ્યક્તિને ભલામણપત્ર આપીએ ત્યારે આપણે આ પ્રમાણે એનું વર્ણન કરી શકીએ.

શ્રી ... બુદ્ધિમાન યુવાન છે, એ સ્થિર અને શાંત સ્વભાવનો, પ્રસન્ન ચિત્તનો અને જવાબદારીના ભાનવાળો છે. મેં તેનામાં નમ્રતા, અને બીજા સાથે હળીમળી જવાની શક્તિ (મિત્રતા) અને સહકાર કરવાની વૃત્તિ જોઈ છે. વગેરે

ઑલ્પોર્ટ વ્યક્તિત્વનાં મુખ્ય પાંચ પાસાં ગણાવે છે. દરેક પાસા નીચે એ અનેક લક્ષણો આપે છે; એ પાંચ પાસાં નીચે પ્રમાણે છે:

૧. બુદ્ધિ ૨. શારીરિક ચપળતા ૩. આવેગનું સ્વરૂપ ૪. 'સ્વ'નો આવિષ્કાર એટલે બુદ્ધિ, શરીરની ચપળતા અને આવેગ પ્રત્યક્ષ વ્યવહારમાં કેવી રીતે પ્રગટ કરે છે. દા. ત., એ બીજાઓનો દબાવવાનો પ્રયત્ન કરે છે કે બીજા આગળ નમી જાય છે. અને ૫. સામાજિકતા એટલે એ સમાજને કેવી પ્રતિક્રિયા કરે છે. ઑલ્પોર્ટ ચારિત્ર્યનો સમાવેશ સામાજિકતામાં કરે છે. કારણ સમાજ વગર ચારિત્ર્યનો કોઇ અર્થ નથી.

ઑલ્પોર્ટના વિશ્લેષણમાં શરીરનાં લક્ષણોને અને ચારિત્ર્યને સ્થાન આપ્યું છે એ આવકારવાયોગ્ય છે.

**વ્યક્તિત્વનો વિકાસઃ**—બાળક જન્મે ત્યારથી તેના વ્યક્તિત્વનો સતત વિકાસ થતો હોય છે. વ્યક્તિના ઘડતરમાં અથવા વિકાસમાં બે પરિબળો ભાગ ભજવે છે (૧) આનુવંશિકતા અને (૨) વાતાવરણ. બાળકો જન્મથી જ કેટલીક વૃત્તિઓ લઈને આવ્યાં હોય છે એને માટે આપણી પાસે પૂરતા પુરાવા છે. દા. ત., નવજાત બાળકોને તપાસીએ તો આપણને માલૂમ પડે છે કે કેટલાંક બાળકો સ્ફૂર્તિવાળા અને ચપળ હોય છે, કેટલાક એદી અને સુસ્ત હોય છે. કેટલીક માનસિક વિકૃતિઓ પણ જન્મથી જ વારસામાં મળે છે પણ સાથે

સાથે વ્યક્તિના ઘડતરમાં વાતાવરણનો પણ મોટો ફાળો છે. દા. ત., માનસિક વિકૃતિનાં વલણવાળાં બાળકોને જો તદ્દન સ્વાસ્થ્યકારી વાતાવરણ મળે તો તે માનસિક સ્વાસ્થ્ય જાળવી શકે છે.

### વ્યક્તિના વિકાસમાં આનુવંશિક બળો

આનુવંશિક બળોને જૈવીય બળો પણ કહે છે એ જન્મ સાથે જ આવે છે. જૈવીય બળોમાં મુખ્ય (૧) અંતઃસ્રાવી ગ્રંથિઓ (૨) શરીરનું બંધારણ (૩) માનસિક શક્તિઓ – સામાન્ય શક્તિ અથવા બુદ્ધિ અને વિશિષ્ટ શક્તિઓ, જેવી કે સંગીતની શક્તિ, યાંત્રિક શક્તિ વગેરે.

**અંતઃસ્રાવી ગ્રંથિઓ :** આ ગ્રંથિઓમાંથી રાસાયણિક દ્રવ્યનો સ્રાવ થાય છે. જે લોહી સાથે ભળી શરીરના અને માનસિક વિકાસમાં ભાગ ભજવે છે. ગ્રંથિમાંથી નીકળતાં પ્રવાહી દ્રવ્યો શારીરિક શક્તિ, ચપળતા, સ્ફૂર્તિ, આવેગ વગેરેને નિયંત્રિત કરે છે. મુખ્ય ગ્રંથિઓ નીચે પ્રમાણે છે.

**પિટ્યૂટરી ગ્રંથિ :** આ શરીરની પ્રમુખ ગ્રંથિ છે તે મસ્તકમાં આવેલી છે. આ ગ્રંથિ શરીરના વિકાસનું નિયંત્રણ કરે છે. જો આ ગ્રંથિ અતિ સક્રિય થાય તો શરીરનું કદ રાક્ષસી થાય છે; અને વ્યક્તિ સ્વભાવે આક્રમક બને છે, જો એનો સ્રાવ મંદ બને તો માણસ સુસ્ત બને છે અને તેનો શારીરિક વિકાસ રૂંધાય છે.

**થાઇરૉઇડ ગ્રંથિ** (ગલગ્રંથિ)**:** આ ગ્રંથિ ગળાના અગ્ર ભાગમાં આવેલી છે. આ ગ્રંથિમાંથી થાઇરૉક્ષીન નામનું રાસાયનિક દ્રવ્ય ઝરે છે. એ સ્નાયુના ચેતાતંતુઓની અને આવેગોની ક્રિયાઓનું નિયંત્રણ કરે છે. જો બાલ્યાવસ્થામાં એની ક્રિયા મંદ હોય તો શારીરિક વિકાસ અટકે છે અને બુદ્ધિની મંદતા આવે છે. વધુ પ્રમાણમાં સ્રાવ થાય તો માણસ જલદી ચિડાય છે, જો સ્રાવ મંદ થાય તો માણસ મંદ બને છે.

**ઍડ્રિનલ ગ્રંથિ :** આ ગ્રંથિ કિડની પાસે આવેલી છે. આ ગ્રંથિમાંથી નીકળતા સ્રાવને લીધે હૃદયની ગતિ વધે છે, અને સ્નાયુઓની શક્તિમાં પણ વધારો થાય છે.

**ગૉનૅડ અથવા પ્રજનન ગ્રંથિ:** આ ગ્રંથિ ઍડ્રિનલ અને પિટ્યૂટરી ગ્રંથિઓના સહકાર્યથી કામ કરે છે. લૈંગિક લક્ષણોના વિકાસમાં આ ગ્રંથિઓનો ફાળો હોય છે.

**શરીરનું બંધારણ :** શરીરનું બંધારણ વ્યક્તિત્વ ઉપર અસર કરે છે આ વાત થોડા પ્રમાણમાં સાચી છે. ઊંચા–પૂરા કદનો, ઊંચાઈ અને શક્તિવાળો માણસ સમાજમાં અદાથી વર્તી શકે છે. સમાજ પણ તેની વિશેષ ગણના કરે છે. નાના કદનો, નબળો માણસ સમાજ સાથે વર્તવામાં લઘુતા અનુભવશે, સમાજ પણ તેને જુદી રીતે પ્રતિક્રિયા કરશે. આનો અર્થ એવો નહીં કે નાના કદના માણસો હમેશાં બીજા લોકોથી ડરતા ફરે છે. કેટલીક વખતે ઊલટું સાટું વાળવાના (Compensation) નિયમ અનુસાર આવા માણસો વધુ આક્રમક બને છે. જગતને હચમચાવી નાખનારા પુરુષોમાં ઘણા માણસો શરીરમાં નાના હતા; મહાત્મા ગાંધી, હિટલર, નેપોલિયન, વીર સાવરકર કદમાં નાના હતા. પણ શરીરનું બંધારણ, એનો દેખાવ વગેરે વ્યક્તિત્વ ઉપર અસર કરે છે એમાં શંકા નથી.

કેટલાક મનોવૈજ્ઞાનિકોએ શરીરના બંધારણને વધારે પડતું મહત્ત્વ આપ્યું છે. દા. ત., ક્રેશ્મરે મનુષ્યના શરીરની રચના પ્રમાણે ત્રણ ભાગ પાડ્યા છે: (૧) ઊંચા અને પાતળા. આવા લોકો અંતરમુખી અને શરમાળ હોય છે; (૨) ટૂંકા અને જાડા: આવા લોકો જલદી ઉશ્કેરાઈ જાય એવા અને આવેગમાં અસ્થિર હોય છે; (૩) મધ્યમ અથવા સમપ્રમાણ શરીરવાળા; આવા લોકો સમતોલ પ્રકૃતિના હોય છે. શરીર અને વ્યક્તિત્વનાં માનસિક લક્ષણોને સાંકળવાના આવા બીજા પ્રયત્નો પણ થયા છે. પણ આ લોકો પોતાના આગ્રહ માટે બહુ સબળ પુરાવા આપી શકતા નથી.

**માનસિક શક્તિઓ :** મનુષ્યમાં કેટલીક જન્મજાત માનસિક શક્તિઓ હોય છે. આ શક્તિઓ બે પ્રકારની હોય છે, સામાન્ય શક્તિ અને વિશિષ્ટ શક્તિઓ. સામાન્ય શક્તિ એટલે બુદ્ધિ. એ દરેક વ્યક્તિમાં ઓછાવત્તા પ્રમાણમાં હોય છે. વિશિષ્ટ શક્તિઓ જેવી કે સંગીતની શક્તિ જુદા જુદા માણસોમા જુદી જુદી હોય છે.

બુદ્ધિશાળી બાળક શરીરે સારો હોય છે એમ પુરવાર થયું છે. બીજું એ બહારના વાતાવરણને જલદી સમજી

શકવાથી વધુ અનુકૂલન સાધી શકે છે, વળી બુદ્ધિશાળી વ્યક્તિ સમાજમાં પ્રતિષ્ઠા અને ગણના મેળવે છે. વિશેષ શક્તિઓ ધરાવતો માણસ પણ એ લાભ અનુભવે છે. શક્તિ હોવાથી એની અભિરુચિ ઉત્પન્ન થાય છે. અને એને કાર્યની પ્રેરણા મળે છે. પરિણામે એ વ્યક્તિત્વનો વિકાસ સાધી શકે છે અને સમાજમાં નામના મેળવી શકે છે.

## સામાજિક પરિબળો

વ્યક્તિત્વના વિકાસમાં જૈવીય પરિબળો ઉપરાંત સામાજિક પરિબળો પણ ભાગ ભજવે છે. બલકે વ્યક્તિના ઘડતરમાં સામાજિક પરિબળોનો વધુ ફાળો છે. સમાજના સંપર્ક સિવાય ઊછરેલાં બાળકોનાં લક્ષણો મનુષ્ય કરતાં પશુને વધુ મળતાં આવે છે. એમ એવાં બાળકોના અભ્યાસ ઉપરથી માલૂમ પડયું છે. સામાજિક પરિબળોમાં કુટુંબ, નિશાળ, મિત્રપરિવાર અને સામાજિક સંસ્કૃતિ વ્યક્તિના ઘડતરમાં મુખ્ય ભાગ ભજવે છે.

કુટુંબ, બાળકની સૌથી વધુ નિકટનું પરિબળ છે, બાળકનું સામાજીકરણ પહેલાં કુટુંબમાં થાય છે. એની ટેવો, સામાજિક રીતભાત, વ્યક્તિ અને વિચારસરણી તરફનાં વલણો પહેલવહેલાં અહીં બંધાય છે. માતાપિતા બાળક પ્રત્યે જે રીતે વર્તે છે તેની બાળકની સમાજ તરફ જોવાની દષ્ટિ તૈયાર થાય છે. જો એમનું વર્તન સહાનુભૂતિપૂર્ણ અને સમજૂતીભરેલું હોય તો બાળકનો સમતોલ વિકાસ થાય છે. જો કુટુંબમાં બાળકની સલામતી, સ્નેહ, સ્વીકાર અને આત્મઆવિષ્કારની માંગ સંતોષાય તો તેનું વ્યક્તિત્વ સ્વાસ્થ્યભરેલું હોય છે. જો માબાપનું વર્તન સ્નેહશૂન્ય અને અતિ કડક હોય તો બાળકમાં અસલામતીની ભીતિ નિર્માણ થાય છે. બાલ્યાવસ્થામાં માતાપિતા તરફ જે વલણ નિર્માણ થાય છે તે મોટી ઉંમરે સમાજના ઇતર સ્ત્રીપુરુષ પ્રત્યે સંક્રમિત થાય છે.

ફ્રોઇડ નામના મનોવૈજ્ઞાનિકે વ્યક્તિના ઘડતરમાં બાલ્યાવસ્થાના અનુભવોનું મહત્ત્વ બહુ સારી રીતે સમજાવ્યું છે. બાલ્યાવસ્થામાં મનુષ્યની અનેક આવશ્યકતાઓ સંતોષાતી નથી. પરિણામે મનમાં સંઘર્ષ થાય છે અને વ્યક્તિ વૈફલ્યની લાગણી અનુભવે છે. આ સંઘર્ષ કેટલીક વખતે મનના ઊંડાણમાં એટલે અજ્ઞાત મનમાં પેસે છે. અજ્ઞાત મનના સંઘર્ષો વિકૃત વર્તનના સ્વરૂપમાં દેખાય છે. દા. ત., નાનપણમાં પિતાનું વર્તન અત્યંત કડક હોય તો બાળકને રોષ આવે છે. પણ એ રોષ એને દબાવી દેવો પડે છે. મોટી ઉંમરે દબાવી દીધેલો રોષ સમાજ તરફ બળવાખોર વૃત્તિના સ્વરૂપમાં પરિણમે છે.

જેમ અતિ કડકતા તેમજ અતિલાડ અથવા અતિરક્ષણ પણ બાળકને બગાડે છે. અતિલાડમાં ઊછરેલું બાળક સ્વાર્થી બને છે. સમાજ સાથે અનુકૂલન સાધી શકતું નથી. અતિરક્ષિત બાળક દુનિયાના ધકાધકીના મામલામાં ટકી શકતું નથી.

બાળકોનો ઉંમરનો ક્રમ પણ એના વ્યક્તિત્વમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. સૌથી મોટું બાળક વર્ચસ્વવૃત્તિવાળું થાય છે, અને અદેખું બને છે. સૌથી નાનું બાળક સ્વાર્થી, અહંમન્ય બને છે.

નાનપણમાં જાતીયવૃત્તિની કેળવણી અને સંસ્કાર બાળકને કેવા મળે છે એની અસર પણ વ્યક્તિત્વ ઉપર થાય છે. યોગ્ય ઉંમરે છોકરા-છોકરીને જાતીયવૃત્તિ વિષે તદ્દન આવશ્યક જ્ઞાન યોગ્ય રીતે અપાવવું જોઇએ. આસપાસનું વાતાવરણ આ બાબતમાં મોટો ભાગ ભજવે છે. માતાપિતા આ બાબતમાં અસંયમિત અને બેજવાબદાર હોય અને છોકરાંઓની સામે કિશોર અવસ્થામાં ઉત્તેજિત કરનારું વાતાવરણ હોય તો કિશોર અથવા તરુણ પાસેથી સંયમિત જીવનની આશા રાખવી નકામી છે. સાથે સાથે જાતીયવૃત્તિ વિષે ભયંકર ગુનાની ભાવના નિર્માણ કરવી એ પણ અયોગ્ય છે. સમજ્યા વગર દમન કરેલી જાતીયવૃત્તિ અનેક વિકૃતિઓ નિર્માણ કરે છે.

ફિલ્મોર નામના એક અભ્યાસકે ઘરની ગરીબાઇની વ્યક્તિત્વ ઉપર કેવી અસર થાય છે એનો અભ્યાસ કર્યો છે. અતિશય ગરીબાઇને લીધે બાળકનો વિકાસ રૂંધાય છે એ વાત સાચી છે, કારણ કે એનો સ્નેહ, સ્વીકાર, સુરક્ષિતતા અને કર્તૃત્વની ઇચ્છાઓ સંતોષાતી નથી. પણ ફિલ્મોરના અભ્યાસ પ્રમાણે ગરીબ કુટુંબોમાંથી પણ સધન કુટુંબો જેટલો જ સમતોલ વિકાસ સાધી શકાય છે. ફિલ્મોરનો નિષ્કર્ષ એવો છે કે જે

ઘરમાં ગરીબાઈમાં પણ માતાપિતા સંતોષથી રહે છે તે ઘરનાં બાળકોનાં વ્યક્તિત્વના વિકાસમાં કંઇ વાંધો આવતો નથી. પણ જે ઘરમાં માતાપિતા ગરીબાઈને વિષે અતિ અસંતુષ્ટ વલણ દાખવે છે તે ઘરનાં બાળકો ઉપર એની અસર માઠી થાય છે.

**શાળા-કૉલેજની અસર:** શાળા-કૉલેજની અસર વ્યક્તિ ઉપર બહુ મોટી થાય છે. બીજા વિદ્યાર્થીઓ, શિક્ષકો અને ભણવાના વિષયો સાથે એ કેટલું અનુકૂલન સાધી શકે છે એના ઉપર તેના ઘડતરનો આધાર છે.

**સામાજિક સંસ્કૃતિ:** કુટુંબથી બીજે નંબરે સામાજિક સંસ્કૃતિની અસર વ્યક્તિત્વના ઘડતરમાં સૌથી વધુ પડે છે. મોટી ઉંમરની વ્યક્તિ ઉપર કદાચ આ અસર સૌથી મોટી હોય છે. સામાજિક સંસ્કૃતિ એટલે સમાજનાં રીતભાત, શિષ્ટાચાર, નીતિમત્તા, જીવનનાં મૂલ્યો વગેરે. ગામડાનો માણસ શહેરના માણસ કરતાં અલગ દેખાય છે; હિંદુ, મુસલમાન કરતાં અલગ દેખાય છે; અંગ્રેજ માણસ અમેરિકન માણસ કરતાં અલગ દેખાય છે, એનું કારણ સામાજિક વાતાવરણ. સામાજિક વાતાવરણ બનાવવામાં કેવળ વર્તમાન પરિસ્થિતિ ભાગ ભજવતી નથી, એમાં સામાજિક વારસો પણ મોટો ભાગ ભજવે છે. દરેક દેશની, દરેક સમાજની પરંપરા અલગ હોય છે, એ આખી પરંપરામાંથી વ્યક્તિનાં આચાર. વિચાર, ભાષા, નીતિની કલ્પનાઓ, આમોદપ્રમોદનાં સાધનો મળે છે. દરેક જૂથનો આ સામાજિક વારસો અલગ હોવાથી દરેક જૂથની વ્યક્તિ બીજાં જુથોની વ્યક્તિઓ કરતાં અલગ વ્યક્તિત્વ ધરાવે છે.

*

## ૧૪. બુદ્ધિ

નિત્યના વ્યવહારમાં આપણે બુદ્ધિ શબ્દનો ઉપયોગ છૂટથી કરીએ છીએ, પણ મનોવૈજ્ઞાનિકો એની વ્યાખ્યા હજી આપી શકયા નથી. અલગઅલગ મનોવૈજ્ઞાનિકો એની અલગ અલગ વ્યાખ્યા આપે છે. બુદ્ધિની એક કામચલાઉ વ્યાખ્યા એવી કરવામાં આવી છે કે બુદ્ધિ એટલે સામે આવી પડેલી સમસ્યાનો ઉકેલ લાવવાની શકિત. ગણિતશાસ્ત્રજ્ઞ એક અઘરો દાખલો કરી બતાવે છે; તત્ત્વવેત્તા વિશ્વની ગંભીર સમસ્યાનો ઉકેલ લાવવાનો પ્રયત્ન કરે છે; સાહિત્યિક નવીન સાહિત્ય નિર્માણ કરે છે; યંત્રજ્ઞ નવું યંત્ર બનાવે છે, અથવા બગડેલું યંત્ર સુધારી આપે છે; સંગીતજ્ઞ નવા નવા સ્વરના સંયોગથી નવો રાગ નિર્માણ કરે છે. આ બધી ક્રિયાઓમાં બુદ્ધિની આવશ્યકતા છે. તેથી રેકસ અને માર્ગરેટ નાઇટ નામના લેખકો A modern Introduction to Psychology માં કહે છે કે "That intelligence is the factor that is common to all mental abilities–is one of the most important discoveries of the century.' (બુદ્ધિ એ બધી માનસિક શકિતઓની પાયાભૂત એવી સામાન્યશકિત છે, આ વ્યાખ્યા ૨૦મી સદીની અતિ મહત્ત્વની શોધ છે). બુદ્ધિ દરેક માણસમાં હોય છે: ઓછા વત્તા પ્રમાણમાં હોય છે.

### સ્પીઅરમનનો બુદ્ધિનો દ્વિઘટક સિદ્ધાંત

બુદ્ધિ એ માનસિક શકિતઓની પાયાભૂત શક્તિ છે એ સિદ્ધાંત પહેલવહેલો ૧૯૦૪માં સ્પીઅરમને રજૂ કર્યો. સ્પીઅરમને અનેક લોકોની માનસિક શકિતઓનો અભ્યાસ કરી એમ બતાવ્યું કે માણસોની વિવિધ માનસિક શકિતઓમાં અનુબંધ હોય છે. એક માણસમાં સંગીતની શક્તિ હોય, તો એનામાં યાંત્રિક શકિત, ગણિત શકિત, તર્કશકિત, સ્મરણશકિત અને એવી બીજી અનેક શક્તિઓ પણ ઓછાવત્તા પ્રમાણમાં હોવી જોઇએ. આનો અર્થ એવો નથી કે જેનામાં સંગીત શકિત છે એનામાં ગણિત શકિત અથવા યાંત્રિક શકિત પણ એટલી જ હોવી જોઈએ. પણ બંનેમાં થોડો સંબંધ તો હોય છે જ. જુદી જુદી શક્તિઓ વચ્ચેના સંબંધોનો અભ્યાસ કરી સ્પીઅરમન આંકડાશાસ્ત્રના આ ધારપર એમ પુરવાર કરે છે કે આ બધી માનસિક શક્તિઓમાં એક માનસિક શક્તિ સામાન્ય હોવી જોઇએ જેને એ સામાન્યબુદ્ધિ અથવા બુદ્ધિ કહે છે [એક દાખલો લઈ આ મુદ્દો સ્પષ્ટ કરીએ. શક્તિમાન માણસના હાથ, પગ, ગરદન, પેટ, હૃદય,

ફેક્સમાં સાધારણ રીતે બળવાન હોય છે. એનો અર્થ એવો નહિ કે હાથ અતિ બળવાન હોય તો પગ પણ એટલા જ બળવાન હોવા જોઇએ; હૃદય બળવાન હોય તો પેટ એટલું જ બળવાન હોવું જોઇએ. પણ એનો અર્થ એવો ચોક્કસ થાય છે કે બળવાન માણસનાં બધાં ગાત્રો ઓછાવત્તા પ્રમાણમાં બળવાન હોય છે. આ બધાં બળવાન ગાત્રોનું પાયાભૂત તત્ત્વ છે તેને આપણે બળ કહીએ છીએ]. આ સામાન્ય તત્ત્વને સ્પીઅરમન G(general) તત્ત્વ કહે છે.

સ્પીઅરમનના મત પ્રમાણે દરેક માનસિક શક્તિમાં આ G તત્ત્વ ઉપરાંત એક વિશિષ્ટ તત્ત્વ હોય છે. દા.ત., પ્રખર ગણિતશાસ્ત્રીમાં G તત્ત્વ મોટા પ્રમાણમાં હોય છે, ઉપરાંત ગણિતની વિશિષ્ટ શક્તિ પણ મોટા પ્રમાણમાં હોય છે. એનામાં સંગીતની શકિત મોટા પ્રમાણમાં ન પણ હોય. અત્યંત યશસ્વી સંગીતશાસ્ત્રીમાં G તત્ત્વ ઉપરાંત સંગીતની વિશિષ્ટ શક્તિ મોટા પ્રમાણમાં હોવી જોઇએ. કેટલાક વિષયો જેને આપણે બહુ અઘરા કહીએ છીએ જેવા કે ગણિત, તત્ત્વજ્ઞાન, ઉચ્ચ વિજ્ઞાન તેમાં G તત્ત્વ મોટા પ્રમાણમાં હોવું જોઇએ. સંગીત, ચિત્રકળા જેવા વિષયોમાં તે તે વિષયોની વિશિષ્ટ શક્તિ મોટા પ્રમાણમાં હોવી જોઇએ. આ વિશિષ્ટ શકિતને સ્પીઅરમન S તત્ત્વ કહે છે. દરેક માનસિક શકિતમાં G ઉપરાંત S તત્ત્વ હોય છે. સ્પીઅરમન આ સિદ્ધાંતને બુદ્ધિનો દ્વિઘટક સિદ્ધાંત કહે છે.

પાછળના સંશોધને G અને S ઉપરાંત બીજાં તત્ત્વોનો ઉમેરો કર્યો છે. આ તત્ત્વોને group factors (કેટલાંક તત્ત્વોનો સમૂહ) કહે છે. આ સંશોધન પ્રમાણે કોઈ પણ માનસિક શકિતમાં (૧) સામાન્ય શકિત, (૨) કેટલીક સંકળાયેલી શકિતઓ, અને (૩) વિશિષ્ટશકિત (વિશેષ કામ માટે જોઈતી એક અલગ શકિત) હોય છે. નીચેનાં group factors બહુ સામાન્ય છે. ભાષાશકિત જેમાં શબ્દોનો ઉપયોગ, એને સમજવાની શકિત વગરેનો સમાવેશ થાય છે, ૨. સંખ્યા શકિત, ૩. યાંત્રિક શકિત, ૪. સ્થળના સંબંધો સમજવાની શકિત, અને ૫. સંગીત શકિત.

સ્પીઅરમનના મત પ્રમાણે સામાન્ય માણસ જેને બુદ્ધિ કહે છે તે આ G તત્ત્વ. વસ્તુઓ વચ્ચેનો સંબંધ સમજવાની શક્તિ એ બુદ્ધિનું લક્ષણ છે. સામાન્ય વ્યવહારમાં પણ આપણે શેતરંજ રમવામાં, ભૂમિતિનાં પ્રમેયના ઉકેલમાં, ગૂંચવણ ભરેલા પ્રસંગમાંથી માર્ગ શોધવમાં, અટપટા યંત્રની કરામત સજવામાં, લઘુકથા અથવા નવલકથાનાં જુદાંજુદાં પાત્રો, પ્રસંગો, સ્થળોની એકત્ર ગૂંથણી કરવામાં બુદ્ધિની ચમક દેખાઈ આવે છે એમ આપણે માનીએ છીએ. આ બધાંમાં જુદાં જુદાં પાસાંઓના સંબંધ સમજવાની જરૂર પડે છે.

જોકે બુદ્ધિનો ત્રિઘટક સિદ્ધાંત (three factor theory) વૈજ્ઞાનિક સિદ્ધાંત તરીકે બહુ ઉપયોગી છે, છતાં વ્યવહારની સ્થૂલ દૃષ્ટિએ બુદ્ધિના ત્રણ પ્રકાર પાડવામાં આવ્યા છેઃ (૧) અમૂર્ત બુદ્ધિ, (૨) યાંત્રિક બુદ્ધિ, અને (૩) સામાજિક બુદ્ધિ. અમૂર્ત બુદ્ધિ એટલે જે બુદ્ધિ તાત્ત્વિક સિદ્ધાંતો સમજવામાં કામ આવે છે; તત્ત્વજ્ઞો, સાહિત્યકારો, વૈજ્ઞાનિકોમાં આવી બુદ્ધિ હોય છે. યાંત્રિક બુદ્ધિ એટલે જે બુદ્ધિ યાંત્રિક કૃતિ અથવા અટપટી કરામત સમજવામાં અને તેની સાથે કામ કરવામાં મદદરૂપ થાય છે. સામાજિક બુદ્ધિથી માણસ માણસોને સમજી, તેમની સાથે સફળતાથી કામ કરી શકે છે. વિક્રેતાઓ, સમાજના નેતાઓ, વિશેષતઃ રાજકીય નેતાઓમાં આવી બુદ્ધિ હોવી જ જોઇએ.

**બુદ્ધિની વ્યાખ્યાઓ :** કેટલાક મનોવૈજ્ઞાનિકોએ બુદ્ધિની વ્યાખ્યા આપવાનો પ્રયત્ન કર્યો છે. એને વ્યાખ્યા કહેવા કરતાં વર્ણન કહી શકાય.

(૧) બધી માનસિક શક્તિઓમાં જે સામાન્ય તત્ત્વ છે એને બુદ્ધિ કહે છે. આ વ્યાખ્યા ઉપર આપી છે.

(૨) બીજી વ્યાખ્યાઓમાં અનુકૂલન શક્તિ ઉપર ભાર મૂકયો છે. બદલાતા જતા સંજોગો સાથે અનુકૂલન સાધવાની શકિત એટલે બુદ્ધિ.

(૩) ત્રીજા પ્રકારની વ્યાખ્યાઓમાં શીખવાની શકિત ઉપર ભાર મૂકયો છે. બુદ્ધિ એટલે શીખવાની શકિત.

(૪) કેટલીક વ્યાખ્યાઓમાં અમૂર્ત વિષય (abstract subject)નો વિચાર કરવાની શક્તિ અથવા પ્રતીક (symbols) સાથે કામ કરવાની શકિત.

બ્રિટનના મનોવૈજ્ઞાનિકો સામાન્ય રીતે બુદ્ધિની વ્યાખ્યામાં નીચેના મુદ્દાઓમાં સહમત છે.

૧. પદાર્થો અને વિચારો વચ્ચે સંબંધ પારખવાની શકિત.

૨. આ સંબંધોનું જ્ઞાન નવા સંજોગોને લાગુ પાડવાની શકિત.

**બુદ્ધિકસોટીઓ :** બુદ્ધિની વ્યાખ્યા આપવી મુશ્કેલ છે, પણ બુદ્ધિનું માપન થઈ શકે છે. બુદ્ધિનું માપન કરવા માટે આજે અનેક બુદ્ધિકસોટીઓ ઉપયોગમાં લેવાય છે. આ બુદ્ધિકસોટીઓ એટલી ઉપયોગી નીવડી છે કે "બુદ્ધિ એટલે બુદ્ધિકસોટીઓ દ્વારા જે મપાય છે તે શકિત" એવું સમીકરણ પણ કરવામાં આવે છે.

બુદ્ધિકસોટીઓના પિતા ફ્રેંચ મનોવૈજ્ઞાનિક બિને (Binet) હતા. બુદ્ધિકસોટીઓ બનાવવામાં એમનો વ્યાવહારિક હેતુ હતો. એમણે બુદ્ધિમાં પછાત વિદ્યાર્થીઓ શોધી કાઢવા બુદ્ધિકસોટીઓ બનાવી. સાયમન નામના ડૉક્ટર સાથે મળી એમણે કસોટીઓ બનાવી. માટે એ કસોટીઓને બિને-સાયમન કસોટીઓ કહે છે.

**બુદ્ધિકસોટીઓના પ્રકાર:** બુદ્ધિકસોટીઓના મુખ્ય ત્રણ પ્રકાર છે. (૧) વૈયકિતક, (૨) કૃતિપ્રધાન, અને (૩) સમૂહ.

**૧. વૈયક્તિક કસોટીઓ :** ફકત એક જ વ્યકિતને આપી શકાય છે. આ કસોટીઓ આપતાં ૪૦ થી ૬૦ મિનિટ લાગે છે. અને કસોટી આપવા નિષ્ણાત મનોવૈજ્ઞાનિકની જરૂર પડે છે.

**૨. કૃતિપ્રધાન કસોટીઓ:** આ કસોટીઓમાં વાંચવાની અથવા લખવાની જરૂર હોતી નથી. પણ નગદ વસ્તુઓ સાથે કામ કરવાનું હોય છે.દા.ત.,Form Board Test નામની એક કૃતિક સોટી છે. એમાં એક પાટીઆમાં જુદા જુદા આકારનાં કાણાં હોય છે. સામે એ જ આકારના ડટ્ટા મૂકેલા હોય છે. પરીક્ષાર્થીએ યોગ્ય ડટ્ટા યોગ્ય કાણાંમાં મૂકવાના હોય છે. આમાં કામની ઝડપ નોંધાય છે. બાળકો, મંદબુદ્ધિવાળા માણસો, ભાષા નહીં જાણનારા લોકો, મંદદષ્ટિ અને મંદશ્રવણવાળા માણસો માટે કૃતિકસોટીઓ બહુ ઉપયોગી માલૂમ પડી છે.

**૩. સમૂહ–બુદ્ધિકસોટીઓ :** વૈયકિતક બુદ્ધિકસોટીઓમાં ઘણો સમય જાય છે. તેથી સમૂહ-બુદ્ધિકસોટીઓ બનાવવામાં આવી. આ કસોટીઓના બે પ્રકાર છે: શાબ્દિક અને બિનશાબ્દિક.

શાબ્દિક કસોટીઓ પ્રશ્નપત્રોની પુસ્તિકા જેવી હોય છે. એના જવાબ લખીને આપવાના હોય છે. એકી વખતે ૧૦૦-૨૦૦ પરીક્ષાર્થીઓને સમૂહકસોટીઓ આપી શકાય છે.

બિનશાબ્દિક કસોટીઓ પણ સમૂહમાં આપી શકાય છે. આ કસોટીઓમાં પરીક્ષાર્થીઓની સામે આકૃતિઓ, ચિત્રો, કાગળ ઉપર દોરેલી ભુલભુલામણીઓ આપવામાં આવે છે. પરીક્ષાર્થીને વાંચવુંલખવું પડતું નથી. શું કરવાનું છે એ સમજવું પડે છે અને પેનસિલથી આંકવું (mark) અથવા દોરવું પડે છે.

## બુદ્ધિકસોટીઓના નમૂના અને બુદ્ધિમાપનની રીતો : બિને-સાઈમન કસોટીઓ

બિને-સાઈમનની કસોટીઓ ૩ થી ૧૫ વર્ષ સુધીનાં બાળકો માટે ઉપર પ્રમાણે બતાવવામાં આવી છે. મોટી ઉમરની વ્યકિતઓ માટે પણ કસોટીઓ છે. એક નમૂનો નીચે આપ્યો છે.

ત્રણ વર્ષનાં બાળકો માટે નીચેના જેવા સવાલો પુછાય છે:

(૧) નાક, આંખ, મોં બતાવો.

(૨) બોલેલી બે સંખ્યા બોલી જાઓ.

(૩) અટક બોલો.

(૪) ચિત્રમાંના પરિચિત પદાર્થોના નામ કહો.

(૫) ૬ પદવાળું વાક્ય બોલાયેલું ફરી બોલી જાઓ.

દા. ત. My book is on the hat.

બિનેએ માનસિક ઉમરની કલ્પના શોધી કાઢી. જે વર્ષની કસોટીના બધા જવાબ બાળક સાચા આપે તે એની માનસિક ઉમર. જો બાળક ૮ વર્ષની બધી કસોટીઓમાં પાસ થાય તો એની માનસિક ઉમર ૮ વર્ષની કહેવાય, પછી એની સાચી એટલે જન્મઉમર ગમે તે હોય. ૬ વર્ષનો બાળક ૮ વર્ષની કસોટીઓમાં પાસ થાય તો એની જન્મઉમર ૬, પણ એની માનસિક ઉમર ૮, એટલે એ બાળક બહુ બુદ્ધિમાન કહેવાય.

ઊલટું જન્મઉંમર ૧૦ હોય અને માનસિક ઉંમર ૮ હોય તો એ બાળકની બુદ્ધિ ઉંમરના પ્રમાણમાં ઓછી છે.

**સ્ટૅન્ફર્ડ સુધારા:** બિને-સાયમન કસોટી એટલી ઉપયોગી માલૂમ પડી કે એમાં અનેક મનોવૈજ્ઞાનિકોએ સુધારાવધારા કર્યા છે. સૌથી પ્રખ્યાત સ્ટૅન્ફર્ડ યુનિવર્સિટીના પ્રો. ટર્મને કરેલી Stanford Revision કસોટીઓ છે. આ સુધારાની બે આવૃત્તિઓ થઈ. એક ૧૯૧૬માં અને બીજી ૧૯૩૭માં. બીજી આવૃત્તિમાં ૨ થી ૧૪ વર્ષનાં બાળકો માટેની કસોટીઓ છે. દરેક વર્ષ માટે ૬ પ્રકારની કસોટીઓ આપી છે. આ ઉપરાંત સામાન્યબુદ્ધિના અને ઉચ્ચકોટીના મોટી ઉંમરના માણસો માટે કસોટીઓ બનાવી છે.

**નમૂનો.** ૧૦ વર્ષની કસોટીનો નમૂનો.

(૧) શબ્દોની સમજૂતી.
(૨) ચિત્રમાં ભૂલ શોધવી.
(૩) એક ફકરો વાંચી સ્મરણમાંથી એનો સારાંશ કહી જવો.
(૪) કારણ-કાર્ય સંબંધ શોધવો.
(૫) એક મિનિટમાં જેટલા શબ્દો બોલી શકાય એટલા બોલી જવા.
(૬) બોલાયેલા ૬ અંક ફરીથી બોલી જવા.

સ્ટૅન્ફર્ડ સુધારેલી આવૃત્તિમાં માનસિક ઉંમર નીચે પ્રમાણે ગણાય છે. જે વર્ષની ઉંમરના બાળકને કસોટી આપવામાં આવે છે તેનાથી એક ઓછા વર્ષના કસોટીથી સાધારણ રીતે શરૂઆત કરવામા આવે છે,

**૮ વર્ષના બાળકની માનસિક ઉંમર**

| કયા વર્ષની કસોટી આપી | ૬ માંથી કેટલા પ્રકારમાં પાસ | માનસિક ઉંમર મહિનામાં |
|---|---|---|
| ૭ | ૬ | ૮૪ |
| ૮ | ૬ | ૧૨ |
| ૯ | ૪ | ૮ |
| ૧૦ | ૩ | ૬ |
| ૧૧ | ૦ | ૦ |
| | માનસિક ઉંમર | ૧૧૦ મહિના |

ઉપરનો બાળક ૭ વર્ષની કસોટીના બધા જવાબ સાચા આપે છે. એથી એની માનસિક ઉંમર ૭ વર્ષની એટલે ૮૪ મહિનાની તો છે જ. ૮ વર્ષની પણ બધી કસોટીઓમાં પાસ થાય છે. એટલે ૮૪માં ૧૨ મહિના એ ઉમેરાય. ૯ વર્ષના ૪ જવાબ સાચા છે, એટલે ૮ મહિના વધુ ઉમેરાય. એ પ્રમાણે દરેક વર્ષના સાચા જવાબના પ્રમાણમાં મહિના ઉમેરાય છે.

**સ્ટર્ન:** (Stern) નામના મનોવૈજ્ઞાનિકે માનસિક ઉંમરની કલ્પના ઉપરથી એક બીજી કલ્પના શોધી કાઢી. એણે માનસિક ઉંમર અને જન્મ ઉંમરનું પ્રમાણ કાઢી એને બુદ્ધિ-અંક અથવા બુદ્ધિલબ્ધિ નામ આપ્યું. ગણતરીની સરળતા માટે એ પ્રમાણને ૧૦૦ વડે ગુણવાનો નિયમ કર્યો. એટલે–

$$\frac{\text{માનસિક ઉંમર}}{\text{જન્મ ઉંમર}} \times ૧૦૦ = \text{બુદ્ધિલબ્ધિ}$$

દા. ત., ૮ વર્ષના બાળકની માનસિક ઉંમર ૧૦ હોય તો તેની બુદ્ધિલબ્ધિ આ પ્રમાણે શોધી શકાય: $\frac{૧૦}{૮} \times ૧૦૦ = ૧૨૫$ બુદ્ધિલબ્ધિ.

**કૃતિકસોટીઓ:** નાનાં બાળકોને, મંદબુદ્ધિના માણસોને, જેમને વાંચતાંલખતાં નથી આવડતું એવા નિરક્ષરોને, અથવા જેમને શાબ્દિક કસોટીની ભાષા નથી આવડતી એવા લોકોને, અને જેમની શ્રવણ અને દૃષ્ટિ-શક્તિ મંદ છે એવા લોકોને કૃતિકસોટીઓ આપવામાં આવે છે. બહુ પ્રખ્યાત કૃતિકસોટીઓ પિન્ટનર પેટરસનની છે. આ કસોટીમાં પાટીઆમાંનાં કાણાંમાં તે તે આકારના ડટ્ટાઓ ગોઠવવાના, ભાગ જોડવાના વગેરે ક્રિયાઓ કરવાની હોય છે.

**સમૂહકસોટીઓ:** વ્યક્તિગત કસોટીઓ એક એક વ્યક્તિને આપવામાં આવે છે, એમાં વખત અને શક્તિનો ઘણો વ્યય થાય છે. તેથી આજકાલ સમૂહ કસોટીનો ઉપયોગ બહુ પ્રચારમાં છે. સમૂહકસોટીઓમાં બહુ પ્રખ્યાત કસોટીઓ અમેરિકાની લશ્કરને આપવામાં આવતી કસોટીઓ છે. આ કસોટીઓ લશ્કરમાં યોગ્ય જગ્યા માટે યોગ્ય માણસની પસંદગી કરવા માટે આપવામાં આવે છે. આ કસોટીઓને આપતા પચાસ મિનિટ લાગે છે. અને એકી વખતે લગભગ ૫૦૦ માણસોને એ આપી શકાય છે. આ કસોટીઓ બે પ્રકારની છે: એક Army Alpha Tests અને બીજી Army Beta Tests એટલે લશ્કરની અ કસોટી; અને બ કસોટી. અ કસોટીઓ

શાબ્દિક કસોટીઓ છે, ૨ કસોટીઓ બિનશાબ્દિક કસોટીઓ છે. Army Alpha Testsમાં ૮ ભાગ છે. (૧) સૂચનાઓનું પાલન (૨) ગણિતના કૂટપ્રશ્નો (૩) વ્યાવહારિક નિર્ણયશક્તિ માપવાના પ્રશ્નો (૪) સમાનાર્થી અને વિરોધાર્થી શબ્દો આપવાના (૫) છૂટાછવાયા શબ્દોનું વાક્ય બનાવવું (૬) અમુક સંબંધોથી વધતી સંખ્યાઓમાં આગળ વધવું (૭) સરખા સંબંધ (૮) માહિતી.

ગુજરાતમાં ડૉ. કે. જી. દેસાઈની સમૂહ-કસોટીઓ બહુ પ્રખ્યાત છે. એ પ્રમાણિત કરેલી કસોટીઓ છે. એમાં દશ પ્રકારની કસોટીઓ આપી છે: (૧) સમાનતા (૨) સૂચનાઓનું પાલન (૩) વિરોધી શબ્દો (૪) છૂટાછવાયા શબ્દોમાંથી વાક્ય બનાવવું (૫) કહેવતોનો અર્થ (૬) તર્કપ્રશ્નો (૭) સંખ્યાનો ક્રમ (૮) સરખા સંબંધ (૯) ખાલી જગ્યા પૂરવી (૧૦) સ્મૃતિની કસોટી.

દરેક પ્રકારનો એક એક નમૂનો નીચે આપ્યો છે:

૧. સમાનતા

લોહી, હાડકાં, ચામડું—પથ્થર, રેશમ, જોડા, વાસ, માંસ

બીજી યાદીમાંથી પહેલી યાદીમાં બંધબેસતો શબ્દ શોધવાનો છે. (માંસ)

૨. સૂચનાઓનું પાલન

વર્ણમાળામાંથી 'બ'ની જમણી બાજુનો બીજો અક્ષર લખો. (મ)

૩. વિરોધી શબ્દ

બાંધવું——રોપવું, છોડવું, રંગવું, આપવું, ખોદવું. (છોડવું)

૪. વાક્ય બનાવવું:

કોઈ પણ માણસનાબેચહેરા નથી હોતા સરખા તદ્દન.

૫. કહેવતનો અર્થ સમજે છે કે નહીં તેની પરીક્ષા.

૬. તર્ક પ્રશ્ન:

રમણ કરણ કરતાં મોટો છે.
કરણ વસંત કરતાં મોટો છે.
સૌથી નાનો કોણ?

૭. સંખ્યાક્રમ: આગળની બે સંખ્યાઓ લખો.

૧, ૩, ૫, ૭ (૯ અને ૧૧)
૧, ૪, ૯, ૧૬ (૨૫, ૩૬)

૮. સરખા સંબંધ બતાવવા.

સોનાનો સંબંધ પીળા સાથે છે ને
ઘાસનો સંબંધ (મેજ, લીલા, ગરમ, મોટા) સાથે છે.

૯. ખાલી જગ્યા પૂરવી

૧૦. એક પેરા વાંચી એનો સારાંશ કહી જવો.

Army Alpha Test અને દેસાઈની કસોટીઓના પાંચ પ્રકાર તદ્દન સરખા છે.

**બુદ્ધિની પરિપક્વતા:** નાના બાળકની બુદ્ધિની કક્ષા વરસે વરસે વધતી જાય છે. દા. ત., ૩ વર્ષનો બાળક એક સવાલનો જવાબ નહીં આપી શકે. એ જ્યારે ૭ વર્ષનો થાય ત્યારે એ જવાબ આપી શકે છે. સંશોધન એમ બતાવે છે કે ૧૬ વર્ષની ઉંમરે બુદ્ધિ પરિપક્વ બને છે, પછી જન્મજાત બુદ્ધિ વધતી નથી. ગુજરાતીમાં આપણે કહીએ છીએ કે 'સોળે સાન" એમાં ઘણું સત્ય છે. જ્યારે મોટી ઉંમરના માણસોની બુદ્ધિનો આંક કાઢવાનો હોય છે ત્યારે તેમની જન્મ-ઉંમર અથવા શારીરિક ઉંમર ૧૬ જ મૂકવામાં આવે છે.

**બુદ્ધિનો વિકાસ અને બુદ્ધિલબ્ધિ:** આપણે ઉપર જોયું કે ૧૬ વર્ષ સુધી બુદ્ધિની શક્તિ વધતી જાય છે. એટલે બુદ્ધિનો વિકાસ થાય છે. પણ બુદ્ધિલબ્ધિ સામાન્યપણે સ્થિર રહે છે. એટલે માનસિક ઉંમર અને શારીરિક ઉંમરનું પ્રમાણ લગભગ સ્થિર રહે છે. ૬ વર્ષનો બાળક ૯ વર્ષની કસોટીઓ પસાર કરે છે. તો એની બુદ્ધિ-લબ્ધિ; $\frac{૯}{૬}$×૧૦૦=૧૫૦ થઈ. એ જ્યારે ૧૦ વરસનો થશે ત્યારે એની માનસિક ઉંમર લગભગ ૧૫ થશે. એટલે એની બુદ્ધિલબ્ધિ $\frac{૧૫}{૧૦}$×૧૦૦=૧૫૦ કાયમ રહે છે.

**વ્યક્તિની બુદ્ધિ માપવાની બીજી પદ્ધતિઓ:** ઘણી કસોટીઓમાં માનસિક ઉંમર, ભાંગ્યા શારીરિક ઉંમર, ગુણ્યા ૧૦૦ એમ ગણતરી કરી બુદ્ધિલબ્ધિ શોધી કાઢે છે.

કેટલીક કસોટીઓમાં માનસિક ઉંમર શોધ્યા વગર દરેક જવાબના માર્ક આપી એનો સરવાળો કરી, એ પ્રાપ્તાંક (Score)માંથી સીધી બુદ્ધિલબ્ધિ શોધવામાં આવે છે. દેસાઈની સમૂહકસોટીઓમાં આ પ્રમાણે કરવામાં આવે છે. વેશ્લર-બિલેવું (Wechsler-Bellevue)

મોટા માણસોની કસોટીઓમાં પણ ટેસ્ટ માર્ક ઉપરથી બુદ્ધિલબ્ધિ શોધવામાં આવે છે. આ કસોટીઓ વ્યક્તિગત છે. અને ૧૦ થી ૬૦ ઉંમરવાળાઓને આપવામાં આવે છે. આજકાલ વ્યક્તિગત કસોટીઓ ફક્ત વ્યક્તિની માનસિક ચિકિત્સા કરવા માટે જ વપરાય છે.

**બુદ્ધિ માપવાની એક રીત :** વ્યક્તિનું બુદ્ધિની બાબતમાં એકસોમાં કયું સ્થાન છે એ શોધી કાઢવાનું છે. દા. ત., આ માણસનું ટોચના ૧૦% લોકોમાં સ્થાન છે. એટલે એ બુદ્ધિમાન છે.

**બુદ્ધિલબ્ધિ પ્રમાણે માણસોનું વર્ગીકરણ :**

| બુદ્ધિલબ્ધિ | વર્ણન | સમાજમાં કેટલા ટકા |
|---|---|---|
| ૦–૬૯ | તદ્દન અલ્પ બુદ્ધિવાળા | ૩ |
| ૭૦–૮૯ | મંદ બુદ્ધિ | ૨૧ |
| ૯૦–૧૦૯ | સામાન્ય | ૪૬ |
| ૧૧૦–૧૧૯ | બુદ્ધિમાન | ૧૮ |
| ૧૨૦–૧૨૯ | ઉચ્ચ કોટીના | ૮ |
| ૧૩૦ થી આગળ | અતિ બુદ્ધિમાન | ૪ |

# ૧૫ વ્યક્તિગત તફાવત

કોઈ પણ બે વ્યક્તિ સરખી નથી. જેમ કોઈ પણ બે ચહેરા મળતા આવતા નથી તેમ કોઈ પણ બે માણસો મળતા આવતા નથી. માનસિક કસોટીઓએ આ વાત શાસ્ત્રીય રીતે પુરવાર કરી છે. શરીરની બાબતમાં વ્યક્તિઓ એકબીજાથી જુદી પડે છે; તેમ માનસિક શક્તિઓની બાબતમાં પણ વ્યક્તિ-વ્યક્તિ વચ્ચે તફાવત હોય છે. આ પ્રકરણમાં આપણે માનસિક શક્તિઓના તફાવત વિષે વિવેચન કરવાના છીએ.

બુદ્ધિ, અભિયોગ્યતા (aptitudes), બીજી વિશેષ શક્તિઓ, અભિરુચિ, સિદ્ધિ (achievements) વગેરે માનસિક બાબતોમાં એક વ્યક્તિ બીજી વ્યક્તિથી જુદી પડે છે.

**બુદ્ધિ :** બુદ્ધિ એટલે શું એ આપણે પાછળ જોઈ ગયા છીએ. બુદ્ધિ કેવી રીતે મપાય છે એ પણ આપણે શીખી ગયા છીએ બુદ્ધિલબ્ધિનો અર્થ આપણે હવે જાણીએ છીએ. મોટી સંખ્યાનાં બાળકોની બુદ્ધિલબ્ધિનું માપન કરતાં બુદ્ધિલબ્ધિ કેવી રીતે વહેંચાઈ છે એ સાધારણ રીતે આપણે કહી શકીએ છીએ.

| બુદ્ધિલબ્ધિ | આખી સંખ્યામાંથી કેટલા ટકા એટલી બુદ્ધિલબ્ધિ ધરાવે છે |
|---|---|
| ૧૩૦ થી ઉપર | ૨ ટકા |
| ૧૨૦ થી ઉપર | ૧૦ ટકા |
| ૧૧૦ થી ઉપર | ૨૫ ટકા |
| ૯૦ થી ૧૧૦ | ૫૦ ટકા |
| ૯૦ થી ઓછી | ૨૫ ટકા |
| ૮૦ થી ઓછી | ૧૦ ટકા |
| ૭૦ થી ઓછી | ૨ ટકા |

આનો અર્થ એવો થયો કે વસતિમાં સૌથી મોટી સંખ્યા મધ્યમ અથવા સામાન્ય બુદ્ધિની (૯૦ થી ૧૧૦ બુ. લ.) હોય છે. તદ્દન ઓછી બુદ્ધિવાળા અને શ્રેષ્ઠ બુદ્ધિવાળા સૌથી ઓછા એટલે બબ્બે ટકા હોય છે.

**બુદ્ધિ અને નિશાળમાં પ્રગતિ (સિદ્ધિ)** સંશોધનમાં એમ માલૂમ પડ્યું છે કે બુદ્ધિ અને નિશાળના વિષયોની પ્રગતિ વચ્ચે ઘણો ઊંચો સહસંબંધ છે. સહસંબંધ એટલે બે પરિવર્તનશીલ બાબતો વચ્ચેનો સંબંધ. દા. ત., જેમ કામના કલાક વધે તેમ મજૂરીના પૈસા પણ વધે. ૧ કલાકના ૨ રૂપિયા મળે તો ૨ કલાકના ૪ રૂપિયા મળે, ૩ કલાકના ૬ રૂપિયા મળે; આ પ્રમાણે કલાક સાથે રૂપિયા પ્રમાણમાં વધતા જાય છે. ૨ રૂપિયાને ૧ એકમ ગણીએ તો આપણે એમ કહી શકીએ કે ૧ કલાકના એક એકમ રૂપિયા મળે; ૨ કલાકના ૨ એકમ; ૩ કલાકના ૩ એકમ વગેરે. એટલે અહીં સહસંબંધનો આંક +૧.નો છે. +૧. એટલે સંપૂર્ણ ધન (+) સંબંધ થયો. સહસંબંધ +૧. થી માંડી –૧. સુધી હોઈ શકે છે. –૧. એટલે તદ્દન વ્યસ્ત પ્રમાણનો સંબંધ એટલે જેમ એક આંક વધે છે તેમ તેટલા જ પ્રમાણમાં બીજો આંક ઘટે છે. જેમ એક કામ કરનારાઓની સંખ્યા વધે તેમ કામ પૂરું કરવાના દિવસોની સંખ્યા ઘટે. સહઅનુબંધનો ક્રમ દાખલા તરીકે આ

પ્રમાણે હોય છે: +૧. +.૯ ...+.૧–૦–.૧......
–.૯–૧.(શૂન્ય) ૦ સહસંબંધનો અર્થ બે બાબતો વચ્ચે ધન સંબંધ પણ નથી અને ઋણ સંબંધ પણ નથી. દા. ત., માનસિક વિકૃતિ અને બુદ્ધિ વચ્ચે ૦ સહસંબંધ છે. એટલે બંને વચ્ચે કોઈ પણ જાતનો સંબંધ નથી. અતિશય બુદ્ધિમાન માણસને વિકૃતિ થઈ શકે; ન પણ થાય. તેમ મંદબુદ્ધિવાળો માણસ વિકૃત થઈ શકે, ન પણ થઈ શકે.

ઉપર કહ્યું તે પ્રમાણે બુદ્ધિ અને અભ્યાસમાં પ્રગતિ વચ્ચે ઊંચો સહસંબધ છે. પણ સંપૂર્ણ એટલે +૧. જેટલો સહસંબંધ તો નથી જ. એનો અર્થ પ્રગતિ ફક્ત બુદ્ધિ ઉપર આધાર રાખતી નથી. બીજાં પરિબળો જેવાં કે આરોગ્ય, પરિશ્રમ, વ્યક્તિત્ત્વના બીજા ગુણો પણ પ્રગતિમાં ભાગ ભજવે છે. પણ એટલું ખરું કે અભ્યાસમાં સારી પ્રગતિ કરવા ઊંચી બુદ્ધિમત્તાની જરૂર હોય છે. બુદ્ધિકસોટીઓની સાથે, પહેલાંની શાળાની પ્રગતિ, પરિશ્રમ કરવાની ટેવ, વ્યક્તિત્વનાં બીજાં પાસાં તપાસવામાં આવે તો વિદ્યાર્થી અમુક એક વિષયમાં શાળામાં અથવા કૉલેજમાં કેવી પ્રગતિ કરશે એની આગાહી કરી શકાય છે.

### બુદ્ધિ અને વ્યવસાયમાં સફળતા:

વ્યવસાયમાં સફળતા અને બુદ્ધિની કક્ષાનો ઘણો મોટો સંબંધ છે. કેટલાક ધંધા એવા હોય છે કે જેમાં ઊંચી કક્ષાની બુદ્ધિ જોઈએ: કેટલાકમાં ઓછી બુદ્ધિ ચાલી શકે. એક અભ્યાસમાં ૨૦ ધંધાઓના લગભગ ૧૦૦૦૦ લોકોનો અભ્યાસ કરી તેમને બુદ્ધિમત્તાના ક્રમમાં ગોઠવ્યા છે. એમાંના કેટલાકનો ક્રમ નીચે પ્રમાણે આવ્યો છે.

| ધંધાનું નામ | કસોટીમાં મેળવેલા સરાસરી ગુણ |
|---|---|
| વકીલ | ૧૨૭ |
| શિક્ષક | ૧૨૨ |
| કારકુન | ૧૧૭ |
| યાંત્રિક | ૧૧૦ |
| સુતાર | ૧૦૨ |
| ડ્રાઈવર | ૯૬ |
| મજૂર | ૯૫ |
| ખેડૂત | ૯૨ |

ઉપરના આંક સરેરાશના છે. કેટલાક સુતાર કારકુન કરતાં વધુ બુદ્ધિમાન હોઈ શકે; કેટલાક કારકુન શિક્ષક કરતાં વધુ બુદ્ધિમાન હોઈ શકે, કેટલાક શિક્ષકો વકીલ કરતાં વધુ બુદ્ધિમાન હોઈ શકે. આ આખા અભ્યાસનો અર્થ આપણે એટલો જ લેવાનો છે કે બુદ્ધિમત્તા અને ધંધામાં સફળતા વચ્ચે ઠીક ઠીક સહસંબંધ છે.

**અભિયોગ્યતા:** અભિયોગ્યતા એટલે શીખવાની શક્તિ અથવા યોગ્યતા. વિદ્યાર્થીને નિશાળમાં ગણિત આવડશે કે નહીં, એ એનામાં ગણિતની શક્તિ છે કે નહીં એના ઉપર આધાર રાખે છે. માણસની એંજિનિયર થવાની અથવા સાહિત્યમાં પ્રગતિ કરવાની લાયકાત છે કે નહીં. એ નક્કી કરવા મનોવિજ્ઞાને કેટલીક કસોટીઓ શોધી કાઢી છે. તેમજ વિદ્યાર્થી તાત્ત્વિક, (વૈચારિક), ભાષાકીય, અથવા પુસ્તકીય શિક્ષણને માટે વધારે યોગ્ય છે કે કોઈ વ્યવહારિક, રચનાત્મક, ઔદ્યોગિક શિક્ષણ માટે વધુ યોગ્ય છે એ અભિયોગ્યતા ઉપર આધાર રાખે છે.

અનેક અજમાયશો (trials)ને અંતે એમ પુરવાર થયું છે કે અભિયોગ્યતાની કસોટીઓ વિદ્યાર્થી અથવા વ્યકિતના અભ્યાસ અને ધંધાની પ્રગતિની સફળ આગાહી કરી શકે છે.

જો કે સામાન્ય બુદ્ધિ અને અભિયોગ્યતા વચ્ચે સારો સંબંધ છે છતાં સામાન્ય બુદ્ધિ કરતાં અભિયોગ્યતા જુદી છે. દા.ત., સંગીતની અભિયોગ્યતા એટલે સંગીતની આવડત અતિશય બુદ્ધિમાન માણસમાં ન પણ હોય. એક માણસ સાહિત્યમાં અતિશય બુદ્ધિમાન હોય પણ એંજીનિયરના કામમાં એ તદ્દન નિષ્ફળ નીવડી શકે. માણસની બુદ્ધિમત્તા ઉપરથી એની વિશિષ્ટ શકિતની આગાહી ન કરી શકાય, અને એની વિશિષ્ટ શક્તિ ઉપરથી એની બુદ્ધિમત્તા વિષે પણ અનુમાન ન કરી શકાય.

વિશિષ્ટ શકિત કુદરતી શક્તિ છે, પણ એના વિકાસ માટે તાલીમની જરૂર હોય છે. આજે મનોવિજ્ઞાનમાં યાંત્રિક, સંગીતની, અને કલાની શકિતઓની કસોટીઓ બહુ પ્રચલિત છે; કારકુની ધંધા માટે, એન્જિનિયરિંગ, કાયદો, વૈદકીય વ્યવસાય, અને શિક્ષકના વ્યવસાય માટે, પણ વિશેષ કસોટીઓ છે. બીજા અનેક વિશિષ્ટ ધંધાઓ માટે પણ અલગઅલગ કસોટીઓ છે. આ કસોટીઓ

અમુક ધંધામાં વ્યક્તિ સફળ થશે કે નહીં એની આગાહી મોટા પ્રમાણમાં કરી શકે છે.

**અભિયોગ્યતા અને પ્રત્યક્ષ સિદ્ધિ** અભિયોગ્યતા એ સંભાવ્યતા છે. આ માણસમાં ભાષાની અભિયોગ્યતા છે. એટલે એ માણસ જો પ્રયત્ન કરે તો ઉત્તમ ભાષા-પંડિત થશે. અભિયોગ્યતાનો આવિષ્કાર પ્રત્યક્ષ સિદ્ધિમાં જ થાય છે. એટલે ઓમકારનાથ શ્રેષ્ઠ કોટિના સંગીતશાસ્ત્રી થયા એના ઉપરથી આપણે કહી શકીએ છીએ કે એમનામાં સંગીતની વિશિષ્ટ શક્તિ અથવા અભિયોગ્યતા છે. અભિયોગ્યતા વગર માણસ એ વિષયમાં સિદ્ધિ મેળવી શકે જ નહીં.

અભિયોગ્યતા સિદ્ધિની મર્યાદા બાંધે છે. પણ કેટલીક વખતે એમ બને છે કે માણસમાં અભિયોગ્યતા હોય છે; પણ એ પ્રમાણમાં એની સિદ્ધિ હોતી નથી. સાદી ભાષામાં આ મુદ્દો મૂકવો હોય તો એમ કહી શકાય કે માણસમાં સંગીતની કુદરતી શક્તિ પુષ્કળ હોય, પણ એ મોટો સંગીતી ન બને.

અમુક ધંધાઓમાં યશ મેળવવા માટે અમુક વિશિષ્ટ શક્તિઓ જોઈએ જ. દા. ત., ભાષાશાસ્ત્રી થવા માટે ભાષાશક્તિ જોઈએ; સફળ વિક્રેતા થવા માટે બુદ્ધિ, કુનેહ, ધીરજ, વિનય જોઈએ; ઉત્તમ ખેલાડી થવા દૃઢ સ્નાયુ, પ્રાણશક્તિ અને ચીવટ હોવાં જોઈએ. અભિયોગ્યતા વિષે એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે એ હોવા છતાં જો વ્યક્તિને યોગ્ય તાલીમ ન મળે તો એનો વિકાસ થતો નથી. પણ જો એક જૂથને સરખી તાલીમ આપવામાં આવે; અને છતાં એમાંથી કેટલાક લોકો એ વિષયમાં વધુ પાવરધા થાય તો એ લોકોમાં એ વિષયની આવડત હતી એમ કહી શકાય.

### અભિયોગ્યતા અને અભિરુચિ

માણસની એક વિષય અથવા વ્યવસાયમાં સફળતા ફક્ત શારીરિક અને માનસિક શક્તિ અથવા અભિયોગ્યતા ઉપર આધાર રાખતી નથી. વ્યક્તિત્વના ગુણો અને અભિરુચિ પણ સફળતામાં મોટો ભાગ ભજવે છે. અભિયોગ્યતા સહેજ ઓછી હોય, પણ જો વ્યક્તિને અમુક ધંધા પ્રત્યે અતિશય અભિરુચિ હોય તો એ એમાં યશ સંપાદન કરી શકે છે. જો કે આમ અભિયોગ્યતા અને અભિરુચિમાં આપણે ફરક કરીએ છીએ, છતાં એ વાત પણ ખરી છે કે જો માણસમાં અભિયોગ્યતા હોય અને વાતાવરણ અનુકૂળ હોય તો એ વિષય પ્રત્યે એની અભિરુચિ પણ નિર્માણ થાય છે.

### તફાવતનું પ્રમાણ

વૈયક્તિક તફાવત બે જાતના હોય છે. (૧) એક વ્યક્તિમાં જુદી જુદી શક્તિઓ જુદા જુદા પ્રમાણમાં હોય છે, અને (૨) જુદા જુદા માણસોમાં અલગઅલગ શક્તિઓ અને શક્તિનું અલગઅલગ પ્રમાણ હોય છે.

જો કે વ્યક્તિ-વ્યક્તિમાં ઘણો ફરક હોય છે, છતાં આપણે ધારીએ છીએ તેટલો મોટો ફરક હોતો નથી. જો સમૂહની તુલના કરીએ તો સૌથી ઉચ્ચ કક્ષાનું જૂથ સૌથી કનિષ્ઠ પ્રકારના જૂથ સાથે નીચે આપ્યા પ્રમાણે પ્રમાણ ધરાવે છે:

| શક્તિ | ઉચ્ચ અને કનિષ્ઠ વચ્ચેનું પ્રમાણ |
|---|---|
| સ્મૃતિની મર્યાદા | ૨-૫ : ૧ |
| બુદ્ધિ-આંક | ૩ : ૧ |
| શીખવાની ક્રિયા | ૪ : ૧ |

એનો અર્થ બુદ્ધિ-આંકની દૃષ્ટિએ કહીએ તો તદ્દન અલ્પ બુદ્ધિ ધરાવતા જૂથ કરતાં અત્યંત બુદ્ધિમાન જૂથની બુદ્ધિ ૩ ગણી છે. આ સમૂહગત તુલના છે એ ધ્યાનમાં રાખવું. શ્રેષ્ઠ વ્યક્તિ અને કનિષ્ઠ વ્યક્તિ વચ્ચેનો તફાવત આનાથી બહુ મોટો પડશે.

*

## ૧૬. વિચારક્રિયા અને તર્ક

વિચાર જ્ઞાનની ઉચ્ચ કક્ષા છે. પ્રત્યક્ષીકરણ પહેલી પાયરી છે; વિચારક્રિયા જ્ઞાનની બીજી પાયરી છે. ઇંદ્રિયની સમક્ષ પદાર્થ હોય અને પદાર્થનાં ઉદ્દીપનો ઇંદ્રિયો ઉપર આઘાત કરે ત્યારે આપણને જે જ્ઞાનનો અનુભવ થાય છે તેને પ્રત્યક્ષજ્ઞાન કહે છે. આપણી આંખ સામે એક પદાર્થ છે, તેને જોઈ આપણે કહીએ છીએ કે એ ચોપડી છે. એ પ્રત્યક્ષજ્ઞાનનો દાખલો છે. અવાજ સાંભળી આપણે કહીએ છીએ કે મારા મિત્રનો અવાજ છે;

પદાર્થનો સ્વાદ લઈ આપણે કહીએ છીએ એ મધ છે. આ બધા પ્રત્યક્ષજ્ઞાનના દાખલા છે. નાનાં બાળકોના જીવનમાં પ્રત્યક્ષજ્ઞાન બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે.

નાનાં બાળકોની મોટા ભાગની ક્રિયાઓ પ્રત્યક્ષજ્ઞાન ઉપર આધાર રાખે છે. મોટા માણસોની પણ સામાન્ય ક્રિયાઓ એવી હોય છે. દા.ત., બાળક સામે ચોકલેટ જુએ છે; અને તે ઉપાડી મોંમાં મૂકે છે. માને જોઈ એની પાસે દોડી જાય છે. એની સામે સમસ્યા ઊભી થાય તો પણ તે પ્રત્યક્ષજ્ઞાનના આધાર ઉપર જ સમસ્યાનો ઉકેલ લાવે છે. દા.ત., પિતા બાળકને કહે કે ખીસામાં ચોકલેટ છે, ત્યારે બાળક પહેલાં એક ખીસામાં હાથ નાખે છે, ત્યાં ચોકલેટ ન જડે તો બીજા ખીસામાં તપાસે છે, ત્યાં ન જડે તો ઉપરના નાના ખીસામાં જુએ છે; ત્યાં પણ ન મળે તો અંદરના ગજવામાં જોઈ ચોકલેટ લે છે. બાળકના આ વ્યવહાર પ્રત્યક્ષજ્ઞાનના આધાર ઉપર પ્રત્યક્ષ પદાર્થ સાથે કરેલા વ્યવહાર છે.

વિચારક્રિયામાં આપણા મનનો પ્રત્યક્ષ પદાર્થ અથવા પ્રત્યક્ષ કૃતિ સાથે સંબંધ આવતો નથી; પણ પદાર્થના પ્રતીક સાથે સંબંધ આવે છે.

પદાર્થની ગેરહાજરીમાં પણ—એટલે પદાર્થ ઈંદ્રિય સમક્ષ ન હોય તો પણ આપણને એનું જ્ઞાન થાય છે. દા.ત., મારી સામે ચોપડી નથી, પણ હું મનથી ચોપડીનું ચિત્ર મારી સામે લાવી શકું છું. એટલે ચોપડીની પ્રતિમાનો અનુભવ હું કરી શકું છું. મારી પાસે જમા રૂ. ૧૦૦ છે. જ્યારે હું ચોપડામાં હિસાબ લખું છું ત્યારે એમાં પ્રત્યક્ષ ૧૦૦ રૂપિયા મૂકતો નથી, પણ કેવળ ૧૦૦ સંખ્યા એ પ્રમાણે લખું છું. બધા માણસો મર્ત્ય છે એ સાર્વત્રિક નિયમ જાણ્યા પછી મારા દાદા હજી તંદુરસ્ત છે, અને મૃત્યુનાં કોઈ ચિહ્નો દેખાતાં નથી, છતાં પ્રત્યક્ષ મૃત્યુ જોયા વગર હું કહી શકું છું કે, મારા દાદા એક દિવસ મરશે. આ બધા દાખલાઓમાં હું પ્રત્યક્ષ પદાર્થ સાથે વ્યવહાર કરતો નથી; પણ પદાર્થના પ્રતીક સાથે વ્યવહાર કરું છું.

**પ્રતીક એટલે શું?** પ્રતીક શબ્દનો અર્થ સમજવાની ખાસ જરૂર છે. પ્રતીક એટલે પદાર્થને બદલે વપરાતી નિશાની. દા.ત., રબારી ઘરાકને વારાનું દૂધ આપે ત્યારે ગણતરી રાખવા માટે દરેક લીટર દૂધ માટે ભીંત ઉપર કોયલાથી લીટી દોરે છે. એક લીટી એક લીટર દૂધ માટે દોરવામાં આવી છે. તેથી એક લીટી એક લીટરનું પ્રતીક (symbol) છે. કોઈ મહેમાનનું સ્વાગત કરવા માટે આપણે એને હાર પહેરાવીએ છીએ. હાર મહેમાન તરફના આપણા સ્નેહ અને આદરનું પ્રતીક છે. હવે વિચારક્રિયામાં આપણું મન અસલ પદાર્થના પ્રતીક સાથે ક્રિયા કરે છે એટલે શું? હું મારા મિત્રનો વિચાર કરું છું એનો અર્થ મારા મિત્રની પ્રતિમા હું મારા મન સામે લાવું છું. પ્રતિમા વિચારમાં વપરાતા પ્રતીકનો એક નમૂનો છે. વિચારક્રિયા એટલે પદાર્થના પ્રતીક સાથે કરેલી માનસિક ક્રિયા. પ્રતીક એ વિચારક્રિયાનાં સાધનો છે.

**વિચારક્રિયામાં કામ આવતાં પ્રતીકો:** જે સાધનો દ્વારા વિચારક્રિયા ચાલે છે તેને આપણે પ્રતીક કહીએ છીએ. પ્રતીકોના ૪ પ્રકાર છે. (૧) પ્રતિમા (૨) concept એટલે જાતિ વિષેનો ખ્યાલ (૩) ભાષા, સંખ્યા વગેરે (૪) શારીરિક તત્પરતા (muscular set).

**૧. પ્રતિમા:** વિચાર ક્રિયામાં પ્રતિમાનો ઉપયોગ મોટા પ્રમાણમાં થાય છે. કૉલેજમાં બેઠા બેઠા હું મારા ઘરનો વિચાર કરું છું. એટલે મારા મકાનની પ્રતિમા હું મારા મન સમક્ષ લાવું છું.

**૨. સમગ્ર જાતિનો ખ્યાલ** (concept) જાતિનો ખ્યાલ એટલે શું? એક ચોપડીની કલ્પના આપણે કરી શકીએ છીએ. એક ચોપડીનો વિચાર કરતી વખતે એ ચોપડીની પ્રતિમા (માનસિક મૂર્તિ) આપણી સમક્ષ ખડી થાય છે. પણ ચોપડીઓની આખી જાતિની કલ્પના પણ આપણે કરી શકીએ છીએ. આપણે ચોપડીઓ જોઈએ છીએ. એ ચોપડીઓ રંગમાં, આકારમાં કદમાં, અંદરની વસ્તુ (matter)માં જુદી જુદી હોય છે. છતાં એ બધીને આપણે ચોપડી કહીએ છીએ કારણ કે ચોપડીઓના સામાન્ય ગુણધર્મોનો ખ્યાલ અથવા "ચોપડી-પણા"નો ખ્યાલ આપણા મનમાં હોય છે. સામાન્ય ખ્યાલ (idea અથવા concept) વિચારક્રિયામાં મોટો ભાગ ભજવે છે; ખાસ કરીને વિજ્ઞાનમાં જેમાં આપણે સર્વ સામાન્ય પદાર્થનો વિચાર કરીએ છીએ; ત્યાં આપણે એક પદાર્થનો વિચાર કરતા નથી

પણ સર્વસામાન્ય પદાર્થનો વિચાર કરીએ છીએ દા. ત., પાણી ૧૦૦° સેન્ટીગ્રેડ ઉષ્ણતા આપવાથી ઉકળવા માંડે છે. આ વિધાનમાં પાણી એટલે એક વિશિષ્ટ પાણી નહિ પણ જેને જેને પાણી કહીએ છીએ તે સમગ્ર પાણી જાત.

**૩. ભાષા:** વિચાર કરવાનું સૌથી મહત્ત્વનું સાધન ભાષા છે. કેટલાક મનોવૈજ્ઞાનિકોના મત પ્રમાણે ભાષા વગર વિચાર થઈ શકે જ નહિ. આ અતિશયોક્તિ છે. પણ વિચારની સ્થિરતા માટે; સળંગ, સુસંબદ્ધ અને બહુ અટપટા વિચાર માટે ભાષા આવશ્યક છે. વિચારના વહન communication of thought માટે અને વિચારને સંઘરી રાખવા માટે તો ભાષા અનિવાર્ય સાધન છે.

ભાષાનાં જ ઉપાંગો તરીકે આપણે સંખ્યા, સૂત્રો, નકશા, આલેખ, આકૃતિઓ, ચિત્રો વગેરેને ગણાવી શકીએ છીએ.

**૪. સ્નાયુની ઉન્મુખતા** (muscular set): વિચાર એ માનસિક ક્રિયા છે એ આપણે ઉપર કહ્યું. પણ 'માનસિક' શબ્દ આપણે સગવડને માટે સામાન્ય વપરાશનો શબ્દ વાપર્યો. શરીર અને મનને આપણે અલગ પાડી શકતા નથી. શરીરની દૃષ્ટિએ વાત કરીએ તો આપણે મગજથી વિચાર કરીએ છીએ એમ સામાન્ય વાતચીતમાં પણ આપણે બોલીએ છીએ. પણ આપણે આખા શરીરથી વિચાર કરીએ છીએ એ વાત વિદ્યાર્થીને નવી લાગશે. પણ વિચાર એ પ્રત્યક્ષ ક્રિયા નથી, પણ ક્રિયાનો અવેજ (substitute) છે અથવા મુખ્ય ક્રિયાને બદલે થતી ક્રિયા છે એ સમજીએ તો શરીર એ પણ વિચારનું સાધન છે એ મુદ્દો આપણે સમજી શકીશું. દા.ત., દોડવાની સ્પર્ધામાં હરીફ પ્રસ્થાનરેખા ઉપર ઊભો રહે છે. એ પંચના હાથમાંની બંદૂકના અવાજની રાહ જોતો હોય છે. એ પ્રત્યક્ષ હજી દોડતો નથી; પણ દોડવાની બધી તૈયારી શરીરમાં એણે કરી રાખી હોય છે. આ શરીરની અથવા સ્નાયુઓની ઉન્મુખતા એ પણ પ્રત્યક્ષ ક્રિયાનું પ્રતીક છે.

**વિચારક્રિયાની કક્ષાઓ:** વિચારક્રિયાની અનેક કક્ષાઓ છે. કેટલાક વિચારની પાછળ કોઈ પણ હેતુ હોતો નથી; એ અનિયંત્રિત હોય છે; કેટલાક વિચાર અમુક સમસ્યા–તાત્ત્વિક અથવા વ્યાવહારિક-ના ઉકેલને ધ્યાનમાં રાખી કરવામાં આવે છે. વ્યાપક અર્થમાં આ બધા પ્રકારની વિચારક્રિયાઓને કલ્પના કહેવામાં આવે છે. કેટલીક કલ્પના સ્વૈર હોય છે; કેટલીક હેતુલક્ષી હોય છે. આ પ્રકરણમાં આપણે "વિચાર-ક્રિયા" શબ્દનો જ ઉપયોગ કરીશું પણ "વિચારક્રિયાના પ્રકાર"ને બદલે "કલ્પનાના પ્રકાર" શબ્દપ્રયોગ કરીએ તો પણ ચાલશે. વિચારક્રિયાની કક્ષાઓ નીચે પ્રમાણે છે.

**(૧) સ્વૈર વિચાર અથવા અનિયંત્રિત વિચાર:** આપણે શાંતિથી બેઠા હોઈએ અને મન તદ્દન નવરું હોય ત્યારે આપણા મનમાં એકાદ વિચાર આવે છે; એની સાથે સંકળાઈને બીજો વિચાર આવે છે; બીજા સાથે સંકળાએલો ત્રીજો વિચાર આવે છે. આમ વિચારોની એક શૃંખલા મનમાં આવ્યા જ કરે છે. સાહચર્યના નિયમોથી એક વિચાર બીજા સાથે જોડાય છે એ વાત ખરી; પણ આખી વિચાર-સાંકળ તપાસીએ તો એમાંથી કોઈ પણ એક સુગ્રથિત વિષય બનતો નથી. દા.ત., એક માણસની દાઢી જોઈને એક સાધુ યાદ આવે; સાધુની સાથે એક ભગવું વસ્ત્ર યાદ આવે; વસ્ત્રને જોઈને એ વસ્ત્રને નામે આજે જે ઢોંગ ચાલે છે એ યાદ આવે છે; પછી આપણા દેશનો ભ્રષ્ટાચાર મનમાં આવે છે; એમ વિચારોની માલિકા ચાલ્યા કરે.

સ્વૈર વિચારનો બીજો એક પ્રકાર છે. એને કલ્પના-તરંગ કહે છે અથવા દિવાસ્વપ્ન પણ કહે છે. ઉપરના પ્રકારમાં અને દિવાસ્વપ્નમાં ફરક એટલો જ છે કે, દિવાસ્વપ્નમાં વિચારો અને કલ્પનાઓને સાંકળનારું એ સૂત્ર હોય છે. અને એ સૂત્ર એ માણસ પોતે જ છે. આવા બધા વિચારોમાં માણસ પોતે કેન્દ્રમાં હોય છે. ગુજરાતીમાં જેને શેખચલ્લીના વિચારો કહે છે એ દિવાસ્વપ્નનો નમૂનો છે. દા. ત., આ મરઘી ઈંડાં આપશે; એ ઈંડાં વેચી પૈસા કમાઈશ; પછી પૈસાદાર છોકરી સાથે લગ્ન કરીશ વગેરે.

**(૨) સૌન્દર્યલક્ષી વિચાર અથવા કલાત્મક કલ્પના** (artistic imagination): કાવ્ય, સાહિત્ય, ચિત્રકારની ચિત્રસૃષ્ટિ એ પણ વિચાર અથવા કલ્પ-

નાના નમૂના છે. એનો હેતુ માણસની સૌંદર્યની અભિરુચિને પોષવાનો છે. આ કલ્પનામાં પણ થોડી સ્વૈરતા અથવા છૂટ હોય છે, પણ કલામાં જોવામાં આવતી કલ્પના તદ્દન અનિયંત્રિત હોતી નથી. એના ઉપર બહારની સૃષ્ટિનું અથવા એના કાયદાનું નિયંત્રણ હોતું નથી; પરંતુ એ કલ્પના ઉપર આંતરિક નિયંત્રણ હોય છે. એટલે કવિ અથવા સાહિત્યકારના મનમાં જીવન વિષે જે વિચારો હોય તેનાથી એની કલ્પના નિયંત્રિત હોય છે. દા. ત., કાલિદાસના શાકુંતલ નાટકમાં શકુંતલા અને દુષ્યંત ગાંધર્વ વિધિથી લગ્ન કરે છે પણ દુર્વાસા મુનિના શાપથી દુષ્યંત લગ્નનો પ્રસંગ ભૂલી જાય છે, તેથી જ્યારે શકુંતલા દુષ્યંતને ઘેર જાય છે ત્યારે એ એનો સ્વીકાર કરતો નથી. એ વખતે સ્વર્ગમાંથી શકુંતલાની માતા મેનકા આવી એને ઉપાડી જાય છે. આ ચમત્કાર વસ્તુનિષ્ઠ નથી. પણ કાલિદાસની જીવન તરફ જોવાની દૃષ્ટિ સાથે આ ચમત્કાર તદ્દન સુસંગત છે. કાલિદાસ આ ચમત્કાર દ્વારા એમ બતાવવા માગે છે કે અનેક વાર આખી દુનિયા આપણી વિરુદ્ધ જાય છે. આપણે સાચા હોઈએ તો પણ દુનિયા આપણને માનવા તૈયાર હોતી નથી. આવે વખતે આધ્યાત્મિક અથવા દૈવી મૂલ્યોમાં વિશ્વાસ રાખ્યા વગર છૂટકો નથી.

(૩) **તાર્કિક વિચાર:** વિચારની શ્રેષ્ઠ શ્રેણી તર્ક (Reasoning) છે. તર્કની વ્યાખ્યા સંક્ષેપમાં નીચે પ્રમાણે આપી શકાય; તર્કક્રિયા એટલે હેતુલક્ષી વિચારક્રિયા (Reasoning is thinking with a goal) તાર્કિક પ્રક્રિયાની બીજી એક વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છે. Reasoning is problem solving in imagination એટલે કલ્પનામાં સમસ્યાનો ઉકેલ આણવાની ક્રિયાને તર્ક કહે છે.

સમસ્યાનો ઉકેલ બે રીતે થઈ શકે છે: (૧) પ્રત્યક્ષ ક્રિયા કરી અને (૨) વિચારમાં અથવા કલ્પનામાં એ ક્રિયા કરી. રૉસ Basic Psychologyમાં નીચેનો દાખલો આપે છે. એક માણસને નદીના એક કિનારા ઉપરથી વાઘ, બકરી અને ઘાસનો પૂળો લઈ જવાં છે. હોડીવાળાની શરત એવી છે કે એક વખતે એક જ માલને લઈ જવાય. આવા સંજોગોમાં પેલો માણસ શું કરશે? એક તો એક એકને લઈ જવાની શરૂઆત કરશે. ધારો કે પહેલાં એ પૂળો લઈ જશે. એ પાછો આવશે ત્યારે વાઘ બકરીને ખાઈ ગયો હશે. જો પહેલાં વાઘને લઈ જાય તો બકરી પૂળો ખાઈ જશે. પણ આમ કરવાને બદલે માણસ જો એમ વિચાર કરે કે જો હું પૂળો લઈ જઉં તો વાઘ બકરીને ખાઈ જશે; એમ કરતાં કરતાં વિચાર અથવા કલ્પનામાં તે સહીસલામત ઉકેલ શોધી કાઢશે. આને તર્ક કહે છે (વિદ્યાર્થીઓએ તર્ક કરી આ કોયડાનો ઉકેલ શોધી કાઢવો.)

તાર્કિક ક્રિયામાં નીચે પ્રમાણે પગથિયાં હોય છે. (૧) સમસ્યાનું આકલન (૨) સમસ્યા સામે સંકળાયેલી અનેકવિધ સામગ્રી (૩) એ બધી સામગ્રીમાંથી આવશ્યક સામગ્રીની પસંદગી (૪) એ સામગ્રી અથવા માહિતીને યોગ્ય રીતે ગોઠવી એના આધાર ઉપર ઉકેલની અટકળ (hypothesis) કરવી, અને (૫) છેવટે એ અટકળની ચકાસણી કરવી. એ અટકળ ખોટી માલૂમ પડે તો ફરીથી બીજી અટકળ બાંધવામાં આવે છે. આ પગથિયાં દાખલા ઉપરથી સમજીએ: ધારો કે બહારગામથી હું પાછો ઘેર આવું ત્યારે મને માલૂમ પડે છે કે મારી બારીનો કાચ ફૂટેલો છે. આ કાચ કોણે ફોડયો હશે, એ મારી સમક્ષ સમસ્યા છે. સમસ્યાનું ભાન મને બરાબર થયું. આ પહેલું પગથિયું છે. પછી એ સવાલને લગતી અનેક સામગ્રી અથવા માહિતી સાહચર્યના નિયમો અનુસાર મારા મનમાં આવે છે દા. ત., કાચની જાડાઈ; કાચની કિંમત; કાચનો રંગ; કાચ કેવી રીતે ભાંગ્યો છે,—એમા ચીર પડી છે કે મોટું કાણું પડયું છે; સ્ટૉપર બરાબર છે કે હૂકમાંથી નીકળી ગયું છે; બીજી આનુષંગિક માહિતી જેવી કે કંપાઉન્ડમાં દેખાતા પગલાં, બહાર પડેલા પથરા, મારી સોસાયટીમાં દરરોજ બપોરે આવતા વાંદરા. છોકરાં વાંદરાને પથરા મારવા જાય છે એ મારો પૂર્વઅનુભવ અને સ્મરણ વગેરે વગેરે અનેક માહિતી મારા મનમાં ભેગી થાય છે. એમાંથી કાચનો રંગ, કાચની સુંદરતા, એની કિંમત બીજી દૃષ્ટિએ અતિ મહત્ત્વની બાબતો છે પણ મારી સમસ્યાના ઉકેલની દૃષ્ટિએ એનો કંઈ ઉપયોગ નથી. આ બીજું પગથિયું થયું. પછી સમસ્યાના ઉકેલ માટે આવશ્યક એટલી

માહિતી તરફ હું ધ્યાન આપું છું. વાંદરાઓ, પથરા મારતાં છોકરાં, ઘરમાં અને બહાર પથરા, કાચમાં પડેલું મોટું કાણું વગેરે. આ ત્રીજું પગથિયું થયું. માહિતીના આધાર ઉપર એ માહિતી હું મનમાં એવી રીતે ગોઠવું છું કે જે ગોઠવણીમાંથી જ મને ઉકેલ મળી જાય છે કે છોકરાંઓ વાંદરાઓને પથરા મારવા ગયા હશે, એમાંથી એક પથરો બારીને વાગ્યો હશે. આ ચોથું પગથિયું થયું. કેટલીક વખતે આ અટકળ ખરી છે એના પુરાવા મળી આવે છે. દા. ત., ઘરમાં જઉં તો બારીવાળી ઓરડીમાં એક પથરો મને દેખાય તો મને ખાતરી થાય છે કે મારી અટકળ સાચી છે.

**તર્કનો આત્મા :** અનુમાન કાઢવું એ તર્કનો આત્મા છે. બે માણસોની સામે એક જ સામગ્રી હોય, છતાં એક માણસ સમસ્યાનો ઉકેલ સમજી શકે છે; બીજા માણસના ધ્યાનમાં એ ઉકેલ આવતો નથી. સામે આવેલા પ્રસંગ (situation)નું વિશ્લેષણ કરી એનાં અંગોનો પરસ્પર સંબંધ સમજી ઉકેલ કાઢવો એને માટે insight (સૂઝ)-ની જરૂર હોય છે. ઝાડ ઉપરથી ફળ પડે છે, એ આપણો હંમેશનો અનુભવ છે. એ આપણને સમસ્યા જ લાગતી નથી. ન્યૂટનને એ સમસ્યા લાગી. ફળ ઉપર અને આજુબાજુ આટલી વિશાળ જગ્યા હોવા છતાં નીચે જમીન ઉપર જ કેમ પડે છે એ એને માટે ગંભીર સમસ્યા હતી. પછી એને એવા અનેક અનુભવ યાદ આવ્યા. એક વસ્તુ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ક્યારે જાય છે. નાનું બાળક ઘરમાંથી નાસી જતું હોય ત્યારે માતા એને ખેંચી ઘરમાં લઈ જાય છે એવો આપણો અનુભવ છે. આવો કંઈ સંબંધ ન્યૂટનને દેખાયો હશે. એને વિચાર આવ્યો હશે કે સફરજનને ખેંચનારી કઈ વસ્તુ હશે. અને એકદમ ઉકેલ સૂઝ્યો હશે, આ આકર્ષણ પૃથ્વીનું હોવું જોઈએ. પરિણામે ગુરુત્વાકર્ષણનો સિદ્ધાંત શોધાયો.

## તર્કશક્તિને સહાયક બળો

**૧ બહોળો અનુભવ અને જ્ઞાન :** બંને સમાન બુદ્ધિના માણસો પૈકી એકને ઉકેલ કેમ સૂઝે છે, અને બીજાને કેમ સૂઝતો નથી એનો પૂરો જવાબ આપવો શક્ય નથી. પણ એક વાત પ્રયોગ દ્વારા પુરવાર થઈ છે કે પૂર્વ-અનુભવ, એ વિષયને લગતી બહોળી માહિતી તર્કને માટે મદદગાર પરિબળો છે. ગમે તેટલી બુદ્ધિ હોય તો પણ જે વિષય વિષે અનુમાન કાઢવું છે એની માહિતી ન હોય તો માણસ અનુમાન કાઢી શકે નહિ. શૂન્યમાંથી અનુમાન નીકળી શકતું નથી.

૨ **બુદ્ધિ :** ડૉ. સિરિલ બર્ટે એમ બતાવ્યું છે કે તર્કશક્તિ અને બુદ્ધિ વચ્ચે મોટો અનુબંધ (ગાઢ સંબંધ) છે. તેથી નૈસર્ગિકબુદ્ધિ તર્કશક્તિને સહાયક બળ છે.

**તર્કના પ્રકાર :** તર્કવિજ્ઞાનમાં તર્કના મુખ્ય બે પ્રકાર આપવામાં આવ્યા છે. (૧) નિગમન, અને (૨) વ્યાપ્તિ. નિગમનમાં સામાન્ય નિયમમાંથી વિશિષ્ટ વિધાન વિષે અનુમાન કાઢવામાં આવે છે. ન્યાય (syllogism) નિગમનનો સામાન્ય નમૂનો છે.

બધા માનવ મર્ત્ય છે.

દેવદત્ત માનવ છે.

∴ દેવદત્ત મર્ત્ય છે.

આવા તર્કમાં જો આધાર વાક્યો સાચાં હોય અને અનુમાન તર્કવિજ્ઞાનના નિયમો પ્રમાણે કાઢવામાં આવે તો અનુમાન સાચું આવવું જ જોઈએ. પણ પ્રત્યક્ષ વ્યવહારમાં આ જાતનો તર્ક બહુ ઉપયોગી નીવડતો નથી. કારણ આપણને આવાં સાર્વત્રિક વાક્યો હંમેશાં મળતા નથી. અને આપણી બધી સમસ્યાઓ આવા ચોકઠામાં મૂકી શકાતી નથી.

નિગમનમાં કેટલીક વખતે એક વિધાનમાંથી પણ નિશ્ચિત સ્વરૂપનું અનુમાન કરી શકીએ છીએ. દા.ત., બધા વિદ્યાર્થીઓ પાસ છે ∴ કોઈ વિદ્યાર્થી નપાસ નથી.

**વ્યાપ્તિતર્ક** (induction) આમાં વિશિષ્ટ હકીકતોનો અભ્યાસ કરી સાર્વત્રિક નિયમ બનાવાય છે. દા. ત., એક પાણી ૧૦૦° સેન્ટીગ્રેડ ઉષ્ણતા આપવાથી ઉકળવા માંડે છે; બીજું પાણી બીજે ઠેકાણે પણ એમ જ વર્તે છે વગેરે. એના ઉપરથી સામાન્ય નિયમ બનાવીએ કે (બધાં) પાણી ૧૦૦ ડિગ્રી સેન્ટીગ્રેડ ઉષ્ણતા આપવાથી ઉકળવા માંડે છે પ્રયોગ આ તર્કનો નમૂનો છે. જો બધાં પરિબળો નિયંત્રિત કર્યાં હોય તો એક જ પ્રયોગ ઉપરથી આપણે સર્વસામાન્ય નિયમ બનાવી શકીએ છીએ.

નિગમન તર્કના વાસ્તવિક પ્રકાર

દા. ત., મુંબઈ અમદાવાદની દક્ષિણે છે.
∴ અમદાવાદ મુંબઈના ઉત્તરે છે.

મોતીલાલ જવાહરના પિતા હતા.
∴ જવાહરલાલ મોતીલાલના પુત્ર છે.

કમલ વિમલ કરતાં ઊંચી છે.
વિમલ અમલ કરતાં ઊંચી છે,
તો સૌથી ઊંચું કોણ?

*

# ૧૭. આનુવંશિકતા અને વાતાવરણ

મનુષ્યના ઘડતરમાં આનુવંશિકતા અને વાતાવરણ બે પરિબળો ભાગ ભજવે છે. આનુવંશિકતા એટલે બાળક જન્મથી જ જે શારીરિક અને માનસિક વારસો લઈ આવે છે તે. વાતાવરણ એટલે ગર્ભ ઉપર અને બાળક જન્મ્યા પછી એના ઉપર અનુભવ અને તાલીમની જે અસર થાય છે તે. આનુવંશિકતા અને વાતાવરણને અનુક્રમે પ્રકૃતિ અને ઉછેર પણ કહે છે. સામાન્ય દાખલા લઈ આ બે ખ્યાલ સ્પષ્ટ કરીશું. એક બાળકની આંખ માંજરી છે, એનું નાક બૂચું છે, એનો રંગ ગોરો છે, એની બુદ્ધિ અત્યંત તીવ્ર છે. આ લક્ષણો એની આનુવંશિકતા અથવા જૈવીય વારસાના ભાગ છે. એનાથી ઊલટું, બાળક અમુક ભાષા બોલે છે; એની રીતભાત સારી છે; મોટા થતાં એ વિદ્વાન બને છે; આ બધાં વાતાવરણનાં પરિણામ છે.

મનુષ્યના ઘડતરમાં આનુવંશિકતાનો મોટો ભાગ છે કે વાતાવરણનો એનો જવાબ આપવો બહુ મુશ્કેલ છે. ટૉમસ એડિસન એ જન્મથી જ અત્યંત બુદ્ધિમાન હતા માટે એટલા મહાન બન્યા કે અત્યંત પરિશ્રમને લીધે આટલા મહાન સંશોધક બન્યા, એનો જવાબ કેવળ તત્ત્વ-સંશોધનની દૃષ્ટિએ નહીં, પણ વ્યવહારની દૃષ્ટિએ પણ બહુ અગત્યનો છે. આ બાબતમાં આત્યંતિક મત ધરાવનારા વિદ્વાનો છે. કેટલાકના મત પ્રમાણે આનુવંશિકતા સર્વોપરી તત્ત્વ છે. જો આ સિદ્ધાંત માન્ય રાખીએ તો વંશ સુધારવા તરફ વધુ ધ્યાન આપવું જોઈએ. સૅન્ડિફૉર્ડ નામનો મનોવૈજ્ઞાનિક કહે છે કે જો માનવજાતિને સુધારવી હશે તો સારા પુરુષો અને સારી સ્ત્રીઓએ તેના પિતા-માતા બનવું પડશે. બીજો કોઈ ઈલાજ નથી. આ વાત સાચી છે. પણ એનો અર્થ એવો નથી કે વાતાવરણની કંઈ અસર વ્યક્તિના ઘડતર ઉપર પડતી નથી. બલકે ગમે તેટલી ઊંચા પ્રકારની આનુવંશિકતા હોય, પણ જો અનુકૂળ વાતાવરણ ન હોય તો જન્મજાત વારસો એળે જાય છે. સૅન્ડિફૉર્ડના વિધાનનો અર્થ એટલો જ કે જો આનુવંશિકતા જ કાચી હોય તો ગમે તેટલું ઉચ્ચ પ્રકારનું વાતાવરણ બાળકની આસપાસ રાખીએ તો પણ સારું પરિણામ આવી શકે નહીં. અંગ્રેજીમાં કહેવત છે કે કાંટાના ઝાડમાંથી દ્રાક્ષ પેદા થઈ શકે નહીં. લીમડાના બીજમાંથી આંબો પેદા ન થઈ શકે. બાળક મંદબુદ્ધિનો જન્મ્યો હોય તેના ઉપર ગમે તેટલા ઉચ્ચ સંસ્કારો નાખીએ તો પણ તે અત્યંત બુદ્ધિમાન વ્યક્તિ બની ન શકે. આનુવંશિકતાના આત્યંતિક વિરોધીઓ પણ કેટલાક મનોવૈજ્ઞાનિકો છે. એઓ વાતાવરણને જ સર્વોપરી માને છે. દા. ત., પ્રસિદ્ધ વર્તનવાદી વૉટસનનો એવો દાવો છે કે: મને એક ડઝન બાળકો આપો; અને હું માગું એવું વાતાવરણ આપો; તો હું એ બાળકોને જોઈએ તે બનાવી આપીશ. એમને એન્જિનિયર, ડૉક્ટર બનાવી આપીશ, અથવા એમને ડાકુ અથવા બદમાશ બનાવીશ. આત્યંતિક વાતાવરણવાદીઓ હજી પોતાનો દાવો સિદ્ધ કરી શકયા નથી. પણ એમણે વ્યક્તિના ઘડતરમાં વાતાવરણ કેટલો મોટો ભાગ ભજવે છે એ મુદ્દા તરફ સામાજિક વૈજ્ઞાનિકોનું ધ્યાન ખેંચ્યું છે.

સદ્‌ભાગ્યે આજે આનુવંશિકતા કે વાતાવરણ એવી ચર્ચા હવે મનોવૈજ્ઞાનિકો કરતા નથી. આ પ્રકરણની શરૂઆતમાં કહ્યું છે તેમ વ્યક્તિના ઘડતરમાં આનુવંશિકતા અને વાતાવરણ બંને પરિબળો ભાગ ભજવે છે, એ સિદ્ધાંત, હવે બધા મનોવૈજ્ઞાનિકો સ્વીકારે છે. દા.ત., બાળકના વાળ, આંખનો રંગ, શારીરિક બાંધો, નાકનો આકાર, ચામડીનો રંગ વારસામાંથી ઊતરે છે; બાળકની ભાષા, એની રીતભાત વાતાવરણમાંથી મળે છે; પણ આ બંને પરિબળો એક બીજા ઉપર અસર કરે છે. દા. ત., શારીરિક બાંધો

ઉપર આબોહવા અને આહાર-વિહારની પણ અસર પડે છે. આનુવંશિકતા વ્યક્તિ કેટલું કરી શકશે એની મર્યાદા નક્કી કરે છે; વાતાવરણ એ મર્યાદામાં રહી વ્યક્તિ શું કરે છે, અને કેટલી પ્રગતિ કરે છે એ નક્કી કરે છે. દા. ત., ધારો કે આનુવંશિકતાની દૃષ્ટિએ બાળક અત્યંત બુદ્ધિમાન છે. એટલે એ કોઈ પણ બૌદ્ધિક ક્ષેત્રમાં પોતાનો ઘણો વિકાસ કરી શકશે એમ આપણે કહી શકીએ. પણ જો એને ભણવાની જોઈએ તેવી સારી સગવડો ન મળે તો એનો બૌદ્ધિક વિકાસ અપેક્ષા પ્રમાણે નહીં થાય.

**આનુવંશિકતાના સિદ્ધાંતો:** આનુવંશિકતાના બે સિદ્ધાંતો છે. એક: સમાન સમાનને જન્મ આપે છે. અને બીજો સિદ્ધાંત: એ સમાનતા સંપૂર્ણ હોતી નથી. એકમાંથી બીજો જીવ પેદા થાય એ તદ્દન સરખો હોતો નથી. બંનેમાં કંઈ ફરક હોય છે. પહેલો સિદ્ધાંત સમજવો બહુ સહેલો છે. બિલાડીના બચ્ચા બિલાડી હોય છે; કૂતરાંનાં બચ્ચાં કૂતરાં હોય છે; માણસનાં બાળકો માણસ જ હોય છે. બીજો સિદ્ધાંત પણ આપણા તરત જ ધ્યાનમાં આવે એવો હોય છે. માતા-પિતા અને એમના સંતાનમાં ગમે તેટલું સામ્ય હોય તો પણ બંનેમાં ફરક હોય છે. કોઈ પણ બે ચહેરા તદ્દન સરખા હોતા નથી; કોઈ પણ બે વ્યક્તિઓ તદ્દન સરખી હોતી નથી. આમ કેમ થાય છે એ આપણે આગળ ભણીશું.

**આનુવંશિકતાની યંત્રણા (mechanism of heredity):** બાળકમાં વારસો કેવી રીતે ઊતરે છે એ સમજવા માટે નવા જીવની ઉત્પત્તિ કેવી રીતે થાય છે એ સમજવાની જરૂર છે. સ્ત્રીનો અંડકોષ અને શુક્રકોષનો જ્યારે સંયોગ થાય છે ત્યારે નવા જીવની શરૂઆત થાય છે. એને ફલિત અંડ (zygote) કહે છે. આ ફલિત અંડને સહેલી ભાષામાં જીવકોષ કહીશું. જીવ-કોષમાં રંગસૂત્રો હોય છે. માનવી જીવકોષમાં ૪૮ રંગ-સૂત્રો હોય છે. ૨૪ રંગસૂત્રો માતા તરફથી મળે છે; ૨૪ પિતા તરફથી મળે છે. એમને રંગસૂત્રો કહે છે. કારણ કે સૂક્ષ્મદર્શકમાંથી એ લાંબા તાંતણા (સૂત્રો) જેવા દેખાય છે, અને એમનું નિરીક્ષણ કરવા માટે એમના ઉપર રંગ ચઢાવી શકાય છે. આ રંગસૂત્રોની જોડીઓ બને છે. રંગ સૂત્રોમાં હજારોની સંખ્યામાં જનીનતત્ત્વો (genes) હોય છે. જનીનતત્ત્વો એટલા સૂક્ષ્મ હોય છે કે સામાન્ય સૂક્ષ્મદર્શક યંત્રદ્વારા પણ એ જોઈ શકાતાં નથી. પણ એમનાં અસ્તિત્વ માટે પૂરતા પુરાવા છે. આ જનીનતત્ત્વો આનુવંશિકતાનાં વાહક છે. એટલે બાળકના જન્મ વખતે જે જનીન-તત્ત્વો પ્રભાવી હોય છે એ બાળકની આનુવંશિકતા નક્કી કરે છે. જનીનતત્ત્વ એ બીજ જેવું હોય છે. જે બીજમાંથી અંકુર ફૂટે એ બીજ અનુસાર છોડ અને ઝાડ થાય છે, અને એના ઉપર ફળ પણ એ અનુસાર આવે છે, દા. ત., જે જનીનતત્ત્વમાંથી બાળકની ઉત્પત્તિ થાય છે એ માંજરી આંખનું જનીન હોય તો એમાંથી ઉત્પન્ન થનારું બાળક માંજરી આંખવાળું જ થવાનું. કેટલીક વખતે એમ બને છે, માતા-પિતા બંને ગોરા હોય છતાં બાળક શ્યામ વર્ણનું થાય છે. એનું કારણ માતા-પિતામાં અનેક પેઢીઓથી જે અસંખ્ય જનીનતત્ત્વો ઊતરી આવ્યાં છે તેમાંથી કયા જનીનતત્ત્વોનો સંયોગ થાય છે એના ઉપર નવા બાળકનાં લક્ષણોનો આધાર છે. બે જુદા જુદા જનીનોનો સંયોગ થાય એમાં પણ જે પ્રભાવી હોય તે લક્ષણો બાળકમાં દેખાય છે. માતા-પિતા બંને ગોરા હોય પણ માતામાં શ્યામ વર્ણનું જનીનતત્ત્વ હોય એ પિતાનાં ગૌર વર્ણનાં જનીનતત્ત્વો સાથે સંયોગમાં આવે તો શ્યામ વર્ણનું જનીન વધુ પ્રભાવી નીવડે છે અને પરિણામે બાળક શ્યામ થાય છે. હજારો જનીનતત્ત્વોના જુદા જુદા સંયોગોની સંખ્યા લગભગ અમર્યાદ થાય છે. તેથી બાળક કેટલીક વાર આબેહૂબ માતા અથવા પિતા જેવું હોવાં છતાં સહેજ તો જુદું હોય છે જ.

**આનુવંશિકતા ઉપર પ્રયોગો:** વ્યક્તિના ઘડતર-માં આનુવંશિકતાનો ફાળો કેટલો છે અને વાતાવરણનો ફાળો કેટલો છે, એ નક્કી કરવા માટે બે રીતે પ્રયોગો કરવામાં આવે છે. (૧) આનુવંશિકતા સ્થિર રાખી વાતાવરણમાં ફેરફાર કરી, અને (૨) વાતાવરણ સ્થિર રાખી અનુવંશિકતામાં ફેરફાર કરી. હવે બન્ને પ્રકારના પ્રયોગોનો વિચાર કરી એમાંથી શું નિષ્પન્ન થાય છે એ જોઈએ.

**આનુવંશિકતા સ્થિર અને વાતાવરણ અલગ અલગ:** આવા પ્રયોગો જોડકાં બાળકો ઉપર કરવામાં આવે છે. જોડકાં બાળકો એટલે એકી વખતે ઉત્પન્ન થનારાં બાળકો. જોડકાં બાળકો બે પ્રકારનાં હોય છે: એક

દળ અને દ્વિદળ. એક જ ફલિતઅંડમાંથી બે બાળકો નિર્માણ થાય છે તેને એકદળ જોડકાં કહે છે. આ જોડકાંની આનુવંશિકતા તદ્દન સમાન હોય છે. એક જ વખતે માતાના ગર્ભમાં બે ફલિત અંડ નિર્માણ થાય છે. બે ફલિત અંડમાંથી પેદા થયેલાં બે બાળકોને દ્વિદળ જોડકાં કહે છે. દ્વિદળ બાળકોની આનુવંશિકતા તદ્દન સમાન હોતી નથી.

એક સાથે ઊછરેલાં અને અલગ અલગ વાતાવરણમાં ઊછરેલાં એકદળ જોડકાંઓનો અભ્યાસ નીચે આપેલો છે. એ બાળકોનાં કદમાં, વજનમાં અને બુદ્ધિલબ્ધિમાં કેટલો ફરક પડે છે એનો અહેવાલ નીચેના કોઠામાં આપ્યો છે.

| | એક સાથે ઊછરેલાં એકદળ ૫૦ જોડકાં સરાસરી ફરક | અલગ અલગ ઠેકાણે ઊછરેલાં ૧૯ એકદળ જોડકાં સરાસરી ફરક |
|---|---|---|
| કદ | ·૬૩ ઈંચ | ·૭૦ ઈંચ |
| વજન | ૪·૦ પાઉંડ | ૯·૦૦ પાઉંડ |
| બુદ્ધિલબ્ધિ | ૫·૪ | ૮·૨ |

ઉપર પહેલા ખાનામાં ૫૦ એકદળ જોડકાંમાંથી બે બાળકો વચ્ચે સરેરાશ કેટલો ફરક પડે છે તે બતાવ્યું છે. કદમાં ·૬૩ ઈંચ તફાવત અને વજનમાં ૪·૦ પાઉંડ તફાવત નહિવત્ છે. પણ આપણે ખાસ બુદ્ધિ વિષે વિચાર કરવાનો છે. એક સાથે ઊછરેલાં એકદળ જોડકાંમાં ૫·૪ બુદ્ધિલબ્ધિ જેટલો ફરક પડે છે. બુદ્ધિલબ્ધિમાં ૫ જેટલો તફાવત તો સામાન્ય રીતે પડે છે. એટલે આજે જો એક બાળકની બુદ્ધિ માપતાં બુદ્ધિલબ્ધિ ૧૦૦ આવે તો ફરીથી એની બુદ્ધિ માપવામાં આવે તો ૯૫ થી ૧૦૫ દરમિયાન આવી શકે છે. એટલે ૫ આ બાજુનો અથવા ૫ પેલી બાજુ ફરક અનેક કારણો-સર થાય છે. આ રીતે જોઈએ તો ઉપરનાં અભ્યાસમાં એકદળ જોડકાંઓની બુદ્ધિલબ્ધિમાં ૫·૪ ફરક પડ્યો છે એ નગણ્ય છે. પરંતુ વ્યક્તિનાં લક્ષણોમાં આનુવંશિકતા કેટલા પ્રમાણમાં ભાગ ભજવે છે એ જાણવા સમાન આનુવંશિકતાનાં બાળકોને અલગ અલગ વાતાવરણમાં ઉછેરવામાં આવે તો કેટલો ફરક પડે છે એ તપાસવું જરૂરી છે. એ માટે બીજા ખાનામાં આપેલી માહિતી ઉપયોગી છે. એમાં ૧૯ અલગ અલગ ઠેકાણે ઊછરેલાં એકદળ જોડકાંઓનો અભ્યાસ આપેલો છે. એક સાથે ઊછરેલાં બાળકોની સરખામણીમાં અલગ અલગ ઊછરેલાં બાળકોનાં કદમાં બહુ જ ઓછો ફરક છે, (·૭૦–·૬૩ = ·૦૭ ઈંચ). વજનમાં થોડો પણ ગણનાપાત્ર ફરક છે (૯–૪ = ૫ પાઉંડ). પણ વજન ઉપર હવા, પાણી, ખોરાક વગેરેની અસર પડતી હોવાથી ૫ પાઉન્ડ જેટલો ફરક બહુ ન કહેવાય. બુદ્ધિલબ્ધિમાં ૮·૨ – ૫·૪ = ૨·૮ જેટલો ફરક એ પણ બહુ ન કહેવાય. ૧૯માંથી કેટલાંક જોડકાંનાં બે બાળકોના વાતાવરણ અને શિક્ષણમાં એટલો મોટો તફાવત હતો કે ૨·૮ જેટલો બુદ્ધિલબ્ધિનો ફરક ખાસ ગણનાપાત્ર ન કહેવાય. અને બુદ્ધિલબ્ધિ માપતી વખતે શુદ્ધબુદ્ધિ ઉપરાંત ભાષાજ્ઞાન જેવી અનુભવપ્રાપ્ત કેટલીક શક્તિઓ પણ કામમાં આવે છે એ ધ્યાનમાં રાખીએ તો ૨·૮ જેટલો ફરક ખરેખર નહિવત કહી શકાય. એકંદર આ અભ્યાસ એમ બતાવે છે કે બુદ્ધિ, ઊંચાઈ અને શરીરનું કદ મોટે ભાગે આનુવંશિક છે.

આનુવંશિકતાની અસર તપાસવા માટે સહસંબંધની રીતનો ઉપયોગ પણ કરવામાં આવે છે. સહસંબંધનો અર્થ પાછલા પ્રકરણમાં સમજાવવામાં આવ્યો છે. બે ચલ પ્રાપ્તાંકો(variable score)નો સંબંધ એટલે સહસંબંધ. દા. ત., બાળકની જેમ ઉંમર વધે તેમ એની શક્તિ વધે આ ધન સહસંબંધ થયો. અમુક ઉંમર પછી (દા. ત., ૪૦ વરસ પછી) જેમ ઉંમર વધે તેમ શક્તિ ઓછી થાય. આ ઋણ સહસંબંધ થયો, એટલે ઊંધો સંબંધ થયો. બે પ્રાપ્તાંકોમાં સંપૂર્ણ ધન (સમ) સહસંબંધ હોય તો એ સહસંબંધને +૧. કહે છે; જો બે પ્રાપ્તાંકોમાં સંપૂર્ણ (વ્યસ્ત) ઋણ સહસંબંધ હોય તો એ –૧. થી દર્શાવાય છે. +૦ એટલે બે પ્રાપ્તાંકો વચ્ચે સીધો અથવા ઊલટો કોઈ પણ જાતનો સંબંધ નથી. દા.ત., ચારિત્ર્ય અને બુદ્ધિમત્તા વચ્ચે કોઈ પણ જાતનો સંબંધ નથી. ચારિત્ર્યવાન માણસ બુદ્ધિમાન હોય પણ ખરો; ન પણ હોય. ઊલટું બુદ્ધિમાન માણસ ચારિત્ર્યશાળી હોય, અને ન પણ હોય. હવે નીચેનો કોઠો તપાસીએ.

| સહસંબંધ | | | | | |
|---|---|---|---|---|---|
| પણનું વરૂપ | બુદ્ધિ | ઊંચાઈ | સ્નાયુની કુશળતા | વ્યક્તિત્વનાં લક્ષણો | વ્યવસાય રુચિ |
| કદળ જોડકાં | ·૯૦ | ·૯૫ | ·૮૦ | ·૬૦ | ·૫૦ |
| દળ જોડકાં | ·૭૦ | ·૬૦ | ·૪૫ | ·૫૦ | |
| માનભાંડુઓ | ·૫૫ | ·૫૦ | | | |
| તરાઈ | ·૨૫ | | | | |
| ઈ પણ સગાઈ ગરના છોકરા | ·૦૦ | | | | |

ઉપરના કોઠા ઉપરથી એકદળ જોડકાંના બાળકોની દ્ધિમત્તા અને ઊંચાઈ વચ્ચે ઘણો મોટો સંબંધ છે એ પષ્ટ દેખાઈ આવે છે. જેમ જેમ સગાઈના સબંધ દૂરના તા જાય છે તેમ તેમ બુદ્ધિ અને ઊંચાઈના સહસંબંધ ટતા જાય છે. તદ્દન સંબંધ વગરના બાળકોની બુદ્ધિ-ત્તામાં તો ૦ (શૂન્ય) સહસંબંધ છે. આનો અર્થ સ્પષ્ટ કે બુદ્ધિમત્તા અને ઊંચાઈ મોટે ભાગે આનુવંશિક હોય છે સ્નાયુની નિપુણતામાં પણ એકદળ જોડકાંનાં બાળકોનો સહસંબંધ બહુ ઊંચો ·૮૦ છે. સ્નાયુની નિપુણતા શરીરના બંધારણનો ભાગ છે. શરીરનું બંધારણ મોટે ભાગે આનુવંશિક છે. વ્યક્તિત્વનાં લક્ષણોમાં એકદળ જોડકાંનો સહસંબંધ ·૬૦ છે, એટલે વ્યક્તિત્વના ઘડ-તરમાં પણ આનુવંશિકતાનો મોટો ફાળો છે; પણ પૂરો નથી. વાતાવરણનો પણ ઠીક ઠીક ફાળો છે. વ્યાવસાયિક અભિરુચિમાં એકદળ જોડકાનો સહસંબંધ ·૫૦ છે એટલે કયો વ્યવસાય માણસને પસંદ પડે છે એમાં બંને તત્ત્વો સમસમાન કામ કરે છે: આનુવંશિક શક્તિઓ અને વાતાવરણને લીધે પેદા થયેલી અભિરુચિઓ પણ.

**વાતાવરણ સ્થિર અને આનુવંશિકતા અલગ:** આ વિષય ઉપર બીજા પ્રકારના પ્રયોગમાં વાતાવરણ સ્થિર રાખવામાં આવે છે, અને આનુવંશિકતામાં ફેરફાર કરવામાં આવે છે. મનુષ્ય ઉપર આ પ્રકારના પ્રયોગ કરવા સહેલા નથી. કારણ કે વાતાવરણને એક જ રાખવું દેખાય છે એટલું સહેલું નથી. વાતાવરણમાં કુટુંબ, પડોશ, શાળા, આહારવિહાર, ધર્મના સંસ્કાર, સાંપત્તિક સ્થિતિ વગેરે અનેક બહારના પરિબળો તો આવે છે જ; ઉપરાંત આંતરિક પરિબળો જેવાં કે એનાં વિચાર, વલણ, માનસિક સ્થિતિ વગેરેનો સમાવેશ પણ થાય છે. આ બધાં પરિબળોને નિયંત્રિત કરવાનું કામ સહેલું નથી. તેથી આવા નિયંત્રિત પ્રયોગો પ્રાણીઓ ઉપર કરવામાં આવે છે. બે પ્રયોગોનું ટૂંકમાં વર્ણન કરીએ. ૧૪૨ ઉંદરોની ભુલભુલામણીમાં માર્ગ શોધી કાઢવાની કસોટી કરી, જેમણે બહુ ઓછી ભૂલો કરી અને જેમણે વધારે ભૂલો કરી એવા બે ભાગ પાડયા. જેમની બહુ ઓછી ભૂલો થઈ એ બુદ્ધિમાન અને જેમની વધારે ભૂલો થઈ એ મંદ-બુદ્ધિના એવા બે વર્ગ પાડયા. પછી બુદ્ધિમાન ઉંદરોના માંહોમાંહી જાતીય સમાગમથી ઓલાદ ઉત્પન્ન કરવામાં આવી; તે જ પ્રમાણે મંદબુદ્ધિના ઉંદરોની ઓલાદ ઉત્પન્ન કરવામાં આવી. આમ અનેક પેઢીઓ સુધી પ્રયોગ ચાલુ રાખવામાં આવ્યો. છેવટ સુધી વાતાવરણ સરખું રાખવામાં આવ્યું હતું. પ્રયોગના અંતે એમ માલૂમ પડયું: બુદ્ધિમાન ઉંદરોની ઓલાદ વ્યૂહનો માર્ગ વધુ સહેલાઈથી શોધી કાઢી શક્યા. એનો અર્થ એવો થાય છે કે વ્યૂહ (ભુલભુલામણી) શિક્ષણને માટે આવશ્યક શારી-રિક સ્ફૂર્તિ, શક્તિ, બુદ્ધિ વગેરે ગુણો આનુવંશિક હોય છે.

બીજો પ્રયોગ ઉંદરોના સંવેગ ઉપર કરવામાં આવ્યો છે. ઉંદરનો સંવેગ કેટલા પ્રમાણમાં આનુવંશિક છે એ સમજવા માટે આ પ્રયોગ હતો. બીકણ ઉંદરો અને હિંમતવાળા ઉંદરોના જુદા વર્ગ પાડવામાં આવ્યા અને પહેલા પ્રકારના પ્રયોગની માફક એમની સ્વતંત્ર ઓલાદ નિર્માણ કરવામાં આવી. પરિણામમાં એમ માલૂમ પડયું કે બીકણ ઉંદરોની ઓલાદ બીકણ નીપજી અને હિંમત-વાળા ઉંદરોની ઓલાદ હિંમતવાળી અને આક્રમક નીવડી.

**કુટુંબ-ઇતિહાસ:** માણસો ઉપર આવા પ્રયોગો કરી શકાતા નથી. કારણ કે માણસ સાથે આપણે બહુ છૂટ લઈ શકતા નથી. પરંતુ કુટુંબના ઇતિહાસનો અભ્યાસ થોડા પ્રમાણમાં પ્રયોગની ગરજ સારે છે. વંશવૃક્ષોનો અભ્યાસ એમ બતાવે છે કે કેટલાંક લક્ષણો વંશપરંપરા ઊતરે છે. દા. ત., ગૅાલ્ટને એક વંશવૃક્ષના અત્યંત વિદ્વાન એવા ૩૩૨ માણસોની યાદી કાઢી છે. સંગીત વંશપરંપરા ઊતરે છે એનો અભ્યાસ પણ કરવામાં આવ્યો છે. જેમ સારાં લક્ષણો વંશમાં પરંપરાગત ઊતરી આવે છે, તેમ ખરાબ લક્ષણો પણ ઊતરી આવે છે. ગૅાડાર્ડે કરેલો ફ્રેલિકૅક માર્ટિન (આ તખલ્લુસ છે) કુટુંબનો અભ્યાસ બહુ પ્રખ્યાત છે. માર્ટિન પહેલાં માનસિક ન્યૂનતાવાળી

એક સ્ત્રી સાથે સંબંધમાં આવ્યો. આ સંબંધને લીધે જે વંશ વિસ્તાર થયો એમાંના ૪૮૦ વંશજોનો અભ્યાસ ગૉડાર્ડે કર્યો છે. લગભગ આ બધા મંદબુદ્ધિના, લુચ્ચા, બદમાશ નીકળ્યા. થોડાં વર્ષ પછી એક ઉચ્ચ કુળની સ્ત્રી સાથે માર્ટિને લગ્ન કર્યાં. આ સંબંધ દ્વારા જે વંશ-વિસ્તાર વધ્યો એમાંના ૪૯૬ વંશજોનો અભ્યાસ પણ ગૉડાર્ડે કર્યો છે. એમાંના ઘણાખરા વકીલ, ડૉક્ટર, શિક્ષક, વેપારી, કૉલેજના આચાર્ય નીપજ્યા. વંશવૃક્ષોનો અભ્યાસ એમ બતાવે છે કે આનુવંશિકતા વ્યક્તિનાં લક્ષણોમાં મોટો ભાગ ભજવે છે. જો કે આ તદ્દન ચોક્કસ પુરાવો ન કહી શકાય. સારા અથવા ખરાબ ગુણોને માટે આનુવંશિકતા કેટલા પ્રમાણમાં જવાબદાર છે અને વાતાવરણ કેટલા પ્રમાણમાં જવાબદાર છે એ કહેવું મુશ્કેલ છે. કારણ કે આ બંને પરિબળો છૂટાં કરવાનું કામ અઘરું છે. દા. ત., વિદ્વાન મા-બાપના કુટુંબમાં વાતાવરણ પણ બુદ્ધિને પોષક હોય છે, એટલે એ વાતાવરણને લીધે પણ એમના પુત્ર-પુત્રીઓ વિદ્વાન થતા હશે.

ચિમ્પાનઝી ઉપરના પ્રયોગ પણ એમ પુરવાર કરે છે કે એને ગમે તેટલી તાલીમ આપવામાં આવે તો પણ તેનામાં માનવી બાળકની શક્તિઓ આવતી નથી.

**આનુવંશિકતા ને વાતાવરણનો અભ્યાસ-નિષ્કર્ષ**

આનુવંશિકતા અને વાતાવરણના ફાળા વિષે આપણે આજની સ્થિતિમાં નીચેનો સારાંશ કાઢી શકીએ છીએ.

(૧) આનુવંશિકતા કોઈ પણ લક્ષણનું સંપૂર્ણ નિર્ણાયક બળ નથી. એક દળ જોડિયાં બાળકોને એક જ વાતાવરણમાં ઉછેરવામાં આવે તો પણ એમનામાં થોડો ફરક પડે છે. એનો અર્થ એવો થાય છે: અભ્યાસ, તાલીમ, સંસ્કાર વગેરેની અસર કોઈ પણ લક્ષણ ઉપર પડે છે.

(૨) કેટલાંક લક્ષણો ઉપર આનુવંશિકતાની વધુ અસર પડે છે. કેટલાંક ઉપર વાતાવરની વધુ અસર પડે છે. દા. ત., બુદ્ધિ, ઇંદ્રિયશક્તિ, શરીરનાં લક્ષણોમાં આનુવંશિકતા વધુ ભાગ ભજવે છે. ટેવ, ચારિત્ર્ય, માન્યતાઓ જીવનનાં મૂલ્યોમાં વધુ વાતાવરણનો ફાળો છે.

(૩) જો વાતાવરણ પ્રતિકૂળ હોય તો આનુવંશિકતામાં મળેલા ગુણો પણ ફોગટ જાય છે. ઊલટું ગમે તેટલું અનુકૂળ વાતાવરણ હોય, પણ જો આનુવંશિકતા સારી ન હોય તો સારા વાતાવરણનો કોઈ ઉપયોગ નથી.

*

## ૧૮. પરિપક્વતા અને વિકાસ

મનુષ્યના શરીરમાં કુદરતી રીતે શારીરિક અને માનસિક વૃદ્ધિ થાય છે એને પરિપક્વતા કહે છે. દા.ત., બાળક અમુક ઉંમરે બેસવા માંડે છે, ઊભો રહી શકે છે, ચાલવા માંડે છે. એને માટે તાલીમની જરૂર નથી. એ ક્રિયાઓ બાળકને આપમેળે કરતા આવડે છે. અથવા બાળક મોટો થાય; ૧૫–૧૬ વર્ષની ઉંમરનો થાય એટલે એને અમુક વિષય સમજવાની શક્તિ આવે છે. આ પરિપક્વતાના નમૂના છે. આવી આંતરિક પરિપક્વતા વગર માણસનો વિકાસ થઈ શકતો નથી.

આંતરિક પરિપક્વતા અથવા તૈયારી વગર જો બાળક-ને બળજબરીથી કોઈ ક્રિયા અથવા વિષય શિખવાડવામાં આવે તો તેનો કંઈ ફાયદો થતો નથી. બાળકો ઉપર અનેક પ્રયોગો કરીને આ વાત સિદ્ધ કરવામાં આવી છે. જો બાળકને યોગ્ય ઉંમર પહેલાં ચાલવાની, કૂદવાની, દાદરા ઉપર ચઢવાની તાલીમ આપવામાં આવે તો તેને કંઈ લાભ થતો નથી. બળજબરીથી એને પ્રૅક્ટીસ આપ-વામાં આવે તો યોગ્ય ઉંમર કરતાં થોડું વહેલું બાળક આવી ક્રિયાઓ શીખી શકે છે. પણ પ્રૅક્ટીસ બંધ કરવામાં આવે તો એ ક્રિયાઓ ભૂલી જાય છે. અને જો તાલીમ ચાલુ રાખવામાં આવે તો પણ લાંબે ગાળે બીજાં બાળકોની તુલનામાં એની જરા પણ વધુ પ્રગતિ થતી નથી. કારણ કે જે બાળક યોગ્ય એટલે પરિપક્વ ઉંમરે એ ક્રિયા કરવા માંડે છે તે ઝડપથી પ્રગતિ કરે છે અને પહેલા બાળકની પ્રગતિને થોડી જ વારમાં પહોંચી વળે છે. દા.ત., બાળક સ્વતંત્રરીતે ચાલતાં ૧૫ મહિને શીખે છે. હવે જો એક બાળકને ૧૩મે અથવા ૧૪મે મહિને બળ-જબરીથી ચાલવાનું શિખવાડવામાં આવે તો એને ચાલતા આવડશે પણ જો બાળક યોગ્ય ઉંમરે એટલે ૧૫મે મહિને ચાલવાનું શરૂ કરે છે, તે પહેલા બાળકના જેવું ચાલતાં થોડા વખતમાં શીખી જશે.

**શારીરિક વિકાસ:** જો આપણે ગર્ભની સ્થિતિથી માંડી પુખ્ત ઉંમરના માણસ સુધી શારીરિક વિકાસનો અભ્યાસ કરીએ તો એમ જણાશે કે શરીરની વૃદ્ધિ એક નિયમ અનુસાર થાય છે. ગર્ભાવસ્થામાં માથા અને ધડનો આકાર પ્રમાણમાં બહુ મોટો હોય છે, હાથ, પગ, નાક, કાન નાનાં હોય છે. જેમ ઉમર વધતી જાય છે તેમ મસ્તક અને ધડ પ્રમાણમાં નાનાં થતાં જાય છે અને હાથ, પગ, નાક, કાન મોટાં થતાં જાય છે. શરીરની ઊંચાઈ ૨૦ વર્ષ સુધી વધે છે. શરીરનો પૂર્ણ વિકાસ કિશોરાવસ્થાના અંતકાળમાં એટલે લગભગ ૧૮–૨૦ વર્ષની ઉમરે થાય છે.

છોકરીઓ છોકરાઓ કરતાં વહેલી તારુણ્ય પ્રાપ્ત કરે છે. તેથી ૧૨ થી ૧૫ વર્ષની ઉમ્મર દરમિયાન છોકરીઓ છોકરાઓ કરતાં વધુ વિકસિત દેખાય છે. ૧૫ વર્ષ બાદ છોકરાઓ છોકરીઓ કરતાં ઊંચાઈ, વજન વગેરેમાં ચઢિયાતા હોય છે.

**માનસિક વૃદ્ધિ:** બાળક જેમ મોટું થતું જાય છે તેમ એની માનસિક વૃદ્ધિ પણ થતી જાય છે. એની ભાષા સમૃદ્ધ થતી જાય છે. એક વરસનું બાળક બેત્રણ શબ્દ બોલી શકે છે, બે વરસનું બાળક કોઈનું સાંભળી નાનું વાક્ય બોલી શકે છે.

૮ વર્ષના બાળકનો શબ્દકોષ ૧૮ વર્ષની ઉંમરના તરુણ કરતાં ૨૫% જેટલો હોય છે. ૧૨ વર્ષના બાળકનો શબ્દસમૂહ ૮ વર્ષના બાળકની તુલનામાં લગભગ બે ગણો હોય છે. ૧૪ વર્ષનો કિશોર ૧૮ વર્ષની તુલનામાં ૯૦% શબ્દોનું જ્ઞાન ધરાવે છે.

બાળકની બુદ્ધિ પણ વરસે વરસે વધતી જાય છે. ૧૬ મે વરસે બુદ્ધિની પૂર્ણ વૃદ્ધિ થઈ હોય છે. બાળકની શીખવાની શક્તિ પણ વરસે વરસે વધતી જાય છે. ૨૦ થી ૨૫ વરસ દરમિયાન શીખવાની શક્તિ સૌથી વધુ હોય છે. ૨૫ થી ૪૫ વરસની ઉમર સુધી શીખવાની શક્તિમાં સહેજ ઘટાડો થાય છે. જો કે બુદ્ધિમાન માણસો એ ઉમરમાં પણ શીખવાની શક્તિ કાયમ રાખે છે. ૪૫ વરસ પછી શીખવાની શક્તિમાં ઘટાડો થાય છે. જો કે આ બાબતમાં બહુ જૂજ અપવાદ પણ માલૂમ પડે છે.

**સામાજિક વિકાસ:** શારીરિક અને માનસિક વિકાસની સાથે સાથે બાળકના આવેગમય જીવનનો અને સામાજિક જીવનનો પણ વિકાસ થાય છે.

નાનું બાળક જન્મથી જ સામાજિક હોતું નથી. નાનું બાળક સ્વકેન્દ્રિત હોય છે. ધીરે ધીરે એને બહારના લોકોના અસ્તિત્વનું ભાન થાય છે અને સમાજ સાથે અનુકૂલન સાધતાં શીખે છે. બાળક કુટુંબમાંથી સમાજ સાથે અનુકૂલન કરવાનું શીખે છે. જેમ તે વિશાળ સમાજ સાથે સંપર્કમાં આવે છે તેમ તેને સમાજ સાથે હળીમળીને કેવી રીતે રહેવું, બીજાને માટે પોતાની જરૂરિયાતો ઉપર અંકુશ કેવી રીતે રાખવો, અને પોતાના આવેગ ઉપર સંયમ કેવી રીતે રાખવો એ બાળક શીખે છે. સમાજ સાથે હળીમળીને કામ કરવાની વૃત્તિ બાળકમાં મોડે ઉત્પન્ન થાય છે. બે-ત્રણ વરસનાં બાળકોને રમતાં જોશો તો એમ દેખાશે કે એ એકબીજા સાથે રમતા નથી. ફક્ત એકબીજાની પાસે એ બધા રમતાં હોય છે. ૪–૫–૬ વરસની ઉમરનાં બાળકો એકબીજામાં રસ લે છે; એકબીજા સાથે રમે છે; એકબીજાની સાથે સહકાર કરે છે, તેથી એ ઉમરે સામૂહિક રમત શક્ય બને છે. ધીમે ધીમે બાળકમાં (team spirit) સમૂહવૃત્તિ નિર્માણ થાય છે. ૬ થી ૧૨ વરસના બાળકો પોતાની ટોળીઓ બનાવે છે. અને પોતાની ટોળીઓના નીતિનિયમોને વફાદાર રહે છે.

૪ થી ૬ વરસની ઉમરને પ્રશ્ન પૂછવાની ઉમર કહે છે. બાળકની કુતૂહલવૃત્તિ આ ઉમરમાં બહુ તીવ્ર બને છે. દરેક બાબતનું કારણ જાણવાની એની ઇંતેજારી હોય છે. પણ કેટલીક વખતે કેવળ વડીલ માણસોનું ધ્યાન પોતાના તરફ આકર્ષવા પણ બાળક સવાલો પૂછતો હોય છે. ૬ થી ૧૪ વરસની ઉમરને બડાઈખોરપણાની ઉમર કહે છે. આપણે કોઈ છીએ એવું બતાવવા એ મથે છે. પ્રત્યક્ષ કૃતિમાં એ વડીલ માણસો કરતાં કમતરતા અનુભવતો હોવાથી બડાઈઓ મારી પોતાની મોટાઈ ટકાવી રાખવા એ મથે છે. આ વૃત્તિ અજ્ઞાતપણે કામ કરતી હોય છે. આ ઉમરમાં સામાજિક રીતભાત, શિષ્ટાચાર, નીતિનિયમો અને જીવનમૂલ્યો બાળક અપનાવે છે.

આ ઉમર ગાઢ મિત્રતાની ઉમર પણ છે. ૬ વર્ષની ઉમરનો બાળક છોકરા–છોકરીનો ભેદ કરતો નથી. ૯ થી ૧૧ વર્ષ દરમિયાન છોકરા-છોકરીનો ભેદ સમજી તે પ્રમાણે વ્યવહાર થાય છે. આ ઉમરમાં બાળકમાં જાતીય ભાવનો ઉદય થાય છે.

**કિશોરાવસ્થા:** ૧૨ થી ૧૮ વર્ષની ઉમરને કિશોરાવસ્થા અથવા નવતારુણ્ય અવસ્થા કહે છે. આ ઉમરને "તુફાની" ઉમર કહે છે. નવી નવી વૃત્તિઓ આ ઉમરમાં જાગૃત થાય છે. વિજાતીય વ્યક્તિ પ્રત્યેનું આકર્ષણ બહુ બળવાન બને છે. જાતીયતાનાં ગૌણ શારીરિક લક્ષણો પણ આ ઉમરમાં દેખાય છે.

આત્મ-પ્રદર્શન અને આત્મગૌરવની વૃત્તિ પણ આ ઉમરમાં જાગૃત થાય છે.

વીર-પૂજા(hero worship)ની વૃત્તિ આ ઉમરમાં જાગૃત થાય છે.

સામાજિક વૃત્તિ આ ગાળામાં બહુ જ પ્રબળ સ્વરૂપ ધારણ કરે છે. તરુણ સ્ત્રી અથવા પુરુષ પોતાનું જૂથ બનાવે છે, જૂથની વિચારસરણી અપનાવે છે, અને બીજાં જૂથોને પડકારવા સિદ્ધ બને છે.

આ ઉમરમાં વ્યક્તિ ઘણી વખતે દિવાસ્વપ્નોમાં અથવા કલ્પનાતરંગોમાં રાચે છે. આત્મપ્રદર્શન અને આત્મગૌરવની વૃત્તિ સંતોષવામાં નિષ્ફળતા મળવાથી અથવા જાતીય વૃત્તિનું સમાધાન નહીં થવાથી તરુણ સ્ત્રી-પુરુષ કલ્પનાવિલાસમાં રાચી આડકતરી રીતે એટલે કલ્પનાની સૃષ્ટિમાં સંતોષ મેળવી લે છે.

**શારીરિક અને માનસિક વિકાસ અને સામાજિક અનુકૂલન:** સામાન્ય રીતે એમ કહી શકાય કે શારીરિક અને માનસિક વિકાસ અને સામાજિક વિકાસ સાથે સાથે થાય છે. પણ આ સહસંબંધ હંમેશાં જોવામાં આવતો નથી. શારીરિક અને બૌદ્ધિક રીતે વિકસિત તરુણ સમાજની સાથે અનુકૂલન સાધવાની બાબતમાં બાળકની કક્ષાનો હોઈ શકે.

સામાન્ય રીતે એમ કહી શકાય કે બૌદ્ધિક રીતે પછાત અને શારીરિક રીતે પછાત બાળક સમાજ સાથે સારા સંબંધો બાંધી શકતો નથી. સમાજના માણસો એના પ્રત્યે બેદરકાર રહે છે. બાળક પણ એમની સાથે વ્યવહાર કરતાં ખચકાય છે, અને એ લઘુતા અનુભવે છે. કેટલીક વખતે વિફલતાની ભાવના અનુભવી એ બળવાખોર વૃત્તિનો પણ બને છે.

બુદ્ધિમાન વિદ્યાર્થી સમાજમાં સારું અનુકૂલન સાધી શકે છે, એની સમજશક્તિ વધારે હોય છે, લોકો ઉપર એ પ્રભાવ પાડી શકે છે, એનો આત્મવિશ્વાસ વધે છે અને તેથી બીજાઓ સાથે સહીસલામતીથી રહી શકે છે. જો કે કેટલીક વખતે અત્યંત બુદ્ધિમાન વિદ્યાર્થીઓ સમસ્યારૂપ બને છે. એમની બુદ્ધિની કક્ષા બહુ ઊંચી હોય છે, ઓછી બુદ્ધિવાળા સાથે એમને ફાવતું નથી. પરિણામે એમને બીજાઓ સાથે બેબનાવ શરૂ થાય છે.

**બાળકોની અભિરુચિ:** ૬–૭ વરસના બાળકોને પરીઓ, જાનવરોની અને સાહસકથાઓમાં બહુ રસ હોય છે. બાળકો કેવી ચોપડીઓ વાંચે છે એનો અભ્યાસ કરતાં એમ માલૂમ પડે છે કે પ્રાથમિક શાળાના છોકરાઓમાંથી અડધા બાળકો સાહસભરી કથાઓ, પ્રાણીઓની વાર્તાઓ, અને હળવી ઐતિહાસિક નવલકથાઓ વાંચે છે. છોકરીઓ પણ ઉત્તેજક, સાહસપૂર્ણ અને પ્રેમની કથાઓ પસંદ કરે છે. છોકરાઓને હળવી વૈજ્ઞાનિક બાબતોમાં પણ રસ હોય છે, બુદ્ધિમાન બાળકોનો વાચનનો વિસ્તાર બહોળો હોય છે. તેઓ વિજ્ઞાન, ઈતિહાસ, જીવનચરિત્ર, પ્રવાસનાં લખાણમાં પણ રસ લે છે.

બાળક જેમ મોટા થાય છે તેમ તેની રમતોની અભિરુચિમાં ફરક થાય છે. નાનાં છોકરાઓ-છોકરીઓના ખેલમાં બહુ ફરક નથી હોતો પણ આગળ ઉપર છોકરાઓ વધુ સક્રિય અને સ્પર્ધાની રમતો પસંદ કરે છે, છોકરીઓ કલાત્મક અને નાજુક સ્વરૂપની રમતો રમે છે.

*

# ૧૯. ધંધાની પસંદગી અને ધંધાકીય માર્ગદર્શન

લગભગ દરેક માણસને આજીવિકાને માટે કોઈ ને કોઈ ધંધો કરવો પડે છે. જિંદગીનો મોટો ભાગ તે ધંધામાં ગાળે છે. જૂના જમાનામાં ઉદર-નિર્વાહ માટે કયો ધંધો પસંદ કરવો એ મોટી સમસ્યા ન હતી. મોટા ભાગના માણસો પોતાના બાપદાદાનો ધંધો પસંદ કરતા. આજે માણસ સામે એટલા બધા ધંધા છે કે કયો ધંધો પસંદ કરવો એ મોટી સમસ્યા બની છે. રવીન્દ્રનાથ ટાગોરના શબ્દોમાં Where roads are many I lose my way (જ્યાં અનેક માર્ગો ખુલ્લા છે ત્યાં હું રસ્તો ભૂલું છું). દરેક વ્યક્તિ એક બીજાથી ભિન્ન છે: દરેકની બુદ્ધિ, શક્તિ, સ્વભાવ, અભિયોગ્યતાઓ અલગ અલગ હોય છે. તેથી કયા ધંધા માટે કયા ગુણોની આવશ્યકતા છે એ તરુણ વિદ્યાર્થી સમજી શકતો નથી. આવે વખતે યોગ્ય માર્ગદર્શનની ખાસ જરૂર છે. 'ગુરુ બિન કૌન બતાવે વાટ' એ સિદ્ધાંત વ્યવસાયની પસંદગીની બાબતમાં પણ લાગુ પડે છે.

**ધંધાની યોગ્ય પસંદગીનું મહત્ત્વ:** ધંધાની પસંદગીને મૂર નામના ઔદ્યોગિક મનોવૈજ્ઞાનિકે લગ્નમાં જીવનના સાથીની પસંદગી સાથે સરખાવી છે. જીવન-સાથીની યોગ્ય પસંદગી ઉપર જીવનની યશસ્વિતા અને સંતોષનો આધાર છે, તેમ યોગ્ય વ્યવસાયની પસંદગી ઉપર જીવનની સફળતા અને સમાધાન અવલંબે છે.

જો યોગ્ય ધંધાની પસંદગી ન કરી હોય તો એનાં દુષ્પરિણામ કેવાં આવે છે એનો આપણે વિચાર કરીએ તો આ પ્રશ્નની ગંભીરતાનું આપણને ભાન થશે.

**વ્યક્તિની પોતાની હાનિ:** જે ધંધો પસંદ કર્યો છે એમાં વ્યક્તિને રસ નિર્માણ ન થાય તો માણસમાં અસમાધાન નિર્માણ થાય છે, અને એનામાં વૈફલ્યની ભાવના નિર્માણ થાય છે. જો એ ધંધો એને ફાવતો ન હોય તો એનામાં લઘુગ્રંથીની ભાવના નિર્માણ થાય છે, ઊલટું અતિશય બુદ્ધિમાન અને સમર્થ માણસને પોતાની શક્તિના પ્રમાણમાં બહુ હલકું કામ મળે તો એની મહત્ત્વાકાંક્ષાને આઘાત થાય છે. બંને સંજોગોમાં માનસિક સંઘર્ષ નિર્માણું થાય છે. આ માનસિક સંઘર્ષ કેટલીક વખતે વિકૃતિનું સ્વરૂપ ધારણ કરે છે. ટેલિગ્રાફ કરનારા કારકુનોના આંગળાને કેટલીક વાર લકવો થાય છે (telegrapher's cramp). એનું કારણ માનસિક અસમાધાન છે એમ પુરવાર થયું છે. ડૉ. સિરિલ બર્ટના અભ્યાસ પ્રમાણે તરુણ માણસને પોતાના કામમાં સંતોષ ન મળતો હોય તો તે કેટલીક વખતે ગુનેગાર વૃત્તિનો બને છે.

સદ્ભાગ્યે માનવીમન એટલું અનુકૂલનશીલ છે કે તે વિપરીત સંજોગો સાથે પણ ગોઠવાઈ જાય છે, તેથી પોતાને ગમતો ન હોય તેવો ધંધો નસીબમાં આવે તો પણ વ્યક્તિ એની સાથે મેળ સાધી શકે છે. અને એનું બહુ દુષ્પરિણામ આવતું નથી. પણ એક વાત ચોક્કસ કે જો ધંધાની યોગ્ય પસંદગી ન કરી હોય તો વ્યક્તિ થોડું અસમાધાન તો ભોગવે છે જ; એની શક્તિ નકામી વેડફાઈ જાય છે; અને એની અસર શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય અને સુખાકારી ઉપર પણ થોડે અંશે થાય છે.

અયોગ્ય પસંદગીને લીધે ઉત્પન્ન થતો અસંતોષ કેવળ ધંધાના સ્થાન ઉપર જ ભોગવે છે એમ નથી. એના પ્રત્યાઘાતો એના કુટુંબમાં અને એના સંપર્કનાં બધાં ક્ષેત્રોમાં પણ પડે છે. નોકરી ઉપરથી ત્રસ્ત થઈને આવેલો માણસ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં અસંતોષ, નિરાશા અને વિફલતાની ભાવના ફેલાવે છે, અને આખા સમાજમાં કટુતા નિર્માણ કરે છે.

**માલિકને હાનિ:** અસંતુષ્ટ કર્મચારી પોતાનું કામ બરાબર કરી શકતો નથી. તે ચીડિયો બને છે. એને બીજા કર્મચારીઓ સાથે ફાવતું નથી. પોતાના કામમાં પણ પોતાની બધી શક્તિ આપી શકતો નથી તેથી ઉત્પાદનમાં પણ વાંધો આવે છે. એ મૂંઝવનારો કર્મચારી બને છે. પરિણામે માલિક સાથે એનો સંઘર્ષ થાય છે, અને આખું વાતાવરણ સંઘર્ષમય બને છે આને લીધે કંપનીની પ્રતિષ્ઠાને પણ હાનિ પહોંચે છે.

**આજે આપણા દેશમાં ધંધાની પસંદગી કેવી રીતે કરવામાં આવે છે:** આપણા દેશમાં હજી આ વિષય તરફ વૈજ્ઞાનિક દૃષ્ટિ કેળવાઈ નથી.

(૧) સુશિક્ષિત માબાપ અને વિદ્યાર્થીઓ પણ અમુક એક ધંધો સારો ગણાય છે માટે એ સ્વીકારે છે.

ડૉક્ટર, એન્જિનિયર જેવા ધંધા એમની સામે હોય છે માટે એ ધંધા માટે પડાપડી થાય છે.

(૨) મોટાભાગના વિદ્યાર્થીઓને તો ધંધાની પસંદગીને માટે અવકાશ જ નથી હોતો. પરીક્ષામાં પાસ થયા પછી જે નોકરી હાથમાં આવી જાય એ સ્વીકાર્યા વગર એમને છૂટકો જ નથી હોતો.

(૩) કેટલાક વિદ્યાર્થીઓ પોતાના પિતાના ધંધામાં ગોઠવાઈ જાય છે.

(૪) કેટલાક વિદ્યાર્થીઓ શિક્ષક અથવા માબાપની અથવા કોઈ પ્રતિનિષ્ઠિત માણસની સલાહ લઈ કેટલાક ધંધામાંથી એક ધંધો પસંદ કરે છે. સારાંશ હજી આ બાબતમાં વિદ્યાર્થીઓએ એમના શિક્ષકોએ અને પાલકોએ વૈજ્ઞાનિક દૃષ્ટિએ વિચાર જ કર્યો નથી. કોઈ પણ ધંધામાં કોઈ પણ વ્યક્તિને બેસાડી શકાય એવી ધારણાથી આજે આપણા દેશમાં ધંધાની પસંદગી કરવામાં આવે છે. ધંધાની પસંદગીમાં ખાસ કરીને પૈસો, પ્રતિષ્ઠા તરફ ધ્યાન આપવામાં આવે છે. અભિરુચિને હજી આપણા વિદ્યાર્થીઓ બહુ મહત્ત્વ આપતા નથી. પણ આ પરિસ્થિતિમાં ધીરે ધીરે પલટો આવે છે; હવે આપણા દેશમાં સરકાર તરફથી; વિદ્યાપીઠો તરફથી અને ખાનગી સંસ્થાઓ તરફથી ધંધાકીય માર્ગદર્શનની જોગવાઈ કરવામાં આવી છે અને Vocational Guidance Bureau નામની સંસ્થાઓ અસ્તિત્વમાં આવી છે. પણ આ સંસ્થાઓનો ફાયદો નહીંવત વિદ્યાર્થીઓ ઉઠાવે છે.

### વૈજ્ઞાનિક વ્યાવસાયિક માર્ગદર્શન

વ્યાવસાયિક માર્ગદર્શન હાઈસ્કૂલના છેલ્લા બે વર્ષોથી આપવામાં આવે છે. જોકે અગાઉના વર્ષના પ્રગતિપત્રકો અને ઈતર અહેવાલ તરફ પણ ધ્યાન આપવામાં આવે છે.

**માર્ગદર્શનનાં અંગો:** વ્યાવસાયિક માર્ગદર્શનનાં મુખ્ય ત્રણ અંગો છે. (૧) વ્યક્તિનું મૂલ્યાંકન (૨) ધંધાની માહિતી અને (૩) વ્યક્તિ અને ધંધા વચ્ચે સુમેળ સાધન-

**૧. વ્યક્તિનું મૂલ્યાકન:** માર્ગદર્શન આપતા પહેલાં વિદ્યાર્થીને અનેક પ્રકારની કસોટીઓ આવે છે. મુખ્ય કસોટીઓ નીચે પ્રમાણે છે:

(૧) સામાન્ય શક્તિની કસોટીઓ: એમાં સામાન્ય બુદ્ધિ એટલે અમૂર્ત (abstract) વિચાર કરવાની શક્તિ; યાંત્રિક શક્તિ અને સામાજિક શક્તિ એટલે લોકો સાથે યશસ્વી વ્યવહાર કરવાની શક્તિનો સમાવેશ થાય છે.

(૨) અભિયોગ્યતાઓ અને વિશિષ્ટ શક્તિઓની કસોટીઓ-જેવી કે વૈદ્યકીય વ્યવસાય માટેની શક્તિ, એન્જિનિયર થવાની શક્તિ, સંગીતની શક્તિ, કારકૂની શક્તિ માપવાની કસોટીઓ.

(૩) અભિરુચિની કસોટીઓ, વિદ્યાર્થીની અભિરુચિ માપવાની અનેક કસોટીઓ બનાવવામાં આવી છે. આ કસોટીઓની ફલશ્રુતિ બહુ આશાદાયી છે. એટલે જે કસોટીઓમાં અભિરુચિઓ ચકાસી વ્યાવસાયિક માર્ગદર્શન આપવામાં આવ્યું હતું, એ વિદ્યાર્થીઓ પોતાના ધંધામાં યશસ્વી નીવડયા. કૂડર પસંદગી કસોટીએ (Kuder Preference Record) અને સ્ટ્રૉંગ વ્યાવસાયિક અભિરુચિ કસોટીઓ (Strong Vocational Interest Blank) અભિરુચિના બહુ પ્રખ્યાત નમૂના છે.

પહેલી કસોટીમાં ૯ પ્રકારના વ્યવસાયોની અભિરુચિની પારખ કરવામાં આવે છે. સ્ટ્રૉંગની કસોટીઓ ૫૦ થી વધુ વ્યવસાયોની અભિરુચિની પારખ કરે છે. એમાં મુખ્ય વિજ્ઞાન, વેપાર, ભાષા અને લોકોમાંનો રસનો ખ્યાલ માપવામાં આવે છે.

વ્યાવસાયિક માર્ગદર્શનમાં અભિરુચિને વિશેષ મહત્ત્વ છે. કારણ ધંધા માટે આવશ્યક બીજી શક્તિઓ સહેજ ઓછી પડતી હોય, પણ વ્યક્તિને જો એમાં રસ હોય તો એને પ્રેરણા મળે છે અને એ એમાં યશસ્વી થઈ શકે છે.

(૪) વ્યક્તિત્વની કસોટીઓ આ કસોટીઓ પણ બહુ અગત્યની છે. બીજી રીતે વ્યક્તિ ધંધાને યોગ્ય હોય, પણ જો એનામાં ધંધાને માટે આવશ્યક વ્યક્તિત્વનાં લક્ષણો ન હોય તો એમાં એ સફળતા મેળવી શકશે નહીં. દા. ત. શિક્ષકને માટે આવશ્યક એવી બુદ્ધિ અને વિદ્વત્તા હોય પણ જો એને બાળકો પ્રત્યે સૂગ હોય તો એ સફળ શિક્ષક બની શકશે નહીં.

(૫) શૈક્ષણિક સિદ્ધિની કસોટીઓ: ધંધા માટે શૈક્ષણિક યોગ્યતા પણ જોઈએ છે. જુદાજુદા વ્યવસાયો

માટે જુદાજુદા વિષયોના જ્ઞાનની આવશ્યકતા હોય છે. એવું જ્ઞાન માપવા માટે અનેક પ્રકારની સિદ્ધિ-કસોટીઓ બનાવવામાં આવી છે.

**૨. ધંધાની માહિતી :** વ્યવસાય પસંદ કરતી વખતે ફક્ત પોતાને વિષે જ્ઞાન મેળવવું પૂરતું નથી. આપણી સામે કયા ધંધાઓ છે એનું જ્ઞાન પણ જોઈએ. ધંધાની પસંદગી કરનારા માણસને ધંધા વિષે ઓછામાં ઓછી આટલી માહિતી આવશ્યક છે.

(૧) એ ધંધા માટે કેટલું શિક્ષણ આવશ્યક છે? એને માટે વિશેષ તાલીમ કેટલી જોઈએ? એ તાલીમ ક્યાં મળશે? એનો ખર્ચ કેટલો આવશે?

(૨) એ ધંધા માટે કઈ વિશિષ્ટ શક્તિઓ આવશ્યક છે? એ તમારામાં છે? એને માટે શારીરિક શક્તિ, આરોગ્ય, અથવા વિશેષ ઇંદ્રિયોની શક્તિની આવશ્યકતા છે? એ તમારામાં છે?

(૩) એ ધંધામાંથી કેટલો સંતોષ મળશે? એમાં પૈસા કેટલા મળશે? એમાં બઢતીને કેટલી તક છે?

(૪) એ ધંધામાં સલામતી કેટલી છે? એની સામાજિક, આર્થિક પ્રતિષ્ઠા કેટલી છે?

(૫) એ ધંધામાં ખાલી જગ્યાઓ કેટલી છે? તમારી નજીકમાં એ ધંધાને માટે અવકાશ છે કે ગામથી ઘણે દૂર જવું પડે છે? તમારી એને માટે તૈયારી છે.

**૩. વ્યક્તિ અને વ્યવસાયનો સુમેળ?** વ્યાવસાયિક માર્ગદર્શનનું આ ત્રીજું મહત્ત્વનું અંગ છે. ખરી રીતે જોતાં અહીં જ માર્ગદર્શનની શરૂઆત થાય છે એટલે વ્યક્તિના બધા ગુણોનું માપન કરી, તેના સંજોગોનો અભ્યાસ કરી અને ધંધાઓમાં આવશ્યક ગુણોનો અભ્યાસ કરી વ્યાવસાયિક માર્ગદર્શક (Vocational Counselor) વ્યક્તિને માટે યોગ્ય ધંધો અથવા ધંધા સૂચવે છે.

**ધંધાકીય માર્ગદર્શનની પ્રવૃત્તિનું મૂલ્યાંકન**

ધંધાકીય માર્ગદર્શન હવે વૈજ્ઞાનિક સ્તર ઉપર મુકાયું છે. જોકે એ હજી ચોક્કસ વિજ્ઞાન હોવાનો દાવો ન કરી શકે, છતાં અડસટ્ટે ધંધો પસંદ કરવા કરતાં ધંધાકીય માર્ગદર્શન વધુ વિશ્વસનીય નીવડ્યું છે એમાં શંકા નથી. ધંધાકીય માર્ગદર્શનની પ્રવૃત્તિનો પ્રાયોગિક અભ્યાસ કરી એની ઉપયોગિતા પુરવાર કરવામાં આવી છે. નિયંત્રિત જૂથ (control group) અને પ્રાયોગિક જૂથ (Experimental group)નો બહુ જ ચોકસાઈથી અભ્યાસ કરવામાં આવ્યો છે. પ્રાયોગિક જૂથ એટલે જેના ઉપર પ્રયોગ કરવામાં આવ્યો છે એ જૂથ. નિયંત્રિત જૂથ એટલે જેના ઉપર પ્રયોગ કરવામાં આવ્યો નથી એવું જૂથ. સમાન વિદ્યાર્થીઓના બે સરખા જૂથ પાડવામાં આવે છે. એક જૂથને વ્યાવસાયિક માર્ગદર્શન આપવામાં આવે છે. આ જૂથને પ્રાયોગિક જૂથ કહે છે. બીજા જૂથને વિશેષ વ્યાવસાયિક માર્ગદર્શન આપવામાં આવતું નથી. બંને જૂથના વિદ્યાર્થીઓ જ્યારે અભ્યાસ પૂરો કરી ધંધામાં પ્રવેશ કરે છે ત્યાર બાદ અમુક સમયે એ બંને જૂથોની વ્યક્તિઓ ધંધામાં કેટલા સફળ થયા એને વિષે માહિતી મેળવવામાં આવે છે. આવા અનેક અભ્યાસ કરવામાં આવ્યા છે. આવા સંશોધનમાં એમ પુરવાર થયું છે કે, જે વિદ્યાર્થીઓને વૈજ્ઞાનિક માર્ગદર્શન મળ્યું હતું એ ધંધામાં વધુ યશસ્વી નીવડ્યા.

*

# હુલ્લડોની સેળ

**હરિન શાહ**

[લેખક, વિવેચક અને પત્રકાર]

આ દેશને બહુ ક્રોધ ભેગો થયો હોય ત્યારે બ્રિટિશરાજને માનસિક મેથીપાક ચખાડીને સીધું કરવા માટે એક ફાવટ આવી ગઈ હતી. જુઓ તો ખરા! આ અંગ્રેજો હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે હુલ્લડો કરાવવા જેટલી અધમ હદે જાય છે! આવો ફિટકાર વરસાવીને આપણે આપણો થાક કે કંટાળો કાઢી નાખતાં. બ્રિટિશરો નિર્દોષ હતા એવું પણ કંઈ નહોતું. અંગ્રેજરાજને પોતાની વરાળ કાઢવા માટે કોમી હુલ્લડો ફાવતાં હતાં જ. પ્રસંગો-

પાત્ત તેઓ પણ થવા દેતા! પરંતુ હુલ્લડો સાવ તો કંઈ ટળ્યાં નથી. કદાચ 'હુલ્લડ'—સંઘર્ષ—વગરનો સમાજ હજુ બહુ દૂર-સુદૂર છે. કોઈ ને કોઈ "હુલ્લડ"નો પાનો ચઢાવ્યા વગર ચાલનારી સરકાર પણ હજુ સુધી કલ્પનામાં આવી શકી નથી. જાહેર સાહસ અને ખાનગી સાહસ વચ્ચેનું 'હુલ્લડ', હકને વળગી રહેતા વેપારી અને 'હાય! હાય!' કરી રહેલા ઘરાક વચ્ચેનું 'હુલ્લડ', 'અમને કમાવા તો દો!' એવું કહી રહેલા ખેડૂતો અને મોંઘવારી સામે પેટ કૂટી રહેલી પ્રજા વચ્ચેનું 'હુલ્લડ' અને ધક્કા મારતી નોકરશાહી અને નાગરિક વચ્ચેનું 'હુલ્લડ' ચાલ્યા જ કરતાં હોય છે.

અંગ્રેજો તો ગયા અને ગાળ દેવાનું અને ગુસ્સો ઠાલવવાનું એક ઠામ પણ ઉપાડી ગયા.

પૂર્વ પાકિસ્તાનમાં બિનમુસ્લિમો પર પાકિસ્તાનની સરકારે અને બહેકાવેલા લોકોએ ત્રાસ વરસાવ્યો. એના પ્રત્યાઘાતરૂપે બંગાળ, બિહાર અને ઓરિસ્સાના કલકત્તા, જમશેદપુર અને રાઉરકેલામાં કેટલાક મુસ્લિમોના જાન લેવામાં આવ્યા. મુસ્લિમોના જાન લેનારામાંના કેટલાકના સરકારી પોલીસે ગોળીબારથી જાન લીધા. કોંગ્રેસની સોનાની થાળીમાં કોમી હુલ્લડોની આ મેખ ક્યાંથી? શાથી?

જનતા તો બહેરી થઈ નથી ગઈ કે નેતાઓનો સાદ નથી સુણતી? પાકિસ્તાનમાં ગમે તેટલી ખુનામરકી કરાવવામાં આવે, પાકિસ્તાનની સરકાર માથે રહીને ગમે તેટલા જુલમો કરાવે છતાં આપણે ત્યાં કોમી ગાંડપણ આચરાવું જોઈએ નહિ. પાકિસ્તાનનાં બધાં કોમી પાપો સામે હિંદમાં કોમી છમકલું ક્યાંય પણ થાય તો આપણી ભારે બદનામી થાય છે. દુનિયામાં આપણું ખૂબ જ ખરાબ કહેવાશે. કદાચ પાકિસ્તાનમાં તેથી તોફાનીઓને જોર મળશે ને બિનમુસ્લિમો પર ઊલટાનો વધુ માર પડશે. નેતાઓ આ વાત વારંવાર લોકોને સંભળાવે છે ને છતાં કોમી છમકલાંને તેમાંથી સામસામું કોમી હુલ્લડ હજુ થાય જ છે. તો પછી એમ તો ન હોય કે નેતાઓ બહેરા થઈ ગયા છે અને લોકોનાં અંતરની વ્યથા સમજતા નથી? આ દેશના લોકો હિંદુ મહાસભામાં તો હજુ જોડાઈ ગયા નથી, કે રાજકારણ તેમને સાવ વઢી ગએલા કહી શકે. લોકો નેતાને અને નેતાઓ લોકોને ગણકારતા ન હોય તો લોકશાહીનો સંસાર કઈ રીતે ચાલી શકે? નેતાઓ કહેવા ખાતર કહી નાખે અને લોકો સાંભળ્યું ન સાંભળ્યું કરીને, એક કાનેથી સાંભળીને બીજે કાનેથી કાઢી નાખે તો એ પરસ્પર છેતરપિંડી દેશને મજબૂત કેવી રીતે કરી શકે?

યુરોપના ભણેલાગણેલા, બુદ્ધિવાદી અને ખાધેપીધે સરખામણીમાં સુખી સમાજમાં પણ યહૂદીઓ-જ્યુઝ-સામે જે ઊંડો, વ્યાપક અને અફર ઘૃણાભાવ વરતાતો હોય છે એવી મુસ્લિમવિરોધી લાગણી આ દેશમાં છે જ નહિ. લોક-આચારમાં 'મારવાડી'નું પણ જેવું ઠઠ્ઠાચિત્ર રહેતું હોય છે તેવી ચીતરી મુસ્લિમો માટે કદી ઘર કરી ગઈ નથી. છતાં યે વેળા આવે ત્યારે કોઈ કોઈ જગ્યાએ કોમી હુલ્લડ ક્યાંથી ફૂટી નીકળે છે?

અર્થવગરના અને ભારે નુકસાન પહોંચાડતા મુસ્લિમો પરના તૂટકછૂટક હુમલાઓ પાછળનાં ચારેક કારણો પકડી પાડી શકાય છે. પાકિસ્તાનમાં જે ધૂમ પાયા પર સરકારી આશીર્વાદ સાથે ચાલી રહ્યું છે તેમાંથી આ દેશમાં જન્મતો ભાવોદ્રેક કંઈક અંશે જવાબદાર હોય છે. આ દેશમાં પડેલા પાકિસ્તાની ભાંગફોડિયાઓ પણ આગ સળગાવવામાં ભાગ ભજવતા હશે. તોફાનમાંથી ફાયદો તારવી લેવા માટે હંમેશાં ટાંપ રાખીને રહેતાં દેશી તત્ત્વો પણ કૂદી પડતાં હોય છે. પરંતુ આ બધા પછી પણ એક વિશેષ કારણ ભાગ ભજવતું હોય છે. કેટલાક પાકા વહેમ ઘર ઘાલીને પડેલા છે. શ્રીમતી શંકા ડાકણ અને શ્રીયુત મંછા—મનિચ્છા—રામ ભૂત ઘેરઘેર ફરી વળતાં હોય છે.

ઠીકઠીક લોકોનાં હૈયાંમાં એવું ઠસી ગયું લાગે છે કે એકંદરે મુસ્લિમોને આ દેશની પડી નથી. અંગ્રેજો સામે લડવાનું હતું ત્યારે મોટે ભાગે, મુસ્લિમ વસ્તી જરા યે ઘસાતી નહોતી તેવી માન્યતા રહી છે. સ્વતંત્રતા આવ્યા પછી પણ રાષ્ટ્રના પ્રવાહમાં વણાઈ જવાથી તેઓ અલગ રહે છે તેવી પણ છાપ છે. પરિણામે ઘરના બે છોકરા બરડાતોડ મજૂરી કરીને રોટલો રળી લાવે અને એક છોકરો કમાઉ થવાને બદલે ઘરમાં બેઠો બેઠો ખાધા કરે અને જેવો કચકચાટ એક જ પેટના સગાભાઈઓ વચ્ચે પણ થાય છે તેવો, સાચે કે ખોટે, ઘણા માણસોને અંદરથી કોરી ખાતો હોય છે. પરિણામ જો એ હોય કે Nation

within Nation રહે તો તે લોકોને પરવડે તેવી વાત નથી. સગાવહાલાં તો ખ્રિસ્તી લઘુમતીનાં પણ આ દેશની બહાર હોય છે અને એમનાં દેવ-દેવળ પણ બીજા મુલકમાં હોય છે. છતાં ખ્રિસ્તીઓ વિષે આ દેશને એવું ઓછું સામાન્યરીતે આવતું નથી.

લોકમાનસની એક બીજી બળતરા પણ હોય છે. પાકિસ્તાન આ દેશનું નખ્ખોદ કાઢી નાખવા માટે આટઆટલું કરે, ચીનની ચડામણીથી ચાલે અને નાગા બળવાખોરોને હથિયારો પહોંચાડયાં કરે ત્યારે આ દેશના બીજા નાગરિકો જેટલું મુસ્લિમોનું લોહી પણ ઊકળવું જોઈએ ને ? વધારે સમજુ કે પાકટ હોવાને કારણે એમનું લોહી ઊકળતું નહિ હોય તેવી વાત સામાન્ય માણસને ગળે નથી ઊતરતી. પાકિસ્તાનમાં પોતાના ધરમના ભાઈઓ છે અને ઘણા ખરાના ભાઈ-ભાંડુ, દીકરાઓ અને બેગમો પાકિસ્તાનમાં હોય છે તેમની ખબર કાઢી નાખવાનું મન થવું જ જોઈએ તેવી તીવ્ર ઇચ્છા દેશને અંદરથી ખૂબ ડહોળે છે.

તેમાં યે આસામ, બંગાળ, મણિપુર અને ત્રિપુરામાં ધોળે દિવસે અને વર્ષોથી જે લાખ્ખો પાકિસ્તાનીઓની ઘૂસણખોરી ચાલુ રહી છે તેની ચીડ ભળી છે. એ ઘૂસણખોરોનાં ગામનાં ગામ વસ્યાં છે. એમને કોઈકે પોતાના ઘરમાં ઢાંકયા છે–આ દેશના કાયદાથી છુપાવ્યા છે. એમને કોઈકે બોલાવ્યા છે કે સગવડ કાઢી આપી છે. એ ચિંતારનો રોષ વધારે જલદ છે. બધાયે મુસ્લિમોને નિર્દોષ માનવાની ઇચ્છા–એ પ્રદેશો પૂરતી તો–પાતળી પડી જાય છે.

કયારેક જમશેદપુર અને રાઉરકેલામાં થયું તેમ ગાંડપણથી વર્તવા છતાં લોકો ગાંડા નથી થઈ ગયા તેની સાબિતી તો એ જ કે હિંદુ મહાસભા, રામરાજ્ય પરિષદ કે જનસંઘને પ્રજા હજુ ભેટી પડી નથી. નહિ તો કોઈ સરકાર ચાલી શકી ન હોત. કાશ્મીરમાં જો વાળના ચોરને વાંકે કાશ્મીરની સ્થાનિક સરકારને લગભગ મુસ્લિમ રોષે કેદ કરી નાખી હતી તો આખા દેશનો અહીં વાળ વાંકો પાકિસ્તાનને હાથે થઈ રહ્યો હોય તો પણ આ દેશની સરકારને ઊથલાવી પાડવા જેટલા ગાંડપણે પ્રજા ગઈ નથી.

કાયદો હાથમાં લઈને આડેધડ મુસ્લિમો પર તૂટી પડવાથી દેશની વિટંબણાનું કોઈ સમાધાન થતું નથી કે કોઈ ઉકેલ આવતો નથી એ તદ્દન સાચું છે. પરંતુ જો લોકોને એવું લાગી બેસે કે આ સરકારને રાખવાથી કે ચલાવવા દેવાથી પણ કોઈ ઉકેલ આવતો નથી, પાકિસ્તાન જોર કર્યા કરે છે, અને આ દેશના લોકોને પાકિસ્તાનમાં થતી ખુનામરકી જોયા કરવી પડે છે અને અહીં નિરાશ્રિતોનો આકરો બોજો ઉપાડવાનો આવે છે, તો ? તેમાંથી મનસ્વી રીતે વર્તવાની વૃત્તિ ફાટી નીકળે તે દેખીતું છે.

જો સરકાર લોકલાગણીનો પડઘો ઝીલી શકે અને તેની નીતિમાં તેનો પડઘો પાડી શકે અને પાકિસ્તાન સાથે કામ લેવાની આવડત બતાવી શકે તથા પાકિસ્તાન જેના પર મદાર રાખે છે તે હિંદના મુસ્લિમો અંગે લોકોના વહેમ કાઢી શકે તો બરોબર એટલે અંશે લોકોનો વિફરાટ ઊતરી જાય. એકલો ઉપદેશ અસર કરવાનો નથી. પોતાના જ શરીર સાથે ખોટું કામ કરી બેઠેલા દર્દીનો દાકતર કાન પકડીને દરદ કાઢી શકતો નથી; પરંતુ દર્દનાં કારણો કાઢીને જ સફળ થાય છે.

*

# નવનીત

## શેક્સપીઅરની ચતુર્થ શતાબ્દી

### શેક્સપીઅરની વિશ્વપ્રતિભા

૨૩ એપ્રિલે જેની ૪૦૦મી વર્ષગાંઠ હતી એ વિલિયમ શેક્સપીઅર પશ્ચિમમાં અદ્વિતીય સ્થાન ધરાવે છે. એક બાઈબલને બાદ કરતાં કોઈ પણ કૃતિ તેમનાં નાટકોની જેમ અનેક ભાષાઓમાં અને અનેક વાર ભાષાંતર પામી નથી. કોઈ પણ લેખકે એમના જેટલી વ્યાપક અપીલ યા ઊંડો પ્રભાવ પોતાના દેશબાંધવો પર પાડયો નથી.

બ્રિટનના ઈતિહાસની પ્રત્યેક કટોકટીમાં શેક્સપીઅર પ્રેરણારૂપ બનેલ છે. દેશના સૌથી મોટા ભય અને સૌથી ગંભીર આપદાની પળોમાં તેમનાં નાટકો સૌથી વધુ

પ્રેક્ષકોને ખેંચી લાવ્યાં છે.

તેમનાં નાટકો થીએટરોમાં, સભાગૃહોમાં, ઉદ્યાનોમાં, રાજદરબારોમાં અને ગ્રામમેદાનોમાં ભજવાયાં છે. બે ખંડોમાં તેમનાં નાટકો રેડિયો પર અને રૂપેરી પડદા પર રજૂ થયાં છે; બસો બસો ખેલ પડ્યા છે. કેવળ બે પડદા નાખીને માત્ર એક રાત પણ ભજવાયાં છે; પ્રાચીન પોશાક તેમજ આધુનિક પોશાકમાં ભજવાયાં છે. વૉલ્ટરે અને સીરાનીદ બર્ગેરેક અને રશિયાની રાણી કેથેરીને શેકસપીઅરની કૃતિઓના અનુવાદ પર પોતાનો હાથ અજમાવ્યો છે. ૧૭મી સદીના પર્સેલથી માંડીને ૧૯મી સદીના સુલિવન સુધીના આંગ્લ કલાકારો શુબર્ટ અને મેન્ડેલ્સોને જેવા જર્મન કલાકારોએ શેકસપીઅરનાં ગીતો માટે સંગીત આપ્યું છે.

એ વિચિત્ર લાગે છતાં સત્ય છે કે જે માણસની કૃતિઓ વિશ્વવિખ્યાત છે તેના પોતાના ઉછેર અને જીવન વિષે ઘણું જ અલ્પ જાણીતું છે.

વિલિયમ શેકસપીઅર એક વેપારીનો પુત્ર હતો. તે લંડન ગયો. રંગભૂમિનો નટ બન્યો અને તે ય ખાસ સારો નહિ (તેના જીવનમાં તેણે 'હૅમ્લેટ'માં ભૂત અને 'ઍઝ યુ લાઇક ઇટ'માં જૂના નોકર ઍડમ જેવી નાની ભૂમિકાઓ જ ભજવી હતી). એ કાળમાં નટ બનનારને ઠગ અને રખડુની પંક્તિમાં ગણવામાં આવતો હતો. તેણે તેની બધી કૃતિઓ ૨૦ વર્ષમાં લખી હતી અને તે ૫૧ વર્ષની વયે મરણ પામ્યો હતો.

શેકસપીઅરની અનામી સ્થિતિએ અનુગામી પેઢીઓને મૂંઝવણમાં મૂકી દીધી છે. કલ્પનાશીલ અને અપ્રતીતિકર ખુલાસાઓ આગળ ધરવામાં આવ્યા છે. દા. ત., તે કોઈ અન્ય જ હતો. તે પણ બીજી પ્રજા હતો. તેણે જર્મની, ઇટલી અને ડેન્માર્કમાં પ્રવાસ કર્યો હતો. તે નેધરલેન્ડઝમાં સર ફિલિપ સીડની સાથે સૈનિક તરીકે લડ્યો હતો. આ બધી માન્યતાઓ એક કલ્પનામાંથી ઉદ્ભવે છે. ૧૬મી સદીના ઈંગ્લેન્ડમાં આદરણીય મધ્યમ વર્ગના દુકાનદારનો પુત્ર શેકસપીઅરે લખ્યાં તે નાટકો અને કાવ્ય શક્યતઃ લખી શકે નહિ. બસ તેમને માટે એથી વિશેષ કંઈ નથી. શેકસપીઅર કદી ઇંગ્લેન્ડ બહાર ગયો હોય એવી કોઈ સાબિતી મળતી નથી. તે બહાર જઇ શક્યો ન હોત એવી ઘણી પરોક્ષ સાબિતી મળી રહે છે.

એ સાચું છે કે તેની કૃતિઓમાં અનેક દેશોનાં દૃશ્યો આવે છે. પરંતુ વિદેશી દૃશ્યોમાં પણ સ્થાનિક રંગ લાક્ષણિક રીતે અંગ્રેજી છે.

"હૅમ્લેટ"માં ડૅન્સનાં ઈટાલિયન નામો છે. "મેઝર ફૉર મેઝર"માં ભૂમિકા વિએનાની છે અને છતાં તમોને એવો વિચાર પ્રેરે તેવું તેમાં કંઈ નથી. વેરોનાના ટુ જેન્ટલમૅનમાં વેલેન્ટીન દરિયામાર્ગે વેરોનાથી મિલાન જાય છે. ધ વિન્ટર્સ ટેલમાં બોહેમિયાના કાંઠાનું દૃશ્ય છે. "ટેમ્પેસ્ટ"માં પ્રૉસ્પરો મિલાનના દરવાજે વહાણ પકડે છે. ના, શેક્સપીઅર તેના યુરોપને જાણતો ન હતો. તેણે માત્ર માનવજાતને જાણી હતી. એ માનવ અને વિશ્વ મેધાવી પ્રખર રાષ્ટ્રવાદી હતો. હેન્રી ફિફ્થના દેશદાઝભર્યા ફકરા, કિંગ જૉનની છેવટની પંક્તિઓ, કિંગ રિચાર્ડ સેકન્ડમાં ઈંગ્લેન્ડની પ્રશંસામાં જહૉન ઑફ ગોન્ટની પંક્તિઓ, સ્પેનના ફિલીપ સેકન્ડ, ફ્રાન્સનો લૂઈ ચૌદમો, શાહીવાદી જર્મની અને ઍડોલ્ફ હિટલર સામે ઝઝૂમનાર પેઢીઓને પ્રેરણારૂપ થઈ પડયાં હતાં.

નેપોલિયન યુદ્ધોની પરાકાષ્ટાની પળોમાં વિલિયમ પિટ્ટે બેટી નામના કિશોર નટને હૅમ્લેટમાં ભૂમિકા ભજવતો જોવા માટે પ્રધાનમંડળની બેઠક મુલતવી રાખી હતી. બ્રિટિશ લશ્કરે હૉલેન્ડમાં કામચલાઉ સિનેમામાં હેન્રી ફિફ્થની ફિલ્મમાં સર લૉરેન્સ ઑલિવર જોવા દરોડો પાડ્યો હતો.

શેકસપીઅરના જીવન વિષે ઘણું અલ્પ જાણવા મળે છે. તેમની સમગ્ર જીવનકથાનો સાર આ પ્રમાણે છે. તેના પિતાના સંજોગો સારા હતા પરંતુ જ્યારે વિલિયમ શેકસપીઅર ૧૩ વર્ષનો હતો ત્યારે સંજોગો અચાનક પ્રતિકૂળ બની ગયા હતા. ૧૮ વર્ષની ઉંમરે તેનું લગ્ન થયું હતું. નશીબ અજમાવવા તે લંડન ચાલ્યો ગયો હતો. એ કાળે બધા ધંધાઓમાં સૌથી ઓછા આદરણીય ગણાતા નાટક કંપનીના ધંધામાં તે જોડાયો હતો. થીએટરના પ્રવેશદ્વાર પર અશ્વપાળ તરીકે તેણે થોડો વખત કામગીરી બજાવી હતી. ત્યાર પછી એક દસકા (૧૫૮૪-૯૨) સુધી તે અદશ્ય થઈ ગયો અને પછી જ્યારે

પ્રકાશમાં આવ્યો ત્યારે સફળ નાટ્યકાર બની ગયેલો હતો અને પોતાની જન્મભૂમિમાં મિલકત ખરીદી હતી અને જિંદગીનાં શેષ વર્ષો સુખ અને માનથી પસાર કર્યાં હતાં.

પોતાના અનુભવપટમાં યાતના, સંશય, અનિશ્ચિતતા સામે શેક્સપીઅર ઝઝૂમ્યા અને સર્વ સ્થળે સઘળા માણસોનાં માનસ અને લાગણીનાં માપ કાઢ્યાં. તેમણે પોતાની કથાની વસ્તુ જીવનના અનુભવની ધરતીમાંથી મેળવી. અને અનુભવ અંશતઃ સર્વ કાળે સર્વ સ્ત્રીપુરુષોનો અનુભવ હોવાથી શેક્સપીઅરનું આકર્ષણ વિશ્વવ્યાપી છે. મિલ્ટન તેમને કીર્તિના મહાન વારસદાર કહે છે. ડ્રાયડન લખે છેઃ "બધા જ અર્વાચીન અને કદાચ પ્રાચીન કવિઓમાં શેક્સપીઅરની ધરતી સૌથી વિશાળ અને સર્વવ્યાપી હતી."

સંસદમાં આંતરવિગ્રહ સામે પરાજિત થયેલા, હૃદયભંગ થયેલા, હડધૂત થયેલા અને મૃત્યુની શિક્ષા પામેલ રાજા ચાર્લ્સ પહેલાને શેક્સપીઅરનાં નાટકોમાં "એકાંતવાસમાં સૌથી ગાઢ સાથીઓ" જણાયા હતા.

[જ્યૉર્જ એડિન્જર]

## શેક્સપીઅરનો સુવર્ણયુગ

વૉરિકશરમાં સ્ટ્રૅટફર્ડ-અર્પાન-એવન ખાતે વિલિયમ શેક્સપીઅરનો જન્મ થયા પછી આ ૨૩ એપ્રિલે તેને ૪૦૦ વર્ષ પૂરાં થયાં. પરંતુ આજ દિન સુધી તેની પ્રતિભા અજોડ રહી છે. તેના કામણ પર કાળની જરા ય અસર થઈ નથી.

એ વખતે શેક્સપીઅરની દુનિયા કેવી હતી? તેની પ્રતિભાનું પુષ્પ કેવી ધરતીમાં રોપાયું અને પાંગર્યું?

જ્યારે શેક્સપીઅરનો જન્મ થયો ત્યારે રાણી એલિઝાબેથ પહેલાં રાજગાદી પર હતાં. તેમનો શાસનકાળ સાહિત્ય અને વિદ્વત્તા, શોધખોળ, વેપાર અને સામાજિક વિકાસનો સુવર્ણયુગ હતો.

અલબત્ત, ઈંગ્લેન્ડ મુખ્યત્વે ગ્રામ દેશ હતો. ઘરોમાં મીણબત્તીઓ અને તેલના દીવા વપરાતા હતા. વાહનોમાં ઘોડાનો ઉપયોગ થતો હતો. પ્રત્યેક માણસ પોતાનો રક્ષક હતો. પરંતુ કેટલાક ધારે છે તે કરતાં એ કાળ વધુ લોકશાહી હતો.

એ કાળમાં "સજ્જનો" (રાજકુમારો, ઉમરાવો, ઈલકાબધારીઓ અને જાગીરદારો) નાગરિકો યા નગરપતિઓ, વેપારીઓ અને વાણિજ્યકારો અને મજદૂરોના વર્ગો હતા. આ વર્ગો આધુનિક રીતે એકબીજામાં ઓતપ્રોત થઈ ગયા હતા. વેપારીઓ લખલૂટ કમાતા અને અમીરપદ પામતા. કેટલાક શ્રીમંતો તેમના પુત્રોને તાલીમ માટે વેપારીઓને સોંપતા.

એ કાળ મેળા, હાટ-બજારો, રંગીન સવારીઓ, મદીરાઘરોની મહેફિલોનો હતો. પરંતુ ગીચ અને સાંકડી ગલીઓમાં ખિસ્સાકાતરુઓ અને નિર્જન વિસ્તારમાં લૂંટારુઓનો પણ એ કાળ હતો.

રાણી એલિઝાબેથ પહેલાં અદ્ભુત સ્ત્રી હતાં. તેજસ્વી વિદુષી, ચકોર કુનેહબાજ, મુત્સદ્દી અને પ્રખર દેશપ્રેમી આ મહારાણી વાણી અને વર્તનમાં વેધક હતાં. તેમણે એમની પ્રજાને કહ્યું હતું: "મારું શરીર સ્ત્રીનું છે પરંતુ મારું હૃદય રાજવીનું અને તે પણ ઇંગ્લેન્ડના રાજવીનું છે."

તેમનો રાજદરબાર શોભા, લાવણ્ય, સ્ત્રીદાક્ષિણ્ય અને સાહસનું કેન્દ્ર બન્યો હતો. નિકોલસ હિલિયર્ડ કૃત ચિત્રો પરથી મહારાણી જે ભપકાદાર અને કિંમતી પોશાક પહેરતાં તે જણાઈ આવે છે. મહારાણી પાસે આવા મહામોંઘા અને રત્નજડિત ૧,૦૦૦ ઉપરાંત પોશાકો હતા.

માણસોના પોશાકો પણ એટલા જ ભપકાદાર હતા. સામાજિક ક્ષેત્રમાં આ મહારાણીના શાસનકાળમાં "ગરીબ-નો કાયદો" દાખલ કરવામાં આવ્યો હતો. આ જાતનું પગલું લેનાર બ્રિટન યુરોપમાં પહેલો દેશ હતો.

એ કાળ ખોજ અને વધતા વેપારનો હતો. સર જ્હૉન હૉકિન્સે વેસ્ટઇંડિઝનો માર્ગ ખુલ્લો કર્યો હતો. સર ફ્રાન્સીસ ડ્રેકે અને તેમના ખડતલ ખલાસીઓએ સને ૧૫૭૭માં પેલિકન (કેવળ ૧૨૦ ટન) અને એલિઝાબેથ (૮૦ ટન) નામનાં બે નાનાં વહાણોમાં દુનિયાની ખેપ ખેડી હતી.

રાણી એલિઝાબેથના કાળ દરમ્યાન માર્ટિન ફ્રોબિશર નામના એક બીજા મહાન સાગરખેડુએ હડસન્સ અખાત તરફ દોરી જતી સામુદ્રધૂની શોધી કાઢી હતી. સર વૉલ્ટર રેલે બટાટા (આયર્લૅન્ડમાં ઉગાડવામાં કારણભૂત

બનીને) અને તમાકુ લઈને પોતાની સફરોથી પાછા ફર્યા હતા.

શેક્સપીઅરનું ઇંગ્લેન્ડ એટલે જીવંત, પ્રવૃત્તિરત અને પ્રાણવાન દુનિયા. સર ફ્રાન્સીસ ડ્રેક એક લાક્ષણિક સાગરખેડુ હતો. જેણે બ્રિટનને મહાન સાગરખેડુ પ્રજા બનાવી.

સને ૧૫૮૮માં સ્પેને જ્યારે ઇંગ્લેન્ડ પર હુમલો કરવા પોતાનો જંગી નૌકાકાફલો મોકલ્યો ત્યારે બ્રિટનની પ્રજાએ પોતાના રાષ્ટ્ર માટે જે હિંમત અને અભિમાન અનુભવ્યાં તેથી તેનો ઉગારો થયો.

એલિઝાબેથના શાસનકાળમાં નટ અને નાટ્યકારને નવો દરજ્જો પ્રાપ્ત થયો. પ્રવાસી નટોની મંડળીઓ દેશમાં ફરતી અને શાહી મહેલો અને જાગીરોમાં આદરણીય મહેમાનો તરીકે નાટકો ભજવતી. પરંતુ લંડનમાં ટેમ્સ નદીના કાંઠે સાઉથવર્ક ખાતેના ગ્લોબ જેવાં થીએટરોમાં પ્રેક્ષકો વધારે રહેતા. અહીં શેક્સપીઅરનાં ઘણાં નાટકો ભજવાયાં હતાં. એ વખતે પડદા કે પ્રકાશરચના જેવી કંઈ વ્યવસ્થા ન હતી. પરંતુ શેક્સપીઅરના શબ્દોનું જાદુ એવું હતું કે પ્રેક્ષકો મંત્રમુગ્ધ બની જતા અને આજે લંડનમાં ઑલ્ડ વિક અને ઑલ્ડવીચ થીએટર અને શેક્સપીઅરની જન્મભૂમિ સ્ટ્રૅટફર્ડ-અપૉન-એવનમાં રોયલ શેક્સપીઅર થીએટરમાં જેમ પ્રેક્ષકો ઊમટે છે, તેમ એ કાળે પણ પ્રેક્ષકો ઊભરાતા હતા. [કોનરાડ ફેરલ]

## શેક્સપીઅર અને તેમના સમકાલીનો

મેધાવી પુરુષોની કાર્યદક્ષતાનાં ગર્ભિત રહસ્યો મોટે ભાગે હમેશાં છૂપાં રહેવાં જોઇએ પરંતુ એની સાથે એટલું પણ સ્પષ્ટ છે કે મેધાવીને ઉચ્ચતમ સિદ્ધિએ પહોંચવા બૌદ્ધિક ચેતના, પોષણ અને હરીફાઈ પૂરાં પાડે એવા વાતાવરણની સહાયની આવશ્યકતા રહે છે. વિલિયમ શેક્સપીઅર આવું વાતાવરણ મેળવવા ભાગ્યશાળી હતા. એમના જમાનાનું ઇંગ્લેન્ડ, શાંતિની દૃષ્ટિએ અને વિશ્વની દૃષ્ટિએ વિશિષ્ટ સ્થાન ધરાવતું હતું. લંડને એ જમાનામાં યુરોપના મોટામાં મોટા બંદર તરીકેનું સ્થાન પ્રથમ વાર પ્રાપ્ત કર્યું હતું. વિકસી રહેલા અને વસ્તીથી ઊભરાતા એ શહેરમાં વિલિયમને કાર્ય કરવાની તક સાંપડી હતી.

એ વખતનું ઇંગ્લેન્ડ પ્રાચીન વિચારસરણી જ ધરાવતું હતું છતાં વ્યુત્ક્રાંતિના નવા સંસ્કારને ઝીલવા પણ આતુરતા સેવતું હતું. શેક્સપીઅરના સમકાલીનો સમગ્ર રાષ્ટ્રનાં વિવિધ પરિબળોને યોગ્ય પીરસી શક્યા હતા. રંગભૂમિની બહાર સાહિત્યમાં શેક્સપીઅરયુગની સાથોસાથ સ્પેન્સર ડૉન અને બેકનના યુગ પણ હતા. એ સૌએ પોતપોતાની રીતે સાહિત્યસંસ્કૃતિમાં ફાળો આપ્યો હતો પરંતુ શેક્સપીઅરની કારકિર્દી દરમિયાન લંડનની રંગભૂમિ જ રાષ્ટ્રીય સંસ્કૃતિનું મુખ્ય ધામ બની રહી હતી. શેક્સપીઅર લંડનની રંગભૂમિ સાથે બેવડા સંબંધથી બંધાયેલ હતા. એ પોતે નટ હતા અને નાટ્યકાર પણ હતા. આ જ સમયે ઇંગ્લેન્ડની ભવ્ય શક્તિને પૂર્ણ સ્વરૂપમાં મૂર્ત કરવાના પાઠ રંગભૂમિને મળ્યા. તેણે વિદ્વાનો અને અભણો, રાજપુરુષો, સામાન્યજનો સર્વને આકર્ષવા માંડ્યા હતા અને એ રીતે નાટ્યકારે પણ એની કૃતિઓમાં નવીન વસ્તુઓ ઝડપવાની ઉતાવળમાં કથાનકો માટે અવનવી, નવી અને જૂની, પ્રણાલીગત અને અર્વાચીન રસમો અપનાવવા માંડી હતી.

એ વખતે ઇંગ્લેન્ડમાં નાટ્યવ્યવસાય એ જૂના સ્વરૂપમાં હતો અને વ્યાપક પણ હતો પરંતુ ધંધા તરીકે તેનું નવું સ્વરૂપ ઘડાઈ રહ્યું હતું. શેક્સપીઅરની કારકિર્દીમાં મહત્ત્વનો ભાગ ભજવનારાં મુખ્ય પરિબળોમાં સને ૧૫૭૬માં લંડનમાં સ્થાપવામાં આવેલ પ્રથમ કાયમી થીએટર હતું (જ્યારે શાળામાં જતા એ ભાવિ નાટ્યકારની ઉંમર માત્ર ૧૨ વર્ષની હતી) અને સને ૧૫૮૦ના દસકામાં મોટા ભાગે વિદ્યાપીઠોમાંથી આવેલ નવા લેખકો હતા જેમણે લંડનની નાટ્ય મંડળીઓની વધતી જતી જરૂરિયાતો માટે નાટકો પૂરાં પાડવા માંડયાં હતાં. શેક્સપીઅર સને ૧૫૮૬માં લંડન પહોંચી ગયા ત્યારે આધુનિક કાવ્યનાટકોની શરૂઆત તો થઈ ચૂકી હતી પરંતુ તે પ્રાયોગિક કક્ષામાં જ અને સ્વરૂપમાં નવાં તરીકે જ હતાં.

શેક્સપીઅર તેમના નજીકના પુરોગામીઓ પાસેથી ઘણું શીખ્યા છે. જ્હોન લીલી પાસેથી હાસ્યરસ માટે પ્રેરણા લીધી છે તો રોમાંચક હાસ્યરસનાં કથાનકો તથા હિંસા અને દાવપેચનાં કરુણાન્ત કથાનકો માટે તેઓ રૉબર્ટ ગ્રીન અને થૉમસ કીડને અનુસર્યા છે. આ બધામાં યે તેઓ તેમના બરાબર સમકાલીન ક્રિસ્ટોફર માર્લોવે

(સને ૧૫૬૪–૯૩)થી ખૂબ જ પ્રભાવિત થયેલ છે. ક્રિસ્ટોફરે રંગભૂમિ ઉપર નવીન પ્રકારનાં મુખ્ય પાત્રો અને નવીન ભાષા લાવી લોકોને આશ્ચર્યમાં મૂકી દીધા હતા. તેમનાં નવાં મુખ્ય પાત્રો નીતિમત્તા અને રીતરિવાજોની મર્યાદા તોડનારાં હતાં છતાં મહાન અભિલાષીઓ હતાં. રંગભૂમિની ભાષામાં તેણે બ્લૅંક વર્સ–અપદ્યાગદ્યનો નવો પ્રયોગ દાખલ કર્યો હતો, જેણે નવાં નાટકોને નવો ઝોક આપ્યો હતો. માર્લોવેએ પોતાની કૃતિઓમાં અવનવા પ્રયોગો કર્યા હતા. "ધ જ્યુ ઑફ માલ્ટા", "એડવર્ડ સેકન્ડ", ડૉક્ટર ફૉસ્ટસ" એ બધામાં એમના આ પ્રયોગોની ઝાંખી થયા વિના રહેતી નથી.

શેક્સપીઅરે માર્લોવેમાંથી પ્રેરણા મેળવી છે પરંતુ તેમને આદર્શ તરીકે સ્વીકાર્યા નથી. માર્લોવેમાં સામાન્ય માનવતા શેક્સપીઅર કરતાં ઓછા પ્રમાણમાં જોવા મળે છે. માર્લોવેના "એડવર્ડ સેકન્ડ"માં એક દુઃખી રાજાનો અંગત કરુણાન્ત છે જ્યારે શેક્સપીઅરનાં નાટકોમાં પહેલી-જ વાર અંગ્રેજી રંગભૂમિ ઉપર રાજાશાહીના વિકટ પ્રશ્નો અને રાષ્ટ્રજીવન પ્રદર્શિત થતાં જોવામાં આવે છે.

માર્લોવેનો બીજો વારસ તે બેન જૉનસન (સને ૧૫૭૨–૧૬૩૭) જેમની એલિઝાબેથ યુગના બીજા મહાન લેખક તરીકે ગણતરી કરવામાં આવે છે. તેઓ પણ તેમનાં પાત્રોને "અભિલાષી માનસ"નાં રજૂ કરે છે પરંતુ તે વ્યંગ્યોક્તિ દ્વારા–ફૂટી જવાની અણી ઉપર હોય તેવા ફુક્કા જેવાં. એક બાજુ જૉનસન પ્રાચીન સાહિત્યનાં ચિરંતન મૂલ્યોમાં વિદ્વાનોની અતૂટ શ્રદ્ધા ધરાવે છે ત્યારે બીજી બાજુએ લંડનની આમભાષા અને વર્તનનું પણ ઝીણવટભર્યું દર્શન કરે છે. તેના પ્રશંસક ચાર્લ્સ ડિકન્સ પહેલાં અંગ્રેજી સાહિત્યના હાસ્યરસિક લખાણોમાં જેનો જોટો જોવા ન મળે તેવા ઉપહાસ અને ઠઠ્ઠા-મશ્કરીનાં લખાણોમાં તે રસ લેતા દેખાય છે. "વોલ્પોન"–મૂડીવાદ સામેની એક સુંદર વ્યંગ્યોક્તિ, "ધ એલ્કેમિસ્ટ" વગેરે એનાં ઉત્તમ ઉદાહરણો પૂરાં પાડે છે.

એલિઝાબેથનાં યુગના નાટ્યકારોની બીજી પેઢીના નાટ્યકારો હાસ્યરસમાં શેક્સપીઅર કરતાં વધુ જૉનસનને અનુસરતા દેખાય છે પરંતુ કરુણાન્ત કથાનકો માટે શેક્સપીઅરથી સૌ પ્રભાવિત થયેલા છે. ટારનોરની "રિવેન્જર્સ ટ્રેજેડી' ને "વોલ્પોન અને "હૅમ્લેટ"ના વિચિત્ર મિશ્રણ તરીકે ગણાવી શકાય તેમ છે પરંતુ એ પછીના સમયના વેબ્સ્ટર અને થૉમસ મિડલટન (૧૫૮૦-૧૬૨૭)નાં કરુણાન્ત કથાનકોમાં ઊર્મિઓના સંઘર્ષ જોવા મળે છે. મિડલટનનું "ધ ચેન્જેલિંગ" તેનાં સ્વરૂપ અને કાવ્યમય ભાષાની દૃષ્ટિએ તે ઈબ્સનની વધુ નજીક લાગે છે પરંતુ "ઑથેલ્લો" નજર સમક્ષ રાખ્યા વગર તે લખાયું નહીં હોય એમ લાગ્યા વગર રહેતું નથી. "ધ ચેન્જેલિંગ" શેક્સપીઅરની નિવૃત્તિ પછી ૧૦ વર્ષ એટલે સને ૧૬૧૬માં એમનું અવસાન નીપજ્યું એનાં ૬ વર્ષ પછી બહાર પડયું હતું. પરંતુ એ દરમિયાન લંડનના પ્રજામતમાં ભાગ પડી ગયા હતા અને તેનો એક વર્ગ બધાં ય થીએટરોની સામે થઈ ગયો હતો. શેક્સપીઅરને આપવામાં આવેલી તકો બીજાને ન આપવાનો મત જન્મ્યો હતો. શેક્સપીઅર એની પ્રતિભાના બળે જ તેમની તકોનો લાભ લઈ શક્યા હતા. એમને મળેલી તકોના લીધે જ બીજાને પણ રંગભૂમિ માટે લખવાનો લાભ મળ્યો હતો.

[એલ. જી. સેલિંગર]

## શેક્સપીઅરની કૃતિઓના સાચા લેખક કોણ?

તા. ૨૩ એપ્રિલ સ્મૃતિપાત્ર દિન બની રહેશે. શેક્સ્પેર, શેક્સ્પુર, શેક્સ્પેયર, શેક્ષબેર્ડ વગેરે અનેક પ્રકારની જોડણીઓથી જેમનો ઉલ્લેખ થયેલો જોવા મળે છે તેમનો જન્મ આજથી ૪૦૦ વર્ષ પૂર્વે થયો હતો. પરંતુ શેક્સપીઅરની જે કૃતિઓ જોવા મળે છે એનો સાચો લેખક કોણ? સ્ટ્રૅટફર્ડ–અપૉન–એવનના જ એ શેક્સપીઅર કે બીજી કોઈ વ્યક્તિ? કેટલાક માને છે કે સ્ટ્રૅટફોર્ડના શેક્સ્પીઅર એ સાચા લેખક હતા એ એક ઠોકી બેસાડવામાં આવેલું મતદર્શન છે.

ચારસો વર્ષમાં શેક્સપીઅરની વિરુદ્ધમાં જે મતદર્શનો રજૂ થયાં છે એ એટલી સંખ્યામાં છે કે એનો સંગ્રહ કરી વિગતવાર નોંધ કરીએ તો તે પણ કપરું કામ બની જાય! આમ છતાં ય વિરુદ્ધ દર્શનોનો આછો ખ્યાલ પણ રસપ્રદ થઈ પડે તેવો છે.

શેક્સપીઅર વિરુદ્ધના મતદર્શનની શરૂઆત ૧૮મી સદીથી થઈ હતી. તેમાં આસ્તે આસ્તે વધારો થયો હતો. શરૂઆત કરનાર હતા સ્ટ્રૅટફર્ડની ઉત્તરે આવેલ બાર્ટર-

ઑાન-ધ-હીથના એક રેકટર, જેમણે બેકનની તરફેણમાં સ્ટ્રૅટફર્ડ મતદર્શનનું ખંડન કર્યું હતું. એ પછી ૧૯મી સદીમાં ડેલિયા બેકન, વીસમી સદીમાં લૂજલી વગેરેએ એ સંબંધી પુસ્તકો લખ્યાં હતાં. અત્યાર સુધી એ પ્રકારનાં મતદર્શનો ચાલુ જ રહ્યાં છે. સને ૧૯૫૮માં આર. સી. ચર્ચિલે "શેકસ્પીઅર ઍન્ડ હીઝ લેટર્સ" નામના પુસ્તકમાં જુદાં જુદાં મતદર્શનો આપી તેના જવાબો આપ્યા છે. એમાં તેમણે શેક્સ્પીઅરના "તાજ" માટે ૫૭ ઉમેદવારોના દાવા નોંધ્યા છે.

શેકસ્પીઅરનાં લખાણો સંબંધી સ્ટ્રૅટફર્ડ વિરુદ્ધ જે દાવા રજૂ થયા છે એની સ્ટ્રૅટફર્ડ તરફેણના દાવા સાથે સરખામણી કરીએ છીએ ત્યારે સ્ટ્રૅટફર્ડના દાવાને અટકળ તરીકે સ્વીકારી લઇએ તો પણ તે સપ્રમાણ લાગે છે. સ્ટ્રૅટફર્ડ વિરુદ્ધના દાવા બધા પોકળ લાગ્યા વિના રહેતા નથી. એક રીતે જોઇએ તો એ મોટા પ્રમાણની સાહિત્ય છેતરપિંડી જેવું જ લાગે છે. તેઓ તેમનો દાવો આગળ કરવા માટે એટલી હદે જાય છે કે એનો જોટો જોવા ન મળે. દા. ત., શેકસ્પીઅરની કૃતિઓમાં રજૂ થયેલ રાજવી-જીવનની ઝીણવટભરી વિગતો ઉપરથી તેઓ અનુમાન કરે છે કે તે રાજદરબારી માણસ હોવો જોઈએ. શેકસ્પીઅરની કૃતિઓમાંની કવિતા અને વિશાળ જ્ઞાન તથા સહૃદયતા માટે પણ તેઓ આશ્ચર્ય વ્યક્ત કરતા હોય છે!

તેઓ શેકસ્પીઅરની કૃતિઓના લેખક તરીકે સ્ટ્રૅટ-ફર્ડના શેકસ્પીઅર સંબંધી શંકા લાવે છે છતાં સમગ્ર શેકસ્પીઅરની કૃતિઓ અને બેકનની કૃતિઓ જ માત્ર નહીં પરંતુ બીજી અનેક કૃતિઓ માટે એક જ લેખક હોવાનું અનુમાન કરવા ખચકાતા નથી. આમ કરી તેઓ શુદ્ધ થયેલા સુવર્ણને સુવર્ણનો જ ઓપ આપતા હોય છે! "પૅરેડાઇઝ લૉસ્ટ", "પિલ્ગ્રિમ પ્રોગ્રેસ", "રૉબિન્સન ક્રુઝો", "ગુલિવર્સ ટ્રાવેલ્સ", "સાર્ટર રીસાર્ટસ", "ડૉન ક્વીકઝોટ" "બાઈબલની સંપાદિત અધિકૃત આવૃત્તિ" વગેરે માટે પણ તેમનું નામ ઘણી વાર આગળ થયેલું છે.

શેકસ્પીઅર સ્મારક પુસ્તકાલયે આ અંગેનાં લખાણોનો ઠીક ઠીક સંગ્રહ કર્યો છે. એમાં છાપાંઓનાં કેટલાંક આધુનિક લખાણોનો પણ સમાવેશ થાય છે.

સને ૧૯૫૮ના નવેમ્બરમાં એક ભારતીય કેળવણીકારે લખ્યું હતું કે દક્ષિણભારતના એક પ્રાધ્યાપકના જણાવ્યા પ્રમાણે શેકસ્પીઅર એ મૂળ ભારતનો શેશપ્પા આયર નામનો માણસ હતો જેણે ભારતથી કરાંચી જઈ શેખ મિર નામ ધારણ કર્યું હતું અને ત્યાંથી તે ઇંગ્લેન્ડ ગયો હતો જ્યાં તેણે શેકસ્પીઅર નામ રાખ્યું હતું. ન્યુઝીલૅન્ડના "ક્રાઈસ્ટ ચર્ચ સ્ટારસન" નામના અખબારે આ સમાચારને "બાર્ડ ઑફ બૉમ્બે" શીર્ષકથી ચમકાવ્યા હતા.

લંડન યુનિવર્સિટીના એક સાહિત્ય વિશારદ ડૉ. સફા-અલ-ખુલુશીએ સને ૧૯૬૨માં શેકસ્પીઅર આરબ હોવાનો અભિપ્રાય વ્યકત કર્યો હતો. તેમણે એવો દાવો કર્યો હતો કે તેમનો બાહ્ય દેખાવ આરબ જેવો હતો. મોટી આંખો, ભરાવદાર ભ્રમરો, વિશાળ મોઢું, તીક્ષ્ણ નાક, વિશાળ કપાળ અને કાનનાં ટૂંકાં ટેરવાં એ સર્વ તે આરબ હતા એમ દર્શાવે છે. આ પહેલાં એક જણે એમ પણ જણાવેલું કે તે એક આરબ ખલાસી હતા જેમનું મૂળ નામ શેખ ઝુબિર હતું.

કૈરોના મિસિસ ખડિજા ફુઉદ આ આરબ મતદર્શન સાથે સંમત થાય છે પરંતુ તેમનું નામ શેખબીઅર હતું એમ દાવો કરે છે. સને ૧૯૬૨માં લેબનોનમાં જન્મેલ એક ટેલિવિઝન કાર્યક્રમ નિષ્ણાતે અમેરિકામાં તેમને શેખ ઈસ્પર હોવાનું જણાવ્યું હતું.

ગયા નવેમ્બરમાં નિકોસિયામાં "સાયપ્રસ મેઇલે" રશિયાના અભ્યાસનું મતદર્શન ટાંકતાં જણાવ્યું હતું કે તેમનું મૂળ નામ વ્લાડિમિર શિકોસ્પુરોવ હતું જેમણે મુસ્લિમ-ટાર્ટર રાજ્યોમાં જઇને મુસ્લિમ લોકવાર્તાઓનું રશિયન ભાષામાં ભાષાંતર કર્યું હતું. ઈરાનના અખાતમાંથી રશિયા પાછા ફરતાં તેમનું જહાજ રસ્તામાં ડૂબી ગયું હતું ત્યારે રસ્તામાં તેમને બચાવી લેવામાં આવ્યા હતા અને તેમને ઈટાલી લાવવામાં આવ્યા હતા. સ્પૅનિશ આર્મેડાના પતન પછી તેઓ ઇંગ્લેન્ડ આવ્યા હતા અને ત્યાં તેમણે તેમનું નામ બદલી શેકસ્પીઅર રાખ્યું હતું. એમના મૃત્યુના થોડાં વર્ષ પહેલાં જ તેમણે ૯૦૦ પાનાંની પોતાની ડાયરી પોતાના સંબંધીઓને, ઇંગ્લેન્ડ આવેલ રશિયન જહાજના માણસો મારફત મોકલાવી હતી.

ઇંગ્લેન્ડના એક શિક્ષકે "વેસ્ટર્ન મૉર્નિંગ ન્યૂઝ"માં એવું મતદર્શન તાજેતરમાં પ્રસિદ્ધ કર્યું હતું કે શેકસ્પીઅર

જ બેકન અને જૉનસન હતા. તેઓ કહે છે કે તેમના વિલ ઉપરના દસ્કત ઊંધા કરીને વાંચીશું તો વિલિયમમાં બેકન વંચાશે અને શેકસપીઅરમાં જૉનસન વંચાશે. બેકન અને જૉનસન શેકસપીઅરનાં ઉપનામનો કેટલીક વાર ઉપયોગ કરતા હતા. એ બાબતમાં કેટલાય દાખલા જાણવા મળે છે. મિ. ચર્ચિલે રજૂ કરેલ દાવા પછી ઉપરના અનેક ઉમેરાયા છે અને તે વધતા જ રહ્યા છે. આ બધું અભ્યાસની દૃષ્ટિએ રસમય છે. ચતુર્થ શતાબ્દી ઉત્સવ આ દૃષ્ટિએ વધુ આનંદમય બનશે.

[ડબલ્યૂ. ઈ. હૉલ]

*

## શેકસપીઅરના જીવનમાં મહત્ત્વના પ્રસંગો

| સાલ | પ્રસંગ |
|---|---|
| ૧૫૫૭ | વિલિયમ શેકસપીઅરના પિતા જૉહન શેકસપીઅરનું મેરી ઑર્ડન સાથે લગ્ન. |
| ૧૫૬૪ | એપ્રિલ ૨૬, વિલિયમ શેકસપીઅરનો જન્મ. |
| ૧૫૬૫ | વિલિયમના પિતા એલ્ડરમૅન બન્યા. |
| ૧૫૬૬ | વિલિયમના બીજા ભાઈનો જન્મ. |
| ૧૫૬૮ | વિલિયમના પિતા હાઈ બેલિફ ચૂંટાયા. |
| ૧૫૭૪ | વિલિયમના ત્રીજા ભાઈ રિચાર્ડનો જન્મ. |
| ૧૫૮૨ | વિલિયમનું ઍન્ન હેથવે સાથે લગ્ન. |
| ૧૫૮૩ | પુત્રી સુસન્નાનો જન્મ. |
| ૧૫૮૫ | જોડકાં પુત્ર અને પુત્રી–હૅમ્નેટ અને જ્યુડિથનો જન્મ. |
| ૧૫૯૩ | "વિનસ ઍન્ડ એડોનિસ"ની સ્ટેશનર્સ હૉલ ખાતે રજૂઆત. |
| ૧૫૯૪ | "ટિટ્સ ઍન્ડ્રોનિકસ" અને "ધ રેવિશમેન્ટ ઑફ લ્યુક્રિસ"ની રજૂઆત. |
| ૧૫૯૬ | પુત્ર હૅમ્નેટનું અવસાન. |
| ૧૫૯૭ | રિચાર્ડ સેકન્ડ અને રિચાર્ડ થર્ડની રજૂઆત. "લવ્ઝ લેબર લૉસ્ટ" રાણી એલિઝાબેથ પહેલાં સમક્ષ ભજવાયું. |
| ૧૫૯૮ | "હેન્રી ફોર્થ" અને "મરચન્ટ ઑફ વેનિસ"ની રજૂઆત. |
| ૧૫૯૯ | ગ્લોબ થિયેટર બાંધવામાં આવ્યું, જેમાં શેકસપીઅરનો દસમો ભાગ હતો એમ કહેવાય છે. |
| ૧૬૦૦ | "ઍઝ યુ લાઈક ઈટ" "હેન્રી ફિફ્થ," "મચ ઍડો એબાઉટ નથિંગ" અને "મરચન્ટ ઑફ વેનિસ"ની રજૂઆત. |
| ૧૬૦૧ | વિલિયમના પિતા જૉન શેકસપીઅરનું અવસાન |
| ૧૬૦૨ | "ધ મેરી વાઈવ્સ ઑફ વિન્ડસર" અને "ટ્વેલ્ફ્થ નાઈટ"ની રજૂઆત. |
| ૧૬૦૩ | "ટ્રોઈલસ ઍન્ડ ક્રેસિડા"ની રજૂઆત. રાણી એલિઝાબેથ પહેલાંનું અવસાન. "હૅમ્લેટ"ની અપૂર્ણરૂપમાં પ્રસિદ્ધિ. |
| ૧૬૦૪ | પૂર્ણ સ્વરૂપમાં "હૅમ્લેટ"ની પ્રસિદ્ધિ. |
| ૧૬૦૮ | "પૅરિકિલસ" અને "એન્ટોની ઍન્ડ કલીઓપેટ્રા"ની રજૂઆત. |
| ૧૬૦૯ | "સૉનેટ્સ"ની રજૂઆત. |
| ૧૬૧૬ | તા. ૨૫ એપ્રિલે શેકસપીઅરનું અવસાન. |
| ૧૬૨૩ | શેક્સપીઅરની બધી કૃતિઓની પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ થઈ. |

(અનુસંધાન પૂઠા ૩ ઉપર)

*



# સમય સરી જાય છે...

...નિશાળમાં જવા માટે તૈયાર થયેલાં
બાળકો થોડાં જ વર્ષોમાં કૉલેજમાં
જવા લાયક થઈ જશે.
તમારાં બાળકોને ઉચ્ચ શિક્ષણ મળી શકે
તે માટે તમે કશો પ્રબંધ કર્યો છે ખરો?

આથી, યોજનાપૂર્વક બચત કરવી જ
જોઈએ. ખર્ચ કરવાની શરૂઆત કરો તે
પહેલાં જ તમારી આવકમાંથી તમે જો
અમુક રકમ નિયમિત રીતે નહિ બચાવો
તો બધા જ પૈસા ખર્ચાઈ જશે.

રાષ્ટ્રના સંરક્ષણાર્થે પરિશ્રમ અને બચત પણ આવશ્યક છે.



**ધી બેન્ક ઓફ ઇન્ડિયા લિ.**

ટી. ડી. કંસારા, જનરલ મેનેજર.

B/C/132A GUJ





# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

'સુંદર મકાનો, સુંદર ચિત્રો અને સુંદર ગ્રંથો અને જે કંઈ સૌંદર્યવાળી માનવીકૃતિઓ છે તે બધાં સંસ્કૃતિનાં દ્યોતક છે એ વિષે શંકા નથી. પરંતુ જરા યે સ્વાર્થ વિનાનો અને બીજાંઓના ભલા માટે બીજા લોકોની સાથે રહીને કાર્ય કરનારો પરગજુ સજ્જન એ બધાં કરતાં યે સંસ્કૃતિને વધારે શોભાવે છે. એકલા જાતે કાર્ય કરવા કરતાં બીજાઓની સાથે સહકારથી કાર્ય કરવું એ વધારે ચઢિયાતું છે પણ સૌની સાથે મળી સર્વેના હિતને માટે કાર્ય કરવું એ સૌથી શ્રેષ્ઠ છે.' —**જવાહરલાલ નેહરુ**

[ઇન્દુને પત્રો—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, સને ૧૯૪૪, પૃ. ૫૩]

વર્ષ ૩
અંક ૧૦
મે ૧૯૬૪
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

અભ્યાસ સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર વર્ષ ૩ · અંક ૧૦ મે ૧૯૬૪

## અનુક્રમ



*


* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'અભ્યાસ'ના પહેલા તથા બીજા વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ ઉપલબ્ધ છે. દરેક સેટની કિંમત દસ રૂપિયા. (સેટ દીઠ ટપાલખર્ચના રૂપિયા બે અલગ)


*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

લેખક અને સંપાદક:
એ. જી. ભટ્ટ
[સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]



भाग्योदयेन बहुजन्मसमर्जितेन सत्सङ्गमं च लभते पुरुषो यदा वै।
अज्ञानहेतुकृतमोहमदान्धकारनाशं विधाय हि तदोदयते विवेकः॥
—श्रीमद्भागवते—२-७६ ॥

  

**ભાવાર્થ:** જ્યારે અનેક જન્મો વડે પ્રાપ્ત કરેલા (પુણ્યરાશિના ફલસ્વરૂપ) ભાગ્યનો ઉદય થતાં મનુષ્યને સત્સંગનો લાભ થાય છે ત્યારે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા મોહ અને મદરૂપી અંધકારનો નાશ કરીને વિવેક ઉદય પામે છે.

**નોંધ:** આ શ્લોકમાં સત્સંગનો અસાધારણ મહિમા પ્રગટ કર્યો છે. અનેક જન્મોમાં અર્જન કરેલાં પુણ્યોના પાવન અને મધુર ફલસ્વરૂપે સત્સમાગમ થાય છે. ઉત્તમ ચારિત્ર્યસંપન્ન સત્પુરુષો, નિષ્કામ કર્મયોગીઓ, ઇશ્વરનો સાક્ષાત્કાર પામેલા જ્ઞાનીઓ, ભક્તો વગેરેનો સમાગમ જન્મજન્માંતરનાં સુકૃતોનાં ઉદય વિના સંભવતો નથી. પૂર્વનાં પુણ્યોનો પરિપાક થતાં મહાપુરુષનાં દર્શન પામવાનો તથા તેમના સંપર્કમાં આવવાનો સુયોગ સાંપડે છે. આવો સુયોગ કદી નિષ્ફળ જતો નથી. જ્યાં સુધી સમય પાકતો નથી ત્યાં સુધી મહાપુરુષના નિકટ સંપર્કમાં અવાતું નથી. સાચા મનોયોગપૂર્વક, વિનમ્રભાવે, અંતરની અદમ્ય જિજ્ઞાસાથી પ્રેરાઈને વારંવાર સંતપુરુષનો સમાગમ થતાં મનુષ્યના જીવનનું દિવ્ય રૂપાન્તર થવા લાગે છે. સંતો નિષ્કારણ દયાસિંધુ હોય છે. વ્યક્તિમાત્રનું કલ્યાણ થાય એવી ભાવના તેમના હૃદયમાં નિરંતર જાગ્રત હોય છે. ગીતામાં આવા સ્થિતપ્રજ્ઞ મહાત્માઓ 'सर्वभूतहिते रताः।' 'સર્વ પ્રાણીઓના કલ્યાણમાં સંલગ્ન' રહેલા હોય છે એમ જણાવ્યું છે. મહાત્માઓ તો દરેક મનુષ્યનું હિત કરવા સદૈવ તત્પર હોય છે પરંતુ દરેક મનુષ્યમાં જ્યાં સુધી સ્વકલ્યાણની ઉત્કટ અભિલાષા જાગતી નથી ત્યાં સુધી તેને મહાપુરુષોના સમાગમનો લાભ મળતો નથી. અનેક જન્મોનાં પુણ્યનો ઉદય થતાં મનુષ્યમાં આત્મકલ્યાણની અનિવાર્ય અભિલાષા ઉદય પામે છે. આત્મલાભની અદમ્ય તાલાવેલી પ્રગટ થતાં મનુષ્ય તેનો અધિકારી થાય છે અને તેને મહાપુરુષોના સમાગમનો અનાયાસે લાભ થવા લાગે છે. સત્સમાગમ થતાં એકાએક મનુષ્યના જીવનમાં સાચા આધ્યાત્મિક જીવનનો સૂત્રપાત થાય છે અને સંતની કૃપા થતાં પારસમણિનો સ્પર્શ થતાં જેમ લોખંડનું કુંદનમાં રૂપાંતર થાય છે તેમ તેના જીવનનું અપૂર્વ આધ્યાત્મિક પરિવર્તન થાય છે. મનુષ્યના આ પ્રકારના પરિવર્તનમાં એક અથવા અનેક મહાપુરુષો નિમિત્ત બને છે. જેમ નર્મદાના દર્શનનો મહિમા છે તેમ વિરક્ત મહાત્માઓના દર્શનનો પણ મહિમા છે. મહાત્માઓનું દર્શન અવશ્ય પાવનકારી હોય છે. મહાપુરુષોનાં દર્શન દુર્લભ હોય છે પણ તેના કરતાં તેમનો સમાગમ વધારે દુર્લભ હોય છે. સત્પુરુષોનાં વારંવાર દર્શન અને સમાગમ થતાં તેમની કૃપાનો જીવંત અનુભવ થવા લાગે છે. તેમણે ચીંધેલા માર્ગ પર પ્રયાણ કરતો અધ્યાત્મ-માર્ગનો પથિક કૃતકૃત્ય થયા વિના રહેતો નથી.

કોઈ પણ સાક્ષાત્કારની કોટિએ પહોંચેલા મહાપુરુષ કોઈ પણ વ્યક્તિને મંત્રોપદેશ આપે અથવા આધ્યાત્મિક ઉન્નતિનો માર્ગ બતાવે તે તેમની કૃપાનું જ પરિણામ છે એવો પાકો નિર્ધાર કરી તેમણે સૂચવેલા માર્ગ પર તે વ્યક્તિએ અવશ્ય પ્રયાણ કરવું જોઈએ. તે મહાપુરુષને સદ્ગુરુ તરીકે સ્વીકારી પ્રસન્ન મનથી તેમણે દર્શાવેલા માર્ગ પર આગળ વધવાથી લક્ષ્યની

સિદ્ધિ થયા વિના રહેતી નથી. પરંતુ જે મનુષ્ય તેમના ઉપદેશને પ્રાપ્ત કરીને પણ તે પ્રમાણે અનુસરતો નથી અને પ્રમાદ સેવે છે તેના જેવો બીજો કોઈ હતભાગી નથી.

વિવેકચૂડામણિમાં જણાવ્યા પ્રમાણે સત્સંગની પ્રાપ્તિ ઇશ્વરના અનુગ્રહ વિના થતી નથી. તેમાં દર્શાવ્યું છે કે,

दुर्लभं त्रयमेवैतद्देवानुग्रहहेतुकम्।
मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः॥

મનુષ્યનું શરીર, મોક્ષની ઇચ્છા અને મહાપુરુષોનો આશ્રય – એ ત્રણ દુર્લભ છે અને ઇશ્વિરની કૃપાને અધીન છે.

નારદભક્તિસૂત્રમાં મહાપુરુષના સમાગમની અત્યંત પ્રશંસા કરી છે. તેમાં દર્શાવ્યું છે કે પરમાત્માની પ્રેમ-ભક્તિના સાધનનો લાભ મુખ્યત્વે મહાપુરુષોની કૃપાથી અથવા ઇશ્વિરકૃપાના લેશમાત્રથી થાય છે. (मुख्यतस्तु महत्कृपयैव भगवत्कृपालेशाद्वा।) મહાપુરુષના સંગને ઉદ્દેશીને મહર્ષિ નારદે રચેલાં સૂત્રો તે વિષય પર સરસ પ્રકાશ પાડે છે. તે જણાવે છે કે– "महत्सङ्गस्तु दुर्लभोऽगम्योऽमोघश्च। लभ्यतेऽपि तत्कृपयैव। तस्मिंस्तज्जने भेदाभावात्। तदेव साध्यतां तदेव साध्यताम्। પરંતુ મહાપુરુષોનો સંગ દુર્લભ, અગમ્ય અને અમોઘ (કદી નિષ્ફળ નહિ જનારો) હોય છે. ભગવાનની કૃપાથી જ તે સંગની પ્રાપ્તિ થાય છે. આમ થવાનું કારણ એ છે કે ભગવાન અને તેના ભક્તોમાં ભેદ હોતો નથી. આથી મહાપુરુષોના સંગની જ સાધના કરો, તેની જ સાધના કરો."

મનુષ્યના હૃદયમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ શત્રુઓ જ્યાં સુધી અજ્ઞાનનો નાશ થતો નથી ત્યાં સુધી નિવાસ કરે છે. આત્મા ને અનાત્માના અવિવેકરૂપી અજ્ઞાનમાંથી આ શત્રુઓનો જન્મ થાય છે. મહાપુરુષના સંપર્કમાં આવી તેમના કૃપાકટાક્ષનું હૃદયમાં અવતરણ થતાં તેમાં અગણિત જન્મોથી છવાયેલો અજ્ઞાનજન્ય અંધકાર નાશ પામે છે અને સત્ અને અસત્‌ના વિવેકરૂપી સૂર્યનો ઉદય થાય છે. મહાત્માઓના અનુગ્રહથી અજ્ઞાનનો નાશ થાય છે અને આત્મજ્ઞાનનો ઉદય થાય છે અને આત્મજ્ઞાન પ્રકાશિત થતાં મનુષ્ય સંસારનાં બંધનમાંથી મુક્ત થાય છે. આમ સત્સંગ ભવમોચનનો હેતુ થઈ મનુષ્યના જીવનમાં અવર્ણનીય મહત્ત્વનો ભાગ ભજવે છે.

સાધુપુરુષોના સંસર્ગથી ચિત્તમાં અપૂર્વ શાન્તિનો અનુભવ થાય છે. સંતપુરુષો પૃથ્વીને પદે પદે પવિત્ર કરતાં જંગમ તીર્થો છે. તેમનો સંસર્ગ થતાં મનુષ્યની આત્મિક ઉન્નતિ થયા વિના રહેતી નથી. નીચેનાં સુભાષિતો સાધુપુરુષોનો પુણ્ય મહિમા આકર્ષક રીતે પ્રગટ કરે છે:

चन्दनं शीतलं लोके चन्दनादपि चन्द्रमाः।
चन्द्रचन्दनयोर्मध्ये शीतला साधुसङ्गतिः॥
महानुभावसंसर्गः कस्य नोन्नतिकारकः।
रथ्याम्बु जाह्नवीसङ्गात्त्रिदशैरपि वन्द्यते॥
कीटोऽपि सुमनःसङ्गादारोहति सतां शिरः।
अश्मापि याति देवत्वं महद्भिः सुप्रतिष्ठितः॥
साधूनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधवः।
कालेन फलते तीर्थं सद्यः साधुसमागमः॥

જગતમાં ચન્દન શીતલ છે; ચન્દન કરતાં પણ ચન્દ્રમા વધારે શીતળ છે. ચન્દ્ર અને ચન્દન કરતાં સાધુજનોનો સંસર્ગ વધારે શીતળ છે.

મહાનુભાવ પુરુષોના સંસર્ગથી કોની ઉન્નતિ થતી નથી?! ગંગાના સંગમાં આવેલા રસ્તાના (મલિન) જળને દેવો પણ વંદન કરે છે.

કીડો પણ ફૂલનો સંગ થવાથી સજ્જનોના મસ્તક પર આરોહણ કરે છે. પથ્થર પણ મહાપુરુષથી પ્રતિષ્ઠિત થતાં દેવની કક્ષાને પામે છે.

સાધુઓનું દર્શન પવિત્ર કરનારું છે (કેમ કે) સાધુઓ તીર્થસ્વરૂપ જ છે. તીર્થભૂમિ અમુક સમયે ફળ આપે છે જ્યારે સાધુજનોનો સમાગમ તરત જ (શુભ) ફળ આપે છે.

સંતપુરુષો સ્વભાવથી જ દીનવત્સલ હોય છે. રાજા રન્તિદેવ અત્યંત તૃષાર્ત હોવા છતાં તરસથી વ્યાકુળ થયેલા અન્ય પુરુષને પોતાનું પીવાનું જળ આપી દે છે. તે પરદુઃખભંજન મહાનુભાવના અમૃતતુલ્ય વચનો વિસરાય તેવાં નથી. તે કહે છે:

न कामयेऽहं गतिमीश्वरात् परा-
मष्टर्द्धियुक्तामपुनर्भवं च।
आर्तिं प्रपद्येऽखिलदेहभाजा-
मन्तःस्थितो येन भवन्त्यदुःखाः॥
क्षुत्तृट्श्रमो गात्रपरिश्रमश्च
दैन्यं क्लमः शोकविषादमोहाः।
सर्वे निवृत्ताः कृपणस्य जन्तो-
र्जिजीविषोर्जीवजलार्पणान्मे॥

હું ભગવાન પાસે આઠ સિદ્ધિઓવાળી પરમ ગતિ કે મોક્ષ ઇચ્છતો નથી. હું તો માત્ર એટલું જ ઇચ્છું છું કે સર્વે પ્રાણીઓના હૃદયમાં રહી હું તેમનાં સર્વેનાં દુઃખો ભોગવું જેથી તેઓ દુઃખમાંથી મુક્ત થાય.

જળનું પાન કરી જીવવા ઇચ્છતા આ પ્રાણીને જળ આપવાથી તેના પ્રાણનું રક્ષણ થયું છે. હવે મારી ક્ષુધા-તૃષાની પીડા, શરીરનો શ્રમ, દીનતા, ગ્લાનિ, શોક, વિષાદ, મોહ—એ સર્વે દૂર થયાં છે.

ઉત્તમ કોટિના સંતો સમદર્શી, નિરહંકાર, નિર્મમ, અનપેક્ષ અને શાન્ત હોય છે. તેમનામાં ક્રોધ સંભવતો નથી. તેઓ બીજાઓના ગુણોને જ ગ્રહણ કરે છે અને સ્વગુણોની કદી પ્રશંસા કરતા નથી. બીજાઓના પરમાણુ જેટલા અલ્પ ગુણોને પણ તે પર્વત જેવા મહાન ગણીને આનંદ અનુભવે છે અને સ્વાર્થનો ત્યાગ કરી પરમાર્થ કરે છે—એવી તેમની વિશિષ્ટતાનું ભર્તૃહરિએ સરસ વર્ણન કર્યું છે. આવા મહાત્માઓનાં ચિત્ત, વાણી અને ક્રિયામાં એકરૂપતા હોય છે—તેમનાં વિચાર, વાણી અને કર્મમાં સંપૂર્ણ સંવાદિતા હોય છે. (चित्ते वाचि क्रियायां च साधूनामेकरूपता।)

શ્રીમદ્ભાગવતમાં દર્શાવ્યું છે કે સંસાર-સમુદ્રમાં ડૂબતા જીવોને માટે તત્ત્વજ્ઞાની સંત-પુરુષો જળમાં ડૂબતા મનુષ્યોને માટે નૌકાની પેઠે એકમાત્ર આશ્રય છે. જેમ આકાશમાં પ્રકાશિત થઈને સૂર્ય લોકોને જગત તેમજ પોતાને દેખવા માટે નેત્રદાન કરે છે તેમ સંતજનો પોતાનું તથા ઈશ્વરનું દર્શન કરાવવા માટે આંતરદૃષ્ટિ આપે છે. આ સંતપુરુષો કૃપાશીલ દેવતા અને હિતેચ્છુ બાંધવ છે. તેઓ પોતાનો પ્રિયમાં પ્રિય આત્મા છે અને ઈશ્વર પોતે સંતના રૂપમાં રહેલા છે. ભાગવતમાં કરેલું આ સમગ્ર વર્ણન અત્યંત હૃદયંગમ છે

મહાપુરુષોની સેવાને મુક્તિદ્વાર ગણવામાં આવે છે. 'महत्सेवां द्वारमाहुर्विमुक्तेः।' શાન્ત, જીતેન્દ્રિય કારુણિક, ક્ષમાવાન, સાત્ત્વિક, ગંભીર, દયાશીલ, આત્મનિષ્ઠ મહાપુરુષોની સેવાનો અવસર અનેક જન્મનાં પુણ્યો વિના પ્રાપ્ત થતો નથી. તેમની શુશ્રૂષા કરવાની અભિરુચિ પણ પુણ્યના ઉદય વિના થતી નથી.

સાધુપુરુષોની સેવા કલ્પવૃક્ષની સમાન ફળે છે એમાં સંશય નથી. તેમની આજ્ઞાનું પાલન કરનાર, તેમણે કરેલી પરીક્ષામાંથી પસાર થનાર પુરુષ નિરક્ષર હોય તો સાક્ષર અને અજ્ઞાની હોય તો આત્મજ્ઞાની થાય છે. મહાપુરુષોના સંસર્ગ અને સેવાથી જીવનમાં અનેક પ્રકારનાં માંગલ્યની પરંપરાનો અનુભવ થાય છે અને જે દુઃસાધ્ય હોય તે પણ સુસાધ્ય બને છે. એક સુભાષિતમાં દર્શાવ્યું છે કે—

कल्पद्रुमः कल्पितमेव सूते
सा कामधुक्कामितमेव दोग्धि।
चिन्तामणिश्चिन्तितमेव दत्ते
सतां हि सङ्गः सकलं प्रसूते॥

કલ્પવૃક્ષ જેની કલ્પના કરવામાં આવી હોય તે વસ્તુને જ પ્રગટ કરે છે, પ્રસિદ્ધ કામધેનુ જેની કામના કરી હોય તે પદાર્થ જ આપે છે, ચિન્તામણિ અભિલષિત વસ્તુ જ આપે છે; (જ્યારે) સજ્જનોનો સંગ ખરેખર સર્વ વસ્તુને જન્માવે છે—પ્રગટ કરે છે.

*

# રોજનીશીમાંથી

ગણેશ વાસુદેવ માવળંકર

## તા. ૧ ડિસેંબર ૧૯૪૭, સોમવાર

સવારે નિત્યવિધિ. ૧૮ કાગળો, ઑફિસનાં કામો. કિર્લોસ્કર બંધુ કારખાનાના શ્રી ગુર્જર મળ્યા. ૧૦-૩૦ થી ૫ સુધી ઍસેંબ્લી બેઠક અને કામ.

સાંજે શ્રી. મલિક (મ્યુનિસિપલ ઍન્જિનીઅર) મળ્યા. પછી શેઠ કસ્તુરભાઈ મળ્યા. શ્રી કૃષ્ણલાલ અંબાલાલ દેસાઇ મળ્યા. "દિલ્હીમાં મુસલમાનોએ રાજ્યની વિરુદ્ધ અને હિંદુઓની વિરુદ્ધ કાવતરાં કર્યાં છે તેની વાત વલ્લભભાઈને કરવી છે. પણ એમને વખત ક્યાં છે? અને હું કેવી રીતે મળવા જઇ શકું?" એમ કહેતા હતા. મેં કહ્યું કે, "જે કાંઈ કહેવું છે તે લખીને મને આપો. હું જોઈને પછી એમને જે કહેવા જેવું હશે તે કહીશ. બેત્રણ દિવસમાં તેઓ ટાંચણ મોકલી આપવાના છે." +

થોડો વખત ફરવા જઈ આવ્યો. રાત્રે ઘેર છોકરાઓને કાગળો. આવતી કાલે શેઠ કસ્તુરભાઈની સાથે મોકલવાના છે.

## તા. ૨ ડિસેંબર ૧૯૪૭, મંગળવાર

સવારે નિત્યવિધિ આટોપીને શેઠ કસ્તુરભાઈની જોડે એમને વિદાય આપવા સારુ વિમાનઘર પર ગયો. ડૉ. રાજેન્દ્રબાબુ અને શ્રી મુનશી મુંબઈ જતા હતા તેઓ પણ મળ્યા.

મુકામ પર આવીને ઑફિસકામ. ૧૪ કાગળો. ૧૦-૩૦ થી ૫-૧૫ ધારાસભાની બેઠક અને કામ.

ઑફિસેથી આવ્યા બાદ ઘેર થોડો વખત કામ. શ્રી ભાઉ ધર્માધિકારી આવ્યા હતા. એમની સાથે મારા રોજનીશી-લખાણના પ્રકાશનની બાબતમાં વાતચીત થઈ. મૂળ રોજનીશીઓ એમણે જોવી અને યોગ્ય એવા ઉતારાઓ કરવા એમ નક્કી થયું. એ પ્રમાણે રોજનીશીઓ નંબર ૩ અને ૪ એમની પાસે રાખવા દેવી એમ ઠરાવ્યું.

+આ ટાંચણ એમની પાસેથી તા. ૧૩ મી સુધી આવ્યું નહીં!
—ગ. વા. મા.

પછી ફરવા જઈ આવ્યો. ભોજન બાદ વિશ્રાંતિ. થોડું ઑફિસ કામ.

## તા. ૩ ડિસેંબર ૧૯૪૭, બુધવાર

સવારે થોડો વખત રોજનીશી. ઑફિસ કામ. ૧૩ કાગળો. બંધારણસભા (Constituent Assembly) અને ધારાસભા (Legislature) એ બન્નેનો સ્ટાફ ભેગો કરવો (amalgamate) એ વિષે ડૉ. રાજેન્દ્રપ્રસાદની સૂચના હતી એ અંગે મારો અભિપ્રાય લખીને પંડિતજીને મોકલ્યો. ધારાસભા કારોબારી સરકારથી તદ્દન જ જુદી અને સ્વતંત્ર હોવી જોઈએ. અને આ પ્રથા ૧૯૨૯ની સાલથી ચાલુ છે. આ પ્રણાલિકા માટે સદ્‌ગત વિઠ્ઠલભાઈ પટેલ તો લડ્યા પણ ખરા અને સ્ટાફ સ્વતંત્ર કરી લીધો. એ બધું છોડીને એ સ્ટાફ ડૉ. રાજેન્દ્રપ્રસાદ(પ્રધાનમંડળના એક સભ્ય)ના હાથમાં કેવી રીતે અપાય? વળી, બંધારણ ઘડવાનું કામ તત્પૂરતું (temporary) છે. ધારાસભા કાયમની (permanent) છે. આ બન્ને સ્ટાફનું એકીકરણ કેવી રીતે કરાય? આવી ચોખ્ખી દેખાનારી, એક રીતે તો સ્વયંસિદ્ધ જેવી વાત ડૉ. રાજેન્દ્રબાબુ જોઇ શકતા નથી એનું આશ્ચર્ય થાય છે! દુઃખ થાય છે. સત્તાનો લોભ માણસને કેટલી હદ સુધી આંધળો બનાવે છે એનું આ ઉદાહરણ.

૧૦-૩૦ થી ૫-૧૫ સુધી ધારાસભાની બેઠક, અને કામ. મુકામ પર આવીને પછી પંડિતજીએ બ્રહ્મદેશના પ્રધાનમંડળને આપેલી પાર્ટીમાં ગયો. અહીં ઘણા બધા લોકો મળ્યા. શ્રી ચેટ્ટી સાથે......વાત થઈ.

પાછા ફરતાં ચાલતો જ આવ્યો. ચાલવાનું સારું થયું. ભોજન પછી થોડું પરચૂરણ વાચન.

## તા. ૪ ડિસેંબર ૧૯૪૭, ગુરુવાર

સવારે કાગળો ૧૭. ઑફિસકામ. અમદાવાદ રાયફલ ઍસોસીએશનના કામ માટે શ્રી ગાડગીળ અને સરદાર બળદેવસિંગને કાગળો લખ્યા. વડોદરાના શ્રી જાધવ મળ્યા.

૧૦-૩૦થી ૫-૧૫ ધારાસભાની બેઠક અને કામ.

સાંજે ચાહ માટે શ્રી બાળાસાહેબ ગુર્જરને બોલાવ્યા હતા. શ્રી મલિક પણ આવ્યા હતા. થોડો વખત ફરવાનું. ભોજન બાદ થોડું વાચન. વિશ્રાંતિ.

## તા. ૫ ડિસેમ્બર ૧૯૪૭, શુક્રવાર

સવારે ઑફિસકામ. ૧૪ કાગળો. વાઈના ધર્મકોષ-મંડળને થોડી મદદ આપવી તે અંગે ભારત સરકારને અરજી કરી છે તેની સાથે મૌલાના આઝાદને કાગળ. ગુજરાત વિદ્યાસભાની પશ્ચિમ તરફનું મકાન વેચાતું લેવાની બાબતમાં શ્રી રસિકભાઈને સૂચના આપતો વિગતવાર કાગળ. શેઠ અમૃતલાલને A. G. Charitiesનું દાન સ્વીકારવા અંગેનો કાગળ.

૧૦-૩૦થી ૫-૧૫ સુધી ધારાસભાની બેઠક. બપોરના લંચ માટે શ્રી ઘનશ્યામદાસ બિરલાને ત્યાં ગયો હતો. શ્રી રંગા વગેરે કેટલાક લોકો હતા.

બપોરે ચાર પછી મારા ચેમ્બરમાં મિ. ગ્રિફિથ્સ, માનનીય ઘનશ્યામદાસ ગુપ્તા (મધ્યપ્રાંતની ધારાસભાના પ્રમુખ) મળ્યા હતા.

સાંજે લોદી કૉલનીમાંના મહારાષ્ટ્રીયોના Cultural Association માં ગયો હતો. આ ભાઈઓ ભેગા મળીને જુદા જુદા વિષયો પર ભાષણો, વાર્તાલાપ વગેરે કરાવડાવે છે. મેં મારા જીવનચરિત્રની શરૂઆત કેવી રીતે થઈ, આદર્શો કયા હતા, વર્તણૂકનું ધોરણ શું હતું, વગેરે હકીકત કહી. લોકોને આ વાર્તાલાપ ગમ્યો એમ લાગ્યું.

રાત્રે ભોજનોત્તર આરામ.

## તા. ૬ ડિસેમ્બર ૧૯૪૭, શનિવાર

સવારે ઑફિસકામ. ૧૫ કાગળો. ગુજરાત વિશ્વ-વિદ્યાલયની બાબતમાં ગાંધીજીનો જે લેખ તા. ૨-૧૧-'૪૭ના 'હરિજન'માં આવ્યો છે એ સંબંધે શ્રી કાકાસાહેબ કાલેલકરના કાગળનો જવાબ. ભારતી સારાભાઈને ગુ. વિ. વિ. સમિતિની સભા અંગે જવાબ, અને બીજા કાગળો.

સાંજે શ્રી. રાજાધ્યક્ષ અને મજમુદાર મળ્યા. ૧૦-૩૦ થી ૫-૧૫ સુધી ધારાસભાની બેઠક અને કામ.

૬-૪૫ના અરસામાં મહાત્માજી પાસે ગયો. ત્યાંથી ડૉ. સુશીલા નય્યરને સાથે લઈને હરિજન કૉલનીમાં જવાનું હતું. પંજાબની નિર્વાસિત સ્ત્રીઓ અને બાળકો માટે આશ્રમ શરૂ કરવાની યોજના ચર્ચવાની હતી. આવા આશ્રમો કસ્તૂરબા ફંડે શરૂ કરવા નહીં, પરંતુ શ્રી રામેશ્વરી નહેરુ સરકાર તરફથી શરૂ કરે છે એમને તેમ કરવા દેવું અને એમની વ્યવસ્થા સંભાળવાનું કામ કસ્તૂરબા ફંડ તરફથી કરવું એવો અભિપ્રાય મહાત્માજીએ આપ્યો. મને માન્ય હતો.

ઠંડી હતી એટલે સુરવાલ, ગરમ ખમીસ, એના પર બંડી અને માથે ગરમ ટોપી એવો પહેરવેશ કરીને હું ગયો હતો. મહાત્માજી પાસે હું ગયો ત્યારે એક બાળાનું નૃત્ય અને ભક્તિરસગાયન ચાલતાં હતાં. માટે દૂર જ બેઠો. નૃત્ય અને ગાયન પૂરું થયા બાદ મારી તરફ જોઈને મહાત્માજીએ ગમ્મતમાં કહ્યું કે 'ઓ હો, માવળંકર! મને લાગ્યું કે કોઈ મુસલમાન ભાઈ આવ્યા છે!' મેં પણ વિનોદમાં જવાબ આપ્યો કે, "બાપુ, મુસલમાનો હવે હિંદમાં આવવા લાગ્યા એ જોઈને તમને ખૂબ આનંદ થયો હશે ને!" અમે સહુ ખૂબ હસ્યા. થોડો વખત વાતચીત થઈ અને પછી અમે ત્યાંથી નીકળીને હરિજન કૉલનીમાં મુકામ માટે રાત્રે ૮ વાગે પહોંચ્યા. રહેવાનું શ્રી ઠક્કરબાપાની કુટિરમાં. ભોજન વગેરે અહીં જ કર્યું. ભોજન સ્વચ્છ, વિપુલ અને સ્વાદિષ્ટ હતું. પીરસનારા સહુ લોકો હરિજન હતા. સ્વચ્છતા કોઈ એક રૂઢિચુસ્ત, કર્મકાંડવાળા બ્રાહ્મણને સાંભરે એવી હતી.

પછી અમે થોડો વખત વાતોચીતો કરતાં સૂઈ ગયા.

## તા. ૭ ડિસેમ્બર ૧૯૪૭, રવિવાર

સવારે નિત્યવિધિ. આજુબાજુમાં ફરીને હરિજન કૉલનીનું કામ જોયું. સીવણકામ, સુથારીકામ, કાગળ, કાંતણ-વણાટ વગેરે અહીં શીખવે છે. જમવા કરવાનો વિશાળ ખંડ, વચ્ચે ઊંચો મોટો કીર્તિસ્તંભ, પ્રાર્થનાની જગ્યા વગેરે સુંદર જણાયાં. નજીકમાં જ નિર્વાસિતોનો કૅમ્પ હતો તે દૂરથી જ જોયો. પાકિસ્તાનનું હુલ્લડ કરીને ઝીણાએ કયો મોક્ષ મેળવ્યો? ઐહિક અગર પારલૌકિક એવો કયો સંગ્રહ કર્યો? લાખ્ખો હિંદુઓ અને લાખ્ખો મુસલમાનો ઘરબાર છોડીને બેહાલ બન્યા. હાડમારીઓ અને ત્રાસ વેઠી રહ્યા છે! બન્ને સરકારોનો અને પ્રજાઓનો શ્રમ તથા વખત નિર્વાસિતોને

સહાય કરવામાં, એમની વ્યવસ્થા કરવામાં જાય છે! ઝીણા, લિયાકતઅલ્લી વગેરે લીગના આગેવાનો જાણે આધુનિક યુગના રાવણ જ સમજો. હિટલરે જેમની વિરુદ્ધ શસ્ત્રો ઉગામ્યાં એ માટે એનાં કારણો કદાચ હતાં, પણ ઝીણાને અગર મુસલમાનોને હિંદુઓની વિરુદ્ધ શું હતું? પોતાની મોટાઈ, રાજ ચલાવવાનો શોખ એ બધાને સંતોષવા ખાતર પોતાના જાતભાઈઓના ધર્મઝનૂનનો અને અજ્ઞાનનો લાભ ઉઠાવીને આવું દુષ્ટાચરણ એમણે ચલાવ્યું છે. ખેર.

સવારે ૯ થી ૧૨ કસ્તૂરબા ટ્રસ્ટ સભા. પછી જમણ અને વિશ્રાંતિ. ફરી પાછી ૨ થી ૩ સભા. ૩ થી ૫ સુધી ગાંધીજી સાથે સહુ પ્રાંતિક એજન્ટોસહ વિચારવિનિમય અને ચર્ચા. મારી પોતાની વિચારસરણી પ્રમાણે જ ગાંધીજીની વિચારસરણી જોઈને મને સ્વાભાવિક સારું લાગ્યું અને આત્મવિશ્વાસ પણ વધ્યો.

પછી ચાહ આરોપીને ફરી ૬ થી ૭-૩૦ સુધી કસ્તૂરબાસભા.

ભોજનોત્તર વાતોચીતો. ઠક્કરબાપા, પ્રેમા કંટક, સુશીલા પૈ, હૈદરાબાદના શ્રી હરિશ્ચંદ્ર હેડા અને એમનાં પત્ની એમ હતાં. હૈદરાબાદની વાતો પણ નીકળી. સરદાર વલ્લભભાઈ યોગ્ય તે જ કરશે એવો વિશ્વાસ રાખવાની સલાહ મેં એમને આપી. (ક્રમશઃ)

*

# કવિતાવિચાર


**લેખક-સંપાદકઃ હેમન્ત દેસાઈ**

[ગુજરાતીના ટયુટર, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]


## જૂનું પિયેરઘર

**મંદા૦**

બેઠી ખાટે ફરિ વળિ બધે મેડિયે ઓરડામાં,
દીઠાં હેતે સ્મૃતિપડ બધાં ઊકલ્યાં આપ રૂડાં.
માડી મીઠી, સ્મિત મધુર ને ભવ્ય મૂર્તી પિતાજી,
દાદી વાંકી રસિક કરતી ગોષ્ઠિથી બાળ રાજી;
સૂનાં સ્થાનો સજિવન થયાં, સાંભળું કંઠ જૂના,
આચારો કૈં વિવિધ ઢબના નેત્ર ઠારે સહૂનાં:
ભાંડૂ ન્હાનાં, શિશુસમયનાં ખટમિઠાં સોબતીઓ
જ્યાં ત્યાં આવી વય બદલિ સંતાય જાણે પરીઓ.
તોયે એ સૌ સ્મૃતિછબિ વિશે વ્યાપિ લે ચક્ષુ ઘેરી,
ન્હાની મોટી બહુરુપિ થતી એક મૂર્તી અનેરી:
ચોરીથી આ દિવસ સુધિમાં એવિ જામી કલેજે
કે કૌમારે પણ મુજ સરે બાળવેશે સહેજે!
બેસી ખાટે પિયરઘરમાં ઝિંદગી જોઇ સારી
ત્યારે જાણી અનહદ ગતી, નાથ મારા, ત્હમારી.

—બલવંતરાય ક. ઠાકોર

[ઉમાશંકર જોષી સંપાદિત 'મ્હારાં સૉનેટ'—સુધારેલી વધારેલી બીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ, ઈ.સ. ૧૯૬૨—માંથી]

[..."Discussions on poetry are valueless when compared with poetry itself: one single line of poetry is of more value than a whole book of explanations, definitions, and critical matter *about* poetry—". —P. Gurrey]

### શબ્દશક્તિ-૨

કવિના શબ્દ વિશે આ અગાઉ થોડી ચર્ચા કરી છે. શબ્દની શક્તિને લક્ષીને અહીં કેટલાંક કાવ્યો તપાસવાનું એટલા માટે યોગ્ય ધાર્યું છે કે કવિ પોતાની કલાસૂઝથી કે સહજોપલબ્ધિથી શબ્દ પાસેથી કેવું અને કેટલું કામ કઢાવે છે તે કાવ્યના સીધા સંપર્કથી જ સમજી શકાય. શબ્દનો ખ્યાલ કરતાં એક વસ્તુ હંમેશાં ધ્યાનમાં રહેવી જોઈએ અને તે સંદર્ભ. સંદર્ભ એટલે જ અર્થ. વ્યવહારની ભાષામાં પણ એકલા એકાકી શબ્દની કોઈ કિંમત નથી. ત્યારે કવિતાની ભાષા તો વ્યવહારની ભાષાથી જુદી જ છે, બલ્કે જુદી જ કક્ષાની છે. એટલે કાવ્યમાં પ્રયોજાયેલ શબ્દના સંદર્ભને કોઈ સંજોગમાં વિસરી કે અવગણી ન શકાય. કવિની કાવ્યસિદ્ધિમાં ભાષાનું કાર્ય જેવું તેવું નથી. આથી કવિ સમૃદ્ધ સંદર્ભયોજના કરે છે. એ સંદર્ભ વિસ્તૃત પણ હોય અને અનેકવિધ પણ. કવિના શબ્દના સંદર્ભની આ વિશેષતા જ કાવ્યના અર્થ અંગેના મતાંતરોની શકયતાઓ ઊભી કરે છે. આ હકીકત પણ કદાચ વિવેચનપ્રવૃત્તિનાં ચાલક બળોમાંનું એક હોય.

શબ્દને કાવ્યના સંદર્ભમાં સમજનારે એ વાત પણ ન વિસરવી જોઈએ કે કાવ્યનો સંદર્ભ એટલે અમુક પંક્તિ કે પંક્તિખંડનો સંદર્ભ નહિ પણ સમગ્ર કૃતિનો સંદર્ભ. વળી કૃતિમાંથી ઊઠતા સંદર્ભો સાથે વાચકના ચિત્તમાં રચાતા સંદર્ભોનું સધાએલું અનુસંધાન પણ કાવ્યાસ્વાદની પ્રક્રિયામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. કાવ્યનાં અનેક ઘટક તત્ત્વો એકબીજાં સાથે ઓતપ્રોત થતાં એક વ્યવસ્થિત એકમ(organic whole)નું નિર્માણ થાય છે. જેની એકતા(unity)ને પામવા માટે એ સૌ તત્ત્વોને કૃતિના સંદર્ભમાં જ સમજવાં પડે છે. આ વસ્તુ ક્યારેક એવી તો અ-નિયંત્રણક્ષમ (unmanageable) હોય છે કે કાવ્ય સાથે કામ પાડવું મુશ્કેલ બની જાય છે. આથી જ વ્યુત્પત્તિ-સંપન્ન અને સંવેદનપટુ વાચક પણ ક્યારેક કાવ્યને સમજવામાં ગોથું ખાઈ જાય છે. એટલે કાવ્યની ચર્ચા કરનાર કોઈ પણ વ્યક્તિ 'આ કાવ્યનો અર્થ આ જ છે અને આ નથી' એમ અધિકારપૂર્વક કહી શકે નહિ. ઉત્તમ કલાકૃતિમાં તો વિવેચને અંતિમ વચન (જો એવું કોઈ વચન હોય તો!) ઉચ્ચાર્યા પછી પણ ઘણું અણઊકલ્યું રહી જાય છે. તો કાવ્યના કોઈ પણ અર્થ-ઘટનને છેવટનું ઠેરવવાનો પ્રયત્ન કરવો મિથ્યા છે. એમ કરનારની કાવ્યની સમજ વિશે પણ શંકા થઈ શકે.

પ્રસ્તુત કાવ્ય એક નીવડેલી કૃતિ છે. એની અન્યત્ર ચર્ચા પણ થયેલી છે જેનો ઉલ્લેખ કર્યા વગર ચાલે એમ નથી. શ્રી મનસુખલાલ ઝવેરીએ પોતાના પુસ્તક 'કાવ્યવિમર્શ'માં (પૃ. ૧૨૧ થી ૧૨૫) આખું કાવ્ય ઉતારી આ કાવ્યની લંબાણ ચર્ચા કરી છે. તેમાં તેમણે કાવ્યની 'ખોટી સમજણ'ના દાખલા તરીકે 'કિંચિત્' પૃ. ૪, ૫, ૬ ઉપર શ્રી સુરેશ જોષીએ કાવ્યના આ-સ્વાદ વિશે ચર્ચા કરતાં આ કાવ્ય વિશે જે લખ્યું છે તેનું અવતરણ ટાંક્યું છે.-[જિજ્ઞાસુએ બન્ને ચર્ચાઓ પ્રત્યક્ષ જોઈ લેવી]-પોતાની ચર્ચાને અંતે શ્રી ઝવેરી નોંધે છે: "...આ બધા દાખલા કાવ્યની જુદી સમ-જણના નથી, ખોટી સમજણના છે. ખોટી સમજણના એટલા માટે કે ખુદ કૃતિમાંથી જ એ અર્થ કોઈ પણ રીતે નીકળી શકે તેમ નથી" આમ કહેતાં પહેલાં એમણે પોતાની રીતે કાવ્યનું રસદર્શન કરાવ્યું છે. જે જોતાં એમ લાગે છે કે શ્રી જોષીની જેમ એમણે પણ એમાં કશુંક ગાંઠનું ઉમેર્યું છે. એટલે કે એ બન્ને આસ્વાદમ મૂળ કૃતિના હાર્દને સમજવા-સમજાવવાનો જે પ્રયત્ન થયો છે તેમાં કાવ્યાસ્વાદને અપ્રસ્તુત અને કાવ્યના આધાર વિનાની ઘણી વિગતો આવવા પામી છે. આથી એમ કહી શકાય કે શ્રી સુરેશ જોષીનો આસ્વાદ કાવ્યની 'ખોટી સમજણ'નો નહિ પણ 'જુદી સમજણ'નો જુદા અભિગમનો જ દાખલો પૂરો પાડે છે. એક જ કૃતિનો જુદા જુદા અભિગમથી આસ્વાદ કરાવી શકાય અને એવી શક્યતાનો સ્વીકાર કરવામાં જ કાવ્ય પ્રત્યેનો આદર રહેલો છે, નહિ કે પોતાના અભિપ્રાય, અભિગ્રહ કે પૂર્વગ્રહને જડતાથી વળગી રહેવામાં.

હવે ઉપર નિર્દેશેલી ચર્ચાઓ વાચકને સુલભ છે એમ માની આગળ ચાલીએ.

છેલ્લી બે પંક્તિઓમાં આ કાવ્યનું કેન્દ્ર છે:

બેસી ખાટે પિયરઘરમાં ઝિંદગી જોઈ સારી
ત્યારે જાણી અનહદ ગતી, નાથ મારા, ત્હમારી.

'નાથ મારા' દ્વારા જણાય છે કે, આ સ્ત્રીની—નાયિકાની ઉક્તિ છે, એકોક્તિ નથી, સંબોધન છે. કાવ્યમાં નાટ્યતત્ત્વ છે પણ સંઘર્ષ નથી, વિસ્મય છે. ને વિસ્મય સાથે જે પ્રતીતિ થાય છે તેનો અપાર આનંદ છે. નાયિકા થોડો સમય સાસરામાં પતિ સાથે રહ્યા બાદ પિયેર આવે છે. ત્યાં ખાટ પર બેસીને આખી જિંદગી જોઈ લે છે એટલે કે બાલ્યાવસ્થાથી અત્યાર સુધીની સ્મૃતિઓ અનુભવે છે. ત્યારે તેને પતિની અનહદ ગતિનો ખ્યાલ આવે છે જે આ પહેલાં નહોતો આવ્યો. પોતાના પતિએ સ્ત્રીના હૃદયમાં કાયમનું સ્થાન લઈ લીધું એ વાતનો અનુભવ તેને પતિના વિયોગમાં થાય છે. વસ્તુનું કે વ્યક્તિનું સાચું મૂલ્ય તેના અભાવમાં જ સમજાય છે. એ સાદી વાતને કવિએ ખૂબ કૌશલ-પૂર્વક અહીં રજૂ કરી છે. સ્થળકાળની સીમા—હદને અતિક્રમીને પોતાથી દૂર હોવા છતાં ય નિકટ ને નિકટ રહેતા પ્રિયતમની ગતિને નાયિકાએ પ્રીછી એ આ કાવ્યનો વિષય છે. કાવ્ય જ ખરું જોતાં ગતિનું છે. સ્ત્રી ખાટ—હિંડોળાખાટ પર બેસે છે એ સ્વાભાવિક અને સમુચિત છે. હીંચકો ગતિસૂચક—ગતિપ્રવર્તક છે. એથી એનું મન ગતિમાન થાય છે. અને એ ગતિમાન મન કોઈની ગતિને જાણે છે ને પામે છે.

'ફરી વળી બધે' એ પંક્તિખંડનો 'એ ખાટ પર બેસે છે; મેડીએ જાય છે; ઓરડે ઓરડામાં ફરી વળે છે' અથવા 'એ બેઠી ન બેઠી ત્યાં તરત જ ઊભી થઈ ગઈ. માત્ર ઊભી જ ન થઈ, બધે ફરી વળી' વગેરે અર્થ કાઢવા કરતાં એ મનથી જ બધે ફરી વળી એવો અર્થ ન લઈ શકાય? માણસના મનની ગતિ કોને અજાણી છે? ખાટ પર બેઠાં બેઠાં જ એ સ્ત્રી ભૂતકાળનાં સ્મૃતિચિત્રો નિહાળે છે એમ સ્વીકારવું હોય તો તેના સમર્થનમાં બે વસ્તુ દર્શાવી શકાય: પહેલી પંક્તિમાં અલ્પવિરામનો અભાવ તથા તેરમી પંક્તિમાં 'બેસી ખાટે' એવી પુનરુક્તિ; અને એ સૂચક લાગે છે,

"Nothing in a good poem happens by accident; every word, every coma, every variant spelling must enter as an act of the poet's choice."

ઠાકોર જેવા સભાન કલાકારની કવિતામાંથી આવાં બીજાં દૃષ્ટાંતો ય મળી શકે એમ છે. છતાં આ કાવ્યની નાયિકા ખાટ પર બેઠાં બેઠાં જ મનથી જ મેડીએ અને ઓરડાઓમાં ફરી વળે છે, સદેહે નહિ. એવો આગ્રહ પણ રાખવો જોઈએ નહિ. ઉપર સૂચવેલ ગતિની દૃષ્ટિએ જોતાં આ અર્થ સ્વીકારવા મન લલચાય ખરું.

જેને લગ્ન પહેલાં કદી જોયો નથી એવા હૃદય-વલ્લભનું બાલ્યકાળમાં પણ શિશુ કિશોરરૂપે દર્શન થવું, નાયિકાને મનગમતું દર્શન થવું એ પરિસ્થિતિમાં જ કાવ્યનો ચમત્કાર રહેલો છે. કવિ પોતે એને, યોગ્ય રીતે જ, 'સ્મૃતિનું ઇન્દ્રજાળ' કહે છે. પણ એ ઇન્દ્રજાળનો એણે કાવ્યના લાભમાં સરસ ઉપયોગ કર્યો છે એ જોતાં છેલ્લી પંક્તિમાંના 'અનહદ ગતી' શબ્દોનું આ કાવ્યમાં આગવું મહત્ત્વ છે. કવિએ કરેલા ગતિના આલેખનનાં સંદર્ભમાં એ પંક્તિઓનું અર્પણ અનન્ય છે. શબ્દનાદની ઘણી ખૂબીઓ વાચક આ કાવ્યમાં જોઈ શકશે. અર્થની દૃષ્ટિએ બે વિશેષણો નોંધપાત્ર છેઃ વાંકી (દાદી) અને ખટમિઠાં (સોબતીઓ). 'એવી જામી કલેજે' પ્રયોગ પણ ખાસ ઉલ્લેખ માંગે છે. અંતે, 'જૂનું' વિશેષણમાં, જૂના ઘરમાં થયેલ એક નવીન જ અનુભવ એવું સૂચન શોધી શકાય—કાવ્ય ખમતીધર છે. હજુ વધુ પરિશીલન, હજુ વધુ સમજણ...

*

# રેનેસાંની પૂર્વ તૈયારીઓ (૧૫૧૬-૭૮)


**જયન્ત પંડ્યા**

[અંગ્રેજીના અનુસ્નાતક અભ્યાસી]


**માનવતાવાદીઓનો ફાળો:** રેનેસાં (પુનર્પ્રાકટ્ય) એ યુરોપીય ઘટના છે. ૧૬મી શતાબ્દીના બધા જ સાહિત્યમાં તેનાં કારણો પ્રવર્તે છે: પાંડિત્યમાં રૂંધાયેલા વિચારોની મુક્તિ, ધર્મસુધારકોએ મઠાધીશો પ્રત્યે પેદા કરેલી બળવાની લાગણી, એ જ બળવાખોર માનસની પ્રતિક્રિયા, સાગરખેડુઓ અને ખગોળશાસ્ત્રીઓએ ખુલ્લાં કરેલાં ધરતી અને આભ તરફનું કુતૂહલભર્યું આશ્ચર્ય, લેટિન અને ગ્રીક પુરાણોમાં સૌંદર્યદર્શન અર્થે વિહાર કરવા-કરાવવાની અનુરાગભરી પ્રવૃત્તિ અને તેમાં પણ ખાસ કરીને ગ્રીક સાહિત્ય પ્રતિ ઢળતું વલણ—આ બધાં એનાં મુખ્ય કારણો ગણાવી શકાય.

આ લક્ષણો સર્વસામાન્ય હોવા છતાં, પ્રત્યેક દેશમાં રેનેસાંની પરિણતી તે તે દેશના રાષ્ટ્રીય સાહિત્યનું ઘડતર કરવામાં થઈ. સુધારક પ્રવૃત્તિની જેમ રેનેસાંમાં પણ વ્યક્તિવાદ—વ્યક્તિત્વની પ્રબળ મુદ્રા પ્રવર્તે છે. પ્રત્યેક દેશમાં આ નવોદિત વ્યક્તિતા અને રાષ્ટ્રીયતાએ સાહિત્યિક સૌંદર્ય પ્રકટાવવાની પ્રબળ અભીપ્સા જન્માવી અને બોલાતી ભાષાનું ખેડાણ કરી તેની અભિવ્યક્તિની શક્તિ વિકસાવી.

ફ્રાન્સ અને ઇટલી જેવા દેશોમાં થયેલાં પરિવર્તનોની સરખામણીમાં ઇંગ્લૅન્ડમાં, રેનેસાંની, વ્યક્ત થયેલી લાક્ષણિકતાઓ નીચે પ્રમાણે છે: અંગ્રેજી સાહિત્યમાં પુનર્પ્રાકટ્યનો ધબકાર મંદ અને વિલંબિત હતો. લાંબા કાળ સુધી, કવિતા કે ગદ્ય ઉપર માનવતાવાદે કોઈ નિર્ણાયક અસર કરી ન હતી. સોળમી શતાબ્દીના પ્રારંભકાળે ય ભાષાનો સંપૂર્ણ વિકાસ હજુ થયો ન

હતો. લૅટિનનો મલાજો રાખતા ગદ્ય પાસે કોઈ પુરોગામી આદર્શ ન હતો; ન હતી સ્થિર થયેલી પરંપરા. રૅનેસાં કાળમાં પ્રકટ થયેલી અને સમગ્ર યુરોપનું ધ્યાન ખેંચનારી ઇંગ્લૅન્ડની બે કૃતિઓ—सर टॉमस मूरनुं युटोपिया (૧૫૧૬); અને फ्रान्सिस बॅकननुं नॉवम् ऑर्गेनम्—લૅટિનમાં લખાઈ હતી એ ઘટના પણ નોંધવા જેવી છે. બીજી બાજુએ, કવિતા તો ચૉસરના સમયથી અસ્તવ્યસ્ત પડેલી હતી અને છેક ૧૫૭૯ સુધી, સ્પેન્સરના આગમન સુધી સમતા પ્રાપ્ત કરી શકી ન હતી. વચગાળાનાં વર્ષો કેવળ નિબંધનાં વર્ષો હતાં, ગતિ અને પરાગતિનાં વર્ષો હતાં.

એટલે રૅનેસાંનો પ્રાદુર્ભાવ ઇંગ્લૅન્ડમાં જે ઘડીએ થયો ત્યારે મહત્તા મેળવી ચૂકેલું ઇટાલિયન સાહિત્ય સુકાવા માંડયું હતું અને ફ્રાન્સમાં राबॅलास (Rabelais) અને रोन्सार्ड (Ronsard)ની પ્રતિભા પછી मोन्टेइन ના નિબંધો પ્રકટ થઈ રહ્યા હતા. ઇટલી અને ફ્રાંસના સાહિત્ય વિકાસ-વિકારની ખાંધે ચઢીને પોતાનું નવપ્રસ્થાન કરવાનો લાભ ઇંગ્લૅન્ડને મળ્યો. પરિણામે સત્ત્વસમૃદ્ધ થયેલી એ પેઢીમાં ઉચ્ચ સાહિત્યની આકાંક્ષા મૂર્તિમંત થતી જોવાનું સૌભાગ્ય એને ઉત્તરોત્તર પ્રાપ્ત થતું ગયું.

વળી, રૅનેસાંનો ઉદય ધર્મસુધારણાની હિલચાલ પછી થયો હતો. એના ઉદયકાળે ઍંગ્લિકનવાદ ઉપર કૅલ્વિનવાદની અસરો ઝિલાતી જતી હતી. રાષ્ટ્ર ઉપર પથરાયલાં આવા રૂઢિચૂસ્ત વાતાવરણ વચ્ચે સર્વ રૂપોમાં સૌંદર્યની શોધ કરનાર અને પ્રવૃત્તિ માત્રને નૂતન કોટિએ સ્થાપવા મથનાર રૅનેસાં, મુક્ત શ્વાસ કદી ય લઈ શકયું નહિ. મુક્ત જીવોની કશી ખોટ ન હતી પરંતુ તેઓ બળવાખોર અને કુખ્યાત હતા. જ્યારે મોટા ભાગના લોકોને મન નૈતિકતા એ સ્વાભાવિક અને શ્રદ્ધેય ગુણ હતો; અને અશ્રદ્ધાળુઓ પણ લોકાપવાદને ભયે નૈતિકતાનો અંચળો ઓઢતા. જો કે સમગ્ર રીતે જોતાં પ્રજામાં ગંભીરતા અને આત્માભિમુખતા હતી પરંતુ સાત્ત્વિકતા ન હતી. આસ્થા અને આચરણના પ્રશ્નોમાં પ્રજાને વિશેષ રસ હતો.

આ ઉપરાંત, ફ્રાન્સ અને ઇટલી કરતાં, પ્રોટેસ્ટન્ટ ઇંગ્લૅન્ડે મધ્યકાળ સાથે સંબંધ-વિચ્છેદ કર્યા પછી પણ તેનું સાહિત્ય ભૂતકાળ સાથે અત્યંત નિકટતાથી જોડાયેલું હતું. તેથી ધર્મ-સુધારણાના આંદોલને અને રૅનેસાંએ તેને નવપ્રસ્થાન ચીંધ્યું હોવા છતાં, યુરોપ ખંડના અન્ય દેશોની સરખામણીએ, ઇંગ્લૅન્ડ ભૂતકાળને વધારે વફાદાર રહ્યું. અતીત સાથે બંધાયેલી ગ્રંથિને કારણે જે સાતત્ય સર્જાયું તેણે અજબ દેશપ્રેમ પ્રકટાવ્યો. ગ્રીસ, રોમ, ઇટલી અને ફ્રાન્સના ઉત્તમ સાહિત્ય સાથે સ્પર્ધા કરવાની આકાંક્ષા જાગી અને આખા યે ખંડના સાહિત્ય-સંસ્કારના તાણાવાણા ઉપર પોતાની આગવી ભાત ઉપસાવવાની વૃત્તિ દૃઢ થતી ગઈ.

## માનવવિદ્યાવાદનો સંચાર (૧૪૯૦-૧૫૯૮)

ઈ. સ. ૧૪૯૦ થી લગભગ ૧૫૨૦ સુધીનાં, ધાર્મિક કલહોનાં ત્રીસ વર્ષો દરમિયાન ઇંગ્લૅન્ડમાં ગણ્યા-ગાંઠ્યા માણસોમાં શુદ્ધ, શાંત અને આશાસ્પદ વિદ્વત્તા પાંગરી હતી. ૧૪૫૩માં તૂર્ક લોકોએ કૉન્સ્ટન્ટીનોપલ જીત્યું તે પછી, દેશવટો ભોગવતા કેટલાક જુવાન અંગ્રેજો ઇટલીમાં ભેગા થયા; તેમાંથી કેટલાકે નાશ પામતાં બચી ગયેલી ગ્રીક હસ્તપ્રતોને તપાસવાની ઉત્સુકતાથી નવા જ્ઞાનનું આકંઠ પાન કર્યું. આ અંગ્રેજ અભ્યાસીઓ હતાઃ विलियम् ग्रॉसिन (૧૪૪૬ ?–૧૫૧૯), टॉमस लिनेकर (૧૪૬૦ ?–૧૫૨૪) અને ज्हॉन कॉलेट (૧૪૬૭ ?–૧૫૧૯). લિનેકર એક નિષ્ણાત તબીબ હતો અને હતો એક વિદ્વાન અભ્યાસી. પ્રિન્સ આર્થરનો એ શિક્ષક ઑક્સફર્ડમાં ગ્રીક ભાષાનો અધ્યાપક હતો અને ટૉમસ મૂરનું ગ્રીક ભાષાનું જ્ઞાન લિનેકરના શિક્ષણને આભારી હતું. લંડનની धी रोयल कॉलेज ऑाफ फिजिशियन्सનો સ્થાપક, રાજકુમારી મેરીનો લૅટિન-શિક્ષક અને તેને માટે વ્યાકરણ લખનાર લિનેકર પોતાનાં તબીબી-વિદ્યાનાં પુસ્તકોથી પણ જાણીતો હતો.

લિનેકરની જેમ વિલિયમ ગ્રૉસિન પણ ઑક્સફર્ડમાં ગ્રીકનું અધ્યાપન કરતો હતો. વિદ્યા-નિધિમાં પોતાનું કોઈ વિશેષ પ્રદાન એણે કર્યું નથી પરંતુ વિદ્યાવ્યાસંગી અભ્યાસીઓને ઉત્તેજન આપવામાં એણે વિશેષ ફાળો આપ્યો છે. આ બે પ્રતિભાશાળી શિક્ષકોના શિક્ષણથી આકર્ષાઈને વિખ્યાત एरास्मस (Erasmus) અભ્યાસ અર્થે તેમની પાસે આવ્યો હતો.

એરાસ્મસના સમકાલીન વિદ્વાનોમાં જ્હૉન કૉલેટનું સ્થાન મોખરે છે. રૂઢિચૂસ્ત, વાસ્તવદર્શી કૉલેટ ખ્રિસ્તી સંપ્રદાયનો માનવવાદી આગેવાન હતો. ધર્મસુધારણાનો પ્રારંભ વ્યક્તિ માત્ર પોતાની જાતથી જ કરે તો બીજા કશા જ ફેરફારોની જરૂર નથી એવો ઉપદેશ એક દીક્ષા-સભામાં એણે કર્યો હતો. વ્યક્તિત્વની પ્રતિષ્ઠા એ રેનેસાંનું આગવું લક્ષણ આમ કૉલેટને હાથે પુરસ્કાર પામ્યું હતું. તેણે ઉપાડેલા શિક્ષણકાર્ય માટે તેની સ્મૃતિ ચિરંજીવ રહી છે. એરાસ્મસની અભ્યાસિતા પણ થોડા વખત માટે કૉલેટની ધાર્મિક અસરોનો સ્પર્શ પામી સુધારક પ્રવૃત્તિ તરફ વળી હતી. એરાસ્મસ અને કૉલેટ બન્ને, એમ માનતા કે સમજાવટથી, જ્ઞાનથી અને નીતિ શુદ્ધિથી એકતા વીંખ્યા વિના સુધારણા થઈ શકશે.

પરંતુ એરાસ્મસને રોમન અને ગ્રીક પ્રશિષ્ટ કૃતિઓની ખૂબ લગની લાગેલી હતી. તે અત્યંત બુદ્ધિશાળી પુરુષ હતો અને એનો સંગ સર્જક પ્રતિભા ધરાવતા સર ટોમસ મૂર(૧૪૭૮–૧૫૩૫)ને પ્રોત્સાહક નીવડ્યો હતો. રેનેસાંના પ્રવેશક સમું યુટોપિયા, ૧૫૧૬માં જ્યારે પૂરું થયું ત્યારે એક પ્રખર ધારાશાસ્ત્રી તરીકે મૂરની નામના હતી અને પાર્લમેન્ટનો તે સભ્ય હતો. આ કૃતિ લૅટિનમાં લખાયેલી હતી. ઇંગ્લિશમાં એ લખાઈ હોત તો મૂરને યુરોપવ્યાપી ખ્યાતિ કદાચ ન મળી હોત પરંતુ અંગ્રેજી સાહિત્યમાં તેનું આસન ઊંચું મંડાયું હોત. આજે તો તેનું સ્થાન, તેની વિવાદાસ્પદ રચના ડાયલૉગ ઑફ કમ્ફર્ટ (Dialogue of Comfort) અને ટૅસિટસની બળકટતાનું સ્મરણ કરાવે એવું જુલમગારનું ચિત્રાલેખન ધરાવતું હિસ્ટ્રી ઑફ કિંગ રીચાર્ડ-થર્ડ, એ બે પુસ્તકોને કારણે છે.

યુટોપિયાનું માળખું પોર્ટુગલ અને સ્પેનિશ શોધખોળોનું અવલંબન લઈને ઘડાયું હતું. યુટોપિયા એ નવા શોધાયેલા સાગરમાં આદર્શ લોકોથી વસેલો એક કાલ્પનિક ટાપુ છે. પ્લૅટોના રીપબ્લિકને નજરમાં રાખીને આલેખાયેલું કલ્પના-કથાનક તત્કાલીન રીતરસમો સામે વિરોધરૂપે વ્યક્ત થયેલું છે. પ્રેમ-શૌર્યની ઍંગ્લોસૅક્સન પ્રણાલિકા આ ટાપુના લોકોને પસંદ નથી. યોદ્ધાઓ અને યુદ્ધને તેઓ ધિક્કારે છે. સામ્યવાદ એ તેમની ભૂમિનો કાયદો છે. માત્ર મર્યાદિત સમય પૂરતા બધા જ લોકો શ્રમજીવીઓ છે. જીવન સહુને માટે સુખદાયી હોવું જોઈએ, ઋષિપણાને એમાં સ્થાન જ નથી એવા તત્ત્વજ્ઞાન ઉપર નિર્ભર મૂર માનવસ્વભાવના સદંશો ઉપર પણ શ્રદ્ધા રાખે છે, અને પ્રકૃતિના ઐશ્વર્યને પ્રકટ કરનારી ઇન્દ્રિયોની પ્રશસ્તિ કરે છે. યુટોપિયામાં બધા ધર્મો અધિકારી ધર્મો છે અને સહિષ્ણુતા એ સર્વમાન્ય આચાર છે. પાંડિત્ય એમને ગમતું નથી અને પસંદ કરવી હોય તો રોમને બદલે ગ્રીક ફિલસૂફી જ તેમને મન આવકારપાત્ર છે. ઇંગ્લૅન્ડની તત્કાલીન સમાજવ્યવસ્થાના આર્થિક, સામાજિક પ્રશ્નોને પ્રતિબિંબિત કરતી આ કથામાં મૂરે પોતાની ચેતનવંતી વૃત્તિઓ અને વિદ્રોહી કલ્પનાને બહેલાવી છે. મૂરમાં બેઠેલો ચૂસ્ત રોમન કૅથોલિક સાધુ પણ લેખક મૂર પ્રત્યે સહિષ્ણુ બન્યો છે. એક વાર લૉર્ડ ચાન્સેલરનું સ્થાન ભોગવી ચૂકેલા મૂરનો શિરચ્છેદથી આવેલો અંત અત્યંત કરુણ હોવા છતાં એની શ્રદ્ધા અને તેની વીરતાથી શહાદતરૂપ બન્યો હતો.

મૂરની અંગ્રેજી રચનાઓ તેના ભર્યાભર્યા અને સંકુલ સ્વભાવની, તેના ચૈતન્યની, તેના નાટ્યાત્મક પાત્રાલેખનની અને હળવાશની ઝાંખી કરાવે છે. જો કે એનું અંગ્રેજી ગદ્ય અન્તંત્ર હતું, યુટોપિયાના તરંગો સમી લાંબી વાક્યરચનાઓની કિલષ્ટતાનો એને ભય ન હતો. સંભવ છે કે અંગ્રેજી ગદ્યને આકાર આપવાનું કાર્ય પોતાનાથી ઓછી શક્તિવાળા માણસો માટે એણે બાકી રાખ્યું હોય.

મધ્યમ કક્ષાની લૅટિન–અંગ્રેજી કવિતાથી, કાવ્યપ્રકારમાં ય હાથ અજમાવનાર મૂરની કીર્તિ મુખ્યત્વે તેની લૅટિન સૂક્તિઓ અને યુટોપિયા ઉપર જ આસનસ્થ છે.

**શિક્ષણશાસ્ત્રીઓ :** મૂરના દેહાન્ત પછી ઇંગ્લૅન્ડના સમાજજીવનમાં પગરણ માંડનારા, સર્જક સાહિત્યકારો નહિ પરંતુ શિક્ષણશાસ્ત્રીઓ હતા. એરાસ્મસ એમનો આરાધ્ય પુરુષ હતો. તેને અનુસરીને, પ્રાચીન લખાણોનો શૈક્ષણિક અને નૈતિક ઉત્કર્ષ અર્થે વિનિયોગ કરનારાઓમાં સર ટૉમસ ઍલિયટ (૧૪૯૦?–૧૫૪૬) અને ટૉમસ વિલ્સન (૧૫૨૫–૧૫૮૧)નાં નામો ઉપરાંત સર જ્હૉન ચેક (Cheke) અને રોજર ઍસ્કામ (Ascham)નાં નામો જાણીતાં છે. આ શિક્ષણકારોમાં, ઍલિયટને

યુનિવર્સિટીનું શિક્ષણ મેળવવાનું ભાગ્ય મળ્યું ન હતું; પરંતુ એ ખોટ એણે ગ્રીક, લેટિન અને ઈટલિયન ભાષાનું સારું જ્ઞાન મેળવીને પૂરી હતી. તેને ખ્યાતિ અપાવનાર પ્રારંભની કૃતિ ધી બૂક ઑફ ધી ગવર્નર(૧૫૩૧)-The Boke of the Governour–માં ઍલિયટે વહીવટ કરનારા લોકોએ કેવા પ્રકારની કેળવણી મેળવવી જોઈએ તેની યોજનાબદ્ધ વિગતો ચર્ચી છે.

જ્યારે, સમાજપરિવર્તનનો વિરોધી અને અંગ્રેજી રૂઢિચૂસ્તતાનો હિમાયતી સર જ્હૉન ચેક (૧૫૧૪–૫૭) કેમ્બ્રિજમાં ગ્રીકનો અધ્યાપક હતો. ગ્રીક ભક્તિનો રંગ પોતાની નિકટનાં વર્તુળોમાં એણે લગાડયો હતો. ધી હાર્ટ ઑફ સેડિશન, હાઉ ગ્રીવસ ઇટ ઇસ ટુ એ કૉમનવૅલ્થ નામની એની કૃતિમાં એની વાક્છટા, વિવાદકૌશલ્ય અને મર્માળી લઢણનો પરિચય થાય છે.

અન્ય શિક્ષણકારોમાં, સર ટૉમસ વિલ્સન (૧૫૨૫–૮૧) વાગ્મિતા ઉપરની તેની કૃતિ ધી આર્ટ ઑફ રેટરિક (૧૫૫૩)–Arte of Rhetorique–થી જાણીતો છે. ઍરિસ્ટોટલ, સિસેરો અને ક્વિન્ટિલિયન જેવા મહાનુભાવોનાં લખાણોનો વિલ્સને ઠીક ઠીક લાભ લીધો છે. ઍલિયટે અનુવાદો દ્વારા પોતાના દેશબાંધવોમાં નૈતિક અને રાજકીય પ્રજ્ઞાનો પ્રસાર પ્રાચીન ઉદાહરણોથી કર્યો, જ્યારે વિલ્સને એ પ્રજામાં દેશદાઝની જ્યોત પ્રકટાવી. અને એ રીતે રેનેસાંના અભિગમ માટે એક જુદી દિશા મોકળી કરી.

શિક્ષણકારોના જૂથમાં સૌથી વધારે મનોરંજક અને એ બધામાં કંઈક નોખો તરી આવતો રોજર ઍસ્કામ (૧૫૧૫-૬૮) ખૂબ લોકપ્રિય હતો. અંગ્રેજી ભાષાના વિકાસ માટે એણે નિષ્ઠા અને ખંતથી કાર્ય કર્યું છે. પ્રશિષ્ટ અંગ્રેજી ગદ્યકારોમાં તેની ગણના થઈ શકે એવી એની સજ્જતા પણ જોવા મળે છે, ટૉક્સોફિલસ (૧૫૪૫) અને સ્કૂલ માસ્ટર (૧૫૭૦) એ બે કૃતિઓ દ્વારા અભિવ્યક્ત થતા ઍસ્કામમાં સન્નિષ્ઠા, ઉમદા સૂઝ અને હળવાશ પડેલાં છે. પ્રાચીન ગ્રીસ અને રોમના લેખકો માટેનો તેનો આદર, તેની શૈલીનું લેટિનયુક્ત લાવણ્ય, તેના અંગ્રેજી ગદ્યમાં સિસેરો અને સેનેકાના કંઈક અનુકરણને કારણે પ્રવેશેલી રૂક્ષતા અને ઔપચારિકતા વચ્ચે ય ઍસ્કામનું વ્યક્તિત્વ ઊપસી આવે છે.

આ યુગના, આ મુખ્ય શિક્ષણકારો ઉપરાંત શાળા-મહાશાળામાં શીખવતા અનેક શિક્ષકોએ કાળનાં પરિબળો ઘડવામાં પોતાનો ફાળો આપીને રેનેસાંના રથને દોડતો કર્યો છે. શતાબ્દીના આરંભકાળે પ્રશિષ્ટ જ્ઞાન એ થોડાક સદ્ભાગી પુરુષોના સૌભાગ્યની ઘટના હતી પરંતુ ઉત્તરોત્તર થયેલા અનુવાદો દ્વારા અને ઘડાતી જતી અભિરુચિ દ્વારા એ સૌભાગ્ય બહુજન સુલભ થઈ રહ્યું. કાળની કેડીએ જતાં ચૉસર અને શેક્સપિયર વચ્ચે ઝાઝું અંતર નથી પણ દુનિયા જુઓ તો ઘણી બધી બદલાઈ ગઈ છે.

*

# આપત્તિનું અર્થઘટન

**એમ. કે. ભટ્ટ**
(તત્ત્વજ્ઞાન અને મનોવિજ્ઞાન વિભાગોના અધ્યક્ષ: ડી. કે. વી. કૉલેજ, જામનગર)

## આપત્તિ અને ઈશ્વર

**પ્રાચીન** કાળથી તત્ત્વજ્ઞાનમાં આપત્તિનું અસ્તિત્વ અને તેના અર્થઘટનનો પ્રશ્ન એક સમજૂતી માગતી સમસ્યા તરીકે ઉપસ્થિત થતો રહ્યો છે. આ પ્રશ્ન સાથે આપત્તિનું સ્વરૂપ, આપત્તિની વાસ્તવિકતા, ઈશ્વરના ગુણો, માનવસ્વાતંત્ર્ય, કર્મનો સિદ્ધાંત જેવા પ્રશ્નો પણ સંકળાયેલા છે.

એક તરફ સૃષ્ટિના રચયિતા તરીકે અને અંતિમ સતતત્ત્વ તરીકે ઈશ્વર સર્વજ્ઞ, સર્વસર્જક, સર્વશક્તિમાન, દયાળુ વગેરે શુભ ગુણોથી વિભૂષિત હોવાની માન્યતા અને બીજી તરફ જગતમાં આપત્તિ (Evil)ના અનુભવની વાસ્તવિકતા આ "આપત્તિનો પ્રશ્ન" ઉપસ્થિત કરે છે. યાતના, નિરાશા, મુશ્કેલીઓ, ઉદાસીનતા, આફતો, દુઃખો, કરુણતા–આ બધાંને સામૂહિક રીતે આપત્તિ કહી શકાય

તે–અનુભવની હકીકતો છે. ઈશ્વર દયાળુ અને સર્વશક્તિમાન હોય તો તેણે જગતમાં આવી આપત્તિ ઉત્પન્ન કરી ન હોત. વળી આપત્તિ દ્વારા તે કોઈ શુભ આશય પાર પાડવા માગતો હોય તો યે તેને માટે આપત્તિનું સર્જન કરવાની જરૂરત તેના ગુણોની મર્યાદા બાંધી દે છે.

આમ ઈશ્વર સંબંધે ઉત્પન્ન થતા આપત્તિના પ્રશ્નનું નિરાકરણ કરવાના વિવિધ પ્રયાસો તત્વજ્ઞાને, નીતિશાસ્ત્રે અને ધર્મે કર્યા છે. આમાંના કેટલાક પ્રયાસો ઈશ્વરનું અસ્તિત્વ અને આપત્તિનું અસ્તિત્વ એકબીજાથી અસંગત નથી તેવું દર્શાવવા થયા છે; જ્યારે કેટલાક પ્રયાસો આપત્તિની અવગણના કરે છે કે ઈશ્વરને આપત્તિની જવાબદારીમાંથી મુક્ત કરે છે.

ઈશ્વર અને આપત્તિ એકબીજા સાથે સુસંગત સાબિત કરવામાં આવે કે આપત્તિની અવગણના કરવામાં આવે તો યે આપત્તિ પોતે શું છે તેનો સ્પષ્ટ ખ્યાલ પ્રાપ્ત થતો નથી. આપત્તિના અર્થઘટનનું આધુનિક દૃષ્ટિબિંદુ આપત્તિનું વિશ્લેષણ કરીને તેનું સ્વરૂપ સ્પષ્ટ કરે છે અને આપત્તિ તરફનું કેવા પ્રકારનું વલણ વધુ યોગ્ય છે તેની સમજૂતી આપે છે. ઈશ્વરને અનુલક્ષીને આપત્તિની સમજૂતીના જે પ્રયાસો થયા છે તે આપત્તિના વાસ્તવિક વિશ્લેષણને બદલે આપત્તિના પ્રશ્નનો મેળ ઈશ્વર સાથે કેવી રીતે બેસે છે તે નક્કી કરવા તરફ વળ્યા છે. આથી કેટલીક વાર આવા પ્રયાસોમાં આપત્તિને સમજાવવા કરતાં 'સમજાવી કાઢવાનું' વલણ વિશેષ જોવા મળે છે

**આપત્તિનું અર્થઘટન**

તત્ત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર અને ધર્મમાં આપત્તિના પ્રશ્નની સમજૂતી માટે વિવિધ પ્રયાસો થયા છે. આ પ્રયાસોના સારરૂપ મંતવ્યો નીચે મુજબ મૂકી શકાય:

(૧) નીતિમત્તા કે નૈતિક મૂલ્યો માટે આપત્તિનું અસ્તિત્વ જરૂરી છે.

(૨) આપત્તિ વાસ્તવિક નથી; સુખ કે શુભની માત્ર ગેરહાજરી એ આપત્તિ છે.

(૩) આપત્તિ આભાસ છે.

(૪) માનવસર્જિત છે.

(૫) કર્મની શિક્ષા છે.

(૧) આ મંતવ્ય આપત્તિનું અસ્તિત્વ સ્વીકારે છે પરંતુ તે નૈતિક મૂલ્યોના સાધનરૂપ છે તેમ અર્થઘટન કરે છે. શુભની સાચી કિંમત અશુભ અને આપત્તિથી જ થાય. જો આપત્તિ કે અનિષ્ટ ન જ હોય તો શુભ (Good)નું મૂલ્ય રહેતું નથી. નીતિમાન માનવી આપત્તિમાં પણ નીતિમત્તા જાળવી રાખે એ તેના ઉચ્ચ ગુણોની શક્તિ છે. આમ શુભની સામે જેમ અશુભ છે તેમ સુખની સામે આપત્તિ છે. કથાપુરાણોમાં ઈશ્વર ભક્તોની નીતિમત્તાની દૃઢતાને ચકાસવા આપત્તિઓ ઊભી કરતા હોવાની જે કથાઓ આવે છે તે આ મંતવ્યનું સમર્થન કરે છે.

આ મંતવ્ય મુજબ આપત્તિનું અસ્તિત્વ ઈશ્વરના ગુણો સાથે અસંગત નથી. આપત્તિને નીતિમત્તાના સાધનરૂપ ગણીને તેને ઈશ્વરનો હેતુ સારતી દર્શાવી છે. આમ છતાં શુભ હેતુ માટે પણ ઈશ્વરને આપત્તિના સર્જનની જરૂરત રહી એ તેના સર્વશક્તિમાનપણાની મર્યાદા છે. વળી દરેક આપત્તિ પાછળ રહેલો શુભ આશય આનુભવિક વિશ્લેષણની બાબત નથી; માત્ર માન્યતાની સ્વીકૃતિ છે. આથી આપત્તિના સ્વરૂપનું સાચું અને વાસ્તવિક ચિત્ર ઊપસતું નથી.

બીજી એવી માન્યતા છે કે જગતમાં શુભ અને અનિષ્ટ એવી બે શક્તિઓ વચ્ચે સતત સંગ્રામ ચાલી રહ્યો છે. જરથોસ્ત ધર્મમાં અહુરમઝ્દ (શુભ) અને અહ્રિમાન (અનિષ્ટ) નામનાં બે બળોનું અસ્તિત્વ સ્વીકારવામાં આવ્યું છે. નીતિમાન માનવીએ શુભ શક્તિને સ્વીકારીને અનિષ્ટ શક્તિનો પરાજય કરવો જોઈએ તેવી ભાવના છે. અહીં આપત્તિઓ અશુભ શક્તિને કારણે ઉત્પન્ન થાય છે. આ માન્યતામાં ઈશ્વર આપત્તિના અસ્તિત્વની જવાબદારીમાંથી મુક્ત રહે છે. પરંતુ તેથી આપત્તિના સ્વરૂપનું વાસ્તવિક વિશ્લેષણ મળતું નથી.

(૨) આ મંતવ્ય આપત્તિના વિધેયાત્મક (Positive) અસ્તિત્વને સ્વીકારતું નથી. શુભની ગેરહાજરી એટલે અશુભ; સુખની ગેરહાજરી એટલે દુઃખ કે આપત્તિ. ઈશ્વર માત્ર શુભનું જ સર્જન કરે છે. આમ અહીં પણ ઈશ્વર પરથી આપત્તિની જવાબદારીનો ભાર ઉતારી નાખવાનો પ્રયાસ છે. આ-

ત્તિની સમજૂતી આમ લેવાથી આપત્તિનો અનુભવ ે વિધેયાત્મક છે તેની અવગણના જ થાય છે; હકીકત ા જે છે તે જ રહે છે. આથી આપત્તિનું વિધેયાત્મક અસ્તિત્વ ઈશ્વરને તેની જવાબદારીમાંથી મુક્ત કરતું થી. ધરતીકંપ, અનાવૃષ્ટિ કે અતિવૃષ્ટિ જેવી બાબતોને થી વિરોધી બાબતોની ગેરહાજરી તરીકે સમજાવવી એ કાલ્પનિક સમજૂતી છે; વાસ્તવિક નહિ.

(૩) આ મંતવ્ય મુજબ વિશ્વને આપણે સમગ્ર રીતે પિછાની શકતા ન હોવાને કારણે—અપૂરતી સમજણને કારણે—ઘણી બાબતોને આપત્તિ ગણીએ છીએ. સતતત્ત્વની સમગ્ર પદ્ધતિની સમજણ હોય તો દરેક તત્ત્વ જગતની સુમેળવાળી રચનામાં પોતાનો સૂર પુરાવે છે. આમ આભાસરૂપ આપત્તિ હકીકતમાં સમગ્રનો એક જરૂરી ભાગ જ છે. સંપૂર્ણ જ્ઞાનના પ્રકાશમાં આવી આપત્તિઓ શુભ જ જણાશે.

જેમાં યુદ્ધો, દર્દો, વિનાશ, નિરાશા વગેરે જરૂરી લાગે એવું, ઉપરોક્ત પ્રકારનું સમગ્રલક્ષી જ્ઞાન પ્રાપ્ત કરવું કદાચ સૈદ્ધાંતિક રીતે શક્ય હોય પરંતુ વાસ્તવિક રીતે તે શક્ય નથી. આથી આપત્તિને આભાસ તરીકે લેવાથી તેની કઠોર વાસ્તવિકતા નષ્ટ થતી નથી એ જ રીતે જગતને મિથ્યા લેવાથી આપત્તિ પણ મિથ્યા ગણાય પણ તેથી તેની આનુભવિક વાસ્તવિકતા મિથ્યા થઇ જતી નથી. આવા પ્રકારના સિદ્ધાંતોની ચકાસણી થઇ શકે નહીં અને તેથી તેનું સૈદ્ધાંતિક ખંડન ભલે ન થાય પણ હકીકતની આનુભવિક વાસ્તવિકતાની અવગણના તો ન જ થઇ શકે. આપત્તિને આપત્તિ જ ન ગણવી એ વાસ્તવિક સમજૂતી નથી; સૈદ્ધાંતિક સમજૂતી ભલે હોય.

વળી બ્રહ્માંડના કોઈ એવા હેતુના અસ્તિત્વનો પુરાવો નથી કે જેમાં દુઃખ, વિકૃતિ, શોક, દુર્ઘટના, બદમાશી વગેરેની જરૂર, તે હેતુ પાર પાડવા માટે, અનિવાર્ય હોય.

(૪) કેટલીક આપત્તિઓ માનવસર્જિત છે એ સાચું છે પણ બધી આપત્તિઓ માનવસર્જિત છે તેમ કહી શકાય નહિ. દુષ્કાળ, ધરતીકંપ જેવી કુદરતી દુર્ઘટનાઓ માનવસર્જિત કહી શકાય નહિ. અહીં પણ આપત્તિના વાસ્તવિક વિશ્લેષણનો અભાવ છે.

(૫) આપત્તિની સમજૂતીમાં આ મંતવ્ય, કર્મના સિદ્ધાંતનો ઉપયોગ કરે છે. નૈતિક વ્યવસ્થા જાળવવા યોગ્યને યોગ્ય બદલો આપવામાં આવે છે. વેદોનું 'ઋત' મીમાંસાનું 'અપૂર્વ' અને ન્યાય-વૈશેષિકનું 'અદૃષ્ટ' માનવીનાં સંચિત કર્મોનો બદલો આપે છે. આથી જેના પર આપત્તિ આવે કે આપત્તિને કારણે સહન કરવું પડે તો તે તેનાં કર્મોના ફળરૂપે હોય છે. આ મંતવ્ય ઈશ્વરની શક્તિની મર્યાદા બાંધે છે કારણ કે કર્મનો સિદ્ધાંત સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે. આ માન્યતા નીતિશાસ્ત્ર માટે મૂળભૂત ગણી શકાય કારણ કે તેમાં માનવીના સંકલ્પના સ્વાતંત્ર્યને અવકાશ રહે છે અને તેથી જવાબદારી પણ રહે છે. આમ છતાં આપત્તિનું અહીં વાસ્તવિક વિશ્લેષણ થતું નથી. અમુક આપત્તિ આવી એ કોઈ દૂરનાં કે પૂર્વજન્મનાં કર્મોનું ફળ હોવું જોઈએ એવું અનુમાન તારવવા સિવાય આપત્તિની બીજી કોઈ સમજૂતી મળતી નથી.

ઉપરોક્ત મંતવ્યો આપત્તિના સ્વરૂપ કરતાં આપત્તિના પ્રશ્નની સમજૂતી આપવા પ્રયાસ કરે છે. ઇશ્વર સંબંધે આપત્તિના પ્રશ્નની સુસંગતિ કેમ સધાય તે મુખ્ય ઉદ્દેશ રહ્યો છે.

આપત્તિના સ્વરૂપ સંબંધેના ત્રણ પ્રકારો સુપ્રસિદ્ધ છે. આ પ્રકારો દ્વારા આપત્તિના સ્વરૂપનું સ્પષ્ટીકરણ કરવા પ્રયાસ થયો છે.

## આપત્તિના પ્રકારો

### (૧) તાત્ત્વિક આપત્તિઓ:

આ આપત્તિઓ કુદરતની અપૂર્ણતા છે. ધરતીકંપ, વાવાઝોડું, અનાવૃષ્ટિ, પૂરપ્રલય વગેરે આવી આપત્તિઓ છે.

### (૨) શારીરિક અને માનસિક આપત્તિઓ:

કષ્ટ, મૃત્યુની યાતના, દર્દો વગેરે.

### (૩) નૈતિક આપત્તિઓ:

દુષ્ટતા અને પાપ જેવી આપત્તિઓ આ પ્રકારની છે.

ઉપરોક્ત પ્રકારોમાંથી સૌથી ખરાબ આપત્તિઓ નૈતિક પ્રકારની ગણાય છે. તિરસ્કાર, ઘાતકીપણું, અન્યાય, લોભ, ગુનાખોરી જેવી અનેક બાબતો આ જગતમાં અનુભવવા મળે છે. આમ છતાં જગતમાં રહેલી સારી

બાબતોની પણ એક મોટી યાદી બનાવી શકાય. વળી પાપ ન હોય તો નૈતિક વર્તનનાં મૂલ્યો પણ ન રહે એ દલીલ ઉપર તપાસી ગયા છીએ. આ ઉપરાંત આપણે સનાતન કાળ સુધી માત્ર સુખી જ રહીએ તે યોગ્ય છે કે નહિ તે વિષે નીતિશાસ્ત્રીઓ શંકા ઉઠાવે છે. આપણે અડચણ (Resistance)ને કારણે વૃદ્ધિનું મૂલ્ય મોંઘું આંકીએ છીએ; સુખ કરતાં ચારિત્ર્યનું મૂલ્ય ઊંચું ગણીએ છીએ. પાપવિહીન માનવી બાળક જેવો હોય; નૈતિક જવાબદારીવાળો નહિ. આધુનિક યુગમાં ઈશ્વરને દોષ દેવા કરતાં કે તેની જવાબદારી નક્કી કરવા કરતાં આપત્તિની સાચી પિછાન કરવા માટેના પ્રયત્નોને કારણે આપત્તિના અર્થઘટનમાં મોટો તફાવત જોવા મળે છે. બ્રાઉનિંગ જેવા કવિઓએ કષ્ટો અને પ્રયાસોને બિરદાવ્યા છે; ડાન્ટેએ પ્રેમને નર્કમાંથી તારનાર ગણ્યો છે; ગેટેએ માનવતાસભર મુક્તિના અનુભવનો મંત્ર આપ્યો છે; મહાકવિ કાલિદાસે શાકુંતલમાં માનવીના કોમળ ભાવો અને દુઃખની લાગણીનું ચિરસ્થાયી નિરૂપણ કર્યું છે; શેક્સપિયરે કષ્ટો અને આપત્તિઓની દુનિયામાં વિકસતાં અને સિદ્ધિ હાંસલ કરતાં પાત્રો આપ્યાં છે; જેનું જીવન પરોપકાર અને દુઃખનિવારણમાં કાવ્યમય આદર્શ આપે છે તે ગાંધીજી અને પોતાને અસહ્ય યાતના આપનારને માફી બક્ષવાની પ્રાર્થના કરનાર ઈસુ ખ્રિસ્ત—આવો માનવીનો મહામૂલો વારસો આપણે તદ્દન સુખી દુનિયામાં ગુમાવ્યો હોત. આમ આપત્તિ અને કષ્ટો માનવીના જીવનને સમૃદ્ધ અને ઉન્નત બનાવે છે. આધુનિક દૃષ્ટિબિંદુ વધુ વાસ્તવિક હોવાથી આવી કોઈ દૈવી યોજના છે તેમ સ્વીકારતું નથી. આનું કારણ એ છે કે આધુનિક યુગમાં માત્ર આપત્તિના પ્રશ્નને જ સમજવામાં રસ નથી; તેને દૂર કરવામાં કે તેના તરફનું યોગ્ય વલણ નક્કી કરવામાં પણ રસ છે. આથી આપત્તિના સ્વરૂપના અને તેના પ્રકારોનાં વિશદ્ધ વર્ગીકરણો આપણને પ્રાપ્ત થયાં છે. વિલિયમ અર્નેસ્ટ હૉકિંગનું આવું એક વર્ગીકરણ નીચે મુજબ છે:

**આપત્તિઓનું વર્ગીકરણ:**

### (૧) આપણી ભૌતિક પરિસ્થિતિની આપત્તિઓ

કુદરતનો વિરોધ (Resistance), કાર્યની જરૂરત, ગરીબાઈ.

આપણા શરીરયંત્રની ખામીઓ, તેની તૂટી પડવાની શક્યતાઓ, અપૂરતાપણું, નાશ, ઉંમર (વૃદ્ધાવસ્થા).

### (૨) માનવમર્યાદાઓની આપત્તિઓ:

અજ્ઞાન, મર્યાદિત દીર્ઘદૃષ્ટિ, મર્યાદિત શક્તિ, મર્યાદિત સમય.

### (૩) વિપરીત તર્કોની આપત્તિઓ:

કષ્ટ અને એવાં શારીરિક દુઃખો, નિષ્ફળતા, હાર, નિરાશા, નિરર્થકતા, તંદુરસ્તી ગુમાવવી, સ્થાન અને પ્રતિષ્ઠા ગુમાવવાં, મિત્રો ગુમાવવાં, મૃત્યુદ્વારા ગુમાવવું, ડહાપણ ગુમાવવું કે બુદ્ધિ ગુમાવવી.

### (૪) સામાજિક ઇતિહાસની આપત્તિઓ:

અન્યાય, ઘૃણા, પૂર્વગ્રહો અને ઘાતકીપણાથી થતાં અનિષ્ટો, વિગ્રહ, શુભ કરવાના પ્રયત્નોમાં પાછા પડવું, આશા ગુમાવવી.

ઉદાસીનતાનું આધિપત્ય, લાંચરુશવત, સંયોગોમાં ભૌતિક મહત્ત્વાકાંક્ષા.

બળવાનની ઇતિહાસમાં જીત, લોભ અને લુચ્ચાઈ.

### (૫) બ્રહ્માંડની પરિસ્થિતિ અને વિચારોની આપત્તિઓ:

સૃષ્ટિની પરિવર્તનશીલતા, ઈશ્વરનું મૌન.

સહાનુભૂતિ અને સંવેદનશીલતા જેમ વધે તેમ દુઃખ વધે તેવો નિયમ.

ગ્રામીણતા (Commonplaceness)નો અને કંટાળાના અજંપાનો ત્રાસ (Curse).

### (૬) નૈતિક આપત્તિ:

સામાન્ય અર્થમાં દુર્ગુણો અને ગુનાખોરી, સામાન્ય નૈતિક દરજ્જામાં મારો પોતાનો ફાળો અને ફરજની મારી પોતાની ખામી.

ઉપરોક્ત પ્રકારોની સમીક્ષા કરતા હૉકિંગ સૂચવે છે તેમ તેમાંના ત્રણ પ્રકારોને રદ કરવા જોઈએ કારણ કે તે ઈશ્વરની શક્ય ટીકારૂપે છે. નૈતિક આપત્તિની જવાબદારી ઈશ્વરની નથી; આપણી છે. વળી અનૈતિક

પરિસ્થિતિની શક્યતાને કારણે કોઈ પણ નીતિમાન માનવી ઊર્ધ્વગામી બને છે. કોઈ વ્યક્તિ ભય જ પામતી હોય તો તેના સંબંધે હિંમતનો પ્રશ્ન રહેતો નથી. ભયમાં સાથે, બીકણ વર્તનની પણ શક્યતા રહે છે. આમ સદ્‌ગુણોનાં મૂલ્યો દુર્ગુણોને લીધે છે.

માનવમર્યાદાની આપત્તિઓ પણ આ જ પ્રકારની છે. અજ્ઞાન રહેવું કે અજ્ઞાન હોવું એ અકારું લાગે છે પણ સામે પક્ષે નવી શોધના આનંદ જેવો મોટો આનંદ બીજો કોઈ નથી. આપણે બધું જ્ઞાન સાથે લઈને જ જન્મ્યા હોત તો આ આનંદથી વંચિત જ રહ્યા હોત. ભાવિના પૂર્વજ્ઞાનને કારણે સહદેવની જે સ્થિતિ થઈ હતી એ દર્શાવે છે કે આવું 'અતિજ્ઞાન' હંમેશાં સુખદ નીવડતું નથી.

ભૌતિક પરિસ્થિતિની આપત્તિઓ સંબંધે કહી શકાય કે વિરોધ અથવા અડચણોમાં જ ચારિત્ર્યનો વિકાસ થાય છે. જગતના બંધારણમાં કોઈ મુશ્કેલી નથી. જે મુશ્કેલીઓ છે તે તકોની વહેંચણી અને સમાજના ઇતિહાસમાં છે; કેટલાકને આના પરિણામે મુસીબતો નડે છે; જ્યારે કેટલાક 'નસીબદાર' જોવા મળે છે.

ઉપરોક્ત ત્રણ પ્રકારની આપત્તિઓને રદ કરીને હૉકિંગ સામાજિક ઇતિહાસની આપત્તિઓ વિષે કહે છે કે કોઈ પણ માનવી તંદુરસ્ત કાર્ય સાથે હંમેશાં સંકળાયેલ કષ્ટ દૂર કરવા ઇચ્છતો નથી. આપણે આપણા શરીરના કોષતંતુઓનો નાશ કર્યા વિના કાર્ય કરી શકીએ નહિ. જીવંત એકમ આ નાશ થયેલા તંતુઓને સ્થાને નવા તંતુઓ લાવે છે. આથી આવા સ્થાનીકરણને બદલે નાશની હકીકત ધ્યાનમાં લેવી જોઈએ નહિ. જે ધ્યેયને માટે તેનો નાશ થાય છે એ મહત્ત્વની બાબત વિષે વિચાર કરવો વધુ યોગ્ય છે. આમ જીવન સતત ચાલતા આંતરિક નાશમાં આગળ વધે છે.

માનવ-સમજણની મર્યાદાનો વિસ્તાર કરવો હોય તો ભારતીય તત્ત્વજ્ઞાને પ્રબોધેલ વ્યક્તિગત માલિકી અને સત્તા કે દરજ્જા તરફ ઉદાસીનતા (Detachment) કેળવવી જોઈએ.

દુઃખોને કારણે જો સ્વાર્થને બદલે બીજા તરફ દયા ઉત્પન્ન થાય તો તેથી માનવ-સંગઠન થાય છે, અને આત્માની ઉચ્ચ પ્રતિષ્ઠાનો વિકાસ થાય છે. આથી જે સહેલાઈથી સુખી છે તેના કરતાં જેનું જીવન મુશ્કેલીભર્યું હોય છે તેમાંથી મોટે ભાગે આવી આત્માની ઉચ્ચ સ્થિતિ ધરાવતા માનવીઓ ઇતિહાસે આપ્યા છે. આમ માત્ર ભૌતિક સુખસગવડોથી જ માનવકલ્યાણ થતું નથી.

આ રીતે નસીબની આપત્તિઓ સૌથી ખરાબ આપત્તિઓ છે તેમ કહી શકાય નહિ; અને બીજું, આવી આપત્તિઓ તરફ આપણું વલણ કેવું છે તેના પર ઘણો આધાર છે. આપત્તિ હંમેશ પશ્ચાદ્ અસર મૂકી જાય છે. આથી આપત્તિનો ગુણ "ખરાબ" છે પણ આ ગુણ નિરપેક્ષ નથી. દરેક આપત્તિને તેનું માનસિક વાતાવરણ અને તેનો ઇતિહાસ હોય છે. જો તે મૈત્રીના વાતાવરણથી ઘેરાયેલ હોય તો તે હળવી હોય છે અને મૈત્રી ગાઢ બને છે; જો તેની સામેના વૈજ્ઞાનિક પ્રયાસોથી ઘેરાયેલી હોય – જેમકે દર્દોની આપત્તિ સંબંધે વૈજ્ઞાનિક ઉપાયો – તો માનવીના આત્મ-સહકારમાં વૃદ્ધિ કરે છે અને આંતરરાષ્ટ્રીય વૈજ્ઞાનિક પ્રયત્નોને સાર્થક કરે છે; જો તે સાહસની ભાવનાથી ઘેરાયેલી હશે તો તે વ્યક્તિનો એ સ્મરણીય અને સમૃદ્ધ અનુભવ થશે.

આપત્તિના અસ્તિત્વ માટે ઈશ્વરને દોષિત ઠરાવવાથી કે ઇશ્વરને દૂર કરવાથી આપત્તિના નિરાકરણની એકમાત્ર આશા ગુમાવવા જેવું થશે. યાંત્રિક અને ભૌતિકવાદી દુનિયામાં જગતનું બંધારણ અણુઓના સંયોજનોથી થાય છે અને તેમાં કોઈ હેતુ કે દૈવી તત્ત્વને સ્થાન નથી. આમ છતાં તેમાં આપત્તિ તો જેમ છે તેમ રહેવાની છે અને જેમ છે તેમ ભાવનાવિહીન રીતે લેવી પડે. આથી વિશ્વને જડ અને મૃતઃપ્રાય ગણવા કરતાં જીવંત અને ધબકતું ગણવું વધુ યોગ્ય છે કારણ કે તેમાં માનવીની ભાવનાઓ અને હેતુને સ્થાન છે. આમ માનવી માટે અંતે ઇશ્વર આપત્તિનો ઉપાય બની રહે છે; આપત્તિમાં ઊર્ધ્વગમન માટેનાં માનવમૂલ્યો મળી રહે છે.

આમ આપત્તિ તરફ માનવ વલણનો પ્રશ્ન, અહીં, મહત્ત્વનો બને છે. આપત્તિને કઈ રીતે અપનાવવી અથવા તો તેના તરફનું વલણ કેવું છે તે પર આપત્તિના

અર્થઘટનનો અને ઉકેલનો આધાર રહેલો છે. આપત્તિ તરફનાં બે મુખ્ય વલણો નીચે મુજબ છે:

### (૧) નિરાશાવાદ

જીવન એટલે જ આપત્તિ કે દુઃખ. દુઃખો અને કષ્ટો સુખો કરતાં ઘણાં વધુ પ્રમાણમાં છે. દુઃખો પ્રમાણમાં વધુ લાગે એનું કારણ એ છે કે નિયમ કરતાં અપવાદ આપણું ધ્યાન વધુ ખેંચે છે. સામાજિક સમૂહોની ઉત્તરોત્તર વૃદ્ધિ સૂચવે છે કે નૈતિક આપત્તિઓ નિયમ ન હોતાં, અપવાદ છે.

જર્મન તત્ત્વજ્ઞાની આર્થર શોપનહોરે આ જગત સૌથી ખરાબ છે તેમ સિદ્ધ કરવા કોશિશ કરી છે. ભગવાન બુદ્ધની જેમ તેણે કહ્યું છે કે આ જગતમાં ઝંખના અને તૃષ્ણાથી જીવન અસંતોષી અને દુઃખમય બને છે. આથી પ્રવૃત્તિ જ દુઃખને નોતરે છે. આ મંતવ્ય, અલબત્ત એકપક્ષી છે. સફળ પ્રયાસો અને સંતોષાયેલી ઇચ્છા આનંદ આપે છે.

બીજું, શોપનહોર કહે છે કે આથી વધુ ખરાબ બીજી કોઈ દુનિયા એટલા માટે ન હોઈ શકે કે તેમ હોત તો દુઃખો આપણને જીવવા ન દેત; મૃત્યુનું સુખ તેમાં મળ્યું હોત. આ દલીલ પણ ભ્રામક છે. દુઃખો સામે ટક્કર ઝીલવા કરતાં મૃત્યુની પરિસ્થિતિ વધુ સારી છે એવું મંતવ્ય માનવીની પ્રગતિનો હ્રાસ કરનારું છે.

નિરાશાવાદને એક વાદ ગણવા કરતાં દર્દ ગણવું વધુ યોગ્ય ગણાશે. એક કાળે તેવું વલણ, બરોળની ખોડને કારણે ઉત્પન્ન થતું હોવાનું મનાતું. અત્યારે અંતઃસ્રાવી ગ્રંથિઓના કાર્યની ખામીનું પરિણામ ગણાય છે. વળી મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ આકાંક્ષાઓ અને સિદ્ધિ વચ્ચેનું અંતર અને નિષ્ફળતા આવું વલણ પ્રેરે છે તેમ કહી શકાય.

### (૨) આશાવાદ

બે ઘડીનો આશાવાદ નિરાશાવાદ જેવો નકામો છે. 'જગતમાં માત્ર દુઃખ જ છે' એ મંતવ્ય જેટલું જ 'જગતમાં બધું સુખ જ છે' એ મંતવ્ય ભ્રામક છે. નિરાશાવાદી શોપનહોરના મંતવ્યથી તદ્દન વિરુદ્ધ મંતવ્ય સુપ્રસિદ્ધ આશાવાદી લાઈબ્નીઝે પ્રતિપાદિત કર્યું છે. તેણે એમ સાબિત કરવાની કોશિશ કરી છે કે આ જ દુનિયા સૌથી ઉત્તમ છે.

હકીકતમાં જગત સૌથી ખરાબ કે સૌથી સારું છે તેમ કહેવું અયથાર્થ છે. જગત વધુ સારું થતું જાય છે અને આપણી સમક્ષ તેને વધુ ને વધુ સારું કરવાનો પ્રશ્ન મુખ્ય છે.

આમ છતાં નિરાશાવાદી સૂર ઘણાને આકર્ષે છે. ભગવાન બુદ્ધની દુઃખમય જગતની સમજૂતી નિરાશાવાદી હોવા છતાં તેના અસંખ્ય અનુયાયીઓ છે. નિરાશાવાદી કાવ્યો પણ અસરકારક જોવા મળે છે કારણ કે જીવનમાં જે સ્પષ્ટ દેખાઈ આવે છે તેવી નિષ્ફળતા, હતાશા, આશાભંગ, અન્યાય, સામાજિક અને આર્થિક અસમાનતાઓની રજૂઆત લાગણીને સ્પર્શી જાય છે.

એવું પણ બન્યું છે કે નીતિ અને રીતભાતોમાં પ્રગતિ થઇ હોવાને કારણે કાંઈક ખોટું થાય તો તે 'સમાચાર' બની જાય છે. પહેલાંના જમાનાની મુસાફરી કરતાં ટ્રેન અને પ્લેનની મુસાફરી ઓછી કષ્ટદાયક અને સુખભરી છે અને તેથી તેની હાડમારીઓ અને અકસ્માતો સમાચારપત્રોનાં મથાળાંએ ચમકે છે. ડાયોજીનીસ જેમ હાથમાં ફાનસ લઈને માનવીને શોધવા નીકળતો તેમ આજે આપણા વૃતાંતનિવેદકો મોટી બત્તી લઇને જગતમાં ગુનાઓ, કષ્ટો અને અકસ્માતો શોધવા કામે લાગ્યા છે. માનવવલણો નીપજાવવામાં આનો પણ ફાળો છે. જગતનું બીજું, આશાને ઉત્સાહિત કરે તેવું, ચિત્ર પણ છે. વળી કોઈ ચિત્ર કેવું બનાવવું તે માનવીના હાથની વાત છે તે પણ ભૂલવું જોઇએ નહિ.

જગતમાં પ્રચલિત એવા જગત અને આપત્તિ સંબંધેનાં ઉપરોક્ત વલણો પર આપત્તિને કેવી રીતે અપનાવવી તેનો આધાર છે. હાકિંગે તે ત્રણ રીતોએ થઈ શકે તેમ નીચે મુજબ દર્શાવ્યું છે.

## આપત્તિને અપનાવવાની રીતો

### (अ) ત્યાગ

આપત્તિ કોઈ પ્રત્યય નથી; તે અનુભવની હકીકત છે અને દરેક વ્યક્તિએ પોતે તેનો સામનો કરવાનો રહે છે. તેની વહેંચણીનું કોઈ નિયમન નથી અને ન્યાયનું કોઈ કાર્ય નથી. મોટે ભાગે તે અણધારી આવી પડે છે

કેટલીક વાર આપણે આપણી મૂર્ખાઈને કારણે આપત્તિને આમંત્રણ આપીએ છીએ. કુદરત આપણને પાઠ ભણાવવા આની શિક્ષા કરે છે. પણ દુર્ઘટના, કુદરતી આફતો અને પૂરોગામીઓએ કરેલાં કૃત્યોને પરિણામે ઉત્પન્ન થતી મુશ્કેલીઓમાં દેખીતી રીતે આપણી જવાબદારી હોતી નથી. ભૂતકાળનાં કર્મોની સજાનો સિદ્ધાંત આ સંબંધે ઘણી વાર ઉપયોગમાં લેવાય છે. પણ આ સિદ્ધાંત, માનવી માનવી ઉપર આપત્તિઓના ઓળા પાથરી શકે, તે હકીકત લક્ષમાં લેતો નથી. માનવીએ ઉતારેલી આફતો જેના પર પડે તે વ્યક્તિના નૈતિક ઇતિહાસ સાથે તેનો કોઈ જરૂરી સંબંધ માનવો એ કલ્પના જ ગણાય.

જ્યાં આપત્તિનાં કારણો માનુષી નથી ત્યાં ન્યાયનો પ્રશ્ન અસંગત છે. મોટા કમનસીબ બનાવ પછી પણ માનવસ્વભાવ સમતુલા જાળવવાની શક્તિ ધરાવે છે.

આવા આપત્તિજનક બનાવોના ઉકેલની એક રીત એ છે કે માનવીએ પોતાની ઇચ્છાઓ ઓછી કરવી. જો માણસને કોઈ ઇચ્છા, આશા કે અભિલાષા ન હોય તો તેને નિરાશાનું દુઃખ થશે નહિ. આ બાબત માનવીના હાથની છે; જ્યારે ઇચ્છાની તૃપ્તિ કરવાના પ્રયાસોમાં થતી નિષ્ફળતા પર તેનો કાબૂ નથી. આ વલણનું અનુમોદન ઘણા તત્ત્વજ્ઞાન અને ધર્મોમાં જોવા મળે છે. બૌદ્ધ અને હિંદુ ધર્મનું એ હાર્દ છે. ખ્રિસ્તી ધર્મ અને સ્ટૉઈક સંપ્રદાયમાં પણ તેની તીવ્રતા જોવા મળે છે. સ્ટૉઈકની સલાહ મુજબ આપણે જેમાં જીતશું કે નહીં તે જાણતા નથી તેની રેસમાં ઊતરવું જ નહિ. ભગવદ્ગીતામાં હાર અને જીતથી પર રહીને કાર્ય કરવાનો ઉપદેશ આપેલો છે. આથી કર્મમાં આસક્તિ થતી નથી અને દુઃખ ઉત્પન્ન થતું નથી. સ્ટોઈક ચિંતક એપિક્ટેટસે (Epictetus) માનવી જેને માટે પ્રયાસો કરે છે એવી બાબતોના બે વર્ગો પાડ્યા છે; જે આપણા કાબૂમાં છે અને જે આપણા કાબૂમાં નથી. તંદુરસ્તી, દરજ્જો, પ્રતિષ્ઠા, સફળતા અને મૈત્રી જો આપણને મળે તો તેનો આનંદ માણવો પણ તેના પર આપણા સુખનો આધાર રાખવો નહીં. આપણે એવી સ્થિતિ પર પહોંચવું જોઈએ કે જ્યાં "આપણને આપણા સિવાય કોઈ બીજું નુકસાન કરી શકે નહીં."

આધુનિક યુગમાં આપત્તિ તરફના આવા સ્થિતપ્રજ્ઞ, ત્યાગમય વલણને અકુદરતી અને અતિશય બોજવાળું ગણ્યું છે. આમ છતાં આ સિદ્ધાંત એટલું તો જરૂર સ્પષ્ટ કરે છે કે ઇચ્છા કે તૃષ્ણાનું નિયમન થઈ શકે છે અને તેના પરિણામે ઉત્પન્ન થતાં દુઃખો તેટલે અંશે નિવારી શકાય છે.

### (વ) પરોપકાર

પોતાના ભૌતિક કલ્યાણને ભોગે માનવી બીજાની સેવા કરે તે પરોપકાર છે. પોતાના સ્વાર્થમાં રચ્યાપચ્યા રહેવાને બદલે પરોપકારી માણસ બીજાના ભલા ખાતર સ્વાર્થત્યાગ કરે છે. પોતાના સુખનું સમ્મિલીકરણ પોતાના વિસ્તૃત આત્મામાં સમાઈ જતી કોઈ વ્યક્તિના, કુટુંબના, દેશના કે કલા અને વિજ્ઞાન જેવી અમૂર્ત બાબતોના કલ્યાણમાં કરે છે. સ્ટૉઈકની જેમ અહીં પણ પોતાની વ્યક્તિગત ઇચ્છાઓનું દમન અને નિયમન કરવું પડે છે. બન્ને વચ્ચે મોટો તફાવત એ છે કે પરોપકારી વલણ વ્યક્તિને સામાજિક બનાવે છે; જ્યારે સ્ટોઈક વલણ તેને એકાંતિક અને આત્મગૌરવાન્વિત બનાવે છે.

આધુનિક દષ્ટિબિંદુ પરોપકારવાદને વધુ પસંદ કરે છે. આ વલણનું અનુમોદન ઇસુ ખ્રિસ્તના સુપ્રસિદ્ધ સિદ્ધાંતમાં જોવા મળે છે: "જે પોતાની જિન્દગી બચાવે છે તે તેને ગુમાવશે, અને જે મારે ખાતર પોતાની જિન્દગી ગુમાવે છે તેને તે મળશે." હેગલે આ સૂત્ર સંક્ષિપ્ત સ્વરૂપમાં મૂકીને 'મરીને જીવવા'નો મંત્ર આપ્યો છે: "Die to Live".

સ્ટૉઈકવાદની જેમ પરોપકારી વલણ પણ ચારિત્ર્ય માટેની આવશ્યક બાબત હોવાં છતાં તેને માટેની પર્યાપ્ત બાબત તો ન જ ગણી શકાય. સંયોગોની આપત્તિ તરફનું આવું વલણ સંતોષકારક નથી. વળી કોઈ માનવી તદ્દન સ્વાર્થવિહીન હોય તેવો અનુયાયી ઇચ્છતો નથી. પોતાની બાબતોનું સફળ સંચાલન ન કરી શકનાર બીજાની બાબતોનો સારો ટ્રસ્ટી થઈ શકે એ શક્ય નથી. જે શક્તિશાળી માનવી માત્ર તદ્દન સ્વાર્થવિહીન અને હાજી–હા કરનારાઓથી વીંટળાયેલો રહેવા માગતો હોય તે પ્રગતિને બદલે પતન તરફ પ્રયાણ કરે છે. સત્તાની

આવી નબળાઇ ખુલ્લી કરતાં એરિસ્ટોટલે કહ્યું છેઃ "ઉત્તમ રાજ એટલે ઉત્તમ પર રાજ–The best rule is rule over the best."

નિત્શે બૌદ્ધ અને ખ્રિસ્તી ધર્મ મુજબ માને છે કે જગત પરના માનવજીવન માટે આપત્તિમાંથી કોઈ છુટકારો નથી. ખ્રિસ્તી ધર્મ વધુમાં માને છે કે જેને યાતના વેઠવી પડે તેણે તેને આશીર્વાદરૂપ ગણવી જોઈએ. નિત્શેના મતે આત્માનું જીવન "પોતાના પર વાઢકાપ કરતું" જીવન છે. નિત્શે અને તેના અનુયાયીઓ દુઃખને આમંત્રણ આપે છે તે કોઈ સહાનુભૂતિ કે નબળાની મદદ માટે નથી; એ તો સર્જનની યાતના છે. પોતાને અને બીજાઓને જે દુઃખો સહન કરવાનાં છે તે વધુ સારી જાતિના સર્જન માટે છે. આમ એકપક્ષી સ્ટૉઈકવાદ અને એકપક્ષી પરોપકારવાદ માટે, નિત્શેનો આ સૂર સમજવા જેવો છે. તેમ છતાં અહીં વ્યક્તિની એકાકી શક્તિ સંબંધેનો ખ્યાલ અતિશયોક્તિભર્યો છે. આથી આપણે આપત્તિ તરફનું કોઈ ત્રીજું યોગ્ય વલણ લેવાની જરૂરત રહે છે. આ નવા વલણનું નામાભિધાન હૉકિંગ 'આક્રમક રૂપાંતર-Aggressive Transformation' તરીકે કરે છે.

### (क) આક્રમક રૂપાંતર

નિવૃત્તિ કરતાં પ્રવૃત્તિને જુદી જાતની આપત્તિનો ભેટો થાય છે. દા. ત., બંદરના બારામાં નાંગરી રાખેલું વહાણ કાટ ખાય છે; એ જ વહાણ મધદરિયે તોફાનો કે વમળોમાં સપડાય છે. મોટા ભાગના માણસો આપત્તિનો નિવૃત્તિજન્ય કરતાં પ્રવૃત્તિજન્ય સામનો કરવા ઇચ્છે છે. આપત્તિને અપનાવવાનું પરોપકારવાદી દૃષ્ટિબિંદુ અધૂરું છે કારણ કે તેમાં માનવીની પોતાની કાર્યસરણીનો ઉદ્દેશ અધૂરો છે. જે કાર્ય વ્યક્તિનું પોતાનું છે તે આત્મ-અભિવ્યક્તિથી જ સારી શકાય. આપણે જેની જરૂર છે તે કાર્ય આપણું પોતાનું અને સનાતન તથા અનિવાર્ય બાબતના એક ભાગ તરીકે હોવું જોઈએ. આવી બાબત માટે ઝઝૂમવામાં વ્યક્તિ નિષ્ફળ જતી લાગે તો યે તેમાં સફળતાની ખાતરી છે. જ્યારે કોઈએ સોક્રેટિસને કહ્યું કે તેની સામે દલીલ કરવી મુશ્કેલ છે ત્યારે તેણે કહ્યું: "સોક્રેટિસ વિરુદ્ધ દલીલ કરવી મુશ્કેલ નથી પણ સત્યની વિરુદ્ધ દલીલ કરવી મુશ્કેલ છે."

નિત્શેની મુખ્ય મુશ્કેલી એ છે કે તેણે આ ત્રીજો સાથી છોડી દીધો છે. ઈશ્વર મૃત્યુ પામેલો છે એમ માનીને નિત્શેએ તેની શક્તિને પ્રાપ્ત કરવાના સંકલ્પની સફળતા માટેની એકમાત્ર ખાતરી ગુમાવી છે.

કોઈ પણ માનવીએ જગતમાં બિનમહત્ત્વના બની રહેવામાં સંતોષ લેવો જોઈએ નહિ; તે જે સફળતા હાંસલ કરે તે આકસ્મિક નહિ પણ જરૂરી હોવી જોઈએ. તેમાં તેને સિદ્ધિ માટેની આંતરિક પ્રેરણા હોય છે. સ્ટૉઈકવાદ અને પરોપકારવાદ આ બાબત અશક્ય ગણીને છોડી દે છે. આમ છતાં તેની જ પ્રાપ્તિ માટે આકાંક્ષાનું રૂપાંતર કરવા પ્રયાસ કરે છે. રૂપાંતર જરૂરી છે પણ પીછેહઠ કે નિવૃત્તિનું રૂપાંતર યોગ્ય નથી. આ રૂપાંતર તો પોતાને માટેના વિશિષ્ટ કાર્યને શોધીને તેના તરફ અભિમુખ થવાનું છે. માનવી દરેક બાબતમાં સફળ ન થઈ શકે પણ વસ્તુઓને જોવાની પોતાની વિશિષ્ટ દૃષ્ટિથી પ્રાપ્ત થયેલ વિચારદ્વારા તો જગતમાં ફાળો આપવા જરૂર સફળ થઈ શકે. માનવીએ વિચાર-વહનમાં પોતાનું સ્થાન નિશ્ચિત કરવું જોઈએ. બીજાને નથી એવું તેની પાસે છે. આથી ખોટી ઉતાવળ, ચિંતા કે બડબડાટ કર્યા વિના તેણે પોતાનું કાર્ય કરવું જોઈએ. તેને તેનો દુઃખનો ભાગ મળવાનો જ કારણ કે માનવતાની પ્રામાણિકપણે સેવા કરનારને માનવતા હજી પણ શિક્ષા કરે છે. આમ છતાં આથી દુઃખનું તે આક્રમક રૂપાંતર થશે. માનવી માટે તે આપત્તિના પ્રશ્નના ઉત્તર તરીકે નિષેધાત્મક ન હોતાં વિધેયાત્મક હશે.

### ઉપસંહાર:

જૂના સમયનો આપત્તિના મૂળનો પ્રશ્ન અને આશાવાદી તથા નિરાશાવાદી મંતવ્યો વચ્ચેના મતભેદે આધુનિક યુગમાં જુદું જ સ્વરૂપ લીધું છે તે ઉપર જોયું. આપત્તિની જવાબદારી ઈશ્વર પર ઓઢાડવાથી કે તેને જવાબદારીમાંથી મુક્ત કરવાથી કે આપત્તિનું અસ્તિત્વ તેની સાથે સુસંગત છે તેવું દલીલોથી દર્શાવવાથી પ્રશ્નનું નિરાકરણ થતું નથી. આથી અત્યારે આપત્તિઓના અસ્તિત્વ માટે ઈશ્વર કરતાં માનવીને આપણે જવાબદાર ગણીએ છીએ. વળી આપત્તિ અને દુઃખોના વિશ્લેષણમાં તેનું સ્વરૂપ આર્થિક, રાજકીય, લાંચરુશવત, સામાજિક અન્યાયો અને અસમાનતાઓ, અતિમાત્રાનો પ્રાંતવાદ અને રાષ્ટ્રવાદ,

ભાષાકીય અને પ્રાદેશિક ઝગડાઓ, આંતરરાષ્ટ્રીય અજંપો અને સંઘર્ષ, સામાજિક અને વ્યક્તિગત અસહીસલામતી વગેરે તરીકે લઈએ છીએ. આનું કારણ માનવીની નબળાઈઓ છે તે કોઈ પણ વર્તમાનપત્રનો નિયમિત વાચક કહી શકશે.

આપણો આ દાર્શનિક પ્રશ્ન અત્યારે રૂપાંતરિત થઈને રાજકીય, સામાજિક અને આર્થિક દુઃખો તરફ વધુને વધુ અભિમુખ થતો જાય છે. આથી આપત્તિ તરફનું દૃષ્ટિબિંદુ વધુ વાસ્તવિક બન્યું છે અને વલણ વધુ વ્યવહારુ થયું છે. 'ઈશ્વરે આ દુઃખમય દુનિયા રચી છે અને તેથી તે અપૂર્ણ છે' જેવી દલીલોમાં આધુનિક યુગને રસ નથી. અત્યારે આપણે આર્થિક પદ્ધતિનો, સામાજિક પદ્ધતિનો, રાજકીય સંસ્થાઓ અને પક્ષો વગેરેનો દોષ લક્ષમાં લઈએ છીએ.

ભારત પર બ્રિટિશ શાસકોએ આધિપત્ય જમાવેલું ત્યારે લોકોને હિંદમાં સ્વર્ગ ઊભું થઈ જવાની શકયતાઓ લાગી. વિજ્ઞાન અને હુન્નરમાં તેઓ ચડિયાતા હોવાને કારણે બધાં દુઃખો દૂર થઈ જશે એવી માન્યતામાં લોકો મહાલતા હતા. 'હરખ હવે તું હિંદુસ્તાન' એમ પુલકિત હૃદયે ગાનાર કવિ આ લોકમાનસનો પડઘો પાડે છે. પણ પછી વાસ્તવિકતાના કડવા અનુભવથી અને રાજકીય તથા સામાજિક જાગૃતિને કારણે આ મનગમતી માન્યતા ભ્રામક હોવાની પ્રતીતિ થઈ. તેવી જ રીતે સ્વાતંત્ર્ય મળતાં થોડા સમયમાં નંદનવન નિહાળશું એવી શ્રદ્ધા લોકમાનસમાં વસી. પરંતુ આપત્તિઓ અદૃશ્ય ન થઈ અને અનેક આપત્તિઓ આવી પડી. આમ છતાં એક કાળે નસીબવાદી નબળાઈ ધરાવતું ભારત અત્યારે આ બધાંને કારણે નસીબને કે ઈશ્વરને દોષ દઈને પ્રશ્નોનું પૂર્ણવિરામ કરતું નથી. આ કારણે ઘણા નિરાશાવાદી બન્યા હોય એ શકય છે. પણ ઈશ્વર ઉપર દોષનો ટોપલો ઓઢાડી દેતો પ્રાચીન નિરાશાવાદ અને અત્યારનો હકીકત અને પરિસ્થિતિ સંબંધેનો નિરાશાવાદ મૂળભૂત રીતે ભિન્ન પડે છે. અત્યારે જૂના દૃષ્ટિબિંદુનું નિરાશાવાદી નિઃસહાય-પણું નષ્ટ પામતું જાય છે. પ્રગતિની આ એક પારાશીશી છે.

*

# વધતા ભાવોની સમસ્યા

## (ભારતીય અર્થકારણ)

વી. પી. પરીખ

[અધ્યક્ષ, અર્થશાસ્ત્રવિભાગ, પાટણ આર્ટ્સ ઍન્ડ સાયન્સ કૉલેજ, પાટણ]

ત્રીજી પંચવર્ષીય યોજનાની અધવચ્ચે, આજે આયોજનકારોની સામે અને સામાન્ય માનવીની સામે, જો કોઈ ગંભીર સમસ્યા ખડી હોય તો તે દિનપ્રતિદિન વધતા જતા ભાવોની સમસ્યા છે. સમાજના બધા વર્ગો આજે ચિંતિત બનેલા છે. સામાન્ય માનવીની આજે અકળામણ ખૂબ વધી જવા પામી છે. અર્થશાસ્ત્રીઓએ ચેતવણીના સૂર ઘણી વખત કાઢયા છે, અને છતાં ત્રીજી યોજના આજે ગંભીર રીતે એ જ સમસ્યામાં ફસાઈ પડી છે એ એક મોટામાં મોટી કમનસીબી છે.

કોઈ પણ યોજનાની સફળતાનો આધાર આખરે વાજબી અને બુદ્ધિયુક્ત ભાવનીતિ પર અવલંબિત છે. એને વિષેની થોડી પણ અનિશ્ચિતતા કે અસ્થિરતા રાષ્ટ્રના અર્થકારણને પાંગળું બનાવી દે છે, અર્થકારણના પાયાને જ હચમચાવી શકે છે. બે પંચવર્ષીય યોજનાના આપણા અનુભવે આ હકીકતને સારી રીતે ઉપસાવી છે. અને એટલે જ ત્રીજી પંચવર્ષીય યોજનામાં આ વિષે અગત્ય પણ આપી છે. કોઈ પણ વિકાસશીલ દેશમાં ભાવનીતિનાં મૂખ્યત્વે ત્રણ ધ્યેયો હોઈ શકે.

(i) વાજબી સપાટીએ ભાવોની સ્થિરતા જાળવવી.

(ii) અર્થકારણમાં કામ કરતાં, ફુગાવાપ્રેરક પરિબળોને અંકુશિત કરવાં.

(iii) આયોજિત આર્થિક વિકાસના ધ્યેય સાથે સુસંગત હોય એ રીતે, સાપેક્ષ ભાવોની ફેર-

ફેર શક્ય બનાવવી.

આ બધાં ધ્યેયો એકબીજાની સાથે સંકળાયેલાં છે. અલબત્ત, આ જાતની ભાવનીતિને પરિણામે, સર્વ પ્રકારના ભાવો સ્થિર રહેશે એવી કોઈ અપેક્ષા એમાં અભિપ્રેત નથી. પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે, આર્થિક વિકાસની પ્રક્રિયા જેમ વેગ પકડતી રહે તેમ તેની સાથે આવતા ભાવોના ઉછાળાને એવી ભાવનીતિથી અવશ્ય રોકી શકાય. વળી એ જાતની ભાવનીતિ અર્થકારણનાં જુદાં જુદાં ક્ષેત્રોના આર્થિક વિકાસ સાથે સુસંગત પણ હોવી જોઈએ. ત્રીજી યોજનામાં, આવાં ધ્યેયો સ્વીકારવામાં આવ્યાં છે એ પણ સ્પષ્ટ છે.

અલબત્ત, આ પ્રશ્નની સરળ સમજ માટે વિકસિત અને વિકાસશીલ અર્થતંત્રોની ભિન્નતા ધ્યાનમાં રાખવી જોઇએ. વિકસિત દેશોની સરખામણીમાં, વિકાસશીલ દેશોમાં, જેને અર્થશાસ્ત્રીઓ ક્યારેક અર્ધવિકસિત રાષ્ટ્રો તરીકે પણ ઓળખાવે છે, મૂડીની અછત હોય છે. કેળવાયેલા, તાલીમ પામેલા મજૂરો કે દૃષ્ટિસંપન્ન નિયોજકોનો અભાવ કે અછત હોય છે. ખેતી એ જ, સૌથી મહત્ત્વની આર્થિક પ્રવૃત્તિ હોય છે. વિશેષ, આવાં રાષ્ટ્રોમાં, વસ્તી વધવાના ઊંચા દરને લીધે, બેકારી કે અર્ધબેકારીની પરિસ્થિતિ પણ પ્રવર્તે છે. આર્થિક વિકાસની કોઈ પણ પ્રક્રિયા આ ખાસિયતોમાં પરિવર્તન લાવનારી ત્યારે જ નીવડી શકે કે જ્યારે, એકી સાથે જુદાં જુદાં ક્ષેત્રોમાં મૂડીરોકાણનો કાર્યક્રમ, મોટા પાયા પર, અપનાવવામાં આવે. કમનસીબે કે સારા નસીબે, આવા જંગી મૂડીરોકાણના કાર્યક્રમો, આ જાતની વિશિષ્ટ પરિસ્થિતિમાં, અર્થકારણમાં ફુગાવાપ્રેરક પરિબળો છૂટાં મૂકે છે, જેને પરિણામે, ભાવોની સપાટી ઊંચી જતી હોય છે. વિશેષકર, સામાન્ય જીવન જરૂરિયાતની ચીજોની ભાવ સપાટી ઊંચે જતી હોય છે. ક્યારેક આવો ભાવવધારો, આર્થિક વિકાસની પ્રક્રિયાને વેગીલી બનાવવામાં ઉત્તેજના (Incentive) તરીકે કામ કરી શકે છે. 'મિશ્ર અર્થતંત્રની ભૂમિકાના સંદર્ભમાં, આ જાતનો ભાવવધારો એક tonicની ગરજ સારે છે. પરંતુ આર્થિક વિકાસની આ પ્રક્રિયા, ખાધપૂરક નાણાનીતિ સાથે સંકળાયેલી હોય તો. ભાવવધારાનો વેગ વધુ ઝડપી હોય, જો – તેની સાથે – ચીજ-વસ્તુઓના પુરવઠામાં ફેરફાર શક્ય ન બનતો હોય. ઉપરના વિશિષ્ટ સંજોગોને લક્ષમાં લઈને એટલું તો સ્પષ્ટ કહી શકાય કે, વપરાશી ચીજોનો પુરવઠો સામાન્ય રીતે, સ્થિર રહેવા પામે છે. આમ, મોટા વિકાસ ખર્ચાને પરિણામે (કે જે સામાન્યતઃ મૂડીમૂલક હશે અને જેમાં Gestation period પણ ઘણો લાંબો હશે) જેટલી ઝડપથી આવકોનું સર્જન થતું હશે, જેટલી ઝડપથી લોકોનાં ખીસાંમાં નાણાં આવશે, તેટલી ઝડપથી વપરાશી ચીજ-વસ્તુઓનો પુરવઠો વધી શકે તેવી સ્થિતિ ન હોવાથી અર્થતંત્રમાં ફુગાવાજનક પરિબળો પેદા થતાં હોય છે.

ભાવવધારાના અર્થશાસ્ત્ર(Economics of price increase)ની આ ભૂમિકામાં પ્રથમ અને દ્વિતીય યોજનાઓનો અનુભવ ધ્યાનમાં લેવો જોઈએ. પ્રથમ યોજના દરમ્યાન સામાન્ય ભાવસપાટીમાં ૨૧% જેટલો ઘટાડો નોંધાયો. ભાવોને નીચે જતા અટકાવવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો. રૂ.૪૨૦ કરોડ ઉપરાંતની ખાધપુરવણી કરી હોવા છતાં, કેટલાંક આકસ્મિક અને એટલે કે બિન-આયોજિત પરિબળોને લીધે, ભાવોમાં આટલો મોટો ઘટાડો નોંધાયો. ૧૯૫૦ના કોરિયન યુદ્ધની તેજી પછી, એક corrective force તરીકે, આવી મંદી એ સ્વાભાવિક બાબત હતી તે ન ભુલાવું જોઈએ. વળી ત્રણ અનુકૂળ ચોમાસાને કારણે, ખેતીમાં મબલખ પાક મેળવી શકાયો. પ્રથમ યોજનાના રૂ.૧૯૬૦ કરોડના જાહેરક્ષેત્રે થયેલા મૂડીરોકાણને અનુલક્ષીને વિચારતાં, ભાવસપાટીમાં નોંધાયેલો ઘટાડો એ આશ્ચર્યકારક ઘટના ન હોવી જોઈએ. જો કે ૧૯૫૫-૫૬ના વર્ષથી, ભાવસપાટીની ગતિ ઊર્ધ્વ હતી તે નોંધવું જોઈએ. બીજી પંચવર્ષીય યોજનાના જંગી મૂડીરોકાણને પરિણામે, તથા ભારે અને ચાવીરૂપ ઉદ્યોગોને પ્રાધાન્ય આપ્યું હોવાને કારણે, ભાવ-સપાટી ઊંચે જશે એમ તો મનાતું હતું. પરંતુ જે ઝડપથી અને જેટલા પ્રમાણમાં ભાવો વધ્યા એથી તો, આયોજનકારોની ઊંઘ ઊડી ગઈ. શ્રી હ. ના. પાઠક લખે છે તેમ "ભાવવધારા પાછળ કાર્ય કરતું પ્રથમ અને સૌથી મહત્ત્વનું પરિબળ આવકસર્જન અને વપરાશી માલના પુરવઠાની અસમતુલા છે. આ અસમતોલપણું એ આદરેલા પ્રેરિત વિકાસનું હાર્દ છે.[1]" પરંતુ બીજાં પણ અનેક પરિબળોનો અહીં વિચાર કરી શકાય.

રાષ્ટ્રીય આવકના વૃદ્ધિના દર કરતાં, જનતા પાસેનાં નાણાં-ની વૃદ્ધિનો દર ઘણો જ ઊંચો હતો.

| | રૂા. આવકવૃદ્ધિ | નાણાંના પુરવઠામાં વૃદ્ધિ |
|---|---|---|
| પ્રથમ યોજના | ૧૮% | ૧૦·૧% |
| બીજી યોજના | ૨૦% | ૩૩·૧% |

આ સંજોગોમાં, ભાવોનો આંક ખૂબ જ વધુ રહેવા પામ્યો. વળી વસ્તીના વધારાની તીવ્ર ઝડપને પરિણામે, અને ચોમાસા, ઉપરાઉપરી પ્રતિકૂળ બનવાથી પરિસ્થિતિ વધુ સ્ફોટક બનવા પામી. માંગ અને પુરવઠાનાં પરિબળો વચ્ચે, ગંભીર અસમતુલા પેદા થઈ. બીજી યોજનાનાં પાછલાં વર્ષોમાં, વાહનવ્યવહારની ખેંચ, વીજળી, કોલસો વગેરે પાયાની શક્તિની તૂટ અને જરૂરી કાચા માલની અછત તથા તેને પરિણામે તેના વધેલા ભાવોએ, બળતામાં ઘી હોમ્યું. પરિણામે, સમગ્ર ગાળા દરમ્યાન ભાવોમાં ૩૨% જેટલો ભાવવધારો થવા પામ્યો. વાર્ષિક ૨·૫% કે ૩%નો ભાવવધારો, ઇચ્છનીય ગણી શકાય. અનિવાર્ય પણ હોઈ શકે. જાપાનમાં ૧૮૮૬થી ૧૯૪૦ના ગાળા દરમ્યાન પ્રતિવર્ષ ૩·૫%નો ભાવ વધારો જોવા મળે છે. અમેરિકામાં, તેના વિકાસનાં વર્ષોમાં એટલે કે ૧૮૯૭ થી ૧૯૧૩માં ૫૦% જેટલા ભાવો વધવા પામ્યા છે એટલે કે, વાર્ષિક ૩%ના હિસાબે, ભાવો વધ્યા હતા. આમ વિકાસ સાથે, ભાવવધારો સંકળયેલો હોવા છતાં, અમુક મર્યાદાથી વિશેષ થતો ભાવ-વધારો જરૂર ચિંતાનું કારણ બને છે. કેટલાક સંજોગોમાં, એ આયોજનની અપૂર્ણતા પણ દર્શાવે છે.

ઉપરની ચર્ચામાંથી કેટલાંક તારણો આપણે રજૂ કરી શકીએ છીએ.

(૧) ભાવવધારો, બીજી યોજનાના દરેક વર્ષમાં એકસરખો નથી. એમાં, પ્રતિવર્ષ, મોટા તફાવત જોવા મળે છે.

(૨) મૂળભૂત મૂડીરોકાણનો કાર્યક્રમ હાથ ધર્યા બાદ અર્થકારણનાં વિવિધક્ષેત્રોની, જે ચાંપતી નજર રાખવી જોઈએ તેનો અભાવ જણાયો.

(૩) બીજી યોજના દરમ્યાન જે કંઈ પગલાં ભાવ-વધારાને કાબૂમાં લેવા માટે લેવામાં આવ્યાં હતાં, તે અપૂરતાં હતાં. ક્યારેક અધકચરાં હતાં. રિઝર્વ બૅંકની ગુણાત્મક શાખ-નિયંત્રણની નીતિ કંઈક અંશે સફળ બનવા પામી હતી છતાં સમગ્રતયા, ભાવવધારાને તે ન અટકાવી શકી. અટકાવી પણ ન શકે. રાજ્ય હસ્તક વેપારની નીતિ એ, તે વખતના સંજોગોમાં, ઉતાવળિયું પગલું હતું. પૂરતી વિચારણા વિના, અમલમાં મૂકવમાં આવેલી એ અધકચરી નીતિ હતી. ભાવવધારાની સમસ્યાને રોકવામાં વિપરિત માનસિક અસરો પેદા કરવામાં આ નીતિ જવાબદાર પણ ગણી શકાય.

(૫) સૌથી મહત્ત્વની બાબત, જે દશકાના આયોજનને અંતે તરી આવે છે તે એ કે, ભાવ-સપાટીની સામાન્ય સ્થિરતાનો આધાર ખેત-વિષયક ઉત્પાદન અને એના વિક્રયપાત્ર શેષ (Marketable Surplus) પર છે. કેટલીક વખત ૧%નો ઉત્પાદનમાં થતો ઘટાડો, ભાવસપાટી પર વ્યાપક અસર પહોંચાડે છે. પ્રથમ યોજનામાં, ભાવો ઘટવા પામ્યા કારણ કે, ખેતવિષયક ઉત્પાદન, અનુકૂળ વરસાદને કારણે, સારા પ્રમાણમાં થવા પામ્યું. તો બીજી યોજનામાં, ભાવો ખૂબ ઊંચા જવા પામ્યા, તેનાં અનેક કારણોમાંનું એક મહત્ત્વનું કારણ, અનાજના, પ્રમાણમાં ઓછા ઉત્પાદન-ના સંદર્ભમાં, અપનાવવામાં આવેલી રાજ-કોશીય નીતિ હતી. ટૂંકમાં, ખેતવિષયક ભાવો-ને જેટલે અંશે સ્થિર રાખી શકાય, તેટલે અંશે, સામાન્ય ભાવસપાટીને, સ્થિર રાખ-વાનું શક્ય બની શકે. આ હકીકતની અવગણ-ના, અર્થકારણમાં અનેક વિષમય ચક્રો પેદા કરી શકે છે.

આ ચર્ચાના સંદર્ભમાં, ત્રીજી પંચવીષય યોજનાની, ભાવોના પ્રશ્નને લક્ષમાં રાખીને, મૂલવણી કરવાનું યોગ્ય બનશે.

ત્રીજી યોજનાના, આ સમયે ફરીથી, ભાવ-વધારાનો પ્રશ્ન ચકડોળે ચડ્યો છે. જો કે, પ્રથમ વર્ષે એટલે કે, ૧૯૬૧-'૬૨માં તો ભાવસપાટી ૨·૬%ના દરે નીચે

જવા પામી હતી; છતાં એ વલણ કાયમી રહેશે એવી આશા રાખવી તે સંજોગોમાં, વધુ પડતી હતી. અને તે, પાછળનાં વર્ષોના અનુભવે, પુરવાર પણ કર્યું છે. ૧૯૬૧માં ઘઉંના ભાવો જે હતા તેના કરતાં, ૧૯૬૨માં ૮% વધારો થવા પામ્યો હતો, ખાંડના ભાવોમાં ૪% જેટલો વધારો થવા પામ્યો. ૧૯૬૨ના માર્ચ માસમાં જથ્થાબંધ ભાવોનો આંક ૧૨૩ હતો તે વધીને, આજે, લગભગ ૧૩૪ જેટલો થયો છે. ૧૯૬૩ના છેલ્લા ચાર-પાંચ માસ દરમ્યાન, અનાજના ભાવોમાં ૭% થી ૯% જેટલો વધારો અંદાજવામાં આવે છે.

આટલો ઉગ્ર ભાવવધારો, આપણી યોજનાઓને, અને તેની સાથે, સામાન્ય માનવીને, કે જેને કેન્દ્રમાં રાખીને તો આ યોજનાઓ ઘડવામાં આવી છે, ક્યાં લઇ જશે એવો પ્રશ્ન સ્વાભાવિક ઊઠે છે! વિશેષકર, વર્તમાન આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિના સંદર્ભમાં, અને તેમાં યે ચીની આક્રમણ અને પાકિસ્તાને ઊભી કરેલી તંગ પરિસ્થિતિમાં, આ પ્રશ્ન ખૂબ જ ગંભીરતા ધારણ કરે છે.

વિકાસ અને સંરક્ષણ એકબીજાના પૂરક છે. સંરક્ષણ અંગેના ઘણા ઉદ્યોગો આર્થિક વિકાસની જરૂરિયાતોને લાંબા ગાળે, પોષતા હોય છે. છતાં ટૂંકા ગાળામાં મર્યાદિત ઉત્પાદનનાં સાધનોની ગોઠવણીનો પ્રશ્ન ઉપસ્થિત થતો હોય છે. વિકાસની સાથે જ જો, આટલો તીવ્ર ભાવ વધારો જોવા મળ્યો, તો વિકાસ અને સંરક્ષણની જરૂરિયાતો સાથે સાથે સંતોષતાં, એ ભાવ-વધારો પરિસ્થિતિને સ્ફોટક તો નહિ બનાવે? જો કે, બીજી યોજનાના અનુભવથી પ્રેરાઈને, ખાધપુરવણીનું પ્રમાણ ઘટાડીને, રૂ. ૫૫૦ કરોડનું જ રાખવામાં આવ્યું છે એ એક શુભ નિશાની ગણી શકાય; તેમ છતાં ત્રીજી યોજનાનાં બે વર્ષ દરમ્યાન જ, એમાંથી ૨/૩ જેટલી રકમ તો એ દ્વારા ઊભી પણ કરવામાં આવી છે. સ્વાભાવિક એવો પ્રશ્ન પૂછી શકાય કે, આ નીતિ તો, ભાવ વધારાને માટેનું એક અગત્યનું પરિબળ નહિ હોય?

છેલ્લા કેટલાક સમયથી અનાજનું ઉત્પાદન સ્થગિત થયેલું છે.

| | | | |
|---|---|---|---|
| ૧૯૬૦-૬૧માં | અનાજ-કઠોળનું ઉત્પાદન | | ૮૧૦ લાખ ટન |
| ૧૯૬૧-૬૨માં | ,, | ,, | ૭૯૮ લાખ ટન |
| ૧૯૬૨-૬૩માં | ,, | ,, | ૮૦૦ લાખ ટન કરતાં ઓછું...(અંદાજિત) |

આ સંજોગોમાં, તથા વિશેષકર, ઔદ્યોગિક વિકાસનો દર પણ જ્યારે નીચે જવા પામ્યો છે તે સંજોગોમાં, આટલી ખાધપુરવણી પણ ભાવોમાં વધારો લાવી શકે એ નિર્વિવાદ છે. અલબત્ત, સામાન્ય રીતે, પ્રતિવર્ષ જૂનથી ઑગસ્ટના ગાળા દરમ્યાન, મોસમી પરિબળોને લીધે અનાજના ભાવો વધતા હોય છે. અને એટલે, એવી દલીલ પણ, રજૂ કરવામાં આવે છે કે પ્રવર્તમાન ભાવવધારો એ માત્ર, ચાલુ મોસમી પરિબળોને જ આભારી છે. આ દલીલની પાછળનો તર્ક, સહેલાઇથી સ્વીકારી શકાય તેમ નથી. આજે તો ભાવવધારો સાર્વત્રિક છે. બીજા શબ્દોમાં કહીએ તો, અર્થકારણમાં ફુગાવાનાં વલણો, બધાં જ ક્ષેત્રોમાં જોવા મળે છે.

સરકારની નીતિની સમીક્ષા, કદાચ વર્તમાન વલણોને સમજાવવામાં, ખૂબ ઉપયોગી નીવડે શકે. P. L. 480 હેઠળ, કરવામાં આવેલા કરારો અનુસાર, આપણે મોટા પ્રમાણમાં, અનાજની આયાત કરવાનું શરૂ કર્યું છે. આવી આયાતો દ્વારા અનાજના વધતા ભાવોના વલણને અંકુશિત કરી શકાય એ સમજી પણ શકાય. છતાં એ એક નગ્ન હકીકત છે કે, P. L. 480 હેઠળ કરવામાં આવેલી અનાજની આયાતોના કોઠારો, પરિસ્થિતિના ઉકેલ માટે નાકામિયાબ નીવડ્યા છે. આખરે, વધારાના અનાજનો યોગ્ય ઉપયોગ, અનાજના ભાવોની સ્થિરતા જાળવીને, આર્થિક વિકાસના દરને ઊર્ધ્વગતિએ લઇ જવામાં છે. યોગ્ય આયોજનના અભાવે આ દૃષ્ટિથી વિચારતાં, આયાતી અનાજનો દુરુપયોગ થયો છે એમ જ કહી શકાય. ચોખા અંગેની ઝોન પદ્ધતિ ખરેખર વધતા ભાવોને અટકાવે છે કે ભાવોને ઊંચે લઇ જવામાં સહાયભૂત થાય છે, તે એક સંશોધનનો વિષય બને છે. વળી સંરક્ષણખર્ચની જરૂરિયાતોને અનુલક્ષીને, ૧૯૬૩-૬૪'નું જે અભૂતપૂર્વ બજેટ રજૂ કરવામાં આવ્યું તેની પણ, અસરો ધ્યાનમાં લઈ શકાય. ૧૯૬૩-૬૪નું બજેટ, એ 'ફુગાવાપ્રેરક બજેટ' (Inflationary Budget) તરીકે પણ ઓળખાય છે. તે વખતે જે ભીતિ સેવવામાં આવતી હતી તે આજે વધુ સાચી પડતી જણાય છે. ઔદ્યોગિક કાચા માલ પર જે આયાત જકાતો તથા આબકારી જકાતો નાખવામાં આવી છે તેને પરિણામે,

વિવિધ ઉદ્યોગોના ખર્ચનું માળખું વિસ્તૃત બનવા પામ્યું છે. ઉત્પાદિત ચીજ-વસ્તુઓની ભાવસપાટી, પરિણામે ઊંચે જવા પામી છે. એ જ રીતે, વપરાશી ચીજ-વસ્તુઓ પર આયાત જકાત અને આબકારી જકાતનો નવો બોજ લાદવામાં આવ્યો છે. પરિણામે, સાબુ, ચા, કેરોસીન, તમાકુ વગેરે અનેક ચીજોના ભાવ વધવા પામ્યા છે.

આડકતરા કરવેરાઓ ફુગાવાશામક (disinflationary) છે એમ અર્થશાસ્ત્રીઓ વારંવાર કહે છે. લાંબા ગાળામાં, એની યથાર્થતા છે પણ ખરી. પરંતુ ટૂંકા ગાળામાં, તો, એથી જ, ફુગાવાનાં પરિબળો વધુ જોર પકડતાં હોય છે. લાંબા ગાળાની દૃષ્ટિએ, અને પાશ્ચાત્ય દેશોના અર્થકારણના સંદર્ભમાં જે સાચું હોઇ શકે તે, ટૂંકા ગાળાની દૃષ્ટિએ અને, ભારતનાં વર્તમાન આર્થિક વલણોના સંદર્ભમાં, સાચું ન પણ હોઇ શકે. આ ચર્ચામાં ભારતીય દૃષ્ટિકોણ હોવો અત્યંત જરૂરી છે. કેટલાક વિશિષ્ટ સંજોગોમાં, ખાસ કરીને, સ્થગિત અને નબળી ખેતી અને અર્થકારણનાં અગત્યનાં ક્ષેત્રોમાં, અસમતુલાઓની હસ્તીમાં, રાજકોશીય નીતિ (fiscal policy) પોતે જ, એવાં પરિબળો છૂટાં મૂકે છે, જેને લીધે, ભાવો ઊર્ધ્વ ગતિ પકડે છે. આ દૃષ્ટિકોણથી, વધુ આડકતરા કરવેરાઓ ફુગાવાપ્રેરક બને છે એ સ્વીકારવું રહ્યું. વળી, કેટલીક વખત યોગ્ય એવું વ્યવસ્થાતંત્ર ન હોવાને કારણે, જેટલા પ્રમાણમાં, વસ્તુઓ પર કર નાખવામાં આવે છે તેના કરતાં ઘણો વિશેષ વધારો, તે વસ્તુઓના ભાવોમાં થતો હોય છે. સંરક્ષણ અંગેની જવાબદારી ઉપાડવાની રીતે, '૬૩-૬૪નું બજેટ એક અભૂતપૂર્વ પ્રયાસ છે, હિંમતપૂર્વકનો પ્રયાસ છે; છતાં આજે જ્યારે ત્રીજી યોજનાના કુલ રૂ. ૧૭૧૦ કરોડના નવા કરવેરાના લક્ષ્યાંકની સામે, વાસ્તવિક, કુલ રૂ. ૨૪૦૦ કરોડ મળવાની શક્યતા અંદાજવામાં આવે છે ત્યારે, ભાવિ બજેટોમાં, આડકતરા કરવેરાના સ્થાન અંગે અને એની શક્ય અસરો વિષેનો દૃષ્ટિકોણ જલદી બદલાય તે ઇચ્છનીય ગણાશે.

વધતા જતા ભાવોની આ સમસ્યાને પરિણામે, પ્રજાનું જીવનધોરણ પ્રતિદિન કથળતું જાય તે સ્વાભાવિક છે. વસ્તીવૃદ્ધિનો વાર્ષિક દર ૨·૪%નો હોય અને રાષ્ટ્રીય આવકવૃદ્ધિનો દર તેના કરતાં પણ સહેજ નીચો (૨·૧%) રહેતો હોય તો, માથાદીઠ આવકમાં વધારો થતો હોતો નથી. આ પરિસ્થિતિમાં જ જો ભાવો પ્રતિવર્ષ ૩·૫%થી ૪%ના હિસાબે વધે તો, સામાન્ય માનવીની આયોજનમાં રહેલી શ્રદ્ધા હચમચે એમાં નવાઈ પણ શું? આવા સંજોગોમાં, સંરક્ષણને નામે, મધ્યમ વર્ગ માટે ફરજિયાત બચતની વાતો કહેવી, એ વધુ પડતા ત્યાગની વાતો પણ ગણાય. વધતા ભાવોની સમસ્યાને પરિણામે જ, આવકની અસમાનતા વ્યાપક બને છે. લોકશાહી સમાજવાદનો વિચાર એ સંજોગોમાં, માત્ર વિચાર જ રહે છે! ઉત્પાદકોને, વસ્તુની ગુણવત્તા પર બારીકાઈથી નજર રાખવાનું જરૂરી બનતું નથી. શહેરી વિસ્તારની જમીનોમાં અને માલના સંગ્રહમાં મૂડીરોકાણ થાય છે. વળી, એને લીધે, સટ્ટાખોરીને ઉત્તેજન મળે છે. યોજનાનું ખર્ચ અને સંરક્ષણ ખર્ચ વધતાં, વધુ નાણાં એકઠાં કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો હોય છે. બધી જાતનાં વિષચક્રોમાં, આ સૌથી વિષમય ચક્ર છે.

આ સંજોગોમાં, સરકારની પાસે, બુદ્ધિયુક્ત ભાવનીતિ હોવી અત્યંત જરૂરી બને છે. ઝડપી આર્થિક વિકાસ માટે, એ એક અગત્યની શરત છે. ભૌતિક અંકુશો દ્વારા ભાવસપાટીને કાબૂમાં રાખી શકાય પરંતુ અલ્પવિકસિત દેશોમાં, અને વિશેષકર ભારતમાં, તેમની મર્યાદા જગજાહેર છે. વહીવટી દૃષ્ટિએ પણ, અસંખ્ય નાના ઉત્પાદકો અને ઉપભોક્તાઓ પર, અંકુશોનો અમલ મુશ્કેલ છે. એવી વહીવટી વ્યવસ્થા પણ આપણી પાસે નથી એ પણ હકીકત છે. ભાવોની સ્થિરતાની દૃષ્ટિએ, નાણાકીય નીતિની પણ અમુક મર્યાદા છે. શરાફોનું વિશાળ ક્ષેત્ર, રિઝર્વ બૅંકની નીચે કંઇક અંશે, હમણાં રજૂ કરવામાં આવેલા ખરડા અનુસાર આવશે તો પણ, નાણાંવિનિમય પર ઓછો આધાર રાખતી વ્યવસ્થાને કારણે, રિઝર્વ બૅંક મર્યાદિત રીતે જ સફળ થઈ શકે. ક્યારેક રિઝર્વ બૅંકની નાણાકીય નીતિ સાથે, કેન્દ્રની બજેટનીતિ અસંગત રહેતી હોય કે પછી નાણાકીય નીતિને સહાયભૂત થવા જરૂરી ઉત્પાદન વધતું ન હોય તો, સ્વાભાવિક જ રિઝર્વબૅંક, ભાવોને અંકુશિત કરવામાં મર્યાદિત રીતે જ સફળ થઇ શકે.

આ દૃષ્ટિએ, વધતા ભાવોની સમસ્યાને હલ કરવા માટે, પાયાની નીતિ છે, અનાજના અને ખેતપેદાશના

વધતા ભાવોને અટકાવવાનાં યોગ્ય પગલાં. ભારતના મોટા ભાગના લોકો પોતાની આવકનો મોટો ભાગ અનાજ પાછળ ખર્ચે છે. એટલે, અનાજના ભાવોને અંકુશિત કરવા માટે, અનાજની બાબતમાં, 'ખુલ્લા બજારની નીતિ' (open market operations in food-grains) એક ઉત્તમ માર્ગ છે. ખેડૂતને વધુ અનાજ પેદા કરવાની ઉત્તેજના મળી રહે એ હેતુથી તળિયાના અને ટોચના ભાવો વાવણી અગાઉ સરકારે જાહેર કરવા જોઈએ. તળિયાના ભાવો કરતાં, બજારભાવ નીચા જવાનું વલણ દેખાતાં, સરકારે પોતે નિયત ભાવોએ, અનાજ ખરીદવું જોઈએ અને ટોચના ભાવો કરતાં, ભાવો ઊંચા જવા પામે તો, અનાજના કોઠારોમાંથી અનાજ છૂટું મૂકવું જોઈએ. આ જાતના ભાવો અગાઉથી જાહેર કરવાથી ખેડૂતને મૂડીરોકાણ કરવાનો ઉત્સાહ રહેશે, એટલું જ નહિ પરંતુ તેથી અનાજના ભાવો અને કેટલાક મહત્ત્વના કાચા માલના ભાવોને અંકુશમાં રાખી શકાશે. Andrew Shonefield તેમના એક લેખમાં જણાવે છે તે પ્રમાણે, "It is upto the underdeveloped countries to make use of these surplus agricultural products in an intelligent way and not let pride or doctrinaire ideas about the proper form of foreign aid stand in the way."[2] આ દૃષ્ટિથી જ અમેરિકામાંથી P.L. 480 હેઠળની અનાજની આયાતોનો ઉપયોગ થવો ઘટે. આ દિશામાં, હજી યોગ્ય પગલાં લેવાનાં બાકી રહે છે. વહીવટી માળખામાં પણ આ દૃષ્ટિકોણથી ઝડપી ફેરફારો કરવા હિતાવહ છે.

ભાવોને અંકુશમાં રાખવા માટે, બીજાં પણ કેટલાંક ગૌણ પગલાં વિચારી શકાય. ટૂંકા ગાળાની રીતે, સહકારી ભંડારો કે તેના જેવી વહેંચણી અંગેની પદ્ધતિઓ જરૂર મદદરૂપ બની શકે. પરંતુ આ નીતિનો સ્વીકાર થયો હોવાં છતા, અને કેન્દ્ર સરકારે, એ માટે રૂ. ૧૦ કરોડની ફાળવણી કરી હોવા છતાં, મધ્યસ્થ જથ્થાબંધ સહકારી ભંડારોના લક્ષ્યાંકની સામે, માર્ચ ૧૯૬૩ સુધીમાં, ૨૦૦-માંથી માત્ર ૭૨ એવા ભંડારો ખોલી શકાયા છે. કટોકટીના સંજોગોમાં પણ, આવી પ્રવૃત્તિઓ વેગ પકડતી નથી એ આશ્ચર્ય પેદા કરે તેવી ઘટના છે. બિન-આયોજિત અને વહીવટી ખર્ચમાં દિનપ્રતિદિન વધારો થઇ રહ્યો છે. પ્રદર્શનલક્ષી (Demonstrative) ખર્ચ પણ થઇ રહ્યું છે. આવા ખર્ચ ઘટાડવામાં કાળજીથી પ્રયત્નો કરવામાં આવે તો પણ, ભાવ-સપાટી પર અનુકૂળ અસર પેદા કરી શકાય. જે વ્યાપક પ્રમાણમાં કરચોરી થાય છે, અને પરિણામે, કાળું નાણું બજારમાં ફરતું થાય છે તેને રોકવા માટે પણ, વહીવટી કાર્યક્ષમતામાં, ક્રાંતિકારી ફેરફારો કરીને, વધારો કરવો જ પડશે. પ્રાધ્યા. બી. આર. શિનૉયના મંતવ્ય પ્રમાણે, "The central problem of tax reform in India is tax evasion." આપણી રાજકોશીય નીતિમાં પણ આમૂલ ફેરફારો કરવાની શક્યતા વિચારવી પડશે. આડકતરા કરવેરાના બદલે, સીધા કરવેરાનો વધુ આધાર વાજબી બની શકે એવો જે મત પ્રવર્તે છે તે અંગે પણ, ચર્ચાવિચારણા કરવાનો સમય પાકી ગયો છે. પ્રાધ્યા. જગદીશ ભગવતીના મંતવ્ય પ્રમાણે, "Direct taxes take away purchasing power before, it is actually spent"[3] આ દૃષ્ટિથી, એની યોગતાનો વિચાર જરૂર કરી શકાય.

અલબત્ત, આ બધામાં પાયાનો પ્રશ્ન છે, ખેતઉત્પાદન વધારવાનો, અને તે માટે ખેતીનું યોગ્ય સ્થાન સમજી લેવાનો. બાર્બરા વૉર્ડ રજૂ કરે છે તે પ્રમાણે, "In all developing countries, the health of the land determines almost everything else... The absolute dependence of industry and indeed the whole economy upon a vital growing, well-organised and fruitful agricultural sector is something which all developing countries and India in particular, have to bear in mind."[4] રાષ્ટ્રીય વિકાસ સમિતિએ કરેલી તાજેતરમાં કૃષિ ઉત્પાદન બોર્ડની રચના, આ દૃષ્ટિએ, જરૂર આવકારદાયક ગણી શકાય. છતાં સમિતિઓની રચના પછી કંઇક નક્કર થવું જોઇએ. ટૂંકમાં, ભાવ-વધારાનો સમસ્યાનો એક માત્ર ઉકેલ ખેતીની ઉત્પાદકતા વધારવાનો, એકરદીઠ ઉત્પાદન વધારવાનો છે. છેલ્લા દસકાના

આયોજનના ગાળા દરમ્યાન, અનાજના ઉત્પાદનમાં ૩૬% જેટલો વધારો થયો છે પરંતુ તેમાં અડધો વધારો તો, ખેડાણ નીચે નવી જમીનો લાવવાથી જ થવા પામ્યો છે. પ્રતિવર્ષ, ખેતીની ઉત્પાદકતામાં ૧.૬%નો વધારો થાય છે, જે ખૂબ જ અલ્પ છે. આ દષ્ટિએ, ખેતી-ક્ષેત્રે પેસી ગયેલી જડતા દૂર કરવી જ રહી. ખેતીને મળતા પ્રોત્સાહન પર જ યોજનાની પ્રગતિ અવલંબે છે, એના પર જ ભાવોની સ્થિરતા અવલંબે છે. ડૉ. વી. કે. આર. વી. રાવના શબ્દોમાં કહીએ તો "The key to curb inflationary pressures lies in improving the elasticity of supply to ensure adequate supply of food stuffs, for their prices constitute an integral part of our price structure"[5]

અંતમાં, એટલું તો સ્પષ્ટ છે, કે, ભાવવધારાની સમસ્યાનો પ્રશ્ન એ કોઇ અલાયદો પ્રશ્ન નથી કે જેને માટે, અલાયદો પ્રયત્ન કરી શકાય. ભાવોને અંકુશમાં રાખવાનો પ્રશ્ન, તેટલે અંશે, ઝડપી આર્થિક વિકાસના એક ભાગ તરીકે જ વિચારી શકાય.


**સંદર્ભ ગ્રંથો**

(1) H. N. Pathak: વ્યાપાર: વાર્ષિક અંક: ૨૦૧૮

(2) Andrew Shonefield: *Inflation & Economic Growlth*

(3) Jagdish Bhagawati: *Yojana*, 5th Nov. 1962

(4) Barbara Ward : *The Plan under Pressure*, 1963 (CEE)

(5) Dr. V. K. R. V. Rao: *Economic Weekly*, 5th Jan. 1961


*

# નવનીત

## નિકિતા ખ્રુશ્ચોવ-જીવનઝરમર

(૧૭મી એપ્રિલ ૧૯૬૪–૭૦મી જન્મજયંતી)

"બાળપણમાં હું કોણ હતો તે તમારે જાણવું છે? હું ચાલતાં શીખ્યો ત્યારથી કામ કરવા લાગ્યો હતો. હું વાછરડાં ઉછેરતો, પછી ઘેટાં સંભાળતો અને ત્યાર બાદ મારા જમીનદારની ગાયોનું ધ્યાન રાખતો. મને પંદર વર્ષ પૂરાં થયાં તે પહેલાં આ બધું હું કરી ચૂક્યો હતો. પછી હું જર્મનોની માલિકીના એક કારખાનામાં જોડાયો અને બાદ ફ્રેન્ચોની માલિકીની કોલસાની ખાણમાં. મેં બેલ્જીઅનોની માલિકીના રાસાયણિક કારખાનામાં પણ કામ કર્યું છે અને હવે હું મહાન સોવિયેટ રાજ્યનો વડો પ્રધાન છું."

નિકિતા સર્ગેયેવિચ ખ્રુશ્ચોવના આ શબ્દો આ અનન્ય નેતાએ ખેડેલા રાહનું યથાર્થ ચિત્ર રજૂ કરે છે. આ રસ્તો એવો છે કે જૂના જમાનામાં કોઇ ને એ અસામાન્ય લાગ્યા વિના ન રહે, પણ જ્યાં લોકોનું પોતાનું શાસન ચાલે છે એવા રાજ્યની તો એ વિશિષ્ટતા છે.

એક ખેડૂત ગુલામનો પૌત્ર અને કોલસાની ખાણમાં મજૂરી કરતા એક કામદારનો પુત્ર નિકિતા ખ્રુશ્ચોવનો જન્મ ૧૮૯૪ના એપ્રિલની ૧૭મી તારીખે કુર્સ્ક પ્રદેશ-(મધ્ય રશિયા)ના કાલીનોવ્કા નામના ગામમાં થયો હતો. એના પિતા યુક્રેનના દોનેત્સ બેઝીનની કોલસાની ખાણમાં કામ કરતા હતા.

ખ્રુશ્ચોવનો જ્યારે યૌવનકાળ હતો ત્યારે રશિયામાં મહાન સમાજવાદી ક્રાંતિ થવાની તૈયારી હતી. આ ક્રાંતિના પરિણામે ૧૯૧૭ના ઑક્ટોબરમાં સોવિયેત રાજ્ય અસ્તિત્વમાં આવ્યું

૧૯૦૮માં તે એમના પિતા સાથે દોનેત્સ બેઝીનની કોલસાની ખાણમાં કામ કરવા ગયા. ત્યાં તે એક ફીટરના એપ્રેન્ટીસ તરીકે કામ કરતા. પછી તે ફીટર બન્યા અને ખાણનાં ઓજારોનું સમારકામ કરતાં ત્યાં થોડા જ સમયમાં તે જોઈ શક્યા કે કામદારોને શોષણમાંથી મુક્ત કરવાનો અને એ દિવસોની મજૂરીની અમાનુષી પરિસ્થિતિમાંથી છોડાવવાનો એકમાત્ર ઉપાય કામદારોનું ક્રાંતિકારી આંદોલન જ છે. ઝારના સમયના પોલીસ-ખાતાનાં દફતરોમાં પડેલા પુરાવા પરથી એમ માલૂમ પડે છે કે ૧૯૧૫માં ખ્રુશ્ચોવને ખાણિયાઓની હડતાળના એક સંગઠનકાર તરીકે ખૂબ હેરાન કરવામાં આવ્યા હતા.

૧૯૧૮માં તેઓ સામ્યવાદી પક્ષમાં જોડાયા અને દરમ્યાનગીરી કરતા પરદેશીઓ તથા ઘરના પ્રતિ-ક્રાંતિકારીઓની સામે સોવિયત પ્રજાસત્તાકનું રક્ષણ કરવા માટે મોખરે આવી ઊભા. આંતરવિગ્રહ પછી તેઓ પાછા દોનેત્સ બેઝીન ગયા અને ત્યાં તેમને ખાણના મદદનીશ મૅનેજર તરીકે નીમવામાં આવ્યા. સામાન્ય કામદારવર્ગમાંથી આમ અધિકારીના હોદ્દા પર મૂકવામાં આવેલા આ શક્તિશાળી અધિકારીની શક્તિઓ તુરત જ દીપી ઊઠી. પરંતુ એમની જ્ઞાન-પિપાસાના કારણે તેઓ પાછા છૂટા થયા. જ્ઞાન-પિપાસા એ ખ્રુશ્ચોવની વિશિષ્ટતા છે. સ્થાનિક સામ્યવાદી પક્ષે તેમને દોનેત્સ્કમાં આવેલી ઈન્ડસ્ટ્રિયલ ઈન્સ્ટિટયૂટની વર્કસ ફૅકલ્ટીમાં મોકલી આપ્યા. (વર્કસ ફૅકલ્ટી એટલે તે વેળા સોવિયેટ રાજ્યમાં કામદાર વર્ગના માણસોને કૉલેજ માટે તૈયાર કરતી શાળા હતી). આ ફૅકલ્ટીમાં ગ્રેજ્યુએટ થયા પછી, ખ્રુશ્ચોવ જિલ્લા પાર્ટી કમિટીના સેક્રેટરી તરીકે ચૂંટાઈ આવ્યા. ત્યાર પછી એમણે દોનેત્સકમાં એ વિભાગની પાર્ટી કમિટીમાં કામ કર્યું અને બાદ એમને કીવમાં સામ્યવાદી પક્ષના એક જવાબદારીભર્યા હોદ્દા પર મૂકવામાં આવ્યા.

૧૯૨૯માં એન. એસ. ખ્રુશ્ચોવ મૉસ્કોની ઈન્ડસ્ટ્રિયલ અકાદમીમાં દાખલ થયા. એ વેળા સોવિયેત સંઘમાં સમાજવાદી ઔદ્યોગીકરણ – પ્રથમ પંચવર્ષીય યોજના – ચાલુ થઈ હતી એટલે અર્થતંત્રનું અને ખાસ કરીને ઔદ્યોગિક ઉત્પાદનનું સંગીન જ્ઞાન ધરાવતા અધિકારીઓની ખૂબ જ જરૂર ઊભી થઈ હતી.

એન. એસ. ખ્રુશ્ચોવ વિપુલ પ્રમાણમાં વ્યવહારુ અનુભવ ધરાવતા હતા અને તે સાથે અકાદમીમાં એમણે નવી સૈદ્ધાંતિક કેળવણી પણ લીધી હતી. આથી મૉસ્કોમાં તે જિલ્લા પાર્ટી કમિટીના સેક્રેટરી તરીકે ચૂંટાયા. એક વર્ષ બાદ તે શહેરી કમિટીના સેક્રેટરી બન્યા. ત્યાર પછી સામ્યવાદી પક્ષમાં એમની બઢતી પર બઢતી થતી ગઈ. ૧૯૩૪માં તેઓ સોવિયેત સંઘના સામ્યવાદી પક્ષની કેન્દ્રીય સમિતિના સભ્ય તરીકે ચૂંટાઈ આવ્યા. ૧૯૩૫માં તેઓ મૉસ્કો પાર્ટી કમિટીના પહેલા સેક્રેટરી બન્યા; ૧૯૩૮માં યુક્રેનના સામ્યવાદી પક્ષની કેન્દ્રીય સમિતિના પહેલા સેક્રેટરી અને ૧૯૩૯માં સોવિયેત સંઘના સામ્યવાદી પક્ષની કેન્દ્રીય સમિતિના પોલિટિકલ બ્યુરોના સભ્ય બન્યા. આમ તેઓ ઝડપભેર સોવિયેત સંઘના ખૂબ લોકપ્રિય રાજકીય આગેવાનોની કક્ષામાં આવી રહ્યા હતા.

ફાસીસ્ટ જર્મની સામે જ્યારે યુદ્ધ ચાલતું હતું ત્યારે લડાઈનાં બધાં વર્ષો એમણે મોરચા પર ગાળ્યાં હતાં. દેશની સ્વતંત્રતા ટકાવી રાખવા માટે ખેલાયેલા આ યુદ્ધના કેટલાય નિર્ણયાત્મક તબક્કાઓ સાથે અને ખાસ કરીને વોલ્ગાની લડાઈ સાથે, એમનું નામ જોડાયેલું છે. વોલ્ગાની લડાઈ ઇતિહાસમાં અજોડ લેખાય છે. યુદ્ધને લગતી કેટલીક મોટી યોજનાઓ ઘડવામાં સોવિયેત રશિયાના બીજા લશ્કરી આગેવાનો સાથે એમણે સક્રિય ભાગ લીધો હતો. કીવ જ્યારે મુક્ત બન્યું ત્યારે કામચલાઉ લશ્કર લઈ તે કીવમાં પ્રવેશ્યા હતા અને ત્યાર પછીનાં વર્ષોમાં એમણે યુક્રેન (સોવિયેત સંઘનું એક ખૂબ સમૃદ્ધ પ્રજાસત્તાક છે)ના અર્થતંત્રને ફરીથી મજબૂત બનાવવા માટે ઘણું કામ કર્યું હતું. કારણ કે આક્રમણખોર નાઝીઓના હાથે યુક્રેનનો લગભગ વિનાશ જ થયો હતો.

૧૯૪૯માં એન. એસ. ખ્રુશ્ચોવ ફરી મૉસ્કોમાં આવ્યા – પક્ષની કેન્દ્રીય સમિતિના સેક્રેટરી તરીકે અને ૧૯૫૩ના સપ્ટેમ્બરથી માંડી તેઓ સામ્યવાદી પક્ષની કેન્દ્રીય સમિતિના પ્રથમ સેક્રેટરી તરીકે કામ કરતા આવ્યા છે. ૧૯૫૮ના માર્ચ મહિનામાં સોવિયેત સંઘની સર્વોચ્ચ સોવિયેતે ખ્રુશ્ચોવને સોવિયેત સંઘના પ્રધાનમંડળના અધ્યક્ષના હોદ્દા પર નીમ્યા.

વિદેશોમાં કેટલાકને એન. એસ. ખ્રુશ્ચોવની આ પ્રકારની ચઢતી એક જાતની સમસ્યા અગર અજબ ચમત્કાર જેવી લાગે છે. પરંતુ આ બાબતમાં ખ્રુશ્ચાવ પોતે સાવ જુદો જ અભિપ્રાય ધરાવે છે. એમના ઉદ્‌ગારો આ રહ્યા: "ક્રાંતિએ આપણા દેશના કામદારો માટે, તમામ શ્રમજીવી લોકો માટે કેળવણી અને વિજ્ઞાનના માર્ગ ખુલ્લા કર્યા છે અને આ ક્રાંતિકારી ચઢતીના એક દૃષ્ટાંતરૂપ હું પોતે છું."

એન. એસ. ખ્રુશ્ચોવના ઘડતરમાં અને એમના જીવનવૃત્તાંતમાં, રશિયન પ્રજામાં રહેલી ખૂબ ઊંડી એવી પ્રત્યેક વિશિષ્ટતા વત્તેઓછે અંશે જોવા મળે છે. નિકિતા ખ્રુશ્ચોવની સાચી તાકાત એ જ છે. કામદારો, કિસાનો, અને બુદ્ધિજીવીઓમાં તે તેઓમાંના એક બની રહે છે–તેમના જેટલા જ સહૃદયી અને એકનિષ્ઠ. ખ્રુશ્ચાવ એમના જવાબદારીભર્યા હોદ્દાઓ પરથી, કેન્દ્રીય સમિતિની કારોબારી સમિતિએ, સામ્યવાદી પક્ષની કેન્દ્રીય સમિતિની ખુલ્લી બેઠકોએ, સામ્યવાદી પક્ષની કોંગ્રેસે, સુપ્રિમ સોવિયેતે અને પ્રધાનોની કાઉન્સિલે સંયુક્ત રીતે આલેખેલા સિદ્ધાંતોને અનુસરતી નીતિ અમલમાં મૂકે છે.

"લોકો માટે જે ઉત્તમ છે તે બધું જ કરવા માટે અમે પુરુષાર્થ કરીએ છીએ, તમામ લોકોના સુખ માટે કામ કરવામાં સામ્યવાદી સુખ અનુભવે છે" એમ એમણે પોતે કહેલું છે.

એમનો મૂળભૂત સિદ્ધાંત આ પ્રમાણે આલેખી શકાય. સામ્યવાદનું ઘડતર દેશની અને પ્રજાની વાસ્તવિક શકયતાઓને બરાબર ગણતરીપૂર્વક લક્ષમાં લઇને એવી રીતે કરવું કે જેથી આ પેઢીને જ એનાં સુંદર પરિણામોનો લાભ મળે.

નિકિતા એસ. ખ્રુશ્ચાવ સ્વદેશને લગતી બાબતોમાં તેમજ વિદેશોને લગતા પ્રશ્નોમાં, સિદ્ધાંતમાં તેમજ વ્યવહારમાં, પોતાની હિંમતપૂર્ણ અને સર્જનાત્મક ધગશ કાયમ બતાવતા રહ્યા છે. સ્તાલિનના વ્યક્તિપૂજાના પંથને પદભ્રષ્ટ કરવાની પહેલ એમણે કરી હતી. તેવી જ રીતે સમાજવાદી પ્રકારની લોકશાહીના લેનિનવાદી સિદ્ધાંતોને ફરીથી સજીવન કરીને આગળ લાવવા માટે સોવિયેત સંઘના સામ્યવાદી પક્ષની કેન્દ્રીય સમિતિની બહુલક્ષી પ્રવૃત્તિઓનું આયોજન પણ એમણે જ કર્યું હતું. લોકોના અભિપ્રાયો અને અનુભવને બરાબર ધ્યાનમાં લઇને એમણે જે ભલામણો કરી હતી તેથી રાષ્ટ્રીય અર્થતંત્રનો કારોબાર અને આયોજનપદ્ધતિમાં ઘણો સુધારો થયો છે. સોવિયેત સંઘના સામ્યવાદી પક્ષનો નવો કાર્યક્રમ ઘડી કાઢવામાં તેમણે ખૂબ જ સક્રિય ભાગ ભજવ્યો હતો. આ કાર્યક્રમનો દસ્તાવેજ બહુ જ મહત્ત્વનો છે કારણ કે દેશની એકધારી પ્રગતિની ભૂમિકા એના આધારે તૈયાર થઈ છે.

સોવિયેત સંઘમાં જબ્બર રસાયણઉદ્યોગની શરૂઆતની ખિલવણી કરવા માટે જે યોજના ઘડાઈ હતી તેની પાછળ પણ એન. એસ. ખ્રુશ્ચોવની જ પ્રેરણા હતી. આ યોજનાના મૂળમાં જે ઉદ્દેશ હતો તે એ કે ખેતીના ઉપયોગ માટે ખનિજોના રાસાયણિક ખાતરનું ઉત્પાદન એકદમ વધારવું અને ઊંચા ધોરણનો વપરાશનો માલ ઓછા દામે તૈયાર થાય તેમ કરવું.

૧૯૫૩ પછી તો સોવિયેત સંઘમાં ઘણા નોંધપાત્ર ફેરફાર થયા છે. આ ગાળામાં ઔદ્યોગિક ઉત્પાદન વધીને ત્રણગણું થયું છે. સોવિયેત સંઘના વિજ્ઞાનની સિદ્ધિઓ તો એથીયે અજોડ છે. સમાજવાદી લોકશાહી ફાલીફૂલી છે. લોકોનું જીવનધોરણ સુધર્યું છે. રહેઠાણો માટે જે પ્રબંધ થયો છે તે પરથી આ હકીકત ખાસ દેખાઈ આવે છે. દસ વર્ષમાં દસ કરોડ એંસી લાખ માણસોને એટલે કે કુલ વસ્તીના પચાસ ટકા જેટલા લોકોને નવાં મકાનોમાં પોતાના ફ્લૅટ મળ્યા છે. આવા અપૂર્વ પરિવર્તન માટે સોવિયેત નાગરિકો સરકારના મોવડીની નિઃસ્વાર્થ કામગીરી અને સેવાઓને ધન્યવાદ આપે છે એ વાજબી જ છે.

પૃથ્વીના દરેક ભાગના લોકો નિકિતા ખ્રુશ્ચોવને વિશ્વશાંતિના રક્ષક તરીકે અને શાંતિમય સહઅસ્તિત્વની નીતિના પ્રખર સમર્થક તરીકે બિરદાવે છે. એમની રાજદ્વારી પ્રવૃત્તિઓ, છેલ્લાં દસ વર્ષોમાં સુલેહશાંતિ માટે થયેલી બહુ જ મહત્ત્વની એવી લગભગ બધી જ હિલચાલો સાથે સંકળાયેલી રહી છે. અત્રે "રીબિયન વિસ્તારમાં જાગેલી ભયજનક કટોકટીના શાંતિમય નિરાકરણનો (૧૯૬૨ની પાનખર ઋતુમાં) અને મૉસ્કોમાં

અણુપ્રયોગો પર અંશતઃ પ્રતિબંધ મૂકતી જે સમજૂતી થઈ (૧૯૬૩ના ઉનાળામાં) એ બન્નેનો જ ઉલ્લેખ કરીએ તો પણ બસ છે. એન. એસ. ખ્રુશ્ચોવ શાંતિની સિદ્ધિ માટેના મહાન કાર્યક્રમ એટલે કે સંયુક્ત રાષ્ટ્રોની મહાસમિતિ સમક્ષ સોવિયેત વડા પ્રધાન તરફથી મૂકવામાં આવેલી સાર્વત્રિક ને સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણની યોજના સાથે પણ અચૂક જોડાયેલા છે.

હજી તાજેતરમાં જ એટલે કે ૧૯૬૪નું વર્ષ બેસવાનું હતું એની અગાઉ સોવિયેત સરકારે બીજું એક મહત્ત્વનું પગલું ભર્યું હતું. આ પગલું તે નિકિતા ખ્રુશ્ચોવે બધા પ્રાદેશિક અને સરહદી ઝઘડાઓનો માત્ર શાંતિમય ઉપાયો વડે નિકાલ લાવવો એ મતલબની આંતરરાષ્ટ્રીય સમજૂતી કરવા માટે બધા દેશોની સરકારોના વડાઓ પર પાઠવેલી દરખાસ્ત. આ યોજનાને પણ દરેક જગ્યાએ આવકાર મળ્યો છે.

આંતરરાષ્ટ્રીય જીવનનું એક પણ ક્ષેત્ર એવું નહીં હોય જેમાં એન. એસ. ખ્રુશ્ચોવે પોતાનો હિસ્સો ન આપ્યો હોય. સંસ્થાનવાદની સંપૂર્ણ નાબૂદી માટે, બધી પ્રજાઓના સ્વાતંત્ર્ય માટે અને એશિયા તથા આફ્રિકાનાં નવાં રાષ્ટ્રોને એમના અર્થતંત્રનો અને સંસ્કૃતિનો વિકાસ સાધવામાં અસરકારક મદદ આપવા માટે તેઓ ખૂબ જ ઉત્સાહપૂર્વક ઝુંબેશ ચલાવતા આવ્યા છે. એમના અનુરોધથી સંયુક્ત રાષ્ટ્રોની મહાસમિતિએ ૧૯૬૦માં સાંસ્થાનિક દેશોને અને પ્રજાઓને સ્વતંત્રતા બક્ષવા માટેનો ઢંઢેરો ઘડી કાઢ્યો હતો.

એન. એસ. ખ્રુશ્ચોવ સમાજવાદી રાષ્ટ્રસમૂહનું અને વિશ્વના સામ્યવાદી તથા મજૂર આંદોલનનું અને તમામ શાંતિપ્રિય બળોનું ઐક્ય દઢ બનાવવા માટે પણ ઘણા પ્રયાસો કરે છે. તેઓ કહે છે કે: "આ પૃથ્વી પર શાંતિ જળવાઈ રહે તે માટેના પ્રયાસોને અમારો પક્ષ અને અમારી પ્રજા આંતરરાષ્ટ્રીય કર્તવ્યરૂપ લેખે છે."

ખ્રુશ્ચોવ એથી પણ આગળ વધીને કહે છે કે: "ભવિષ્યમાં પણ અમે અમારી બધી પ્રવૃત્તિઓમાં વ્લાદીમીર ઈલ્યીચ લેનિનના બોધને અને આદેશોને વફાદાર રહીશું." આ ૭૦મા જન્મદિને પણ નિકિતા ખ્રુશ્ચોવ પોતાની અથાગ પ્રવૃત્તિઓમાં જ રચ્યાપચ્યા છે. એમની તંદુરસ્તી વિષે પ્રશ્ન પુછાતાં એમણે કહ્યું કે: "મારામાં હજી ઘણી સ્ફૂર્તિ છે." નિકિતા ખ્રુશ્ચોવ સશક્ત, આશાવાદી અને જીવન પ્રત્યે અનુરાગ ધરાવનારા છે. તેમને શિકારનો અને જંગલોમાં ઘૂમવાનો શોખ છે. એમના કુટુંબમાં ચાર બાળકો, ૭ પૌત્રો અને એક પ્રપૌત્રી એટલાં માણસો છે અને એ બધાં જ તંદુરસ્ત છે. એમનાં પત્ની નીના પેત્રોવ્ના પણ એટલાં જ તંદુરસ્ત છે.

એમની આ વર્ષગાંઠના પ્રસંગે, હજી વર્ષો સુધી તેઓ સારામાં સારું આરોગ્ય ભોગવે અને વધુ ને વધુ યશસ્વી બને એવી ખ્રુશ્ચોવના દેશબાંધવોની અંતઃકરણપૂર્વકની શુભેચ્છાઓમાં વિશ્વભરના તમામ શુભાકાંક્ષી સ્ત્રી-પુરુષો સહભાગી છે.

['સોવિયેત યુનિયનના સમાચાર અને વિચાર', એપ્રિલ ૧૯૬૪માંથી સાભાર.]

*

## ગ્રાહકોને ખરીદીમાં અમૂલ્ય સહાય આપતી સંસ્થા અને તેનું મુખપત્ર "વિચ?"

ગ્રાહકોને તેમના દામનું પૂરું વળતર મળી રહે એમાં મદદ કરતી એક સંસ્થાએ હમણાં જ કુટુંબ નિયોજનની પદ્ધતિઓ અંગેની તેની તપાસ પૂરી કરી છે. તેણે તેનો હેવાલ પ્રસિદ્ધ કર્યો એના બે મહિનામાં એની ૮૦,૦૦૦ નકલો ખપી ગઈ છે. આ સંસ્થા–કન્ઝ્યુમર્સ એસોસિયેશન અને તેના મુખપત્ર–"વિચ?" તરફથી હાથ ધરાયેલી પ્રવૃત્તિઓમાં આ છેલ્લામાં છેલ્લી પ્રવૃત્તિ છે.

આ મુખપત્ર "વિચ?" અનોખું છે. તે જાહેરાત લેતું નથી. તેના કાર્યવાહક મંડળના કોઈ પણ સભ્ય ઉદ્યોગોમાં ઉચ્ચ સ્થાન ધરાવતા હોતા નથી. ચકાસણી માટે વસ્તુઓનો તે સ્વીકાર કરતું નથી. જોઈતી વસ્તુઓની તે પોતે ખરીદી કરી લે છે,

"વિચ?"નો ફેલાવો અત્યારે ૪૦૦,૦૦૦ છે અને તેનો દરેક અંક ૩,૦૦૦,૦૦૦ માણસો વાંચતા હોવાની

ધારણા છે.

ગ્રાહક સંસ્થા – કન્ઝયુમર્સ એસોસિયેશનના એક અધિકારીએ લંડનમાં કહ્યું હતું. "ભારતમાંથી અમારી સંસ્થા અંગે ઘણી પૂછપરછ થઈ છે અને અમે ઈચ્છીએ છીએ કે ત્યાં પણ આવી જ સંસ્થા સ્થપાય."

"વિચ" પત્રે છેલ્લાં ૭ વર્ષમાં સેંકડો વસ્તુઓની તપાસ કરી છે. તેના જાન્યુઆરીના અંકમાં પેટ્રોલ, ઑઈલ હીટર્સ, દરજીઓની કાતર વગેરેની તપાસનો હેવાલ આપવામાં આવ્યો છે. દરેક જાતની વસ્તુઓની તે તપાસ કરે છે. આ તપાસ પ્રયોગશાળામાં થાય છે તેમજ વપરાશની દૃષ્ટિએ પણ થાય છે અને પછી તેનો સર્વાંગી હેવાલ આપવામાં આવે છે. ઉત્તમ વસ્તુને "ઉત્તમ" તરીકે મોટા અક્ષરે જાહેર કરવામાં આવે છે. કેટલીક વસ્તુઓને ભલામણ નહીં કરવામાં આવતી વસ્તુઓ તરીકે પણ જાહેર કરવામાં આવે છે. એમાં અમુક પ્રકારની વસ્તુઓના માત્ર ગુણઅવગુણો આપવામાં આવે છે તેમ નથી, પરંતુ એવા જ પ્રકારની વસ્તુઓ વેચાણમાં હોય તેના સંદર્ભમાં તેનું કેવું સ્થાન છે તે પણ તેમાં જણાવવામાં આવે છે. સંસ્થાની આવક તેના સભ્યો મુખપત્ર માટે વર્ષે એક પાઉન્ડ ભરે છે તે છે. ત્રૈમાસિક પૂર્તિ મોટરો અંગે નીકળે છે તેને પેટે તેને બે પાઉન્ડ ભરવાના હોય છે.

સંસ્થા ઉત્પાદકો પાસેથી ચકાસણી માટે કશી વસ્તુઓ મેળવતી નથી કે પૈસા લેતી નથી. "વિચ?"માં કરવામાં આવેલ ભલામણોનો વેચાણની જાહેરાતોમાં ઉપયોગ થઈ શકતો નથી. સરકાર પાસેથી પણ સંસ્થા કશાં નાણાં મેળવતી નથી.

"વિચ?"નો પ્રથમ અંક સન ૧૯૫૭ના ઑક્ટોબરમાં બહાર પાડવામાં આવ્યો હતો. ત્યારથી અત્યાર સુધીમાં તેની ગ્રાહક સંખ્યા ૪૦૦,૦૦૦ ઉપર પહોંચી છે. ઉત્પાદકોએ સંસ્થાને જણાવ્યું છે કે તેઓ રચનાત્મક સૂચનો આવકારે છે અને "વિચ?"માં જણાવવામાં આવ્યા પ્રમાણે ઉત્પાદનમાં સુધારાવધારા પણ કરે છે.

ગ્રાહકોની આવી ચકાસણી સંસ્થાઓ અનેક દેશોમાં જોવા મળે છે. આવી સંસ્થાઓનું એક આંતરરાષ્ટ્રીય મંડળ છે જેની મુખ્ય કચેરી નેધર્લૅન્ડ્ઝમાં છે.

[ બ્રિટિશ સમાચાર માહિતીપત્રના તા. ૨–૩–૧૯૬૪ ના અંકમાંથી સાભાર ]

*

# માનવસંસ્કૃતિનું પુષ્પ ખરી પડ્યું!

## પુરુષોત્તમ ગણેશ માવળંકર

[ પંડિત જવાહરલાલ નેહરુના ઓચિંતા દેહાવસાનના ખબર બુધવાર તા. ૨૭ મે ૧૯૬૪ને રોજ મોડી બપોરે જ્યારે મને મળ્યા ત્યારે હું સ્તબ્ધ બની ગયો. બે દિવસ જાણે બધું શૂન્યવત્ લાગ્યું. તા. ૨૯મીની સાંજે હૅરલ્ડ લૅસ્કી ઈન્સ્ટિટ્યૂટમાં મળેલી શોકસભામાં મેં ભારે હૈયે પંડિતજીને અંજલિ અર્પવાનો નમ્ર પ્રયાસ કર્યો. ત્યાર પછીના તા. ૩૦મીના "સંદેશ" દૈનિકમાં અને તા. ૩૧મીના સાપ્તાહિક "પ્રજાબંધુ"માં જવાહરલાલજી વિશેનાં મારા ભાવ વ્યક્ત કરતાં લખાણો પ્રસિદ્ધ થયાં, એને થોડા સુધારાવધારા સાથે અહીં પ્રસિદ્ધ કરું છું.–પુ. ગ. મા.]

જવાહરલાલ નેહરુની અણખૂટ જણાતી જીવનસાધના અણધારી અટકી ગઈ! ઠગારા યમરાજે આપણા લાડકવાયા જવાહરને ઓચિંતા આપણી વચ્ચેથી ઉપાડી લીધા! બુધવાર તા. ૨૭ મે ૧૯૬૪ ને રોજ પંડિત જવાહરલાલ નેહરુનો દેહાન્ત થયો, પણ તે જ ક્ષણે પંડિતજી સદાકાળ માટે સર્વ વિશ્વના નાગરિક અને સ્વજન બની ચૂક્યા! ઇતિહાસમાં એમનું ઉજ્જ્વળ નામ સ્વચ્છ, સુંદર, પવિત્ર અક્ષરો વડે અંકિત થઈ ચૂક્યું.

જન્મ પામનાર દરેક વહેલેમોડો મૃત્યુ પામે છે. મહાપુરુષો પણ અમર નથી. જવાહરલાલ નેહરુ માનવ હતા, મહાન માનવ હતા, પણ અમરત્વ પામ્યા નહોતા. એટલે પંડિતજીનો નશ્વર દેહ વહેલોમોડો ઢળી પડવાનો હતો. પણ આટલો જલદી, અચાનક એ વીરદેહ પડશે એમ સ્વપ્નેય શાનો ખ્યાલ હોય? છેલ્લાં દોઢ-બે વર્ષથી પંડિતજીની જાણીતી ને જાદુઈ જુવાની ઘટતી જતી રહી હતી. છેલ્લે છેલ્લે તો–ચાર-પાંચ માસથી–તેઓ

શારીરિક રીતે ખૂબ અશક્ત બનવા લાગ્યા હતા. છતાં, નેહરુની અદમ્ય વૃત્તિથી દસકાઓ સુધી પરિચિત રહેલા આપણે સહુ એમ માનતા હતા કે પંડિતજી હજી ઠીક ઠીક સમય જીવશે અને રાષ્ટ્રને દોરવણી આપશે. વડાપ્રધાનપદે તેઓ ચાલુ રહેશે કે કેમ, તેમણે ચાલુ રહેવું કે કેમ એ વિષે અટકળો, આલોચનાઓ, આશ્ચર્યભાવનાઓ છેલ્લે છેલ્લે વધતી જતી હતી. પરંતુ, કોઈને પણ એવી કલ્પના કયાંથી હોય કે પંડિતજીની જીવનજ્યોત જ જલદીથી બુઝાઈ જશે! તેથી જ, જવાહરના અચાનક અવસાનથી આપણે સહુ આકુળ-વ્યાકુળ થઈ ગયાં છીએ.

જવાહરલાલજીને પોતાને માટે તો મૃત્યુની ફિકર નહોતી. જીવનની વિવિધતામાં જવાહરલાલને જબરો રસ હતો અને જીવનના એકેકથી ચડિયાતા ગૂઢોને જાણવા-પારખવાની એમને અજબ તાલાવેલી હતી. જીવન જીવી જાણવાનું તેઓ સરસ શીખ્યા હતા. જીવન-સંગ્રામની મોજ લૂંટવામાં તેઓ અનેરો આલ્હાદ અનુભવતા. ભય અને બીક જવાહરથી ગભરાઈને દૂર ભાગતાં! એટલે મૃત્યુની બીક તો જવાહરલાલજીને ભાગ્યે જ સ્પર્શી હતી. ભાવિ માટે સદૈવ આશાવાદી રહેલા પંડિત નેહરુએ વર્તમાનની ક્ષણેક્ષણ અદ્‌ભુત આનંદથી, શ્રદ્ધાથી, જીવનરસમાં તરબોળ બનીને માનવતાની સેવામાં ખર્ચી હતી. એમનું જીવન સુખી હતું, પણ ભૌતિક ઐશ્વર્યને ત્યાગીને એમણે એ જીવનને સાચા અર્થમાં સમૃદ્ધ અને સાર્થક બનાવેલું. પચાસ-પચાસ વર્ષો સુધી જવાહરલાલે એકધારો જીવનસંગ્રામ ખેડયો. પૂરાં ૭૪ વર્ષ ૬ માસ અને ૧૩ દિવસ પંડિત નેહરુ આ ધરતી પર રહ્યા. છેક સુધી તેઓ કાર્યરત રહ્યા. છેવટે, કાર્ય અને ફરજ બજાવતાં બજાવતાં જ એમનો જીવન-દીપ ઓલવાઈ ગયો! ભારતભરમાં અંધકાર છવાયો!

"આરામ હરામ હૈ"નું સૂત્ર પોતાના અવિરત પરિશ્રમ વડે રાષ્ટ્ર સમક્ષ મૂકનાર પંડિત જવાહરલાલ નેહરુ હવે ચિરનિદ્રામાં પોઢી ગયા છે. ઝંઝાવાતભર્યા જીવનમાં જવાહરને ઝાઝો આરામ નહોતો મળ્યો. વત્સલ પ્રભુએ, માતાસમા હેત વડે, પોતાના પ્યારા જવાહરલાલને શારીરિક બંધનોમાંથી હવે મુક્ત કર્યા છે. જવાહરલાલ નેહરુએ પ્રથમ વાર, અને આખરી વાર, આરામ મેળવ્યો છે! દેહ પડયો એના આગલા જ દિવસે પંડિતજી દહેરાદૂનથી પાછા ફરેલા. દૂનમાં પણ તેઓ ત્રણચાર દિવસના આરામ માટે ગયેલા અને છતાં સરકારી તથા મહત્ત્વની ફાઈલો જોવામાં અને અન્ય કામોમાં પંડિત નેહરુએ પોતાનાં સમય અને શક્તિ ત્યાં પણ ખર્ચેલાં. કામ કર્યા કરવાનો નેહરુનો પિંડ હતો. આરામની એમને નફરત હતી. છતાં, નેહરુ છેલ્લે છેલ્લે શ્રમિત બની રહેલા જણાતા હતા – શારીરિક રીતે તેમજ માનસિક રીતે. નેહરુની લોકપ્રિયતા અને નેહરુની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા પણ છેલ્લે છેલ્લે ઘટવા લાગવાનો ભય દેખાતો હતો, બલ્કે થોડો ઘટાડો વર્તાતો પણ હતો. એવામાં જ પંડિતજીનું અવસાન થયું, અને ઓચિંતું તેમજ આઘાતજનક અવસાન થયું! વિધિની કોઈ યોજના કે અટકળ હશે? સુયોગ્ય સમયે સારા મહાપુરુષને કુદરત ઉઠાવી લે છે! લોકાદર અને લોકચાહના એવા મહાપુરુષ માટે પછી ઊલટાં વધે છે. પંડિતજીના અવસાન પછીના ૭૨ કલાકમાં આપણે આ સત્ય જોઈ શકયાં.

પંડિત નેહરુ માટે તો મૃત્યુ પણ કેવું! ભાગ્યવાન વ્યક્તિઓને જ આવો અંત અનુભવવા મળે! છેક સુધી કાર્યરત. છેક સુધી સર્વોચ્ચ સેવાસ્થાને. વડાપ્રધાનપદને પંડિતજીએ સર્વોચ્ચ સેવકનું સ્થાન માનેલું, ગણેલું અને એ રીતે જ તેઓ જીવ્યા હતા. જેમ "મહાત્મા" પદથી ગાંધીજી કદી ફુલાયા નહોતા તેમ વડાપ્રધાનપદથી જવાહરલાલ કદી ગર્વિષ્ઠ બન્યા નહોતા. ખરું પૂછો તો, ભારતનું વડાપ્રધાનપદ જવાહરલાલ નેહરુને કારણે મહાન બન્યું હતું! આ જ માસમાં (મે, ૧૯૬૪) પંડિતજી મુંબઈની મુલાકાતે જઈ આવ્યા. વિમાનઘર પરથી નીકળતાં વિદાય-શબ્દો એમણે કહ્યા કે ભગવાનની ઇચ્છા હશે ત્યારે ફરી મુંબઈ આવીશ. શું પંડિતજીને આખરી વિદાયનો અંત-ર્સંદેશ મળેલો? દહેરાદૂનમાં એમણે થાક ઉતાર્યો. ૨૬મી મેએ રાજધાનીમાં પાછા ફર્યા. કામ કર્યું. શ્રી. લાલબહાદુર શાસ્ત્રી જોડે મંત્રણાઓ કરી. ફાઈલો જોઈ. વાચન કર્યું. રાત્રે ૧૧ વાગે સૂતા. બીજે દિવસે તા. ૨૭ મેની સવારે વહેલા ઊઠયા. દાઢી વગેરે કરી તૈયાર થયા. અને દુઃખાવો ઊપડયો. છતાં નિત્યવિધિ પતાવવાની ઉતાવળ કરી. પણ દુઃખાવો અસહ્ય બન્યો. ડૉક્ટરોને

તેડું મળ્યું. પરંતુ, તેઓ આવે તે પહેલાં જ પંડિતજી બેભાન બની ગયા અને થોડા કલાકોમાં જ એમણે અપાર શાંતિ વડે કાયમ માટે આંખો મીંચી દીધી! સૌમ્ય, સ્વસ્થ, સ્વચ્છ, સુંદર મુખમુદ્રા સહુને જોવા રાખીને નેહરુનું પ્રાણપંખેરું ઊડી ગયું......!!

તા. ૩૦ જાન્યુઆરી ૧૯૪૮ ને રોજ રાષ્ટ્રપિતા ગાંધીજીની શહાદત વખતે જવાહરે ઊંડી વેદના ઠાલવતાં કહેલું કે પ્રકાશ ચાલ્યો ગયો! પણ જે વેદના અને જે નિશ્ચયબળ નેહરુએ તે પ્રસંગે વ્યકત કર્યાં તે જ આજે આપણે વ્યકત કરવાં રહ્યાં! અલબત્ત મોટો ફરક એ છે કે ગાંધીજી ગયા પછી નેહરુ હતા, સરદાર હતા! આજે નેહરુ પછી નેહરુ જેવા કોઈ જણાતા નથી! કરોડો ભારતીયોની આ અકથ્ય વેદના છે. ગાંધી-સરદાર-નેહરુની ત્રિમૂર્તિ આધુનિક ભારતને સારા નસીબે સાંપડી હતી તે આજે હવે આપણે ભારતવાસીઓ ખોઇ બેઠા છીએ. પરંતુ, એમ કેવળ શોક કરીને કેવી રીતે ચાલશે? રડયા કરવાથી આપણી રાષ્ટ્રનૌકા કેવી રીતે આગળ વધશે? હૈયાફાટ રુદન કરવાથી આપણી પ્રગતિકૂચ કેવી રીતે ચાલુ રહેશે? જવાહરલાલ નેહરુ હવે નથી એનું ભાન તો હજી હવે પછીનાં દિવસો, અઠવાડિયાંઓ, મહિનાઓ ને વર્ષોમાં આપણને વધુ ને વધુ તીવ્રતાથી થવાનું છે. એટલે, અત્યારે માનસિક ધક્કો અને આંચકો અનુભવી રહેલાં આપણે સહુએ પ્રભુ પાસે ધીરજ, સહનશક્તિ, વિચારશીલતા અને સમતોલપણાની માગણી અને પ્રાર્થના કરવાની છે. પ્રકાશ ગયો છે, પણ બીજી રીતે જોઇએ તો પ્રકાશ સર્વત્ર કાયમ માટે પથરાઈ ચૂક્યો છે.

જવાહરલાલ નેહરુ સાચે જ એમના નામ પ્રમાણે ભારતના જવાહર હતા! ભારતરત્નનો સર્વોચ્ચ ખિતાબ સરકારી રાહે એમને વર્ષો પહેલાં મળેલો. પણ એનાથી અસંખ્ય ગણો વધારે મૂલ્યવાન ખિતાબ તો ભારતની અને વિશ્વની પ્રજાએ પંડિત નેહરુ પર અખૂટ પ્યાર કરીને આપ્યો છે. અસંખ્ય લોકોનો અમાપ પ્રેમભાવ જેટલો નેહરુને મળ્યો છે એટલો બીજા કોઈ નેતાને કયાંયે મળ્યો નથી. "લાડીલા નેતા" એવો શબ્દપ્રયોગ સંપૂર્ણપણે એકલા જવાહરને જ લાગુ પાડી શકાય: રાજકારણમાં પડેલી વ્યક્તિ થોડાઘણા દુશ્મનો તો ઊભા કરે જ! પણ નેહરુની ખૂબી એ હતી કે એમણે સર્વત્ર પ્રેમ અને મિત્રાચારી જ ઊભાં કર્યાં. નેહરુએ પોતે જ કહ્યું છે કે જેવું આપીએ તેવું મેળવીએ! જો પ્રેમ આપીએ તો પ્રેમ મળે, દ્વેષ આપીએ તો દ્વેષ પાછો મળે! નેહરુએ પ્રજાઓ પર અનહદ પ્રેમ કર્યો, અને પ્રજાઓએ નેહરુને પ્રેમસાગરમાં ડુબાડવા જેટલા સતત તરતા રાખ્યા! લાખ્ખો માણસોએ "નેહરુ ચાચા અમર રહો"ના પોકારો અમસ્તા નહોતા કર્યા ગુરુવારની અંતિમ-યાત્રા વેળા! દેશભરના લાખ્ખો લોકોના, કરોડો લોકોના, હૈયાંના તાર સાથે જવાહરલાલનું ગુલાબી હૈયું દસકાઓથી અતૂટ રીતે, મોહક રીતે, જાદૂઈ રીતે જોઈડાં ગયું હતું. તા. ૨૦મી જાન્યુઆરી ૧૯૫૪ને રોજ – દસ વર્ષથી યે વધુ સમય પર – ખુદ પંડિત નેહરુએ જ કહેલું કે જો મારા મૃત્યુ પછી મને યાદ કરવો હોય અને કશુંક કહેવું હોય તો આટલું જ કહેજો કે, "This was the man who, with all his mind and heart, loved India and the Indian People. And they, in turn, were indulgent to him and gave him of their love most abundantly and extravagantly."

વડાપ્રધાન નેહરુની અંગત સલામતી માટે રાજ્યે કાંઈ ઓછાં પગલાં નહોતાં લીધાં. કયારેક તો એમાં અતિરેક પણ થતો, અને કયારેક વળી પંડિતજી પણ પ્રજા સાથેના અતિ પ્રેમભર્યા વર્તન વડે સલામતીના પોલીસો-અધિકારીઓને મુશ્કેલીમાં ને ચિંતામાં મૂકી દેતા. પણ પંડિતજીનો અંત કોઈ હત્યારાની ગોળીથી કે એવી કોઈ હિંસક રીતે થયો નથી એ પણ નોંધપાત્ર છે. ભારત પર અને ભારતની ભલીભોળી પ્રજા પર પંડિત જવાહરલાલે સાચો, સારો, સંપૂર્ણ પ્રેમ કર્યો એટલે ભારતે પણ જવાહરલાલને સતત કળશ પર જ ચળકતા રાખ્યા.

પંડિત જવાહરલાલ નેહરુ વિષે હવે તો ઘણું ઘણું લખાશે. ખુદ પંડિતજીએ પણ પોતાનાં સુંદર લખાણો દ્વારા પોતાની છબી આપણને ચીતરી આપી છે.

જવાહરલાલજીનું જીવન પારદર્શક સચ્ચાઇનું, સ્વચ્છ ચારિત્ર્યનું, નિષ્કપટી જીવન હતું. અંદર એક અને બહાર બીજા એવું જવાહરલાલનું નહોતું. ભૂલોનો એકરાર કરનારા એકમાત્ર મહાન રાજનીતિજ્ઞ હોય તો તે જવાહરલાલ નેહરુ! સામ્યવાદી ચીનના આક્રમણ વખતે નેહરુએ કબૂલ્યું કે પોતે સ્વપ્નની દુનિયામાં હતા. હંગરીના સ્વાતંત્ર્યયુદ્ધ વખતે ભલે મોડું પણ નેહરુએ સ્વીકાર્યું કે હંગેરિયનો સ્વાતંત્ર્યના લડવૈયાઓ હતા. ગાંધીજી જેવી મહામૂલી રાષ્ટ્રીય થાપણ સાચવવામાં પોતે નિષ્ફળ ગયાનો પણ નેહરુએ એકરાર કર્યો હતો. નેહરુની બાળકસમી નિર્દોષતા અને સચ્ચાઈ ભારતીય રાજકારણમાંની એક અદ્ભુત બાબત હતી.

પંડિત નેહરુ ક્રાંતિકારી હતા. વસ્તુતઃ તેઓ આજન્મ બળવાખોર જ રહ્યા. સત્તા પર રહેલા પંડિત નેહરુ પણ ઘણી વાર બળવાખોર જણાતા! ક્રાંતિવીર જવાહર સત્તાધારી નેહરુને જાણે પડકાર કરતા! અન્યાય સામે, શોષણ સામે, અસમાનતા સામે જવાહરલાલ નેહરુને સખત ચીડ હતી. સમાજમાં ન્યાય, સમાનતા, શાંતિ અને વ્યવસ્થા લાવવા માટે નેહરુને તાલાવેલી હતી; તેથી જ તેમણે અંગત જાહોજલાલીને તિલાંજલિ આપીને કષ્ટમય જીવન સ્વીકાર્યું, લાઠીઓ ખાધી, જેલ ભોગવી, અપમાનો સહ્યાં! પરંતુ તે સાથે જ, પંડિત જવાહરલાલ નેહરુનું મન અને હૈયું માનવતાનાં મૂલ્યોથી સભર હતું. કડવાશ, કઠોરતા, કર્કશતા કદી નેહરુને સ્પર્શ્યાં નથી. બ્રિટિશ સત્તા સામે લડવામાં સર્વસ્વ ન્યોચ્છાવર કરનારા નેહરુને બ્રિટિશ પ્રજા માટે અને બ્રિટિશ જાહેર સંસ્થાઓ માટે અનહદ આસ્થા ને પ્રેમભાવના હતી. વેરવૃત્તિનું વિષ જવાહરને કદી વળગ્યું નહોતું. વિરોધીઓને પણ જવાહરે જીતી લીધા તે આ જ કારણથી.

ગાંધીજીએ રાષ્ટ્રને બેઠું ને ઊભું કર્યું, ચાલતું કર્યું. એ પહેલાં દાદાભાઈ નૌરોજી, ફિરોજશા મહેતા, બાબુ અરવિંદ ઘોષ, લોકમાન્ય ટિળક, ગોપાળકૃષ્ણ ગોખલે, લાલા લજપતરાય, ચિત્તરંજનદાસ વગેરે અનેક મહાનુભાવોએ રાષ્ટ્રચેતના પ્રગટાવી હતી. એ રાષ્ટ્રીય જાગૃતિને વ્યાપક રીતે, જનતાના સહકારથી રાષ્ટ્રીય કાર્યક્રમમાં ગાંધીજીએ ફેરવીને ૧૯૪૭ના ઓગષ્ટમાં આ દેશને સ્વાતંત્ર્યના આરે લાવી મૂક્યું. થોડા જ વખતમાં પછી બાપુજી ચાલ્યા ગયા. રાષ્ટ્રનો જન્મદાતા ગયો, અને રાષ્ટ્રની પ્રાદેશિક અખંડિતતા તથા એકતા સિદ્ધ કરનાર સરદાર વલ્લભભાઈ પટેલનો આશરો પણ ઈ. સ. ૧૯૫૦ની પંદરમી ડિસેંબરે ચાલ્યો ગયો. ત્યાર પછી લગભગ એકલે હાથે, હિંમતથી અને શ્રદ્ધાપૂર્વક સ્વાતંત્ર્યોત્તર ભારતની નવરચનાનું કાર્ય જવાહરલાલજીએ ઉપાડયું અને લાગલગાટ સત્તર-અઢાર વર્ષ સુધી એ કામમાં જવાહરે પોતાની તમામ શક્તિઓ રેડી. નૂતન ભારતમાં નૂતન તીર્થક્ષેત્રો જવાહરે ખડાં કર્યાં. કરોડોની ગરીબાઈ દૂર કરવાનું બીડું જવાહરે ઝડપ્યું. કરોડોની સ્વમાનભાવના પ્રગટાવવાનો જબરો પુરુષાર્થ નેહરુએ કર્યો. તેથી જ, નૂતન ભારતના શિલ્પકાર તરીકે, ઘડવૈયા તરીકે જવાહરલાલ ઇતિહાસમાં અમર છે.

"ઈન્કિલાબ ઝિન્દાબાદ" અને "જવાહરલાલ નેહરુ ઝિન્દાબાદ"નાં ગગનભેદી સૂત્રો દસકાઓથી રાતદિવસ પુકારનાર ભારતીય પ્રજા માટે આ બે સૂત્રોએ ક્ષણાર્ધમાં નવો વ્યાપક અર્થ પૂરો પાડ્યો છે! જવાહરલાલ નેહરુ ચાલ્યા ગયા એમ મનાતું જ નથી! ગાંડું મન આવા પ્રસંગે વાસ્તવિકતા સાથે બાથ ભીડી શકતું નથી!

છતાં, જે થઈ ગયું તે ન થયું બનવાનું નથી. જવાહરલાલનો દેહ ચાલ્યો ગયો છે. હવે જવાહરલાલના ગુણો, એમની સિદ્ધિઓ, એમની પ્રેરણાઓ અને એમના પુરુષાર્થોની સુવાસ રહી છે. તે અખંડ રહો અને આપણને સહુને સતત સામર્થ્ય આપતી રહો! ઇન્કિલાબ કદી અટકતો નથી, ક્રાંતિ કદી પાછળ પડતી નથી. ક્રાંતિ તો સદૈવ જીવંત અને જોરસાભરી ચાલુ જ હોય છે; તેમ જ જવાહરલાલ પણ કદી મરવાના નથી, જવાહરલાલ જીવે છે. જવાહરલાલ ઝિન્દાબાદ!

રાષ્ટ્રીય, જાહેર, વ્યક્તિગત આપત્તિના ઓળા હેઠળ અત્યારે ઝાઝું લખવું અશક્યવત્ બન્યું છે. અને છતાં અતિ નમ્રતાપૂર્વક, સહૃદયતાથી કહી જવાય છે કે આ આપત્તિ અંગત સ્વરૂપની, કૌટુંબિક જેવી જાણે હું અનુભવી રહ્યો છું. જવાહરલાલજીની અપાર વત્સલતા જેણે ચાખી હોય તે દરેકને આવી જ ભાવના અને વેદના થતી હશે આજે! નેહરુના ગુણગાન ગાવાનો આ સમય નથી. નેહરુને પોતાને તો એવી પ્રશસ્તિની જરૂર પણ

નથી. નેહરુની મધુર જિંદગીનું ભારે હૈયે સ્મરણ કરતાં કરતાં આંસુ સારવાનો અનિવાર્ય અનુભવ અત્યારે તો આપણે કરી રહ્યા છીએ. હૃદય જ્યારે વ્યથિત અને ભરાયેલું હોય છે ત્યારે કલમ ઊપડતી નથી, અને ઊપડી જ તો તે આડીઅવળી ફરે છે. શબ્દલાલિત્ય આમેય મારી પાસે નથી. આવે પ્રસંગે તો એની જરૂર પણ નથી. કોઈ ન જોઈ જાય એ રીતે એકાદ-બે આંસુ ટપકી પડે અને કોઈને ખબર ન પડે એ રીતે ચોધાર આંસુ વડે રડી લઈને દુઃખનો ભાર થોડો હળવો કરવો રહ્યો.

જવાહરલાલજીનું પ્રાણપંખેરુ એકદમ ઊડી ગયું. એમનું ઓચિંતું અવસાન અતિ આઘાતજનક બન્યું. બુધવારની બપોર આમ તો રોજિંદી બપોર જેવી હતી. પણ કાળના કારમા ઘાત વડે એ એકદમ ભયાનક અને ભ્રામક બપોર નીવડી. જવાહરલાલ નેહરુ હરહંમેશ જીવવાના છે એ ભ્રમ ક્રૂર રીતે ભાંગી ગયો. નહેરુની નેતાગીરીથી અને હૂંફથી ટેવાયેલા આપણને સહુને હવે ભયાનક ભાવિનો સીધે સીધો સામનો કરવાનો વારો આવ્યો છે.

મને બુધવારે છેક સવા ચાર વાગે આ માઠા સમાચાર જાણવા મળ્યા. હું સ્તબ્ધ બની ગયો. બપોરના રેડિયો સમાચાર મેં સાંભળ્યા નહોતા. અખબારોના વધારા મેં જોયા નહોતા અને રેડિયો પરના વિવિધભારતી સંગીતના સૂરો સાંભળવાની મારી ટેવ ન હોવાથી આખી બપોર જાણે રોજના જેવી જ કામમાં–વાચનમાં–પસાર થઈ. હું ફરી કૉલેજ ગયો. કામ અને કાગળો શરૂ કર્યા ત્યારે મારા અજ્ઞાનનો પરપોટો છેવટે ઑફિસના કર્મચારીએ ફોડયો. હું માની જ ન શકું કે નેહરુનું અવસાન થયું છે! મેં ફરી ફરી પૂછ્યું, પણ મારા સહકાર્યકરનો જવાબ પણ ફરી ફરી એક જ હતો! તરત જ મેં કામકાજ આટોપી લીધું, અને ઔપચારિક રીતે સંસ્થા બંધ કરી. પ્રવૃત્તિનું વાતાવરણ તો જો કે ક્યારનું યે થંભી ગયેલું હતું. ઘેર આવ્યો ત્યારે સાડા ચાર થવા લાગ્યા હતા. રેડિયો શરૂ કર્યો. બી. બી. સી.ના સમાચારો એ જ ક્ષણે શરૂ થયા. પહેલી પાંચ મિનિટ સુધી બી. બી. સી.એ. નેહરુજીના દેહાન્તના જ માઠા સમાચારની વિગતો આપી. જેમ જેમ હું સાંભળતો ગયો તેમ તેમ મારું મન વધુ ને વધુ વ્યાકુળ બનતું ગયું. શૂન્ય મનસ્ક થઈને હું બેસી રહ્યો!

બુધવારે સાંજે ને રાતે તથા ગુરુવાર આખો ઘણોખરો સમય રેડિયો પાસે બેસીને વેદનાનું સંગીત અને વર્ણન સાંભળ્યું. બધું જાણે નિરસ, નિર્જીવ, નિરર્થક દેખાવા લાગ્યું. પણ તે સાથે જ જવાહરલાલજીની પ્રસન્ન, સદા હસતી, મોહક મૂર્તિ મારી સમક્ષ સતત ખડી થઈ અને મૌનમાં લપેટાએલો હું એમ જોવા લાગ્યો કે નેહરુ માટે માત્ર આંસુ જ સારવાં એ નેહરુને ન સમજવા જેવું, નહેરુનું અપમાન કરવા જેવું છે! ધીરજ રાખીને, વિચારશીલતા ન છોડીને, કર્તવ્ય બુદ્ધિથી કામે લાગી જઈને નેહરુના પુણ્યસ્મરણમાંથી પ્રેરણાપાન કરવું જોઈએ.

ગુરુવારે સવારે અમદાવાદ શહેરમાં મૌન – સરઘસ દ્વારા નેહરુને અંજલિ અપાઈ તે સુયોગ્ય કલ્પના હતી. હજારોની સંખ્યામાં નાગરિકો સરઘસમાં સ્વયંસ્ફૂર્તિથી જોડાયા હતા. માર્ગો પર ચોતરફ દશ હજાર ભાઈબહેનોની ઠઠ જામી હતી. પણ સર્વત્ર અદ્‌ભુત શાંતિ, શિસ્ત અને વ્યવસ્થા જળવાઈ હતી. નાનાં નાનાં ભૂલકાંઓ અને વૃદ્ધ સ્ત્રીપુરુષો પણ રસ્તા પર હાજર થઈ ગયાં હતાં. દરેકની આંખમાં આંસુ હતાં, દરેકના દિલમાં દર્દ હતું, સહુ બેબાકળા બનીને ભારે હૈયે ઊભાં હતાં કે ચાલતાં હતાં. પ્રજાકીય શિસ્ત અને ગંભીરતાનો આ સુરેખ ચિતાર હતો. હું આખે રસ્તે સરઘસમાં ચાલ્યો તે દરમિયાન ભાગ્યે જ ગડબડ કે અવાજ થયાં. ધક્કામુક્કી બિલકુલ નહીં. વાતચીત પણ જવલ્લે જ. ક્યારેક સરઘસમાંના કેટલાક સંભાવિત સજ્જનો થોડુંક બોલતા હતા. પણ મોટે ભાગે પ્રજા તો શાંત, મૌનભરી, અંદરથી અસ્વસ્થ છતાં ચંચળ નહીં એ રીતે ઊભી હતી. જે પ્રજાએ નેહરુ પર એમના જીવતાં પ્રેમ વરસાવ્યો તે પ્રજા આજે હતબુદ્ધ બનીને અવાક થઈ ઊભી હતી.

ઑલ ઈંડિયા રેડિયો પરથી નેહરુની અંતિમયાત્રાનું જે વર્ણન અંગ્રેજીમાં અપાતું હતું તે ખૂબ ભાવવાહી અને હૃદયને હચમચાવનારું હતું. વારંવાર આંખો ભીની થઈ જતી હતી એ હૃદયદ્રાવક વર્ણનો સાંભળીને! અમદાવાદ શહેરમાં સાંજે (ગુરુવાર) જાહેર શોકસભા થઈ તેમાં જો દરેક નાનામોટા પક્ષ – પંથ – વિભાગનું

પ્રતિનિધિત્વ સાચવવાની અર્થહીન તાલાવેલી ન હોત તો શોકસભાનું ગાંભીર્ય વધુ રહેત. આયોજનની કેટલીક ખામીઓ સભાસ્થળે જણાતી હતી તે તો કદાચ દુઃખના વાતાવરણને લીધે સમજી શકાય અને માફ કરી શકાય. પણ ભાષણોનો ધોધ વહેવડાવવાની કશી જરૂર નહોતી. હું મેદનીમાં મંચથી ઘણો દૂર છેક સુધી બેઠો હતો. મેં જોયું કે છેલ્લે છેલ્લે તો મોટી સંખ્યામાં લોકો સભાસ્થાન છોડીને જઈ રહ્યા હતા. શોકસભાના ગંભીર શિસ્તભર્યા વાતાવરણમાંનો આ વિક્ષેપ અટકાવી શકાયો હોત. ખેર.

અખબારો, સામયિકો, રેડિયોના અહેવાલો, ભાષણો, બધાં જ નેહરુને અંજલિઓથી ભર્યાં ભર્યાં છે. વિશ્વભરમાંથી નેહરુ પર પ્રેમ-પ્રશંસાની વૃષ્ટિ થઈ રહી છે. અમેરિકન રાજનીતિજ્ઞ ઍડલે સ્ટીવન્સન અને ભારતમાંના માજી અમેરિકન રાજદૂત જૉન કેનેથ ગૅલબ્રેઈથની અંજલિઓ મને સવિશેષ ભાવપૂર્ણ લાગી. બી. બી. સી. પરથી લૉર્ડ માઉન્ટબેટનની અંજલિ અને વૉઈસ ઑફ અમેરિકા પરથી ન્યૂયૉર્ક ટાઈમ્સના મિ. રોઝેનથલની અંજલિ પણ એવી જ ભાવપૂર્ણ હતી. ૮૬ વર્ષના ચક્રવર્તી રાજગોપાલાચારીએ થોડા શબ્દોમાં પણ ઘણું કહી દીધું કે હવે પ્રભુ ભારતીય પ્રજાને બચાવે!

અમેરિકન પ્રમુખ જૉન કેનેડીની શહાદતના ૭ ૭ માસ માંડ પૂરા થયા ત્યાં જ પંડિત જવાહરલાલ નેહરુની જીવનજ્યોત પણ બુઝાઈ ગઈ. કેનેડી ૨૨મી નવેમ્બરે ચાલ્યા ગયા, એમનો ૪૭મો જન્મદિન તા. ૨૯ મે ને રોજ હતો! જવાહર ૨૭ મે ને રોજ ચાલ્યા ગયા, એમનો ૭૪મો જન્મદિન ગયા વર્ષે ૧૪મી નવેંબરે ઉજવાયો હતો! ૪૭ અને ૭૪ આંકડાઓની તથા નવેંબર–મે મહિનાઓની આ અદલાબદલી નહેરુ–કેનેડીની કેવી રહસ્યપૂર્ણ પ્રીત સૂચવે છે! હવે બન્ને વીર યોદ્ધાઓ પ્રભુના ધામમાં પોઢ્યા છે!

પંડિત જવાહરલાલ નેહરુ સુંદર લેખક હતા. એમણે પોતે ઘણું લખ્યું છે અને એમને વિષે પણ ઘણું લખાયું છે. હવે એમનું લખાણ તો સીમિત થઈ ગયું છે, પણ એમને વિષે અઢળક લખાશે જ. દરમિયાનમાં જે થોડાંક પુસ્તકોએ મારા પર ઊંડી છાપ પાડી છે તેનો માત્ર ઉલ્લેખ કરીને આજે તો અટકવું રહ્યું.

નેહરુની આત્મકથા મૂળ અંગ્રેજીમાં લખાએલી ખૂબ જ વાચનીય છે. Toward Freedom નામે અમેરિકામાં એ પ્રસિદ્ધ થઈ. બ્રિટનમાં એ પ્રસિદ્ધ થઈ સાદા મથાળા હેઠળ: "જવાહરલાલ નેહરુ – એક આત્મકથા". પંડિતજીએ પોતે જો કે આવું શિર્ષક આપ્યું હતું: "જેલમાં અને જેલ બહાર" અને સાથે ઉપનામ જોડ્યું હતું: "હિંદની તાજી તવારીખ ઉપર આત્મકથનયુક્ત ચિંતન." નેહરુને જાણવા–સમજવા માટે આ આત્મકથા કરતાં વિશેષ ચડિયાતું પુસ્તક નથી. વિશ્વના ઇતિહાસનું રેખાદર્શન, ભારતની ખોજ, ભારતની એકતા, સ્વાતંત્ર્ય અને ત્યાર બાદ વગેરે મથાળાં-ઓવાળાં અંગ્રેજી પુસ્તકો પણ નેહરુનાં છે જ. Glimpses of World History એમના પુસ્તકની સંક્ષિપ્ત આવૃત્તિ Saul K. Padoverએ તૈયાર કરેલી બહાર પડી છે તે સરસ વાચન પૂરું પાડે છે. M. N. Das નામના એક ઓરિસ્સાના અધ્યાપક વિદ્વાને The Political Philosophy of Jawaharlal Nehru પુસ્તક લખ્યું છે તે અભ્યાસપૂર્ણ છે. નેહરુનું પોતાનું સંપાદિત A Bunch of Old Letters પુસ્તક પણ ખૂબ જ રસપૂર્ણ છે. India Today and Tomorrowમાં નેહરુએ ટૂંકમાં સરસ ભારતદર્શન કર્યું – કરાવ્યું છે.

નેહરુનાં જીવનચરિત્રો પૈકી ત્રણ ખાસ વાંચવા જેવાં છે:

(૧) Nehru: A Political Biography–By Michael Brecher (૨) Jawaharlal Nehru: A Biography By Frank Moraes (૩) Nehru: The Years of Power. મુંબઇના ટાઇમ્સ ઑફ ઇંડિયાનું પ્રકાશન A Study of Nehru પણ સરસ છે. માઇકલ બ્રેચરનું પુસ્તક સૌથી સમૃદ્ધ, રસભર્યું, વિવેચનાત્મક અને સરસ છે.

જવાહરલાલ નેહરુની અપાર માનવતા, વૈજ્ઞાનિક દૃષ્ટિ, સહૃદય વિચારશીલતા, સાચદિલ સમભાવના, ઉત્કટ સમતાપ્રીતિ ને નેહરુચાચાની અખૂટ વત્સલતા (અનુ. પૂ. ૩)

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

'સમાનતા, સ્વતંત્રતા એ શબ્દો તમે વારંવાર ઉચ્ચારો છો: સમાનતા એટલે
બધાને સમદૃષ્ટિએ જોવું, બધાની સાથે સમદૃષ્ટિથી વર્તવું. પણ એનો અર્થ
શું? એનો અર્થ એ જ કે નાના છોકરા પાસે પણ મોટા માણસ જેટલું કામ
કરાવવું? એ સમાનતા તો છોકરાને મારી નાખશે......સમાનતા એટલે
જેના વિકાસ માટે જે જોઈએ તે આપવું. કોઈનો પણ વિકાસ રોકવો
નહીં.........આપણા હાથનાં બધાં આંગળાં સરખાં નથી હોતાં. એને
કાપીને સરખાં કરવાં એમાં સમાનતા છે ખરી? એ તો મૂર્ખાઈ કહેવાય.
સમાનતાના મહાન તત્ત્વની કોઈ ઠેકડી કરશો નહીં. એવું જ સ્વાતંત્ર્યનું
છે. સ્વાતંત્ર્ય એટલે સંયમ. અસંયમી સ્વાતંત્ર્ય વિનાશક છે.' સાને ગુરુજી

[આસ્તિક—સાને ગુરુજી. અનુવાદક, જયન્ત પરમાર. ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ, અમદાવાદ. સને ૧૯૫૬, પૃ. ૫૮]

વર્ષ ૩
અંક ૧૧
જૂન ૧૯૬૪
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

અભ્યાસ સંપાદક: પુરુષોત્તમ ગણેશ માવળંકર વર્ષ ૩ અંક ૧૧ જૂન ૧૯૬૪

## અનુક્રમ



*

## સંપાદકના બે બોલ

મુશ્કેલીઓ વચ્ચે, છતાં શ્રદ્ધાપૂર્વક, અભ્યાસની મજલ ચાલુ છે.

ઑગસ્ટ ૧૯૬૪થી 'અભ્યાસ' ચોથા વર્ષમાં પ્રવેશે છે. નવા (ચોથા) વર્ષથી 'અભ્યાસ'નું વાર્ષિક લવાજમ રૂા. ૧૦/– અને છમાસિક રૂા. ૬/–રહેશે. કાગળ, છપામણ, ટપાલ ઇ. તમામ ખર્ચ-વધારો ચાલુ રહ્યો છે અને ગ્રાહકો–મિત્રોનો આર્થિક ટેકો ધાર્યો મળી શકયો નથી. પરિણામે, ઠીક ઠીક ખોટ અંગત રીતે સહીને હવે ન છૂટકે ઉપર પ્રમાણે નજીવો લવાજમ વધારો કર્યો છે.

સર્વશ્રી જયદેવ મો. શુકલ, વિ. સ. વણીકર અને ન. ઉ. રાજગુરુના 'અભ્યાસ પુષ્પો' ૪, ૫, ૬, અનુક્રમે

| | |
|---|---|
| ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા | કિ. રૂ. ૪–૫૦ |
| સામાન્ય મનોવિજ્ઞાન | કિ. રૂ. ૨–૫૦ |
| ભારતીય અર્થકારણની રૂપરેખા | કિ. રૂ. ૪–૦૦ |

શિર્ષક હેઠળ પ્રસિદ્ધ થયાં છે. બહારગામથી આ પુષ્પો મંગાવનાર મિત્રો જરૂરી ટપાલખર્ચની અલાયદી રકમ મોકલે એવી વિનંતી છે. લવાજમ તથા 'અભ્યાસ પુષ્પ'ની રકમ મનીઑર્ડરથી–સંપાદક, 'અભ્યાસ', પ્રગતિ, ૧૫, મહારાષ્ટ્ર સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવી.

*

આ અંકમાંનું 'નવનીત' લખાણ સદ્ગત મહાદેવભાઈ દેસાઈના ઉપોદ્ઘાતમાંથી સાભાર ઉતાર્યું છે. "મારી જીવનકથા: જવાહરલાલ નેહરુ." મૂળ અંગ્રેજીમાંથી ગુજરાતીમાં ઉતારનાર મહાદેવભાઈ હરિભાઈ દેસાઈ, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ૧૯૪૭. પૃ. ૩ થી ૭, ૧૨, ૧૩, ૧૫, ૧૬.

*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય



લેખક અને સંપાદક :
**એ. જી. ભટ્ટ**
[સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

वागगद्गदा द्रवते यस्य चित्तं रुदत्यमीक्ष्णं हसति क्वचिच्च।
विलज्ज उद्गायति नृत्यते च मद्भक्तियुक्तो भुवनं पुनाति॥

श्रीमद्भागवते–११।१४।२४॥

  

**ભાવાર્થ :** જેની વાણી ગદ્ગદ થઈ જાય છે, ચિત્ત દ્રવે છે, જે વારંવાર હસે છે, કદીક રડે છે, કોઈ વેળા લજ્જાનો ત્યાગ કરી ઊંચા સ્વરથી ગાય છે, અને કોઈ સમય નૃત્ય કરવા લાગે છે–એવો મારો ભક્ત જગતને પાવન કરે છે.

**નોંધ :** આ શ્લોકમાં ઈશ્વર પ્રત્યે પ્રેમથી ઊભરાઈ જતા હૃદયવાળા ભક્તનું વર્ણન કર્યું છે. તેમાં પ્રભુ પ્રત્યે પ્રેમનો ઉદ્રેક થતાં ભક્તમાં પ્રગટ થતાં વિશિષ્ટ પ્રકારનાં લક્ષણો દર્શાવ્યાં છે. ઉપર વર્ણવેલો ભક્તનો પ્રેમોન્માદ તેની અત્યંત ઉચ્ચ કોટિની અવસ્થા સૂચવે છે. પ્રેમી ભક્તનો મહિમા અલૌકિક હોય છે. ઈશ્વર-પ્રેમમાં રંગાઈ ગયેલા ભક્તની અસાધારણ મસ્તીનું દર્શન ચૈતન્ય મહાપ્રભુ વગેરેના જીવનમાં થાય છે. આવા ભક્તોનું ઈશ્વર પ્રત્યેનું આકર્ષણ કોઈ લૌકિક પ્રયોજનની સિદ્ધિ માટે હોતું નથી; તેમનો પ્રેમ નિર્વ્યાજ હોય છે, અંતરમાંથી નૈસર્ગિક પ્રગટેલો હોય છે. આવા ભક્તોને નારદે ભક્તિ-સૂત્રમાં એકાન્ત ભકતો કહ્યા છે. આવા અનન્ય ભક્તો સર્વ ભક્તોમાં શ્રેષ્ઠ છે. તેમને માટે સર્વ પદાર્થો હરિમય બની જાય છે. તે સર્વ સ્થળે ઈશ્વરનું જ દર્શન કરે છે. નિત્ય દાસ્ય-ભાવ અથવા કાન્તા-ભાવથી ઈશ્વર પ્રત્યે પ્રેમ કરતાં તેઓ તન્મય બની જાય છે. આવા અનન્ય ભક્તોને નારદ આ પ્રકારે વર્ણવે છે :

कण्ठावरोधरोमाञ्चाश्रुभिः परस्परं लपमानाः पावयन्ति कुलानि पृथिवीं च। तीर्थीकुर्वन्ति तीर्थानि सुकर्मीकुर्वन्ति कर्माणि सच्छास्त्रीकुर्वन्ति शास्त्राणि॥ तन्मयाः॥ मोदन्ते पितरो नृत्यन्ति देवताः सनाथा चेयं भूर्भवति॥ नास्ति तेषु जातिविद्या-रूपकुलधनक्रियादिभेदः॥ यतस्तदीयाः॥

આવા એકાન્તિક ભક્તોના કંઠમાં અવરોધ થાય છે–વાણી વારંવાર અટકી જાય છે, તેમનાં શરીર પુલકિત થાય છે, નેત્રોમાંથી અશ્રુ વહે છે; તેઓ પરસ્પર ભગવાનના ગુણ, પ્રભાવ, અલૌકિક કર્મ વગેરેનું સંભાષણ કરતા પોતાનાં કુળો તેમ જ પૃથ્વીને પાવન કરે છે. આવા ભક્તો તીર્થોને પણ સુતીર્થ કરે છે–પાપીઓના સંસર્ગથી તીર્થોમાં આવેલી મલિનતાને પણ દૂર કરે છે, કર્મોને સત્કર્મ બનાવે છે–તેઓ જે કર્મો કરે છે તે સત્કર્મ બની જાય છે અને શાસ્ત્રોને સતશાસ્ત્ર બનાવે છે–જે શાસ્ત્રોને અપનાવે છે તે સતશાસ્ત્ર બની જાય છે. તેઓ જ્યાં સંચરે છે તે તીર્થ બને છે, જે કર્મ કરે છે તે સત્કર્મ બને છે, જે ઉપદેશ કરે છે તે શાસ્ત્ર બની જાય છે. આમ થવાનું કારણ એ છે કે તે પ્રભુ સાથે તન્મય થયેલા હોય છે; તેઓ જ ઈશ્વર-સ્વરૂપ થયેલા હોવાથી સહુ કોઇને પવિત્ર કરે છે. તેમના સમાગમથી મનુષ્ય પોતાના અંતરનું અલૌકિક પરિવર્તન થતાં ઈશ્વર પ્રત્યે અભિમુખ થાય છે. આવા ભક્તોનું અવતરણ થતાં પિતૃઓ આનંદિત થાય છે, દેવતાઓ હર્ષથી નૃત્ય કરે છે અને આ પૃથ્વી સનાથ બને છે. ભક્તોનો આવિષ્કાર પિતૃઓને આનંદિત કરે છે કેમ કે તેઓ તેમનાથી ઉત્તમ ગતિ પામે છે; દેવતાઓ તેમની ઉત્પત્તિને દુરાચારી અસુરોનો નાશ કરનારી જાણીને અત્યંત હર્ષ પામે છે અને

પૃથ્વી ખરેખર તેમનાથી સનાથ બને છે કેમ કે તેમનું અવતરણ થતાં તેના પર થવા પામેલાં અગણિત દુષ્કર્મોનો ભાર ઊતરી જાય છે. આવા ભક્તોને ઉદ્દેશીને નારદ દર્શાવે છે કે તેમનામાં જાતિ, વિદ્યા, રૂપ, કુળ, ધન, ક્રિયા વગેરેનો ભેદ હોતો નથી. ભક્તોમાં જાતિ, વિદ્યા, રૂપ વગેરેનું પ્રાધાન્ય હોતું નથી. ઈશ્વરના પાદપદ્મમાં જેમનો પરમ અનુરાગ થાય છે તેઓ બ્રાહ્મણ હોય કે શૂદ્ર, પંડિત હોય કે નિરક્ષર, સુરૂપ હોય કે કુરૂપ, ઉચ્ચ કુળના હોય કે નીચ કુળના, સધન હોય કે નિર્ધન, ક્રિયા-પરાયણ હોય કે નિષ્ક્રિય—તે સહુ કૃતાર્થ બની જાય છે.

ભક્તિનો સહુ કોઇને અધિકાર છે. ઈશ્વર પ્રત્યે જે કોઈ પ્રેમથી આકર્ષાય છે તેનું અવશ્ય કલ્યાણ થાય છે. ઈશ્વર પ્રેમને વશ થાય છે; ઉત્તમ જાતિ, કુળ, વિદ્યા, સૌન્દર્ય, સધનતા, ક્રિયાશીલતા વગેરેથી તે વશ થતો નથી. એકમાત્ર અનન્ય પ્રેમ જ ઈશ્વરના વશીકરણનું નિમિત્ત બને છે અને નિત્ય સ્વતંત્ર એવા તેને પણ પરાધીન બનાવે છે.

ભગવદ્ગીતામાં દર્શાવ્યું છે કે—

मां तु पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्॥

હે પાર્થ! મારે આશ્રયે આવીને જે પાપયોનિ હોય, સ્ત્રીઓ, વૈશ્યો કે શૂદ્રો હોય તે પણ પરમ ગતિ પામે છે.

શ્રીમદ્ભાગવત પણ આ હકીકત નીચેના શ્લોકોમાં સ્પષ્ટ દર્શાવે છે:

किरातहूणान्ध्रपुलिन्दपुल्कसा
आभीरकङ्का यवनाः खसादयः।
येऽन्ये च पापा यदपाश्रयाश्रयाः
शुध्यन्ति तस्मै प्रभविष्णवे नमः॥
२—४—१८॥

भक्त्याहमेकया ग्राह्यः श्रद्धयाऽऽत्मा प्रियः सताम्।
भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि सम्भवात्॥
११—१४—२१॥

કિરાત, હૂણ, આન્ધ્ર, પુલિન્દ, પુલ્કસ, આભીર, કંક, યવન અને ખસ વગેરે જાતિયો અને બીજા પાપી જનો પણ જેને શરણે આવેલા ભક્તોના આશ્રયથી પવિત્ર થઈ જાય છે તે સર્વશક્તિમાન પ્રભુને વારંવાર નમસ્કાર.

હું સંતોનો અત્યંત પ્રિય આત્મા છું. અનન્ય ભક્તિથી જ હું વશ થાઉં છું. મારી ભક્તિ જન્મથી જે ચાંડાલ હોય તેને પણ પવિત્ર કરે છે.

જેનામાં સાચી પ્રેમલક્ષણા ભક્તિનો ઉદય થયો હોય છે તેવા ભક્તની ઉન્માદાવસ્થાનાં અત્યંત આકર્ષક વર્ણન ભાગવતમાં મળે છે. એક સ્થળે આ ઉન્માદાવસ્થા આ રીતે વર્ણવી છે:

एवंव्रतः स्वप्रियनामकीर्त्या
जातानुरागो द्रुतचित्त उच्चैः।
हसत्यथो रोदिति रौति गाय—
त्युन्मादवन्नृत्यति लोकबाह्यः॥

જેણે શ્રીકૃષ્ણના શ્રવણ-કીર્તનનું વ્રત લીધું છે એવો ભક્ત તેના પ્રિય કૃષ્ણના નામકીર્તનમાં અનુરક્ત થઈ, વિહ્વળ બની જઈ, સંસારી જનોની દરકાર ન કરતાં, કોઈ વાર મોટેથી હસે છે, કદી રડે છે, કોઈ વેળા ચીસો પાડે છે, કોઈ વાર ગાય છે અને કોઈ સમયે ગાંડાની પેઠે નૃત્ય કરે છે.

આવો ભક્ત પ્રારંભમાં દર્શાવ્યું તે પ્રમાણે કોઈ સાંસારિક કામનાથી ઈશ્વરની ભક્તિ કરતો નથી. તે લોકોની નિંદા-સ્તુતિની પરવા કરતો નથી. આવો ભક્ત જન્મે જન્મે પ્રભુની ભક્તિ જ માગે છે. મુકુન્દમાલા-સ્તોત્રમાં રાજા કુલશેખર વિષ્ણુને આ રીતે પ્રાર્થે છે:

मुकुन्द मूर्ध्ना प्रणिपत्य याचे
भवन्तमेकान्तमियन्तमर्थम्।
अविस्मृतिस्त्वच्चरणारविन्दे
भवे भवे मेऽस्तु भवत्प्रसादात्॥

હે મુકુન્દ! શીષ નમાવીને માત્ર આટલું જ તારી પાસે યાચું છું કે તારી કૃપાથી જન્મે જન્મે તારા ચરણારવિન્દનું મને કદી વિસ્મરણ થાય નહીં તેમ તું કરજે.

ચૈતન્ય મહાપ્રભુ પ્રભુની નિષ્કારણ ભક્તિની યાચના કરતાં કહે છે:

न धनं न जनं न सुंदरीं
कवितां वा जगदीश कामये।

मम जन्मनि जन्मनीश्वरे
भवताद्भक्तिरहैतुकी त्वयि॥

હે જગદીશ્વર! હું તારી પાસે ધન, જન, સુંદરી કે કવિતાની યાચના કરતો નથી. હું તો માત્ર એટલું જ યાચું છું કે જન્મે જન્મે હે ઈશ્વર! મને તમારા પ્રત્યે અહૈતુકી (નિષ્કામ) ભક્તિ થયા કરે.

શ્રી પ્રબોધાનન્દમાં ચૈતન્ય મહાપ્રભુની દિવ્યોન્માદ અવસ્થાનું આકર્ષક વર્ણન કર્યું છે.

सिञ्चन्‌सिञ्चन् नयनपयसा पाण्डुगण्डस्थलांतं
मुञ्चन् मुञ्चन् प्रतिमुहुरहो दीर्घनिःश्वासजातम्।
उच्चैः क्रन्दन् करुणकरुणोद्गीर्णहाहेतिरावो
गौरः कोऽपि व्रजविरहिणीभावमग्नश्चकास्ति ॥

શ્રી ચૈતન્યદેવ તેમના સતત વહેતા અશ્રુપ્રવાહથી બન્ને ગાલને પાંડુ રંગના બનાવે છે અને ક્ષણે ક્ષણે ઊંડો નિઃશ્વાસ મૂકીને 'હા! હા!' એવા કરુણ સ્વરથી મોટેથી રુદન કરતા કોઈ વ્રજવિરહિણીના ભાવમાં લીન થયેલા જણાય છે.

ઉપર વર્ણવી તેવી પ્રેમા ભક્તિનું ફળ ઈશ્વરનો શીઘ્ર સાક્ષાત્કાર છે. નારદ તેમના ભક્તિસૂત્રમાં વર્ણવે છે તે પ્રમાણે—

स कीर्त्यमानः शीघ्रमेवाविर्भवति अनुभावयति च भक्तान्।

પ્રેમપૂર્વક કીર્તન કરવામાં આવતાં ઈશ્વર તત્કાળ પ્રગટ થાય છે અને ભક્તોને પોતાનો અનુભવ કરાવે છે. સર્વવ્યાપક નિરાકાર પરમાત્મા ભક્તના પ્રેમથી વશીભૂત થઈ સાકાર રૂપે પ્રગટ થાય છે અને તે દિવ્ય રૂપરાશિનો સાક્ષાત્કાર થતાં ભક્ત કૃતાર્થ થાય છે.

*

# રોજનીશીમાંથી

ગણેશ વાસુદેવ માવળંકર

### તા. ૮ ડિસેંબર ૧૯૪૭, સોમવાર

પરોઢિયે ઊઠીને ચાહ વગેરે આટોપીને સ્નાન બાદ ૭ના અરસામાં નીકળ્યો અને નવી દિલ્હી મુકામ પર આવ્યો. ઑફિસ કામ. પછી ૧૩ કાગળો. રાજવાડે સંશોધન મંડળના મ્યૂઝિયમ માટે ઈંદોરના દરબાર તરફથી મદદ મળવાની બાબતમાં કાગળ, વગેરે.

૧૦-૩૦થી ૫-૧૫ સુધી ધારાસભાની બેઠક અને કામ. પછી ૫-૪૫થી ૮ સુધી કસ્તુરબા ફંડની સભાનું કામ.

ભોજન માટે શ્રી. દેવદાસ ગાંધીને ત્યાં ગયો હતો. કસ્તુરબા કારોબારી મંડળના સભ્યો પણ હતા. શ્રી. ઠક્કરબાપા, ગોશીબેન કૅપ્ટન, શ્યામલાલ, વગેરે.

ઘેર આવીને આવતી કાલે શ્રી. મલિક સાથે ચિ. અપ્પાને મોકલવાનો પત્ર તથા પુસ્તકોનું બંડલ તૈયાર કર્યાં.

### તા. ૯ ડિસેંબર ૧૯૪૭, મંગળવાર

તા. ૧૩મીએ રેડિયો પર "શરીર સ્વાસ્થ્ય" વિષય પર ગુજરાતીમાં વાયુપ્રવચન કરવાનું છે એના મુદ્દાઓનું ટાંચણ કરીને ભાષણ લખાવ્યું. આવેલી ટપાલ જોઈ. ૭ કાગળો લખાવ્યા.

૧૦-૩૦થી ૫-૧૫ ધારાસભાની બેઠક અને કામ. વિરમગામના શ્રી. છોટાલાલ ભટ્ટ આદિ લોકો મળ્યા. સાંજે ૫-૧૫ થી ૬ સુધી આસામના સભ્યોએ પ્રધાન-મંડળને આપેલી પાર્ટીમાં ગયો. પછી ૬ થી ૮ કસ્તુરબા ફંડની કારોબારીની સભા. આજે કામ પૂરું કર્યું.

ભોજનોત્તર પરચૂરણ વાચન.

### તા. ૧૦ ડિસેંબર ૧૯૪૭, બુધવાર

સવારે ૧૦ કાગળો. શ્રી. રસિકભાઈને ગુજરાત વિદ્યાસભાની પશ્ચિમ તરફનું મકાન લેવા વિષેની સૂચના વગેરેનો કાગળ. ઑફિસનું કામ. ૧૦-૩૦ થી ૫-૧૫ ધારાસભાની બેઠક અને કામ.

૪ વાગે મધ્ય પ્રાંત ધારાસભાના પ્રમુખ માનનીય ઘનશ્યામદાસ ગુપ્તા અને ડૉ. રઘુવીર મળ્યા. Dominion Parliamentનું દેશી નામ શું રાખવું અને ધ્યાનમુદ્રા

શી રાખવી એની ચર્ચા કરી. "भारत-विधि-संसद" એવું નામ અને "धर्मचक्र प्रवर्तनाय" એવી ધ્યાનમુદ્રા રાખવી એમ અમે લગભગ નક્કી કર્યું.

મુકામ પર આવીને શ્રી. વલ્લભભાઈ સાથે જે જે મુદ્દાઓ વિષે વાત કરવાની છે એનું ટાંચણ કર્યું. એમાંના મહત્ત્વના મુદ્દાઓ: (૧) જુદાં જુદાં ટ્રસ્ટ વિષે જે દસ્તાવેજો બાકી છે એમાં કોને કોને ટ્રસ્ટીઓ તરીકે લેવા. (૨) કૉંગ્રેસ કાર્યકરોને વેતન આપવાની બાબતમાં. મારા મતે આ રકમો સ્થાનિક મેળવવી જોઈએ. જો કૉંગ્રેસનું કામ ચાલુ રાખવું હોય તો કૉંગ્રેસ કાર્યકરોની સ્થાનિક પ્રતિષ્ઠા અને કામનો પ્રકાર એવાં હોવાં જોઈએ કે આપણે પૈસા ભેગા કરી શકીએ. શ્રી. વલ્લભભાઈને આ અભિપ્રાય મંજૂર છે. પણ સ્થાનિક લોકો માને તો ને? (૩) હૈદરાબાદ પરિસ્થિતિ. (૪) કરમસદની હાઈસ્કૂલને શ્રી. બિર્લા તરફથી વધુ મદદ. જમવા માટે વલ્લભભાઈને ત્યાં જ અમે બન્ને ગયાં હતાં. એ વખતે આ મુદ્દાઓની ચર્ચા કરી.

સાંજે ઔંધના શ્રીમંત રાજાસાહેબ અને રાણીસાહેબા મળવા આવ્યાં હતાં. હૈદરાબાદના શ્રી.કાશિનાથરાવ વૈદ્ય, હરિશ્ચંદ્ર હેડા અને શ્રી. રામરાવ મળવા આવ્યા હતા.

વલ્લભભાઈને ત્યાંથી પાછા આવ્યા બાદ વિરમગામના શ્રી. છોટાલાલ ભટ્ટ વગેરે મળવા આવ્યા હતા.

## તા. ૧૧ ડિસેમ્બર ૧૯૪૭, ગુરુવાર

સવારે ઑફિસકામ, અને ૧૭ કાગળો. વાયુપ્રવચનનો મુસદ્દો પરમ દિવસે કર્યો તે ફરી વાંચીને સુધાર્યો.

૧૦-૩૦ થી ૫ ધારાસભાની બેઠક અને કામ. ત્યાંથી બારોબાર All India Radio Station પર જઈ વાયુપ્રવચન રેકર્ડ કરાવી આવ્યો. ૧૪ મિનિટનું પ્રવચન થયું. આ પ્રવચન તરત સાંભળ્યું. ઠીક થયું. બોલતી વખતે એક ભૂલ થઈ. સાંભળનારને સહેજે ધ્યાનમાં આવે તેવી નથી. આ ભાષણ એમાંના મુદ્દાઓ અને બોલવાની રીત એ બન્ને દૃષ્ટિથી ઉત્કૃષ્ટ થયું એમ મને લાગે છે. લોકો જે મત બાંધે તે ખરો.

૬ ના અરસામાં મુકામ પર આવ્યો. શ્રી. કાકાસાહેબ કાલેલકર અને શ્રીમતી સરોજિની નાણાવટી આવ્યાં હતાં. ગુજરાત વિશ્વવિદ્યાલય વિષે વાતો થઈ. હૈદરાબાદના લોકો (શ્રી. કાશિનાથરાવ વૈદ્ય વગેરે) આવ્યા હતા. હૈદરાબાદની પરિસ્થિતિ વિષે શ્રી. વલ્લભભાઈનું વલણ મને શું લાગ્યું તે કહ્યું.

[પછી શ્રી. શંકરરાવ દેવને ત્યાં જઈ આવ્યો. ડૉ. રાજેન્દ્રપ્રસાદના વર્તન વિષે વાત થઈ. મને જે લાગ્યું તે મેં સ્પષ્ટપણે કહ્યું. "દૂરથી ડુંગર રળિયામણા" એ જ ખરું. પાસે આવ્યાથી મારો આદરભાવ ઓછો થયો એમ મેં કહ્યું. શ્રી. અતીતકર પણ ત્યાં મળ્યા. ટિળક વિદ્યાપીઠ વિષે વાતો નીકળી. "મહારાષ્ટ્રમાં પણ મારું વજન છે અને એનો ઉપયોગ કરીને વિદ્યાપીઠને નાણાંની મદદ મેળવી આપવી" એવો શ્રી. શંકરરાવ અને અતીતકરનો આગ્રહ હતો. મહારાષ્ટ્રમાંના લોકોને મારે માટે આદર હશે પણ મારાં કામોના અગર ઇતર પ્રકારના સાંધાદોરા ત્યાં ન હોવાથી લોકો મને કેટલીક મદદ કરશે એની મને શંકા જ છે. વળી, મહારાષ્ટ્રમાંના કાર્યકરોનું આ કામ. એમાં મારે માથું મારવું કેટલે અંશે યોગ્ય, એમને એ કેટલુંક ગમશે તે સવાલ. સાચું પૂછો તો આ કામ શ્રી. બાળાસાહેબ ખેરનું. એમનું વજન પણ છે. વળી, ટિળક વિદ્યાપીઠના તેઓ કુલપતિ પણ છે. મારી આ વાત એમને (શંકરરાવ અને અતીતકરને) માન્ય છે. પણ શ્રી. બાળાસાહેબને પણ મારે આગ્રહ કરવો અને અમે બન્નેએ મળીને આ કામ કરવું એવો એમનો મુદ્દો.]*

પછી અમે સહુ મહાત્માજી પાસે ગયા. ત્યાં ચર્ચાનો વિષય એટલે મહાત્માજીએ તા. ૨/૧૨ના 'હરિજન'માં ભાષાવાર વિદ્યાપીઠ વિષે પ્રગટ કરેલા વિચારો. પ્રાંતીય એટલે ભાષાવાર પ્રાંતરચના પ્રથમ કરવી અને પછી જ ભાષાવાર વિદ્યાપીઠો કાઢવી એવો એમનો અભિપ્રાય એમણે આપ્યો છે. તે મને અને બીજા ઘણાઓને ગળે નથી ઊતરતો. આ વિષે મહાત્માજી સાથે આશરે ૪૦ મિનિટ ચર્ચા કરી. એનો સારભાગ જુદો લખવાનો છું. શક્ય હશે તો આ રોજનીશીવહીને છેડે તે ચોડી રાખીશ.

ભોજન માટે શ્રી. નાફડેને ત્યાં ગયો હતો. ત્યાંથી પાછા ફર્યા બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

---

*આ હકીકત તા. ૧૨-૧૨-'૪૭ની સાંજની છે. ભૂલથી તા. ૧૧-૧૨ની રોજનીશીમાં લખાઈ ગઈ.

—ગ. વા. મા.

## તા. ૧૨ ડિસેંબર ૧૯૪૭, શુક્રવાર

સવારે ઑફિસ કામ. ૧૮ કાગળો. ૧૦-૩૦ થી ૫-૧૫ સુધી ઍસેમ્બ્લી બેઠક અને કામ. આજે છેલ્લો દિવસ. પણ જૂની માથાકૂટ ફરી આવી ઊભી. એથી ૩-૩૦ વાગે ઊઠયો. ઍસેમ્બ્લીના નિયમો સુધારવાના એમાં "with the concurrence of the President" એવા શબ્દો ઉમેરવાની સર બી. એન. રાવની સૂચના આવી. એનો અર્થ કે હું પ્રમુખ તરીકેનું કામ કરવાનો તે અધ્યક્ષની સંમતિથી! એમના પર આધાર રાખીને મારું જીવવાપણું શા સારુ? પોતાની સંમતિ પોતે કાયમને વાસ્તે આપવાને તૈયાર છે એવો ડૉ. રાજેન્દ્રબાબુનો શેરો હતો. પરંતુ પ્રમુખના (Speaker) અધિકારો ફક્ત સભાગૃહમાં અધ્યક્ષપદ પર બેસવા પૂરતા અને ખાતા ઉપર અંકુશ પ્રેસિડેન્ટનો! Administrative Control will be in the President એવો એનો અર્થસાર. આના પર મારા શા વિચારો છે તે પુછાવ્યા! મેં તડ ને ફડ લખી જણાવ્યું કે "મારું સ્વમાન અને સ્વાતંત્ર્ય જળવાય છે ત્યાં સુધી હું આ સ્થાન પર રહીશ. નહીંતર જગ્યા છોડવાની તો ક્યારની યે મારી તૈયારી છે. છેક છેલ્લા દિવસે આ કાગળો મારી પાસે કેમ આવ્યા? Steering Committeeની સભામાં મને બોલાવ્યો નહીં. મને પૂછ્યા સિવાય નિર્ણયો લીધા. હવે મારો અભિપ્રાય કેમ અને શા સારુ?—મારો અભિપ્રાય એટલો જ કે "આપ જે જે કરી રહ્યા છો તે કશાને ય મારી સંમતિ ગણવી નહીં." આ શેરો કડક હતો માટે શ્રી. વલ્લભભાઈને બતાવ્યો. એમણે તે મંજૂર રાખ્યો. આ બાબતમાં મેં પંડિતજીને એક અંગત પત્ર લખ્યો અને જણાવ્યું કે, "મોટા હોદ્દા પરના બે કૉંગ્રેસજન ક્ષુદ્ર સત્તા માટે અંદરોઅંદર ઝઘડો કરે છે એવો દેખાવ ચાલુ રાખવા કરતાં આ ક્ષેત્રમાંથી મારે પાછા હઠવું જ મને વધારે ઠીક લાગે છે. મારી વાતની ગેરસમજ થવા દેશો નહીં. જે કામ કહેશો તે કરવાને હું તૈયાર છું."

મુકામ પર આવીને થોડો વખત કાશ્મીરની હાલની લડાઇનું ચલચિત્ર હિંદુસ્તાન સરકારના Broadcasting and Information ખાતાએ તૈયાર કર્યું છે તે જોઈ આવ્યો, અને પછી શ્રી. શંકરરાવ દેવને ત્યાં ગયો. અને હકીકત પાછળ પાન ૧૨ અને ૧૩ પર છે તે જોવી.

## તા. ૧૩ ડિસેંબર ૧૯૪૭, શનિવાર

પરોઢિયે ઊઠીને સામાન તૈયાર કર્યો. શ્રી નર્મદાશંકર અને ચપરાસી ઉત્તમને સ્ટેશન પર સામાન સાથે રવાના કર્યા. તેઓ વડોદરા થઈને અમદાવાદ જશે અને અમે અમારો મુકામ Constitution Houseમાંથી સરદાર વલ્લભભાઈને ત્યાં લઈ ગયા. શ્રી. યશવંત પંડયા મળ્યા.

વલ્લભભાઈને ત્યાં ગયા પછી ઘણા બધા કાગળો લખાવ્યા. અઢાર પત્રો. ચાફળના રામદાસી સંસ્થાનની બાબતમાં સાતારાના શ્રી. વૈદ્યનો કાગળ આવ્યે ઘણો વખત થયો હોઈ એમને જવાબ પાઠવ્યો. બીજા પણ અનેક કાગળો લખ્યા. કાનપુરના શ્રી અમરનાથ મેહેરોત્રા મળ્યા. કૉંગ્રેસ સંસ્થાને યોગ્ય માર્ગે કાર્યક્ષમ કરવાને, એમાંની ગંદકી કાઢી નાખવાને શું કરવું જોઈએ એ વિષેની એમની યોજના એમણે મને સમજાવી આપવાનો પ્રયત્ન કર્યો. હું એમની વાત સાંભળતો હતો. આ સવાલ ખૂબ જ કઠણ અને ગૂંચવણભર્યો છે. કૉંગ્રેસમાં પેઠેલાં અનીતિ, મોંદૂષણા, લાગવગશાહી વગેરેની વિરુદ્ધ બળવો પોકારવો જોઈએ એમ મને થાય છે. આમ કહેવું સહેલું છે પરંતુ બળવો કરવો અગર કેવી રીતે કરવો એની અચૂક દિશા બતાવવી પણ કઠણ. "ધક્કા-ધક્કીનો મામલો" મને પચતો નથી અને ગમતો નથી. મારા મનનું ઘડતર શાંતપણે કામ કરતા રહેવાનું છે. માટે જ ૧૯૨૨ની સાલમાં જ્યારે રચનાત્મક કાર્ય શક્ય નથી એવું દેખાયું ત્યારે ૬ વર્ષ સુધી વકીલાત બંધ રાખવાનો વિચાર છોડી દઈને મેં ૧૯૨૩ના માર્ચમાં ફરી વકીલાત શરૂ કરી. આવી પ્રકૃતિના માણસે બળવાનો રસ્તો શો બતાવવો? પોતાનું અંગ આવા સડેલા તંત્રમાંથી કાઢી લેવું, અસહકાર કરવો અને પોતાનાથી થાય તેટલી સેવા કરતાં રહેવું. કાંઈ પણ સેવા ન થઈ શકી તો યે પોતાનું વ્યક્તિગત જીવન શુદ્ધ, સત્ય રાખીને વાચન, ચિંતન, લેખન એમાં જ સમય પસાર કરવો. એની પણ છાપ સમાજ પર પડ્યા સિવાય રહેશે નહીં. અને આ રીતે પણ આપણે કાર્ય કરી શકીએ. પરંતુ આ રસ્તો દૂરનો અને અપ્રત્યક્ષ. આનાથી સામાન્યજનના મનનું સમાધાન કેવી રીતે થાય? ભાવનગરના દીવાન શ્રી. પટ્ટણી પણ મળ્યા.

ભોજન બાદ આરામ. મુંબઈની Milk Com. ખાતામાંના શ્રીયુત કે. પી. પટેલ મળ્યા હતા. પોતાને થઈ રહેલા અન્યાયની હકીકત કહેતા હતા. પણ હું યે શું કરી શકું? સહાનુભૂતિપૂર્વક સાંભળી લીધું એટલું જ. શ્રી કૌલ આવ્યા હતા. ઑફિસનાં કેટલાંક કામોનો નિકાલ કર્યો.

સાંજે પાંચના અરસામાં મહાત્માજીને ત્યાં ગયો. આવતી કાલે હું જવાનો એટલે આજે વિદાય માગવી એ હેતુ. કસ્તુરબા ફંડની બાબતમાં કેટલીક વાતો થઈ. પછી શ્રી. ઘનશ્યામદાસ બિર્લાને ત્યાં ગયો. કરમસદની હાઇસ્કૂલ માટે વધારે થોડી રકમ મળવા અંગે વાત કરી. "હમણાં જ ૨૫ લાખ આપ્યા છે. વધારે પણ આપીશ. પરંતુ, હાલમાં ઈન્કમટૅક્સ વગેરે ખૂબ જ વધ્યો છે એટલે આવક અને ખર્ચ બન્નેનાં પાસાં મળતાં નથી! માર્ચનું અંદાજપત્રક જોઈશું અને પછી નક્કી કરીશું. Recognized Charities માટે ખર્ચ થનારા પૈસા આવકમાંથી બાદ કરીને પછી ટૅક્સનો દર નક્કી કરવો. અમેરિકામાં એ પ્રમાણે છે. એ મુજબ મેં શ્રી. ચેટ્ટીને કહ્યું છે. આપ પણ કહેશો", એવું તેઓ બોલ્યા. પછી થોડો વખત મહાત્માજીની જાહેર પ્રાર્થનાસભામાં હાજર રહીને પછી હરિજન કૉલનીમાં શ્રી. ઠક્કરબાપા, શ્યામલાલ વગેરે લોકોને મળીને શ્રી. કાકાસાહેબ ગાડગીળ અને શ્રી. સત્યનારાયણને ત્યાં મળવા જઈ આવ્યો, અને પછી મુકામ પર આવ્યો. રાત્રે જમવા માટે શ્રી. કૌલને ત્યાં ગયાં હતાં. ભોજન બાદ સામાનની તૈયારી.

ઍસેંબ્લી નિયમો વિષે મેં ગઈ કાલે પત્ર લખ્યો એનો જવાબ શ્રી. પંડિતજી તરફથી આવ્યો. મારી વાત બરાબર છે એમ કહીને પોતાના અદૂરદર્શિપણાને લીધે (lack of foresight) મને ત્રાસ થયો તે બદલ એમણે દિલગીરી પ્રદર્શિત કરી છે.

## તા. ૧૪ ડિસેંબર ૧૯૪૭, રવિવાર

પરોઢિયે ઊઠીને સ્નાન વગેરે આટોપીને વિમાનઘર પર આવ્યાં અને ૮ વાગ્યાના વિમાનમાં નીકળ્યાં તે ૧૧-૩૦ વાગે અમદાવાદ આવી પહોંચ્યાં. શ્રી. લક્ષ્મીદાસ આશર, બળવંતરાય મહેતા વગેરે મિત્રો મારી સાથે હતા. જયપુર મુકામે ત્યાંનો અમલદાર વર્ગ મળ્યો.

અમદાવાદના વિમાનઘર પર અણધાર્યું સ્વાગત થયું. મિલઓનર્સ એસોસીએશન, મસ્કતી કાપડ માર્કેટ, ઈતર મહાજનો, સ્કૂલબોર્ડ વગેરે સંસ્થાઓ, અનેક વ્યક્તિઓ વગેરે હતાં. કૉંગ્રેસ અને મ્યુનિસિપાલિટી માત્ર ગેરહાજર હતાં! આ સ્વાગત વિષેની હકીકત મને પાછળથી જાણવા મળી. શહેરના લોકોએ કૉંગ્રેસ શ્રેષ્ઠીઓને સ્વાગત માટે પ્રથમ સૂચન કર્યું. પણ એમનો જવાબ એ કે અમને અધિકૃત એવી માહિતી અગર સૂચના (official information) નથી! તેથી લોકો સ્વાભાવિક જ ગુસ્સે થયા. સ્પીકર આવે એની પાસે એવું કશું કારોબારી (executive) કામ છે કે જેની (official) ખબર મળવાની હોય?—આ બહાનાનો અર્થ સ્પષ્ટ હતો. મારે વિષે એક પ્રકારની અદેખાઈ, ઈર્ષ્યા અગર અપ્રીતિ. કૉંગ્રેસ શ્રેષ્ઠીઓની આ મનોદશાની સામે બળવારૂપ લોકોએ મારું સ્વાગત વધારે ઉત્સાહથી કર્યું! કૉંગ્રેસની શુદ્ધિની દૃષ્ટિથી મને આ પ્રકાર ઠીક લાગ્યો. ચાર સાંપ્રદાયિકો કહે અગર કરે એ પ્રમાણે એવી સ્થિતિને કારણે કૉંગ્રેસ સંસ્થાની સ્થાનિક પ્રતિષ્ઠા ઘટતી જઈ રહી છે. એને ઠેકાણે લાવવા માટે બળવો જ કરવો જોઇએ. મારું સ્વાગત એટલે એક પ્રકારનો બળવો જ હતો, અને તેથી તેટલા પૂરતું મને તે ઠીક લાગ્યું. ખેર.

ઘેર આવીને ટપાલ વગેરે જોઈ. શ્રી બાબુરાવ મહેતા, સંત વગેરે મિત્રો સાથે વાતો—મુલાકાતો.

ભોજનોત્તર વિશ્રાંતિ. ત્રણ વાગ્યાથી કામની શરૂઆત. ગુજરાત વિદ્યાસભા માટે નજીકની જગ્યા (પ્રેમાભાઈ હૉલની પાસે) લીધી એના કામ અંગે શ્રી રસિકભાઈ અને બાબુરાવ આવ્યા હતા. ગુજરાત યુનિવર્સિટી કમિટીની સૂરતની બેઠકની વિગતો નક્કી કરવા માટે શ્રી. સૌ. ભારતી અને યશવંત શુક્લ આવ્યાં હતાં. પછી ચા વગેરે પરચૂરણ કામો. ત્યાર બાદ આશ્રમમાં શ્રી નરહરિભાઈની ખબર કાઢવા માટે જઈ આવ્યો. લકવાથી પિડાતા તેઓ સૂતા હતા. બોલી શકતા હતા વગેરે. એમની આવી સ્થિતિ એટલે મને પણ એક પ્રકારની નોટિસ છે! મને જોઇને તેઓ રડવા લાગ્યા! આત્માનું અમરત્વ અને અનાસક્તિ યોગ કેવળ બુદ્ધિને સમજાયો એટલું પૂરતું નથી, અભ્યાસ જ

જોઈએ. નહીંતર તો શ્રી નરહરીભાઇ જેવા વિદ્વાન અને કસાયેલા દેશસેવક અને ત્યાગીને રડવું શા માટે આવે? સદ્ગત દી. બ. અંબાલાલ સાકરલાલનું મને સ્મરણ થયું. એમને પણ પક્ષાઘાત થયો હતો અને હું મળવા ગયો (સને ૧૯૧૪) ત્યારે "મગજને વિચારોની પરેશાની થવા દેવી નહીં, શાંત રહેવું" એવું મેં એમને કહ્યું તે વખતે તેઓ આવું બોલ્યા હતા કે, "Defective Education."

આશ્રમમાંથી નીકળીને ભદ્રમાં મુ. કાકીને ત્યાં ગયો. ચિ. સૌ. સિન્ધુની કન્યાનું બારસું હતું. છોકરીનું નામ વાસન્તી પાડ્યું. ચિ. રા. વસન્તરાવ ધામણકર પૂનાથી આવ્યા છે એમની મુલાકાત પણ થઈ.

રાત્રે ચિ. બાજો એક પત્ર વિગતવાર એવો આપ્યો. વાંચ્યો....

(ક્રમશઃ)

*

# કવિતાવિચાર


લેખક • સંપાદક: હેમન્ત દેસાઈ

[ગુજરાતીના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]


## દર્પણે

બળ્યા મુજ દીદાર, શું મુખ નિહાળું હું દર્પણે!
ન માંસલ જમાવટો, રુધિરલાલિમા, ને નથી
છટા મધુરતા સુહાસતણી છાંટનો ભાસ, વા
નથી તનમનાટ તેજ તલસાટ તારુણ્યનાં.

વિશાળ સમભાવજન્ય સુરખી ન સૌજન્યની,
વશીકરણ ના વશીકરણ વિશ્વનાં કર્પતું,
કહીં સુખરણે પછી વિરલ તોષની વાદળી!
બળ્યા મુજ દીદાર, શું મુખ નિહાળું હું દર્પણે!

તહીં વિરલ છે વ્યથા, વિરલ ના કશું તેહની,
–ગુરુની મધુરી છતાં બહિર ઉગ્ર દૃષ્ટિ સમી;
–રહે સતત પ્રેરતી અતલ આત્મનૈરાશ્યના
સમુદ્ર પર બાંધવા સબળ સેતુ સૌંદર્યના.

ન કેવળ જ દેહ કિંતુ દિલના ય એ દર્પણે
નિહાળીશ, ધપીશ ને જપીશ આત્મના તર્પણે.

['પ્રતીક્ષા'] –રમણિક અરાલવાળા

## શબ્દશક્તિ: ૩

કાવ્યકલાનું સાધન છે શબ્દ. જોકે કવિતામાં શબ્દ અને અર્થ અલગ હોતા નથી. તો પણ કવિઓ ને કાવ્યજ્ઞોએ એ બન્ને તરફ વખતોવખત ઓછુંવત્તું ધ્યાન આપ્યું છે ખરું. શબ્દ-અર્થના પ્રાધાન્ય વિશેની વિભિન્ન

['......Discussion, Suggestion, formulation, are fertilising when they are frank and sincere... Be generous and delicate and purse the prize.'
—Henry James]

દૃષ્ટિની અસર સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં તો કાવ્યની વ્યાખ્યા પરત્વે પણ થયેલી જણાય છે. અલબત્ત, 'शब्दार्थौ सहितौ काव्यम्' એ ભામહનું વચન કાવ્યવિચારણામાં કોઈ ને કોઈ રૂપે બહુમાન્ય થયેલું છે. એ જોતાં શબ્દ અને અર્થ બન્નેના સહિતપણાનો કાવ્યમાં સ્વીકાર થયો કહેવાય. અહીં શબ્દ એટલે શબ્દનું બાહ્યરૂપ – અવાજ કે નાદ એમ અભિપ્રેત છે. અર્થહીન શબ્દનું કાવ્યમાં ભાગ્યે જ સ્થાન હોઈ શકે. ખરું જોતાં, કાવ્યગત શબ્દ હંમેશાં સાર્થ જ હોવાનો. એટલે ભાર મૂકાય છે તે શબ્દ કે અર્થના સૌંદર્ય પર. સાચો કવિ શબ્દ કે અર્થ બેમાંથી એકેના સૌંદર્યને અવગણતો નથી.

અર્થથી જુદો એવો અવાજનો ગુણ પણ શબ્દમાં રહેલો છે એ હકીકતે 'The music of words' જેવી ઉક્તિ ઉપજાવી છે. આના પરિણામે શબ્દ-સંગીતના પ્રયોગો થતાં અર્થની પરવા ન કરતી એવી 'ગાવાલાયક કવિતા' પણ રચાઈ. એવા પ્રયોગો નિષ્ફળ જ ગણાય. કેમ કે શબ્દના અવાજને તેના અર્થથી છૂટો પાડી શકાય નહીં. શબ્દોની સારી ગોઠવણી – સુયોજિત પદાવલિ શ્રવણરમ્ય હોઈ શકે. અમુક શબ્દો બીજા શબ્દો કરતાં ઉચ્ચારણમાં સરળ હોય છે, સુખદ હોય છે. સુંદર શબ્દ-લયથી સર્જાતું નાદ-માધુર્ય આહ્લાદક હોઈ શકે. પરંતુ કેવળ નાદ-સૌંદર્યથી કાવ્ય સિદ્ધ થતું નથી. આ સત્ય Onomatopoeic કવિતા પર વારી જતી વખતે પણ

વિસરવા જેવું નથી. કાવ્યના શબ્દો, પંક્તિખંડો કે પંક્તિઓનું સ્વેચ્છાએ પૃથક્કરણ કરી, શબ્દ–સૌંદર્ય દર્શાવી, કવિનું મૂલ્યાંકન કરનારા વિવેચકો ય છે. કાવ્યના સમગ્ર સંદર્ભને લક્ષીને થતું એવું પૃથક્કરણ કાવ્ય સમજવામાં મદદરૂપ થાય છે. પરંતુ આખરે તો એ જ જોવાનું રહે છે કે કવિતાના શબ્દનું નાદતત્ત્વ જે તે કૃતિના રસાસ્વાદમાં કેટલું ઉપકારક છે.

શબ્દના અવાજનો ગુણ મહત્ત્વનો છે અને સમુચિત શબ્દ યોજતા કવિઓ તેને જાણે છે. 'no poet of the first rank strikes us as having had a poor ear'. છતાં કવિનો કર્ણપ્રિય શબ્દ હૃદયસંતર્પક પણ હોય એ આવશ્યક છે. શબ્દના નાદતત્ત્વનો લાભ કવિ કઈ રીતે લે છે એ તો એના કવિકર્મના કૌશલ પર અવલંબે છે. પ્રાસ, વર્ણસગાઈ, શ્લેષ, યમક, લય – આ બધાંમાં એ શબ્દનો કેવો કસ કાઢે છે તે પરથી તેની કર્ણેન્દ્રિયનો ખ્યાલ આવી શકે. ક્યારેક છંદની કે લયની માંગ પ્રમાણે તો ક્યારેક અર્થને અનુસરી; શબ્દોના અવાજનાં પરસ્પર અનુસંધાન સાધી કાવ્યમાં ચમત્કૃતિ લાવવામાં આવે છે. શબ્દોની અમુક પ્રકારની યોજનાથી એકના એક છંદ કે ઢાળમાં દ્રુત કે વિલંબિત ગતિ પણ લાવી શકાય. આવી શબ્દનાદની તમામ ક્ષમતાઓ ધારતું ન હોવા છતાં, શ્રી રમણિક અરાલવાળાનું આ કાવ્ય તેની કેટલીક શક્યતાઓ પ્રકટ કરે છે.

ત્રીસીની અને નવીનતર કવિતાને સાંકળતી વચગાળાની નાનકડી કવિપેઢીના શ્રી અરાલવાળા એક સારા કવિ છે. શબ્દોની માવજત અંગેની સાચા કલાકારની શોભારૂપ સમજ અને સભાનતા એમનામાં છે. છંદસિદ્ધિ સાથે પંક્તિઓમાં શબ્દોની આંતરિક ગતિ જાળવવાની એમની શક્તિ 'પ્રતીક્ષા'નાં ઘણાં કાવ્યોમાં દેખાય છે. એથી શ્રી ઉમાશંકર જોશીએ કવિને 'શબ્દના કસબી' કહ્યા છે તે યોગ્ય જ છે. 'પ્રતીક્ષા'નો પ્રવેશક પ્રત્યેક કાવ્યરસિકે મનનપૂર્વક વાંચવો જોઈએ. ગુજરાતી કવિતાસંગ્રહોના ગણતર ઉત્તમ પ્રવેશકોમાંનો એ એક છે અને એને વિવેચક ઉમાશંકરની શક્તિનો પૂરેપૂરો લાભ મળ્યો છે. સમર્થ કવિવિવેચકની આવી ઊલટભરી પ્રસ્તાવના મેળવનાર અરાલવાળા સદ્‌ભાગી ગણાય.

અભાવની વ્યથાને અતિક્રમીને બહાર આવતી પુરુષાર્થની ખુમારીનો સચ્ચાઈભર્યો તરવરાટ આ કાવ્યમાં ધબકે છે. દેહસૌંદર્ય તો સર્જનહારે અર્પ્યું તે ખરું. એ મનુષ્યના હાથની વાત નથી. આંતરસત્ત્વ માણસ જરૂર કેળવી શકે. એવું હૃદયસૌંદર્ય ખીલવવાની ધખના જ જીવનની સફરમાં કવિનું પ્રેરક બળ બને છે. 'ધપીશ ને જપીશ આત્મના તર્પણે'.

બળ્યા મુજ દીદાર, શું મુખ નિહાળું હું દર્પણે!

– આ ઉદ્‌ગાર કેટલો સાહજિક છે. દેહસૌષ્ઠવ, છટા, મધુરતા કે યૌવનનો તલસાટ કશું જ નથી. એ તો ઠીક, સૌજન્ય કે વશીકરણ પણ નથી કે કંઈ સંતોષ લેવા જેવું લાગે. પછી દર્પણમાં મુખ શું નિહાળવું! દર્પણમાં જોતાં તો એ મુખ પર છવાએલી વ્યથા જ દેખાય છે – પોતાના વ્યક્તિત્વમાં કંઈ કહેતાં કંઈ જ વિરલ નથી તેની વિરલ વ્યથા. એ વ્યથા જ ગુરુની દૃષ્ટિની જેમ પ્રેરણાદાયી બને છે. મધુરી છતાં બહારથી ઉગ્ર એવી ગુરુની દૃષ્ટિ એ ઉપમા તથા આત્મનૈરાશ્યનો સમુદ્રને સૌંદર્યનો સેતુ એ રૂપકો ભાવાભિવ્યક્તિને સબળ કરે છે. ઉપર મુખનુંરણ અને તોષની વાદળીનાં રૂપક પણ ઉચિત (apt) છે. પરંતુ આપણે અહીં વિશેષપણે જોવાનું છે શબ્દના નાદનું તત્ત્વ. જેને કવિતા વાંચતાં પોતાનો અવાજ સાંભળનાર વાચક સહેલાઈથી પકડી શકશે.

સૉનેટબંધની પ્રાસયોજનાની કવિએ બહુ દરકાર રાખી નથી. વર્ણસગાઈ અને આંતરપ્રાસ તેનું સાટું વાળે છે. 'બળ્યા મુજ દીદાર...'એ પંક્તિનું પુનરાગમન કાવ્યની – કાવ્યના ભાવની આવશ્યકતાને લીધે જ થયું છે, એ તરકીબ (device) નથી, એ પંક્તિમાં 'ઉ'નું; બીજી, ત્રીજી ને પાંચમીમાં 'આ'નું પુનરાવર્તન અને ચોથી, છઠ્ઠી પંક્તિની વર્ણસગાઈમાં કવિની શબ્દ-સભાનતા જણાશે. સાતમી પંક્તિના 'કહીં' સાથે નવમી પંક્તિના 'તહીં' નો મેળ બેસાડવાનું ય કવિ ચૂક્યા નથી, પણ તેમ કરતાં 'ક્યાંથી' ના અર્થમાં 'કહીં' શબ્દ ચલાવવો પડ્યો! 'વિરલ' શબ્દ નવમી પંક્તિમાં બેઉ વખત લક્ષ્યવેધ કરે છે છતાં તે સાતમીમાં કદાચ વેડફાઈ જાય છે. આંતરપ્રાસ માટે છેલ્લે 'જંપીશ'નું 'જપીશ' કરવું પડયું પણ તેને

ટીપ્પણકારની મંજૂરી મળી છે. ઉપમાળાના આગળ પછીની દસમી પંક્તિ છંદની દૃષ્ટિએ નબળી છે. જ્યારે નાદનાં આંદોલનથી મોર્યા, અહીં અને નવમી પંક્તિમાં આવેલી શબ્દોની ગતિ જોતાં લાગે છે કે આવી પૂરતી છંદ જ્ઞાનથી અને ઉચ્ચારણથી પ્રયોજ્યો છે.

શબ્દના અવાજગુણનો ઉપયોગ દરેક કવિ પોતાની જરૂરિયાત મુજબ પોતાની આગવી રીતે કરે છે. તેની સફળતાનો આધાર તેની શક્તિ પર છે. આગળ કહ્યું તેમ, કવિની કૃતિથી જ —પરિણામથી જ તેનું પારખું થઈ શકે.

# અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ-૭, ૮

## ૭–સુધારક આંદોલન અને ધાર્મિક વિવાદો (૧૫૨૫-૧૫૭૮)


જયન્ત પંડ્યા

(અંગ્રેજીના અનુસ્નાતક અભ્યાસી)


માનવવિદ્યાના ઉપાસકોની જ્ઞાનોપાસના પ્રવૃત્તિને ચિરકાળની શાંતિ મળવા ન પામી. માનવવિદ્યા (Humanities)ની મુદ્રા સાહિત્ય ઉપર અંકાય તે પહેલાં સુધારકવાદ તેને વટાવી ગયો. પરિણામે મોટા ભાગના માનવવિદ્યાવાદીઓ માટે, પોપ અને લ્યૂથર અથવા કાલ્વિન વચ્ચે પસંદગી કરવાની રહી. જ્ઞાનના શાંત માર્ગે અનુસરવાનું તેમના ભાગ્યમા ન રહ્યું; તેથી ઊલટું વિવાદમાં અનાચારે ઝંપલાવવું પડે એવી પરિસ્થિતિ સર્જાતી ગઈ. ટોમસ મૂરના યુટોપિયાની પ્રસિદ્ધિ પછીના બીજા જ વર્ષે માર્ટિન લ્યૂથરે વિટેનબર્ગમાં પોતાની નાઇન્ટી ફાઇવ થીસીસ દ્વારા પોપ સામે યુદ્ધ આદર્યું. આ બનાવે મૂરની પ્રવૃત્તિને કૅથોલિક એકતાના સંરક્ષણ તરફ વાળી.

પ્રારંભથી જ, બાઇબલના અંગ્રેજી અનુવાદનો પ્રશ્ન અને ધાર્મિક–મઠોના વિગલનનો પ્રશ્ન વિવાદગ્રસ્ત બન્યા હતા, અને આ બન્ને, ભાષા અને સાહિત્યમાં મહત્ત્વની અસર પાડનારા પ્રશ્નો હતા. શરૂઆત થઈ બાઇબલના અંગ્રેજી અનુવાદથી, જેમાં સર ટોમસ મૂર અને વિલિયમ ટિન્ડેલ સામસામા આવી ગયા.

### બાઇબલના અનુવાદો:

વિલિયમ ટિન્ડેલ (૧૪૮૪–૧૫૩૬) ન્યૂ ટેસ્ટામેન્ટનો અંગ્રેજી અનુવાદ લઈને બહાર પડ્યો. પોતાની કૃતિને કૉલોનમાં છપાવીને ૧૫૨૫માં પ્રસિદ્ધ કરી. પોપની પડખે ઊભેલી અંગ્રેજ રાજસત્તા સમક્ષ, લ્યૂથરના અનુવાદ અને ઇરૅસમસના ટિપ્પણવાળી ગ્રીક લૅટિન વાચનાઓનો આધાર લઈને રચેલી આ કૃતિ લાવવામાં સાહસ ઓછું ન હતું. પોતાનો જીવ આપીને એ સાહસની કિંમત ટિન્ડેલને ચૂકવવી પડી હતી. આ અનુવાદને અનધિકૃત ગણીને ટોમસ મૂરે પ્રતિકાર કર્યો હતો. પરંતુ વિધિની વક્રતા તો એ છે કે પ્રતિકાર કરનાર સર ટોમસ મૂર, હેનરી આઠમાના પોપ સાથેના સંબંધ-વિચ્છેદ પછી, ટિન્ડેલ કરતાં એક વર્ષ પહેલાં (૧૫૩૫) મોતની સજા પામ્યો. ધર્મસુધારણાના આંદોલનને અને ટિન્ડેલના અનુદિત બાઇબલને, શાસનની સ્વીકૃતિ મળી અને ઈ. સ. ૧૫૩૫માં કોવરડેલના ઓલ્ડ ટેસ્ટામેન્ટના અનુવાદે ટિન્ડેલના કાર્યને પૂરું કર્યું. આ પછીના ત્રીસ વર્ષોમાં બાઇબલના બીજા ચાર અનુવાદો પણ થયા.

આ બધા પ્રયત્નોનું એક સુભગ પરિણામ અંગ્રેજી ગદ્યના આકારસૌષ્ઠવમાં આવ્યું. ગ્રીક અને લૅટિન, પ્રશિષ્ટ કૃતિઓની સાથે સાથે આદિ-ખ્રિસ્તીઓ અને હીબ્રૂઓના પવિત્ર ગ્રંથોનું વાચન સુલભ બન્યું. વળી, અંગ્રેજી સાહિત્યને કપાયિત કરનાર 'બાઇબિલી બોલી'નો અવતાર થયો. બાઇબલના ભિન્ન ભિન્ન અનુવાદોમાં અને ઈ. સ. ૧૬૧૧ની તેની અધિકૃત આવૃત્તિમાં ગદ્યપરંપરાના ઉજ્જ્વલ અંશો વ્યવસ્થિત થયા. આ રીતે જે ગદ્ય નિષ્પન્ન થયું તેની અસર અસીમ હતી; માનવીના મનને સાદાઈ અને પવિત્રતાથી પરિપ્લાવિત કરે એવી એની શક્તિમાં અભણ માણસની ભાષાને ય સૌંદર્યમંડિત કરવાની ક્ષમતા હતી. આ અસરનું પ્રકટીકરણ સત્તરમા શતકમાં વિશદ રીતે થયેલું જોવા મળે છે.

### बूक ऑफ कॉमन प्रेयर

બાઇબલના અનુવાદ પછી, લૅટિન પ્રાર્થના-ગ્રંથ (missal)માંથી, ક્રૅનમરના માર્ગદર્શન હેઠળ, ૧૫૪૯માં ધી બુક ઑફ કૉમન પ્રેયરનું સંપાદન થયું. કવિત્વયુક્ત ધ્વનિમાધુર્ય એ આ સ્તુતિગ્રંથની નોંધપાત્ર વિશેષતા છે.

ભાષાનાં ફ્રેન્ચ અને સૅકસન તત્ત્વો એમાં એક-રૂપ થઈ ગયાં છે અને પરિણામે જે સંવાદિતા સર્જાઈ છે તે શુદ્ધ રસશાસ્ત્રની દૃષ્ટિએ પણ પ્રશસ્ય છે. जनरल कन्फेशનનું એક ઉદાહરણ લઈએ:

'Almighty and most merciful Father, We have erred. and strayed from thy ways like lost sheep. We have followed too much the devices and desire of our own hearts.........'

શ્રદ્ધાળુ શ્રોતાઓ સમક્ષ ભાવવાહી પઠન કરતો એક પાદરી કલ્પી જુઓ. નિમિલત ચક્ષુએ અંતર્મુખ થઇને ઊભેલા ભક્તજનોના ઊર્મિતંતુને રણઝણાવતું એનું લય માધુર્ય કેવું રોમહર્ષક નીવડયું હશે, કેવું દીપ્તિવંત થઇને હૈયે હૈયે અજવાળાં પાથરતું હશે!

**મઠોનું વિગલન**(dissolution): આ યુગની બીજી, નોંધપાત્ર ઘટના તે નવ–વિચારધારામાં, ઈંગ્લેન્ડ-ભરમાં પથરાયેલા અસંખ્ય મઠોનું વિસર્જન. ઈ. સ. ૧૫૩૫ થી ૧૫૩૯ સુધી ચાલેલી આ પ્રક્રિયાએ પ્રજાના સાંસ્કૃતિક ઘડતર ઉપર કેટલીક દૂરગામી અસરો પાડી છે. મઠોના વિગલનની સાથે સાથે ગ્રંથ-સંડારોમાંની અસંખ્ય કૃતિઓનો વિનાશ થયો. બેનેડિક્ટાઈન જેવા ધર્મ-પંથો સાથે જોડાયેલાં અભ્યાસગૃહો નામશેષ થયાં. સાધુ-સાધ્વીઓના અનેક મઠો દ્વારા ચાલતી શાળાઓ બંધ પડી અને ઑક્સફર્ડ, કૅમ્બ્રિજ જેવાં વિદ્યાધામો પણ વિદ્યાર્થીઓની સંખ્યામાં થયેલા ઘટાડાને કારણે સૂના પડયાં. એક તરફ ઘટના–પરંપરાનો આવો અરુચિકર આવિર્ભાવ હતો તો બીજી બાજુએ એનું જમા પાસું પણ હતું. કૅથોલિક ધર્મ-પંથી, ભાર વેંઢારીને જીવતું પાંડિત્ય અસ્તંગમિત મહિમા બન્યું અને એક નૂતન જિજ્ઞાસુવૃત્તિ ઉદય પામી. બૌદ્ધિક વ્યાપારોએ પોતાની નવી સીમાઓ સ્થાપવા માંડી. ગ્રંથો-પુસ્તકો જે આજ-લગી ધર્મભંડારોને શોભાવતા તેમનો જીર્ણોદ્ધાર થવા માંડયો, સંશોધન–સંસ્કરણની પ્રવૃત્તિનો સંચાર વરતાવા લાગ્યો. પ્રાચીન મઠો, કૉલેજો અને ધર્મપંથો સાથે જોડાયેલી પાઠશાળાઓ વગેરેમાંથી પુરાણા ગ્રંથો, દસ્તાવેજો ઈત્યાદી સામગ્રીની તપાસનો આરંભ થયો. આવી પ્રથમ તપાસ ઈ. સ. ૧૫૩૩માં જ્હૉન લેલેન્ડે(૧૫૦૬ ?–૫૨) આદરી. ભંડારોની એક યાદી आईटेनररी નામની તેની નોંધમાં કરવામાં આવી છે.

પ્રૉટેસ્ટન્ટ રંગથી રંગાયેલી રાષ્ટ્રીયતાનો આવો જ ધબકાર સોળમી શતાબ્દીના મધ્યકાળથી પ્રકટતી, અને સત્તરમાં શતકની વૃત્તાંતનોંધોમાં જોવા મળે છે. આવી વૃત્તાંતનોંધોમાં ૧૫૪૮માં પ્રસિદ્ધ થયેલી ઍડવર્ડ હૉલની વૃત્તાંતનોંધમાં લૅન્કેસ્ટર અને યૉર્ક અને પહેલાં બે ટ્યૂડર શાસનના સંઘર્ષોની કથા આલેખાઈ છે. આ ઉપરાંત, સ્પેન્સર અને શેક્સપિયરે પોતપોતાના કથાવસ્તુ માટે જેનો આધાર લીધો છે તેવી, बृहत्कथासंग्रह સમી, राफायल हॉलिनशेडની વૃત્તાંતનોંધો; ૧૫૬૧ થી ૧૬૦૪ દરમિયાન અગિયાર આવૃત્તિઓ પામેલી જ્હૉન स्टोની समरी ऑफ इंग्लिश क्रोनिकल्स; અને ૧૬૧૧ની જ્હૉન स्पीड ની નોંધ મુખ્ય છે. વૃત્તાંતનોંધોના આ લેખકો સર્જકો નથી. એના આલેખનમાં બુદ્ધિયુક્ત આયોજન નથી કે વિચારશીલ કથા-આલેખન નથી. પોતાની માતૃભૂમિના ભૂતકાળ અને સાંપ્રતને ઉજ્જવળ રીતે આલેખવાની કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઇને એમણે વૃત્તાંત-કથાનો સંભાર કર્યો છે.

આ બધાં અવૈયક્તિક લખાણો ઉપરાંત સુધારણાની હિલચાલે ધાર્મિક પ્રશ્નોને બલિષ્ઠ, વિશદ અને પ્રવાહી ભાષામાં રજૂ કરીને અંગ્રેજી ગદ્યના વિકાસમાં ફાળો આપ્યો છે. આ સંબંધમાં વિશેષ નોંધપાત્ર પ્રદાન, બાઈ-બલના અનુવાદક, વિલિયમ ટિંડેલે સર ટોમસ મૂર સાથે કરેલા વાદવિવાદમાં, યોજેલા ગદ્યનું છે.

हयू लॅटिमर (Hugh Latimer, ૧૪૮૫?–૧૫૫૫). ગદ્ય-લેખનમાં જેને ઊંચું સ્થાન આપી શકાય એવો ઉપદેશક હ્યૂ લૅટિમર, ઈસુ ખ્રિસ્તના સંદેશ ઉપર આધારિત નીતિકથાઓનો લેખક છે. સારી સમજ અને જોમથી તરવરતું એનું ગદ્ય એ સમયનું ખૂબ રુચિકર ગદ્ય ગણાય છે. તાદૃશ ઉદાહરણો, કહેવતો, બોલચાલની ઉક્તિઓ, માર્મિક હાસ્ય અને નિરાભરણ રજૂઆત એ એની ગદ્યલઢણનાં લક્ષણો છે. મેરી ટ્યૂડરના શાસન હેઠળ અગનઝાળ વેઠીને વીરગતિને તે પામ્યો હતો. શહાદતના પોતાના સાથી બિશપ રિડલીને ઉદ્દેશીને ઉચ્ચારેલાં વાક્યો એની નિષ્ઠા અને ખમીરનાં દ્યોતક છે: 'Play the man, Master Ridley; we shall this day light such a candle, by God's grace, in England as I trust shall never be put out.' માટી થજે, બંધુ રિડલી, પ્રભુની કૃપાથી,

ઇંગ્લેન્ડમાં આજે એક એવો દીપક આપણે પેટાવીશું જે કદી ય હોલવાશે નહીં. લેટિમરના ગદ્યનું બીજું એક ઉદાહરણ પણ જોઇએ. "I would ask you a strange question. Who is the most diligentest bishop and prelate in all England, that passeth all the rest in doing his office?...I will tell you. It is the devil. He is never out of his diocese...He is ever at his plough. તમને એક વિચિત્ર પ્રશ્ન પૂછું. સમગ્ર ઇંગ્લેન્ડમાં, બીજા બધાને કાર્યનિષ્ઠામાં ટપી જાય એવો અત્યંત–અત્યંત ઉદ્યમી પાદરી કે ધર્માધિકારી કોણ છે?......હું જ તમને જવાબ આપું. એ છે સેતાન. એનું ધર્મક્ષેત્ર એ કદી છોડતો નથી. એનું ખેડાણ નિરંતર ચાલ્યા કરે છે.

હ્યૂ લેટિમર અને બીજા સેંકડો શહીદોની સ્તુતિ જ્હૉન ફૉક્સે (૧૫૧૬–૧૫૮૭) બૂક ઑફ માર્ટ્યર્સ નામે જાણીતી કૃતિમાં કરી છે. શરૂઆતમાં લેટિનમાં લખાયેલી, અને પછીથી લેખકને હાથે જ અંગ્રેજીમાં અનુવાદ પામેલી આ ધાર્મિક સુધારણાની કૃતિની અનેક આવૃત્તિઓ થઈ હતી અને બાઈબલ પછી સૌથી વધારે વંચાતાં પુસ્તકોમાં તેણે સ્થાન મેળવ્યું હતું.

**સ્કૉટલેન્ડમાં :** લિન્ડસે, બ્યૂકેનન, નૉક્સ. સ્કૉટલેન્ડમાં સુધારણાની ચળવળે જે સાહિત્યિક આંદોલન ઊભું કર્યું તેની છાયા સર ડેવિડ લિન્ડસે (૧૪૯૦-૧૫૫૫)-નાં કાવ્યોમાં, જ્યૉર્જ બ્યૂકેનન (Buchanan, ૧૫૦૬-૮૨)નાં લેટિન લખાણોમાં અને જ્હૉન નૉક્સ (૧૫૦૫-૭૨)-નાં ભાષ્ય (treatises)માં જોવા મળે છે.

પંદરમા શતકના સ્કૉટિશ કવિઓની અંતિમ શ્રેણીનો છેલ્લો કવિ તે લિન્ડસે. રચનાકૃતિ પરત્વે તેનું સ્થાન મધ્યકાલીન લેખકોની હરોળનું છે, પરંતુ તેના પુરોગામીઓ કરતાં સમાજસુધારકપણાના તેના જુસ્સાથી તે જુદો તરી આવે છે. રોમ સામે, પ્રણાલિકાગત માળખામાં રહીને, એણે ય ઝંડો ઉપાડ્યો છે; રાજકર્તાઓ અને ધર્માધિકારીઓ સામે સત્તાના દુરુપયોગ અને ભ્રષ્ટાચારવિરોધી ચાબખા વીંઝ્યા છે. પ્રારંભમાં એની વક્રોક્તિઓ સમાજલક્ષી હતી પરંતુ ઉત્તરોત્તર એ વક્રોક્તિઓ પણ પ્રોટેસ્ટંટ બનતી ગઈ. તેની લાંબામાં લાંબી કવિતા ધી મૉનાર્કી (૧૫૫૨) નૉક્સના ઉપદેશોનો આધાર લઇને રચાયેલી છે. છંદના વાઘા સિવાય બીજી કોઈ રીતે એની કવિતાને કવિતા કહી શકાય એમ નથી. પરંતુ એની વાણીમાં પૌરુષ છે અને વક્રોક્તિઓ વેધક છે.

જાણીતા માનવવિદ્યાવાદી બ્યૂકેનને લગભગ બધું જ લેટિનમાં લખ્યું છે. એની સ્કૉટિશ સંસ્કારિતામાં સુધારણા અને રેનેસાંનું મિલન થયું છે. ભણતર ફ્રાંસમાં મેળવેલું અને ફ્રાન્સમાં જ શિક્ષક તરીકેની ખ્યાતિ એણે મેળવી હતી. એના શિષ્યોમાં મોન્ટેઇન પણ એક હતો. પ્રશિષ્ટ કૃતિઓને નજર સામે રાખીને લખાયેલી તેની લેટિન કાવ્યકૃતિઓ અને ટ્રૅજેડીઓએ એને કીર્તિ અપાવી હતી. ૧૫૬૦ પછી સ્કૉટલેન્ડની સુધારક ચળવળનો એ આગેવાન બન્યો. સ્કૉટની રાણી મેરીનો શિક્ષક બ્યૂકેનન, આ ચળવળમાં જોડાતાં, તેનો ખુલ્લો દુશ્મન બન્યો. એક ઉગ્ર પુસ્તિકા દ્વારા રાણી પ્રત્યે પોતાનો રોષ વ્યકત કરીને તેને માથે ડાર્નલીની હત્યાનો આરોપ તેણે મૂકચો હતો. તેણે સ્કૉટલેન્ડનો ઇતિહાસ લેટિનમાં આલેખ્યો છે, અને સ્વભાષામાં બે નોંધપાત્ર ભાષ્યો રચ્યાં છે.

જ્યારે, સ્કૉટિશ ભાષાના એક મોટા ગદ્ય-લેખકનો યશ જ્હૉન નૉકસને ફાળે જાય છે. જીનેવામાં થોડો વખત કાલ્વિન સાથે રહીને, ૧૫૫૮માં, ઇંગ્લેન્ડ અને સ્કૉટલેન્ડની રોમન કૅથોલિક રાણીઓ, મેરી ટ્યૂડર અને મેરી સ્ટુઅર્ટ સામે: ધી ફર્સ્ટ બ્લાસ્ટ ઑફ ધી ટ્રમ્પેટ અગેઇન્સ્ટ ધી મૉન્સ્ટ્રસ રેજિમેન્ટ ઑફ વીમેન એ શીર્ષકયુક્ત પુસ્તિકા લખી અને ૧૫૫૯માં તે સ્કૉટલેન્ડ પાછો ફર્યો. એના બિહામણા પ્રચારથી રાણી પણ છળી ઊઠી હતી. તેની બીજી એક કૃતિ હિસ્ટ્રી ઑફ રીફૉર્મેશન ઑફ રીલિજિયન વિધિન ધી રેલ્મ ઑફ સ્કૉટલેન્ડ (૧૫૬૪)એ સાક્ષરી-કૃતિ નથી, પરંતુ સુધારણાના કાર્યમાં પડેલા માનવીની સ્વાનુભવી ઘટનાઓનું આલેખન છે. રચના શિથિલ હોવા છતાં તેનો સંભાર ચિત્રાત્મક પ્રસંગો અને જીવંત નર્મ-મર્મથી ભરેલો છે.

આ બધા માનવીઓમાં, અને વિશેષત: સ્કૉટ લોકોમાં એકી સાથે સામાજીક તથા ધાર્મિક, લોકશાહી તથા પ્રોટેસ્ટન્ટ એવા નૂતન યુગનાં એંધાણો જોવા મળે છે. આ પરિબળો વચ્ચે સર્જાયેલું સાહિત્ય વાસ્તવમાં તો સુધારણાનું જ સાહિત્ય છે અને એ સાહિત્યે ગદ્યના ખેડાણમાં મહત્ત્વનું પ્રદાન કર્યું છે એટલું એ આંદોલનનું સુભગ પરિણામ નોંધવું રહ્યું.

## ૮ – નવી કવિતા

### વ્યાટ, સરે, સૅકવાઈલ અને ગૅસ્કૉઈન

સુધારક હિલચાલનો લાભ અંગ્રેજી ગદ્યને જેવો મળ્યો છે તેવો કવિતાને મળ્યો નથી. સુધારકો કવિતાને નિઃસત્ત્વ અને અત્યંત લૌકિક પદાર્થ ગણી તેનાથી દૂર રહ્યા હતા. કવિતાનો પુનર્જન્મ મહદ્ અંશે માનવવિદ્યાવાદીઓને આભારી હતો. તેમની છાયામાં કવિતાનું પાંગરણ થયું. આમ છતાં આ પાંગરણનું કાર્ય સહેલું ન હતું. સ્ટીફન હૉઝમાં કાવ્ય જે ચૈતન્યવિહીન સ્થિતિને પામ્યું હતું અને જે કલા-પ્રકારને સ્કેલ્ટને અતંત્રતામાં મૂકી દીધો હતો તેમાંથી તેનો ઉદ્ધાર કરવાનું કાર્ય કરવાનું હતું. હેનરી આઠમાના શાસનકાળમાં, બે રાજ-કવિઓએ આ કામ ઉપાડી લીધું. આ બે અગ્રણીઓ હતા વ્યાટ અને સરે.

**સર ટૉમસ વ્યાટ** (૧૫૦૩–૪૨): ફ્રાન્સ અને ઈટલીમાં રહીને કવિતાની આકૃતિ અને સત્ત્વનો પરિચય કરનાર ટૉમસ વ્યાટ અંગ્રેજી કવિતાનો કાયાકલ્પ કરનારો કવિ હતો. સૉનેટ એ એનું મુખ્ય વાદ્ય બન્યું. વિચાર અને આકૃતિ પરત્વે વ્યાટ પેટ્રાર્કને અનુસર્યો છે. લગભગ ત્રીસ જેટલી સૉનેટોમાં દસેક કૃતિઓ પેટ્રાર્કમાંથી અનુવાદ પામેલી છે. એનું પ્રથમ કર્તવ્ય અંગ્રેજી કવિતામાં ગૌરવ, લાવણ્ય અને સંવાદનું સર્જન કરવાનું હતું. આ બાબતમાં કોઈ પુરોગામી આદર્શ એની પાસે ન હતો. ચૉસર પણ આ બાબતમાં એને સંતોષી શકે એમ ન હતો. એટલે કરવાનું કાર્ય નવેસરથી જ કરવાનું હતું. વ્યાટની આરંભની સૉનેટોમાં એની મથામણનો અણસાર જોવા મળે છે. ધીમે ધીમે એનો હાથ સ્થિર થતો જાય છે ત્યારે સમૃદ્ધ, સૂક્ષ્મ અને ભાવોર્મિપૂર્ણ પદલાલિત્ય ઉપરાંત તેનો વૈયક્તિક સૂર પ્રકટ થતો જાય છે. પેટ્રાર્કને અનુસરીને પોતાનાં પ્રણયોર્મિ ગીતોમાં વેદનાના સૂરો પણ એણે ઘૂંટયા છે. વ્યાટની શક્તિનો ઉત્તમ પરિચય માદામ વિધાઉટ મેની વર્ડ્સ, फर्गेट नोट यट धी ट्राईड इन्टेन्ट જેવાં ઊર્મિકાવ્યોમાં સવિશેષ મળે છે. અનુભૂતિની વૈયક્તિકતા એ આ યુગની કવિતાનું નવું પ્રસ્થાન છે, જે પ્રસ્થાનથી રોમન દલા રોઝની પરંપરાગત અભિવ્યક્તિ પાસે પૂર્ણવિરામ મુકાય છે. અંગ્રેજી કવિતામાં સૉનેટનું આગમન, હવે પછીના યુગની વેદના-સંવેદના અને સુખના હૃદયોદ્ગારોના એક ઉત્તમ વાહન તરીકે થયું છે.

**धी अर्ल ऑफ सरे** (૧૫૧૭?–૪૭) હેનરી આઠમાના રાજ્યકાળ દરમિયાન, ત્રીસ વર્ષની વયે ફાંસીને માંચડે ચઢી જીવનનો અંત જોનાર હેનરી હૉવર્ડ, અર્લ ઑફ સરે વ્યાટને પગલે જ ચાલ્યો છે. તેની લશ્કરી કુનેહ, વિદ્વત્તા, રાજદરબારમાં તેનો મોભો તેની કવિતાના પ્રેમ–શૌર્ય–આભિજાત્યના અંશો ઈત્યાદિ બાબતો સર ફિલિપ સિડનીની યાદ અપાવે તેવાં છે. અસ્તિત્વ ધરાવતી તેની કવિતા નિયમિત અને સંવાદી છે. જો કે વ્યાટની શક્તિ અને વ્યાટની સ્વતંત્રતા સરેમાં નથી. પરંતુ તેની ચારુતા અને સંવેદનશીલતા, તેનો પ્રકૃતિપ્રેમ અને કરુણાર્દ્રતા અનન્ય છે. ઉપરાંત તે એક સારો કલાકાર પણ છે, कम्पलेन्ट ऑफ धी ॲब्सन्स ऑफ हर लवर बीइंग अपोन धी सी જેવી કૃતિમાં એની કવિત્વશક્તિ અને લયસૂઝ જોવા મળે છે:

વર્જિલના ઍઈનીડ (Aeneid)ને અંગ્રેજીમાં બ્લૅન્ક વર્સમાં ઉતારીને એણે પોતાની કીર્તિને ચિરંજીવી બનાવી છે. આ ઉપરાંત કવિતારચના અને છંદશાસ્ત્રને માથે પણ એનું ઋણ ઊભું છે. સૉનેટને ત્રણ ચતુષ્ક અને એક યુગ્મમાં વહેંચનાર પહેલો કવિ છે અને આ જ પ્રકાર તેના અનુગામી સૉનેટકારોએ સ્વીકાર્યો છે. વળી એણે પ્રવેશાવેલો બ્લૅન્કવર્સ टेम्बूरलेईन, धी टेम्पेस्ट, पेरेडाईज लॉस्ट અને धी ॲक्सकर्जन જેવી કૃતિઓને વિભૂષિત કરનારો નીવડયો છે એની પણ નોંધ લેવી જોઈએ. મૃત્યુએ એવી એક પ્રતિભાને અકાળ ઝૂંટવી લીધી.

વ્યાટ અને સરેની કૃતિઓ તેમના અવસાન પછી ૧૫૫૭માં ટૉટેલ્સ મિસેલેની નામે પ્રસિદ્ધ થયેલા કાવ્યમાળાના એક સંગ્રહમાં કેટલીક કાચી કૃતિઓ સાથે પ્રકટ થઈ હતી. આ બન્ને કવિઓના પરિશ્રમની અસર તત્કાલીન ન હતી. એનું મૂલ્યાંકન કરતાં એક આખી પેઢી વહી ગઈ હતી.

**ટૉમસ સૅક્વાઇલ** (૧૫૩૬–૧૬૦૮): સરેથી માંડીને સ્પેન્સર લગીના કાળ દરમિયાન, સ્મરણીય કવિતા મૂકી જનાર એક માત્ર કવિ તે ટૉમસ સૅકવાઈલ. એ मिरर फॉर मॅजिस्ट्रेट्स (૧૫૬૩) નામની પોતાની કૃતિમાં

સેકવાઈલ મધ્યકાલીન પરંપરાને અનુસર્યો છે. ઈ. સ. પૂર્વે ૧૦૮૫થી માંડીને રાણી ઈલિઝાબેથના સમય સુધીની વિભૂતિઓની કરુણ-કથની એમાં આલેખાઈ છે. લેખકનો આશય સમાજનાં તત્ત્વોને એક દર્પણ પૂરું પાડવાનો છે. એમાં જે છબિ આલેખાઈ છે તેવાં કૃત્યો અને પરિણામોનું પુનરાવર્તન ન થાય એવું બતાવવાનો છે. એનાં પાત્રો અંગ્રેજ છે એ ઘટના ઐતિહાસિક દૃષ્ટિએ નોંધ લેવા જેવી ગણી શકાય.

આ ઉપરાંત ધી ઈન્ડક્શન અને ધી કમ્પલેન્ટ ઑફ હેનરી ડ્યૂક ઑફ બકિંગહામ નામે બે કૃતિઓ સેકવાઈલ તરફથી મળી છે. ઈન્ડકશનમાં રૂપક-દશ્યોની હારમાળા છે. એની પદરચના બળવાન છે. વિષાદપૂર્ણ અને ભયાનક દશ્યના આલેખનમાં સૅકવાઈલની શક્તિ એની પરાકાષ્ઠાએ વિહરે છે. સેકવાઈલને, ચોસર અને સ્પેન્સરને જોડતી કડી ગણવામાં આવે છે; અને અંગ્રેજી સાહિત્યમાં ગૉર્બોડક જેવી શિષ્ટ ટ્રૅજેડી રચવાનું માન એને મળે છે.

**જ્યૉર્જ ગેસ્કોઇન** (૧૫૨૫ ? –૭૭) રેનેસાંના માર્ગ ઉપર પ્રસ્થાન કરનાર આ કવિ પ્રથમ પગલાં પાડનાર હોવા છતાં એનું પ્રયાણ લાંબુ ન હતું. યુવાનીમાં કેટલાંક પ્રણયકાવ્યો – હન્ડ્રેડ સન્ડ્રી ફ્લાવર્સ – એણે લખ્યાં છે. આ પ્રકીર્ણ પુષ્પોમાં કેટલાંક તો યુરિપિડીસ, ઑવિડ પેટ્રાર્ક, એરિઓસ્ટોના ઉદ્યાનોમાંથી ચૂંટેલાં અને કેટલાંક ઈંગ્લૅન્ડની સુફલામ્ વાટિકામાંથી ખોળીને રજૂ કર્યાં છે. તે પછી તો લેખક ધર્મ અને નીતિના ઉપાસક બન્યા. આ પરિવર્તન પછીની નીપજમાં ૧૫૭૫માં બ્લૅન્કવર્સમાં લખાયેલી ધી ગ્લાસ ઑફ ગવર્નમેન્ટ, ધી સ્ટીલ ગ્લાસ (૧૫૭૬) ધી ડમ ઑફ ડૂમ્સ ડે, સર્ટન નોટ્સ ઑફ ઇન્સ્ટ્રક્શન કન્સર્નિંગ ધી મેકિંગ ઑફ વર્સ ઓર રાઈમ ઈન ઇંગ્લિશ ઈત્યાદિ નાનીમોટી કૃતિઓનો સમાવેશ થાય છે. તત્કાલીન સમાજની પહેલી ગદ્ય-કથાનો આલેખક, પ્રથમ ગદ્ય-કૉમેડીનો લેખક, ઈટેલિયન સાહિત્યમાંથી ટ્રૅજેડીને અંગ્રેજીમાં ઉતારનાર, અંગ્રેજી છંદશાસ્ત્ર ઉપર પ્રથમ ભાષ્ય રચનાર, અને પહેલો વેશ (masque) લખનાર ગૅસ્કોઈન ઘણું બધું કરી ગયો હોવા છતાં ઉત્તમ સર્જકની પ્રતિભા એ દાખવી શક્યો નથી. એના તરતના જ અનુગામીઓ એને આંબી જાય એવું એનું ભાગ્ય નિર્માયું હશે? (ક્રમશઃ)

*

# નેહરુત્તર મંથન

**હરિન શાહ**

[લેખક, વિવેચક અને પત્રકાર]

ખરી હકીકત એ છે કે જવાહરલાલ નેહરુના સ્વર્ગવાસ પછી કડવી હકીકત તરીકે પણ ચોખ્ખેચોખ્ખા સ્પષ્ટ થઈ ગએલા નેહરુત્તર ભારતનો વિચાર કરતાં લોકમન અંદરખાનેથી કંઇક વલોવાય છે.

નેહરુત્તર હિંદના પ્રયાણની વાત વિચારતાં પ્રશ્નાર્થ મોટો બની જાય તો અર્ધી સદીની પતાકા ફરકાવનારા ને હમણાં જ વિરમેલા જવાહરલાલ નેહરુના પ્રચુર પ્રદાનવાળા જાહેરજીવન પ્રત્યે જાણ્યેઅજાણ્યે અવિવેક તો થઈ નહિ જતો હોય ને! શું માણસના ખોળિયા જેટલું જ ક્ષણભંગુર નેહરુનું જીવનકાર્ય હોઈ શકે કે પૂછવું પડે કે નેહરુ પછીના આ દેશનાં પ્રયાણ કેવાં હશે?

લોક-મનના આ અસ્ફુટ મૂંઝારા ઉપરાંત બેએક બીજા પણ અંતરાયો છે. જવાહરલાલ વગરની મુસાફરીનો નકશો દોરવા જતાં, પહેલો જ એ વાંધો આવે છે કે આપણી હારોહાર જ જીવેલા જવાહરલાલ નેહરુ આપણી બધાની આંખોમાં એટલા બધા ભરેલા છે કે જવાહરલાલ નેહરુ વગર હવે એમની મનમાં આકૃતિ દોરવામાં પણ જરા દોઢ-ડહાપણું લાગે. જવાહરલાલ પછીનો વિચાર કરવામાં એ એક કામચલાઉ હરકત અત્યારે છે.

નેહરુના અવસાનનો ઘા પણ હજુ તાજો જ છે ને પૂરા મહિનાનો પણ થયો નથી. જવાહરલાલ પછીનો ઊંડો વિચાર કરવા જેટલું તાબડતોબ લોક-મન કામે ચડી ન શકે.

આ બન્ને કારણો ઉપરાંત એક વિશેષ વજન નાખનારો મુદ્દો પણ છે. જવાહરલાલ નેહરુ જતાં હવે શું થશે એવો તાત્કાલિકતાભર્યો એક ઉચાટ પણ અંદરથી ઊભરાઈ રહ્યો છે. પંડિતજી ચાલ્યા જતાં કંઈક થશે, શું થશે તેનો સ્વાભાવિક વિચાર-વમળ નેહરુ વગરના માર્ગની ઝાંખી કરવાનું બહુ અનુકૂળ બનાવતો નથી.

અને છતાં યે દેશનો તૂટેલો તાર ફરી સાંધ્યા વગર તો ચાલવાનું નથી જ. નેહરુત્તર ભારત એ એક સિદ્ધ હકીકત હવે છે અને કોઈ દેશ કે તેના પ્રશ્નો કયારેય રજા પર ઊતરી જઈ શકતા નથી જ, હડતાલ પાડી શકતા નથી. જવાહરલાલનું પ્રચુર જાહેરજીવન જે ઉદ્યમથી મઢાયેલું હતું તેની વિશેષતાઓ વિશિષ્ટ પ્રશ્ન નાખનારી બની જાય તે શકય છે. જવાહરલાલ નેહરુ જેવો નરવો ને નમણો સામાજિક અને આર્થિક વિકાસ હવે કોણ કરાવશે? જવાહરલાલ જેટલો કસ તળપદા સમાજવાદમાં કોણ પૂરી શકશે? જવાહરલાલ નેહરુ જેવું વિશ્વશાંતિનું માનદ્ રખવાળું કોનાથી હવે આ દેશમાં થઈ શકશે? ખાંડાની ધાર જેવી વિકટ વિદેશ-નીતિ હવે કોણ સંભાળી શકશે? આવા પ્રશ્નાત્મક પડછંદા ઊઠવાના જ છે. પરંતુ મારી દૃષ્ટિએ આ બધા મહત્ત્વના પ્રશ્નોથી યે લાખગણો વધારે કિંમતી સવાલ એ છે કે આ દેશમાં જવાહરલાલ નેહરુ પછી લોકશાહીની અટપટી, ઘણી વાર ઉશ્કેરણીભરી, ગૂઢ અને લગભગ અકળ કળાને હવે કેવી રીતે અને કોને હાથે ખીલવાનું રહેશે? કેબિનેટો રચાશે, બજેટ ઘરાશે, પાર્લમેન્ટ પણ ચલાવાશે અને રાજ પણ થશે. પરંતુ જવાહરલાલ નેહરુના ઘૂંટાએલા વ્યક્તિત્વમાં જે કેટલીક વિરલતાઓ હતી તેનો હવાલો હવે કોણ અને કેટલો આપી શકશે તે મુદ્દો કદાચ બીજા બધાયે પ્રશ્નો કરતાં ભારતનાભાવિ માટે સૌથીવધારેનિર્ણયાત્મક નીવડવાનો છે.

જવાહરલાલ નેહરુના જવાથી એક મોટો ઘા એ પડયો છે કે ગાંધીજીની કુદરતી આગેવાની અને સ્વયંભૂ લોકનેતા તરીકેની પરંપરા તૂટી છે. એ સાંકળમાંથી કોઈ મણકો હવે નેહરુ પછી બાકી રહ્યો નથી. આમજનતાનાં એ લોહ ઉછાળી શકે, મને કમને પણ નરમગરમ કામ ને નીતિ લોકોને ગળે ઉતારી શકે એવું નેહરુ જેવું વ્યક્તિત્વ ખીલવું હવે દુર્લભ હશે.

જવાહરલાલ નેહરુના કદી નહિ સુકાએલા વ્યક્તિત્વની એક બીજી ખૂબી એ હતી કે કૉંગ્રેસ પક્ષના નેતા છતાં વધારે તેઓ રાષ્ટ્રના કર્ણધાર થઈ શકયા હતા. સરકારના વડા હોવા છતાં દેશના મોવડી તરીકે બરાબર ઝળહળ્યા હતા. એટલે જ તો પાર્લમેન્ટરી લોકશાહીમાં જે પરિસ્થિતિને આવકાર નથી મળતો તેની કૉંગ્રેસના એક પક્ષ તરીકેના વડા અને સરકારના પણ વડા તરીકેની બેવડી મુદ્રાઓને નેહરુ દંશ વગર પોતાના વ્યક્તિત્વમાં વણી લઈ શકયા હતા. સત્તાધારી પક્ષની સંસ્થાકીય પાંખ અને વહીવટી પાંખ વચ્ચેના ઘર્ષણે સત્તા માટેના ગજગ્રાહનું સ્વરૂપ વ્યાપક રીતે લીધું હતું; પરંતુ સંસ્થાના અને સરકારના બન્નેના એકી સાથે વડા તરીકે જવાહરલાલ નેહરુનું જે સ્થાન હતું તેને આંચ આવી નહોતી. બીજાને માટે બે ઘોડે ચડવા જેવી વાત જે પુરવાર થઈ હોતા અથવા જેમાંથી સરમુખત્યારશાહીનો ખટકો ચોક્કસ ઊભો થયો હોત તેને જવાહરલાલ અરસપરસ પૂરકબળ બનાવી શકયા હતા. સામાન્ય રીતે લોકશાહીમાં એ અખતરામાં ખતરો રહેતો હોય છે અને પાર્ટી એ જ સરકાર અને સરકાર એટલે પાર્ટીનો દાસ એમ બની શકતું હોય છે. જવાહરલાલ નેહરુ જતાં, લોકશાહી છેડાય નહિ અને છતાં પાર્ટી અને સરકાર બન્નેને એકી સાથે નેતૃત્વ આપવાનું ગજું કે તેની પહોંચ દેખાશે કે નહિ તે મહત્ત્વનો સવાલ છે.

જવાહરલાલ નેહરુના રાજદ્વારી વ્યક્તિત્વમાં નરવાઈ અને નમણાશ એવી હતી કે કડક ડાબેરીઓને નેહરુ જમણેરી લાગતા અને કડક જમણેરીઓને નેહરુ ડાબેરી દેખાતા. પરિણામે નેહરુના વ્યક્તિત્વમાં બધું સરભર થઈ જતું અને ઓછામાં ઓછા ઉચાટ સાથે આકરામાં આકરી કેટલીક વાતોની પણ ઘડ પડી જતી.

જવાહરલાલ નેહરુની લોકશાહીનો આ કસબ એમનાં કૉંગ્રેસ પક્ષની અંદરના ભાતભાતનાં માણસોને તો સાથે રાખી શકતો હતો પરંતુ તે ઉપરાંત કૉંગ્રેસ સિવાયના બીજા રાજદ્વારી પક્ષો—"વિરોધ પક્ષો"-ના અંતરમન પર પણ નેહરુની અસરકારક પકડ ઊભી કરતો હતો. નેહરુના બૌદ્ધિક જીવનનું એ એક લક્ષણ હતું કે જવાહરલાલ નેહરુના કડક ટીકાકાર જવાહરલાલ નેહરુ પોતે જ ઘણી વાર નીકળતા. જવાહરલાલ નેહરુ એક રીતે જોતાં, કૉંગ્રેસ ઉપરાંત વિરોધપક્ષોના પણ જાણે કે માનદ્ નેતા હતા. કૉંગ્રેસને હરીફ રાજદ્વારી પક્ષને ભૂલી જઈને વિરોધપક્ષોને જે ઘણી વાર કહેવાનું હતું તે વિરોધ પક્ષો કરતાં જવાહરલાલ નેહરુ વધારે સારી રીતે કહી શકતા હતા. નેહરુની આ કળને કારણે હિંદમાં લોકશાહીનો કપરો ઉગમકાળ હતો અને ત્યારે હોંસાતોંસી વધારે

સ્વાભાવિક હતી તેમ છતાં, દેશનું વહાણ હેમખેમ આગળ ચાલતું રહ્યું હતું. વિરોધપક્ષોને પાર્લમેન્ટ કે ધારાસભાઓની મહત્ત્વની કમિટીઓમાં પણ લીધા નહિ એવા અનાદર છતાં નેહરુ પ્રત્યેનું વિરોધપક્ષોનું મમત્વ ઘટ્યું નહોતું.

જવાહરલાલ નેહરુ જતાં કૉંગ્રેસને ખોટ પડી છે તેના કરતાં કદાચ વિરોધપક્ષોને વધારે મોટી ખોટ પડી છે. કારણ કે સૌથી મોટી ખોટ લોકશાહીને પડી છે. વિરોધપક્ષોનાં પરિયાણ હવે કેવાં હશે અને કૉંગ્રેસના શઢ કઈ દિશામાં હવે ખેંચાશે એ નેહરુત્તર વ્યવસ્થાના મહત્ત્વના સવાલો છે.

જવાહરલાલ નેહરુ જુદી રીતે મૂલવાશે. પરંતુ જો બધા મુદ્દાઓના પ્રાણરૂપ પ્રશ્ન લોકશાહીની ખિલવણીનો હોય તો નેહરુત્તર ભારતનો આકરામાં આકરો પ્રશ્નાર્થ પણ રાષ્ટ્રપિતા ગાંધીજી પછી ભારતની લોકશાહીના પિતા તરીકે નેહરુના જવાથી જે ખાધ પડી છે તે જ હશે.

# નવનીત

## ગાંધીજી અને જવાહરલાલજી

### (મહાદેવભાઈ દેસાઈએ કરેલું મૂલ્યાંકન)

"જ્યારે બે વરસ ઉપર ગાંધીજી મહાસભાના પ્રત્યક્ષ કાર્યક્રમમાંથી નિવૃત્ત થયા ત્યારે નિવૃત્ત થવાનાં કારણોમાં એક કારણ તો એ હતું કે એમના અનુયાયી કહેવડાવનારાઓમાં ઘણા વિચાર કર્યા વિના એમનું માની લે છે, એમની સાથે ઝઘડતા નથી; મને લાગે છે કે ગાંધીજીના વિચાર અને ગાંધીજીની ફિલસૂફી સમજવામાં પંડિત જવાહરલાલે પોતાની ટીકાથી અમોલો ફાળો આપ્યો છે. એમાં દેશની જ નહીં પણ 'ગાંધીવાદ' જેવી કોઈ વસ્તુ હોય તો 'ગાંધીવાદ'ની પણ સેવા જ થઈ છે. એ ટીકા તો ઘણાય કરે છે એ કોણ નથી જાણતું? પણ તે ટીકા આટલા ભાવથી, ધગશથી અને નિખાલસતાથી કરવાની બીજા કોઈની શક્તિ નથી એ સ્પષ્ટ છે. અને ગાંધીજીની અમોલી વસ્તુઓ એમ ટીકાની ટક્કરથી તૂટી પડે એવી કાચી ઈમારતો છે કે? જો હોય તો તૂટવી જ જોઈએ; જો એમાં કશું નક્કર હશે, કશો પ્રાણ હશે તો તે એ ટીકામાંથી વધારે બળ અને પોષણ મેળવશે. ગાંધીજીએ પોતે આ વસ્તુ પોતાના એક તાજા લેખમાં સરસ રીતે મૂકી હતી: "સારું છે કે પંડિત જવાહરલાલ ખાદીમાં માનનારા છે. પણ ધારો કે વધારે અભ્યાસ પછી ખાદીનો છચોક વિરોધ કરવાની એમને ફરજ લાગે તો શું ખાદીભક્તો માથે હાથ દઈને બેસશે? મને આશા છે કે ખાદી અને તેની શક્તિ વિષેના સોળ સોળ વર્ષના અનુભવ પછી આજે એવા ખાદીભક્તો પડ્યા છે કે જેમની ખાદી વિષેની શ્રદ્ધા તેની ખૂબીના જ્ઞાનપૂર્વક છે. પણ જો એ શ્રદ્ધા એ લોકોએ મારી પાસેથી ઉછીની લીધેલી હશે, તો તો એક પ્રસિદ્ધ વૃત્તવિવેચકે જે ભવિષ્ય ભાખ્યું હતું તે સાચું પડશે કે, મારા મરવાની સાથે ખાદી પણ મરશે, અને મારો અગ્નિદાહ કરવાને માટે ચૂરા થયેલાં રેંટિયાનાં લાકડાં ઠીક કામ આવશે." આ ઉતારામાં 'ખાદી'ને બદલે મૂકો શબ્દ 'અહિંસા', 'સત્યાગ્રહ' કે ગાંધીજીને અમોલી એવી ગમે તે વસ્તુ: એની વિરુદ્ધ થતી ટીકા પરત્વે એ વસ્તુઓના ભક્તોની જે સાચી વૃત્તિ રહેવી જોઈએ એ સરસ રીતે આ ઉદ્‌ગારોમાં આલેખાઈ છે. અને જવાહરલાલ તો કોઈ પારકા ટીકાકાર નથી. આપણા પોતીકા ટીકાકાર છે......

૧૫ વર્ષની લડત પછી આપણામાંના ઘણા, ૪૬ વર્ષની ઉંમરે તો, થાકીને લોથ થયાની લાગણી અનુભવતા હોઈશું, આપણામાંના ઘણાખરા વિકાસનો અનુભવ જ ખોઈ બેઠા હોઈશું, નિત્ય નવીન વિકાસનો અનુભવ કરી રહેલા એવા, હું તો બીજા એકલા ગાંધીજીને જ જાણું છું. અને સાચે જ જગતમાં આમ સતત વિકાસનો અનુભવ કરનાર વ્યક્તિઓ વિરલ છે. આ પુસ્તકમાં એ વિરલ વીરજીવનની કથા છે; યુવાવસ્થાથી જ વૈભવમાત્રને ફગાવી રણમાં ઝૂઝનાર અનેક આઘાતોથી માથું લોહિયાળ થયા છતાં માથું અણનમ રાખનાર, બલકે માથું હાથમાં લઈને ઝૂઝનાર યોદ્ધાના જીવનની કથા છે. આ ભરચક જીવન તો હજી અર્ધું થયું. એને પરિણામે એઓ શાંતિથી ઉચ્ચારી શકે છે: "જીવનન એક અત્યંત રસમય સાહસરૂપે હું વધારે ને વધારે જોતો થયો છું, એમાં ઘણુંયે શીખવાનું છે, ઘણુંયે કરવાનું છે." આ

જીવનમાંથી ઉત્સાહ, કાર્યનિષ્ઠા અને આત્મબલિદાનની પ્રેરણા કોને મળ્યા વિના રહે?......

...અને લાઠીમારના અનુભવના સુસ્મરણીય ૨૫મા પ્રકરણમાં તેમણે આપેલો ચિતાર કોણ ભૂલશે? "પછી એકાએક મેં જોયું કે રસ્તાની વચ્ચે હું એકલો જ ઊભો છું, અને મારા સ્થાનથી થોડા જ અંતર ઉપર બધી દિશામાં સ્વયંસેવકોને મારીને ભોંયભેગા કરતા પોલીસો દેખાતા હતા. યંત્રવત્, તરત જ નજરે ન ચડી જાઉં તે માટે, હું આસ્તેથી રસ્તાની બાજુ પર જવાનું મન કરતો હતો, પણ વળી હું થોભ્યો અને મારા મનની સાથે દલીલ કરી; અને છેવટે નિશ્ચય કર્યો કે આમ ખસી જવું એ મારે માટે શોભાસ્પદ નથી. આ બધા માનસિક વ્યાપારો થોડીક જ ક્ષણ ચાલ્યા હશે, પરંતુ બે લાગણીનું મને સ્પષ્ટ સ્મરણ છેઃ એક તો તે અવસરે મારા હૃદયમાં ચાલેલું મંથન; અને મારે સ્થાને અડગ રહેવાનો મારો નિશ્ચય–મારું નામર્દના જેવું વર્તન ન સાંખી શકનાર અભિમાનજનિત નિશ્ચય. આમ છતાં શૌર્ય અને કાયરતા-ની વચ્ચેની મર્યાદાની રેખા બહુ જ સૂક્ષ્મ હતી, અને હું કદાચ મર્દને બદલે નામર્દ પણ બની ગયો હોત... આ વખતનો માર ભયાનક હતો. આગલી સાંજે હું જે સાફ દૃષ્ટિ અને સ્થિર મગજ રાખી શક્યો હતો તે હું જાળવી ન શક્યો. લાઠીના ફટકાઓથી હું અરધો અંધ જેવો બની ગયો અને વચ્ચે વચ્ચે મૂઢ રોષથી મારું હૃદય વ્યાકુળ થઈ જતું હતું, અને સામો પ્રહાર કરવાની મારી ઇચ્છા ઊભરાઈ આવતી. સામે ઊભેલા પોલીસ અધિકારીને તેના ઘોડા પરથી ખેંચી પાડીને તેના પર જાતે જ સવારી કરવા ચાહું તો સહેલાઈથી કરી શકું એમ છું, એવો પણ ખ્યાલ મને આવ્યો; પરંતુ લાંબા સમયના ઘડતર ને તાલીમ આખરે વિજયી નીવડ્યાં, અને એકાદ ફટકાથી મારું માથું બચાવવાને માટે હાથ ઉઠાવ્યો હશે તે સિવાય મેં એક હાથ સરખો ન ઉગામ્યો."......

વિલાયત અભ્યાસને માટે પંડિતજી ગયા તેના પહેલાં એમને આપણા દેશમાં થોડાં વર્ષ વધારે ગાળવાનાં મળ્યાં હોત, અને આપણા દેશની વિપુલ આધ્યાત્મિક અને ધાર્મિક સમૃદ્ધિ અવલોકવાની અને તે વાતાવરણ પોતામાં ઉતારવાની તક મળી હોત તો કેવું સારું થાત! દેશના એમના અગાધ પ્રેમ સાથે આટલી સામગ્રી ભળત તો સોનામાં સુગંધ ઉમેરાત. પણ એમને તો ઘણી વાર લાગે છે કે મારા પોતાના જ દેશમાં હું પરાયો છું. એમના પુસ્તકમાં પાશ્ચાત્ય લેખકોમાંથી ભરપૂર અવતરણો છે, પણ આપણા દેશના વિપુલ સાહિત્યની છાપ નથી જણાતી. અનેક પેઢીઓથી બ્રાહ્મણોનું લોહી એમના રુધિરમાં વહે છે, એમ પોતે કહે છે. એટલે જ કદાચિત એમણે અપાર ત્યાગ દાખવ્યો હશે, અને શુદ્ધ કર્મયોગી બન્યા હશે, પણ કર્મયોગની ભાષા વાપરતાં વાપરતાં પણ ગીતાજીનો પરિચિત શ્લોક એમની કલમે નથી ચડતો પણ યહૂદી શાસ્ત્ર તાલમુદ કલમે ચડે છે......

પંડિતજીના સમૃદ્ધ વ્યક્તિત્વમાં અનેક પરસ્પર વિરોધી તત્ત્વો ભળ્યાં છે—શ્રદ્ધા અને શંકા, નિશ્ચય અને અનિશ્ચય, ધર્મ અને ધર્મ વિષે અસહિષ્ણુતા. રાતદિવસની અપરંપાર પ્રવૃત્તિથી ભરેલું અને વેદના અને દુઃખોથી ભરેલું જીવન એથી બીજું ન હોઈ શકે. લડતની દરેક મજલે તેઓ અટકે છે અને પૂછે છેઃ 'આ બધું શા અર્થે? આપણે ક્યાં જઈ રહ્યા છીએ?' 'આ બધું શા અર્થે?' અને છતાં શ્રદ્ધાનો હીરો એમની જીવનકથાને એક પાને અજબ રીતે ચળકી રહ્યો છેઃ "પ્રગતિ, ધ્યેય, આદર્શો, માનવજાતિની ભલાઈ અને માનવજાતિનું અંતિમ લક્ષ્ય, એ બધાં વિષેની શ્રદ્ધા એ શું ઈશ્વરશ્રદ્ધાની બહુ નિકટ આવતી નથી? પણ બુદ્ધિ અને તર્કશાસ્ત્રની મદદથી તેનું સમર્થન કરવા જઈએ તો તુરત મુશ્કેલીઓ ઊભી થાય છે. પણ આપણા-માં કંઈક એવું રહ્યું છે ખરું કે જે આશા અને શ્રદ્ધાને વળગે છે; કારણ તેના વિના જીવન લીલી છાંયડી વિનાનું રણ બની જાય છે."......

'ગાંધીજી અને જવાહરલાલ વચ્ચે કશું સામ્ય છે કે?' એવો પ્રશ્ન મને એક અમેરિકન છાપાવાળીએ કાંઈક કટાક્ષમાં પૂછ્યો હતો. મેં તેને કહેલુંઃ 'હા; સત્યને માટેની ધગશ અને પ્રખર દેશભક્તિ ને તેને લઈને સર્વસ્વનો ત્યાગ કરવાની શક્તિ.' આટલા સામ્યમાં ઉપરના દેખીતા ભેદો તો લુપ્ત થઈ જાય એવા છે. પણ બીજું સામ્ય તો મને તે વેળા કહેવાનું સૂઝ્યુ નહીં. પ્રતિક્ષણ વિકાસનો ગુણ પણ બંનેનો સરખો છે, બંનેને એકબીજા પ્રત્યે સરખો પ્રેમ છે; બન્ને કર્મયોગી છે. એટલે એમની વચ્ચે થોડા ભેદો રુચિ અને સ્વભાવના વૈચિત્ર્યને લીધે હોય તોયે તેમાં દેશનું કુશળ છે."

*

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

'સત્યાગ્રહ સત્તા મેળવવાને માટે હોય જ નહીં, સત્તાને શુદ્ધ રાખવાને માટે, સત્તાનો સદુપયોગ કરાવવા માટે હો
આપણે આજ સુધી જેટલે અંશે સત્તા મેળવવા સત્યાગ્રહ કર્યો છે તેટલે અંશે ભૂલ્યા છીએ અને એ ભૂલ સુધાર
જોઈએ. એમાં કશું પ્રાયશ્ચિત કરવાપણું નથી. કારણ એ તો માત્ર એક હથિયારનો જે કામ માટે ઉપયોગ ન
તે કામને માટે ઉપયોગ કર્યો. એ કરતા અટકીએ એટલે બસ. અહિંસાનો ઉપયોગ હિંસાને માટે ન જ થાય. સત્યા
અમુક વસ્તુ ઉપર કેન્દ્રિત કરવો જોઈએ એટલે સત્તા મેળવવા ઉપર નહીં, પણ તે તે વસ્તુ સિદ્ધ કરવા માટે હોય.
વસ્તુ અગિયાર હોય કે અગિયાર સો હોય. એ વસ્તુ ચાલુ તંત્રમાં જ સિદ્ધ કરતા જઈએ. એની સામે નબળું તંત્ર ટકી
શકે, એ તૂટી જ પડે, એટલે તંત્રનો આપોઆપ સુધારો થાય, છતાં તંત્રમાં સત્તાની વાત આવે ત્યારે આપણે આઘા રહી
તેન ત્યક્તેન ભુંજીથાઃ । આપણે મત આપીએ, મત આપવા જેટલી સત્તા ભલે વાપરીએ, પણ તે પણ રામ અને રાવણની ચૂંટણી
રામની ચૂંટણી કરવા માટે. જોકે રામ પણ જેટલે અંશે સત્તા ચલાવશે તેટલે અંશે હિંસા તો કરશે જ. આપણું તો એક સત
ગ્રહદળ હોય, જે સત્તાને સરખી કરવાને માટે જ જીવતું હોય, જેને સત્તા લેવાનો વિચાર સરખો ન હોય.' ગાંધી

['મહાદેવભાઈની ડાયરી', પુસ્તક ત્રીજું. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, સને ૧૯૪૯, પૃ. ૩


વર્ષ ૩
અંક ૧૨
જુલાઈ · ૧૯૬૪
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૩ : અંક ૧૨
જુલાઈ
૧૯૬૪

## અનુક્રમ



*

## અભ્યાસ

અનેક મુશ્કેલીઓ વચ્ચે, છતાં શ્રદ્ધાપૂર્વક, અભ્યાસની મજલ ચાલુ રાખી છે.

ઑગસ્ટ ૧૯૬૪થી 'અભ્યાસ' ચોથા વર્ષમાં પ્રવેશે છે. નવા (ચોથા) વર્ષથી 'અભ્યાસ'નું વાર્ષિક લવાજમ રૂ. ૧૦/– અને છમાસિક રૂ. ૬/– છે.

સર્વશ્રી જયદેવ મો. શુક્લ, વિ. સ. વણીકર અને ન. ઉ. રાજગુરુનાં 'અભ્યાસ પુષ્પો' ૪, ૫, ૬, અનુક્રમે

| | |
|---|---|
| ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા | કિં. રૂ. ૪–૫૦ |
| સામાન્ય મનોવિજ્ઞાન | કિં. રૂ. ૨–૫૦ |
| ભારતીય અર્થકારણની રૂપરેખા | કિં. રૂ. ૪–૦૦ |

શીર્ષક હેઠળ પ્રસિદ્ધ થયાં છે. બહારગામથી આ પુષ્પો મંગાવનાર મિત્રો જરૂરી ટપાલખર્ચની અલાયદી રકમ મોકલે એવી વિનંતી છે. લવાજમ તથા 'અભ્યાસ પુષ્પ'ની રકમ મનીઑર્ડરથી–સંપાદક, 'અભ્યાસ', પ્રગતિ, ૧૫, મહારાષ્ટ્ર સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવી.

*

* વાર્ષિક લવાજમ રૂપિયા દસ, છમાસિક રૂપિયા છ.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'અભ્યાસ'ના પહેલા, બીજા તથા ત્રીજા વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ ઉપલબ્ધ છે. દરેક સેટની કિંમત બાર રૂપિયા. (સેટ દીઠ ટપાલખર્ચના રૂપિયા બે અલગ)

*

મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

એ. જી. ભટ્ટ
[સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]



नादानुसंधान नमोऽस्तु तुभ्यं त्वां साधनं तत्त्वपदस्य जाने।
भवत्प्रसादात्पवनेन साकं विलीयते विष्णुपदे मनो मे॥

—योगतारावली। श्लो. ४॥

**ભાવાર્થ:** હે નાદાનુસંધાન! હું તને વંદન કરું છું. હું તને બ્રહ્મસાક્ષાત્કારનું સાધન જાણું છું. તારા અનુગ્રહથી પ્રાણવાયુ સાથે મારું મન બ્રહ્મસ્વરૂપમાં વિલય પામે છે.

**નોંધ:** શંકરાચાર્યની યોગતારાવલીમાં ચિત્તનો બ્રહ્મસ્વરૂપમાં લય કરવા માટે 'નાદાનુસંધાન'ની પદ્ધતિનો અત્યંત આદર કર્યો છે. તેમાં દર્શાવ્યા પ્રમાણે પરમાત્મ–સ્વરૂપમાં મનનો લય કરવા માટે શ્રીમહેશ્વરે ઉપદેશેલી સવા લાખ પ્રકારની ધ્યાનની પદ્ધતિઓમાં નાદાનુસંધાનની પદ્ધતિ અત્યંત આદરણીય છે. નાદાનુસંધાનના ઉપાયથી ચિત્તનો નિરોધ સહેલાઈથી થતાં મનુષ્ય પરમાત્માનો સાક્ષાત્કાર કરી કૃતાર્થ બને છે. આત્મ-સ્વરૂપમાં પ્રતિષ્ઠિત થવા માટે દર્શાવેલા અનેક પ્રકારના ધ્યાનના પ્રકારોમાં નાદતત્ત્વના અનુસંધાનનો પ્રકાર અત્યંત પ્રશસ્ત છે અને યોગમાર્ગના પથિકને રાજમાર્ગ સમાન છે.

એક પ્રસિદ્ધ શ્લોકમાં નાદાનુસંધાનનો મહિમા વ્યક્ત કરતાં કહ્યું છે કે—

नासनं सिद्धसदृशं न कुम्भकसमं बलम्।
न खेचरीसमा मुद्रा न नादसदृशो लयः॥

સિદ્ધાસન સમાન આસન નથી, કેવળ કુંભક પ્રાણાયામ સમાન બળ નથી, ખેચરી મુદ્રા સમાન મુદ્રા નથી અને અનાહત નાદ સમાન લય નથી—ચિત્તનો લય કરનારું સાધન નથી.

નાદ બે પ્રકારના હોય છે—આહત નાદ અને અનાહત નાદ. આહત નાદ બે વસ્તુઓ અથડાવાથી થાય છે; દા. ત., નગારાનો દંડ સાથે સંયોગ થવાથી ઉત્પન્ન થતો નાદ અથવા બે હાથ વડે તાળી પાડતાં થતો નાદ. અનાહત નાદ આપોઆપ દેહમાં પ્રગટ થાય છે; તેમાં બે વસ્તુના સંયોગ કે આઘાતની જરૂર હોતી નથી. નાદના અભ્યાસ કરનાર સાધકને આ નાદનું શ્રવણ અંતરમાં થયા કરે છે. જ્યાં સુધી મન એકાગ્ર થતું નથી ત્યાં સુધી તે નાદનું શ્રવણ થતું નથી. પતંજલિએ દર્શાવેલી ચિત્તની ક્ષિપ્ત, વિક્ષિપ્ત અને મૂઢ દશામાં તેનું શ્રવણ થતું નથી; ચિત્ત એકાગ્ર થતાં તેનું શ્રવણ થવા લાગે છે. ચિત્તની નિરુદ્ધ અવસ્થા થતાં—અસંપ્રજ્ઞાત અથવા નિર્બીજ સમાધિની અવસ્થા પ્રગટતાં સાધકનું સ્વરૂપમાં અવસ્થાન થાય છે. આ સ્વરૂપ—સાક્ષાત્કારની અવસ્થા પ્રાપ્ત થતાં નાદશ્રવણ બંધ થઈ જાય છે.

યોગતારાવલીમાં અનાહત નાદની પ્રવૃત્તિ વિષે આ પ્રકારે કથન કર્યું છે—

सरेचपूरैरनिलस्य कुम्भे
सर्वासु नाडीषु विशोधितासु।
अनाहताख्यो बहुभिः प्रकारै—
रन्तः प्रवर्तेत सदा निनादः॥

રેચક અને પૂરક પ્રાણાયામ સહિત કુંભક વડે—પ્રાણવાયુને ઉદરમાં રોકવારૂપી પ્રાણાયામ વડે જ્યારે સર્વે નાડીઓ શુદ્ધ થાય છે ત્યારે અંતરમાં અનાહત નામનો નાદ અનેક પ્રકારે પ્રવૃત્ત થાય છે. નાડીશુદ્ધિ થતાં હૃદયમાં અનાહત કમળમાંથી અનાહત નાદ સદૈવ આપોઆપ ઉદય થાય છે.

હઠયોગના ગ્રંથોમાં અનાહત નાદના શ્રવણની જે પ્રક્રિયા જણાવી છે તે ધ્યાનમાં રાખવા જેવી છે. બન્ને કાનનાં છિદ્રોને અંગુલિ વડે બંધ કરીને છે જે ધ્વનિ

સંભળાય છે તે સાંભળવાનો યત્ન કરવો જોઇએ. કાનને બંધ કરીને જે નાદ સંભળાય છે તે નાદ સાંભળવાનો યત્ન કરતાં કરતાં તેમાં એકાગ્ર થવાય છે. આ પ્રકારનો અભ્યાસ વધતાં અનેક પ્રકારના ધ્વનિ સંભળાવા લાગે છે. પ્રારંભમાં સમુદ્ર, મેઘ, ભેરી વગેરેના ધ્વનિ, તે પછી શંખ, ઘંટ વગેરેના ધ્વનિ; અને અંતે વાંસળી, વીણા ને ભ્રમરના જેવા ધ્વનિ સંભળાવા લાગે છે. આ પ્રકારના નાદને ગ્રહણ કરવામાં પરોવાયેલું મન બહારના વિષયોની આકાંક્ષા રાખતું નથી, કેમકે નાદબિન્દૂપનિષદમાં દર્શાવ્યા પ્રમાણે 'नादासक्तं सदा चित्तं विषयान्न हि काङ्क्षति।' હઠયોગ-પ્રદીપિકામાં દર્શાવ્યા પ્રમાણે–

मनोन्मत्तगजेन्द्रस्य विषयोद्यानचारिणः।
नियन्त्रणे समर्थोऽयं निनादनिशिताङ्कुशः॥

અનેક પ્રકારના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધરૂપી વિષયોના ઉદ્યાનમાં ફરવાને ટેવાયેલા મનરૂપી ઉન્મત્ત હાથીને તેમાંથી પાછો વાળી તેનું નિયંત્રણ કરવા માટે નાદરૂપી તીક્ષ્ણ અંકુશ શક્તિમાન છે.

તેમાં દર્શાવ્યું છે કે નાદ ચિત્તરૂપી મૃગનું બંધન કરવાની જાળ છે અને તે મૃગને મારવા માટે તે શિકારીનું પણ કાર્ય કરે છે.

મનનો જ્યાં સુધી લય થતો નથી ત્યાં સુધી મોક્ષ થતો નથી. આથી તેમાં જણાવ્યું છે કે–

काष्ठे प्रवर्तितो वह्निः काष्ठेन सह शाम्यति।
नादे प्रवर्तितं चित्तं नादेन सह लीयते॥

જેમ લાકડામાં પ્રગટેલો અગ્નિ લાકડું બળી જતાં તેની સાથે શમન–વિલય પામે છે તેમ નાદમાં સંલગ્ન થયેલું મન નાદની સાથે જ શમન–લય પામે છે.

નાદાનુસંધાનના સાધકે ચિત્તને સાધનાના સમયમાં ઉદય પામતા મુરલી વગેરેના અત્યંત શ્રુતિમનોહર શબ્દના શ્રવણમાં મોહિત થઈ ડૂબી જવા દેવું જોઇએ નહીં, કેમકે તેમ થતાં તેની પ્રગતિ અટકી જવાનો સંભવ છે. અનેક પ્રકારના જે ધ્વનિઓ સંભળાય છે તે વાસ્તવિક અનાહત નાદ નથી. તે બધાને શ્રવણ કરતાં કરતાં ઈશ્વરના અનુગ્રહથી અનાહત નાદનું શ્રવણ થાય છે. સાધકને નાદશ્રવણની પ્રક્રિયામાં પ્રગતિ કરતાં 'સોઽહં'–'હંસઃ' એવો નાદ અને તે પછી પ્રણવનો ધ્વનિ સંભળાય છે અને અંતે જ્યોતિનાં દર્શન થઈ આત્મસાક્ષાત્કાર થાય છે.

અનેક પ્રકારના જે શ્રુતિમનોહર શબ્દો સંભળાય છે તે સાધકની ચિત્તશુદ્ધિ વગેરે કરી તેને ધ્યેયસિદ્ધિને માર્ગે પ્રગતિ કરાવે છે અને જો સાધક પ્રસન્નતાપૂર્વક નિરંતર નાદશ્રવણની પ્રક્રિયા ચાલુ રાખે છે તો તેને અવશ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. નાદાનુસંધાનનો અભ્યાસ કરનાર સાધકનો પ્રાણ સુષુમ્ણામાં પ્રવેશ કરતાં અનાહત નાદનો ઉદય થવા લાગે છે અને અંતે કુંડલિની જાગી ઊઠતાં આત્મસાક્ષાત્કાર થાય છે.

જેમ કાન બંધ કરીને સંભળાતા નાદનું શ્રવણ કરવાની પદ્ધતિથી અનાહત નાદનું અનુસંધાન થાય છે તેમ એક આસન પર સીધા અને સ્થિર બેસીને દરરોજ નાભિસ્થાનમાં દૃષ્ટિ અને મન કેન્દ્રિત કરવાના પ્રયોગથી પણ ધીમે ધીમે જુદા જુદા પ્રકારના નાદનું શ્રવણ થવા લાગે છે અને અંતે અનાહત નાદનું શ્રવણ થઈ જ્યોતિનું દર્શન થાય છે અને મનનો વિલય થઈ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. મનનો લય કરવા માટે નાદાનુસંધાનની પ્રક્રિયા જેવી બીજી સરળ પ્રક્રિયા નથી પણ યોગમાર્ગમાં પ્રગતિ કરી ધ્યેય સિદ્ધ કરવાની ઇચ્છા રાખતો સાધક તેને કંટાળ્યા વિના નિયમપૂર્વક આસ્તિક ભાવે ચાલુ રાખે તો ઈશ્વરનો અનુગ્રહ પામી આ માર્ગમાં તે સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

આ વિષયના અનુસંધાનમાં જ અજપા ગાયત્રી વિષે ઉલ્લેખ કરવા જેવો છે. ગોરક્ષપદ્ધતિમાં દર્શાવ્યા પ્રમાણે જીવ 'હંસઃ'–એ મંત્રનો જપ નિત્ય કર્યા કરે છે. નાસિકામાંથી શ્વાસ બહાર નીકળે છે ત્યારે 'હં' એવું સ્વાભાવિક ઉચ્ચારણ થાય છે અને શ્વાસ અંદર લેવામાં આવતાં 'સઃ' એવું ઉચ્ચારણ થયા કરે છે. આ પ્રકારે સૂર્યોદયથી આરંભીને સૂર્યાસ્ત થતા સુધી આ મંત્રના ૨૧,૬૦૦ જપ જીવ દ્વારા સ્વતઃ થયા કરે છે. આ 'હંસઃ' એ મંત્રને જ અજપા ગાયત્રી કહેવામાં આવે છે. આ મંત્રનું ધ્યાન કરનાર સાધકના ચિત્તનો શીઘ્ર નિરોધ થાય છે અને સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. 'હંસઃ'-એ મંત્રનો જપ વાણીથી ન કરતાં જ્યારે નાસિકામાંથી પ્રાણવાયુ બહાર નીકળે ત્યારે 'હં'ની ભાવના અને તે નાસિકાપુટમાં પ્રવેશ કરે ત્યારે 'સઃ'ની ભાવના કરવાથી ('સઃ'નું ધ્યાન કરવાથી) સાધકના ચિત્તનું શોધન થાય છે, સ્વરૂપજ્ઞાન પ્રગટે છે અને તે કૃતાર્થ થાય છે.

*

# રોજનીશીમાંથી

ગણેશ વાસુદેવ માવળંકર

## તા. ૧૫ ડિસેંબર ૧૯૪૭, સોમવાર

સવારે નિત્યવિધિ. સાત કાગળો. શેઠ રતિલાલ નાથાલાલ અને શેઠ રમણભાઈ મિલઓનર્સ તરફથી મને અપાનારી પાર્ટીની બાબતમાં મળવા આવ્યા હતા. ગુજરાત વિશ્વવિદ્યાલય વિષે મહાત્મા ગાંધી સાથે કરેલી ચર્ચા વિષેની નોંધ લખવાનું શરૂ કર્યું. કામ ઠીક ઠીક લાંબું છે. પછી વાળ કપાવ્યા. અમેરિકાથી હમણાં જ આવેલા સ્વામી જ્ઞાનાનંદજી સાથે વાતચીત. આ સજ્જન મોટા વૈજ્ઞાનિક છે. સંન્યાસ લીધો છે પણ વૈજ્ઞાનિક સંશોધન દ્વારા ઈશ્વરપ્રાપ્તિ એ એમનું ધ્યેય છે.

૧૧ થી ૧૨ મસ્કતી કાપડ મારકીટના લોકો મળવા આવ્યા હતા. Quota Holdersને સરકાર દોઢ ટકો દલાલી આપશે એ પૂરતી નથી તેથી સરકાર સાથે અસહકાર કરવો એવો વિચાર છે એ અંગે આવ્યા હતા. મેં લાગતાવળગતાં પાસાંઓ કહ્યાં, અને તમારી શક્તિ જોઈને જે કરવાનું તે કરજો એમ કહ્યું. તમારી વાત ન્યાયી હોય તો સરકાર આપણી છે તે માટે ઝઘડો કરવો નહિ એવું નથી એમ પણ કહ્યું.

ભોજન બાદ બપોરે શ્રી મણિભાઈનો (મ્યુનિસિપલ પ્રમુખ) ફોન હતો. તા. ૨૨ મીએ શ્રી તપાસે (પ્રાંતીય પ્રધાન)ની સાથે મને પણ મ્યુનિસિપલ પાર્ટી આપવાનો વિચાર છે એમાં આવશો કે? એવો સવાલ પૂછ્યો. મેં સંયુક્ત પાર્ટીને નકારી કાઢી. મને જો ઇન્ડીઅન પાર્લમેન્ટના સ્પીકર તરીકે પાર્ટી આપવાની હોય તો એક પ્રાંતીય પ્રધાનની જોડે બેસાડવો યોગ્ય નથી. એમાં પાર્લમેન્ટની શોભા રહેતી નથી. એટલે ઉત્તમ માર્ગ એ છે કે હું ઘરનો જ હોવાથી મને પાર્ટી આપવી નહિ, અને છતાં આપવી જ હોય તો તે સ્વતંત્રપણે હોવી ઘટે એમ મેં કહ્યું. પાછળથી એમણે મને સ્વતંત્રપણે પાર્ટી આપવાનું જણાવ્યું!

ગુજરાત વિશ્વવિદ્યાલય સમિતિના કામ અંગે ચિ. સૌ. ભારતી અને પુષ્કર આવ્યાં હતાં. બીજાં પરચૂરણ કામો. ચા વગેરે આટોપીને સૌ. વતી અને હું આશ્રમમાં જઈ આવ્યાં અને ત્યાંથી ભદ્રમાં જઈને ચિ. વસંતરાવ ધામણકર અને બીજા લોકોને જમવાનું (આવતી કાલે) નોતરું આપી આવ્યો.

રાત્રે ભોજન બાદ વાતોચીતો વગેરે.

## તા. ૧૬ ડિસેંબર ૧૯૪૭, મંગળવાર

સવારે ચાના સમયે શ્રી ચંદ્રકાન્ત ગાંધી અને રાજેન્દ્ર દેસાઈ આવ્યા હતા. મને આપવાની પાર્ટીની બાબતમાં Official કૉંગ્રેસ ઑફીસોનાં ક્ષુદ્ર માનસ વિશે એમણે વાત કરી. સંયુક્ત પાર્ટી (શ્રી તપાસે અને હું)નો વિરોધ કૉંગ્રેસ પક્ષમાંના મિત્રો કરવાના હતા. પણ શ્રી મણિભાઈ શાહે શરૂઆતમાં જ સ્વતંત્રપણે પાર્ટી આપવાની વાત જાહેર કરવાથી એ સવાલ ચર્ચામાં આવ્યો નહીં. શ્રી મણિભાઈ આ પ્રમાણે કેવી રીતે ઠેકાણે આવ્યા એનું આ ભાઈઓને આશ્ચર્ય થતું હતું. એટલે મેં એમને ગઈ કાલની ફોન પરની ચર્ચા કહી. એ પરથી એમને ખુલાસો થયો.

મજૂર મહાજનના શ્રી વસાવડા આવ્યા હતા. પોતાના કામમાં નવા લોકોની ભરતી કેવી રીતે થાય એ એમનો સવાલ છે. અમારી શિક્ષણસંસ્થાઓમાંથી પ્રયત્ન કરવો જોઈએ. અને હું એમને શક્ય તેટલો સહકાર આપીશ એમ મેં કહ્યું. શેઠ રમણલાલ લલ્લુભાઈ અને ઈન્દ્રવદન ઠાકોર આવ્યા હતા. વિમાનઘર પર મારું સ્વાગત કરવા માટે મ્યુનિસિપલ પ્રમુખ અને કૉંગ્રેસ-વાળાઓ આવ્યા નહોતા, સંયુક્ત પાર્ટીનો વિચાર કરતા હતા, વગેરે બાબતો શહેરમાં ચર્ચાનો વિષય બની હોવાનું કહેતા હતા.

ચિ. બાળની અને મારી વર્ષગાંઠ ઊજવવા અંગેની પૂજાવિધિ આજે કરી.

ભોજનોત્તર આરામ...... શ્રી હેબળે અને પી. સી. ભટ્ટ ગુજરાત ટ્રાન્સપોર્ટ કંપનીના કામ માટે આવ્યા હતા.

સાંજે કાંકરિયા પર શારીરિક રમતગમતની હરીફાઈઓ હેડમાસ્ટર્સ એસોસિયેશન તરફથી હતી, ત્યાં ગયો હતો. પ્રસંગને અનુરૂપ ભાષણ કર્યું. ત્યાંથી

ચિ. સૌ. ઇન્દુને લઈને ભદ્રમાં આવ્યો અને શ્રી કાકા સાહેબ કાલેલકરને મળવા માટે આશ્રમ ગયો.

ચિ. વસંતરાવ ધામણકર, બાળાસાહેબ, ઇન્દુ, કેશવ, અને માલુ એ બધાંને રાત્રે જમવા માટે બોલાવ્યાં હતાં.

## તા. ૧૭ ડિસેમ્બર ૧૯૪૭, બુધવાર

પરોઢિયે ઊઠીને બાકી રોજનીશી લખવાનું શરૂ કર્યું. દિલ્હીમાં હતો ત્યારે કેટલાક અંશે ઠંડીને કારણે અને સમય અગર મનની અનુકૂળતાના અભાવને કારણે રોજનીશી લખવાનું બાકી રહ્યું હતું. ત્યાર બાદ, થોડાંક દિવસો પહેલાં (તા. ૨૭ ઑક્ટોબર ૧૯૪૭) કઠલાલ મુકામે ગયો હતો તે વખતે મેં કરેલું ભાષણ શ્રી. શંકરલાલ પરીખ લખીને લાવ્યા હતા તે સુધારી આપ્યું......... ૯ કાગળો લખાવ્યા. ચિ. બાળના લગ્નની વિગતો નક્કી કરવા માટે અહીં આવવા સારુ શ્રી પંડિતને પૂના કાગળ મોકલ્યો. ગુજરાત વિશ્વવિદ્યાલય મંડળનો રિપોર્ટ તપાસીને સુધાર્યો. બ્રહ્મચારીવાડીનાં કામ અંગે શ્રી રસિકભાઈ, રાજપીપળા લોકસભાના લોકો, રોટરી ક્લબ તરફથી નિમંત્રણ આપવા માટે શેઠ રતિભાઈ, જીતેન્દ્ર અને મેડોરા એમ આવ્યા હતા.

ભોજન બાદ આરામ. પછી વિશ્વવિદ્યાલય મંડળનો અહેવાલ સુધારવાનું કામ. વિશ્વવિદ્યાલય સમિતિના કામ માટે શ્રી. સૌ. ભારતી અને પુષ્કર; શેઠ અમૃતલાલની સાથે એજ્યુકેશન સોસાયટી, A. G. Charities તરફથી મળનારું દાન, વિશ્વવિદ્યાલય ફંડ વગેરે વિશે વાતો અને ચર્ચાઓ થઈ. શેઠ માણેકલાલ મણિલાલભાઈ સહકુટુંબ મળવા આવ્યા હતા.

સાંજે Head Masters' Associationની સભામાં ગયો હતો. સ્કાઉટ વિશે તેઓ વિચાર કરવાના હતા તેથી મને બોલાવ્યો હતો એવી મારી કલ્પના હતી. પણ એમણે તો ત્યાં સત્કાર-સમારંભ ઊભો કરી દીધો! હું પણ નિખાલસપણે ચાર શબ્દ બોલ્યો. મારું પૂર્વજીવન અને કેટલાક પ્રસંગો કહીને કયા જીવન-ધોરણથી હું વર્તતો આવ્યો છું તે કહ્યું.

ભોજનોત્તર વિશ્રાંતિ.

## તા. ૧૮ ડિસેમ્બર ૧૯૪૭, ગુરુવાર

પરોઢિયે ઊઠીને બાકી રોજનીશી. વિશ્વવિદ્યાલય મંડળનો રિપોર્ટ ફરી લખાઇને આવ્યો તે સુધાર્યો. કેટલાક કાગળો. ૯. ચિ. અણ્ણાના Happiness વિશેના પરિપત્રના જવાબો મોકલવાની ભલામણ કરનારા કાગળો George Bernard Shaw, Bertrand Russell અને Aldous Huxleyને લખ્યા.

૧૦ થી ૧૧ શેઠ ભોળાભાઈ જેસિંગભાઈ વિદ્યાભવન સમિતિની સભા. ગુજરાત વિશ્વવિદ્યાલયની બાબતમાં ગાંધીજી સાથે થયેલી ચર્ચાનો સાર લખવાનું આજે પૂરું કર્યું. ૧૨ના અરસામાં ખંભાતના દીવાન શ્રી રણબીરસિંગ મળવા આવ્યા હતા. રાજ્યમાં લોકશાહી તંત્ર સ્થાપવાના છીએ, નવાબ સાહેબનું મન એકદમ તૈયાર કેવી રીતે થાય? પરંતુ લોકતંત્ર ચોક્કસ કરીશું એવું આશ્વાસન તેમણે આપ્યું. તેઓ આજે દિલ્હી જાય છે.

ઘરનું થોડું કામ. રાયફલ એસોસીએશનના મિત્રો મળવા આવ્યા હતા.

ભોજન પછી આરામ. ત્યાર બાદ ગાંધીજી સાથેની ચર્ચાના સારવાળો લેખ તપાસ્યો. ફાર્મસી કૉલેજના ડૉ. પટેલ (યુનિવર્સિટીમાં એમની નિમણૂક બાબતમાં), શ્રી કુરેશી (મુસ્લિમસંપર્કની બાબતમાં તેમના પ્રયત્નો તેમણે કહ્યા અને તેમને શ્રી. .........એ દોષ આપ્યો એ બાબતમાં તેમની કોઈ ભૂલ કશેક થઈ કે કેમ તે પૂછવા આવ્યા હતા. મને તો એમની ભૂલ કશી દેખાઈ નહિ), લોકનાટ્ય સંમેલનના ભાઇઓ, શ્રી ચંદ્રકાંત ગાંધી (એજ્યુકેશન સોસાયટીના કામ અંગે), શ્રી રવિશંકર રાવળ (Constituent Assemblyનું નામ અને ધ્યાનમંત્રની design માટે) આવ્યા હતા.

સાંજે આશ્રમમાં જઈ આવ્યો. ભોજન બાદ વાતોચીતો અને પરચૂરણ વાચન.

## તા. ૧૯ ડિસેમ્બર ૧૯૪૭, શુક્રવાર

સવારે વહેલાં ઊઠીને બાકી રોજનીશી. ગાંધીજી જોડે થએલી ચર્ચાના સારનો મુસદ્દો સુધાર્યો. વિશ્વ-વિદ્યાલય મંડળનો અહેવાલ પણ આખરી સ્વરૂપનો

નક્કી કર્યો. બીજાં પરચૂરણ કામો. ૧૦ થી ૧૦-૪૫ શેઠ અમૃતલાલ અને આસિસ્ટંટ ઈન્કમટૅક્સ કમિશનર શ્રી વરિઆવા મળવા આવ્યા હતા. ......... શ્રી. વજુભાઈ મહેતા, સ્વામિનારાયણ આચાર્યશ્રીના કારભારી વગેરે લોકો મળવા આવ્યા હતા.

ભોજનોત્તર વિશ્રાંતિ. ત્યાર પછી કાગળો. આજે ૧૨ કાગળ થયા તેમાં મહાત્મા ગાંધીને વિશ્વવિદ્યાલય બાબતમાં, શ્રી બાળાસાહેબ ખેર અને કાણેને... બાબતમાં, દાદા સરદેસાઈ, વિષ્ણુ ખાંડેકર વગેરેને હતા. કસ્તુરબા-ફંડ માટે કોબા ગામની નજીક ગાયકવાડી જમીન લેવાના કામ અંગે શ્રી ગોળે મળ્યા હતા. બ્રહ્મચારીવાડી સમિતિના કામની બાબતમાં શ્રી સુરોત્તમ હઠીસિંગ અને ગજ્જર મળ્યા હતા.

૫-૩૦ થી ૭ સુધી ગુજરાત વિદ્યાસભાની કારોબારીની સભાઓ થઈ, આજની સભામાં શ્રી......એ પોતાની સંકુચિતતા અને ક્ષુદ્રતાનું ભારે પ્રદર્શન કર્યું! પ્રાધ્યાપક રામભાઉ રાનડેને બે વ્યાખ્યાનો માટે આડસો રૂપિયા આપ્યા તે ખૂબ જ આપ્યા, જાહેર નાણાંની લૂંટ ચલાવી વગેરે ખૂબ ગંદા વિચારો એમણે પ્રદર્શિત કર્યા. બીજા મિત્રોએ બારોબાર એમને જવાબો આપ્યા જ. પરંતુ આ ભાઈનું મન જ ક્ષુદ્ર! એમને કઈ વાત ગળે ઊતરે? પડોશમાંની ઇમારત લેવાના કામને સૌએ મંજૂરી આપી.

ત્યાંથી રોટરી કલબમાં ગયો. મિત્રોએ મારું સ્વાગત કર્યું. સમયને અનુરૂપ હું આશરે ૩૦ મિનિટ બોલ્યો. રોટરી કલબનું ચિહ્ન ચક્ર છે–Rotary Wheel, હિન્દી સંઘરાજ્યનું ચિહ્ન પણ ચક્ર જ. ચક્ર એ ગતિનું દ્યોતક છે. માનવતાના પાયા પર સમાજની પ્રગતિ સિદ્ધ કરવી તે હિન્દી સંઘરાજ્ય (Indian Union)નું ધ્યેય છે. રોટરીના Service above Self નો પણ એ જ અર્થ છે, આ મારો મુખ્ય મુદ્દો હતો.

ભોજનોત્તર પરચૂરણ વાચન.

### તા. ૨૦ ડિસેમ્બર ૧૯૪૭, શનિવાર

સવારે બાકી રોજનીશી. થોડાક કાગળો. સવારે કોઈએ આવવું નહી એમ હું દરેકને કહેતો રહું છું તેમ છતાં ઘણા બધા લોકો આવે છે. આવવું અને ફોન કરવો એમાં શો ફેર? આજે ઠીક ઠીક સમય લોકોએ લીધો. કંકોડીવાલા શેઠ, ઝાણુવા પ્રજામંડળના શ્રી કુસુમકાંત, શ્રી મણિલાલ ચતુરભાઈ, ઈબ્રાહીમ ટેકરાવાલા, રમણિકલાલ શેરદલાલ વગેરે લોકો આવ્યા હતા.

સદ્‌ગત તાત્યાસાહેબ કેળકરનાં કેટલાંક સંસ્મરણો શ્રી બાપટના પુસ્તક માટે લખાવ્યાં એમાં ઘણો વખત ગયો. અંગત કે વ્યક્તિગત એવા મારા પ્રસંગો બહુ થોડા. મેં જે લખ્યું તે appreciation ના સ્વરૂપનું. ઠીક.

ભોજન બાદ ટપાલ. પરચૂરણ કામ. ૨ થી ૪-૩૦ ભદ્ર પાસેની ઍડવાન્સ ટૉકિઝમાં "અહિંસા" ફિલ્મ જોવા ગયો હતો. ૧૯૪૨ની ચળવળ પર આ ફિલ્મ હતી. એકંદરે ઠીક હતી. પણ હિંસાની વિરુદ્ધ અહિંસાના ઝઘડામાં અહિંસા શ્રેષ્ઠ છે એ બતાવનારા જે પ્રસંગો દર્શાવ્યા છે એની છાપ અહિંસા કરતાં હિંસા તરફ જ વધારે પ્રવૃત્ત કરવાની પડે છે એવો ભાસ મને થયો.

ત્યાંથી ભદ્રમાં આવીને ચા વગેરે આટોપીને મ્યુનિસિપલ પાર્ટીમાં ગયો. નગરના તમામ પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થો હાજર હતા. શ્રી મણિલાલ ચતુરભાઈએ મારાં ખૂબ વખાણ કરીને મને સદ્‌ગત દાદાભાઈ નવરોજી, વિઠ્ઠલભાઈ આદિની હરોળમાં ગણાવ્યો. જવાબરૂપે મારું ભાષણ ઠીક થયું એમ મને લાગે છે. હું આશરે ૩૫ મિનિટ બોલ્યો. સ્થાનિક સ્વરાજ્યમાં મને શો રસ પડે છે, શા માટે પડે છે તે કહીને ભાવી હિંદ સ્વરાજની સફળતા સ્થાનિક સ્વરાજ્યની કાર્યક્ષમતા પર છે એ મુખ્ય વિચાર મેં મૂક્યો.

ચિ. સૌ. ચંપુ (મહાજન) વડોદરાથી આજે આવી હોવાથી ભદ્રમાં જ અમે જમીને બંગલે આવ્યાં. પછી વાતોચીતો અને પરચૂરણ વાચન.

### તા. ૨૧ ડિસેંબર ૧૯૪૭, રવિવાર

સવારે સદ્‌ગત તાત્યાસાહેબ કેળકરનાં સંસ્મરણોવાળો લેખ સુધાર્યો. બાકી રોજનીશી. કેટલાક કાગળો. બીજાં પરચૂરણ કામો. શ્રી મણિલાલ તેલી, શ્રીમતી સૌ. અંબાલાલ સારાભાઈને લઈને આવ્યા! કસ્તુરબાફંડમાંથી એમને ગવાડા-કોલવાડ ગામના પ્રસૂતિગૃહની યોજના માટે કાંઈક મદદ જોઈએ છે. એની મદદ આપવી અમારે માટે શક્ય નથી એવું મેં સ્પષ્ટ કહ્યા

છતાં પણ ડોસા મને અગાઉ ન જણાવતા સૌ. સરલા-દેવીને લઈને આવ્યા! ઠીક.

ઘેર "ધૂંધુર માસ" હોવાથી જમણ ૧૧-૩૦ વાગે આટોપીને આશ્રમમાં ગયો. મુંબઈના પ્રધાન-મંડળમાંના હરિજન પ્રધાન શ્રી તપાસે અહીં આવ્યા છે. આજે તેઓ આશ્રમ જોવાના છે અને ત્યાં જમવાના છે તેથી એમની પંગતમાં બેસવા સારુ હું ગયો. પંગતમાં બેસીને થોડુંક સ્વાદ લેવા જેટલું જ મેં ખાધું. શ્રી વાંદરેકર, કાજરોળકર આદિ મિત્રો ત્યાં મળ્યા. એમને ગાંધીજીના લેખો અને ઇતર સંગ્રહ બતાવ્યો. ૧-૩૦ના અરસામાં ઘેર પાછો ફર્યો.

ઘેર આવીને ટપાલ વગેરે જોઈ અને પછી વિશ્રાંતિ. ત્યાર બાદ યશોધર મહેતા મળવા આવ્યા હતા. ચા વગેરે આટોપીને પ્રેમચંદ રાયચંદ ટ્રેઈનિંગ કૉલેજમાં શ્રી ગણપતિપ્રસાદ ભટ્ટ માસ્તર નિવૃત્ત થાય છે તેમને માનપત્ર અર્પણ કરવાનો સમારંભ હતો ત્યાં ગયો હતો. ત્યાં ચાર શબ્દો કહ્યા. શિક્ષકનો દરજ્જો સમાજમાં ઊંચો હોવો જોઈએ એ મારો મુદ્દો.

ભદ્રમાં જઈને શ્રી ભૈયાસાહેબ ખાંડેકરને ત્યાં ખબર કાઢવા જઈ આવ્યો. સદ્‌ગત દીવાન બહાદુર ખાંડેકરના વસિયતનામાની હકીકત જોઈને એ પ્રકરણનો હવે નિકાલ કરવો રહ્યો એમ મેં તેમને કહ્યું. ચિ. વિષ્ણુએ કૉલેજ-ફી માટે રકમ માગી છે તે આપવાની સંમતિ તેમની પાસેથી મેળવી.

ત્યાંથી શ્રી વસંતરાવ ધામણકર આવતી કાલે જવાના હોવાથી એમને મળીને પછી શ્રી વામનરાવ કાનેટકરને ઘેર ગયો. એમને મળીને પછી ચાલતો ઘેર પાછો આવ્યો. રસ્તામાં શ્રી રસિકભાઈને ત્યાં ગયો. Indian Parliamentનો દેશી શબ્દ, પર્યાય શબ્દ, કયો યોજવો અને શ્રી વિઠ્ઠલભાઈ અને બલ્લુભાઈના બાવલાઓની નીચે શા લેખો લખવા એ વિશે એમની સાથે ચર્ચા કરી.

શ્રી બાબુરાવ મહેતાએ તા. ૨૬મીને રોજ નગરજનો તરફથી મને અપાનારા માનપત્રનો મુસદ્દો બતાવ્યો. એમાંની હકીકત બરાબર છે એ સિવાય બીજું હું વધારે શું કહી શકું? ડૉ. ફોજદાર પણ મળવા આવ્યા હતા.

રાત્રે પરચૂરણ વાચન. નાશિક પરિષદના સ્વાગતા-ધ્યક્ષશ્રી મહાબળનું ભાષણ વાંચ્યું.

(ક્રમશઃ)

*

# કવિતાવિચાર

હેમન્ત દેસાઈ
[ગુજરાતીના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

## રાસલીલા—કડવું ૯૫મું

આનંદ કંદ નંદ નંદ છંદ રાગ રાગણી,
વેણુ વાય ગીત ગાય સરાય સહુ સોહાગણી;
રૂપ સરસ સોળ વરસ રમે અંક લેઇ લેઇ,
ગોપાળલાલ શરદકાળ રમે રાસ થેઇ થેઇ.

સ્વરૂપ શ્યામ કોટિ કામ વામ દક્ષિણ સુંદરી,
ગોપી સાથ મધ્ય નાથ હાથ બે સ્કંધે ધરી;
કંદર્પ દર્પ તર્પ તર્પ માંહે બાંહે દેઇ દેઇ,
ગોપાળલાલ શરદકાળ રમે રાસ થેઇ થેઇ.

['Honest criticism and sensitive appreciation is directed not upon the poet but upon the poetry.' —T. S. Eliot]

ઝમક તાલ બ્રીજબાળ રસાળ ગીત ભાખતી,
ભ્રમણ રમણ નેહ નમણ રૂપ હૃદે રાખતી;
અધર ડસે ચીર ખસે હસે તાળી દેઇ દેઇ,
ગોપાળલાલ શરદકાળ રમે રાસ થેઇ થેઇ.

ચિત્ત ચોરતી કો ગોરટી કો શામળી સોહામણી,
કો સોહિની મન મોહિની કટાક્ષ કીકી કામની,
આલિંગન ચુંબન રમણ લીલા કવિ કહે કેઇ કેઇ,
ગોપાળલાલ શરદકાળ રમે રાસ થેઇ થેઇ.

['દશમસ્કંધ'] —પ્રેમાનંદ

## મન નાચે

મંન મારું નાચે થનક થેઇ થેઇ,
ઝીણા તે ઘૂઘરા વાગે છમક છુમ,
બોલે તા તોમ તેઇ તેઇ–
મંન મારું૦

કિરણો અડે ને કંપી ઊઠે છે પોયણાં,
વાયુની લ્હેર વાય ફરકે ઉપરણાં,
ફૂલની ફોરમ લેઈ લેઈ–
મંન મારું૦

ઘેલું ઘૂમે મારું અંતર આનંદમાં,
ગીતો ગાતું એના મનગમતા છંદમાં,
પાગલ શું પ્રીત હેઇ હેઇ–
મંન મારું૦

['આલાપ'] – પિનાકિન્ ઠાકોર

## દાંપત્ય

ઘુઉ....ર ઘુઉ...ર ઘુર
ગળામાં ઘુંટાય સૂર
ક્યારની રમે છે આંહિ
ઝરુખે કપોત જોડ.
પૂરાય કે જાગે એના
ક્ષણે ક્ષણ કોડ?
અંગે જાણે આષાઢ બાદલ
ચાંચમૂળ શ્વેત
લીલી ડોક
લોચન ચરણ લાલ
અને ક્યાંક શ્યામ રેખ
પાંખે પાંખ
મળે
મુખે મુખ
અહીં તો બે અહીં ને
ત્યાં જાય તો બે જાય
એમની તે સંગ
જાણે ઝૂલણે ઝૂલે છે
છ યે ઋતુમંત કાલ
ઘુઉ....ર ઘુઉ....ર ઘુર
ગળામાં ઘુંટાય સૂર
તરસું છીપાય
તેમ
ઝાઝું તલસંત ઉર

['શાંત કોલાહલ'] – રાજેન્દ્ર શાહ

## શબ્દનાદ

કવિતા શબ્દની કલા છે અને એ શ્રાવ્યકલા છે. આથી કવિતાના શબ્દમાં અર્થગૌરવ સાથે નાદમાધુર્ય પણ અપેક્ષિત છે. શબ્દશક્તિની ચર્ચા કરતાં શબ્દનાદ–અવાજ (word sound)ની અગત્ય આપણે જોઈ. એને વધુ સમજવાનો પ્રયાસ કરીએ. આ અંગે થોડીક પ્રાથમિક બાબતો જાણી લેવી જોઈએ: દરેક ભાષામાં એક જ અર્થના અનેક શબ્દો હોય છે તેમ એક જ શબ્દના અનેક અર્થો હોય છે. છતાં એક જ અર્થના બે શબ્દોના અવાજ જુદા હોય છે. કેમ કે તે જુદા-જુદા વર્ણોના બનેલા હોય છે. દા. ત., ચન્દ્ર અને શશી. (એક જ અર્થના બે શબ્દોના સંકેત પણ જુદા હોય છે. ને એ ભેદ મહત્ત્વનો છે. પરન્તુ અત્યારે તે પ્રસ્તુત નથી.) આવા સમાનાર્થી શબ્દોમાંથી કવિ અમુક જગાએ અમુક જ શબ્દ વાપરે છે અને બીજો વાપરતો નથી તે નાદતત્ત્વને આભારી છે. 'ચન્દ્રહાસ આખ્યાન'માંની પ્રેમાનંદની એક પંક્તિથી કવિની શબ્દપસંદગી કે શબ્દ-વિવેક કાવ્યની જરૂરિયાતને કેમ વશ વર્તે છે તેનો બરોબર ખ્યાલ આવશે:

હરિભક્તને દેખી હયને પેખી
હરિવદની હરખને પામીછ :

અહીં ચોક્કસ શબ્દયોજનાથી, મહદ્ અંશે વર્ણાનુપ્રાસ અને યમકથી, પંક્તિનો કેવો દૃઢબંધ રચાય છે, તે સમજવું અઘરું નથી. હરિ શબ્દના અનેક અર્થ (વિષ્ણુ, ચન્દ્ર, સિંહ, ઘોડો, વાંદરો, ઇન્દ્ર, શિવ, યમ, અગ્નિ, વાયુ, વગેરે) પૈકી અહીં અનુક્રમે વિષ્ણુ અને

ચન્દ્ર અભિપ્રેત છે. એ જ અર્થના બીજા અનેક શબ્દો છે ને તેમાંથી કોઈ કદાચ છંદમાં પણ ગોઠવાઈ જાય પરન્તુ તેમ કરવાથી આ પંક્તિનું સૌંદર્ય નષ્ટ થયા વિના નહિ રહે. આમ, શબ્દનો અવાજ ગુણ કાવ્યને ઉપકારી છે.

શબ્દનાદ કવિકર્મમાં કેવો ભાગ ભજવે છે તે જુદાં જુદાં કાવ્યોમાં જુદી જુદી રીતે જોવા મળશે. ઉપરનાં ત્રણે કાવ્યો એનાં દૃષ્ટાંતો છે. એ વાંચતાં જ જણાશે કે દરેક કવિ પોતાની રચનામાં શબ્દનાદનો કેવો ને કેટલો લાભ લે છે. કાવ્યમાં શબ્દમાધુર્ય સધાય ને શબ્દનો અર્થ ગૌણ કે હીન બને કે પાછળ ધકેલાય એ યોગ્ય નથી. શબ્દમાધુર્યથી સારું કાવ્ય વધુ સારું થાય, અકાવ્ય કાવ્ય થતું નથી. વળી શબ્દ માત્ર કાવ્યના છંદ-લયને અધીન હોય છે એ ભૂલવું ન જોઈએ.

ત્રણે કાવ્યો ઝીણવટભર્યું પૃથક્કરણ ખમે એવાં નથી. પ્રથમ બે સંક્ષેપમાં અવલોકીએ: પ્રેમાનંદના 'દશમ –સ્કંધ'માં રાસલીલાનું વર્ણન કરતું આ કડવું એના લાઘવને લીધે પદનું રૂપ ધારણ કરે છે. જોકે, એમાં ઊર્મિ કરતાં વર્ણનનું જ પ્રાધાન્ય છે. કવિનું પ્રયોજન રાસલીલાને શબ્દો દ્વારા સાકાર કરવાનું છે. એથી એ વિશિષ્ટ છંદોલય તેમ જ અંત્યાનુપ્રાસ, વર્ણાનુપ્રાસ ને શબ્દાનુપ્રાસ (યમક)નો આશ્રય લઈ શબ્દો પાસેથી ધાર્યું કામ કઢાવે છે. કેટલાક શબ્દો તો કવિએ ચાહીચિંતવીને યોજ્યા છે ને તેથી અર્થને સહન પણ કરવું પડયું છે દા. ત., દર્પ તર્પતર્પ, વગેરે) તેમ છતાં ચિત્રો ઉપ-(જાવવાની કવિતાની ને કવિની શક્તિ એની એ જ રહે છે. 'વેણુ વાય ગીત ગાય', 'વામ દક્ષિણ સુંદરી' આદિ સુરેખ ચિત્રો સાથે 'અધર ડસે ચીર ખસે હસે તાળી દેઈ દેઈ' જેવું ગતિશીલ ચિત્ર પણ ધ્યાનપાત્ર છે. આની આગળપાછળનાં કડવાંમાં આવતું આ જ પ્રસંગનું વિસ્તારી વર્ણન અહીં સંક્ષિપ્ત છતાં સચોટ બન્યું છે તેમાં લાક્ષણિક પદ્યરચનાનો ય ફાળો છે. પોતાના ભાવુક શ્રોતાજનેનોને રાસના નર્તનનો સાક્ષાત્કાર કરાવવા આખ્યાન કવિએ લયની અદ્‌ભુત કીમિયાગીરી અજમાવી છે, લયમાં જ નૃત્યના તાલનું સ્વરૂપ પ્રકટાવ્યું છે. ને શબ્દો–શબ્દો પ્રેમાનંદને શોધવા પડે? એકેએક પંક્તિના આંતરયમક ને પ્રાસ કવિના શબ્દવૈભવની સાક્ષી પૂરે છે.

આ પદની ધ્રુવ કડીમાં આવતા 'થેઈ થેઈ' Onomatopoeic–અર્થાનુકારી શબ્દો છે એનો અહીં કાંઈ અર્થ નથી પણ એના વડે નૃત્યની ક્રિયાને ઉચ્ચાર-બદ્ધ કરી શકાઈ છે. એવા શબ્દો સ્વ. રામનારાયણ પાઠક નોંધે છે તે પ્રમાણે 'ભાષા અને અવ્યક્ત અવાજની સીમા ઉપરના છે... અને કાવ્યમાં તેનું સ્થાન પણ વિરલ છે.'[૧] બીજાં બન્ને કાવ્યોમાં આ અને/અથવા આ પ્રકારના બીજા શબ્દો આવે છે. ને તે સપ્રયોજન છે.

પ્રેમાનંદના પદની સરખામણીમાં, અર્વાચીન કવિ શ્રી પિનાકિન્ ઠાકોરના ગીતમાં શબ્દનાદનું સ્વરૂપ કાંઈક બદલાય છે. આ ગીત મનની આનંદમય સ્થિતિ–ગતિને નિરૂપે છે. એમાં મનનું નર્તન વર્ણવાયું છે અને તેમ કરતાં કવિએ મનને વ્યક્તિત્વ અર્પ્યું છે. વર્ણ્ય વિષયની ભાવસ્થિતિમાં તાત્ત્વિક ફેર નથી. પણ આલેખનમાં અહીં પ્રેમાનંદના સાદા કથનને સ્થાને વધુ કલાત્મકતા જણાય છે. પદ્યરચનામાં લયનું સ્વરૂપ બદલાય છે. પદ કરતાં ગીતના લયની ગતિ ઝડપી છે. સંગીત જાણનારને બેઉ રચનાઓના લયના જુદા જુદા તાલનો ખ્યાલ આવશે. શરૂઆતની પંક્તિઓમાં અહીં ઘણા અર્થાનુકારી શબ્દો, થનક થેઈ, છમક છુમ, તા તોમ તેઈ આદિ, આવે છે. છેલ્લા શબ્દો જેનું સ્વરૂપ કવિએ લયમાં ઝડપ્યું છે તે તાલના બોલના છે. 'ફરકે ઉપરણાં', 'ઘૂમે... આનંદમાં' વગેરે ચિત્રો અહીં વધારે ગતિશીલ બને છે. ઉચ્ચારમાધુર્યને લક્ષીને થયેલી શબ્દપસંદગી ભાવાનુકૂલ છે અને તે સંગીતતત્ત્વને જાળવે છે, જમાવે છે.

બે ગેય રચનાઓથી જુદી પડતી શ્રી રાજેન્દ્ર શાહની રચના પ્રમાણમાં શિથિલ કહી શકાય એવા મનહર છંદમાં છે. એમાં સંગીતની કવિતા નથી પણ કવિતાનું સંગીત છે. આગલી કૃતિઓનું આકારસૌષ્ઠવ કેટલેક અંશે દૃઢ પદ્યબંધને લીધે પણ હોય એમ લાગે છે. અહીં છંદ પરંપરિત છે એટલે જે આકારનિર્માણ થયું છે તે કેવળ શબ્દ-લય યોજના પર આધારિત છે કાવ્યની આકૃતિ–દૃશ્ય નહિ, શ્રાવ્ય આકૃતિ દ્વારા, આંતરિક સંવાદ દર્શાવીને, કવિએ દાંપત્યની સંવાદિતા વ્યંજિત કરી છે એમ કહી શકાય. કાવ્યના ભાવને પુષ્ટ કરે,

---

૧ 'કાવ્યની શક્તિ', પૃષ્ઠ ૪૯.

ખુદ કાવ્યત્વને ઉન્નત કરે એટલી હદે શબ્દનાદનો કલાત્મક ઉપયોગ થયો હોય એવાં આવાં કાવ્યો ગુજરાતી કવિતામાં ઝાઝાં નહિ મળે. રાજેન્દ્રની શબ્દ-લયની સૂઝ અહીં પૂર્ણપણે ખીલી છે.

ઘુઉ...ર ઘુઉ...ર ઘુર
ગળામાં ઘુંટાય સૂર

—આ પંક્તિઓની વર્ણચમત્કૃતિ જ કોઈ ઓર છે. પ્રાસ—સીધા પ્રાસ કાવ્યમાં જૂજ છે. પરન્તુ એવા થોડાક જ શબ્દો જડશે કે જેનો પ્રાસ ક્યાંક ને ક્યાંક ન જળવાયો હોય. જુઓ: ઘુંટાય/પૂરાય; કપોત/જોડ; શ્વેત/રેખ; અંગ/સંગ; લાલ/કાલ; જાય/છીપાય; ઋતુમંત/તલસંત—આમાંના ઘણા પ્રાસ આઘા આઘા છે છતાં કાવ્યબંધ એટલો સુશ્લિષ્ટ છે કે એકની સ્મૃતિ-છાપ ભૂંસાય તે પહેલાં બીજો આવે છે. આ ઉપરાંત, લોચન લાલ; ઝૂલણે ઝૂલે જેવા વર્ણાનુપ્રાસ અને કેટલાક શબ્દોની પુનરુક્તિ પણ ધ્યાન ખેંચે છે: ક્ષણે ક્ષણ; પાંખે પાંખ; મુખે મુખ.

અહીં તો બે અહીં ને
ત્યાં જાય તો બે જાય.

—આ બે પંક્તિઓમાં 'ને', 'ત્યાં' સિવાયના બધા જ શબ્દો બેવડાયા છે.—જાણે બે કબૂતર આમતેમ રમતાં ન હોય! ને ઉપર એક શબ્દ આપણે બે વાર વાંચવો પડે છે: પાંખે પાંખ મળે, મળે મુખે મુખ. એક જ ક્રિયાપદ 'મળે'—જાણે બે એક થયાં! આ યોજના કાવ્યની મધ્યમાં આવી હોઈ એનું સંવિધાનસૌંદર્ય પણ વધે છે. ઘુઉ...ર ઘુઉ...ર નું પુનરૂચ્ચરણ થાય છે છતાં ઉર તલસતું જ રહે છે. દરેક આવર્તન અહીં રમણીયતા પોષક છે તેથી મૂલ્યવાન છે, સાર્થક છે. ખરે, દાંપત્યની સંવાદિતા ને એકતાને કવિએ શબ્દવર્ણસંવાદ દ્વારા મૂર્ત કરી છે.

શબ્દના અવાજની—ઉચ્ચારણની આવી ઉપકારકતાને પ્રીછીને તેનો લાભ લેવાથી જ કોઈ કાવ્યકાર મોટો કવિ થઈ જતો નથી. પણ તેની અવગણના કે તેના પ્રત્યેની ઉદાસીનતા તો કોઈ પણ કવિને પરવડે નહિ—પછી તે ગમે તે સ્વરૂપ (form) ખેડતો હોય. સમર્થ કવિની સામે અન્ય સામગ્રીની જેમ, શબ્દનાદની ઉપયોગિતાની—તેનાં વિવિધ પ્રયોજનની અનંત શક્યતા પડેલી છે. પ્રતિભાને કોઈ મર્યાદા નથી એ ક્યારે શેમાંથી શું નિપજાવશે તે કોઈથી કહી શકાય નહીં.

કાવ્યને માણવા માટે પણ આ નાદતત્ત્વને જાણવું આવશ્યક છે. સ્વ. રામનારાયણ પાઠક કહે છે: "કાવ્યોપભોગ માટે શ્રુતિપરીક્ષા એ ખરી પરીક્ષા છે. વાંચતી વખતે પણ કલ્પનાથી આપણે કાવ્ય સાંભળીએ તો જ કાવ્યનો ઉપભોગ કરી શકીએ. અને જેના કાન જુદા જુદા વર્ણોના ઉચ્ચારોની અસર બરાબર પારખી શકતા હોય તે જ કાવ્યનો ખરો મર્મ સમજે. આ તત્ત્વ નહિ સમજાયું હોવાથી કવિતાશિક્ષણમાં, કવિતાવાંચનમાં, કવિતાપરીક્ષામાં તથા કવિતાની છૂટ ક્યાં લેવાય અને ક્યાં ન લેવાય તે સંબંધી ચર્ચામાં ઘણા ખોટા વિચારો પ્રવર્તવા પામે છે."[2]

[2] એજન, પૃષ્ઠ ૪૭

*

# નેહરુ ગયા, હવે શું?

**રાસુ પંડિત**

[અભ્યાસી, લેખક અને વિવેચક; તથા મૅનેજર, મહેતા કૉર્પોરેશન પ્રાઇવેટ લિમિટેડ, મુંબઈ]

નેહરુ પછી કોણ અને નેહરુ પછી શું, એ બે પ્રશ્નો પર રાજકીય જ્યોતિષીઓએ ખૂબ પીંજણ કર્યું છે. નેહરુના મૃત્યુ પછી હિંદમાં યાદવાસ્થળી રચાવાનો જે ભય અનેક રાજકીય નિરીક્ષકોએ વ્યક્ત કર્યો હતો એ ખોટો ઠર્યો છે અને હાલ પૂરતો તો નેહરુનો વારસો જાળવી ને સંવર્ધી શકે એવો માનવી દેશને વડા પ્રધાન તરીકે સાંપડ્યો છે એ હિંદી લોકશાહીની ખુશનસીબી છે.

નેહરુ તો પાટિલે કહ્યું હતું તેમ વડલાની છાયા જેવા હતા. એ છાયા નીચે કૉંગ્રેસને અને એના નેતાઓને ખૂબ રક્ષણ મળ્યું. હિમાલય જેવડી મોટી ભૂલ કરવા

છતાં નેહરુ લોકશ્રદ્ધા ટકાવી શકયા ને સત્તા પર રહી શકયા. ઈંગ્લૅંડ કે અમેરિકામાં ગમે તેવો લોકપ્રિય નેતા આવી કટોકટીમાં ખુરશી પરથી ઊથલી પડયો હોત. આમપ્રજા માટે ઊંડી લાગણી હોવા છતાં નેહરુ પ્રકૃતિએ અને જીવનપદ્ધતિએ અમીર હતા. એમને ભભકો ને ઠસ્સો ગમતો. આથી ગાંધીજીનું સાદાઈનું સ્વપ્ન કદી આકાર ન પામ્યું. હિંદ જેવા ગરીબ દેશને ન છાજે એ હદે દેશનો રાજકર્તા વર્ગ ઉમરાવશાહીથી રહેવા લાગ્યો. નેહરુ કોઈ વાર મજૂર વિસ્તારોનાં ઘોલકાં જોવા જતા, જોઈને ત્રાસી જતા અને આવાં ઝૂંપડાં તો જલાવી જ દેવાં જોઈએ એવી ઘોષણા કરી ગૂંચવણભરી આંતરરાષ્ટ્રીય સમસ્યાઓમાં અટવાઈ જતા. આમ છતાં એમનો આત્મા માનવતાવાદી હતો. લોકશાહી સમાજવાદમાં એમને ઊંડી શ્રદ્ધા હતી. હિંદીઓમાં વિશ્વદૃષ્ટિ એમણે કેળવી; સતત ત્રીસ વર્ષ સુધી એમણે હિંદને પોતાની સમસ્યાઓ આંતરરાષ્ટ્રીય ભૂમિકાને લક્ષમાં રાખીને નીરખવાની ટેવ પાડી. આજે આપણે ઇચ્છીએ તો પણ આંતરરાષ્ટ્રીય રાજકારણમાંથી અલિપ્ત રહી શકીએ એમ નથી. કોઈની કશી રોકટોક વિના એકલે હાથે હિંદની વિદેશનીતિ ઘડનાર આ માનવી આ ક્ષેત્રે એકાદ જણને પણ તૈયાર કરતો ગયો હોત તો?

લોકપ્રિયતા અને સત્તાપ્રેમ અચ્છા અચ્છા માનવોને પણ સરમુખત્યાર બનાવી મૂકે છે. આપણી આજુબાજુ જ કેટલી બધી નવજાત લોકશાહીઓ સરમુખત્યારી આગળ ઢળી પડી? લોકશાહી હિંદમાં તો નેહરુને કારણે જ જીવી ગઈ. એ એમની ગળથૂથીમાં જ હતી. આથી એમણે લોકશાહી મૂલ્યોનું રક્ષણ કર્યું. બાકી લોકશાહી સમાજવાદને વરેલી કૉંગ્રેસમાં પ્રકૃતિએ સરમુખત્યાર હોય અને એ વૃત્તિનો અવારનવાર પરચો બતાવી ચૂકયા હોય એવા નેતાઓનો ઉચ્ચ કક્ષાએ પણ અભાવ તો નથી જ.

બીજો નેહરુ તો દેશને કદાચ સદીઓ સુધી નહીં સાંપડે. ઊંડો સાહિત્ય ને સૌંદર્યપ્રેમ, વિશાળહૃદયતા, માનવતાવાદ, સહિષ્ણુતા, સભ્યતા, સામાને સમજવાની શક્તિ, નમ્રતા, વિવેક, ભૂલ કબૂલ કરવા જેટલી ખેલદિલી, વિશ્વદૃષ્ટિ, પૌર્વાત્ય સંસ્કૃતિ વિષેનું ગૌરવ પણ પશ્ચિમનાં મૂલ્યાંકનો સમજવાની ને જરૂર જણાય ત્યાં અપનાવવાની શક્તિ, વૈજ્ઞાનિક વલણ, કાર્યક્ષમતા, હિંમત, શ્રમશક્તિ, ઉચ્ચ ચારિત્ર્ય, નિંદાકુથલીથી અલિપ્ત રહેવાની વૃત્તિ, પોતાની સત્તાનો લાભ સગાંવહાલાંને આપી એમની તિજોરી તર ન કરવા દેવાનો નિયમ, સાદાઈના નામે પોષાતા ઢોંગનો અભાવ, દાક્ષિણ્યવૃત્તિ, પ્રાણીપ્રેમ, બાળપ્રેમ, સંવેદનશીલતા, સાહિત્યસર્જન શક્તિ અને પ્રચંડ દેશપ્રેમ: આ બધું એકીસાથે એક જ માનવીમાં મૂકવાની ફુરસદ ભગવાન પણ કયાં વારંવાર કાઢી શકે છે? કોઈ વાર એમ થાય છે ખરું કે મૃત્યુ ઝટ આવવાનું છે તો પંડિતજી બે વરસ પહેલાં પારખીને નિવૃત્ત થયા હોત ને હિમાલયની ગોદમાં કયાંક સંતાઈ જઈને એમની આત્મકથામાં થોડાં પ્રકરણ ઉમેર્યાં હોત કે આઝાદી પછીનાં સત્તર વર્ષની સમસ્યાઓ વિષે એમના વિચારો, માનસિક સંઘર્ષો વગેરેનું વિવેચન કર્યું હોત તો એમના અનુગામીને એ કેવું આશીર્વાદરૂપ નીવડત?

નેહરુના વારસદારનો પ્રશ્ન તો હિંદમાં લોકશાહીના ભાવિ વિષે શ્રદ્ધા મજબૂત બને એ રીતે ઉકલ્યો છે; પરંતુ નાનકડા ખભા ઉપર આવડા મોટા સમસ્યાસભર દેશની કેવડી મોટી જવાબદારી? જો બીજા લોકો ટેકો નહીં આપે તો લોકશાહી ટકશે ખરી? નેહરુ આટલા લોકપ્રિય નેતા હોવા છતાં એમની આમન્યા લોપીને સંકુચિત બળો માથું ઊંચકવા માંડયાં હતાં. દેશ યાદવાસ્થળી ભણી ઝડપી કૂચ કરી રહ્યો છે એવા વર્તારા પણ થવા માંડયા હતા. નેહરુના મૃત્યુએ ઘડીભર માટે તો કૉંગ્રેસ પક્ષમાં બધાંની રાજકીય જીજીવિષા જાગૃત કરી છે. કામરાજે કહ્યું તેમ કૉંગ્રેસ પક્ષ હવે પોતાની નક્કર સિદ્ધિઓ પર જ જીવી શકશે, નેહરુની પ્રતિષ્ઠા વટાવ્યા કરીને નહીં. વડલાની છાયા અદૃશ્ય થવાથી કુમળા છોડ ચીમળાઈ જવાની જેમ શકયતા છે તેમ સૂર્યના પ્રકાશના અભાવે અત્યાર સુધી કુંઠિત થઈ ગયેલા છોડને ખીલવા માટેની પણ પૂરતી તક જન્મી છે. વિચાર કરવાનું અત્યાર સુધી એક માનવી પર છોડાતું હતું; હવે લોકશાહીના સંરક્ષણાર્થે આ જવાબદારી સામૂહિક બની છે. છેલ્લા એક-દોઢ મહિનામાં જે ગંભીર સમસ્યાઓ ઉદ્ભવી એમાં તો સામૂહિક નેતાગીરીએ સરસ ખમીર બતાવ્યું છે; આમ છતાં વિઘ્નસંતોષી ને સત્તાવાંછું બળો ફાયર મારવા તત્પર બની બેઠાં છે.

આથી જરાક મતભેદ કે મનભેદ જન્મે તો એનો લાભ લઈ પોતાનું કામ કરી લેવા ઇચ્છનારો સ્વાર્થી વર્ગ લુપ્ત થઈ ગયો નથી.

નવી પરિસ્થિતિમાં કૉંગ્રેસ પક્ષનું ઐક્ય મજબૂત બન્યું છે એમ કહી શકાય નહીં. માત્ર જાહેરમાં છબરડા ન થાય ને ગોળ કુલડીમાં જ ભાંગે એ પ્રકારનું વલણ વધુ પ્રચલિત બન્યું છે. મધ્યમમાર્ગી બળો મજબૂત બન્યાં છે ખરાં; પરંતુ ઉદ્દામ ને રૂઢિચુસ્ત બળો હતાશ થઇને નિષ્ક્રિય બની બેઠાં નથી. નેહરુની પ્રતિષ્ઠાનો લાભ મેળવવા ખાતર કૉંગ્રેસને વળગી રહેલો વર્ગ મોડાંવહેલાં ચાલુ ગાડીએ ઊતરી જવાનો છે. વિચારસરણીનો શંભુમેળો અત્યાર સુધી તો નભ્યો; પરંતુ દેશમાં જુદી જુદી રાજકીય વિચારસરણી હવે સ્પષ્ટ આકાર પામતી જાય છે. નેહરુની પેઢીના એક જ પ્રતિષ્ઠિત રાજપુરુષ (સ્વતંત્ર પક્ષના મોવડી રાજાજી) હવે હયાત છે અને એમણે તો નેહરુની આર્થિક ને પરદેશ નીતિમાં મૂળભૂત પરિવર્તન સૂચવતા વિચારોનો પ્રચાર આદરી પણ દીધો છે.

કૉંગ્રેસ પક્ષ મધ્યમાર્ગીઓના હાથમાં અત્યારે આવ્યો છે. એ જો એમના હાથમાં જ ટકી રહે, હિંમતભર્યા પુરુષાર્થ વડે દેશનો આર્થિક વિકાસ વધારી શકાય ને લાંચરુશવતની બદી નાબૂદ કરી શકાય તો કૉંગ્રેસનું ભાવિ ઊજળું છે; પરંતુ આવતાં ત્રણ વર્ષમાં આ બધું સિદ્ધ કરવું સહેલું નથી. પ્રગતિશીલ બળો ને કૉંગ્રેસમાં તાજેતરમાં જોડાયેલા સમાજવાદીઓ વગેરે કેવો ભાગ ભજવે છે ને નવી નેતાગીરી ઊભી કરવામાં શાસ્ત્રી સરકાર અને કામરાજ કેટલા સફળ નીવડે છે એના ઉપર ખૂબ આધાર છે. જે પેઢી અત્યારે સત્તા ઉપર છે એ વધુમાં વધુ એક દસકો રાજ કરી શકે એમ છે, પરંતુ એ પછી જે નેતાગીરી દેશની ધૂરા સંભાળશે એ જેલમાં ગયેલી કે સંપૂર્ણપણે ખાદીને વરેલી કદાચ નહીં હોય. એ નેતાગીરી કાર્યદક્ષતા ને ચારિત્ર્ય વડે ઊંચી આવી હશે, કેવળ આત્મભોગ વડે નહીં. આર્થિક સમાજવાદના ધ્યેયની આળપંપાળ ખૂબ થઈ ને નેહરુ હતા ત્યાં સુધી એ નભે ગયું. હવે સમાજવાદનો નક્કર આર્થિક કાર્યક્રમ જનતાને આપવો પડશે અને એનાં પરિણામની પણ એને ખાતરી કરાવવી પડશે.

ગાંધીજીનો ભોગ આપવા છતાં આપણો સમાજ કોમવાદથી મુક્ત બન્યો નથી. હવે તો જેની બિનસાંપ્રદાયિકતામાં લઘુમતી કોમોને અખૂટ શ્રદ્ધા હતી એવો એકમાત્ર માનવી પણ ચાલ્યો ગયો છે. આથી કોમવાદી બળોનું જોર વધવાનો પૂરો ભય છે. ઝડપી શિક્ષણ અને આર્થિક વિકાસ જ કોમવાદને ડામવામાં સહાયભૂત નીવડશે. ભાષાકીય ઝઘડા ટાળવાનું અત્યંત મુશ્કેલ કાર્ય પણ સંભાળવું પડશે. પ્રાંતીય અસ્મિતા અને ભાષાની ઘેલછા દેશના ભાવાત્મક ઐક્યને તોડી ન પાડે એ માટે વિશાળ રાષ્ટ્રીય દૃષ્ટિ ધરાવતા નેતાઓના હાથમાં જ સત્તાનાં સૂત્રો રહે એ જોવું પડશે.

હિંદની વિદેશનીતિ અત્યારે તો ખૂબ અટપટી છે. ચીને કરેલા હુમલા પછી પંચશીલની ભાવનાનું ખંડન થયું છે. આપણે એકલે હાથે ચીન સામે લડી શકીએ એવી આંતરિક એકતા ને જાગૃતિનો અભાવ છે. જે લશ્કરી મદદથી આપણે ભડકતા હતા એ મેળવવા માટે હવે આપણે દોડાદોડી કરવી પડે છે. લશ્કરી મદદ આપણને ન મળે એ માટે પાકિસ્તાન પણ ઠીકઠીક ધમપછાડા કરે છે. નેહરુ કોઈ પણ જૂથમાં જોડાયા વિના બને પક્ષ પાસેથી સહાય મેળવી શક્યા; પરંતુ ભવિષ્યમાં એ શક્ય બનશે ખરું? પાકિસ્તાન સાથે સમાધાન કરી પાડોશીઓ સાથેના સંબંધો સુધારવા માટેનું રાજકીય દબાણ હવે વધશે. આ પરિસ્થિતિમાં કાશ્મીરનો પ્રશ્ન ઉકેલવાની હિંમત શાસ્ત્રી સરકાર બતાવી શકશે ખરી? એ પ્રશ્ન એવો અટપટો છે કે કાંઈક બાંધછોડ તો કરવી જ પડવાની; પરંતુ એ બાંધછોડ કરવામાં જે રાજકીય જોખમ સમાયેલું છે એ ખેડવા અત્યારના નેતાઓ તૈયાર થશે ખરા?

આર્થિક વિકાસની ગતિથી કોઇને સંતોષ નથી. ચીનને પરદેશી આર્થિક સહાય જરા પણ ન મળતી હોવા છતાં ને બીજી અનેક મુશ્કેલીઓ હોવા છતાં એના વિકાસની ગતિ આપણા કરતાં ઊંચી છે. આપણું અર્થકારણ આખી રાત દળીને લોટ કુલડીમાં કાઢતું હોય એવી સ્થિતિ અનુભવે છે. અન્નક્ષેત્રે આપણે હજુ પણ પરદેશો ઉપર નભીએ છીએ ને બૂમાબૂમ થાય ત્યારે ખેતીમાં મૂડી રોકાણ વધારવાની વાતો કરીએ છીએ. રાજ્ય રાજ્ય વચ્ચે પણ અન્નની હેરફેર શક્ય

નથી. મધ્યસ્થ સરકારની સામે તાજેતરમાં મધ્યપ્રદેશ પોતાનો કક્કો ખરો કરી શક્યું એ એક ચિંતાજનક બનાવ છે. જીવનની રોજિંદી ચીજોના ભાવ ઘટાડવામાં સરકાર નિષ્ફળ નીવડશે તો લોકશાહી જ જોખમમાં મુકાઈ જશે.

તુમારશાહી ને લાંચરુશવત સામે શાસ્ત્રી સરકારે લડત માંડી છે ને એનો જુસ્સો ટકી રહે તો પરિસ્થિતિ જરૂર પલટાય. પ્રજાને ખાતરી થવી જોઇએ કે સરકાર લોકહિતની સાચી રખેવાળ છે ને ગુનેગાર ગમે તેવો પ્રતિષ્ઠિત ને શ્રીમંત હોય તો પણ સજા પામશે. ગંભીર ગુનાઓ માટે પકડાનાર ઘણા શ્રીમંતો લાગવગથી છૂટી ગયા છે એટલું જ નહીં, પણ પ્રતિષ્ઠિત સ્થાન પણ ભોગવી રહ્યા છે એ હકીકત પ્રજાને ખૂબ ખૂંચે છે. જે કાળા બજારિયાઓને નેહરુ ફાંસીએ ચડાવવાનું કહેતા હતા એ હજુ પણ અમનચમન કરે છે.

લોકશાહી અત્યારે તો હિંદમાં કસોટીએ ચડી છે. આવતાં ત્રણ વર્ષ ખૂબ આકરાં નીવડશે. એ દરમિયાનમાં આર્થિક ને વહીવટી ક્ષેત્રે નવી સરકાર કાંઈક સિદ્ધિ અને આંતરિક એકતા બતાવશે તો ભાવિ ઊજળું છે નહીં તો કટોકટીનો લાભ લઈ લોકલાગણી બહેકાવવા ને સત્તા કબજે કરી લોકશાહીની ઘોર ખોદવા માટે પ્રત્યાઘાતી બળો ડોકિયાં કરતાં ઊભાં છે. અશ્રદ્ધાળુ ને નિરાશવાદી બનવાને માટે કાંઈ કારણ નથી પણ નર્યા આશાવાદી બનવામાં પણ જોખમ છે.

*

# બંગાળનો નવયુગ અને ડેરોઝીઅનો

**પ્રવીણચંદ્ર પારેખ**

[સમાજશાસ્ત્રના અધ્યાપક, નવયુગ આર્ટ્સ ઍન્ડ કૉમર્સ કૉલેજ, પોરબંદર]

બંગાળમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના થયા પછી, પશ્ચિમની લોકશાહીવાદી, માનવતાવાદી અને વૈજ્ઞાનિક સંસ્કૃતિની અસર નીચે પુનર્જાગૃતિની એક ચળવળ ઊભી થઈ જેને સામાન્ય રીતે ‘બંગાળનો નવ-યુગ’ને નામે ઓળખવામાં આવે છે. એ ચળવળ શરૂ કરનાર રાજા રામમોહનરાય વિષે આપણે ઘણું જાણીએ છીએ. પરંતુ, તેમના પછી બંગાળના નવયુગમાં અગત્યનો ભાગ ભજવનાર એક જૂથ વિષે આપણે ઘણું થોડું જાણીએ છીએ. આ જૂથ ‘તરુણ બંગાળ’ને નામે ઓળખાય છે. તેના નેતા ડેરોઝીઓના નામ ઉપરથી તે જૂથના સભ્યોને ડેરોઝીઅનના નામે પણ ઓળખવામાં આવે છે.

હેન્રી લૂઈ ડેરોઝીઓનો જન્મ સને ૧૮૦૯માં થયો હતો. તેના પિતા એક સફળ વ્યાપારી હતા. અને તેમની નસોમાં સંભવતઃ પોર્ચુગીઝ અને હિન્દી લોહી વહેતું હતું. તેની માતા અને તેને ઉછેરનાર તેની સાવકી માતા અંગ્રેજ હતાં. આ રીતે ડેરોઝીઓ એક ઍંગ્લો-ઇન્ડિયન હતા.

ડેરોઝીઓ પ્રોટેસ્ટન્ટ સંપ્રદાયના વાતાવરણમાં ઊછર્યા હતા, અને તે વખતના કલકત્તામાં પ્રાપ્ય એવું સારામાં સારું શિક્ષણ તેમને મળ્યું હતું. પરંતુ, ઍંગ્લો-ઇન્ડિયન હોવાને કારણે તે ઉચ્ચ સરકારી નોકરી પ્રાપ્ત કરવા બિનલાયક ઠર્યા. પોતાના પિતાની ઑફિસનું કામ તેમને કંટાળાજનક લાગતાં તેમણે ગ્રામવિસ્તારમાં આવેલા પોતાના કાકાના ગળીના કારખાનામાં થોડો વખત કામ કર્યું. ત્યાં ગંગાના કિનારા પર બેસીને તેમણે અંગ્રેજીમાં રોમેન્ટિક કવિતાઓ લખી. તે કવિતાઓ પ્રસિદ્ધ થતાં સત્તર વર્ષના ડેરોઝીઅન કલકત્તાની પ્રજામાં ચર્ચાનો વિષય બન્યા. બે વર્ષ બાદ કલકત્તાની પ્રસિદ્ધ હિન્દુ કૉલેજના આસિસ્ટંટ હેડમાસ્તર તરીકે તેમની નિમણૂક કરવામાં આવી. તે કૉલેજમાં મળતું પશ્ચિમનું નવું જ્ઞાન પ્રાપ્ત કરવા બંગાળના શ્રેષ્ઠ યુવાનો આકર્ષાતા. અહીં ડેરોઝીઓને તેમના જીવનનું ખરું કાર્ય મળ્યું અને બે વર્ષમાં જ વિદ્યાર્થીઓને મુગ્ધ કરીને તેમણે તેમનાં મન અને હૃદય જીતી લીધાં. સને ૧૮૩૧માં બાવીસ વર્ષની ઉંમરે થયેલા તેમના અકાળ અવસાન બાદ વર્ષો સુધી તેમના વ્યક્તિત્વની જાદુઈ અસર તેમના વિદ્યાર્થીઓ ઉપર રહી હતી.

ડેરોઝીઓની અસર જેટલી તેમના વર્ગની અંદર હતી તેટલી જ તેની બહાર પણ હતી. ચર્ચાવિચારણા

કરવા માટે તેમણે સ્થાપેલ ઍકેડૅમિક એસોસીએશને ફક્ત તેમના વિદ્યાર્થીઓને જ નહિ, પરંતુ કલકત્તાના હિંદીઓ અને અંગ્રેજ વિચારશીલ લોકોને આકર્ષ્યા હતા. કુશાગ્ર બુદ્ધિથી અને અદમ્ય ઉત્સાહથી ડેરોઝીઓ અહીં સ્વ-સંકલ્પ (free-will), ભાગ્ય, શ્રદ્ધા, સત્યની પવિત્રતા, સદ્‌ગુણ કેળવવાની ફરજ અને દુર્ગુણની નિકૃષ્ટતા, સ્વદેશાભિમાનનું ઉમદાપણું, ઇશ્વરનાં લક્ષણો, મૂર્તિ-પૂજાની નિરર્થકતા અને ધર્મગુરુઓના દંભની ચર્ચા કરતા.

પ્રાચીન ઍથેન્સના સૉક્રેટિસની જેમ ડેરોઝીઓની યુવાનો ઉપરની અસરની રૂઢિચૂસ્ત લોકો તરફથી સખત ટીકા કરવામાં આવી. માતા-પિતાઓએ તેમના પુત્રોને હિન્દુ કૉલેજમાં મોકલવા બંધ કર્યાં. કૉલેજના વ્યવસ્થા-મંડળે તેમને છેવટે રાજીનામું આપવાની ફરજ પાડી. વ્યવસ્થામંડળને તેમણે આપેલો પ્રત્યુત્તર પશ્ચિમની સંસ્કૃતિની એક શ્રેષ્ઠ પ્રણાલિકા જેવા બૌદ્ધિક સ્વાતંત્ર્ય માટેનો તેમનો ઊંડો આદર વ્યક્ત કરે છે.

ડેરોઝીઓ પશ્ચિમની વિચારધારાને આધુનિક ભારત-માં સર્વપ્રથમ આવિષ્કાર આપે છે. તેમની કવિતામાં અને તેમના સમકાલીન અંગ્રેજી રોમૅન્ટિક કવિઓની કવિતામાં ઘણું સામ્ય છે. તેમની સ્વદેશભક્તિ ખાસ ઉલ્લેખને પાત્ર છે. અને સ્વદેશભક્તિની તેમની કવિતાઓ ભારતીય રાષ્ટ્રવાદનો પ્રથમ રણકાર છે. ભારતની ધરતીમાં વવાયેલા પશ્ચિમી સંસ્કૃતિના વિચારો ડેરોઝીઓમાં શ્રેષ્ઠ રીતે વ્યક્ત થાય છે. તે દૃષ્ટિએ વિચારતાં ડેરોઝીઓ નવા સર્જાઈ રહેલા ભારતના પ્રતીક હતા.

ડેરોઝીઓના મૃત્યુ પછી વર્ષો સુધી તેમના અનુ-યાયીઓની પ્રવૃત્તિઓ ચાલુ રહી હતી. તેઓ 'ઈન્ક-વાયરર' અને 'જ્ઞાનાન્વેષણ' નામનાં બે સામયિકો ચલાવતા. ૧૮૩૪-૩૫ના અરસામાં રસિક કૃષ્ણ મલીક નામના એક ડેરોઝીઅને રાજા રામમોહનરાયના મૃત્યુ પર, કંપનીના પટ્ટાની મુદત વધારવા પર અને મુદ્રણસ્વાતંત્ર્ય પર અસરકારક જાહેર વ્યાખ્યાનો આપ્યાં હતા.

ઈંગ્લૅન્ડમાં ચાલતી ઉદ્દામ ચળવળોની ડેરોઝીઅનો ઉપર અસર થઈ હતી, જે 'Society for the Acquisition of General Knowledge' (૧૮૩૮) અને 'Mechanical Institute' (૧૮૩૯)ની સ્થાપનામાં જોઈ શકાય છે. અમુક ડેરોઝીઅનોએ ખ્રિસ્તી ધર્મ અપનાવ્યો હતો. ઉપરાંત, ઘણા ડેરોઝીઅનોમાં માદક પીણાં પીવાની ઘેલછા પણ ઊભી થઈ હતી. આવી ઘેલછાવાળા ડેરોઝીઅનો કમભાગ્યે ડેરોઝીઓના મુક્ત વિચારોનાં સારાં પાસાંઓની અસર નીચે આવી શકયા ન હતા. શરૂઆતમાં માદક પીણાં પીવાની પ્રથા ડેરોઝીઅન અગ્રણીઓએ મુક્તિના પ્રતીક તરીકે શરૂ કરી હતી. પરંતુ ઉપર્યુક્ત ઘેલછાએ ડેરોઝીઅનોની પ્રતિષ્ઠા ઘટાડવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

પરંતુ, ખરા ડેરોઝીઅનો તો તત્કાલીન પ્રશ્નો પરત્વે ઘણા સજાગ હતા: જેવા કે મોરિશિયસમાં હિંદી મજૂરો તરફનો વર્તાવ, જ્યૂરી દ્વારા ન્યાય મેળવવાના હક્કનો વિસ્તાર, અદાલતની ભાષા તરીકે અંગ્રેજીની સ્થાપના, અખબારી સ્વાતંત્ર્ય અને સરકારી ખાતાંઓ દ્વારા હિન્દી કૂલીઓ પાસે કરાવવામાં આવતી વેઠ.

સને ૧૮૪૨માં ડેરોઝીઅનોએ Bengal Spectator નામનું એક નવું સામયિક શરૂ કર્યું. આ સામયિક સાંસ્કૃતિક પ્રશ્નોને બદલે આર્થિક અને રાજકીય પ્રશ્નો તરફ વિશેષ ધ્યાન આપતું. The Society for the Acquisition of General Knowledge-માં સામાજિક અને બીજા પ્રશ્નોની ચર્ચા-વિચારણા થતી અને નિબંધો વંચાતા તે ઉપરાંત તેના પ્લૅટફૉર્મ પર રાજકીય પ્રશ્નોની ચર્ચા પણ થતી.

૧૮૪૩માં ઈંગ્લૅન્ડમાં ગુલામીપ્રથા નાબૂદ કરવાના આંદોલનમાં ખ્યાતનામ બનેલા જ્યૉર્જ થૅાપસન ભારત આવ્યા હતા. તેમની વકતૃત્વ શક્તિથી પ્રભાવિત બનેલા ડેરોઝીઅનોએ તેમનાં અનેક જાહેર વ્યાખ્યાનો ગોઠવ્યાં હતાં. એ પ્રવૃત્તિમાંથી એ જ વર્ષમાં Bengal British India Societyનો જન્મ થયો. આ સંસ્થા બધા હિન્દીઓ માટે ખુલ્લી હતી અને તેનો ઉદ્દેશ ભારતના લોકોના વાજબી હક્કોનું રક્ષણ કરવાનો હતો. ૧૮૫૧માં બીજાં જૂથો સાથે મળીને ડેરોઝીઅનોએ British Indian Associationની સ્થાપના કરી. રાજકીય પ્રવૃત્તિના આ જુવાળ દરમ્યાન 'તરુણ બંગાળ'ની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ અદૃશ્ય થઈ ન હતી.

'તરુણ બંગાળ'ના અગ્રણીઓમાં નીચેના દશને મુખ્ય ગણી શકાય. આ જૂથમાં સર્વપ્રથમ સ્થાન તારાચંદ

ચક્રવર્તીનું છે. તે ડેરોઝીઓની પહેલાંના હિન્દુ કૉલેજના વિદ્યાર્થી હતા, તેનાથી વયમાં મોટા હતા. રામમોહનરાયના એક વખતના સાથી હતા અને બ્રહ્મ સભાના પહેલા સેક્રેટરી હતા. તંત્રી તરીકે, કોશકાર તરીકે અને એક સરકારી અધિકારી તરીકે તેમણે થોડીક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી.

કૃષ્ણ મોહન બેનરજી સૌથી વધુ ધ્યાન ખેંચનાર ડેરોઝીઅન હતા. તેમને સને ૧૮૩૧માં તેમના ઘરમાંથી કાઢી મૂક્વામાં આવ્યા હતા. બીજે વર્ષે તેમણે ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કર્યો અને 'Inquirer'માં હિન્દુઓની ઝાટકણી કાઢતાં લખાણો લખ્યાં. ૧૮૩૭માં તે ખ્રિસ્તી મિશનરી બન્યા પરંતુ તેમના વિચારોમાં તો ઉદ્દામ જ રહ્યા. તે ઘણા વિદ્વાન હતા અને તેમણે એક જ્ઞાનકોશ તૈયાર કર્યો હતો.

રામ ગોપાલ ઘોષ સૌથી વધુ નામાંકિત ડેરોઝીઅન હતા. તે એક ઘણા જ સફળ વ્યાપારી હતા. તેમના સહાધ્યાયીઓ સાથે તેમણે સતત સંપર્ક રાખ્યો હતો અને તે 'તરુણ બંગાળ'ના કેન્દ્રસ્થાને હતા. તે 'તરુણ' બંગાળ'ની બધી સાંસ્કૃતિક અને રાજકીય પ્રવૃત્તિઓ સાથે સંકળાયેલા હતા અને તેમની વકતૃત્વ શક્તિને કારણે આખા ભારતમાં પ્રસિદ્ધિ પામ્યા હતા.

પિયારી ચંદ મિત્ર તેમની વિદ્યાર્થી અવસ્થા દરમ્યાન ગરીબ વિદ્યાર્થીઓ માટે એક મફત નિશાળ ચલાવતા. ૧૮૩૫માં Calcutta Public Libraryની સ્થાપના થઈ ત્યારથી તે તેની સાથે સંકળાયેલા હતા. તે અનેક વિષયોમાં રસ ધરાવતા, અનેક સામયિકોમાં તેમના લેખો મોકલતા અને અનેક સમિતિઓના સભ્ય હતા. સને ૧૮૪૬માં તેમણે હિન્દી રૈયત(ખેડૂત)ના રક્ષણની હિમાયત કરી અને એ સૈદ્ધાંતિક માન્યતા રજૂ કરી કે "ખાનગી મિલકત રાજ્યને અસ્તિત્વમાં લાવે છે, નહીં કે રાજ્ય ખાનગી મિલકતને"; અને "ગરીબ અને આધારહીન લોકોને રાજ્યના રક્ષણ અને સતત કાળજીની જેટલી આવશ્યકતા છે તેટલી પૈસાપાત્ર અને શક્તિશાળી લોકોને નથી."

પિયારી ચંદના મિત્ર રાધાનાથ શીકદાર સરકારના એક ખાતામાં સરવેયર હતા અને ઉપરાંત એક ગણિતશાસ્ત્રી હતા. સરકારનાં વિવિધ ખાતાંઓ નીચે વેઠે કામ કરતા ગરીબ કૂલીઓના હક્ક માટેના તેમના હિંમતભર્યા પ્રયત્નોને પરિણામે જ તેમને વેઠમાંથી મુક્તિ મળી હતી. બંને મિત્રોએ બંગાળી ગદ્યમાં સાદી રોજ-બરોજની ભાષાના ઉપયોગની હિમાયત કરી હતી.

રામતનુ લાહિરી એક સાધુપુરુષ હતા અને સર્વના પ્રેમ અને આદરનું પાત્ર હતા. સને ૧૮૫૧માં તેમણે જનોઈનો ત્યાગ કર્યો હતો અને તેમના દીર્ઘ આયુષ્ય દરમ્યાન તે બધા પ્રગતિશીલ પ્રવાહોના સતત સંપર્કમાં રહેતા હતા.

દક્ષિણારંજન મુખર્જી એક શ્રીમંત નબીરા હતા. સ્ત્રીઓ માટે ઉચ્ચ શિક્ષણની સંસ્થા સ્થાપવી એ જ્યારે એક સાહસ હતું ત્યારે તેમણે Bethune College for Women માટે જમીન બક્ષી હતી. તે બધા જુનવાણી રીતરિવાજોનો અનાદર કરતા અને 'તરુણ બંગાળ'ની બધી અગત્યની પ્રવૃત્તિઓમાં અગ્રગણ્ય ભાગ ભજવતા. શિવચંદ્ર દેવ અને હરચંદ્ર ઘોષ બીજા અગ્રણી ડેરોઝીઅનો હતા.

છેલ્લે કાઠિયાવાડમાં રહેતા એક ડેરોઝીઅનનો ઉલ્લેખ તત્કાલીન લખાણોમાં મળે છે. તેમણે કાઠિયાવાડના એક રાજ્યમાં ચાલતા ગેરવહીવટ વિષે વર્તમાનપત્રોમાં 'Mis-management in Kathiawad' નામે એક લેખમાળા લખી હતી. તેમની ધરપકડ કરી તે રાજ્યમાં તેમને એક વર્ષ સુધી જેલમાં રાખવામાં આવ્યા હતા. પરિણામે લોક-આંદોલન થયું. તેમને મુક્ત કરવામાં આવ્યા, થોડા વખત માટે રાજ્યનો વહીવટ તેમને જ સોંપવામાં આવ્યો અને તેમના મદદનીશો પસંદ કરવાની તેમને છૂટ આપવામાં આવી. પરંતુ, થોડા વખત પછી તેમને રાજ્યમાંથી હદપાર કરવામાં આવ્યા. દુર્ભાગ્યે તે ડેરોઝીઅનના નામ વિષે તેમજ જે રાજ્યમાં તેમણે આ પ્રવૃત્તિઓ કરી તે રાજ્યના નામ વિષે કંઈ જાણવા મળતું નથી.

ડેરોઝીઅનોના ઉદ્દામ વિચારોને કારણે તેમના સમકાલીનો તરફથી તેમની સખત ટીકાઓ થયેલી છે, કારણ કે તાત્કાલિક પ્રત્યાઘાતો હમેશાં વધુ ઉગ્ર હોય છે. પછીના સમયના લેખકોએ વ્યક્તિગત રીતે અમુક ડેરોઝીઅનોની પ્રશંસા કરી છે. પરંતુ, તરુણ બંગાળની આખી ચળવળનું મહત્ત્વ ઘણું ઓછું આંકવા તરફનું વલણ સામાન્ય રીતે આ વિષયના અભ્યાસીઓમાં રહ્યું છે.

તેમના ઉપર આંગ્લભક્તો તેમજ અધાર્મિક હોવાનો આરોપ મૂકવામાં આવ્યો છે. બંને આક્ષેપો અતિશયોકિત-ભરેલા છે. જેવી રીતે તેમની પછીના સમયના આંગ્લ-ભક્તોએ ભારત અને તેની પ્રજાની ઉપેક્ષા કરી છે તેવી રીતે ડેરોઝીઅનોએ કદીય કર્યું નથી. ઊલટું લગભગ બધા ડેરોઝીઅનો સ્વદેશાભિમાનની ભાવનાથી તરવરતા હતા; કૃષ્ણ મોહન સને ૧૮૩૭માં ખ્રિસ્તી મિશનરી બન્યા તેમ છતાં હિન્દુ ફિલસૂફી અને સાહિત્યનો તેમણે અભ્યાસ કર્યો હતો; તારાચંદ ચક્રવર્તીએ મનુસ્મૃતિનું ભાષાંતર કર્યું હતું અને 'જ્ઞાનાન્વેષણ'નો અમુક ભાગ બંગાળીમાં પ્રસિદ્ધ થતો. તે જ રીતે અધાર્મિકપણાનો આરોપ પણ બિનપાયાદાર છે. વાસ્તવમાં ડેરોઝીઅનોનો ઉદ્દેશ હિન્દુ ધર્મને બુદ્ધિગમ્ય બનાવવાનો હતો.

શરૂઆતમાં જણાવવામાં આવ્યું છે તે મુજબ નિષિદ્ધ ખોરાક અને પીણાં લેવાની તેમની પ્રવૃત્તિઓએ સમકાલીનોને ઘણો આઘાત પહોંચાડ્યો હતો. પરંતુ, તેની પાછળનો ઉદ્દેશ પ્રચલિત રીતરિવાજોની બાબતમાં અંગત વિવેકબુદ્ધિનો અધિકાર પ્રસ્થાપિત કરવાનો હતો. સામાજિક વિકાસના કટોકટીભર્યા તબક્કે આ જાતનું વલણ સ્વાભાવિક ગણી શકાય; એટલું જ નહીં, પણ પ્રચલિત રીતરિવાજોના દાંભિક સ્વીકાર કરતાં આ જાતનું ઉદ્દામ વર્તન વધારે આવકારપાત્ર છે.

'તરુણ બંગાળ'ની ઘણી મર્યાદાઓ ફક્ત તેમની પોતાની જ મર્યાદાઓ નથી, પરંતુ મહદ્ અંશે આધુનિક ભારતના નવયુગના સમગ્ર આંદોલનની છે. ૧૯મી સદીના ભારતના શિક્ષિતો પરદેશી રાજ્યઅમલના તાત્કાલિક ફાયદાઓ જ જોઈ શક્યા હતા; પરંતુ, બ્રિટન દ્વારા થતા ભારતના શોષણને તેઓ સમજી શક્યા ન હતા. તેમને શ્રમજીવી જનતા સાથે નિકટનો પરિચય ન હતો અને તેમના પ્રશ્નો તેઓ સમજતા પણ ન હતા. શિક્ષિતો મોટે ભાગે હિન્દુઓ હતા; તેમના રસના વિષયો પણ હિન્દુસમાજ અને પ્રણાલિકા હતા; તેને પરિણામે શિક્ષિતો અને મુસ્લિમ સમુદાય વચ્ચે ઘણું મોટું અંતર રહ્યું.

એક વિકસિત અને પ્રગતિશીલ વિચારસરણીનું ઘડતર અને તેના ઉપર આધારિત લોક-આંદોલન ઊભું કરવાની અશક્તિ એ 'તરુણ બંગાળ'ની ખરી નિષ્ફળતા છે. કદાચ તત્કાલીન સંજોગોમાં આ સ્વાભાવિક હતું. વ્યક્તિગત રીતે ડેરોઝીઅનો પ્રતિભાશાળી મનુષ્યો હતા, તેમના ગુરુની સ્મૃતિને પૂર્ણ વફાદાર હતા અને મિત્રતા અને પ્રેમના પાશથી એકબીજા સાથે બંધાયેલા હતા. પરંતુ, વિશાળ સમુદાયમાંથી વધુ ને વધુ લોકોને આકર્ષી શકે એવી કોઈ વિચારસરણીનું તેઓ નિર્માણ કરી શક્યા નહિ. તત્કાલીન સમાજ ઉપર તેમણે થોડી અસર પાડી, પરંતુ, "પિતાઓ અને સંતાનો વગરની એક પેઢી તરીકે" આખું ડેરોઝીઅન જૂથ બંગાળના સામાજિક જીવનમાંથી અદૃશ્ય થઈ ગયું.

નિર્ભીક બુદ્ધિવાદ અને પશ્ચિમમાંથી આવેલ નવા વિચારપ્રવાહની ભારતને પુનરુત્થિત કરવાની શક્તિની સૂઝ એ બંને 'તરુણ બંગાળ'નાં સૌથી સ્મરણીય અને ઊજળાં પાસાં છે. ત્યાર પછી ભારતના રાષ્ટ્રીય જીવનમાં પ્રવેશેલ પ્રણાલિકાવાદ, ગૂઢવાદ અને પ્રાચીન આર્ય સંસ્કૃતિ તરફના ઝોક નીચે આ બુદ્ધિવાદ દબાઈ ગયો. એમ નથી લાગતું કે બુદ્ધિવાદને આપવામાં આવેલી આ તિલાંજલિથી ભારતને સરવાળે નુકસાન જ ગયું છે?

\+ + +

[આ લેખ લખવા માટે નીચેનાં પુસ્તકોનો આધાર લીધો છે:

(1) Sources of Indian Tradition. Ed. by Wm. Theodore de Bary, published by Oxford University Press.
(2) Studies in the Bengal Renaissance. Ed. by Atulchandra Gupta, published by The National Council of Education, Bengal.
(3) Notes on the Bengal Renaissance. by Amit Sen, published by People's Publishing House, Bombay.]

*

# પાર્વતીના તપનું રહસ્ય

ગૌતમ વા. પટેલ

[સંસ્કૃતના વ્યાખ્યાતા, સેંટ ઝેવિયર્સ કૉલેજ, અમદાવાદ]

દેવતાઓ દૈત્યોથી ત્રાસી ગયા હતા. તારકાસુરને મારવા માટે શિવના વીર્યથી જન્મેલો પાર્વતીનો પુત્ર સેનાપતિ તરીકે મળે તો વિજય પ્રાપ્ત થાય તેવી સલાહ બ્રહ્માએ દેવોને આપી. દેવોએ શિવ અને કામદેવને સહારે મિલન કરાવવા પ્રયત્ન કર્યો.

ભગવાન શિવના આશ્રમમાં અકાળે વસંતનો આવિર્ભાવ થયો. દક્ષિણનો વાયુ વાવા લાગ્યો. મદમસ્ત મૃગો આમતેમ દોડવા લાગ્યાં. વૃક્ષો અને વેલીઓએ પણ કામની અસર નીચે એકબીજાને આલિંગન આપ્યાં. અપ્સરાઓ ગીત ગાવા લાગી. આમ છતાં ભગવાન શિવ ધ્યાનમાં મગ્ન રહ્યા, કારણ કે આત્મેશ્વરોની સમાધિમાં ભંગ પડાવવા માટે વિઘ્નો શક્તિશાળી બની શકતાં નથી.

કોઈ ચાલતી સુંદર લતા હોય તેવી પાર્વતીએ પ્રવેશ કર્યો. તેણે વસંતનાં પુષ્પોનાં આભરણો ધારણ કર્યાં હતાં. પદ્મરાગ મણિને પણ તિરસ્કૃત કરે તેવાં અશોકનાં પુષ્પો કે સુવર્ણની કાંતિનું અપહરણ કરતાં કર્ણિકારનાં પુષ્પો તેઓએ ધારણ કર્યાં હતાં, બકુલ પુષ્પની માળા કંદોરાને સ્થાને હતી, તે જાણે કામદેવના ધનુષ્યની વધારાની પણછ હોય તેમ શોભતી હતી. હાથમાં રહેલા કમળથી મુખની સુવાસથી આકર્ષાયેલ ભ્રમરોને તે દૂર કરતી હતી. પ્રશંસનીય સર્વ ગાત્રોવાળી અને સૌન્દર્યમાં રતિને પણ શરમાવે તેવી પાર્વતીને જોઈને કામદેવને પોતાનો વિજય હાથવેંતમાં જણાયો.

પાર્વતીએ પ્રેમપૂર્વક પશુપતિ – શિવને પ્રણામ કર્યા. ભક્તો તરફના વાત્સલ્યને કારણે શિવે પાર્વતીએ આપેલી પુષ્પમાળા લેવા હાથ પ્રસાર્યો. આ સમયે એક ખૂણામાં લપાયેલા કામદેવે પોતાનું સંમોહન નામનું અમોઘ બાણ ચઢાવ્યું. શિવના હૃદયમાં કાંઈક ક્ષોભ થયો, સાગરમાં ચંદ્રનો ઉદય થતાં થાય તેવો જ. શિવે કાંઈક આતુરતાથી ઉમાના મુખ તરફ જોયું. પાર્વતીએ રોમાંચ અનુભવ્યો, અને શરમનું માર્યું મુખ ફેરવી લીધું.

ચંદ્રોદયથી સાગરમાં સહેજ ક્ષોભ અવશ્ય થાય છે પણ તે મર્યાદા મૂકતો નથી. શિવના ધૈર્ય-સાગરમાં પાર્વતીના મુખચંદ્રના દર્શનથી ક્ષોભ થયો પણ તેઓએ મર્યાદા મૂકી ન હતી. ચંદ્રનો અસ્ત થાય અને સાગરનો ક્ષોભ ચાલ્યો જાય. પાર્વતીએ પોતાનું મુખ લજ્જાથી બીજી દિશામાં ફેરવ્યું. મુખચંદ્ર દેખાતો બંધ થયો શિવના ધૈર્યસાગરમાંથી ક્ષોભ દૂર થયો. શિવે સ્વસ્થ થઈને આ તોફાનના કારણરૂપ કામદેવને એક ખૂણામાં બાણ મારવા તૈયાર થયેલો જોયો. રુદ્રનો ક્રોધ ભભૂકી ઊઠ્યો. આકાશમાં રહેલા દેવતાઓએ શિવને વિનંતિ કરી. પરંતુ ભગવાન સુધી તે પહોંચે તે પહેલાં તો શિવના ત્રીજા નેત્રમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિએ કામદેવને ભસ્મસાત્ કરી નાખ્યો.

મદનના દહન સાથે પાર્વતીની પતિ મેળવવાની આશા, તેનાં માતા-પિતાની અભિલાષા, દેવોની આકાંક્ષા, સેનાપતિના જન્મની શક્યતા વગેરે સઘળું બળીને ભસ્મ થઈગયું. પોતાની નજર સમક્ષ કામદેવને બળતો જોઈને પાર્વતીને પોતાનું સૌન્દર્ય નિરર્થક જણાયું. તેઓએ સૌંદર્યની હૃદયપૂર્વક નિંદા કરી, કારણ પ્રિયતમના પ્રેમરૂપી ફળને જે પ્રાપ્ત કરે તે જ સૌંદર્ય કહેવાય. (प्रियेषु सौभाग्यफला हि चारुता। ૫-૧) સૌંદર્યની સાચી સિદ્ધિ કે સાર્થક્ય સ્નેહીનો સ્નેહ સંપાદન કરવામાં રહેલી છે. પ્રિયતમના પ્રેમ વિના સૌંદર્યનું કોઈ મૂલ્ય નથી. પોતાના રૂપને સાર્થક કરવા પાર્વતીએ તપનો માર્ગ સ્વીકાર્યો. માતાની મમતાએ માર્ગ રૂંધ્યો, પરંતુ પિતાની અનુજ્ઞા મેળવી તે માતાની મમતા ત્યજીને અને ભોગવિલાસોને ઠુકરાવીને ગૌરી શિખર પર તપ કરવા ગયાં.

જેને જગતના ભોગવિલાસો ડગાવતા નથી તે દુનિયાને ડોલાવે છે. જગતના ભોગને ત્યજી યોગનો આશ્રય લઈ જગતના નાથને ડોલાવવાનો માર્ગ પાર્વતીએ સ્વીકાર્યો. તપના આ માર્ગની શોધ તેના ભવ્ય આત્મનિરીક્ષણમાંથી જન્મી હતી. તેણે કોઈને પણ દોષ ન દેતાં પોતાના રૂપની જ નિંદા કરી હતી.

હવે પાર્વતી સમક્ષ પ્રશ્ન હતો 'હવે શું?' સમાધિમાં રહેલા, રોજ સાકાર સ્વરૂપે દર્શન દેતા શિવને

તે સુ-આકાર(સૌંદર્ય)થી વશ કરવા ગઈ હતી, સુ-આકારથી સાકારને વશ કરવા ગઈ હતી; પરંતુ સૌંદર્યને શિવ વશ ન થયા. સુ-આકારને સાકારે નમતું ન આપ્યું. એટલું જ નહિ શિવ અંતર્ધાન થઈ ગયા — સાકાર નિરાકારમાં પરિણમ્યા. 'હવે શું?' તેમને—નિરાકારને સાકાર કેવી રીતે કરવા?

પાર્વતીએ તપનો માર્ગ સ્વીકાર્યો. કારણ શિવતત્ત્વ કામને વશ ન થયું. કામનાથી પર હોય તે કામથી વશ થાય જ કેવી રીતે? અંધકારથી પ્રકાશ પર કાબૂ થોડો થઈ શકે છે? કામથી શિવ થોડા વશ થવાના છે! કામ ક્રોધ અને લોભ તો નરકનાં દ્વાર (જુઓ ગીતા ૧૭-૧૧, ૧૨) નરકના દ્વારેથી દાખલ થવાથી શિવ—કલ્યાણની પ્રાપ્તિની આશા સ્વપ્ને ય ન રાખી શકાય. પાર્વતીએ કામનો ત્યાગ કર્યો, બાહ્ય અલંકાર—સૌંદર્યપ્રસાધનોને ત્યજી દીધાં, યુવાનીમાં પણ વાર્ધક્યશોભી વલ્કલો પહેર્યાં, ભોગ-વિલાસ અને સુખ-સગવડનો ત્યાગ કરી સુકોમળ કન્યાએ મુનિઓના કઠણ આચરણમાં ઝંપલાવ્યું. જો કામદેવ જીવતો હોત તો તેઓનું આ પરિવર્તન જોઈને તે પણ જીવ બાળત.

જ્ઞાનીને જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે તેનું વર્તન નહિ, પણ વલણ બદલાય છે, કાર્યો નહિ પણ ભાવનામાં પરિવર્તન આવે છે. પાર્વતીની દૃષ્ટિ હવે સદંતર બદલાઈ ગઈ. હવે તેઓ હરણાંઓ તરફ દયાભાવ રાખવા લાગ્યાં, લતાઓમાં વિલાસચેષ્ટાઓને થાપણરૂપે મૂકી, વૃક્ષો તરફ પુત્રવાત્સલ્ય કેળવ્યું, તપ્ત પૃથ્વીની સાથે વર્ષાનું પ્રથમ મિલન થતાં ઉષ્ણ વરાળ કાઢવા લાગ્યાં. એકબીજાથી વિયુક્ત થયેલ ચક્રવાક તરફ સહાનુભૂતિ દર્શાવવા લાગ્યાં, કમળની શોભાથી હીન બનેલા સરોવરમાં સ્વમુખકમળની શોભા મૂકવા લાગ્યાં. ટૂંકમાં વૃક્ષ કે વેલી, હરણું કે પૃથ્વી, ચક્રવાક કે સરોવર સહુ તરફ તેઓની માંગલ્યમય દૃષ્ટિ પ્રસરવા લાગી. વૃક્ષમાં વાત્સલ્ય કે વિયુક્ત ચક્રવાક તરફ સહાનુભૂતિ જેવાં સ્થળોએ તેઓની દૃષ્ટિ માંગલ્યમય—શિવમય થવા લાગી.

શિવ એ સૌંદર્ય મંગલ, પ્રેમ અને કલ્યાણનું બીજું નામ જ છે. 'સત્યં શિવં સુંદરમ્'ની ભાવના આની સાક્ષી પૂરે છે. આ સહુ ઈશ્વરનાં સ્વરૂપો છે. આ સૌંદર્ય પ્રેમ મંગલ કલ્યાણ કે શિવની આરાધના સ્વાર્થથી શક્ય નથી. પ્રેમ એકમાં ખોવાઈ જાય તો તે સ્વાર્થ કહેવાય. જે પ્રેમ અંધ બની અન્યના અસ્તિત્વને નિહાળી પણ ન શકે તે સ્વાર્થ નહિ તો બીજું હોઈ પણ શું શકે?

શિવને સૌંદર્યથી વશ કરવા ગયેલી શૈલસુતામાં આવો કોઈ સ્વાર્થ હતો. તે અન્ય વેલી, વૃક્ષ કે પક્ષી સરોવર કોઈનું અસ્તિત્વ જોઈ જ શકી નથી. તેણે તો તપોવનને પ્રમદવનમાં પલટાતું જોયું અને તેનો લાભ લેવા તે પ્રેરાઈ. કેવો સ્વાર્થ! 'અન્યના ભોગે હું રૂપવાન બનું.' વસંતનાં પુષ્પોનાં આભરણોથી તેણે પોતાની જાત શણગારી. પણ આવા 'સ્વાર્થી' વાતાવરણમાં 'શિવ' રહી પણ કેમ શકે? જે સાક્ષાત્ હતા તેમને તિરોહિત થવાની ફરજ પડી 'બનીઠનીને આવેલી મને જ શિવ નિહાળે' એ ભાવના જાગૃત થતાં જ 'શિવ'ની આંખો મીંચાઈ જાય તેમાં નવાઈ પણ શી? 'હું જ પ્રભુના પ્રેમનું પાત્ર બનું, આ મારા પ્રેમ પર અન્યનો હક્ક નહિ' આ ભાવના ઉત્પન્ન થતાં શિવને અંતર્ધાન થવું જ પડે ને! ટૂંકમાં સ્વાર્થ ભાવનાથી 'શિવ'–કલ્યાણની પ્રાપ્તિ શક્ય નથી. પ્રેમ કે માંગલ્ય, કલ્યાણ કે 'શિવ' તે કાંઈ કોઈની આગવી સંપત્તિ નથી.

તપ દરમ્યાન પાર્વતીની દૃષ્ટિ બદલાઈ, હવે વૃક્ષો તરફ વાત્સલ્ય જન્મ્યું, હરણાંઓ તરફ પ્રેમ, લતાઓમાં વિલાસ ચેષ્ટાઓને થાપણરૂપે મૂકી; સરોવરની શોભામાં સ્વમુખકમળથી અભિવૃદ્ધિ કરી, વિયુક્ત ચક્રવાક તરફ સહાનુભૂતિ કેળવી. બીજા શબ્દોમાં કહીએ તો પાર્વતીએ તપ દરમ્યાન સર્વત્ર શિવની—મંગલની આકાંક્ષા કરી. તેનો પ્રેમ સ્વાર્થ મટીને પરમાર્થરૂપે પરિણમ્યો. હવે પોતે સુંદર દેખાય માટે વેલી પરથી તે પુષ્પો ચૂંટતી નથી પણ વેલી સુંદર દેખાય માટે પોતાના વિલાસો વેલીને આપે છે. કેવું પરિવર્તન! સ્વાર્થમાંથી શિવમય દૃષ્ટિ—કલ્યાણમય દૃષ્ટિ થઈ. નિરાકાર બનેલા શિવને હવે સાકાર બનવું પડ્યું. શિવને સર્વત્ર જોનાર સામે શિવ સાક્ષાત્ સાકાર સ્વરૂપે આવીને ઊભા રહ્યા. એક વખત 'હું'–અહમ્‌ની ભાવનાથી શિવને મેળવવા ગયેલી પાર્વતીની સૌંદર્યસંપત્તિની તિજોરી લૂંટાઈ ગઈ હતી. તેને આત્મવિલોપનનો માર્ગ લેવાની ફરજ પડી હતી. આત્મવિલોપન આત્માની અવનતિને રોકે છે. એ ક્વચિત અધોગમન કરતું વરતાય પરંતુ કોઈ મહામિલન માટે.

હિમાલયના શિખર પરનો બરફ ઓગળે છે પણ તેનું આ આત્મવિલોપન અંતે પાણીસ્વરૂપે મહાસાગરને જ મળે છે ને!

તપસ્યાનો માર્ગ પરમ કલ્યાણનો માર્ગ છે. બાહ્ય સૌંદર્ય અને સ્વાર્થી કામની સામેથી અંતર્ધાન થનાર શિવ આંતરસૌંદર્ય અને પરમાર્થની ભાવનાયુક્ત શિવદૃષ્ટિવાળાં પાર્વતી સમક્ષ આવીને ઊભાં રહે છે. સર્વત્ર શિવદૃષ્ટિ કેળવનાર પાર્વતીના પ્રણયના પ્રાર્થી બનીને પશુપતિ પોતે પધારે છે. શિવને પ્રત્યક્ષ કરવા શિવદૃષ્ટિ આવશ્યક છે. જો સાકાર નિરાકાર થાય તો તે સુ-આકારથી પ્રત્યક્ષ ન થાય. તેને માટે તેને સર્વ-આકારમાં જોવા જોઈએ. ગીતા પણ આ વિચારને પુષ્ટિ આપે છે. જુઓ યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ। વગેરે. ગીતા. ૬–૩૦.

# નવનીત

## નાગરિક હક્કનું યુદ્ધ

એક અંગ્રેજ કવિએ ફરિયાદ કરી છે કે આપણે આ દુનિયાની વાતમાં એવા પડી ગયા છીએ કે બીજી કશી વાતની ખરખબર લેવા જેવી આપણને સૂઝ જ નથી રહેતી. આ વાત બીજા પૂરતી સાચી હશે કે નહિ તે કોણ જાણે પણ આપણા પૂરતી તો સાવ સાચી લાગે છે. અમેરિકાનાં વિધાનગૃહોએ, એમાં પણ ખાસ સેનેટે નાગરિક હક્કનો ખરડો જંગી કહી શકાય એવી બહુમતીથી પસાર કર્યો. આ નાગરિક હક્ક, તે દેશની પ્રજાના એક ભાગને માત્ર રંગભેદને કારણે જેનો ઈન્કાર કરવામાં આવ્યો હતો તે નાગરિક હક્ક, ગુલામીની પ્રથાનો જ્યારથી નૈતિક નજરે વિરોધ થતો ગયો ત્યારથી એક વાત અને એક વિચાર વારંવાર વાચા પામતો રહ્યો છે—તે બે દેશનો 'ખ્યાલ': બે પ્રજાનો ખ્યાલ. અમેરિકા પૂરતી જ આ વાત મર્યાદિત રાખીએ તો લિંકને તો એને 'હાઉસ ડિવાઇડેડ'—ભાંગેલું ઘર કહ્યું હતું.

આ નાગરિક હક્કના ખરડાને આજે જરા વધારે વિશદતાથી સમજવાની જરૂર છે. માત્ર એમાં થયેલા કાળક્ષેપની નજરે જ એનો વિચાર કરવામાં તે માનવતાપ્રેમીઓને બહુ જેબ આપે છે એમ નહીં કહી શકાય. સો વર્ષ વીત્યાં તોય હબસીને આટલી નાનકડી વાત મેળવતાં આટલો સમય લાગ્યો! એમાં આદર્શવાદીની નબળાઈ કે રૂઢિચૂસ્તનું બળ; બેમાંથી શેણે કામ કર્યું અને શેણે કામ ન કર્યું એ સવાલ આજે એટલા માટે ઉપસ્થિત થાય છે કે કાયદો થયાં છતાં એનો અમલ થશે ખરો એવો સવાલ પૂછવો પડે છે. બીજો મુદ્દો એ ઉપસ્થિત થાય છે કે કાયદો કરાવનારમાં એટલી તેજી, કે જરૂરી ઉત્કટતા રહેશે? કાયદો થયો એટલે વિરોધીઓ માની જશે? અને તેથી પણ વિશેષ તો કાયદો થયો એટલે કાળીપ્રજાની અપેક્ષા પૂરી સંતોષાઈ એમ માની લેવાય ખરું?

કાયદાના અર્થનો વિસ્તાર કરવો એટલે જ પ્રગતિશીલતા એવા અર્થ તો ઓછામાં ઓછું આ કાયદાનો પાછલો ઇતિહાસ કાઢવા દે એમ નથી. નવી જ ઊભી થયેલી હબસીક્રાંતિના—નીગ્રો રેવોલ્યુશનના આત્યંતિક વિચારકોને આ કાયદાના પસાર થવાથી સંતોષ થાય એવું હાલની ઘડીએ નથી રહ્યું. એવું જ જે મુસ્લિમ હબસીની હિલચાલ ઊપડી છે એને જોઈએ તો લાગે કે આવી આત્યંતિક લાગણીને કાબૂમાં રાખવાનું કે વિવેકી વહેણમાં વાળવાનું હવે લગભગ અશક્ય છે.

આ નાગરિક હક્કની જ્યારે જ્યારે વાત આવી છે ત્યારે અમેરિકન લોકશાહીના એક વિશિષ્ટ અંગની વાત આગળ આવી છે. આ વિશિષ્ટ અંગ તે ફિલિબસ્ટર–સેનેટર ગમે તે વિષય ચાલતો હોય પણ એક વાર ઊભો થયો તે પોતે બેસી ન જાય ત્યાં લગી ગમે તે અને ગમે તેમ બોલી શકે. માત્ર એ પોતાના પગ પર ઊભો રહેલો હોવો જોઇએ. (આનું એક હાસ્યપ્રેરક વિવર્તન થયેલું કે એક સેનેટરને બોલતાં સિગારેટની તલબ લાગી. સભાગૃહમાં સિગારેટ પિવાય નહીં, એટલે સેનેટર ચાલીને બારણા પાસે ગયા. બારણા બહાર એમના સાથીએ સળગાવેલી સિગારેટ તૈયાર રાખી ડોકું બહાર અને અંગ અંદર એમ એમણે ચાર ફૂંક ખેંચી. એમના વકતવ્યની અખંડિતતા જળવાઈ) પણ અમેરિકી પ્રથામાં આ ફિલિબસ્ટરનો એ ઘણો જ વિશિષ્ટ અને જેની અત્યંત જલદ અને જાગૃત રીતે ચોકી કરવી જ જોઈએ એવો હક્ક મનાય છે. જ્યારે બહુ હરકતરૂપ એનો ઉપયોગ થવા લાગ્યો ત્યારે એને બે તૃતીયાંશ બહુમતીએ અટકાવી શકાય એવો નિયમ થયો, આને ક્લૉટર કહે છે.

અહીં આનો ઉલ્લેખ તો આ ક્લૉટરની વિરુદ્ધ સેનેટર બેરી ગોલ્ડવૉટરે મત આપેલો એ માટે જ કર્યો

છે. બેરી ગોલ્ડવૉટર હવે તો એમ મનાય છે કે '૬૪ના નવેમ્બરમાં અમેરિકી પ્રમુખપદ માટેની આવતી ચૂંટણીમાં રિપબ્લિકન પક્ષના ઉમેદવાર હશે. રિપબ્લિકન પક્ષ એટલે લિંકનનો પક્ષ. રિપબ્લિકન પક્ષ એટલે સર્વને સમાન ગણવા જોઇએ એમ માનનારો પક્ષ.

વાત આથી પણ આગળ વધે છે. ઐતિહાસિક તેમ જ વહેવારુ રીતે પણ અમેરિકાનો આંતરવિગ્રહ ખેલાયો તેમાં ગુલામની મુક્તિ એ તો નિમિત્ત જેવો મુદ્દો હતો. ખરો મુદ્દો તો સમવાયતંત્રમાં—ફેડરેશન-રાજ્યના-સ્ટેઈટના હક્ક કેવા અને કેટલા એ હતો. લિંકને આંતરયુદ્ધ સમવાયનો અવાજ સર્વોપરી રહે એ માટે ખેલ્યું.

ઇતિહાસે વિધિના અનેક કટાક્ષ જોયા છે. દુનિયાના સાવ નપાવટ માનવીઓને સંત બનતા જોયા છે. દંભની પણ પરાકાષ્ઠા દુનિયાએ જોઈ છે. પણ એ બધી વિચિત્રતાઓને ટપી જાય એવી વિચિત્રતા તે, જે વ્યક્તિ પક્ષના માન્ય સિદ્ધાન્તોમાં માનતી ન હોય, પક્ષે આ જ લગી જે કર્યું હોય એ બધું જેને માત્ર વૃથા નહીં પણ બેવકૂફીભરેલું લાગતું હોય, એ વ્યક્તિ અને એવી વ્યક્તિ, ચૂંટણીમાં પક્ષની નીતિનો ધરાર વિરોધ જાહેર કરીને પક્ષના ઉમેદવાર તરીકે ઊભી રહે, એ પક્ષ કેવી પામરતાની હદે પહોંચ્યો હશે એની તો ગણતરી ન થઈ શકે. અને એ રીતે ગણતરી કરવાનું કામ આપણું નથી. પણ પક્ષ નબળો પડતાં, પછી એનાં અનેક કારણ હોઈ શકે—કેવી કલ્પી ન શકાય એવી વિડંબના અને વિટંબણા આવી જાય છે તે જોવું–વિચારવું તો સહુના હિતમાં છે.

અને એથી ય કદાચ અંગત રીતે વધુ વિષમ લાગે એવી દશા તો જનરલ આઇઝન હોવરની પોતાની છે. રિપબ્લિકન પક્ષમાં એમનું વડીલ તરીકેનું સ્થાન છે. એમણે પોતે તો આ બાબતમાં કોઈ ઉમેદવારની બાંહ્ય નહિ પકડે એમ કહેલું: છતાં એમણે અન્ય કોઈ નહિ પણ સેનેટર બેરી ગોલ્ડવૉટરની ઉમેદવારીને પોતાનો ટેકો છે એમ પક્ષના મિલનમાં જાહેર કર્યું. એક અખબારે તો જાહેરમાં સવાલ પૂછયો: યુરોપના મુક્તિદિને એક હજાર જહાજને સામટાં ફ્રાન્સની ભૂમિ પર ઉતારનાર જનરલ આઇઝન હોવર તે આ જ કે? **જયંતિ દલાલ**

[સુરતના દૈનિક 'ગુજરાતમિત્ર તથા ગુજરાતદર્પણ' (તા. ૨૫-૬-'૬૪)માંથી સાભાર.]

*

૧૪૨૪૮—